માએ બાપ તરફથી મળેલી પુંજી પણ સેંધોંઓ લખલુટ ખરચોમાં ઉરાડી દીધી હતી. અને તે ઉપરાંત તે બીજી ઘણી ખરાબ ચાલ ચલાવતો હતો. અંતે તેના બાપે લાગવગ લગાડી તેને કરાંચીની એક મોટી પેઢીમાં રખાવ્યો, એવી મતલબથી કે રંગીલી મુંબઈની મોજ મજાહ છોડી કરાંચી જેવાં શાંત શેહેરમાં તેને મોકલાવે, તો તે સુધરી જાય.

. જરબાઈની તનદરોસ્તી દહાડે દહાડે ઘણી લથડી પડતી હતી, અને તે વેળા તેવણનું અંતઃકરણ ઘણું ડંખતું હતું. માતા તરીકેની ફરજો શું હતી તે તેવણ જાણતાં હતાં. દીનબાઈને તેવણ ઘણી સરસ રીતે બજાવતાં જોતાં હતાં, અને તે છતાં તેવણ બેદરકાર રહયાં હતાં. હીલાંની ચાલ તેવણ ખમી ગયાં હતાં, તેવણે તેણીને માફ કરી હતી. પણ શાવક તો તેવણનાં ગલાંનો હાર હતો અને તેની નામોશીએ તેવણને એકદમ ફટકો મારી તેવણની આંખ આગળનો પરદો ઉંઘાડી નાખ્યો હતો. બચપણમાં તેની ઘણી ખરી ભુલો તેવણ છુપાવતાં હતાં. તેના દરેક ફાંટાઓ પુરા પાડતાં હતાં, તેની ભુલો તેના સખત, પણ કરડા તો નહીંજ, ખવાસના બાપથી છુપાવતાં. તેવણ પોતાનાં ધણીની આંખમાં હલકાં વટીક પડયાં હતાં. શાવકને કહાડી મુકવામાં આવ્યો, અને તે વળી નામોશી ભરેલી રીતે કહાડી મુકવામાં આવ્યો હતો. અને જ્યારે તેની માતાએ તેની કાલેજની જીંદગી જવાન મરચંટોની કાલેજની જીંદગી સાથ સરખાવી, ત્યારે તેવણને લાગ્યું કે તેની નામોશીનું મુલ તેવણજ હતાં. ફુલથી ભરેલા લાડના રસ્તાપરથી તેવણ તેને ફજેતી અને નાશના રસ્તાપર લઈ ગયાં હતાં. કહાડી મુકવા પુછી તે તેવણની નજદીક આવ્યો નહી, અને તેવણને લાગ્યું કે હવે તેવણ ફરી તેને કોઈ દહાડો જોશે નહી. મનચેરશાહ દીનબાઈ જોઈ શકતાં હતાં, કે તેવણ ઘણો વખત કહાડી શકવાનાં નથી. . આથી તેઓ જમશેદજીને દીલાસો દઈ તેવણ (જરબાઈ) પર વધુ હેત કરવા શીખવતાં હતાં. થોડા વખતમાં જરબાઈ જોઈ શકયાં, કે તેવણના વરે તેવણની બધી ભુલો માફ કીધી હતી. એટલુંજ નહી પણ તેવણને ઘણા ચાહતા પણ હતા, અને તેવણના દુઃખી જીવને એટલો દીલાસો હતો, કે તેવણનાં મરણથી તેવણના ધણી, અને આલાં, કે જેણીના ખરા ખવાસથી તેવણ કેટલો બધો વખત અંજાણ્યાં રહયાં હતાં, તેઓ બેને ખરૂં દુઃખ લાગશે.

[સાંધ. . . . . . Two Old Maids.

**વેસ્તનમાં થનારી એક મોટી મેજબાની**—વેસ્ટનનાં લોકો પાંનખર રૂતુમાં એક મોટી મેજબાંનીની આશા રાખે છે. અર્લ અને કાઉન્તેસ ઓવ બ્રેડફોર્ડ પોતાનાં લગ્નનાં પચાસ વર્ષો તે વખતે પુરાં કરશે; તેઓનો છોકરો વાયકાઉન્ટ ન્યુપોર્ટ થોડા વખતમાં પોતાનાં રૂપેરી લગ્નનો દીવસ જોશે; અને વાયકાઉન્ટનો સૌથી વડો છોકરો પોતાની ઉમરમાં આવશે. આએ ત્રણે બનાવો એક એક પછીની મોટી મેજબાનીઓ સાથે પુરી ખુશાળીથી પાળવામાં આવશે. એટલુંજ દલગીરી ભરેલું છે કે અર્લ પોતાનાં સુનેરી લગ્નની ખુશાળીમાં ભાગ લેવાને હજુર પોતાની માંદગીમાંથી પુરતા સાજા થયા નથી.



# એક ડાક્ટરની ડાયરીમાંની વાર્તા.

## એક ખોટું "ઓપરેશન."



બીજી પળે હું મીસ વીલતન આગલ જઇ ઉભો. મેં એકજ નજર તેણીનાં મોહડાં પર ફેંકી અને પછી ફ્રાંસીસને ઓરડો છોડી જવા કહ્યું. તેણીને શું હતું તે હું સમજી ગયો. તે જુવાન છોકરી તદન દબાઇ ગયલી હાલતમાં પડેલી હતી, તેમ થવાનું કારણ તંતુઓનાં સખત દુઃખારાનું હતું. તેણીનો દમ ઉતાવલે ચાલતો હતો—હું ઓરડામાં આવ્યો તે તેણી કદાચજ જોઇ શકી હશે. તેણી સોફા પર પડેલી હતી, મેં તેણીનો હાથ મારા હાથમાં લીધો અને તેણીની નાડ જોઈ, ને મીનીટે ૧૫૦ ચાલતી હતી, મીસ વીલતન સખત માંદગીમાં હતી, અને આવી રીતે તદન દબાઇ જવાનું કારણ શોધવાને મને મુશકેલ લાગ્યું નહી. મેં તેણીની બોંહે ઉચી કીધી અને તેણીનાં લેવાઇ ગયલા હાથ પર ચોકસ નીશાનીઓ જોઈ, જે ખુલ્લું ખુલ્લું મને કહી આપતી હતી, કે તેણી મોરફીઆથી થયલી અસરનો ભોગ થઇ પડી હતી, હવે સઘલું ખુલ્લું જણાતું હતું, મીસ વીલતનનો મોરફીઆનો જથ્થો એકદમ ખુટી ગયો હતો, અને તે નહી લેવાથી આ ભયભીત દુઃખમાં તેણી પડી હતી.

મેં એક પલવાર વીચાર કીધો, અને પછી ઠેરાવ કીધો, કે પરીણામ ગમે એવું આવે તેણી હવે એકજ ચીજ કરવાની રહી હતી. હું ઘાંટ આગલ ગયો અને તે જોરથી વજાડ્યો.

એક દાસી તેના જવાબમાં આવી.

"મીસીસ ઓનસ્લો ઘેરમાં છે કે નહી તે મને જણાવશો?" મેં પુછ્યું.

"હું નહી જાણતી સાહેબ, હું જઇને પુછું."

"તેવણ જો એકુ ઓરડામાં અથવા બાહર બાગમાં હોય, તો એકુ માણસને મોકલીને કેહેવાડો કે મારી આગલ એકદમ મીસ વીલતનનાં ઓરડામાં આવે."

તે દાસી ત્યાંથી ચાલી ગઈ અને આસરે દશ મીનીટમાં મીલેડી ઓનસ્લો ઉતાવલમાં આવ્યાં.

"તમુને મારૂં શું કામ પડયું?" તેણીએ પુછ્યું, પછી તેવણની નજર મીસ વીલતનનાં લાંબા થઈ પડેલાં શરીર પર પડી કે તેવણ એકદમ ચોંકીને બોલ્યાં.

"બીચારી વાહલી ફ્રાંનસીસને શું થયું છે? કેટલી ભયભીત આજારી પડી હોય તેવી તેણી દેખાય છે?"

# ચંચળ બુધ્ધીનો બદલો ગંજ. ગરીબીમાંથી કરોડપતી થયલા વેપારીની વાર્તા.

## પ્રકરણ ૧લું.

" With fingers weary and worn,
With eyelids heavy and red,
And woman sat, in unwomanly rags,
Plying her needle and thread—
Stitch! stitch! stitch!
In poverty, hunger and dirt,
And still, with a voice of dolorous pitch—
Would that its tone could reach the Rich—
She sang the 'Song of the Shirt'."



ઝબ્ભાનું ગીત.

આગુસ્ટ માસની ગરમ રૂતુની એક મધ્ય રાત્રે અમેરીકામાં આવેલાં બોસટન શેહરના એક મોહલ્લામાં બે માણસો લાકડાંના એક મોટા ઢગ આગળ બેઠા હતા. તેઓ પાસ ખાવાને એક અરધી ન હતી એટલુંજ નહી, પણ તે આખા શેહરમાં તેઓના કોઈ મીત્રો પણ ન હતા. નીશફળતા અને નાસીપાસીએ તેઓને દુઃખી બનાવ્યા હતા. ખરી તંગી અને ભુખમરો તેઓની સામે આવી ઉભો હતો અને તેઓને નાહીમત કરી નાખ્યા હતા. આટલું છતાં તે મધ્ય રાત્રીના આ કંગાળ દેખાવ ઉપર દુનીયાના લાભનાં મોટાં પરીણામો લટકેલાં હતાં આ ગરીબ મીત્રો વગરના નીરધન માણસોના વીચાર સાથ આખી દુનીયાને લાગતુંવલગતું હતું. તેઓમાંનાં એકે, એક વાર "ઝબ્બાના ગીત" ના અવાજો દરીયાની પેલી બાજુએથી આવતાં સાંભળ્યા હતા અને તેથી તેના મનમાં આ ગરીબ સીવનારીઓનો કંટાળો અને મેહનત ઓછી કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઈ હતી. સીવનારા વર્ગની પોતાની બેહનપણીઓની આવી સેવા બજાવવાથી દુનીયા તેને જે બાદશાહી બદલો આપશે તેના સોનેરી સ્વપનાઓ તે જોવા લાગ્યો હતો.

પોતાના આ વીચારમાં તેણે મહા મુશકેલીએ બીજા બે માણસોને સામેલ થવાને સમજાવ્યા હતા. પોતાની યોજના પાર પાડવાને એકે તેને ૪૦ ડાલરની મદદ કીધી હતી, જ્યારે બીજાએ પોતાનું કારખાનું, માણસો અને તેને લગતી દરેક ચીજોનો ઉપયોગ કરવાને તેને રજા આપી હતી. સીવવાનો સંચો બનાવવાને તે દીવસ અને રાત મેહનત કરવા લાગ્યો. દીવસના ૨૪ કલાકમાંથી તે ફક્ત ત્રણ ચાર કલાક સુતો હતો અને સાધારણ રીતે દીવસમાં એક વાર ખાતો હતો, કારણ કે તે સારી રીતે જાણતો હતો કે આ સંચો ૪૦ ડાલરમાં બનાવવો જોઈએ નહીં તો તે બનાવવાનું તદ્દન છોડી દેવું જોઈએ. આ પ્રમાણે સખત રાત દીવસની મેહનત પછી સીવવાનો સંચો તૈયાર થયો હતો. જે રાતે આપણે પેલા બે શખ્સોને બોસટન શેહરના એક મોહલામાં દુઃખી દેખાવે બેઠેલા જોઈ ગયા, તે દીવસ તૈયાર થયલા સંચાની અજમાયસ કરવા માટે ઠરાવવામાં આવ્યો હતો. સંચાના જૂદા ભાગોને ગોઠવીને પછી તેની અજમાયસ કરતાં તે ચાલી શક્યો નહી. સઘળા કામદારો એક પછી એક ધીક્કારથી તેને છોડી ગયા, તોપણ પેલો ગરીબ કારીગર ચીવટાઈથી પોતાની યોજનાને વળગી રહ્યો અને તે સંચો એક નીશફળતા છે એમ કબુલ કરવાને ના પાડી. આસ્તે આસ્તે સઘળાઓ જતા રહયા અને તે અને તેનો સાથી બે જણાઓ ત્યાં રહયા. જ્યારે તે કામ કરતો હતો, ત્યારે તેનો સાથી તેને બત્તી બતાવતો હતો. ઉજાગરો, ભુખ અને ચાલુ મેહનતથી તે થાકીને નબળો થઇ ગયો અને

તેનાથી બરાબર ટાંકાઓ લાવી શકાયા નહી. આથી છેલે તેને મોટી નાસીપાસી વચે પોતાની આ યોજના પડતી નાખવી પડી. છેક મધ્ય રાતે પોતાના સોનેરી સ્વપનાને છેલી સલામ કરી, કંટાળેલા તેઓ પોતાને ઘર જવા નીકળ્યા. રસ્તે જતાં તેઓ એક લાકડાંના ઢગ ઉપર બેઠા અને પોતાનાં કમનસીબ ઉપર અફસોસ કરવા લાગ્યા, તેવામાં આ ગરીબ કારીગરના સાથીએ જણાવ્યું કે "દોરાનાં ઢીલા ગુંચવાએલા ટાંકા કપડાંની ઉપરની બાજુ ઉપરજ હતાં." આ વાકયથી તુરતજ તે કારીગરના મનમાં મુસકેળી શું હતી તેનો વીચાર પેવસ થયો. તેઓ પાછા પેલાં કારખાનામાં ગયા. બતી સળગાવી અંને એક નાના "ટેનશન સ્ક્રુને" બરાબર ટાઇટ કીધું અને થોડીક મીનીટમાં **"મી૦ આઇઝાક મેરીત સીંગરે"** પેહલવેહલો સીવવાનો સંચો બનાવ્યો, કે જે વેહવાર ઉપયોગમાં પણ ઘણો ફતેહમંદ નીવડયો છે.

સુમાલીસ વર્ષની વાત ઉપર પેલા લાકડાંના ઢગ ઉપર બેઠેલા બે નીરધન પુરૂષોના મધ્ય રાતના વીચારો ઉપર દુનીયાને અતીશય અગતના અને લાભકારક સવાલનો ફડચો લટકેલો હતો, અને આવી રીતે એ કંગાળ માણસોના અભીપ્રાયને કદાચજ આટલી બધી અગસતા લાગુ પાડવામાં આવે છે. તે મધ્ય રાતના દેખાવે નીચલા બે સવાલોનો નીકાલ આણ્યો હતો:—

૧, શું સ્રીઓને પોતાનાં સીવવાનાં કામમાં કંટાળો તોડી ઉપજાવે એવા મદદગારની જરૂર છે? અને

૨, દુનીયાને સીવવાના સંચાની ગરજ છે કે નહી?

બોસટન શેહરમાં પડેલા લાકડાંના ઢગલા ઉપરની વાતચીતથી સીવવાનો સંચો અને તેમાં સમાયલા સઘળા લાભો, જેવા કે તેને બનાવવા, વેંચવા અને વાપરવા,



ટકોટકનો વખત.

એ સર્વે પેદા થયં; જેથી તેના બનાવનારને લાભ થયો છે, એટલુંજ નહી, પણ તેથી હજારો માણસોનું ગુજરાન ચાલે છે. આ સંચો "ઝબ્બાના ગીત" ના જવાબનું પરીણામ છે. તે ગીતનો રડતો અવાજ પૈસાદાર નહી પણ એક ગરીબ અને રખડતા કારીગરના કાન ઉપર પડયો હતો અને તેણે સ્રી દરજણોનું કલ્યાણ હૈડે ધરી તન મન પટકી નાખી આ સંચો તૈયાર કીધો હતો. તેની આ શોધથી સ્રીઓને અને ઘર સંસારને એેટલો બધો તો ફાયદો થયો છે, કે જેવો ફાયદો બીજી કોઇથી શોધે કીધો નથી. હવે આપણે જેમસ વેટ જે ચુલા આગળ બેસી તે વખતે નહી જણાયલાં વરાળ બળથી ચુલા ઉપરની કીટલીનું ઢાંકણું ઉચકાતું અને પડતું નીહાળતો બેઠો હતો, તે ઉપર આપણી નજર દોડાવ્યે. આ પ્રમાણે ઉચકાતાં અને પડતાં કીટલીનાં ઢાકણઃ ઉપરથી અવલોકણ કરી તેણે વરાળ યંત્રની શોધ કીધી હતી, જેના ફાયદા દુનીયાને અગણીત થયા છે. ફ્રાનકલીને કનકવો ચકાવી વીજળીની શોધ કીધી હતી અને તે શોધથી કરીને તારના સંદેશા ચલાવવાનું સુધરેલી દુનીયામાં દાખલ થયું હતું. પણ જો આ બંને મહાન પુરૂષોએ આવતા જમાના ઉપર પોતાની નજર દોડાવી હતે અને પોતાની શોધોથી માણસજાતને કેવા લાભો થશે તેની જો તેઓને અગમચેતી થઈ હતે, તો તેઓ એવાં અનુમાન ઉપર આવ્યા વગર રહેતે નહી, કે તેઓની હસતીમાં તેઓની શોધોએ જે પરીણામો નીપજાવ્યાં છે, તે મી૦ આઇઝાક મેરીટ સીંગરે પોતાની હૈયાતીમાં લાકડાંના ઢગલા ઉપરની વાતચીતની શોધથી જે પરીણામો નીપજાવ્યાં છે, તેની આગળ કુચ બીસાદનાં નથી.

તાર અને વરાળ યંત્ર હમેશાં જાહેરમાં લોકોની નજર આગળ કામ કરે છે, જ્યારે સીવવાનો સંચો અમેરીકાના ૯૦ લાખ ઘરોમાંથી ૩૦ લાખ ઘરોમાં ગુપચુપ શાંતપણે પોતાનું કામ કરે છે. તાર અને વરાળ યંત્ર જાહેર આશીરવાદ છે; સીવવાનો સંચો એ ઘરસંસારી આશીરવાદ સમાન છે. સીવવાનો સંચો સ્રીઓને લાયક છે અને તાર

અને વરાળ યંત્ર લખોપતી રેલવેના માલેકોને યોગય છે. તેઓ વેપાર રોજગારને ખીળવવાનાં સાંધણો થઈ પડયાં છે, જ્યારે શીવવાનો સંચો સઘડી આગળનાં મંડળને વધારનારો છે. તાર અને વરાળ યંત્ર વાજબી મગરૂરી લે છે, કે તેઓની સંગત પૈસાદાર લોકો કરે છે, જ્યારે સીવવાનો સંચો સંતોષથી એવાં ઘરોમાં પગ પેસારો કરે છે, કે જેના માલેકો બ્યાજે પૈસો મુકવો શું તે જાનતાં બી નહી હોશે. વરાળ યંત્ર ધારાસભાઓ અને રાજમંડળમાં પણ અગતનો ભાગ બજાવે છે. સીવવાનો સંચો પોતાનું કામ એવાં માણસો સાથ કરે છે, કે જેઓ રાજ મંડળ એ શું છે, તે પણ જાણતા નથી.

ચોકસ વર્ગનાં લોકોને ઘરસંસારી વેહવારને ઉતરતો અને નઠવો ગણવાની ટેવ હોયછે, કાંકે તે ફકત સંસારી છે; પણ તેજ વખતે તે વર્ગનાં લોકો ભુલી જાય છે કે દુનીયાના ખરા વધારા અને ચઢયાતાંપણાની શરૂઆત હમેશાં ઘરોમાંથીજ જનમ પામે છે, નહી કે રાજસભાનાં મોટાં ધુમઅજોમાંથી. વેપારીની બાહોદરી અને કારીગરોની ચંચળાંતાના કરતાં ઘરઘતુ સંસારી ચાલચલણમાં એક પ્રજાની મોટાઈ, માન મરતબો અને સલામતીની એ આશા માલમ પડી આવે છે. એક બચ્ચાંની ચાલચલણ કેવી પલાણ લેશે, તે તેની ઘરની કેળવણી ઉપરજ આધારં રાખે છે. પોતાના વીચારોને કાબુમાં લેવા, દુનીયામાં ઉપયોગી અથવા નીરઉપયોગી થઈ પડવાની તાલીમ તે ઘરમાંથી લે છે. જ્યારે તેના મન ઉપર આવી અસરો થાય છે, ત્યારે તે બચ્ચું ઘણું ખરૂં જાણતું પણ ન હોતું કે આ સઘળું તે ઘરમાંજ શીખ્યું હતું. જેમ તે ખોરાક પચાવે છે તેમ તે પોતે સઘળું જોય છે અને તે તેના મનમાં પચે છે. જ્યારે તેનામાં વીચાર કરવાની, ખરૂં ખોટું પારખવાની અને માણસોની ચાલચલણની પરીક્ષા કરવાની શકતી આવે છે ત્યારે તેને બચપણમાં ઘરમાં જે શીખેલો તે યારી આપે છે, તેટલા માટે જેથી કાંઈ જાણે છે તે ઘરની શેઠાણી અથવા કુમારીકાને મનમે સંતોષ જેવું છે. જેટલો વખત ઘરની સ્ત્રી બચાવે છે, તે તેણી પોતાનું મન ખીળવવાને કામે લગાડે છે. જોકે સંસારી વેહેવાર ઉપર ગમે એવી આફત અને દુઃખ આવી પડશે, તોપણ સ્ત્રીઓ દુનીયાની મોટાઈ અને વધારામાં અગત્યનો ભાગ બજાવતી રહેશે

આ ઉપરથી ઘરોમાં સીવવાના સંચાની અગત્યતા તુરતજ માલમ પડી આવશે. તે સ્ત્રીઓને આસાયશ લેવાને અને મનને ખીળવવાને તક આપે છે. સ્ત્રીઓને પોતાનાં છોકરાંઓને શરૂઆતની કેળવણી આપવાને સીવવાનો સંચો અવકાશ આપે છે, કે જે કેળવણી વગર હજારો છપકાઓએ કંગાળ છ દગી ગુજારી આ દુનીયાં છોડી છે એ સંચાએ સ્ત્રી મેહનત માટે સંખ્યાબંધ રસ્તાઓ ખુલ્યા છે તેનો લાભ સઘળાંઓ સેહલાઈથી લે છે અને જેઓએ તેનો લાભ લીધો છે, તેઓ તેથી ખુશી થયાં છે. આ સઘળા કાર્ય સીવવાનો સંચો ઘરશ સારમાં કરે છે, તે ઉપરથી જણાશે કે તે તેના મજબુત હરીફો તાર અને વરાળ યંત્ર કરતાં વગર શકે વધુ સરસાઈ ભોગવે છે.



સુખી ઘર સંસાર.

પ્રકરણ ૨ જું.

### સંચો બનાવવાનો વીચાર કેમ સુજયો.

મી० આંઇઝાક મેરીટ સીંગરે શીવવાનો સંચો બનાવ્યો, તે અગાઉ ૧૦૦ વરસ સુધી શીવવાનો સંચો શોધી કહાડવાને ઘણાઓએ ફાંફાં માર્યાં હતાં, જેમાંના ઘણાકોએ નજદીક ફતેહ મેળવી હતી, પણ કોઇએબી સીંગરના જેવો ફતેહમંદ સંચો તૈયાર કીધો ન હતો.

એલીઆસ હાઉએ મશીનની પેહેલી ગોધ કીધી હતી એમ વારેઘડીએ બોલવામાં આવે છે પણ ૧૮૫૧ નાં સાલ સુધી પણ તેનો સાંચો વપડાસમાં આવે એવી હાલતમાં ન હતો કે જ્યારે ૧૮૫૦ માં સીંગરે તો સંચો બનાવી આલમની આગળ રજુ કીધો.

બીજા ઘણાં પેઠંટો લેવામાં આવ્યાં હતાં, પણ ખરેખર વેહેવારી ઉપયોગનું સીવવાનું મશીન શોધી કહાડવામાં આવ્યું ન હતું. સેંકડો મશીનો બનાવવામાં આવ્યાં, તે માટે કારખાનાંઓ ઉઘડયાં, મશીનો માટેનાં સંસ્થાનોના હકો વેચવામાં આવ્યા, પણ તે સઘળાઓ સાદુ ટાંકા મારવાને અશકત હતાં. શીવવાના સંચાઓ જેઓએ ઘરના વપડાસ માટે લીધા હતા, તેઓ ઘણાજ નાસીપાસ થયા હતા. જેઓએ તે સાંચા બનાવવાનાં કારખાનાં કહાડયાં, તેઓ નાદાર થયા હતા. જેઓએ સંસ્થાનોના હકો ખરીદી લીધા હતા, તે ન-

એવો હુમલો થશે, અલબત તેનું કારણ શું છે તે કેહવાને હું તૈયાર નથી." અંહીઆં મેં તેણીપર ટીકી ટીકીને જોયું. તેણી ધ્રુજવા અને મારેથી બીહવા લાગી. "તમોપર આ હુમલા શા કારણથી થાય છે તે કેહવાને હું તૈયાર નથી." હું પાછું બોલ્યો "પણ મોરફીઆની દવાનો ભોગ થઇ પડેલાં માણસોને તે દવા બંધ થવાથી બરાબર આવીજ હાલતમાં આવી પડેલાં મેં જોયાં છે. તે ઝેરી દવાનો એક ભાગ થોડો વખત તેઓને આરામ આપે છે, કે જેવું તમારા કેસમાં બન્યું હતું. ફક્ત આવી નાશકારક આદતનો તમે ભોગ થઇ પડયાં હોય એ અને તદનજ નહી માની શકાય તેવું લાગે છે, પણ મારે કેહવું જોઇએ કે તમે છુપાછુપ મોરફીઆ લેતાં હશો."

"જાણે કે તેમ હોયથી," તેણી અચકી અચકીને બોલી "હું–હું આશા રાખું છું–કે આવી જાતનું કાંઇબી ખરાબ કામ મારે કરવું ન જોઇએ."

"તે ખચીતજ ઘણી બુરી આદત છે." મેં જવાબ દીધો, "અને તેનાં પરીણામો ઘણાં ભયંકાર નીપજે છે. જીંદગીની તદન ધુલધાણી કરે છે, અને નીતીને લગતા સઘલા ગુણોનો નાશ કરે છે, દાખલા તરીકે મોરફીઆમાં દીવાનાં થઇ ગયલાંઓ એ આદતનો ભોગ થઇ પડવાં આગમજ ગમે એટલાં સાચ્ચાં હોવા છતાં, જુઠું બોલવામાં જરાકબી ખોટું સમજતાં નથી. ઠીક, હવે હું તમુને છોડી જાઊં છું. કારણ તમુને ઉંઘ આવતી હોય તેવું લાગે છે, અને ઉંઘ આવશે તો તમુને ઘણો ફાયદો થશે, આજે સહવારનાં જેવો હુમલો થવાની દુઃખભરી નીશાનીઓ તમુને જણાય તો મને બોલાવા મોકલજો હું આવીને થોડા વધારે મોરફીઆ મુકીશ."

"અરે તમારો ઘણો ઉપકાર થયો." તેણીએ ઘણા આભાર ભર્યા દેખાવ સાથે જવાબ દીધો, અને હવે તેણી કોચ પર આરામથી બેઠી.

"તમે કોલીન્સને તાર કરી બોલાવાનું ભુલી તો નહી જશો ?" હું ઓરડામાંથી જતો હતો ત્યારે તેણી બોલી.

"તમે તેણીનું સરનામુ મને આપો," મેં જવાબ દીધો.

તે તેણીએ આપ્યું, અને હું ત્યાંથી ચાલી ગયો.

મને કબુલ કરવું જોઇએ કે હવે કેવી રીતે વર્તવું તે વીશે હું ગુંચવાડામાં પડયો. મીસ વીલતન મોરફીઆમાં દીવાની બની ગઇ હતી. આ બાબદની સચ્ચાઇ અરધી ના પાડવાનું કારણ પણ તેણીનું આ દરદજ હતું. મારે શું સઘલું ખરેખરૂં બાપડા ઓલીવરને કેહવું જોઇએ ?

આ કેસની સઘલી બીનાપર મેં વીચાર કીધો અને પછી એવા ઠેરાવપર આવ્યો કે મીલડ્રેડ ઓનરસ્લોને મારા વીશ્વાસમાં લેવાં. બપોરનાં ખાનાં પછી હું તેવણને એકલો મલ્યો અને મેં શું શોધ કીધી હતી તે કહયું.

"કેવું ભયભીત" જ્યારે મેં મારી ટુકી વાત પુરી કીધી ત્યારે તેવણ બોલ્યાં, "તદનજ માનવામાં નહી આવે તેવું લાગે છે, કે ફ્રાનસીસ જેવી છોકરી આવી બદીને વશ થઇ પડી હોય, અને તોપણ તમે કહો છો કે તેણીનાં હાથપર ઘવાણીઓ તમે જોઇ હતી."

"હા મેં જોઇ હતી, પણ તે સાબેતી વગર બીજી બધી નીશાનીઓપરથી એજ અનુમાનપર આવી શકાય છે."

"પણ એમાં તેણીની મતલબ શું હોય ?" મીલડ્રેડે પુછ્યું. છ મહીનાની વાતપર તો એનાં જેવી સુખી, હસમુખી વાહલી છોકરી બીજી કોઇજ ન હશે. તેણી વળી અદરાઇને પણ ઘણી સુખી હતી; ટુંકમાં તેણી સંપુરણ તનદુરસ્તી વાલી, સુખી, અને જવાન સ્ત્રીને દીપાવનારા દરેક સણગારનો નમુનો હતી."

"હમણા તેણી આ ગુણો ધરાવે છે એમ તો તમે કહી નહી શકશો," મેં જવાબ દીધો.

"નહી, તેણી ઘણી ફેરવાઇ ગઇ છે–જીમબી તે જોય છે–તે ઘણો દુઃખી થાય છે. અરે બીચારી ફ્રાનસીસ ! તેણીને સુધરવાની કાંઇબી આશા છે ?"

"હા, જો તેણી પોતે તેમાં મદદ કરે તો, તેણી ઘણીજ નબલી થઇ ગઇ છે, મેં આવા જુવાન માણસને તે દવાને આટલા બધાં વસ થયલાં કવચીતજ જોયાં હશે. હાલ તુરત તો એકદમ આ દવા બંધ કરવાની હું ભલામણ કરી શકતો નથી, અને ફરીથી એ ચીજ વીશે ઠેહાવ કરવાનો છે તે એક : નર્સ કોલીન્સને તાર કરી બોલાવવી કે? અને કેપતન ઓલીવરને એ વીશે કેહવું કે?"

મીલડ્રેડ જવાબ આપે તે આગમજ જે ઓરડામાં અમો વાત કરતાં હતાં તેનું બારણું એકદમ ઉગડયું અને ઓલીવર પોતે ઉસકેરાયલા અને ગુંચવાયલા ચેહરા સાથે અંદર આવ્યો.

"તમોને બંનેને મેં બારીમાંથી વાત કરતાં જોયાં;" તેણે કહયું "અને હું ધીરજ રાખી શકયો નહી. હું જાણું છું કે તમે ફ્રાનસીસની હાલત વીશે વાત કરો છો, અને કદાચ તમો કેટલીક બીના મારેથી છુપાવીને મનસુબો કરતાં હશો.. હવે હું બોહસ કરૂં છું કે જેવી હોય તે બધું મને સાચ્ચે સાચ્ચું કહી દેવો."

મીલડ્રેડ ઓનરસ્લો ઘબરાયાં અને અચકાયાં કીધાં.

"ડાક્ટર હેલીફેક્ષ અને હું હમણાં મનસુબો કરતાં હતાં, કે નર્સ કોલીન્સને આપણે બોલાવવી જોઇએ કે નહી," તેવણ બોલ્યાં.

"કોલીન્સ," ઓલીવર તુરતજ પાછું બોલ્યો. તે કાંઇક ખોખરા અવાજે હસ્યો. "મેં અને રોઝમન્ડે અરધો કલાક થયો કોલીન્સને બોલાવવાનો તાર કીધો છે. તેને બોલાવવાની તેણીની ઇચ્છાજ હોય, તો તેમાં અચકાવાનું શું છે? હું ધારૂં છું કે એક આજારી છોકરીનાં ધ્યાનમાં જે આવે તે નર્સને બોલાવાની તેણીને છુટ છે."

"ખચીતજ" મેં જવાબ દીધો.

"અને હવે હું સાચ્ચે સાચ્ચું જાણવા માગું છું, કે ફ્રાનસીસને શું છે."

હું જવાબ આપું તે આગમજ મીસીસ એકાએક મારી આગલ આવ્યાં, તેવણના મોહપર આજીજીભર્યો દેખાવ હતો, તેવણ કાંઈ બોલ્યાં નહી પણ બીજીજ પળે ઓરડો છોડી ચાલી ગયાં.

મેં ઓલીવર તરફ જોયું. તેના હોઠો બીહક લાગે તેવી રીતે સફેદ પુંની જેવા થઈ ગયા હતા.

"તમે જાણો છો કે મીસ વીલતનને શું દુઃખ છે," તેણે શરૂ કીધું, "ખોદાને ખાતર જેવી હોય તે મારેથી છુપાવતા ના, જેવી હશે તે હું ખમી શકશ. તેણી શું મરવા પડી છે?"

"લગભગ તેટલીજ ખરાબ હાલતમાં છે," હું મારે પોતાને મનશે બડબડયો.

મોટેથી મેં કહ્યું, "નહી તેવું કાંઈજ નથી. તમે સચ્ચાઈ જાણવા માગો છો, ત્યારે તો તમુને કહેવુંજ જોઇએ. હું અગાઉથી તમુને ચેતવણી આપું છું, કે તે ઘણી ગભરાવનારી અને દુઃખભરી હકીકત છે, મીસ વીલતન તદનજ મોરફીઆનાં દીવાનપણાના ભોગ થઇ પડયા છે."

"શું બકો છો?" જાણે તે મને આંચકો મારી તોડી પાડવા ઈછ્તો હોય તેમ દેખાયો. જવાબ આપવા આગમજ હું બારી આગલ ચાલી ગયો.

"મેં તમુને કહ્યું હતું કે ખરી બીના તમુને દુઃખભરી લાગશે. તેમજ તેણીમાં થયલા ફેરફાર વીશે તમે જે મને કહ્યું હતું તેનું કારણ ફકત તેજ છે, મેં એવા કેસો આગળ જોયા છે, પણ કદી કદી બી એટલાં જુવાન, દેખાવડાં, એટલાં તનદરોસ્ત અને સુખી માણસોને તેનો ભોગ થઈ પડેલું જોયું નથી. તમે મારી આગલ વાત કરતાં હતાં ત્યારેજ મને થોડો ઘણો શક લાગતો હતો, પણ જ્યારે મેં તે જવાન બાનુંને જોયાં, ત્યારે તુરતજ સઘલો શક દુર થઇ ગયો.

"તેની નીશાનીઓ શું હતી?"

"તેજ કે જે તે દવાનો ચાલુ ઉપયોગ એકદમ બંધ થવાથી ઉતપંત થાય છે, જેમ જેમ મોરફીઆનો જથ્થો વધુ લેવાની ટેવ પડે છે તેમ તેમ વધારે દુઃખ તે બંધ કીધાથી ઉતપંત થાય છે. જ્યારે હું મીસ વીલતન આગળ ગયો, ત્યારે તેણી ઘણી ભયભીત હાલતમાં હતી. તે પરથી જણાય છે કે તેણીને મોટાં ભાગમાં મોરફીઆનાં સુઇઆ લેવાની ટેવ હશે.

"સુઇઆ લેવાની!"

"હા, તેણીનાં હાથપર ઘણાં દાગો છે,"

"તેણીને આરામ આપવાને તમે કાંઇ કીધું?"

"હા ફકત એકજ ઉપાય કરી શકાય તે કીધો. તે એકે તેણીને વધારે મોરફીઆ આપ્યો.

"શું કામ?"

"શું કામ તે હમણાં હું તમુને કેહવશ. પેહલાં જે ચીજ નકી કરવાની છે તે એકે આજે નર્સ આવ્યા પછી આપણે શું કરવું? મારે ખુલ્લે ખુલ્લું કેહવું જોઇએ કે તમે તેણીને તાર કરી બોલાવી તે માટે હું દલગીર છું."

ઓલીવર કાંઈ જવાબ આપવા જતો હતો તેટલાં મેં તેને અટકાવ્યો.

"મને તે નર્સ વીશે શક છે" મેં બોલવાનું ચાલુ રાખ્યું. "પણ અગાઉથી ચેતવણી લીધેલી સારી છે. તેણી જેવી આવશે તેવાજ હું તેણીને મલશ અને મને જે ચોકસ વહેમ જાય છે તે વીશે તેને તપાસી લેવશ. તેટલો વખત હું મીસ વીલતનને મારા દરદી તરીકે ગણુશ અને હમણાં તેણીની દવા કરૂં છું તેમ કરયો જવશ, અને હવે કેપટન ઓલીવર, તમુને જે કરવાનું છે તે એકે ખુશાલ દેખાવ કરી જાણે કાંઈ જાણતાજ નહી હોવો તેમ દેખાવું. હમણાં હું કહુંછું કે થોડો વખત તમે જઇને મીસ વીલતન આગલ બેસો. જો તેણી તમુને વીશ્વાસમાં લઈ બધી વાત કરે તો ઠીક. કદાચ તેણી તેમ કરશે, કારણકે મારી ખાતરી છે કે તેણી ઘણી બીહધી છે, પણ જો તેણી તેમ નહી કરે તો તમે જાણે કાંઈ જાણતાજ નહી હોવો, તેમ તેણી સાથે વરતજો. યાદ રાખજો હં."

"હા, હું તેમજ કરશ." ઓલીવરે કહ્યું. તેનાં મોહડાંપર ફેરફાર જણાયો, મેં જોયું કે તેને દીલમાં ઘણું લાગતું હતું, અને હું ત્યાંથી ચાલી ગયો.

તે સાંજે ૭ વાગે કોલીન્સ આવી પુગી. તેણીને મીસ વીલતન આગળ લઈ જવામાં આવે તે આગમજ હું તેણીને મલ્યો. તેણી પાતલી અને સારા દેખાવની હતી. સોગ્ગં કપડાં પેહેર્યાં હતાં અને રીતભાત તથા દેખાવમાં લગભગ એક સારી બાનું જેવી લાગતી હતી. તેણીનો ચેહેરો સખત અને ફીક્કો હતો; તેણીના બાલ પતલા બોહ્યા ભુરા રંગના હતા, આંખ ઘણા ફીક્કા બલુ રંગની અને પાપણ સફેદ હતાં. મને તો જોતાંને વારજ તેણી સામે અણગમો લાગ્યો.

"હું તમારી સાથે વાત કરવા ઈછ્છું છું," મેં શરૂ કીધું. "તમુને કહેવા માંગું છું કે મીસ વીલતન શાથી પીડાય છે તે મેં શોધી કહાડયું છે, તેણીને ઘણીજ સખત રીતે મોરફીઆનું દીવાનાપણું લાગ્યું છે."

જ્યારે હું આમે બોલ્યો ત્યારે તે નર્સ ચોંકી. મેં જોયું કે તેણી ના પાડવા જતી હતી, પણ તરતજ અચકીને ઘણા દલગીરી ભર્યા સાહદે બોલી.

"અરે! એ બીના કાંઇ હું નવી નથી સાંભળતી. ગરીબ બીચારી! મેં કેટલી વખત તેણીને કાલાવાલા કરી કહ્યું હતું, કે એ નાશકારક દવાનો ભોગ થઈ પડવું નહી."

"તમારા કાલાવાલાની તેણીપર કાંઇજ અસર થઇ નથી," મેં જવાબ દીધો. "તોપણ હું ખુશી છું કે મીસ વીલતન જે ધાસ્તીમાં પડયાં છે, તેથી તમો પુરતાં વાકેફ છેઓ. મોરફીઆના ભોગ થઇ પડેલાંઓ ઘણાં જુદાં જુદાં રૂપો પકડે છે—મીસ વીલતનપર ઘણીજ જલદીથી તેની ઝેહેરી અસર થઈ છે, અને જો તે દવાને હવે ઘણી છુટથી આપવામાં આવશે, તો તેણી બેશક મરી જશે. હું તમુને

આએ ચેતવણી આપવા કહું છું, કે કોઇબી કારણુસર મોરફીઆનો સુઇયો આપવો નહી. હું તેણીનો ડાક્ટર છું, અને હું જરૂર જોવશ ત્યારે મારે પોતાને હાથે તે આપીશ. તમારી પાસે સુઇયો અને મોરફીઆ છે ?"

આ સવાલ એટલો સીધો અને એકદમ પુછવામાં આવ્યો હતો, કે તે સ્ત્રી ઘબરાઈ ગઈ અને અચકાતી અચકાતી બોલી.

"હું હમેશાં એ ચીજો મારી સાથે રાખું છું," હું ધારતો હતો તે કરતાં વધારે સચ્ચાઇથી તેણી બોલી. "મારા જેવી ધંધાવાળીને કોઇબી વેળાએ તેની ગરજ પડે છે."

"તે તદન બરાબર છે," મેં જવાબ દીધો. "પણ હાલના સંજોગમાં તો બંને, સુઇયો અને મોરફીઆ તમે મને આપી દેશો તો હું ખુશી થવશ. આથી જો તમારૂં દરદી તે દવા મુકવા માટે તમુને કાલાંવાલા કરે, તો તેને તમે આધીન થઈ શકો નહી."

જ્યારે હું આ બોલ્યો ત્યારે તેણી સખતાઇથી મારી તરફ જોવા લાગી, અને પછી પોતાનો કોથલો ઉંઘાડી અને તેમાંથી એક નાની બાટલી જેમાં આ ધાસ્તી ભરી દવા હતી તે તથા સુઇયો મુકેલો એક નાનો બાક્સ કહાડી બંને મને આપ્યાં.

આ પછી થોડાક વધુ સવાલો મેં તેણીને પુછ્યા જેપરથી મેં શોધી કહાડ્યું, કે નર્સ કોલીન્સ "ગાઇસ આસપીટલ"માં શીખી હતી, અને પછી હું પોતે તેણીને મીસ વીલતનના ઓરડામાં લઈ ગયો.

જ્યારે તે જવાન છોકરીએ તેણીને જોઈ, ત્યારે જે છુટકારાનો છાપ તેણીનાં મોંહપર પંથરાયો તે ખુલ્લે ખુલ્લો જણાઈ આવતો હતો.

"અરે નર્સ, તમે આવ્યાં કે!" તેણી બોલી અને ઉઠીને લડડતી લડડતી ચાલી તેણીને વલગી પડી.

હુ આસ્તેથી બારણું બંધ કરી ચાલી ગયો, મને કબુલ કરવા ગમે તે કરતાં વધારે બેચેની મને લાગી. એ ખરૂં હતું કે, મેં સુઇયો તથા મોરફીઆ તેણી પાસેથી લઈ લીધાં હતાં, પણ નર્સ કોઈ બીજે રસ્તે મોરફીઆ મેળવી શકે અને અલબતાં ફ્રાન્સીસ પાસે તેણીનો પોતાનો સુઇયો હોવો જોઇયે.

મેં મીસ વીલતનને મોરફીઆનો પેહેલો "ડોઝ" બપોરના આપ્યો હતો. હું આશા રાખતો હતો તેમ બીજો "ડોઝ" આપવા માટે ચાર અને પાંચની વચ્ચે તેણીએ મને બોલાવા મોકલ્યો, આએ નર્સ આવી પુગવાની થોડો વખત આગમજ હતું. જો નર્સ કોલીન્સ પાસે ખરેખર મોરફીઆ નહી હોય, તો રાતના દશ અને અગીઆરની વચ્ચે પાછી મારી જરૂર પડવી જોઇયે. તોપણ ખરેખર શું બનવાનું હતું, તે વીશે મને થોડોજ ખ્યાલ હતો.

ખોરશેદ.

[સાંધણ છે.]



# ધણીયાંણીઓ માટે "ના" નો નવો જથો.

તમે જ્યારે છુટાં અને એકલાં હતાં, ત્યારે જે સુખી વખત ગુજારતાં હતાં તે માટે ઘડી ઘડી બોલ્યા કરતાં ના.

તમારા આખા દીવસનાં દુઃખો અને કંટાલા સાંજના તમારા ધણી ઘેર આવે તેને માટે ભેગા કરી રાખતાં નાં.

તેને એમ કહેતાં ના કે આખો દીવસ છોકરાંઓએ કેવી ખરાબ ચાલ ચલાવી હતી અથવા બાવરચીએ કેટલો કંટાલો આપ્યો હતો, અથવા ખાવાનું બરાબર પકાવેલું ન હતું અથવા બુચી આખો દીવસ રડયા કીધી હતી અથવા દરજીવાલાએ ખરાબ ઇંડાં મોકલ્યાં હતાં, વગેરે, વગેરે.

ખાલી બબડાટ કરશો ના. એ આદત ઘણી ખોટી અને ધીક્કારવા જોગ છે. જે શખસની ધણીયાંણી એવી હોય—જેની જીભ કદી મુગી રહેતી નથી અને જેણી દરેક બોલે ફરયાદ કરે છે અને વાંક શોધી કહાડે છે, તે શખસને ઘણી બાબદમાં માફ કરવો જોઇયે.

તેની ખોટ્ટી ચાલ માટે તેની બીજા પુરૂષો સાથે સરખામણી કરશો ના. તેને એમ કહેશો ના કે તમે કેટલું ઇચ્છોછો કે તે આ અથવા પેલી બીના વર જેવો હોય; તમારો વર દુન્યાંના બધા વરોમાં સૌથી સરસ, સૌથી માયાળુ અને સૌથી ખુબસુરત છે એવા તમારા ખોલ્લે ખોલ્લાં બોલવાનાં કરતાં બીજી કાંઇબી ચીજ તેને વધુ ખુશી કરશે નહી.

મેલાં ફરશો ના, તમારા દેખાવ માટે તમારો ધણી કદાચ કાંઇ બોલશે નહી, પણ તમે ખાતરી રાખજો કે તમે બાળ હોરયા વીના જેમ તેમ વીંટાળીને અથવા મેલાં કપડાંએ ફરશો, તો તે સંઘલું તપાસ્યા કરશે.

તેને ઘેરના રોઙ અથવા રોહાણી બંને થવાને પુછશો ના. તમારા ખાનાંની વરદી તેને પુછવા જશોના અથવા તો ઘરના બજારનો બોજો તેને માથે નાખશો ના. તમારા નોકરો પર અંકોસ રાખવાને અથવા તો કેટલીક ચીજો જે ઘરની ધણીયાંણી તરીકે તમુને કરવી જોઇએ, તે તેની પાસે કરાવાની આશા રાખતાં ના.

તમારા વરને ખામી વીનાંનો જોવાની આશા રાખતા ના, તમે ખામીવીનાંનાં છઓ એવું તમે તેને બતાવ્યું છે? દુન્યામાં ખામી વીનાના માણસો એટલાં થોડાં હોય છે, કે તેમાંનું એકબી જો મલે તો તેની કીમત સુનાને મુળની થઇ શકે, તેજ મુજબ ખામી વીનાની બીઓ પણ જવલેજ મળે છે. સાધારણ માણસ જેવો તમારો વર જો ભલો હોય, તો ખોદાનો ઉપકાર માનજો કે તે વધુ ખરાબ નથી અને ધ્યાંન રાખજો કે તે વધારે સારો અથવા વધારે ખરાબ થવાનો મોટો આધાર તમો પર રહે છે.

અલબત ઉપલા ઘણાખરા "ના" જેમ બઇરીઓને તેમ વરોને પણ લાગુ પડે છે. પુરૂષો કાંઇ સ્ત્રીઓ કરતાં વધારે સારા હોતાં નથી અથવા કોઈ વેલાએ તેટલાં પણ ભલાં હોતાં નથી—તેઓમાં પણ સેંકડો ખામીઓ હોય છે, પણ તમારી પોતાની ચાલની નબલી બાજુ બતાવી તેઓની ભુલો વધારશો ના.

તહેમી.



## મીસીસ સ્ટેનલી (મીસ દોરોથી ટેનંટ)



મીસીસ સ્ટેનલીનાં સઘળાં ચિત્રો જો કે વખાણવા લાયક છે, તોબી તેણીની સૌથી સરસ ખુબીઓ લંડનના મોહોલામાં ભટકતાં છોકરાંઓની ગરીબ પણ સુખી જીંદગીના 'સ્કેચો' માં પ્રગટી નીકળેલી જોઇયે છીયે.

બાળપણ તેનાં અનેક સુખી રૂપોમાં એક ચીતારાને હમેશાં ખેંચાણ કરનારૂં છે; માટે ચિત્રોનાં સંગ્રહમાં ગોલ સ્નાયુ, સુનેરી બાલો અને હસતા ચેહેરાની કદીબી ઘટ પડી નથી; પણ ભટકતાં, ચીંદેહાલ અને ભુખે મરતાં બાળકોબી કેવાં સુખી હોય છે, તે શોધી કહાડવા અને પ્રસિદ્ધ કરવાનું મીસીસ સ્ટેનલી માટે રહયું હતું. ચિત્રોવાળાં ચોપાન્યાંનાં વાંચનારાઓ આગળ તેણીએ પોતાની ચાલાક કલમથી તે અસ્વચ્છ, પણ સંતોષી બાલકોનો રસીલો હેવાલ રજુ કર્યો હતો તે તેઓ તેની સાથનાં સુંદર 'સ્કેચો' સાથ હમેશાં યાદ રાખશે.

તે વારની મીસ ડોરોથી ટેનટે લંડન યુનીવરસીટી સાથ જોડાણમાં આવેલી 'સ્લેડ સ્કુલ' માં પ્રોફેસર મી૦ પોઇન્ટરના હાથ હેઠળ "આર્ટ" ની કેળવણી લેવાનું શરૂ કર્યું હતું. ઈંગ્લંડમાં પોતાનો અભ્યાસ પુરો કરીને તેણી થોડોક વખત પેરીસ ગઈ, અને ત્યાં "હેનર" અને "કેરલસ દુરેન્ડ" નાં હાથ હેઠલ પોતાનું કામ જારી રાખ્યું.

તેણીનાં ચિત્રો ગ્રોસવનર ગેલરી, રોયલ એકેડેમી, પેરીસ સેલુન, અને ન્યુ ગેલરીમાં ઘણાંક વર્ષો થયાં લોકોનું ધ્યાન ખેંચે છે.

ફક્ત એક ચિતારા તરીકેજ નહી પણ મોટા આફ્રીકન શોધ કરનાર મી૦ સ્ટેનલીની મોહરદાર તરીકેથી મીસીસ સ્ટેનલી પુરતી જાણીતી થયલી છે. જ્યારે મી૦ સ્ટેનલી પોતાની જોખમ ભરી મુસાફરીથી સહી સલામત પાછો ફર્યો, ત્યારે મીસ ડોરોથી ટેનંટ સાથ તેના અદરાવાની ખબર બાહેર પડી હતી, અને તે વખતે જે ખુશાલી બાહેર પડી હતી, તે આપણને તેણીની ખોહલી પ્રસિધતા બતાવી આપે છે.

RUBY.

## સ્પીકીંગ ટેલીફોન.



એક અરધા ઈંચની જાડાઇના ખરાં લોઢાંના કટકાને લઇ તેનું લોહચુંબક બનાવી વાળીને U આવા આકારનું કરો અને તેના બંને છેડા વચ્ચે બે ઈંચની જગ્યા રાખો, પછી અઢી ઈંચની લંબાઈનાં બે કાટળાં લઇને તેની ઉપર ૨૩ મા નંબરનો ત્રાંબાનો રેશમ વીંટાલેળો તાર લઈ તે ૧૫૦ ફીટ લાંબો એક કાટળાંપર વીટાલો, અને કાટલાંની વચમાં આસરે અડદો ઈંચ જેટલો ઊંડો ખાડો પાડી તે ખાડામાં પેલાં લોહચુંબકના એકે એક પોળ બેસાડી દેઓ. પછી બે કે ત્રણ ઈંચ ઊંચાં એક સ્ટુલની ઉપર આ લોહચુંબક ને તેની સાથનાં કાટળાં સાથે ગોઠવો. ને ખસી નહીં જાએ તેમ મજબુત કરી લેઓ; આ બનવિલાં લોહચુંબકમાં લોહચુંબકની જબરી અસર હોવાથી તે પોતાનાં વજન કરતાં ત્રણ ચાર ઘણું વધારે વજન ઊંચકી શકે છે. પછી લોહચુંબકનાં પોળની આગળ એક ખરાં લોટાંનું એક ઈંચના ૫૦) માં ભાગ જેટલું જાડાઇનું પતરૂં લઇને તેને વચમાં ૩।। ઈંચના વ્યાસનું એક આંધરૂં પાડી તે આંધરાંનો મધ્ય ભાગ લોહચુંબકના પોલનાં મથાલાં સુધી આવે તેમ રાખીને તે પતરાંને ઉભું મુકીને તેની પછવાડે એક લાકડાંનો બોરડ મુકી પેલું આંધરૂં ઢંકઇ જાએ તેમ ખીલા મારી લેઓ. હવે પેલાં કાટલાંપર લપેટેલા તારના નીચલા બંને છેડા એક બીજા સાથ જેમ ઇલેક્ટરો મેગનેટ બનાવતી વખતે જોડયે છીએ તેમ જોડી દેઓ. ને બીજા છુટા છેડાઓને line wire (લાઇન વાયર) સાથ જોડી દેઓ. એટલે સ્પીકીંગ ટેલીફોન તૈયાર થયું, આ અને એની અગાઉ કહી ગયાં તે બંને યંત્રો એક બીજાને મલતાં આવે

છે અને તેમાંથી બોલેલા તથા ગાએલા અવાજો પાછા સંભળાએ છે.

એ યંત્રમાં ગોઠવેલા મુખ્ય ભાગોમાં કયા યંત્રના ભાગો સઉથી સરસ છે તે જોવા માટે ઘણા અખતરાઓ થયા છે. લોહચુંબકનું કદ અને શકતી, કાટળાંનું કદ, તારની લંબાઇ અને સફાઇ, સઉથી સરસ રીતે ટકોરા કરી શકે એવી જાડાઇનું પતરૂં વીગેરે તપાસવામાં આવ્યું છે અને અજબ જેવું છે કે એક સેહજ તફાવતથી કેવો મોટો ફરક પડી જાએ છે.

નીચે આપેલી રીત કોઇબી આદમી એક બોલવાનું ટેલીફોન બનાવી શકે એવી છે. ચલણતાં બોલવાની કે બીજી નીસાનીઓ બનાવવા માટે એકજ જાતનાં બે ટેલીફોનની અગત્ય પડે છે. પણ અહીંઆ એકજ આપ્યું છે.

ટેલીફોન બનાવવાની રીતઃ—પોતાના વજણ કરતાં ઘણું વધારે ઊંચકી શકે એવા મજબુત અને આસરે ૬ ઇંચ લાંબા, ઘોડાની નાળના આકારના ત્રણ એક સરખાં લોહચુંબક લેઓ, પછી સોજ્ઞં લાકડાંનાં અરધો ઇંચ લાંબા, અને દોઢ ઇંચ પોહોળાં એવાં બે કાટળાં લેઓ, ને તેની બંને બાજુ (ઉપરની ને અંદરની) કાપીને સરખી કરો. પછી તે કાટળાંની વચ્ચો વચમાં આસરે એક ઇંચના ત્રીજા ભાગ જેટલું ઊંડુ એક એક આંધરૂં પાડો. અને તે આંધરામાં એકકો નરમ લોઢાંનો એક ઇંચ લાંબો કટકો ખોસો ને ટાઇટ કરી લેઓ. અને તે લોઢાંના કટકાનો બાહેરનો છેડો જરા ગોળ કરી લેવો, પછી પેલાં કાટળાંઓની ઉપર રેશમ લપેટેલો તાર જેટલો લપેટાએ એટલો લપેટો. એ તાર એક ઇંચના ૪૦ થી તે ૫૦ માં ભાગ જેટલી જાડાઇનો લેવો. પણ જેમ વધારે ઝીણો (ઇંચના ૫૦ માં ભાગ જેટલો) હશે તેમ સારૂં. આ કાટળાં જે જોર કરે છે તે ૨ થી ૩ ohms જેટલું હોય છે. હવે ત્રણે સરખાં લોહચુંબકને એક એક પર મુકી વચલાંને તેના બંને પોલ અંદર જાએ તેમ થોડુંક અંદરથી ખીસાડો, ને તે ખાલી પડેલા ભાગપર ઉપરનાં ને નીચેના લોહચુંબકની વચ્ચે પેલા નરમ લોઢાંના કટકા (કાટળાં પોએલા) બંને પોલ (ઉત્તર ને દક્ષિણ) આગળ મુકો. પછી તે ત્રણે લોહચુંબકને એમના એમ પેલાં કાટળાંઓ સાથે એક લાકડાંના કટકા પર મુકી તેની છેક ઉપર એક બીજો નાનો લાકડાંનો કટકો મુકી તેમાં સ્કુ ફેરવી તાઇટ કરી લેઓ. પછી કાટળાં ઉપરના તારનો એક એક છેડો લઈ તેને એવી રીતે જોડી દેઓ, કે જો તારનાં ગુચ્છાંમાં વીજલીનો પ્રવાહ દાખલ કરીએ તો તે તારના બાહેરના છેડા એક એકથી ઉલટા પોલ થાએ હવે ૬ કે ૭ ઇંચનો એક ચોરસ બોર્ડ લઇને તેની વચમાં ચાર ઇંચના વ્યાસનું એક મોટુ આંધરૂં પાડી તે આંધરૂં બધું ઢંકઇ જાએ એવું એક પટળું (એક ઇંચના ૨૦ થી ૫૦ માં ભાગ સુધીનું) પતરૂં લઈ તે પાસાંની ઉપર સ્કુ ફેરવી બેસાડી દેઓ. ને પછી તે પાસાંને જે પાસાં પર લોહચુંબક ગોઠવ્યું છે, તેના પોળ તરફના છેડા આગળ ઉભું મુકીને (લોઢાંનું પતરૂં પોળ તરફ આવે તેમ) ગોઠવો. ને પછી લોહચુંબક પરનો સ્કુ ઢીલો કરીને તેના બંને પોલ પેલાં પાસાંપરના લોઢાંનાં પતરાંની છેક પાસે આવે પણ તેને લાગે નહી તેમ રાખીને પાછો સ્કુ તાઇટ કરી લેઓ.

હવે જ્યારે એ યંત્રમાંથી અવાજ મોકલવો હોય, ત્યારે લોઢાંનાં પતરાં આગળ મોં કરી મોકલવું. અને તેમજ જ્યારે અવાજ સાંભળવો હોય, ત્યારેબી તેજ જગ્યાએ કાન ધરવો. હવે જો એક આસરે બે ઇંચની નળી લઇને તેને પેલાં પતરાંની વચમાં ચોંટાડી દીધી હોય, તો સાંભળતી વખતે તે નળીમાંથી ખુલ્લું સંભળાશે. હવે જ્યારે બે કે ત્રણ આદમીને તેમાંથી સાથે કાંઈ ગાવું હોય, ત્યારે એવી નળીઓ લઇને દરએક જણે નળીનો એક છેડો પતરાંની વચમાં રાખી બીજે છેડેથી ગાવું. જો વાંસલી કે કોરનેટથી ગાવું હોય, ને તેનો છેડો પેલાં પાસાંની કોર (જ્યાં આંધરૂં છે તે બાજુની આંધરાંની કોર) પર રાખ્યો હોય, તો તેમાંથી તે પતરાંનો અવાજ મોટો સંભળાશે.

* * * * * * * *

ઘણીક તપાસ કીધાથી એવું માલમ પડે છે, કે મોટા અવાજ કરતાં ધીમેથી વાત કરવાનો અવાજ ટેલીફોનમાંથી વધારે ખુલ્લો સંભળાએ છે. પણ તે અવાજ ધીમો હોવાને લીધે જ્યારે તેની સાથે બીજા અવાજો આવે છે, ત્યારે તે સાંભળવાની અડચણ પડે છે; પણ હવે પછી એ અવાજનો જથ્થો વધારવાની ઉપયોગી સોધ કોઇબી હીકમતથી થશે એ બની શકે એવું છે. અવાજ એ પ્રમાણે ધીમો સંભળાતો હોવાને લીધે તે સાંભળનારને નજદીક આવી તૈયાર રહેવા માટે ચેતવણી આપવી જોઇએ છે. એક બે કે ત્રણ ખાણાની બેટરીવાલો વીજળીનો ઘાંટ આ ગરજ પુરી પાડે છે. વળી એની એક બીજી રીત એ છે કે એક લોઢાંનો અડધા ઇંચ વ્યાસનો એક ફુટ લાંબો સળ્યો લઇ તેને U (યુ) ના આકારનો વાળવો. હવે જો એ સળ્યાને વાલેલી બાજુપરથી પકડીને જમીનપર અફાલ્યો હોય, તો તે ઘણો જોરથી હીલ્યા કરે છે. હવે જ્યારે ગરજ પડે ત્યારે એ પ્રમાણે તેને અફાળીને પછી તેનો એક છેડો (વાળેલા બે છેડામાંનો) જો અવાજ કરવાની જગ્યા (લોઢાંનું પતરૂ) આગળ લગાડી તેની ઉપર અફલાવા દઇએ, તો તેનો અવાજ સાંભળનાર ધણીને આખા મોટા ઓરડામાં સંભળાએ એટલો મોટો સંભળાશે, અને એ પ્રમાણે કીધેલો અવાજ જો સાંભળનાર ધણી ઓરડામાંજ હોય, તો જરૂર તેને સંભળાશે.

જ્યારે એક ટેલીફોનનો તાર તેલીગ્રાફનાં પોલની ઉપર આવેલો હોય ને તેની ઉપર બીજા તારો પડયા હોય, તો ટેલીફોનમાંથી વીજળીનો પ્રવાહ બીજા તારોમાં દાખલ થાએ છે ને તેથી ટેલીફોનમાં અવાજ લઇ જવામાં અડચણ થાએ છે ને તેજ વખતે ટેલીફોન કોઇબી બીજો અવાજ પકડી લે છે. કોઇબી ચાળાક અવાજ સાંભળનાર એક ટે-

લીફોનના તારની પાસેના તારમાંથી શું અવાજ જાએ છે, તે ટેલીફોનપરથી વાંચી શકે છે. આ પ્રમાણે અવાજ વાંચવાનું ટેલીફોનથી ૧૦ ફીટ દુર ઉભા રહીનેબી થઈ શકે છે. એ પરથી એમ જણાએ છે કે દરેક ટેલીફોનનું સરકલ બીજા તાર પરનો અવાજ અટકાવી શકે છે અને ત્યારે તો ખાનગી સંદેસાઓ ખાનગી રહી શકે નહી.

એક વખતે રાત્રે aurora ના ઝળકાટમાં એક ઘણી રમુજી વાત જણાઈ. એવું માલમ પડ્યું કે તારમાં ચાલુ વીજળી જે પ્રવાહ બહેતા સાથ તેમાંથી અવાજ સંભળાતો હતો, અને જ્યારે aurora ની રોશણી તેની નજદીક આવતી, ત્યારે તે અવાજ વધારે સંભળાતો અને એ ઉપરથી આ ઉપયોગી બાબદમાં કીમતી શોધ થઈ.

એટલું બધું કીધા છતાં જેવું ટેલીગ્રાફ વીષે ૧૮૪૦ માં જુજ જણાએલું હતું, તેવુંજ ટેલીફોન વીષે હાલમાં છે. તે વખતથી વીજળી અને લોહચુંબકને લગતી સાયન્સની શોધો જાધતી ગઈ છે અને ટેલીગ્રાફ વધતી જતી શોધોથી વેપારને લગતી અગત્યની વાતમાં હજી કોઈથી ઉતરતું થયું નથી. ટેલીગ્રાફને લગતા જે કાએદાઓ હમણા ઘણા કીમતી ગણાએ છે, તે ૧૮૪૦ માં બીલકુળ જણાએલા નહી હતા, પણ ટેલીફોનમાં તો જે કાએદાઓ આજે છે તેમાંનો એકબી એવો નથી કે જે ૧૮૪૦ માં નહી જણાએલો હોય. જેઓ "સેન્ડર અને રીસીવર" ને લગતું જાણે છે તેમને એ બરોબર ખબર છે. પહેલો કાએદો હવામાં થતાં અવાજની હીલચાલથી લોઢાં જેવી સખ્ત ધાતુપર અસર થાએ છે. આ લોઢું વળી લોહચુંબક પર અસર કરે છે ને તેની ઉપર લપેટેલા તારનાં ગુછડાંમાં લોહચુંબકથી ઉત્પન થતી વીજળીનો પ્રવાહ ઉત્પન કરે છે ને તે પ્રવાહ વળી બીજા ગુછડાંમાં જઈ ત્યાંનાં લોહચુંબક પર પાછી અસર કરે છે. લોખંડમાં વીજળીથી લોહચુંબકની અસર આવે છે અને તે પ્રમાણે લોહચુંબકનું જોર વધતું ઓછું થઈ તે ફેરબદલ થતાં લોહચુંબકની અસરથી તેની આગળનાં લોટાંનાં પતરાં પર અસર થાએ છે ને તે પાછું પેહેલાંની માફક હાલે છે ને એ પ્રમાણે એ જગ્યાએથી હવામાં થતા અવાજની જે હીલચાલ લોટાંનાં પતરાંએ હવામાંથી ખેંચી લીધેલી ને બીજી તરફના પતરાં મારફતે પાછી હવામાં આપે છે. ટેલીફોનના કાએદાઓ ફીઝીકલ સાયન્સ જાણનારાઓને એટલા તો જાણીતા છે, કે એવા કાએદાઓ ઉપરથી એક સાદું ટેલીફોન શોધી કાઢવા માટે ૪૦ વર્ષ લાગે એ વાત કેટલાંકોને અચરતી ઉપન કરે એવી છે. એનું કારણ ઘણું ખરું એમ માલમ પડે છે, કે સાયન્સ જાણનારાઓ જે કાંઈ કાએદા શોધી કાઢે છે, તે અજમાવી જોતા નથી. પણ ફકત તે શોધીનેજ સંતોષ પામે છે. હવે ફીઝીકલ સાયન્સને લગતા સીધારણ કાએદાઓ જેમાંથી શોધ થઈ શકે એવા હોય તે વીષે શીખતા જવાન્યાઓને જાણીતા કરવા કે જેથી કેટલાકો પોતાની બુદ્ધીના બળ પ્રમાણે તેને વાપરી શકે. S.

# સ્ત્રીની ખરી કીરતી.

## પ્રકરણ ૧૩ મું.

### સ્ત્રી અને મનની ચાલાકી.

"જ્યારે હું તેણીની ખુબસુરતી આગળ આવી પોહચું છું, ત્યારે તેણી એટલી તો નિરમળ, એવી તો સંપુરણ અને પોતને એટલી તો સારી રીતે પીછાણતી જણાય છે, કે જેથી તેણી જે કાંઈ કરે છે, કે બોલે છે તેમાં ડહાપણ, સદગુણ, વિચાર અને શરમાઈ મને માલમ પડે છે. તેણીની હાજરીમાં ઉંચું જ્ઞાન હલકું લાગે છે અને ડહાપણ મુરખાઈની માફક પોતાની હુકમત અને તકરાર ખોઈ ચુપકીદી પકડે છે." MILTON.




જમાની લાગણીઓમાં સ્ત્રીને વગર ફરીયાદ કરવે પુરષો સર્વોત્તમ ગણે છે, પણ તે સાથજ તેમની મનની ચાલાકી માટે હલકું મત હજુર સુધી ચાલુ છે. જો કે અસલના જંગલી વખતનો સ્ત્રીઓને હલકી પાડવાનો રીવાજ આ સાંહીત્ય, અને વિદ્યા હુનરના જમાનામાં ઘડી બારબી ટકી શકે નહી; તોબી થોડાંજ મંડળોમાં તેણી તેની બરોબરનો હક ભોગવી શકે છે, અને એવાં ઘણાંક છે કે જ્યાં જો કે તીરસ્કારથી નહી, તોબી ધારણ કરેલી સરસાઈથી, તેમની સાથ વર્તવામાં આવે છે.

તેણી અને નર જાતીની મનની ચાલાકી અને તફાવત બતાવવાની અમો આ પ્રકરણમાં કાંઈ જરૂર જોતાં નથી, કારણકે તે માટે એક આગળાં પ્રકરણમાં લખી ગયાં છીયે, પણ ફકત તેણી મનની ચાલાકીથી શું બજાવી શકે છે, તે તરફ ધ્યાન ખેંચવા માગીએ છીયે, જેથી માલમ પડશે કે એવી ધારણ કરેલી સરસાઈમાં કશું વજુદ નથી. મહાન સ્ત્રીઓ માટે લખતાં અત્રે ઘણું લંબાણ થઈ જાય, માટે ઘણામાં ઘણું જે હાલ આપણે કરી શકયે, તે સાહીત્ય, વિદ્યાહુનર અને ચિત્ર વિદ્યામાં પંકાયલી જાણીતી ન્યારીઓમાંની ફકત બે ત્રણ ઉપરજ નજર કરવાનું છે.

જો કે આપણે કોઈ બાનું શેક્સપીયર કે મીલટન ધરાવતાં નથી, તોબી તેમની પાછલના કવીઓમાં ઘણીક બાનુંઓનાં નામો બીરાજે છે. મીસીસ બ્રાઉનીંગ તેણીના વખતના કવીઓમાં કોઈબી રીતે ઉતરતી ન હતી. જો કે તેણીની કવીતાઓમાં તેનીસનનાં જેવી ઝમક નથી, તોબી કોઈબી રીતે તેણીની કલ્પના અને વીચારોમાં બચ્ચાં જેવું કશું નથી. એક બારીકીથી જોનાર કહે છે કેઃ—

"જો કે કેટલીક વખત તેણીની લાઈનોમાં શબ્દોની મધુરતા જોવામાં આવતી નથી, તોબી ધીરજ અને ખુદા ઉપરનો પ્યાર તથા વિશ્વાસ તેણીનાં આત્મામાં ટકી રહેલો જણાય છે. તેણી તે સ્ત્રીઓમાંની એક હતી, કે જેઓ પોતાની જાતીને માન આપે છે. તેણીની કવિતાઓમાંની ઘણીએક કોમળતા અને ભક્તિભાવનો જુસ્સો બતાવે છે. તેણીનાં ચોખ્ખાં પાનાંઓ ઉપર હરેક જગાએ ઉંડો પ્યાર

અને નિર્મળ લાગણી આપણે જોઇયે છીયે, માટે તેઓ આ દુનિયાંમાંનાં ઘણાંઓનો આશીરવાદ સમાન થઈ પડી છે."

તેણીનાં મત પ્રમાણે કોઈબી અધર્મી માણસ કવિ બની શકે નહી. તેણી કહે છે કે "કવિતાનું ગુરૂત્વાકર્ષણ ઉપર થવું જોઇયે, કવિતાની પાંખ જો હાલે છે તો ઉપર ચહડે છે. જુઓ કે મુર્તિપુજક ગ્રીકોએ કેવું કીધું છે?—ઉમદા રીતે. કારણકે તેઓ જન્મથીજ કવિ હતા, પણ વળી તેજ વખતે હલકી રીતે—કારણકે એડમથી તેઓએ જન્મ લીધો હતો. તેમના જીવ દોડતી ગાડીઓ અને પાંખવાળા ઘોડાઓ માફક ખુદાને શોધવા માટે ભટકવા લાગ્યા. તેમને લાગ્યું, પણ તેઓ પીછાણી શક્યા નહી. તે મોટા સાહેબને માન આપવાની ભાષા તેમને આવડી નહી, તેથી તેઓએ હાથની નીશાન વાપરી. આંધળાં ગરૂડ પક્ષીને સુર્ય દેખાયો નહી, તોબી તેણે ઉંચે ઉડવાની આશા રાખી; શું આંધળું પક્ષી ઉડવાની કોશેશ કરે અને દેખતું ના પાડે! ખચીતજ જેઓ કવીઓ છે, તેઓએ તો ખુશાલ થવું જોઇયે કે સઘળી સુંદર ચીજો તરફ તેઓ પોતાની નજર દોડાવે. કે જેથી ખુદાનો ખરો ચીતાર તેઓ ચીતારી શકે."

આટલી બધી જગા અમે મીસીસ બ્રાઉનીંગને આપી છે, તે કાંઈ એટલા માટેજ નહી કે તેણી આપણી બાનું લખનારીઓમાંની એક સાથી સરસ લખનાર છે, પણ ફક્ત એટલુંજ બતાવવા કે કવિતા રચવાની અસાધારણ કાબેલીયત બાનુંઓ પણ ધરાવે છે.

ચાલતા વખતના વારતા લખનારાઓમાં પણ કેટલીક કાબેલ સ્ત્રીઓ સરસાઇનું એપલ જીતી જાય છે. John Halifax Gentleman ની ગ્રંથકર્તા મીસ ક્રેવન્સ મીસીસ ઓલીફન્ટ અને બીજી ઘણીક જાણીતી લખનારીઓએ પોતાની બીજી બેહેનીઓની નીતિ સંબંધી વર્તણુક સુધારવા માટે પોતાની ચાલાક શક્તીનો ઉપયોગ કર્યો છે. વારતા અને કવિતા બાજુ મુકી આગળ ચાલતાં આપણે વિદ્યા હુનર ઉપર આવ્યે છીયે. એ લાઇનિમાં સાહીલ સાથ સરખાવતાં આપણે થોડાંજ નામો જોઇયે છીયે, કારણકે તે માટે જોઇતી તનદરોસ્તી ઘણી બાનુંઓ ધરાવતી નથી. અહીંબી આપણે કોઈ બાનું ન્યુટન ધરાવતાં નથી. તોબી એક મહાન નામ રજુ કરી શકીશું, કે જે બતાવવાને પુરતું છે કે બાનુંઓ તે પાછલબી જો ધ્યાન લગાડે તો ઘણું ભજવી શકે. મીસીસ સોમરવીલની "The Connection of the Physical Science" માટે ટીકાકારો ઘણી વખાણના શબ્દો વાપરે છે; તેઓ કહે છે કે "કાંઈબી મોટાઈ કે મગરરી વગરનો તે નાનો ગ્રંથ તેની આંક આવૃત્તીની ગંજાવર ફતેહ માટે તદન યોગ્ય હતો; જે સઘળીમાં વચ્ચોવચ થતો સુધારો દાખલ કરેલો હતો. ખુલી રીતે અર્થ સમજાય એવી એકબી ચોપડી તે વખતે ઈંગ્રેજીમાં હતી નહી, કે જે ગુણ હાલના વિદ્વાનોએ સંપાદન કીધો છે, અને જે ભવિષ્યને માટે સારી અગમચેતી આપે છે."

તેણીની Physical Geography માટે લખતાં તેઓ કહે છે કે "મનુષ્ય જાતીનાં મહાન પ્રયત્નોમાં તે મુદી શકાય. કોઈબી મુલકને માટે આ સુભાગ્યનું છે કે તેનાં સાહીસનો એક ભાગ તેની બાનું લખનારીઓનાં હાથમાં રહે. કારણકે તેની દરેક લાઇનિમાં તેમની સત્તા ખરેખરી બળવાન અને ભલી નીવડે છે. તે મહા કૃપાળુ સાહેબ ઉપર વિશ્વાસ રાખવા, અને આ દેખાઈતી દુનિયાં ઉપર ઉમદા વિચાર દોડાવવામાં સર આઈસાક ન્યુટન સિવાય બીજું કોઈ તેણીની બરોબરી કરી શકતું નથી."

ખરેખર આ વખાણના શબ્દોને તેણી તદન યોગ્ય હતી. કોઈબી મુલક કે કોઈબી જમાનાના ચાલાક શખસોમાં તેણીની ચાલાકી વિષે કદીબી હલકું મત બંધાશે નહી એ તો તદન ખુલ્લું છે.

વિદ્યા હુનર ઉપરથી ચિત્રવિદ્યા તરફ આવતાં આપણે કહેવું જોઇયે કે જો કે આપણી જાતી કોઈ માઇકલ એન્જેલો ધરાવતી નથી, તોબી એવી ઘણીક સ્ત્રીઓ છે કે જેઓએ તેમની જાતીની ચિત્રવિદ્યાની કાબેલીયત સિદ્ધ કરી આપે છે. આપણે ભુલી જવું ન જોઇયે કે તેણીઓને કાંઈ ખાસ તરબીયત આપવામાં આવતી નથી. એ શોખને પોતાની જીંદગીની ફરજ કાંઈ તેઓ સમજતાં નથી. ઘરસંસારની ફરજો બજાવ્યા પછી તેમની ખુદરતી ચાલાકીને ખીલવવાને પુરતો માફક તેમને વખત મળતો નથી; માટે જો સ્ત્રીઓ મનનાં કામોમાં પુરૂષો કરતાં બીજી પદવીએ આવે તો તે કાંઈ એમ બતાવતું નથી કે તેણીઓને પેલી સખત જાતી કરતાં હલકી ગણવી જોઇયે.

અમે કદીબી એવું તો કહેવા ઇચ્છતાંજ નથી કે તેમને આપવામાં આવતી ઘર સંસારી કેળવણી માટે અમે દલગીર છીયે. નહી, કદીબી નહી: અમે આગળાં પ્રકરણોમાં કહી ગયાં છીયે, કે સ્ત્રીઓના મોંટા ભાગને મોહોરદારો અને માતાઓ થવું છે, અને આ ફરજો બરાબર અદા કરી શકે એવીજ રીતે તેમને નાહનપણથી તરબીયત આપવી જોઇયે. ગમે એવીબી અગતની એક વિદ્યા હુનરની શોધ કરવા કરતાં અમે તો પોતાના ઘેરની ફરજો સંતોષકારક રીતે બજાવવાનું વધારે મોટું ધારીયે છીયે. અમે આ બાબદ ઉપર ધ્યાન ખેંચ્યે છીયે તે એટલાજ માટે કે પુરૂષો સ્ત્રીઓ તરફ વધારે ઉંડા માનની લાગણીથી વર્તે. અમો ઇચ્છીયે છીયે કે તેણીને પુરૂષો પોતાને સલાહ આપનાર, મદદગાર, અને મનને ખુશાલ કરનાર સાથી તરીકે ગણે. ખરેખરા સોબતીઓ તેઓ થશે—એક બીજાના કામમાં મદદગારો—એક બીજાનાં સુખમાં વધારો કરનારાં, જો તેઓ એક બીજાને ચાહશે અને માન આપશે તો. તે વધારે સારી રીતે પોતાની જીંદગીની ફરજો બજાવશે, વધારે સારી રીતે પોતાની ખુબીઓની ખીલવણી કરશે કે જ્યારે ખુલી રીતે જાણશે કે ખુદાએ તેણીને તેનાં કામની સલાહકાર અને ફુરસદની સાથી, તેની ફતેહ માટે ઇનતેજાર અને તેનાં સુખ દુઃખની ભાગીયણ બનાવી છે.

હમબાઈ.



# સુનાને મુળની વાર્તા.

## પ્રકરણ ૩ જું.

### માની સુચના.



તેજ રાતે જ્યારે બધાં પોતપોતાને વગે સગે થયાં, ત્યારે જૉન રીડલ પોતાની ઘરની લાઇબ્રેરીમાં વીચાર કરતો બેઠો હતો, અને એકાએક તે બારણું ઠોકાવાનો અવાજ સાંભળી તે ચોંકયો. "અંદર આવો" તે બોલ્યો અને તરતજ તેની મા અંદર દાખલ થઈ. તેણીનો ચેહેરો જોઇ તે તુરતજ ચેતી ગયો, કે તેણી કાંઇ છુપી વાત કહેવા માંગતી હતી.

"જોન હું તુંને કાંઇ પુછવા માંગું છું," તેણી બોલી અને આ બોલતાં તેણી ફીકી, થાકેલી, દુઃખી દીસ્તી હતી. જોન તેણીને વાસ્તે લાંબી ખુરશી (ઈઝીચેર) સગડી આગળ લાવ્યો, પણ તેણી તેપર બેઠી નહી. થોડો વખત તેણી ત્યાં ઉભી રહી અને પછી પોતાનો હાથ તેનાં ખભાં ઉપર મુકી બોલવા માંડયું.

"મારા વહાલા દીકરા તું સમજી શકશે, કે હું અહીં શું કરવા આવી છું, તું મારાં અંતઃકરણની દુઃખી કહાણી સમજી શકશે?"

"માયજી હું તમારાં અંતઃકરણની છુપી વાત કેમ જાણી શકું?" જોને બહુજ નાખુશીથી હસીને કહયું. "પણ હમણાં તો બહુ મોડું થયું છે"

મીસીસ રીડલે કહયું "નહી! નહી! જોન જે વાત મારા મનમાં છે તે હું તુંને જલદીથી કહેવા માંગું છું, અને હું તારી મુર્ખાઇનો જલદીથી અંત લાવવામાં ડહાપણ જોઉં છું. હું શું કહેવા માંગું છું તે તું જોશે—જોન તું જાણે છે કે મીસ લીલી પૈસાદાર, ખાનદાની, અને ખુબસુરત છે, અને તેણી તુંને ચાહે છે. ત્યારે તું તેની સાથ કાંય નહી પરણે? તેથી આપણી આ દુઃખી હાલતનો છેડો આવશે."

આ શબ્દ સાંભળતાંજ જોને બહુ ગુસ્સાથી હોઠો કરડયા. મીસીસ રીડલે બોલવું જારી રાખ્યું, "જો તું લીલી સાથે પરણશે, તો તું એક મોટો પૈસાદાર અને આબરૂદાર માણસ ગણાશે, પણ હવે એ વીશે હું બહુ પીંજણ પીંજીસ નહી. તેણી એક એવી છોકરી છે, કે સર્વે કોઈ તેણીને ચાહે છે."

"અલબત હું તેણી સાથે પરણું એમાં મને કશી અડચણ નથી પણ—મા—બીજું એક કારણ છે!" અને આ બોલતાં તેણે નીચું જોયું.

"એ બીજું કારણ શું છે તે હું જાણું છું અને તે કાંઇજ નથી પણ એક છોકરીની અને તારી બંનેની મુર્ખાઈ છે. શું તુંને તારા ગરીબ માબાપ અને બેહેનોની દયા નથી આવતી? શું અમે તારા મનથી કંઇજ નથી? તે એવી કરોડપતીની છોકરી છે, કે કોઈપણ તેણીને ખુશીથી કબુલ રાખે! અને હું ખરૂં કહું છું કે તેણી એક શાંત મનની, ઉદાર દીલની, મધુર અને હસ્તી છોકરી છે. તેણી પોતાનો નાનો નાજુક હાથ તારા હાથમાં આપશે અને જોન એમ કીધાથી તું સુખી થશે."

જોન એકદમ ઉઠીને બોલ્યો. "મા—"

તેને બોલતાં અટકાવી તેણીએ પોતાના બંને હાથો ઉંચા કરી કહયું "હું તુંને સાંભળીશ નહી. મને સર્વ ખબર છે, પણ હું કહું છું તેમ જો તું નહી કરશે, તો આપણને ડીલફોર્ડ છોડવું પડશે, પછી તારા બાપની અને બીજાઓની શી અવસ્થા થશે તેનો તું વીચાર કર."

"માયજી આ બોલો સાંભળતાં મને બહુ સંતાપ થાય છે," જોને ધીમા અવાજમાં કહયું. "ખરેખર એટલો સંતાપ કોઈ દીવસે પણ મને થયો નથી."

મીસીસ રીડલે તેની પાસે જઇને અતીશય દુઃખથી અરધો નરમાશ જેવો ચેહેરો કરીને તેનો હાથ પોતાના હાથમાં લઈ કહયું, "તું મારો દીકરો છે, મારો સૌથી વહાલામાં વહાલો દીકરો છે, જેને માટે હું બહુ મગરૂર છું, અને જોન! વહાલા જોની હું તુંને હાથ જોડી કહું છું, કે આપણા ખાનદાની નામને નામોશી ના લગાડ. આવા ગમો ફરી તુંને કયાં મળશે? અને આખરે હું તુંને કહું છું કે, આપણી હાલત તરફ નજર ફેંક, પણ બસ! બસ! હવે હું વધુ બોલીશ નહી, આજે જ્યારે પેલો માણસ પૈસા માંગવા આવ્યો, ત્યારે પણ લીલી પાસે મારે માંગવું પડયું."

"શું માયજી!" જોનીએ બહુ ગુસ્સાથી લાલ બનીને કહયું. "ત્યારે શું તમે એમ કહેવા માંગોછો કે તે પૈસા તમે લીલી પાસે ઉછીના લીધા?"

"હા, જોન એ ખરૂં છે! જો આપણે તે માણસને વગર બોલવે કાંઇ નહી મુકતે, તો બીજા સતરસો કરજદાર ગીધ પક્ષીઓ માફક આવીને હુમલો કરતે."

"માયજી હવે તો બહુજ અવારૂં થઈ ગયું છે," અને આમ બોલતાં જોને પોતાનાં ઘડીયાલમાં જોયું.

પછી મીસીસ રીડલે તેને થોડા આશીર્વાદના બોલો કહી તેના કપાલપર એક ચુમી લીધી અને જોનને પોતાના વીચારમાં ગરક થયલો મુકી ત્યાંથી ચાલી ગઈ.

બીજી સવારે જ્યારે જોની નાસ્તો કરવા ગયો, ત્યારે પણ તે વીચારોનો છાપ તેના ચેહેરા ઉપર પ્રગટ દીસ્તો હતો, અને ત્યાં તેને પોતાના માબાપને અને મીસ લીલીને જોયાં.

તે બે સ્ત્રીઓ આજે બહુ ખુશીમાં દેખાતી હતી. તેની મા પણ એવી દીસ્તી હતી, કે તેણીને કોઈ જાતની ચીંતા અથવા કરજના ગમની ફીકર ન હોય! પણ ત્યાંજ એક

સગડી આગળ એક ઘરડો શખસ જુની ફેશનની એક લાંબી ખુરસી (ઈજીચેર) પર પોતાના બંને હાથો લાંબા કરીને બેઠો હતો. આ જેનીનો બાપ હતો કે જે બીચારો લકવાના અતી બુરા રોગથી હમેશનો દુઃખી હતો.

તેનું ધ્યાન પણ તેના શરીર જેવુંજ નબળું બની ગયું હતું. જ્યારે તેના દીકરાએ તેની તરફ જઇ તેના બંને થંડા પડી ગયલા હાથો પોતાના હાથમાં લઈ પુછ્યું, કે તે કેમ હતો ત્યારે તેને નબલા પડી ગયલા અવાજે કહ્યું, "નવાં દુઃખો વહાલા દીકરા! નવાં દુઃખો શીવાય બીજું કાંઈ નથી."

પછી તેઓ નાસ્તો ખાવા બેઠાં, અને બહુ ખુશ મીજાજે વાતો કરવાને જેને પોતાથી બનતું કર્યું. પણ અફસોસ! તેનાથી તેમ બનીજ શક્યું નહી.

પછી તેની હસમુખી મા પોતાના ચાકર સાથે કંઈ વાત કરવા જતી હતી, તેટલામાં ટપાલના શીપાઇએ તેણીના હાથમાં એક કાગળ મેલ્યું, જે પત્ર એક ખાટકીનો આંકડો હતો. તે વાંચ્યા પછી તેણીએ ઉદાસ ચેહેરે જેનના હાથમાં તે પત્ર આપ્યું.

"આ કાગળ વાંચ" તેણીએ માયાળુ સાદે કહ્યું અને જ્યારે કાગળ ઉખેડીને વાંચ્યું, ત્યારે તેના ચેહરાપરની રૂવાની ઉડી ગઇ, અને એક પણ બોલ બોલ્યા વગર તેણે તે પાછું પોતાની માતાના હાથમાં આપ્યું

પછી મીસીસ રીડલ ઓરડામાંથી ચાલી ગઈ, અને જેન પોતાની ખુરસી પરથી ઉઠીને બારી આગળ જઈ ઉભો, જ્યાં બહારની બાજુએ બરફથી બીજાઇ ગયલું ઘાસ દીસતું હતું. તેના ખુલ્લા મનનો સંતાપ અને તેની ઉદાસી એ સર્વે લીલી જાણતી હતી. તેણી બહુ દયાળુ હતી, અને જાણુતી હતી કે મી૦ રીડલ બહુ ભીડમાં આવી પડયા હતા.

જે માણસો મોહોલામાં રેહે છે, તેઓને એક બીજાનાં ઘરની હાલત માલમ હોય છે, તેમજ એનટોની ડીસપર્ક લીલીનો કાકો, જેને વાંચનાર વીસરી ગયાં નહી હશે, અને જેને લીલીને એક ગંજાવર દોલતની ધણીઆણી કરી હતી, તે હમેશાં મી૦ રીડલની હાલત વીશે આ પોતાની એક પુરી દીકરી આગલ વાત કરતો હતો.

થોડો વખત સુધી લીલી અચકાયા કીધી, પણ છેરસે તેણી પણ ઉઠીને જ્યાં જેન ઉભો હતો ત્યાં ગઈ.

"મી૦ જેન," તેણીએ નીશકપટપણે બોલવા માંડ્યું અને પોતાનો નાજુક હાથ તેના ખભાં પર મુકીને પોતાની ચળકતી આંખોથી તેના ઉદાસ ચેહેરા તરફ જોઇ બોલી "તમે મને માફ કરશો?—પણ આપણે જુના મીત્ર છઇએ—શું તમને કંઇ પૈસાની અડચણ છે? તમે કેટલા ઉદાસ જણાઓ છો—ખરેખર જો કંઇ પૈસાની બાબંદ હોય તો બીલકુલ આંચકો ખાતા ના અને—"

જેન તેણીની તરફ ફરીને તેણીને બોલતાં અટકાવી બોલ્યો "મીસ લીલી હું તો હવે કંટાળી ગયો છું."

ફરીથી તેણીએ ધીમા અવાજે કહ્યું "શું કંઇ પૈસાની બાબદ છે? અને જો તેમ હોય તો મેં તમુને કહયું તેમ આપણે જુના મીત્ર છઇએ, અને પૈસા માટે હું તમને મદદ કરી શકશ, કેમ જે મારા મેહેરબાન કાકા મારે માટે એક મોટો વારસો મેલી ગયા છે, ને મારે—"

"મીસ લીલી તમો એક ઉમદા દીલના છોકરી છેઓ, પણ તમારો પૈસો લેવાને મને કશો હક નથી."

"પણ કાંય નહી!" લીલીએ કગલીને કહ્યું "મેહેરબાની કરીને લેવો, એમ કીધાથી મને બહુ ખુશી ઉપજશે. મારા કાકાજીએ મને લખો રૂપીયાની દોલત બક્ષી છે, અને તમે તે લેશો તો હું ઘણી ખુશી થવશ."

જેને પોતાની નજર નીચી કરી અને બહુ વીચારમાં પડયો. તેને ખરેખર લાલચ પેદા થતી હતી, અને તે પોતાની માના બોલો યાદ કરતો હતો.

"મેહેરબાની કરી મને તમારી મીત્ર જાણો" લીલી બોલી અને આ બોલતાં તેણીએ પોતાનો હાથ તેના હાથમાં આપ્યો. આ તેણીના મમતાળુ બોલોથી તેના મનપર અજબ જેવી અસર થઈ. "હું તમુને મીત્ર કરતાં વધારે ગણું છું, પણ ગરીબાઇ તરફ જોતાં તેમ કરવું ન બને એવું છે." તેણે જવાબ દીધો.

"હું તમારી ગરીબાઇમાં કોઈ રીતની જુદાઈ સમજતીજ નથી." લીલીએ હીમત ધરી કહ્યું.

આ વાતો થતી હતી તેવામાં મી૦ રીડલે નબળા પડી ગયલા અવાજે કંઇ બોલવા માંડયું. એજ વખતે લીલી અને જેન બંને જણા દોડી ગયાં.

"મી૦ રીડલ શું છે." લીલીએ તેની પાસે આવતાં પુછ્યું, એજ વળાં એકદમ કોઇએ બારણું ઠોક્યું અને એક જાડી તંદરોસ્ત સ્રી અંદર દાખલ થઇ. આ સ્રી તે ઘરડાની દાસી હતી.

"હું એવણને અગાસીપર અરધો કલાક ફેરવવા લઇ જાઊં છું," તે દાસી મી૦ રીડલની પૈડાંવાળી ખુરશીનું પછવાડેનું હેંડલ પકડી બોલી, અને આ બોલતાં તેણી મીસ લીલી તરફ જોતી હતી. પણ બુઢા મી૦ રીડલ જવા માંગતા ન હતાં. "અહીંથી એકદમ જા"—તેવને પોતાની ટપ પ્રમાણે દાસીને કહ્યું "અહીંથી જા!" પણ તેણીએ તેવણના બોલવા પર કંઇ લક્ષ આપ્યું નહીં.

"ફરી આવ્યા પછી ગરીબ બીચારાને જરા નીરાંતે ઉંઘ આવે છે." એમ બોલી તેણી ખુરશી ત્યાંથી ગબડાવી ગઈ, અને ફરી જેન અને લીલી એકલાં પડયાં.

"તમારા ઘરડા બાપ માટે હું મારાં ખરાં અંતઃકરણથી દુઃખી છેઊં." લીલી બોલી.

"અને મારી પણ રાત દીવસની ફીકર મારા વ્હાલા બાવાજી વીશે છે." જેનીએ ઉત્તર વાળ્યો "જો કદાચ એવણ મરી જશે, તો બધાં માંગનારાંઓ અમારી ઉપર હુમલો કરશે, અને પછી હમારૂં શું થશે તેનો વીચાર કરતાં મારૂં અંતઃકરણ કાંપે છે."

"અરે! નહી! નહી એવો વીચાર તમારા મનમાંથી દુર કરો, અને મારી આ ગંજાવર મીલકતનો તમે થોડો ઘણો બાગ લેવો." જોન રીડળને આ શબ્દથી થોડો દીલાસો મળ્યો.

"હું તમારે લાયક તો નથી," તે બોલ્યો "જ્યાં સુધી હું મારી હાલતનું બ્યાન તમારી આગળ કરીશ, ત્યાં સુધી હું તમારો હકનો પૈસો લેવા તૈયાર થઇશ નહી, તમે જાણો છો કે અમો અતીશય ગરીબ છઇએ, અને તે કરતાં પણ વધારે દુઃખ ભર્યું એ છે કે આ ઘર પણ નીશાળે મેલ્યું છે."

"અરે! જોન પૈસાને માટે તો બોલોજ ના! મેં તમુને કહ્યું તો છે કે વહાલા કાકાજી મારે માટે એક મોટો વારસો મેલી મરણ પામ્યા છે, અને જો તમે મને કબુલ કરો તો હું તમુને એક સવાલ પુછીશ."

"અને તે સવાલ શું છે તે મને જણાવશો?"

"જોન! મને તમે ચાહો છો? તમારી ગરીબ હાલત વીશે કંઈ પણ દરકાર કરોના!".

"લીલી હું ધારૂં તે કરતાં પણ વધારે હું તુંને ચાહું છું, પણ હું કાંઈ સારો માણસ નથી. હું એક ગરીબ માણસ છું, અને તારી તથા મારી હાલતમાં ઘણો ફેર છે, તોપણ આટલી બધી તારી મેહેરબાની જોઈ હું ખરેજ ખુશ છું."

એકમેકના ચેહેરા સામે જોઇને જોન બોલ્યો "હું તુંને સુખી કરશ, લીલી આ ઘડીથી હું તુંને સુખી કરવા પ્રયત્ન કરીશ."

## પ્રકરણ ૪ થું.

### મીસ લીલી થોમસ.

આ પ્રમાણે જોન ખાવાનો ઓરડો (ડાઇનીંગ રૂમ) છોડી ગયો.

તે એક પૈસાદાર છોડી સાથે અદરાયો, કે જે છોકરી બીલકુલ તેને લાયકની નહોતી.

હજી પણ તેને ઓરડો બહુ દુઃખ સાથે છોડયો. મીસ થોમસ સુંદર અને પૈસાદાર હતી, તેની સાથે અદરાયા છતાં તે બહુ દુઃખી હતો, અને પોતાના ઓરડામાં જઈ બહુ વીચારમાં પડયો. તે પોતાનાં મનને કહેવા લાગ્યો, "આ કામ કરવાને માટે મને બીલકુલ હક નહોતો."

આ તેનું અદરાવાનું કારણ લીલીના પૈસા, ઉમદા માંગણી, તેણીના મીઠા બોલો, અને સુંદરતા હતી. તોપણ તે પોતાના ઓરડામાં બેસી ગયે વરસનો વીચાર કરતો હતો, અને આ દુઃખભર્યા દહાડા તેને બહુજ ભારી લાગતા હતા.

આ એક વર્ષમાં લીલીમાં પણ બહુ ફેરફાર થયો હતો, કે જે વર્ષમાં તેણીના કાકા એનટોની ડીસપર્ડ મરણ પામ્યા, અને પોતાની પાછળ લખો રૂપીયાની દોલત તેણીને માટે મુકી ગયા હતા.

ખરૂં પુછીએ તો તેણીના બીજા કાકાનો દીકરો ફ્રાંક ડીસપર્ડને આ વારસો મળનાર હતો, પણ તેણી તેવણની બહુ વહાલી અને માનીતી હોવાને લીધે તેણીને મળ્યો હતો. ફ્રાંક ડીસપર્ડને પોતાનો વારેસ ઠરાવવાનો તેવણનો એક વખત વીચાર થતો હતો, પણ બીજા હાથપર તેવણ લીલીને એક વહાલામાં વહાલી દીકરી કરતાં જ્યાદા ચાહતા હતા. અને તેથીજ તેવણે પોતાની સઘળી દોલત તેણીને આપી હતી.

કેપટન ફ્રાંક ડીસપર્ડ એનટોની ડીસપર્ડના મોટા ભાઇનો એકપુરો દીકરો હતો, જેનો બાપ બહુ જુવાન વયમાં લડાઈમાં મરણ પામ્યો હતો, અને લીલી થોમસ પણ એવણના નાના ભાઈની એકજ દીકરી હતી, તેણીનો બાપ પણ સોલજર હતો. જ્યારે તે લડાઇમાં ગયો ત્યારે લીલીને પોતાની ભાઈ એનટોની ડીસપર્ડની સંભાળ હેઠળ સોંપી ગયો હતો અને તેનાં મરણ પછી પણ એનટોની ડીસપર્ડે પોતાના દયાળુ આસરા હેઠળજ તેણીને રાખી હતી. તે પૈસાદાર કાકાને કંઇ પણ છોકરાં નહોતાં તેવણની મોહદદાર પરણ્યા પછી એક વરસે ખહીંના બુરા રોગથી મરણ પામી હતી. અને તેથી પોતાનાં બંને ભાઈનાં બચ્ચાંઓને પોતે કરી લીધાં હતાં. ફ્રાંક ડીસપર્ડે પોતાના બાપનો ધંધો પસંદ કીધો હતો, અને તેનો સર્વ ખરચ તેના કાકાએ પુરો પાડી તેને એક મોટી જગ્યા આરટીલરીમાં અપાવી.

તે લીલી કરતાં દશ વરસ મોટો હતો. તે એક શુરો લડવૈયો, હીંમતવાન, અને માણસોમાં પ્રખ્યાત થયલો સોલજર હતો. તેના આટલા બધા ગુણ છતાં તેના કાકાએ પોતાની સઘળી દોલત પોતાની ભત્રીજીના નાજુક હાથમાં આપવાનો ખાત્રીપુર્વક વીચાર કર્યો હતો. તેવણે ફ્રાંક ડીસપર્ડને માટે દશ હજાર પાઉંડ રાખ્યા હતા, જ્યારે લીલીના પૈસાનું બ્યાજ વરસ દહાડે વીશ હજાર પાઉંડથી પણ વધારે આવતું હતું, અને તેથીજ જોનની મા હમેશાં તેને ફગલીને તેણીની સાથે પરણવાની ખોહસ કરતી હતી, કે જો તે તેણીની સાથે પરણે તો તેઓનું સર્વ દરીદ્ર ટીટી જાય! જે વેળાએ તે મીસ લીલી સાથે વાતે વળગેલો હતો, તે વેળાએ મીસ એમી ઓબ્રાયન સાથે જોનને દોસ્તી થયાને દશ મહીના થયા હતા. તેને તેણી સાથે પેહેલવેહેલી મુલાકાત આ પ્રમાણે થઈ હતી.

એક દીવસે સાંજે એક છોકરી હાથમાં એક મોટી લાકડી એક ઝરામાં અરધી નાખીને જાણે પોતાનો સુંદર પડછાયો પાણીમાં જોતી હોય તેમ ઉભી હતી અને જોન તેણીની પાછળ ઉભો હતો. તેણીએ જોનને જોયો નહી કેમકે તે તેણીની પીઠ પછવાડે હતો. તેણી કાંઈ પોતાનો પડછાયો જોતી નહોતી, પણ એક ગરીબ પક્ષીને કહાડવાને પ્રયત્ન કરતી હતી, જેની પાંખો તુટી ગઈ હતી અને ઉડવાને બહુ મેહેનત કરતું હતું.

જ્યારે જોને તેણીને આ કામ કરતાં જોઈ, ત્યારે મદદ કરવાને તેને પુછ્યું. તેણે તે ગરીબ પક્ષીને બચાવ્યું, કે જે એક મોટું કાળું પક્ષી હતું.

આ પછી લાંબે વખતે તેને તેણીને જોવા છતાં ઓળખી, કેમકે તેણી હમેશાં પોતાના બાપ સાથે ફરવા જતી હતી.

પણ તેણી ઘણી મોટી થઈ ગયલી હોવાથી હમણા એક મોટી અબલા જેવી લાગતી હતી. આથી જોને હસીને કહ્યું, "તમે તો એક મોટી અબલા થઈ ગયાં છેઓ," એના જવાબમાં તેણી હસી પડી.

આ પછી તેઓ હમેશાં મળતાં હતાં, અને ખરૂં પુછીએ તો જોન તેણીને ચાહતો હતો, પણ તેના આ ચાહવાથી કાંઈપણ ફાયદો થયો નહી. આથી એનું પરીણામ ખોટું નીપજ્યું. કોઈ કોઈ વેળા એમીની આંખોમાંથી આંસુઓ વેહેતાં હતાં, અને તે શરમાતી હતી, કેમકે તેણી એક ખેડુતની છોકરી હતી, વળી તે સાથે જોન પણ ગરીબ હતો તેથી તેણી પોતાને કદુવા દેતી હતી. પણ જોન સંકટને ધીરજથી ખમનારો માણસ હતો, જે બહુ શીખેલો અને દુનીયાંની ચલડતી પડતીની તેને ખબર હતી. જોનના મન-પર પણ આથી બહુ અસર થતી હતી, તોપણ તેણે એમીને ચાહવાનું જારી રાખ્યું. હવે જ્યારે આપણે તેને લીલી સાથે અદરાઈ ચુકેલો જોઈએ છીયે, ત્યારે એમીનો શુંદર ચેહેરો તેની સનમુખ આવી ઉભેલો તેને દીસતો હતો. અને જે એકાંત જગામાં તેઓ પેહેલીજ વેળા મળ્યાં હતાં જ્યાં ડીલ નદીને કીનારે ઉગેલું મોટું લીલું ઘાસ, ઉંચામાં ઉંચા જંગલી ગોલાબના ઝાડો, ત્યાંની લીલોતરીવાળી જગ્યા, અને તે નદીની પાસના ઝરાઓ, અને તેની ઉપર સુર્યની છાંયા એ સર્વે કરમાઈ અને સુકાઈ ગયલું લાગતું હતું. આ થોડા વખતમાં થઈ ગયલો મોટો ફેરફાર તેને બહુ ગુંચ-વાડામાં નાખતો હતો. જોન એકદમ બહુ ગુસ્સામાં પો-તાની ખુરસીપરથી ઉઠયો, અને પોતાના મનમાં બબડવા લાગ્યો, "મેં બહુજ મુર્ખાઈ કરી છે. મેં મારા પોતાને માટે ફાયદો જોઈ એક કોમલ જીવને કેવા જીવના સંતા-પોમાં નાખ્યો છે, પણ આ આપસ્વાર્થી પગલાંનો કાંઈ નીકાલ કરવો જોઈયે." એક કાગલ લખીને તેણીને જણાવવું જોઈયે, કે કેવી રીતે તેણીનું અંતઃકરણ દુખાવ્યું હતું.

તે પોતાની ડેસ્ક પાસે ગયો, અને ચીઠી લખવાનો સ-રંજામ તૈયાર કર્યો, પણ એકબી શબ્દ કાગલ પર લખી શકયોજ નહી. છેલ્લે તેણે પોતાની પેન ફેંકી દીધી, અને બહુ ખીજવાતમાં આ નહી ધારેલો બનાવ વીસરી જવાની કોશેશ કીધી. તેણે તેણીને ભરેસપતવારે મળવાને વચન આપ્યું હતું, અને લખવા કરતાં તે વખતે તેણીને મોહડે મોહડું મ-ળીને કહેવાનું સેહેલ પડશે, એવા વીચારથી હમણા તે ચુપ બેઠો.

હવે તેને નોરમનટન જઇ વકીલ મી૰ લોરન્સ પાસથી કરજ ભરવા માટે થોડા પૈસા માંગવાનો વીચાર કર્યો.

તેણે લીલીને ફરીથી જોઈ નહી, પણ તેની મા જ્યાં બેઠી હતી ત્યાં ગયો, જેણીએ (તેણીના મનથી ખુશ ખબરની) કોઈજ વકી રાખી નહોતી. મીસીસ રીડલ તેને બહુજ ઉદાસ દીસતી હતી. "માયજી! હું નોરમનટન જાઉં છું" તેણે કહ્યું. "હું ત્યાં જઇને મી૰ લોરેન્સને મલીશ. અને પછી આ બીલનો કાંઈ પણ નીવેડો લાવીશ."

"મારી પણ સલાહ એજ છે, મને ખબર નથી કે હું કયાંથી પૈસા લાવું! તેં પેલું બીલ વાંચ્યું?"

"હા," જોને ટુંકમાં પતાવ્યું.

"તું જો સો પાઉંડ લાવી શકે, તો તેથી પણ કામ ચાલે-અને પછી-મારા વહાલા દીકરા—" અને તેણીને કંઈ યાદ આવ્યું હોય તેમ વીચાર કરવા પોતાના છોકરાના મોં સામું જોવા લાગી.

"અને મા! પછી શું! તેણે બેદરકાર રીતે હસીને પુછ્યું.

"મેં રાતના શું કહ્યું તેની તુંને ખબર તો હશેજ, અરે જોની મારૂં કહેલું માન. જો આપણે એટલી તંગ હાલ-તમાં ન હોતે તો હું તુંને આટલો સંતાપ આપતે નહી; પણ તું જાણે છે કે આપણી હાલત હમણાં કેવી છે!"

"હા! હા! હું તે જાણું છું" તેણે ચીરડાઇને કહ્યું. "હું તમારો બોલે બોલ ખરો માનુંછું."

"ત્યારે વખત કાંય ખોહે છે? એક પૈસાદાર અને ઉમદા દીલની છોકરી તુંને નાકબુલ કરનાર નથી, અને તોપણ તું હજી અમોને એવી ગરીબ, નાતવાન હાલતમાં રાખે છે?"

"માયજી તમારા મનને શાંત કરો!" તે બોલ્યો, "હું તમારી ડાહી શીખામણને અનુસરીને ચાલ્યો છું, હું મીસ થોમસ સાથ અદરાયો છું."

તેણીના સુંદર ચેહેરાનું નુર બદલાયું, અને આંખોમાંથી આંસુઓ વેહવા લાગ્યાં.

"તું શું મશકેરી કરે છે!" તેણીએ પોતાના દીકરાના મોંહ તરફ આતુરતાથી જોઈ કહ્યું, કે ખરેખરૂંજ બોલે છે?"

"એ તદન ખરૂં છે," તેને વધારે ગંભીર બની કહ્યું, "સારાંને કાજે અથવા માઠાંને કાજે; પણ લીલીએ મારી સાથે પરણવાને વચન આપ્યું છે."

મીસીસ રીડલ પોતાનાં આંસુઓને અટકાવી શકી નહી, પણ તે આંસુઓ આભાર અને ખુશીનાં હતાં.

"મારા વહાલા! મારા વહાલા!" તેણીએ તેનો હાથ લઇને માતાના વહાલથી તેના ગાલ ઉપર ચુંમીઓ લેતાં કહ્યું "હું બહુજ સુખી થઇછું. જોની તેં મને બહુજસુખી કરી છે."

તેની માતાના આ વહાલથી તેનું મન પીગલ્યું અને હસીને કહ્યું "આ તમારી મરજી માફકજ થયું છે-પણ-"

"હું તારા પણ શબ્દને હવે વધુવાર સાંભળીશ નહી." મીસીસ રીડલ વચમાં બોલી ઉઠી, "લીલી તુંને જેવી જોઇતી હતી તે કરતાં પુર્ણ લાયક છે, અને તું બહુજ સુખી થયો છે!"

"ત્યારે મેહેરબાની કરી મને સુખી માણસને થોડાક ઉછીકા પૈસા લાવવા જવા દેવો," તેણે ટકોર ચલાવી. "પણ તમુને હાલ કેટલા જોઇયે છે?"

"રીસીસ રીડલ બહુ મગરૂરીથી બોલી "હવે તો કંઈ અડચણ નથી, જે વાત તેં હમણાં મને કહી છે તે મી૰ લોરેન્સને કહેજે, અને સો પાઉંડ જેવા સેહેલથી અપાય છે, તેવાજ હજાર પાઉંડ તે તુંને આપવા તૈયાર થશે-ભવીષમાં કાસ્ટલ હીલનો જે ધણી થાય તેની સાથે કંજુસાઈ કરવી હવે ઘટે નહી."

જોને નારાજી બતાવીને કહ્યું "બાઇડીનાં પૈસા લઇને ધંધો વેપાર કરવો એ પુરૂષને લાજમ નથી."

"જોની એટલો બધો મુર્ખ બની ના જા! પણ હવે મા-હરા વહાલા સાહેબજી. મી૰ લોરન્સને તારી હકીકત કહેજે, અને પછી જોજે કે શું થાય છે."

[સાંધણ છે.] ગુલબાઈ ખુરશેદજી ભુજવાળા.



## એ સ્થ ર.




સ્થર નામે એક યાહુદન કુંવારીકા હતી, જેણી અતિ ખુબસુરત હતી. તેણીના વડવાઓને શાહ "નેબુશાડનઝર" કેદ કરી બેબીલોન તરફ ઘસડી ગયો, જેથી આ બીચારી છોકરી નીરઆધાર નાવારેસ થઈ પડવાથી તેણીને તેણીના એક પીત્રાઈ નામે મોરડીકાઇએ પાલી પોશી મોટી કીધી. તેણીનો આ પીત્રાઈ મોરડીકાઈ ઈરાનના શાહને ત્યાં એક ઓધેદાર હતો.

જ્યારે ઈરાનના શાહ હાસ્યુરસે પોતાની બાયડી "વેશતી" ને તેણીના નહી જણાયલા કાંઈ વાંકને માટે રાણીના હકમાંથી રદ કરી કહાડી મુકી, ત્યારે બીજી બાયડી કરવાને આખાં ઈરાન સર જમીનની સુંદર કુંવારીકાઓને "સુશાન મેહેલ" માં એકઠી કરવામાં આવી; કે જેથી શાહને જે ગમે તે પસંદ કરે.

આ સઘળી સુંદરીઓમાંથી શાહની પસંદગી આપણી યાહુદન કુંવારીકા એસ્થર પર ઉતરી, અતિઘણી ધામધુમ સાથ તેણીને તાજ પેહરાવી શેહેનશાહબાનુ બનાવવામાં આવી.

શાહ તેણીની જાતથી યા તેણીના વડવાઓનાં કીસમતથી બેખબર હતો. તે જાણતો ન હતો કે ખુબસુરત એસ્થર એક યાહુદન હતી

તેણે અજાણપણે પોતાના વઝીર હામાનને ફરમાવ્યું, કે સર્વે યાહુદીઓને ઈરાનમાંથી જડમુળથી ઉખેડી નાખી તેઓનો નાશ કરી તેઓની સઘળી માલ મીલકત જપત કરવી.

મોરડીકાઈ—રાણી એસ્થરનો પીત્રાઈ—એ એ વાત જાણતાંજ રાણી એસ્થરનાં કાનપર નાખી તેણીને કહ્યું, કે તેણીનાં સગાં વહાલાં અને જાતભાઈ નહી, પણ તેણી પોતે વરીક આ હુકમમાં આવેલી કહેવાય, જેથી તેણીનો પણ નાશ થશે. તેણે તેણીને અરજ કરી કે પોતાની જાતી હીમત વાપરી પોતાના બાદશાહી ધણી પાસ જઇ પોતાને અને પોતાની જાતને બચાવવી.

વળી મોરડીકાઇએ શાહના હુકમનામાંની એક નકલ એસ્થર પર મોકલી વધુ જણાવ્યું કે "ખુદ" તેણીએ પોતે શાહ પાસ જઈ પોતાની શીરીન જુબાનથી તેની ઉપર અસર કરી પોતાને અને પોતાની જાતને બચાવવી: શાહ પાસે પોતે અરજ લઈ જવાથી શાહ તેણીનું માનશે.

એસ્થરે જવાબ વાલ્યો કે "શાહના માણસો અને તેની આખી રૈયત જાણે છે, કે શાહની પરવાનગી મેળવ્યા વિના એકાએક તેની દરબારમાં અરજ લઈ જનારને તે મારી નખાવે છે. ફક્ત જે ધણી તરફ તે પોતાનો રાજદણ્ડ ઉઠાવે છે અને તેને તે ધણી હાથ લગાડે છે, તો તેને જતો મુકવામાં આવે છે. હજી ત્રીસ દહાડા થયા તોબી મને શાહે પોતાની દરબારમાં તેડી નથી."

આ આશા તોડનારો જવાબથી નીરાશ નહીં થતાં મોરડીકાઇએ ફરી એક વાર તેણીને અરજ કરી કે—

"ખોદાએ એવું જાણીનેજ તને રાણી કીધી હશે, કે જેથી યાહુદીઓની જાત બચે, વાસ્તે હજીબી હીમત પકડી કાંઈ કરવું."

આ ઉપરથી એસ્થરે કહેવાડ્યું કે તેણીને માટે અને સૌને માટે ઈરાન સર જમીનપર વસ્તા દરેક યાહુદીઓએ ત્રણ દીવસ ઉપવાસ પાળી નિમાજમાં આખો દિવસ ગાળવો. ત્રીજે દીને તેણી શાહની દરબારમાં અરજ લઇ જશે. "તેમ કરતાં જો હું મરું તો કાંઈ ઘણું કહેવાશે નહી. મારી જાતને બચાવવા હું મારા જાનની દરકાર કરતી નથી."

આ તે ભલી, બહાદુર, વફાદાર એસ્થરના બોલો હતા.

બીજે દહાડે પગથી તે માથાં સુધી ઝવેરનો સીંગાર સજી બાદશાહી બપકો કરી નીચી નજરે તેણી પોતાના બાદશાહી ધણીનાં તખ્ત પાસ જઈ ઉભી.

તે વખતે ઈરાનનો શાહ સમજ્યો, કે ફલકમાંથી આ કોઈ રૂપવંત ફરેસ્તાઈ અવતાર તેની દરબારમાં આવી ઉભો છે. શાહે તેણીનો ફરેસ્તાઇ અવતાર જોઈ કાંઈ પણ વિચાર્યા વિના પોતાનો રાજદણ્ડ તે ધ્રુજતી સુંદરી તરફ ઉઠાવ્યો. એસ્થરે બે દગલાં નજદીક ભરી ઉતાવલમાં પોતાનાં નાજુક આગલાં તે રાજદણ્ડની ટોચ પર ગોઠવી દીધાં અને પછી ઉંચુ જોવાની હીંમત કીધી.

શાહે જ્યારે તે ફરેસ્તાઈ અવતાર પોતાની બાયડીનોજ જોયો, ત્યારે તે ગુસ્સે થવાને બદલે ઓર રાજી થયો અને ખુશ મીજાજે બોલ્યો—

"માંગ એસ્થર, તને શું જોઇયે છે! તને શાની ગરજ છે? તું જે માંગશે તે આપવામાં આવશે. મારું અરધું તાજોતખ્ત આપવા હું તૈયાર છું."

શાહની મેહેરબાની મલી ચુકી. એસ્થરને હીંમત આવી, તેણીએ ધીમે ધીમે શાહને પોતાની હાલત અને અરજ કહી સંભળાવી. તે ફરેસ્તાઈ અવતાર જે કહે તે તુરત કબુલ કરવા શાહ તૈયાર હતો, જેથી યાહુદીઓના દુશમનો ઉંધા વલ્યા. તેઓની જાત તારાજ થતી અટકી. આ દીનથી એસ્થરને પોતાની જાત બચાવનારી કહી સર્વે પુંજવા લાગા. તે દહાડો "પુરીમની મેજબાની" થઈ અને તેજ દહાડો આજ સુધી દરેક દેશોદેશ વસ્તા યાહુદીઓ તેહેવાર તરીકે પાળે છે.

મીસ મેહેરબાનું કાવસજી દાવર.



# પરણ્યા છતાં સુખી કેમ થવું.

"પરણેલી જીંદગીમાં તદન સુખ મેળવવાની વકી રાખી તમો પોતાને ઠગતા ના. આ દુનિયામાં માનવી જેટલી હદ સુધીનું સુખ ભોગવી શકે, તે કરતા વધારેની આશા રાખતા ના. સઘળી અડચણ અને અગવડમાંથી લગન તમોને મોકળાં કરતું નથી. તે જીંદગી કાંઇ એલીશ્યસની ટેકડીની માફક શાહજાદા વગરની તદન ખુલ્લી નથી."
FULLER.



રણીયાં છતાં કેમ સુખી થવું," આ સ્કેસ્તનની વાયજોમાંની એકનું વિચીત્ર નામ હતું, જે બેશક કોઇ નવાં પરણેલાં જોડાનાં મોંહ ઉપર થોડા વખતનું ગુસ્સાનું વાદળ ફેલાવવા પુરતું હતું.

નસીબ સંજોગે યા કાંઇ કલાથી બે જુવાન શખ્સો એક બીજાને મળે છે, બંને પોત પોતાની સરસ રીતભાતથી વર્તે છે, અને એક બીજા માટે વિચાર કરવા ઘેર જાય છે. જુદા પડ્યા પછી તેમને સેહજ સુખકારક લાગતું નથી. માટે તેઓ ધારે છે કે પરણીયા પછી તેઓ જરૂર સુખી થશે. પણ એમ બનવુંજ જોઇયે, એ સાબેત થતું નથી. આપણાં સુખનું પ્રમાણ આપણી પોતાની વર્તણુક ઉપર આધાર રાખે છે. ઘણાંક નવાં જોડાંઓ એવો વિચાર રાખતાં દીશે છે, કે ગમે તેવીબી તેમની વર્તણુક હોય તોબી લગન તેમને સુખ બક્ષવાની કાંઇ જાદુઇ શક્તિ ધરાવે છે. અને જ્યારે અનુભવ તેમને શીખવે છે, કે બીજી હરેક કીમતી ચીજની માફક ઘરનું સુખ મેળવવા માટે પણ ધીરજ, મન સ્વાધીનતા, અને પોતાનાં જીંદગીનાં સાથીનાં ગોખો ધ્યાનમાં લેવાની જરૂર છે, ત્યારે તેઓ અજાયબ થાય છે; અને નોબી પરણેલી જીંદગીનું પેહલું વર્ષ પુરૂં નહીં થાય તેની અગાઉ ઘણાં લોકો શોધી કાહડે છે કે "સ્કેલીન"ની બાબદ "પરણ્યાં છતાં કેમ સુખી થવું," એ ખરેખર અભ્યાસ કરવા લાયક છે. ત્યારેજ તેઓ જાણે છે કે જે રસ્તા ઉપર તેઓએ તદન ગુલાબની આશા રાખી હતી, તેના વીખરાયેલા કાંટાઓથી, તેમનો બચાવ કરવાને સહનતા અને સબુરીની જરૂર છે. મોટી ઉમરનાં કુમારા શખ્શો, જેઓ બોલે છે કે લગન એક નુકસાન વગરની રમત છે; તેઓ જો એ માટે વધુ જાણે તો એવા તર્ક ઉપર આવે નહિ. પ્રીતિના રાજ્યનો ગુસ્સા અને સખતાઇથી બચાવ કરવોતી પુરતી સાવચેતી લેવામાં આવે અને ચોકસ ખાડાઓમાં પડતાં અટકાવામાં આવે, તો લગનની જીંદગી સુખી થાય. બંને બાજુવાળાંની પ્રીતિ ગમે એવીબી મજબુત હોય તોબી એક રાજ્યની માફક મતફેર પડતાં સમજુતી કરી નાખવાની જરૂર છે. લગનની જીંદગીનો સોનેરી કાયદો "સહન કરવું અને ક્ષમા કરવું;" જો બંને બાજુવાળાં શીખે નહીં તો જલદીથી પ્રીતિનો ગાંઠ ઢીલો પડી જાય.

બીજી ઘણી ખરી ચીજોની માફક લગનની જીંદગીમાં પણ સારી શરૂઆત અરધી લડાઈ છતીયા બરોબરની છે. પણ સારી શરૂઆતો કેટલી સેહલાઈથી ખરાબ સ્વભાવ કે એવાંજ બીજાં કારણો નિષ્ફલ કરે છે, અને ત્યારે આપણે જે "પગલાં ખુશાલી સાથે ભરતે તે દલગીરી સાથ ભરવાં પડે છે." ખરેખર એવાં થોડાંજ લોકો છે કે જેઓ જેટલું સુખ મેળવવું જોઇયે તેટલું મેળવે છે. કારણકે બાકીનો મોટો ભાગ મેહનત વગર સુખ મેળવવાની આશા રાખે છે અને જ્યાં સુધી મોત ધણી ધણીયાંણીને છુટું પાડવા આગળ આવી ઉભું રેહતું નથી, ત્યાં સુધી એક બીજાની કદર તેમને લાગતી નથી.

જો તમે ખરેખર સુખી થવુંજ હોય, તો પરણેલી જીંદગીમાં તમારી મરજીનો ભોગ વારંવાર આપવોજ જોઇયે. બીજાને ખુશ કરવાની શક્તિ આપણું દીલ સુખથી ભરપુર કરે છે. બીજાનો બોજો ઉચકી લેવાથી આપણાં હૈડાં કીકરથી બાર ઓછો થાય છે. બીજાના સુખની ખીલવણી ખરેખર આપણી ખુશાલીનો રસ્તો છે. બકો ના, મેણાં ના, વાવણી ના કરો, કાપણી ના કરો, બીજાનો બોજો ઉચકો ના, અને તમારા બોજા તળે દબોઈ જાઓ. જેઓ મદદ કરવા કરતાં મદદ મેળવવામાં વધારે સેહલાઈ અને સુખ ગણે છે, તેઓ ખરેખરા કંગાળ છે.- તેઓ ધારે છે કે જેઓ તેમને ચાહે છે, તેઓ તરફથી દયા, પ્રીતિ અને સંભાળ મેળવવાનો તેમને હક છે; પણ કેટલી સંભાળ, કેટલી પ્રીતિ અને કેટલી મદદ તેઓ બીજાને આપવાનું વાજબી ધારે છે, તે તો તેઓજ જાણે.

પોતાની જીંદગીનો મોટો ભાગ બીજા સાથે કેમ સલાહ સંપમાં ગુજારવો તેનું જ્ઞાન મેળવવા જેવું બીજું કાંઈ કીમતી નથી. તમો કહેશો કે "એ નજીવી બાબદ છે." હા, પણ નજીવી ચીજો ઉપરજ ઘેરનાં સુખ દુઃખનો આધાર રહે છે.

લગન એક કાતરની મીસાલ છે. બે જણાં જોકે ઘણી વાર સામ સામી માર્ગ પકડે છે, તોબી જેઓ તેમની વચ્ચે આવે છે તેને શીક્ષા કરે છે. ખરેખર જેઓ એક પરણેલાં જોડાંની વચ્ચે આવે તેને જેટલી શીક્ષા થાય, તેટલી થોડી નાનાં નાનાં કજીયા દંકાયલા રહે તો જલદીથી સુલેહ થાય છે છે. પણ ખુલ્લું પડતાંજ લોકનાં મોંહડાં બંધ કરવા અને ઘરનાં કજીયાનું સમાધાન કરવાનું બેવડું ભારી પડે છે.

સ્ત્રીઓ અને પુરૂષો પરણીયા આગમજ જેટલું એક બીજાને રાજી રાખવા ચાહતાં હતાં, તેજ પ્રમાણે પરણીયા પછી પણ તેઓએ કરવું જોઇયે. શું એક સોનાંની વીંટી એમ કરતાં તેઓને અટકાવે છે! પોતાનાં ઘેરને દુનિયામાં સૌથી વાહાલી અને સૌથી ચળકતી જગો કરવા માટે તેણીનાં ધણીને મનપસંદ થઈ પડવાની એક સ્ત્રીની તો

બેવડી ફરજ છે. પરણતી વખતે તેઓ એક બીજાને માન આપવા, ચાહવા, અને તાબે રહેવાનું વચન આપે છે; અને ઘેર ગયા પછી બેમાંનું એક જણ કદાચ કહે છે કે "હું તેમ નહીં કરૂં." અને ત્યાંથી બંને વચેનો મતફેર શરૂ થાય છે. છેલ્લે જે જુવાન જોડાંઓ પરણેલી જીંદગીમાં પડીયા છે, તેઓને ખુદાનો વિચાર નહીં કરવાની સલાહ આપીયે, તો તેમાં દયા કરતાં ઘાતકીપણું અમે વધારે જોઇયે છીયે. તે સાહેબ આપણને સઘળાં દુઃખમાંથી બચાવ કરનાર છે, માટે જે ધણી ધણીયાંની તેની યાદ કરે નહીં તેઓને પરણેલી જીંદગીમાં ખરૂં સુખ મેળવવાનો થોડોજ સંભવ છે. 'મેરી સોમરવીલ'ની જીંદગીને લગતા હેવાલનો થોડોક ભાગ આ જગોએ વાસ્તવીક થઇ પડે છે. "જ્યારે તેણી નાની હતી, ત્યારે તેણી અને તેણીનો ભાઇ પોતાની બીહકણ માતા સાથ દરીયામાં સેહલ કરવા ગયાં. દાહડો સુકાંવાળો હતો, પણ પવન શરૂ થયો હતો; અને માંહે બેસવા પછી બોટ ઝોકા ખાતી હતી. "જ્યોર્જ," જે માણસ હંકાલતો હતો તેને મીસીસ ફેરફાક્સે કહ્યું, "હું તારી ઉપર ભરૂસો રાખું છું, સંભાળીને હંકારજે." "બાનું, મારી ઉપર ભરૂસો ના મુકો, ખુદા ઉપર વિશ્વાસ રાખો," ગભરાતમાં તે બાનું બોલી ઉઠી. "અરેરે, શું એટલી બધી ધાસ્તીમાં આપણે આવ્યા છીયે!" હા, એટલી બધી ધાસ્તીમાં આપણે દરેક વખતે છીયે. જેમ મોતને વખતે તેમજ લગનને દીવસેથી ખોદાજ આપણો નેગેહબાન છે. ફકત દેખીતી ધાસ્તી અને દુઃખની વખતેજ આપણને ખોદાની હાજરીની જરૂર નથી. આપણાં સુખને વખતે કે જ્યારે સઘળું ખુશાલ અને રમુજી લાગે છે, ત્યારેથી આપણું સઘળું પાર પાડનાર તેજ સાહેબ છે. તેને તમો યાદ ના કરો, અને કદાચ તમો જે સુખ આજે ભોગવોછો, તે ઊગવતી કાલે તમારી કંગાલીયતથી થઈ પડે.

RUBY.

---

**એક નાનાં બાળકને મળેલો "લીજીયન આવ આનર" નો ખેતાબ**—હેની હારી નામની એક દશ વર્ષની નાની છોકરી, જેણી મકફઈ ખાતે પોતાનાં માબાપ સાથે રહે છે, તેણીને ચાકાઓનાં પ્રદર્શનમાં જતી ઉતારૂઓની ભરેલી એક ટ્રેનને ગયે વર્ષે અકસ્માતમાંથી બચાવવા માટે ફ્રેન્ચ "લીજીયન આવ આનર" નો ચાંદ ભેટ આપવામાં આવ્યો છે. એક દીવસે ફરવા જતાં તે છોકરીએ જોયું કે એક ઉંડી ખાઇ પસાર કરવા માટે બાંધેલા પુલ ઉપર આગ લાગી હતી, અને તે ઉપરથી ટ્રેન જઇ શકે નહી એમ હતું. તેણીએ તુરતજ પોતાનાં દીલમાંથી રાતી ફલેનલનો પેટીકોટ કહાડ્યો, અને જે તરફથી ટ્રેન આવવાની હતી તે બાજુ તરફ દોડી ગઇ, અને જેવી તે ટ્રેન નજરે પડી કે તેણીએ પોતાનો રાતો પેટીકોટ હવામાં ઉરાડ્યો, અને એ રીતે ટ્રેન ઉભી રાખવાને તેણી શકતીવાન થઇ. ટ્રેનમાં નજદીક ૭૦૦ ઉતારૂઓ હતા. તેઓમાં ચીકાગો જતા કેટલાક ફ્રેન્ચો હતા. અને તે લોકોએ ફ્રાન્સ પાછા ફરવા પછી તે છોકરીની સમયસુચકતા માટે મરનાર પ્રેસીડંટ કારનોતને ખબર કીધી, અને તેનાં પરીણામમાં ઉપલું લાયક ઈનામ તેણીને મળ્યું છે.

# ભરવા-ગુંથવા વીશે.






પીરોજા.

---

# રાંધવાને લગતું.

**તાંબોતાનો આમલેટ**—ચાર તાંબોતા, એક આઉંસ ઘઉંનો આટો, ૭ ઇંડા, થોડું નીમક, મરી અને દુધ. તાંબોતાને છોલીને તેને ઝીણા ઝીણા કાપો. આટાને દુધ સાથે મેળવીને મસલો, ત્યાર પછી માંહે ઇંડાં અને નીમક, મરી નાખો, અને છેલ્લે તાંબોતા ઉમેરો. પછી કરાઇમાં ઘી કકરાવી અંદર ઉપલી મેળવણ રેડો. નીચેનું પડ લાલ થાયને આમલેટની માફક વાલી હવેથી બાજુથી બરાબર લાલ કરીને ઉતારો.

**ફ્રેન્ચ બીન્સનો આમલેટ**—બે મોટા ચમચા ભરી ફ્રેન્ચ બીન્સ, ચાર ઇંડાં, બે મોટા ચમચા ભરી વેટની પનીર, નીમક મરી અને ઘી. ફ્રેન્ચ બીન્સને બાફી તેના ઘણા ઝીણા ઝીણા કટકા કરવા, પછી ઇંડાંને ફદ ચહડાવી તેમાં નાખવાં, ત્યાર બાદ તેમાં પનીર અને નીમક મરી નાખવું. બધાંને બરાબર એકરસ કરી કરાઇમાં ઘી કકરાવી તેનો આમલેટ બનાવવો.

**ક્રીમ આ-લા-વાઉવા**—ચાર દોહડવાંના સ્પંજ કેક, એક ગલાસ શેરી, અરધો ગલાસ બ્રાનડી, દોહડ પાઇંટ ક્રીમ, એક ચમચી લીંબુનો રસ, અરધો આઉંસ જીલેતાઇન, થોડી "એપ્રીકોટ" ની જેલી, અને ત્રણ આઉંસ ખાંડ. સ્પંજ કેકની કાતરીઓ પાડી તેના એકેક પડ ઉપર જેલી લગાડી બબે કાતરીઓ સેનડવીચની માફક સાથે જોડીને રહેવા દેવી. પછી તે૫ર શેરી અને બ્રાનડી રેડવો. હવે થોડાં દુધમાં જીલેતાઇનને પીગલાવી, બાકીનાં ક્રીમનું ફીણ ચહડાવવું, તેમાં પેલું પીગલાવેલું જીલેતાઇન ખાંડ, અને લીંબુનો રસ રેડવો, ત્યાર બાદ એક મોલ્ડને સાફ કરી તેમાં ઉપલી મેળવણીવાળું ક્રીમ થોડું રેડવું પછી અંદર ઉપલાં કેકની થોડી કાતરીઓ મુકવી, પછી પાછું થોડું ક્રીમ રેડવું, એ મુજબ મોલ્ડ ભરાય ત્યાં સુધી કરવાં જવું. બધું ક્રીમ આવે તેમ કરવું. પછી મોલ્ડને આઇસમાં બાંધવા મુકવું.

નાજુ.



# પરણ્યા છતાં સુખી કેમ થવું.

"પરણેલી જીંદગીમાં તદન સુખ મેળવવાની વકી રાખી તમો પોતાને ઠગતા ના. આ દુનિયામાં માનવી જેટલી હદ સુધીનું સુખ ભોગવી શકે, તે કરતાં વધારેની આશા રાખતા ના. સઘળી અડચણ અને અગવડમાંથી લગન તમોને મોકલાં કરતું નથી. તે જીંદગી કાંઇ ઓલીમ્પસની ટેકડીની માફક વાદળાં વગરની તદન ખુલ્લી નથી." FULLER.




રણીયાં છતાં કેમ સુખી થવું," આ સ્કેલ્ટનની વાયત્રેમાંની એકનું વિચીત્ર નામ હતું, જે બેશક કોઇ નવાં પરણેલાં જોડાનાં મોંહ ઉપર થોડા વખતનું ગુસ્સાનું વાદલ ફેલાવવા પુરતું હતું.

નસીબ સંજોગે યા કાંઇ કલાથી બે જુવાન શખ્સો એક બીજાને મળે છે, બને પોત પોતાની સરસ રીતભાતથી વર્તે છે, અને એક બીજા માટે વિચાર કરવા ઘેર જાય છે. જુદા પડ્યા પછી તેમને સેહજ સુખકારક લાગતું નથી. માટે તેઓ ધારે છે કે પરણીયા પછી તેઓ જરૂર સુખી થશે. પણ એમ બનતુંજ જોઇયે, એ સાબેત થતું નથી. આપણાં સુખનું પ્રમાણ આપણી પોતાની વર્તણુક ઉપર આધાર રાખે છે. ઘણાંક નવાં જોડાંઓ એવો વિચાર રાખતાં દીસે છે, કે ગમે તેવીબી તેમની વર્તણુક હોય તોબી લગન તેમને સુખ અક્ષવાની કાંઇ જાદુઈ શક્તિ ધરાવે છે. અને જ્યારે અનુભવ તેમને શીખવે છે, કે બીજી દરેક કીમતી ચીજની માફક ઘરનું સુખ મેળવવા માટે પણ ધીરજ, મન સ્વાધીનતા, અને પોતાનાં જીંદગીનાં સાથીનાં શોખો ધ્યાનમાં લેવાની જરૂર છે, ત્યારે. તેઓ અજાયબ થાય છે; અને તોબી પરણેલી જીંદગીનું પેહલું વર્ષ પુરું નહીં થાય તેની અગાઉ ઘણાં લોકો શોધી કાહડે છે કે "સ્કેલીન"ની બાબદ "પરણ્યાં છતાં કેમ સુખી થવું," એ ખરેખર અભ્યાસ કરવા લાયક છે. ત્યારેજ તેઓ જાણે છે કે જે રસ્તા ઉપર તેઓએ તદન ગુલાબની આશા રાખી હતી, તેના વીખરાયેલા કાંટાઓથી, તેમનો બંચાવ કરવાને સહનતા અને સબુરીની જરૂર છે. મોડી ઉમરનાં કુમારા શખ્શો, જેઓ બોલે છે કે લગન એક નુકસાન વગરની રમત છે; તેઓ જો એ માટે વધુ જાણે તો એવા તર્ક ઉપર આવે-નહિ. પ્રીતિના રાજ્યનો ગુસ્સા અને સખતાઇથી બંચાવ કરવાની પુરતી સાવચેતી લેવામાં આવે અને ચોકસ ખાદાઓમાં જુદતાં અટકાવામાં આવે, તો લગનની જીંદગી સુખી થાય. બંને બાજુવાલાંની પ્રીતિ ગમે એવીબી મજબુત હોય તોબી એક રાજ્યની માફક મતફેર પડતાં સમજુતી કરી નાખવાની જરૂર છે. લગનની જીંદગીનો સોનેરી કાયદો "સહન કરવું અને ક્ષમા કરવું;" જો બંને બાજુવાલાં શીખે નહીં તો જલદીથી પ્રીતિનો ગાંઠ ઢીલો પડી જાય.

બીજી ઘણી ખરી ચીજોની માફક લગનની જીંદગીમાં પણ સારી શરૂઆત અરધી લડાઈ જીતીયા બરોબરની છે. પણ સારી શરૂઆતો કેટલી મેહલાઈથી ખરાબ સ્વભાવ કે એવાંજ બીજાં કારણો નિષ્ફલ કરે છે, અને ત્યારે આપણે જે "પગલાં ખુશાલી સાથે ભરતે તે દલગીરી સાથ ભરવાં પડે છે." ખરેખર એવાં થોડાંજ લોકો છે કે જેઓ જેટલું સુખ મેળવવું જોઇયે તેટલું મેળવે છે. કારણકે બાકીનો મોટો ભાગ મેહનત વગર સુખ મેળવવાની આશા રાખે. છે અને જ્યાં સુધી મોત ધણી ધણીયાંણીને છુટું પાડવા આગળ આવી ઉભું રેહતું નથી, ત્યાં સુધી એક બીજાની કદર તેમને લાગતી નથી.

બેવડી ફરજ છે. પરણતી વખતે તેઓ એક બીજાને માન આપવા, ચાહવા, અને તાબે રેહવાનું વચન આપે છે; અને ઘેર ગયા પછી બેમાંનું એક જણ કદાચ કહે છે કે "હું તેમ નહીં કરૂં." અને ત્યાંથી બંને વચેનો મતફેર શરૂ થાય છે. છેલ્લે જે જુવાન જોડાંઓ પરણેલી જીંદગીમાં પડીયા છે, તેઓને ખુદાનો વિચાર નહીં કરવાની સલાહ આપીયે, તો તેમાં દયા કરતાં ઘાતકીપણું અમે વધારે જોઇયે છીયે. તે સાહેબ આપણને સઘળાં દુ:ખમાંથી બંચાવ કરનાર છે, માટે જે ઘણી ઘણીયાંની તેની યાદ કરે નહીં તેઓને પરણેલી જીંદગીમાં ખરૂં સુખ મેળવવાનો થોડોજ સંભવ છે. 'મેરી સોમરવીલ'ની જીંદગીને લગતા હેવાલનો થોડોક ભાગ આ જગોએ વાસ્તવીક થઇ પડે છે. "જ્યારે તેણી નાની હતી, ત્યારે તેણી અને તેણીનો બાપ પોતાની બીહકણ માતા સાથ દરીયામાં સેહલ કરવા ગયાં. દાહડો સુકુંવાળો હતો, પણ પવન શરૂ થયો હતો; અને માંહે બેસવા પછી બોટ ઝોકા ખાતી હતી. "જયોર્જ," જે માણસ હંકાલનો હતો તેને મીસીસ ફેરફાકસે કહયું, "હું તારી ઉપર ભરૂસો રાખું છું, સંભાળીને હંકારજે." "બાનું, મારી ઉપર ભરૂસો ના મુકો, ખુદા ઉપર વિશ્વાશ રાખો," ગભરાતમાં તે બાનું બોલી ઉઠી. "અરેરે, શું એટલી બધી ધાસ્તીમાં આપણે આવ્યા છીયે!" હા, એટલી બધી ધાસ્તીમાં આપણે દરેક વખતે છીયે. જેમ મોતને વખતે તેમજ લગનને દીવસેથી ખોદાજ આપણો નેગેહબાન છે.

# ભરવા-ગુંથવા વીશે.





પીરોજા.

## રાંધવાને લગતું.

**તાંબોતાનો આમલેટ**—ચાર તાંબોતા, એક આઉંસ ઘઉનો આટો, ૭ ઈંડા, થોડું નીમક, મરી અને દુધ. તાંબોતાને છોલીને બસ ઝીણા ઝીણા કાપો, આટાને દુધ સાથે મેળવીને મસલો, ... ઈંડાં અને નીમક, મરી નાખો, અને છેલ્લે તાં ... થી મસલો. ... કરાઈમાં ઘી કકરાવી અંદર ઉપલી મેળવણ ... આમલેટની માફક વાલી ... રો.

3

# ❀ સ્ત્રી મિત્ર. ❀

## સાંકળ્યું—સપટેમબર ૧૮૯૪

સફે.







# સ્ત્રીમિત્ર



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૬૬ું. સપટેમબર ૧૮૯૪. અંક ૭મો.



## એક માતાની કેળવણીનો બદલો.

### પ્રકરણ ૧૯ મું.



છેલ્લાં પ્રકરણમાં દરશાવેલી બીનાઓને બે વરસ થઈ ગયાં છે. આપણુ જે દહાડાની વાત કર્યે છીયે, ને દહાડાની સહવાર ઘણી ખુશનુમા હતી. મરચંટ હાલનાં બેસવાના ઓરડાની સઘળી બારીઓ ખોલી છે. બારી આગળના એક કોચ પર પીરોજા અઢેલીને બેઠી છે, અને થંડી પવનની લેહેરી બારીમાંથી રમતી રમતી આવી તેણીના રીક્ષ ગાલો સાથ ગેલ કરે છે. તેણીને છેલ્લી જોયાને બે વરસ થઈ ગયાં છે, તેટલા વખતમાં તેણી ઘણી ફેરવાઈ ગઈ છે, દુ:ખભરી રીતે ફેરવાઈ ગઈ છે. તેણીનાં મોહડાનો દેખાવ હજી બચ્ચાં જેવો છે, અને જેને લીધે તેણી પોતાની ખરી ઉમ્મર કરતાં નાની લાગે છે. પણ તે ચેહરાનું નુર, તેની ખુબસુરતી ભરી ખુશબખ્તી જતી રહી છે. જો તેણી પોતાના આસપાસના પ્યારથી પોતાનાં દીલને સંતોષી રાખવાની કોશેશ કરતી હતી. પણ પેલા ઉંડા ધારેને દાબી દેવાની કોઈ પણ કોશેશ ફતેહમંદ નીવડતી નથી. પારકાં માણસો હજી તેણીને તનદરોસ્ત અને ખુબસુરત ધારતાં હતાં અને તે વેળા પોતાનાં મબાપ તરફથી બીજી જાતનું બોલેલું સાંભળી તેણી અજબ થતી. રૂસ્તમ દસ્તુરની વાત કરવાને હવે કોઈ અચકાતું હોય તેવું લાગતું ન હતું. પોતાના સાથી ઉપર તે કેટલી હેતભરી તકેદારી રાખતો, અને તેને દરેક સારે માર્ગે લઈ જવાની કોશેશ કરતો, તેની સઘળાં વખાણ ગાતાં. જમશેદ ઈંગ્લંડમાં અતી માંદો થઈ ગયો હતો, અને તેના સાથીની સંભાળથીજ તેની જીંદગી બચી હતી. આ વાત સાંભળી પીરોજા બહારથી કાંઈ પણ દેખાવ કરતી ન હતી, પણ અંદરથી તેણીનું દીલ કેટલું ધપકતું હતું તે તો તેણીજ જાણતી હતી.

આજે સહવારે બારી આગળ બેસી તેણી મેહેરવાનજી ડાકટરનાં મેહેરબાઈ સાથ વાત કરતી હતી. મેહેરબાઈ અવાર નવાર મરચંટ હાલમાં આવતાં હતાં, અને તેણીનાં નરમાસ ભર્યા ખવાસથી પીરોજા તેવણુની ઘણી માનીતી થઈ પડી હતી.

"તમારી શીરીન પોતાના બાઈના પાછા ફરવાની ખબર સાંભળી ખુશ ખુશ થઈ ગઈ હશે?" મેહેરબાઈ તે વીષે પીરોજા આગળ બોલેલાં હોવાથી તેના જવાબમાં તેણીએ કહયું. અને મેહેરબાઈએ હાનો જવાબ દીધો. "તમારો શીરોઝ શાવક શરાફને ઓળખતો હતો કે! તેને કાંઈ ખબર પડી હશેની કે તેને તેની પેઢી પરથી એકદમ શું કામ કહાડી મેલ્યો?"

"મારો શીરોઝ પોતાની રેજીમેન્ટ સાથ થોડો વખત કરાંચી ખાતે રહયો હતો ખરો, પણ તે વેળા તે શાવકને ઘણોજ થોડો મળતો હતો, વળી કહેછે કે શાવક ત્યાં એવી ખરાબ સંગતમાં ફરતો હતો, કે શીરોઝ બનતાં સુધી તેનેથી દુરનો દુર રહેનો. તેને શું કામ કહાડી મેલ્યો તે વાત હાલ તરત તો ભેદના પરડામાં સંતાયલી લાગે છે. શીરોઝે કાંઈ તે વીષે લખ્યું હતું ખરૂં, પણ એટલું ભરમમાં કે મને ફરી લખી પુછાવા ગમ્યું નહી. મને તો બીહક લાગી હતી કે જમશેદજીપર આ ખબરથી ઘણી ખરાબ અસર થશે, મને તો ખ્યાલ પણ ન હતો કે ગરીબ બીચારાં જરબાઈ તેના ફટકાથી કચડાઈ જશે."

"થોડાંઓનેજ ખબર છે કે તેવણુ પોતાના દીકરા પરથી કેટલાં મરી ફીટતાં હતાં. જો કે તે માતાનો પ્યારજ હતો, પણ તેજ પ્યારથી તેવણે પોતાના છોકરાનાં બદીપનો નાશ કર્યો છે. જે દહાડેથી તેને કાલેજમાંથી કહાડી મુકવામાં આવ્યો, તે દહાડેથી તેવણુ લોકમાં બેલાવાને શરમાતાં, તેવણુને મળ્યા વગરજ તે કરાંચી ચાલી ગયો એબી તેણે સારૂં

કર્યું નહી. હજીબી તેવણ આશા રાખતાં હતાં, કે કોઈબી દહાડો તેવણનો દીકરો દુન્યામાં સારૂં નામ કહાડશે, અને ત્યાર પછીની નીરાશી તેવણને એક તલવારના ફટકા બીસાલ થઈ પડી."

"આ ખબર સાંભળ્યા પછી તેવણ કેટલો વખત જીવ્યાં?"

"ચોવીસ કલાક પણ ન હશે. જમશેદજીએ તે ખબર તેવણને કહેવાને પોતાને અશકત જોઈ મારાં મમા અને આલાં પાસે તેમ કરાવ્યું, અને તેઓએ ઘણી નરમાશ અને પ્યાર ભરી રીતે કર્યું; પણ તેઓની ગમે એવી સંભાળ ગત લાગી નહી. અને તે સાંભળ્યા પછી તેવણ બેશુદ્ધીમાં પડયાં, તે પાછાં ઉઠયાંજ નહી."

"અને જમશેદજી?"

"તેવણને પણ આ ફટકો જબરો લાગો, કારણકે તેવણ અગ્ગુચ માદાં પડયાં હતાં. થોડો વખત પછી જરબાઈ એટલાં તો ફેરવાઈ ગયાં હતાં, કે તેવણના ધણી અને દીકરીનાં ઘણાંજ માનીતાં થઈ પડયાં હતાં, અને આલાં અને તેણીના બાપ એટલી તો આશા રાખતાં હતાં, કે તેવણ તદન સારાં નહી થાય, તોપણ બીજાં થોડાં વરસ તેઓને ખાતર જીવશે. બીજાંઓ ધારે છે તે કરતાં જમશેદજી ઘણી મજબુત પ્યાર ભરી ગરમ લાગણીઓ ધરાવે છે, પણ ઉપલા માઠા બનાવથી એટલી બધી અસર તેવણ પર થશે એવી મને પણ આશા હતી નહી."

"તેઓ છેલ્લે છેલ્લે એટલાં તો એકેક સાથ જોડાયલાં અને સુખી લાગતાં હતાં કે તેવણપર તેથી અસર થાય તેમાં હું અજાયબ થતી નથી. જરબાઈ તરફ તેવણના ધણી અને આલાં જેટલો પ્યાર અને માન દેખડાવતાં હતાં, તેવું મેં કોઈજ વખત જોયું હશે. વળી તેવણ પણ તે પ્યાર અને માનને લાયકનાં નહી હોય તેવો દેખાવ, તોપણ ખુશાલ દેખાવ કરી બંને ચીજ લેતાં હતાં. મને પણ તેવણની ઘણી દયા ઉપજતી હતી, કારણકે સઘળું મનનું અને તનનું દુઃખ તેવણ બહુ ધીરજથી ખમતાં જણાતાં હતાં."

"અને ગરીબ બીચારી આલાં, તે શું કરે છે?"

"તેણીને પણ ઘણું દુઃખ લાગે છે, પણ વખાણવા લાયક ચાલ ચલાવે છે, અગાઉ અમે જાણતાં હતાં કે તેણી પોતાની એક પણ લાગણી ઉપર કાબુ રાખી શકતી નહતી, અને ગુલ કહે છે કે જે રીતે તેણી હાલ બાહેરથી શાંત દેખાવ રાખે છે તે ખરેજ અજાયબ કરનારૂં છે. તેણીના ગરીબ બીચારા બાપ હવે તેણીને પોતાનાં એકલાં સુખ તરીકે ધારે છે, એટલાં તો શાંતપણાંથી તેણી તેવણને રીઝવે છે અને શાવકની ફજેતી કરનારી ચાલ ઉપર તેવણને બીલકુલ પણ વીચાર કરવાનો વખત આપતી નથી. વખત પોતાનું કામ કરી કદાચ થોડા વખતમાં જમશેદજીને ગયે વરસના જેવા શાંત બનાવશે પણ મારે કબુલ કરવું જોઇએ કે મને તે માટે શક છે. જો હમણાંમાજ જેવો તેવણનો ચીરડાઉ મીજાસ ચાલુ રહેશે, તો ગરીબ બીચારી આલાંને ઘણું ખમવું પડશે, પણ તેણી પોતાની ફરજ બજાવશે, અને અંતે તેનો બદલો તેણીને મળશે."

ઉપલા બોલો બોલી રહયા પછી પીરોજાએ એક ધીમો નીસાશો નાખ્યો, પણ મેહેરબાઈ બીજા સવાલો પુછવામાં રોકાયલાં હોવાથી તેવણે તે સાંભળ્યું નહી, અને પુછ્યું કે તેણીના બાહાઓ પંચગની કયારે આવવાના હતા.

"મારો ભાઈ હોમી ગયે વરસ અમો સઘળાં હકીમે તેવી છેલ્લી પરીક્ષામાં પસાર થયો હતો, પણ અનુભવ મેળવવા ખાતર એક વરસ ને મુંબઈમાં એક જાણીતા મોટા ડાકટર સાથ કામ કરતો હતો, અને ઘણું ખરૂં બે ત્રણ દહાડામાં અંહીંનાં આવશે. હાલ તો તે જબરી ખુશાલીમાં છે, કારણકે છોકરવાન વયમાં ગાંમેલો એક ઉમેદ બર આવવાનો વખત પણ ઘણો નજદીક આવે છે. આટલો બધો ખુશાલ અને સુખી દેખાતો અમે તેને કોઈ દહાડો જોયો નથી. અમારાં દીયાં પણ ઘણાં હરખાય છે. કારણકે તે હવે હમારી નજદીકનો નજદીકજ રહેવાનો છે. જાંહગીર પણ હોમીની સાથેજ અંહીંયાં આવવાનો છે. તમે જાણોછ તો ખરાં કે આખી દુન્યાં આસપાસ મુસાફરી કરવાને તે કેટલો તલપી રહયો છે, અને આવતા જુલાઈમાં તેની ઘણી ખરી મુરાદ બર આવશે. મારી બેહેન ખોરશેદ તથા તેનો વર પણ તેની સાથે જવાનાં છે. છેલા ત્રણ મહીના થયા મારી બેહેનની તનદોરસ્તી લહડી ગઈ છે, અને દરયાની મુસાફરી કરવાનું ડાકટરે તેણીને ફરમાવ્યું છે. તેણીનો નાનો બુચો મારો એટલો તો માનીતો થઈ પડયો છે કે, જેટલું મને તેની માના જવાથી લાગશે, તેટલુંજ તેના જવાથી પણ લાગશે."

"તમે તેવણના જવા આગમચ થોડાક દહાડા બેલગામ બેહેન સાથ જઈ રેહેવાનો વીચાર રાખોછ કે!"

"હું નહી ધારતી કે હું જવશ, કારણકે હમણાં તો મને ઘેર છોડી કેડે જવા ગમતું નથી. પણ જવા આગમજ તેઓ અંહીંયાં થોડો વખત આવી રહેવાનાં છે."

"અને કેખશરૂની પોતાના ભાઇને લગતી સઘળી ચીંતા દુર થઈ કે? કહેછ કે ડાકટરો કહેતા હતા કે રૂસ્તમ દસ્તુર નહી હતે, તો તેઓ પણ તેને ભયમાંથી બચાવી શકતે નહી."

"હાજી, પુણેથી પણ કાગલ આવેછ તેમાં લખેછ કે ચીંતા જેવું હવે કાંઈ રહયું નથી. નશરવાનજી તેઓને સામે એડનવેર લેવા ગયા હતા, અને ત્યાં તેવણે પોતાના છોકરાને મોહડે તેની પોતાની હુલડાઈ, અને રૂસતમની હીમત ભરી ચાલ વીશે સાંભળ્યું."

"ત્યારે શું કાંઈ અકસમાત થયો હતો કે? હું તો જાણું કે તેને તાપ આવી હશે."

"પોતાના સાથીની મરજી ઉપરાંત જમશેદજી બનાજીએ પોતાના થોડાક સાથીઓ સાથ એક નાની દરીયાની સફરે જવાનો ઠરાવ કર્યો. રૂસતમજીના ગમે એવા ના કહેવા છતાં, જ્યારે જમશેદે જવાની ઘણીજ હુજત કરી, ત્યારે

રૂસતમજીએ પણ તેની સાથે જવાનો ઠેરાવ કર્યો. અલબત જમશેદનાં સાથીઓને આ તો ઘણું અણગમતું થયું, રૂસતમજીએ તેઓને ચેતાવ્યા, કે થોડા વખતમાં જબરૂ તોફાન થશે પણ તે તેઓએ માન્યું નહી. અને એકદમ તેઓ પોતાની બોટમાં ચઢી બેઠા, અને તેમાં કોઈ બીજાને માટે જગા નથી એટલું બોલી હંકારી ગયા. બીજી બોટ લઇ રૂસતમજી તેઓની પુઠે ગયા, અને સારૂ થયું કે તેવણે તેમ કર્યું, કારણકે થોડા વખતમાં ત્યાં ઘણું જબરૂં તોફાન થઈ આવ્યું. તેઓની નહાની બોટનાં ટુકડે ટુકડા થઈ ગયા, અને ઘણાક કમનસીબ જવાનો પોતાની મુબાઇનાં ભોગ થઈ પડયા. કેટલાકો જેઓ સારા તરનાર હતા તેઓ બચી ગયા, પણ જમસેદજીનું માથું એક ખડક સાથ જઈ અથડયું. તે તરત ડુબી જતે, પણ રૂસતમજીએ તેને પકડી લીધો, અને કીનારે લઈ ગયા. આ વખત રૂસતમજીપર બે બોજા આવી પડયા હતા, એક તો પોતાનો સાથી જે વણો આજારી પડી ગયો હતો તેની સારવાર કરવાનો, અને બીજો પોતાની છેલ્લી બેરીસ્તરની પરીક્ષા (જે ખોદાનાં હોકમ, અને મેહરબાનીથી તેવણે સારી રીતે પસાર કરી છે) આપવાનો. ખોદાની મેહરબાનીથી અને રૂસતમજીની સારવારથી થોડાક વખતમાં જમશેદ સારો થયો. અને રૂસતમજી "કાલ" થાએ તેટલો વખત તેઓ ઈંગલંડમાંજ થોભ્યા. તેમ થવાથી અને જમશેદને પણ વધુ વખત ત્યાં થોભવાનું કાઈ કારણ ન હોવાથી તેઓ મુંબઈ આવવા માટે ઉપડયા પણ એડનમાં જમશેદને ત્યાં ઉડી નીકલેલી ઝેરી તાવ લાગુ પડી. અલબત તેને સ્ટીમરમાં મુંબઈ લવાય તેવી હાલતમાં તે ન હતો, આથી તેઓ એડનજ થોભી ગયા. હીંયા મુંબઇથી તેઓનાં લઈ ગએલા એક ગોવાનીસ બતલર શીવાય, જમશેદની સારવાર કરવામાં રૂસતમને મદદ કરનાર કોઈ હતું નહી. તોપણ તરતજ મોટા દાકતરોની મદદ મેલવી અને પોતાનાં સઘલાં જીવ સાથ તેની સારવાર કરી, અને જેનો તેને સારે નસીબે બદલો મળ્યો. જમશેદજી સારા થયા, અને તેનો સાથી પણ આ ઉપલી તાવમાંથી બચી ગયો. અલબત જમશેદજીની માંદગી માટે રૂસતમજીએ તરતજ નશરવાનજીને તાર કરી જણાવ્યું અને તાર મલતાં વાર તેવણ મુંબઈ આવ્યા. સારે નસીબે મેલ જવાની એક દહાડો આગમચજ તાર આવેલો હોવાથી નશરવાનજી બીજે દહાડે એડન જવા માટે મુંબઇથી ઉપડી શકયા. ત્યાંથી જમશેદ અને નશરવાનજી, રૂસતમજી માટે ઘણાક તારીફનાં કાગળો લખે છે, અને બીચારાં ખોરશેદનાં સાસુ કહે છે કે તેવણ જાણતાં નથી કે રૂસતમજીનો બદલો તેવણ કેમ વાળી આપી શકશે."

મેહરબાઈ ઉપલી સઘળી બાબદ ઘણી ઉલટથી સાંભળતાં હતાં, અને તેવણે પુછયું કે તેઓ મુંબઇ પાછા કયારે ફરશે.

"તેઓ કદાચ આવ્યાબી હશે; કારણકે મને થોડા દહાડાની વાત ઉપર કાગલ લખ્યું હતું તેમાં તેણી જણાવતી હતી, કે તેઓનાં આવવાના દરેક કલાકે કલાક તેણી ગણતી હતી. આજેજ તેણીનું એક બીજું કાગલ ગુલ માટે આવ્યું છે, અને ગુલ સરાફને ઘર ગએલી હોવાથી, અને કદાચ આજે પાછી નહી ફરે એવા વીચારથી, મેં તેણી ઉપર મોકલી આપ્યું છે. જમશેદનાં મા બેહન તેને પાછો સહી સલામત તેઓ વચ્ચે આવેલો જોઈ ઘણાં ખુશી થશે."

"રૂસતમજીનાં મા એ, બાપ, ભાઇ બેહન કાંઇ છે કે?"

"ફકત, ઘણાજ ભલા અને પ્રમાણીક ખવાસના ઘરડા બાપ છે, અને ભુસાવલમાં તેવણ દસતુરાઈ કરે છે."

"અને મારી વહાલી પીરોજા, આ વખાણવા લાયક જવાનને તું શું જોવાને ઇચ્છતી નથી." મેહરબાઇ હસીને બોલ્યાં "તારા કલપીન મગજની કથાઓ તેને એક ઘણો સરસ, એક વાતનો નાયક બનાવી શકશે."

પીરોજાએ જવાબ દીધો કે તેણી તેને ઓલખતી હોવાથી, પોતાની કલ્પનાં શકતીનાં કીરણો તેની આસપાસ ફેંકી શકતી નથી. તે જેવો હતો તેવોજ તેને વખાણવાને તેણી સંતોષ પકડતી હતી. આ પછી તેઓ બીજી સાધારણ વાતચીતમાં પડયાં, અને થોડા વખતમાં મેહરબાઈ પોતાને ઘર જવા ઉઠયાં.

જરબાઇનાં મરણ અને તેવણનાં છોકરાની ખરાબ ચાલથી સરાકનાં ઘરમાં એટલો માહેનમનો છાયો પડયો હતો, કે પીરોજાની માફકજ દીનબાઇ તથા ગનચેરશા બીહતાં હતાં, કે જમસેદજી તેની અસરમાથી પાછા તતગરત થશે નહી. તેવણને લાગતું હતું કે તેવણનાં ઊંચાં કુલનાં નામની રૂસવાઈ થઈ હતી અને તેવણની આબરૂને દાગ લાગો હતો, કે જે માણુસની જાહેર રીતે રૂસવાઈ થઈ હતી તેનાં બાપથી બધાં દુર રેહવા માંગશે. શાવકે પોતાની પેઢીમાંથી નાણાની મોટી રકમની ઉચાપત કરી હતી, કેટલી મોટી રકમ તે તેવણને ખબર ન હતી. ફકત તેવણને કાને બહારથી એટલીજ વાત આવી હતી, કે તેને પોતાની પેઢીમાં કાંઈ ઘોટાલો કર્યો હતો, ત્યાર પછી તે નહાસી જવાની તૈયારીમાં હતો, તેટલાં તેમ કરતાં તેનાં પેઢીનાં વડાએ તેને અટકાવ્યો. ત્યાર પછી તેને નમી જવાને બદલે તે સામે થયો, અને ફકત તેનાં બાપનીજ શરમ ખાતર તેઓએ નાણાની મોટી રકમની અણગત ખોટ ખાઇ તેને જવા દીધો. શાવક કયાં ગયો હતો તે તેઓને ખબર ન હતી, અને સઘલે ધારવામાં આવતું હતું કે હવે તે પોતાનું મોડું મુંબઇમાં, અથવા તો પોતાનાં બાપને કદીપણ બતલાવશે નહી. અને આ બનાવની વધારે બારીકે બારીક હકીકત સાંભળ્યા પછી જમસેદજી પોતાનાં દોસ્તોને પણ પોતાનું મોડું બતાવાને શરમાતા હતા; જાણે તેવણનાં છોકરાની ફજેતીમાં તેવણનો તેમજ તેવણની શોભઇતી આલાંનો બાગ હોય તેમ તેવણને લગતું હતું. આલાંને માટે તો તેવણે બહુ મોટી ઉમેદો બાંધી હતી, અને તેણીને મગરૂબાઇ સાથ તેવણ પોતાનાં દોસ્ત આસનાંઓને દેખાડતા હતા. અને તેણીને પણ હવે તેવણ સાથ કોઇ એકાંત પંચગની કરતાં

કર્યું નહીં. હજીબી તેવણ આશા રાખતાં હતાં, કે કોઈબી દહાડો તેવણનો દીકરો દુન્યામાં સારૂં નામ કહાડશે, અને સાર પછીની નીરાશી તેવણને એક તલવારના ફટકા મીસાલ થઈ પડી."

"આ ખબર સાંભળ્યા પછી તેવણ કેટલો વખત જીવ્યાં?"

"ચોવીસ કલાક પણ ન હશે. જમશેદજીએ તે ખબર તેવણને કહેવાને પોતાને અશકત જોઈ મારાં-મમા અને આલાં પાસે તેમ કરાવ્યું, અને તેઓએ ઘણી નરમાશ અને પ્યાર ભરી રીતે કર્યું; પણ તેઓની ગમે એવી સંભાળ ગત લાગી નહીં. અને તે સાંભળ્યા પછી તેવણ બેશુદ્ધીમાં પડ્યાં, તે પાછાં ઉઠયાંજ નહીં."

"અને જમશેદજી?"

"તેવણને પણ આ ફટકો જબરો લાગ્યો, કારણકે તેવણ અચ્ચુચ માંદાં પડયાં હતાં. થોડો વખત પછી જરબાઈ એટલાં તો ફેરવાઈ ગયાં હતાં, કે તેવણના ધણી અને દીકરીનાં ઘણાંજ માનીતાં થઈ પડયાં હતાં, અને આલાં અને તેણીના બાપ એટલી તો આશા રાખતાં હતાં, કે તેવણ તદન સારાં નહીં થાય, તોપણ બીજાં એ તેઓને ખાતર જીવશે. બીજાં એ ધંધો તો પ્યાર સમાયલો શેદજી ઘણી મજબુત. ...થી તેને દલગીરી ઉપજતી તેપણ છે, પણ ઉપલા રહેતી હતી. અને તેણીનાં છેલ્લાં કાગળોમાં પર થશે ઉદાસીનો અંશ કે જે બીજી વખત તેને ઘણો ગભરાવનારો લાગતે, તે પણ તેને જણાયો નહીં. છેલાં કાગળોમાં તેણીએ લખ્યું હતું, કે થોડો વખત થયો તેણીનો બાપ તેઓ સાથે રહેવા આવ્યો હતો, કે તેની હાજરી હતાં, સુનાબાઈ અને તેણી તરફની તેવણની ચાલચલણ જે અગાઉ કરતાં ઘણી સારી અને માયાળુ થઈ હતી, થી તેઓ વધારે અજબ થતાં હતાં. તે તેઓ સઘળાંને સુરત છોડાવી કલકતે રહેવા લઈ ગયો હતો, અને હમણાંની માયાળુ ચાલ પરથી સુનાબાઈ આશા રાખતાં હતાં, કે અંતે તેઓ સાથે અને સુખી થશે.

અદીને વાસ્તે પુછતાં તેવણ કહેતા હતા, કે તે સારી ...ખે હતો, અને હાલ મુસાફરી કરતો હતો સીવાય તેવણ વધુ જાણતા ન હતા.

સુનાબાઇએ સંતોષ પામવાની કોશેશ કરી. જ્યારે તેવણે તેઓને પોતાની સાથે કલકતે લઈ જવાની ઇચ્છા દેખાડી, સારે પણ સુખ મેળવવાની આશાથી તેવણ તરત કબુલ થયાં અને પોતાની દીકરી તથા બાયડી સાથ એ મસે વધુ ભેલાવા માંગે છે એ વીચારથી ખુશ પણ થયાં. પણ જે પલેબમનજીએ પોતાની બાયડી છોકરીને સુરતથી કલકતે લઈ જવાની ઇચ્છા દેખાડી, સારથી તેણીનાં મનમાં કાંઈ બીહક અને વસવસો ઉત્પંત થયો, પણ તેણીની માતાની સમજાવટ છતાં તે હજી સુધી મનમાંથી નીકલી શકયો નહતો.

"હું મારી નબલાઈ કબુલ કરૂંછ." તેણીએ પોતાનાં હોમીને લખ્યું. "કદાચ તમે મને લખશો કે મારા બાવામાં ઘણું ખમવું પડશે, પણ તેણી પોતાની ફરજ બજાવશે, અને અંતે તેનો બદલો તેણીને મળશે."

ઉપલા બોલો બોલી રહયા પછી પીરોજાએ એક ધીમો નીસાશો નાખ્યો, પણ મેહેરબાઈ બીજા સવાલો પુછવામાં રોકાયલાં હોવાથી તેવણે તે સાંભળ્યું નહીં, અને પુછ્યું કે તેણીના ભાઇઓ પંચગની ક્યારે આવવાના હતા.

"મારો ભાઈ હોમી ગયે વરસ અનો સઘળાં ઇચ્છીકે તેવી છેલ્લી પરીક્ષામાં પસાર થયો હતો, પણ અનુભવ મેળવવા ખાતર એક વરસ તે મુંબઈમાં એક જાણીના મોટા ડાકટર સાથ કામ કરતો હતો, અને ઘણું ખરૂં એ ત્રણ દહાડામાં અંહીંનાં આવશે. હાલ તો તે જબરી ખુશાલીમાં છે, કારણકે છોકરવન વયમાં બાંધેલી એક ઉમેદ બર આવવાનો વખત પણ ઘણો નજદીક આવે છે. આટલો બધો ખુશાલ અને સુખી દેખાતો અમે તેને કોઈ દહાડો જોયો નથી. અમારાં દીલાં પણ ઘણાં હરખાય છે. કારણકે તે હવે હમારી નજદીકમાંજ રહેવાનો છે. તરફ ગવાતી સાંભળી સુનાબાઈ હરખાતાં, તયોંનો સુનો બાપ મગરૂબ થતા હતા. પણ તેથી આ ગરીબ બીચારી છોકરીને દુઃખ ઉપજતું હતું અને તે લાગણી ખોટી ધારી તેણી દાબી દેવાની કોશેશ કરતી હતી.

ગુલ શરાફને ઘર રહેવા ગઈ હતી સાંથી પાછી ફરી હતી. આલાંનો ગુલ મારેનો પ્યાર વધતો જતો હતો, અને તેણીની સંગતમાં આલાંનું દુઃખ ઘણું ઓછું થતું હોય તેમ લાગતું હતું. ગુલમાં છેલ્લાં બે વરસમાં કાંઈ ઘણો દેખાતો ફેરફાર થયો નહતો. તેણીની તનદરોસ્તી તદન સુધરી ગઈ હતી. અને તેણીનો વીચારવંત ખુબસુરત ચેહેરો જેવો ને તેવો રહયો હતો. ખવાસમાં તેણી અગાઉનાજ જેવી નરમાસવાલી, તાબેદાર, અને બીજા માટે પોતાનો ભોગ આપે તેવી હતી. પારકાંઓની આંખે હજી તેણી કુંજરી અને થંડી લાગતી હતી. પણ તેણીની અંદરખાનેની લાગણી દહાડે દહાડે મજબુત થતી હતી. અને કાંઈ પણ બહાર બતાવ્યા વગર, અને આસપાસનાઓ તરફ કોઈ પણ જાતનો કડવાસ બતાવ્યા વગર સઘળું ખમવાનો તેણીએ ઠરાવ કર્યો હતો.

ગુલે ઘેર આવી માણુક બનાજી તરફનું કાગળ, (કે જે માટે પીરોજા મેહેરબાઈ આગળ બોલી હતી,) પોતાની માસીની છોકરીના હાથમાં મેલ્યું. અને જ્યારે તેણીએ તે વાંચ્યું સારે દીનબાઇએ ઇતેજારી સાથ તેણીનો ચેહેરો તપાસ્યો. પણ તે એટલો તો શાંત હતો કે, તેવણ પણ ગુંચવણમાં પડયાં; "શું તેનેજ ખાતર તેણી ઉદાસ દેખાયછે, મારી નજર આગળ ખુબસુરત ફુલની માફક કરમાઈ જાયછે? પ્યાર અને ફરજ વચ્ચે શું કરવું, તે વીચારથી તેણી એવી થઈ જાયછે?" આ વીચારો તેવણને વારંવાર આવતા, અને તેનો જવાબ તેવણ દઈ શકતાં ન હતાં.

માણેકે ઘણી ખુશાલી સાથ લખ્યું હતું કે તેણીના બાપ, ભાઈ જમશેદ તથા તેનો સાથી રૂસતમ સઘળાં પુણે આવી

પુગાં હતાં. જમશેદ તદન તનદરોસ્ત લાગતો હતો, અને અગાઉના જેવોજ ખુશાલ, મસતાન, અને મશકેરો રહી ગયો હતો. તે પોતાને ઘર પાછો ફરવા માટે ખુશ ખુશ થઈ ગયો હતો, અને રૂસતમ તરફ ઘણું હેત દેખાડતો હતો.

"મારી વહાલી ગુલ, તે રૂસતમને માટે એના બોલોમાં બોલેછ કે મારી આંખોમાં આંસુ આવી જાયછ, અને તે કહેવા માટે હું શરમાતી પણ નથી. તેવણ ઘણા નખાઈ ગયલા, અને ત્રણ વરસ આગમજ આપણે છેલા એવણને જોયા હતા, તે કરતાં તદન બદલાઈ ગયલા લાગેછ. તેવણનામાં કાંઈ એવો ફેરફાર જોવામાં આવે છે, કે જેનું હું બ્યાન કરી શકતી નથી અને હું પોતે પણ સમજી શકતી નથી. એવણની રીતભાંતમાં હમણાં ઘણોજ સુધારો જોવામાં આવે છે, પણ તે દેખાવમાં કાંઈ એવું દલગીરી ભરેલું, કાંઈ વીચારવંત જેવું જોવામાં આવે છે, કે જેથી કરી એવણ પોતાની ઉમ્મર કરતાં ઘણા વધારે મોટા લાગે છે. તેવણ મુંબઈમાં "પ્રેકટીસ" કરવા માંગતા હતા, પણ મારા બાવાએ તે વીચાર તેવણનાં મનમાંથી કહાડી નાખ્યો છે. તું જાણેછ તો ખરી કે મારા બાવાનો બેલગામમાં ઘણો વગ છે, અને ત્યાં કોઈ ઘણી સરસ સારી પદવીવાળી અને મોટા પગારની તેવણ તેને નોકરી અપાવવા માંગે છે, પણ હાલ તરત તે કબુલ કરવા ના કહે છે. પણ પુણા બેલગામ અને તેની આસપાસનાં ગામોમાં "પ્રેકટીસ" કરવાનો તેનો વીચાર છે. જમશેદને ખાતર તેણે પોતાની તનદરોસ્તીનો નાશ કર્યો છે, અને હું આસા રાખુછ કે થોડા વખતમાં તેમાં સુધારો થાય. કાલે હોમીને મલવા તે મુંબઇ જાયં છે, મારી ખાત્રી છે કે તારાં માસીનાં છોકરાઓની સંગતમાં તેને ફાયદો થયા વગર રેહશે નહી. અમારા જમશેદને બાવાએ તે આળસુ ફર્યા નહી કરે એવું સમજીને પોતાની મુંબઈની પેઢીમાં કામે લગાડયોછે. પણ હજી તે થોડા મહીનાં પછી તેમાં જોડાશે. કેખસરૂએ બંનેને ઘણી કાલાવાલા ભરેલી રીતે તેડ કરી બેલગામ બોલાવ્યા છે. અને હું ધારૂ છું કે રૂસતમનાં મુંબઈથી પાછા ફરયા પછી બંને જણ જશે. હોમી પોતાનાં આ જુનાં દોસ્ત માટે શું મત આપે છે, તે હું જાણવા માગું છું. કારણકે તેની તનદરોસ્તી માટે કાલી બાજુનો વીચાર કરૂ છું તે ફકત બૈરાંનો ખ્યાલી વીચાર હોય, તોપણ તે આજારી તો ખરેખરજ લાગે છે."

માણેકે આવી રીતે લખ્યું હતું. અને થોડો વખત પછી હોમી તથા જાંહગીરનાં કાગલથી તેણીનાં સઘળા વીચારોને ટેકો મળ્યો હતો. કદાચ ઈંગલંડની હવા તેને માફક આવી નહી હશે, અથવા તો કાંઇ બીજાં કારણોથી તેનો બહારનો દેખાવ ફેરવાઇ ગયો હશે. પણ હોમીને તેને ફેરવાયલો જોઇને ઘણું દુઃખ ઉપજ્યું હતું. તેનો ઉશકેરાઈ જતો ખવાસ, મગરૂબી ભરી બેદરકારી કે જે પંચગની છોડીયા પેહેલાં તેનામાં હતી, તે હવે વધુ વખત તેનામાં જોવામાં આવતી ન હતી. તેનો ચેહરો શાંત પણ મોભાવાલો, અને સામા માણસની પોતા તરફ દીલસોજી ખેંચે તેવો લાગતો હતો. અને તેઓની દોસ્તીનો ગાંઠ વધારે મજબુત થયો હોય તેવું હોમીને લાગતું હતું. તથા રૂસતમનાં ભવીષને માટે હવે તે વધુ વખત ચીંતાતુર પણ હતો નહી.

પીરોજાએ આ પર કાંઇપણ ટીકા કર્યા નહી. તેણીનું જવાન દીલ બંદગી કરવામાં અને ખોદાનો ઉપકાર માનવામાં ગુંટાયલું હતું. ખોદાએ તેને સારે માર્ગે ચાલવાનું જોર આપ્યું, અને તેને તેની ફરજ બજાવી હતી; તેને ચાહવામાં આવતો હતો અને સઘળે માન મલતું હતું. તેની આબરૂ સ્વચ્છ અને ચલકની થઇ હતી; અને હજી તેઓ વચ્ચે નહી પસાર થઈ શકાએ તેવો બીજો સાગર હોય, તોપણ શું તેણીએ ફર્યાદ કરવી જોઇએ. કે જ્યારે તેણી જે માટે દુવા માંગતી હતી, તે સઘળું થયું હતું.

જાંહગીર હોમી થોડા વખતમાં પંચગની આવ્યા અને તેઓની સાથે મઝા પણ લેતા આવ્યા. થોડાં વખતમાં કેખશરૂ ખોરશેદ, અને તેઓનાં બુચાનાં આવવાથી આ મઝામાં વધારો થયો. પીરોજા છેલ્લાંઓને જોઇ અજબ થઇ, કારણકે તેણી તો ધારતી હતી કે જમશેદ અને તેનો દોસ્ત, બેલગામ કેખશરૂને ઘર આ વેળાએ ગએલા હોવા જોઇએ. કેખસરૂ અવાર નવાર જમશેદની વાત કરતા, અને એક વખત તો તેવણે પીરોજાનો રૂસતમ માટે તેવણ પર વગ ચલાવા માટે ઉપકાર પણ માન્યો, એવું કહીને કે જો તેણીનો ભલામણ કીધેલો સાથી જમશેદ સાથ મોકલવામાં ન આવતે, તો આજે તેવણનું કુટુંબ, તે જવાનને પાછો જોતે નહી. પણ ઉપલી બાબદો વીષે કેખશરૂ એવી રીતે વાત કરતા હતા કે પીરોજાને તે વીષે કાંઇપણ શક આવતો નહી.

તેઓનાં આવ્યા પછી મનચેરશા અવાર નવાર કેખશરૂ તથા હોમી સાથ ખાનગી મસલતો કરવામાં રોકાતા હતા, પણ તે શું મસલતો હતી, તે ફકત દીનબાઇ જાણતાં હતાં. જાલ પણ પોતાની રેજીમેંટમાં જોડાયા પછી પેહલ વેહલો રજાપર આવ્યો હતો. તે પોતાનાં લશકરી ભાઇબંધોમાં ઘણો માનીતો થઈ પડયો હતો, અને તેના વડાઓનું તેને માટે ઊંચુ મત હતું. તે પોતાનાં કુટુંબ અને મુખ્ય કરી ગુલનો ઘણો વહાલો હતો. બંને ભાઇબેહન વચ્ચે પુરેપુરો વીશ્વાસ હતો, તેઓ બંને પોતાની દરેકે દરેક વાત એકેકને કેહતાં હતાં., ફકત એકજ વાત ગુલે તેનેથી છુપી રાખી હતી. અને તે વાત તે પોતાનાં ભાઇને પણ કેહવાની હીમત કરી શકી હતી નહી. પણ તેની તો એક લાગણી અથવા તો એક વીચાર પણ તેણીથી છુપાં ન હતાં. અને પોતાની બેહન સીવાય તેને કોઇપણ બીજા વીશ્વાસુ દોસ્તની જરૂર હતી નહી. જવલેજ મેહરબાઇ અને પીરોજ આ જવાન સરજ્યનમાં બુરમાદનાં મસતાંન, તોફાંની, છેડાઇ પડું, ગરમ મીજાસનાં જાલ જેવું સેહજ પણ જોઇ શકતાં હતાં.

એક દહાડો મરચંત હાલમાનાં સઘળાં બહાર ફરવા ગયાં હતાં. ફકત દીનબાઇ એખલાંજ ઘરમાં રહયાં હતાં.

તેવણ પીરોજા કે જે મીથી શાંત ઊંઘમાં સુતેલી હતી, તેણીની નજદીક ઉભાં હતાં; એક મીઠું, ખુશાલ, હસતું આ જવાંન છોકરીનાં હોઠો સાથ ગેલ કરતું હતું. ડાકતર સ્મીથનાં બોલોપર તે માતાએ આ વેલા વીચાર કર્યા. "તેણીને સુખી કરો, જે ભાર તેણીને કચડી નાખે છે તે દુર કરો, અને હજી તેણી પોતાનાં આસપાસનાં વહાલાંઓને સુખ દેખાડવા ઘણો લાંબો વખત વેર જીવશે."

પોતાની છોકરીને તપાસતાં તપાસતાં દીનબાઇનાં આંખમાં આંસુઓ આવી ગયાં. તેટલાં તેણીનાં હોઠો હીલ્યા. "રૂસતમ, વહાલા રૂસતમ," તેણી બોલી અને તેણીનાં ગાલોપર સેહજ રતાસ ચઢી આવ્યો, તથા તેણીનાં ખુશાલ હસવાનો દેખાવ વધારે સુંદર લાગ્યો. થોડીક મીનીટમાં તેણીની આંખો ઊઘડી ગઇ; એક ઘણોજ બારીક નીરાશીનો ઓલો તેણીનાં ચેહરાપરથી પસાર થયો. એક ઘણુંજ નહાનાં નીસાએ બહાર આવવાની વેનણ કરી, પણ તેટલાં તેણીની માતાનાં હસતા ચેહરાને પોતાની નજદીક જોઇ તે દબાઇ ગયો.

"ઓ મારાં અતીયંત વહાલાં માયજી, આવી સરસ સાંજે તમે ફરવા કેમ નથી નીકલ્યાં. મારા જેવા એક સુસ્ત સાથી સાથ તમને ઘરમાં કેમ રેહવા ગમે છે. જાંહગીર તથા જાળ સાથ બહાર જવા માટે તમને કેટલાં બધાં ખેંચાણો છે. અને મારી તો ખાત્રી છે કે તેઓની મરજીથી તો તમે ઘરમાં રેહતાં હશોજ નહી."

"શું મારી પીરોજા, તેણીને તપાસવાની, તેણીની સારવાર કરવાની મીઠી મઝા તેણીની માએને ના પાડશે. મારા, જાન, ખરૂ માનજે કે તુંને મારી બાજુએ જોયા વગર બહાર જવાનાં, અને આસપાસની ચીજોમાંથી મઝા મેલવવાનાં અરધાં ખેંચાણો જતાં રહે છે."

"મારાં માયજી તમે એમ ના બોલો, હું કાંઇ આજારી નથી, હું તો ફકત આળસુ છેઊં. અને આળસાઇને તમે કયે દહાડે ઉત્તેજણ આપતાં હતાં, ગમે એટલું કરવા છતાં મારી આંખો બંધ થઇ જાએ છે. પણ ઊંઘમા મારી ચોકી કરવાનું રસકસ વગરનું કામ શું કામ માથે લેઓછ ?"

"કારણકે મારી વહાલી જ્યાં સુધી કોઈ બીજુ માણસ આ જગા પોતાના હક તરીકે માંગશે નહી, ત્યાં વેર હું એ છોડવા માંગતી નથી. અને તેમ હને થોડા વખતમાં બનશે મારી પીરોજા, પણ તે વખત આવે તે આગમજ મને તારી આગળથી મોકલી ના દે."

"માયજી કોઈ બીજાનો આ જગા પર હક છે? તમારા સીવાય તેની ઉપર કોણનો હક હોય!"

"તે કે જે હમેશાં તુંને ચાહવાનું, તારી સંભાળ લેવાનું તારી ઉપર દેખરેખ રાખવાનું વચન આપશે, તેનો આ જગા પર હક રેહેશે; તે કે જે પીરોજા તુંને ચાહે છે, અને તુંને પોતાની બનાવવાને ઈંતેજાર છે. પોતાના પ્યારથી તારી ગયલી તનદરોસ્તી અને હાલની ઉદાસી દુર કરવાને તૈયાર છે; તે કે જેને તારા બાપની અને મારી તારા હાથની ઉમેદવારી કરવાની ખુશાલી ભરી રજા છે, અને ફકત તારી પોતાની રજા માટેજ વાર જોય છે."

પીરોજા પોતાની જગા પરથી ચોંકી ઉઠી.

"અરે માયજી, માયજી, મને તમારી આગળથી મોકલી ના દેઓ? અરે મને પરણવાની ફરજ ના પાડો!" તેણીએ ઉશકેરાયલા ગભરાત ભર્યા સાદે કહ્યું. "એક વરનો પ્યાર મારી તનદરોસ્તી સુધારે! અરે નહી, નહી. તે મારૂં દીલ તોડી નાખશે, અને ફકત મરી જવા માટેજ તમે મને તમારી આગળથી મોકલી દેશો. માયજી, અરે મને તમારી સાથજ રેહેવા દેવો. અરે મારા બાપને તાબે થવાની મને ફરજ ના પાડો; આએ ચીજ સીવાય હું બીજાં બધાંમાં તાબે થઇશ." આટલું બોલી દીનબાઈનાં દીલ પર પોતાનું મોઢું ઢાંકી તેણી રડવા લાગી.

"મારી દીકરી જે ચીજ તુંને દુઃખી બનાવે, તેને તાબે થવાની અમે કદી પણ તુંને ફરજ પાડીશું નહી." તેણીની માતા પટાવીને બોલી. "પણ મારી પીરોજા તું તેને ચાહશે, જેવો તે તુંને ચાહે છે, તેવીજ રીતે તું તેને ચાહશે. તેને ઓળખવાને, તેના અમીરી ખવાસના સ્વભાવ, અને ગુણોને તું પીછાણવા શીખશે. તેની બાયડી તરીકે નવી જાતની મજાઓ, નવી જાતની ફરજો તારી આસપાસ આવી પડશે. તનદરોસ્તી પાછી આવશે, અને ફરીથી એક વખત હું મારી હસતી રમતી સુખી પીરોજાને જોવશ."

"અને શું કામ એટલું બધું આગળ વધ્યું છે, કે તમે અને પપા બંનેએ રજા આપી છે, અને યા તો તમોને નાતાબે થવાની નાપસંદ ફરજ, અથવા તો જીંદગી વેર દુઃખી થવાની ફરજ મારી ઉપર આવી પડી છે!"

"મારી દીકરી," દીનબાઇએ એટલા તો ગંભીર સાદ સાથ કહયું, કે પીરોજાનાં આંસુ તેણીના જાણવા વગર બંધ થઈ ગયાં. "મારી દીકરી અમારી પસદગીના વર સાથ પરણવાની તુંને કોઈ પણ દહાડો ફરજ પાડવામાં આવશે નહી. સીવાય કે તું તેને ચાહી તેની સાથ સુખી થઈ શકે; આ મારૂં વચન હમેશ સુધીનું અને પવીત્ર છે. એક શક ભરી ફરજ ખાતર તું તારો ભોગ આપશે નહી. જો તેને જોયા અથવા તો ઓલખ્યા પછી તારી ઈચ્છાઓ અમારા કરતાં જુદીજ હશે, તો તુંને તાબે થવાની અમે ફરજ પાડવાનાં નથી. જો તું તારી માતાનુંજ ઘર વધારે પસંદ કરતી હશે, તો કદી કદી તે ઘરમાંથી તું જશે નહી. હવે તારી ખાતરી થઈ. ચાલ રડ ના. તું શું મારી ઉપર વીશ્વાસ નહી રાખશે? તું જો ચાહતી નહી હશે, તો કદી નહી પરણશે."

"પણ મારા બાવા—ઓ મમાં, તેવણ પણ આ વચન આપશે?"

"હા, જાન, તેવણ પર પણ કાંઈ શક નાં રાખ." અને આ બોલતી વખત દીનબાઈનો ચેહેરો એટલો ખુશાલ, એટલો સુખી લાગતો હતો, કે પીરોજાના જીવને પોતાની મેળે કરાર

વળ્યો. "આ જવાન કે જે ઘણોજ માન આપવા લાયક છે, જે વરસો થયાં તુંને વફાદારીથી ચાહે છે, તેની સાથ ફક્ત તારી ઓલખાણ કરવાજ ઇચ્છીયે છીયે. તારી પુરતી રજા વગર હું તુંને મારી આગળથી મોકલી કેમ દઈ શકું. તુંને સુખી કરવા સીવાય હું તારેથી છુટી પડીજ કેમ શકું."

પીરોજાએ પોતાના હાથો માતાનાં ગલાંની આસપાસ વીટાળ્યા. જે જવાનને માટે તેણીનાં માએ બોલ્યાં હતાં, તેનું નામ પુછવાને તેણીએ ફોકટમાં કોશેશ કરી. જ્યારે તેને માટે તેણીને કોઈ દહાડો કંઈ વીચાર આવશેજ નહી, ત્યારે ફોકટમાં શું કામ તેનું નામ પુછવું. તેણીના મનમાં ઉપલા કડવા વીચાર આવતા હતા, તેટલાં આયા ખોરશેદના બુચા સાથ ઓરડામાં દાખલ થઈ. અને બંને માએ દીકરાં બુચા સાથ રમવામાં પડ્યાં. થોડા વખતમાં બીજાં પણ બધાં ત્યાં આવ્યાં અને તેઓ ઉપલી જાતની વધુ વાત કરી શક્યાં નહી.

મરચંટ હાલમાં એક ખુશાલ ટોલકી એકઠી થઈ હતી, અને તેઓ ઘણી વાર ઇચ્છતાં કે શરાફની આલાં પણ તેઓની વચમાં હોય. ગુલ અવાર નવાર પોતાની સહી આગળ જઈ તેણીનો એકાંત વખત સોહાવી નાખતી હતી. જાલ પણ ઘણી વખત પોતાની બેહેન સાથ આલાં આગળ જતો હતો, અને આ ભાઈ બેહેનોની સંગતમાં તે ગરીબ છોકરીનો સ્વભાવ ખુશાલ બની તેણીના બાપના ચીરડાઉ ખવાસ સામે વધુ વખત ટકી શકે તેવો બનતો હતો. શરાફનો "જમશેદ હાલ" વેચી નાખવાનો હતો, કારણકે જમશેદજીએ પંચગની છોડી મુંબઈથી ઘણે દુર કોઈ એકાંત જગામાં જઈ રહેવાનો ઠરાવ કર્યો હતો. મનચેરશાહ દીનબાઇએ તેવણુને ઘણાખી પટાવ્યા પણ ફોકત.

શીરોઝ કે જે રજા ઉપર પંચગની આવ્યો હતો, તે પણ અવાર નવાર મરચંટ હાલમાં ઉતરી પડતો. મશકેરો, અને રમુજી સ્વભાવનો હોવાથી તે જાંહગીરનો ઠીક દોસ્ત થઈ પડ્યો હતો, અને એકાંત, પણ હુશીઆર હોમી પણ તેનામાં ઘણા સારા ગુણ જોઇ શકતો હતો. પંચગનીમાં આવ્યા પછી મેહેરબાઇની પૈસા ટકાની હાલત ઘણી સુધરી ગઇ હતી. મેહેરવાનજીના બાયડી છોકરાં વગરના પૈસાવાળા અને તેવણુ કરતાં મોટા દોસીબા નામના ભાઇનું ઘરડે પરડપણુ પોતાના ભાઇનાં કુટુંબ તરફ હેત ઉશકેરાઇ આવ્યું. શીરોઝને તેવણે કરાંચીમાં જોયો હતો, અને તે પોતાના ભાઇનો છોકરો થતો હતો, તે જાણવા આગમજ તે તેવણુને ઘણો ગમતો થઇ પડયો. થોડા વખતની ઓળખાણ પછી તેઓ કોણ હતા તે તેઓને માલમ પડયું અને એક દહાડે સહવારે શીરોઝની ઘણી અજાયબી વચે તેણે પોતાને દોસીબાની મોટી દોલતનો વારેસ થએલો જોયો. પણ શીરોઝ ફક્ત પૈસાને ખાતરજ પોતાનાં આ સારાં નસીબથી ખુશ થયો ન હતો, પણ તેને હવે ઉમેદ આવી કે એક જણુ તરફનો તેનો પ્યાર જે અત્યાર સુધી તે આશા વગરનો ધારતો હતો, તેને તે હવે ઉતેજન આપી શકશે.

એક જણ કે જેની સાથ આપણે ઘણી વખતની પીછાણ થઇ છે. તેનાં બાબમાં શું બન્યું હતું તે અમો કેહતાં વીસરી ગયાં છઇયે. કેખશરૂનાં તદન એકલપેતાઇ વગરનાં સાથીને ચાહનારા, ઉમદા ખવાસનાં આઇમાએનાં લગ્ન શોરાબ શેઠનાં કે જે તેણીને લાંબો વખત થયો મુગે મોઢે ચાહતો હતો, તેની સાથ થયાં હતાં. અને અકેકની સંગતમાં દહાડે દહાડે બંનેનું સુખ વધતું હતું.

"પીરોજા જાન આજે કાંઇ ઘણોજ સુંદર પોષાક પેહરી તું બહાર આવજે" પીરોજા અને તેણી માતા વચે થએલી વાત પછી મનચેરશાએ આઠેક દહાડે એક દહાડો સાંજે ઉપલી જાતનું પોતાની દીકરીને કહ્યું. ખોરશેદ જે આગળજ ઉભેલી હતી તે બોલી "પપા, તમે કયે દહાડેથી પોષાક પર એટલું બધુ ધ્યાન આપવા શીખ્યા."

"ત્યારે મેમ સાહેબ તમે શું એમ ધારો છો કે અમે પોષાક પર કોઇ દહાડો ધ્યાન નથી આપતા" મનચેરશાએ ધોંગ ભરેલી ગંભીરતા સાથ પુછ્યું.

"બાવાજી જ્યારે દશ વર્ષની વાતપર હું એક પતાછીખોર બોંહસીલી છોકરી હતી, ત્યારે તમને યાદ છે કે લાલ જીરેન્યમ ફુલનો ઝુમખો મારાં બદશાંનપર તમારે હાથે ખોસી મને કેવી મગરૂર બનાવી હતી." જવાન મીસીસ બનાજીએ પોતાનાં બાપ તરફ પ્યાર ભરી નજર કરી કહ્યું, "હા, પપા, હીરાનાં બનાવેલાં ફુલોએ પણ કોઇ વખત મને તેટલી બધી મઝા નહી આપી હશે."

"કેખશરૂએ કાંઇ પેહરાવ્યું હોય ત્યારે પણ નહી? કેકી તુંને મારી અદેખાઇ નથી લાગતી.

"નહીજી જરા પણ નહી" કેખશરૂ હસીને બોલ્યા, તે ફુલ અને તેને કીધેલી સારી, અસરની વાત મેં સાંભળી છે."

"હં હં તમે પણ સાંભળ્યું છે નહી? હું તો જાણું કે અત્યાર આગમચ મારી ખોરશેદ તેને લગતું સઘળું ભુલી ગઈ હશે."

ખોરશેદ પોતાનાં બાપ તરફ જોઇ ઠપકા ભરી રીતે હસી અને પછી પોતાનાં ઓરડામાં ચાલી ગઇ. મનચેરશા પીરોજા તરફ ફર્યા, અને પ્યાર ભરેલે સાહદે બોલ્યા, "મારી પીરોજા એટલી બધી ગંભીર કેમ દીશેછ? તેણીનાં પોષાકપર તેણીનાં બાપ વધારે ધ્યાન આપે તે શું તેણીને ગમતું નથી? પણ મારે કબુલ કરવું જોઇએ, કે મારે ખાતર આજે સાંજે હું તુંને શોભઇતી કરવા માંગતો નથી; કોઈ બીજાને માટે પીરોજા, કે જેને રાજી રાખવા જેને ચાહવા હું આશા રાખુછ કે તું મારે ખાતર કોશેશ કરશે. મારી દીકરી એમ ચોંક ના, હું જે તુંને કહુંછ તે કાંઈ ઘણું બારી પડવાનું નથી." આટલું બોલી તેણીને એક પ્યાર ભરી કીસ કરી તેવણુ ચાલી ગયા. પીરોજા થોડો વખત શીકી થઈ ગએલી ત્યાં ઉભી રહી અને થોડા વખતમાં અંદર તૈયાર થવા ગઈ તેણીએ કાંઇપણ દરકાર રાખ્યા વગર પોતા માટે બીજાઓ

જે ઘણાં શોભઇતાં કપડાં ધારતાં હતાં તે બહાર કહાડયાં. અને હમેશનાં ધારા પ્રમાણે તેણીએ તે પેહેરવા માંડયાં. આ વખત ફક્ત તેણીનાં બાપનાં બોલોજ તેણીને કાને સંભલાયા કરતા હતા. તે દહાડે રાતનાં તેણીનું ભવીષ નક્કી થવાનું હતું. પીરોજાની આયા જે પોતાનાં બાઇનો ફીકો દેખાવ જોઈ ગભરાઈ ગઈ હતી, તેને તેણી સાથ વાત કરવાની કોશેષ કરી, પણ તેણીની જવાન શેઠાણીએ અણગમતા જવાબો આપવાથી તેણી થોડા વખતમાં મુગી રહી ગઈ. અને તોપણ જ્યારે તેણી તૈયાર થઈ ડ્રોઇંગ રૂમમાં ગઈ, ત્યારે ત્યાં બેઠેલાં દરેક જણની વખાણ ભરી નજર તેણી તરફ ખેંચાઈ. તેણીએ ઘણાંજ ખોલ્લાં રંગનું ઝીણું ગોલાબી હોજરયુ પેહેરયું હતું. અને તેણીનું નાજુક મરોડદાર આંગ સફેદ સાતીનનાં બદયાંન સાથ તે સારીમાં ઘણુંજ દીપી નીકલતું હતું. તેણીનાં દીલમાં કાંઈપણ જણુસ હતી નહી. સીવાય કે એ ત્રણ ખીલતી ગોલાબની કલીઓ ગલાં આગલથી બદયાનમાં ખોસી દીધી હતી; તેણીનાં ફીક્કા ચેહેરા પર જણાય નહી જણાય તેવો રતાસ હતો, અને તેણીની આંખો, કે જે તેણી કોઈ નહી ધારેલાં માણસને જોવા માગતી હોય તેમ આમ તેમ ફેરવતી હતી. તે હમેશ કરતાં ઘણાં વધારે ચલકાતથી ચલકતી હતી. તેણીનાં બાપે તેણી આગલ જઈ ઘણા ધીરા સાથે કહયું.

"મારી નહાની પીરોજ, મારા દોસ્તને આવતાં હજી ઘણું મોડું થશે, પણ હાલ જેવી તું શોભઇતી દેખાયછ તેવીજ તે વેળાએ દેખાજે અને હું સંતોષ પામશ."

તેણીએ છુટકારાનો દમ ખેંચયો. પણ ખાવાની આગમચ તેણીએ કેટલીક એવી ખબરો સાંભલી કે શાંત રેહવાનું ઘણું મુશકેલ થઈ પડયું. તેણી જાણતી હતી, કે રાતનાં મેહેરબાઇ તેવણનું કુટુંબ મેહેરજીભાઈ અને બીજા એ ત્રણ જણ આવવાનાં હતાં. પણ આઠ અથવા નવ વાગે જમશેદ બનાજી ત્યાં આવવાનો છે. એ ખબર પીરોજાને ઘણી ચોંકાવનારી લાગી. શું તે સાથે પોતાનાં સાથીને ન લાવશે? તે કે જેનેથી તેણી લાંબો વખત થયો છુટી પડી હતી, તેને તેણી નહી જોશે! તે કે જેને તેણીએ પોતાનું આખું દીલ આપી દીધું હતું તેને જોશે, અને તેનીજ હાજરીમાં તેણીના માબાપની પસંદગીનાં વર સાથ તેણીની ઓલખાણ થશે.

દીનબાઇ તેણીને ઘણી ચીંતાતુર આંખ સાથ તપાસતાં હતાં અને ખાણું લીધા પછી કાલાવાલાં ભરેલા દેખાવે તેવણે પોતાનાં વરને કાંઈ કહયું, પણ તેવણે મશકેરી ભર્યો દેખાવ કરી ડોકું ધુણાવ્યું. તેવણ તાબે થયા પણ તેઓ ઈંતિજાર દેખાવા લાગાં. પીરોજા ખાણું લીધા પછી થોડો વખત પોતાનાં ઓરડામાં ગઈ. કારણકે આસપાસની મઝા, રમુજ તેણીને કડવા આવે તેવાં લાગતાં હતાં. અરે શું કામ, શું "કામ મેં મમાને એમ નહી કહયું", કે હું પરણી શકતી નથી, કારણકે હજી હું રૂસતમને ચાહુંછ! અરે સચ્ચાઈ કબુલ કરી દેવા શું કામ બીધી હોઇશ? મારી કંગાલ લાગણીઓ શું કામ મેં મારા પોતાનાં આપથી છુપાવી હશે? જ્યારે તેવણને તેની કાંઇ ખબર નથી, ત્યારે તેવણની દીલસોજીની હું કેમ આશા રાખી શકું?"

તેણીએ તેમ વીચાર્યું, પણ હવે તેમ વીચાર કરવાને ઘણું મોડું થઈ ગયું હતું. તેણી ઉપલા વીચારમાં હતી, તેટલાં ગુલનો માયાળુ અવાજ, પ્યાર ભરેલા બોલો તેણીએ પોતાની નજદીક સાંભળ્યા. અને બંને જણ સાથે પાછાં ડ્રાઈંગ રૂમમાં ગયાં. હજી કોઇ પરાયાંને તેણીએ ઓરડામાં જોયાં નહી, સઘળાં ઓલખીતાંઓજ હતાં, અને તેણી પોતાનો જીવ શાંત કરી કેખશરૂ સાથ વાત કરવા બેઠી.

"હું અજબ થાઉંછ કે આજે રાતે આપણે બધાં સુખી અને ખુશાલ કેમ લાગેછ!" કેખશરૂ બોલ્યા. "જો પીરોજા પેલા ફીરોઝ અને આપણી શોભઇતી મારીની દીકરી ગુલને જો? આટલી બધી જાનફેશાની મેં મારી જીંદગીમાં નથી જોઇ. જો મારૂં બોલેલું કોઇ દહાડો યાદ રાખજે, કે કોઇ દહાડો આ કારજ નક્કી થવાનું અને તેથી વલી બધાંને ગમતું. ફીરોઝ ઘણો સારા ખંવાસનો છોકરો છે, અને જો કોઇબી દહાડો કોઇ અંનાઇ ગયું હોય તો તે છે."

"પણ ગુલ તેની વખાણ એટલા તો બોલ્લા બોલોમાં કરે છે કે હું નહી ધારતી કે તેના પ્યાર (જો તે ખરેખરજ તેણીને ચાહતો હોય તો) નો બદલો વાલવાની જરા પણ આશા હોય. નહી કેખશરૂ, કદાચ ફીરોઝ ગુલ તરફ ખેંચાયો હોય, પણ હું નહી ધારતી કે ગુલ તેને પોતા માટે પસંદ કરશે."

"ત્યારે તેણી કોણને કરશે તેની તુંને જરા પણ ખબર છે!"

"કેવો સવાલ!" પીરોજાએ હસીને કહયું. "મારી મારીની દીકરીનો છુપો ભેદ બોલી દેવાને તમે મને શું લલચાવોછ કે? પણ મારે કબુલ કરવું જોઇયે કે હજી સુધી તે ભેદ માટે મને જરા પણ ખબર નથી. કદાચ મારો વીચાર વીચીત્ર લાગશે, પણ મને લાગેછ કે ગુલ કોઇ દહાડો પરણશેજ નહી."

"ત્યારે શું તેણી એક ઘરડી કુમારીકાના ગુણો ધરાવેછ કે? શરમ છે પીરોજા કે તું એવો વીચાર પણ કરી શકેછ!"

"નહી કેકી, એક પરણ્યા વગરની છોકરી માટે જે વીચારો તમને છે તે માટે તમોએજ શરમાવું જોઇયે. કોઇ ખાસ માણસને પોતાનો પ્યાર આપવા વગર, તેની દીલસોજી પોતા તરફ ધરાવ્યા વગર એક માણસ એકલી અતુલી જીંદગી ભોગવે, એ પેહેલી નજરે જરા દુઃખ ભર્યું લાગેછ ખરૂં, પણ તે સામે નાપસંદગી શું કામ દેખાડવી જોઇયે તે હું સમજી શકતી નથી. હું નહી ધારતી કે એક સ્ત્રી પરણે નહી તો એમજ ખાત્રીથી માનવું જોઇયે, કે તેણીમાં પ્યાર જેવી ચીજજ નથી."

"નહી, પીરોજ, હું એટલો ગેરવાજબી વીચાર કરતો નથી. જ્યારે ઘરડી કુમારીકાઓ બરાબર રીતે ચાલે છે; ત્યારે પરણેલી સ્ત્રીઓ કરતાં પણ વધારે વખાણની નજરથી

ઝીબરે બતી બતાવી અને મેં મશીનની અજમાયસ લેવાનું ચાલુ રાખ્યું, પણ ફીકર અને ચાલુ મેહનતથી હું નબળો પડી ગયો હતો અને તેથી હું ટાંકાઓ મજબુત કરી શકયો નહી. દુઃખી દીલે અમે અમારાં હોટેલ ભણીનો રસ્તો લીધો. રસ્તામાં એક લાકડાંના ધગ ઉપર અમે બેઠા અને ઝીબરે જણાવ્યું કે દોરાનાં ઢીલા ગુચવાએલા ટાંકા લુગડાંની ઉપરની બાજુએ હતાં. આથી મારા મનમાં તુરતજ વીચાર આવ્યો કે હું દોરાની સોયનું ટેનશન બરાબર કરવાને ભુલી ગયો હતો. અમો પાછા ગયા. ટેનશન બરાબર કીધું અને પાછી અજમાયશ કરી પાંચ ટાંકા બરાબર સીવ્યા અને અમારૂં મશીન તૈયાર થયું."

મતલબીયા લોકોએ જાહેર પ્રજાના મનમાં એવું ઠસાવવાને અનેક વાર મજબુત કોશેષ કીધી હતી કે મી૦ હાઉએ સીવવાના સંચાને વેહેવારૂ ઉપયોગનો બનાવ્યો હતો. જ્યારે આવીજ વાત બહાર ફેલાવામા આવી છે, ત્યારે નીચે આપેલા કાનુનોની સરખામણી કરવાથી વાંચનારાઓની ખાતરી થશે કે સીવવાનો સંચો વેહેવારૂ કોણે બનાવ્યો હતો. આ ઉપરથી હાઉ અથવા સીંગર આ બેમાંથી કોણને સીવનારી આલમ આભારી છે, તે તુરત માલમ પડી આવશે.

| | હાઉનું મશીન. | સીંગરનું મશીન. |
|---|---|---|
| ૧. | વાંકી સોય (હાલ વપરાશમાં આવતી નથી.) | ઉભી સોય (હાલ સાધારણ રીતે વપરાય છે) |
| ૨. | સોયનો હાથો (હાલ વપરાસમાં નથી.) | ઉભો હાલતો "નીડલ બાર" (હાલ વપરાસમાં છે.) |
| ૩. | "કલેંપ" અથવા "બાસતર" પ્લેટ જેથી કરીને લુગડાંને મશીનના આગળા ભાગ ઉપર ઉભું ટાંગવામાં આવતું હતું. લુગડું ફેરવતી વખતે મશીનને થોભાવવું પડતું હતું. પ્લેટમાંથી લુગડું કહાડી, તેને પાછું બેસાડવું પડતું હતું. (હાલ વપરાસમાં નથી.) | એક સપાટ ટેબલ, જે ઉપર લુગડાંને મુકવામાં આવે છે, જેથી કરીને તેને કોઈબી વખતે તુરતજ ગમે તે બાજુએ ફેરવવામાં આવે છે. (હાલ વપરાસમાં છે) |
| ૪. | બાસટર પ્લેટનાં કાણાંઓમાં કામ કરતું "ફીડ મોશન" (હાલ વપરાસમાં નથી.) | ટેબલનાં મથાળાં આગલના લાકડાંના સળીયામાંથી લંબાયલાં "ફીડ વીટીલ"થી મળતું "ફીડ મોશન" (હાલનું "ફીડ" ઉપલાંજ "ફીડ"નાં ધોરણ ઉપર કેટલાક સુધારા સાથે બનાવવામાં આવ્યું છે.) |
| | હાવનું મશીન. | સીંગરનું મશીન. |
| ૫. | બે "શટલ-ડ્રાઈવરો" જે એક બીજાથી સ્વતંત્ર રહી શટલોને એક બાજુથી બીજી બાજુ મોકલતાં હતાં અને તે એટલાં જોરથી કે "શટલ ડ્રાઈવર"ને તેની જગાએથી તેને જોશથી ખસેડી નાખવાનો સંભવ રહેતો હતો. (હાલ વપરાસમાં નથી.) | બે "શટલ કેરીયરો" જેને એક સળીયા ઉપર જડેલાં હોય છે, અને જેઓ નિયમિત રીતે ખાંચાની સપાટ બાજુએથી લપસે છે. (હાલ વપરાસમાં છે.) |
| ૬. | ... ... ... ... | સ્પ્રીંગ "પ્રેશર ફુટ" જે સોયની બાજુએ લુગડાંને પકડવાને માટે હોય છે (હાલ વપરાસમાં છે.) |
| ૭. | ... ... ... ... | દોરાની ઢીલ્લી ધરવા માટે એક "એડજસ્ટેબલ આર્મ." (હાલ નકામો થઈ પડયો છે.) |
| ૮. | એક કામ કરતો પાયરો. (હાલ વપરાસમાં નથી.) | બે કામ કરતા પાવરા. (હાલ વપરાસમાં નથી) |
| ૯. | કાણાંવાળી તીક્ષણ સોય (વોલટર હંટની શોધી કહાડેલી) | કાણાંવાળી તીક્ષણ સોય (વોલટર હંટની શોધી કહાડેલી) |

આ બંને સંચાઓમાં વખતના વેહેવા સાથ તેઓને ઉપયોગી બનાવવાને ફેરફારો કરવામાં આવ્યા હતા. આ ફેરફારો અને તેના ઉપયોગીપણા માટે કોઈબી એક માણસને માન ઘટતું નથી. જેમ ઠીક લાગું તેમ તેમાં લાયક સુધારા કરવામાં આવ્યા હતા.

સીવવાના સંચા શોધી કહાડનારાઓમાંના કોઈબી ખાસની યુકતીઓ આજના વખતમાં વપરાતાં "શટલ મશીનમાં જોવામાં આવતી નથી. ૪૪ વર્ષનાં લાંબા અંતરે હાઉના સંચાની દરેક નીશાનીઓ નાબુદ કરી નાખી છે, સીવાય કે કાણાંવાળી તીક્ષણ સોય, કે જે હંટે શોધી કહાડી હતી અને જેનો ઉપયોગ હાઉ અને સીંગર બંનેએ કીધો હતો. બીજા હાથ ઉપર સીંગરે શોધી કહાડેલા સંચામાંની દરેક યુકતીઓ હાલના જમાનાના દરેક ફતેહમંદ સીવવાના સંચા શોધી કહાડનારાઓએ અખત્યાર કીધી છે, સીવાય કે "એડજસ્ટેબલ આર્મ." જ્યારે હાઉની શોધો નકામી માલમ પડવાથી છોડી દેવામાં આવી છે, ત્યારે સીંગરની શોધોએ તેની જગા લીધી છે. ઉપર આપેલી વીગત ઉપરથી તુરતજ વાંચનારાઓને માલમ પડશે કે સીવવાના સંચાની અમુલ્ય શોધો અને તેથી થતા અગણીત ફાયદાઓ માટે દુનીયા ખરેખર કોણુને આભારી છે. ઉપલી વીગત ઉપર નજર પડતાંજ વાંચનારની ખાતરી થશે કે દુનીયા આ શોધ માટે મી૦ સીંગરનેજ આભારી છે.

## પ્રકરણ ૪ થું.

## નાની શરૂઆતથી મોટાં પરીણામો નીપજે છે.

૪૦ ડાલરની ઉછીની લીધેલી નજીવી રકમ સાથ આ ગરીબ કારીગર સીંગરે વેપારી જીંદગીના તોફાની દરયામાં ઝોકાવ્યું હતું. દરેક બાજુ અને દરેક ઠેકાણેથી તેને નાસીપાસ અને નાહીમત થવું પડયું હતું. લોકો સીવવાના સંચા તરફ બેદરકારીથી જોવાને શીખ્યા હતા અને જો કોઇ સીવવાનો બરાબર કામ કરતો સંચો પોતા પાસ હોવાનું જણાવતો, તો તેને લોકો ઠગારો સહમજતા હતા. શોધકોના વચનો ઉપર ભરસો રાખી હજારો લોકોએ સીવવાના સંચા ખરીદયા હતા, કે જે સંચાઓને નકામા માલમ પડવાથી એકકોરે નાખવાની તેઓને ફરજ પડી હતી. જેણી શખસ સીવવાના સંચા પ્રજામાં દાખલ કરાવવાને યત્ન કરતો, તેને અગાઉની નીશફળતાનાં પરીણામો સેહેવવા પડતાં હતાં. આ અનુભવ મી૦ સીંગરને મોટી દલગીરી સાથે તુરતજ મળયો હતો. જ્યાં જ્યાંથી તે જતો અને પોતાના ફતેહમંદ સીવવાના સંચાની વાત કરતો કે લોકો તેને બહાર જવાને દરવાજાનો રસ્તો બતાવતાં હતાં, કાંકે એક વાર છેતરાવાથી આ ફતેહમંદ સંચાની વાત માનવાને તેઓ આચકી ખાતાં હતાં.

મી૦ બ્લોડગેટે તેને સલાહ આપી હતી કે સંચાઓ બનાવવાનું માંડી વાળી તેણે તે માટેના સંસ્થાનોના હકો વેચવા. તેણે જણાવ્યું કે તેનો અસલ ધંધો દરજીનો હતો અને તેથી સીવવાની બાબદમાં સીંગરના કરતાં તેને વધારે માહીતી હતી. બજારમાં બ્લોડગેટનો સંચો સારો વગ ધરાવતો હતો અને સીંગરને તેણે ખાતરી આપી કે "સીવવાનો સંચો કદીબી વપડાસમાં આવનાર નથી."



સીંગર કંપનીની સ્ટીમર "એડવર્ડ કલાર્ક."

આટલું છતાં નાસીપાસી અને ગરીબાઇમાં ગોટાં ખાતાં આ હીમતવાન કારીગરે પોતે ખરેખર ફતેહમંદ સીવવાનો સંચો શોધી કહાડયો હતો, એવી નાખુશ પ્રજાની ખાતરી કરી આપવાને મકમ ઠરાવ કીધો હતો. આસ્તે આસ્તે તે પગભર થતો ગયો, ધીમે ધીમે પ્રજા તેનું સાંભળવા લાગી અને છેલ્લે લોકોએ તેના સંચાની અજમાયસ લેવાનું મન કીધું. આ મહાભારત મુશકેળી દુર કરવાને, પ્રજાને પોતાનાં મશીન તરફ લલચાવાને તેણે ૨૦૦ થી ૩૦૦ ડાલર ઉછીકા લીધા હતા. જ્યારે સઘળું સમાધાન થયું, પ્રજા તેનું સાંભળવા લાગી, ત્યારે વળી એક નવી અને મજબુટ હરકત ઉભી થઈ. મી૦ સીંગરે ફતેહમંદ સીવવાનું મશીન બનાવ્યું છે એવી ખાતરી થતાંજ મી૦ એલીયાસ હાઉએ, પોતે બીજા માણસની શોધનાં મેળવેલાં પેટંટની રૂહે, દાવો કીધો કે મી૦ સીંગરે મી૦ હાઉના પેટંટનો ભંગ કીધો છે, તે માટે તેને મી૦ સીંગરે ૨૫,૦૦૦ ડાલરની દામીજી આપવી યા તો પોતાનો ધંધો છોડી દેવો. જે માણસે પોતાનું કામ શરૂ કરવા માટે પારકા પાસ થોડાક ડાલરો ઉછીકા લીધેલા, તે માણસ ૨૫૦૦૦ ડાલર દામીજી આપવાને સ્વભાવીક રીતેજ ના પાડે તેમાં કશી નવાઇ ન હતી. તેનું પરીણામ એ આવ્યું કે મી૦ સીંગ-

રને કોર્ટમાં ઘસડવામાં આવ્યો, જેના ખરચના મોટા બોજાથી મી૰ સીંગર હમેશનો પાયામાલ થઈ જવાની ધાસ્તીમાં આવી પડયો હતો.

આવા સરોસટના વખતમાં મી૰ સીંગરે કાયદા અને નાણા સંબંધી સારો અનુભવ ધરાવતા મી૰ એડવર્ડ ક્લાર્ક નામના એક શખસની મદદ માંગી હતી, જેની ચંચલાઇ અને વેપારી કુનેહથી સીંગર નજદીક આવેલી આફતમાંથી બચી ગયો હતો. આ સેવાના બદલામાં મી૰ ક્લાર્ક તેનો ભાગયો થયો અને ત્યાર પછી ધંધો "આઈ. એમ. સીંગરની કુંપની" એવે નામે ચલાવવામાં આવ્યો.

મી૰ સીંગરની ફતેહથી હુલટમંદ થઈ બીજા શોધકોએ પણ ખંટથી વેહેવારમાં આવી શકે એવા સંચા બનાવવા માંડયા અને તેનું પરીણામ એ આવ્યું કે ચાલુ હેયાતી ભોગવતાં પેટંટોની દરકાર નહી કરવા માટે આ નવા શોધકોને કોર્ટમાં ઘસડવામાં આવ્યા હતા. કોર્ટમાં ફરયાદી માંડનારાઓમાં મુખ્ય મી૰ એલીયાસ હાઉ એક હતો, જે પોતે મેળવેલાં પેટંટની રૂહે સઘળા નવા શોધકો ઉપર ધમધોકાર ફરયાદી માંડતો હતો અને કેટલાંક વર્ષ સુધી તેણે તેમ કરવું ચાલુ રાખ્યું હતું. ૧૮૪૬ ના સાલના પેટંટથી કરીને મી૰ હાઉ સીવવાના સંચા બનાવનારાઓ ઉપર હાકમી ચલાવતો હતો. તેઓ પાસથી પોતાને મન પસંદ શરતો લખાવી લેતો અને તેઓને સંચા બનાવવા માટે લાઇસનસો આપતો હતો, જેની રૂહે દરેક સાંચે તેને ચોક્કસ હક આપવાને ગરીબ બીચારા શોધકો લખતથી બંધાતા હતા. આવી હકસાઇથી મી૰ હાઉએ નજદીક ૨૦,૦૦,૦૦૦ ડાલરની મોટી રકમ જમા કીધી હતી. આવી આપતી બાદશાહી રકમ તેણે કાંઈ પ્રજાઉપયોગી શોધ કીધી તે માટે નહી, પણ ફક્ત બીજા માણસની શોધનું પેટંટ લેવાથી મેળવી હતી.



જુનું અને નવું.

પેહલે ધરથીજ સીંગરની કંપની મોટા ખરચના બોજે મી૰ હાઉની આ હગારી માંગણી સામે બળતવારીથી થઈ હતી અને બીજા શોધકોની તરફથી તેમજ દુનીયાને સસતા સીવવાના સંચા પુરા પાડવાની નેમથી તે કંપનીએ એકલે હાથે લડવું જારી રાખ્યું હતું. મી૰ હાઉની મતલબ સીવવાના સંચાનો વેપાર એકહાથ રાખવાની હતી, જેથી ગરીબ બીચારી દરજણોને મોટે દામેતે સંચા વેચાતા લેવા પરવડે એમ ન હતું. આ કંટાળેલી ગરીબ સ્ત્રીઓ હજી પણ "ઝભ્ભાનું ગીત" ગાતી હતી. સીંગરની કંપનીની મુખ્ય નેમ આ ધંધો સર્વ માટે ખુલ્લો મુકાવવાની અને હરીફાઇથી સસતી કીંમતે સંચાઓ વેચવાની હતી. ત્રણ વર્ષ સુધી એકહાથ ધંધા સામેની લડત ચાલુ રહી, સઘળા સંચા બનાવનારાઓ પેહલાં મી૰ હાઉની સલાહ પ્રમાણે ચાલવા કબુલ થવાથી પોતાનો ધંધો તેઓ કશાં પણ લાઇસનસ વગર ચલાવી શકયા. તેઓ મી૰ હાઉ અને સીંગર કંપની વચેની લડતનું શું સેવટ આવે છે તેની આતુરતાથી રાહ જોતા હતા. જો સીંગર જીતે તો સઘળાઓ કાંઈબી ખરચના ભોગ વગર તેની ફતેહનો પુરતો લાભ લઈ શકે. જો હાઉ જીતે તો તેથી તેઓને કશું ખોવાનું ન હતું, કાંકે તે પોતાના આ મજબુત હરીફ સીંગર કંપનીને દાબી નાખવાને પોતાથી બનતું કરશે એવી તેમને આશા હતી. આ લડત દરમયાન સીંગરની કંપનીનું કામ મંદપણે ચાલતું હતું, જ્યારે તેના બીજા હરીફો કાંઇબી હરકત વગર મોટો નફો કરતા હતા.

આખરે ૧૮૫૪ ના મે માસમાં આ મારામારી દુર કરવાને આ માટી ચકચારવાલો મુકદમો પાછો ખેંચી લેવામાં આવ્યો અને એક લખતની રૂહે સીંગરની કંપની મી૰ હાઉને દરેક સંચા ઉપર ચોકસ હકસાઈ આપવાને કબુલ થઈ હતી. આ પ્રમાણે 'સોઈંગ મશીન કોમબીનેશન'માં આખરે સીંગરની કંપની કેટલેક ખરચ કરવા બાદ દાખલ થઇ હતી. આ થયલાં લખતની રૂહે સીંગરની કંપનીને મી૰ હાઉને ૧૫,૦૦૦ ડાલર હકસાઇના આપવા પડયા હતા અને ૧૮૭૭ ના સાલ સુધીમાં મી૰ સીંગરે અને તેના સાથીઓએ નજદીક ૩,૦૦,૦૦૦ ડાલર મી૰ હાઉને હકસાઈ તરીકે આપ્યા હતા.

૧૮૬૩ ના સાલથી સીંગરના સંચાનાં વેચાણની વાર્ષિક આવરેજ ૨૧,૦૦૦ ઉપર થવા આવતી હતી અને યુનાઇટેડ સ્ટેટસનાં મોટાં શેહરોમાં તેની શાખાઓ સ્થાપવામાં આવી હતી. તેજ સાલમાં સીંગર કંપનીને એક ભાગીદાર કંપનીના આકારમાં ફેરવી નાખી "સીંગર મેન્યુફેક્ચરીંગ કંપની" એનું નામ આપવામાં આવ્યું હતું અને બંને અસલ ભાગીયાઓ ધંધાથી ફારેગ થયા હતા, તો જોકે મુખ્ય શેરહોલડરો તો તેઓજ હતા અને તેઓને ડાયરેકટરોની બોર્ડમાં બેસવાનો હક આપવામા આવ્યો હતો.

ચાર વર્ષના અરસામાં તો વાર્ષિક ૪૨,૦૦૦ સંચાનું વેચાણ થયું હતું અને બીજાં બે વર્ષ પછી તે આંકડો ૮૪,૦૦૦ નો થયો હતો. ૧૮૭૧ માં ૧,૮૧,૨૬૦ સંચા વેચાયા હતા. બીજાં સાત વર્ષ પછી તે આંકડો બેવડો થયો હતો યાને ૧૮૭૮ માં ૩,૫૬,૪૩૨ સંચાઓ વેચાયા હતા. આ ઉપરથી જણાશે કે આ કંપની કેટલી હદ સુધી વધી ગઈ છે. હજી પણ સંચાનું વેચાણ વધતું ગયું અને હમણાં ૮૦૦૦૦૦ આંઠ લાખ ઉપર દર વરસે **સીંગરના સીવવાનાં સંચા વેચાએ છે.**



**નાસીપાસી છતાં ઉમંગ.**

૧૮૬૩ ના સાલમાં સીંગર મેન્યુફેક્ચરીંગ કંપની સ્થાપવામાં આવી ત્યારથી તેને જેવા સરસ અમલદારો મળ્યા તેવા કવચીતજ કોઈ બીજી કંપનીને શરૂઆતમાં મળતા હશે. આ ધંધો પેહલાં એક અક્કલ વગરના નાચાર માણસે ઉછીકી લીધેલી ૪૦ ડાલરની શાપણથી શરૂ કીધો હતો, જે ધંધાએ તેને અને તેના ભાગયાને એક ગંજાવર આવદાની નફો કરી આપ્યો હતો. બંને શખસો હાલ પૈસાદાર અને જરવાલા થઈ પડ્યા છે અને તેઓએ કંપનીનું કામ એવા શખસોના હાથમાં સોંપ્યું છે, કે જેઓ આપ મેહનતથી વધેલા છે અને પોતાની ખરી લાયકાતથી મી૦ સીંગરની જાણમાં આવ્યા હતા. નવો પ્રમુખ મી૦ ઇનસ્લી એ. હોપર, પેહલાં સીંગરની કંપનીમાં એનત્રી કલાર્ક હતો. ઉપપ્રમુખ અને મેનેજર મી૦ જયોરજ આર. મેકેનઝી સીંગર કંપનીમાં અઠવાડયાંનાં સાડા અગીયાર ડાલરને લવાજમે કામ કરતો હતો. તે ખડતલ બાંધાનો અને મેહનતું હોવાથી આસ્તે આસ્તે વધી પ્રમુખ થવા પામ્યો હતો, જે ઓધો તેણે પોતાનાં મરણ તુલીક ભોગવ્યો હતો. હાલ એ ઓધો એક સહુથી લાએકીવાલા કાબેલ અને ચંચલ ગ્રહસ્થ મી૦ દી. એફ. બોર્ન ચલાવે છે. અને ૪૦,૦૦૦ માણસો તેના હાથ હેઠળ કામ કરે છે અને તેની કુશળતાની તારીફ લોકો ગાય છે. સેક્રેટરી ડાક્ટર એલેકઝાનડર એફ. સ્ટરલીંગ પેહલાં ન્યુ યોર્કમાં તબીબી ધંધો કરતો હતો, પણ તેની વળાણ વેપારી બાબદો તરફ ઘળવાથી તે સીંગર કંપનીમાં દાખલ થઈ આ ઓધો મેળવવા પામ્યો હતો. ખજાનચી મી૦ વીલીયમ એફ. પ્રોક્ટર પેહલાં એક સાધારણ કારીગર હતો. આજથી તેની ધંધો ચલાવવાની કુશળતા અને ચંચલાઇની ઘણીજ વાખવાણી થાય છે અને કંપની તેની સલાહ માટે તેની બહુ આભારી છે.

૧૮૭૯ માં મી૦ હોપરે પોતાના ઓધાનું રાજીનામું આપવાથી તેની જગાએ કંપનીના પ્રમુખની ખુરસી મી૦ એડવર્ડ કલાર્કને એકમતે આપવામાં આવી હતી. મી૦ કલાર્કે પોતાની હુશીયારી અને ખંતથી કંપનીનાં કામને કીમતી મદદ આપી, પોતાના વહીવટથી તેનાં કામને અસાધારણ ફતેહમંદ બનાવ્યુ હતુ.

ફકત આટલાજ દાખલાઓ નથી, કે જેમાં સીગર કંપનીમાં માણસો પોતાની ચંચલાઈ અને ઉદયોગ મેહનતથી મોટા ઓધા મેળવવા પામ્યા હતા. ઘણાંક વર્ષો અગાઉ જ્યારે સીંગર કંપની બચગીમાં હતી અને તે ગરીબાઈમાં સબડતી હતી, ત્યારે મી૦ સીંગરે એક ચંચળ અને સાહસીક પણ ગરીબ જુવાન માણસને ન્યુ હેવન ખાતે એક સીંગરની આફીસ ઊઘાડવાને અને સીંગરના સીવવાના સંચાઓ વેચવાનો બંદોબસ્ત કરવાને મોકલ્યો હતો, જે વખતે મી૦ સીંગરે તેને નીચલા શબ્દો કહી સંભળાવ્યા હતા:—"જીમ, તમોને જેટલા જોઇશે એટલા સીવવાનાં સંચા અમો મોકલાવી આપશું, પણ અમો તમને એક પાઇબી આપી શકશું નહી." આ જુવાન સાહસીક પુરૂષે પોતાનું કામ એટલી તો ચાલાકી અને ખંતથી ચલાવ્યું કે હાલ તે ચીકાગો ખાતેની સેંત્રલ આફીસનો મેનેજર થવા પામ્યો છે અને એક વર્ષમાં ૨૦,૦૦૦,૦૦ ડાલરની કીમતના સીંગરના સીવવાના સંચા તેણે વેચ્યા હતા.

(સાંધણ છે.)

હું તેઓ, તરફ જોઉંછ. પણ તોપણ આપણી ગુલ કોઇ દહાડો પણ ઘરડી કુમારીકા થશે નહી; તેણી એટલી તો શોભઇતી એટલી તો ભલી છે કે, જે માંણુસ તેણીનો પ્યાર અને માન મેલવવાને ભાગ્યશાલી થશે, તેની જીંદગી ખરેજ સુખમાં પસાર થશે. પણ પીરોજા તું તો ખરેખરજ ઘરડી કુમારીકા થવાનો વીચાર રાખતી ન હશે; જો કે તેઓનો બચાવ તો તું ઘણો બહાદુરી સાથ કરે છે."

"મારૂં ભવીષ કાંઇ મારા હાથમાં નથી—મેહેરબાની કરી તેની વાત ના કરો," તેણી ધ્રુજતા હોથોએ બોલી, અને પછી વાત ઉડાવા પુછ્યું. "જ્યારે ઓરડામાંના દરેક જણની વાત તમે જાણોછ ત્યારે કહોની કે મેહેરવાનજી ડાકટરનાં મેહેરબાઇ, અને તમારી માણુક શું વાત કરેછ ?"

"અરે પેલી જુની ઘસાઈ પીસાઈ ગયલીજ વાત. મારો ભેજું ખીસેલો ભાઈ જમશેદ અને તેનો સાથી. ખરેખર પીલાં હું તારૂં મત પુછતાં ભુલીજ ગયો, કે જવાન રૂસતમે મારા ભાઈના બાબમાં કેવી ચાલ ચલાવી હતી; શું ઘણી વખાણવા લાયક ન હતી ?"

"તેણે ફક્ત પોતાની ફરજ બજાવી હતી." પીરોજાએ મજબુત સાહદે જવાબ દીધો. "એક માયાળુ લાગણીવાળાં કોઈ પણ માણસે જેમ કરવું જોઇયે તેમ તેને કર્યું છે; તેને તમારા ભાઈની તકેદારી કરવાની ફરજ માથે ઉઠાવી હતી. અને તેની માંદગીમાં તેનો સાથી તેને કેમ છોડી જઈ શકે ? તેનો માણસાંઈ ખવાસજ તેને તેમ કરતાં અટકાવે."

"કેવી દલગીરી ભરી વાત છે કે માણુક તારૂં બોલવું હમણાં સાંભળતી નથી. તેણીએ તો પોતાનાં ચતુર ભેજાં-માંથી તરેહવાર કલપીત કીરણો કહાડી આ જવાન રૂસતમ આસપાસ ફેંક્યાં છે, પણ ખરૂં કહુંછ કે તું રૂસતમની તેની લાયકાત પ્રમાણેની વખાણ નથી કરતી. દરેક માણસ કાંઈ પોતાની ફરજ બજાવતું નથી."

"પણ દરેક માણસે બજાવવી જોઇયે, અને તેમ જ્યારે તે નથી કરતું ત્યારે ખોટું કરેછ; તથા કરેછ ત્યારે ખરૂં કરેછ."

"પણ પીરોજા આ તો તારા પોતાના કાયદાથી ઉલટું છે. ક્યાં ગયો તારો અસલનો જુસ્સો કે જે એવાં થંડા માતેને થીંગડાંમાર વખાણ તરીકે ધીક્કારી કહાડતો હતો. એક વખત એવો હતો, કે જ્યારે તું આવી જાતની ચાલને જુદીજ નજરે જોતી હતી."

પીરોજાએ પોતાનું મોહડું ફેરવી નાખ્યું, પણ કેખશરૂએ જોયું કે તેણીની આંખો આંસુથી ભરેલી હતી. તેવણે પોતાની મશકેરી આગળ ચલાવી—

"જોજો, તું આ બધું બોલેછ, તે હું રૂસતમને કહી દેવશ હું કે !"

"હું તમારી પાસ માંગી લઉંછ, કે તમે તેમ નહી કરશો." પીરોજાએ શાંત થવાની કોશેશ કરી કહ્યું. પણ તેમ નહી થઈ શકયાથી તેણીએ કાલાવાલા કર્યા. "વહાલા કેકી મારે માટે તમને જરાબી પ્યાર હોય, તો મારા બોલ પાછા તેને કહેતા ના."

પણ કેખશરૂએ રમુજમાં પોતાનું ડોકું ધુણાવ્યું. તેઓ બંને જણ એખલાં અને બીજાંઓ કરતાં વધારે દુર બેઠેલાં હતાં, અને કોઈ તેણીનો ગભરાટ જોશે નહી એવી તેની ખાતરી હોવાથી તેણીએ પોતાના ધ્રુજતા હાથો કેખશરના હાથમાં મેલ્યા. અને નહી સંભળાઈ શકાય તેવા સાહદે બોલી—

"કેકી, મને કહો કે રૂસતમ-રૂસતમજી આજે જમશેદ સાથ આવવાના છે ! જો મને છેતરતા ના."

"હા, તે પણ આવવાનો છે, પણ તેઓને આટલું બધું મોડું કેમ થયું તે હું સમજી શકતો નથી; પણ વહાલી પીરોજા તું કાંઈ ફીકર ના કર; મને સઘળું ખબર છે; મારી પર વીશ્વાસ રાખ, તુંને કાંઈ પણ બીહવાનું નથી." પણ આટલા વખતમાં ત્યાં બીજાંઓ આવ્યાં અને તેઓ તેઓની સાથ વાતમાં પડયાં.

[સાંધણ છે.] Two Old Maids

# સ્પેનીશ છોકરીઓ.




ક સ્પેનીશ છોકરીની જીંદગીનું ખરૂં ચીત્ર રજુ કરવા માટે તેણીનાં મુલકનાં કેટલાક રેવાજો માટે બોલવું જરૂરનું છે. સામટી રીતે લેતાં સ્પેનનો મુલક યુરોપનાં બીજા ભાગો સાથે સરખાવતાં સુધારામાં એક સદી પછાત છે. જે સ્પેનીયર્ડોએ દુરનાં મુલકમાં કેલવણી લીધી હોય છે, તેઓ પોતાને વતનજ ઉછરેલાઓ કરતાં તદન જુદીજ જાતનાં માલમ પડે છે. પુરૂષો અને મુખ્યકરી સ્ત્રીઓ, જેઓએ કદીબી પોતાની જન્મભુમી છોડી નહી હોય છે તેઓ આપણને પોતાનાં મોટા વિચારો, અને અસભ્ય રેવાજોથી અચરત કરે છે.

રાજ્યમાં થતો વારંવારનો ફેરફાર, પાદરીઓનું અજ્ઞાનપણું, ચાલતા આવેલા વેહમો, અને અધર્મીપણું જોકે વગર શકે સુધારામાં હરકત કરે છે, તોબી ઘણીક અડચણો તો લોકો પોતેજ લાવે છે. આલસાઇ અને અજ્ઞાનપણાં સાથ હદબાહરની મગરૂબી તેઓ ધરાવે છે. તેમની આસપાસનાં મુલકોનાં લોકો કરતાં તેઓ દરેક બાબદમાં શ્રેષ્ટ, છે એમ ધારી પોતાની અતીયંત અસંપુર્ણતા તરફ ફીકમદથી જોય છે. આ પ્રમાણેનાં વર્ષો પછવાડે વર્ષોનાં બેબાંણપણામાંથી ફક્ત ધર્તીકંપ કે કોલેરાજ તેમને ચમકાવે છે. જો કોઇની તરફથી તેમને સુચના કરવામાં આવે છે કે તેમની સ્ત્રીઓની કેળવણી, તેમનાં ઘરની ગોઠવણ, સફાઈ, ખોરાક, કે રીતભાતમાં સુધારો કરવો જોઇયે, તો તેમને હમેશાં આવજ પ્રમાણે જવાબ મળે છે. "અમે શું કરવા સુધારો કર્યે ! અમે અમારી હાલતમાં સંતોષી છીયે, અમે સાદાં હોવાથી બીજી મેહનત આપે એવી જરૂરીઆતો અમોને પડતી નથી, અમારી રૂતુ સારી છે, અમારી જમીન કશીબી મેહનત આ-

પીયા વગર અમોને જે જોઇયે છે તે આપે છે, અને અમારૂં સુંદર આસમાન અમોને હમેશાં ખુશાલ સ્વભાવમાં રાખે છે."

દક્ષિણ તરફનાં બીજાં લોકોની માફક સ્પેનીયર્ડોની ઘરની બાહરજ પોતાની છંદગીનો મોટો ભાગ ગુજારે છે. બાહેરની ગેલરી ઉપર ઉભાં રહી રસ્તે ચાલતા ઓલખાણવાલાને તેરેહવાર સવાલો પુછવાનું ત્યાં સાધારણ હોય છે, માટે પડોશીઓને નીંદા કરવાનું સાધણ ઠીક મલે છે. કેવી રીતે પોતાનો વખત રોકવો તે ત્યાંની સ્ત્રીઓને ખબર નથી. શરીર સંબંધી કાંઇ ખામી ધરાવનાર કે ખુબસુરતી વાલાંને તેમનાં મોહડાં ઉપરજ દયા, ટીકા કે વખાણુ સંભલાવવામાં કશું મોટું ધારવામાં આવતું નથી. ઉલટું એક સ્પેનીશ બાનુંને તેણીનાં મોંહડા ઉપરજ તેણીનાં દેખાવ માટે જો તેણીની ઓલખાણનાં પુરૂષો અને સ્ત્રીઓ કાંઇ ટીકા ન કરે, તો તેણી સમજે છે કે તેણીમાં કાંઇ ખામી રહેલી હોવી જોઇયે.

ઉપલા વર્ગની સ્ત્રીઓ ગરમ રૂતુને લીધે ચાલવાનું પસંદ કરતી નથી. શીયાલાની રાતનાં ઈંગલંડની માફક કુટુંબ મંડલ એકઠું બેસતું નથી. ભરથાર અને મોહરદાર વચ્ચે સંપ હોય તોબી તેઓ પોતપોતાનું ફોડી લે છે. પોતાનાં બાલકોને સારી કેલવણી આપવા માટે તેમને દરકાર હોતી નથી. નાની છોકરીઓબી પોતાની માતાઓની માફક પંખા અને "ડ્રેસ" ઉપર વધુ ધ્યાન આપે છે.

સેવીલનાં શીગાર બનાવવાના કારખાનામાં ગરીબ વર્ગની પાંચથી છ હજાર સ્ત્રીઓ અને છોકરીઓ કામે લાગેલી છે, તેઓમાંની ભાયગે એકનાં ગમે એવાં અસ્વચ્છ બાલોમાંબી એક ફુલનો જુમખો મુક્યો ન હશે. કેટલીક સ્ત્રીઓ સુંદર ફુલોની તોપલીઓ સાથે આ મકાનનાં જુદા જુદા ભાગો ઉપર બેસે છે, અને આ કામદાર સ્ત્રીઓ પાસેથી ઘણાંએક ત્રાંબાનાં સીક્કા મેલવે છે; નાની સાત આઠ વર્ષની ઉમરની છોકરીઓ જો એક દહાડામાં એક હજાર સીગાર બનાવે છે, તો તેમને દસ પેન્સનો રોજ મળે છે. ઘણાંએક પારણાંઓ આ ખાતાંમાં આપણી નજરે પડે છે, કારણકે માતાઓ પોતાનાં નાનાં મોટાં બાલકોને સાથે લઇ જાય છે; કે જેઓ કશીબી સંભાલ વગર રખડતાં ફરે છે. લોકોનાં દેખાવ, પોશાક કે ઘરેણાં માટે પોતાની વખાણુ તેઓ એક બચ્ચાં જેવી હોંશથી કરે છે. અને જો તમોબી સભ્ય થવા માટે તેમની કાંઇ ચીજની સ્તુતી કરો તો, તુરતજ તમોને જવાબ મલે છે કે "એ તમારૂંજ છે, જો તમોને પસંદ પડતું હોય તો લેવો." કીમતી ચીજોબી એમ આપી દેવાની માંગણી થાય છે. એક વેલા એક સ્પેનીશ બાનુંની હીરાની વીંટીની તેણીની અમેરીકન મિત્રએ વખાણુ કરવાથી હમેશની રીત મુજબ તેણીએ કહયું, "એ તમારીજ છે." ગરીબ બીચારી પેલી અમેરીકન છોકરીને ખબર નહીં હોવાથી તેણીએ તે સ્પેનીયર્ડનાં મોટા ગભરાટ વચ્ચે લીધી, પણ પછી બંનેનાં ઓલખાણવાલાઓએ મલી મેલીને તેણીની વીટી પાછી અપાવી. એક મુલાકાત લેનારને એજ પ્રમાણે ઘર, સામન અને નોકરનફરો આપી દેવાની માંગણી થાય છે, પણ તે સઘલી ફક્ત મોહડેની સભ્યતામાંજ આપે છે.

પણ આમ મોહડેની ખાલી સભ્યતા સિવાય તેઓ પારકાંઓ માટે ખરેખરી માયાથી પોતાને અડચણમાં નાખવાને આચકી કરતાં નથી. તેઓની પોતાની જાતની સ્ત્રીઓ સાથે મંડલીમાં તેઓ ઝાઝી વાતચીત કરતાં નથી. થોડીક વાતચીત કર્યા પછી તેઓ પોતપોતામાં રાજદ્દારી કે બીજી બાબદોની વાતચીત કરવા સ્ત્રીઓને છોડી જાય છે. જોકે છેલ્લાં થોડાંક વર્ષ થયાં કેળવણીમાં સારો સુધારો થાય છે. ફ્રેન્ચ, જરમન અને ખાસ કરી ઈંગ્રેજી ભાષા શીખવવાનું વધતું ચાલીયું છે. વલી ઈંગલંડ, ફ્રાન્સ અને જરમનીની સ્કુલમાં છોકરીઓને મોકલાવવામાં આવે છે. કેલવણીની અસર, તેમનાં હાલમાં માની ન શકાય એટલી પછાત હાલતમાં પડેલા મુલકમાંબી જણાવા લાગી છે. તોબી દક્ષિણ તરફની છોકરીઓ મેદ્રીદની છોકરીઓ કરતાં જલદીથી પરણે છે. લગનની વખતે પરણુતી કન્યાઓ કાલો ડ્રેસ પેહરે છે, પણ ઉપલા વર્ગોમાં ઘણું કરીને ઘેરમાંજ લગન થતાં હોવાથી બીજા મુલકોની માફક કપડાંનો ઠાઠ ઘણો કરવામાં આવતો નથી. ગોધાઓ સાથની લડાઈ જોવામાં સ્પેનની છોકરીઓ ઘણી મજાહ લે છે. જોકે કેટલાંક ડાહયાં માણુસો આ ઘાતકી રમત બંધ પાડવા ઘણું કરે છે, તોબી તેઓ તેમાં હજી સુધી ફાવીયાં નથી. સૌથી ગરીબમાં ગરીબ છોકરીબી એક બેઠક મેલવવા જેટલું દામ બંચાવવાને કાંઇબી કરવા બાકી રાખતી નથી. લડાઈ નજદીક બે કલાક સુધી ચાલે છે; પણ શરૂ થવાની ઘણો વખત આગમજથી લોકોનાં ટોલેટોલાં આવવા માંડે છે. એવું કેહવામાં આવ્યું છે કે મુર લોકોથી એ રમત સ્પેનમાં દાખલ થઇ હતી. ગમે તેમ હોય પણ સ્પેનનાં લોકો આ ઘાતકી રમતનાં એટલા તો શોખીન છે, કે તેનો સદનતર નાશ કદીબી નહી થશે એવું હાલ તો આપણુને લાગે છે. કેલવણીનો વધુ ઓહલો ફેલાવો અને બીજા મુલકો સાથનો મિત્રાચારી ભર્યો સંબંધ તેમની ઉપર સારી અસર કરશે એમાં કશો શક નથી.

RUBY.



**અસ્વચ્છ પાણી પીવા વીશે**—કેટલાંક ખરેખરી સ્વચ્છ આદત ધરાવનારાં લોકોમાં સહવારનાં ઉઠતાં વાર પાણી પીવાની સાધારણ આદત હોય છે, અને તે માટે સુવાનાં ઓરડામાં આખી રાત રહેલું પાણી તેઓ વાપડે છે, પાણી પીવામાં કશી અડચણ નથી, પણ જે માણસ સુવાનાં ઓરડામાં કલાકો સુધી રહેલું પાણી પીએ છે, તે ફક્ત બધી જાતનાં દરદને તેડું કરે છે. પાણી દરદનાં બીઆંને ઘણી ઝડપથી ચુસી લે છે, અને જ્યારે ખુલ્લી હવામાં વાસણમાં રેહેલું પાણી પીવાનું ધાસ્તી ભર્યું છે, ત્યારે બંધ સુવાનાં ઓરડામાં, જ્યાં તરેહવાર જાતની ખરાબ હવા, શરીરમાંથી બાહર નીકળે, ત્યાં રહેલું પાણી પીવાનું કેટલું ખરાબ હોવું જોઇએ? તેમજ સીસાંનાં નલમાં ઘણાં કલાકો સુધી સ્થીર રહેલું પાણી પીવાનું પણ સારૂં નથી—હમેશાં પેહલાં થોડી મીનીટ સુધી પાણીને જવા દેવું.



# એક ડાકટરની ડાયરીમાંની વાર્તા.

## એક ખોટું "પ્રીસક્રીપશન."




સાંજના અમારે ત્યાં એક મોટી પારટી હતી. ખાનું ખાધા પછી "ડાન્સ" થનાર હતો કે જે માટે આસપાસનાં સઘલા જુવાન્યાંઓને નોતરવામાં આવ્યા હતાં; હું પણ તે ઘેરમાં એક પરોણો હોવાથી મને પણ હાજર થવાનું હતું, તે છતાં જ્યારેથી મને મારા દરદી આગળ બોલાવામાં આવે ત્યારે હાજર રેહવાને તયાર હતો.

નાની રોઝેમન્ડે "ડાન્સ" માટે પોતાને ઘણાં કાલાવાળા કીધા હતા.

હવે તે બીહામણી કોલીન્સ આવવાથી "હું ફ્રાનસીસ આગલ બેસવા નથી માંગતી." તેણી ખોલ્લાં દીલથી બોલી.

મીસ રોઝેમન્ડ સઘેની લાડકી હોવાથી તેણીને પોતાની મરજી પ્રમાણે કરવાની ટેવ પડી ગઇ હતી, અને છેમે હમણાં તેણીને મુખ્ય કરી પોતાની સંભાલ હેઠલ રાખી હતી.

હું દરવાજા આગલ ઉભો રહી આ બંનેને "ડાન્સ" કરતાં તપાસતો હતો. મને મીસ વીલતન આગલ હજુર બોલાવામાં ન આવ્યો હતો, તે માટે અંદરખાનેથી બેચેની લાગ્યા કરતી હતી, કારણકે ઘણો લાંબો વખત થઈ ગયો હતો કે જેટલા વખતમાં તેણીને દવાની ફરીથી અગત પડવી જોઇએ. હું આ વીચારમાં હતો તેટલા રોઝેમંન્ડનાં ખુશાલ ચેહરાપર અજાએબી જોવાથી મારૂં ધ્યાન એકાએક તેણી તરફ ખેંચાયું. તેણી ફીકીને જોતી જોતી ઓરડાને નાકે બીજા દરવાજા તરફ મારી આગલથી ચાલી ગઇ.

તેણી જ્યાં જતી હતી તે તરફ મેં મારી નજર ફેરવી, અને મારી અજાએબી વચ્ચે ફ્રાનસીસને સુંદર પોશાકમાં, હીરા મોતીથી સણગારેલી ઓરડામાં આવતાં જોઈ.

હું એકદમ તેણી તરફ ગયો, તેણી મને જોઇને થોડીક કચવાતી હોય તેમ દેખાઇ.

"હું હવે સારી પખે છેઉં," તેણીએ ખુશી ભર્યા અવાજે કહ્યું, "હું હવે તદન બરાબર થઇ છેઉં. ડાક્ટર હેલી ફેક્સ, મે તમુને કહ્યું હતું કે મને સારૂં કરવા માટે ફક્ત મારી ખાસ નીમ હકીમની દવા અને કોલીન્સની મદદની અને જરૂર હતી."

હું મુશકેલીએ તેણીને જવાબ આપી શક્યો. તેણી કોઇ ઓલખાણવાલાં સાથે વાત કરવા મારી આગલથી ઝડપમાં ચાલી ગઇ. તેણી ખુશાલ દીસ્તી હતી, અને બેશક ઓરડામાં સૌથી ખુબસુરત છોકરી હતી; તેણીની સુંદર કાલી આંખો, જે ઘણીખરી સુસ્ત તેજ વીનાંની દીસ્તી હતી તે હમણાં ચલકતી અને તેજસ્વી હતી; મને હવે જરાક પણ શક રહયો નહી કે તેણી હમણાં તે ઝેરી દવાના સખ્ત "ડોઝ"ની અસર તલે હતી:

હું એકદમ તે ઓરડો છોડી જઈ નર્સ કોલીન્સને શોધવા ઉપર ગયો.

તેણી મીસ વીલતનના બેસવાનાં ઓરડામાં નહી હતી, મેં ઘંટ વજાડયો અને એક નોકરને બોલાવી કહ્યું કે તેણીને મારી આગલ મોકલવી.

"પેલી લનડનથી આવેલી નર્સ માટે તમો કહોછો, સાહેબ?" તે નોકરે પુછયું, "તેણી અંહીઆં નથી, મીસ વીલતને તેણીને ગાડી મંગાવી આપી અને તેણી તો એક કલાક થયો ગઇ છે."

હું એટલો અજબ થઇ ગયો કે થોડો વાર સુધી જવાબ આપી શક્યો નહી.

"હું એ વીશે જાણતો નહી હતો," થોડોવાર થોભી મેં કહ્યું.

હું જલદીથી પાછો નીચે ગયો. ફ્રાનસીસ હમણાં ઓલીવર સાથે "ડાન્સ" કરતી હતી કે જે ઘણો ખુશી દીસ્તો હતો, અને રોઝમન્ડ મારી આગલ દોડતી દોડતી આવી.

"ડાક્ટર હેલી ફેક્સ જો મારી સાથે ડાનસ કરવા આવો," તેણીએ કહ્યું.

હું તેણીનો નાહનો હાથ પકડી "ડાન્સ" કરનારાઓની વચમાં તેણીને લઈ ગયો.

ગોલ ફરતાં ફરતાં મેં તેણીને થોડાક સવાલો પુછયા.

"રોઝેમન્ડ તું જાણે છે કે તારી પેલી ભયંકાર કોલીન્સ તો જતી રહી છે?"

"નહી નહી!" તેણીએ ઘણી અજબ નહી થઇ હોય, તેવા અવાજે જવાબ દીધો. "પણ તેણી બંધીજ વેલા કાંઇ લાંબો વખત થોભતી નથી. હું ધારૂં છું કે તેણીએ ફ્રાન્સીસની બધી બાટલીઓ નીમહકીમી દવાથી ભરી હશે."

"પણ તે દવા તારી બેહેનને વાસ્તે ઘણી ખરાબ છે,"

"હું નહી ધારતી, તેણીથી તે વગર રહી શકાતું નથી હમણાં તેણી સુંદર નહી લાગતી! તેણી કેવી ખુબસુરત છે!"

"હા," મેં ટુકમાં જવાબ દીધો. "અને તેણીના હીરા કેવા ચલકે છે? ડાક્ટર હેલીફેક્ષ તમુને હીરા નહી ગમતા?"

"હા, પણ તારી બેહેનના જેવી નાની ઉમરની છોકરી પેહરે તે નહી ગમતું."

"ફ્રાન્સીસને હમેશ હીરા પેહેરવા ગમે છે. ચાલો આપણે તેણીની જરાક વધારે નજદીક જઇએ, હું કાંઈ ચીજની ખાતરી કરવા માંગું છું. હા, હું જેમ ધારતી હતી તેમજ થયું. તેણીનું લુલક આજે નથી. હું ધારૂં છું કે હવે તેથી ગયું હશે."

"એટલે શું રોઝેમંડ?"

"હું તો હવે "ડાન્સ" કરતાં થાકી ગઈ છું . . . હવે તો મને સુઈ જવા ગમે છે . . . મેહેરબાની કરીને હવે બસ કરો . . . સાહેબજી ડાકટર હેલીફેક્ષ."

હું બીજો એકબી બોલ તેણીને પુછું તે આગમજ તો તેણી ઓરડામાંથી દોડી ગઈ.

મીસ વીલટન તે "ડાન્સ" કરવાના ઓરડામાં સૌથી વધુ ધ્યાન સર્વેનું ખેંચતી હતી. સહવારે પડવા આવ્યું ત્યાં સુધી લોકો ગયાં નહી, અને જે પરોણાઓ ત્યાં રહયાં હતાં તેઓ સઘળાં બીજી સહવારે નાસ્તાપર ઘણા મોડા આવ્યા.

જેવો હું ત્યાં આવ્યો તેવોજ મને એક ઘણી અજબ જેવી ખબરથી વાકેફ કરવામાં આવ્યો. ફ્રાન્સીસ વીલતન અને તેણીની બેહેન સહવારની સકારી ટ્રેનમાં ઘર છોડી ગયાં હતાં.

આ ખબર ફકત જણાવ્યા સીવાય તે વીશે બીજુ કાંઈ પણ નાસ્તાની ટેબલપર બોલવામાં આવ્યું નહી, પણ તે પુરો થયા પછી મારા મેહમાન અને તેવણના ધણીઆણી મને બાજુએ લઈ ગયા, અને મીસ્ટ્રેડે મારા હાથમાં એક નાનું કાગજ મુક્યું.

"આએ વાંચો," તેવણે કહયું, "અને જુઓ કે એનો ભરમ તમારાથી શોધી કહડાય છે."

આ કાગજ રોઝેમન્ડે લખ્યું હતું, તે બચ્ચાં જેવું અને ઘણું ટુકમાં હતું.

"વહાલા ડાકટર હેલીફેક્ષ," તેણીએ લખ્યું હતું, "હું ઘણીજ અસુખી છું, તેથી હું આએ કાગજ તમો પર લખું છું. ફ્રાન્સીસે કોલીન્સ સાથે પંચાતી કીધી છે, કારણકે તે તેણી કહે છે તેમ કરતી નથી. અમે બંને જતાં રહીએ છીએ; અને અમે કયાં જવાના છીએ તે કોઇને જણાવવાનું નથી. હું પોતેબી જાણતી નથી અને તમુને કહી પણ શકતી નથી. ફ્રાન્સીસ કહે છે કે તમે ઘણા ભયંકાર માણસ છેઓ. તેણી કહે છે કે ભયભીત પાપી ચીજો કરવા માટે તમે તેણીને બદનામ કરો છો. હું નહી ધારતી કે તમે ભયભીત માણસ હોવો, તમે તો મને ઘણા ગમો છો, અને જવા માટે હું ઘણી દલગીર છું.—રોઝેમન્ડ."

આ નાનું કાગજ વાંચ્યા પછી મેં તે મીસ્ટ્રેડને આપ્યું. તેવણે જલદીથી તે પર પોતાની નજર ફેંકી અને પછી નાસીપાસી ભર્યા દેખાવ સાથે ટેબલપર તે ફેંક્યું.

"હવે કરવું શું?" તેવણ બોલ્યાં. "ફ્રાનસીસ અને રોઝેમન્ડ કેથે ગુમ થઈ ગયાં છે. કોણ જાણે કે તેઓ કયાં ગયાં છે. ફ્રાનસીસ ગઈ કાલે તો ઘણી આજારી હતી, જો તમે કહોછો તે ખરૂં હોય, તો તેણીને પોતાના વીચારો પર છોડી દેવી એ મુદલ સલામતી ભર્યું નથી."

"તે કરતાંબી વધારે ખરાબ છે," મેં જવાબ દીધો. "મીસ વીલટન એવી હાલતમાં છે કે તેણીને સંભાળે તેવાં કોઈ ચોકસ ડાવાં માણસ વગર તેણીને એક પળબી છુટી મુકવી ન જોઇયે. ખચીતજ એ બંને બેહેનો કયાં ગઈ છે તે શોધી કહાડવું મુશકેલ પડશે નહી. હું ધારૂંછું કે એકદમ આપણને તેઓની પુઠે જવું જોઇયે."

"અલબત તેમ કરવુંજ જોઇયે." ઓનસ્લોએ કહયું. "ફ્રાન્સીસ અને રોઝેમન્ડ જેવાં છોકરાઓ હાલના જમાનામાં ખોહવાઈ શકે નહી, આપણે તેઓને જલદીથી શોધી કહાડી શકશું, અને આવું પગલું ભરવા માટે આપણને જો એક ડાકટરની સત્તા હોય, તો તે તુરતજ કરવું જોઇએ."

"પણ શું આપણને ઓલીવરની સલાહ લેવી નહી જોઇયે?" મેં પુછ્યું.

"હું જઇને તેને બોલાવી લાવું છું." ઓનસ્લોએ કહયું.

તેવણ ઓરડો છોડી ગયાં અને થોડી પળમાં જીમ ઓલીવર સાથે પાછાં આવ્યાં. આ જુવાન શખસ અમારી હાલતની મુશકેલીઓથી તદન વાકેફ હતો. ગઈ કાલે જે ધારતીથી તે તદન દુઃખી દેખાનો હતો તે હવે તદન જતી રહી હતી. તે અતીશય ઈંતેજાર બન્યો હતો, પણ તેણે કાંઈબી અણઘટતો ગભરાત દેખાડયો નહી. અમોએ થોડો વાર મસલત કીધા પછી એવી ગોઠવણ કરી કે મારે એકદમ લંડન જવું અને ત્યાં નર્સ કોલીન્સ વીશે જેબી ખબર મેળવી શકાય તે મેળવવી. એક ચીજ મેં ગઈ કાલે તેણી પાસની જાણી લીધી હતી તે એ કે તેણીએ "ગાઈઝ આસ્પીટલ"માં નર્સ દાખલની કેળવણી લીધી હતી, આથી તેજ દીવસે બપોરનાં, હું તે આસ્પીટલમાં ગયો, અને તેણી માટેની પરપુછ કીધી. ચોપડીઓ કહાડી તેમાં શોધ કરવામાં આવી, પણ કોલીન્સ નામની કોઈબી નર્સ તે આસ્પીટલમાંથી શીખીને બહાર પડી હોય એવું સાબેત થયું નહી.

"ત્યારે તો તે બાઈરી એક શીખેલી નર્સબી નથી," મેં કહયું, "જો તેણી હજુર તે બીચારી છોકરી સાથે હશે, તો તેણીની ભોગ થઈ પડેલી તે કંગાલ છોકરીને અમે બંચાવી શકયે તે આગમજ તે બાપડી મરી પણ જાય."

જે બાનું સાથે હું વાત કરતો હતો, તેણીની જીગ્નાસા આથી ઉશકેરાઈ, અને જે નર્સ વીશે હું બોલતો હતો તેણી દેખાવમાં કેવી હતી તેનું બ્યાન કરવા મને કહયું.

મેં ઘણીજ બારીકાઈથી તેમ કીધું.

"ખોલ્લા બુરા બાલ!" તે બાનું બોલી "ખોલી બલુ આંખ અને સફેદ પાપણ—પતલો ચેહેરો, ડાકટર હેલીફેક્ષ, વાર તે સ્ત્રી કેટલી ઉમ્મરની હશે?"

"પચીસથી ત્રીસ વરસ સુધીની," મેં જવાબ દીધો.

"સાધારણ કદની?"

"હા, અને લગાર પટલી."

"તેણી સેહજ ખોડાતી ચાલે છે-ઘણીજ સેહજ, હં, એટલી કે આપણે સાધારણું રીતે જોઈ પણ નહી શકીએ?"

હવે બન્યું એમ હતું કે નર્સ કોલીન્સને જયારે હું મારાં દરદી આગલ તે સાંજે લઈ ગયો, ત્યારે તેણીને મેહજ લંગડાતી ચાલતાં જોઇ તે પર મારૂં ધ્યાન ખેંચાયું હતું.

"હું કદાચજ તેણીને લંગડી કહી શકું," મેં કહ્યું, "પણ એટલું તો ચોકસ છે કે તેણીની ચાલવાની ધપ અ સાધારણ હતી."

"ત્યારે તો હું જાણું છું કે તેણી કોણ છે" તે બાનું બોલી, "આ હેવાલ કદાચજ બે માણસોને લાગુ પડે તેણી અંહીઆજ શીખી હતી, પણ કોલીન્સનાં નામ હેઠલ નહી.

જુઓ—હું તેણીનું નામ તમુને ચોપડીમાં દેખાડું નર્સ કે–ઉમ્મર વર્ષ તેવીસ–ભુરા બાલ, ખુલ્લી બલુ આંખો, અને સેહજ લંગડાતી ચાલવાની ધપ, ડાક્ટર હેલફિકસ આએ નર્સ બરાબર એક વર્ષ અંહીઆં રહી હતી, તેણી સારી અને ઘણી હુશીઆર હતી. આટલા વખત પછી તેણી કાંઇ અજબ જેવી રીતે અમુને છોડી ગઇ હતી."

"તે કેમ તે કાંઇ અડચણ નહી હોય તો મને કેહશો ?" તે બાનું અચકાઇ.

"હું કોઇને નુકશાન કરવા ઇછતી નથી," તેણી થોડી વાર થોભી બોલી, "પણ આએ બાબદમાં તેણીને લગતી બની શકે તેટલી ખબર મેલવવામાં તમો વાજબી છેઓ. નર્સ કે–ચોરીનાં શક હેઠલ અંહીઆંથી ગઇ હતી. એક બાનું દરદીએ તેણીની સંભાલ હેઠલ પૈસાની એક મોટી રકમ સોંપી હતી, આવી ચીજ જવલેજ બને છે. જ્યારે તે બાનું અંહીઆંથી જવા નીકલી, ત્યારે તેણીની રકમ તેણી મેલવી શકી નહી. નર્સે કહ્યું કે તે તેણી પાસેથી ચોરાઇ ગઇ હતી. તે બાનું કોરટમાં જવા ઇછતી ન હતી અને આ બાબદને અંહીઆંજ પડતી નાખવામાં આવી, પણ કે–બીજેજ અઠવાડયે અમોને છોડી ગઇ, અને ત્યાર પછી તેણીનું શું થયું તે અમોએ સાંભલ્યું નથી. હું તેણીને ઘણી ધાસ્તી ભરી સ્ત્રી ધારૂં છું, અને કોઇબી છોકરીને તેણીનાં હાથ તલે સોંપેલી જોવાથી હું દલગીર છેઉં."

આ ખબર હોલ્મ ઉડમાં (ઓનસ્લોનું ઘર) મારા દોસ્તોને મેં કીધી. આ સઘલો વખત ઓનસ્લો અને કેપતન ઓલીવરે તે બંને છોકરીઓને શોધી કાહડવાને કાંઇજ બાકી રાખ્યું ન હતું, તેઓ ક્યાં હતી તે વીશેનો જરાકબી ઇસારો જણાયા વગર બીજો દીવસ પણ પુરો થયો.

ગરીબ બીચારો ઓલીવર તો ઈંતેજારીથી લગભગ દેવાનો બની ગયો હતો, અને મારી ધાસ્તીએ પણ ઘણું ગંભીર રૂપ પકડયું. ફ્રાનસીસ વીલતનનો ચેહરો હું મારાં મગજમાંથી ખીસાડી શકયો નંહી, જ્યાંબી હું જતો, જેબી હું કરતો ત્યાં તે મારી સામેનો સામે આવતો. મને પુશકલ બેચેની લાગવા માંડી કે તે કંગાલ છોકરીનો શું છેડો આવશે. એમાં તો કાંઇજ શક ન હતો કે જે વેલાએ બરાબર મોરફીઆનું ઝેર લાગવા માંડે છે, તે હાલતમાં તેણી ઘણી ઝડપથી આવતી હતી. જો હજુરબી તેણી ખરેખર કોલીન્સની સત્તા હેઠલ હોય તો, આ દુન્યામાં તેણીનો દહાડા ભરાઇ ચુકા હતા.

બીજે દીવસના સાંજે મારા ઓરડામાં બેઠાં બેઠાં હું વધારે અને વધારે ઇંતેજારીથી તેણીનો વીચાર કરવા લાગ્યો. ફ્રાનસીસ અને રોઝેમન્ડ જેવી સુંદર બે છોકરીઓ દુન્યામાંથી જાણે એકાએક ગેપ થઇ જાય એ માનવામાં નહી આવી શકાય તેવું લાગતું હતું. ઓનસ્લો અને ઓલીવર બંને ઘણાં હુશીઆર અને તીક્ષ્ણ બુદ્ધીનાં માણસો હતાં. અમોએ અમોને મદદ કરવા માટે સૌથી સરસ ખાનગી ડીટેકટીવો રાખ્યા હતા, અને હજુર સુધી તે છોકરીઓની કાંઇપણ ખબર અમોને મળી ન હતી. આ ચીજોપર વીચાર કરતાં મને એટલી તો ચીંતા લાગવા માંડી, કે તે સાંજની છેલ્લી ટ્રેનમાં, "હોલ્મ ઉડ" પાછો જવાને મેં વીચાર કીધો, હજુર તો હું ચોકસ ઠેરાવ કરૂં તે આગમજ મારા હાલનાં દરવાજાનો કોઇએ ઘાંટ વજાડયો, અને બીજીજ પલે મારા નોકરે મને કહ્યું કે કોઇ બાઇ મને મલવા માંગતી હતી.

"તેણીનું નામ શું ?" મેં પુછ્યું.

"સાહેબ, તેણી તે આપવા ના પાડે. છે," તે શખસે જવાબ દીધો, "તેણી કહેછે કે તેણી તમુને વધારે વખત ખોટી કરશે નહી, પણ જરાકબી ઢીલ વગર તમુને મલવાને કાલાવાલા કરે છે."

"મારા ઘરાકોને જોવાનાં ઓરડામાં તેણીને લાવ," મેં કહ્યું.

હું બીજીજ પલે ત્યાં ગયો અને મારી અજાએબી વચ્ચે નર્સ કોલીનસને મારી સામે ઉભેલી જોઇ.

"કેમ હવે તમે શું માગો છો ?" હું સખત અવાજે બોલ્યો, કે જેમાં મારી અંદરખાનેની ખુશાલી હું કવચીતજ છુપાવી શકતો હતો.

"કબુલ કરી દેવા—કબુલ કરી દેવા," તેણી ભાગા તુટા બોલોમાં ધ્રુજતે અવાજે બોલી "અરે ડાકટર હેલી ફેક્સ, મને હમણાંજ માલમ પડયું. મેહરબાની કરી મીસ વીલતન આગલ જવા એક પલબી ખોવો નાં, જો તમે તેણી આગલ એકદમ જશો, તો કદાચ તેણીને બચાવી શકશો."

"શું થયું છે!" મેં પુછ્યું, "તમારી વાત ટુંકમાં કહી દેવો."

"અરે આએ બન્યું છે," તેણી પોતાનાં પટલા હાથો દાબતાં દાબતાં બોલી, "ગરીબ ગરીબ બીચારી છોકરી, મેં તેણીને ખોટું "પ્રીસક્રીપશન" આપ્યું છે ! મને એકજ કલાક થયો તે માલમ પડયું છે."

"બેસો" મેં કહ્યું, "તમે બને તેમ થોડા બોલોમાં આખી વાત મને કહી જાઓ."

"હું એક ખુની થવા માંગતી નથી," તેણી બોલી, "હું–હું–એટલી બધી ખરાબ નથી, હું–હું બીજી ઘણી ચીજોની દરકાર કરતી નથી, પણ હું ખુન કરવાની હદ સુધી ગઇ નથી"

"તમે શું થયું છે તે મને એકદમ કહી દેવાને તમારૂં મન શાંત નહી કરશો તો તમે ખુનીમાંજ ખપશો ?

"અને તમે સાહેબ, તમારૂં જ્ઞાન મારી સામે વાપડશો ?"

"તે હું કહી શકતો નથી."

"વારૂ, તમે તેમ કરો કે નહી તેની હું ઘણી દરકાર કરતી નથી," તેણીએ બોલવાનું ચાલુ રાખ્યું. "જો ફક્ત મીસ વીલતનની જીંદગી બચાવવામાં આવે, તો પછી બીજાંની મને કાંઈ દરકાર નથી આએ મારી હકીકત છે. મને છ મહીનાની વાત પર મીસ વીલતનની ચાકરી કરવા માટે બોલાવવામાં આવી હતી. તે વેળાએ સખત તાપથી તેણી ઘણી પીડાતી હતી. તેણીને ઉંઘ આવતી ન હતી, અને "ન્યુરેલજીઆ" ની પેનથી ઘણું સખત દુઃખ થતું હતું.



# મીસ·દારોથી બીલ.



"ચેલટનહેમ લેડીસ કાલેજ" ની પ્રીનસીપલ તરીકે મીસ દારોથી બીલે સ્ત્રી કેળવણીના વધારા માટે ઘણું કર્યું છે. સ્કુલોને લગતાં તલાસ કરનાર કમીશન આગળ તેણીએ આપેલી મજબુત જુબાનીએ સુધારાની અગત્ય લોકોને ખુલ્લે ખુલ્લી બતાવી હતી. એક જુનાં ગલોસ્ટરશીયર કુટુંબમાં જન્મ લીધેલો હોવાથી તેણીને ઘણી ખરી ઘેરમાં કેળવણી આપવામાં આવી હતી. તેણીનો બાપ એક ડાકટર હતો અને સઘળી કેળવણીને લગતા સવાલોમાં દીલસોજી ભર્યો ભાગ લેતો હોવાથી ૧૮૪૮ માં કવીન્સ કાલેજ સ્ત્રીઓ માટે સ્થાપવામાં આવી, ત્યારે મીસ બીલ અને તેની બેહેનોએ આવી સુનેરી ટક ખોહી નહી.

૧૮૫૦ માં તેણીને એ કાલેજની ગણીતની શીક્ષક નેમવામાં આવી હતી. ૧૮૫૮ માં તેણીને તે ઓદ્દો આપવામાં આવ્યો કે જે તેણીની નજદીક આખી જીંદગી સાથ સંબંધ રાખે છે. સ્કુલોમાં અભ્યાસ માટે ઠરાવવામાં આવેલી ...ની બાબદો અને તે વેલાની બાબદોનો મુકાબલો કર્યે ...ીયે, તો માલમ પડે છે કે ગણીત શાસ્ત્ર કે કોઈ અસલી ...ાપા શીખવવામાં આવતી નહી હતી, જ્યારે મ્યુઝીકને ...ગતી શકતી હોય કે ન હોય, તોય આ કેળવણીની આ ...વામાં આવતી સંપુર્ણતા શીખવવી જરૂરની ધારવામાં આવતી હતી. ગણીત શીખવવાની જ્યારે મીસ બીલે કોશેશ કીધી, ત્યારે સઘળે ઠેકાણેથી નાપસંદગીનો અવાજ સંભળાયો હતો. ચહડતા હીસાબો શીખવવા સામે પણ વાંધો લેવામાં આવ્યો હતો. "મારાં બાઈ" એક નારાજ થયલા બાપે પોતાની દીકરીઓને ઉઠાડી લેવાનાં કારણ કહેતાં જણાવ્યું હતું, "જો મારી દીકરીઓ કોઈ મોટી પેઢી ઉપર જોડાવાની હતે, તો તમો જેવી રીતના હીસાબો શીખવો છો તેવા શીખવવામાં ફાયદો થતે," પણ ખરેખર હમણાં કાંઈ ગરજ નથી. "લેડીસ કાલેજ" ની ફતેહજ બતાવી આપે છે, કે સ્ત્રીઓની ચહડતી કેળવણીમાં છેલ્લાં ૫૦ વર્ષમાં થયલા સુધારાનો એક લાંબો હેવાલ મીસ બીલને કેટલો બધો આભારી છે.

RUBY.

# સ્ત્રીની ખરી કીરતી.

## પ્રકરણ ૧૪ મું.

### જૈફ સ્ત્રીઓ.

"દરરોજ તેણીનાં નાજુક હાથો આ જીંદગી ઉપરની રેતીને સાફ કરે છે, અને કીરતીનો વાસ ત્યાં રહી ગયો છે, જ્યાં તેણીને ચાલો આત્મા રહેયો હતો. પેલી પડછાયાવાળી જમીન ઉપર તેણીનો ચેહરો ચળકે છે, મજવા સુતેલાંઓ તેણીનાં પડછાયાને ચુમી લે છે, અને મરતાઓ તેમના સ્વપનામાં તેણીને માટે હમે છે."

Massey.




ગલાં પ્રકરણોમાં સ્ત્રીની જુદી જુદી સ્થીતિ ઉપર આપણે નજર કરી ગયાં છીયે. આપણે જોયું છે કે તેણીને કેવી તરબીયતની જરૂર છે; શું શું તેણીએ ખમવું છે, શું શું ફરજો તેણીએ બજાવવી છે; અને પોતાને બક્ષવામાં આવેલા ઉત્તમ ગુણોનો કેવો ઉપયોગ તેણી ચાહે તો કરી શકે. હવે આ બાબદ ખતમ કરવા આગમજ તેણીનાં આ દુનિયાઇ જીંદગીનાં છેલ્લા તબક્કા ઉપર આવ્યે; જ્યારે જેઓને તેણીએ ઉધાર્યા છે, તેમનું માન અને પ્યાર મેળવતી તે કીરતારની જનાબમાં હાજર થવાનાં હુકમની શાંતપણે રાહ જોતી તેણી થોભે છે. કોઇપણ રીતનાં સંબંધમાં તેણી આવી હોય—કદાચ માવતરપણાંની ખુશાલી અને દલગીરીનો સ્વાદ તેણીએ ચાખ્યો હોય, કે કુમારી હાલતમાં વધારે મોટાં મંડલ ઉપર પોતાની પ્યારતી હકુમત ચલાવી હોય, પણ ભલાઇનાં ફલ જેશીમાં તો એક સરખાંજ તેઓ મેલવે છે, એક કુટુંબની રાણી કે જેણીને સઘલાંઓ માન આપે છે. જેમને તેણીએ ઉધાર્યાં છે, જેમને તેણીએ તરબીયત આપી છે, અને જેઓ તેણી આગલ જીવતાં છે, તેમને ભલાઇ અને સુખનો રસ્તો બતાવવાનું ચાલુ રાખતી પોતાનાં મરણ પામેલાં વ્હાલાંઓને પેલી દુનિયામાં પાછાં મલવાની ઉમેદ સાથની ખરી ખુશાલીમાં પોતાનાં દહાડા કાહડે છે.

શરૂ થશે, અને તમારો સર્વે સંતાપ પાછળ રહી જશે. હજી પણ તમે એક જુવાન ગ્રહસ્થ છેઓ, અને હું ઇચ્છું છું કે તમે આ નવી જીંદગી સુખથી ભોગવવાને ભાગ્યશાળી થાવો અને ઘણા વરસ જીવો."

પછી બીજી થોડી વાતો કરી તેને પાંચસો પાઉંડનો એક ચેક લઇને પોતાના જુના મીત્રને બહુ ખુશીથી જોને હાથ આપ્યો, અને પછી નોરમનટન શેહેરમાં જઇને ચેક વટાવીને પોતાના ઘોડા માંગનારાઓને પૈસા આપી પાછો ડીલફેર્ડ તરફ ફર્યો.

પછી થોડો વખત રહીને તે ડીલફેર્ડ તરફ જ્યારે ફર્યો ત્યારે પણ તેના મોહોડાંપરથી દીલગીરીનો છાપ હજી નાબુદ થયો નહોતો. તે પોતાની મા શું બોલી અને વકીલ શું બોલ્યો તેનો વીચાર કરતો હતો, પણ તેઓ બંનેમાંથી એકને પણ તેના અંતઃકરણની વાતની કશી ખબર નહોતી. તેઓ બંનેની મુબારકબાદી વચ્ચે તે એકનોજ વીચાર કરતો હતો—અને તેણી પેલી ગરીબ કમનસીબ છોકરી મીસ એમી હતી.

## પ્રકરણ ૬ હું.

### ફ્રેંક ડીસપર્ડ.

જ્યારે જોન ઘેર ગયો ત્યારે એની મા, મીસ લીલી, અને તેમનો એક મીત્ર મી૦ શેલબ્રુક સર્વે સાથે બપોરના ખાનાં માટે બેઠાં હતાં. હવે આપણે આ નવા જોનના મીત્ર સાથે વાંચનારની પીછાન કરાવીએ. મી૦ શેલબ્રુક સારા ગુણનો જુવાન માણસ હતો, અને મીસીસ રીડલ તેને હમેસા માન આપતી હતી. જ્યારે જોન ખાવાના ઓરડામાં દાખલ થયો, ત્યારે તેની મા મી૦ શેલબ્રુક તરફથી કંઇ બહુ અધરીત વાત સાંભળવામાં રોકાઈ હતી. વાંચનારે એમ સમજવું કે જોન પોતાની માનો એક પુરો દીકરો હતો; તેની બે બહેનો હતી એકનું નામ લુસી અને બીજીનું એથલ હતું, જોકે તેણી પોતાની છોકરીઓપર વધારે વ્હાલ રાખતી હતી, તોપણ તેણી અંતઃકરણથી જોનને વધારે ચાહતી હતી, અને મી૦ શેલબ્રુકની વાત તેઓનેજ લગતી હતી. જેવો તેણીએ પોતાના દીકરાને જોયો તેવીજ તેની તરફ તેણી દોડી ગઈ. મી૦ શેલબ્રુકની બધી વાતો એકદમ પડતી મુકીને તેવણ બોલ્યાં "મારા વહાલા દીકરા તું કેટલો બધો મોડો આવ્યો? અને મી૦ લોરન્સને મલીને કંઈ નક્કી કર્યું!"

"હા! હું તેને મળ્યો છું અને સૌ સારૂંજ થશે એમ છે!" જોને કહયું.

મીસીસ રીડલે હસીને એક ખાલી ખુરસી બતાવતાં કહયું "આવ! લીલી પાસે ખુરસી છે ત્યાં બેસ."

જ્યારે તે ખુરસી પાસે ગયો, ત્યારે મીસ લીલીએ પોતાના સદાના માયાળુ સ્વભાવે તેની તરફ જોયું. "હું ધારતી હતી કે તમે વખતસર મને કાસ્ટલ હીલમાં પોંહોચાડવા આવશો નહી." તેણી બોલી. તેણીના ચેહેરા તરફ જોતાં તે બોલ્યો "હું ઇચ્છું છું કે હું વખતસર આવ્યો છેઉં."

તેણીએ પોતાનું બોલવાનું જારી રાખ્યું, "મને મારા પીતરાઈ ફ્રેંક તરફથી આજે તાર મળ્યો છે અને તે મને જણાવે છે કે આજે અથવા કાલે તેને રજા મલશે, અને સ્કાટલંડ જાય તે પેહેલાં મારે ત્યાં એક દહાડો રહેશે, માટે મને કાસ્ટલ હીલમાં જઈ પુગવું જોઇયે, કે તેની કાંઈ વધુ ખબર મલી છે કે?" જ્યારે તેણીએ પોતાનું બોલવું પુરૂં કર્યું, ત્યારે જોનને મી૦ લોરન્સના બોલો યાદ આવ્યા, અને તેથી તેનું નામ સાંભલી જોનને બહુ અદેખાઈ લાગી.

"જ્યારે તમે જવા માંગશો, ત્યારે હું તમને લઈ જવાને ખુશી છું." તે બોલ્યો. "પણ બહુ ગરમ કપડાં પેહેરજો કેમકે બહાર બહુજ ઠંડી છે, અને ડીલ નદી સ્થીર થઈ ગઈ છે." લીલીએ હસીને કહયું "મેહેરબાની કરી પેહેલાં તમે જમી તો લેવો!" પણ જોનને ભુખ નહોતી, અને જ્યારે તેઓના મીત્ર શેલબ્રુક ગયા, કે તરતજ તેઓ બંને જણ તેણીના અતી સુંદર અને રોણકદાર ઘર તરફ ફર્યાં. કાસ્ટલ-હીલ ડીલફેર્ડથી ત્રણ માઇલને અંતરે હતું. આજે જોનના કહેવા પ્રમાણે બહુજ થંડી હતી. જે રસ્તાપરથી તેઓ જતા હતાં તે આખો રસ્તો એનરોની ડીસપર્ડે એક ગંજાવર રકમ આપી ખરીદયો હતો, કે જે એક દીવસ જોનનોજ થવાનો હતો.

આજનો દીવસ બહુજ થંડીનો હતો, અને બરફથી રસ્તો ચકમક જેવો ચલકતો હતો. ખેતરો તથા ડુંગરો બરફથી ઢંકાઈ ગયાં હતાં, અને પક્ષીઓ પાંદડાં વગરની ડાહલીઓ પર થરથર ધ્રુજતાં હતાં.

પણ એ વાત પડતી મુકી આપણે આપણી વાર્તા આગળ ચલાવીએ. મીસ લીલી થોમસનો કાકો બહુજ માયાળુ સ્વભાવનો હતો. તે હોશીયાર, બહુ પોંહોંચીલો, અને ઉદાર દીલનો માણસ હતો. તેને મરતી વેળા પણ લીલીનોજ હાથ ધર્યો હતો, અને તેથી તેનો ચેહેરો હસ્તો દીસ્તો હતો; મરતી વેળા તે કોઇનો નહીં પણ પોતાની વફાદાર સ્ત્રીનોજ વીચાર કરતો. જ્યારે તેનો જીવ આ ફાની દુનીઆમાંથી પવન પેઠે ઉડી ગયો, ત્યારે પણ તેના ચેહેરાપર દયાનો છાપ દીસ્તો હતો.

એવું માણસ જ્યારે આ ફાની દુનીયામાંથી કુચ થાય છે, ત્યારે તેની પાછળ વીલાપ કરનાર બહુજ હોય છે, તેમજ લીલી તેનો હાથ પોતાનામાં લઇને વીલાપ કરતી હતી, અને આ બનાવથી તેણીને બહુજ દુઃખ લાગ્યું હતું.

જ્યારે સર્વે માણસો તેણીની ઉદારતાની વખાણ કરતાં હતાં, ત્યારે એક જણ તેણીના ઉડાઉ ખરચથી તેની વીરૂદ્ધ હતો, અને તે કોઇજ નહીં પણ ફ્રેંક ડીસપર્ડ હતો. જે વસીયતનામું તેના કાકાએ કર્યું હતું તે વીશે ફ્રેંક ડીસપર્ડ દલગીર થયો, પણ તેથી તે કંઇ ગરીબ હાલતમાં આવી ગયો નહીં, તે ધારતો હતો કે કોઇપણ દીવસે તે લીલીનો તેમજ આ ગંજાવર મીલકતનો માલેક થશે. પણ તે પોતાના સઘળાં વીચારોમાં નીષ્ફળ થયો એવું વાંચનારે જોયું હશે!

જોનની ગરીબ હાલત તરફ જોઇનેજ લીલી તેની સાથે અદરાઇ.

હવે આપણે જોન અને લીલી તરફ ફરીશું, જેઓ કાસ્ટલ હીલની લગભગ નજદીક આવી પોહોંચ્યાં હતાં; આ ઉંચો મેહેલ લીલાં ઝાડોંથી ઢંકાઈ જઇ બહુ સુંદર દેખાવ દેતો હતો, અને એક મોટી વળાણ લઇને ગાડીઓ મોટાં સુંદર ઝાડોની વચમાં થઇ દરવાજા આગળ ઉભી રેહેતી હતી. આ મેહેલ ડીલ નદી પાસે હોવાને લીધે બહુજ સુંદર લાગતો હતો. બંને તરફની ભીત ઉપર ઘણી જાતના વેલાઓ ચઢી ગયા હતા, અને તરેહ તરેહના ફુલોથી તે વેલાઓ ભરપુર દીસતા હતા.

આં મેહેલ બંધાવ્યા પછી એનટોની ડીસપર્ડે એક સુંદર સંગેમરમરના પથ્થરનો પુલ નદી ઉપર ફરવાને માટે બંધાવ્યોં હતો. આ બંને જણા પુલપરથી પસાર થતાં હતાં, ત્યારે તેઓએ થોડાંક માણસો પોતાનાં ઢોરો માટે બરફ તોડતાં જોયાં. શીયાલાના દીવસમાં ડીલ નદીને ભરતી આવતી હતી, ત્યારે તેનું પાણી મોટા મોટા મોજાઓના સપાટાથી પુલની કમાનમાંથી અંદર આવતું હતું, પણ હાલમાં તે નદી થીર થઈ ગયલી હતી.

"લીલી આપણે કાલે બરફની ઉપર ચાલતાં ફરવાં જઇશું!" જોને કહયું

"પણ મને બરફપર બીલકુલ ચાલતાં આવડતુંજ નથી, તમે વીસરી ગયા કે હું હિન્દુસ્થાનમાં મોટી થઇ હતી?"

તેઓ આ વાત કરતાં હતાં તેટલામાં તે મેહેલનો દરવાજો આવ્યો. તે મેહેલની રખેવાલ દરવાજો ઉઘાડવા દોડી આવી, અને તેણીએ હસીને મીસ લીલીને આવકાર દીધો. લીલી હમેશાં સઘળાં સાથે માયાળુ હતી.

જેવાં તેઓ મેહેલ આગળ આવી પોંહચ્યાં, તેવોજ એક ઉંચો પતલો ગ્રહસ્થ તેઓ તરફ આવ્યો.

"અરે! ફ્રેંક તો અહીંજ છે!" લીલી બોલી. જોને તરતજ ઘોડાને ઉભા કર્યા, અને ફ્રેંક હસ્તો, હસ્તો, લીલી તરફ ગયો અને ઉતરવાને માટે હાથ આપ્યો.

"લીલી! તું મને અહીં એકાએક આવેલો જોઈ તાજુબ થશે ખરી? પણ મારૂ લશકર અહીંથી બહુ જલદીથી ઉપડી જનાર છે, અને હું બે દીવસની રજા લઇ અહીં આવ્યો છું, પણ જ્યારે હું અહીં આવ્યો ત્યારે મને માલમ પડયું કે તું ઘરમા નહોતી તોપણ હું ધારૂં છું કે તું મને કાઢી નહીં મેલશે?" તેણે હસીને કહયું.

લીલીએ હસીને કહયું "હું મારા મીત્રને ત્યાં ડીલફોર્ડ થોડા દીવસ રેહેવા માટે ગઇ હતી. ફ્રેંક! હું ધારૂં છું કે તમેબી જોન રીડલને ઓળખતા હશો?" આ બોલતાં તેણીએ જોન સાથે ઓળખાણ કરાવી.

"અલબત હું એવોને ઓળખું છું! અને મેં એમને કોઈ ઠેકાણે જોયલા પણ છે," એમ બોલી તેણે પોતાનો હાથ (સેકહેન્ડ) વાસ્તે લંબાવીયો. તે ત્રીસ વરસની ઉમરનો સારા સ્વભાવનો, ઉંચો, બળવાન હતો. પણ આટલી નાની વયમાં તે કમનસીબે જરા બેહેરો હતો. અને હમણાં તે ગાડીને ટેકીને લીલી તરફ જોતો ઉભો રહી બોલીયો "મીસ લીલી તું કેમ છે?" તે હમેશાં તેણીને 'લીલી' ને નામે તેડતો હતો, કેમ જે આ નામ તેણીના કાકા એનટોની ડીસપર્ડે લાડથી પાડીલું હતું, પણ તેણીનું ખરૂં નામ તો એલીસ હતું! અને જ્યાં સુધી તેણીનો કાકો જીવતો હતો, ત્યાં સુધી તેઓ બંને સાથેજ રેહેતા હતા. તે ગાદી ઉપર અટેલાઇને વીચાર કરતો હતો કે, કાસ્ટલ હીલ કેવું સુંદર મકાન છે? અને તે કદી એમ વીચાર કરતો નહોતો કે પોતાની જીંદગી નોકરી મુકી દઇને કાસ્ટલ હીલમાં ગુજારે! તે પોતાનો ધંધો બહુ પસંદ કરતો હતો.———લડાઇમાં જઈ આવ્યા પછી તેનો સ્વભાવ બહુ ચીરડાક બની ગયો હતો. અને ઘણું કરીને તે કોઇને મલતો નહોતો, પણ લીલીની વારંવાર આવીને ભેટ લેતો હતો, અને આજે તેણીને બીજા સાથે ફરતાં જોઈ તે દલગીર થયો, તોપણ તેની દલગીરી તેનાં મોહડાં પરથી જણાતી નહોતી. તે જોન સાથે સદા સભ્ય અને મનમેલાપી હતો. હમણાં તે હસ્તો મેં લીલી તથા જોન સાથે ધીરે ધીરે ચાલતો ઘર જવા નીકળ્યો. લીલી તેઓને પોતાના માનીતા લાઇબ્રેરીના ઓરડામાં લઈ ગઈ, અને જ્યારે ફ્રેંક ત્યાં ગયો, ત્યારે બહુ ખુશીથી ચોતરફ નજર ફેરવી.

"લીલી તારાં ઘરમાં કેવાં સુંદર ભોંયરાંઓ છે!" ફ્રેંક બોલ્યો. "ખરેજ ઘણાં સારાં છે." તેણીએ કહયું. "પણ ફ્રેંક મારી સુંદર ચોપડીઓ તમે જોઈ છે?"

"લીલી તમારી પાસે કોઈ કોઈ ચોપડીઓ બહુજ સારી છે!" જોને ચોપડીઓ તરફ જોતાં કહયું, જેનાં પુઠાંઓ સફેદ સાતીનનાં હતાં, અને ઉપર સુનાના વરખની નકસી કાઢેલી હતી. મી૦ જોને જ્યારે લીલી સાથે બોલવા માંડયું, ત્યારે મી૦ ડીસપર્ડને તેના બોલો અણગમતા લાગા, અને કાંઇક આનાકાની સાથે હવે પછી મી૦ જોન શું બોલશે તે સાંભળવાને તેની તરફ ગયો.

લીલીએ ચા માટે ઘંટ વગાડયો, અને તે બે ગ્રહસ્થો ડાઇનીંગ રૂમ તરફ ફર્યા. પછી તે બંનેને ત્યાંજ રાખીને પોતે ઘર સંભાળનારી સાથે વાત કરવા ગઈ.

જ્યારે તેણી પાછી ફરી, ત્યારે જોને પોતાના ઘડયાલમાં જોયું અને કહયું કે, "જો તમુને પાછું ડીલફોર્ડ તરફ આવવું હોય તો ચાલો! નહી તો મોડું થશે!" પાછું તેઓ શું બોલતાં હતાં તે સાંભળવાને એકદમ મી૦ ડીસપર્ડે આવ્યો.

"શું લીલી તું પાછી ડીલફોર્ડ તરફ જવાની છે? હું ધારૂં છું કે તું મને મુકી તો જશેજ નહી."

ફ્રેંક મને જવું જોઇએ! કેમજે મેં મીસીસ રીડલને વચન આપ્યું છે કે હું પાછી ફરીશ, અને તેઓ મારી વાત જોતાં હશે, તેથી હું તેમને નારાજ કરી શકતી નથી—પણ મારી ખાત્રી છે કે—"

આ તેણીના અધુરા બોલોનો ભેદ જોન સમજી ગયો "કેપટન ડીસપર્ડ. તમો અમારી સાથે કાલે રાતે જમશો તો અમો બધાં તમારી હાજરીથી બહુજ ખુશી થઇશું, અને જો મીસ લીલી પાછાં નહીં આવશે, તો મારી મા બહુજ દલગીર થશે." તે બોલ્યો.

કેપટન ડીસપર્ડ બોલ્યો "મોટી મેહેરબાની થઈ! હું બહુજ ખુશીથી તમારે ત્યાં કાલે આવીશ, પણ મેહેરબાની કરી મને જણાવશો કે કેટલે વાગે હું આવું!"

"અમે આઠ વાગે જમીએ છીએ," જોન બોલ્યો "હું જરા ઘોડાઓને જોવા જાઉં છું, તેટલાં તમે તૈયાર થાવો, અને પછી મને બોલાવજો." થોડા વખત રહીને પછી તે ઘોડા જોવા ગયો, ત્યારે ફ્રેંક અને લીલી એકલાં પડયાં.

લીલી પોતાના પીત્રાઈ આગળ જઇ મોટેથી બોલી "ફ્રેંક મારેથી અહીં નહી રેહેવાયું માટે તમે ગુસ્સે થતા ના—પણ—તમે જાણુતા તો હશો કે હું જોન સાથે અદરાઇ છું." આ શબ્દ સાંભળતાંજ કેપટન ડીસપર્ડ ફીક્કો પડી ગયો, પણ થોડા વખત તે કંઇ બોલ્યો નહીં.

"શું પેલા માણસ સાથે?" તેણે તીરસ્કાર બતાવી કહ્યું.

"હું એવોને બહુ લાંબો વખત થયો ઓળખું છું," તેણી કાંપતાં અસરકારક રૂપે બોલી, અને પાછી થોડોક વખત તેઓમાં ચુપકીદી પથરાઇ, પણ પછી જુદીજ રૂપમાં ફ્રેંકે બોલવા માંડયું. "વારૂ મારી વ્હાલી જેમ તારી મરજી." તે બોલ્યો.

"હું આશા રાખું છું કે તમો તેને ચાહશો!" તેના નરમ સ્વભાવથી તેણી વધુ છુટ લઇને બોલવા લાગી.

"અલબત! હું તેને ચાહીશ! લીલી!" કેપટન ડીસપર્ડ બોલ્યો. "પણ હું ધારૂં છું કે સેતારો લાયકનો નથી."

લીલી બહુ ગુસ્સામાં એકદમ બોલી ઉઠી "તું એમ બોલવાને તારી હીમત કેમ ચલાવે છે ફ્રેંક?"

"એમાં તો કંઇ શક નથી મારી વ્હાલી! પણ ચાલ મી૦ જોનને હવે વધુવાર ઉભો રાખવો નહીં જોઇએ!" તેણે મશ્કેરીમાં કહ્યું, અને પછી ગાડીમાં લીલીને જોનની સોડે બેસાડીને તેઓથી તે છુટો પડયો, પણ તેઓ પાછાં ડીલફોર્ડ તરફ ગયાં એ વાત ફ્રેંકને ગમી નહી.

[ સાંધણ છે. ] ગુલબાઈ ખુરશેદજી ભુજવાળા.

**સચ્ચાઈ માટે** પરપુછ કરવા કરતાં એક ખોટો ખુમારો માનવો વધારે સેહેલ છે.

**દોલત** એ નબલું લંગર છે, અને કીર્તી માણસને આસરો આપતી નથી; ઇશ્વરનો કાયદો છે, કે નેકીજ ફકત મક્કમ રહે છે, અને તોફાનથી હીલી શકતી નથી.

**સંતોષ** એક મોટી કીમતનું મોતી છે, અને જે કોઇ દશ હજાર ઈચ્છાઓને ખરચે તે મેળવે છે, તે એક ડહાપણ ભરી અને સુખી ખરીદી કરે છે.



# ઝાડપાણ અને તેમનો વધારો.

## પ્રકરણ ૨ જું.

### ગરમ દેશના રોપાઓ.



આ પણા બાગો, ખેતરો અને ઝાડીઓમાંના ઝાડપાણ, મુળ્યાં, થડ, અને પાતરાંનાં થયલાં હોય છે, અને ચોક્કસ રૂતુઓમાં તેમની ઉપર ફુલ અને ફલ થાય છે; તે પછી તે ફુલમાં બીયાં પાકે છે. ઝાડપાનનો વધવાનો આધાર તેના મુળ; થડ, અને પાતરાં ઉપર રહે છે, અને તેને તેમના અવયવો કહે છે. ફુલો ઝાડને ઉછેરવાનાં કામમાં કશો ભાગ લઈ શકતાં નથી. તેમનું મુખ્ય કામ તો બીયાં બનાવવાનું છે, અને તે બીયાંમાંથી પાછલથી તેજ જાતનાં નવાં ઝાડો ઉગે છે, અને તેથી તેને (ફુલોને) ઓલાદ વધારનાર અવયવ કહે છે.

### ૧. ઝાડપાણના અવયવો.

૧—મુળ્યાં ઝાડનો એક ભાગ છે, અને તે જમીનની અંદર થાય છે. મુળ્યાંની આસપાસ ઘણાક ફાંટા નીકળેલા હોય છે, અને તે ફાંટા જમીનમાંથી ઝાડને માટે ખોરાક (જુદી જુદી જાતના ખાર) ચુસી લે છે. ખરાં મુળ્યાં જે જમીનની અંદર થાય છે, તેને છાલ કે ગર જેવું કશું હોતું નથી, ને તેની ઉપર પાદડાં પણ કદી થતાં નથી.

૨—પાદડાં એ ઝાડનો ભાગ છે, અને તે ઘણાં ખરાં પોહોળાં ને પતલાં હોય છે, અને તેને એક દાંડી હોય છે. પાદડાં ઝાડને માટે ખોરાક (કારબોનીક આસીડ ગ્યાસ વીગેરે) ચુસે છે અને તે તથા મુળ્યાં ચુસેલો ખોરાક ઝાડમાં ફેલાવે છે.

### ૨. ઝાડપાણની ઓલાદ વધારનારા અવયવો.

ફુલની આસપાસ બે પડ હોય છે, અને એક આખું ફુલ આ બે પડથી ઢંકાયલું હોય છે, તેમાંનું બાહેરનું પડ જાડું ને લીલું હોય છે, અને અંદરનું પડ પતલું ને ઘણું ખરૂં જુદા જુદા રંગનું હોય છે. આ પડની અંદર ફુલના બીજા ભાગો હોય છે.

ફુલ જ્યાં સુધી બીડાયલું (કલી) હોય છે, ત્યાં સુધી આ અંદરના ભાગો બાહેરના ભાગોથી ઢંકાયલા રહે છે, અને તેથી તે બાહેરનાં પડોને ફુલનાં ઢાંકણ કહે છે.

ફુલના અંદરના ભાગને ફુલની મુખ્ય ઈંદ્રીઓ કહે છે, કેમકે તે ફુલનાં કામનો (બીયાં બનાવવાના કામનો) મુખ્ય ભાગ બજાવે છે. ફુલની અંદર દોરા જેવા લાંબા રેસા.

અને તેની અંદર દાણા જેવી ચીજ હોય છે. એ ચીજ તે કોથલી છે અને તેની અંદર કાંઈ ભુકી હોય છે.

ફુલના છેક મધ્ય ભાગમાં બીજી ઈંદ્રી હોય છે, તેના ત્રણ ભાગ કીધેલા હોય છે. એક તળ્યેના ભાગને બીયાંની કોથલી કહે છે, કેમકે તેમાં બીયાં થાય છે, ત્યાર પછી તેની ઉપર લાંબી પતલી નળી હોય છે, અને તેને છેડે (છેક ઉપર) ચપટો જેવો ને ચીકણો ભાગ હોય છે.

આ (ઉપર કહ્યા તે) સઘળા ભાગો ઘણાં ખરાં ફુલોમાં હોય છે, પણ કેટલાંક ફુલોમાં એ બધા ભાગ નથીબી હોતા. કોઈ ફુલને બેને બદલે એકજ પડ હોય છે, ને કોઇને વળી એકબી નથી હોતું. કેટલાંક ફુલોમાં પતલા રેસા હોતા નથી, ને કોઈ ફુલોમાં પતલી નળી હોતી નથી, પણ રેસાની ઉપરની કોથલી, બીયાંની કોથલી અને ચપટો ભાગ ફુલના મુખ્ય ભાગો છે, અને તેથી તે ભાગ ઘણા ખરા ફુલમાં હોય છે, પણ કોઈ વેળાએ એક ઝાડનાં ફુલમાં રેસાજ હોય છે, ને બીજાં ઝાંડનાં ફુલમાં ચપટો ભાગજ હોય છે.

ફ્રૂટ—ફુલના નીચલા ભાગમાં બીયાંની કોથલી હોય છે, અને તેની અંદરના ઝીણા દાણા પાકટ થાય છે, ત્યારે તેને બીયાં કહે છે, જ્યારે બીયાં પાકટ થાય છે, ત્યારે તે કોથલીને ફ્રૂટ કહે છે.

બીયાંમાં ત્રણ ચીજ હોય છે, ઉપરનું કોટલું અને અંદરનો માવો, અને માવાની અંદરનો ભાગ તે નાનો રોપો હોય છે. જો એક દાલના દાણાને પાણીમાં બીજવી રાખશો તો તેની ઉપરની પતલી ચામડી (કોટલું) સેહેલથી નીકલી જશે, ને અંદરનો માવો દેખાશે, અને તેની અંદરનો ભાગ તે નાનો રોપો તે જયાં સુધી તેને રોપે છે, ત્યાં સુધી એમનો એમ જલવાઈ રહે છે. બી રોપ્યા પછી તેનો પીલો ફુટે છે, ત્યારે તે માવો ખોરાક તરીકે કામ લાગે છે.

દરેક બીયાંની અંદરના નાના છોડના ત્રણ ભાગ હોય છે, મુળ્યું, થડ ને પાદડાં. કેટલાંક છોડને આ પાદડાં બે, કેટલાકને એક, ને કોઇને વળી ઘણાંથી હોય છે, પાપરીની જાતનાં બીયાંમાં આ પાદડાં મોટાં ને માવાદાર હોય છે, એ માવો તે પાદડાંની અંદર કે બાહેર રહે છે, ને તેને ઉગતી વખતે ખોરાક તરીકે કામ આવે છે. S.

એક પ્યારથી ભરેલું દીલ ખુશાળીથી ભરેલી જીંદગી બનાવે છે.

એકદમ મેળવેલી દોલત ઘટી જાય છે; પણ ધીમે ધીમે હાથથી મેળવેલી દોલત વધે છે.

ખરૂં છુટાપણું આપણા પોતાના હકો ભોગવવામાં સમાયલું છે, નહીં કે બીજાના હકોનો નાશ કરવામાં.

ફાયદો મેળવ્યા વગર વાંચવું તદન નકામું છે.

જેઓ કામમાં રોકાયલાં હોય છે, તેઓની વચમાં દાખલ થવાને શેહેતાનને ઘણી મુશ્કેલી પડે છે.



# લેડી જેન ગ્રે.



ઈતિહાસની પ્રખ્યાત બાનુંઓમાં લેડી જેન ગ્રે જેવું કોઈનું પણ નામ પવીત્ર થવા પામ્યું હશે નહીં. તેણી અતિ ભલી, નરમ, સાલેસ, શરમાલ અને ધર્મ ઉપર મજબુટ એકીન ધરાવનારી હતી.

"જાણીતી રાણી "મેરી સ્કોટ" અને "મારગ્રેટ એનજો" ની કાહાણી વાંચી આપણને તેઓની કમનસીબી પર દયા છુટે છે, પણ લેડી જેન ગ્રે તેથી વધુ દયાને પાત્ર છે. તેણી એટલી ભલી, નર્મ અને સાંલેસ હતી, કે તેણીની સારી ચાલચલણનો ધડો લેવા કોઈ પણ રાજી થાય.

લેડી જેન ગ્રે ડોરસેટનાં માર્કવીસ અને સફોકનાં ડયુક હેનરી ગ્રેની વડી બેટી થતી હતી. તેણીની માતા ફ્રાનસીસ બ્રાનડન તે ચાર્લસ બ્રાનડન ડયુક ઓફ સફોકની વડી બેટી હતી. અને તેણીની માતા તે લેડી જેનની મમાઈ (કે જેણી તરફથી લેડી જેનને ઈંગ્લંડનું રાજવંશી લોહી વારસામાં મળ્યું હતું) મેરી ફ્રાનસનાં બારમા લુઇસની ડાવેજર રાણી અને ઈંગ્લંડનાં રાજા સાતમા હેનરીની નહાની બેટી થતી હતી.

લેડી જેન એક સાદી અને બીન લોભી બાનું હતી, તોપણ તેણીને તરેહવાર શીખવાનો લોભ હોય એમ માનવામાં આવે છે. તેણી લાટીન, ગ્રીક, હીબ્રુ, ચાલ્ડી, એરેબીક, અને ફ્રેન્ચ એટલી ભાષા ઘણી સરસ રીતે જાણતી હતી. મ્યુઝીક અને ભરત કામથી તેણી પુરતી માહીતગાર હતી. એકવર્ડ છટાને તેણી પોતાની અક્કલ હુશીયારીથી ઓળંગી ગઇ હતી એમ જણાય છે.

બાળકોને માર અને ધમકીથી શીખવવાનાં ગુણ જેમ ઘણાં માબાપો ધરાવે છે, તેમ તેણીનાં માત પીતા પણ ધરાવતાં હતાં. તેઓ તેણીપર ઘણાં સખત હતાં. તેણી ઘણી વાર તેઓની ભપકાદાર હાજરીથી દુર થઇ એકાંતમાં પોતાનાં ઓરડામાં ભરાઈ અભ્યાસ કરતી. અનેકવાર જયારે તેણીનાં ઘરનાંઓ મેદાનમાં જઈ શીકારની મજાહ મેલવતાં, ત્યારે તેણી પોતાનાં ઓરડામાં બેશી નીતિમાન ચોપડીઓ વાંચતી જણાઇ આવી હતી.

એક વખત એક પવીત્ર પાદરી તેણીની મુલાકાતે ગયો. જયારે લેડી જેન ગ્રે "પ્લેટો"નું પુસ્તક વાંચવામાં ગુંતાઈ હતી, અને તેણીનાં વહાલાંઓ જંગલે શીકાર મારવા ગયાં હતાં., આ જોઈ તે પવીત્ર ગુરૂએ તેણીની જવાનીનો વિચાર

કરતાં પુછ્યું કે તેણી શિકારની મજાહ છોડી દઇ, શા વાસ્તે તેવાં ગંભીર પુસ્તકમાં નહાનું માથું દુઃખવતી હતી?

"મને જેટલી આ પુસ્તક વાંચવાથી મજાહ મલે છે, તેમાંની પા હીસ્સો પણ જો શીકારમાં મને મજાહ લાગતી હતે, તો હું શીકાર મારવા જતે," તેણીએ જવાબ દીધો "અફશોસ કે તેઓ ખરી મજાહ ઘરમાં હોવા છતાં બહાર ભટકેછ."

"અને મારાં જવાન બાનું પ્લેટોની ઊંડી ફિલસુફી તમો કેમ સમજવા લાગ્યાં?" પાદરીએ મનથી તેણીનાં વખાણ કરતાં પુછ્યું. "બાનું, એ પુસ્તકની મજાહ કોઇ ઓરતો તો શું પણ મરદો વકીફ સમજતા નથી."

"તેનું કારણ છે. એ લાભ મેળવતાં મને લાભ મહોટો એજ છે, કે તે પરવરદેગારે મને સખ્ત સ્વભાવનાં માત પીતા આપ્યાં છે. અને નર્મ સ્વભાવનો માસ્તર બખસ્યો છે. જો હું મારાં માતપીતાની હાજરીમાં બોલતાં, મુંગી બેસતાં, ચાલતાં, વાંચતાં, લખતાં, ખાતાં, પીતાં, બજાવતાં, ગાતાં, યા દરેકે દરેક બાબદમાં જરાબી ચુકી, તો તેઓ મારીપર ટાણાંનો વરસાદ અને કેટલીક વેળા થોડો ઘણો માર પણ તોડી પાડે છે. દરેક ચીજ બસ મારે મારાં મા બાપની રૂબરૂ બરાબર વગર ચુકે ખોદાએ જેમ પેદા કીધી છે તેમ કરવી જોઇયે. જો હું મારા માસ્તર મી૦ એલ્મર પાસ જાઉં છું, તો તેવન એટલા નર્મ છે કે મને તેવન જે કહે છે તે બધું તરત ભેજામાં ઉતરે છે. શીખવામાં મારો વખત એટલો સરસ જાય છે, કે જેથી મને ચોપડીઓ સાથ ઘણી સારી દોસ્તી બંધાઇ છે. અને તેઓ વિનાં મને ચાલતું નથી."

જ્યારે તેણી ઊમરની થઈ ત્યારે તેણીને મરજી ઉપ્રાંત એકાંતપણું છોડવું પડયું.

ડયુક ઓફ નોરધમબરલેન્ડ એક હીમતવાન પણ અતિ લોભી એકલપેટો, અને મક્રમ ખવાસનો પુરૂષ રાજા એડવર્ડ છઠ્ઠાની દરબારમાં હતો. તેનો લોભ ઉસકેરાયો કે પોતાનાં ખાનદાનને ઈંગ્લંડની રાજ ગાદીઓનાં કુટુંબ સાથ જોડવું. આથી તે ફિતુરી શખ્શે ઈંગ્લંડનાં જવાન રાજા છઠ્ઠા એડવર્ડને પોતા તરફ જીતી લીધો અને તેને સમજાવ્યો કે પોતાંની બન્ને બેહનો મેરી અને ઇલીઝાબેથને રાજ ગાદીનાં હકમાંથી રદ બાતલ કરી લેડી જેન ગ્રેને તખ્તની વારેસ ઠેરવવી. આપણે જાણ્યે છીયે કે. લેડી જેન ગ્રે પોતાની મમાઈ તરફથી ઈંગ્લંડની ગાદીપર હક ધરાવતી હતી; તોપણ મેરી અને ઇલીઝાબેથ કરતાં વધુ હક તેણીને હતો નહી. ભલી અને સદગુણી જેનને પોતા પાછલ ગાદીનો હક આપવાને એડવર્ડ છઠ્ઠાને આનાકાની થઈ નહી, જેથી ડયુક ઓફ નોર્ધમબરલેન્ડે પોતાનાં ચોથા બેટા ગીલફર્ડ ડડલી સાથ જેનને પરણાવવાનો વિચાર કીધો, અને તેમાં તે ફાવ્યો. આ અપસુકન ભર્યાં લગ્ન ૧૫૫૩ નાં મે માસમાં [illegible] મલ [illegible] એડવર્ડ [illegible] એ [illegible] પાછલ [illegible] નીની

વારેસ જેનને ઠેરવી. તેણીનાં લગન બાદ એડવર્ડ રાજા જવાન વયે બે માસમાંજ મરણ પામ્યો.

લેડી જેનને તુરત તેણીનાં ફિતુરી સસરા ડયુક ઓફ નોર્ધમબરલેંડે વાકેફ કીધી, કે તેણીનાં સગા એડવર્ડ છઠ્ઠા એ તેણીને રાજગાદીની વારેસ ઠેરવી છે, જેથી હવે તેણી ઈંગ્લંડની રાણી થઇ છે. આટલી ખબરથી જેન જેટલી અજબ તેટલીજ દુઃખી પી થઇ, આપણ જાણયે છીયે તેમ લેડી જેન લોભી યા હક દુબાડે તેમાંની હતી નહીં. તેણી તે સાંભલતાંજ અજાયબી અને દુઃખથી થોડોવાર થંબ થઇ ઉભી. તેણીએ જવાબમાં જણાવ્યું, જે શાહજાદી મેરી કરતાં તેણી જરાબી વધુ હક ઈંગ્લંડની ગાદી પર ધરાવતી ન હતી, અને મેરીનાં હાથમાંથી તેણીનાં હકની રાજગાદીની લગામ ઝુટી લેવાને પણ તેણી બિલકુલ રાજી નથી. તે ભલાં દીલની બાનુંનાં સાચાં વચનોને માને કોણ? તેણીનાં સગાંઓ અને માત પીતાએ તેમજ સસરાએ તેણીપર ઘણું દબાણ કરી તેણીને તે ગાદીની વારેસનો હક કબુલ રાખવા કહયું. તેણીનું તેઓ સામે કાંઇજ ચાલ્યું નહીં કેમ ચાલે? ઈંગ્લંડની રાજગાદી સાથ પોતાનાં કુટુંબને જોડવા જ્યાં પેસો તલપી રહેલો તેણીનો સસરો ડયુક ઓફ નોર્ધમબરલેન્ડજ તેણી ઉપર જબરી કરતો!

લેડી જેન ઈંગ્લંડની ગાદી કબુલવાને બીહધી, કમકમી. તેમ કરવાથી તેણી ખુદાની ગુનેહગાર કહેવાશે. કોઇનો માલ ખુંચવી લેવો એનાં જેવો મહોટો ગુનાહ તેણી બીજો કોઇ માનતી નહી. તેણી નારાજ થઇ ગઇ. તેણીનાં કરડા સસરા આગલ તેણીનું કાંઈ ચાલ્યું નહી. અંતે તેણીએ અતિ નારાજી સાથ ઈંગ્લંડની રાજગાદી કબુલી. તેણીને ધામધુમથી ગાદીપર બેસાડવામાં આવી.

લેડી જેન ગ્રે ઈંગ્લંડની રાજકરતી થઇ, તેણીની સાથની શાહદીથી તેણીનો ધણી ગીલફર્ડ ડડલી પણ રાજ તરફ અતલગનો હક ધરાવવા લાગો. દીકરાથી બાપ ડયુક ઓફ નોર્ધમબરલેન્ડ પણ રાજ તરફ સગપણ ધરાવવા લાગો. તેણીને હસ્તક સર્વે ટાવરની ચાવીઓ સોંપવામાં આવી.

આ તરફ રાજા છઠ્ઠા એડવર્ડની બેહન મેરી પોતાનો હક ભુલે તેમાંની હતી નહી. તે સાંકડા મગજની નબલી તબીયતની પણ અતી અદેખી ઓરતે લેડી જેનને પોતાનું રાજપદ છીનવી લેવા માટે ગરદન મરાવવાનો કસદ કીધો. સફોકનાં આદમીઓ અને પોતાનાં સગાંઓને ઉશકેરીને મેરીએ લેડી જેન સામે ઉભાં કીધાં. પલમાં મામલો ઉલટાઇ જશે એવું જોઇને ડયુક ઓફ નોર્ધમબરલેન્ડ પોતાની થોડા વખતની મોટાઇ અને સવા પોહોરની પાદશાહી તરફથી ફરી બેઠો. તેણે લેડી જેનને કાંઈ પણ સારી સલાહ આપી નહી. ગરીબ લેડી જેન તેણીએ રાજયપદ મેલવવા કશું કીધું ન હતું, તેમજ હવે છોડી જવા પણ તેણી કાંઇ કરવા માંગતી હતી નહી. મામલો ધાસ્તી ભર્યો થયલો જોઇ, તેનાં [illegible] તે[illegible]ને રાજગાદી [illegible] રી [illegible] ી રે માં

ક્ષાવાં માટે સમજણ આપી. લેડી જેને એટે બોલે તખ્ત .થી ઉતરતાં પોતાનાં પીતાને કહ્યું, "તખ્ત છોડી જ- ની ખબરથી હું જેટલી ખુશી થઇ છું, પીતાજી, એટલી શી તે મેલવતાં મને ઉપજી હતી નહીં; એ ફક્ટ મેં મારાં અને માતાજી તેમજ બીજાં સગાંઓનાં દબાણથી બુલ રાખી હતી."

હવે રાણી મેરી ગાદી પર આવી. તેણી ઇંગ્લંડની પેલી ણીતી રાણી ઇલીઝાબેથની બેહન હતી. જેવી મેરી રાણી / કે તુરત તેણીએ લેડી જેન અને તેણીનાં ખાવીંદ ગી- ડ્ડે ડડલીને રાજ સામે ફિતુર કરવાનો વાંક મુકી ટા- .માં પુરયાં.

ગરીબ બચારી લેડી જેન તેણીને જેવી ટાવરમાં પુરવા- . આવી, કે તે બેગુનાહ બાનુંએ રાત અને દહાડો ધર્મનાં સ્તકો વાંચવા માંડયા.

તેણીએ બંદગી કરીને ઇચ્છતી કે "ઓ ખોદા તું જાણેછે ન મેરીનો હક છીનવી લેવાને મેં કાંઇબી કીધું હતું હીં, મેં મારાં સગાંઓનાં દબાણથી ગાદી કબુલી હતી. તાં જો હું ગુનેહગાર હોતું તો મને માફ કરજે."

રાણી મેરી જે પંથ પાલતી તે જેન પાલતી ન હતી. ી જેન રોમન કેથલીક પંથ પાલતી હતી. આથી મેરીએ નની નાદાન વયપર દયા બતાવી તેણીને કહેવાડયું, કે તેણી મેરીનો પંથ પાલવા કબુલે, તો તેણી તેઓ બંનેને સીની સજામાંથી મોકલાં કરે. લેડી જેન પોતાનાં પંથ . મજબુટ એકીન ધરાવનારી હતી. તેણીએ વિચાર્યું કે તેણી કદાચ મેરીનો પંથ કબુલશે, તો પછી બીજાં સર્વે કો પણ તે પંથ પરથી દીલ ઉતારશે. તેઓ વિચારશે કે ારે લેડી જેન જેવી એક ઓરત મક્કમ વિચારની અને જબુટ એકીનવાલી હોવા છતાં રોમન કેથલીક પંથ છોડી / બીજા પંથમાં ગઇ છે, ત્યારે તેણીને કાંઇ પણ તે પંથ- વધુ એકીન મળેલું હોવું જોઇયે. જેને વિચાર્યું કે ા પરથી એકીન ઉતારીને જીવવાનાં કરતાં તેની પર એ- ન સાબુત રાખી મરવામાં વધુ સવાબ છે. તે મક્કમ ાની બાનુંએ રાણી મેરીની માંગણી ના પાડી."

તે નાશકારક દીન આવ્યો, કે જે દીને લેડી જેનને રા- . મેરીએ ગરદન મરાવામાં જરા પણ દયા બતાવી નહીં. ારે તેણી ગરદન મારવાની જગ્યાપર જતી હતી, ત્યારે ણીને અરધે રસ્તે તેણીનાં જવાન ખાવીંદ ગીલફર્ડ ડડ- નું ગરદન મારેલું શરીર અને ધડ દેખાયું. તે દેખાવ . લેડી જેને હજારો આંશુંઓ વર્સાવ્યાં.

ગરદન મારવાની જગ્યા પર જઇ લાગતાં તેણીને મરતી વાને જે સખ્યાબંધ લોક ભેગું થયું હતું, તેઓ તરફ ાે નમીને તેણીએ ખુલ્લા અવાજે કહયું.

"ઉમરાવો અને બીજા જાતભાઇઓ, જે ગુનાહ માટે ાે આજે રાણી મેરી ગરદન મરાવેછે, તે ગુનાહ માટે હું ને તકસીરવાર છું. મેં રાજ ગાદી મેલવવાને કશું ફિતુર કીધું હતું નહીં. ફક્ટ દબાણથીજ મેં તે રાજગાદી કબુલી હતી. હું ખુશી છું કે મારા પરવરદેગાર પાસ હું તદન પવીત્ર અને બેગુનાહ જાઉંછું. મરવા પેહલાં હું સર્વેને કહું છું કે મારે ખાતર, મારા જીવનાં છુટકારાને ખાતર બંદગી કરો. ધર્મ પર મને મજબુટ એકીન છે. મરતાંબી તે એકીન હું છોડતી નથી."

ત્યાર બાદ તેણીએ પોતાની દાસી મીસીસ એલનને પો- તાન ગ્લવસ અને રોમાલ આપ્યાં ટાવરનાં કાનસ્ટેબલને તેણીએ પોતાની એક ચોપડી આપી, જેમાં તેણીએ પોતાનાં ખાવીંદ વીશે લખ્યું હતું:—"માણસાઇ ઇનસાફ તેની વિરૂધ હતો, પણ ખોદા તેનાં રૂહ અને જીવને પુરતો બદલો આપે." પોતા માટે તેણીએ લખ્યું હતું, કે જો કે તેણી પોતાને બેગુનાહ માનેછે, તોપણ જો તેણીને તે વાંકને માંટે તકસીર- વાર ઠેડાવવામાં આવે, તો તેણીની નાદાન્યત અને જવાની- નો વાંક કહેવાશે, જેથી તેણી ઇચ્છે છે કે ખોદા અને સર્વે તેણીને એ બહાનાથી માફ કરે."

આંખને પાટો બાંધવામાં આવ્યો, અને—"ઓ ખોદા, તારા પવીત્ર ઇનસાફને હું મારૂં રૂહ સપુર્દ કરૂં છું" નાં બોલ સાથ લેડી જેન આ દગાખોર દુન્યામાંથી ચાલતી થઇ. ૧૫૫૪ ની બારમી ફેબરવારીને દીને લેડી જેન ગ્રેએ પોતાની નહાની જીંદગી ખતમ કીધી. તેણીને માટે ગમ કરનાર અને તેણીનાં સદગુણો પીછાણનાર ઘણાં હતાં. તેણી બચ્ચાં જેવી નિરદોષતા, અને બુઝરગી જેવી દાનાઇ ધરા- વતી. અને એ બધું અટાર વર્ષની ટુંક મુદતમાં તેણીએ પુરૂં કીધું. અટાર વર્ષની ઉગતી કલી! શાહાજાદીના જન્મે જન્મી, ફિલસુફો જેવી ઉંડી વીદયા હાંસલ કરી, ફીરેસ્તાઇ પવીત્ર જીંદગી ગુજારી, તોપણ એક તુચ્છ ઠીમડાં ઉપર મા બાપ અને સગાં વહાલાઓનાં લોભને ખાતર અને ધર્મ પરનાં સાચાં એકીનને ખાતર તેણી મુઇ, અને આજ સુધી લેડી જેન ગ્રે જેવું એકબીજન લોભી સગાંઓથી નાશ પામ્યું નથી. નહાની અટાર વર્ષની ઉમરે ભલી, સાચી, ધર્મી, નર્મ, લેડી જેન ગ્રેને ટીમડાંનું મહોત લાયક નહતું.

મેહરબાનું કાવસજી દાવર.

બીજાં માણસોનાં પાપો આપણી આંખ સામે દેખાય છે; પણ આપણાં પોતાનાં આપણી પીઠ પાછળ હોય છે.

તમારૂં દીલ ખુશાલીથી ભરપુર રાખજો અને ખોદા તમુને જલદીથી તેને મલતો ચેહેરો આપશે.

જેમ ચોરીનો માલ રાખનાર ચોર કહેવાય, તેજ મુજબ નીંદા સાંભળનાર તેટલોજ ખરાબ કહેવાય.

જીંદગીનો મોટો હુન્નર—જીંદગીનો મોટો હુન્નર અને ફીલ- સુફી એ છે કે આપણી દાડની દાગતને સોંપી સરસ સમુજી, પછી તે સારી હોય યા નરસી; દુઃખને સબુરીથી સોસવાં અને સુખને મધ્યમપણું અને ઉપકાર સાથે ભોગવવું.



## કાગજ લખવા વીશે થોડીક સુચના.



ગજ લખવાની રીત એ આપણી કેળવણીનો અગતનો ભાગ બનવો જોઇએ. તેની શકિત ભારે છે, તેનો દીલાસો મોટો છે, અને તે લખનાર તેમજ વાંચનાર બંનેને દુનિયામાં સૌથી ખુશનુમાં યા તો સૌથી કંટાળા ભરેલું કામ થઈ પડે છે.

વારેઘડીએ પુછવામાં આવે છે, કે "એક સારૂં કાગજ લખવા માટે કયા કાયદા મુજબ ચાલવું જોઇએ?" અને તેનો વારંવાર જવાબ મળે છે કે "તમે જેમ બોલો તેમ લખો." હવે જોકે આ ઘણી સરસ શીખામણ છે, તોપણ બરાબર રીતે જોતાં ખામી વિનાની નથી, કારણકે આપણે બોલીએ તે કરતાં વધારે સારૂં લખવું જોઇએ. ખોટા, વિચાર વિનાના બોલો, એકનાં એક શબ્દો ઘડી ઘડી બોલવાની ટેવ, અને એવીજ બીજી ખામીઓ વાતચીતમાં માફ થઈ શકે છે, પણ કાગજમાં તે માફ થઈ શકે નહી, કારણકે લખનારને વીચાર કરવાને, વીચારો અને બોલો પસંદ કરવાને, તેઓને વધારે સારા આકારમાં મુકવાને, અને લખ્યા પછી પાછું વાંચી જોવાને વખત મળે છે; વીચાર વીનાનું લખાણ નહી માફ થઇ શકાય તેવું હોય છે, કારણ જે કાંઇ આપણે બોલીએ છીએ તે ભુલી શકાય છે, પણ જે કાંઇ લખેલું હોય છે, તે તો હમેશ સુધી રહી જાય છે.

કાગજ લખવામાં બે ચીજોને હદ બાહાર જતાં અટકાવવી જોઇએ છે:—

પેહલાં તો ઘણીજ સફાઈથી લખવું નહી, એટલે કે આપણું ગ્નાન અને હુશીઆરી બધું બતાવી દેવાનાં વીચારથી લખવું નહી. અતીશય સુધરેલા વીચારો, મોટા મોટા બોલો, ભપકા ભરેલા ખ્યાલો, ટુકમાં આપ બડાઇ, અને ખોટો ભપકો બતાવવો ન જોઇએ, તેમજ વલી અતીશય બેદરકાર યા ખામી ભરી રીત પણ વાપડવી ન જોઇએ; બીજું એકે આપણાં લખાણની ભાષા ઘણી સાફ અને સેહલ હોવી જોઇએ, પણ વલી હલકી ભાષા પણ વાપડવી ન જોઇએ.

વ્યાકરણમાં ભુલ કદી પણ કરવી નહી. તેપરથી આપણું અગ્નાનપણું અને ખામી ભરી કેલવણી જણાય છે, અને લખનાર વીશે સારો વીચાર બેસતો નથી.

જ્યારે કાગજ લખો ત્યારે તમો કોણ છેઓ અને કોણુ પર લખો છો તે ભુલી જતા ના. તમારી કલમને છુટથી પણ દાદપણથી ચલાવજો, એક સારૂં કાગજ લખવામાં રીફત, લાગણી સરલતા અને સૌથી વધારે બીન એકલપેટાપણું જોઇએ છે, જેનીપર તમો લખતાં હોવો તેની ઉમ્મર, જાતી અને દરજ્જો હમેશાં ધ્યાનમાં રાખવો.

કાગજ લખવાનાં ચોકસ કાયદાઓ છે, જે સારી કેલવણી અને નમનતાઈ ભર્યા કાગજો લખવા માટે જરૂરનાં છે:—

બોલોને કદીબી ટુકમાં લખવા નહી. (કાંઈ કામ ધંધાના બોલો સીવાય),

કદીબી છેકા અને લીટાઓથી ભરેલાં કાગજો મોકલશો ના.

કદીબી તારીખ વિનાનાં કાગજો રહેવા દેશો ના.

કદીબી બેઅદબીભર્યું લખશો ના.

કદીબી જે કાંઈ ખરૂં ન હોય તે લખશો ના.

કદીબી નહી જાણવા લાયક કાંહણીનો હેવાલ આપશો ના.

જોડણી બરાબર કરજો.

ઉકલી શકે તેવું લખજો.

કદીબી ખરાબ હલકા શબ્દનો ઉપયોગ કરશો ના.

જ્યારે ટુકા બોલોથી લખી શકાતું હોય, ત્યારે કદીબી લાંબા યા અસાધારણ બોલો વાપડશો ના.

ખોરસેદ.

## ભરવા-ગુંથવા વીશે.





પાસે આપેલી "દેઝી" એટલે બોલરાંની કોર "કુઅલ" (હોરીનાં રેશમે) ભરવાથી ઘણી સુંદર લાગશે એના પાતરાં લીલા-ત્રણ ચહડતા ઉતરતા રંગનાં લેવાં, કલી સફેદ અથવા પીલા જાંબુરા રંગની લેવી, કસબે ભરવાથી પણ આ કોર બહુ શોભશે.

ઉપર આપેલા કેનવાસનાં અક્ષરો ઘણાં ઉપયોગમાં લેવાઇ શકાશે.

પીરોજા.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાં ૭૦, હાનબી રોડમાં "કયસરે હિન્દ" સ્ટીમ પરેસમાં ધીનાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

## જાહેર ખબરો.

### ભલાઇ ને બુરાઇ.

માણુસજાતની કારવાઈ યાને કામકાજમાં "ભલાઇ" તથા "બુરાઇ" જે એકસરખો ભાગ લેતાં આવ્યાં હતાં તેમાંથી એક પ્રસંગે "બુરાઇ" એ "ભલાઇ"ને હાંકી મુકી; કેમકે "બુરાઇ"ની સંખ્યા ઘણી વધી જવાથી તેનું જોર વધી પડયું હતું, અને પૃથ્વીપર તેનો અમલ બેસી ગયો હતો. "ભલાઇ" સ્વર્ગમાં ઉડી ગઈ, અને તેનાપર જુલમ ગુજારનારનો ઉપર તેનો વેર લેવાનો વાજબી હક માંગ્યો. તેણે અરજ કીધી કે હવે "બુરાઇ"થી મારા છુટાછેડા કરો, કેમકે તેની અને મારી વચે કોઈ સામાન્ય રીત નથી એટલે મારેથી તેની સાથે રહી શકાતું નથી તેમની વચે હંમેશાં ઝગડો ચાલતો હતો માટે હવેથી એક બીજાના રક્ષણ સારૂ મક્કમ કાયદો બંધાય એવી અરજ ભલાઇએ સ્વર્ગને કીધી. બેહેસ્તે આ અરજ મંજુર કીધી અને એવો હુકમ કાડયો કે હવે પછી "બુરાઇ"એ પૃથ્વીપર એક બીજાની સંગતમાં જવું, પણ "ભલાઇ"એ પોતાનીક મેળે વગર સંગતે લોકોના ઘરોમાં પ્રવેશ કરવો. એ કાયદાનો પરીણામ એ થયો છે કે, "બુરાઇ"નો વીસ્તાર ઓહોળો છે અને તે એકપછી એક આવતી નથી, પણ જથ્થાબંધ આવે છે; પણ "ભલાઇ" બેહેસ્તમાંથી નીકળી અકેકી જુદી જુદી એક પછી એક જે કોઇ તેની કદર જાણે છે તેને ત્યાં જાય છે.

એક શખસે પોતાનાપર આવી પડેલી "બુરાઇ" ઓની આ વાત કહી છે. તેનો પડાવ લંડનથી કાનપુર થયો હતો, અને વરસાદને લીધે કેટલાક દાહાડા સુધી તેને સરદી તથા ભીનાસ ખમવી પડી હતી અને થોડાક દીવસ પછી બુરાઇઓ તેનાપર આવી પડી. તેને સુસ્તી તથા થાક લાગવા માંડયો. તેના હોષ થતા દમ બીલકુલ જતા રહયા. કંઇ પણ કરવું હોય, તો તે મોટી તકલીફ હોય તેમ લાગે; અને તે નાતાકાત તથા ઉદાસ થઇ ગયો. શરૂઆતમાં તેના મોહોમાં ખરાબ સ્વાદ આવવા લાગ્યો, ભુખ જતી રહી અને કઇ ખાધું તો તેથી છાતી અને, પીઠમાં દરદ થવા માંડયું. વળી તેની જમણી કુખમાં તથા કમ્મરને પગના નળોમાં બેતરફુ દરદ તથા ભારબોજ જેવું લાગવા માંડયું. થોડાક વખત પછી તેના હાથ ફુલી ગયા, અને તેના પગના સ્નાયુ પીડાથી ભરાઈ આવ્યા. રાતના ઉંઘ નહીં આવે અને કંઇક દીનો તક તેને કંઇ આરામ મલ્યો નહીં. રોજબરોજ નબળાઇ વધતી ગઇ. જરા ઉંઘ આવી કે દરદને લીધે તે જાગી ઉઠે. આવી હાલતમાં તે કંઇક મહીના તલક રહયો, અને તેણે મને કહયું કે "મેં કેટલાઓતે રૂપીઆ દવાદારૂમાં ખરચી નાખયા છે, અને કેટલાક મહીના પછી મારી હાલત આગળ કરતાં ખરાબ છે; અને આખરે નીરાશ થઇ મેં બંદગી કીધી કે ઓ ખોદા હું તારે આધારે છઉં અને હજુ જીવતો છાઉં તો તેમાં શું? તલવાર નીચે માથું ધરી કોઇનો સાંસ દહાપી જરાવાર ચાલતો પણ રેહે, તો તેમાં શું વલયું!!!" જરાક આરામ પડે તો વળી પેહેલાં કરતાં વધારે માઠા હાલ થાય, એવી સ્થીતીમાં તે રીબાયા કરતો હતો તેવામાં સીગલ્સ ક્યુરેટીવ સીરપથી થયલા અજાયબ કરે તેવા આરામની ખબર સાંભળી તેણે એક શીશી મંગાવી, અને એ દવા લેવા માંડી. ત્રણ મહીનામાં તેને સારૂં લાગવા માંડયું. દરદ દુર થયું, ભુખ પાછી આવી, ખોરાક પચવા લાગ્યો અને તે દાહાડાથી આજ સુધી તેને કંઇપણ મંદવાડ થયો નથી. ખરેખર તે "બુરાઇ"ને વશ થઇ ગયો હતો, પણ "ભલાઇ"માની એકને ઓળખી કહાડવાની તેનામાં શકતી હતી. સીગલ્સ સીરપ ભલાઇનો ફીરસ્તો હતો, અને તેની સતા એટલી જોરાવર હતી કે તેથી "બુરાઇ" જલદીથી હારી ગઇ. હવે આ શખસને શું થયું હતું? સખત અને લાંબી મુદતનો કલેજાનો રોગ. એ થવાનું કારણ શું? અપચું તથા અજીરણ..એ વાત ખરી છે કે ગરીબ આદમીનો શોક તેના જીવને ખાઇ જાય છે, તેમજ અજીરણ તથા બદહજમી શરીરપર પોતાનો માર મારે છે. અને જેમ ખોદાએ "ભલાઇ"ને તેની કદર બુજનાર સારૂ અકેકી જુદી જુદી ને એક પછી એક મોકલી છે, તેમ તમોને બીમારી થાય તે વખત એક ખરી અને પકો ભરૂસો રખાય તેવી દવા જે સીગલ્સ ક્યુરેટીવ સીરપ છે, તેની તમો બુજ જાણો એવી હમારી દુવા છે.

સીગલ્સ ક્યુરેટીવ સીરપમાં માત્ર વનસપતીની ખાસીયત છે, અને તે સારામાંસારાં તથા તાજામાં તાજાં વસાણાથી બનેલો છે એટલે તેનાપર પુરેપુરો ભરોસો રાખી શકાય છે.

કીમ્મત દર બાટલી દીઠ રૂપયો ૧), રૂપયા ૨), ને રૂપયા ૪) છે. એ દવા વાપરવાની રીતનો ખુલાસો બાટલી પર લપેટેલા કાગજમાં છાપેલો છે.

એ દવા હીંદુસ્થાનના મુખ્ય બજારોમાં અથવા એના માલીક "એ. જે. વાઇટ, લીમીટેડ" ૫, ફોર બસ સ્ટ્રીટ, મુંબઇ. પાસેથી સીધી મલશે.

૪ G.

---

મુંબઇ, મધરાસ તથા સીલોનના નામદાર ગવરનરોના આસરા હે.

# ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપ.

## સીવવાના સાંચા.

અમારા સાંચા ચાલવામાં સેહેલા તથા ઝડપવાલા હેવાથી ... થયા છે કે હાલ લોકો નકલી માલ બનાવવા લાગ્યા છે ને ... સીંગર" કરી વેચે છે અને તેથી એવા હલકા ને બહારના ... ના, કારણકે સઘળું ચલકે છે તે સોનું હોતું નથી ને જે પહેલાં સોધ.

દરેક સાંચાપર અમારો છાપ તથા આખું નામ "ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની" કરી હોય છે.



૮૦ દુકાનો ... જણ ગમે તેવો ... ય તોપણ તેને લેવા ... શકે તેમ હપતેથી પણ આપવામાં આવે છે.

સોય, દોરો, તેલ પુરની વગેરે હમેશાં સ્ટોકમાં રાખવામાં આવે છે ને બાનુંઓને શીખવવાને માટે માણસ ઘેર મોકલવામાં આવે છે. સીંગરના સાંચામાં અમારો વી. એસ. નામનો સાંચો કુટુંબોને લાયકનો, ચાલવામાં સેહલો તથા હાલની નવી શોધ મુજબની બનાવતનો છે. સીંગરનો દરેક માલ અમારીજ દુકાને મળે છે.

## ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની,

નંબર ૫, દેવલનો મોહલો, મુંબઈ.

❋ અકટોબર ૧૮૯૪ ❋

પુસ્તક ૬ ઠું.] [અંક ૮મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

❋ લખનારાં—પારસી બાનુઓ. ❋

મુંબઈ:
કૈયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આંગ ઉપર રૂ ૩;
પોસ્ટેજ ૬ આના.

તો તું પણ તેમ કરવાની રજા આપે; પણ જેણે તુંને આટલાં વરસ મુંગે મોઢે ચાહી છે, અને તારે માટે ઘણું ખમ્યું છે, તેનો હાથ ના પાડી તેને તું નીરાશ કરશે? મારી પીરોજા ઉપર જો અને મને કહે કે કે અસંત પ્યાર અને માયાથી તારી સંભાળ કરવા માટે અમે જેને પસંદ કર્યો છે, તે તારી ગયલી તનદરોસ્તી પાછી નહી સુધારી શકશે!"

તેણીએ ઉપર જોયું. અને તેણીના ફીક્કા પડેલા ગાલો તદન લાલ થઇ ગયા. 'સાં એક ઉંચો, મરદાનગી ભરેલા દેખાવનો માણસ તેણી તરફ ટીકતો ઉભો હતો. તેના પ્યારમાં તેણીએ તેનો ફીક્કો ચેહેરો, ઝાંખી પડેલી આંખો, અને બેસી ગયલા ગાલો જોયા નહી. "મારી પીરોજા, મારી પોતાની પીરોજા," એ સીવાય તેણીએ બીજુ કાંઇ બોલેલું સાંભળ્યું નહી અને તેણી એકદમ તેના પોહલા કરેલા હાથોમાં જઇ પડી રડવા લાગી.

"મારી અસંત વહાલી દીકરી, તું અમોને માફ કરશે!" દીનબાઇ પ્યાર અને ઉશકેરાયલી લાગણીઓ સાથના સાદે બોલ્યાં. તેવણુની દીકરી તરતજ પોતાના અદરાયલા વરના હાથમાંથી છુટી થઈ તેવણુને વળગી પડી. "તારા બાપે મારી પાસ વચન લીધું હતું, કે તુંને એ વીષે કાંઈ પણ જણાવવું નહી,' અને છેલ્લી ઘડી વેર તે વચન મેં પાળ્યું છે; કારણકે મારી દીકરી, તારી બજાવેલી દુઃખભરી ફરજોનો અમો બદલો વાલી નહી આપીશું એવા તારા એક ઘડીના શક માટે પણ શું તું ઉપલી સજાને લાયકની ન હતી! મારી પીરોજા, તારી ફરજો તેં એટલી તો મુંગે મોઢે બજાવી છે, દરેક બાબદમાં તું એટલી તો અમોને તાબેદાર નીવડી છે, કે તારી તરફ અમો એવાં ઘાતકી થઈ શકતેજ નહી. મારા વહાલા રૂસતમ, હવે એ તારીજ છે, કાંઈ પણ બીહક વગર ખોલ્લે દીલે એનું સુખ તારે સ્વાધીન કરૂં છું, કારણકે તેણીને માટેની તારી લાયકાત તેં પુરવાર કરી આપી છે."

સાર પછી દીનબાઈ મનચેરશાહે આ બે વહાલાંઓને થોડો વખત એખલાં બેસી વાત કરવાની જે ટક આપી, તેની ઉપરનો પરદો આપણે ઉચકીશું નહી. એટલુંજ બસ છે કે જે ફરજો તેઓએ બજાવી હતી, અને તેનો જે બદલો મળ્યો હતો તે માટે તેઓ સુખી હતાં, અસંત સુખી હતાં.

જયારે જે કાંઈ બન્યું હતું તેં સઘળાંઓએ જાણ્યું, સારે તેઓમાં કોઈ પણ એનું નહી હોશે કે જેનું દીલ ખુશ થયું નહી હોય. પીરોજા સઘળાંની માનીતી હતી, અને તેણીને સુખી થયલી જોઈ સઘળાં રાજી થયાં હતાં.

"પીરોજા, અમારાં ગરીબડાં બેલગામમાં અમારી પાસેના નાના બંગલામાં રહેવાને તું કબુલ કરશે!" તેણીનાં બંનેવીએ તેણીના કાનમાં કહયું. "તેં હમારા જે નાના બંગલાને ઘણો વખાણ્યો છે, તેને તારૂં પોતાનું ઘર કરવા તુંને ગમશે? જો નહી ગમતો હોય તો મને કહે કે તેમાં શું ફેરફાર કરાવું, અને અલાઉદીનનાં જાદુઈ ફાણુસ માફક હું સઘળું તેમાં એકદમ ફેરફાર કરાવી નાખશ."

"ઓ વહાલા, વહાલા કેખશરૂ હું જાણું છું કે તમે રૂસતમ તરફથી બાથ બીડી નહી હતે, તો આજે હું એટલી બધી સુખી થતે નહી. બીજું વધારે માંગવાને બદલે, તેટલાંનેજ માટે તમે મને તમારો ઉપકાર માનવા નહી દેશો!"

"નહી મારી નાની પરી, હું કાંઈ તેમ કરવા દેવાનો નથી. કારણકે હું તો જે સાચ્ચું હતું તેજ બોલ્યો હતો અને પીરોજા તેમ કરવાની મારી ફરજ હતી કે જે ફરજને ઉપકાર અથવા તો વખાણ જોઇયે નહી. તું જાણીને ખુશી થશે કે બેલગામની દરબારમાં રૂસતમને પોતાની લાયકાતને લીધે અને નહી કે અમારા કોઈના વગથી, ઘણી સારી વગવાળી જગા મળી છે, અને સાંથી આગલ વધવાના ઘણા સારા "ચાન્સો" છે. હવે રૂસતમ મારા બાપનો બચાવનાર અને મારો અતલગનો માનીતો દોસ્ત થતો હોવાથી તેનાં અને તેની બાયડીનાં દરેક સુખની ગોઠવણ કરવાની મારી ફરજ છે."

"ફેકી, ફરજ ફરજ કરી મને ચીડવો ના. જો તમે ફરીથી એમ બોલી મને નહી ચીડવવાનું વચન આપશો, તો હું કબુલ કરીશ કે મેં રૂસતમની પુરતી વખાણ કરી ન હતી. હું ગેરવાજબી અને બીન માયાળુ થઈ હતી."

"નહી પીલાં તું ગેરવાજબી પણ નહી હતી અને બીન માયાળુ પણ ન હતી. ફકત તું બોલી જુદું અને મતલબ જુદી રાખી અને તેમ તેં શું કામ કીધું તે હું જાણતો હોવાથી હું તુંને માફ કરશ."

મેહેરવાનજીનાં મેહેરબાઈ અને બીજાં બે ત્રણ પરોણાઓ અસાર આગમજનાં પોતાને ઘેર ગયાં હતાં અને ફકત મનચેરશાહનું કુટુંબજ ઓરડામાં હતું. આ વેળા દીનબાઈ તથા જાંહગીર સીવાય સઘળાંની અજાયબી વચ્ચે. મનચેરશાહે એકદમ હોમીનાં ખભાંપર હાથ મેલ્યો અને પછી માયાથી પણ રમુજી સાદે બોલ્યા—

"કદાચ એક અજાયબી અને એક મુબારકબાદી એક સાંજ માટે પુરતી થાય, પણ એક બીજા સુખી બનાવની ખબર આપવાની આજે હું મતલબ રાખું છું, કે જે બનાવ છેલ્લા બનાવ કરતાં વધારે અજાયબી ભરેલો તોપણ તેટલોજ ખુશાલ છે. હું તમો સઘળાં પાસે માંગી લઉં છું કે તમો મને અને મીસીસ મનચેરશાહને મુબારકબાદી આપો, કારણકે જે દહાડે અમારે સાં નવો છોકરો આવવાનો છે, તેજ દહાડે ખોદા અમોને એક નવી છોકરી આપવાની મેહેરબાની કરનાર છે, આ શાંત દેખાવના જવાન પોતા માટે બાયડી લાવવાની મતલબ રાખે છે, પણ અમારી નોવર વહુ કલકતેની હોવાથી અમોને સાં જઈ લાવવી પડશે, અને સાર પછી બંને ભાઈ બેહેનનાં એક દહાડાં સાથે લગન કરવાની અમો આશા રાખ્યે છીયે."

"હોમી, મારો પંચગની, પુણા, અને છેલ્લે મુંબઈમાં ઉછરેલો માસીનો છોકરો પોતાની બાયડી તરીકે બંગાલન

લાવે ? નહી, 'મારી આ તલવારના સોગંદ ખાઈ કહું છું કે તું તેમ કરશે નહી." આ નવી ખબરની અજાયબી અને ખુશાલી નરમે પડયા પછી જાલ બોલ્યો. અને હોમીએ કોણને પોતાની બાયડી તરીકે પસંદ કરી હતી, એવો સવાલ પીરોજા તથા ખોરશેદે એકજ વખતે કર્યો.

""સરજ્યન સાહેબ કાંઈ બીહો ના," હોમી જવાબ દે તે આગમજ કેખશરૂ બોલ્યા. "જોકે આપણે કાંઈ લશકરી સરજ્યનથી નથી, અને થવાની આશામાં પણ નથી, તોપણ તમારા કરતાં અમારી પારખવાની શક્તી ઘણી તીક્ષણ છે. મારા એકમાર્ગી ભાંઈ હોમીનો છુપો ભેદ ત્યારે અત્યાર વેર કોઈનિ પામી નહી ગયું હતું કે ? ખોરશેદ ક્યાં ગઈ તારી ઉંડાણુથી વીચાર વાંચવાની શક્તી, અને પીરોજા ક્યાં ગયું તારૂં કલ્પીત ભેજું. ગુલ તુંબી નહી પારખી શકતી !"

"હા," તેણીએ તરત જવાબ દીધો, જો કે તેમ કરતાં તેણીના ગાલ એકદમ હમેશ કરતાં વધારે લાલ થઈ આવ્યા અને થોડા વખતમાં તદન સફેદ થઈ ગયા.

"મારા અતી વહાલા હોમી," તેણી પોતાના માસીના છોકરા તરફ હાથ લંબાવી શાંત અવાજે બોલી. "ખોદા તુંને ઘણો સુખી રાખે, તારી લાગણીઓ સાથ મેહેરી પટેલની માફક થોડાંજ ખરી દીલસોજી ધરાવી શકે, તેણીની માફક થોડાંજ તુંને સુખી રાખી શકે."

"ગુલ તું ખરી છે," રતન બનાજી બોલી, અને હોમીએ ઘણાજ પ્યારથી પોતાની માસીની છોકરીનો હાથ દાબ્યો. ત્યાર પછી ખુશાલીથી લાલ થઈ આવેલા ચેહેરે તેને આસપાસનાં સઘળાંનો ઉપકાર માન્યો અને પછી જાલ તરફ ફરીને પુછયું કે તેને પુરતો સંતોષ આપવા માટે મેહેરી પુરતી "પંચગનીગરી" હતી કે નહી ?

"તદન, તદન; તેણીને અંહીયાં લાવવા માટે હું મારી રેજીમેન્ટના કમાનડરને સમજાવી મારી આખી ટુકડી સાથ કલકતે પણ જાઉં. હોમી એના જેવી સરસ બાયડી તુંને કેહેથી પણ મળતે નહી. કારણકે બચપણથીજ તમો એક બીજાંને બરાબર પીછાણતાં આવ્યાં છો. જો તું કોઈ બીજી સાથે પરણ્યો હતે, તો તે ઘણુંજ શરમ ભરેલું અને પાપી કામ ગણાતે. જાંહગીર તુંબી કાંય નહી હવે તારા ભાઈનો દાખલો પકડતો !"

"હું—કારણકે જાલ કુંવારી જીંદગીમાં હજી ઘણાં ખેંચાણ જોઉં છું ? મને હજી મારી મજાહો, મારી રમુજો વધારે ગમે છે. અને થોડો લાંબો વખત હું છુટાપણામાં ગુજારવા માંગું છું" જાંહગીર રમુજી હસવું આવે તેવો બેદરકાર દેખાવ કરી કોચપર અરડાતાં બોલ્યો; પછી એક દમ ચોંકી ઉઠી નાટક તખતા ઉપર કાંઈ ભુજી બતાવતો હોય તેવા ચાળા કરી બોલ્યો, "હું તો પારલામેંટનો મેંબર થવાનો છું. એમ. પી. એમ. પી. સમજ્યો. અને આવી મારી કામના બોજાવાળી ફરજોમાં હું પરણવાનો તે કેમ વીચાર કરી શકું."

"જાંહગીર તારાં બોલવામાં સેહેજ સુધારો કરવાની હું ભલામણ કરૂંછ," દીનબાઈ સેહેજ હસીને બોલ્યાં. "થવાની આશા રાખુંછ અને થવાનો છું, એમાં ઘણો ફરક છે."

"પણ માયજી હું તો જે ચીજની મતલબ રાખું તે પાર પાડયા વગર રેહેતુંજ નહી. પણ કોણ ધારે માયજી કે તમે મારી ઉપર એવાં સખત થશો. તોપણ હું તમને માફ કરૂંછ; કોઈ દહાડો આજે તમે મને ગેરઈનસાફ કર્યો છે તે માટે દલગીર થશો. આ તમારૂં મુજમાં હસવાનું કહેછ કે "હું ઈચ્છું છું કે હું થાઉં." ચાલો ઠીક આપણેબી જોઈશું. અને હવે બાનુંઓ અને ગ્રહસ્થો, બીછાને, બીછાને. અજાયબીના આજે મેં એટલાં બધા ગોટા ગળ્યા છે કે વધુ વખત હું ખમી શકતો નથી. ચાલો હવે સાહેબજી સૌને. "રસતમ," તેણે બહાર જઇને બુમ પાડી. "જો સહવારના સકારો ઉઠે તો આપણે બેલગામ જઈ તારે લગતું સઘળું જોઈ આવશું અને ત્રીજે દહાડે પાછા ફરીશું."

"કાલે નહી રસતમ, કાલે નહી." પીરોજાએ કાલાવાલા ભરેલા સાદે કહયું. "નહી મારી અસંત વહાલી કાલે નહી." તેણીને પ્યારથી કીસ કરી નરમાસ ભરેલા સાદે તે બોલ્યો, અને પછી તેઓ છુટાં પડયાં.

એ ત્રણ જણ સીવાય સઘળાંઓ ત્યાંથી ચાલી ગયાં. દીનબાઈ પોતાની ભાણજીને સહવારનાં તેવણ માટે કાંઈ કામ કરવાનું સોંપતાં હતાં. ગુલ તે વેળાએ અંધારાંમાં ઉભી હતી, સઘળાં ગયા પછી જાલ પણ કાંઈ ગીત ગાતો ગાતો જતો હતો, અને જવા આગમજ પોતાની બેહેનને તે મલવા આવ્યો. આટલા વખતમાં તેણીનાં મોઢાં ઉપર દીવાની રોશની પડી અને તેણી તે વેળા એટલી તો ફીકી લાગી કે તે જોઈ જાલ ચોંકયો.

"ઓ ખોદા ! ગુલ તુંને શું છે ? તું તો હમણા તદન એક ભુત જેવી લાગે છે.".

"જાલ ઘેલાં ના કહાડ, મને કાંઈ પણ નથી. એ તો જરા આજે વધારે ગરમી હોવાથી મારો જીવ ઘભરાય છે." તેણી હસવાની કોશેશ કરી બોલી. પણ તેણીનો અવાજ એટલો તો ગુંગલાયલો હતો, કે દીનબાઈ તથા જાલ બંને ગભરાઈ ગયાં.

"દીકરી તું અમોને છેતરે છે. તું સારી પખે નથી. કહે મારી દીકરી તુંને કાંઈ દુઃખ થાયછે ?" દીનબાઈ તેણીને પતાવીને બોલ્યાં.

કોઇનું ધ્યાન નહી ખેંચાયું ત્યાં વેર ગુલ શાંત જીવ રાખી શકી; પણ તેણીની માસીનો માયાળુ અવાજ પ્યાર ભરી કોટીથી તેણી વધુ વખત કાબુ રાખી શકી નહી અને પાસે પડેલી એક ખુરસીપર બેસી જઈ રડી પડી.

"માસીજી કાંઈ નથી, કાંઈ નથી." તેણી દયકાં અટકાવવાની કોશેશ કરતાં બોલી. "સાંજની વાત થઈ મને વધારે ઓછી ગરમી લાગતી હતી અને તેથી હાલ મારો જીવ ગભરાય છે."

"હું આશા રાખું છ.દીકરી કે તેમજ હોય," તેવણે માયા ભરેલા સાદે કહયું. તેવણના મનમાં કેટલાક શકો ઉપજ્યા હતા, જે જો કે તદન ખરા તો ન હતા, પણ સચ્ચાઈની ઘણી નજદીક હતા. થોડીક વધારે મીનીટ ત્યાં થોભ્યા પછી તેઓ પણ સુવા ગયાં.

"ચાલો, હવે હું મારૂં ભવીષ બરાબર જાણું છું." ગુલ પોતાનું દુઃખતું માથું તકીયા પર મુકી બોલી. "જાણે કે મેં કોઈ દહાડો કદી પણ આશા રાખી હોય, જાણે કે આ નહી ધારેલું બન્યું હોય તેમ હું શું કામ એકદમ ઉશકેરાઈ આવી છું? હું શું જાણતી ન હતી, મને શું લાગતું ન હતું કે તે તેણીનેજ પસંદ કરશે? કે જે પોતાનાં બચપણથીજ બીજીને ચાહતો હતો, તેને ચાહવામાં હું ઘેલાપણું કરતી હતી; મારા આટલા બધા ઠરાવોનું શું થયું? અગાઉ કરતાં હાલ મને આ ચીજ ખમવાની મુશકેલી કેમ લાગે છે અરે મારા ખોદા! આ દુઃખમાં તું મને છોડી જતો ના! મારૂં દુઃખ ખમવાની તું મને હીંમત આપજે, તેઓને મને સુખી જોવા દેજે. ઓ મારા મોટા બાપ, તેને તારૂં સરસમાં સરસ સુખ બક્ષજે, અને મને—" આટલું બોલતાં તેણીનું હૈયું ભરાઈ આવ્યું, પણ જેમ તેમ કોશેશ કરી તેણી બોલી—ઓ મારા ખોદા મને તારે ગમે તેમ કરજે." બીજે દહાડે સહવારના ગુલમાં કોઇએ કાંઈ પણ ફેરફાર જોયો નહી. તેણી હંમેશ જેવી શાંત અને ખુશાલ હતી. તેણીનાં ચપળ આંખનાં માસી પણ તેણીમાં કાંઈ જોઈ શકયાં નહી. ગુલ પીરોજાની પોતાનું નવું ઘર માંડવાની ગોઠવણોમાં પોતાની દરેક સલાહ અને વીચારો આપવાને હમેશ તૈયાર હતી, અને તેણીની દરેક ખુશાલી પોતાની હોય તેવી રીતે તેમાં ભાગ લેતી હતી. દીનબાઇ તેણીને હમેશ ચીંતાતુર આંખે તપાસતાં હતાં; તેવણે પેહેલે ધાર્યું કે રૂસતમે તેવણની બેહેનની દીકરીનું દીલ જીતી લીધું હશે, પણ તેવણનો તે વીચાર ફેરવાઈ ગયો, અને જો કે તેવણની ખાતરી થઈ કે ગુલે પોતાનો પ્યાર રૂસતમને આપી દીધો ન હતો, તોપણ ખરી વાત શું હતી તે તેવણ પારખી શકયાં ન હતાં.

## પ્રકરણ ૧૭ મું.

થોડાં અઠવાડયાંઓ પસાર થઇ ગયાં, અને પીરોજાની તનદરોસ્તી દહાડે દહાડે વધારે સુધરતી ગઈ, અને તેણી પાછી અસળનાં જેવી હસતી રમતી ખુશાળ થતી ગઇ. પણ તેણીની આ ખુશાળી બચપણનાં જેવી છુટી નહી પણ સેહજ આંકોપવાળી હતી. અને તેથી તેણી પોતાનાં આસપાસનાઓને અગાઉ કરતાં ઘણી વહાલી થઈ પડી હતી. રૂસતમનાં મોઢાંપર પોતાનું અસળ તેજ આવતું જોઈ પીરોજા હરખાતી હતી. વળી તેનાં દેખાવમાં કાંઇ નવી જાતનો ટેક જણાતો હતો, જે તેણીએ અગાઉ કોઇ દહાડો જોયો ન હતો, અને જેથી તે તેણીને અગાઉ કરતાં ઘણો વહાલો લાગતો હતો.

દીનબાઈ મનચેરશા પણ રોજ જોતાં હતાં, કે પોતાની દીકરીનાં બાબમાં તેઓએ દહાપણ ભર્યું પગલું ભર્યું હતું. કારણ રૂસતમનાં રોજ તેઓ વધારે અને વધારે સારા ગુણો જોતાં હતાં. તે પોતાની ફરજોપર પુરતું ધ્યાન આપતો હતો, અને મગરૂબાઈ, સેહજ પણ તુંડાઈ, અને આસપાસનાઓમાં ભેલાવાનો તેનો અસળ અણગમો હવે બીલકુલ પણ જોવામાં ન આવતો. પોતાની નવી નોકરી પર જવા આગમચ તેને એક મહીનો આશાએસ લેવાનું તેની મરજી પર સોંપ્યું હતું. પણ પાંચ સાત દહાડા પંચગનીમાં ગુજારી તે તરત પોતાની નોકરી પર ગયો.

પીરોજા તદન સુખી હતી. ફકત એકજ ચીજ માટે તેણીને નીરાશી ઉપજતી હતી. અને તે એકે તેણીનાં બેહન, બનેવી ખોરશેદની લથડતી તબયતને લીધે ડાકટરની સલાહથી દરયાઈ મુસાફરીએ નીકળનાર હતાં, અને પાછાં ફરતાં નજદીક વરસ દહાડો થાય એવો સંભવ હોવાથી તેણીનાં લગન પર હાજર રહેવાને તેઓ અશકત હતાં. કેખશરૂએ વરસ દહાડો સુધી લગન મુલતવી રાખવાની સુચના કરી, પણ તે ઉપાડી લેવાને કોઈ પણ રાજી ન હતું. જાંહગીરે તો પોતાની માનીતી બેહનના લગન જોવા ખાતર હાલતરત મુસાફરીએ જવાનું માંડી વાળ્યું હતું અને જાલે પણ જતી વખતે વચન આપ્યું કે તેનો વડો, મેહરબાનીની રાહે તે વેળા થોડા દહાડાની રજા આપશે, તો તે પણ આવી જશે.

જાલ તથા ખોરશેદ અને કેખશરૂના જવા પછી, થોડે દહાડે હોમીએ એક કાગલ ગુલનાં હાથમાં મેલ્યું. અને જેથી તેણીને સેહજ ગભરાત ઉપજ્યો. તેણીને લાગું કે તે કાંઈ અજબ જેવી રીતે તેણી તરફ જોતો હતો, અને તેની નજર આગળથી દુર જવા પેલાં કાગલનો જવાબ આપવા માટે તેણી પોતાનાં ઓરડા તરફ દોડી. જ્યારે હોમીએ તેને પાછી બોલાવી.

"ગુલ મારી આગળથી દોડી ના જા; તારો જેબી જવાબ હશે, તે હું મારે પોતાને હાથે લઈ જવાનો છું."

તેણી ફીકા ગાલો અને પીસેલા હોઠો સાથ પાછી ફરી. "હોમી આ કાગળમાં શું લખ્યું છે, તે તુંને ખબર છે; શું ડાકટર ફીરોઝે તુંને પોતાનાં વીશ્વાસમાં લીધો છે"

"આ બંને સવાલોનો જવાબ હું કહેવાને ખુશી છું કે હા, છે," તે સેહજ પસ્તાઇથી હસીને બોલ્યો. "ડાકટર ફીરોઝે મને પોતાનો Father confessor (જેની આગળ ખ્રીસ્તીઓ પોતાનું પાપ કબુલ કરે છે તે) કર્યો છે, અને તેનાં બદલામાં તેની તરફથી જેબી કાંઈ મારેથી બોલાય તે બોલવાનું મેં વચન આપ્યું છે. ગુલ તે તુંને અતિપય અને ખરાં વફાદાર દીલથી ચાહે છે, તેને લાગે છે કે તેની બહારની દેખાતી સુખી જીંદગી તારા વગર કંગાલ થઈ જશે.

તેની તરફથી માંગણી કરવાને ગુલ મેં વચન આપ્યું છે, અને ખરેખર મારી વહાલી ગુલ તુંએ તેનાં તારી તરફનાં પ્યાર અને માન માટે કાંઈ પણ શક હોશે નહી."

"તે માટે હું ઘણી દલગીર છું." ગુલે શાંત અવાજે કહયું. "ઘણીજ દલગીર છું, કારણકે તેવી લાગણીઓ પાછી વાળવાની મારામાં શકતી નથી. તેનાં કાગલોમાં તેને મારે માટે જે ઉંચા વીચારો જણાવ્યા છે, જે માયાળુ લાગણીઓ બતાવી છે, તે માટે હું તેની ઉપકારી, ઘણી ઉપકારી છું. એક દોસ્ત તરીકે તેને માન આપવા અને તેની કીમત પીછાણવાને કદી હું ભુલીશ નહી, પણ તે કરતાં વધુ કરવાની મારાંમાં શકતી નથી."

"નહી ગુલાં, તેની આ માંગણી પર વીચાર કરવાને થોડો વધારે વખત લે, તદન એકદમજ તેનો હાથ ધરવાની ના ના પાડ. તું કહે છે કે તેને માટે તુંને માન છે. હું જાણું છું કે એક દીકરા, ભાઈ, અને છેલ્લે એક મરદ તરીકેની તેની ચાલોને તું વખાણે છે. ત્યારે એમ એકદમે ના પાડવાનો તુંને શું એટલાં વજનદાર કારણો મલ્યાં હશે!"

"ફકત એટલુંજ કે એક વર તરીકે હું કદી પણ તેને ચાહી શકીશ નહી."

"ગુલ કદી પણ, એ એક ઘણોજ લાંબો દહાડો છે, ખરેખર તું એટલી તો કલપીત મગજની નહી હશે, કે એક જવાન જે પોતાની બાયડીને સુખી કરી શકે તેવા દરેક સારા ગુણ ધરાવે છે, તેની માંગણી ફકત એટલાજ માટે ના પાડે છે, કે તે તારી ચોક્કસ લાગણીઓ વધારે જોશથી ઉશકેરી શકતો નથી. તું શું જાણતી નથી કે કેટલાંક માણસો, જેવા માંગે તેવા પ્યારથી કદી પણ ચાહી શકતાં નથી, અને તોપણ પરણેલી જીંદગીમાં તેઓ વધારે સુખી હોય છે? હવે ધાર ગુલ કે કદાચ તું પણ તેઓમાંની એક હોય."

"તેમ હોયબી" તેણીએ હંજી શાંત સાહદે કહયું. તો જોકે તે વેળા તેણીનાં મોંહાં પર ઘણો રતાસ ચઢી આવ્યો. હોમી જોકે રમુજમાં બોલ્યો હતો, તોપણ તેણીનાં જખમી થયલાં દીલને તેથી વધારે લાગ્યું હતું.

"તેમ કદાચ હોયબી; એક વરને જેટલો ચાહવો જોઇયે, તેટલું હું કોઇને ચાહી શકું એવું માણસ મને કોઇ વખત નહી પણ મળે, પણ તેથી કરીને ફીરોઝને કબુલ કરવામાં મારૂં અંતકરણ સંતોશ પામશે નહી. હોમી હું આશા રાખું છું કે તું મને કલપીત ભેજાંની ધારશે નહી. પણ પરણતી વેળા આપણે આપણા વરને ચાહવાનું, તેને તાબે રેહવાનું અને ફકત તેનો એકલાનોજ વીચાર કરવાનું માથે લઇયે છીયે, તે ફકત તેની તરફનાં ઠંડાં માનમાંજ સમાયલું નથી. ફીરોઝ 'ખરેજ' એક માન આપવા લાયક ગ્રહસ્થ છે, કે જે કોઇબી સ્ત્રીને સુખી કરી શકશે. અને ખરેજ હું ઘણી દુ:ખી છું કે તેને પોતા માટે એક એવું માણસ પસંદ કર્યું છે, કે જે તેનાં અંત:કરણની પ્યાર ભરી લાગણીનો બદલો ફકત એક ઠંડી માન, અને દોસ્તીની લાગણીથી આપે છે."

"પણ ગુલ વીચાર કરવાનો સેહજ વખત તો લે, તેને જરા તો આશા આપ, તેની સામે તુંને કોઈ પણ જાતનો અણગમો નથી, અને તેનું કુટુંબ પણ તુંને વહાલું છે, તે મને કેહતો હતો કે છેક બચપણથી તે તુંને ચાહતો હતો. કે તે તુંને કદી પણ ભુલી ગયો ન હતો, અને જયારે તેને તુંને પાછી જોઇ, ત્યારે તેનાં સુંદર સ્વપનાઓ ખરા પડતા હોય તેવું તેને લાગ્યું. તું કે જેને હજી તારૂં દીલ કોઇને આપ્યું નથી, તે તેની સાથે આટલીબધી ભેલાય અને તેને ચાહે નહી એ અજબ જેવું છે."

"મેં કે જેને મારૂં દીલ કોઇને હજી આપ્યું નથી? હોમી, તેની તુંને શું ખબર હોય?" ગુલ એવું તો હસવાનું મોહું કરી બોલી, કે ગમે એવું પક્કું માણસ પણ છેતરાય. "મારાં દીલની વાત તુંને બરાબર ખબર છે, એવું વીચારવામાં જરા તું આગળ નથી વધતો, અથવા તો એમ કરી મનનો છુપો ભેદ શોધી કાઢવા માંગે છે?"

"નહી અસંત વહાલી ગુલ, આ બાબદમાં જેવી રીતે ઝાલ બોલતે, અને પોતાની લાગણી જણાવતે તેમ હું કરું છું; જેટલું તારૂં સુખ તેને વહાલું છે તેટલુંજ મને પણ છે. આપણે કેટલાં વરસો થયાં બાઇ બેહન તરીકે સાથે રહયાં છીયે. અને મારૂં માનજે કે આ ભલા જુવાન માણસને કબુલ કરવા હું જે તુંને કાલાવાલા કરૂં છું, તે ફકત તારાં ભલાં માટેજ છે."

"મારા વહાલા હોમી, હું તારૂં માનું છું." ગુલે પોતાનો હાથ તેનાં હાથમાં મુકી કહયું. "પણ ખરૂં છે કે આ બાબદમાં તું સેહજ ઠગાય છે. ફીરોઝ ડાકટર ઘણી લાયકાતવાલો જવાન છે, હું કબુલ કરૂં છું. પણ તેનાં અને મારાં જોડાંણથી હું સુખી થઇ શકીશ નહી. જોકે દુનિયા આ મારા વીચારને ગમે તે રીતે હસી કાઢે; મારા બચપણનાં સાથી અને તેની ભલી માતાને નીરાશ કરવા માટે હું ઘણી દલગીર છું, પણ હું તેની બાયડી થઇ શકતી નથી."

"અને તેં જો તારો પ્યાર અસાર આગમચ કોઇને આપી દીધો હોય, તો ખરેજ હું તુંને બોંહસ"—

"હોમી, મેં તુંને કહયુંજ નથી કે મેં મારો પ્યાર કોઇને આપી દીધો છે." ગુલે પોતાની મોટી આંખો સાથ તેની તરફ ટીકીને જોઇને કહયું. હોમી ગુચવણમાં પડયો. તે તેણીનું દીલ વાંચી શકયો નહી; તે પોતાને તેણીનાં વીશ્વાસમાં લેવાની અરજ કરતે, તેણીને કોઇબી રીતે સુખી બનાવાનું તે વચન આપતે, પણ તેણીનાં દેખાવમાં કાંઇ એવું માન આપવા લાયક હતું, કે તે વધુ બોલતો અટકી ગયો. તેણી કોઇ બીજાને ચાહતી હશે, એવો તેને વીચાર આવ્યોજ નહી. ત્યારે આ જવાન માણસને, કે જેને તે જાણતો હતો કે તેણી માન આપતી હતી, તેને એકદમ ના કહેવાનું કારણ શું હશે.

"આ બાબદની વધારે વાત કરી હું તુંને નકામો દુ:ખ દેતું છું." તે બોલ્યો, "વાસ્તે હવે ફીરોઝ પરનો તારો જ-

વાબ આપ, અને તુંને દુઃખ દેવા માટે મને માફ કરજે, અને ફરીથી આપણે એ વીશે વાત કરીશું નહી."

"હોમી એમાં માફ કરવા જેવું કાંઇ પણ નથી" તેણી સેહજ દલગીર સાહદે બોલી.

થોડો વખત ફીરોઝનાં ઉઘાડાં કાગલ પર ટીકતી, તેણી દલગીર દેખાવે ત્યાં બેઠી, અને પછી પોતાનાં ઓરડામાં ચાલી ગઇ. તેણીએ આસ્તેથી પોતાનું બારણું અંદરથી બંધ કર્યું. અને પછી ઘોલ્યા આગળ મુકેલી એક ખુરસી પર બેસી જઇ પોતાનો ફીક્કો ચેહરો પોતાના હાથમાં ઢાંકી દીધો. હા, તેના હોયો બીજા માટે કાલાવાલા ભરી માંગણી કરે; તે એમ કહે, તેણી તેઓમાંની એક હશે કે જે પોતાનાં સઘળા પ્યાર સાથ કોઈ પણ દહાડો ચાહી ન શકે. તેણીનાં દુઃખના કડવાં ઝેર જેવાં પ્યાલાંમાં ફક્ત એકજ મીઠું તીપું હતું, અને તે એ કે હોમી હજી સચ્ચાઈ પારખી શકયો ન હતો. પોતાનું દુઃખ છુપાવામાં તેણી ફતેહ પામી હતી, અને તેમ વધુ વખ્ત કરવાનો તેણીએ વધારે મક્કમ ઠેડાવ કર્યો.

"કોઈબી દહાડો કોઇ જાણશે નહી, કે મારૂં આ હુસ્લડખોર દીલ, જે માંગતું નથી તેને મેં આપી દીધું છે, નહી, નહી, આ ભરમ મારી સાથજ જીવશે ને મરશે; કોઇ કોઇ નહી જાણશે, કે હું કેટલી નીચી પડી છું. ગરીબ બીચારો ફીરોઝ! તેને એમજ લાગશે કે તેની નીરાશીમાં મારી બીલકુલ પણ દીલસોજી નથી, જ્યારે મને તો નીરાશીમાં દુઃખની પુરતી ખબર છે; અને હું તેની સાથ શું કામ નહી સુખી થઇ શકું? શું કામ મારી કંગાલ એકલી અતુલી જીંદગી લંબાવ્યા કરૂં! કદાચ બાપડી તરીકેની ફરજોમાં હું મારૂં હાલનું દુઃખ ભુલી જઈશ. હોમીથી દુર જઇ, હું તેને વીસરી શકીશ. પણ ફીરોઝને મારો પ્યાર આપવાનાં પવીત્ર સોગંદ ખાવા—કે જ્યારે તેને માટે મારામાં બીલકુલ પણ પ્યાર નથી—તેનાં પ્યારનો બેદરકારીથી જવાબ આપવો—અરે નહી. નહી, હું એટલીબધી પાપી થઇશ નહી."

ગુલે ફરીથી પોતાનું મોઢું ઢાંકી નાંખ્યું. અને લાંબો વખત વેર દુઃખ ભર્યા વીચાર કર્યા. તેણીની મગરૂબાઈ, ફીરોઝનો હાથ કબુલ કરવાને તેણીને ભલામણ કરતી હતી. પણ બીજી વધારે સારી લાગણીઓ તેણીને તેમ કરતાં વારતી. દુઃખથી ફાટી જતી છાતીએ તેણી એકદમ પોતાની જગાપરથી ઉઠી. અને ફીરોઝનાં કાકલુદી ભર્યાં કાગજનો જવાબ લખવા બેઠી. તેણીની દરેક લીટીનો દરેક બોલ માયાભર્યો હતો—દરેક વાકયમાં તેનાં ભવીષ્ય માટે સારી દુવાઓ હતી—તેણીની દરેક લાગણીઓમાં તેની ચાલચલણ માટે તેણીએ માન દેખાડયું હતું; પણ તેણીએ શાંત, અને મક્કમ બોલોમાં તેની માંગણી ઉપકાર સાથ ના પાડી હતી. તેણી ઘણી દલગીર હતી, કે તેણીની કોઇ પણ ચાલથી તેણીએ તેની આશાને ઉતેજણ આપ્યું હતું. પણ પોતાનાં બચપણનાં માયાળુ સાથી, દોસ્ત, અને ભાઇ તરફ, તેણીની ખરી લાગણી મુજબ તેણી ચાલી હતી. અને હજીસુધી તેણી આશા રાખતી હતી, કે તે તેણીને તેમજ ગણશે. આ કાગજમાં આશા જેવી ચીજ બીલકુલ હતીજ નહી, પણ તેમાં એટલી તો સાચ્ચી દીલસોજી અને માયાં સમાયલી હતી કે નીરાશીની વચમાં પણ ફીરોઝને સેહજ કરાર વળ્યો. પોતાનું કાગજ બંધ કરવા આગમચ ગુલ સેહજ વખત ઠોભી. લખતાં લખતાં તેણીનો જીવ શાંત થયો હતો, અને કાગજ મોકલી દેવા આગમચ તે પોતાના માસીને દેખાડવાનો તેણીએ ઠેડાવ કર્યો. અને પોતાનું તથા ફીરોઝનું કાગજ લઇ તેણીની માસીનાં ઓરડામાં ગઇ અને બંને કાગલો તેવણનાં હાથમાં મુકયાં."

"તારા ઠેડાવ માટે મારી ગુલ તેં બરાબર વીચાર કર્યો છે?" દીનબાઇ બંને કાગલો વાંચ્યા પછી બોલ્યાં. "આ જુવાન્યાંની તારીફ લાયક ચાલનો નેં જરાબી વીચાર કર્યો છે? પરણવા જેવી અગતની બાબદમાં હું ને તુંને કરવાની ફરજ પાડવાની નથી, અને કાલાવાલા પણ કરવાની નથી. પણ હું આશા રાખું છું કે આ કાગજનો જવાબ તેં વીચાર કર્યા વગર લખ્યો નહી હશે."

"નહી માસીજી મેં તેમ કર્યું નથી. હોમીએ પણ આ બાબદમાં મને બે શીખામણનાં બોલો કહયા છે. અને તે પર પણ મેં પુરતું ધ્યાન આપ્યું છે, અને તોપણ મેં તેની માંગણી ના કબુલ કરી છે, કારણકે વર દાખલ હું તેને કોઈ પણ વખત ચાહી શકીશ નહી. હું તેનાં દરેક સારા ગુણોને વખાણું છું. કોઇબી દહાડો તેની અંદર મેં ખામી જેવું જોયું નથી. હું તેની નીરાશી માટે અતી દલગીર છું. પણ ઉપલાજ વીચારોથી હું તેને કબુલ કરૂં, તો તેને અને મને પોતાને ઇનસાફ કીધેલો ગણાય નહી. હોમી હું જાણું છું કે મને કલપીત વીચારની અને પોતાના દોસ્ત તરફ સેહજ સખ્ત ધારે છે, અને જો કે આ વીચાર દુઃખ ભરેલો છે, તોપણ હાલ જેમ કીધું છે, તેનાં કરતાં બીજું વધારે હું કરી શકતી નથી."

"ત્યારે તે વીચારથી મારી દીકરી તું દુઃખી ના થા; ફીરોઝ તરફ માયાળુ અને દોસ્તીની લાગણી સીવાય બીજું કાંઇ પણ તેં દેખાડયું નથી. જો તેને તું કોઇબી રીતે ઉતેજણ આપતી દેખાતે, તો અત્યાર આગમચ હું તુંને તે વીષે સવાલ કરતે." દીનબાઇએ ગુલને કોટી કરી કહયું. "આપણાં ઘરનાં જુવાન્યાઓએ ઘણી વખત રમુજમાં તારી સાથ ફીરોઝનું નામ જોડયું હતું, પણ હું તેઓને હમેશ એ બાબદમાં મુંગાં કરી દેતી હતી. ફીરોઝ તુંને વખાણની નજરથી જોતો હતો, તેમાં કાંઇ શક નથી. પણ એટલો જલદી તે તુંને મેળવવાને અધીરો પડશે એવી મને ખબર ન હતી. હું તુંને તારા હાલના ઠેડાવ માટે ઠપકો આપીશ નહી. જોકે કદાચ તે તારો ઠેડાવ તદન ડહાપણ ભરેલો નહી હોય. લગન એ કાંઇ ચેડાં કાઢવાની ચીજ નથી. અને તું ફીરોઝને વર દાખલ ચાહી નહી શકતી હોય, ત્યારે તો તેને ના પાડવામાં તેં ખરો માર્ગ વાપરયો છે. હું કાંઇ મારી

ગુલથી છુટી પડવાને એટલીબધી ઇંતેજાર નથી થઈ ગઈ, કે તેણીને ગમે યા નહી ગમે તોપણ પરણવાની હું સલાહ આપું.' હવે થોડા વખતમાં મારા ઘડપણના દહાડામાં થોડી ઘણી ખુશાળી ઉમેરવા તુંજ બાકી રહેશે. દીકરી એવો દલગીરી ભર્યો દુઃખી દેખાવ ના કર, જુવાન બાનુંઓ પરણવાની માંગણી એ હંમે ના પાડતી નથી. જા, તારૂં કાગજ જઇને હોમીને આપ, ને તેને કહે કે માસીએ તે વાંચ્યું છે અને તારો જવાબ ડહાપણભર્યો ધારે છે. જલદી પાછી આવજે, કારણકે મારી આગળ એક ચોપડીનાં થોડાંક પાના વાંચવા તુંને બેસાડવાની છે."

ગુલ તરત પોતાનાં માસીને તાબે થઇ, હોમીને પેલું કાગલ આપવા ગઇ. દીનબાઇની ખાત્રી થઇ કે તેવણનાં શકો પાયા વગરનાં હતા નહી. અને તેવણની માસીની દીકરી કોઇને આશા વગર ચાહતી હતી. વળી તેવણને વીચાર આવ્યો કે કદાચ તે માણસ તેવણનો જમાઇ રૂસતમ હશે. અને તેમ વીચારવાનું કારણ એજ કે પીરોજા જે દીને રૂસતમને પાછી મળી હતી, તે દહાડે ગુલે સેહજ ગભરાત બતાવ્યો હતો. હોમી વીશેનો તેવણને ખ્યાલ પણ આવ્યો નહી. તેઓ ઘણો લાંબો વખત થયો ભાઇ બેહન તરીકે રહેતાં હતાં. જાલ તથા ગુલ તેવણને મનશી એટલાં તો પોતાનાં છોકરાં જેવાં હતાં, કે ગુલ પોતાનાં માસીનાં દીકરાને ચાહતી હોય એવો ખ્યાલ વતીક પણ તેવણને આવ્યો નહી. જયારથી ફીરોઝની લાગણીનો તેણીએ એકદમ નાનો જવાબ લખ્યો ત્યારથી તેવણની ખાત્રી થઈ કે ગુલ કોઇને ચાહતી હતી, અને એમ પણ ખાત્રી થઈ કે ફોકટમાં ચાહતી હતી. જોકે તેવણ તેણીને ઘણોભી દીલાસો દેવા ઇચ્છતાં હતાં, તોપણ તે બાબદ પર વાત કરી તેણીનો ભરમ ખોલી દેવાની ફરજ નહી પાડવાનો તેવણે ઠેરાવ કર્યો.

જવાન ફીરોઝ દુઃખી અને નીરાશ થઇ ગયો, કારણકે ગુલને તે ખરાં દીલથી ચાહતો હતો, તોપણ તેણીનું કાગલ વાંચ્યા પછી તેને કાંઈ પણ આશા જોઈ નહી અને હમેશ તેણીનો ભાઈ અને દોસ્ત,—કે જેમ થવાની તેણીએ પોતાનાં કાગલમાં માંગણી કરી હતી—તરીકે રહેવાની કોશેષ કરવાનો તેણે ઠેરાવ કર્યો.

પોતાના દીકરાને કબુલ કરવાની ના પાડવાથી મેહરબાઇને પણ પેહલે ઘણો ગુસ્સો લાગો, પણ ગુલ તેવણ સાથે હમેશની માફક એટલા તો પ્યાર સાથ વાત કરવા લાગી, કે વધુ વખત તેવણ તેણી સામેનું ઠંડાપણ ટકાવી શકયાં નહી. જમશેદનાં કાલાવાલાથી થોડો વખત જહાંગીર સાથ ફીરોઝ ઘણી આનાકાનીથી પુણે ગયો. ત્યાં તેને જમશેદની બેહનં માનકનું બોલવા ચાલવાનું, રીતભાત એટલાં તો ગુલ જેવાં લાગ્યાં કે તેને ઘણો દીલાસો અને સુખ ઉપજયું. ત્યાંથી તે પાધરોજ પોતાની રેજીમેંટમાં રજા પુરી થવાથી જોડાવા ગયો, અને પાછો પંચગની ફરે તેટલાં ગુલ સાથ ભાઇ અને દોસ્ત તરીકે બોલાવાને પુરતો શકતીવાન થયો, જોકે અહીંયાં જણાવું જોઇએ, કે તેટલાં વખતમાં એક વરસ પસાર થઈ ગયું હતું. અને જેની વચમાં મરચંટ હાલમાં એક ઘણોજ દુઃખભર્યો બનાવ બન્યો હતો—પણ તેની વાત પછી.

ખોરશેદ કેખશરૂનાં જવા પછી જમશેદજી શરાફે પોતાનાં દોસ્તોનાં ઘણાભી કાલાવાલા છતાં પંચગની છોડી જવાને ઠેરાવ કર્યો. શાવકે કેટલાં નાણાં ઉચાપત કર્યાં હતાં, તેની તેવણે નક્કી ખબર કાઢી અને આખી રકમ તેવણે ભરી દીધી. ત્યાર પછી તેનાં બીજાં ઘણાંક કરજો ભરતાં તેવણ પાસ ઘણીજ નાની પુંજી રહી ગઈ. પણ પૈસા ગયા તેની તેવણને થોડીજ દરકાર હતી. તેવણ તો હવે પોતાનાં ઓળખીતાં પાલખીતાંઓથી દુર નહાસવા માંગતા હતા. પોતાની છોકરીને લગતા કાંઇ મોટા ખ્યાલથી પણ તેવણે ઠેરાવ મજબુત કર્યો. પંચગનીમાં મરચંટ હાલમાં અવારનવાર મુંબઇ અને પુણેથી શેઠયાનાં છોકરાઓ આવતા હતા. હવે આલાં પણ ત્યાં જતી આવતી હોવાથી તેવણને વીચાર આવ્યો, કે શું કામ પોતાની છોકરીને એવી લાલચોની વચમાં રાખે. જયારે તેવણની ખાત્રી હતી કે તેણીનાં બાઇની ચાલ સર્વેમાં જાણીતી થયલી હોવાથી, તેણીનો હાથ ધરવાને કોઇ પણ બહાર પડે નહી, જયારે તેવણ પોતાના ઠેરાવથી પાછા હઠયાજ નહી, ત્યારે, અંતે પીરોજા, રૂસતમ, અને ગુલે તેવણને ભુસાવલ, કે જયાં તેવણને પુરતું એકાંતપણ મલવાની આશા હતી ત્યાં જઇ રહેવાનો આગ્રહ કર્યો, અને ઘણી સમજાવતથી તેવણ કબુલ થયા. અને આલાં પણ સેહજ ખુશી થઇ, કારણકે તેણી જાણતી હતી કે રૂસતમના બાવા ભુસાવલમાં રેહતા હતા. અને ત્યાં તેણીની સહીઓ ગુલ તથા પીરોજાને મલવાની ઘણી આશા હતી.

"નવરોજી દસતુર એટલા તો ભલા, માયાળુ અને મલતાંવડા બુજરોગ ગ્રહસ્થ છે કે થોડા વખતમાં તેવણને તું ચાહયા વગર રહેશે નહી." જવાની એક બે દહાડા આગમચ ગુલે આલાંને કહયું. "મારે ખાતર તેવણને પુછજે કે અમો મુંબઇમાં પેહલવેહલાં આવ્યા પછી, પેહલાં ચોડાં અકવાડયાં કયાં ઉતારો કર્યો હતો, અને તેવણ તુંને તે જગા જરૂર બતાવશે. અને વહાલી આલાં જે જગાપર મારાં માયની કબર છે, ત્યાં પણ તું જવાને ચુકશે નહી! રૂસતમે તે જગાપર એક ઘણોજ મજાનો નાનો બાગ બનાવ્યો છે તેની તું જતન લેયા કરજે, અને અવારનવાર તે જગાને સાફ કરાવજે. અને જાલ અને હું વહાલી આલાં, તારો કદી પણ ઉપકાર ભુલીશું નહી. જયારે પણ જાલ ભુસાવલ જાય છે, ત્યારે તે જગા પર પેહલે જાય છે."

"જાલ, તેભી શું કોઇ દહાડો ભુસાવલ આવે છે કે?" પોતાનાં આંખમાંનાં આંસુઓ બંધ કરી આલાં એટલી તો ઝડપથી અને આશાવંત ચેહરે બોલી કે ગુલે એક પળ વેર તેણી તરફ અજાયબીથી જોયું અને પછી હસીને હાનો જવાબ દીધો. આલાંએ ખુશીથી તાબરા ફેર્યા, અને પછી એકદમ શરમાઇ ગઇ હોય તેમ પોતાનું લાલ થઇ આવેલું

મોહું ગુલનાં ખભાં પર ઢાંકી દીધું. ગુલે વાંકી વરી તેણીનાં કપાલો પર બે ચાર કીસો કરી, અને થોડો વખત વધારે પોતાનાં ભાઇ વીશે વાત ચલાવી.

તે દહાડથી ગુલે જોયું કે આલાં અગાઉ જેવી પાછી ખુશાલ દીસતી હતી. અને કાંઇ છુપા વીચારોથી મનમાં હરખાતી હોય તેવી રીતે અવારનવાર તેણીનાં ગાલો લાલ થઇ આવતા. જતી વખત તેણી પોતાનો ખુશાળ દેખાવ જાળવી શકી નહી. પણ ગુલની ખાત્રી હતી કે એક વખત તેઓનાં નવાં કીધેલાં ઘરમાં જઇ પુગવા પછી તેણી પાછી જેવી ને તેવી થશે, અને તેણીનાં પેહલાંજ કાગજ પરથી ગુલની ખાત્રીને વધુ ટેકો મલ્યો. દીનબાઇ અજબ થયાં, પણ ગુલ નહી થઇ.

હોમી પોતાની પસંદ કીધેલી બાયડીને કલકતે લેવા જવાની તૈયારી કરવામાં પડયો હતો. અને મનચેરશા તથા જાંહગીર તેની સાથે જવાના હોવાથી, તેવીજ તૈયારીઓમાં રોકાયા હતા. જ્યારે દીનબાઇ, પીરોજા, તથા રૂસતમ પોતાના જુનાં દોસ્તોને જોવા અધીરાં પડી ગયાં હતાં.

લાંબો વખત થયો મેહરીનું કાગજ નહી આવવાથી હોમી વધારે ઓછો ચીંતાતુર બન્યો હતો; તેનાં છેલ્લાં બે ત્રણ કાગજો તો જવાબ વગરજ રહયાં હતાં. અને તેણીની માતા અથવા તો તેણીની પોતાન મરજીથી થોડો વખત થયા તેને કાંઇ પણ ખબર મલી હતી નહી. અંતે એક દહાડો સહવારનાં નાસતાની ટેબલ પર તેને એક કાગજ મલ્યું. અને તે ઉપર લખેલા અક્ષરથી તે જોઇ શકયો કે તે તેની મેહરીનુંજ હતું. થોડા વખતમાં નાસ્તો પુરો કરી પેલું કાગજ પોતાનાં ઓરડામાં વાંચવા ગયો. અને ઘણે વખતે પોતાનાં કુટુંબને આવી મલ્યો. તેઓને કાંઇ ખબર ન હતી કે કાગજમાં શું લખેલું હતું. અને તોપણ તેઓ સર્વે ચીંતાતુર બન્યાં. પીરોજા, રૂસતમ તદન ચુપ થઇ ગયાં, અને હમેશનો ચવીત્રો જાંહગીર જે એક પળ પણ એક ઠેકાણે બેસી નહી શકે, તે પણ ન્યુસપેપર હાથમાં લઇ પોતાનો ભાઇ પાછો ફરે ત્યાં વેર જાણે તેજ જગા પર બેસવાનો ઠેરાવ ર્ક્યો હોય તેવી રીતે બેઠો. તેવીજ લાગણીથી તેનાં બાપ પણ છાંનાં બેસી રહયા. ગુલ પોતાની સહી માનકબનાજીનું કાગજ વાંચવામાં ઘુંટાઈ હોય તેવી રીતે બેસી રહી, જ્યારે દીનબાઇ ખોરશેદનું કાગજ વાંચવામાં રોકાયાં.

અંતે ઘણે વખતે જાંહગીર પોતાની ઇંતેજારી દાબી નહી શકવાથી બોલી ઉઠયો.

અટકી ગયો. અને જાંહગીર તેનું મોહું જોઇ અચરત થઇ ગભરાઇ ગયો.

હોમીનાં મોઢાં પર એક લોહીનું તીપું પણ જણાતું ન હતું; જાણે બોખાર આવતી હોય તેવી રીતે તેની આંખો બળતી હતી, અને તેનાં હોથો તાપનાં લખલખાં ભરાઇ આવ્યાં હોય તેવી રીતે ધ્રુજતા હતા.

"વાંચો" તેણે એટલા તો બોખરે અવાજે કહયું કે તે તેનાં દેખાવ કરતાં વધારે ચોંકાવનાર હતું. અને તેને પેલું કાગજ પોતાનાં બાપનાં હાથમાં મેલ્યું. "બાવાજી આએ કાગજ વાંચો, અને બધાંને કહો–હું કહી શકતો નથી. હવે સઘળું થઇ ચુકું!" તે પોતાની માતાનાં પગ આગળ મુકેલાં નાનાં સ્ટુલ પર બેસી બોલ્યો, અને પોતાનું દુઃખનું માથું તેવણનાં ખોલાપર મેલ્યું. "મારો સુંદર સ્વપનો પુરો થયો છે, અને હવે સજાગર થઇને હું શું જોતું છું! તદન કંગાલપત, તદન કંગાલપત! ઓ ખોદા ખોદા, આ દુઃખ સહન કરવું મુશકેલ છે, તોપણ હું તુંને તાબે થવશ." દીનબાઇએ પોતાનાં ધ્રુજતા છોકરાને છાતીએ દાબ્યો, અને આશા તથા દીલાસા ભર્યા બોલો સાથ વાત કરવાની કોશેશ કરી.

આખા ઓરડામાં ચુપકીદી પથરાઇ હતી. તેઓનાં હોમી–નરમાશવાલા અમીરી ખવાસનાં હોમાને તેવી હાલતમાં જોવું ખરેજ દુઃખ ભર્યું હતું. રૂસતમે તેને હલવે રહીને સ્ટુલ પરથી ઉઠાડયો અને પાસેનાં એક કોચ પર બેસાડયો. પીરોજાની આંખમાંથી આંસુઓની રેલો પડવા લાગી. અને જાંહગીર તેને પતાવા ઉભો રહયો. પણ ગુલની આંખમાં એક પણ આંસુ હતું નહી. તેણીનાં ફીક્કા દેખાવથી કોઇ પણ કહી શકે કે નજદીક હોમી જેટલુંજ દુઃખ તેણીને લાગતું હતું. અને તોપણ પોતાના મનની ઇચ્છા મુજબ તેની આગળ જઇ તેને દીલાસો દેવાની તેણી હીમત કરી શકી નહી.

હોમીએ આપેલું કાગજ વાંચતાં મનચેરશાનાં મોઢાં પર તરેહવાર જાતની લાગણીઓ જણાવા લાગી. જાંહગીર ખોલ્લી રીતે તેવણનાં મોઢાંપર દયા, દલગીરી ધીક્કાર, ગોસ્સો એ સઘલું જોઇ શકતો હતો.

"આ એક જુની વાત હતી, અને ઘણી વખત બને તેવી હતી. પણ તેથી કાંઇ તેનો કડવાસ ઓછો થતો ન હતો. મેહરીએ ઉપલું કાગજ અતીશય માંદગીનાં બીછાણાં પરથી લખ્યું હતું. અઠવાડયાંઓ વેર તેણી બેસુધ હાલતમાં માંદગીનાં બીછાણાં પર પડી હતી. પણ જે સઘળું બન્યું હતું તે તેણીએ પોતાનેજ હાથે પોતાનાં હોમી પર લખવાનો ઠેરાવ ર્ક્યો હતો. આપણે એક વખત આગમચ જોઇ ગયાં છીયે કે તેઓ સઘલાં કલકતે ગયાં હતાં, અને ત્યાં બમનજી પટેલ પોતાનાં કુટુંબ સાથ એટલી સારી ચાલ ચલાવતા હતા, કે સુનાબાઈ વધારે ચલકતાં ભવીશની આશા રાખતાં હતાં. બમનજી પોતાનો ઘણો ખરો વખત ઘરમાંજ ગુજારતા, અને જ્યારેથી બહાર જતા ત્યારે ઘણું ખરું મેહરી સુનાબાઇને સાથેજ લઇ જતા હતા. તથા તેઓનાં ઘરમાં કોઇ

## ચંચળ બુદ્ધીનો બદલો ગંજ. ગરીબીમાંથી કરોડપતી થયલા વેપારીની વાર્તા.



**સીંગરનાં મોટાં કારખાનાનો ચોગાંન.**

(ગયા અંકથી સાંધણ ચાલુ.)

બીજો ગરીબાઇમાંથી વધવાનો દાખલો ન્યુ હેવન ખાતેની આફીસમાં દર અઠવાડયે છ ડાલરને પગારે કામ કરનાર ગરીબ કલાર્કનો છે, કે જે કલાર્ક હાલ સીંગર કંપનીની લંડન ખાતેની ગંજાવર આફીસનો મેનેજર થયો છે. આ લંડન ખાતેની આફીસ આખા ગ્રેઠ બ્રીટન અને આયરલંડ, ફ્રાન્સ, સ્પેન, પશ્ચીમ યુરોપ, આફ્રીકા, આસ્ત્રેલીયા, દક્ષીણ અમેરીકા, અને એશીયા ખાતેંની બ્રીટીશ સલટનંટમાં પોતાનો વહીવઠ ચલાવે છે.

થોડાં વર્ષની વાત ઉપર સીંગરનાં કારખાનામાં માણસો માટે પાણી લઈ જવા અને બીજાં એવાં પરચુટણ કામ માટે એક જર્મન છોકરાને ચાકરી રાખવામાં આવ્યો હતો. તેણે પોતાની આ હલકી નોકરી એટલી તો સારી રીતે બજાવી કે તેને જલદીથી આગળ વધારવામાં આવ્યો. વધતાં વધતાં તે હાલ જર્મની ખાતે આવેલાં હેમબર્ગની સીંગરની આફીસનો મેનેજર થયો છે અને તે પોતાનો વહીવટ મધ્ય અને પુર્વ યુરોપના દેશો સાથ ફતેહમંદીથી ચલાવે છે. બીજાઓ માફક તે પણ મીત્રોની ભર બળામણ અને લાગવગ વગર ફકટ હલકામાં હલકી ફરજો બજાવવાને મગરૂરી અને વફાદારીથી વળગી રહેવાથી, તેમજ સાહસીકપણા અને પ્રમાણીકપણાથી તે આવા મોટા ઓધા ઉપર આવવા પામ્યો છે.

સીનસીનાટી અને સેંટ લુઈ ખાતેની સેનત્રલ આફીસના મેનેજરો, જેઓ પણ મોટું કામ ચલાવે છે, તેઓ પણ નાની શરૂઆતથી વધેલા છે. ખરૂં જોતાં તો આ અસાધારણ ફતેહ મેળવેલી અજાએબ જેવી કંપનીમાં ચાલુ ખંત, મેહેનત, અને ચંચલાઈ વગર આગળ વધવાને બીજો કોઈબી સુતરો બાદશાહી રસ્તો નથી.'

કોઈબી કંપની પોતાના વહીવતમાં સીંગર કંપનીના જેટલીજ મુદતની અંદર આવું છક કરી નાખનારૂં પરીણામ લાવી શકી હોય એવો એકબી દાખલો આખી દુનીયાની તવારીખમાંથી મળે એ શક ભરેલું છે. મી૦ એરોસ્મીદ, જેણે હંટનું મશીન ખરીદ કીધું હતું, તેને આ મશીનની શોધનું પેટંટ લેવા ના પાડવામાં બીજાં કારણો ભેગું આ પણ કારણ દરશાવ્યું હતું કે "પેટંટ લેવાને, કામ શરૂ કરવાને અને સંચાઓ વેચવાને શરૂઆતામાં ૩૦૦૦ દાલરો જોઇએ." તે વખતે એરોસ્મીદને સ્વપને પણ ખ્યાલ ન હશે કે ૪૪ વરસના અરસામાં ફકત એકજ કંપની એકજ જાતના સીવવાના સંચાઓ બનાવવાને લાખો ડાલરોની ગંજાવર રકમ રોકશે! પેટંટ લેવામાં ઢીલ કરવા માટે જ્યારે એરોસ્મીદને ઠપકો આપવામાં આવતો ત્યારે તે જણાવતો કે પેટંટ માટે ૬૦ દાલર સરકારમાં ભરવા જોઇએ, જે ઘણા છે! અને હાલ સીંગર કંપની સીવવાના સંચાની જુદી જુદી જાહેર ખબરો છપાવવમાં હજારો ડાલરો દર સાલ ખરચે છે.

વળી બીજુ જે કારણ એરાસ્મીડે બતાવ્યું હતું તે એ હતું કે તેને "બીજુ કામ કરવાનું છે." પણ હાલ એકજ સીંગરની કંપની પોતાનું કામ કરવાને માટે પગારદાર ૪૦,૦૦૦ માણસો અને કમીશનથી કામ કરનાર બીજા ૬૦,૦૦૦ માણસો કામે લગાડે છે. આ સીંગર કંપની એ એટલું છતાં લખો ડાલરો પોતાના ધંધામાં રોક્યા છે અને દર સાલ હજારો ડાલર જાહેર ખબરો પાછળ ખરચેછે. જાહેર ખબરોની પ્રસીધતા આપવા માટે કંપનીએ ૪૦,૦૦૦ માણસો, અને ૮,૦૦૦ ઘોડાઓ રાખ્યા છે એટલુંજ નહી પણ કંપનીએ પોતાનું મોટું કારખાનું જે "એલીઝાબેથ" ના નામથી ઓળખાય છે, સાંથી તે ન્યુ યોર્ક સુધી સંચા લાવ લઈ જાવ કરવાને પોતાની ખાસ ટ્રેનો અને સ્ટીમ બોટો રાખી છે.

સીંગર કંપનીની સીવવાના સંચા વેચવાની શાખાઓ આખી સુધરેલી દુનીયાંમાં ઉઘાડવામાં આવી છે અને આસ્તે આસ્તે અર્ધ સુધરેલા મુલકોમાં પણ શાખાઓ ઉઘાડવામાં આવે છે. આખું યુનાઈટેડ સ્ટેટ્સ અને કેનેડા શાખાઓથી ગોયા ગુંથાઈ ગયું છે. મેક્ષીકો, વેસ્ટ ઈનડીઝ અને દક્ષીણ અમેરીકામાં તો "સીંગર" નું નામ એક ઘરગતુ શબ્દ થઈ પડ્યું છે. યુરોપ ખંડના દરેક ભાગોમાં, તેમજ



સ્ક્રુ બનાવવાનું ખાતું.

આફ્રીકા, એશીયા અને આસ્ટ્રેલ્યાના યુરોપીયન સંસ્થાનોમાં પણ "સીંગરનો સીવવાનો સંચો" માનીતો થઈ પડ્યો છે. સીંગરના સીવવાના સંચાનું ગંજાવર કામ આસ્ટ્રેલીયામાં ચલાવવામાં આવે છે. ચીન, જાપાન અને હીંદી મહાસાગરમાં આવેલા ટાપુઓમાં શાખાઓ અને નાની શાખાઓ સ્થાપવામાં આવી છે. હીન્દુસ્થાનમાં સીંગરના સીવવાના સંચાનો મોટા પાયા ઉપર ધંધો ચાલે છે **તેઓની હિન્દુસ્થાનમાં ૮૦ દુકાનો છે. અને હજારો સંચાઓ વેચાએ છે. પારસીઓનાં હિન્દુઓનાં અને દરએક જાત જ્ઞાતનાં ઘરોમાં સીંગર ઓળખાણીતો છે.** અને છેક દક્ષીણ આફ્રીકાના કેપ ટાઉન અને ત્રાનસવાલ જેવા મુલકોબી સીંગરની શાખાઓને સારૂં ઉતેજન અને આસરો આપે છે.

દરેક દરયા ઉપર સીંગરના સીવવાના સંચાઓ ઉડતા ફરે છે અને દરેક રસ્તો, જે ઉપર સુધરેલાં લોકો ફરે છે, સાં દુનીયાની બેનપણીઓનો આ મોટો કંટાળા વગરનો મદદગાર (સીંગરનો સીવવાનો સંચો) તેઓની મદદે જઇ ઉભો રહે છે. તેનો ખુશાલી ભરેલો રાગ (સંચાનું ઉપયોગીપણું) જેટલો ખડતળ જરમન સ્ત્રીઓ સમજે છે, તેટલોજ નાજુક જેપાનીસ કુમારીકાઓ પણ સમજે છે. સીંગરના સંચાઓ ઉપર રશીયાની ભુરા બાલવાલી ખેડુત છોડીઓ તેમજ મેક્ષીકોની કાલી આંખોવાળી સ્ત્રીઓ કામ કરે છે. આ સંચાનું ગીત (તે કેવી રીતે વાપડવો) સમજવાને કોઈબી દુભાસ્યાની ગરજ નથી, તમારે ગમે તો તે કેનેડાના બરફની વચમાં અથવા પેરેગુઆના પેમપાસના જંગલમાં ગાવો. હીંદુ માતાઓ અને ચીકાગોની ગરીબ કુમારીકાઓ સીંગરના સંચાથી લુગડાં સીવે છે. આ પ્રમાણે અમેરીકન સંચા, અમેરીકન ભેજા અને અમેરીકન પૈસો આખી દુનીયાની સ્ત્રીઓને સામાન્ય સગાઈ અને બેનપણાના ગાંઠથી એકઠાં કરે છે.

સીંગર કંપનીની મુખ્ય આફીસ ન્યુ યોર્ક શેહેરના યુનીયન સ્કવેરમાં ઘણીજ સરસ જગા ઉપર આવેલી છે. આ આફીસમાંથી સાધરણ રીતે આખી દુનીયા સાથ કંપની પોતાનો ધંધો ચલાવેછે. અમેરીકા ખાતેનો ધંધો ૫૦ મોટી સેંત્રલ આફીસોથી ચલાવવામાં આવે છે, જે આફીસો ફીલાડેલફીયા, ચીકાગો, સાન ફ્રાનસીસકો, બોસટન, પીટસ બર્ગ, ન્યુ ઓરલીયાં, રીચમંડ, સીનસીનાટી, સેંટ લુઈ વગેરે મોટાં શેહેરોમાં આવેલી છે. દરેક સેંત્રલ આફીસનો વહીવટ એક મેનેજર ચલાવેછે, જેના હુકમથી તેને સોંપેલા વીસતારમાં શાખા આફીસો ઉઘાડવામાં આવે છે. વળી શાખા આફીસના એજંટનું ધ્યાન પુગે તો પોતાના અસતકના દરેક કસબા અને ગામડામાં નાનકડી આફીસો ઉઘાડી શકે છે. હવે આ સેંત્રલ આફીસોને જે વીભાગો સોંપવામાં આવેછે તે સાધારણ રીતે એક આખું રાજ્ય હોયછે અને કેટલાક દાખલાઓમાં તો એકથી વધારે રાજ્યો હોયછે, બીજા દાખલાઓમાં એક રાજ્યમાં બેથી વધુ સેંત્રલ આફીસો હોય છે. સેંત્રલ આફીસના મેનેજર પોતાના અસ્તકની સઘળી શાખા આફીસો ઉપર વહીવત ચલાવેછે તેમ શાખા આફીસનો એ-



**સંચા ગોઠવવાનું ખાતું.**

જંટ. પોતાના હાથ હેઠળની આફીસોનો વહીવટ ચલાવેછે. આ ઉપરથી વાંચનારે એમ નસમજવું કે સેંત્રલ આફીસો મોટા અમલદારોને રેહેવાનાં ફકત .મકાનો છે. દરેક સેંત્રલ આફીસ પાસે સંચાઓના ઘરાક લાવી આપનારા અને જુના સંચા એકઠા કરનારા પોતાના ખાસ માણસો હોયછે, અને દરેક મોટી આફીસ જાણે તે એખલીજ કંપનીની આફીસ હોય તેવી નેમથી પોતાનું કામ ખંતથી બજાવેછે. તેજ પ્રમાણે શાખા આફીસમાં થાયછે. ધીકકાર વરસજો તે મેનેજર ઉપર, કે જે એક સીપાહ બચાની માફક પોતાની ફરજો બજાવે નહી અને પોતાની આફીસને નકળ કરવા જોગ બનાવે નહી. કેનેડા ખાતેનો વહીવત યુનાઇટેડ સ્ટેટસની માફક બે સેંત્રલ આફીસોથી ચલાવવામાં આવેછે, જેમાંની એક મોંત્રીયલ અને બીજી તોરાંટો ખાતે છે.. આ સઘળી ૨૭ મોટી આફીસો પોતાનો રીપોર્ટ ન્યુ યોર્ક ખાતેની મુખ્ય આફીસને કરે છે અને કંપનીના અમલદારો તરફથી હુકમો મેળવે છે.

જેમ આગળ જણાવવામાં આવ્યું તેમ લંડન ખાતેની સીંગરની આફીસ ગંજાવર વહીવત ચલાવેછે. દક્ષીણ અમેરીકા ખાતેનો વહીવત લંડન ખાતેની આફીસ કરે છે, કાંકે યુનાઇટેડસના કરતાં ઈંગલંડ સાથ દક્ષીણ અમેરીકાનો વહીવત સલંગ અને સેહેલાઈથી ચલાવવામાં આવેછે.

હેમબરગ ખાતેની સીંગરની આફીસ મધ્ય અને ઉતર યુરોપ અને પશ્ચીમ એશીયા સાથ પોતાનો ધંધો ચલાવેછે. આ આફીસ પણ લંડન ખાતેની આફીસની માફક પોતાનો રીપોર્ટ ન્યું યોર્ક ખાતેની મુખ્ય. આફીસને કરેછે. આખી દુનીયામાં સીંગર કંપનીની એકંદર આફીસો નજદીક ૪,૫૦૦ છે, જેનો ત્રીજો ભાગ તો ફકત યુનાઇટેડ સ્ટેટસમાં છે.

ઉપલો હેવાલ સીંગર કંપનીના ગંજાવર ધંધાનો થોડોક ખ્યાલ આપે છે. દુનીયાની કોઈબી જાહેર યા ખાનગી કોરપોરેશન આવી મનમાનતી અને સંપુરણ રીતે વહીવત ચલાવતી હોય, એ ઘણું શક ભરેલું છે. સીંગરની આફીસની માફક કોઈબી બેંક પોતાના વહીવતની દરેક બાબદમાં

ચોક્સ નહી હશે એટલુંજ નહી, પણ કોઇબી લશકર સીંગરની આફીસના સ્ટાફ કરતાં નિયમિત વહેવારમાં સરસ નહી હશે. આવી સંપુર્ણ રસમ એક મોટી કંપનીને પોતાના બોજાથી પડી ભાગતી અટકાવવાને જરૂરની છે. આ મોટી ગંજાવર સીંગરની કંપનીની સંપુર્ણ અને મજબુતી, એજ તેની હમેશની ધીકતી હાલતની જામીનગીરી છે.

## પ્રકરણ ૫ મું.

### સીંગરનું મોટું કારખાનું.

અમારી બાનું બીગ્રાની આટલું વાંચ્યા પછી સીંગરન સંચાઓ કેવી રીતે અને ક્યાં બનાવવામાં આવે છે તે જાણવાને ખુદરતી જીજ્ઞાસા ઉશકેરાવા વગર રેહેશે નહી. એમ ધારી અમો તે જીજ્ઞાસા પાર પાડવાને ખુશી છીએ. જેઓને આ બાબદ જાણવી હોય તેઓને અમો અમારી સાથે સીંગરનાં ગંજાવર કારખાનાની એક ઝડપી મુલાકાત લેવાને નોતું દઇએ છીએ.

"ન્યુ જરસી સેંત્રલ રેલવે"નું ન્યુ યોર્કનું સ્ટેશન છોડીને ન્યુ યોર્કનો અખાત ઓળંગી, જરસીનાં ગામડાંઓમાં થઈ, સીંગર કંપનીનાં મોટાં કારખાનાંની દીવાલો પસાર કરી, આપણે એલીઝાબેથ પોર્ટના સ્ટેશન ઉપર ઉતર્યે છીયે. ન્યુ જરસી રેલવેની સાત ડીપોમાંનું આ ખુશનુમા એલીઝાબેથ શેહેર એક છે. સ્ટેશન પરથી ઉતરીને જતાં આપણી નજરે એક ખુશનુમા બાગ પડે છે, જેમાં સુંદર શરણએરી અને બીજાં ઝાડો આવી રહેલાં છે અને વચોવચમાં ફુલોના સુગંધની વચે એક ફુવારો ઉડે છે. આ સીંગરના કારખાનાંનો ખાનગી બાગ છે અને શેહેરના બાગ કરતાં તે ઘણો રળીયામણો છે. સીંગર કંપનીએ કારખાનાની આગળનો સઘળો જમીનનો કડકો ખરીદી, તેને એક બગીચામાં ફેરવી નાખ્યો છે અને પોતાને ખરચે તેનો નીભાવ કરે છે. સીંગરના બગીચાની પેલી બાજુએ કારખાનાની ચાર માળની ઇમારત આવી રહેલી છે. આ ઇમારત ઇંટ, લોખંડ, અને સ્લેટની બાંધવામાં આવી છે અને તેને લોખંડના બીમો અને ગરડરોથી ટેકો આપ્યો છે. ઇમારતનો આગળો ભાગ સુંદર ઇંટોથી બાંધવામાં આવ્યો છે અને ઇમારતને મથાળે એક ટાવર બાંધવામાં આવ્યું છે, જેની અંદર એક મોટું ઘડીયાળ પાડોસનાં લોકોને વખત બતાવવાને મેળવામાં આવ્યું છે.



લોખંડને પાણી પાવાની ભઠી.

સુંદર આરીસો પસાર કરી આપણે એક બીજા બાગમાં આવ્યે છીએ, જેની ત્રણ બાજુઓ ઊંચી ઇમારતોની હારથી ઘેરાઈ ગયલી છે. આ જગા કાંઈ પેહેલાં બાગને માટે રોકવામાં આવી ન હતી, પણ ફકત કારખાનાના ચોક માટે તે ખરીદવામાં આવી હતી. ઇમારતો અને ચોકની વચે એક જાતના ડામરના રસ્તાઓ બનાવેલા હોય છે, તેમજ ડોકમાં જવા માટે પણ એક રસ્તો બાંધેલો છે. રસ્તાઓની બાજુએ તેમજ વચે લીલું ઘાસ આવી રહેલું હોવાથી, તેમજ ઝાડો અને ફુલોથી તે ઘણા સુશોભીત દેખાય છે. આ રસ્તાઓ સ્વચ્છ રાખવામાં આવે છે અને જો કે દર રોજ ૨,૦૦૦ માણસો તે ઉપર જાવઆવ કરે છે, તોપણ

(સાંધણ છે.)

મલવા બેટવા આવે ત્યારે તેઓને પોતે જાતે આવકાર દેતા. તેઓ પોતાની દોલત કરતાં વધારે ભપકાથી રહેતાં હતાં, અને તે સામે સુનાબાઈ વારંવાર પોતાનો અણગમો દેખાડતાં, પણ તેવણનાં વર તેવણને હસી કાડતા અને એવી બાબદ માટે પોતાને અથવા મેહરીનાં જીવને રંજીડા કરવા ના કહેતા. તેઓ પાસ પુરતું હતું અને કોઈ દહાડો ખજાનો નહીં ખુટે તેની તેવણે પુરતી સંભાલ લીધી હતી. બમનજીના ઉપલા બોલોથી સુનાબાઇના મનમાં સેહજ ફીકર પાડતી, પણ તેનો ખુલાસો પુછવાની તેવણની હીમત ચાલતી ન હતી. અંતે આ અસાધારણ શાંતપણામાં મેહરીનું વકી રાખેલું તોફાન એકદમ આવી પડ્યું. અને સુનાબાઇની આંખો તેથી ખોલ્લી થઇ.

તેઓને મુલાકાત આપવા આવનારાઓમાં એક કોઇ દીનશા દીવેંચી નામનો પારસી હતો. તેના એસકી પોષાક સીવાય તેનામાં ખેંચાણ કરનારૂં કાંઈ ન હતું. અને અલબત તે સુનાબાઈ મેહરીને કાંઇ અજબ રીતે અણગમતો લાગતો હતો. તેની ઉમર નજદીક પચાસ વર્ષની હશે, જ્યારે તેનો બહારનો દેખાવ અંદરના ખરાબ ખવાસોની ગેવાહી આપતો હતો. લોકો કહેતાં હતાં કે તે ઘણો પૈસાવાલો હતો, જોકે એમ પણ અફવા હતી કે તેણે આ સઘળો પૈસો હાથીદાંતના વેપારમાં (જુગારમાં) પેદા કર્યો હતો. આ માણસ સાથ બમનજીને હમેશ ફરતાહરતાં જોવામાં આવતા હતા. અને અલબત ઘરના ધણીનો માનીતો હોવાથી તે ઘરમાં પણ અવારનવાર દેખાવ દેતો. સુનાબાઇ મેહરીને તેને માટે ખુદરતીજ ઘણો ધીક્કાર હતો. એક વેલાએ તેઓએ બમનજી આગલ પણ તે ધીક્કાર જાહેર કર્યો. પણ તેવણે તે સાંભલ્યા પછી એવું તોફાન કર્યું, કે માએ દીકરી ચુપજ થઇ ગયાં. અને દીનશા દીવેંચીએ પોતાની મુલાકાતો ચાલુ રાખી.

'આએ માણુસ કે જેને માટે જાહેર રીતે બોલાતું હતું કે તે એકલપેટો, ઘાતકી, અને નીચ ખવાસનો હતો, તેને પોતાની દીકરી સાથ પરણવાની તેવણે કબુલાત આપી હતી. મેહરીને તેવણે સખ્ત હોકમ કર્યો, કે પોતાનાં ભવીષનાં વર દાખલ તેને આવકાર આપે અને તેની સાથના પોતાનાં લગ્નની તૈયારી કરે.

એક તોપના ગોળા માફક ઉપલા બોલો તેઓને કાને પડ્યા, અને મેરી હોમી મરચંત સાથ અટરાયલી છે એમ સુનાબાઇની કહેવાની હીમત પણ નહી ચાલી. પણ પોતાની દીકરીને ખાતર તેવણ છાપર આવી બોલ્યાં, અને તેવણે જોયું કે તેવણની બીહક પાયા વગરની ન હતી. તરતજ છેડાયલા બમનજીએ, મનચેરશા અને તેવણનાં કુટુંબને ખરાબમાં ખરાબ ગાલો ભાંડવા માંડી; ઘણાં વર્ષ થયાં બમનજી મનમાં એમજ ફાંતો લઇને ફરતા હતા, કે મનચેરશાએ તેવણને કોઇ જાતનું અપમાન કર્યું હતું. અને હમણા તેવણે નહી લખી શકાય તેવા ભયંકાર બોલો બોલી ગંભીર સોગંદ ખાધા, કે મેહરી કદી પણ હોમીની બાયડી થશે નહી; હજી તે તેણીને મુએલી જોશે. તેવણનો મીજાસ વધતોજ ગયો, પણ સુનાબાઇએ તેવણના વધુ બોલો સાંભલ્યા નહી. મેહરી બેસુધ થઇ તેવણનાં પગ આગળ જમીન પર પડી હતી. તેવણને ગાલો ભાંડતા અટકાવા તેણી એકદમ ઉઠી ઉભી હતી. તેવણના સોગંદ સમજવા આગમચ તો તેણી ભોંય પર પડી ગઇ. અને પાછી હુશયારીમાં આવતાં ઘણો લાંબો વખત થયો. સુનાબાઈ બીચારાં દુઃખથી ફાટ ફાટ થતી છાતીએ પોતાની કમનસીબ છોકરીનાં માંદગીનાં બીછાંણાં આગલથી ખીસ્યાં નહી તેવણ તેણીની સારી થવાની દુવા પણ માંગી શક્યાં નહી, કારણકે તેવણ જાણતાં હતાં કે તેણીનાં સુખની બીલકુલ પણ આશા હતી નહી. બમનજી એક બે વખત એવી રીતે કાંઇ બોલ્યા કે, દીવંત્રીને તેવણે ગંભીર વચન આપ્યું હતું કે તેવણનાં બુઢાંપણાનો, નહી જીંદગીનો આધાર મેહરીનાં તેની સાથનાં લગ્નપર રહેતો હતો. અને આવાં માણસની બાયડી થવા માટે પોતાની છોકરીને છોડાવવાને તેવણ કેમ ઇચ્છી શકે, અને તોપણ તેવણ તેણીને મરી ગયલી પણ કેમ જોઇ શકે! આ હેતવંતી માતાએ આવાડયાંઓ વેર પોતાની લાડકવાઇ દીકરીની કેવાં દુઃખથી માવજત કરી હતી, તેનું વર્ણન કદી કલમ આપી શકે! અંતે એક દહાડો મેહરી સુધીમાં આવી. અને નહી સમજાય તેવા નબલા અવાજે પુછ્યું કે તેણી એમ કાંય પડી હતી! આસ્તે આસ્તે સચ્ચાઇ તેણીનાં મગજ આગળ આવી ઊભી. અને થોડા વખતમાં તેણીને સઘલું માલમ પડ્યું. ડાક્ટરે કહ્યું કે તેણી સારી થવા માંગતી હતી અને થોડા દહાડામાં તેણી પોતાનાં બીછાણાં પરથી ઉઠવાને શક્તીવાન થશે. ત્યારપછી બમનજીએ તેણીને જોવા માટે ઘણી ઓહસ કરી અને મેહરી પણ સામે થઈ નહી. શાંત મગજે અને મુગે મોઢે તેણીના બાપે જે કહ્યું તે તેણીએ સાંભલ્યું. તેને શું કહ્યું તે તેણીએ હોમીના કાગજમાં લખ્યું ન હતું. ફક્ત તેણીએ એટલુંજ લખ્યું કે તેણીની તંદરોસ્તી તદન બરાબર થાય, ત્યાંવેર થોભવાને તેણીએ પોતાના બાપ પાસ માંગી લીધું હતું.

"ત્યારે મારા વહાલ હોમી તું દીલાસો પકડ," તેણીએ પોતાની દુઃખી કહાંણી પુરી કરતાં લખ્યું. "એ લોક મને આશા આપે છે, કે થોડા મહીનામાં હું અસલ જેવી પાછી તનદરોસ્ત થવશ. હું તે વેળા મનમાં હસું છું કારણકે હું જાણું છું કે આ દુન્યામાં મારો હાથ કોઇ સાથે પણ જોડાવાનો નથી. હું એટલુંજ ઇચ્છું છું કે મારા બાપની ધીરજ ખુટી જાય ત્યાંવેર મોત થોભશે નહી કરે. ઓ મારા વહાલા હોમી, હું ઘણી વખત આ દુન્યાના સુખને ભુલી જઇ મોતને કંટવાસ વગર જોઇ શકું છું, પણ હમેશ તેમ બનતું નથી. કોઇ કોઇ વખતે મને વીચાર આવે છે કે આ દુન્યામાં આપણે સાથે કેટલાં સુખી થઈ આપણા નાના ઘરને બેહસ્ત બનાવને! હોમી હું કદી પણું કોઇની બાયડી થવાની નથી. અને હું કોઇની બાયડી હોવું તે કરતાં બેહસ્તમાં હોવું

વજાડયો. તેના જવાબમાં એક નોકર આવ્યો, તેને મેં એક ચીઠી આપી કહયું કે એક પળ પણ ખોયા વગર ખાસ માણસ સાથે તેની જગાએ પુનાડવી. આ ચીઠીના જવાબમા એક કલાક પછી એક આબરૂદાર દેખાવની નર્સ કે જેણીમાં મને ઘણો વીશ્વાસ હતો તેણી આવી, અને તેણીને મીસ વીલતનનાં ઓરડામાં લાવવામાં આવી. મેં તેણીને ટુંકમાં સઘળો હેવાલ સમજાવ્યો અને તેણીને મારા વીશ્વાસમાં લીધી.

"હું સ્ત્રીકનીઆ ચાલુ રાખવા ધારૂં છું," મેં કહયું, "અને હું ઈછું છું કે મારૂં દરદી એવાજ ખ્યાલ તલે રહે કે તેણીને હજુર મોરફીઆજ આપવામાં આવે છે. આથી તેણીનાં જ્ઞાન તંતુપર ઓછું દબાણ થશે, અને સારૂં થવાની ટકો વધારે રેહશે."

તે નર્સે મારા સઘલા હોકમો મુજબ બરાબર ચાલવાની કબુલાત આપી, ચોકસ વખતને અંતરે તેણીને સ્ત્રીકનીઆનાં નાનાં "દોઝો" આપવાના હતા તેમજ તે દરદીને ખોરાક માટે દુધ સારો બનાવેલો મરઘીનો સુપ અને ચમપીન આપવાનો હતો. આ પછી હું બહાર ગયો અને ઓનસ્લો તથા ઓલીવરને તાર કીધો અને છેલ્લે મારા દરદી સાથે રાત ગુજારવાને પાછો ફરયો.

ત્યાર પછીનું પખવાડયું હું કદીબી ભુલી જઈશ નહી. ઘણી સંભાલથી આપેલા સ્ત્રીકનીઆથી તેણીને કૌવત મલવા છતાં તેણીનું દુઃખ ઘણુંજ ભયંકાર હતું. તેણીની આંખમાનો નાગી પાસીનો દેખાવ તેમજ તેણીનાં જવાન મોંહડાં પરનો દુઃખી દેખાવ હું જલદીથી ભુલી જવશ નહી. પેહેલા પાંચ દીવસ ઘણાજ ખરાબ ગયા, ત્યાર પછી ઘણુંજ ધીમે ધીમે દુઃખનું જોર કમતી થવા માડયું. અંતે એક વખત એવો આવ્યો કે જયારે મીસ વીલતનને લાંબી અને શાંત ખુદરતી ઉંઘમાં પડેલી જોઈ હું ખુશી થયો.

જ્યારે તેણી તેમાંથી જાગી ત્યારે તેણીનાં મોહડાંપરનો દેખાવ તદન ફેરવાઈ ગયલો, શાંત અને તાજગીવાળો હતો. હું તે વેળાએ તેણીનાં બીછાનાં પાસે ઉભો હતો.

"અરે હવે હું ઘણી બેટર છું." તેણીએ એક નીશાસો નાંખી કહયું. "મને ઘણી સરસ ઉંઘ આવી છે, હું કેવી ઉપકારી છું કે મોરફીઆની અસર પાછી થવા માંડી છે."

"તમે કેમ જાણો છો કે મોરફીઆથી તમુને ઉંઘ આવી હતી."

"તે વીશે મને કેમ શક હોય?" તેણીએ જવાબ દીધો. "સુવા આગમજ નર્સે મારા હાથમાં સુઈગો મુકયો હતો."

મેં નર્સ તરફ જોયું. તેણીએ હસીને પોતાનું મોહોડું ફેરવ્યું હતું.

મેં તેણીને ઈસારત કરી ઓરડો છોડી જવા કહયું. મેં ધારયું કે ફ્રાન્સીસ વીલતનને મારે જે કાંઈ કહેવાનું હતું તે કહેવાનો હવે વખત આવ્યો હતો.

"તમે ઘણી અજબ જેવી રીતે સારી પેઠે દેખાવો છો," તેણીની પાસે બેસીને મેં કહયું, "તમે જલદીથી તદન સારી પેઠે થશો એમ માનવાને મને દરેક કારણ છે."

"તમે ઘણું એકીન રાખો છો" તેણીએ મોહડાંપર રતાસ અને આંખમાં આંસુ સાથે જવાબ દીધો. "પણ મને આશા બતાવવામાં શું ફાયદો? મને મોરફીઆ વગર કદી ચાલી શકે નહી. હું તેની ગોલામ થઈ પડી છું. ભવીષમાં હું તે ઓછા જથામાં લેવાની કોશેશ કરશ. પણ જયાં સુધી હું જીવશ ત્યાં સુધી તે વગર તો મને કદીબી ચાલશે નહી. ગયું આખું પખવાડયું જે વેળાએ તેની અસર મારીપર થતી બંધ થઈ હતી, તે વેળાનું મારૂં દુઃખ કેટલું હતું તે જેને થાય તેજ સમજી શકે. ડાકટર હેલીફેક્ષ હું તમારી આગળ કબુલ કરી દઉં છું, કે મારેથી મોરફીઆ વગર જીવી શકાતું નથી."

"મીસ વીલતન તમારા ઓલીવરનો વીચાર કરો," મેં કહયું, "આથી તેને કેટલું દુઃખ થાય તેનો વીચાર કરો."

"હું તેવણને વાસ્તે વીચાર કરૂં છુંજ" તેણીએ જવાબ દીધો. "એવણને વાસ્તે હું ઘણું કરૂં, પણ આ ભયબીત આદત તેવણને ખાતર પણ મારેથી તોડી શકાતી નથી. તે માટેની તજવીજ કરવાનું પણ હવે નકામું છે. હું ઘણી નાતવાન થઈ ગઈ છું."

"જરાકબી નહી," મેં કહયું. "હવે હું કહુંછું તે સાંભળો, મને તમુને કાંઈ સારી ખબર કહેવાની છે."

"તે શું છે? મારા જેવી કંગાલ અને પાપી છોકરી માટે શું સારી ખબર હોય?"

"તમે ધારો છો કે હમણા જે તાજગી બક્ષે તેવી ઉંઘમાં તમો પડયાં હતાં તેનું કારણ મોરફીઆ મુકવાનું હતું?"

"અલબત તેજ, નર્સે મુકયો હતો."

"તેણીએ તેનું કશું કીધુંજ નહી હતું. તેણીએ પાણી ઘણાજ થોડા સ્ત્રીકનીયા સાથે તમારી ચામડીમાં મુકયું હતું."

"સ્ત્રીકનીયા! એ તમે શું બોલો છો?"

"હું જે કહું છું તે, મીસ વીલતન, તમે ખુશી થાવો, કારણ અત્યાર આગમજની તમે તે બુરી ટેવ પર જીત મેળવી છે. આખું પખવાડયું થયું તમે મુદલ મોરફીઆ લીધો નથી. તમે જેને મોરફીઆ ધારતાં હતાં, તે તો સ્ત્રીકનીઆ ઘણાજ નાના જથામાં ટોનીક દાખલ આપવામાં આવતો હતો. ખરેખર તમે તે દીવસો ઘણાં ભયંકાર દુઃખમાં ગુજાર્યા છે, પણ તેથી ખરાબ દુઃખ તો ઘણા દીવસ થયા પુરૂં થયું છે. તે તાજગી બક્ષે તેવી અને ખુદરતી ઉંઘ સાબેત કરી આપે છે, કે હવે તમે તદન સારાં થયાં છો."

"અમે અંદર આવ્યે કે?" એક ખુશાલ અવાજ બારણાં આગળથી બોલ્યો.

"હા, ખચીતજ," મેં જવાબ દીધો, અને મીસીસ ઓનસ્લો અને ઓલીવર ઓરડામાં દાખલ થયાં.

મેં ફ્રાન્સીસ વીલતનને ઉઠીને ખુશાલીથી તેણીના વહાલા ઓલીવર તરફ જોતાં જોઈ. મેં તેણીની આંખોમાં પ્યાર અને આશાની રોશની જોઈ.

[સાંધણ પુરં.]

ખોરશેદ.



# પરણવું કે નહીં પરણવું.

"એક ભારે ગુંચવણ ભરેલો સવાલ! હવે હું શું કરૂં? પરણું કે નહીં પરણું." — Coleridge.

જ્યારે સુંદર ફરેશ્તાઓ તમોને એલીસીયનનાં ખેતરો તરફ તેડતા દીસે છે, ત્યારે પળેપળ વિચાર બદલવા કેમ થોભો છો! — Longfellow.




રણવું કે નહીં પરણવું? આ સવાલ અમારૂં છેલ્લું પ્રકરણ વાંચનારાઓનાં મનમાં ઉત્પન્ન થશે. લગ્નની જીંદગી સુખી બનાવવા માટે જ્યારે આટલી બધી સાવચેતી અને તૈયારીની જરૂર છે, ત્યારે શું તે એટલી બધી કીમતને લાયકની જીંદગી છે? શું કુમારાંઓએ સંતોષી રહેતાં શીખવાનું વધું સારૂં નથી? કુમારી કે પરણેલી હાલત વધુ સુખી છે, તે એક ઘણો લાંબા વખતનો ચરવાતો સવાલ છે. કેટલાંક લોકો ગમે એવી સારી હાલતમાંથી પોતાને કંગાલ બનાવવાની ચતુરાઇ ધરાવે છે. જેમ કુંમારાં-માથી તેમ પરણેલામાંથીથી એટલી મોટી સંખ્યા તમોને મળશે કે જે તુરતજ એક દાનાવનાં ડાહાપણભર્યા સખુનો તમોને યાદ દેવાડશે:

કાંઇબી તમે કરો, પરણેલી જીંદગીમાં પડો કે તેથી દુર રેહવો, પણ તમોને બંનેમાં પસ્તાવું પડશે. પરણેલી જીંદગીમાં વધુ મજાહ અને કુમારાંપણાંમાં થોડી જંજાળ હોય છે. આ બંને જીંદગીની વધુ મજાહ અને વધુ જંજાલ તથા થોડી મજાહ અને થોડી જંજાલની એક બીજા સાથ સરખામણી કરવી અશક્ત છે.

લગ્ન માટે એવું કહેવામાં આવે છે, કે જેઓ તેનાં જોડાણમાં આવ્યાં છે, તેઓ બાહેર નીકળવાની ઇચ્છા રાખે છે, અને જેઓ બાહેર છે, તેઓ અંદર જવા માંગે છે. આપણે એ માટે જેમ જેમ વધુ વિચાર કર્યે, તેમ તેમ આપણી ખાતરી થતી જાય છે, કે એક સ્કોટલન્ડનાં ધર્મ-ગુરૂએ લગ્નની ક્રિયા કરતાં કહેલા શખુનો કાંઇ ખાલી ભયની અફવા ઉડાવનારા નહીં હતા. તેણે કહ્યું હતું કે, "મારા મિત્રો, લગ્ન થોડાઓનેજ આશીરવાદ સમાન છે, ઘણાંઓને શ્રાપ મીસાલ છે, અને સઘળાંઓ માટે અચોક્કસ છે; તમો એ જોખમમાં પડો છો? થોડો વખત થોભીને વધુ ભાર મુકી તેણે ફરીથી પુછ્યું, "તમો આ જોખમમાં પડો છો! આ જોખમમાં પડવા સામે કાંઇબી વાંધો ન લેવાયાથી તેણે કહ્યું, "ચાલો, આપણે આગળ વધીયે. કાસ્તીલનો એડમી-રલ કહેતો હતો કે "જે એક સ્ત્રીને પરણે અને જે લડાઇ ઉપર જાય, તેણે કાંઇબી નહીં ધારેલું બને, તે કબુલ રાખ-વાની જરૂર છે." પણ હમેશાં દુનિયામાં એવાં ઘણાંક જુ-વાંન પુરૂષો અને સ્ત્રીઓ રહેશે, કે જેઓ એમજ માનશે કે પરણેલી જીંદગીમાં એવું કાંઇબી બનશે નહીં, કે જે ક-દીબી નહીં પરણવા કરતાં વધુ દુઃખદાયક હોય.

જ્યારે જોસફ એલીન, એક મોટો અભ્યાસી પરણ્યો, ત્યારે તેની કોલેજનાં એક જુનાં મિત્ર તરફથી મુબારકબાદીનો એક પત્ર આવ્યો, જેમાં તેણે લખ્યું હતું કે તે પોતાનાં મિત્રનો દાખલો પકડવા માંગતો હતો, પણ સાવચેત રહેવા માટે પરણેલી જીંદગીની સઘળી અડચણો જાણવાનું તેણે છુટાપણું લીધું હતું. એલીને જવાબ વાળીયો કે "તું એક ધણીયાંણીને લીધે થતી અડચણો જાણવા માંગે છે, તો હું તુંને લખું છું. *પેહલું જો તું હમેશાં સહવારનાં ચાર વગતે ઉઠતો હશે, તો તેણી તને છ વાગા સુધી સુ-તેલો રેહવા દેશે. બીજું, જો તું ચોદ કલાક અભ્યાસ કરતો હશે, તો તેણી તેમને આંઠ કે નવ કલાક ઉપર લાવી મેળશે. ત્રીજું જો તું અભ્યાસને ખાતર એક વખતનું ખાણું જતું મુકતો હશે, તો તેણી તુંને તેબી ખવડાવીયા વિનાં રહેનાર નથી. જો આટલી અડચણો તુંને બીહવડાવાને પુરતી ન હોય, તો હું જાણતો નથી કે તું કેવું માણસ છે?"

આપણે કહીશું કે આતો તેણીની તરફેણની મજબુત તક-રાર છે. અને તે ખરૂંજ છે. દરેક માણસને અને ઘણું-કરીને ચોપડીઓનાં અભ્યાસીઓને તો સ્ત્રીની નાજુક સનાની જરૂર છે. એક કુમારો શખ્સ ગમે એવીબી આબાદ હાલ-તમાં રેહનો હોય, તોબી એક ધણીયાણી અને બાળકોનાં હીસ્સા વગર તેની સઘળી મોજમજાહ અને સઘળું સુખ અસંપુર્ણ છે. પરણવું કે નહીં પરણવું, એ સવાલનો કો-ઇબી સંતોષકારક જવાબ આપી શક્યું નથી. જેમ એક ગધેડો જે બે સુકાં ઘાસની ગંજીઓમાંથી કઇ પસંદ કરવી તે માટે અનિશ્ચિ હતો, તેમ એક શખ્સને માટે કહેવામાં આવ્યું છે, કે તે એક બાનું ઉપર પરણવાંની માંગણીનું કાગળ પોસ્ટમાં નાખીયા પછી, આ કીમતી લખતને એક લાકડીવતી બાહેર ખેંચી કાહડવાની કોશેશ કરતો લોકોનાં દીઠામાં આવ્યો હતો; પણ તેમાં નીષ્ફળ નીવડીયાથી પો-સ્ટનાં થાંભલાની આસપાસ લગ્નની સામેનાં કારણો વિચા-રતો વિચારતો ફરવા લાગ્યો, પણ બંનેનાં સારાં નસીબે તે બાનુંએ આ લલચાવનારી માંગણી ના પાડી હતી. આ-જનાં વખતમાં એવી ફરીયાદ ચાલે છે, કે જુવાંનીયાઓ લગ્નને તેમનાં મોટા બાવા અને મોટા માયનાં વખતનો ગોયા જુનો રેવાજ હોય, તેમ ગણતા દીસે છે. પણ શું આપણી કોમળ જાતીનો એમાં કશો વાંક નથી? શું બા-નુંઓનું ઘરસંસારી કરકસરનું અજ્ઞાનપણું, અને અવિચારી ઉડાઉ ખરચો જુવાનીયાઓને આ જોખમમાં પડતાં અટ-કાવતા નથી? એમ કેહવામાં આવ્યું છે કે બહરમાંની દરબારની બાનુંઓ, જુવાંન પુરૂષોનાં લગ્ન તરફનાં અભાવને દુર કરવા માટે શું શું ઉપાયો લેવા, તે નકી કરવા એકઠી

મળી હતી. તેમનો ઠેરાવ ડાહાપણભર્યો હતો. સઘળી આબરૂદાર સ્ત્રીઓનાં પોશાકની 'સ્ટાઈલ'માં ફેરફાર કરવામાં આવ્યો. પરણેલી સ્ત્રીઓએ ફકત સાદાં અને થોડાંજ ઝવેરાતોનો ઉપયોગ કરવાનો ઠેરાવ કરવામાં આવ્યો, તથા એવો હુકમ કરવામાં આવ્યો, કે ચોકસ ઉમરે સ્ત્રીઓએ સુધરેલી દુનિયાની ફેશનોની હલકાઈ છોડી દેવી. આ સભાનું પરિણામ ફતેહમાં આવ્યું, અને જુવાન બહરમાંએ ટોળાંબંધ પરણવા ઉપર ધ્યાન દોડાવ્યું. રોબર્ટ બર્ટન પોતાની એક વિચીત્ર ચોપડીમાં લગ્નની જંજાળીયતો ઓછી કરાવનારો સાર કાહડતાં લખે છે કે: "શું તમારી પાસે દોલત કાંઇ નથી? ત્યારે તમોને મદદ કરનારૂં એક જણ છે. શું તમે આબાદી ભોગવો છો? તમારૂં સુખ બેવડું થયું છે, શું તમે પડની દશામાં છો? તેણી તમોને ધીરજ આપશે, મદદ કરશે. અને તમારો બોજો ઉંચકી લેવાય એવું કરવામાં ભાગ લેશે. શું તમો ઘરમાંજ પડેલા છો? ત્યારે તેણી તમારી દલગીરીને હાંકી કાહડશે. શું તમો ધંધે ગયા છો? તેણી તમોને ઘરમાંથી જતા જોય છે, તમારી ગેરહાજરીમાં તમારી રાહ જુવે છે, અને ખુશાલીથી ધડકતાં હૈયાં સાથે તમારી વાટ જોતી ઉભી રહે છે. સાથ વગર કાંઇબી રળીયામણું લાગતું નથી અને એક વફાદાર ધણીયાંણીનાં જેવી મધુર સોબત બીજી કોઈ નથી. સગાઇનો ગાંઠ વધતો જાય છે. માતપીતા અને ભાઇ બેહેનોની સંખ્યા બેવડી થાય છે." એ સઘળું બરટન કહે છે તે ખરૂં છે, પણ તેનાં તદ્દન ઉલટા જવાબોબી દેવાનું સેહલું છે "શું તમારી પાસે દોલત નથી? ત્યારે તમારી ગરીબાઈ વધી છે. શું તમે આબાદ હાલતમાં છો? હવે તેણીનાં ઉડાઉ ખરચો અને બેદરકારીથી તમારી સુખી હાલતનો છેડો આવયો છે. શું તમો પડતી દશામાં છો? તમારી કંગાળીયત તેણી વધારશે, અને તમારો બોજો નહીં ઉંચકાય એવો કરશે. શું તમો ઘરમાંજ પડેલા છો? તેણી તમોને ધમકાવીને બારણાની બાહેર કાહડશે. શું તમો ધંધે ગયા છો? જો તમો ડાહ્યા હોવો તો ત્યાંજ રેહજો. કદાચ નહીં તો તમો ઘેર આવશો, ત્યારે તેણી ચાકરો અને બચ્ચાં છોકરાંનાં રોદરા રડવા ટોળા ધુરકતી ઉભી રશે. લગ્નનો બંધ નહીં તુટે એવો છે—તેને ઢીલો કરવાની કાંઇજ આશા નથી." પોલ લગ્નને વખાણે છે, તોબી તે કુંમારી હાલતને પસંદ કરે છે. તેમાં સારૂંબી છે, અને નરસુંબી છે. જેમ વધન અને વીપતી તેમ મધુર ખુશાલી, ખરો સંતોષ અને નહીં મુકાબલો કરી શકાય એવું સુખ લગ્નની જીંદગી ધરાવે છે.

ડાહ્યા માણસોનું કહેવું છે કે, જો બે જણાં એક બીજાંને ચાહતાં હોય, ખરેખર ચાહતાં હોય, તેમની પાસે ગુજરાંનનાં પુરતાં સાધણો હોય, અને બંનેની તંદરોસ્તી સારી હોય, કે તેમની નીતિસંબંધી કાંઇબી ખાંમી ન હોય, તો બેલાશક તેમને પરણવા દેવો.

બેનજામીન ફ્રાંકલીને પોતાનાં એક મિત્ર ઉપર તેનાં લગ્નની મુબારકબાદી આપતાં લખ્યું હતું કે, "હું ખુશી છું કે તું પરણીયો છે; અને જીંદગી સુધીની બેકુદરતી કુમાંરી હાલતમાં રેહવાથી તું છટકીગો છે. હવે તું એક ઉપયોગી શેહરી નીવડવાની આશા છે. હાં એવાં ઘણાંક જણાં છે કે જેઓ પોતાંની કુમારી હાલત બદલવાનો વિચાર મુલતવી રાખે છે, અને અંતે શોધી કાહડે છે કે હવે ઘણું મોડું થયું છે. કાતરનાં એક પાનાં માટે તું શું વિચાર કરે? શું તે કાંઇબી ચીજ બરોબર કાપે?"

લુથર કેહતો હતો કે "માણસ ઉપર ખોદાએ મોકલેલો સૌથી સરસ આશીરવાદ એક ભલી અને ધર્મી સ્ત્રી છે." આગલ ચાલતાં તે લખે છે કે "સકારે ઉઠવું, અને જુવાંનીમાં પરણવું, એમાં પુરૂષોને પસ્તાવાનું કાંઇ કારણ નથી."

પરણેલી જીંદગીની ફીકર અને જંજાળ ઘણી છે, પણ શું કુમારી જીંદગીની થોડી છે! કુંમારો શખ્સ કોઇ ઉપર આધાર રાખી શકતો નથી. એક પરણેલા પુરૂષ જેટલોજ તેનોબી ખરચ હોય છે, અને તેની જીંદગી ઓછી ખુશાલ અને ઓછી ઉપયોગી નીવડે છે. "એ કેવી જીંદગી!" કોબેત કહે છે. "કોઇ તમોને મળવા ઘેરમાં આવે નહીં કે તમો ઘેરની બાહેર જાઓ નહીં, ત્યાં સુધી તમારી સાથે વાત કરનારૂં કોઇ મળે નહીં! તમારી દલગીરી અને તમારી ખુશાલીમાં ભાગ લેનારૂં કોઇ નહીં! તમારાંમાં બીમારીમાં કાલજી લેનારૂં કોઇ નહીં! સઘલાં પોતપોતાંની સંભાલ લેતા પડે, ત્યારે તમારી સંભાલ કોણ લે! આટલું છતાંબી આપણે એકદમ સઘલાં જુવાન સ્ત્રી પુરૂષોને પરણાવી દેવા માંગતા નથી. એક બુરો ધણી કે બુરી ધણીયાણી મેળવવા કરતાં તો તે હાલત વધુ સારી છે. લગ્નનાં તખ્તા ઉપર દાખલ થતાં ધણીધણીયાંણીને આપવામાં આવતી મુબારકબાદી માટે, તેઓ પોતાંનો ભાગ કેવી રીતે બજા લાવે છે, તે જોતાં સુધી મુલતવી રાખવી જોઇયે.

માતાઓએ પોતાની દીકરીઓને શીખવવું જોઇયે કે, જોકે સ્ત્રીઓ માટે લગ્નની જીંદગી સૌથી સુખી છે, તોબી તે ખુશાલી સાથ દલગીરીબી લાવે છે, અને સ્ત્રીઓ જોકે મોહરદારો અને માતાઓ ન બને, તોબી તેઓથી ઉપયોગી અને સુખી જીંદગી ગુજારી શકાય. એવાં ઘણાંક બેવકુફો છે, કે જેઓ દરેક આશીરવાદને શ્રાપમાં લાવી મેળે છે, માટે તેવા લોકોને લાજમ છે કે પોતા સાથ બીજાંને આખી જીંદગીનાં દુખમાં નાખવા કરતાં પોતાંની જીંદગી એકલીજ ગુજારવી.

હુમબાઈ.

---

**દાહયા પુરૂષો** તકરારથી શીખે છે, ઓછી સમજણવાળા અનુભવથી, સૌથી અજ્ઞાન જરૂરીઆતથી અને સૌથી સરસ ખુદરતથી શીખે છે.

**જેઓ તોફાનમાં** તમારી નજદીક ઉભા રહે, તેઓની દોસ્તી કીમતી ગણજો; તડકામાં તો જીવ જંતુઓનાં ટોળાંઓ તમારી આસપાસ એકઠાં થશે.



## મીસ ઓગસ્તા ફ્રાન્સીસ રામસે.



મીસ રામસે, મીસ હર્વી અને બીજી ઘણીક સ્ત્રીઓની યુનીવરસીટીની ચહડતી ડીગ્રીઓ મેલવવા માટેની કોશીષ ૧૮૮૭ નાં વર્ષને "બાનુંઓનાં વર્ષ તરીકે કેમબ્રીડજમાં ગણાવ્યું હતું. થોડાંક વર્ષોની વાત ઉપર આય કોઇએ સાંભલ્યું ન હતું, કે ઠરાવેલી ચોકસ મુદતમાં સ્ત્રીઓ યુનીવરસીટીનાં માનમાં ભાગ લેવા માટે પુરૂષો સાથ હરીફાઇ કરે. પણ એમાં ફેરફાર કરવા માટે હવે "ગર્ટન" અને "ન્યુનહેમ" ઉગી નીકલી છે. ૧૮૮૭ માં સઘલા પુરૂષ વિદ્યાર્થીઓને હઠાડવાને અને પહેલા વર્ગનું સઘલું માન મેલવવાને ઓગસ્તા રામસે નસીબવંત નીવડી હતી. તેણીનો પીતા સર જેમ્સ રામસે પોતે પણ ઓકસફર્ડનો એક માનવંતો વિદ્યાર્થી હતો, માટે તેણીને પોતાની ચહડની કેલવણીમાં વધારો કરવાને બેશક સારી ટકો મળી હતી. ૧૮૬૭ માં તેણીએ જન્મ લીધો હતો અને જ્યાં સુધી તેણી તેર વર્ષની થઇ, ત્યાં સુધી તેણીને ઘેર મધેજ કેલવણી આપવામાં આવી હતી. અને તેણીએ ગર્ટનની સ્કોલરશીપ મેલવી ત્યાં સુધી તેણી સેન્ટ લીપોનર્ડસ સ્કુલમાં જતી હતી. તેણી કેમબ્રીડજમાં આવી તેની એક વર્ષ આગમજ ગ્રીક શીખવાનું શરૂ કર્યું હતું, માટે તેણીની ફતેહએ ચહડતી કેલવણીનાં હીમાયતીઓમાં અત્યંત ખુશાલી ફેલાવી હતી. પોતાંની હમેશની દીલસોજી માફક આપણાં માહારાંણીએ સર હેન્રી પોનસોનબી મારફતે પોતાની એક સબી નીચે લખેલાં કાગજ સાથે મીસ રામસે ઉપર મોકલાવી હતી.

"ઓસબર્ને તા૦ ૩૧મી જુલાઈ ૧૮૮૭."

"સર હેન્રી પોનસોનબી, મીસ રામસેને માહરાણી તરફથી જણાવવાની રજા લેછે કે ચાલુ પરિક્ષામાં તેણીએ મેલવેલાં મોટાં માનની કદર બુજવા નામદાર રાણીએ પોતાની સબી મોકલાવી છે."

પોતાંની મોટી ફતેહ પછી બીજે વર્ષે જે યુનીવરસીટીમાં તેણીએ કેલવણી લીધી હતી, ત્યાંનાં એક વડા ડાકટર બતલર સાથ મીસ રામસે પરણી હતી. પોતાંની સઘળી ઘરસંસારી અને મંડલીની ફરજો ચાલાકીથી બજાવીને મીસીસ બટલરે બતાવી આપ્યું છે કે ચહડતી કેળવણી સ્ત્રીઓને લાયકની ફરજો બજા લાવવા માટે નાલાયક કરતી નથી.

RUBY.

## રાંધવાને લગતું.

**વેફર કેક**—અરધો રતલ ખાંડ, દોહડ રતલ આટો, અરધો રતલ માંખણ, અરધો આંઊસ કેરેવે સીડ અને પોનો પાસેર દુધ. ખાંડ, માંખણ અને આટાને સાથે મસલી તેમાં કેરેવે સીડ નાખો, પછી દુધ નામી લાહી જેવું બનાવો. દુધ ઉકળતું ઉકળતું લેવું જોઇએ, ત્યારબાદ વેલને ઘણું પાતલું પર વણી તેમાંથી ગોલ જેટલા જોઇએ એટળા મોટા કટકા કહાડવા, અને તેમાં કાંટો ભોકી આંધરાં પાડી ધીમી ભઠ્ઠીમાં આસરે દશ મીનીટ બુજવા મુકવાં.

**રશીયન તાફી**—એક પાસેર ક્રીમ, એક ચાહનું કપ ભરી ખાંડ, અને એક વચલો ચમચો ભરી વેનીલાનું એસન્સ. ખાંડ અને ક્રીમને એક તપેલીમાં મુકી ચુલાપર મુકો અને સારાં બળતાં પર ધીમે ધીમે ઉકલવા દેવો; પહેલાં ઉપલી મેળવણી પાણી જેવી થઇ જશે, પછી આસ્તે આસ્તે જાડી થવા માંડશે, ત્યારે વેનીલાનું એસન્સ અંદર નાખવું, જયારે ઉપર ફીણ આવે અને તપેલીને વલગી જતું અટકે, ત્યારે ઉતારી એક છાલકાં ડીશને માખણ લગાડી તેમાં રેડવું. અને તેના ચોરસ કટકા પાડવા, થંડું પડે કે ખાધામાં લેવું.

**ફ્રેન્ચ ગોળપાપડી**—દશ આંઊશ બદામ, દશ આંઊસ પસતાં, અરધો રતલ ખાંડ, અરધો રતલ મધ, એક વાઇન ગલાસ ભરીને ગોલાબ, ત્રણ ઇડાંની સફેદી અને વેફર પેપર. ખાંડને એક સોજી તપેલીમાં મુકી ચુલાપર મુકવી, પઘલે અને ઉકલવા આવે કે અંદર ગોલાબ, પસતાં, બદામ (છોલીને) અને મધ નાંખવું. બરાબર થયો છે કે નહી તે જોવા એક કપમાં થંડું પાણી લઇ, તેમાં સીરાનાં થોડાં ટીપાં નાખવાં તે બંધાઇને હાથમાં દાબવાથી લાગી જાય તો ચાસ બરાબર થયલો જાણવો પછી તેને ચુલાપરથી ઉતારી ઇડાંની સફેદીનો કડણ ફક ચહડાવી તેમાં મેળવવી. બધું જાડું લાહી જેવું થાય ત્યાં સુધી હીલવ હીલવ કરયા કરવું. ત્યાર પછી વેફર પેપર પર પાંથરી તેની પર બીજાં કાગજનો તાવ ઢાંકવો અને ઉપર કાંઈ ભાર મુકી દાબવું. તદન થંડું પડેકે તેના કટકા કરી ખાધામાં લેવા.

**નાજુ.**



# ઝાડપાણ અને તેમનો વધારો.

## પ્રકરણ ૩ જું.



દુન્યામાં એટલી તો બધી જાતનાં ઝાડપાણ થાએ છે, કે તે દરેકનો જુદો અભ્યાસ કરવો ઘણું અશકય છે. પણ તેણી તેના ભાગ કરીને તે ચોક્કસ ભાગ ઉપરથી તેની જાતનાંઓનું જ્ઞાન મેળવી શકાએ છે.

એક જાતનાં એક ઝાડની બાંધણી અને તેનું કામ જોવા અને જાણ્યા પછી તેવીજ જાતનાં બીજાઓને વીષે આપણને સેહેલાઈથી વીચાર આવી શકે છે.

ઘણુંખરૂં સઘળાં ઝાડો ઉપર ફુલ આવે છે, તેણી ફર્ન, લીલ, લીંચન, ને ફુલ આવતાં નથી. અને ત્યારે ઝાડપાંણુનાં પેહેલા આ બે ભાગ છે. અને તેમને ફુલવાળાં, અને ફુલ વગરનાં ઝાડપાન કહે છે.

આપણે ગયાં પ્રકરણમાં જોઈ ગયાં, કે કોઈ બીયાંગાં એક ને કોઈગા બે પાંદડા હોય છે. બીયાંમાનો આ નજીવો તફાવત તે ઝાડોને એક બીજાથી જુદાં પાડે છે. અને ત્યારે એ પ્રમાણે હવે ફુલવાળાનાં બે વર્ગ થાએ છે. કોઈ બે પાંદડાંવાળા ને કોઇ એક પાદડાંવાળું. બે પાંદડાંવાળાંનાં થડને જુદી છાલ થાએ છે. અને વચલા ગરની આસપાસ લાકડાંનાં પડ થાએ છે. અને દર વરસે એ પડ વધતાં જાએ છે. વળી એનાં પાદડાંની ઉપર ઝીણી ઝીણી ગુચવાએલી નેસો જણાએ છે. અને તેનાં ફુલના ભાગો ચાર કે પાંચ, કે ત્રણ અથવા તેના બેવડા ત્રેવડા હોય છે.

એ પાંદડાંવાળાં ઝાડનાં થડને જુદી છાલ હોતી નથી. અને તેમાં અંદરના ગરની સાથે મળીને લાકડું બને છે. ને તે લાકડું લાંબા શાખા શાખાવાળુ થાએ છે. તેનાં પાંદડાંની નેસો છેક પાંદડાંને જોડાએલી દાંખલીમાંથી નીકળે છે તે છેક પાંદડાંની ટોંચ (અણી) સુધી એકજ લીટીમાં લંબાએલી રેહે છે. ને એક બીજાની વચ્ચે જગ્યા પણ એકસરખીજ રેહે છે. અને તેનાં ફુલનાં ઘણુંખરાં ત્રણ પડ થાએ છે. અને બે ચાર પડનાં ફુલ કદાચજ થાએ છે, પણ વળી પાંચ પડનાં તો કોઈનેજ થતાં નથી.

હવે ત્યારે ફુલવાળાં ઝાડમાં તે કંઈ જાતનું, બે પાંદડાંવાળું, કે એક પાંદડાંવાળું છે, તે તે ઝાડનાં બી, થડ, પાતરાં કે કળીપરથી પણ પરખાએ છે.

કેટલાંક બી એવાં તો ઝીણાં હોય છે, કે સુક્ષ્મદર્શક યંત્ર વીના તેની તપાસ થઈ શકતી નથી, પણ થડની બાંધણી આપણી આંખે દેખાઈ શકાએ છે, અને એક વેળા તેનાં પડની બાંધણી તપાસ્યા પછી તે ઝાડ ફુલવાળાં ઝાડોમાંથી કયા વર્ગનું છે તે કહેવાઈ શકાએ છે. બે પાંદડાંવાળાં ઝાડનું થડ બાહેરથી વધતું જાએ છે, અને ગએ વરસે જે લાકડું તેમાં થયું હોય તેની ઉપર બીજે વરસે બીજું પડ થાએ છે. એ પ્રમાણે તે પડ દર વરસે જાડું થતું જાએ છે. એક પાંદડાંવાળાં ઝાડ જે ફુલવાળાં ઝાડનો બીજો વર્ગ છે, તેનાં થડમાં જે શાખાવાળું લાકડું થાએ છે, તે તેના મધ્ય ભાગમાંથી વધતું જાએ છે, ને વરસોવરસ તે વચમાંથી નવું વધતું જતું હોવાથી આગળનાં ઉગેલાં ને બાજુપર કરતું જાએ છે. એટલે તે લાંબુ થતું જાએ છે.

બે પાંદડાંનાં બીનાં ઝાડો ઘણુંખરાં દુન્યાનાં બધા ભાગમાં ઉગે છે. કેરી, પેરનાં ઝાડો, બાઉબાલો, બીજાં નાંનાં છોડવા અને એવાં ઝાડો ઘણુંખરાં એજ વર્ગનાં હોય છે. એક પાંદડાંનાં બીનાં ઝાડો તાડ, માહાડ, ખજુરાં ને ઘણુંખરાં અનાજ અને ઘાસને લગતાં હોય છે. કાંદાનું ઝાડ પણ એજ વર્ગનું છે.

એક પાંદડાંનાં બીનાં ઝાડો ગરમ દેશોમાં ઘણાં ઉગે છે. વાંસનાં, ખજુરીનાં, તાડનાં, શેરડીનાં વીગેરે આપણે ગરમ દેશમાં ઘણાં જોઈએ છીએ.

ફુલ વગરનાં ઝાડો ઉપર ખરેખર ફુલ ઉગતાં નજરે આવતાં નથી, પણ તેમાં ફુલની ગરજ સારનારૂં બીજું કાંઈ હોય છે. તેમાં ફુલને બદલે કાંઈ ઝીણાં દાણાં જેવું થાએ છે, અને તે પાંદડાંની ઉલટી બાજુ ઉપર પુષ્કળ જણાએ છે. અને એ જાતનાં ઝાડની ઓલાદ તે વડે વધે છે.

ફર્ન, મોસ, (લીલ), લીચન, ફંગસ (કુતરાંની ટોપી) અને દરીઆઈ પાલાની વધ એથી થાએ છે. આ જાતનાં ઝાડમાં પણ વળી બે ભાગ છે. તેના પેહેલા ભાગમાં ફર્ન અને લીલ આવે છે, તેનો થડ મધ્ય ભાગમાંથી ઉગે છે. બીજા ભાગમાં ફંગાઈ (કુતરાંની ટોપી) લીંચન અને દરીઆઈ પાલો આવે છે. તેમને કાંઈ થડ કે પાતરાં થતાં નથી, પણ તે તો નાની નાંની કોકલીઓનાં આકારમાંજ વધ્યું જાએ છે. S.

---

**એક તાબેદાર દરદી**—એક બુઢા ડાકટર, જેની યાદદાસ્ત શકતી દીનપર દીન ઓછી થતી હતી, તેવણને એક દીવસે એક જુવાન શખસ જે આજારી હતો તેને માટે બોલાવવામાં આવ્યો. ઘરમાં આવતાં તેવણને માલમ પડયું કે તે દરદી બીછાનામાં હતો પણ તેને સેજ સરકમ શીવાય બીજું કશું પણ દરદ હતું નહી. કાંઈ દવા તેને લખી આપીને તે ડાકટરે કહયું:—

"હવે, મારા સાહેબ, હું પાછો આવું ત્યાં સુધી તમે બીછાનામાંજ રેહજો."

તેવણ આમ કહીને ગયા અને પોતાનાં દરદી વીષે સઘળું ભુલી ગયા. વખત વહી ગયો. એક દીવસે મોહલામાં તેવણ તે જુવાન શખસની માતાને મલ્યા અને તેણીને જોઇ તેવણને પોતાનો દરદી યાદ આવ્યો અને ચોંકીને બોલ્યા:—

"વારૂં, તમારો દીકરો હમણાં કેમ છે?"

તેવણની અજાએબી વચ્ચે તેણીએ જવાબ દીધો કે તેવણનાં હોકમને તાબે રહી તે હજી બીછાનામાંજ હતો! ડાકટરને ત્યાં જઈ આવ્યાને ત્રણ અઠવાડયાં થયાં હતાં.




## પ્રકરણ ૭ મું.

### એનની વાતો.




વાં તેઓ બંને નજર આગળથી દુર થયાં, કે ફ્રેંક બહુ ગુસ્સાથી ઘરમાં ગયો. હવે તેણે પોતાને શાંત કરવા માટે બીડી સળગાવી, અને થોડા વખત પછી તે લીલીના ઘોડાઓના તબેલા તપાસવા ગયો. કાસ્ટલ હીલમાંના સઘળાં માણુસોને ફ્રેંક ગમતો હતો. તેઓએ તેની વખાણ હજારો વેળા સાંભળી હતી, અને જ્યારે તે 'ગ્રીમ વ્હીરર્ડ' નામની લડાઈમાં છુટ્યો હતો, ત્યારે તેની બહાદુરી માટે વર્તમાન પત્રોમાં પણ વાંચ્યું હતું. તે એવો બહાદુર લડવૈઓ હતો, કે એક વેલા તે જ્યારે વાઘનો શીકાર કરવા ગયો, ત્યારે તે વાઘે એક મોટો જખમ કર્યા છતાં તેને તે વાઘને મારી નાખ્યો હતો. તેઓ સઘળાં જાણતાં હતાં કે લીલી કોઈ પણ વેલા આ શુરા સાથે પરણુશે, અને તે માટે કાસ્લ હીલના માણુસો બહુ મગરૂર હતાં. તેને ઘોડા ઉપર બેસતાં પણ બહુ સારૂં આવડતું હતું. લીલીના જુના કોચમેન બેનને ફ્રેંક બહુજ પસંદ પડતો હતો, કેમકે તે પણ એક વેલા તેના બાપની સાથે તેજ લડાઇમાં હતો, જ્યારે બેનને તો ફક્ત જખમ થયો હતો, પણ ફ્રેંકનો બાપ તો લડાઇમાં કપાઈ ગયો હતો.

બેન, ફ્રેંક ડીસપર્ડને હમેશાં માન આપતો હતો, અને ફ્રેંકને તે હંમેશાં મીસ લીલી સાથે પરણુવાને કેહેતો હતો, કે મકે આવી મોટી દોલત બીજાના હાથમાં જાય તે એને ગમતું નહોતું, તેથી હવે જોન માટે બેનની સલાહ લેવાને ફ્રેંક ગયો.

તે ઘરડો સોલજર એક પગથીયાંપર હારનેસ (ઘોડાનો સામન) ના ઓરડામાં બે છોકરાઓ સાથે વાતો કરતો બેઠો હતો, અને જેવો કેપ્ટન ડીસપર્ડને તેણે જોયો, તેવોજ તે પોતાની જગાપરથી ઉઠીને કેપ્ટનને છાજતી સલામ કરી. તે બહુ ઠીંગણો, અને પોંહોંચીલો માણુસ હતો. જ્યારે કેપ્ટન ડીસપર્ડને જોયો તેવોજ તે મનમાં સમજી ગયો કે કંઈ વાત પુછવા તે આવેલો હતો, તેથી તેને પોતાની પાસે બેઠેલા છોકરાઓને ઈસારતથી બીજા ઓરડામાં મોકલી દીધા. " બેન ! હું તુંને પેલા ભુરા ઘોડા માટે કંઇ પુછવા માંગુ છું, જે નોરમનટનમાં વેચવાનો છે," ડીસપર્ડે બોલવું શરૂ કર્યું અને આ વાત સાંભળીને બેન નમ્યો.

" તે ડીલફોર્ડમાં પાછલા તબેલાની હારમાં બાંધ્યો છે ? નહીં વારૂ ? " ડીસપર્ડે તરતજ સવાલ પુછયો.

" હા ! કેપ્ટન, પેહેલાં તે ઘોડો પેલા ઘરડા ખેડુત મી૦ ઓબ્રાયન પાસે હતો, અને ત્રણ વરસ થયાં. તેઓએ વેચી નાખ્યો છે ! " બેને ઉત્તર વાળ્યો.

ફ્રેંકે પોતાની બીડીની રાખ ખંખેરતાં કહ્યું " પણ તે બહુજ મોઘો છે ! "

" હા ! તે બહુજ મોઘો છે ખરો ! પણ કેપ્ટન મેં સાંભળીયું છે કે પેલો છોકરો મી૦ જોન, મીસ લીલી સાથે પરણુવાનો છે ખરી વાત ? " બેને ઘોડાની વાત પડતી મુકી જોનની વાતો પર પોતાનું ધ્યાન ખેંચ્યું.

ડીસપર્ડે ગંભીર બની કહ્યું " હા ! એ વાત ખરી છે, અને ઘણું કરી તેમ થશે ! "

" કેપ્ટન તમને ખબર તો હશે કે શેહેરમાં તરેહવાર વાતો થાય છે ! " અને પછી તે વીચાર કરવા લાગ્યો, કે આવા કવખતે કેપ્ટનને અહીં આવવાનું શું કામ ?

" શું વાતો થાય છે ? " ડીસપર્ડે પોતાની પીઠ બેન તરફ ફેરવી એક લગામ લઈને કાળજીથી તપાસતો હોય એમ ઉભો, પણ ખરૂં પુછીએ તો તે પોતાનો ગભરાટ ન દેખાડવાને માટે એમ ઉભો હતો.

" કેપ્ટન લોકો કેહે છે કે એક છોકરી અહીં છે અને તેની સાથે જોન પરણુવાનો છે, પણ હું નથી ધારતો કે એ ખરી વાત હોય ? "

" હું કંઇ એ વીશે જાણતો નથી, " ફ્રેંક બોલયો.

" વળી મેં એમ પણ સાંભળીયું છે, કે મી૦ ઓબ્રાયન એટલે એ છોકરીનો બાપ તેણીની સાથ પરણુવાને એને ફરજ પાડશે, તેથી હવે એનું શેવટ શું આવે છે તે જોવું જોઈએ ! " તે ઘરડો બોલયો,

"ત્યારે આ છોકરીનું નામ શું છે ? " ડીસપર્ડે પુછ્યું.

" તેણીનું નામ એમી ઓબ્રાયન છે, અને તેણી બહુજ ખુબસુરત છે. " આ બોલતાં તેણે મી૦ ડીસપર્ડે તરફ જોયું.

" ઘણીજ અણુસમજુ છોકરી ! " ડીસપર્ડે બહુજ ધીક્કાર ભરેલી રીતે કહ્યું, "વારૂ બેન સહવારે નોરમનટન જઈને પેલા ભુરા ઘોડાના ૮૦) રૂપીઆ કેહેજે, અને એક છોકરાને હમણાં હું જે ચીઠ્ઠી આપું છું, તે ડીલફોર્ડમાં મીસ લીલીને આપી આવા કેહેજે. તેણી ત્યાં બે ત્રણ દીવશ માટે રેહેશે, અને રાત્રે તેઓએ મને સાથે ખાનું લેવા બોલાવ્યો છે, પણ હું જઈ શકીશ નહીં. " એને આમ બોલી તે ચીઠ્ઠી લખવા ઘોડાના સામનના (હારનેસ રૂમ) ઓરડાની બાહાર નીકળ્યો. બેને કેટલોક વખત સુધી તેને જોયા કીધો અને પછી મનમાં બબડયો કે " જો લીલા એની સાથે પરણે, તો જોડું બહુજ સારૂં છે. " " પણ તેણીનાં મનમાં કોણ જાણે શું વીચાર આવતા હશે ? " એમ, તે ઘરડો સોલજર પોતાના મનમાં બબડવા લાગ્યો, અને પછી હારનેસ રૂમમાં જઈ સામન સાફ કરવા મંડી ગયો. આજ વેલા ડીસપર્ડ ઘરમાં જઈ પોહોંચ્યો અને હવે તેણે ચીઠ્ઠી લખવાની શરૂ કરી.

મળતાં જોયાં હતાં; અને તેણીએ એઓ વીશે વાત થતી સાંભળની હતી; ડોરોથી તેણીને એક બાજુ લઇ જઈ પાછી પેલી નાખુશીભરેલી વાત વીશે પુછવા લાગી, અને તેણી પણ આ ખબર આપવાને માટેજ આવી હતી.

"એથી વધુ તો હું કંઈ જાણતી નથી, પણ મારી દીકરાની દીકરી મીસ લીલીને ત્યાં ચાકરીએ છે, અને તેણીએ આવીને મને કહયું; વળી તેણીએ એમ પણ કહયું કે હવે મીસ લીલીનો સઘળો કારભાર મીસીસ રીડલ કરે છે અને હાલ તેણીની ખુશી મનમાં સમાવવી મુશકેલ છે, કેમજે તમો જાણો છો કે પૈસા જેવી ચીજ કશી નથી." આ બોલી ફરીથી તેણી પોતાના દાંતો દેખાડી હસી પડી.

"હું એ કોઈ દીવસ કબુલ કરીશ નહીં," ફરીથી ડોરોથીએ ઊત્તર વાળ્યો, પણ તેણી આ સાંભળી એટલી ગુસ્સે થઇ ગઇ હતી કે, દુધ વીશે સઘળું વીસરી જઇ તેણી આ-ગતેમ લટાર મારવા લાગી, જ્યારે પેલી ઘરડી તો તેણીને જોતી પાછળ ઉભીજ રહી; પછી તેણી સુશન તરફ જોતાં મનમાં બબડી "ખરેખર એ વીશે એમીને બહુજ ખમવું પડશે!" થોડો વખત રહીને તે સારા સ્વભાવની છોકરીએ પાછી હીંમત ધરી, અને પેલી ઘરડી દુધ લઈને જતી રહી.

ડોરોથી ઓબ્રાયન જેણી એક સ્યાણી છોકરી હતી, તે રાંધ-ણીમાં જ્યાં તેણીનો બાપ બેઠો હતો ત્યાં ગઈ, પણ પેલી ઘરડી શું બોલી હતી, તે વાત એકદમ પોતાના બાપને, અ-થવા તેણીની બેહનને કહી નહીં. તેણી બહુ જબાનદરાજ હતી, તોપણ તેણીનું અંતઃકરણ સદા નીર્મળ હતું. અને તેણી જાણતી હતી કે એમી અને જોન વચ્ચે બહુ પ્રીતી બાઝી હતી. કદાચ તેણીએ ગુસ્સામાં એમીને કહયું હોય, પણ હમણા તેણીનો ગુસ્સો નરમ પડયો હતો, અને તેણી પોતાની બેહેન વીશે દુઃખી થતી હતી. તેણીએ બાહારથી મીસ લીલી વીશે હજારો વેલા સાંભળીયું હતું, કે તેણી તેના પીત્રાઇ સાથે પરણવાની હતી, પણ તે વાત ખરી ન પડતાં આજે પાછી નવી વાતો સાંભળી હતી. પેહેલાં તેણીએ સાંભળીયું હતું કે લીલી મી૰ ડીસપર્ડ સાથે પરણે એવું એનનોની ડીસપર્ડે પો-તાના વીલમાં લખ્યું હતું, અને બેન મીસ લીલીનો કોચમેન જેને વાંચનાર વીસરી ગયા નહીં હશે, તે હમેશાં ખાત્રીથી કેહેતો હતો કે તેણી કેપટનનેજ પરણશે.

તેણીના બોલોએ ડોરોથીને એટલી બધી ચીંતાતુર કરી હતી, કે તેણીએ પોતાના બાપને આ વાત તેણીની બેહેન સુઈ ગયા પછી કેહેવાનું મન કર્યું. હવે તેણીએ ચાહ બનાવી, અને સુસનને ટેબલપર પ્યાલા રકાબી મુકવા કહયું અને પછી થોડાંક ઈંડા અને રોસ્ટ બટક પોતાના બાપ વાસ્તે પકાવવા લાગી.

તેણીનો બાપ એક લાંબી ખુરસીપર બેઠો હતો, અને ડોરો-થી જે પકવાન પકાવતી હતી તેણીની તરફ જોતો હતો. "આલ દીકરા વેહેલી તારૂં કામ પુરૂં કર" તેણે પોતાની છોકરીને કહયું, અને જ્યારે ડોરોથીએ ચાહ બનાવા ગઈ ત્યારે તેની પાછળ મી૰ ઓબ્રાયન ગયો અને ખાવાના ઓર-ડાનો દીવો જરા ઉંચો કર્યો.

એમી હજી પણ પોતાના ઓરડામાંજ હતી. આ એક મા બાપની છોકરીઓમાં અપવા કરીએ તો બંને બેહેનોમાં બહુજ તફાવત હતો. ડોરોથીએ એક સાદો બુરા મરીનાનો પોશાક પેહેરયો હતો, પણ એમી તો તેણીથી તદન જુદાજ પોશાકમાં આવી, અને આ વીશે તેણીનો બાપ કાંઈજ વાંધો લેતો ન હતો. જ્યારે ડોરોથી એમીના ઊંચા પોશાક માટે ફર્યાદ કરતી હતી, ત્યારે તેનો બાપ પાછો ઉત્તર વાળતો કે "એ મારાં બચ્ચાંને એની મરજીમાં આવે તેવો પોશાક પેહેરવા દે, તું તો ઉમરે પુગેલી છે, વાસ્તે તુને તો સારો પોશાક હવે ગમતો નથી; પણ મારી એમી તો હજી જુવાન છે." તોપણ વાંચ-નાર જાણે છે તેમ ડોરોથીને કંઈ ઘણાં વર્ષ નહોતાં. તેણીનો બાપ ડોરોથી નહીં જાણે તેમ એમીને મહીને દાહાડે બે પાઊંડ આપતો હતો.

આ બે પાઊંડ તેણીના પોશાક માટે પુગતા હતા, કેમજે જો આપણે આ બે પાઊંડના રૂપીઆ કરીએ તો ૩૦ થાય, અને તોપણ મી૰ ઓબ્રાયનનું મત તેણીને વધારે આપવાનું થતું હતું, કેમજે તે પોતાની ગોલાબ જેવી છોકરીને માટે સદા મગરૂર હતો. એમી પણ પોતાના બાપને જીવે જાનથી ચાહાતી હતી, અને જ્યારે તેણી ખાવાના ઓરડામાં આવી, ત્યારે તેણીના બાપને એક ચુંમી કરવા દોડી ગઈ.

"મારી વ્હાલી દીકરી હમણા મારી પાસે ના આવ?" તે બોલ્યો "હું હમણાજ કામપરથી આવ્યો છું, અને જ્યાં સુધી હું નાહી આવું નહીં, ત્યાં સુધી તારા આવા ઉમદા પોશા-કમા તુંને ચુમી આપવાને લાયકનો નથી."

એમી હસી પડીને પોતાની ખુરસીપર જઈને બેઠી, અને પછી ત્રણે જણ પોતાનું ખાનું ખાવા બેઠાં. થોડા વખત પછી તેની નજર એમી ઉપર પડી, જેણી પોતાનું ખાનું ઘણીજ અણગમતી રીતે ખાતી હતી. મી૰ ઓબરાયન પોતાની ખુબ-સુરત બેટી તરફ જોઈ બોલ્યો.

"કેમ વ્હાલી તું આજે ખાતી કેમ નથી?"

તેણી હસી પડીને બોલી "બાવાજી હું કંઈ તમારા જેટલી મેહેનત કરતી નથી."

મી૰ ઓબરાયને પોતાનું માથું હીલવ્યું, પણ ડોરોથી વ-ચમાં બોલી ઉઠી "હું ઈચ્છુંછું એમી કે તારે આખા દીવ-સમાં કંઈ પણ કામ કરી તારાં હાડકાં કસવાં જોઈએ?"

એમી ગુસ્સામાં હોય તેમ તેણીએ મોહોડું કર્યું.

આ સાંભળી તેનો બાપ ગુસ્સો કરી બોલી ઉઠયો "નહીં! નહીં!"

"હાલ એનો કામ કરવાનો વખત નથી, તેણીને ઉપયોગી થવાનો વખત આગળ આવનાર છે, હાલ તો એને છુટથી ફરવા દે! સાંભળીયું એમી!" અને તે એમી તરફ જોઈ હસી પડયો.

ખાવાનું પુરૂં થયા બાદ સઘળાં પોતપોતાના ઓરડામાં સુવા ગયાં. એમી સુઈ ગયા બાદ ડોરોથી નીચે પોતાનો બાપ જ્યાં બેઠો હતો તે ઓરડામાં ગઈ અને બારણું ઠાંકી

દીધું. તેણીનો બાપ અચરત થવા લાગ્યો, કે રાતની વેલાએ તેના ઓરડામાં આવવાનું શું કારણ હશે! એમ મનમાં ધારીને તેણીને પુછ્યું કે,

"કેમ દીકરી શું છે?"

તે હાલ ખુશ મીજાજમાં હતો, પોતાનાં મોટાં બુટ કાઢી નાખ્યાં હતાં અને મોહોડામાં બીડી લઈ એક અઠવાડીક વર્તમાન પત્ર વાંચતો હતો.

"બાવાજી હું તમને મારી નાહની બેહેન વીશે કંઈ કેહેવા માગુછું." મી૦ ઓબ્રાયન એકદમ બોલી ઉઠ્યો, "શું તું એમી વીશે કેહેવા માંગે છે?"

"હા? બાવાજી! હું એટલુંજ કેહેવા માંગું છું કે તમોએ સાંભળીયું તો હશે કે આજ કેટલાક માસ થયા એમી જોન રીડલ સાથની દોસ્તી વધુ અને વધુ કરતી જાય છે, અને હું ખરેખર કહું છું કે તેણી આ કામમાં ફાવનાર નથી મેં આજે જુદીજ વાત સાંભળી છે." પોતાની બેઠકપરથી એકદમ કુદકો મારી મી૦ ઓબ્રાયન ઉભો થઈ બોલ્યો "શું એ વાત મારી દીકરીને લગતી છે? મને જલદી જણાવ, અને તે વાત તુંને કોણે કહી તેનું પણ નામ મને જણાવ!"

"નહીં! નહીં! બાવાજી એમી વીશે તો કંઈજ નથી, પણ મેં આજે સાંભળયું છે કે આ જુવાન ગૃહસ્થ મી૦ જોન રીડલ, કસ્ટલ હીલની મીસ લીલી સાથે અદરાઈ સુકયો છે, અને આ જો વાત ખરીજ હોય, તો એ વીશે એમી બહુજ દુઃખી થશે."

આ સાંભળી તે ઘરડા પીતાને કેવું દુઃખ લાગ્યું હશે, તે વીશે લખવા કરતાં પ્રીય વાંચનારેજ વીચારી લેવું. તેણે બહુજ ગુસ્સામાં કહ્યું "આ વાતનો નીવેડો વેહેલો લાવશ? મી૦ ઓબ્રાયન એક થોડી ઘણી પુંજીવાલો શખસ હતો, અને જો એમી જોન સાથે પરણે તો તેનું ગુજરાણ ચાલે એટલા પૈસા તે આપી શકતે. આપણે કહી ગયાં છીએ તેમ મી૦ ઓબ્રાયન પોતાની દીકરી વાસ્તે સદા મગરૂર હતો, અને તેણીને એક પૈસાદાર બાનું થવાને તે હમેશાં ઈચ્છતો હતો.

હવે પોતાની દીકરી તરફથી કોઈ પણ જાતની સલાહ મેળવવાની આશાથી તે બોલ્યો "પણ વ્હાલી દીકરી તે માટે તું શું ધારે છે?" દોરોથી એ ઉત્તર વાળ્યો "હું એમ ધારૂં છું કે તમે એને ઘેર જઈને એને પુછો કે જે વાત આપણે આજે સાંભળી છે તે ખરી છે કે ખોટી? અને જો ખરી હોય તો મી૦ જોન આગળ શું કરવા માંગે છે? બાવાજી મેહેરબાની કરી મારી તરફથી આટલું કામ કરો, કેમ જે એ મારી બેહેનને દુઃખી કરશે."

ફરીથી બહુજ ગુસ્સામાં આવી તેણીનો બાપ બોલ્યો "પણ એમ કરવું તેને સજાવર નથી!" "મીસ લીલી સાથે પરણવાને કંઈ પણ અધીકાર નથી, કેમ જે તેણે એમીને પસંદ કરી છે, ત્યારે એમી સાથેજ પરણવું જોઇએ!" દોરોથી આ બોલો બહુ ભાર મુકીને બોલી.

મી૦ ઓબ્રાયને મોમાંથી બીડી કાઢીને પોતાનું માથું હીલવ્યું.

"હું એ વીશે કાલે જરૂર બંદોબસ્ત કરીશ." દોરોથી જાણતી હતી કે તેણીનો બાપ પોતાનું વચન પાળશેજ.

## પ્રકરણ ૯ મું.

### જોન રીડલનું દીવાનખાનું.

જ્યારે લીલી થોમસ ખાતી વખતના કપડાં બદલવા ગઈ, ત્યારે તેણીને એક માણસે ચીઠી લાવીને આપી, જે તેણીના પીત્રાઈ તરફની હતી. જેવી તેણીએ પેલી ચીઠી વાંચી કે તરતજ તેણી સમજી ગઈ કે માથું દુઃખવાનું તો ફક્ત બાહાણુંજ હતું, કેમજે બે કલાક અગાઉ તેણીએ તેને સારી તંદરોસ્તીમાં જોયો હતો. વાંચનારને ખબર હશે કે તેણી છેલ્લી વેલા જ્યારે પોતાના પીત્રાઇને મલી હતી તે વેલા તેણી જોન સાથે અદરાઈ ચુકી છે એમ તેને જણાવ્યું હતું, અને ડીલફોર્ડ તેનું ન આવવાનું કારણ પણ એજ હતું, આથી તેણીને બહુ દુઃખ લાગ્યું, અને તેણી ચીરડાઈ ગઈ.

લીલી હમેશાં પોતાના પીત્રાઇને ભાઈ તરીકેજ ચાહતી હતી, તેણે લીલીને પોતાની મોહોરદાર થવા કહયું હતું, પણ લીલીએ તેને સાફ ના પાડી હતી.

ફ્રેંકે તેઓ સાથે ખાણું લેવા ના પાડી હતી, તે વીશે લીલી જોનને કહેવા કપડાં બદલયા બાદ નીચે ઉતરી અને સર્વે વાતથી જોનને વાકેફ કર્યા બાદ તેઓ સર્વે સાથે ખાણું લીધું, અને તે આખો દહાડો તેઓ વચ્ચે મોટી ખુશીથી પસાર થયો. ખાણું લીધા બાદ જોન, મીસીસ રીડલ, અને લીલી આ ત્રણે જણની નાની ટોળકી ભર ખુશીમાં દીવાનખાનામાં દીસતી હતી. આ દીવાનખાનામાં ઘરડો મી૦ રીડલ જોનનો બાપ પોતાની ખુરસીપર અઠેલાઈ બેઠો હતો, તે બીચારો લકવાથી હેરાન હોવાને લીધે કોઈ દીવસ પણ મંડળી સાથે બેસી આરામથી ખાતો ન હોતો, તે બીચારો ઘરડો પોતાને હાથે ખાઈ પણ શકતો ન હોતો, તેને ખવાડવાને માટે બીજું માણસ જોઈતું હતું, અને આજે પણ આપણે આ ઠેકાણે એકલો તેને બેઠેલો જાઇયે છીયે.

મીસીસ રીડલ લીલીનો હાથ ધરી તેણીને મી૦ રીડલની ખુરસી પાસે લઈ ગઈ.

"વહાલા રીચર્ડ આજથી એણીને તમારીજ દીકરી ગણજો!" એમ બોલી લીલીનો હાથ પેલા બુઢ્ઢાના નબલા પડી ગયલા હાથમાં મુકયો. આથી લીલીનું અંતઃકરણ પીગળ્યું અને તેણીએ ગુંઠણુયે પડીને મી૦ રીડલના હાથપર એક ચુમી લીધી, અને તેણીએ પોતાના બંને હાથો તેના ગળે વીટાળ્યા, એ પછી મી૦ રીડલ થોડા આશીરવાદના શબ્દો હમેશ કરતાં બહુ સાફ રીતે બોલ્યો. તે બોલો આ હતા, "ઇશ્વર તમો બંનેને સુખી રાખે, અને સાહય થાય." આ બોલો સાંભળતાંજ લીલીના આંખમાં આંસુઓ આવ્યાં અને તેજ વેલા જોન રીડલ આગળ આવીને બોલ્યો. "બાવાજી હું એણીને સુખી કરવા પ્રયત્ન કરીશ."

આ બોલતાં તેના અંતઃકરણમાં હજારો જુસ્સાઓ ઉભરાઇ જતા હતા. આ સાંજ બહુજ ખુશી ભરી પસાર થયા પછી રાત્રે જોન એમીને મીસ લીલી સાથે તેના અદરાવવાની ખબર આપવા માટે કાગજ લખવા બેઠો, પણ આ દુઃખભરી ખબર તેણીને આપવા તેના હાથ ચાલતા ન હોતા એવી ખબર તેણીને લખતાં તેના જીગરમાં એક કારી જખમ લાગતો હતો, તોપણ તેને મીસ એમીને મલવા કહયું હતું અને તે દીવસ નજદીક આવતો હતો.

જયારે સઘળાં સુઇ ગયાં, ત્યારે તે પોતાની તેબલ આગળ લખવા બેઠો, અને હવે તે શબ્દ એવા શોધવા લાગ્યો, કે જેથી એમીને કોઈ રીતે વધુ દુઃખ લાગે નહીં, પણ તેમ તે કરી શકયોજ નહીં. થોડા વખત પછી તેને લખવા માંડયું. "વહાલી એમી! મને ભુલી જા, પણ આટલુ લખી તેને તે કાગજ ફાડી નાંખ્યું અને બીજુ લખવા માંડયું.

"મારી વ્હાલી એમી" તેને લખવા માંડયું, "મને ખબર નથી પડતી કે આ કાગળ લખતાં મારૂ અંતઃકરણ મને કેટલું કંપે છે! કેમજે મને બીહીક લાગે છે કે આ કાગજ મળતાં તું પણ તેટલીજ દુઃખી થશે, પણ તું જાણે છે કે એક વસ્તુએ મને તારી સાથે પરણવાને અટકાવ્યો છે અને તે કંઈજ નહીં, પણ મારી હાલતપર તું નીગાહ પોહોંચાડ, મને ખબર છે કે તું હમેશાં મને ચાહતી આવી છે, તોપણ આપણે સદા મિત્ર રહીશું, અને આપણી હાલતી માયા હું કદી પણ વીસરનાર નથી."

"મારી વ્હાલી! તું પૈસા વીશે કંઇજ જાણુતી નથી, પણ તુંને સમજણુ પાડવા માંગુ છું કે હું એક ફકીર કરતાં પણ હજાર દરજજે ગરીબ છેઉં, અને મારૂં ઘર બાર સઘળું ગીરવી મુકયુ છે, તે પણ થોડા વખતમાં સઘળાં માંગનાર તરફથી લેવાઈ જશે અને ટુંક વખતમાં મારાં માતા પીતા એવી હાલતમાં આવી પડશે કે તેઓને રેહેવાને ઘેર મળવું મુશકેલ થઇ પડશે. એમી! આવી હાલતમાં મને જોઇ તું મારીપર દયા આણુશે, અને મને માફ કરશે, અને હજી આગળ હું શું લખીશ તે માટે મને મારી બખશશે એવું અંતઃકરણથી ઇચ્છું છું."

"વ્હાલી એમી! હું ધારૂં છું કે તું મીસ લીલીને ઓલખતી હશે! તેણી બહુજ ભલી અબળા છે, અને તેણી જાણે છે કે હું કેવી અવસ્થામાં, અને તેણીને પરણુવાને કેટલો નાલાયક છેઉં, તોપણ તેણીએ મને મારી મોહોરદાર થવાને વચન આપ્યું છે. મારી મા પણ મને એ વીશે બહુજ ઓહોંસ કરે છે, તથા તેણી પૈસાદાર છે; નહીં તો હું કોઇ કાળે પણ એણીને પરણુતે નહીં. જો હું પૈસાદાર હતે, અને આવી અડચણો જો મને નડતે નહીં તો તે એક જુદીજ વાત હતી, પણ હાલની મારી હાલત જાણી તું મને માફ કરશે એવી આશા છે. વળી તું ખાત્રીથી માનજે કે હું તુંને કોઈ દીવસે વીસરીશ નહીં, પણ વ્હાલી એમી તું મને વીસરી જવા પ્રયત્ન કરજે, અને કોઈ તારે લાયકનો ભરતાર કરી તેની સાથે સુખી થજે. હવે મારે વીશે વધુ ગમ કરતી ના. જો મારા હાથમાં એમ કરવાનું હતે, તો હું કોઈ દીવસે મીસ લીલી સાથે પરણુતે નહીં, પણ દરએક વાતમાં પૈસો જોઇએ છે, અને પૈસા વગર મારા બુરા હાલ થાય છે. હું તુંને કાલે મળશ એમ મેં તુંને જણાવીયું હતું, મગર હું ધારૂં છું કે હવે તે વીશે તું મને માફ કરશે, અને ફરી એક વાર માફી ચાહી ખતમ કરૂં છું. વધુ દીલ દુઃખાવવા હું માંગતો નથી.

લા૰ હમેશાનો તારો સાચ્ચો મિત્ર

જોન રીડલ."

જોને તે કાગજ પુરો કીધો, અને ફરીથી તે વાંચી મનમાં કેહવા લાગ્યો, કે "આ કાગજ નહીં મોકલું તો વધારે સારૂં." આ કાગજ વીશે તે પોતાને મનમાં મુર્ખ ગણવાં લાગો. આવી મુર્ખ ભરી રીતે ન લખવા કરતાં તેણે મનમાં વીચાર કીધો કે પોતે જઈ આ દુઃખ ભરીજ ખબર વીગતે તેણીની આગળ બ્યાન કરે, તોપણ તેણે આ કાગળ ફાડી ન નાખતાં પોતાની લખવાની ટેબલનાં ખાનામાં બંધ કર્યો, અને તે રાત તેને વીચારમાં અને દુઃખમાં ગુજારી. થોડા વખત તે એમી સાથે પરણુવાનો વીચાર કરતો હતો, પણ તેજ વેલા તેને પોતાની ગરીબ હાલત વીશે દુઃખ લાગતું હતું. રાત ભારી અંદેસામાં પસાર થઈ, અને સહવારનું પરોઢયું થયા બાદ સુર્ય પોતાના તેજસ્વી કીરણોથી પ્રકાશી દીલપઝીર દેખાવ દેવા લાગ્યો, તોપણ તેને એવો એકબી વીચાર સુઝયો નહીં, કે જેથી તેના મનનો સંતાપ દુર થાય.

આખરે તે પોતાના ઓરડામાંથી સહવારનો નાસ્તો લેવા નીચે ઉતર્યો, જયારે તેની માતાએ તેના ચેહેરા પરથી પામી જઇ પુછયું "શું આજે તારા જીવને સારૂં નથી?"—

"હા! આજે મારા જીવને જરા બેચેની જેવું લાગે છે!" જોન બોલ્યો. આ બોલો સાંભળી તેની માતા ચીંતાતુર થઈ; અને બીજી બાજુ લીલીનું કોમળ અંતઃકરણ વધારે દુઃખ્યું. તેણી સમજી ગઈ કે આજની જોનની માંદગીનું કારણ કાંઇ પૈસા વીશેજ હશે.

ખાણું પુરૂં થયા બાદ જોન પોતાની ખુરસી પરથી ઉઠયો, કે તરતજ લીલી પણ ઉઠીને કાનમાં લાગી કંઈ કહયું. વાંચનાર કદાચ એમ ધારશે કે આ તેણીની કાનમાં લાગી બોલવાની મતલબ શું હશે? તેણી એટલુંજ કહેવા માંગતી હતી, કે, તેણીની ગંજાવર દોલતમાંથી તે જોઇતો લાભ લે. આ વીશે જોન તેણીનો ઉપકાર માનીને કહેવા લાગ્યો, કે આ બધી તેણીની મેહરબાની માટે તે કેટલો ના લાયક હતો. હજી તો આ બોલવું પુરૂં કરે છે, તેટલામાં તેની માતા મીસીસ રીડલ પાછી ઓરડામાં આવી.

"જોની મારા વ્હાલા!" તેણીએ હમેશથી ઉલટી રીતે કહયું "કોઇ માણસ આવ્યો છે, અને મેં તેને તારી લાઇબ્રેરીમાં બેસાડયો છે!"

"માયજી! તે કોણ છે?" જોને એકદમ પ્રતી ઉત્તર વાળ્યો.

"કોઈ કંઈ કામસર આવેલો છે, અને હું ધારૂં છું કે તે કોઈ તારો ઓળખીતો હોવો જોઇએ!" આ તેણીના બોલવામાં કંઈ ભેદ સમાયલો હતો, પણ મીસ લીલી બીચારી તે ભેદ સમજી શકી નહી. જો કોઇ બીજું તેણીની જગાપર હોત, તો એ ભેદ શું છે તે તરત પામી જતે.

તે ઓરડો છોડયા અગાઉ જોને મીસ લીલી પાસે થોડો વખત માંગી લીધો. તેની મા પણ જોનની પછવાડે ગઈ, અને બીજા ઓરડામાં જતાંને વાર ઓરડાનું બારણું બંધ કરી લીધું. તેની માતાએ જોનના કાનમાં લાગીને કહયું કે "મી૦ ઓથ્રાયન આવ્યો છે, જેમ બને તેમ તેને ધીમેથી અને સમજાવીને તરત રવાના કરજે."

"શું મી૦ ઓથ્રાયન આવ્યો છે?" આ બોલતાં તે તદન ફીક્કો પડી ગયો. તેની માએ માથું હીલવ્યું, અને પાછું ધીમેથી કહયું કે "ઘરમાંનું કોઇ ન જાણે તેમ તેને સમજાવીને મોકલજે," આ બોલી બીજીજ પળે તેણી ત્યાંથી જયાં લીલી બેઠી હતી ત્યાં ગઈ.

તેની મા ગયા બાદ જોને એક હાય મારી, અને પોતાના બંને હાથોથી મોહડું ઢાંકી દઇને થોડો વખત ઉભો રહયો, પણ પછી જરા હસતું મોં કરીને લાઇબ્રેરીનું બારણું ઉઘાડવા ગયો.

[ સાંધણ છે.] ગુલબાઈ ખુરશેદજી ભુજવાળા.

## પુરાતન વખતના બેબીલોનની તવારીખ.



બેબીલોનના શાહા નેબુક્રાડનઝર અને તેના દાનાવ યાહુદી પ્રધાનને લગતી રસીલી કહાંણી બીજી કોઈ પણ ઇતિહાસમાંથી મલશે નહીં, તે પવીત્ર શેહરની જાણવાજોગ તવારીખ તેનાં ઉદય પછીનાં અસ્ત થવા સુધીનું બ્યાંન તેનાં વાંચનારનાં મગજ પર મજબુત અસર કરી ધ્યાંન ખેંચી રાખે છે.

બેબીલોનનાં શાહ જયારે તે શેહર બંધાઇ રહયું, ત્યારે કેટલાક તોર અને દમામ તેમજ પુર ઠસ્સાની ગરૂરીથી જગ્યે જગ્યે નજરો ફેંકી ચાલતો અને બબડતો—"

"આ મારૂં બેબીલોન છે કે જેને મેં મારી બાદશાહતના માનને ખાતર અને મારાં જરના જોરે બંધાવી ઉભું કીધું છે!"

ચહડતી પછી પડતી તેમજ ઉદય પછી અસ્ત અને હસ્ની પછી નાશ એ કુદરતની કરામતનો એક અચુક કાયદો સૃષ્ટીની શરૂઆતથીજ નેમાયલો છે. પ્રાચીન કાલમાં જે જમીને દુનિયાંની રાણીનું નામ મેળવેલું તે શેહેરનું નામ આજે ફક્ત ઇતિહાસમાંજ જલવાઈ રહેલું છે. મગરૂરીએ જેમ ઘણાકોને ફના કીધાં છે, તેજ મીસાલે આ પુરાતમ શેહેરની પણ પડતી આવેલી કહેવાય છે. યાને તે સુંદર દીપકમાન શેહેર એક નાશનો ઢગલો થઇ પડયું છે. ઇતિહાસોમાં નામ કહાડી ગયલું તે બેબીલોન જેને સોનેરી શેહેરનું નામ આપ્યું હતું, તે આજ તમામ તારાજ થઇ ગયું છે. ફક્ત તેનો રસીલો ઇતિહાસ હવે જળવાઈ રહયો છે.

"તું હવે કદીબી "સલતનતની બાનું" કહેવાશે નહીં!" એ મુજબ નબી ડેન્યલે એ શેહેરપર શ્રાપ નાખ્યા. "બેબીલોન મારા શ્રાપમાંથી કદી મોકલું થશે નહીં. તે તારાજ થઇ પડશે, અને પછી આગલ માફક દીપકમાન થવા કદીબી ઉઠશે નહીં."

ક્રાઇસ્ટની છસો વર્ષ આગમજ આ એક વખતનું ઝલકાત ભર્યું શેહેર જીવતું જાગતું અને હસ્તું થયું હતું. એની બંને બાજુએ યુફ્રેતીસ નદી વેહતી હતી; જોરેમંદ શેકારી "નીમરોડ" એનો અસલ સ્થાપનાર હતો."

એ શેહેરના સ્થળની નજદીકમાં "બેબીલોન ટાવર" હોવાથી એમ ધારવામાં આવે છે કે એ શેહેરનું નામ આપવામાં આવ્યું હતું. બેબીલોનની બાદશાહત શાહ નેબુશાડ નજરના હાથ હેઠળ ઘણી વખાણુની ટોંચે પુગી હતી. એને એ શાહે પાછું નવેસરથી બાંધ્યું હતું; વળી નક્કર સોના, રૂપાંથી પોતાનાં મેહેલને તેને ઘણો તેજસ્વી બનાવ્યો હતો; જે સોનું, રૂપું જમીનદોસ્ત કીધેલાં તે વખતના જેરૂસેલમથી લઈ આવવામાં આવ્યું હતું.

હીરોદોતસ ઉપરથી જણાય છે, જે બેબીલોન ઘેરાવામાં છપણ માઇલ હતું. પ્રાચીનકાળમાં દુનિયાની સાત નવાઈઓમાંની એક નવાઈ તે બેબીલોનની બુલંદ દીવાલો અને ઝુલતા બાગો હતા, તે દીવાલો ૩૫૦ ફીટ ઉંચી અને ૮૭ ફીટ જાડી હતી. ઘોડાની સરખી ચાર ગાડીઓ તેની ઉપરથી સેહલાઇથી પસાર થઈ જાય એટલી તે દીવાલો પોહળી હતી. આ દીવાલોમાંથી એકસો પીતલના દરવાજાઓ શેહરમાં જવાને રસ્તો આપતા.

કેટલાક ઇતિહાસ લખનારાઓ કહે છે, કે આગલા વખતનું બેબીલોન આજના લંડન કરતાં પાંચ ઘણું મોટું હતું. તેની વસ્તી ત્રીસ લાખથી પચાસ લાખ સુધી હતી. ત્યાંના વખણાયલા ઝુલતા બાગો શાહ નેબુઝાદ નઝરે પોતાની અતિ માનીતી બાયડી એમીતીસને રાજી રાખવા બંધાવ્યાં હતા. તેની બાયડી એમીતીસ તે સુનેરી શેહેરની ખુલ્લી ચોખી હવા, ખોહલાં મેદાન અને તાજી લીલોત્રી વગેરેનો ઘણો શોખ ધરાવતી. તે શેહરની પેલી વખણાયલી પોહળી દીવાલોથી દુર એક મોટો પર્વત ઉભો હતો. તે પર્વતની સાથે અગાસીઓ પર અગાસીઓ એવી રીતે બાંધીને દીવાલો સાથે જોડી લીધી હતી, કે તે ઝુલતી અગાસીઓનો દેખાવ ધ્યાન ખેંચી રહેતો હતો. આ અગાસીઓને સુંદર ફૂળ, ફુલોના જથાબંધ ઝાડોથી ઢાંકી લીધી હતી, જેથી દુરથી જોનારને એમજ લાગે કે ઝુલતો બાગ છે. તે ઝુલતો બાગ એક જીવતી દુનિયાંનો નહીં પણ બેહસ્તના બાગનોજ ખ્યાલ આપતો હતો. આ ઝુલતો બાગ શાહનેબુઝાડનઝરે પોતાની લાડકી

બાપડીની ખાસ મરજીથી છુટે હાથે જર ખરચી ઉભો કીધો હતો. તેને દુરથી જોનાર એક લખનાર તે વીશે લખે છે. "પર્વત ઉપરથી ઝુલતાં મેદાનો" અને ખચીત તે ઝુલતાં શોભાયમાન મેદાનો આબેહુબ ઝુલતાંજ દેખાતાં હતાં.

શાહનેશુઝાદનઝરનો મેહેલ ઘેરાવામાં ૭ માઇલ હતો, તેને જેરૂસેલમની અતિ કીમતી ઝીણસોથી સણગારવામાં આવ્યો હતો. તેમાં દાખલ થવાને પીતલના દરવાજાઓ ત્રણ હતા. આ બધા રમણીક અને નઝરને ઠંડક આપનારા, દીલને રાહત દેનારા, દીલપઝીર દેખાવો વચ્ચેથી જ્યારે શાહાનેશુઝાડનઝર મગરૂરીથી સરને ટેકવી પોતાના મનસે એમ બોલી હરખાય કે "આહા, આ બેબીલોન છે કે જેને મેં આવી રીતે બંધાવીને સણગાર્યું છે." તેમાં કાંઇ નવાઈ નથી.

બેબીલોનમાં થતા ગાલીચાઓ અને સાંનુ લાકડકામ અતિ ઘણું વખણાતું, અને પ્રખ્યાતી પામતું.

આ દાખલાં પરથી બેબીલોનની લંબાઈ અને પોહળાઇનો આપણને ખ્યાલ આવશે—"

જ્યારે "સાઇરસ ધી ગ્રેટ" યુફ્રેતીસના રસ્તેથી ફરી બેબીલોન લીધું, ત્યારે તે શેહેરમાં અધવચ્ચે વસ્તાં લોકોએ તે બીના કેટલાક દીવસો સુધી જાણી પણ નહીં.

ત્યાં જતા મુસાફરો નબી ડેન્યલના શ્રાપનું તમામ ખરાપણું તે જાહોજલાલી ભર્યા શેહેરના નાશના ઢગલામાં જુવે છે, તે શેહરની નાશ પામેલી ચીજો બીજાં શેહરને માટે સણગારવા ઉપાડી જવામાં આવી છે.

આવી રીતે આ એક વખતની "સલતનટની બાનું" યાને સર્વે સલતનનીમાં ચહડતી સલતનટનું નામ ધરાવનાર તે આબાદ શેહર ફક્ટ પોતાંની કેહની અને ટુંક તવારીખ પાછલા જમાના માટે મુકી ગયું છે. આજનાં આરબો તે ફનાં પામેનાં આજનાં શેહરને શેહતાંનનાં સાલામાં ધારે છે.

તે શેહેર જે એક વખતે અતિ બુલંદ મેહેલો ઊચા ટાવરો, વગેરે ધરાવતું તે આજે જમીનદોસ્ત થઈ પડ્યું છે. તેમાં ઘાંસ, ચારો, યા ફૂલ, ફુલો કશું પણ થતું નથી. તે શેહરનાં લોકોની મગરૂરી ભરી ખરાબ ચાલને લીધે ચીરડાઈ જઈ નબી ડેન્યલે તેની ઉપર શ્રાપ ઉતાર્યા હતા, જે સદીઓ પછી ખરા પડ્યા છે.

તે હવે કદી વસ્તીથી ઝીવતું થશે નહીં, તેવી આબાદ હાલતમાં આવશે નહીં, તેમાં કોઈ આરબ હવે તંબુ મારી રહેઠાંણુ કરશે નહીં, કોઈ ભરવાડ ત્યાં જાનવર ચરાવશે નહીં; પણ ત્યાં જંગલનાં જંગલી હેવાનો રેહઠાંણુ કરશે, ત્યાં ઘુવડોનો વસ્વાત થશે.

એમ ગરૂરીને લીધે એકવારનું સોનેરી શેહેર કેવી રીતે નાશ પામ્યું તે જોઈ લો.

મીસ મેહેરબાનું કાવસજી દાવર.



# વખતનો ઉપયોગ.



"તમારા વખતની નીયમીત વેંહચણી કરો. દરેક કલાક તેનું પોતાનું કામ કર્યો જશે. અને કાંઇબી વખત ગુમાશે નહીં; વળી દરેક માર્ગમાંથી આલસાઈ અને તેની ત્રેનમાંના બીજા દુર્ગુણો આવતા બંધ પડશે." આ પ્રમાણે બીશપ હોને લખતો હતો; અમો નહીં ધારતા કે એ કરતાં વધારે કીમતી શબ્દોમાં વખતનો ઘટતો ઉપયોગ કરવાની જરૂરીયાતની અમો સલાહ આપી શકીયે. અમારા વિચાર પ્રમાણે દરેક બાબદમાં કાંળજી રાખવાથી મલતાં સુખ જેટલું બીજું કાઇબી મેલવી શકતું નથી. પણ તે તો જેઓ મીનીટોની સંભાળ રાખે છે તેઓજ મેળવી શકે છે.

આપણે આપણાં બાળપણમાં શીખી ગયાં છીયે કે "સેહતાંન આલસુ માણસો પાસે કાંઇબી નુકસાન કરવાનું શોધી કાહડે છે." પણ જેમ જેમ વર્ષો પસાર થતાં જાય છે, તેમ તેમ તો આ સાચી વાત આપણાં ધ્યાંનમાં મજબુત ઠસવી જોઇયે.

નીરાશી અને કંગાલીયત વારંવાર આલસાઇમાં ગુજરેલા કલાકોનું પરીણામ છે. અમારાં વાંચનારાંઓમાંની કોઇ જુવાંન છોકરી કશાંબી દેખઇતાં કારણ વિના બેચેન દીસે, ત્યારે તેણીએ નકી માનવું કે કાંઈ લાભકારી ઉદ્યોગમાં વખત રોકવાથી તેનો તુરત ઉપાય થશે. આપણી ઝીંદગીમાં એવી કેટલીક પલો આવે છે કે જ્યારે આપણને લાગે છે, કે સઘલું ખોટુંજ થાય છે, કે કોશેશ કરવાથી કશું વલતું નથી, ગોયા આખી દુનિયા આપણી સાંમે થાય છે, અને આપણાં જેવાં દુઃખી કોઇબી હશે નહીં, ત્યારે જો તમે તમારો વખત પુરતો રોકવા માટે કાંઇ કામ શોધી કાહાડયું હશે તો વર્ષો પછી તે દાહાડાઓને તમે મોટાં ઉપકાર સાથે યાદ કરતાં રહેશો. એક ચીજ એકદમ કરવી, અરધી લડાઇ જીતવા બરોબર છે. ભવિષ્યની ઉપર આશા રાખી કાંઈ કામ માટે ઢીલ કર્યાં કરવી, એનાં કરતાં વધારે તમે વખતનો ગેર ઉપયોગ બીજો જોઇ શકાશો નહી. ચાલતો વખત જે આપણાં હાથમાં છે તે ખોઈ ભવિષ્ય જે કોઇબી માણસ જાણતું નથી, તેની ઉપર એક કામ મુલતવી રાખવાથી અચોકસાઇને ખાતર 'ચોકસ કામ બનતું ખોઇયે છીયે. તમે છોકરીઓ, તમારી ખીલતી જુવાંનીમાં તમારી ઝીંદગીનો કીમતી વખત બેદરકારીથી ખોવો છો. તમારાં કરતાં ડાહ્યાં માંથાંઓ યાદ રાખી શકે તે કરતાં વધુ સેહલાઇથી તમે

યાદ રાખી શકો છો; અને હવે પછી શીખો તે કરતાં વધુ સેહલાઇથી તમારી જુવાંનીમાં શીખી શકો છો. જે ટેવો તમો હમણાં અખતીયાર કરો છો, તે આખી જીંદગીમાં તમારી સાથે કાયમ રેહશે. જો હમણાં ચાલતા વખતમાં તમારી જીંદગી નીયમીત કામોમાં ગુજારવાનો ઠરાવ કરશો, તો આગલ ચાલતાં તમારી જીંદગીમાં કાંઇ થોડું સુખ તમોને મલવાનું નથી.

આ કેહનું એક વાયજ જેવું લાગે છે, પણ તોબી તે એક સચાઇજ છે કે, દોલત, ચહડતી હાલત, કે તનદરોસ્તી વતીક ભવિષ્યમાં તમોને ખરેખરાં સુખી કરશે નહીં. પણ ઉદ્યોગમાં વખત કાહડવાની તમારી ટેવજ ખરેખરી મજાહ અને સુખ આપશે.

જો તમુને કાંઈ મદદ જોઇતી હશે તો તમો વારંવાર જોતાં હશો કે ઉદ્યોગી માણસોજ તમોને મદદ કરવાનો વખત મેલવતાં હશે; જ્યારે આલસુ માણસોને કાંઇબી ચીજ કરવાને વખત મલતો ન હશે.

એક ચોકસ 'ડયુક આફ ન્યુકાસલ'ને માટે એવું કેહવામાં આવતું હતું, કે તે દરરોજ સહવારનાં અરધો કલાક ખોહતો હતો, અને આખો દાહાડો તે મેલવવા પાછલ દોડતો હતો. આપણે કેટલી થોડી વખતની કીમત ગણીએ છીએ. કેટલાં બધા વૃદ્ધ અને મધ્યમ વયનાં શખ્સો પોતાનાં ગુમાયલાં વર્ષો પાછાં મેલવવા તૈયાર થાય!

તમારી આસપાસ જુઓ, અને અનુભવ ઉપરથી તમારી ખાતરી કરો કે કોણ વધારે સુખી અને સંતોષી જીંદગી ગુજારે છે. તમે જોશો કે જેઓ બીજાં ખજાનાંની માફક વખતનેબી સંભાલે છે, તેઓજ ખુશીખુશાલી સાથ પોતાનાં દાહાડા કાહડે છે.

RUBY.

# ભરવા-ગુંથવા વીશે.



## પેનઝી તથા લીલીની કોર.

ઉપલી કોરનાં નમુનાંમાં પાંચ પાંખરીનું ફુલ છે તે "પેનઝી" નું છે, જેની ત્રણ ઝીણી પાંખરી ત્રણ પીલા રંગની અને ઉપલી બે મોટી પાંખરી બે જાંબુરા રંગની લેવી, યાને ગમે તો ત્રણ નાહની જાંબુરા રંગની અને બે મોટી પીલા રંગની લેવી. પાતરાં અને દાંખલી લીલા ત્રણ ચહડતા ઉતરતા "મરતલ ગ્રીન" ની લેવી અને ઝીણી "લીલી" ઓ સફેદ રંગની કહાડવી. આ કોર ઉપર મુજબ બરાબર રંગ ગોઠવીને ભરવાથી ઘણી સુંદર લાગશે.




ભરવાનો સાંચો.

હાલમાં ભરવાને લગતા નવી જાતનાં સાંચા નીકલ્યા છે, જેનું ચીત્ર પાસે આપીએ છીએ. એ સાંચાની બનાવટ ઘણી સાદી છે અને તેથી ઘણું સેહલથી ભરાઈ શકાય છે. ભરવાની ટુક સમજ નીચે મુજબ છે—પેહલાં D અક્ષર આગળ સ્ક્રુ છે તે ધીલો તાઇટ કરવાથી સોય નીકળી તેમજ મુકાઈ શકાય છે. સોયને એવી રીતે મુકવી કે ઉપરનું હેનડલ ઉચકીએ તો અણી સેજ આપણાં હાથને લાગે. આ ચીત્રમાં હેનડલ નીચે કીધું છે તેથી સોય ઘણી નીચે દેખાય છે. B અક્ષરનાં નાંકામાંથી રેશમ લઇને તેને સોયની અણી C માં પોવું. પછી જે કપડાં પર આપણે ભરવા માંગતાં હોઇએ તેનાં ઉલટાં પડ પર તરાંહ છપાવી સાંચા પરનો ગોલ ડુંગરો ઉપર નીચે કરી છાપ ઉપર ચલાવવો. વગર છાપનાં સવરાં પર ઉપર જે ભરાશે તે સવરી બાજુ. એ સાંચાં કોટમાં એક લેનમાં ઇંડો-અમેરીકન ટ્રેડીંગ કું૦માંથી મળશે. એક વેળા પાંચ દશ મીનીટ ભરતાં જોવાથી ભરવાનું તુરત સમજી શકાશે, કોઈ પણ જાતનાં રેશમ યા ઉનનું એ સાંચાથી ભરાઇ શકાય છે અને તે ભરેલું ખચીત ઘણું શોભાયમાન લાગે છે અને વધુ ઝડપથી થાય છે. આ સાદુ અને સેહલું યંત્ર બાનુંઓને ઉપયોગી થઈ પડયા વિના રેહેશે નહી.

પીરોજા.

આ "સ્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાં૦ ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" સ્ટીમ પરેસમાં પોતાને મટે ફ્રગમજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

## જાહેર ખબરો.

### એક અણસહમજુ આદમી.

એક શખસનાં પેટમાં દરદ ઉઠી આવવાથી તે એક હકીમને ત્યાં ગયો અને કહ્યું "હકીમજી, ખોદાને વાસ્તે મને કંઈ દવા આપો, નહી તો હું આ પેટના દરદથી મરી જઈશ." હકીમજીએ તેને પુછ્યું કે "આજ તારા ખાધામાં શું આવ્યું છે?" તેનો તેણે જવાબ દીધો કે "ફક્ત બળેલી રોટલીનો એક ટુકડો." આ જવાબ સાંભળી હકીમજીએ કહ્યું "ઠીક, મને તમારી આંખ બતાવો." અને પોતાના એક નોકરને આંખની દવા લાવવાનું ફરમાવ્યું. પેલો દરદી આદમી આ સાંભળી બોલી ઉઠયો "અરે હકીમજી, આ તે શું મઝાકમશ્કરીનો વખત છે? કે હું પેટના દરદથી મરું છું અને તમો આંખની દવાની વાતો કરો છો. આંખની દવાને પેટના દરદ સાથે શું લાગતુંવળગતું છે?" હકીમજીએ જવાબ આપ્યો કે "પેહેલાં તો હું તારી આંખ સાજી કરવા ચાહું છું, કેમકે એ તો દેખીતું છે કે તારામાં કાળાં ધોળાંમાં શું ફરક છે તે જાણવાની શક્તી નથી; જો હોત તો તું બળેલી રોટલી ખાતે નહી."

એક ધનવંત વેપારીએ કહ્યું કે મને એક "પેટ" મલે તો લાખ રૂપયા આપું. પણ નીરોગી પેટ જાતેજ એક મોટી કીમતનું રત્ન છે, અને અફસોસ છે કે જ્યાં તલક તે જતું રહેતું નથી ત્યાં તલક તેની કદર કોઈ બુજતું નથી. હવે પેટ પોતાની તનદોરસ્ત હાલતમાં જે જે નકામી અપ્રવાહી ચીજો તેમાં જાય છે તેને દુર કરે છે. પણ આંતરડાંમાં કીચડ ભેગો થઈ જવાથી મુખ્ય નળ બંધ થઇ જાય તો તેનો પરીણામ શું થશે? કબજીઅત તથા બેકાયદે બેઢંગી રીતે ઝાડો થાય છે. જો કલેજાંમાંથી જોઈએ તેટલું પીત નહી નીકળે તો શું થાય છે? ઝાડો કબજ થાય છે તથા આંતરડાંની અંદરની ઝીણી સઘળી અને બળબળતી હાલતે પોંહોચે છે. આ જાતની હાલતમાં શું થાય છે? ઉધામણ. તેનું શું કારણ? કેમકે આંતરડાંમાં પોતાનું કામ કરવાની શક્તી નથી. ત્યારે હવે એનો પરીણામ શું થાય છે? જ્વર, યાને દાહસોજરા, અને જે શખસને એ બીમારી લાગે છે તે દુઃખદાયક હાલતમાં પોતાના દહાડા કાઢે છે. તમો પેહેલાં ચીન્હની દરકાર નહી કરો અને કદાપી બીજાની પણ પરવા નહી કરો તો ખેર, પણ ત્યારપછીના ચીન્હોની બેદરકારીનો પરીણામ દુઃખ અને પીડા થાય છે. તમોએ યાદ રાખવું કે એક તકસીર પેહેલી વાર તથા બીજી વાર માફ થાય છે, પણ ત્રીજી વાર તો તેને સજા થવીજ જોઈએ. કોઈના કલેજામાં જ્યારે રોગ પેદા થાય છે ત્યારે તે આદમીની હાલત કેવી હોય છે? તે કુખમાં ભારી દરદથી પીડાય છે. મોઢાંમાં ખરાબ સ્વાદ આવે છે, નજરે ધાબાં દેખાય છે, જીભપર ચેપટી ચટે છે, માથામાં તથા ખભામાં દરદ થાય છે, તેનેથી કંઈ કામ થઈ શકતું નથી અથવા તેને કશામાં મઝા પડતી નથી; લોહીનું ભમન સુસ્ત થાય છે, તેની ભુખ ખરાબ હોય છે અને તેની સારી હાલત કંગાલ થઈ પડે છે.

આંતરડાં તથા કલેજાંના રોગોમાં સીગલસ કયુરેટીવ સીરપના જેવો અસરકારક ઉપાય બીજો કોઈ જાણવામાં આવ્યો નથી. આ જબરદસ્ત દવાની અસર તાબડતોબ થાય છે. "એક વગર પલોટાયલી અરબી ઘોડીના જેવી તેજ અને ચુપચુપ." સીગલસ સીરપ લીધેથી મામુલી કુદરતી ઝાડો થાય છે. આંતરડાંમાંથી મળ તથા રસ કાઢી નાખી તે પોતાનું કામ કાયદેસર કરે તેવી હાલતમાં તેને રાખે છે. કલેજાને કુવત આપે છે અને તેમાંથી નીરમળ પીત પેદા કરે છે, તથા લોહીમાંથી મેલાઈ છાળી કાઢે છે. આ અજાયબ જેવા જોરબંદ તથા બળવાન કરતી દવાથી સઘળી બેજા તથા દુઃખદાયક વેદના જે ઉપર કહી છે તે જેમ જેમ લોહી સાફ થતું જાય છે અને તે નવું થતું જાય છે તેમ તેમ એક પછી એક દુર થાય છે. સીગલસ કયુરેટીવ સીરપનો એક ખોરાક દર રાત નીયમસર લીધાથી થોડી મુદતમાં લોહી સ્વચ્છ કરવાનો તેનામાં ગુણ છે એ આંખની ચળકાટ તથા સારા બદનની તાકાતી ઉપરથી સાબીત થશે.

સીગલસ કયુરેટીવ સીરપમાં માત્ર વનસ્પતીની ખારાયત છે, અને તે સારામાં સારાં તથા તાજામાં તાજાં વસાણાથી બનેલો છે એટલે તેનાપર પુરેપુરો ભરોસો રાખી શકાય છે.

કીમત દર બાટલી ફીક રૂ૧,૨, ને ૪ છે. એ દવા વાપરવાની રીતનો ખુલાસો બાટલીપર લપેટેલા કાગલમાં છાપેલો છે.

એ દવા હીંદુસ્તાનના મુખ્ય બજારોમાં અથવા એના માલેક "એ. જે. વાઈટ. લીમીટેડ" ૫ ફોરબસ સ્ટ્રીટ. મુંબઈ. પાસેથી સીધી મલશે.

૫ U. M.

---

તદન નવીજ ઢબની અને ઘણી સરસ છપાઇ સાથની

## ખોરદેહ અવસ્તા

### (તેની માએનીના સાર સાથે.)

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

અત્યાર સુધી છપાવલાં પુસ્તકોમાં અવસ્તાના ઉચારો અશુદ્ધ જણાવાથી ઉંચી શોધ પ્રમાણે અવસ્તાના શુદ્ધ ઉચારો દાખલ કર્યા છે અને ઘણાં નાનાં કદ છતાં એ પુસ્તકમાં અપેમ, યથા, નીયાએશો, ગેહો, પતેતો, નીરંગો, બાજે, નમસ્કારો ઉપરાંત નવ યશતો દાખલ કરવામાં આવી છે.

કીંમતઃ માત્ર આના બારઃ ચોડી ગીલીટ સાથનીનો રૂ૧; ચાંમડાંનાં પુઠાં સાથ ગીલીટ કરેલીના રૂ૧ા; મોરક્કો ચાંમડાંની ફુલ ગીલીટનીના રૂ૨. દેશાવરવાળાઓએ પોસ્ટેજના બે આના વધુ વાલી "કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

તરફ જોયું. અને તેવણની આંખમાં એટલાં તો આંસુ આવી ગયાં કે તે છુપાવવા તેવણ ફરી ગયાં. ફક્ત ગુલજ પોતાનું શાંતપણું જાલવી શકી હતી. ખરું છે કે જ્યારે મેહરે ગુલને અત્યંત પ્યાર સાથ કોની કરી, ત્યારે તેણીના ગાલો ફીક્કા પડી ગયા, અને હોઠો ધ્રુજવા લાગા, પણ આસપાસનાં કોઇએ પણ તે જોયું નહી.

"મારી મેહરી, તેણીનાંજ અવાજથી મારી સુધ ઠેકાણે આવી, તેણીનાંજ બોલવાથી મારી નીરાશી દુર થઇ હતી." તે દહાડે સાંજનાં હોમી કે જે મેહરીના કોચ આગળ બેઠો હતો, તે ગુલ કે જેણી મેહરી માટે બરાબર તકયા ગોઠવતી હતી તેણી તરફ ફરીને બોલ્યો "તારાં કાગળથી હું તદન હબતાઇજ ગયો હતો, શું કરવું તે હું જાણતો ન હતો, અને તેણીએ સુચવેલા વીચારથીજ મારા બાપે આ પગલું ભર્યું કે જેમાં તેવણે ફતેહ મેળવી છે." મેહરીએ ગુલના હાથો દાબ્યા, અને ઉપકાર ભરી આંખો સાથ તેણી તરફ જોયું. ગુલે હસવાનો દેખાવ કર્યા સીવાય કાંઇ પણ ઉત્તર દીધો નહી.

થોડાં અઠવાડયાંઓ પસાર થઈ ગયાં, અને અંતે મેહરીનાં માએનાં મનમાં પણ વીચાર ઉતર્યો કે તેવણની દીકરી દહાડે દહાડે વધારે અને વધારે નખાતી જતી હતી. અને તેણીને લાંબો વખત જીવવાની કાંઇ ઘણી આશા ન હતી. તેણીને તનનું લાગી શકે તેવું કાંઇ દુઃખ થતું ન હતું, પણ તેણી અતીશય નબલી થઇ ગઇ હતી, અને કોઇની મદદ વગર એખલી ચાલી પણ શકતી ન હતી. તેણી આંગે નખાતી જતી હતી, પણ તેણીનો ચેહરો દહાડે દહાડે વધારે ખીલતો અને ખુબસુરત લાગતો હતો. તેણીની આંખો વધારે ચલકતી, અને ચામડી વધારે નરમ અને તાજગી ભરી દીસતી હતી. ફક્ત એકજ વીચાર તેણીને દુઃખી કરતો હતો, તેણીનો હોમી હજી જે બનવાનું હતું તે માટે તૈયાર ન હતો.

એક દહાડો તે તેણી આગળ બેસી તેઓનાં ભવીષનાં સુખ માટે વાત કરતો હતો, તેટલાં મેહરીએ નરમાસથી તેના હાથપર પોતાનો હાથ મુકયો, અને ઘણાજ મધુર સાદે કહયું:

"મારા વહાલા, હવે એવી ચીજોનો વધુ વખત વીચાર ના કર; જે ઘરબારમાં આપણે જોડાઈ રહેવા જવાનાં છીયે, તે અત્યાર આગમચનું તૈયાર થઇ ચુકું છે; કદાચ હું ત્યાં પેહલી જવશ, પણ તેથી તે ઘર તુંને વધારે પ્યારું થઇ પડશે."

હોમીએ તેણીનાં બોલવાનો અર્થ સમજવા તેણી તરફ જોયું; અને અફસોસ! તે તરત સમજી ગયો.

"મારી તરફ એવી રીતે ના જો" તેણીએ કાલાવાલા ભર્યા અવાજે કહયું: "આપણા સુખનું ઘર ઉપર તૈયાર થઇ ચુકું છે, પણ આ દુન્યામાં તેવું કદી બનવાનું નથી. હું ખરું બોલવાને આનાકાની શું કામ કરું! હોમી, મારા વહાલા હોમી, ખોદાને ઘરનું અને અત્યાર આગમચ તેડું આવ્યું છે, અને શું આંસુઓ વગર તું મને નહી જવા દેશે?"

"મેહર" કમનસીબ હોમી બોલ્યો, "મેહર, અરે મને આવા બોલાથી વીંધી ન નાખ, તું મરી નહી જશે, તું મને એખલો અટુલો નાખી નહી જશે."

"મારા વહાલા, ખરેખર તો હું મરી નહી જાઇશ–હોમી, અરે આ છુટાં પડવાનું ઘણું થોડા વખતનું છે, આપણે ફરીથી એક વખત પાછાં મલશું અને પછી કદી કદી છુટાં પડીશુંજ નહી."

"મેહરી, તું નબલી પડી ગઇછ તેથીજ તુંને મોતનો વીચાર આવ્યા કરે છે; પણ તું સારી થશે, હું જાણુંછ કે તું સારી થશે, મારો ખોદા મારી બંદગી સાંભલશે."

હોમી ઉપલા બોલો બોલ્યો તો ખરો, પણ તેણે પણ અંતે મેહરીના બોલવામાં સચ્ચાઇ જોઇ, અને ખોદા પર વીશ્વાસ રાખી, કદાચ તેવું દુઃખ પડે ત્યારે તેને પુરતી ખમવાની શકતી આપવાની દુવા માંગતો બેઠો. તેને ખોદાપર અને બંદગીપર કેટલો વીશ્વાસ હતો, તેતો જેઓએ તેની બચપણની જીંદગી બરાબર વાંચી હશે તેનેજ ખ્યાલ આવી શકે.

મનચેરશા કલકતેથી પાછા ફર્યા હતા. પણ તેવણ દીવીનત્રીની કાંઇપણ ખબર યા તો પેલાં ગુમ થએલાં ઓચર્યાં મેલવવામાં તદન નીષ્ફળ નીવડયા. જાહગીર પોતાના બાપ સાથ આવ્યો નહી, કારણકે મેહરીની માંદગીને લીધે તેની બેહનનાં પણ લગન મુલતવી રાખેલાં હોવાથી તેણે આસ્ત્રેલ્યા જઈ, ત્યાં પોતાનાં બેહન બધેવીને મલવાનો ઠેરાવ કર્યો હતો. રૂસ્તમ બેલગામથી અવારનવાર આવતો હોવાથી પીરોજાને પોતાનાં નવાં ઘરની તૈયારીઓ પણ કરવાની હોવાથી તેણીનો ઘણોખરો વખત તેવામાં જતો હતો, અને જેથી ગુલજ ઘણુંખરું મેહરીની આગળ રેહતી હતી. ગુલમાં એકલપેટાઈ જેવું કાંઇપણ હતું નહી. મેહરી માટે તેણી અંતકરણથી દુઃખી થતી હતી, અને તેણીની જીંદગી બચાવવા તેણી પોતાની પણ આપવાને તૈયાર થતે, કે જેથી હોમી પણ સુખી થઇ શકે. હોમીનું સેહજ પણ દુઃખ દુર કરવા તેણી શું નહી કરતે! તેની મેહરીની સારવાર કરવા જ્યારે હોમી ગુલને પ્યાર અને ઉપકારભર્યા બોલો કેહતો, ત્યારે આ બોલોથી તેણીપર અંદરખાનેથી શું શું અસર થતી હતી તે કોઇ જાણી શકતું નહતું. આસપાસ કોઇને પણ મેહરી અને દીનબાઇ સીવાય માલમ ન હતું, કે ગુલ તદન સુખી ન હતી. મેહરી બચપણથીજ ગુલને ચાહતી આવી હતી, અને તેણીની હાલની માંદગીમાં તેઓની દોસ્તી વધારે ઘાડી બની હતી. આ વેળા તેણી જોઈશકતી હતી, કે ગુલ તદન સુખી ન હતી; કે તેણીને દુઃખી થવાનું કાંઇ છુપું કારણ હતું. અને થોડા વીચાર પછી તેણી સચ્ચાઇ પણ પારખી કાઢી શકી. મેહરી કાંઇપણ કરી પોતાની સહીને સુખી કરવા માગતી હતી. તેણીને લાગું કે ગુલ કદાચ પોતાને પણ છેતરતી હોય અને આથી મેહરી જાણવા માગતી હતી, કે કોણપર તેણીએ પોતાનો પ્યાર રેદી દીધો હતો. મરવા આગમચ પોતાની વહાલી ગુલને સુખી કરવાના વીચારે તેણીનાં મગજમાં એટલું ઊંડું રૂપ પકડયું, કે ગુલ સાથ એક વખત એકલી બેસી વાત કરી તેણીનો વીશ્વાસ મેળવવાની તક શોધી અને તે તેણીને જલદી મલી.

"નહી મારી વહાલી, આજે તું મારી આગળ વાંચ ના." એક દહાડો સાંજે ઓરડામાં કોઇ નહી હોવાથી મેહરીએ ગુલને વાંચતી અટકાવતાં કહ્યું. "મને તારી સાથે વાત કરવા વધારે ગમે છે. એમ એટલી ચીંતાતુર દેખા ના. હું ઘણું બોલી મને થાકવી નાખશ નહી. અહીયાં આવ ગુલ, મારી પાસ આવી બેસ, હું તારેજ માટે કાંઈ વાત કરવા માગુછું."

"મારે માટે?" ગુલે અજબ થઇ પુછ્યું. "નહી વહાલી મેહર, એ કરતાં વધારે રસકસવાળી બાબદ તુંને વાત કરવા માટે મળી શકશે?"

"નહી જાંન, કારણકે મને હમણા ઘણોખરો તારોજ વીચાર આવે છે, મારી નજદીક આવતી અજલે મારી દરેક બુદ્ધી વધારે ચપલ બનાવી છે, કારણકે અગાઉ કરતાં આસપાસની ચીજો હું વધારે સેહલાઇથી જોઇ અને સમજી શકુંછું; તારા આ હાથ અને હસતા દેખાવમાં પણ હું વાંચી શકુછું કે તું સુખી નથી. અને જો હું તુંને પુછીશ કે તું શું કામ તેમ છે તો તું મારે માટે ખોટું નહી ધારશે."

"મેહરી, તુંને શું ખબર નથી કે હું બધા દહાડા બીજા લોકોથી જુદીજ જાતની છેઉં." ગુલ સેહજ ગભરાટથી બોલી. "બચપણમાં પણ હું જાણતી ન હતી કે ખુશાલ અને રમુજી થવું તે કેવું હશે; અને હવે હું ઘરડી થવા આવી ત્યારે તેવી કેમ થઇ શકું? હું મારી હાલની જીંદગીથી સંતોષી છેઉં, અને આસપાસનાં આટલાં બધાં સુખો છતાં, હું તેમ નહી હોઉં તો ઘણી નગુણી ગણાઉં."

"ગુલ, આવા બોલોથી તું વાત ઉડાવવા માગે છે, પણ મારી તો તેથી વધુ ખાત્રી થાય છે, કે મારો શક ખરો છે. મારી વહાલી ગુલ, તારા જેવી મારી અત્યંત વહાલી સહીને મારા મરવા આગમચ હું સેહજબી સુખી કરી શકી છું એવા વીચારથી મને કેટલી બધી ખુશાલી અને કેટલું સુખ ઉપજશે તેની તુંને ખબર નથી."

"વહાલી મેહર, તેનો વીચાર ના કર. ખરેખરજ મારે ઘણું સુખી દેખાવું જોઇયે, અને તેમ જો હું નહી દેખાતી હોઉં તો તેમાં મારા ફાટેલ ખવાસનો વાંક કાઢવો જોઇયે; મેહરી તું મને સુખ આપી શકશે નહી, તારી તે ઇચ્છા ગમે એવી ભલી છતાં બર આવવાની નથી."

"એમ ના બોલ ગુલ; જ્યાં સુધી દુઃખ યા દલગીરી આપણા પોતાના દીલમાં ભરાયલાં રહે છે, ત્યાં વેર તે કદી મટી નહી શકે તેવાં આપણે ધારયે છીયે; પણ એક વખત કોઈ આગળ તેની વાત કર્યા પછી તેની કેટલી બધી મુશકેલીઓ દુર થઈ જાય છે? મારી વહાલી, તારી આ દલગીરીને તારા પોતાનાજ વિચારોથી ઉત્તેજણ આપી વધારી ના દે."

"મેહરી, કેટલીક દલગીરીઓ એવી નથી આવતી કે જે છુપાવેલીજ વધારે સારી? રૂઝાયલો જખમ ખુલ્લો થવાથી શું તેમાંથી તાજું લોહી ફરીથી નથી જતું? જ્યારે હમેશનું બંધ રહેલું કોઈ દહાડો તદનજ સાજું થાય છે."

"હા, ખરેખર, કોઇ તેવી દલગીરીઓ હોય છે કે જે કદીપણ દુર કરી શકાય તેવી હોતી નથી. પણ આટલું બોલી તેણી અટકી ગઈ, પછી સેહજ કોચપરથી ઉઠી પોતાના હાથ ગુલની આસપાસ વીટાળ્યા, અને ધીરા પણ અસરકારક સાદે બોલી—તારો પ્યાર, મારી ગુલ, શું ખરેખર એટલો બધો આશા વગરનો છે? અરે નહી, નહી, એમ હોયજ નહી; એમ બની શકેજ નહી કે તારા જેવી છોકરી તારો કીમતી પ્યાર કોઇને આપે અને તે પાછો વાલે નહી."

ગુલ ચોંકી, તેણીનો ચેહરો લાલ થઇ આવ્યો, મેહરીને છેતરવા તેણી શાંતપણે બોલવા માગતી હતી, પણ તેણી તેમ કરી શકી નહી, તેણીનો છુપો ભેદ એકદમ માલમ પડી આવ્યો હતો, અને તેણીની આંખોમાં એકદમ આંસુઓ આવી ગયાં. કેવો જલદીથી એક શબ્દ—એક બોલ વરસોવેર જાલવેલાં શાંતપણાને ભાંગી શકે છે? દીલસોજી કેટલી જલદીથી આપણી છાતીપરનો પરદો ખીસાડી નાખે છે?

"તેં મારો ભરમ વાંચ્યો છે," તેણી બોલી અને તેણીનો અવાજ ધ્રુજવા લાગો; "હું તે ના પાડીશ નહીજ; પણ અરે મેહરી એ માટે તું હવે વધુ વાત કરતી ના. જ્યારે એક સ્ત્રી નબલાઇ બતાવી પોતાનો પ્યાર એવાં માણસને આપે છે, કે જે માણસને તેની જરૂર નથી અને કોઈ દહાડો પડવાની પણ નથી, ત્યારે તેવી જાતનો પ્યાર વધારે અંધારામાં દબાઈ રહે તેટલું તેણીની શાંતી અને સારાં નામ માટે સારૂં. મારો પ્યાર કોઇએ માગવાથી બહાર પડયો ન હતો, મને પેહલે ઘરથીજ તે માટે આશા હતી નહી, અને તેથી જો મારાં સુખનો નાશ થયો હોય, તો તેમાં મારી પોતાની નબલાઇનોજ વાંક કાઢવો જોઇયે, અને મારે પોતે એખલીએજ તેનું દુઃખ સોસવું જોઇયે."

"પણ આશા જેવું-કાંઈજ નથી ગુલ-કાંઈ નથી? એમ ના ધાર, મારી વહાલી; જો તેણે પોતાનો પ્યાર હજી કોઇને આપી દીધો નહી હોય, ત્યારે હજીબી તે કોઈ દહાડો તારો થશે એવી શું આશા નથી?"

"નહી મેહર, કાંઇજ નહી, હું જાણુતી હતી કે તેણે પોતાનો પ્યાર કોઇને આપી દીધો હતો. હું જાણુતી હતી કે કોઈ દહાડો તે મારો થવાનોજ નથી, અને તોબી હું તેને ચાહતી હતી. અરે મેહરી, મારી નબલાઇ તરફ ધીક્કારની નજરથી જોતી ના, તેં મારો છુપો ભેદ જાણી લીધો છે, પણ તે માટે તું કોઈ આગળ બોલતી ના, તેના જેવા ભલા પવીત્ર માણસને ચાહવામાં શરમ જેવું કાંઇ નથી, અને તોપણ—મેહરી, અત્યંત વહાલી મેહરી, મને વચન આપ કે તું કોઇ આગળ બોલશે નહી, તું મને કહે કે તારા હોઠોમાંથી ઉપલી વાત બહાર પડશે નહી."

"નહી! તે કોઇ દહાડો પડશે નહી ગુલ, શાંત થા, મારી વહાલી, તારો ભેદ મારી સાથેજ મરી જશે." મેહરીએ ઈતિજારીથી જવાબ દીધો, કારણકે ગુલ તદન ઉશકેરાઇ આવી દચકાંઓમાં ગુંગલાઇ જતી હતી.

"મારે માટે તો હવે કાંઇપણ આશા નથી. અરે જો બસ તેનેજ હું સુખી જોઇ શકું તો હું કાંઈ વધારે માંગુ નહી; પણ અરે તેને કંગાલ થએલો જોઉં, અને મને લાગે કે તેને દીલાસો આપવાની મારામાં બીલકુલ પણ શકતી નથી–જ્યારે–" ગુલ ફરીથી એકદમ મુગી થઈ ગઈ, અને તેણીનું આખું મોહું લાલ થઇ આવ્યું. મેહરીએ તેણી તરફ પ્યાર અને દીલસોજીથી ટીકયું. ગુલે ધારયું કે તેણી અજાએબી અને શકથી જોતી હતી. એક જબરી કોશેષ કરી તેણીએ પોતાનો જીવ શાંત કર્યો. આંસુઓ લુછી નાખ્યાં અને ઘણાજ પ્યારથી મેહરીનાં કપાલપર કીસ કરી.

"અતીયંત વહાલી મેહરી, હવે આપણે એ માટે વધુ વાત કરીશું નહી." તેણીએ શાંત ધીરા અવાજે કહયું. "ખોદા તારી દીલસોજીનો તુંને બદલો આપે, હવે હું શાંત થઇ ગઇછ. વહાલી મેહરી, તારો જીવ નકામો ઉશકેરવા માટે મને માફ કરજે."

"નહી, મારી મીઠી ગુલ, મને માફ કરજે મેં તારો જીવ દુખવ્યો છે, અને મેં તારી પાસ માફ માગવી જોઇએ. છેકજ તું નીરાશીમાં દુબી ગઈ હશે એવો મને સેહજ પણ ખ્યાલ નહી હતો. હું તો આશા રાખતી હતી કે, આ દુન્યામાંથી હું જાઉં તે આગમચ મારી ગુલ ઉપર સુખની સહવાર ઉગેલી જોવશ. પણ હું જોઉંછ, મને લાગેછ કે તેમ બનશેજ નહી."

આટલા વખતમાં પીરોજા આવી, અને તેઓ વધુ બોલતાં ચુપ થઇ ગયાં. મેહરી દહાડે દહાડે નબળી થઇ જતી હતી, તો જોકે તેણીનું મગજ જેવું ને તેવું મજબુત હતું; અને તેણીનાં દોસ્તો બીહતાં હતાં કે તેઓ તદન નીરાંત જીવે બેઠાં હશે, તેટલાં તેણી કોઇપણ પલે ચાલી જશે. એક દહાડો સાંજનાં તેણીએ સઘળાં જણુને પોતાની પાસ બેસવાની અરજ કરી; તેણીમાં તે દહાડે સેહજ વધારે જોર આવેલું લાગતું હતું, અને તેણી તેઓ બધાંને સાથે જોવા ઇચ્છતી હતી. તેઓએ તેણીની અરજ કબુલ કરી, અને તેણી તેઓ સઘળાં સાથે એટલી તો ખુશાલ સાદે વાત કરવા લાગી, કે સુનાબાઈ અને હોમી થોડો વખત પોતાની ચીંતા ભુલી ગયાં. તે દાહાડાની સાંહજ ઘણી સુંદર અને રળીઆમણી હતી, અને તેણીની પોતાની અરજથી તેણીના કોચને બારી આગળ ખસેડવામાં આવ્યો હતો. અને આ મરી જતી છોકરી તેમાંથી બહારનો ભપકા ભર્યો દેખાવ જોતી હતી. વસંત રૂતુનાં ઊંચાં ઝાડો તાજાં અને લીલાં દેખાતાં હતાં, અને જેની વચમાંથી આથમતા સુરજનો સોનેરી રતાસ હીયાં સાં જણાતો હતો. તેઓનાં ઘર સામે આવેલો તલાવ પણ થોડો ઘણો દેખાતો હતો, અને તેની અંદર આકાશનો તેની સઘળી ખુબસુરતી સાથ ઓળો પડેલો જણાતો હતો, જ્યારે તેઓનાં બંગલાની બાજુએ આવેલી એક ટેકડીપર સુરજનો સેહજસાજ ઉજાશ દેખાતો હતો.

હોમી મેહરી આગળ આ દેખાવની વખાણુ કરવા લાગો. "હા મારા હોમી, આખી કુદરત ખુશાલ છે, દરેક ચીજ હસ્તી લાગે છે, આએ ઝાડ પોતાનાં લીલાસ માટે ખોદાનો ઉપકાર માનતાં લાગે છે, અને હું, મારા વહાલા હોમી, હું પણ આજ કેટલી ખુશ છેઊં કે તે સાહેબે મારી બંદગી સાંભલી છે–મારી પોતાની જન્મ ભુમીમાં; અને મારાં અતીયંત વહાલાંઓની વચમાં મને મરવા દેવાની રજા આપી છે."

તેણીએ પોતાનું ડોકું હોમીની છાતી ઉપર મેલ્યું, અને કેટલો વખત ચુપ રહી; થોડો વખત રહી તેણી પીરોજા તરફ ફરી અને ખુશાલ અવાજે બોલી "પીલુ તુંને યાદ છે કે થોડાં વરસ આગમચ તેં મને કહયું હતું કે ગીત આવા સુંદર દેખાવને વધારે ખેંચાણ કરનારો બનાવે છે? મને આજે તે બધા બચપણના ખુશાળ વિચારો મારાં મગજમાં પાછા ઉબરી આવેલા લાગે છે, જા, તારૂં ગીતાર લાવ, અને પેલે દહાડે તેં મારી આગળ થોડીક ઇંગ્રેજી કલીઓ વાંચી હતી તે ગાઈ સંભળાવ."

"નહી મેહરી તેથી તુંને કંટાળો નહી લાગશે?" પીરોજા તેણીની નજદીક જઈ બેસી.

"નહી. વહાલી, તારો ઝીણો મધુર નરમ અવાજ તેમ નહી કરશે, તે સામો મને સુખ અને કરાર આપશે. આજે હમેશ કરતાં વધારે મજબુત, અને સારી થઇ હોઊં તેવું મને લાગે છે, વહાલી પીરોજા, ફક્ત ગમે તો તેની એકજ લીતી ગા, મને બીજાં ગીતો આજે ગમતાં નથી."

એક પલ પીરોજાએ આંચકી કરી અને પોતાની માતા તથા સુનાબાઈ તરફ જોયું. બંને જણે કાંઇપણ અડચણ નહી લીધાથી રૂસતમ જઇને પીરોજાનું ગીતાર લાવ્યો; પીરોજા ઓરડાને છેક નાંકે જઇ બેઠી કે મેહરી આગળ ઘણો ઘોઘાત થાય નહી, અને ઘણાજ મીઠા દલગીરી ભરેલા અવાજે નીચલું ઇંગ્રેજી ગીત ગાયું.

"Remember me! Ah, not with sorrow;
'Tis but sleep to wake in bliss.
Life's gayest hours can seek to borrow
Vainly such a dream as this.
Ah see 'tis heaven itself revealing
To my dimmed and failing sight
And hark! 'tis Angel's voices stealing
Through the starry veil of night
Come, brother, come; Ah; quickly sever
The cold links of earth's dull chain;
Come to thy home where thou wilt never
Pain or sorrow feel again.
Come brother come; we spread before thee
Visions of thy blissful home.
Heed not if Death's cold pang come o'er thee
It will but bid thee haste and come—
Ah, yes, I see bright forms are breaking
Through the mist that veils mine eyes;
Now gladly, gladly, earth forsaking
Take, oh, take me to the skies
Remember me! Though upward flying
Still I wait love's last fond kiss,
Then, oh farewell; my spirit's sighing
To behold its home of bliss."

આ દલગીરીભરેલું ગીત ખતમ થયું, અને દરેક જણ ચુપ બેસી રહ્યું. મેહરીએ હજી પોતાનું ડોકું હોમીની છાતી ઉપરજ મુકેલું હતું; અને તેના હાથો પોતાના હાથમાં પકડેલા હતા. સુરજ હવે તદન નમી ગયો હતો અને અંધારામાં તેણીનો ચેહરો બરાબર જણાતો ન હતો, નહી તો તેમાં ફેરફાર થએલો તરત દેખાઈ આવતે. તે હવે આ દુન્યા કરતાં પેલી દુન્યા જેવો વધારે થઇ ગયો હતો. તેણીએ પોતાની નજર ગુલ કે જે તેણીની પાસેજ બેઠી હતી, તેની ઉપર ટીકવી. પણ ગુલે તેણીને જોઈ નહી, કારણકે તે વખત તેણી હોમી તરફ જાણે તેણીને કોઇએ જાદુ કર્યું હોય તેમ તગર તગર જોયા કરતી હતી. આ મરતી છોકરીએ તેણીના ચેહરાપર દલગીરીનો છાપ જોયો અને જાણે કાંઇ સચ્ચાઇ એકદમ માલમ પડી આવી હોય, તેમ તેણીનો ખુબસુરત ચેહરો એકદમ દીપી આવ્યો. તેણીએ પોતાનો હાથ લંબાવી ગુલનો હાથ પોતાના હાથમાં લીધો, અને હોમીના હાથમાં મુકવાની કોશેશ કરી અને પછી આનો અર્થ સહમજાવવા માંગતી હોય તેમ તેની તરફ જોયું, પણ તેણીનું જોર હવે તદન જતું રહ્યું હતું. તેણીની જગ્યાં ઉપડી શકી નહી, અને ગુલનો હાથ તેણીના હાથમાંથી પડી ગયો.

"હોમી, મને કીસ કર, હું સુઇ જવા માગુંછું." તેણી એટલા તો નરમ અવાજે બોલી કે ફક્ત હોમીજ સાંભલી શક્યો. એક પ્યારભરી કીસેમાં તેઓના હોઠો મલ્યા અને પાછું તેણીએ પોતાનું માથું તેની છાતી પર મુક્યું, અને એવી તો મીઠી નરમાશભરેલી ઉંઘમાં તેણી પડેલી દેખાઈ, કે રખે તેણી જાગી ઉઠે, કરી ત્યાં કોઇએ સું કે ચાં કર્યું નહી. નજદીક અડધો કલાક તેવી રીતે પસાર થઇ ગયો, અને તેણીએ કાંઇપણ હીલચાલ કરી નહી. આકાશ પરના ચલકતા ખોલા ચંદ્રમાની રૂપેરી રોશણી ખોલી બારીમાંથી પસાર થઇને મેહરી અને હોમીનાં શરીર પર પડી, અને બેહસ્તની રોશણી તેઓ પર પડી હોય તેવો તેઓની આસપાસ ઉજાસ થઇ રહ્યો. મેહરીનું માથું સેહજ ખીસી જવાથી તેણીના બાંધેલા બાલો છુટા થઇ એક સોનેરી બુરખા માફક તેણીના ચેહરા પર પડેલા હતા. નરમાશ અને પ્યારથી હોમીએ તેનું માથું પોતાના ખોલાપર મેલવા ઉચક્યું; તેમ કરતાં તેણીના બાલ પછવાડે પડી ગયા, અને તેણીનો ચેહરો ખુલ્લો દીસ્યો. હોમીથી એક ઘણીજ મોટી ચીસ્યારી પડાઇ ગઇ અને ગુલ એકદમ ચોંકી ઉઠી ઉભી થઈ.

"ચપો, ચપો, મારી મેહર સુતેલી છે" સુનાબાઇ બોલ્યાં; પણ મનચેરશા તેવણને નરમાસથી તેણીના કોચ આગલથી ખીસાડી-બીજા ઓરડામાં લઇ ગયા. તેણીની આંખો બંધ હતી; તેણીનો મીઠો ચેહરો, હોઠો આગળના સેહજ હસવાના દેખાવથી દીપી નીકલ્યો હતો, કે જેમ ઘણી વખત ઉંઘમાં પડતી ત્યારે થતું હતું. હા, તેણી મીઠી, શાંત ઊંઘમાં પડી હતી, પણ તેણીનો જીવ અત્યાર આગમચનો ઉડી ગયો હતો.

[ સાંધણ છે. ] Two Old Maids.



# અંગ્રેજોમાં લગ્ન વેળાની રસમ.



ગ્રેજોમાં એવી રસમ છે કે, જે દીવસે લગ્ન નક્કી થયાં હોય તેની ત્રણ અઠવાડયાં અગાઉથી તેડાંના કારડો મોકલવા, અને જેનીપર તે મોકલવામાં આવે તેણે તુરતજ તેનો જવાબ વાલવો જોઇએ. કેટલાકો આ કારડો છાપેલા તૈયાર ખરીદે છે, અને તેમાં નામો અને તારીખની જગા રાખેલી હોય છે તે હાથે ભરે છે, પણ ઘણાંઓ ખાસ છપાવવાનું વધારે પસંદ કરે છે, કે જેથી જે શખસને તેડું કરવાનું હોય, તેનાં નામ શીવાય બધું બરાબર છપાઇ શકાય; આ કારડો તેઓ સુનેરી અથવા રૂપેરી અક્ષરમાં છપાવે છે. તે કેવી રીતે છપાવવામાં આવે છે તેનો સાધારણ ફારમ અંગ્રેજીમાં નીચે મુજબ છે:—

MR. AND MRS. SMITH
request the pleasure of
Mr. and Mrs........... .. ..............'s company
at the marriage of their daughter HILDA,
To MR. BROWN,
On Monday, November 12th, at 12 o'clock.
Ceremony at St. Thomas' Cathedral,
Fort.
Breakfast at 1-30.
97, Elphinstone Circle.
R. S. V. P.

તેડાંના કારડો ઉપલા આકારમાં કહાડવામાં આવે છે. જો સાંજનાં લગ્ન હોય છે તો નાસ્તાને બદલે કારડમાં નીચે આ મુજબ લખે છે—"Mrs. Smith at home 3 to 5 P.M.".

જેવો લગનનો દીવસ નક્કી કરવામાં આવે છે કે પરણુતી છોકરી તેણીની તરફની "બ્રાઇડસમેડસ" (પરણુતી કન્યાની પછવાડે હાજર રેહનારી સ્ત્રીઓ) પસંદ કરે છે, અને પછી તેઓના પોશાકની ગોઠવણ ચાલે છે.

જો પરણુતી કન્યા પોતે સફેદ પોશાક પેહેરવાની મરજી ધરાવે છે, તો તેની સાથે વેલ, ફુલો અથવા હીરા યા મોતીના દાગીના સીવાય બીજું કાંઇ પણ વધારે શોભાયમાન લાગતું નથી, પણ જો તેણી કાંઇ રંગીન પોશાક પેહેરે છે, તો તેની સાથે વેલ અથવા ફુલના હાર મુદ્દલ શોભતા નથી.

ઘણી વેળાએ અંગ્રેજોમાં ચાલતી રસમ મુજબ, પરણતી વેળાએ કન્યા સફેદ પોશાક, વેલ અને ફુલો પેહેરવાનું પસંદ કરતી નથી, તેણી તે વેળાએ ચાલતી ફેશન મુજબના રંગ અને કપડાંનો સાદો પોશાક પેહરે છે. આવી વેળાએ "બ્રાઇડસમેડસ "ને પણ સાદાજ પોશાકમાં શણગારવામાં આવે છે, અને તેઓ પણ ફુલોના હાર અને વેલ પેહરતી નથી.

જ્યારે એક વીધવા ફરીથી પરણે છે, ત્યારે તેણી સફેદ પોષાક અથવા "ઓરેન્જ બ્લોસમ"નાં ફુલો પેહરતી નથી. તેણીની "બ્રાઇડસમેડસ" પણ હોતી નથી. ઘણુંખરૂં પેહલાં લગ્ન વેળાની વીટી (વેડીંગ રીંગ જે સાદી સુનાની હોય છે) કહાડી નાખવામાં આવતી નથી, પણ બીજી વીટી તેની ઉપરજ પેહરવામાં આવે છે.

વરરાજાનો પોશાક અંગ્રેજોમાં સાધારણ સહવારનાં પેહરવામાં આવતો પોશાક હોય છે; ઘણું કરીને તેનાં બતનમાં સફેદ ફુલ ખોસવામાં આવે છે, અને ખોલ્લા રંગનાં હાથનાં મોજાં પેહરે છે. તેની સાથે તેનો ભાઇ અથવા દોસ્ત રહે છે, કે જેને "ગ્રુમ્સ મેન" અથવા "બેસ્ત મેન" કહે છે; આ ગ્રહસ્થ વરરાજા સાથે દેવલમાં જાય છે, અને તેના જમણા હાથપર ઉભો રહે છે. દેવલમાં આપવામાં આવતી ફી અથવા બીજો ખરચ વરરાજા તેને હસ્તકથી કરાવે છે.

કન્યા જે ફુલનો તુરો લઇ દેવલમાં પરણવા આવે છે, તે તેણી માટે વરરાજાએ મોકલેલો હોયછે, અને વારેઘડીએ "બ્રાઇડસમેડસ"ના તુરા પણ તેજ મોકલે છે.

વળી હમણા એવી રસમ નીકળી છે કે વરરાજાએ દરેક "બ્રાઇડસમેડસ"ને કાંઇ ભેટ આપવી. આ ભેટ ઘણુંકરીને કાંઇ દાગીનો હોય છેઃ બ્રોચ, વીટી, બાંગરી, લાકીટ, બ્રેસલેટ વગેરે આપવામાં આવે છેઃ તેની ઉપર ઘણુંકરીને કન્યા અને વરરાજાનો મોનોગ્રામ હોય છે.

દેવલમાંથી ઘર જતી વેળાએ સગાંવહાલાં અને નોતરેલા દોસ્તઆસનાવો (જેઓ કન્યાને ત્યાં ઉતરેલાં હોય) તથા બ્રાઇડસમેડસ માટેની ગાડીઓ કન્યાનાં માબાપ પુરી પાડે છે. વરરાજા તેની પોતાની એક ગાડી (જે તેની ઘેરની યા ભાડુતી હોય છે) લાવે છે, જેમાં તે પરણી રહયા પછી પોતાની ધણીઆણીને લઈ દેવલમાંથી તેણીના બાપને ત્યાં જાય છે. જો વરરાજા ઘણે દુર રહેતો હોય અને પોતાની ગાડી હોવા છતાં લાવી ન શકાય, તો કન્યાનો બાપ પોતાની એક ગાડી તેને આપે છે.

નોતરેલા પરોણાઓમાં જેઓ કન્યાનાં માબાપને ત્યાં ઉતરેલા ન હોય, તેઓ સૌ પોત પોતાની ગાડીની ગોઠવણ રાખે છે. કેટલીક વેળાએ જ્યારે નોતરેલા પરોણાઓને લગ્નને દીવસે દુરથી રેલવે મારફતે આવવું પડે છે, તેઓને રેલવેમાં લઇ જવા માટે કન્યાનો બાપ સ્ટેશનપર ગાડી મોકલે છે.

નોતરેલા પરોણાઓને સકારેથી દેવલમાં જવું જોઇયે છે; ત્યાં તેઓને દેખાડવામાં આવે તે બેઠકપર બેસે છે. કન્યાની માતા અને "બ્રાઇડસમેડસ" કન્યાની આગમચ જાય છે; તેણી પોતાના બાપ, ભાઈ, અથવા કોઇ નજદીકના ખેશી યા વાળી (જે તેણીને તેણીના વરને સોંપે છે) સાથે છેલી જાય છે.

જો તેણીનો બાપ હોતો નથી, તો કોઇ વેળાએ તેણીની માતા તેણીને સોંપી આપે છે. તેવી વેળાએ તેણી છેલ્લાં તેણીની માતાની સાથે આવે છે. "બ્રાઇડસમેડસ" કન્યાની રાહ જોતી દેવલના દરવાજામાં ઉભી રહે છે, અને જેવી તેણી આવી પુગે છે તેવી તેણીની પુઠે ચાલીને અંદર જાય છે. કન્યા તેણીના બાપનો જમણો હાથ લઇને ચાલે છે, અને તેઓની પછવાડે બબે "બ્રાઇડસમેડસ" ચાલે છે. ઘણુંખરૂં કન્યાનાં સગાંઓ કન્યાના ડાબા હાથપર અને વરરાજાનાં સગાંઓ જમણા હાથપર ઉભાં રહે છે.

ક્રીયા શરૂ થવાની આગમચ વડી "બ્રાઇડસમેડસ" કન્યાના હાથનાં મોજાં અને તેણીનો તુરો પોતાના હાથમાં ધરે છે.

જ્યારે લગનની ક્રીયા પુરી થાય છે, ત્યારે વરરાજા પોતાનો ડાબો હાથ પોતાની ધણીઆણીને આપે છે, જે લઇ તેઓ પાદરીની પુઠે દેવલમાં આવેલા તેના ઓરડામાં (જેને વેસ્ત્રી કહે છે) જાય છે, જ્યાં કન્યા, વરરાજા, અને તેઓનાં બે ત્રણ સગાં, કન્યાનો બાપ, "ગ્રુમ્સમેન," અને વડી "બ્રાઇડસમેડસ" રેજીસ્ટરપર સહી કરે છે.

કન્યા અને વરરાજા પેહલાં દેવલમાંથી જાય છે; ત્યાર પછી કન્યાનાં માબાપની ગાડી જાય છે (ઘરમાં પરોણાઓ આવે તેઓને આવકાર દેવા માટે તેઓને પેહલાં જવાની જરૂર પડે છે) ત્યારપછી બીજાંઓ જેમ ગમે તેમ એક એકની પછવાડે ગાડીમાં કન્યાનાં માબાપને ઘર જાય છે.

આ નવું પરણેલું જોડું ઓરડામાં આગલથીજ બેસે છે, અને દોસ્ત આશનાઓ અને સગાં વાહલાં દાખલ થતાં વાર તેઓને મુબારકબાદી આપે છે.

કેટલાંક ઘરોમાં લગ્નની ભેટ સોગાત લગ્નની એક દીવસ આગમજથી દોસ્ત આશનાવોને દેખાડવામાં આવે છે. આ રીત હમણાં નવીજ દાખલ થઇ છે અને તે ઘણી ખુશનુમાં છે. લગ્નની એક દીવસ આગમજ કન્યાનાં માબાપ સાંજનાં દોસ્ત આશનાવોને નોતરે છે અને ત્યાં તેઓને સઘળી ભેટો બતાવે છે અને તે સાંજ નાચ રંગ કરી ખુશાલીમાં પસાર કરે છે; વળી કેટલાંકો લગ્નને દીવસેજ સઘળી ભેટો એક ઓરડામાં જોવા મુકે છે.

ઘણીખરી બધી ભેટો કન્યાને ઘેર લગ્નની એક અઠવાડયું આગમચ મોકળવી જોઇયે. કન્યા ગમે એટલી કામમાં રોકાયલી હોય, તોપણ તુરતજ તેનો જવાબ લખવાને તેણીએ ચુકવું ન જોઇયે. કેટલાક ઘણા અતલગના દોસ્તો કન્યા તેમજ વરરાજા બંનેને નામે ભેટો મોકલે છે. ઘણુંકરીને વીઝીટીંગ કાર્ડપર "ઘણી ભલી દુવાઓ સાથે," "ઘણા પ્યાર સાથે," વગેરે બોલો લખી ભેટ સાથે મોકળવામાં આવે છે.

## ચંચળ બુદ્ધીનો બદલો ગંજ. ગરીબીમાંથી કરોડપતી થયલા વેપારીની વાર્તા.



લોખંડ ગાળવાનું ખાતું.

(ગયા અંકથી સાંધણ ચાલુ.)

આપણે એકબી પથર કે ખરાબ ચીજ રસ્તા ઉપર પડેલી જોતા નથી. રસ્તાઓની આસપાસ રેલવે સડકો આવી રહેલી છે. આ સડકથી મુખ્ય દરવાજે અને ડોકને જોડી નાખવામાં આવ્યાં છે; તેમજ શાખા સડકોથી કારખાનાની દુકાનોને મુખ્ય દરવાજા સાથ જોડી નાખવામાં આવી છે. સઘળી મલી પાંચ માઇલની લંબાઇની આ સડક નાખવામાં આવેલી છે અને હમેશાં કોલસો, લોખંડ, લંબર વગેરે કારખાનામાં લાવવા માટે આ સડક વાપરવામાં આવે છે એટલુંજ નહી, પણ તે ઉપરથી સંચાઓ વગેરે ડોકમાં લઇ જવામાં આવે છે. આ કામ માટે કંપનીનાં પોતાનાં એનજીનો અને ગાડાંઓ રાખેલાં છે. અહીંયાં એક મોટો શેડ બાંધેલો છે, જ્યાં ચીકાગો, સેંટ લુઈ, અથવા સાન ફ્રાન્સીસકો ખાતે સીંગરના સાંચાઓ મોકળવા માટે ગાડાંઓ તૈયાર રાખવામાં આવેલાં છે. વલી તેની પાસેના શેડમાં પેનસીલવેનીયાની ખાણોમાંનો કોલસો ભરેલાં ગાડાંઓ કંપનીનાં એનજીનો ઘસડી લાવે છે. સ્ટેટન આઈલેંડ સાઉડ ખાતેની ગોદી, જે ૧૦૦૦ ફીટ દુર છે, ત્યાં કંપનીની સ્ટીમર "એડવર્ડ કલાર્ક" ન્યુ યોર્ક ખાતે સંચાઓ લઇ જાય છે અથવા તો ન્યુ યોર્કના ઉપસાગરમાં પડેલી યુરોપીયન સ્ટીમરો ઉપર સીવવાના સંચા લઈ જાય છે.

લોખંડના અને કોલસાના ઢગો પસાર કરી આપણે કારખાનાના ભઠ્ઠીવાળા ભાગમાં દાખલ થઇયે છીયે. સાંમી બાજુના ઉંચા પ્લાટફોર્મ ઉપરથી બે માણસો ભઠ્ઠીમાં ચાલુ કોલસો નાખે છે. ભઠ્ઠીની નજદીક બે ત્રણ માણસો પીગલી ગયલાં લોઢાંને એક ચક્ર ઉપર મુકેલાં મોટાં વાસણમાં ઝીલે છે અને કારખાનાંને બીજે નાકે લઈ જાય છે અને ત્યાં બીજા માણસો તે વાસણને સંચાના પાડેલા નમુનાની લાંબી હારોવાલી જગા આગળ લઈ જઈ પેલી હારોમાં તે રસ રેડે છે. આવી મોટી ચાર ભઠ્ઠીઓ ત્યાં કામ કરે છે, તેમાંની ત્રણ ભઠ્ઠીઓ એક કલાકમાં આઠ ટન લોઢું પીગલાવી શકે છે અને બીજી એક ૭ ટન પીગલાવે છે. સહવારનો વખત મોલડરો રેતી વગેરેના નમુના જુદી જુદી જગાઓ ઉપર પાડે છે અને બપોરના બે કલાક સુધી ભઠ્ઠીમાંથી પીગળેલાં લોઢાંનો રસ લાવી તે ઉપર રેડવામાં આવે છે. જ્યારે તે તદન ઠંડું થઈ જાય છે, ત્યારે રેતી કહાડી નાખી લોઢાંને બહાર કહાડવામાં આવે છે અને તેનો જમીન ઉપર ઢગ કરવામાં આવે છે. જ્યારે બધી રેતી નીકલી જાય છે, ત્યારે તેને બીજે દીવસ સુધી ભીજવી રાખવામાં આવે છે. આ ભઠ્ઠીવાળા ભાગમાં ૪૦૦ માણસો કામ કરે છે અને દરરોજ ૬૫ ટન લોઢું તેમાં પીગળાવવામાં આવે છે. કારખાનાના નીચલા ભાગે બે એકર જમીન રોકી છે.

આ તો ફક્ત સંચાનો જે ભાગ લોખંડનો બનાવવામાં આવે છે તેની વાત થઈ. સંચાનો ઘણો ભાગ તો સ્ટીલ અને રોટ આયરન, જે ફોરછીંગ શોપમાં બનાવવામાં આવે છે, તેનો બનેલો છે. કાસ્ત આયરન સંચાના પગો

અથવા બેઠક, આર્મ અને બેડ, બેલેનસ વીહીલ, બેંડ વીહીલ અને એવાં બીજાં કામ માટે વપડાય છે. આ ભાગો જ્યારે બરાબર ઠંડા પડે છે, ત્યારે મોલ્ડમાંથી કહાડીને "રમબલીંગ રૂમ"માં લઈ જવામાં આવે છે, જ્યાં તેની ઉપરથી રેતી વગેરે કહાડી નાખી તેને સ્વચ્છ કરવામાં આવે છે.

બાદ સંચાના પગો અથવા બેઠક "ડ્રીલીંગ રૂમ"માં લઈ જવામાં આવેછે, જ્યાં સ્ક્રુથી તેના ઉપર નાકાં પાડવામાં આવે છે અને પછી તેને જેપાનીંગ રૂમમાં લઈ જવામાં આવે છે, જ્યાં એક મોટાં વાસણમાં તેને નાખીને સારી રીતે જેપાનના પ્રવાહી પદાર્થ સાથ ઉકાળે છે અને પછી તેવી હાલતમાં તેને ત્યાં કેટલાક દીવસ નાખી મુકે છે. આથી કરીને તે સુંદર, કાળું અને ચકચકીત થાય છે અને કીતાઈ જતું નથી. "આર્મ" અને "બેડ" સીવાય કાસ્ત આયરનના બીજા ભાગોને પણ આ પ્રમાણે કરવામાં આવે છે. પછી તેઓને "ઓરનેમેંટીંગ રૂમ"માં લઈ જવામાં આવે છે. સંચાના ચક્ર અને બીજા ભાગોને "જેપાનીંગ રૂમ"માં લેવા અગાઉ "મીલીંગ" ખાતાંમાં લઈ જવામાં આવે છે, જે ૫૦×૩૦ ફીટનું બે મજલાનું કારખાનું છે. અહીં છરીથી કરીને તેઓને ઘસી ઘસીને બાળના જેવા સ્વચ્છ અને બારીક બનાવવામાં આવે છે.

"રમબલીંગ રૂમ"ની પાસે "ફોરજીંગ શોપ" આવેલી છે. અહીં સંચાના સ્ટીલ અને રોત આયરનો વાળા ભાગોને હથોડા વતી ટીપવામાં આવે છે. આ કામ માટે વપડાતા હથોડાઓનું વજન ૩૦૦થી ૧,૫૦૦ રતલનું હોય છે. હથોડાને છેડે એકેકી "ડાઈ" હોય છે તેમજ હરની ઉપર પણ "ડાઈ" હોય છે. જ્યારે લાલચોલ લોઢાંનો સળીઓ હરની ઉપર મુકવામાં આવે છે અને હથોડાનો એક ઘા તે ઉપર પડે છે, ત્યારે પેલો સળીયો ફક્ત એકજ ઘાથી જેવી "ડાઈ" હોય તે પ્રમાણે "શટલ," "ફીડ ડ્રાઈવર" અથવા લીવરના આકારમાં બદલાઈ જાય છે. શટલ જે નાના મછવાના આકારનું હોય છે તેને તેબી ફક્ત હથોડાના એકજ ઘાથી બનાવવામાં આવે છે. પછી તે શટલને બીજા ઓર-



**સોય બનાવવાનું ખાતુ.**

ડામાં લઈ જવામાં આવે છે, જ્યાં તેને બરાબર સરખું કરવામાં આવે છે. ત્યાર પછી બીજા ઓરડામાં તેને નાકાં પાડવામાં આવે છે. બીજા ઓરડામાં એક ચક્ર ઉપર તેને પાલીસ કરવા આવે છે અને વલી બીજા ઓરડામાં તેને એક નાની "ચેક સ્પ્રીંગ" જડવામાં આવે છે. "ફોરજીંગ શોપ" ૪૨૩×૫૦ ફીટ છે.

"મીલીંગ" ખાતાંમાંથી દરેક ચીજને છુટી પાડવાને ઈનસ-"પેકશન" ખાતામાં લઈ જવામાં આવે છે, જંયાં દરેક ભાગ અને કટકાનું એક સ્ટીલના "ગેજ"થી બરાબર માપ લેવામાં આવે છે અને જે ભાગ બરાબર હોય છે તેને સ્ટોક રૂમમાં મોકલવામાં આવે છે, અને જે ભાગ બરાબર નથી હોતા તેને રદ કરી ફરીથી બનાવવા પાછા ભઠ્ઠીમાં નાખવામાં આવે છે. આ બારીક તપાસને લીધેજ સીંગરના સંચાઓ પોતાનું કામ બરાબર રીતે બજાવવાને માટે પ્રખ્યાત થયલા છે. આ ઉપરથી ખુલ્લું જણાશે કે સીંગરની કંપની પોતાના સંચા બનાવવામાં કેવી ચોકસ છે. સર્વેથી સસતા સીંગરના સીવવાના સંચામાં અને કીમતી સીંગરના સંચામાં તફાવત માત્ર એટલોજ કે કી-

મતી સંચામાં બહારનો સંગાર વધારે અને તેની ઉપર કેબીનેટ વર્ક કરવામાં આવેલું હોય છે, બાકી કામ કરતા ભાગો તો બંનેના સરખાજ હોય છે.

સંભાળ ભરી તપાસથી પસાર કરેલા ભાગોને સ્ટોક રૂમમાં લઈ જઈ દરેકને તેને માટે રાખેલી પેટીઓમાં મુકવામાં આવે છે. ત્યાંથી જ્યારે માંગવામાં આવે છે ત્યારે તેઓને "એસેમબલીંગ રૂમ"માં મોકલવામાં આવે છે. સ્ટોક રૂમ ૫૦×૧૮૦ ફીટ છે.

સંચાંની મથાળેના ભાગો અને "બેડ પ્લેટો"ને આપણે "જેપાનીંગ રૂમ"માં મુકી આવ્યા હતા તે તરફ આપણી નજર પાછી દોડાવ્યે. ત્યાંથી તેઓને "ઓરનેમેંટીંગ ડીપાર્ટમેંટ"માં મોકળવામાં આવે છે, જ્યાં બાહોશ કારીગર સુંદર ઉંટના બાળોના બ્રશથી ફુલો વગેરેના ચીત્રો પેલા ભાગ ઉપર પાડે છે, જે ટેબલ ઉપર રેહે છે. આ સુંદર અને ગુંચવણ ભર્યાં ચીત્રો એટલી તો ઝડપથી પાડવામાં આવે છે કે તે જોનારને છક કર્યા વગર રેહેજ નહી. તમારાં ઘરમાંના સીવવાના સંચા ઉપરની સુંદર નંકસીઓ જુઓ અને પછી ખ્યાલ કરો કે એક માણુસ કાંઈ મદદ વગર તુરતા તુરત કેવી રીતે નકશી પાડતો હશે. તે માણુસ કાંઈ દરરોજ એક બે મશીન ઉપર આવી રીતે નકશી પાડતો નથી, પણ તેની આ



લોખંડ ઘડવાનું ખાતું.

કામની રાસ દરરોજની ૧૦૦ મશીનની આવે છે. જેવી સુખડપેને એક માણુસે નકશી પાડી, કે તુરત બીજો માણુસ તેને લઈ તે ઉપરની દરેક સુખડપેનની લાઇન ઉપર સોનાના પાતરાં મુકે છે અને તેને "સાઇઝીંગ"થી દાબે છે, જેથી તે ચોંટી જાય છે. ત્યાર બાદ તેને વારનીશ કરવામાં આવે છે, પછી મોટા પેનામાં મુકી તેને ઉકાલવામાં આવે છે અને તેને ત્યાં ઠંડું, સખત અને ચકચકીત થાય ત્યાં સુધી રાખે છે. "ઓરનેમેંટીંગ રૂમ" ૧૨૫×૭૫ ફીટ છે.

સંચાના મોટા ભાગોને પાણી પાઈ, નકશી પાડવા બાદ તેઓને "એસેમબલીંગ રૂમ"માં લાવવામાં આવે છે, અને તેજ વખતે સંચાના નાના ભાગોને "સ્ટોક રૂમમાં"થી ત્યાં લઈ આવવામાં આવે છે. અહીં સઘળા ભાગોને સાથે કરી નાખી, દરેકને તેની લાયક જગાએ મશીનમાં બેસાડવામાં આવે છે. ભાગોને બરાબર માફકસરના બનાવેલા હોવાથી તેઓને બેસાડતાં કાંઇબી મુશકેળી નડતી નથી. આ રૂમની પાસેજ "એડજસ્ટીંગ રૂમ" છે, જયાં સંચાઓને હારેદાર ગોઠવી ચલાવવામાં આવે છે. આ હારોની આસપાસ બાહોશ કારીગરો ફરતા ફરે છે અને બારીકીથી સંચાઓ બરાબર કામ કરે છે કે નહી તે તપાસે છે. જો જરાકબી ખામી માલમ પડે છે, તો તે સંચાને પાછું "એસેમબલીંગ" અને "એડજસ્ટીંગ" ખાતાંઓમાં મોકલવામાં આવે છે. આ ખાતાંઓ વાલી બે મજલાની ઈમારતે ૧૧૦૦×૫૦ ફીટ જગા રોકી છે.

"ઇનસપેકશન" ખાતું ૨૦૦×૫૦ ફીટ છે. અહીં વલી પાછા સંચાઓને ચંચળ કારીગરો ફરીથી તપાસે છે અને જો દરેક પ્રકારે બરાબર માલમ પડે છે તો તે સંચાઓને લાંબી હારોમાં ઉભેલી છોડીઓને આપવામાં આવે છે, જેઓ લુગડાંઓને ટાંકા મારી ખાતરી કરે છે કે લુગડાં બરાબર સીવાય છે કે નહી. આ કામ માટે દર રોજ ૫૦ છોડીઓ

રોકાય છે. પછી સંચાઓને "સેટીંગ અપ" ખાતાંમાં લઇ જવામાં આવે છે. આ ખાતું ૪૯૦×૬૦ ફીટ જગા રોકે છે. અહીં બેઠકો અને ટેબલો ગોઠવી મુકેલી હોય છે, જે ઉપર તૈયાર થઈ આવેલા સંચાને બરાબર ગોઠવવામાં આવે છે. આ પ્રમાણે સીંગરનો સીવવાનો સંચો તૈયાર થાય છે. હવે જે કરવાનું રહે છે તે એજ કે સંચાઓને પેક કરવા. આ કામ શીપીંગ ઓફીસમાં કરવામાં આવે છે, જે ૨૩૦×૬૦ ફીટ છે. પેટીઓ સંચાઓ મુકવાને તૈયાર રાખવામાં આવે છે, જેમાં ફક્ત સંચા મુકવાનીજ ખોટી હોય છે. પેટીઓ બરાબર પેક કરીને જ્યાં મોકલવાની હોય, તેના લેબલો મારી રવાને કરવામાં આવે છે.



ઘડયાલ સાથનો ટાવર.

સંચાના કેટલાક ભાગોને કામ બરાબર કરવાની શકતી લાવવાને પાલીશ કરવામાં આવે છે. પાલીશ કરવા માટે નાનાં મોટાં પૈડાંઓ ધરીઓ ઉપર ફરતાં ફરે છે. આ માટે ૧૨૫×૫૦ ફીટ જગા રોકાયલી છે. બીજા ઓરડામાં સંચા માટે જોઇતી સ્ટીલની કમાન બનાવવામાં આવે છે. બીજા ૨૦૦ ફીટ લાંબા ઓરડામાં સ્ક્રુઓ બનાવવામાં આવે છે. વલી એક જુદા ઓરડામાં સંચા મારેના હથીયારો બનાવવામાં અને સમારવામાં આવે છે. અહીં સર્વથી બાહોશમાં બાહોશ કારીગરોને કામે લગાડવામાં આવેલા છે. એક બીજા ઓરડામાં રૂપાની પ્લેટોના એતેયમેંટોને સીલવરકોટથી કવર કરવામાં આવે છે.

બટન હોલ બનાવવાનો ઓરડો ૧૫૦×૫૦ ફીટ છે અને અહીં સીંગરના નવાં બટન હોલ સંચાઓ ગોઠવવામાં આવે છે. બટન હોલ બનાવવાનું ઘણું ગુચવણ ભરેલું અને અજાયબ જેવું છે. એ કામમાં ઘડાયલો બાહોશ કારીગર દરરોજના ૧,૫૦૦ થી ૨,૨૦૦ બટન હોલો બનાવે છે અને તેઓને બરાબર સીવે છે. સીંગરના આ નવા સંચાને થોડો વખત થયોજ જાહેર ઉપયોગમાં આણવામાં આવ્યો છે, અને તે જલદીથી લોક પસંદગી મેળવવા પામ્યો છે, અકસર કરીને દરજીઓ અને મોચીઓ તેના તરફ વધુ ખેંચાયા છે. તે કપડાં ઉપર અથવા ચામડાં ઉપર બટન હોલ પાડે છે અને તેનું કામ એટલું બધું વધી ગયું છે કે બટન હોલ બનાવવાના ઓરડાની જગામાં મોટો વધારો કરવાની કંપનીને જરૂર જણાઈ છે. આખાં કારખાનાનાં દરેક ખાતાંઓની જગાઓમાં વધારો કરવાનો કંપની વીચાર રાખે છે. જ્યારે આ મોટું કારખાનું ૧૮૭૩ ના સાલમાં બાંધવામાં આવ્યું, ત્યારે એવું ધારવામાં આવ્યું હતું કે કારખાનામાંથી દર અઠવાડયે ૪૦૦૦ સંપુર્ણ સંચા બનાવી બહાર પાડવામાં આવશે; પણ હાલ કારખાનામાંથી દર અઠવાડયે ૧૨,૦૦૦ તૈયાર સંચાઓ બહાર મોકલવામાં આવે છે. આ ગંજાવર કારખાના ઉપરાંત સીંગર કંપનીનું બીજું એક કારખાનું સ્કાટલેંડના ગલાસગો શેહેરમાં આવેલું છે, જ્યાં દર અઠવાડયે ૪,૦૦૦ થી ૫,૦૦૦ સીવવાના સંચા બનાવવામાં આવે છે. આટલું છતાં યુનાઇટેડ સ્ટેટસની અને કેનેડાની સીંગરની આફીસવાળાઓ ફરયાદ કરે છે કે તેઓને પુરતા જથામાં સાંચાઓ ન મળવાથી તેઓના ધંધાને નુકસાન થાય છે. જોકે વખતે વખત કારખાનામાં વધારો કરવામાં આવતો જાય છે, તોપણ સઘળી તરફથી આવતી માગણીઓને પુરૂં પડાઈ શકાતું નથી.

આખાં કારખાનામાં સર્વથી સરસ અને રમુજ આપનારૂં ખાતું સોય બનાવવાનું છે. અહીં ઉંચી જાતનાં સ્ટીલનાં તારનાં બંડલને એક મશીન આગળ મુકવામાં આવે છે. આ મશીન પેલા તારને મજબુત કરે છે, તેની જે બાજુએ સોયનું નાકું આવવાનું હોય તે તરફની બંને બાજુને ખાંચ પાડે છે અને તેને ત્યારબાદ કાપી કહાડે છે. એક છોકરી ઉરતજ મુઠી ભરીને સોયો ઉચકી લે છે, તેઓને એક વાર મશીનમાં મુકે છે અને ફક્ત એકજ ઘાથી સોયને નાકું પાડે છે. ત્યાર બાદ સોયના બીજા છેડાને તીક્ષ્ણ અણીવાળો બનાવવામાં આવે છે. તેને પાણી પાયા બાદ સોયનાં નાકાંને દોરાને કાપી નં નાખે તે માટે અંદરની બાજુથી પાલીશ કરવામાં આવે છે, ત્યાર બાદ આખી સોયને પાલીશ કરવામાં આવે છે. ત્યાર બાદ સોયોને બંડલોમાં બાંધી પેટીઓમાં પેક કરવામાં આવે છે અને જ્યાં જોઇએ ત્યાં ઘટતે ઠેકાણે વેચવા માટે મોકલી આપવામાં આવે છે. આ ખાતાંમાં ૧૦૦ મરદો અને ૫૦ સ્ત્રીઓ કામ કરે છે..



માલ ચઢઉતાર ઉતાર કરવાનું ખાતું.

(સાંધણ છે.)

લગનનો નાસતો ખાવા જવા આગમચ ઘરનાં ધણી ધણીઆણી ત્યાં હાજર રહેલાંઓ જેઓ એક બીજાને પીછાણતાં ન હોય તેઓને ઓળખાણ કરાવે છે અને પછી દરેક ગ્રહસ્થને અકેકી બાનું સોંપી આપે છે કે તેઓ તેમને નાસતાની ટેબલપર લઈ જાય.

કન્યા અને વરરાજાને ટેબલપર આગલજ બેસાડવામાં આવે છે; તેઓ સાથેજ બેસે છે; કન્યા વરરાજાના ડાબા હાથપર બેસે છે. કન્યાનો બાપ વરરાજાની માતાને લઈને જાય છે, તેઓની પછવાડે કન્યાની માતા વરરાજાના બાપ સાથે જાય છે; "બેસ્તમેન," વડી "બ્રાઇડસમેડસ"ને લઈને જાય છે, તેઓની પછવાડે બીજી "બ્રાઇડસમેડસ" અકેકા ગ્રહસ્થ સાથે આવે છે, ત્યારપછી બીજા પરોણાઓ આવે છે. લગનનું કેક કન્યા અને વરરાજાની સામે મુકવામાં આવે છે, અને હમેશાં એવી રીત હોય છે કે, કન્યાએ તેમાંથી પેહલો કટકો કાપવો જોઈયે.

જમવા બેઠેલાંઓમાંથી પાદરી અથવા તો કોઈ જુનો દોસ્ત કન્યા અને વરરાજાની સલામતી લેવડાવે છે. વરરાજા તરફથી તેનો ઉપકાર માનવામાં આવે છે. કન્યાનાં માબાપની સલામતી વરરાજાનો બાપ લેવડાવે છે, અને વરરાજાનાં માબાપની સલામતી કન્યાનો બાપ લેવાડે છે. "બેસ્તમેન" "બ્રાઈડસમેડસ"ની સલામતી લેવડાવે છે, અને એક કુમારો ગ્રહસ્થ તેણીઓ તરફથી ઉપકાર માને છે. નાસતો ખલાસ થયા પછી કન્યા પોતાનો પોષાક બદલવા જાય છે, અને પછી "હનીમુન" કરવા માટે ત્યાંથી ઉપડી જાય છે.

લગનનાં ખાણાંનો ખરચ હમેશાં કન્યાનાં માબાપે કરવો જોઈયે, પછી તે ખાણું તેઓના પોતાના ઘરમાં, યા કોઈ સગાં વહાલાંના ઘરમાં અથવા હોટેલમાં આપવામાં આવ્યું હોય.

પીરોજા.

---

આસરે પચાસ વરસની વાત પર વીલીઅમ ઈડસન નામે એક ફરનીચર બનાવનાર થઈ ગયો હતો, તેનામાં કાંઈ ઘણી અજાએબ જેવી ટેવ હતી. તેમાંની એક એ હતી કે, તેની પોતાની કોફીનની પેરમાં રોજ સુતું. પોતાનાં કારખાનાંનાં ઈનજીનના ઓરડાને વીસ વરસ સુધી તેણે પોતાનું ઘેર બનાવ્યું હતું. એક નાહના ઓરડામાં તેણે થોડું'ક ફરનીચર જોડ્યું હતું, પણ તેમાં તેનું બીછાનું હતું નહીં. તેને બદલે લાકડાંનાં ઘોડાંઓ પર મુકેલી એક કોફીન હતી, તેનાં તળીઆંમાં ઉનનાં ગરમ કપડાંઓથી પડ કરી લઈ તેને સુવા લાયક નરમ અને સગવડ ભરયું બનાવ્યું હતું. વીસ વરસ સુધી દરરોજ રાતનાં મી. ઈડસન આ કોફીનમાં પડતો હતો અને સવાર સુધી નીરાંતે ઉંઘાતો હતો.

---

**કપડાંપરથી ફ્રુટના ડાઘ કહાડવાની રીત**—જે જાગ પર ડાઘ પડ્યો હોય તેને કેરોસીન તેલથી બરાબર ભીંજવવો, પછી તેને ખુબ ચોળી તે ભીંજેલા ભાગપર કારબોનેટ ઓફ સોડા નાખવો અને તડકે સુકાવા મુકવું. આમ એક વાર કીધાથી જો ડાઘ ન નીકળે તો ફરીથી ઉપલો અખતરો અજમાવવો.



# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૪ થું.

### ઝાડપાનની બારીક બાંધણી.




ડપાન નાની નાની કોટડીઓ ભેગી મળીને જુદી જુદી રીતે સાથે જોડાઈને થએલાં છે. આ બારીક કોટડીઓ આપણી નજરે દેખાતી નથી, પણ તે તપાસવા માટે સુક્ષ્મદર્શક યંત્ર જોઈએ છે. આ કોટડીઓથી બનેલા ભાગને સેલ્યુલર ટીસ્યુ (cellular tissue) કહે છે.

દરેક ઝાડમાં આ જાતનું બંધન ઘણું સાધારણ છે અને દરેક ઝાડમાં મુખ્ય બંધન એજ છે. નાનાં ઝાડો જેવાં કે દરીઆઈ પાળો, લીલ, લીચન, કુતરાંની તોપી વીગેરે તો એજ જાતનાં બંધનનાં બનેલાં છે, અને તેથી તેમને સેલ્યુલર પ્લેન્ટ (cellular plant) કહે છે. વળી મોટાં ઝાડો પણ ઉગવા માંડે છે ત્યારે આવાજ બંધનનાં હોય છે, અને જે જે ભાગ નવા થતા જાએ છે, તે બધા એવી ઝીણી ઝીણી કોટડી કોટડીથી શરૂ થાએ છે. પુખ્ત થએલા રોપામાં એ જાતની કોટડીઓ પાતરાં, ફુલ, છાલ, ગર, માવાદાર ફળ અને નરમ મુળ્યાં અને થડમાં જોવામાં આવે છે.

જો આપણે એક કુમળું પાતરૂં લઈ તેની ઉપરની પાતળી ચામડી કાટી નાખ્યે, તો પછી તે પાતરાંમાં ઝીણી ઝીણી ગોળ જેવા આકારની કોટડીઓ સુક્ષ્મદર્શક યંત્ર વડે જોવાથી જણાએ છે. આ કોટડીઓ તે પાતરાંના સેલ્યુલર ટીસ્યુ (cellular tissue) કહેવાએ છે.

આ નાની નાની કોટડીઓ જેના સેલ્યુલર ટીસ્યુસ બને છે, તે આકાર ને કદમાં એક બીજાથી ઘણાં જુદાં પડે છે, અને તેમાં ઝાડ ઉગતી વખતે ઘણા ફેરફારો થાએ છે. આ ફેરફારો કેમ અને કેવા થાએ છે તે જાણવું હાલ આપણને કામનું નથી. પણ વળી બીજાં બીજાં બીજી એક જાતનાં cell (સેલ) ઝાડમાં થાએ છે તે લાંબી કોટડીઓ જેવાં હોય છે. રૂનાં બી ઉપર જે બાળ જેવું દેખાએ છે તે આવી એક એક કોટડીનાં થએલાં છે. સણ અને એવી શાખાવાળી વસ્તુ એ જાતનાં cell ની થાએ છે. એ cell જ્યારે કુમળાં હોય છે, ત્યારે તેની ચામડી નરમ અને તે કોટડીઓ ઘટ પ્રવાહીથી ભરેલી હોય છે. પણ બધો વખત તે કોટડીઓની ચામડી તેવીજ નરમ રહેતી નથી; તે રફતે

રફતે કઠણ થતી જાએ છે, અને એ પ્રમાણે જ્યારે એ નરમ બીમાંથી મોટું ઝાડ થાએ છે, ત્યારે એ કોઠલીઓ બહુ કઠણ થએલી હોય છે, ને તે તેની અંદરના પ્રવાહથી થાએ છે. જ્યારે તે કઠણ થાએ છે, ત્યારે તેમાંની હીલચાલ તદન નરમ પડી જાએ છે. આ પ્રમાણે થયા પછી તે cell ને મરી ગએલાં ધારવામાં આવે છે. નાલીએરનું કઠણ કોટલું, ચેરી, પીચ, અને ખજુરનો ઠળીઓ વીગેરે ટુકાં પણ કઠણ cell નાંજ થાએ છે.

કઠણ અને લાંબી કોઠલીઓ (cells) થી ઝાડનો જે ભાગ બને છે તેને woody tissues અથવા લાકડું કહે છે. ઝાડ, છોડ અને ભાજીપાલાનો જે ભાગ લાકડું છે તે તમામ એ જાતની લાંબી કઠણ કોઠલીઓનો થયલો છે. ફુલવાલાં તમામ ઝાડોમાં એ ભાગ હોય છે. વળી એ ભાગ અંદરની છાળ અને પાતરાંની નેસમાં પણ હોય છે, અને જ્યારે તેની ઉપરનાં બીજાં નાજુક cells કાઢી નાખવામાં આવે છે, ત્યારે એની હારની હાર જણાય છે, ને તે ઘણી ચીજો બનાવવામાં કામ લાગે છે. એને સાધારણ રીતે નવી છાળ કહે છે.

cellular અને woody tissue ની સાથે ઝાડમાં બીજાંબી tissue હોય છે. તે લાંબી પોકળ નળીઓના આકારના હોય છે, અને તે દોરા જેવા પતલા તારનું ગુછડું વળેલું હોય તેવા હોય છે. સ્ત્રોબરી અને જીરેન્યમનાં પાતરાંની ડાંખળીની ઉપરના પડપર કાપ મુકયા પછી તેને છુટું પાડતાં એ જણાય છે. એ તાર જો ધીમે ધીમે અને સંભાળથી ખેંચ્યે, તો દોરાની માફક ખેંચાઇ આવી તે ગુછડું ઉખડાય છે. એ કરોલયાના પડ જેવું જણાય છે, ને એને વાસકયુલર ટીસ્યુ (vascular tissue) કહે છે.

ઝાડપાનના તમામ ભાગો મુળ્યાં, થડ, પાતરાં, ફુલ, અને ફળ સઘલામાં જુદી જુદી જાતના cells અને vessels જોવામાં આવે છે અને આવાં સાદાં tissue થીજ ઝાડપાન જીવે છે, અને તેનો વધારો પણ થાય છે.

આવી રીતના જીણા જીણા cells થી એક ઝાડમાંથી રૂ તો બીજાંમાંથી ખાંડ, કોઇમાંથી દવા, કોઇમાંથી ગુંદર, કોઇમાંથી રાજન, રંગ વગેરે ચીજો આપણે માટે બને છે. પણ એ સઘલું જો જોઇશું તો ફકત હવા, પાણી અને જમીનમાંની મટોડીમાંથી પાતરાં અને મુળ્યાનાં cells બનાવે છે.

S.

**સાતીનનાં બુટ સાફ કરવાની રીત**—નવી ફલેનલનો કટકો લઇ તેને "સ્પીરીટ ઓફ વાઇન"માં બોરી સાતીનપર ઘસડવો; ખરાબ થયલો ફલાનલનો ભાગ ઉપર ઉપર ઘસડયા કરવો નહી, કેમકે તેથી સાફ થયલો સાતીનનો ભાગ પાછો મેલો થશે; તે કટકો મેલો થાય કે બીજો બદલ્યા કરવો. સફેદ સાતીનનાં બુટને બલુ કાગજમાં વીટાલીને રાખવાં જોઇએ. જો લાંબો વખત સુધી ખરાબ નહી થાય તેમ રાખવાં હોય તો બલુ કાગજમાં વીટાલી તેપર નરમ ગાદી વીટાલવી, કે જેથી હવા અંદર જઇ શકે નહી; આમ કીધાથી બુટ પીલાં થતાં અટકશે.



# સીસ્તર દોરા.



બાદશાહી કુટુંબની સ્ત્રીઓ સીવાય સીસ્તર દોરાજ એક પરોપકારી નાર છે, કે જેણીને એક બાવલાંનું માન ઈંગલંડમાં આપવામાં આવ્યું હોય. તેણીનો પીતા એક ધર્મગુરૂ હતો અને તેણીનો ભાઇ માર્ક પેતીસન ઓકસફર્ડમાં એક પ્રોફેસર હતો. તે કહેતો હતો કે તેની બેહેન દોરા "સચાઇને પણ શણગારવા" ચાહતી હતી. ૩૫ વર્ષની વયે 'જોગણો'નાં એક મંડળમાં તેણી જોડાઇ હતી, અને ત્યાંથી તેણીને "વાલસેલ"ની ઇસ્પિટાલમાં માદાં માણસોની માવજત કરવા મોકલાવવામાં આવી હતી. તે ઇસ્પિટાલની કમીટીનાં તેડાંને માન આપી તેણીએ ત્યાંજ રહેવાનું કબુલ

કર્યું હતું. સીસ્તર દોરા અને મીસ નાઈટીનગેલ વચે મુકાબલો કર્યે તો આપણને માલમ પડશે, કે પેહલી જરૂરની વખતે પોતાની મરજીનો ભોગ આપનાર પણ સત્તા અને કીર્તિને ચાહનારી અને પોતાની થતી વખાણમાં ખુશાળ તથા મગરૂર હતી. તેણી ઘણી ધર્મી હતી, અને ધર્મને લગતાં મંડળોની ઘણી શોખીન હતી, અને તેને ખાતર પોતાની રાતની આસાયશ ખોહવાને તૈયાર થતી હતી. પણ તેણીને તેણીની મરજી મુજબજ ચાલવા દેવામાં આવતી. કોઇનુ વચે પડવું તેણીને મુદલ પસંદ હતું નહી. બીજા હાથ ઉપર, મીસ નાઇટીનગેલ બીનસ્વાર્થી અને ફકત પોતાનાં અંતઃકરણને સંતોષ આપવા માટે સખત મેહેનત કરનાર હતી. કોઇ દરદીની જાતે માવજત કરવાનું, કે દીલાસો દેવાનું, કે તેમને મોઢેના ઉપકારના સખુનો સાંભળવાનું તેણીના નસીબમાં ન હતું, પણ સઘળા જમાના અને સઘળા મુલકોના દરદીઓની માવજત કરવાની કેળવણી આપવાની રીત તેણીની બીનસ્વાર્થી મેહેનતને આભારી છે.

૧૮૭૫ માં "વાલસેલ"માં શીતળાનો રોગ ચાલતો હતો, ત્યારે તેણીએ હસ્પિટાલનું સઘળું કામ એક હેલકરીની મદદથી કરવાને માથે ઉઠાવ્યું હતું. તે વખતની સીસ્તર દોરા મારેની કેટલીક બીનાઓમાં સહરાધાત ઘણી છે, પણ તેણીની અથાગ મેહેનત, અને દરદીઓ તરફના ચાહ માટે તો કશો શક નથી. જ્યારે તેણી ફકત ૪૬) વર્ષની હતી, ત્યારે ખરપસાંનાં દરદથી મરણ પામી હતી. તેણીનાં મુરદાંની પેટી તેણીએ માવજત કરી સારા કરેલા રેલવેના ૧૮) હેલકરીઓ ઉંચકી લઈ ગયા હતા, અને વાલસેલની કારપોરેશનના પ્રમુખ તથા સભાસદો અને બીજા સેંકડો લોકો તેણીને છેલું માન આપવા ગયા હતા. આઠ વરસ પછી મી૦ વીલીયમસનનું બનાવેલું સીસ્તર દોરાનું બાવલું ઉભું કરવામાં આવ્યું હતું, કે જેનું ચીત્ર અમોએ મથાળે આપ્યું છે.

RUBY.

**દીકાનતર અને પાણીની બાટલીઓ સાફ કરવાની રીત**—કપડાં ધોવાના સોડાખારના નાહના કટકા કરી તે તથા સરકો બાટલીમાં નાખી ખુબ હીલવવું, પણ બાટલીને મુચ દેવો નહી અથવા હાથ વતી પણ તેનું મોહડું ધાંકવું નહી, નહી તો ફાટી જશે; મધયમ કદનો એક ચમચો ભરી સોડાએ એક મોટો ચમચો ભરી સરકો લેવો. આ મેલવણીથી બાટલીઓ ઘણી જલદી અને તદન સાફ થઈ જાય છે; ત્યાર પછી ચોખા પાણીએ ધોઇ નાખવી.

બીજી રીત એ છે કે, ચાહેનાં પાતરાંને થોડાં ગરમ પાણીમાં બોળવીને બાટલીમાં નાખી જ્યાં સુધી સાફ થાય ત્યાં સુધી બાટલીને હીલવ્યા કરવી, પછી ચોખા પાણીએ ધોઈ નાખી સાફ કરવી.

ત્રીજી રીત એ છે કે, કાચા પટેટાના ઝીણા ઝીણા કટકા કરી થોડાં પાણી સાથે બાટલીમાં નાખવા, અને જ્યાં સુધી સાફ થાય ત્યાં સુધી ખુબ હીલવ હીલવ કરવું. પછી સાફ પાણીએ ધોઇ નાખવી.

**કોબીનો વાસ અટકાવવાની રીત**-કોબીને બાફતી વેળાએ જે ખરાબ વાસ નીકળે છે તે ઘરમાં આવતો અટકાવવા માટે પાણીમાં પાંઉનો એક ટુકડો અને ઘણું સરખું નીમક નાખવું, તથા તપેલીનું ઢાંકણું ઉઘાડું રાખવું.



## સુનાને મુળની વાર્તા

### પ્રકરણ ૧૦ મું.

**આલબર્ટ ઓબ્રાયન.**

જ્યારે જોન લાઈબ્રેરીના ઓરડામાં દાખલ થયો, ત્યારે મી૦ ઓબ્રાયનને સલામ કરી, "સાહેબજી" તે બોલ્યો, "આજે કેટલી ઘંડી છે."

"હા ! આજે બહુજ ટાહાડ છે;" આ બોલતાં તેણે એક ખુરસી બતાવી કહયું, "આવો મી૦ ઓબ્રાયન, બેસો."

"હું કંઈ બેસવાની જરૂર જોતો નથી, જે મને કહેવું છે તે હું ઉભો રહીને કહી શકીશ ! હું જે વીશે કહેવા માગું છું તે વીશે તમને ચેતાવવા તો મારી દીકરી ડોરોથીએ મને અહીં મોકલ્યો છે." જેવો મી૦ ઓબ્રાયન આટલું બોલી રહયો તેવોજ જોન સમજી ગયો કે, તે એમી વીશે કંઈ કહેવા આવ્યો છે, પણ પાછો થોડો વખત વીચાર કર્યા પછી તે બોલ્યો, "જો તમો કંઈ કેહેવા માંગતા હોવો તો અહીં આવો. આ જગામાં આપણી વાત વચ્ચે કોઈ ખલલ કરનાર નથી."

"હા ! મી૦ જોન, તમારી સાથે મને ઘણી અગત્યની વાત કરવી છે:" મી૦ ઓબ્રાયન બોલ્યો, અને પછી પોતાનું મોં લુછતાં કહયું "મી૦ જોન, હવે મારૂં સાંભળો, આજ પછી મારી દીકરી સાથે તમો ફરશો હરશો નહીં, અથવા કોઈ પણ દીવસે મળશો નહીં, કારણકે હવે એમાંજ આબરૂ સમાયલી છે."

જોન પોતાની નજર નીચી કરીને બહુ ગુચવાડામાં પડયો. "મી૦ ઓબ્રાયન, હું બહુજ દુઃખી છેઉં," તે બોલ્યો.

"તમો દુઃખી છેઓ અથવા થશો તેમાં મને કશો ફાયદો નથી. કેહેવત છે તેમ 'પેહેલાં ઉંદરને છોડી મુકવો, પછી તેની પાછળ બીલાડીને દોડાવવી, અને વળી દુઃખી થવું કે બીલાડીએ ઉંદરને પકડયો નહીં. ડોરોથીએ મને કહયું જે "મી૦ જોનને ઘેર જઈને કહેવું કે હવે પછી તમોએ એમીને મલવું નહીં." હું તેણીની સલાહ પ્રમાણે સદા ચાલતો આવ્યો છું, અને મારી ઘોહોરદાર મરી ગયા પછી એજ મારા આખા ઘેરનો કારભાર ચલાવે છે."

"મી૦ ઓબ્રાયન–" જોન બોલવા જતો હતો, પણ તરતજ મી૦ ઓબ્રાયને હાથની ઈસારતથી તેને ચુપ કીધો.

"જરા થોભો ! મી૦ જોન, મેં મારી વાત હજી પુરી કરી નથી; વળી ડોરોથીએ એમ પણ કહયું કે હવે પછી તમોએ કોઈ દીવસે પણ એમીને મલવું નહીં–અને જો મળો તો તેણીનું સાઈ ઈચ્છતા હોવો તોજ !"

"એટલે શું ?"

"એટલે એમ! મારા મેહેરબાન, કે જો તમે એમીને પરણવા માગતા નહી હોવો તો એકદમ હવે તમારૂં જવા આવવાનું બંધ કરો, જો તમે મારી દીકરીને પરણવા માંગતા હોવો તો હું ખુશીથી એમીને તમારા હાથમાં આપું, અને એમાં હું કંઈજ વાંધો લેવું નહી."

"હું ફકત એટલુંજ કહેવા માગું છું કે–" જોન દેખઈતા દુઃખ અને ગુસ્સાથી બોલ્યો.

"કે તમે દુઃખી છેઓ!" જોને અધુરૂં મુકેલું વાકય તેણે પુરૂં કર્યું.

"વારૂ મી૦ જોન, જો તમે દુઃખીજ છો, તો એક પ્રમાણીક માણસ પ્રમાણે વર્તો: મારા મેહેરબાન, તમે જુવો છો તો ખરા કે તેણી નખાઈ ગઈ છે અને તેણીને વધુ દુઃખી જોવા હું ઈચ્છતો નથી."

"મી૦ ઓબ્રાયન," જોને બોલવા માગ્યું "જેમ તમો તેણીને એક નીર્દોષ બાળક ગણો છો, તેમજ મને પણ તેણીની બહુજ દયા આવે છે, અને વળી હું–હું–તેણીને ચાહવું–ચાહાવું છું, પણ હું ધારૂં છું કે તમને ખોટું લાગે તેવું મેં કંઈ કરયું નથી."

"પણ હમણા તો તેવુંજ થયું છે! જુવો મારા મેહેરબાન, એક જાતનો રોગ થાય છે, જે રોગ થયાથી માણસની ઉંઘ જતી રહે છે, ભુખ મટી જાય છે, અને મોઢાંપરની રૂવાંની ઉડી જાય છે; તેમજ તમો જુવો છો તેમ મારી એમી હાલ એ રોગથી પીડાય છે, એટલે નથી તેણી બરાબર ખાતી કે નથી બરાબર સુતી, પણ હું જોવું છું કે તે રોગ તો તમોજ છો, એમ હું કહું તો ચાલે! પેહેલાં એ મારી બેટી ઉગતા સુરજ જેવી હતી, પણ હમણા તેણીને શું થયું! તે છોકરીમાં કોણે એટલો બધો ફેરફાર કરીને તેણીની જીંદગીને સંતાપમાં નાખી? હું એ વીશે તમને કહીશ મી૦ જોન! તે તમોજ છેઓ અને તમેજ તે છોકરીની જીંદગી ધુળમાં નાખી."

"નહી! નહીં! મી૦ ઓબ્રાયન, તમે કહો છો તેટલો બધો હું દોષ દેવા લાયકનો નથી!" જોને બહુ દુઃખી અવાજે ઓરડામાં આમ તેમ ફરતાં કહયું.

"બલકે તેથી વધારે દોષ આપવો તમને ઘટે છે, એમ હું ધારૂં છું. ડોરોથીએ મને કહયું કે 'બાવાજી એને એમ કહેજો કે તેં મારી બેહેનને સદાની દુઃખી કરી છે,' અને આજ તેણીના બોલો હતા."

હજી પણ જોન દુઃખમાં બહુ ગીરફતાર થઈને ફરતો હતો. "મી૦ ઓબ્રાયન, મેં જે અવીચારી પગલું ભર્યું છે, તે માટે જે તમો માંગશો તે આપીશ, અને આ મારા બોલવાપર તમો વીશ્વાસ રાખો."

"વારૂ એ વાત તો તમો રહેવા દેવો," મી૦ ઓબ્રાયન પોતાનાં મોટાં ગજવાંમાં બંને હાથો નાખતાં બોલ્યો "પણ મને એક વીચાર સારો લાગે છે, અને તે એ છે કે, જો તમો મારી છોકરીને સુખી કરવા માંગતા હોવો, તો હું તમને તેણી સાથનાં તમારાં લગનેજ દીવસે બે હજાર પાઊંડ આપીશ, જે મારી પાસે બેંકમાં પડયા છે."

"હું તેમ કરી શકતો નથી, મી૦ ઓબ્રાયન, હું તેમ કરીશ નહી" જોન ફરીથી બોલ્યો.

"શું તેમ તમે કરી શકતા નથી?" મી૦ ઓબ્રાયન બહુજ મોટેથી અને ગુસ્સામાં બોલ્યો, "તમે શું એમ ધારો છો કે તમે તેમ કરી શકતા નથી? તમે જે છોકરી સાથે છથી વધુ માસ વેહેવાર રાખ્યો, અને જેણી પાસે બે હજાર પાઊંડ છે, તેણી સાથે શું તમે પરણી શકતા નથી?– એ પરથી મને જણાય છે કે તમો બહુજ આપસ્વાર્થી માણસ છેઓ. તમો એમી સાથે પરણવામાં શું વાંધો જુવો છો? મારી છોકરી ખુબસુરત છે તેમજ ચોખી સુના જેવી છે. જુવો મી૦ જોન, જો તમે એમ કરશો તો–" જોન પોતાના બંને હાથ મારી માટે લંબાવી તેને બોલતો અટકાવી બોલ્યો "એમ બને એવું નથી. મી૦ ઓબ્રાયન, મને માફ કરો!"

"શા માટે નહીં," ઓબ્રાયન બહુજ મોટેથી બોલ્યો, "શા માટે નહીં તે મને કહો! શું એ છોકરી ખેતરમાં જન્મી હતી, અને તારો જન્મ મેહેલમાં થયો હતો, તેટલા માટે નહી? જો એમ હોય તો એનો વીચાર એમી સાથે દોસ્તી પાડવા અગાઉજ કરવો હતો."

જોન બહુજ મક્કમ રીતે બોલ્યો "મી૦ ઓબ્રાયન, હું હદ કરતાં વધારે ગરીબ છું!"

"તેટલાં માટેજ હું તમને બે હજાર પાઊંડ આપું છું. એક તમારા જેવા આળસુ અને વગર કામના માણસને બે હજાર પાઊંડ તો હદ કરતાં વધારે થઈ ગયાછે!"

જોન મી૦ ઓબ્રાયનપર ડોળા કકડાવતો મુંગો મુંગો ઉભો રહયો. હજી પોતાનો સાદ વધારે લંબાવીને ઓબ્રાયને બરાડ મારી "શું તું મારા સવાલનો જવાબ નહી આપશે? ડોરોથીએ કહયું જે 'એની પાસે તમારા સવાલનો જવાબ માગજો' પણ મેં બહુજ પ્રયત્ન કર્યા છતાં તું કેમ બોલતો નથી? મને તું બહુજ ઉંધો અને અણસમજુ માણસ જણાય છે."

"હું તમને કહું છું કે એ બીલકુલ બની શકનાર નથી, અને બે હજાર પાઊંડ તો એકજ કરજદારને બસ થશે;" જોન ફરી ફરીથી બોલ્યો.

"ત્યારે જો તું મીસ લીલી સાથે પરણશે તો તું એક આપસ્વાર્થી, ધીક્કારના જોગ એક નીચમાં નીચ માણસ ગણાશે." આ બોલવું પુરૂં થયું તેટલામાં તે ઓરડાનું બારણું ઉઘડયું, અને મીસીસ રીડલ એકદમ ધસી આવી.

"શું છે જોન?" તેણીએ ખીજવાઈને કહયું, "મી૦ ઓબ્રાયન, જો તમારી વાતમાં હું કંઈ ખલલ કરૂં તો મને માફ કરજો, પણ તમે એટલા મોટે બોલો છો કે કદાચ મારો ધણી વધારે માંદો થઇ પડશે, અને તમને તેની લકડી પડેલી હાલતની તો ખબર હશેજ. ડાકટર કહે છે કે જો વધારે ગડબડ થતી સાંભળશે તો તે એકદમ મરી જશે."

"હું તેવણને વધુ દુઃખી કરવા ઈચ્છતો નથી," મી૦ ઓબ્રાયને ધીમે બોલતાં કહયું, "પણ બાઈસાહેબ, આ તમારા

છોકરાને"–"મી૦ ઓબ્રાયન મેહેરબાની કરી એટલા મોટે ના બોલો, ખરેખર મારા ધણી બહુજ માંદા છે, અને જો તમને કંઈ કહેવું હોય તો મારે ખાતર મેહેરબાની કરી બીજી વેળા આવશો તો ઉપકાર થશે."

"કોઇ બીજી વેળા?" મી૦ ઓબ્રાયન બોલ્યો, "એનાણુ પણ પોતાના છોકરા જેવાંજ આપસ્વાર્થી છે! મીસીસ રીડલ, હું તમને કહું છું કે તમારો છોકરો એક લુચ્ચા માણસની પેઠે વરત્યો છે."

મીસીસ રીડલે કરગરીને કહ્યું કે "તમે તમારી તકરારનું સેવટ લાવવાને બીજી વેળા આવજો. અરે! મી૦ ઓબ્રાયન, મારીપર દયા આણો, અને હમણા તો જાવો–નહીં તો મી૦ રીડલ–"

"વારૂ, ત્યારે હું જાઊં છું," મી૦ ઓબ્રાયન બોલ્યો, "જ્યારે તમારી ખુશીજ છે તો હવે વધુ વખત હું રહી શકતો નથી પણ જુવો મીસીસ રીડલ" આ બોલતાં તેણે જોન તરફ હાથ લંબાવીને બીહીક દેખાડી, "ફરીથી જો તમારો દીકરો મારી દીકરીને મળશે, તો હું એનું ધડપર માથું રાખીશ નહીં. હું એને કુત્રાને મોહોતે મારીશ, અને જો એમ ન કરૂં તો મારૂં નામ ઓબ્રાયન નહીં!"

"વારૂ! વારૂ! મેહેરબાની કરી હમણા જાવો!" ફરીથી મીસીસ રીડલે કરગરીને કહ્યું.

"હા! હા! હું જાઊં છું! બાઈ! સાહેબજી! પણ તુને તો હું ઠીક સમજાવીશ" આ બોલતાં તેણે જોન તરફ જોયું "અને જો મારી દુકાનપર તું ફરીથી આવશે, તો જે મારેથી પછી બનશે તે કરીશ." એમ બોલી ઘણીએક બીહીક દેખાડી આખરે ત્યાંથી ચાલી ગયો.

જેવો તે ગયો તેવોજ જોન રીડલ એક ખુરસીપર ફસડાઇ પડયો.

"મી૦ ઓબ્રાયન શું કહેતો હતો જોન?" તેની માએ ધ્રુજતા અવાજે પુછીયું. "અડધો કલાક થયો હું એના દુઃખભર્યા બોલો સાંભળતી હતી, પણ જ્યારે નહીજ સંભળાઈ શકાયા, ત્યારે મેં તારા બાપની માંદગીનું બાહાણું લાવીને કાઢ્યો; કદાચ લીલીએ પણ એ તકરાર વીશે સાંભળ્યું હશે. અરે જોન! એ બહુજ દુઃખદાયક છે."

"હું એના બોલોને લાયક છેઊં–એ જે બોલ્યો તે બોલે બોલ ખરૂં છે અને એના કરતાં હું કોઈ રીતે સારો માણસ નથી!" જોન પોતાની નજર ઊંચી કર્યા વગર બોલતો હતો.

"અરે જોન! એ તું શું બોલે છે?"

"મને લીલી સાથે પરણવાને જરાબી હક નથી."

"જોની શું તું ગાંડો થયો છે?" મીસીસ રીડલે બહુ દુઃખથી કહ્યું, "તું તો ખરો ગાંડો બન્યો છે–પણ તું તો મીસ લીલી સાથે અદરાઈ ચુકયો છે!"

"હા! માયજી એ વાત ખરી છે! પણ મને જબરીથી તેમ કરવું પડયું છે;" જોન તેની માતાનાં મોં તરફ જોઈ બોલ્યો, "વળી તે વખતે હું આ વાત વીસરી ગયો હતો. આ મારી આબરૂ રાખવાની વાત વીસરી ગયો હતો."

"હું હમણા જઈ લીલીને એ વીશે કહીશ અને પછી—"

"ઓ! જોન" મીસીસ રીડલે તેનો હાથ લઇને કરગરીને કહ્યું, "તું તારી માનું કહ્યું નહી માને? તું તારાં ગરીબ માબાપને દુઃખી કરવા માગે છે? તું દેખે છે તો ખરો કે કરજદારો પોતાના પૈસા માટે તલપી રહ્યા છે, અને થોડા વખતમાં આપણીપર એકદમ હુમલો કરશે, અને તે અબળા પોતાનું સઘળું ધન આપી શકશે. જો એમજ તુને કરવાનું હતું, ત્યારે શા માટે પેહેલાં તેણીને કહ્યું નહી. જેણી સાથે તું કોઈ દીવસે પરણી નહી શકે, તે છોકરીએ તુંને વચન આપયું છે! ત્યારે કાંય અમથી ધીલ કરીને તારાં માબાપને દુઃખી કરે છે. જો એમીનો બાપ પૈસા માગશે, તો મીસ લીલી આપવાને કબુલ કરશે."

"હા! હા! તે બધી વાતો ખરી છે પણ—"

"ત્યારે મારા વહાલા, મને કહે કે આ વાત લીલીને કાને પડવા તું દે નહી! અરે! મારા વહાલામાં વહાલા દીકરા–" તેની પાસે મીસીસ રીડલે જઈને બંને હાથો પોતાના હાથમાં લઈને કહ્યું, "આપણું સારૂં નામ તું ધુળમાં ના મેલ અને કંઇબી કરી જો તું એણીને—"

જોને આનો કંઈ ઉત્તર વળ્યો નહી; તે વીચારવા લાગ્યો કે કદાચ મી૦ લોરન્સ કંઈ સલાહ આપશે.

"વારૂં, મને બીજું કંઈ જોઇતું નથી, પણ વચન આપ કે તું એ વાત લીલીને કહે નહી. અરે! જોની મારા વહાલા, જ્યારે તારો જન્મ થયો હતો ત્યારે હું મરતી મરતી બચી હતી–અને જો તેજ વેળા હું મરી ગઈ હોત, તો સારૂં થતે કે આવું દુઃખ મને જોવું પડતે નહી. એક ઊંચી પંકતીનું માણસ નીચી પંકતીની છોકરી સાથે પરણે, એથી ખરાબ દુઃખ બીજું કોઈજ નથી."

"તેની કંઇપણ દરકાર કર્યા વગર હું એની સાથેજ પરણીશ." જોને બહુજ ગંભીર થઈને કહ્યું. "પણ એ વીશે હું થોડો વખત વીચાર કરીશ, અને જોવશ કે શું કરવું! હાલ તમે અહીંથી જાવો."

"મને એટલુંજ કહે કે આ વાત તું લીલીને કહે નહી, પછીજ હું અહીંથી જતી રહીશ" મીસીસ રીડલ બોલ્યાં.

"હમણા હું તમને વચન આપું છું કે આ વાત લીલીને કહીશ નહી, પણ મને લાગે છે કે હું મી૦ લોરન્સને જઈ મળું."

"હા! હા! એ તારી વાત ખરી છે" મીસીસ રીડલે પોતાનાં આંસુ લુછતાં કહ્યું, "જઈને એકદમ તેને મળ, તે એક એવો માણસ છે કે એનો છેડો વેહેલો લાવશે. જોન, હવે હું જાવું છું. લીલી પોતાના પીત્રાઈને મળવા જાય છે, કે જેને મીસ લારી સાથે થોડી વાતો કરવી છે. લીલીએ એને બપોરના આપણે ત્યાં ખાવાને માટે તેડયો છે, તેથી જો તું વેહેલો આવે તો ઠીક! હું લીલીને કહું કે તું નોરમનટન જાય છે?"

"તમો કહેશો તો વધારે સારૂં થશે–અત્રે વળી હું ડીસપડને જોવા માંગતો નથી–હા! માયજી તમે લીલીને કહો કે હું જાઊં છું."

આ બોલવું થઈ રહયા પછી મીસીસ રીડલ લીલીને જોવા ગઈ, અને ફરી એક વાર જોન પોતાના વીચારોમાં ગરક થયલો એકલો પડયો. ફરીથી તે પોતાને શાંત પાડવા માટે ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો. જો તે એક પૈસાદાર માણુસ હતે, તો તે જરૂર એમી સાથે પરણતે. પણ હાલની તેની હાલત બહુજ ખરાબ હતી, અને એમી પાસે એટલા પણ પૈસા નહોતા કે તેણી તેનું મા કરજ પણ આપી શકે. હવે તેણે વધુ વખત ન લગાડતાં મી૰ લોરન્સને જઈ મળવાનું મન કર્યું. મી૰ લોરન્સને ત્યાં જઈને મી૰ ઓબ્રાયનને થોડા ઘણા પૈસા અપાવવા એવું તેનું મન થયું. જ્યારે તે નોરમનટન જવા માટે કપડાં બદલવા ગયો, તેવીજ તેની મા લીલી તરફની એક ચીઠ્ઠી સાથે આવી. આ ચીઠ્ઠી વાંચીને તેને પોતાના ગજવામાં મુકયા પછી નોરમનટન જવા તે નીકળ્યો અને ત્યાં જઈ મી૰ લોરન્સની સલાહ લેવાનો ઠરાવ કર્યો.

## પ્રકરણ ૧૧ મું.

### મુચવાડામાં પડેલો જોન.

થોડા વખતમાં જોન બહુ ઝડપથી નોરમનટન જઈ પુગો, અને પછી મી૰ લોરન્સની ઓફીસમાં જવાનું મન કર્યું, પણ તેવણુ ત્યાં નહોતા. તેવણુને બહુ જોરમાં તાવ આવી હતી, અને તેથી તેવણુ આજે આફીસમાં આવ્યા ન હતા, એમ તેવણુના વડા કારભારીએ કહયું.

જ્યારે જોને આ સાંભળ્યું, ત્યારે તેને જરા રીસ ચઢી. મી૰ લોરન્સનું ઘર નોરમનટનથી ત્રણુ ચાર માઈલને છેટે હતું. જોનને તેનું ઘર ખબર હતું, પણ ત્યાં જવાનું તેનું મન થયું નહીં, કેમ કે માંદા માણુસને ત્રાસ આપવો એ રાસ્ત નહી એવું ધાર્યું, તોપણુ જોનને આજની વાત કહેવાની જરૂર જણાઇ, અને તે ત્યાં જવા નીકળ્યો. આખરે તે મી૰ લોરન્સનાં સુંદર ઘર પાસે આવી લાગ્યો. તે એક મોટું કુશાદે ઘર હતું, જે ત્રણુ ચાર ખેતરોની વચ્ચે આવેલું હતું. તે ઘરની આસપાસની સઘળી ચીજ દેખાડતી હતી કે તે એક સારો પૈસાદાર માણુસો હતો, અને આ જગા બહુજ રમણ્ય હતી. થોડાજ વખતમાં મી૰ લોરન્સને એક સુંદર દીવાનખાનામાં બેઠેલો જોયો, જયાં આતશ પોતાની પુર રોશણીથી સળગતો હતો. તે ઘરડો વકીલ એક લાંબી ઈઝીચેર પર બેઠો હતો, અને એક જીમી નાગની ખુબસુરત કુત્રી પાસે હતી.

જેવો જોન ઘરમાં ગયો તેવીજ પેલી કુત્રી ભોંસવા લાગી, કેમકે તેણીને પારકાં માણુસો ગમતાં નહોતાં. મી૰ લોરન્સ જોનનાં મોઢાં સામે જોઈને હસ્યો અને તેણે પોતાનો હાથ લંબાવીને ખુરસીપરથી ઉઠતાં કહયું, "કેમ મારા વહાલા દીકરા, આજે અહીં કેમ આવવું થયુ? હું ઈચ્છું છું કે કંઈ માઠા સમાચાર તો તમે કહેવા માંગતા નહી હોવો!"

"હા! મી૰ લોરન્સ, હું દુઃખી છું, કાંઇ તેવીજ વાત બની છે;" આ બોલતાં તેણે બહુ દુઃખ અને શરમથી નીચું જોયું.

મી૰ લોરન્સે બહુજ ઉતાવળમાં પુછયું, "હું ધારૂં છું કે કંઈ મીસ લીલી વીશે તો નથીજ!"

"નહી! નહી! મીસ લીલી વીશે તો નથી,—પણુ—મને એ વાત કરતાં બહુજ શરમ લાગે છે, મી૰ લોરન્સ—"

"નહી! નહી! મારેથી તમને શરમાવું જોઈયે નહી" તે ઘરડા વકીલે હસીને કહયું, "મી૰ જોન, તમારો ડગલો કાઢી નાખો, અને આતશ આગળ આવી બેસીને બધી વાત મને કહો. ડોગી, હવે તારૂં ભોસવું બંધ કર." પછી મી૰ લોરન્સે ઘંટ વગાડયો, અને જ્યારે નોકર આવ્યો ત્યારે તેને એક ગ્લાસ શેરી અને થોડી બીસકીટ લાવવા કહયું.

જોને તે શેરીનું ગ્લાસ પીધું, અને પછી થોડો વખત વીચાર કર્યા કીધો.

"ચાલો મી૰ જોન, તમારી વાત શરૂ કરો!" તેના ફીક્કા ચેહેરા સામું જોઈને મી૰ લોરન્સે કહયું.

જ્યારે તેઓ વાતે વળગ્યા હતા, ત્યારે આપણે આપણી નજર ડીસપર્ડ તરફ ફેરવીએ, જ્યાં મીસીસ રીડલ, ફ્રૅંક, અને લીલી તરતનાંજ ખાણું ખાઈ રહયાં હતાં. ફ્રૅંકે દુનિયાનું દુઃખ સુખ સર્વે વેઠયું હતું, અને હવે પોતાની વાત લીલીને કેમ કહેવી તેના વીચારમાં હતો. તેની આજની મુલાકાતથી મીસીસ રીડલ બહુ ખુશ દીસતી હતી. હવે તે પોતાની વાત શરૂ કરવાને લીલી પાસે ગયો. "લીલી, હું તારી સાથે થોડી વાત કરવા માંગું છું, અને મીસીસ રીડલ આપણુને થોડા વખતની રજા આપશે તો આપણે સાથે ચાલતાં ફરવા જઈશું, અને તું તારો ગરમ ઝભ્ભો ઓઢી લે, કેમકે આજે બહુજ થંડી છે."

આ સાંભળી લીલીએ આનાકાની બતાવી. તેણી મનમાં સમજી કે કદાચ મીસીસ રીડલને ખરાબ લાગશે; એટલામાં મીસીસ રીડલે તેણીનાં મનની વાત પામી જઇને કહયું "લીલી, આજે હદ કરતાં વધારે થંડી છે, અને હું ધારૂં છું કે તું બહાર જઈ શકશે નહીં."

"કેમ ફ્રૅંક, તમે શું ધારો છો?" લીલીએ પુછયું. પણુ આ બોલો ફ્રૅંકને અણુગમતા થઈ પડયા.

"લીલી, જેમ તારી મરજી" ફ્રૅંકે ઉત્તર વાળ્યો. પણુ કદાચ ફ્રૅંકના મનમાં ઓછું આવે, એમ ધારી આખરે લીલીએ તેની સાથે જવાનો વીચાર કર્યો.

"મીસીસ રીડલ, અમને થોડા વખતની રજા આપશો?"

આ તેણીનું બોલવું મીસીસ રીડલે ખુશીથી કબુલ કીધા પછી તેઓ બંને જણાં જવા નીકળ્યાં, અને પાંદડાં વગરના ઝાડો હેઠલથી ચાલવા માંડયું. જ્યાં સુધી મીસીસ રીડલની નજરથી તેઓ દુર થયાં નહીં, ત્યાં સુધી કેપટન ડીસાપર્ડે પોતાની વાત શરૂ કરી નહીં. થોડા વખત પછી તે બોલ્યો, "લીલી હું તુને કંઇ શીખામણુના બે બોલો કહેવા માંગું છું, જે સાંભળી તું ગુસ્સે થશે નહીં, કેમકે હું તારો અતલગનો ખેરી થાઊં છું તથા એ શીખામણુ મને દેવીંજ જોઈએ. લીલી, તુંને યાદ તો હશે કે થોડા દીવસની વાત પર તેં મને

કહ્યું હતું, કે તું આ ઘરડીના છોકરા સાથે અદરાઈ ચુકી છે, પણ હું ધારૂં છું કે તું તેની વર્તણુકથી અજાણી હશે."

"અલબત, હું તે જાણું છું!" લીલી બોલી.

"ત્યારે બસ! હું હવે તે વીશે વધારે બોલીશ નહીં, પણ લીલી, મને સ્વપ્ને પણ નહોતું, કે તું એક એવા છોકરા સાથે પરણશે, કે જેની નીંદા આખું શેહેર કરે છે!"

"ફ્રેંક, હું તમારા બોલવાનો અર્થ સમજી શકતી નથી; જો તમે એમ કહેવા માંગતા હોવો કે તે ગરીબ છે, અથવા કરજદાર છે, તો તે વીષે હું જાણું છું; પણ એમાં તેનો શો વાંક?"

"લીલી, હું તારો દયાળુ સ્વભાવ સારી રીતે જાણું છું, પણ તે બાસે બાલ કરજદાર છે, તેનું ઘર અને ઘરમાંની બીજી સઘળી જણસો, એટલે જમીનપરની સાદરી વટીક ગીરો મુકી છે, એટલુંજ નહી પણ તેણે એક ગરીબ છોકરીને નારાજ કરી છે."

"તમારા કહેવાની મતલબ શું છે, તે હું બરાબર સમજી શકતી નથી, તે માટે મને ખુલાસાવાર કહો!"

"એ બીનાનો વધુ ખુલાસો જો તું માંગતી હોય તો જોનને પુછી જોજે કે એમી એબ્રાયન કોણ છે? અને તે શું ખુલાસો આપે છે તે ધ્યાન દઈને સાંભળજે."

"ફ્રેંક, તે હું કબુલ કરતી નથી અને કરીશ પણ નહી." તેણીએ બહુ દુઃખ સાથે કહ્યું.

"તેની સચ્ચાઈ તુંને આગળ ચાલતાં ખબર પડશે, પણ તે વીશે હવે વધુ બોલવાનો વખત નથી, કેમકે તે પોતેજ અંહી આવે છે."

લીલીએ એકદમ ઉપર જોયું, અને તેણીએ જોનને દુરથી આવતો દીઠો; તે ઘોડાપર બેસીને આવતો હતો. હમણા ત્રણ વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો, જ્યારે બે કલાક પછી પેલી છોકરીને મલવાનું વચન આપ્યું હતું. તેને આવતાં જોઈ, કંઇ બન્યુંજ નહી હોય એવો કેપટન ડીસપર્ડે દેખાવ કીધો.

જ્યારે જોન મી૰ લોરન્સને ત્યાંથી નીકળ્યો, ત્યારે તેનો વીચાર જલદીથી ઘર જઈ સઘળી વાતોથી પોતાની માને વાકેફ કરવાનો હતો, પણ હવે જ્યારે લીલીને તથા તેના પીત્રાઈને રસતામાં ફરતાં દીઠાં, ત્યારે તે ખુશ થવાને બદલે દલગીર થયો, કેમકે ત્યાં તેને ખોટી થવું પડ્યું.

"મી૰ જોન, તમારૂં કામ પુરૂં કરી આવયા?" ફ્રેંકે પુછ્યું.

"લીલીએ મને પુછ્યું કે તમો કંઈ કામસર નોરમનટન ગયલા હતા?"

"હું લીલીને કંઇ કહેવા માટે અહીં આવયો હતો," ફ્રેંકે બોલવું જારી રાખ્યું, "પણ હજી મારૂં કહેવું મેં પુરૂં કીધું નથી, અને અમો તમુને ઘણો વખત ખોટી કરીશું નહી," તેણે હસતા ચેહેરાથી જોન તરફ જોઈને કહ્યું.

આ સાંભળી જોને બહુ ગુસસાના ઉબળથી કહ્યું, "લીલી, હું પાધરો ઘર જાઊં છું, માટે તું મારી સાથે નહી આવશે?"

"જો તમારી મરજી હોય તો હું તમારી સાથે આવવાને તઈયાર છું."

"એમ કરશો તો વધારે સારૂં! હું ધારૂં છું કે તું મને માફ કરશે, કેમકે વધુ વખત સુધી હું મી૰ લોરન્સને ત્યાં રોકાયલો હતો."

આ સાંભળી ફ્રેંક હસ્યો, પણ આ તેનું હસવું કંઈ સુખદાયક નહોતું. 'સાહેબજી લીલી, કેમકે હું રાત્રે એડીનબરો તરફ જવા ઉપડનાર છું, અને હું ધારૂં છું કે તુંને પાછો વેહેલો આવી મલીશ.

"ત્યારે શું તમે આજેજ રાતે જવાના છો?" તેણી બહુ દલગીરીથી બોલી.

"હા! હું આજેજ રાતે જવાનો છું, પણ લીલી, હું તારો બહુજ ઉપકારી છું, કેમકે તારા નોકરો મને બહુજ મદદ આપે છે. હવે સાહેબજી!" અને આ બોલતાં તેણે શેકહેંડ માટે હાથ લંબાવ્યા. "મારી જે સારી શીખામણ છે તે તું વીસરી જતી ના!" હવે તે મી૰ ફ્રાંક પાસે ગયો, અને અકેકો હાથમાં હાથ મેળવ્યા પછી ચાલતો થયો. જોન પોતાના ઘોડાપરથી ઉતરીને ઘોડાની લગામ હાથમાં ધરી લીલી સાથે ચાલવા લાગ્યો.

ફ્રેંકે જે વાત તેણીને કહી હતી, તે વાતથી જોનને વાકેફ કરવાની તેણીએ બહુજ હીમત કરી, પણ ફોકટ. તે બોલવાને તેણીની જીભ ઉપડીજ નહી. આ ન બોલતાં તેણીએ થોડીક બીજી વાતો કીધી, જેનો પ્રતીઉત્તર જોને દયાળુ રીતે વાળ્યો. તે પછી તેણીએ પેલી વાત કહેવાનો પકો ઠરાવ કર્યો.

"જોન?—" તેણી બોલવા જતી હતી, તેટલામાં એક નાનો છોકરો હાથમાં એક ચીઠી લઈને એકાએક આવી લાગ્યો અને કહ્યું, "તમોજ મી૰ જોન રીડલ છો કે?"

"હા! હુંજ છું" જોને ઉતર વાળ્યો.

"ત્યારે આ ચીઠી તમારેજ નામની છે" તે છોકરો બોલ્યો "અને તે તમારાજ હાથમાં આપવાનું કહેલું છે, અને તેનો જવાબ મંગાવયો છે!" આ ચીઠી લેતાં જોનનાં મોંઢાપર ગભરાટ પથરાયો, કેમકે પેલા પેનસીલથી લખેલા અક્ષરો કોઈનાજ નહી પણ પેલી એમી એબ્રાયનના હતા, અને તેમાં આ નીચલી બે લીટીઓ લખેલી હતી.

"જોન! હું તમારે માટે ખોટી થાઊં છું, માટે જલદીથી આવો! કેમકે હું તમને જોવા માગું છું. તા૰ એમી એ.

[સાંધણ છે.] **ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.**

---

**સીવવાના સાંચાને સાફ કરવાની રીત**—સઘળા સાંધાઓ કેરોસીન તેલથી ભીંજવી, થોડી મીનીટ સાંચાને ઝડપથી ચલાવવો, ત્યાર પછી બધું તેલ કટકા વડી બરાબર લુછી નાખવું, અને જે ભાગોમાં સાંચાનું તેલ પુરવાની જરૂર હોય તે ભાગોમાં પુરવું.

---

**ચામડાંનાં બુટને સાચવવાની રીત**—ચામડું પોચું રાખવા અને ફાટી જતું અટકાવવા માટે બુટપર એરંડયું લગાડી બાર કલાક સુધી સુકાવા દેવાં; મહીનામાં એક વખત આમ લગાડવાથી બુટ ઘણાં ટકશે. આ પછી સાધારણ બલાકીંગ તે ઉપર લગાડવાથી મજાની પાલીસ થશે.

# પૃશયાની રાણી લુઇસા.



સલી મુર્તીપુજકોની જાતના આગલા રેવાજો માફક એક વહેમ યુરોપમાં ઘણો દેહેશત ઉપજાવનારો હતો. તે એ કે, જ્યારે કાંઇ નવું બાંધકામ કરવાનું હોય ત્યારે ત્યાં એક નીર્દોષ આદમીનો ભોગ આપી તે ઠેકાણે તેનું લોહી મેળવે; એટલા માટે કે તે બાંધકામ ઉપર ખરાબ શક્તિની–ભુત પલીદની–બદનજર દુર થઇ મેહરબાનીની નજર રહે, અને વલી તે મકાંન લાંબો વખત સુધી મજબુત ઉભું રહે. પૃશયાની લુઇસાને એવા એક ભોગમાં આપવા જરમન લોકોએ ઘણું ચાહયું. જરમનીએ જીત મેલવયા બાદ તેણીની ઘોરપર ફ્તેહનો વાવટો લટકાવ્યો હતો.

પૃશયાની રાણી લુઇસાની કાહાણી અજબ જેવી છે. તેણીને માટે અને તેણીની બેહનને માટે લખતાં એક લખનાર જણાવે છે કે, ૧૭૯૩ ના મે માસમાં તેણી અને તેણીની બેહનને જ્યારે પરણાવી ત્યારે "લડાઇના ભયંકાર દેખાવો વચ્ચે તારાથી ઝગઝગાટ ભર્યું આકાશ હોય તેવો દેખાવ થઇ રહયો હતો."

૧૮૫૦ માં પૃશયાની લુઇસાએ જ્યારે એક ચોપાન્યાંમાં નીચલા વિચારો દર્શાવ્યા ત્યારે તે વાંચી ઘણાં જણાં હેરત થયાં હતાં: "જે કોઇએ પોતાની રોટી આંસુ સાથે ખાધી નહીં હશે, અને જે કોઈ ગમગીન રીતે રાતે પોતાનાં બીછાનાં પર બેઠું ન હોય તેણે ખોદાઇ શક્તિ જાણી ન હોય."

એક નાહાની વહાલી માનિતી સુખી રાણીના આ અજબ જેવા ખ્યાલો! પોતાની રૈયતની માનિતી, ખાવીંદની વહાલી, સર્વેની લાડકી રાણીના ખ્યાલો આવા ગંભીર ગમગીન કેમ?

તેણીનાં એકાંત મકાનમાં ઘણી વાર ફ્રેંચ બળવાના અવાજો સંભળાતા, તોબી તેણીનું બચપણ ઘણું સુખ શાંતીમાં પસાર થયું હતું. ફ્રેંચ પ્રજાસત્તાકની સામે ઘણી વાર જર્મન પ્રીન્સોએ વ્યર્થની લડાઈ ઉભી કીધી, એવી આશામાં કે, તેઓના ફ્રાન્સના ભાઇબંધને પાછો તખ્તપર બેસાડે; પણ પ્રજાસત્તાકને પસંદ કરનાર શુરપર ચહડેલાઓપર કાંઈ એખલાં જર્મનીથી અસર થાય એમ હતું નહીં. જર્મનીને પૃશયાએ મદદ કીધી નહીં. તેના એકલા પડવાથી તેને કટકે કટકે તોડી પાડવાની નેપોલ્યનને ઠીક તક મલી. તે મોહટું શેહર જો જોડાઇને રહેતે તો પોતાની જોર અને મદદથી ટકી રહેતે. પણ આ તો પેલી લાકડીના ભારાવાલી વાત જેવું થયું. ભારો છોડીને અકેકી લાકડી તોડવાથી જેમ તુટી ગઈ, તેમ તે દેશ જ્યારે એખલું પડયું ત્યારે તેને તોડી પાડવા નેપોલ્યનને ઠીક તક મલી.

આ બનાવ જોનાર બે જણાં હતાં. તેઓને તે જોઇ ઘણું દુ:ખ થતું. પેહલાએ તે અનુભવી આંખે જોયું, પોતાનાં કામ વચ્ચેથી જોયુ, પણ બીજીને તે વિષે ઘણું લાગ્યું. તેની પડતી જોઇ તેણીને દલગીરી ઘણી લાગતી. આ બે જણાંઓમાંનું એક તે પ્રધાન વૉનસ્ટેન હતો, અને બીજી તે પૃશયાની રાણી લુઇસા હતી.

લુઇસાની શેહાદીનું પેહલું વર્ષ ઘણું સુખ શાંતીમાં પસાર થયું. પૃશયાની ગાદીનો વારેસ તે લુઇસાનો ખાવીંદ તેણીની દરેક મરજી રાખતો. રૈયત પોતાની આ ભવિષ્યની રાણીપર કુરબાન હતી. કોઈ વેળા લુઇસાને પોતાના ખાવીંદ સાથ દરબાર સંબંધી ખટપટ થતી, પણ જરાજ વાર.

લુઇસાનો ધણી ઘણીક બાબદોમાં ખોંહરીલો અને હઠીલો હતો; તે બીજાઓનું પાકવના હંમેશાં તેઓના કહેવાથી ઉલટું કરતો.

લુઇસાનો સસરો પૃશયાનો શાહ મરણ પામ્યો, જેથી તેના બેટાને પૃશયાની રાજ લગામ લેવી પડી. પેહલાં તો આ ફેરફારથી તે બેઉને કાંઈ ઝાઝું લાગ્યું નહી. જ્યારે તેઓને દરબારની રીતભાતોથી કંટાલો આવતો ત્યારે તેઓ પારેઝમાં જઇ વસ્તાં, કે જ્યાં રાણીએ એક સરસ મકાન બંધાવ્યું હતું.

અંહી તેઓ ઘણાં સુખથી વસતાં હતાં. લુઇસા તે ગામડાંનાં ગરીબ લોકોની ઘણી માનિતી થઈ પડી. તેણી ગરીબોને ખુશી કરવા તેઓને તરેહવાર ચીજો અપાવતી અને નાહનાં બાળકો પોતાની જવાન રાણીથી જરાબી બીહતાં યા ગંભીર બનતાં નહીં. માનની લાગણી સાથ તેઓનો લુઇસાની હાજરી વખતે હસ્તો ચેહરો થતો. તેણીને સાદાઈ ઘણી પસંદ હતી. ગરીબ લોકોના ભોળા હસ્તા ચેહરાથી "પેરેઝની ભલી બાનું" નો ખેતાબ તેણીને જેટલો સાંભલવા પસંદ હતો તેટલો "માનવંત મહારાણી સાહેબ"નો ખેતાબ તેણીને હરખાવતો નહીં.

આ સુખી દહાડા ઘણા જલ્દી પસાર થઈ ગયા. જર્મનીને પાયમાલ કરી જીત મેળવવાની દોડધામ નેપોલ્યને શરૂ કરી, પણ પૃશયા તેને બચાવી લેવા બહાર પડયું નહીં.

નવેમબર માસમાં પૃશયાનાં રાજા રાણી તથા શેહેનશાહ એલેકઝાંડરે ફ્રેડરીક ધી ગ્રેટની કબર પાસે આ રીતના કસમ લીધા; કે, "જર્મનીને ચઢાઇ લાવનારાઓથી છોડવનું" આ માનતા બર આવેલી જોવાને લુઇસા જીવવા પામી ન હતી. મરણ આગમજ તેણીએ ઘણું સેહવ્યું હતું.

થોડા વખતમાં લડાઇ જાહેર થઇ. તે વેળા લુઇસાની હીંમત ઘણી હતી. પોતાનાં લશકરમાં શુર ઉપજાવવાને તેણી અતિ ઘણી મેહનત લેતી, અને તેવી વેળા પોતાના પતીને નરમ જોઇ તેણી દુ:ખી થતી હતી. એક વેળા તેણીએ રેજીમેંટના કર્નલનું કાંમ માથે લીધું અને લોકમાં ઘણું શુર ઉપજાવ્યું.

જ્યારે જર્મની દુ:ખથી મોકલું થઇ છુટાપણાના રાગ વજાડતું, ત્યારે બીચારી લુઇસા ત્રણ વર્ષ આગમજની મરણ પામી હતી.

લુઇસાની સાથે હંમેશાં નાસ્તો લેવાની તેણીના ખાવીંદને ટેવ હતી; એક વેળા જ્યારે તે લુઇસાના ઓરડામાં દાખલ થયો ત્યારે તેણે એક ટેબલપર એક ટોપી મુકેલી જોઇ, જે તેને તમામ નવી લાગી.

તેણે મશકેરીમાં તે ટોપીનું દામ લુઇસાને પુછ્યું. "આ ટોપીનું દામ શું ?"

"બાનુંઓના પોશાગની કીંમત પુછવાનું મરદોને કામ નથી. તેઓને તેમાં સહમજ નહીં, અને વળી તેઓને હમેશાં તે ઘણું ભારી લાગે છે;" લુઇસાએ જવાબ દીધો.

"તોબી આ ટોપીનું દામ મને કહો, તે હું જાણવા માગું છું !"

"ઠીક, એ ટોપી મેં સસ્તામાં પડાવી લીધી છે. ફક્ત દશ રૂપ્યા એ ટોપીના મેં આપ્યા છે."

"તેટલી મોહટી રકમને તમો ફક્ત કહોછ બાનું ?" તેણીનાં ખાવીંદે પુછ્યું. "આવી નજીવી ચીજને માટે દશ રૂપ્યા ? કેટલી મોહટી રકમ ?" એમ બોલતી વેળા તે એક બારી આગલ ઉભો હતો, જ્યાંથી તેણે એક લશકરી બુઢા શખ્સને પસાર થતાં જોયો. રાજાએ તેને અંદર આવવા કહયું; જેવો તે અંદર આવ્યો કે રાજાએ તેને કહયું :–
"પેલા સામા સોફાપર બેઠેલાં બાનું પાસ ઘણા પૈસા છે તે તમુને ઘેલા આપવા તેવણ ધારે છે. તેવણ પાસે ઘણા પૈસા છે, તેનો વિચાર કરી મને જણાવો કે સામી કોરે મુકેલી પેલી ટોપીની કીંમત તેવણે શું આપવી જોઇયે વાર ? તમો તે ઉપરની ચલકતી ગોલાબી રીબનોપર લોભાતા ના, પણ તેનું જે તમને લાયક દામ લાગે તેજ કહેજો."

તે બુઢો સોલજર જે આવી ચીજોથી તદન બેખબર હતો, તે ખભાં ચહડાવી વિચાર કરી બોલ્યો: "નામવર, હું ધારૂં છું કે એ ગ્રોશનની કીંમતમાં ખરીદી શકાય."

"સારે જુવો, એ ટોપીને માટે તે પૈસાદાર બાનુંએ કેટલી મોહટી રકમ આપી છે ! દશ રૂપ્યા એ ટોપીના એવણે આપ્યા છે. જ્યારે આટલી સરખી એક ટોપીપર એવણે આટલી મોહટી રકમ ખર્ચી છે, ત્યારે તો તમો કે જેને પૈસાની ગરજ છે, તેને એવણ કેટલુંક આપશે તે મારે જોવાનું છે."

આવી આડકત્રી રીતે લુઇસાએ પોતાને પોતાના ખાવીંદ પૈસા આપવાની ફરજમાં ઉતારી તે જોઇ તેણી હસી. સોલજરને પૈસા કહાડી આપતાં તેણીએ તેને કહયું: "સાહેબ, બારી પાસે ઉભેલા પેલા ગ્રહસ્થ પાસ મારા કરતાં ઘણા વધુ પૈસા છે, જે તેઓ પોતાનાં ખુદપર વાપરે છે. મને જે મલે છે તે તેઓ તરફથીજ છે, વાસ્તે હું ધારૂં છું કે મારા કરતાં તેવણ તમને બેવડા પૈસા આપશે.

રાજાએ પોતાનાં છટકાંમાં પોતાનેજ સપડાયલો જોયો, જેથી તેણે તરત વીશ રૂપ્યા સોલજરને કહાડી આપ્યા. આ બનાવથી ત્યાં તે વખતે જબરી હસાહસ ચાલી રહી.

આ પછી જ્યારે રાણી લુઇસા મરણ પામી ત્યારે એક વેળા રાજાને તેજ બુઢો સોલજર સામો મલ્યો. રાજાએ તેને તુરત ઓલખ્યો અને તેને અટકાવી પુછ્યું:

"તમને યાદ છે ?"

એથી વધુ રાજા બોલી શકયો નહીં; તેની છાતી ભરાઈ આવી જેથી તે ત્યાંથી ઝડપથી ચાલી ગયો. તેને તે સોલજર સાથની રાણી લુઇસાની ટોપીપર થયલી વાતચીત યાદ આવી, અને તે હસમુખી માનીતી લુઇસાની યાદથી તે દુ:ખી બની ગયો.

**મીસ મેહેરબાનુ કાવસજી દાવર.**



# ધણીયાણીની પસંદગી.

પ્લુતારક કહે છે તેમ, જો એક મીત્રની પસંદગી કરવા આગમજ માણસને ઘણી સંભાળ લેવાની અગત્ય હોય, તો એક ધણીયાણીને પસંદ કરવા આગમજ તેણે કેટલી બધી સંભાળ લેવી જોઇયે ? તેણીની વગતણુક અને ગુણો જાણવાને તે કેટલોબધો ખાહેશમંદ રહેવો જોઇયે ? ફક્ત ખાનદાન, ખુબસુરતી અને દોલતને વધુ પસંદ કરવા કરતાં સારી નીતી અને સારી કેલવણીવાલી સ્ત્રી મેલવવા માટે તેણે કેટલું વધુ ઇચ્છવું જોઇયે ! — Robert Burton.



લગ્ન પછી એક માણસની જીંદગી સુખી નીવડશે કે અસુખી, તેનો મોટો આધાર તેણે પોતાની જીંદગીના ભાગયાની કરેલી પસંદગી ઉપર રહેલો છે. એક ભલી સ્ત્રીના કરતાં વધુ સારૂં કાંઇ નથી, તેમજ એક બુરી સ્ત્રી કરતાં વધુ બુરૂં બીજું કાંઇ નથી. વીજળીની વીધા જાણનારો એદીસન એક ઘણો શરમાઉ માણસ હતો, તોબી જ્યારે તેનાં મોટાં ઘર ઉપર હકુમત કરવા એક ધણીયાણીની ગરજ હતી એમ તેના એક જાની દોસ્તે કહયું હતું, સારે તેણે બીહતાં બીહતાં પુછ્યું હતું કે, કોણને તે પોતાની ધણીયાણી કરે ? "કોઇનેબી" તેના મીત્રે જવાબ આપ્યો. આવી બેદરકાર સલાહ માની જે માણસ "કોઇનેબી" પરણે તે ખરેખર વીપત્તીમાં આવી પડે, કારણકે એક શીયાળે એક માંદા પડેલા સીંહને જે કહયું હતું, તે ખરેખરી સચ્ચાઈ સાથ આ પ્રકારનાં માનવીઓને લાગુ પડે છે. "હું જોઉં છું કે તારા ગુફામાં ઘણાં પ્રાણીઓ દાખલ થાય છે, પણ કોઇનેબી હું પાછાં બાહેર નીકલતાં જોતો નથી." આ ન ફેરવાય એવું પગલું ભરો તે અગાઉ સારી રીતે સાહુચેતી રાખજો; કારણકે, જોકે ટુક વખતમાં તમો પસંદ કરશો, પણ તે તમારી જીંદગીનાં છેડા સુધી વળગી રહેશે. પેહલાં તો અમે ખુલ્લું લખીયે છીયે કે, જેમ નીચે લખેલી જાહેરખબર બાહેર પાડનાર ધણી પોતાને સંપુર્ણ સમજતો હતો, તેમ તમો પોતાનેબી ધારતા હોવો, તોબી એક સંપુર્ણ ખુબીઓવાળી ધણીયાણી તો તમોને કદીબી મળવાની નથી. "એક જુવાન ગ્રહસ્થ, જેણે હમણાંજ ઘર રાખવાનું શરૂ કીધું છે, તે અઢાર અને પચીસ વર્ષની વચ્ચેની ઉમરની, પાંચ હજાર પૌન્ડ કે તેથી વધુ દોલતવાલી, સારી કેળવાયલી, સારાં ફેકસાં અને મજબુત બાંધાવાલી, તેણીનાં બુટ વગર પાંચ ફીટ ચાર ઇંચની ઊંચાઇ ધરાવનાર બાનું સાથ પરણવા માંગે છે; ઘણી ઠીંગણી નહીં અને ઘણી પાતલીબી નહીં, સફેદ સીધા મજબુત દાંતોવાલી, પતપતખોરી નહીં તેમજ કુંજરીબી નહીં, પોશાકની અતીયંત શોખીન નહીં

તેણી સુધડ, અને થોડે ખરચે ફાવી નીકળે તેવી નારી જોઇયે, કે જે તેણીના ધણીની સઘલી છુપી વાતો પોતાનાં દીલમાં ઢાંકી રાખે અને જેથી તેણીનો થનાર ધણી (ઉપલી જાહેર ખબરનો આપનાર) પોતાનું સઘળું દીલ તેણીની આગળ ખુલ્લું કરી શકે. ગરીબાઇમાં કરકસર, અને આબાદીમાં ઘટાડો થવે ભપકો ઓછો કરી જાણે, એવી એક બાનું જેણી પરણવા ઇચ્છતી હોય તેણીએ વાઇ. ઝેદ. ને આલડરમેનબરીનાં હેડ કોફી હાઉસમાં પુછવું. તા૰ ક૦—તે ગ્રહસ્થબી ઉપલા સઘળા ગુણો ધરાવનારી બાનુંને તદનજ લાયકનો છે, તે વિષે બેફીકર રહેવું."

એનેજ મળતી વાત એક વૃદ્ધ વયની બાનું માટે હમારા સાંભલવામાં આવી છે, કે જેણીએ પોતાના એક કારભારીને શેહેરમાં જઈ પોતા માટે એક ગાય ખરીદવાનો હુકમ આપ્યો હતો. તેણીએ તેને સમજાવ્યું હતું કે, તે સારે ઠેકાણે ઉછરેલી, ઓબેરીના રંગની, સરસ ચાંમડીની, જુવાન, પીઠ આગલથી સીધી, અને ટટ્ટી કુદાવતાં આનાકાની ન કરે એવી જોઇયે; અને વળી તેની કીમત દશ પૌન્ડથી વધુ નહી હોય. કારભારી જે એક બુઘ્ધો સ્કોટલેન્ડનો રહેવાસી હતો, અને જેને પોતાની શેઠાણી આગલ જેમ ગમે તેમ બોલવાનો હક હતો, તે આ સઘળું સાંભળી બોલી ઉઠયોઃ "સારે તો મારાં બાઈ, હું ધારૂં છું કે તમો ગુંઠણ મંડીયે પડો અને એવી ગાય બક્ષવાની ખોદાને અરજ કરો, કારણકે તે મેલવવાનો બીજો ઇલાજ કાંઇ નથી."

ખરૂં સુખ શામાં છે? સંતોષમાં. કેટલાં બધાં જણ કહે છે, "અરે! જો હું તવંગર હતે તો કેટલો સુખી થતે!" એક ગ્રહસ્થ જે દોલતના રાજા 'રોથ્સચાઇલ્દ'ની પરોણાગત ચાખતો હતો, તેણે પોતાના મેજબાનને પુછીયું, "તમો એક સુખી માણસ હોવા જોઇએ!"—"સુખી!" તેણે કહ્યું. "સુખી! હું સુખી!—સુખી!" "હા, સુખી!"—"ચાલો, હવે એ વાત બદલો!" એક બીજા અમેરીકાના લખપની જોન જેકબ એસતરનેબી કહેવામાં આવ્યું હતું કે આટલો બધો તવંગર હોવાથી તે ઘણો સુખી હોવો જોઇયે. "કાંય?" તેણે જવાબ દીધો, "તમારાં કપડાં અને ખોરાક માટે શું તમોને મારી દોલતની સંભાલ લેવાનું ગમશે? કારણ કે, દોલતમંદ હોવા છતાંબી હું એજ મેળવું છું, બીજુ કાંઇ નહીં." એક જુનો લખનાર કહે છે કે, એક ધણીયાંણી સાથ મોટી દોલત મેલવવાથી તું તારૂં છુટાપણું ખોહે છે. તેણી તારી ઉપર કરડો અમલ ચલાવે છે, અને હદ બાહેરનો ખરચાલુ હાથ રાખવાથી તુંને ભીખારી કરી મુકે છે. જ્યારે ગરીબ બીચારો! તેણીની તે દોલત હોવાથી તું કશું કરી શકતો નથી.

"મારી બાયડીએ પોતાની કરકસર, ડહાપણ અને ધીરજથી મારી દોલત એકઠી કરી છે," આ પ્રમાણે એક મોટી દોલત ધરાવનાર શખ્સને બોલતાં સાંભળી તેનો સાથી કહણાઇથી બોલી ઉઠયોઃ "અને મારી બાઇડીએ નહીં ઘટતા ખરચોથી મને ભીખારી બનાવ્યો છે." જે છોકરી પોતાના ભરથારને માટે મોટી રીત લાવે છે, તે પોતાના બાપનાં ભપકાદાર વેરના ભપકાદાર શોખોબી લેતી આવે છે; થોડીજ એવી છોકરીઓ ગરીબાઇમાં સંસાર ચલાવી જાણતી હશે.

જેમ દોલત માટે નહીં, તેમ ફકત ખુબસુરતી માટેજ એક નારને પોતાની ધણીયાંણી કરવામાં ડહાપણ નથી. જેમ આપણાં ઘરનો કે મુલકનો દેખાવ ગમે એવોબી સું'દર હોય, તોબી દરરોજ જોઇયે છીયે તો એક સરખો કંટાળો ઉપજાવે એવો લાગે છે, તેમજ સુંદર સદગુણો વગરની ખુબસુરત નાર પણ થઈ પડે છે. આજની ખુબસુરતી કાલે સાધારણ થઇ જાય છે, જ્યારે સાધારણ ચેહરામાં પ્રગટી નીકળતી ભલાઇ વખત જવે વધુ અને વધુ ખુબસુરતી આપતી જાય છે.

ગમે તે થાય, પણ એક બેવકુફ સ્ત્રીને તો કદીબી તમારી જીંદગીનો સાથી કરતા ના. જે ધણીયાંણી સાધારણ તર્ક શકતીબી ધરાવતી નથી, જે પોતાની સાધારણ મુશકેલીયાતો દુર કરી શકતી નથી, અને જેને કોઇબી રીતે તેણીના ધણીની સાથી કહેવાય નહીં, તેણી ઘર ચલાવવામાં મદદ કરવાને બદલે ઉલટો અટકાવ કરે છે. જલદીથી કે મોડેથીબી એક ઘેરનો કારભાર સાંની સ્ત્રીઓના હાથમાં આવી પડે છે; માટે તેને તરતું રાખવું કે ડુબાડી દેવું એ તેમની શકતી ઉપર તકી રહે છે. એક નઠારી સ્ત્રીને પરણવાથી એક માણસ વીપત્તીના પંજામાં સપડાય છે ખરો, પણ જો એક મુર્ખ સ્ત્રીને પરણે, તેને માટે તો કાંઇજ આશા નથી.

ખરેખર, એક પુરૂષે ઘરની કારભારણ, કે બબરચી મેળવવા કરતાં પોતાના ધણીયાંણીમાં એક મીત્ર કે સાથી મેળવવી વધુ સારી છે; તોબી જે છોકરી પોતાના ભરથારની ફુરસદના વખતની સાથી થવા સાથે તેણીનાં ઘરનેબી સારી સ્થીતીમાં રાખી કે રખાવી શકે છે, તેણી પોતાના ભરથારને ખરેખરી દોલતજ થઈ પડે છે. 'થેકરી' સ્ત્રીઓ માટે કહેતો હતો કે "આપણને (પુરૂષોને) ઘણુંખરૂં જે જોઇયે છે તે એક નમ્ર, આપણને વખાણનાર, હસ્તાં મુખડાંની, બાળકને ચાહનારી, સારી ચાહ બનાવી જાણનારી સ્ત્રીઓ છે." આગલ ચાલતાં તે એક ધણીયાંણી માટે લખે છે કે, "તેણી તમારે માટે અને તમારાં મીત્રોને માટે એંચાણ કરનારૂં ઘેર બનાવી શકે એવી હોવી જોઇયે, તેણીને માટે એવું કહેવાનું જોઇયે કે મીસીસ——કેવી સરસ નમુનેદાર ધણીયાંણી છે! જો તેણી પોતે હુશીયાર નહી હોય તો કાંઇ નહી, પણ બીજાંની હુશીયારીની તો કદર બુજનારી તેણી જરૂર હોવી જોઇયે. રમુજી અને હસમુખી તો હોવીજ જોઇયે, કારણકે જે સ્ત્રી કોઈ દીને હસતી નથી, તે દુનિયાનો સૌથી મોટો બોજો છે. લાર્ડ બીકન્સફીલ્ડ પોતાની ધણીયાંણી માટે કહેતો હતો કે, તેણી સૌથી સખ્ત ટીકાકાર પણ એક નમુનેદાર સંપુર્ણ મોહરદાર હતી.

છેલ્લે, અમે લાર્ડ બરલીએ પોતાના દીકરાને આપેલી શીખામણ આ જગે ઉતારી લઇયે છીયેઃ "જ્યારે તું ખોદાની

મેહરબાનીથી જુવાન વયમાં આવે, ત્યારે તારી ધણીયાંણીને પસંદ કરવામાં દુરઅંદેશી અને સાવચેતી વાપરજે, કારણકે તે મધેજ તારા ભવીષ્યનું સુખ દુઃખ ઉત્પન્ન થશે; તારી જીંદગીનું તેજ એક કામ છે, કે જેમાં એક વખત તેં ભુલ કીધી તો આખી જીંદગી પસ્તાવામાં તુંને કહાડવી પડશે. તેણી છેક ગરીબ નહી હોવી જોઇયે, કારણકે બજારમાંથી ફકત અહરથાઈ કાંઈબી ખરીદ કરી શકતી નથી. વળી દોલતને ખાતર કોઈ હલકી બુનીયાદની બદસુરત સ્ત્રી સાથ પણ જોડાતો ના, કારણકે તે બીજાઓમાં ધીક્કાર અને તારામાં નાપસંદગીનું મુળ આસ્તે આસ્તે પકડશે. અસંત નાનાં કદની સ્ત્રી, કે મુર્ખ બાયડી સાથ તારી જીંદગી જોડતો ના, કારણકે પેહલાથી તારી ઓલાદ વેંહતીયાંની થશે, અને છેલ્લી તુને વારંવાર શરમમાં નાખશે, અને તું ઇચ્છશે કે તેણીની બોલવાની જીભ ન હતે તો વધુ સારૂં. તું તારી મોટી દીલગીરી વચ્ચે શોધી કહાડશે, કે જ્યારે તો ધણુંજ મોડું થઇ ગયું હોય છે, કે એક મુર્ખ સ્ત્રીના જેવું કંટાલો ઉપજાવનારૂં બીજું કોઈ નથી." સૌથી અગત્યનું એ છે કે, હમેશાં જુવાન પુરૂષોએ પોતાનાં મગજમાં ઠસાવવું જોઇયે કે, તેમનાં ઘરનાં સુખનો આધાર એક સ્ત્રીની ખુબસુરતી કે દોલત ઉપર નહીં, પણ તેણીની ચાલચલણ ઉપર રહે છે. વાંકોને માટે દરગુજર કરનારી હેતવંતી સ્ત્રી ખુદાની ખરેખરી બેમુલ બક્ષેશ છે, અને તેને જાલવી રાખવાની દરેક જુવાનીયા કે વૃદ્ધ ધણીઓની ફરજ છે.

**હમબાઈ.**

## રાંધવાને લગતું.

**આરારોટની બીસકીટ**—અરધો રતલ માખણ, છ ઇડાં, અરધો રતલ આટો, છ આંઉસ આરારૌટ, અને અરધો રતલ ખાંડ—માખણને ઘુટીને મલાઇ જેવું બનાવો, ઇડાંનો ફફ ચહડાવી તેની સાથે મેલવો, પછી આટાને ધીમે ધીમે અંદર નાંખી એકરસ કરો. સઘલી મેલવણી સારી પેઠે ઘુંટયા પછી તેમાં આરારૌટ અને ખાંડ નાંખો, ત્યારબાદ બીસકીટ ભુંજવાના પતરાંના "તીન"પર માખણ લગાડી તેપર ઉપલી મેલવણીના રૂપયાના જેટલા કદના નાના નાના કડકા છુટા છુટા રેડી ધીમી ભઠ્ઠીમાં ભુંજવા મુકો.

**આરારોટનું પુડીંગ**—ચાર આંઉસ આરારૌટ, ત્રણ પાશેર દુધ, બે આંઉસ ખાંડ, લીંબુની છાલ, છ ઇડાં. થોડાં દુધ સાથે આરારૌટને મેલવો, બાકીનાં દુધને ઉકાલી તેમાં ખાંડ, આરારૌટ, અને લીંબુની છાલ નાંખી પા કલાક સુધી ચુલાપર ઉકલવા દેવો; આખો વખત ચુલાપર હીલવ્યા કરવું, પછી અંદરથી લીંબુની છાલ કહાડી નાંખી ઇડાંની દાલને બરાબર હોલવી અંદર એકરસ કરવી; એક પતરાંના મોલ્ડને માખણ લગાડવું, અને જ્યારે સઘલું તૈયાર થાય કે ઇડાં સફેદીનો કઠણ ફફ ચહડાવી ઉપલી મેલવણીમાં રેડી તેને મોલ્ડમાં નાંખવું. મોલ્ડ પોણું ભરાય ત્યાંસુધીજ રેડવું, અને ગરમ ભઠ્ઠીમાં વીસ મીનીટ ભુંજવું. કહાડયા પછી તુરત ખાવામાં લેવું.

**નાજુ.**



## એક ડીટેકટીવની લખેલી અજાએબ, જેવી વાત.

(તેના પોતાના બોલોમાં.)



વાર્તા શરૂ કરતાં "થેમ્સ ડીલન"માં થયલી મોટી ચોરીનો ટુંક સાર અત્રે આપું છું. "થેમ્સ" નદીની દક્ષીણ દીશાએ થેમ્સ ડીલન નામનું સુંદર નાનું ગામડું આવેલું છે. ત્યાંનાં ઘણાં ખરાં ઘરો "લંડનના" વેપારીઓ અને દલાલોનાં છે. આવાં એક મોટાં ઘેરપર (જે એક પૈસાદાર દલાલનું હતું) લુટારાઓની નજર ખેંચાઇ અને એક રાતના તે ઘેરનાં માણસોની ગેરહાજરીમાં ઘણીજ ચાલાકીથી તેઓ દાખલ થયા અને ઘણીએક કીમતી ચીજો ચોરી ગયા. આ ચોરીથી લોકોમાં ઘણી ચકચાર તે વખતે થઈ હતી, કારણકે તે ઘરનો ધણી લોકોમાં ઘણો જાણીતો માણસ હતો, અને ચોરાએલી મતા હજારો રૂપીયાની કહેવાતી હતી. આ મતાનો ઘણો ખરો ભાગ રૂપાંની રકાબી, ઝવેરાત, કેટલીક જાતનાં કીમતી ઘડીઆલો, ચાર "ઓઇલ પેન્ટ" કીધેલાં પીકચરો, અને ઘણુંક કીમતી નકશી કામનો હતો. ચોરોને પકડવાની દરેક યુકતી રચવામાં આવી, અને તે ઘેરના ધણીએ ફકત પીકચરો મેળવી આપનારને ૫૦૦ પાંઉડનું ઇનામ આપવાને જાહેર કીધું. પણ આટલું છતાં તેનો કાંઈ પણ પત્તો મળ્યો નહી, અને જેઓને શકપરથી પકડવામાં આવ્યા હતા, તેઓને પુરતી સાક્ષી નહી પડવાથી છોડી દેવામા આવ્યા.

જોકે આ "કેસ" સાથ મને કાંઇપણ લાગતું વલગતું ન હતું, તોપણ મેં તેની અંદર ઘણી કાળજી રાખી અને ઘણી આતુરતાથી પોલીસની હીલચાલ તપાસવા લાગ્યો, કે તેઓ આ લુચ્ચાઓને પકડવામાં ફતેહ પામે છે કે નહી; પણ તેઓ તેમાં નીષ્ફળ થયા, જેથી આસ્તે આસ્તે ચર્ચા નરમ પડતી ગઈ અને લોકોનાં મનમાંથી તે વાત વીસરાતી ચાલી. એક વર્ષ પછી લનડનનાં ન્યુસપેપરમાં નીચલી જાહેર ખબર આવ્યાથી તે ગામમાં પાછી ગડબડ થવા લાગી.

"—ઓના ગુલામ, સંભાલજે, થેમ્સ ડીલન યાદ રાખજે."

બાહેરનાં લોકોનો શક ઉશકેરવાને આમાં કાંઇપણ ન હતું, પણ પોલીસને લાગ્યું કે આ જાહેર ખબર કોઇ પણ રીતે ચોરીની સાથે સંબંધ ધરાવે છે. આથી વેલાતના સઉથી હુશીયાર ડીટેકટીવોએ પોતાથી બનતું કરયું, પણ

તેમાં નીષ્ફળતા શીવાએ તેઓને કાંઈ મલ્યું નહી. તેઓ એટલીજ ખબર લાવ્યા કે, જાહેર ખબર કોઈ સ્ત્રીએ મુકાવી હતી, જોકે તેણી કેવી હતી તેનું કાંઇપણ વર્ણન લાવી શકયા નહી; હવે જ્યારે ડીટેકટીવો હારી બેઠા, ત્યારે વાત પણ પાછી બંધ પડી.

આ ચોરીને બે વર્ષ થયા પછી હું એક દીવસે નવેમબર મહીનાની અતીશય થંડી રાતનાં, એક મોહલ્લામાંથી પસાર થતો હતો. વરસાદ ઘણો પડતો હોવાથી કોઇ પણ લોક નજરે પડતું ન હતું. એકાએક, જેવો હું નીચી મુડીએ ચાલતો હતો, તેવામાં કોઇએ મારો હાથ મજબુત પકડયો અને ધ્રુજતે સાદે બોલ્યું કે "તમારૂં નામ—— છે, અને તમે ડીટેકટીવ છો, નહી વારૂ?"

એક આંચકો મારી હું તેના કબજામાંથી છુટયો અને બોલનાર તરફ ફરીને જોયું તો તે એક સ્ત્રી માલમ પડી. તેણી ચીકડેહાલ, ઊંચી અને મુડદાલ જેવી હતી. તેણીનાં કપડાં વરસાદથી તદન બીજાઇ ગયાં હતાં, અને ટાઢથી ઠરઠર કાંપતી હતી. તેણીનાં માથાંપર શાલનો નાનો ટુકડો વીંટાળેલો હતો, અને હું તેણીનું મોં જોઇ ન શકયાથી મેં પુછયું:

"તમે કોણ છો, અને મારૂં નામ તમે કેમ જાણ્યું?"

તેણી આથી ઘેલીની માફક ખડખડ હસવા અને હાંસવા લાગી. પછી તેણી બોલી: "હુ એક જીવતું મુડદું છું અને થોડાજ વખતમાં મુવેલું થઈ જઇશ. આજ મારી હકીકત છે અને એટલુંજ તમુને મારે વિષે જાણવું જોઇએ. તમુને હું કેમ ઓળખું છું તે કહેવાની જરૂર નથી. હું તમુને ઓળખું છું અને તેજ બસ છે."

આવી તેણીની ચાલથી હું ઘણો અજાએબ થયો. તેણીનો દુઃખથી મુડદાલ થયલો દેખાવ જોકે જોનારને ધ્રુજરી છુટે એવો હતો, તોપણ અગાઉ જોયલા સુખી દીવસોની ગવાહી આપતો હતો.

"વારૂ, તમે મારી પાસે શું માંગો છો?" મેં તેણીની આવી કંગાલ હાલત પર દયા લાવી માયાથી પુછયું.

"હું તમુને વેર લેવા કહું છું." તેણીએ જવાબ દીધો.

"એટલે, તમે શું કહેવા માંગો છો?"

"મારી સાથે આવો અને તમે જાણશો."

"જ્યારે તમે મને કહેતાં નથી કે તમે કોણ છો, અને શું માંગો છો, ત્યારે હું તમારી સાથ શું કામ આવું?"

"તમે શું મારેથી બીહો છો?" તેણીએ પુછયું.

"નહી?" મેં જવાબ દીધો, "હું નહી ધારતો કે હું કદી પણ જીવતાં માણુસ યા સ્ત્રીથી બીહતો હોવું."

"ત્યારે મારી સાથે આવો."

"તમે જ્યાં સુધી મને કહો નહી કે તમે શું માંગો છો, ત્યાંસુધી એક જરા પણ હું ખીસવાનો નથી."

તેણી જરા નજદીક આવી, અને પાસેની બતીનો ઉજાસ તેણીનાં મોહડાં પર પડવાથી મેં જોયું કે તે ચેહરો ઉજળો ફક જેવો હતો અને આંખોમાં પણ ઊંડા ખાડા પડેલા હતા.

"લનડનની પાસેનાં "થેમ્સ ડીલન"ની મોટી ચોરી વીશે તમે કોઈ દીવસે સાંભલ્યું છે?" તેણી બોલી.

આ સવાલ મને એકદમ ચોંકાવવાને બસ હતો. "હા," મેં આતુરતાથી જવાબ આપ્યો, "તેને વીશે શું? પણ જરા છાયામાં આવો" મેં વધારયું, અને તેણીનો હાથ પકડી દરવાજાના ગાળામાં લઇ ગયો.

"અરે, મારે વીશે એટલી બધી તસદી ના લેવો" તેણી ખોખરા સાદે બોલી, "વરસાદથી મને કાંઈ પણ ઈજા થવાની નથી. ફકત મારાં જીગરની એકજ નેમને વાસ્તે હું જીવું છું, અને તે ખલાસ થયા પછી આ દુનિયામાં વધારે વાર રહેવા પામીશ નહી; અને ત્યારે તમે મને ઘસડી નાખજો, અને હું જલદીથી ભુલાઇ જઇશ."

મને લાગ્યું કે તેણીનું માથું ઠેકાણે નથી, અને તેણીને શાંત કરવાને માટે હું બોલ્યો: "આટલાં બધાં નાશીપાસ થઇ વાત ના કરો. હું જોવું છું કે તમે આજારી છો, પણ મને લાગે છે, કે તમુને પુરતો ખોરાક અને ગરમીની જરૂર છે. તમે તદન બીજાઇ ગયાં છો, વાસ્તે મારી સાથે આવો અને સારૂં જેવું ખાનું લઈ સગડી આગલ ગરમ થાવો. કાલે હું તમુને કોઇ ઇસ્પિટાલમાં લઇ જવાની કોશેશ કરીશ."

વળી પાછી તેણી ઘેલીની માફક હસવા લાગી.

"કેટલાંક વર્ષો પછી, તમેજ પેહેલા શખસ છો કે જેણે મારી સાથે માયાથી વાત કરી હોય; પણ મને કાંઇ ખોરાક યા ગરમીની જરૂર નથી. મારી લાગણીઓ તદન મરી ગઇ છે. ફકત હું મારી એકજ નેમને વાસ્તે જીવું છું અને તેનેજ વાસ્તે આજે મેં તમુને ઉભા રાખ્યા."

હવે તેણીની સાથે વધારે વાર તકરાર કરવાનું યોગ્ય ન જોતાં હું બોલ્યો:—"વારૂ, પણ "થેમ્સ ડીલન"ની ચોરી વીષે તમે શું કહેવા માગો છો?"

"એક માણુસ કે જેનો તેની અંદર ઘણો ખરો હાથ હતો," તેણી બોલી, "તે એક ઘણો દુષ્ટ ચંડાળ છે, અને પોતાના સોબતીઓમાં—એનો ગુલામ તરીકે ઓલખાય છે."

જેવું મેં આએ સાંભળ્યું તેવો હું પાછો ચોંકયો અને આતુરતાથી પુછયું: "તમે લનડનનાં ન્યુસપેપરમાં કોઇ દીવસે જાહેર ખબર આપી હતી?"

"હા," તેણીએ જવાબ દીધો, "હા, મેં આપી હતી." તે માણુસે મારી જીંદગીનો નાશ કરયો છે, અને તેના દુશમનોના હાથમાં તેને પકડી આપવાને હું ઈંતેજાર છું."

"તે હમણાં કયાં છે" હું બોલ્યો.

"અંહીથી કંઈ દુર નથી, જ્યાં તે પીધાની જુમમાં પડેલો છે. આજે રાતનાં તેણે મને શરમ ભરેલી રીતે ગાળો દીધી છે, અને આંવી ખરાબ રાત્રે તેણે મને ઘેરમાંથી બાહેર કાઢી મુકી અને મારી આવી કંગાલીયતનો છેડો લાવવાને હું નદીમાં પડવા જતી હતી, પણ તમુને જોવાથી મેં મારી ધારણા ફેરવી. મેં તેને ઘણી વાર ધમકી આપી છે, પણ હવે હું ખચીત મારૂં વેર લઇશ."

"શું તમે એમ કહો છો કે તે પીધાની જુમમાં છે?" મેં પુછયું.

"હા, તેમ જો ન હોય તો કોઇ પણ માણુસ તેને જીવતો પકડવાને શક્તીવાન થાય નહી, કારણ કે તેનામાં એક ઘોડાના જેટલું જોર છે, અને ઘણું ધાસ્તીભરેલું માણુસ છે; જો તમે આવો તો હમણા ઘણી સેહલાહથી પકડી શકશો."

કેવી રીતે હવે પગલું ભરવું તેના વીચારમાં હું પડયો. જો હું એકલો જાઉતો આ ધાસ્તીભરેલા માણસને પકડવામાં નીષ્ફળ થાઊં. વળી જો હું ઢીલ કરૂં તો તેને પકડવાની તક ખોહી દેઊં; તેથી તે સ્ત્રીને મેં આગળ આગળ ચાલવા કહ્યું, અને હું પછવાડે ચાલ્યો. તેણી એક પણ બોલ બોલ્યા વીના ચાલ્યા કીધી, અને પા કલાકમાં એક અતીશય અંધારાં ખુણાં આગળ ઉભી રહી.

"આ ખુણાંમાંથી ઉપર જવાનું છે" તેણી આસ્તેથી બોલી. "આ જગા સર્પનો દર છે, અને તેથી આપણુને સંભાળથી જવું જોઇએ."

હું જાણુતો હતો કે આ સર્પના દરમાં સંભાળથી જવું જોઇએ, તેથી થોડીક પળ થોભી એક પોલીસના સીપાઇને જતો બોલાવ્યો, અને તેને ટુકમાં મારી વીગત કહી, બીજા ત્રણ ચાર માણુસને બોલાવવા મોકલ્યો. તેની પાસથી બેડીઓ લેવાને પણ હું ચુકયો નહી. જ્યારે તે માણુસ મારા હુકમો બજાવવા ગયો, ત્યારે તે સ્ત્રીને મેં આગળ ચાલવા કહ્યું. અંધારાંમાં તંટોસ્તાં હમે કેટલાક વાર ચાલ્યાં, પછી હમુને દાદરનું બારણું મલ્યું અને ઉપર ચહડવા માંડયું. હમે ત્રીજે માળે ગયાં; મેં મીનબતી સલગાવી, અને તે સ્ત્રીએ ગજવાંમાં ફાંફાં મારી એક કુંચી કહાડી બારણું ઊઘાડયું.

"તમે અંદર જાવો" તેણી આસ્તેથી બોલી, "તે છેક નાકે પડેલો છે."

મેં તેણીને પેહલાં જવા કહયું, પણ તેમ કરવાને તેણી નારાજ જણાઈ, અને પાછી ફરી જતી રહેવા માંગ્યું; પણ મને કાંઈ જાતની દગલબાજી જણાઇ, જેથી મેં તેણીને તરત તે ઓરડાને છેક નાકેનું બારણું ઊઘાડવા કહયું.

તેણીએ તેમ કરયું, અને હું નજદીકનો નજદીક રહયો. ઓરડો મોટો અને સારો શણુગારેલો હતો, ટેબલની ઉપર એક બતી બલતી હતી, અને દેવાલ પર નકશીકામ અને "ઓઇલ પેન્ટીંગ"નાં પીકચરો ટાંગેલાં હતાં, જે મેં તરત "યેમ્સ ડીલન"નાં પીકચરો તરીકે ઓલખ્યાં.

હવે હું વધારે વાર તે સ્ત્રીની ઉપર શક લઇ જઇ શકો, કે જેણી જેવો હું ઓરડામાં દાખલ થયો કે જલદીથી બાહેર સટી ગઇ. ઓરડાની એક બાજુએ મને બીછાનું મુકેલું દીસ્યું, કે જેની ઉપર એક માણુસ પડેલો હતો. તેણે ફ્લેનલનું બદીયાન, પાટલુન, તથા મોજાં પેહેરેલાં હતાં, પણ પગમાં બુટ ન હતાં. તે એક જબરદસ્ત મોટું માણુસ હતું, જેની ઊંચાઈ ૭ ફીટથી કમી ન હશે. તેની ચામડી ઘણુજ કાળા રંગની, અને મોટી કાળી મુછ અને દાહાડી હતી; તેની આંખો ઝીણી કાલી અને ચલકતી હતી, અને કોઇને ટીકીને જોતો હોય તેમ દીસતું હતું.

આવા અજાએબ જેવા માણુસને પકડવાની હોંશમાં મેં બેડી હાથમાં લઇ બીછાણાં તરફ કુદકો મારયો, પણ તેને નીરાધાર સમજવામાં મેં મોટી ભુલ કીધી. વીજળીની ઝડપથી તે મારી પર આવી પડયો, અને હું તેના ભારથી નીચે દબાઇ ગયો, અને હાથમાંથી બેડીઓ વટીક પડી ગઇ. તે એવો તો એકાએક મારી પર આવી પડયો, કે તેની સામે થવાની મને કાંઇ પણ સુધ રહી નહી, અને તે જબરદસ્ત લુચ્ચાના હાથ હેઠળ હું નીરાધાર થઇ પડયો.

ગુસ્સાથી લાલ પીળો થઇ તેણે મને ગરદનમાંથી પકડયો, અને મારૂં માથું જમીનપર અફાળવા લાગ્યો. હવે મને મારી જીંદગીને વાસ્તે લડત ચલાવવી પડી: જેમ તેમ કરી મેં મારો જમણો હાથ છુટો કરયો, અને મારાં સઘળાં જોરથી તેનાં મોંપર એવો તો જોરથી ફટકો લગાવ્યો, કે તરતજ તેની નસકોરી ફુટી લોહી ગડગડ મારાં મોં પર પડયું અને મને અડધો આંધલો બનાવ્યો. હું સઘળી ગમથી સંકોચમાં આવી પડયો, કારણ કે એક તો તેણે મને મજબુત પકડયો હતો, અને બીજું તો, મારા ભીણા "ઓવરકોતે" મને પુરો અડચણુમાં નાખ્યો હતો. મને આ પળે લાગ્યું કે મારી જીંદગી અણીપર લટકતી હતી, કારણ કે તે અડધો ઘેલો રાક્ષસ દર પળે મને વધારે ને વધારે ગુંગળાવતો હતો. પણ નધારેલી મદદ મને આવી વખતે એક જણ તરફથી મલી; તે સ્ત્રી—તે મુડદાલ ઓરતે—હમુને આવી હાલતમાં જોયા ત્યારે બેડીઓ જે જમીનપર પડેલી હતી તે ઉચકી અને તે માણુસને પેહરાવી. આથી તેનો મીજાસ બેવડો ગયો, અને મને છોડી તેણીની તરફ બોલતો ધસ્યો કે—"આ તારૂંજ કામ છે ત્યારે!"

એક પળમાં હું ઉભો થયો અને મારા બેઉ દગલા કહાડી નાખી તેની તરફ ગયો, કારણકે તે તે કંગાળ ઓરતને દેવાળ સાથે ચાંપી ગુંગળાવી મારી નાખતો હતો. મેં તે કમરમાંથી પકડી ઘસડયો, અને તે સ્ત્રી જમીનપર ઢગ થઇને પડી, જ્યારે તેણીનાં મોંમાંથી લોહી અનીસ્ય વહેવા . .

હજુ પણ તેને એમજ પકડી જેમ તેમ મોટી ... લીએ હું તેને બારણાં આગળ ઘસડી લાવ્યો, પણ ... જોર આગળ મારેથી ટકી શકાયું નહી. પોતાનાં સઘ બળથી તે મને ઓરડામાં લઈ ગયો, અને સગડી ... જઈ ચીપ્યો ઉચકવા યત્ન કરવા લાગયો; તેની મતલબ ચેતી જઇ એક ભારી કોશેશથી મેં તેને ગોળ ચક્કર ફેરવ્યો, જેથી હમે બેઉ નીચે પડયા; પણ આ વખતે તે મારી નીચે આવી ગયો હતો, પણ કેમે કરી પોતાના હાથ બહાર કહાડયા અને જરા જોર કરી કુદી ઉભો થયો અને મને નાખી દીધો. પણ જેવો તે કુદયો તેવોજ હું પણ ઉઠવાને શક્તીવાન થયો, અને એક વાર ફરીથી અમે એક એકના તોટા પીસવા લાગ્યા.

સહેમ.

## કાગજ લખવા વીશે થોડીક સુચના.

એવો કાયદો રાખજો કે જવાબો લખ્યા અગાઉ કાગજો ફાડી નાખવાં નહી, પછી તમારે માટેની ગમે એવી કાલજીભરી ખબર આપવી હોય, તોપણ તે છેલ્લે સુધી રહેવા દેજો. ઓછામાં ઓછું પેહલું એક પાનું કાગજમાં તમોને પુછાવેલા સવાલોના જવાબો આપવામાં રોકજો, અને જે ખબર આપો તે માટેના તમારા વીચારો જણાવજો, ત્યારપછીજ તમારે માટે જે લખવું હોય તે લખજો, આવી રીતનાં લખેલાં કાગજો હમેશાં વાંચનારને ખુશી કરે છે, કારણકે તે બતાવે છે કે તેઓનાં કાગજમાં કાલજી લેવામાં આવે છે.

હમેશાં ત્યારે તમારી પોતાની બડાઇ મારતાં સંભાળ રાખજો. ઘણાં કાગજોની મુખ્ય ખામી એજ હોય છે કે તેઓ પોતાનીજ તારીફ, પોતાનાજ વીચારો, વાતો અને કામોથી ભરેલાં હોય છે અને જેની પર લખતાં હોય તેને પુછાવેલી બાબતોના તદન અખાડા કરવામાં આવે છે. કેટલીક વેળા આપણે લોકોને મળ્યે છીએ, જેઓ એક પળવાર પણ પોતા શીવાય કોઇનો વીચાર કરતાં નથી અથવા બોલતાં નથી. તેઓ પોતામાંજ એટલાં ગુંથાયલાં હોય છે, પોતાનોજ વીચાર એટલો વહાલો હોય છે કે, તેઓને સ્વપ્ને પણ નથી કે તેઓ બીજાંઓને કેટલાં કંટાળાભર્યાં થઈ પડે છે.

તમારાં કાગજોમાં ગોલ ગોલ લખતાં ના, જે તમુને કહેવું હોય તે ટુકમાં અને બને તેટલું બરાબર લખજો, નકામાં તાહેલાંથી તમારાં કાગજો ભરતાં ના.

"જે કોઇ પોતાને હદમાં કેમ રાખવું તે જાણતો નથી, તે લખી જાણતો નથી;" એક જાણીતો લખનાર આ મુજબ કહે છે, અને એ લખાણમાં ખચીત ઘણી સચ્ચાઈ સમાયલી છે.

કાગજો ઘણી જુદી જુદી જાતનાં લખાય છે, જેવાં કે ઉપકારનાં, ઠપકાનાં, દીલાસાનાં, માફીનાં, સલાહનાં વગેરે, જે દરેકને લખવા માટે ચોકસ રીત હોય છે; વધારે સાધારણ લખાતાં કાગજો દોસ્ત આસનાવ પર લખાતાં કાગજો છે.

આ છેલાં જણાવેલાં કાગજો લખવાનું કેવું ખુશનુમાં હોય છે? કુટુંબનાં એક જણ પર અથવા આપણા દોસ્ત આસનાવ પર કાગજ લખવાનું કેવું મજાનું લાગે છે? તે કાગજો ખચીત આવકારદાયક થઇ પડે છે, અને સારાં લખેલાં હોય કે ખરાબ હોય, તે છતાં એકસરખી રીતે આવકારદાયક થઇ પડે છે. આવી રીતનાં લખેલાં કાગજો લગભગ એક વહાલા દોસ્તને મળી તેની સાથે વાત કરવા બરાબર છે. તેમાં જાણે આપણે વાત કરતાં હોઇયે તેમજ લખાય છે, કાંઇ પણ ગેરસમજુતી થવાની બીહક વગર આપણી લાગણીઓને પુર જોશમાં બહાર કહાડીએ છીએ.

એક મોટો લખનાર ભલામણ કરે છે, કે કાગજો ઝુટથી અને મોકલાં મને લખવાં. પણ જે રાતનાં લખ્યું હોય તે સહવારનાં પાછું વાંચી જોવું, અને જે આપણી અક્કલ નાકબુલ કરે તેને આતશમાં ફેંકી દેવું. એક ખરાબ બોલ ભુલાઇ શકાય, અથવા કોઇબી રીતે માફ થઈ શકે, પણ એક ખરાબ અક્ષર કદાચજ ભુસરાઈ શકાય અને કદાચજ માફ થઇ શકે. તે લખવા આગમજ વીચાર કરવાનો વખત મળે છે, તેથી આપણે બેવડા વાંકમાં આવ્યે છીએ. બોલો ઉડી જાય છે, લખાણ રહી જાય છે. તેજ લખનાર સ્ત્રીઓનાં કાગજો વીશે બોલતાં લખે છે, કે "તેણીનું કાગજ ગમે એટલું મોટું હોય, પણ તેણી સૌથી છેલ્લાં પોતાના સૌથી વાહલા વીચારો દરશાવે છે." સૌથી સરસ ચીજ છેલ્લે સુધી રાખવી એ તદન કુદરતી અને ખુશનુમાં વીચાર છે. વલી એમ પણ કહે છે, કે સ્ત્રીઓમાં એક બીજી નબળાઇ એ છે, કે તેઓને તાજે કલમ લખ્યા વીના ચાલતું નથી.

ઓરસેદ.

## એક બારીસ્ટરનાં ભાપણની ખુબી.




સ્વીની નામે કેનેડાનો એક બારીસ્ટર માણુસનો ખ્યાલ ઘણો જલદી પીછાણી શકતો હતો, અને જોવાની શકતી પણ તેનામાં ઘણી તીક્ષણ હતી. કાંઈ પણ ચીજ બારીકીથી જોવામાં તેની નજર ચુકતી ન હતી. એક મુકદમામાં રોકાયલો હોય તે વેળા, જેમ એક બીલાડી ઉંદરની તપાસ કરયા કરે તેમ, તે જુરીને તપાસ્યા કરતો, અને વારંવાર પોતાની તકરારનો એકદમ છેડો લાવી, જુરીને તે બાબદ પર વીચાર કરવાનુ સોંપી તેનાં કુલને અચરતીમાં નાખતો હતો. તે કહેતો હતો કે "એક વેળા જુરીને આપણા વીચારો તરફ વલણ લેતી જોયા પછી દમ તોડવાનું અને વખત ગુમાવવાનું શું કામ? જુરી મારા હાથમાં આવી છે કે નહી તે હું તરત જાણી શકું છું. તે વેળાએ હું એકદમ અટકી જાઉં છું, પછી મારૂં ભાપણ ગમે તે આકારમાં પુરૂં થતું હોય. હું તો માનું છું કે એક કુલ તેનો મુકદમો જીતવા માટે એક વકીલને રોકે છે અને નહી કે તેની ભાપણ કરવાની શકતી દેખાડવા માટે." આ મોટા બારીસ્ટરની નવાઈ જેવી શકતી થોડાં વરસની વાત પર મોનત્રીલમાં ચાલેલા એક ખુનને લગતા મુકદમામાં સારી રીતે દેખાઇ આવી હતી. મી૦ સ્વીનીને ખુનીના બચાવ માટે રોકવામાં આવ્યા હતા. સરકાર તરફથી બંદીવાન સામેનો મુકદમો ઘણોજ સ્પષ્ટ આકારમાં ખુલ્લેખુલ્લો દેખાડવામાં આવ્યો હતો. જયારે મી૦ સ્વીની જુરી આગળ ભાપણ કરવા માટે ઉઠયા ત્યારે તેવણે ઘણી સંભાળથી, સાક્ષીમાં દેખાડેલી ખરી બીનાઓ માટે અથવા તેને લગતા કાયદાઓ માટે બોલવાનું અખાડા કીધું. તેવણે બતાવી આપ્યું કે, જુરીના બાર માણસો. જેઓ તેઓના એક મનુષ્ય ભાઇબંધની જીંદગી માટે અભીપ્રાય આપવાને ત્યાં બેઠા હતા, તેઓ પર કેટલી ભયભીત જવાબદારી આવી પડી હતી. તેવણે ઉમેરયું કે, બંદીવાનને ગુનેહગાર ઠેરવવાથી તેની પર નહી પણ તેનાં કુટુંબ પર મોટી આફત આવી પડશે. તેવણે જુરીને એક પળ વાર વીચાર કરવા કહ્યું કે ઉલટો અભીપ્રાય આપવાથી તે બંદીવાનની ઘણીઆણી અને તેનાં નાનાં બચ્ચાંઓપર કેવી અસર થશે.

ત્યાર પછી તેવણે હેરત કરે તેવી કળાથી અને ઘણી છટાદાર બાબામાં તેનાં લાગતાં વલગતાંનાં દુઃખનું અસરકારક બયાન કરયું. તેવણે તે ગુનેહગારનાં ઘરનો ચીતાર જુરીનાં માણસોની આંખ સામે મુકયો. તેની સબુરીવાલી અને હેતવંતી બાયડીને તેણીનું કામ છોડી, તેના વરને આવતો જોવાને ચીંતાતુર દીલે રસ્તા પર ડોકયાં કરતી, દુરથી તેનો આકાર પેહલો જોવાને અને આવતાંને વાર ગરમ ગરમ બોજન તેને આપવાને આતુરતાથી રાહ જોતી તેઓને દેખાડી આપી. તેવણે ત્રણ ગોલાબી ગાલવાલાં છોકરાંઓ દરવાજાના જુના દીંચકાપર બેસી તેઓના "પપા"ની રાહ જોતાં ચીતારયાં.

આટલું બોલ્યા પછી બારીસ્ટર સાહેબે જોયું કે, જુરીમાંનો એક મુશકેલીથી પોતાને આવતું ડચકું અટકાવી શકતો હતો, અને તેની આંખમાં સેહેજ બીનાશ પણ જણાતો હતો.

તેવણુ આથી થોભ્યા. પછી તેઓ તરફ ફરી પોતાના બંને હાથો લંબાવી, જેમ એક બચ્ચું તેના બાપને કાલાવાલા કરે તેમ મુશકેલીથી સમજી શકાય તેવા ધીમા અવાજે બોલ્યા: "સહસ્થો, તમોએ તેને ઘર તેઓ આગળ મોકલવો જોઇયે."

એક જણુ પોતાની બેઠક પરથી અકડવકડ ઉઠી તેત્રિ અવાજે બોલ્યો: "હા, અમે એમજ કરશું."

તેજ વેળા મી૦ સ્વીની બેસી ગયા. તે મુકદમો છુટા. તેનાં કુલને છોડી દેવામાં આવ્યો. પણ આ મુકદમામાં સૌથી રમુજી ચીજ એ હતી (અને જે તે બારીસ્ટરને પછવાડેથી માલમ પડી) કે તે બંદીવાન એક કુમારો શખ્સ હતો!

જાઇજી.

## ભરવા સીવવાને લગતું.



જે.

કે.

બચ્ચાંનું ચોલ્લુ.

આ માસના અમારા વધારામાં બચ્ચાંનાં ચોલ્લાંનો એક કાપ આપ્યો છે. ઉપર આપેલાં ચોલ્લાંનાં ચીત્રમાં જોવાથી એ કાપ કેવી રીતે ગોઠવી સીવવો તે તુરત સમજ પડશે. કાંપની અંદર જે લાંબી પટી છે, તે ઉપરના લેપાની છે; તેની ઉપર એક બાજુએથી બતન કીધાં છે અને આસપાસ ફરતી લેસ મુકવામાં આવી છે; જેટલું નાનું મોટું જોઇતું હોય તે મુજબ કાપ નાનો મોટો કાપવો. આ ચોલ્લું વેતરવાનું તથા સીવવાનું બંને સેહેલું છે અને વળી બચ્ચાંનાં આંગમાં પેહરેલું બહુ શોભશે.

પીરોજબ.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાo ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" સ્ટીમ પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

# જાહેર ખબરો.

## એક શેઠ અને તેનો ઘોડાવાળો.

એક ઘોડેસ્વાર એક શેહેરમાં ગયો અને સાંભળ્યું કે ત્યાં ચોરની વસતી ઘણી હતી. તેથી ગયાએ તેણે પોતાના ઘોડાવાળા યાને સાઈસને કહ્યું કે "તું સુઈ જા ને હું રખવાળી કરીશ, કેમકે મારો તારાપર ભરૂસો રહી શકતો નથી." ઘોડાવાળાએ ઉત્તર વાળ્યો—"અરેરે, ખોદાવંદ, આ તેવું બોલો છો! હું સુઈ જાઊં અને આપ શેઠ જાગતા રહો, એ મારેથી કદી થાય નહીં." ટુંકામાં આખરે શેઠ સુઈ ગયા. ત્રણ કલાક પછી જાગી ઉઠતાં સાઈસને પોકારી માગી પુછ્યું કે "તું શું કરે છે?" તેણે જવાબ દીધો કે "હું વીચારમાં છું કે ખુદાએ પાણી ઉપર ધરતી કેવી રીતે રચી છે." ત્યારે તો શેઠે કહ્યું કે "મને ભય છે કે રખેને ચોર આવે અને તને કોઈ ખબર નહીં પડે." તેણે જવાબ દીધો કે "ઓ, ખોદાવંદ, તમોએ ખાત્રી રાખવી કે હું ખુબ હોશીયારીમાં છું." શેઠ પાછા સુઈ ગયા અને મધ્ય રાત્રીએ જાગ્યા અને પુછ્યું "અરે ઓ ઘોડાવાળા, તું શું કરે છે?" તેણે જવાબ દીધો કે "ખોદાએ આસમાનને વગર સ્થંભે કેમ ટેકાવી રાખ્યું છે તેના વીચારમાં હું છું." શેઠે ઉત્તર વાળ્યો કે "તારી આ વીચારવંત રીતીમાં ચોરો આવીને ઘોડો લઈ જશે એવી મને દેહેશત છે." સાઈસે કહ્યું "અરે મારા ખોદાવંદ, હું તો જાગતો છું ને ચોર કેમ આવશે." શેઠ પાછા સુઈ ગયા અને કલાક કે રાત બાકી હતી તેટલામાં જાગી ફરી ઘોડાવાળાને પુછ્યું કે "તું શું કરે છે?" તેણે જવાબ વાળ્યો કે "હું વીચારમાં છું કે ચોર ઘોડો તો ચોરી લઈ ગયા ત્યારે હવે કાઠી મારે જીન માથાપર લઈ જવી કે તમો સાહેબને."

એ તો સાફ દીસે છે કે ઘોડાવાળો વાતમાં તો એક્કો પણ ચોકીદારમાં ખરાબ હતો; અને ઘોડો ચોરાઈ ગયો ત્યારે જીન કોણને લઈ જવી પડી? દરેક માણસને પોતપોતાનો બોજો ઉંચકવો પડે છે, માટે હરકોઈએ પોતે જાતે પોતાના ચોકીદાર થવું જોઈએ. તે છતાં પણ તમોએ નકામો બોજો ઉઠાવવો નહીં જોઈએ. એક પ્રસંગે એક આદમીએ મને કહ્યું કે હું એક બોજો છું, મેં પુછ્યું શા સારૂ? તેણે જવાબ આપ્યો કે "જાણે કોઈ માઠો પરીણામ થવાનો હોય એમ મને લાગે છે. હું હંમેશાં થાકી જાઉં છું, અને સુસ્ત, ઉદાસ અને નબળો થયું છું. જો કે મારી ભુખ ખરાબ છે તે છતાં ખાધા પછી મારા પેટમાં ને કુખમાં ભયંકર દરદ થાય છે. મારૂં માથું જાણે ઘંટીના બે પડ વચે કચરાઈ ગયું હોય તેમ પીડાય છે, અને રોજબરોજ મારા હાલ માઠા થતા જાય છે." આ બીચારો એક મજુર દેહકરી પોતાના માથા પર જેટલો બોજો લઈ જાય છે તેના કરતાં પણ ભારી બોજો પોતાના પેટપર ઉપાડે છે. પણ હવે એ આદમીને શું થયું છે? તે આપણને સેહેજમાં માલમ પડશે. ગુડો તથા ફેફસાના દરદ તે શું? વાઈ અને કલેજાના દરદ તે શું? પીત તે શું? અને ઘણીક જાતના જ્વર યાને તાપનો અરથ શું? વળી આપણે અનેક જાતની બીમારી ઓળખીએ છીએ તે બધાનો અરથ શું? તમોએ જાણવું કે એ કંઈ રોગ નથી, પણ ફકત પેલી માઠાભળી, પીડા ઉતપન્ન કરતા અને મોત આણનાર બીમારી જેને અજીરણ તથા બદહેજમી કહે છે તેના પરીણામ તથા ચીન્હો છે. એ બીમારી ખુનમાં ઝેર પેદા કરે છે અને તેથી કરીને બધાં દુઃખ સંકટ એક પછી એક આવે છે. આ અજીરણ તથા બદહેજમી તે શું છે? આ તેનાં કેટલાંક લક્ષણ છે—ભુખ મરી જાય છે, ખાધા પછી પીડા થાય છે, પેટ સુન તથા ફુંડું થઈ ગયું હોય તેમ લાગે છે, માથામાં દરદ થાય છે, છાતી તથા પીઠમાં દરદ થાય છે, એકદમ ઉભા થવાથી ચક્કર આવે છે, આંખ ઝાંખ મારે છે, બાદી પવન થાય છે, જીભપર સફેદી થઈ છે, ગળામાં તથા મોહમાં ગંદી હવા તથા પાણી આવે છે અને ઉંઘમાં તલવલાટ થાય છે. હરેક કોઈમાં આ બધાં ચીન્હો હોતાં નથી, પણ એમાનું એક પણ હોય તો તેનો અરથ એકજ છે. ત્યારે હવે તમારે શું કરવું જોઈએ? તમોએ પેટ તથા આંતરડાંમાંથી ગંદી કાઢી નાખવી જોઈએ. લોહીને સ્વચ્છ કરો એટલે તમોને તમારી પાચન શકતી પાછી મળશે. એ સ્વચ્છતા કેમ કરવી? એ સવાલનો જવાબ એ છે કે અજીરણ તથા બદહજમી અને તેથી પેદા થતી સઘળી બીમારીમાં સીગલ્સ કયુરેટીવ સીરપ બધી દવાઓ તથા ઈલાજો કરતાં વધારે અસરકરતા સાબીત થયા છે. સીગલ્સ કયુરેટીવ સીરપ તાજામાં તાજાં તથા સ્વચ્છમાં સ્વચ્છ વસાણાંનો બનેલો છે અને તેમાં વનસ્પતી વગર બીજો કોઈ પણ પદારથ નહીં હોવાથી દરકોઈના વપરાશમાં ખપે તેવો છે. તમોએ યાદ રાખવું કે હમેશાં વખતસર એક શીશી ઘરમાં રાખવા સારૂ અને શરીરના હરેક ભાગને તનદરોસ્ત બળવાન કરવા સારૂ એ સઉથી વધારે અસરકારક દવા જેવી બીજી કોઈ જાણવામાં આવી નથી.

તારા ઘરમાં હમેશા સુખ કાયમ હો, અને તારો પુત્ર આબાદ રહો અને તે તારી દેખરેખ તથા માહાવજતથી મોટો થાઓ.

સીગલ્સ કયુરેટીવ સીરપમાં ઓલફુલ વનસ્પતીની ખાશીયત છે, તે સઉથી સારાં અને તાજાં વસાણાંથી બનાવેલો છે અને તેના ઉપર પુરેપુરો ભરૂસો મુકી શકાય છે.

કીમત દર શીશી દીઠ—એક રૂપીઓ, બે રૂપયા તથા ચાર રૂપયા.

એ દવા કેમ ખાવી તેની સમજ શીશીપર લપેટેલાં કાગલમાં છાપેલી છે.

એ દવા હીંદુસ્તાનના મજકુર બજારોમાંથી અથવા ધ ફ્રિચ સ સ્ટોર, મુંબઈવાલા એના માલીક એ. જે. વાઈટ લીમીટેડ પાસેથી સીધી મંગાવેલી મળશે.

૬ M. C

---

# SHORTHAND SCHOOL,

St. Xavier's College—Bombay.

**(Established 1890.)**

**Should Ladies learn Shorthand?**

Read the Prospectus of the above S. H. School for 1895, now ready, (together with application forms) at Messrs. Norman & Co., Booksellers, Church Gate Street, Bombay, and Ladies will not lose the opportunity not offered to them before.

**All Applications** for 1895 Session should reach the College before 3rd January 1895.

મુંબઇ, મધરાસ તથા સીલોનના નામદાર ગવરનરોના આસરા હેઠળ.

# ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપનીના

## સીવવાના સાંચા.

અમારા સાંચા ચાલવામાં સેહેલા તથા ઝડપવાળા હોવાને લીધે લોકોમાં એટલાતો પ્રખ્યાત થયા છે કે હાલ લોકો નકળી માલ બનાવવા લાગ્યા છે ને "સીંગર," સીંગર સીસ્તમ, "ઈમ્પ્રુવ્ડ સીંગર" કરી વેચે છે અને તેથી એવા હલકા ને બહારના દેખાવના નકલી માલ પર અંજાઈ જતા ના, કારણકે સઘળું ચલકે છે તે સોનું હોતું નથી ને જે પહેલાં સોંઘા તે પાછળથી મોંઘા પડે છે.

દરેક સંચાપર અમારો છાપ તથા આખું નામ "ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની" કરી હોય છે.



અમારી હીંદુસ્તાનમાં ૮૦ દુકાનો છે ને દરેક જણ ગમે તેવો ગરીબ હોય તોપણ તેને લેવા બની શકે તેમ હપતેથી પણ આપવામાં આવે છે.

સોય, દોરો, તેલ પુરની વગેરે હમેશાં સ્ટોકમાં રાખવામાં આવે છે ને બાનુંઓને શીખવવાને માટે માણસ ઘેર મોકળવામાં આવે છે. સીંગરના સાંચામાં અમારો વી. એસ. નામનો સાંચો કુટુંબોને લાયકનો, ચાલવામાં સેહલો તથા હાલની નવી શોધ મુજબની બનાવતનો છે. સીંગરનો દરેક માલ અમારીજ દુકાને મળે છે:

## ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની,

નંબર ૫, દેવલનો મોહલો, મુંબઈ.

→ ડીસેમબર ૧૮૯૪ ←

પુસ્તક ૬ ઠું.] [અંક ૧૨મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યુ.

રચનારાં—પારસી બાનુઓ.

મુંબઈ;
કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં.
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીમત વરસ ૧ ના આગાઉથી રૂ ૩;
પોસ્ટેજ ૬ આના.

થઇ પડી છે કે જેથી મારૂં ઘર, અને મારા દોસ્તો મને વધારે વહાલાં થઇ પડયાં છે, અને તેઓથી છુટો પડી કેયે બહાર મારેથી સુખ શોધવા જવાતું નથી. હું ડાકટર છેઉં, અને તેથી મારી તનદરોસ્તી કેમ સારી રાખવી તેના ઉપાયો જાણુંછું; અને મારા વહાલા બાવાજી, મારૂં ખરૂં માણુજો કે બનતાં સુધી મારી તનદરોસ્તી બરાબર રાખવાના દરેક ઉપાય હું અજમાવશ અને તે સાથે મારાં મા બાપ તથા ભાઇ બેહનો તરફની ફરજોમાં હું મારૂં દુઃખ વીસરી જઇશ."

મનચેરશાએ હોમીનો બરડો ઠોકયો, અને તે વેળા તથા ત્યાર પછી તે વીષે તેને ફરીથી કહયું નહી.

હોમીની દલગીરીમાં એકલપેટાપણું બીલકુલ હતું નહી. તે હજી વહાલો દીકરો, પ્યારો ભાઈ, અને ખરો દોસ્ત હતો; અને પોતાની આસપાસનાંઓનાં દુઃખ ટાળવામાં પોતાનો સઘળો વખત રોકતો હતો. તે પોતાના ધંધાની અને બીજી ફરજો એવી તો સરસ રીતે બજાવતો હતો, કે જો તે અવારનવાર બેસુધ નહી થઈ જયા કરતે તો તેઓને તેની તનદરોસ્તીની પણ ઝાઝી ફીકર રહેતે નહી. અને જયારે તે ઘરની બહાર હોય અને તેમ થાય ત્યારે તે પોતે વધારે ખુશી થતો હતો, કે તેનાં માયની ચીંતા વધે નહી. તેમ થયા પછી તે થોડો વખત રહી શાંત પગલે ઘર આવતો, થોડો વખત પોતાના ઓરડામાં બેસતો અને પછી કાંઇ થયુંજ નહી હોય તેમ બહાર આવી હમેશની માફક બધાં સાથ વાત કરતો હતો.

રૂસતમ ઘણી વખત અતીશય માનની નજરથી પોતાનાં દોસ્ત તરફ જોતો હતો. તેનાં દીલની સૌથી મજબુત લાગણી પીરોજા માટેનો પ્યાર હતો, અને તે વીચારતો કે, જો જેવી રીતે મેહેરને હોમીના હાથમાંથી ઝુટાવી લેવામાં આવી હતી, તેમ તેની પીરોજાને લેવામાં આવે, તો કદી પણ તેના દોસ્તના જેવી વર્તણુક તે ચલાવી શકે નહી; અને હોમીની માફક તે પોતાની સઘળી ફરજો શાંત મગજે બજાવી શકે નહી.

પોતાની માસીની દીકરી ગુલની સંગતમાં હોમીને મજાહ અને દીલાસો બેઉ મલતાં હતાં. તેણીએ તેની મેહેર તરફ એટલો તો ચાહ બતાવ્યો હતો, તેણીની એટલી તો સારવાર કરી હતી, કે તેને લાગ્યું કે તેની માસીની દીકરી તેથી તેને હમેશ કરતાં વહાલી થઈ પડી હતી. તે ઘણી વખત એકલો તેણીની સાથે ફરવા જતો, પોતાનાં ઘરાકોની તરેહવાર વાત કરતો, અને પોતાનાં ઘણાં ગરીબ ઘરાકોની મેનીજ કરવા પણ અવારનવાર તે તેણીને લઈ જતો. પણ ગુલ તેથી કોઈ દહાડે છેતરાતી હતી નહી. તેણી જાણતી હતી કે, હજી તે ભાઈ તરીકેનો પ્યાર હતો અને તે વધવાની કદી પણ આશા હતી નહી. તેણી અગાઉની માફકજ પોતાપર કાબુ રાખતી હતી, અને હોમીનો વીચારવંત દલગીર દેખાવ કોઇ કોઇ વખતે હસતો કરવાની તેણીમાં શકતી છે, એ વીચારપરજ તેણી સંતોષ પકડતી હતી.

જાંહગીર પણ પોતાના ભાઇ ઉપર ઘણાજ પ્યાર અને દીલાસોજીભર્યાં કાગલો લખતો હતો, અને દીનબાઈ મનચેરશા હરખ સાથ જોતાં હતાં કે આ બેઉ ભાઈ વચ્ચેનો પ્યાર કેટલો મજબુત હતો, તેઓ વચ્ચેની દોસ્તી કેટલી ગંઠાયલી હતી. ખોરશેદની તનદરોસ્તી દહાડે દહાડે સુધરતી જતી હતી. તેણીનો નહાનો બુચો, જાંહગીર લખતો હતો કે, એવો તો મસ્તાન, મશકેરઃ અને મજાનો હતો કે તેની ખાત્રી હતી કે તે પોતે પણ બે વરસની બુજરગ વયે પોતાના ભાણેજના જેવોજ હશે. તેઓ હાલ ઈંગલંડમાં હતાં અને ત્યાંથી અમેરીકા જવાની તઈયારી કરતાં હતાં. જાંહગીર લખતો હતો કે તેહેમીના બેહુલી હોમજી (જે અમો અગાઉ લખતાં ભુલી ગયાં કે ખોરશેદ કેખશરૂ સાથ, તેઓના ઘણા કાલાવાલાથી તેઓની મુસાફરીમાં જોડાઇ હતી)ની સંગતમાં તે પોતાના ભાઈ માટેનું ઘણું દુઃખ વીસરી જતો હતો, અને તેણીની હાજરીથી તેઓની સઘળાંની મજાહમાં ઘણો વધારો થયો હતો. તેહેમીનાના ભાઇનાં મરણ પછી તેણી પોતાની માતા સાથ કોઇ સગાંને ઘર કોલંબે ગઇ હતી, જયાં કમનસીબે તેણીની માતા મરી ગઇ અને તેહેમીનાએ પેલાં સગાંનેજ ઘર ત્યાં રહેવાનો ઠરાવ કરયો. હવે બેહેરામ મરતી વખત કેખશરૂને પોતાની બેહેનના વાલી તરીકે નેમી ગયો હતો, અને તેહેમીનાને જયારે ખબર પડી કે કેખશરૂ આસ્ટ્રેલ્યા જવાના હતા, ત્યારે તેણીએ પોતાના પૈસાને લગતી અને બીજી કાંઇ ગોઠવણો કરવા માટે, તેવણને બે દહાડા કોલંબે આવવાનું તેડું કરયું અને જયાંથી કેખશરૂ ખોરશેદ તેણીને પોતાની સાથ ઘસડી લઇ ગયાં.

જાંહગીર પોતાના ભાઇ તરફ જે મજબુત પ્યાર ધરાવતો હતો તેથી આ વેળા હોમીપર આવી પડેલાં દુઃખથી તેણે પોતાનો અસલ રમુજી અને ખુશાલ ખવાસ ઘણો ખોઈ દીધો હતો, અને તેવામાં તેને તેહેમીના બેહેલી હોમજીની વાત વધારે દીલપસંદ લાગતી હતી. મેહેરી અને તેહેમીના થોડો વખત સાથે રહેલાં હોવાથી હોમીને લગતી ઘણીખરી બીનાથી તેણી વાકેફ થઇ હતી, અને જોકે તેણીએ તેને કદીપણ જોયો ન હતો, તોપણ ઉપલી વાતોપરથી જાંહગીર સાથ તેના ભાઇ અને મેહેરને લગતી ઘણી વાતો કરી શકતી હતી. જાંહગીર ગમે એટલી વખત તેણી આગલ પોતાના ભાઇ અને મેહેરની વાત કરતો, અને હમેશાં તેહેમીના દીલસોજીભરયા બોલોથી તેને શાંત પાડતી હતી. આથી કરી તેણે અધૈબધ પોતાનાં બેહેન બંનેવી સાથેજ જવાનો વીચાર કરયો અને તેહેમીના પણ તેથી દલગીર થયલી જણાઇ નહી.

જાંહગીરને ફકત એકજ દલગીરી લાગતી હતી કે, તે પોતાની બેહેનનાં લગનપર હાજર રહેવાને અશકત હતો, અને એમ પણ એક વખત લખી મોકલયું કે, જો તેની બેહેન ઇચ્છતી હોય તો હાલ તે પોતાનો અમેરીકા જવાનો

વીચાર માંડી વાળે, અને તરત ઈંગલંડથી મુંબઇ આવવા માટે નીકલી પડી, લગનપર હાજર રહે. પણ પીરોજા પોતાને ખાતર પોતાના ભાઇની મજાહોમાં ખતરો નાખે તેવી ન હતી, અને તેણીએ ના લખ્યું.

પીરોજાનાં લગન હોમીના કાલાવાલાથી, તેણી ધારતી હતી તે આગમચ ઠેરવવામાં આવ્યાં; ખોરશેદનાં લગનની માફક પણ આ લગનની ધામધુમ કરવાની ન હતી. પીરોજા હમેશ ફકત પોતાનાં કુટુંબનાં માણસોની વચ્ચેજ પોતાનાં લગન કરવાને ઈચ્છતી હતી, અને હોમી બોલ્યો કે કાંઇપણ ધુમધામ નહી કરવાની હોવાથી લાંબો વખતવેર લગન મુલતવી રાખવાની કાંઇપણ જરૂર ન હતી.

"મારી મેહેરી તમો બેહુને જોડાતાં જોવાને ઘણી ઇચ્છતી હતી," તે ધ્રુજતે હોઠે બોલયો; "જો તેણીની માંદગી એકદમ એટલી બધી વધી નહી જતે તો તેણી તમારાં લગનપર હાજર રહેવાને ઇચ્છતી હતી, અને તેણી જો હાલ પોતાની ઇચ્છા જણાવી શકતે તો તમોને સુખી થવા ફરમાવતે. તેણીને ખાતર તમારાં જોડાંણને મુલતવી રાખવાને ખુશી થતે નહી. મારા દોસ્ત અને મારી બેહેનને સાથે જોડાયલાં જોઇ તેઓને સારી દુવા દેતાં મારો જીવ ઘણો હરખાઇ જશે."

તેના છેલ્લા બોલો એટલા તો દલગીરીભર્યા પણ સાથે એટલા તો મીઠાશવાલા લાગા કે પીરોજા પોતાની લાગણી દાબી શકી નહી, અને તેનાં ખભાં પર માથું મુકી રડી પડી.

"હોમી, હોમી, હું કેવી ઇચ્છું છું કે તુંબી સુખી થાય."

"અને મારી મીથી બેહન તેમ તું મને થયલો જોશે; જલદી–ઘણો જલદી, હું સુખી થવશ તદન–તદન સુખી;" તે પોતાની બેહેનને પ્યારથી કીસ કરતાં ધીરે સાદે બોલ્યો.

પીરોજાએ તે વેળા તેના બોલવાની ઢપ ઉપર અથવા તો ચેહરા પર ધ્યાન આપ્યું નહી; પણ ગુલે તે જોયું, અને તેણીને કાંઇ નહી સમજ પડે તેવી આંચકી અંદરથી લાગી, અને આખો દહાડોવેર તે અસર તેણી પરથી ગઇ નહી. તેણી સમજી શકી નહી, કારણ કે તેણી તે સમજવા માંગતી ન હતી.

થોડા દહાડા પછી તેઓ બેઉ જણ સાથે ફરવા જતાં હતાં, ત્યારે ગુલે તેને પુછયું કે, લગન એટલાં બધાં જલદી કરવાને તે એટલો બધો ઇંતેજાર શું કામ હતો.

"કારણ કે, વહાલી ગુલ, તેઓનાં લગન જોવાની મને ઘણી હોંસ છે."

"હોંસ છે! હોમી! કાંએ વલી લગન પછીબી જોવાનાં ને હમણાબી જોવાનાં. નહી તો તું શું માસાજીના કહેવા પરથી કાંઇ મુસાફરીએ જવાનો વીચાર રાખે છે!"

"નહી ગુલ, મેં જે ફરજો હાલ માથે ઉઠાવી છે, તે જ્યાં સુધી મને અંહીથી બોલાવી લેવામાં આવશે ત્યાંવેર છોડી દેવાનો નથી. હું મારી બેહેનનાં લગન મુલતવી રાખવા માગતો નથી, કારણ કે હું જાણતો નથી કે કયારેબી મને મારો પેદા કરનાર બોલાવી લે."

"પણ હોમી, એમ તો આપણામાંનાં કોઇબી કહી શકે? વળી થોડાજ દહાડાની વાત પર પેલી કોઇ તારી ઈંગ્રેજ સ્ત્રી ઘરાકને કહેતો હતો કે કોઇબી બાબદમાં ઉતાવળ નહી કરવી જોઇએ, અને હવે એમ કેમ?"

"હા, હું તેમ બોલ્યો હતો ખરો, પણ આપણી બાબદ સાથ તે સ્ત્રીની બાબદને ઘણું લાગતું વલગતું નથી. પીરોજા રૂસ્તમ કાંઇ ઉતાવળમાં અદરાયા ન હતાં અને વળી અદરાયા પછી પણ ઘણી ઉતાવળમાં પરણતાં નથી. તું કહે છે તેબી ખરૂં છે કે, આપણામાંનાં કોઇનેબી કોઇ પળે તેડી લેવામાં આવે. પણ જેઓને તેની અગાઉથી આગાહી થાય તેઓએ તે માટે વધારે તૈયાર રહેવું જોઇએ."

"પણ હોમી, એવું તે કોણ નસીબવાળું હોય કે જેને અગાઉથી આગાહી થાય? શું આપણે દરેક જણે મોત નજદીક હોય તેવી રીતે તૈયાર ન રહેવું જોઇએ!"

"વગર શકે આપણે તેમ કરવું જોઇએ. આપણે એવી રીતે તૈયાર રહેવું જોઇએ કે જયારે તે બારે હકતાલા આપણને તેડે ત્યારે આપણને કોઇબી રીતની ફીકર નહી લાગે. પણ જ્યાં સુધી થોડા વખતમાં આપણી મરી જવાની ખાત્રી નહી હોય, ત્યાં વેર દુનિયાદારીની બીજી ચીજો આપણે ગોઠવી શકયે નહી. પણ ગુલ, જયારે મોતને આપણે આપણી નજદીક આવતું જોઇએ, જયારે તેના આવવાની સઘલી નીશાનીઓ આપણાં દીલમાં દાખલ થઇ ચુકી હોય, ત્યારે શું કામ આપણી દુનિયાદારીની ગોઠવણો કરી નહી લઇએ. સચ્ચાઈ તરફ આપણે શું કામ હાથે કરી આંધળાં થઇએ, કે જેમ અફસોસ, ઘણાં જણો કરે છે! ત્યારે શું આપણે ચોકસી રાખી આપણી આસપાસનાંઓને સુખી કરવાની કોશેશ નહી કરવી જોઇએ!"

ગુલ જવાબ આપી શકી નહી. તે શું કહેવા માગતો હતો તે તેણી બરાબર સમજતી હતી; તેણીનો જીવ એકદમ ગુંગળાઇ આવ્યો, પણ જેમ તેમ કરી તેણી શાંત રહી; તેણીએ બીજી ચીજો વીષે વાત કરવાની કોશેશ કરી, પણ તેણીની જબાં ઉપડી શકી નહી.

હોમી પોતાના ગંભીર વીચારમાં એટલો તો ગુંચાયલો હતો કે તેણીનો ગભરાત તેણે જોયો નહી, અને નરમાસ ભરેલે સાદે આગળ ચલાવ્યું:

"મારી ગુલ, હું જાણું છું કે મોત વીષે તુંને કાંઈ ઘણો ભયંકાર વીચાર નથી; ત્યારે જે ચીજથી હું તદન ખુશી છેઉ તે વીષે તુને ખબર કરતાં હું શું કામ અચકાઉં? જે તીર મારી મેહેરને લઈ ગયો છે, તે મારાં જીગરમાં પણ દાખલ થઈ મને એવી જાતનું દરદ સોંપી ગયો છે, કે જેમાંથી ગમે એવી માણસાઇ ચતુરાઇ છતાં પણ બચી શકાય નહી. ગુલ, હું બધાંની દવા કરૂં, બીજાંઓનાં દરદ પારખું, અને શું મારૂંજ નહી જાણું? નહી, એવો વીચાર મનમાં રાખવા માટે તું મને ઠપકો ના આપ. ગુલ, વહાલી ગુલ, મારા જવા પછી, મારી માએને દીલાસો આપવાને

હું તુંને સોંપી જાઊંછ. તેણીનાં સઘળાં છોકરાંઓમાંથી ફક્ત તું એખલીજ તેવણુ આગળ રહેશે, અને ફક્ત તેવણુનેજ નહી પણ મારા બાપને પણ દીલાસો અને સુખ આપવા તું ઘણું કરી શકશે. જો કે હું તો કદી વર્ણુન નહી થઇ શકાય તેવું સુખ મેલવવા જાઊંછ, તોપણુ કુદરતી રીતે તેઓને મારેથી છુટ્ટુ પડતાં અતીશ્ય લાગશે! ગુલ, મને કહે, તું મારી બેહેન, મારી દોસ્ત, બોલ, તું શું તેમ નહી કરશે?"

"હોમી, ફક્ત એક મીનીટ થોભ!" ગુલ નહી સંભળાય તેવા સાદે બોલી. હોમીના આ ખુલ્લા બોલોથી તેણી હવે પોતાની લાગણીઓને વધુ વખત શાંત રાખી શકી નહી. તેણી પાસે મુકેલા એક બાંકપર બેસી ગઈ, અને મોઢું પોતાના હાથોમાં ઢાંકી દીધું. એક મીનીટને બદલે સંખ્યાબંધ મીનીટો પસાર થઈ ગઈ, અને હજી તેણી ચુપ રહી. હોમી તેણીની પાસે બેઠો, તેણી આસપાસ પોતાના હાથ વીટાલ્યા, અને તેણીનાં થંડાં બીણાં કપાળપર એક ભાઇના પ્યાર સાથ કીસ કરી. તેણી ચોંકી, અને ઉઠી ઉભી થતે, પણુ તેટલું તેણીમાં જોર હતું નહી. એક પળવેર તેણીએ પોતાનું ડોકું તેનાં ખભાંપર નાખ્યું, અને આંસુઓથી અંતે તેણીનો જીવ શાંત થયો. "હોમી, મને માફ કરજે" શાંત થવાની કોશેશ કરતાં તેણી બોલી. "અરે, હું ગમે એવી નબળાં મગજની છેઊં, પણુ મારી ઉપર તેં જે વીશ્વાસ મુકયોછ તે મારે પસતાનો ના. તારું બોલેલું નહી ધારેલું અચગુચ હતું; પણુ હોમી, મારી ઉપર વીશ્વાસ રાખ." તેણીએ દલગીરી ભરી આંખો સાથે તેની તરફ જોયું. "હા, હોમી, મારી ઉપર વીશ્વાસ રાખ. મારાં મારી–મારાં માએ કરતાં વધારે માસી તરફ તું જેવી રીતે ઇચ્છેછ તેવીજ રીતે વર્તશ. મારી દરેક સંભાળ, મારું દરેક જોર તેવણુને દીલાસો આપવામાં હું વાપરીશ. તેવણુના ઘણા ઉપકારો તળે હું દબાએલી છેઉં અને મારી આખી જીંદગી આપી દેઉં તોણી તે ઉપકારોનો બદલો વાળેલો ગણાય નહી. લાંબો વખત થયાં હું વીચાર કરતી આવીછ કે હું તેઓનો કેમ બદલો વાળું, અને–વહાલા, અતીયંત વહાલા હોમી, જ્યાં સુધી ગુલ જીવશે ત્યાં સુધી કદી કદી પણ મારાં વહાલાં માસીજી એકલાં પડશે નહી." તેની માસીની છોકરીના બોલવાનો આખો અર્થ હોમી સહમજી શકયો નહી. તેને મનસે આ સાદા બોલોમાં ઘણાજ ગંભીર સોગંદ અને વચન સમાયલાં હતાં એવો તેને સેહેજ પણુ ખ્યાલ ન હતો. તેણી જાણુતી હતી કે કદી કદી તેણી કોઇને ચાહી શકશે નહી, અને તેણેજ પોતાની માતાની સંભાળ કરવાનું તેણીને સોંપ્યું છે, એ વીચારમાં કાંઇ અજબ દીલ સુખી કરનાર તેણીને લાગ્યું.

તેણી પ્યારની મજબુત લાગણીઓ ધરાવે છે એવી હોમીને જરા પણુ ખબર ન હતી, અને તેણીના કમનસીબ પ્યારનું મુળ તે હતો, એવો તો તેને બીલકુલ પણુ ખ્યાલ હતોજ નહી. તેવો શક કદી તેનાં મગજમાં દાખલ થયો હતોજ નહી. તે જાણુતો હતો કે તેણી તેને ઘણીજ ચાહતી હતી; પણુ તે તો જેમ પીરોજા તેને ચાહતી હતી તેમ તે ધારતો હતો. તેણીનાં મજબુત મનપર તેને ઘણો વીશ્વાસ હતો, અને તેથીજ આટલી બધી ખોલ્લાઇથી તે તેણી આગલ બોલ્યો હતો. તે દુઃખભરેલા દહાડા પછી હોમી તેની ઉપર હજી વધારે હેત દેખડાવા લાગો, અને ગુલ ત્યારે તેણીને સોંપેલા વીશ્વાસ માટે દલગીર કેમ થાય?

તેઓનાં કુટુંબનાં સઘળાં તો પીરોજાનાં લગનપર હાજર થઇ શકયાં નહી અને તેવામાં જ્યારે બે ચાર દહાડે જાલ તેઓ તરફ આવ્યો ત્યારે અલબત તેઓ ઘણાં ખુશી થયાં. તેની રેજીમેંટ કાંઇ ચોકસ કારણોને લીધે આફ્રીકા જવાની હતી, અને તેથી તે આગમચ થોડા દહાડા તેને ઘર જઇ આવવાની રજા મલી હતી. પોતાની બેહેનને મોઢે મેહેરીનાં મરણુ તથા હોમીનાં દુઃખનો હેવાલ સાંભલી તેને ઘણું લાગ્યું હતું. પણુ જાતે તે ખુશાલ સ્વભાવનો હોવાથી તેને લીધે મરચંટ હાલનાં બીજાઓ પણુ હમેશ કરતાં હશીખુશીમાં દહાડા પસાર કરવા લાગ્યાં.

પીરોજાનાં લગનપર દીનબાઇએ આલાંને તેડાવી મંગાવી હતી, અને તેથી તેણી પણુ ખુશી થઇ હતી અને મુખ્ય કરી સરજ્યન જાલને જોઈ તેણીની ખુશાલીમાં વધારો થયો હતો. જાલ પોતાનાં બાનુ દોસ્તો તરફ વધારે ઓછી સભ્યતાથી વરતતો હતો; એક પરાયું માણસ કહી નહી શકે કે તેનું માનીતું કોણુ હતું. પણુ જ્યારેથી તે અને આલાં વાત કરતાં, ત્યારે બેહુમાં કાંઈ એવું જોવામાં આવતું કે જેથી ગુલનો જીવ હરખાતો.

અંતે લગનનો દહાડો આવ્યો, અને ઘણીજ સાદાઇથી બે મુંબઇના દસ્તુરોએ રૂસ્તમ અને પીરોજાને હમેશ માટે જોડયાં.

રખે હોમીને તે દહાડે કાંઇ દુઃખભરી યાદ આવે એમ દીનબાઇ મનચેરશા ઘણાં બીહતાં હતાં, પણુ સર્વે હાજર રહેલાંઓમાં તેજ સર્વેથી શાંત લાગતો હતો. તે વેળાનો ત્યાંનો દેખાવ ઘણોજ સુંદર લાગતો હતો. પીરોજા તેણીના તદન સફેદ સાદા પોષાકમાં અતી સુંદર અને તેણી હતી તે કરતાં પણુ જુવાન લાગતી હતી. રૂસતમનો મરદાનગીભરેલો ચેહેરો ખુશાલી અને સુખથી ચલકી રહયો હતો, અને તેની પાસે બેઠેલી નરમાસવાળા દેખાવની છોકરીની દરેક રીતની સંભાળ કરવાને તે તદન લાયક લાગતો હતો. મનચેરશા દીનબાઇ પોતાની છોકરીની બાજુએ તેણીને અંતે સુખી થએલી જોઈ સંતોષી ચેહરે બેઠાં હતાં. હોમી ઘણોજ ગંભીર પણુ શાંત દેખાવ સાથ રૂસતમની ખુરસી પછવાડે ઉભો હતો, અને તે કાંઇ છુપી બંદગી કરતો હોય તેવો તેનો દેખાવ લાગતો હતો. ગુલ પણુ હોમીના જેટલાજ ગંભીર પણુ લગાર દલગીર દેખાવે પીરોજાની પછવાડે બેઠી હતી. દીનબાઇ કોઈ કોઈ વખત તેણી તરફ ચીંતાતુર આંખે જોતાં હતાં, અને રૂસ્તમને

તેણી છુપી રીતે ચાહતી હતી, એવો શક પાછો તેવણને અવારનવાર આવ્યા કરતો હતો. માણસોનાં દીલમાંના છુપા ભરમો આપણે કોઇ વખત ફોકટમાં જાણવાની કોશેશ કર્યે છીએ. દેખાવ અને દીલસોજી કોઇ વખત નહી ધારેલી, નહી માંગેલી અસર કરે છે. ગુલ જાણતી ન'હતી કે, તે વેળાનો દેખાવ તેણી ઉપર શું કામ એટલી બધી અસર કરતો હતો; તેણીએ શાંત થવાની ઘણી કોશેશ કરી અને કદાચ તેમાં તેણી ફાવતેબી. પણ એકદમ તેણીની નજર હોમી પર પડી ગઈ. તે વેળા તેનો ચેહરો તાજગી ભરેલો અને તનદરોસ્ત લાગતો હતો. તરત તેણીને તેના બોલો યાદ આવી ગયા; થોડા વખતમાં આ તનદરોસ્ત ગાલો પર મોતનો ફીકાસ ચઢશે, તેની ચલકતી આંખો ઝાંખી પડી જશે, અને તેનો મીઠો મધુર અવાજ આ દુન્યામાં સદાનો ચુપ થઇ જશે.

લગને દહાડેજ સાંજનાં પીરોજા પોતાના વર સાથ બેલગામ ગઇ. પોતાની બેહેન ખોરશેદ પણ હમેશ પોતાની નજદીક રહેશે તથા પોતાનાં માબાપને પણ અવારનવાર મલવા જઇ શકાશે એવા વીચારથી પીરોજાને પોતાનાં કુટંબથી છુટું પડતી વખત કાંઈ ઘણું લાગું નહી. ખોરશેદ કરતાં પીરોજાથી છુટું પડતાં દીનબાઇને વધારે લાગું. આ નરમાસવાલી છોકરીએ તેણીનાં બચપણમાં પણ જવલેજ દુઃખ દીધું હશે; પણ પોતાનાં બચ્ચાંને સુખી જોઇ તેવણ પણ સંતોષ પામ્યાં, અને તેણી ઉપર હમેશ સંભાળ રાખવા ઉપકાર ભરેલાં દીલ સાથ તે દાદગરને અરજ કરી.

જોકે આસપાસનાં સર્વે જણ તે દહાડે ગુલને સુખી અને ખુશાલ ધારતાં હતાં, સીવાય કે તેણીનાં માસી દીનબાઈ; અને તેવણ સર્વે જણ પોતપોતાના ઓરડામાં સુવા ગયા પછી રાતે ગુલ આગળ ગયાં. ગુલ પોતાનાં માસી ઓરડામાં દાખલ થયાં ત્યારે કાંઇ ઉંડા વીચારમાં ગુંટાયલી બેઠી હતી, અને તેણીએ તેવણને અંદર આવતાં જોયાં નહી, અને તેવણ સાથ બોલે તેટલાં તેણીને પોતાનાં આંસુઓ લુછી નાખવાનો પણ વખત મલ્યો નહી.

"ગુલ, મારી મીઠી દીકરી!"

ગુલ એકદમ ઉઠી ઉભી થઇ, અને આંસુઓથી ભરેલી આંખ સાથ તેવણને વળગી પડી.

"મારી પોતાની ગુલ, મારા ઘડપણના દહાડાને ખુશાલ કરવા હવે તુંજ બાકી રહી છે. મારી અત્યંત વાહલી, હવે થોડાજ વખતમાં તું પણ મને છોડી જતી ના, હું તારેથી છુટી પડી શકીશ નહી."

"અરે નહી, નહી; હું કદી કદી પણ તમને છોડી જઇશ નહી. મારાં માય કરતાં પણ વધારે, તમારૂં ઘર તે હમેશ મારૂં થશે; અને જયાં તમે જશો ત્યાં ગુલ તમારી પુઠે આવશે. "તમને છોડી જવા મને પુછતાંજ ના, ખરેખર, ખરેખર, તમારા જેવી હું કોઇનાં પણ ઘરમાં સુખી રહી શકીશ નહી."

"મારી ગુલ, એવા નીરાશ થઈ ગએલા સાદે ના બોલ." દીનબાઈ તેણીને પ્યારથી કીસ કરી બોલ્યાં: "તારી પુરતી મરજી અને રજા વગર કદી પણ તું મારાં ઘરમાંથી જશે નહી. દીકરી, તુંને યાદ નથી કે તે વીષે મેં પેહલ વેહલું તુંને કયારે વચન આપ્યું હતું!" દીનબાઇએ રસુજી સાદે કહયું, કારણકે તેવણ ગુલનો ભેદ જાણવા માગતાં ન હતાં પણ તેણીને દીલાસો આપવા ઇચ્છતાં હતાં.

પીરોજાનાં લગન પછી થોડા મહીના મરચંત હાલમાં તદન શાંતી સાથ પસાર થઇ ગયા. આ વખતમાં કોઈ કોઈ વેળા ગુલ ધારતી હતી કે તેણી હોમી માટે છેત્રાઈ હતી કે હોમી પોતે પણ પોતા વીષે ઠગાયો હતો. પણ રૂસતમ આશા રાખવાની હીમત કરી શકશે નહી; ગુલની માફક રોજ કાંઈ તે પોતાનાં દોસ્તને જોતો ન હતો, અને જયારેબી તે તેને મલતો, ત્યારે દરેક વખત તે હોમીમાં ગભરાવનારો ફેરફાર જોઈ શકતો હતો.

આ વેળાએ હમેશનાં તાજગી અને તનદરોસ્તી ભરેલી હવાવાળાં પંચગનીમાં કાંઇ ખરાબ તાવ ફાટી નીકલી અને એક ડાકટર તરીકે અલબત હોમીની ફરજોમાં ઘણો વધારો થયો. પણ આ વખતે જાણે તેનાં નબળાં પડી ગએલાં આંગમાં પણ નવું જોર આવ્યું; અને આખા દહાડા તથા રાતો તે ગરીબોની સારવાર કરવામાં ગુજારતો હતો. પોતાની દવાથી તેઓનાં તનનાં દુઃખને, અને માયાળુ મીઠા બોલો અને સલાહથી તેઓનાં મનનાં દુઃખને દાબી દેવાનું તે પોતાથી બનતું કરતો હતો. ઘણીક બાઇ બાવરીઓ થોડા વખતમાં ધણી અને બચ્ચાં વગરની થઈ પડતી. ઘણાંક બાળકો એક દહાડામાં મા બાપ વગરનાં થઇ રોતાં; અને આ સઘળાં માટે હોમીની મદદ અને દીલસોજી તૈયારજ હતી.

પોતાની માસીના છોકરાનો દાખલો પકડી ગુલ પણ તેને પગલે ચાલતી અને તેઓની સારવાર કરવામાં પોતાનો ઘણો વખત રોકતી હતી. પેહલે તો તેણીને તેવાં તાવથી ભરેલાં ઘરોમાં જતાં ઘણી વારવામાં આવી, કારણકે લોકો કહેતાં હતાં કે તાવ ઉડતી હતી. પણ ગુલે કોઇનું માન્યું નહી અને આવા દુઃખ ભરેલા વખતમાં દીનબાઇએ પણ તેણીને તેણીની ફરજ બજાવતાં અટકાવવાની કોશેશ કરી નહી. હોમીને પોતા માટે કાંઇપણ ધાસ્તી ન હતી. પણ ગુલ માટે તે ઘણો બીહતો હતો, અને એક દહાડો તેણે પોતાની બીહક તેણી આગળ જણાવી. "મરચંત હાલ જેવા મોટા મેહલમાં, અને આ નાનાં ઝુપડાંઓમાં એક સરખીજ રીતે મારો ખોદા પોતાનો હાથ મારી આસપાસ રાખે છે. જો તેની મરજીજ હશે કે મારે અત્યારથીજ મોતનો સ્વાદ ચાખવો જોઇએ, તો હું ઘરની બહાર નહી પણ નીકલું તોબી જે થવાનું હોય તે તો થવાનું."

હોમી ત્યાર પછી કાંઇ પણ બોલ્યો નહી, અને એક ઘણીજ સરસ મદદગાર તેણી તેને થઈ પડી. નજદીક છ અઠવાડયાં વેર આ રોગનું જોર ચાલુ રહ્યું; ત્યાર પછી તે સેહેજ નરમ પડતું જણાયું, અને થોડા વખતમાં હવે તે

સમુળગું નાશ પામશે એવી આશા રાખવામાં આવી.

આ વેળા એક દહાડે રાતે મરચંટ હાલના ડ્રોઈંગ રૂમમાં બેસી સઘળાં વાત કરતાં હતાં તેટલાં એક માણુસ દોડતું આવ્યું, અને કહેવા લાગ્યું કે હોરમસજી શેઠને એકદમ બોલાવે છે. મેહેરી કાકી મરવા પડયાં છે. તરત પેહલાં હોમી અને ગુલ દોડી ગયાં અને તેઓની પુઠે મનચેરશાહ દીનબાઇ પણ ગયાં. મેહેરી કાકી હવે એક કલાક પણ કાઢે તેમ હતું નહી. તેવણ મરવાંને બીહતાં હોય તેવું જણાતું પણ ન હતું. ફકત તેવણને એટલુંજ દુઃખ થતું હતું કે, મરવા આંગમચ તેવણ પોતાના દીકરા ખશરૂને જોઇ શકતાં ન હતાં, કારણ ખશરૂ જાહાંગીર સાથે ગયો હતો. હોમીએ તેવણ ઉપર ઘણાક ઉપાય અજમાવ્યા, જોકે તે જાણતો હતો કે તે સઘળા ફોકટ હતા. એક કલાકમાં તો તેવણ ખોદા તથા પોતાના દીકરા ખશરૂનું નામ દર્મ આ જહાન છોડી ગયાં, અને દીનબાઇ તથા ગુલે તેવણનાં મરણની ક્રીયાને લગતી સઘળી તૈયારી કરાવી.

બીજે દહાડે સહવારે હોમી પોતાના બાપ સાથ મેહેરી કાકીને છેલ્લું માન આપવા ગયો. આ વખત તેનો દેખાવ હમેશ કરતાં વધારે તનદરેસ્ત અને તાજગી ભરેલો લાગતો હતો. હમે એક વખત જણાવી ગયાં છીયે કે મેહેરી કાકી હોમીને જનમથી દીનબાઇને ઘર રહયાં હતાં, અને હોમીને તેવણ બીજાઓ કરતાં ઘણાં વહાલાં હતાં, જોકે તે બહારથી ઘણુંખરૂં દેખાડતો ન હતો. તેવણને ઘરમાંથી બહાર કાઢવાની પાંચેક મીનીટ અગાઉ તે અંદર ગયો, અને કેટલોક વખત વેર ગંભીર ચેહરે તેવણનાં રવાન પર તેણે તીકયા કર્યું, તેમ કરતાં ગાલપરનો રતાશ એકદમ ઉડી ગયો, તેની આંખનો ચલકાત જતો રહયો અને પોતાનાં કપાલ પરનો પસીનો નુંછવા તેણે પોતાનો હાથ જાણે મહા મુશકેળીએ ઉચકયો. મનચેરશાહ જેવણ થોડેક દુર ઉભા હતા તેવણ એકદમ તેની પાસ દોડી ગયા અને બીજી પલે હોમી તેવણના હાથમાં બેસુધ થઇ પડયો. તેજ દહાડે સાંજે આખા પંચગનીમાં ખબર ફેલાઈ કે ડાકટર હોમી મરચંટ ભલો, અને સઘલાંનો વહાલો હોમી, જેણે આસપાસનાં દુઃખો ટાળવા અને તેઓને દીલાસો આપવા પોતાની તનદરોસ્તીની કાંઇપણ દરકાર કરી ન હતી, તે પેલીજ ઝેરી ખરાબ તાવે પટકાઇ પડયો હતો.

## પ્રકરણ ૨૦મું.

કેખશરૂ બનાજી અને તેવણની સાથની નાની ટોળકી ફરતાં ફરતાં કલકત્તે આવી પુગી હતી, કે જયાં ખોરશેદનો બીજું બાળક પોતાના ધણીને ભેટ આપવાનો વખત નજદીક આવેલો હોવાથી તેઓએ થોડો વખત ત્યાંજ રહેવાનો ઠેરાવ કર્યો. તેણીને તે વેળા વધારે ઓછી કષ્ટી પડશે એવો ડાકટરોએ ભય આપ્યો હતો, પણ ખોદાના હોકમથી તે ભય પસાર થઇ ગયો, અને ખોરશેદ તથા તેણીનું નાનું બાળક એક હેતવંતો બાપ અને ધણી ઇચ્છે તેવી સારી તનદરોસ્તીમાં હતાં. જાહાંગીર કલકત્તે આવ્યા પછી તરત દારજીલીંગ અને સીમલે ગયો, અને થોડા વખતમાં પાછો ફર્યો; અંહીથી તે એખલો મુંબઇ ફરવાનો વીચાર રાખતો હતો. પણ ખોરશેદની તનદરોસ્તી તદન સારી ન હોવાથી તથા તેણીની નરમાસવાળી સહીની સંગતમાં તેને વધુ રહેવાની ઇચ્છા હોવાથી તરત વેળા તેણે તે વીચાર માંડી વાળ્યો. એક દહાડો તેહેમીનાએ ખોરશેદની નાની બુચીને તેના મામાના હાથમાં રમાડવા આપી તે વેળાએ તેણે પોતાની અરધી ઊંઘાતી નાની ભાણુજીને અતી પ્યારથી કીસ કરી એવી રીતે તેહેમીના તરફ જોયું કે તેણીના ગાલ શરમથી લાલ થઇ આવ્યા, અને કાંઇ અજબ જાતની ખુશાલીથી તેણીનું હઇડું ધપકવા લાગ્યું.

તેઓની મુસાફરી દરમ્યાન અને મુખ્ય કરી આ વેળાએ તેહેમીના કેખશરૂ ખોરશેદને ઘણીજ કામની અને કીમતી થઇ પડી હતી. આવી વખતે પોતાની દીકરી આગલ નહી હોવા માટે દીનબાઇને ઘણું લાગતું હતું, પણ કેખશરૂ તેવણપર અવારનવાર તાર કરી તથા કાગલો લખી સધ્યારો આપ્યા કરતા હતા. જે દહાડે જાંહગીર સીમલેથી પાછો ફરયો તેની બીજે દહાડે સહવારે તેઓ નાસ્તાપર બેસી તરેહવાર ખુશાળ વાતો ચલાવતાં હતાં, તેટલાં ત્યાં પોસ્ટવાળો આવ્યો, જેના હાથમાંનાં ઘણાં કાગલોમાંનાં ફકત બેજ મરચંટ હાલમાંનાં હતાં. એક ગુલના અક્ષરનું જાંહગીરપર હતું, અને બીજું મનચેરશાના અક્ષરનું ખશરૂપર હતું.

"ઘણું અજબ, જોતું" જાંહગીર બોલ્યો, "મારાં માએ ખોરશેદપર નથી લખ્યું અને હોમીએ મારી ઉપર નથી લખ્યું; હું જાણું છું કે એનીપર કામનો બોજો હમણા ઘણો આવી પડયો છે, પણ તેથી શું એને મારીપર પણ લખવાનો વખત મલતો નથી."

"તારાં માએ, અને બીજાઓએ ખોરશેદપર ત્રણ ચાર દહાડા આગમચ લખ્યું હતું ખરૂં" કેખશરૂ બોલ્યા, પણ જાંહગીરે તેવણનું બોલવાનું કાંઇ સાંભલ્યું નહી. તે ગુલનાં કાગલનું પરબીડું એકદમ ફાડી વાંચવા ગુંટાયો હતો. કેખશરૂ પોતાના કાગલો વાંચવા પડેલા હોવાથી તેવણે જાંહગીરનાં મોઢાંપરનો ધભરાત જોયો નહી, પણ તેહેમીનાએ જોયું કે તેના હાથો પુષકળ ધ્રુજતા હતા, અને મહા મુશકેળીથી તે કાગલ ધરી શકતો હતો.

"ઓ ખોદા! જાંહગીરજી—જાંહગીર, બોલોની શું થયું?" તેહેમીના પોતાનું હમેશનું શરમાળપણું ખોઈ દઇ બોલી અને કેખશરનું પણ તેણીના બોલવાપરથી એકદમ તેની તરફ ધ્યાન ખેંચાયું.

"જાંગુ, બોલની શું છે, કોઈ મરચંટ હાલમાં સીક પડી ગયું છે? ખોદાને ખાતર બોલી દે!" તેવણ પણ નજદીક જાંહગીર જેટલાજ ધભરાઇ જઇ બોલ્યા.

"હોમી," ફક્ત જાંહગીર એટલુંજ બોલી શકયો, "હોમી મારો ભાઇ, અરે ખોદા, તે મરવા સુતો છે, અને હું તેની નજદીક પણ નથી. ખોદા ખાતર કેખશરૂ આ કાગલ વાંચો; મને લખેલું જણાતું પણ નથી. હવે કાંઈપણ વખત બાકી રહયો છે–હું વખતસર પંચગની જઇ પુગીશ? યા તો તે મરી ગયો છે એવી તઇયારી કરવા તેઓએ આ કાગલ લખ્યું છે?"

"જાંહગીર, તે હજી જીવતો છે, અને તું જો હમણા એકદમ જશે તો કદાચ ફાયદોબી થશે" કેખશરૂ જાંહગીરને પતાવતા બોલ્યા. તે એકદમ ઉઠી ઉભો થઇ ઓરડામાંથી ચાલી જતો હતો; પણ પાછો એકદમ ઉભો રહી ગયો.

"ખોરશેદને જણાવતા ના—તેણીને હમણાં કાંઈ કહેતા ના, તેણી સાંભલીને હબતાઇ જશે–મરી જશે;" તે બોલ્યો "ખોદા તારાં આ આંસુઓનો બદલો આપે!" તે તેહેમીના નજદીક જઇ તેણીનો હાથ પોતાના હાથમાં લઇ બોલ્યો; આ વેળા તેની પોતાની આંખોમાંથી પણ આંસુઓની ધારો વહેતી હતી: "અરે મારો વીચાર કર્યા કરજે, હું હાલ તેનાં મોતનાં બીછાનાં આગળ જાઊંછ કે જે કોઇ દહાડો તારો ભાઇ થશે, આપણે બેઉને તે પોતાની તરફની સારી દુવાઓ દેશે એવી હું આશા રાખતો હતો. અને—" તે વધુ બોલી શકયો નહી. તે ધ્રુજતી છોકરીના હાથ તેણે પોતાના હોઠો સાથ દાબ્યા, અને ત્યાંથી એકદમ ચાલી ગયો.

કેખશરૂ પણ તેની પુઠે ગયા, કારણકે તેવણ જાણુતા હતા કે જાંહગીર જવાની કાંઇપણ તૈયારી કરી શકે તેવી હાલતમાં ન હતો. વળી તેજ દહાડે ખશરૂને પણ પોતાની માતાનાં મરણને લગતી ખબર પડવાથી તે પણ પોતાના શેઠને ઝાઝો કામ નહી લાગી શકે તેવો થઇ પડયો હતો. તોપણ એક વખત પોતાના શેઠનાં દુઃખનું કારણ જાણવા પછી તે પણ બનતી મદદ કરવાને ચુકયો નહી. પોતાના મનચેરશા શેઠ પોતાના મરવા સુતેલા દીકરાનાં બીછાણાં આગળથી પણ પોતાના નોકરને તેની માતાનાં મરણ માટે અતી પ્યારભર્યા બોલોમાં દીલાસો લખે, એ બાબદે તે જવાનપર ઘણી અસર કરી અને તેથીજ પોતાના નાના શેઠને મદદ કરવાનો તેણે વધારે મક્કમ ઠેરાવ કર્યો.

જાંહગીર પોતાની સઘળી તૈયારી કરી સાંજની ટ્રેનમાં મુંબઇ આવવા નીકળી પડયો. પણ તેની મુસાફરીમાં શું શું બન્યું તેની કાંઇપણ વીગત આપ્યા વગર, હમે હમારાં વાંચનારને મરચંત હાલમાં હોમીનાં માંદગીનાં બીછાણા આગળ એકદમ લઇ જશું.

હોમી મરચંત પોતાનાં બીછાણાં ઉપર પડેલો હતો; અને મોતનો થંડો હાથ તેનાં કપાળ ઉપર જણાતો હતો; પણ આથી તેનો ચેહરો કોઇબી રીતે ઝાંખો પડી ગયો હતો નહી. સામું તેની કુદરતી ખુબસુરતીમાં વધારો થએલો લાગતો હતો, જોકે તેનું આંગ તો દીવાસલી જેવું પાતળું થઇ ગયલું લાગતું હતું. તાવમાં તેને થોડા દહાડા પવન થઇ આવ્યો હતો. પણ હાલ તે પુર સુદ્ધીમાં હતો, અને સામી તેની મગજ શક્તી હમેશ કરતાં વધારે જોરાવર લાગતી હતી. તે જાણતો હતો કે મોત નજદીક આવતું હતું. તે માટે તે શાંત મગજે હવે વીચાર કરી શકતો હતો, અને પોતાના ખોદા તથા પોતાની મેહેરને ફરીથી એક વખત મલવાને તે તલ્પી રહયો હતો.

જે દહાડાની આપણે વાત કર્યે છીયે, તે દહાડે મેહેરજીભાઇને હોમીએ પોતાની નજદીક બોલાવ્યા અને બચપણમાં તેવણે જે તેને સારી અને ખોદાઈ રાહની કેળવણી આપી હતી તે માટે મોહટો ઉપકાર માન્યો. તેવણ આગળ બોલતાં તે થાકી ગયો, અને પોતાની માતાના હાથમાં પોતાનો હાથ નાખી સુસ્ત થઇ પડયો. દીનબાઇ તેની બાજુએજ બેઠાં હતાં. દુઃખથી તેવણની છાતી ફાટ ફાટ થતી હતી, પણ તેવણની આંખમાં એક પણ આંસુ જોવામાં આવતું ન હતું; અને આ આવી પડનારી આફત ધીરજથી સોસવા માટે તેવણ મનમાં તે ખોદાની મદદ માગતાં હતાં. પીરોજા પોતાની માતાના પગ આગલ તેવણના ખોલાને અઢેલીને બેઠી હતી. મનચેરશા હોમીની બરાબર સામે દીવાલને અઢેલીને શીક્કા ફ્ચ થઈગએલા હતા. તેવણના મરદાનગીભરેલા ચેહેરાની દલગીરીભરી ઉશકેરણીથીજ તેવણ એક જીવતા માણસ જેવા લાગતા હતા. હોમીના બીછાણાની ડાબી બાજુએ રૂસતમ ઉભેલો હતો, અને જે હોમીના બીછાણા આગલનો આગલ રાત દીવસ કોઈપણ આશાએસ લેવા વગર રહેતો હતો. તેજ બાજુએ હોમીની માબાપ વગરની માસીની દીકરી બેઠી હતી, અને જોકે તેણીની આંખોમાં બીલકુલ પણ આંસુ ન હતાં, પણ તેણીનો ચેહેરો એટલો તો ભખી ખાધેલો લાગતો હતો, કે જો સૌ સૌનાં દુઃખમાં તે વેળાએ પડયાં ન હતે, તો જરૂર તે તરફ કોઇનું પણ ધ્યાન ખેંચાયા વગર રહેતે નહી. ઉંચા બુજરગ દેખાવના મેહેરજીભાઈ હોમીનાં માથાં આગળ ઉભા રહી તેને દલગીર ચેહેરે પણ વખાણની નજરથી નીહાળતા હતા.

"મારાં પોતાનાં માયજી, તમારો હોમી એટલો તો સુખી છે, એટલો તો સુખી છે, માયજી મારાં, તમે મારે માટે રડતાં ના. અરે તમારો હમેશનો પ્યાર, અને તમારી સંભાળ, મારા બચપણના વખતનું તમારૂં નરમાશપણું, મારાં છોકરવણ કામની તમારી વખાણો, મારી જવાનીની ઉમેદોનું તમારૂં ઉત્તેજન, એ સઘલું મને હાલ હમેશ કરતાં વધારે જોશથી યાદ આવે છે. તેનો હું તમારો ઘણો ઉપકાર માનવા માગુંછું, પણ મારેથી તેમ બની શકતું નથી, અને વળી મારા બાવા પણ–મારા હેતવંતા માનવંત બાવા–તમારી નરમાશ ભરેલી સંભાલોનો બદલો આપવા મેં થોડુંજ કરયું છે. મારાં ભાઇબેહેનો–તમારો પ્યાર પણ મારી ઉપર અતીશ્ય હતો–ખોદા તમોને તે માટે સુખી કરે–તમો સઘલાંને સુખી કરે; હું જાણું છું, મને લાગે છે કે તે તમોને કરશે."

વેળાએ તેવણને કેમ છોડી જાએ? અને તેવણના ધણીના હમેશના પ્યારભર્યા બોલો આ વખત તેવણને દીલાસો નહી આપી શકે? નહી; તેઓ બંને જણ ખોદાપર ઇતબાર રાખી બેઠાં હતાં; તેઓ ખુશી થતાં હતાં, કે તેઓના વાહાલા દીકરાનું મોત એટલું બધું શાંતપણે આવ્યું હતું. તેના મરતી વખતના છેલ્લા બોલો આ બેઉ માબાપને યાદ આવી તેઓનાં જખમી થએલાં હૈડાંને થોડું ઘણું રૂઝ લાવવાને વરસોનાં વરસો પસાર થવાં જોઇએ.

એક બે અઠવાડયાંમાં રૂસતમને તો પાછું પોતાની નોકરીની ફરજ બજાવવા ખાતર બેલગામ જવું પડયું. પણ જાંહગીર પાછો ખોરશેદ આગળ કલકતે જાએ અથવા તો પીરોજા પોતાના ધણીને ઘરે જાએ તેટલાં દીનબાઇ એકદમ બયજરી રીતે આજારી પડયાં અને તેઓ બેઉને પંચગની ચોખી જવું પડયું. પંચગનીમાં જે તાવ ફેલાઈ હતી, અને જેણે હોમી મરચંતનો જાન લીધો હતો, તેણે દીનબાઇપર પણ ગલબો કર્યો. તેવણના વાહાલા દીકરાનાં મરણ પછી ત્રણ અઠવાડયે તેવણ પણ બીછાણે પડયાં, અને ત્યાંથી પાછાં ઉઠે તે વીગે તેવણનાં દુઃખી કુટુંબને શક આવ્યો. આવે દુઃખ ભર્યે વખતે ફક્ત તેણીનાં માસીનાં છોકરાંજ નહી પણ તેણીના માસા પણ ઘણો ખરો આધાર ગુલપર રાખવા લાગા, અને તેણીનોજ દાખલો પકડી તેઓ પોતાનું મન પણ મક્કમ રાખતાં હતાં. આસપાસનાં સર્વેના ગમે એવા કાલાવાલા છતાં, ગુલ પોતાનાં માસીનાં બીછાણાં આગળથી રાત દીવસ ખસતી ન હતી, યા તો કોઇને તેવણની માવજત કરવા દેતી ન હતી. તેણી જવાન અને બીનઅનુભવી તો હતી, પણ પોતાનાં માસી તરફના પ્યાર, અને બીજી એક લાગણી કે જે તેણીનાં પોતાનાંજ દીલમાં છુપાએલી હતી, તેથી કોઈ તેણીમાં નવું જોર આવ્યું હતું. ડાકટર વકીલ પણ તેણી તરફ ઘણી વેળા અજાએબીની આંખથી જોતા હતા. હોમીનાં મરણ પછી ગુલે પોતાની લાગણીને એવી તો કાબુમાં રાખી હતી કે તેણી આંસુમાં પણ પોતાના જીવને રાહત આપી શકતી ન હતી. કોઇએ તેણીને કોઈ વેળા પણ રડતાં જોઈ ન હતી, તો જોકે તેના ચેહરાનો દરેક દેખાવ તેણીનાં અંદરખાનેનાં ઊંડાં દુઃખની ગવાહી પુરતો હતો. પણ તે તેણીની ફરજ બજાવતાં કોઇપણ રીતે અટકાવતું ન હતું. ચુપકીદીથી પણ સઘળાં પોતાનાં જોર સાથ એક માતાનાં દીલને કરાર વાલવાની તેણી કોશેશ કરતી હતી. તેણીનાંજ ખભાંપર હોમીનાં મરણ પછી દીનબાઇએ પેહલ વેહલાં રડી, પોતાની દલગીરીને રાહત આપી હતી. અને તે માબાપ વગરની છોકરીને પોતાની છાતીએ દાબતાં તેવણે તે ખોદાનો આવી કીમતી બેટ હજી તેવણ માટે બાલવી રાખવા સારૂ ઉપકાર માન્યો હતો. પણ તે વેળાએ ગુલનાં મનમાં શું પસાર થતું હતું તેની તેવણને થોડીજ ખબર હતી. તેવણ થોડુંજ જાણતા હતાં કે હોમી તેણીને એક ભાઇ કરતાં પણ કેટલો બધો વહાલો હતો, કે તેણી એક માસીના દીકરાનાંજ મરણનો શોક કરતી ન હતી. પણ તે કે જેને તેણીએ પોતાનો સઘળો પ્યાર, હમેશ માટે આપી દીધો હતો, તેનો પણ કરતી હતી. દીનબાઇ ફક્ત આટલુંજ જાણતાં હતાં, કે તેવણની બાણજીને ઉઘારવા બચપણમાં તેવણે જે મેહનત લીધી હતી, તેનો તેણી આ વેળા, આખો બદલો વાળી આપતી હતી. પોતાની બેહેનનાં માબાપ* વગરનાં બચ્ચાંને પોતાને ઘર લાવવા તેવણ કોઇપણ દહાડો પસતાયાં ન હતાં, પણ હવે તો જ્યારે તેવણ પોતાની માંદગીને પખોડી નાખી, નબલી હાલતમાં પોતાનાં બીછાણાં ઉપર પડેલાં હતાં, અને જ્યાં તેવણે તેણી એખલીનેજ પોતાની નજદીક જોઇ, ત્યારે તો આ માબાપ વગરનું બચ્ચું તેવણને બક્ષવામાં ખોદાએ તેવણપર ઉપકારજ કર્યો હોય એવું તેવણને લાગ્યું.

આગળી સઘળી ચીંતાઓ, પોતાના ભાઇનું મરણ, અને માતાની ભય ભરેલી માંદગીથી પીરોજાની તબીયત એટલી તો લડી ગએલી લાગી કે રૂસતમે તેને ક્યે પણ હવા ખાવા લઈ જવાનો વીચાર કર્યો અને અંતે તેણીને ભુસાવલ લઇ જવાનું નક્કી કર્યું. તેના આ ઠેરાવને તેણીના બાપ, અને ડાકટર બેઉ તરફથી ઉત્તેજન મલ્યું, અને પંચગની ખાતે હજી થોડો વખત વધારે રહેવાના પીરોજાના કાલાવાલા છતાં રૂસતમ સમજયો નહી; પણ તેણીને સાથે લઇજ ગયો, અને ત્યાં ખરેજ તેણીની તબીયતમાં ઘણો સુધારો થયો.

આ બે માશી માસીની છોકરીઓને તેઓનાં બાળપણમાં તદન જુદીજ રીતે ઉઘારવામાં આવેલી હોવાથી હાલ તેઓના ખરાસમાં અજબ જેવું જુદાપણું જોવામાં આવતું હતું. જો ગુલ તથા પીરોજાને, તેઓના બાળપણથીજ સાથે અને એકસરખી રીતે ઉઘારવામાં આવ્યાં હતે તો, ઘણું ખરૂં બેઉ જણ એકજ જાતનો સ્વભાવ દેખાડતે, પણ જોકે ખોટા લાડથી પીરોજાને કોઇપણ વખત ઉઘારવામાં આવી ન હતી, તોપણ રૂસતમની બાબદ સીવાય દરેક ચીજમાં તેણીએ ખતરા વગરનું સુખ ભોગવ્યું હતું. પ્યાર અને હેત તેણીને જેટલાં જોઇએ તેટલાં મલ્યાં હતાં, પણ આથી કરી તેણીની ભુલોમાં વધારો થવાને બદલે તેણીનાં સુખમાં વધારો થયો હતો, અને સચ્ચાઇને માર્ગે ચાલવાને તેણી શીખી હતી. તેણીનો દરેક વીચાર, દરેક લાગણી છુપાવવાની કોઇપણ દહાડો ગરજ પડી હતી નહી. બચપણથીજ પોતાની દલગીરી ખુશાલી પોતાની માતાને જણાવી દેવાની તેણીને ટેવ હતી, અને તેથી કરી જુવાનીમાં પોતાની લાગણીઓપર કાબુ રાખવાનું તેણીને ભારી લાગતું હતું. તેણી નબળાં મગજની તો કહેવાઇ શકાયજ નહી, કારણકે રૂસતમ તરફના પ્યારમાં, તેણીએ જુદીજ વગાણ દેખાડી હતી. તેણીની તનદોરોસ્તી તે વખત લડી ગઈ હતી ખરી, પણ તેથી તો સામું પુરવાર થતું હતું કે તેણીનાં શરીર કરતાં તેણીનું મગજ વધારે જબરૂં હતું, જોકે ગુલની શાંતી અને ડંડાપણું જોઇ પીરોજા હમેશ પોતાને ઘણી વખત

ઠપકો આપતી હતી. બચપણથીજ ગુલ દલગીરી અને બળાપામાં ઉછરી હતી. તેણીના બાપસીવાએ તે વેળા કોઇપણ–તેણીની માતા વઠીક–તેણીપર પ્યાર રેડતું અથવા તો હેત બતાવતું ન હતું, અને આથી કરી તેણીએ પોતાનો સઘળો પ્યાર, દરેક બચ્ચાં જેવી લાગણીઓ છુપાવી રાખી હતી. વળી આ સઘલાં સાથે તેણીના બાપનાં મરણની રાતે તેણીએ જે ભયભરેલો દેખાવ જોયો હતો, તેણી તેણીનાં મનની વળાણપર પુરતી અસર થઈ હતી. તેણી પોતાનાં માસીને ઘર રહેવા આવી ત્યારે દશ વરસની પણ નહી હશે, પણ ત્યારપછી તેણી ખવાસમાં પીરોજા જેવી થઇ શકે એ મુશકેળ, નહી બનવા જેવું હતું. કુમળાં મગજપર આસપાસના સંજોગોથી છાપ પડી ગયો હતો, અને હવે તેની સઘળી નીશાનીઓ ભુસરાઈ શકાય તેવું હતું નહી. વળી માસીને ઘર પણ બનેલા કેટલાક બનાવો, કે જેથી અમારાં વાંચનારાં પુરતાં વાકેફ છે, તેથી પણ પેલી નીશાનીઓ મજબુત થઈ હતી. દુઃખથી ગુલ આપણે હાલ જેવી ઓલખ્યે છીયે તેવી થઈ હતી, અને મગજપર કાબુ રાખવો એ શું ચીજ છે તે બરાબર સમજ્યા વગર તે તેણીનો ખુદરતી ખવાસ થઈ પડયો હતો.

હોમીનાં મરણની ખબર જોકે કેખશરૂએ ખોરશેદ તદન તનદરોસ્ત થાય ત્યાંવેર તેણીને જણાવવાની મુલતવી રાખી હતી, પણ તે મલયા પછી તેણીપર એટલી તો અસર થઇ કે તરતજ મુંબઈ આવવાને તેણીની સઘલી ઇચ્છા છતાં તેણી અશકત થઈ પડી, અને આજ કારણને લીધે તેણીની માતાની માંદગી પણ તેણીથી છુપી રાખવામાં આવી હતી. પોતાની ઇચ્છાઓ જણાવી શકાય તેટલું દીનવાઇમાં જોર આવ્યું કે તેવણે જાંહગીરનો ખોરશેદ આગળ મોકલવા, અને તેણીને દીલાસો આપવાના કાલાવાલા કર્યા, જોકે તેવણ અતીસ્વ નબળાં અને આસપાસની ચીજોમાં કાંઇપણ ભાગ નહી લઈ શકે તેવાં થઈ પડયાં હતાં તે છતાં પોતાનાં બચ્ચાં માટે તેવણને પેહલો વીચાર આવતો હતો. જાંહગીર પોતાની માતાની ઘણી ઇચ્છાથી પાછો કલકતે ગયો. ખોરશેદની તબીયતમાં પણ પોતાના ભાઇને જોઇને સારો તફાવત પડયો, અને તેણીને વધુ તનદરોસ્ત બનાવવા કેખશરૂ તેણીને સીમલે લઇ ગયા.

ગુલનાં નસીબમાં, જે દુઃખ પડયું હતું તેટલુંજ ખમવાનું ન હતું. બીજી દલગીરી તેણીનાં માથાંપર ભમ્યા કરતી હતી, અને જેનું દુઃખ હોમીનાં મરણ જેટલુંજ નજદીક કારી હતું. એક દહાડો સહવારે તેણી લાઇબ્રેરીમાં ગઇ ત્યારે પોતાના માસા સાથ ફકત ડાકટરનેજ નહી પણ મેહેરજીભાઈ માસતરને તેણીએ જોયા.

ડાકટર અને મેહેરજીભાઇ તો અવારનવાર ઘરમાં મુલાકાત આપનારાઓ હોવાથી તેણી કાંઇ અચરત થઇ નહી, પણ મનચેરશાનો ઘભરાત ભરેલો દેખાવ જોઇ તેણીને ભય પેઠો. ગુલને ઓરડામાં દાખલ થતાં જોઇ તેવણ ચોંકયા, અને મેહેરજીભાઈની કાંઇ સલાહ અને મદદ માંગતા હોય તેવી રીતે તેવણે તેવણ તરફ જોયું.

"આપણે તેણીપર ખરેખરજ વીશ્વાસ રાખી શકયે કે?" ડાકટર સેહજ શકભરેલા સાદે બોલ્યા અને ગુલ તરફ દલગીર ચેહરે જોયું. "શું આ દુઃખભરી ખબર તેણી દીનબાઇથી છુપી રાખશે એવી આપણે ખાત્રી રાખી શકયે? કારણકે હાલ જો તેવણ આગલ તે બાબદનો કોઇબી રીતે ઇસારો થયો, તો તેવણની જીંદગીનો જોખમદાર હું રહું નહી."

"ડાકટર, તમે મારી ઉપર પુરતો ભરોસો રાખો" ગુલ મક્કમ અવાજે બોલી. "વળી એવું શું નવું દુઃખ આવી પડયું છે, કે જે તમે મારાં માસીને જણાવતાં બીહો છો! અરે મને ઠગતા ના, નહી તો જે ખરૂં હશે તે કરતાં પણ વધારે દુઃખભરેલી હું આ તમારી ખબર ધારીશ. મેહેરજીભાઈ, મારા વહાલા મામાજી, તમે શું મારી ઉપર વીસ્વાસ નહી મુકશો?"

"મારી ગરીબ ગુલ," તેણીના માસા લડકતે સાદે બોલ્યા, "ખરેજ દુઃખ તું ઘણીસારી રીતે ખમે છે, પણ આ બાબદમાં હમેશ કરતાં પણ વધારે હીમતની ગરજ પડશે. સઘલું હજી સુધી જણાયું નથી. કદાચ હજીબી આશા હોય, પણ તેવી આશાને ઉત્તેજન આપવાની હું હીમત કરી શકતો નથી. મેહેરજીભાઇ તમે તેણીને કહો," તેવણ પોતાની નજર તેણી તરફથી ખીસાડી બોલ્યા, "હું કહી શકતો નથી."

"શું તમે કાંઈ જાલને માટે કહેવા માંગો છો? અરે તેને શું થયું છે? અરે મેહરજીભાઇ, મેહરજીભાઇ, મને જે હોય તે કહો, હું સઘલું ખમીશ."

એક બાપના જેટલી નરમાસથી મેહરજીભાઇએ પ્યાર અને દીલાસાભર્યા સાદે કહયું કે તે દહાડે સહવારના તેઓને એક સરકારી કાગલ મળયું હતું, તેમાં જણાવવામાં આવ્યું હતું કે, જાલ પોતાની રેજીમેંટ સાથ આફ્રીકા જવા નીકલયો હતો. કેપ આવ ગુડ હોપ તરફ આ સ્ટીમરને તોફાન નડયું અને આખી સ્ટીમર તેનાં સઘલાં માણસો સાથ ડુબી ગઇ હતી. તેઓને બચાવ માટે નજદીક આવેલાં ટાપુપરથી મદદ મોકલવામાં આવી, પણ તે વ્યરથ ગઈ હતી. બીજે દહાડે સહવારના ઘણાંક મુવેલાં માણસોની લાશ મલી આવી અને તેઓની સાથ એક તોપી પણ મલી, જેની ઉપર જાલ મેજર કરી લખ્યું હતું, અને આથી તે બહાદુર જવાનનો પણ તેના સાથીઓ જેવોજ હાલ થયો હશે એવો દુઃખભર્યો શક આવતો હતો. તેને લગતી ત્યાં ઘણી શોધખોલ કરી હતી પણ સઘલી ફોકટ; પણ ત્યાં અવારનવાર ફરતી બીજી સ્ટીમરે કદાચ તેને ઉપાડી લીધો હશે એવી તેઓને સેહજ આશા હતી. આ કાગલમાં લશકરી વડાએ મનચેરશા પાસ તદન નીરાશ નહી થવા પણ આશા રાંખવા માગી લીધું હતું અને તેણે

ફક્ત ઉપલું જાલના દોસ્તોને દીલાસો દેવા નહી પણ પોતાને જેમ લાગતું હતું તેમ લખ્યું હતું. પણ મનચેરશા તેની આશામાં ભાગ લઇ શક્યા નહી. તેવણુના સાળા સોરાબ બેહેલી હોમજીનો અંત પણ એવી ભેદભરી રીતેજ આવ્યો હતો; લાંબો વખત, ઘણો લાંબો વખત, તે જીવતો છે, તે પાછો ફરશે, એવી તેવણુને આશા રહી હતી. આ ઉશકેરાયલી—આ શકભરી હાલતમાં દીનબાઇએ કેટલું ખમ્યું હતું, તે તેવણુને બરાબર યાદ હતું અને મનચેરશાએ ધારયું કે ગુલ તેવીજ ઉશકેરણીએ, તેવાજ શકમાં રહે તે કરતાં પોતાના ભાઇને મુવેલો ધારે તો વધારે સારૂં. આ બે ભાઇ બેહેન વચે કેટલું હેત હતું તેની તેવણને પુરતી ખબર હતી. તેવણે ઘણુંજ દુ:ખ અને દલગીરીભર્યા ચેહેરા સાથ તેણી તરફ જોયું અને મેહેરજીભાઇએ પોતાનું બોલવાનું પુરૂં કર્યા પછી તેવણે તેણીને પોતાની ગોદમાં દાબી ઉપરાસાપરી કીસ કરી તથા એમ નીરાશ નહી થઇ જવાને તેણીને કાલાવાલા કર્યા; કદાચ જાલ બચીબી ગયો હોય. ગુલ એક પણ બોલ બોલી નહી, પણ તેણીનું આખું આંગ ધ્રુજતું હતું. ઘણીક મીનીટ પસાર થઇ ગઇ તોપણ હજી તેણીએ પોતાનું માથું ઊંચક્યું નહી. મેહેરજીભાઇ, જેવણુ હમેશ પોતાના બોલોથી તેણીપર અસર કરી શકતા હતા, તેવણે તેણીને ઘણો દીલાસો દીધો, અને ખોદાપર વીસ્વાસ રાખવાનું તેણી પાસ માગી લીધું તુને અને તારા ભાઇને તે ખોદાના હાથમાં મુક, મારી દીકરી, તેની મરજીને તાબે થવા માટે તારામાં પુરતું જોર આવે એવું માંગી લે, અને જો તેણે તારા જાલપર મેહેરબાની કરી તેને પેલી વધારે સુખી દુનિયામાં બોલાવી લીધો હશે, તો તેની તરફના તારા પ્યારથી આ દુ:ખ ખમવાની તુને શક્તી આવશે. મારી દીકરી, ઠંડી પડ, અને તારાં વહાલાં માસી જેને ખોદાએ મેહેરબાનીની રાહે હજી તારે માટે બચાવ્યાં છે, તેવણુને ખાતર તારી હાલની ઉશકેરાઇ આવેલી લાગણીઓને શાંત પાડ. આ નવાં દુ:ખમાંથી હાલ તરત તેવણુને બચાવી લેવા માટે હમે તારી ઉપર ઇંતબાર રાખશું, ખરેજ હમે તેમ કરી શકશું.

"મેહેરજીભાઇ તમે ખરા છેવો, અરે ખોદા તમને તમારી આ માયાભરી ચાલનો બદલો આપે." તે ગરીબ બીચારી દુ:ખના ભાર તલે કચડાઇ જતી છોકરી પોતાનું માથું ઉચકી બોલી. તેણીનો ચેહરો તદન સફેદ પુની જેવો થઇ ગયો હતો, પણ તેણીની આંખ જરા પણ આંસુથી ભીજાએલી જણાતી ન હતી. ગુંગલાવી નાખે તેવાં ડચકાંઓ તેણીને આવતાં હતાં, પણ તે જેમ તેમ કરી દાબી દેતી હતી. હામીનો દેખાવ તેણીની નજરે આવી, પોતાની માએની હમેશ સુધી સંભાળ કરવાનું તેણીએ વચન આપ્યું હતું તે યાદ દેવાડતો હોય તેવું તેણીને લાગતું હતું. મેહેરજીભાઇના બોલોથી આ યાદને વધારે મજબુતાઇ મલી, અને તેની સાથે સઘલું શાંતપણે ખમવાનું તેણીમાં જોર પણ આવ્યું. "તમે ખરેખરજ મારી ઉપર વીશ્વાસ રાખો. મારો આકાશી બાપ આ દુ:ખ ખમવાની અને હાલ તરત તો તે છુપું રાખવાની મને શક્તી આપશે. ડાક્ટર, તમે મારે માટે કાંઇ બીહતા ના. મારા અતી વહાલા મામાજી, શું તમે તમારી ગુલ ઉપર વીશ્વાસ નહી મુકશો !"

તેણીએ મનચેરશા તરફ જોયું અને તેવણુની આંખમાં આંસુઓ આવી ગયાં. "હા, મારી વહાલી ગુલ, હમણા, અને હવે પછી હમેશ હું તારી ઉપર વીશ્વાસ મુકીશ;" તેવણુ સેહજ ઉશકેરાએલા સાદે બોલ્યા. "આ દુ:ખભરી ફરજ બજાવવા માટે ખોદા તુને પુરતો બદલો આપે. હું તુને દીલાસો, અને આશા આપવા ઇચ્છુંછ. પણ મારા કરતાં તે ખોદા તુને વધારે આપશે."

મનચેરશા પોતાના ઉપલા બોલો પુરા કરે તેટલાં ગુલ લાઇબ્રેરીમાંથી ચાલી ગઇ, અને બીજો અરધો કલાક વચમાં પસાર નહી થઈ ગયો તેટલાં તો તેણી શાંત દેખાવે પોતાની માસી આગળ જઇ બેઠી.

"મારી વાહાલી ગુલ, તું ઘણે વખતે હમણા મારી આગળ આવીછ, કે નહી તો મારી એકલપેટી ઇચ્છાથી મને એવું લાગેછ ?" દીનબાઇ તે જાણીતી સહવારે બોલ્યાં.

"મારાં વાહાલાં માસીજી, શું તમને મારી આટલા વખતમાં જરૂર પડી હતી ? હું ઘણી ખુશી છેઊં, કારણકે તમારી સાથ હમેશ રહેવા મને આટલું બધું સુખ ઉપજેછ સારે તો તમે પણ મારી સંગતમાં મઝા મેલવોછ, એ વીચારથી મને કેટલી બધી ખુશાલી ઉપજવી જોઇએ." ગુલે જવાબ દીધો.

મારી પોતાની ગુલ, તારી સંગતમાં મને મઝા નહી તો શું મલે ! તારા જેવી હેતવંતી–માયાળુ, નરમાસવાલી માવજત કરનારી મને ક્યાં મલે ?

[ સાંધણ છે. ]

Two Old Maids.

## નમુનેદાર ધણી.




શ વર્ષની વાત ઉપર 'એક નમુનેદાર ધણી' ઉપર લખાણ કરવામાં કાંઇબી મુશકેળી પડતી નહી હતી, કારણ કે સ્ટીના સરદારો જેબી કાંઇ કરતા તેને એકમત થવામાં આવતું હતું; યાતો તેઓએ બાંધેલા કિલ્લા ઉપર કોઇબી બાનું હુમલો કરવાની હીમત કરતી ન હતી. તેના હકો સામે તકરાર કરવી તેનાં ડહાપણ સામે શક બતાવવો, કે ઘર સંસારમાં તેના વચે પડવા સામે વાંધો ઉઠાવવો એ તો ન બને એવું મુશકેળ ગણાતું હતું. પીતા અને ધણીનીજ અંદર કુટુંબના સઘલા લાભો સમાયલા હતા. તેની મજાહ અને તેની સગવડ આગલ સઘલાંની કાલજી રેહલી રહેતી હતી. તેની ખુશાલીનો ભાગીયો અને તેનાં બાલકોની માતા તો આખો દહાડો ઘેરની જંજાલમાંજ પડેલી હતી.

પણ હવે એ સઘલું ફેરવાઇ ગયું છે. પેહલાં પુરૂષો જે જે હસી કહાડતા હતા તે હવે દેખાઇતી સચ્ચાઈ તરીકે પુરવાર થતું જાય છે. પણ હમણાંનો નમુનેદાર ધણી કેવો છે? શું પેહલા કરતાં તે સ્ત્રીઓને ખરેખર વધુ સુખી કરશે? શું આપણી સ્ત્રીઓ ખરેખર ઘટતી રીતે તેનાં દુઃખમાં તેમજ સુખમાં ભાગ લેશે? આ તો ખચીતજ છે—કે જો એવો ફેરફાર તમે પુરૂષોની જીંદગીમાં કરવા માંગતા હોવો તો તે સ્ત્રીઓના બોલવાથી નહીં, પણ દાખલાથી થઈ શકે.

ખરેખરો નમુનેદાર ધણી એક ઉદ્યોગી પુરૂષ હોવો જોઇયે, કે જેનો આખો દહાડો કામમાં જતો હોય. પુરૂષો પુરતાં કામ વગર કદીબી સુખી રહી શકતા નથી, અને જેને પોતાની આ શકતી બહાર વાપરવાની જોગવાઇ મળતી નથી, તે પોતાનાં ઘરના કારભારમાં વચે પડી ઘણીક વેળા માઠાં પરિણામો લાવે છે. ઘરની નાની નાની બાબદોમાં વચે પડવાથી એક પુરૂષ જેટલો એક સ્ત્રીને કંટાળો આપે છે, તેટલો બીજા કશાંથી તેણીને આવતો નથી. લગનનું સુખ વધારે સલામત રહે છે, જ્યારે તે આખો દીવસ થાકથી કંટાળેલો સાંજે ઘેર આવે છે, અને જોય છે કે તેની નમુનેદાર ધણીયાણીએ સુલેહ અને શાંતીભર્યાં ઘેરમાં તેને વિસામો આપવાની સઘળી તૈયારી કરી રાખી છે. આપણે ઘણીક દુઃખી થયલી જીંદગીઓનાં કારણમાં સ્ત્રીઓની નબળાઇ અને મુર્ખાઇ જોદશું, પણ હાલમાં આપવામાં આવતી કેળવણી આગલ જતાં લગ્નની જીંદગીમાં પડતા ખાડાઓને પુરી નાખશે. ગમે એવા નમુનેદાર ધણીનેબી તેની સ્ત્રાની દીલસોજી અને મદદની જરૂર છે. એવું વારંવાર કહેવામાં આવે છે કે બાહેરગામ વસ્તી સ્ત્રીઓ વધારે સુખી જીંદગી ગુજારે છે. ધણી અને ધણીયાંણી ત્યાં એક બીજાનાં ખરાં મિત્ર અને સાથી બને છે, માટે નાની નાની જંજાલોમાં એક બીજા સાથ એકમત થઇ તેઓ તેનો નીકાળ લાવે છે.

સ્ત્રીઓ પોતાના ધણીઓ પાસેથી આગતા સ્વાગતા કરાવવાને તીક્ષણ લાગણી ધરાવે છે. તેઓ ધારે છે કે તેમની ગેહલી મરજી રાખવાનો તેમના ધણીઓનો હક છે, માટે ખરેખરા સમજુ નમુનેદાર ધણી કદીબી સ્ત્રીઓની જીંદગી ખરેખર ખુશાલ કરનારી પ્યાર તથા માનભરી વર્તણુક ચલાવવાને ભુલશે નહીં. ઘણીક પરણેલી જીંદગીઓ પુરૂષોની નાની નાની ભુલોથી ખરાબે અહડી પડે છે. એવું કારણ કાંઇ એમ નથી કે ધણીનો પ્યાર ઘટયો છે, પણ તેની ઘર બહારની રોકાણુ તેના વિચારોને એટલા તો રોકી રાખે છે કે ફકત ગફલતી તેને તેની બાયડીની તરફ ઝાઝું લક્ષ દેવા દેતી નથી. લગ્નની અંદર સ્ત્રી અને પુરૂષની જીંદગી એટલી તો જોડાયલી છે કે જો તેઓ તેમને ખરાબે અહડાવા નહીં માગતાં હોય તો બને જણે સાથે મળી પોતાને બચાવવાના ઉપાયો લેવા જોઇયે. માટે જ્યાં સુધી એક નમુનેદાર ધણીયાણી તમો હોવો નહીં ત્યાં સુધી એક ખરેખરો નમુનેદાર ધણી તમોને મલી શકે નહીં.

હમબાઇ.



## કેનેરી પક્ષીને યુરોપમાં પેહલવેહલાં કેમ દાખલ કરવામાં આવ્યાં?



કેનેરી પક્ષીને યુરોપમાં પેહલવેહલાં કેમ દાખલ કરવામાં આવ્યાં તે વીશેની એક કાહાણી નીચે મુજબ કહેવામાં આવી છે.

એક વેપારીનું વહાણુ જેમાં તે વેળાએ ઘણાં નવાઇ જેવાં લાગતાં આ સુનેરી રંગનાં પક્ષીની મોટી સંખ્યા ભરેલી હતી, તે ઇટલીના કીનારાપર ખડક સાથે અહડાઇને ભાગી ગયું. ગરીબ બીચારૂં વહાણુ તેને પાણીપર રાખવાની ઘણી મેહનત કરવા છતાં સમુદ્રને તળીએ જવાની તૈયારીમાં હતું. તેવામાં એક ખલાસી જે ફકત નાની ઉમરનો એક છોકરો હતો, તેણે પીંજરાનું બારણું ઉઘાડી મેલ્યું અને તેઓને છોડી મુકયાં. જેવું વહાણુ નીચે ગયું કે તે ખુશાલ પક્ષીઓ હવામાં ઉડયાં. અને એલબાનું ટાપુ જે નજદીકની જમીન હતી ત્યાં ઉડી ગયાં અને ત્યાં તેઓનું રહેઠાણુ કીધું. ત્યાંની હવા પણ તેઓને માફક આવતી હોવાથી બેશક તેઓ પોતાની ઓલાદમાં જલદીથી વધારો કરતે, પણ બે અડચણો તેઓને નડી.

પેહલાં તો આ નવાઈ જેવાં સુનેરી પક્ષીઓને પકડીને ઘરમાં રાખવાનું એટલું તો ઘેલાપણું ત્યાંનાં લોકોને લાગયું કે સર્વે તેમ કરવા મંડયાં; પણ એક વેળા પકડયા પછી તેઓને કેવી રીતે રાખવાં અને ખવાડવાં તે વીશે તેઓ તદન અંજાણાં હતાં. બીજું તો એ કે, ભાગેલાં વહાણપરથી ઉડેલાં પક્ષીઓમાં બે યા ત્રણજ માદા હતી, પણ ત્યારપછી બીજા વેપારીઓ કેનેરીના તાપુમાંથી બીજાં વધારે પક્ષીઓ લાવ્યાં, અને રફતે રફતે તેઓએ યુરોપમાં પગપેસારો કીધો.

એવું માનવામાં આવે છે કે, જે ચલકતો પીળો રંગ તેનાં પીછાંપર જોવામાં આવે છે તે તેનો અસલ રંગ નથી, પણ કાલા અને પીલા રંગથી ભેલાયલો એક જાતનો "ઓલીવ ગ્રીન" છે. ઘણી મેહનત અને સંભાળથી પક્ષી પકડનારા દરેક રંગના કેનેરી પક્ષી મેલવવામાં ફતેહ પામ્યા છે; કે જે "ક્રીસટલ પેલેસ"માં દર વરસે થતાં પક્ષીઓનાં સંગ્રહસ્થાનમાં જોવામાં આવે છે.

પીરોજા.

# ચંચળ બુદ્ધીનો બદલો ગંજ. ગરીબીમાંથી કરોડપતી થયલા વેપારીની વાર્તા.

(ગયા અંકથી સાંધણ ચાલુ.)

મોટાં કારખાનાંની દક્ષીણ બાજુએ ૨૦૦ ફીટ લાંબી ત્રણ મજલાની ઈંટની બાંધેલી એક ઈમારત આવેલી છે, જ્યાં ટેબલો વગેરે બનાવવામાં આવે છે. કંપનીનું એક કારખાનું દક્ષીણ બેંડમાં આવેલાં ઇંડિયાનામાં આવેલું છે, જ્યાં અખરોટના રંગની કાલી ટેબલો, તેનાં ઢાંકણાંઓ અને લાકડાંના કેસો બનાવવામાં આવે છે. આ કારખાનામાંથી કેટલુંક અધુરૂં કામ એલીઝાબેથ ખાતેનાં કારખાનામાં મોકલવામાં આવે છે, જે આ ઈમારતમાં પુરૂં કરવામાં આવે છે. આ ઈમારતની પાસે બીજી એક ઈમારત છે, જે "બોક્ષ શોપ"ને નામે ઓળખાય છે. અહીં સંચાઓને પેક કરવા માટેની પેટીઓ બનાવવામાં આવે છે અને તે માટે ૬૦ માણસો કામ કરે છે. પેટીઓ બનાવવા માટે પાઈનનું ૩,૦૦,૦૦૦ ફીટ લાકડું દર માસ વાપરવામાં આવે છે.



આખું કારખાનું ચલાવવાને છ એનજીનો જોઇએ છે, જેનું સામટું બળ ૧,૦૦૦ હોર્સ પાવર જેટલું થવા જાય છે. તેને માટે ૨૨ બાઈલરો જોઇયે છે, જેઓ દરેકની રાસ ૭૫ હોર્સ પાવરની આવે છે, જેઓ એનજીનોને ચલાવવાને સ્ટીમ પુરી પાડે છે. આ ગંજાવર કારખાનાના મજલાઓએ સામટી રીતે ૧૩ એકર જમીન રોકેલી છે અને તેમાંની દર ચોરસ ફુટ જમીન હમેશાં ઉપયોગમાં આવે છે. ડોક સુધાં આખાં કારખાનાએ ૩૨ એકર જમીન રોકેલી છે.

અમારો વાંચનારાઓ, સીંગરના સીવવાના સંચા બનાવવા માટેનાં કારખાનાનું આ ટુંક વર્ણન છે. એવું ધારવામાં આવે છે કે આખી દુનીયામાં આ કારખાનાના જેવું સર્વથી સંપુર્ણ, વ્યવસ્થિત અને જોઇતી દરેક સામગ્રી સાથનું એકે કારખાનું હસ્તી ધરાવતું નથી. એવું પણ વળી માનવામાં આવે છે કે ફકત એકજ ચીજ બનાવવાને માટે વપડાસમાં આવતું આજ એક સર્વેથી મોટું કારખાનું આખી દુનીયામાં છે. તેમાં ૨,૩૦૦ સ્ત્રી મરદોને રોજી મળે છે. જેમ બીજાં કારખાનાઓમાં કરવામાં આવે છે તેમ સનીવારને બદલે દર સોમવારે મરદોને તેઓનો રોજ ચુકવી આપવામાં આવે છે; તેથી એમ બને છે કે, તેઓને ખરી મેહેનતથી મેળવેલા પૈસા બરબાદ કરવાને તક મલતી નથી અને તે પૈસા પોતાનાં કુટુંબના લાભ અર્થે વાપડવાને તેઓને જોગવાઈ મળે છે. સીંગરનાં કારખાનાના લાગતા વળગતાઓ તેમાં કામ કરતાં માણસો ઉપર ઘણીજ માયાની લાગણીથી જોય છે. જો કોઇબી કામદારને ઇજા થાય છે, તો તેની સાથ ઘણીજ ઉદારતાથી વર્તવામાં આવે છે. ઘણાક કામદારોનાં કુટુંબોમાં આવી પડેલાં દુખોમાં કંપની તરફથી મળતી મદદથી ઘટાડો થયલો છે. કારખાનાના એક ભાગમાં એક માણસ કામ કરતો હોય અને જો તે આજારી પડી જાય છે અથવા બીજા કારણોથી કામ કરવાને અશકત થઈ પડે છે, ત્યારે તે ભાગના કામદારો તેને જોઇતી મદદ આપે છે એટલુંજ નહી, પણ જો તેને નાણાંની મદદની જરૂર હોય છે, તો તેને માટે એક ઉઘરાણાનું લીસ્ટ ફરતું કરવામાં આવે છે. પોતાના ભાઇબંધ કામદારો માટેજ તેઓ ઉદાર દીલ બતાવે છે એમ નથી. જ્યારે દક્ષીણના રાજ્યોમાં કમસો થવાથી હજારો માણસો મરણ પામ્યાં હતાં, ત્યારે સંકટમાં આવી પડેલાં કુટુંબોને મદદ કરેવાને આ કારખાનાના મજુરોએ ચાર દીવસમાં ૪,૧૦૦ દાલર એકઠા કરી મોકલાવી આપ્યા હતા. કારખાનામાં કામ કરતાં માણસોએ પોત પોતામાં કેટલીક મંડળીઓ ઉભી કીધી છે, જે તેમને માટે વાખવાખી ભરેલું છે. તેઓમાંની

એક "રાઇફલ ટીમ" છે, જેને દર સાલ કંપની એક સુંદર એ'રેજ ભેટ આપે છે. બીજી એક "બ્રાસ બેંડ"ને નામે ઓળખાય છે. તે ઉપરાંત કેટલીક સારી નામના મેળવેલી બોલ કલબો છે.

## પ્રકરણ ૬ ઠું.

### આ ફતેહનું કારણ શું?

આ દુનીયામાં બનતા દરેક બનાવ માટે સંગીન કારણ હોય છે, જોકે આપણે તે કારણ શોધી કહાડી શકયે યા નહીંબી; તેજ મુજબ સીંગર કુાની અજાયબ જેવી અને અલાદીનના ફાણસના જેવી ફતેહનું પણ કારણ હોવું જોઇયે. ૧૮૭૨ માં ચીકાગો શેહેરમાં મોટી ગંજાવર આગ લાગવાથી હજારો રેહેવાસીઓ લાચારીમાં આવી પડયા, ત્યારે તેઓને મદદ કરવા માટે ઉભી થયલી રીલીફ કમીટીએ, જે નાચાર સીવવાનો ધંધો કરનારી છોડીઓએ અરજ કીધી તેઓને સીવવાના સંચાઓ પુરા પાડયા હતા. આ વખતે કમીટીએ ૧૬ જુદી જુદી કંપનીઓએ બનાવેલા સીવવાના સંચાઓ એક મોટા ઓરડામાં ગોઠવ્યા હતા અને તે છોકરીઓને તેમાંથી પોતાને માફક આવતો સંચો પસંદ કરવાને જણાવવામાં આવતું હતું. સઘળી મળીને ૨,૯૪૪ છોડીઓ સંચાઓ લઇ ગઈ હતી, તેમાંની ૨,૪૨૭ છોડીઓએ સીંગરના સંચા પસંદ કીધા હતા અને બાકીની ૫૧૭ છોડીઓએ બાકી રહેલા ૧૫ જુદી જુદી જાતના સંચાઓમાંથી પોતાની પસંદગી કીધી હતી. આ ગરીબ છોડીઓને સીવીને પોતાનું ગુજરાન કરવાનું હોવા છતાં આ ૧૬ જાતના સંચાઓમાંથી જેઓ માટે તેના બનાવનારાઓ પુશકલ તારીફ કરતા હતા, તે છતાં મોટી સંખ્યાએ સીંગરના સંચાને પસંદગી આપી તે માટે કાંઇબી કારણ હોવું જોઇયે. જ્યારે કોઇબી જાતનું મશીન હજારો ઘરમાં વાપરવામાં આવે અને તેજ જાતનાં બીજાં બનાવનારાઓના મશીનોને પછાટ નાખે ત્યારે તેનું કાંઇબી કારણ તો હોવું જોઇયે અને જો વાંચનારાઓ ધીરજથી નીચલો હેવાલ વાંચવો ચાલુ રાખશે તો તેઓને તુરતજ તેનું કારણ જણાઈ આવશે.

આ ચોપડીના લખનારને આ બાબદના સંબંધમાં પેનસીલવેનીયામાં આવેલાં સ્ક્રેનટન શેહેરમાં સ્ત્રીઓ માટે કપડાં બનાવવાનું મોટું કારખાનું રાખનાર મી૰ ગેલેંડ જણાવે છે કે તેનાં પોતાનાં કારખાનામાં સેંકડો સીવવાના સંચાઓ સ્ટીમથી ચલાવવામાં આવે છે. તેઓ જુદા જુદા બનાવનારાઓના હોય છે, પણ જ્યારે અંદરનું સાંચાકામ બગડી જાય છે, ત્યારે તેઓની જગાએ તે સીંગરનું સાંચાકામ મુકે છે. આમ કરવાનાં કારણમાં મી૰ ગેલેંડ જણાવે છે કે જ્યારે સીંગરનો સંચો ખાલી પડે છે, ત્યારે તે મેળવવાને બીજા સંચા ઉપર કામ કરતી દરેક છોડી દાવો કરે છે; તેથી ઉલટું જ્યારે બીજા બનાવનારનો સંચો ખાલી પડે છે ત્યારે છોડીઓ તે ન લેવાને અનેક બહાણાં કહાડે છે અને આતુરતાથી સીંગરનો સંચો ખાલી પડવાની રાહ જુએ છે. મી૰ ગેલેંડ વધુ જણાવે છે કે આનું કારણ શોધી કહાડવાને તેણે કારખાનાના વડાને જણાવ્યું હતું. આ વડાએ તપાસ કરી એવું જણાવ્યું કે સીંગરના સંચા ઉપર કામ કરતી છોડીઓને બીજા મેકરોના સંચા ઉપર કામ કરતી છોડીઓની માફક સીવવાના સંચાના "ફીટસ" રીપેર કરવાને વખત લાગતો નથી. આ ઉપરથી પગાર આપવાને ચોપડો તપાસવામાં આવ્યો અને સઘળું ખુલ્લું થઈ ગયું, કાંકે છોડીઓને તેઓનાં કામના પ્રમાણમાં પગાર આપવામાં આવતો હોવાથી, સીંગરના સંચા ઉપર કામ કરતી છોડીઓ બીજા મેકરોના સંચા ઉપર કામ કરતી છોડીઓ કરતાં અઠવાડયે એકથી અઢી ડાલર વધુ મેળવતી હતી.



પીતલ ગાળવાની ભઠી.

અહીં ત્યારે લોકો સીંગરના સીવવાના સંચાને કાં પસંદ કરે છે, તેની ગુપ્ત વાત જાહેર થઈ જાય છે. સંચાની કરામત એટલી તો સાદી છે કે એક છોકરું પણ તે સમજી શકે, અને તે એટલી તો મજબુત છે કે એક બીનઅનુભવી પણ કદાચજ તેમાં બગાડો કરી શકે છે. આપણે ઉપર જોઈ

ગયા તેમ સંચાઓને સર્વેથી સરસ ધાતુના બનાવવામાં આવે છે. તેને એવી તો સરસ રીતે ફીટ કરવામાં આવે છે કે એક ઇંચના હજારમાં ભાગ જેટલી પણ તેમાં ખામી રહેતી નથી. વેચવા માટે તૈયાર થવા અગાઉ તેની ત્રણ ચાર વાર તપાસ કરવામાં આવે છે અને તેથી કરીને સ્ત્રીઓને "પીટસ" રીપેર કરવાને વખત ખોહવાની ધાસ્તી રહેતી નથી. એક ગ્રહસ્થ સીંગર કંપનીને થોડાક વખતની વાત ઉપર એક પત્ર લખી જણાવે છે કે તેણે ૨૩ વર્ષની વાત ઉપર સીંગરનો સંચો ખરીદયો હતો અને આજ પણ તે નવા માફક લુગડાં સીવે છે અને તેનું સંચાકામ સઘળું સંપુર્ણ હાલતમાં છે.



માલ ભરવાનું ખાતું.

ઘણાંકો સીંગરના સીવવાના સંચાના ગંજાવર વેપારથી અજાયબ થઈ ગુંચવાઈ જાય છે કે આ સઘળા સંચાનું શું થતું હશે, પણ આનો જવાબ આપવો ઘણો સેહેલ છે; જો વેપાર મોટો હોય, તો જાણવું કે દુનીયા તેના કરતાં ઘણી મોટી હોવી જોઇએ. સંભાળ ભરેલી ગણત્રીથી એવું માલમ પડે છે કે આજ સુધીમાં આખી દુનીયામાં દરેક પ્રકારના સીવવાના સંચા (પછી તે ચાલુ હાલતમાં હોય યા નકામાં થઈ પડયા હોય) ૬૦,૦૦,૦૦૦ છે. ફક્ત યુનાઇટેડ સ્ટેટસમાં ૧,૦૦,૦૦,૦૦૦ કુટુંબોમાં સીવવાના સંચા વપરાય છે, પણ આ સંચાઓમાંના ૧૦,૦૦,૦૦૦ ઘરોને બદલે કારખાનાઓમાં વપરાય છે, જ્યાં તેઓને સ્ટીમથી ઘણીજ ઝડપમાં ચલાવવામાં આવતા હોવાથી થોડાંક વર્ષમાં તેઓ ઘસાઇ જાય છે. તેથી જો આખી દુનીયાના સંચાઓ યુનાઇટેડ સ્ટેસમાં લાવવામાં આવતા હોય તો તેથી ફક્ત યુનાઇટેડ સ્ટેટસનાં અર્ધાં કુટુંબોનેજ તે મળી શકે. સુધરેલા દેશોમાં ૭૦,૦૦,૦૦૦ કુટુંબો સીવવાના સંચા વાપરે છે. વળી ચીન, જાપાન અને હીંદમાં પણ આ ધંધાએ પોતાનો પગદંડો દાખલ કીધો છે, જ્યાં પણ તે દીનપર દીન વધતોજ જાય છે.

આ પ્રમાણે એક કંગાળ શરૂઆતથી જનમ પામેલા સીંગરના સીવવાના સંચાની આ વાતો છે. આ પ્રમાણે એક માણસે દુનીયામાં વધવાને કેવાં ફાંફા માર્યાં હતાં અને મુશકેલીઓ સેહેવી હતી, અને અંતે તે કેવી ફતેહ પામ્યો હતો, તેનું વર્ણન પુરૂં થાય છે. આ માણસની અકલને આખી દુનીયા આભારી છે. તે માણસની શોધથી દુનીયાને બોહળા, અગણીત અને હમેશ સુધી વધારો કરનારા ફાયદાઓ થયા છે, જે માટે આખી દુનીયા તેને ખરાં અંતકરણથી આભારી છે. જો આ દુનીયામાંથી એકાએક સીવવાના સંચાઓને અને તેથી થયલા ફાયદાઓને દુર કરવામાં આવે, તો આ દુનીયાનું શું થાય તેનો ખ્યાલ આપણાથી થઈ શકતો નથી. આ સીવવાના સંચાની શોધના બાબમાં જે સર્વેથી સંતોષકારક બીના છે, તે એજ કે પોતાની શોધનું ફળ ચાખવાને અને પોતાની ચંચળ મન શકતીથી મેળવેલું ફળ ચાખવાને આ મહાન કારીગર મી૰ આઈ. એમ. સીંગર જીવ્યો હતો.

સમાપ્ત.



# ઝાડપાન અને તેમનો વધારો.

પ્રકરણ ૫મું.

## મુળ્યાં અને તેનાં કામો.



મુળ્યાં બેવડું કામ કરે છે, એક તો તે ઝાડને જમીનમાં મજબુત પકડેલું રાખે છે, અને બીજું, જમીનમાંથી ખોરાક ચુસી લે છે. મુળ્યાંની અંદરથી દોરા જેવા શાખાઓ અને નાની નાની ડાંખળીઓ આસપાસ ફુટે છે, ને તે બધું મુળ્યાં સાથ જમીનની અંદરજ રહે છે. જો આપણે આ જમીનમાં દટાએલી મુળ્યાં પરની ફુટેલી ડાંખળીઓની બાજુ અને છેડા તપાસ્યે છીએ તો તેની ઉપર ઘણાંક પતળાં ને નાજુક નાનાં મુળ્યાંઓ જણાએ છે. આ ભાગ નરમ ને દેખાઈ શકે એવા હોય છે, અને તેઓજ મુખ્ય કરીને જમીનમાંથી ભીનાશ ચુસી લે છે. એ મુળ્યાંઓ કેવાં ઝડપથી પાણી ચુસે છે તે એક ઉગતા રોપાને ઉખેડી તેનાં મુળ્યાં પરથી મટોડી ધોઇ નાખી તેને પાણીમાં મુકવાથી માલમ પડે છે. આવી રીતે જે પાણી ચુસી લેવામાં આવે છે તેમાંથી થોડાક ભાગ ઝાડમાં રહે છે, ને બાકીનો ઘણોક ભાગ પાતરાંને રસ્તે બાહેર નીકળી જાએ છે. હવે ત્યારે એ પ્રમાણે થાએ છે તેનું કારણ એ કે, ઝાડની અંદર જે ખણીજ પદાર્થ મુખ્ય કરીને તેને ઉગતી વેળાએ જોઇએ છે, તે પાણીમાં એટલો તો થોડો પીગળેલો હોય છે કે તેને લીધે તેને (ઝાડને) જોઇએ તેથીબી વધારે પાણી ચુસી લેવું પડે છે.

કેટલીક વખતે મુળ્યાં ઝાડને માટે આવતાં વરસનો ખોરાક ભરી રાખે છે. આવાં મુળ્યાં જાડાં ને માવાદાર હોય છે, સળગમ, ગાજર, મુળા ઇત્યાદી એવી જાતનાં મુળ્યાં છે. કેટલાંક મુળ્યાં ઝાડને જોઇએ એટલોજ ખોરાક ચુસે છે. ઝાડ ઝાડી અને ઘાસનાં શાખાવાળાં મુળ્યાં એ જાતનાં છે.

ઝાડની જીંદગી જેટલી લાંબી હોય છે તે પ્રમાણે તે ઝાડને તેવી જાતનાં મુળ્યાં થાએ છે મોટાં ઝાડ અને નાનાં છોડને ડાંખળીવાળાં મુળ્યાં હોય છે, અને તે ડાંખળીઓને છેડે દોરા જેવા શાખા અથવા નરમ નવાં મુળ્યાં ફુટેલાં જણાએ છે. આ મુળ્યાં જમીનમાંથી ખોરાક ચુસવા માટેજ ઉપયોગી છે. ભાજીપાળા (નરમ બાંધાના રોપાઓ)ના થડમાં લાકડાંનો ભાગ બહુ થોડો હોય છે, અને જેઓ દર વરસે મરી જતાં હોય તે અને જેઓ સુકઇ ગયા પછી પાછાં મોસમે તાજાં થતાં હોય તે બેમાંનાં એકનેબી જેમ તે વરસ દહાડો જીવે તેવાં, કે બે વરસ જીવે તેવાં, કે ઘણાં વરસ જીવે તેવાં હોય તેમ તેનાં મુળ્યાં જુદી જુદી જાતનાં થાએ છે. વરસ દહાડો જીવે એવાં હોય છે તેઓને જે વરસમાં ઉગે છે તેજ વરસમાં ફુલ ફળ પણ આવે છે અને બીયાં પાકટ થયા પછી ઝાડ તેજ વરસમાં મરી જાએ છે. આવા છોડવાને શાખાવાળાં ગુચ્છડાં જેવાં મુળ્યાં થાએ છે, અથવા એક જાડું મુળ્યું હોય છે ને તેની આસપાસ પતળી શાખાવાળી ડાંખળીઓ ફેલાએલી હોય છે. બે વરસવાળાંને જે વરસમાં ઉગે છે ને વરસમાં ફુલ નથી આવતાં, પણ એમજ રહે છે ને બીજે વરસે ફુલ આવીને ફળનાં બીયાં પાકટ થયા બાદ મરી જાએ છે. આવા રોપામાં પેહેલે વરસે ઘણો સરખો ખોરાક ઝાડમાં એકઠો થાએ છે ને પછી બીજે વરસે ફુલ ફળ આવતી વેળાએ તે ખોરાક કામ લાગે છે. આપણે જોયું કે, ઝાડનો રાખી મુકેલો ખોરાક મુળ્યામાં રહે છે, પણ કેટલાંક ઝાડમાં તો તે પાતરાં અને નાની ડાંખળીઓમાં પણ રહે છે. આનો એક દાખલો કોબીજ છે. જે રોપા ઘણાં વરસ જીવે છે તે જેવો શ્યાળો બેસે છે કે મરી જાએ છે, અને જમીનની બરોબર થઇ રહે છે. પણ તેનાં થડનો થોડોક ભાગ તેની ઉપરની કળીઓ સાથે જમીનમાં એમનો એમ રહે છે, અને બીજી મોસમમાં પાછું ઝાડ ઉગી નીકળે છે. આવી વેળાએ તેનાં મુળ્યાંમાં કે કેટલો ખોરાક રહેલો હોય છે.

S.

---

**ધંધાને લગતી રીતભાત**—સર વીલ્યમ ગલ નામે એક મોટા ડાકટરની નીચલી વાત પરથી જણાય છે કે એક દરદીના તેનાં ડાકટર પરનો વીશ્વાસ એ સર્વેની આગમજ ઘણી અગતની ચીજ છે.

સર વીલ્યમને એક વેળા ઘણી ઉતાવલમાં એક દર્દી આગળ બોલાવવામાં આવ્યા, કે જે દર્દી એક જુવાન ડાકટરની સંભાળ હેઠળ હતો. તપાસ કરતાં સર વીલ્યમને માલમ પડયું કે ચોકસ દવાઓ સાથે તે દર્દીને થોડે થોડે વખતે બ્રાન્ડી અને પાણી આપવામાં આવતું હતું. તે મોટા ડાકટરે તેને ઘણી સંભાળથી તપાસીને કહયું, "એને બીજો એક ચમચો ભરી બ્રાન્ડી આપો."

ત્યાર પછી તે પેલા જુવાન ડાકટર સાથે ખાનગી ઓરડામાં ગયો. દરવાજો બંધ કરીને તે બોલ્યો, "એનું દર્દ ફલાણું ફલાણું છે, કોઈબી કારણસર તમુને બ્રાન્ડી આપવો નહી જોઇતો હતો."

"પણ," તે નાનો ડાકટર અજાયબ થઇને બોલ્યો, "સર વીલ્યમ, હું ધારૂં છું કે તમે હમણાંજ નર્સને કહયું કે એક બીજો ચમચો ભરી બ્રાન્ડી આપવો."

"તે ખરૂં છે," તે મોટા ડાકટરે કહયું, "કારણ કે મારે તે દર્દીના તમારા પરનાં વીશ્વાસનો ભંગ કરવો ન જોઇયે, નહી તો કે તમે ફરીથી તેને જે કાંઇ કહેશો તે તે માનશે નહી અને બેચેન રહેશે."



# પ્રીન્સેસ ઓફ્ વેલ્સની ઘેરની જીંદગી.



ન્સેસ ઓફ્ વેલ્સની જાહેર જીંદગી વીશે પુશ્કળ લખાયું અને બોલાયું છે, વરસો થયાં આ ખુબસુરત શાહજાદી તેણીની ભવીષની રઇયતની એટલી તો માનીતી થઇ પડી છે કે તેણીનાં દરેક જાહેર કામ અને બોલોની બારીક બારીક નોંધ લેવામાં આવે છે. તેણીનો દેખાવજ હજારો લોકોનાં દીલને ખુશ કરે તેવો છે. ઈંગલંડમાં જો કોઈ પણ સ્ત્રી સૌથી વધારે જાહેરમાં આવી હોય તો તે પ્રીન્સેસ ઓફ્ વેલ્સ છે. તે દેશમાંની ખરી મોહ પમાડનારી, સુંદર, સુધરેલી, ખુબસુરત સ્ત્રીઓ જેઓ જાહેર જીંદગીમાં એક યા બીજી રીતે ભાગ લેતી હોય તેઓમાંની એક પણ એવી નથી કે જેની આગળ આપણી ભવીષની રાણી બીજી પદવી ધરાવે; તેણીના અતીશય ખુબસુરત ચેહેરા, રાણીને છાજતી ખુબીઓ, અને માયાળુ ખવાસ સાથે તેણી ખચીતજ એક નમુનેદાર શાહજાદી છે.

પણ જ્યારે દરેક જણ તેણીની જાહેર જીંદગી વીશે આશરે બધું જાણે છે, ત્યારે તેણીની ખાનગી જીંદગી વીશે ઘણું થોડું જણાયલું છે. આનું કારણ એ છે કે, તેણી ઘણા એકમારગી ખવાસની છે, અને જોકે તેણીનાં મીત્રો સંખ્યાબંધ છે, તોપણ પોતાનાં કુટુંબની બહાર કોઇ પણ અતલગનો મીત્ર તેણી ધરાવતી નથી. ઇંગલંડમાંનાં તેણીનાં કુટુંબ, તેમજ તેણીનાં માતપીતા ડેનમાર્કના રાજા અને રાણી અને તેણીની બે બેહનો એક રશીઆની હાલ વીધવા થયલી શાહનશાહબાનુ, અને બીજી, ડચેસ ઓફ્ કમબરલેન્ડ સાથના સગપણના બાંદથી તેણી એટલી તો સંતોષી છે કે બાહેરનાં સાથે અતલગની દોસ્તી બાંધવાને તેણી ઇચ્છની નથી.

પાંત્રીશ વરસની વાત પર જ્યારે આ શાહજાદી અને તેણીની બે બેહનો ત્રણ ખુબસુરત બાળકો હતાં, તે વેળાએ તેઓની હાલત તેઓને એકાંત જીંદગી ગુજારવાની ફરજ પાડતી હતી. તેઓનો પીતા જે હાલનો ડેનમાર્કનો રાજા થાય છે તે તે વેળાએ ફક્ત એક ડયુકનો ખેતાબ ધરાવતો હતો, અને તેનો ખેતાબ જાલવવાની તેનામાં પુરતી શકતી નહી હોવાથી તેને તાલેવંત કુટુંબના મોટા છોકરાઓને ચીતારખો હુનર શીખવવાની ફરજ પડતી હતી. તે અને તેનું કુટુંબ એક નાના બંગલામાં રહેતાં હતાં, અને જ્યારે તે જુના, મગરૂર શેહેરમાંના લોકો ફરતાં ફરતાં તેઓના બંગલા આગળથી જતાં, ત્યારે દરવાજા આગળ ઉભાં રહી, તે સુંદર નાની શાહજાદીઓને તેઓના સુતરાઉ ઝભ્ભામાં ફુલોના કયારા વચ્ચે દોડતી જોતાં. તેઓ પોતેજ સૌથી સુંદરમાં સુંદર ફુલો મીસાલ દીસતી હતી. તે વખત ઘણો સુખી હતો; અને તે સુખી બચપણના દીવસો કે જ્યારે તેઓ પોતાનાં જુનાં ઘરના લીલોતરીભર્યા બાગમાં રમતાં હતાં, તે પાછલા દીવસોમાં તેઓને વારંવાર યાદ આવતા હતા.

તેઓનો પીતા તે વેળાએ ડેનમાર્કનાં રાજનો સીધી રીતે વારસ ન હતો, અને તે પંકતી પર ચહડવાને તે લોભી પણ ન હતો. પણ જે મરતબો અને પ્રમાણીકપણું, અને ભલાં તેમજ સાચ્ચાં કામ માટેની આગ્રહભરી મેહનત માટે ડેનમાર્કનો રાજા જાણીતો છે, તેજ જુવાનીના દીવસોમાં પણ તેની જીંદગીના નીયમો હતા, અને તેનાં બચ્ચાંઓએ તેમાંથી ફાયદો મેળવ્યો હતો. કાંઇપણ ખોટો ભપકો યા ખોટો દેખાવ કરવાની કોશેશ તે શાંત ઘરમાં જોવામાં આવતી ન હતી. તેની ત્રણ દીકરીઓને ઘણીજ સાદી રીતે ઉછારવામાં આવી હતી; ઘરને લગતાં ઘણાંએક કામકાજોમાં તેણીઓ મદદ કરતી હતી; તેઓના શીખવા પર ગંભીર ધ્યાન આપવામાં આવતું હતું, અને તે પુરૂં થયા પછી કપડાંઓ વેતરવા અને સીવવામાં લાંબો વખત ગુજારવામાં આવતો હતો, કારણ કે તે વેળાએ ભવીષની ઈંગ્લંડની રાણી, રશીઆની શાહજાદી, અને ડચેસ આવ કમબરલેન્ડની દર મહીનાની આવક બાર શીલીંગ હતી. તેથી જે સુંદર સુતરાઉ અને મજલીનના ઝબ્બા પેહરી ત્રણુ બેહનો લીલા બગીચાંમાં પરીયાંઓ મીશાલ કુદતી હતી, તે ઝબ્બાઓ ઘેરમાં તેઓને પોતાનેજ હાથે સીવવામાં આવતા હતા; અને તેઓ ફક્ત પોતાનાં કપડાં સીવતાં હતાં એટલુંજ નહી પણ ફાટાં તુટાં પણ પોતેજ દરસ્ત કરતાં હતાં.

જ્યારે સાંહજ પડતાં ડ્રોઇંગ માસ્તર ડયુક ઘરમાં આવતા ત્યારે તેઓની માતા—હાલની ડેનમાર્કની રાણી—પોતાનાં બાળકો, જેઓ સાંહજનાં ઝઝકલાંમાં મેદાનપર કુદતાં અને રમતાં હતાં, તેઓને મીઠા મધુર અવાજે બોલાવતાં સંભળાતી, "અલેકઝાંડરા, ડેગમાર, થાઇરા, તમે કયાં છેઓ? ચાલો જલદી, મારી દીકરીઓ, જમવા અંદર આવો; બાવા ઘેર આવ્યા છે." અને એક ઘણી સાદી ખાનાની ટેબલ આગળ એક ખુશનુમાં નાનું કુટુંબ એકઠું મળતું, અને તેઓનો પીતા શેહેરમાં આખો દીવસ શું શું બન્યું હતું તેની તેઓ આગળ વાત કરતો, અને તેની દીકરીઓ શીખવાનાં તેમજ ઘરનાં બીજાં કામકાજની સઘળી વાતો તેની આગળ કરવામાં મજાહ મેળવતી.

ત્યારપછી એકાએક અને તદન નધારેલું એક બાદશાહી તાજ તેઓનાં નાનાં ઘરમાં લાવવામાં આવ્યું. તે ફક્ત યુરોપની ઉતરે આવેલાં એક નાનાં રાજનું તાજ હતું. પણ તેણે સઘળી ચીજો ફેરવી નાખી. સુતરાઉ પોષાકમાં ફરનારી તે ત્રણે છોકરીઓપર હવે લોકો ફક્ત તેઓ અસાધારણ ખુબસુરત હતાં તે માટેજ જોતાં ન હતાં, પણ

તેઓ હવે અગતનાં માનવી થયાં હતાં, જેઓનાં માથાંપર એક બાદશાહી તાજનાં ઝવેરાતો ચલકતાં હતાં. તેઓ તરફ વખાણની નજરથી જોનારાં તે નાનાં ગામનાં લોકોની નજર આગળથી તેઓ જલદીથી ગુમ થઈ ગયાં. હવેથી તેઓ ડેનમાર્કના મેહેલમાં બાદશાહી ભપકામાં રહેવા લાગ્યાં.

તે વેળાએ તે શાહજાદીઓ માટે ઘણું સંભળાયું ન હતું. એટલુંજ કે તેઓ ખુબસુરતીમાં વધતી જતી હતી, અને એવી વાત સઘળે પંથરાઇ હતી કે તેઓમાં સૌથી ખુબસુરત શાહજાદી અલેકઝાંનડરા હતી. તેણી ત્રણુડેમાં સૌથી વડી હતી. તેટલા વખતમાં આપણાં મહારાણી અને પ્રીન્સ આલબરટનો વડો દીકરો ઉમરમાં આવ્યો હતો અને હવે તેને માટે બાયડી શોધવાનો વખત થયો હતો. બેઉ જવાન માણસો એક બીજાને ગમતાં થઇ પડે નહી ત્યાં સુધી લગ્ન વીશે કદી પણ વીચાર ન કરવાની ધારણા રાખીને ઘણી સીફતથી પ્રીન્સ આલબર્ટ એડવર્ડ ઓફ વેલ્સ અને પ્રીન્સેસ અલેકઝાનડરા ઓફ ડેનમાર્કને સાથે મેલવવાની ગોઠવણ કરવામાં આવી; તેમ સેહલાઈથી બની શકે તેવું હતું. તે જુવાન શાહજાદી અઢાર વરસની ઉમરે જરમનીના દક્ષીણ ભાગમાં ફરવા નીકળી હતી. પ્રીન્સ ઓફ વેલ્સ જરમનીના રેહનીશ મુલકમાં મુસાફરી કરતો હતો, અંત હવે તે વધારે દક્ષીણમાં હીદલબર્ગ તરફ ગયો, જ્યાં તેને તેની ભવીષ્યની બાયડી મલી. આ મેલાપ ૧૮૬૧ ની પાનખર રૂતુમાં થયો હતો. પ્રીન્સ ડેનીશ શાહજાદીની અતીઅંત ખુબસુરતીથી અંજાઇ ગયો હતો અને બીજા અઢાર મહીનામાં તેઓ ઘણીવાર મલ્યા પછી શાહજાદી અલેકઝાંનડરા પ્રીન્સ ઓફ વેલ્સની ધણીયાંણી થઇ અને તેની સાથે તેનાં અંગ્રેજી ઘરમાં ગઇ.

તેણીનાં લગનની ખુશાલીનો હેવાલ આપી અત્રે લંબાણ કરીશું નહી. જે પ્યાર અને વખાણની લાગણી પેહલાંથી તેણીએ ઉત્પંન્ન કીધી હતી, તે ધીમે ધીમે મજબુતાઈથી વધી છે, અને આજના દીવસ સુધી વધતી ચાલુ રહી છે. પ્રીન્સેસ ઓફ વેલ્સ જો કશાંથીબી લોકોની એટલીબધી માનીતી થઇ પડી હોય તો તે તેણીના મીઠા સ્ત્રીપણાંને છાજતા ગુણોથી છે. એ બાબદમાં તેણીની એક પણ હરીફ નથી. દુનિયામાં એક પણ એવી સ્ત્રી ન હશે કે જેની ખરાં દીલથી આટલીબધી ખુશામત અને નકલ કરવામાં આવતી હોય. તેણી ચોકસ રીતે પોતાના બાલ બાંધે છે અને ઈંગલંડની અરધીઅરધ સ્ત્રીઓ તેમાં તેણીની નકલ કરે છે, અને તે વેળાએ તેઓ ભુલી જાય છે કે, જે ઢપ એકનાં મોહડાં પર શોભે તે બીજાંને તદન બગાડી નાંખે છે. તેણી એક જાતનો ચોકસ કપડાંનો પોશાક પેહરે છે, જેમાં તેણીનું સીધ્ધું પાતળું આંગ બહુ દીપી નીકલે છે. હવે તેવોજ પોશાક બધીગમથી ગોળ ગોળ અને બતક જેવી સ્ત્રીઓ પણ પેહરી નીકલે છે. આ આંધળી નકલ કરવાની ટેવ એટલી તો હદ સુધી લઇ જવામાં આવી છે કે શાહજાદીની કેટલીક ખાંપણોની પણ નકલ કરવામાં આવે છે. થોડાંક વરસની વાતપર જ્યારે પ્રીન્સેસ ઓફ વેલ્સ પગની કાંઇ અડચણને લીધે લગાર લંગડાઇને ચાલતાં હતાં, તે જોઇને ફેશનેબલ બાનુઓનું આખું લશકર તે પ્રમાણે લંગડાતું ચાલવા લાગ્યું. તેણીનાં ગળાંપર કાંઈ ચીરો પડેલો હોવાથી તે ઢાંકવાને તેણી મખમલની રીબન અથવા તો મોતી યા કોઈ બીજાં ઝવેરાતનો હાર બરાબર દહાડીની નીચે ગળાંને વળગી રહે તેવી રીતે પેહેરતી હતી, જે જોઇ સઘળાંઓ તેજ પ્રમાણે પેહેરવા લાગ્યાં.

પણ આપણે આ તો તેણીની જાહેર જીંદગી વિશે બોલ્યાં છીયે. જેમ જેમ વધારે જાહેરમાં તેણીની નકલ કરવામાં આવતી, અને વખાણ તથા માનથી તેણી તરફ જોવામાં આવતું, તેમ તેમ તેણીને પોતાનું ઘર વધારે વાહલું અને વધારે માનીતું થઈ પડતું. તેણીનાં ડહાપણવાલાં અને વાહલાં માબાપોએ જે નેક ગુણો તેણીમાં દાખલ કીધા હતા, તેનેથી તેણી જે દીવસથી પોતાનું બચપણનું ઘર છોડી પ્રીન્સ ઓફ વેલ્સની ધણીઆણી તરીકે તેણીનાં સુખી ઘરમાં દાખલ થઇ તે દીવસથી તેણી સર્વેની વાહલી અને માનીતી થઇ પડી. જાહેર મંડળીઓમાં આગેવાન ભાગ લેનારી આવી ચાલાક ખુબસુરત શાહજાદીને કુટુંબની વધારે અતલગની અને સાદી નિર્દોષ મજાહોને ધીક્કારવાને બદલે ઘરની દરેક ફરજોમાં આગેવાન ભાગ લેતાં જોઇને ઘણીએક મોટે ઘેરની બાઇઓ, જેઓ ઘરની ફરજો અને તેઓનાં બચ્ચાંઓમાં કાળજી ધરાવવાનું તેઓના દરજ્જાથી હલકું સમજતાં હતાં, તેઓએ પોતાની જીંદગીમાં એક નવો સંઢો ઉમેરયો અને આપણી નમુનેદાર શાહજાદીની નકલ કરી, તેણીની માફક ઘરમાં ઉપયોગી થઈ પડવાને બહાદુરીભરી કોશીશ કરવા લાગી.

ઘણી ધણીયાણીઓ અને માતાઓ તથા વળી જે બાનુંઓ જાહેર મંડળોમાં ઘણી ફરે છે, તેઓને પણ ઘરની ફરજો બજાવવાનું સેહલું હોય છે; પણ આપણાં પ્રીન્સેસ આફ વેલ્સ માટે તો ખચીતજ તેમ હતું નહી. જ્યારે પહેલેથી બહારની હજારો ફરજો બજાવવાનો બોજો તેણી પર આવી પડતો, ત્યારે તેણીના ધણી અને બચ્ચાં સાથે ઘરની એકાંત જીંદગી માટે વખત મેળવવાનું ઘણું મુશકેલ પડતું, તે છતાં કાંઈ પણ કરી ઘણી સીફતથી તેણી તે મેળવી શકતી. આપણને યાદ રાખવું જોઇએ કે, આપણાં મહારાણીજી વીધવા થયા પછી એકાંત જીંદગી ગુજારતાં હોવાથી જાહેરમાં ઘણુંખરાં આવતાં ન હતાં, અને તેથી ખુદરતી રીતે આપણા ભવીષ્યના રાજાનાં ધણીયાંણી તરીકે બાદશાહી કુટુંબ તરફથી રાજને લગતાં અને બીજાં જાહેર કામકાજની આગેવાની તેવણને લેવી પડતી. પણ જાણે કે આ એક બાબત માટે આપણાં નરમાસવાળાં શાહજાદીએ મક્કમ ઠરાવ કીધો હોય તેમ દીસતું હતું કે, કોઇબી બાહેરનું કામકાજ તેવણને ઘરની ફરજોથી દુર રાખી શકશે નહી; તેવણેજ

પોતાનાં બચ્ચાંઓની માવજત જતન કીધી હતી, તેવણેજ તેઓને પહેલાં પગલાં ભરતાં શીખવ્યું હતું, તેઓની પહેલી બંદગી બોલતાં શીખવી હતી, તેવણ તેઓના મિત્ર અને સાથી, તેઓનાં બચપણનાં દુખમાં દયા ખાનારાં, તેઓની ખુશાલીમાં ભાગ લેનાર, નાનાં દુખ અને દલગીરીમાં દીલાસો દેનાર હતાં. વાંચનાર, તમે ખચીતજ પ્રીન્સેસ ઓફ વેલ્સનાં તેણીનાં બાળકો સાથનાં ચીત્રો જોયાં હશે કે જેમાં તેણી તેઓને પીઠપર લઇને રમાડે છે. કેટલાંકોમાં તેણી તેઓને પોતાની આસપાસ બેસાડી તેઓ આગળ બચ્ચાં લાયકની વાતો વાંચે છે, વગેરે. આ ચીત્રો આપણી આંખે જુની ફેશનનાં લાગે છે, પણ આં બાદશાહી કુટુંબની જીંદગીના નાના દેખાવો આપણને એક માતાના પ્યારની વાત કહે છે, કે જે, જયાં સુધી દુનિયાં રહેશે ત્યાં સુધી કદીએ જુની થવાની નથી.

પોતાનાં બચ્ચાંઓ સાથે ૮) સુખી વર્ષો ગુજરયા પછી શાહજાદીપર એકાએક મોટો બોજો આવી પડયો. આપણો શાહજાદો ટાઇફોઇડ તાવનો ભોગ થઇ પડયો હતો, અને ઘણાં અઠવાડયાંઓ સુધી મોતને કાંઠે હતો, અને તેનાં બીછાણાં પાસે શાહજાદીએ પોતે એક ઉપયોગી નર્સ થઈ પડવા માટે પોતાનું દુઃખ અંદરથી જેમ તેમ દાબીને તેની સારવાર કીધી હતી, ખડે પગે તેની ચાકરી કીધી હતી અને તેમાં તેણીને જશ મળ્યો હતો. તે વેળાની એક વાત કહેવામાં આવી છે, તે સાબેત કરી આપે છે કે તેણી કેટલી માયાળુ દીલની હતી. તેઓનો એક ઘોડાવાલો જે વેળાએ શાહજાદો આજારી હતો તેજ વેળાએ તેજ માંદગીથી પીડાતો હતો. શાહજાદીએ તે વીશે સાંભળ્યું અને જોકે પોતાની ફીકરના બોજા તળે કચડાઈ ગઇ હતી, તોપણ તે માણસની ખબર મેળવ્યા વિના એક પણ દીવસ પસાર થવા દીધો નહી. તેણી વળી પોતે તેને જોવા પણ જતી અને તે મરણ પામવા પછી તેને માટે જેઓ વીલાપ કરતાં હતાં તેઓ આગળ જઈ તેઓનાં દુઃખમાં ભાગ લીધો.

સેન્ડરીંગહેમનાં બાદશાહી બાળકો મોટા છોકરા અને છોકરીઓ થયાં અને તોપણ હજુ તેઓની માતા તેઓની સૌથી મોટી દોસ્ત હતી. તેઓનાં પાળેલાં જનાવરો હતાં અને તેણી તેઓમાં પણ પોતે કાળજી લેતી. ખરેખર તેણીને દરેક જાતનાં જાનવરનો એટલો તો શોખ છે કે દરરોજ તેણી તેઓની મુલાકાત લે છે, અને તેમાં મજાહ મેલવે છે. તેણીના ઘોડા અને કુત્રાં ખુબસુરતીના નમુના છે. તેણીનું સૌથી માનીતું જનાવર તેણીની બીલાડીઓ છે. સેન્ડરીંગહેમના મેહેલમાં પક્ષીઓ પણ બીહક વીનાની છુટાપણાની જીંદગી ભોગવે છે, અને સખ્તમાં સખત શીયાળામાં પણ ખુદરત જે ખોરાક તેઓને આપી ન શકે તે તેઓને હમેશાં મળે છે.

લોકો વારંવાર અજબ થાય છે, કે બાદશાહી કુટુંબનાં આદમીઓ ઘરમાં કેવી રીતની જીંદગી ગુજારતાં હશે. તેઓ ધારે છે કે બીજાં લોકો કરતાં તેઓ જુદીજ રીતની જીંદગી ગુજારતાં હશે. આ વીચાર તદન ભુલભર્યો છે. અલબત, 'કોરટ'ની રીતભાત તેઓની ઘણી આડે આવે છે, અને જો બાદશાહી કુટુંબનાં તે મુજબ ચાલવા ધારે તો તેમ કરી શકે, પણ સારાં નસીબે આપણાં બાદશાહી કુટુંબનું દરેક આદમી એવી કંટાળાભરી રીતને ધીક્કારે છે, અને પ્રીન્સ તથા પ્રીન્સેસ ઓફ વેલ્સનાં ઘરમાં તો એવી રીત ઘણીજ થોડી જોવામાં આવે છે. શાહજાદીને તેણીનાં બચપણના દીવસોમાં સીવવા ભરવાનો જેટલો શોખ હતો તેટલો હમણા પણ છે. તેવણ સાંચાપર સીવે છે, આઠ નવ વરસની વાત પર "ડરેસ" વેતરવા અને સીવવાની કોંઈ ચોકસ નવી રીત નીકળી હતી, તે વેળા તેવણને અને તેવણની દીકરીઓને આ ચોક્કસ રીત શીખવવા માટે એક ખાસ શીક્ષક રાખવામાં આવી હતી; ત્યારપછી ત્રણે શાહજાદીઓ પોતાના અને તેઓની માતાને હાથના બનાવેલા બંધબેસ્તા પોશાકમાં વારંવાર જોવામાં આવતી હતી. તરેહવાર જાતનું ફેનસી ભરતકામ પણ પ્રીન્સેસ ઓફ વેલ્સનો માનીતો હુન્નર છે, અને સેન્ડરીંગહેમના ઓરડાઓમાં તેવણના હાથની હુશીઆરી અને ટેસ્ટના તરેહવાર નમુના જોવામાં આવે છે. તેમજ તેવણની અત્યંત સુંદર નાહની "ડેરી" (દહી, પનીર, માખણ, મલાઇ વગેરે બનાવવાની જગા) ફકત એક જોવાનું રમકડું નથી. તેથી ઉલટું, શાહજાદી ત્યાં વારંવાર પોતાને હાથે માખણ બનાવે છે. આવાં કામથી ફકત તનદરોસ્તીનેજ ફાયદો થતો નથી, પણ શાહજાદીની સાંભળવાની શકતી દહાડે દહાડે ઓછી થવાથી આવું કામકાજ એક અમુલ્ય આશીરવાદ થઇ પડે છે.

ખુરશેદ.

---

**સળી પાડવાના હુન્નરનો નવો ઉપયોગ**—એક ખીજવાયલા આશકનાં દીલને નરમ કરવા માટે એક ઓસ્ત્રીઆની છોકરીએ ચોરનાં કપડાં પહેરી કોફીનમાં સુઇને પોતાની સળી પડાવી. આ તેણીની યુકતી ફતેહભરી નીવડવાને બદલે તે બાપડો જુવાન શખસ ભગજથી ખીસી ગયો. આ કરતાં કાંઇ વધારે ખેંચાણ કરનાર આકારમાં તેણીએ પોતાને મુકવી હતી.

વળી એક બીજા જુવાન ગ્રહસ્થ વીશે કહે છે કે, સળી પડાવતી વેળાએ તે પોતાનો ચેહરો મરડી મોરીને એવો તો કદરૂપો કરવા લાગ્યો કે સળી પાડનારે ઘભરાઇને પુછ્યું:

"તમે શું કોઈ ગુનેહગાર છો કે અને પોલીસે તમો પર સળી પડાવાની ફરજ પાડવાથી તમારો ચેહરો છુપાવવા માટે આવો કદરૂપો દેખાવ કરો છો કે?"

પેલાએ જવાબ આપ્યો, "નહી, પણ મેરી એન સાથનું 'મારૂં કારજ હું તોડવા માંગુછું', મેં તેણીને કહ્યું છે કે તેણી જો ઉચ્છતી હોય તો હું હજુબી તેણીનોજ થવા, પણ કાંઇ રેલવેનો અકસ્માત થવાથી હું કદરૂપો બની ગયો છું."

"ઠીક છે; આએ સળી તેણીને મળશે ત્યારે તમે ખચીતજ છુટા થશો." તે સળી પાડનારે કહ્યું.



# સુનાને મુળની વાર્તા.

## પ્રકરણ ૧૨ મું.

### દુઃખનો વધારો.



હવે આપણે મી૦ ઓબ્રાયન તરફ આપણું ધ્યાન ખેંચીએ, કે જે મી૦ જોનને ઘરથી બહુજ ગુસ્સામાં આવ્યો હતો. મી૦ જોનને કીધેલાં અપમાન માટે તે મનમાં પસ્તાતો હતો. તે કહણ દીલનો તથા ગુસ્સાવાળો હતો, તોપણ નમાનો અને પ્રમાણીક હતો. જોનના બાપનાં ઘરમાં વરસો સુધી એ ભાડે રહેતો હતો. હવ તે વીચાર કરતો હતો કે રખેને તેને જોન પોતાનાં ઘરમાંથી કહાડી મુકે ! તે આમ તેમ જોઈ બબડયો ! ! તેઓ જો કાઢી મુકશે તો ભલે, પણ આ દુઃખ તે કેમ ખમાય ? શું તે કહે છે કે તે મારી છોકરીને નહીં પરણુશે ? જોન બોલ્યો કે "એ નહીં બની શકે તેમ છે." પણ હું તેને એનો સવાદ ચખાડીશ ! જો ફરીથી તે મારી દીકરીને મળશે તો તેને હું જાનથી બેજાન કરી નાખીશ. આના ગુસ્સામાં તેણે આસપાસના સર્વે લોકને કહી દીધું કે જોને તેની દીકરી સાથનું વચન તોડયું છે. તે પોતાનાં મનમાં સમજતો હતો કે એમી કોઇપણ સારા માણસને લાયકની છોકરી છે. ડોરોથી પોતાના બાપની વાત જોતી ઉભી હતી, અને તેને જોતાંજ તેના ચેહેરાપરથી પામી ગઈ કે તે પોતાની ઉમેદમાં નીષ્ફળ થયો હતો, અને જયાં તે બેઠો હતો ત્યાં ડોરોથી દોડી ગઈ, અને પુછયું "બાવાજી, મને કહેશો કે આખરનો નીકાળ શું આવ્યો ?" તેણીનો બાપ બોલવા જતો હતો, તેટલામાં તેને અટકાવીને ડોરોથી બોલી "બાવાજી થોભો ! અહીં કદાચ એમી હશે તો સાંભળશે, માટે આપણે બગીચામાં જઈ વાતો કરીશું, કેમજે ત્યાં આપણને સાંભળનાર કોઇ નથી."

આ સાંભળી ઓબ્રાયન પોતાની દીકરી સાથે બગીચામાં જવા લાગ્યો, અને બંને જણુ થોડાજ વખતમાં બગીચામાં જઈ પુગ્યાં. તેણે પોતાની વાત કરવા માંડી; અને ડોરોથી તે સાંભળવાને ઈંતેજાર બની.

"તે મીસ થોમસ સાથે પરણવાનો છે !" ઓબ્રાયન બોલ્યો.

"પણ હું તેનાં સુખમાં આડે આવીશ, અને તેની ધારેલી સઘળી આશાઓનો નાશ કરીશ."

ડોરોથી બોલી "કેવી શરમની વાત ! પણ હું તો પેહેલેથીજ જાણુતી હતી કે એનું પરીણામ સારું આવનાર નથી."

તેણે પોતાનો મીજાજ ડોરોથીપર ખોહયો. "જયારે તું આગળથીજ આ વાત જાણુતી હતી, ત્યારે મને એ વીશે શા વાસ્તે ચેતાવ્યું નહીં !"

"બાવાજી, હું એમીને દર વખતે જવા ના પાડતી હતી, પણ તેણીએ મારૂં કહયું માન્યું નહીં. જયારે હું એ વીશે વીચાર કરૂં છું, કે જો એ મીસ લીલી સાથે પરણુશે તો એમી આપઘાત કર્યા શીવાય રહેશે નહી"

થોડો વખત વીચાર કરી ડોરોથી બોલવા લાગી, "આપણે મીસ લીલીને મળીને એ વીશે સઘળી ખરી બીનાથી વાકેફ કરીએ, કેમકે લોકો કહે છે કે તેણી બહુજ ઉમદા ખવાસની છોકરી છે, અને જો તેણી આ સઘળી ખરી બીના જાણુશે તો કદાચ તેણી મી૦ જોન સાથનું કારજ તોડી નાખશે."

"હવે તું જા ! અને એમીને એ વીશે સર્વે હકીકત કહી વાકેફ કર. એમ કહી તે વેહેલો ઘરમાં ગયો, અને પોતાનાં મનપરનો ગમ ઓછો કરવા વાસ્તે તેણે બે ગ્લાસ વીસકીના પીધાં, બાદ તે પોતાને કામે ગયો, અને ડોરોથી બપોરનું ખાવાનું તૈયાર કરવાને માટે રાંધણીમાં બીજા માણસો સાથે કામે વળગી ગઈ. એક વાગે જયારે તેણીનો બાપ ખાવા આવ્યો, ત્યારે પણ તે બહુ ગુસ્સામાં હતો. આવતાંને વાર એમીએ તેની પાસે દોડી જઈને તેને એક ચુમી લીધી. "કેવું ઠંડુ મોઢું !" તેણી પોતાના બાપનું મોં પસવારતાં સદાના હસમુખા સ્વભાવમાં બોલી, પણ એનો કંઈ ઉત્તર આપ્યા વગર ઓબ્રાયને પીઠ ફેરવી નાખી, અને ડોરોથી તરફ જોવા લાગ્યો.

"બાવાજી શું છે ?" એમીએ દયા આવે એવી રીતે પુછયું. ખાનું પુરૂં થવા બાદ પોતાની દીકરી સાથે એક બોલ વધુ બોલ્યા વગર તે પોતાની બીડી સલગાવી, ખેતરનું કામ જોવા ચાલી ગયો. પોતાના બાપ તરફ જોતાં એમીએ ડોરોથીને પુછયું "આજે બાવાજી ગુસ્સામાં કેમ છે ?"

"હું તેનું કારણ તુંને જરા વખત રહીને પછી જણાવીશ." આ સાંભળી માલ ઉપર જતાં જતાં એમી કંઇ મધુર સ્વરથી ગાતી હતી. તેણી આજના કાલા ડરેસમાં બહુજ સુંદર દીસતી હતી. આજે હમણા તેણી જોનને મળવા જવા માટે કપડાં બદલવા ગઈ. તેણીની પુઠેજ ડોરોથી પણ ગઈ; થોડાજ વખતમાં એમી તૈયાર થઈ.

"એમી ! હું ધારૂં છું કે તું આજે બહાર જવાની તો નહીજ હશે ?" ડોરોથી બોલી.

એમીએ હસીને કહયું, "હા ! હું જાઉં છું, પણ ચાહેની વખતે તો હું પાછી આવીશ, હું બહુ વખત લગાડનાર નથી."

ડોરોથી પોતાની બેહેનનો હાથ પકડીને બોલી, "એમી મારે તુંને કંઈ વાત કહેવી છે, માટે થોડા વખત વાસ્તે દીવાનખાનામાં આવ !"

"હમણા મને જરા પણ વખત નથી" એમીએ ધીરજ ખોહી દઈ કહયું. "જો તું હમણા મને રોકશે તો પાછું ફરતાં બહુજ રાત પડીજશે."

"તેં આવવુંજ જોઈયે," ડારોથીએ બહુ હીમત પકડી કહ્યું, અને આથી ગરીબ બીચારી એમીને જવુંજ પડ્યું.

"મેહેરબાની કરી જલદી કહે? અથવા જ્યારે હું પાછી આવીશ ત્યારે જે તુંને કહેવું હોય તે પછી મને કહેજે."

ડારોથીએ બારણું બંધ કીધું, અને બારણાની આડે ઉભી રહીને કહેવા લાગી, "એમી તું ક્યાં જાય છે? હું ઈચ્છું છું કે નદી આગલ મી૦ જોનને મલવાને તો નહીજ જતી હોય?"

આ સાંભલતાં એમીનું સફેદ મોં રાતું બન્યું "ડારોથી હું ક્યાં જાવું છું તેની સાથે તુંને શું કરવું છે? હું તેનો જવાબ આપીશ નહી, એકદમ બારણું ઉઘાડ."

ડારોથીએ પક્કો ઠરાવ કરીને કહ્યું "નહી, હું બારણું ઉઘાડીશ નહી; એમી તું સાંભલીને અજબ થશે કે આજે બાવાજી શા વાસ્તે ગુસ્સે હતા? આજે સવારે બાવાજી મી૦ જોનને ત્યાં ગયા હતા, કેમકે બધા લોકોએ તારે માટે વાતો ચલાવી છે, અને બાવાજી એનો નીવેડો લાવવા ગયા હતા."

"ત્યારે શું તેં બાવાજીને તેને ઘર મોકલ્યા? આજથી હવે હું તારી સાથે બોલીશ નહી. બસ! મને બહાર નીકલવા દે! હું અગ્રબત જવશ." એમી ધ્રુજતાં ધ્રુજતાં ગુસ્સામાં બોલી

"ગાંડી છોકરી, જરા થોભ, અને મારૂં સાંભળ! હા! બાવાજી આજે ગયા હતા, અને તેઓએ મી૦ જોનને તારી સાથે પરણવા કહ્યું, પણ તેણે ના પાડી. બાવાજીએ એ હજાર પાઉંડ આપવા કહ્યા તોપણ તેને ના પાડી! આજ તમારૂં વચન કે? મેં આગલથીજ કહ્યું હતું કે તે તુંને મુરખ બનાવશે, અને પોતે પણ બનશે." એમીએ બહુજ ગુસ્સામાં કહ્યું "બસ! મને જવા દે! હું તારી વાત સાંભલવા માગતી નથી," એમ બોલતાં તેણી પોતાની બેહેનને બારણા પાસેથી ખસાડવા ગઈ.

"હવે તો તું ત્યાં નહી જશે કેમ એમી? શું તુંને તારી આબરૂ વહાલી નથી! તુંને ખબર છે કે બાવાજી શા વાસ્તે ત્યાં ગયા હતા? કેમકે લોકો કહે છે કે મી૦ જોન મીસ લીલી સાથે પરણવાનો છે, અને આ વાત ખરીજ છે, કેમકે એ મીસીસ રીડલ તરફથી મેં સાંભલી છે. એમી, હવે તેને વીશે વધારે તારા જીવને સંતાપ આપ્યા વગર તારા ઓરડામાં જઈને કપડાં કાઢી નાખ, અને એક શયાણી છોકરી પેઠે વરતજે."

એમી કંઈપણ ઉતર આપ્યા શીવાય બહુ ગુસ્સાથી પોતાની બેહેનને બારણા પાસેથી ખસાડવાની કોશેશ કરતી હતી. "હવે બારણા પાસેથી ખીસી જા! અને વધુ મને સંતાપ ના-ખરૂં બોટું હવે થોડાજ વખતમાં જણાઈ આવશે!"

આટલું બોલતાં એમીએ પોતાની બેહેનને બારણાં પાસેથી ખસાડી નાખી, અને ડારોથી ત્યાંથી ખીસી જઈને મનમાં બોલવા લાગી કે મારા કહ્યાગી એની ખાત્રી થતી નથી, પણ જ્યારે જોન પોતાને મોટે કહેશે ત્યારેજ એની ખાત્રી થશે.

પછી પોતાની બેહેન જ્યાં સુધી ડારોથીની આંખ આગળથી ગુમ થઈ નહીં ત્યાં સુધી તેણીની ખુબસુરતી તરફ જોતી ઉભી હવે હમો વાંચનારનું ધ્યાન એમી તરફ ફેરવીએ, જેણી ચાલવાને બદલે દોડતી હતી, અને આ વખતે ગુસ્સો, નારાજી, અને ધાસ્તીએ તેણીની ઉપર ગલબો કર્યો હતો. "ખરેખર એ જુદી વાતો હોવી જોઇએ! તદન જુદી-અને તોપણ—"

હવે જ્યાં તેઓ હમેશાં મળતાં હતાં, ત્યાં આવી પોહોંચી, જે ઠેકાણે બરફ બહુ જોર કરી કાસ્ટલ હીલના પુલ સાથે અફડાતું હતું, અને કોઈ કોઈ ઠેકાણે પાણીમાં બરફના નાના નાના કકડા તરતા હતા. આ જગ્યામાં મી૦ ઓબ્રાયન પોતાનાં ઢોરોને માટે હમેશાં બરફ તોડતો હતો, અને આજે સવારે પણ તોડ્યું હતું. નદીની આસપાસ થંડી અને બરફ શીવાય બીજું કંઈ નહોતું. ત્યાં એમી વગર બીજું કોઇ જીવતું પ્રાણી નહોતું. એમીએ આસપાસ જોયું, પણ ફક્ત નદીના મંદ અવાજ શીવાય બીજું કંઈ સાંભળી શકી નહીં; ફક્ત તેણી પોતાનો શ્વાસ લેવાનો અવાજ સાંભળી શકતી હતી. "ત્યારે શું તે આખરે નહીં આવે! તેણે મને વીશ્વાસથી કહ્યું હતું કે હું જરૂર આવીશ." તે કમનસીબ છોકરી તદન નારાજ બની. હવે તે એક તુટેલી ટાંખલી ઉપર બેઠી, અને પોતાનાં મનને શાંત કરવાને હજારો ઉપાય કીધા,-કંઈ પણ અડચણને લીધે તે રોકાયો હશે, મારે થોભવું જોઇએ!

હજી તેણી ચુપચુપ બેઠી હતી. ઉપર વાદળાં, અને આસપાસ બરફ અને થંડી શીવાય બીજું કંઈ ત્યાં નહોતું. તેણી વીચારમાં બેઠી હતી તેવામાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો, અને પોતાની જગાપરથી એકદમ ચોંકી ઉઠીને ઉભી થઇ. તે જોન નહોતો, તેણીએ પોતાના ઘર પાસેના એક ઓળખીતા છોકરાને દીઠો. તે છોકરાએ એમીને જોયા વગર પોતાનો એક પગ નદીને કીનારે બાંધેલી પાર પર મુક્યો અને પોતાનો હાથ લંબાવી બરફ લેવા જતો હતો. તેને જોતાંજ એમીનાં મનમાં કંઈ ઉપાય સુજ્યો. તેણી હમેશાં પોતાનાં ગજવાંમાં એક નાની નોટ બુક રાખતી હતી, અને તે નોટ બુક હમણા પણ તેણીનાં ગજવાંમાંજ હતી. તેણીએ તે કાઢીને ઉઘાડી. તેણીએ વીચાર કર્યો કે મારે તેની ઉપર થોડા બોલો લખીને તેની ન આવવાની ખબર પુછાવવી જોઇએ, અને આ ચીઠ્ઠી પેલા છોકરા સાથે મોકલવાનો વીચાર કર્યો, જેનું નામ જેક હતું. તેણીએ કહ્યું "જેક અહીં આવ," આ બોલો સાંભળતાંજ તે તેણીની પાસે દોડતો આવ્યો, કેમકે તે એમીને ઓળખતો હતો. તેણીએ બોલવા માંડ્યું "જેક, જો હું એક શીલીંગ આપીશ તો તું મારૂં કંઈ કામ કરશે?"

"મીસ એમી, જો તમે મને એક શીલીંગ આપશો તો હું તમારૂં કોઈપણ કામ કરવાને તઈયાર છું!"

"હું તુને એક ચીઠ્ઠી આપું છું. તે તું જઈને મી૦ જોનને આપી આવ, તેવણુને તું ઓળખે છે નહી વારૂ?"

"હું તેવણુને ઓળખું છું."

"તેવણુના કોઇ નોકરને જઈને કહેજે કે તું પોતે તેવણુને મલવા માગે છે, અને જ્યારે મી૦ જોન બહાર આવે,

ત્યારે તેવણુનાજ હાથમાં આ ચીઠ્ઠી આપજે, જે હું તુંને હમણા આપું છું." એમ બોલી એમીએ પીઠ ફેરવીને એક ચીઠ્ઠી લખવા માંડી.

"જોન, હું તમારે માટે ખોટી થાવું છું, માટે જલદીથી આવો, કેમકે હું તમને જોવા માગું છું. એમી મી૦ ઓખાયન." આ શબ્દો તેણીએ પેહેલાં ચીતરી કાઢયા, અને તે પાનું ફાડીને પાછી પેલા છોકરા તરફ ફરીને બોલી.

"હવે આ ચીઠ્ઠી મી૦ જોનનાજ હાથમાં આપવાને જેક તું મને વચન આપશે?"

"હા! મીસ એમી હું તમને ખાત્રીથી કહું છું કે આ ચીઠ્ઠી તેવણુનાજ હાથમાં જશે."

"ત્યારે આ ચીઠી લઈને એકદમ જા!"

હજી પણુ જેક તે ઠેકાણેથી હાલ્યો નહી, તેને પેલી ચીઠ્ઠી લીધી, અને પછી એમીનાં ગોં સામું જોવા લાગ્યો.

"કેમ હજી તું જતો નથી? તું શા વાસ્તે ઉભો રહયો છે?"

"મીસ એમી, હું શીલીંગ માટે થોભ્યો છું, જો મેહેરબાની કરી આપશો?" આ સાંભલી એમીએ પોતાની પૈસાની કોટલી કાઢીને તેને શીલીંગ આપીને કહયું કે "જો તું વધારે ઉતાવલ કરી જશે તો હું તુંને એક બીજી શીલીંગ આપીશ."

પાછો પેલો છોકરો હસતો ઉભો. "જા જેક વેહેલો જા!"

"મીસ એમી, હું પેલી બીજી શીલીંગ માટે થોભ્યો છું!" જ્યારે લીલીએ બીજી શીલીંગ આપી, ત્યારે જેમ જલદી દોડાય તેમ વેહેલો દોડયો.

હવે ફરી એક વાર એમી એખલી પડી. આ વળા રાત થવા આવી હતી, તોપણુ તેણી પોતાનાં મનમાં માનતી હતી કે હજી પણુ જોન આવશે, કેમકે તેણે વચન આપ્યું હતું, અને આવીને કહેશે કે આ બધી વાત દેવી ખોટી હતી! તેણીને એક રાત યાદ આવી, જ્યારે તારા પોતાનાં રૂપેરી તાજમાં ચળકતા હતા, અને જોને તે તારાનાં જુદાં જુદાં નામ તેણીને કહી સંભળાવ્યાં હતાં. "શું"? તેણી પોતાનાં મનમાં બબડવા લાગી "શું એવો વખત ફરી નહી આવશે? હા! હા!! કદાચ! કદાચ!"

જ્યાં તેઓ હમેશાં મલતાં હતાં, ત્યાં આમ તેમ તેણી ફરવા લાગી. તેણી દરેક અવાજથી ચોંકતી, પણુ હજી જોન આવ્યો નહોતો. સેવટે તેણીએ પગલાંનો અવાજ સાંભળયો, અને તેણી એકદમ ચોંકી ફરીને જોય છે, એટલામાં તેણીએ જેકને પાછો આવેલો જોયો. તે પોતાના મેલા કોટપર હાથ ફેરવતાં બોલ્યો "મી૦ જોન મને મલયા હતા!"

"શું તું મી૦ જોનને મલયો, અને તેવણે તુંને શું કહયું?"

આ સવાલનો ઉતર ન વાળતાં તે મુગો ઉભો રહયો, પણુ થોડો વખત વીચાર કરી બોલવા લાગ્યો કે "મને મી૦ જોને કંઈ કહયું નહી, પણુ આ ચીઠ્ઠી આપી."

તેણીએ તે ચીઠ્ઠી હાથમાં લીધી. પ્રીય વાંચનાર, આ ચીઠ્ઠી કઇ હતી તે તમો વીસરી ગયાં નહી હશો. આ તેજ ચીઠ્ઠી હતી કે જે જોને રાતે લખીને પોતાની તેબલનાં ખાનાંમાં મુકી હતી, જેમાં તેને મીસ લીલી સાથે અદરાઈ ચુકવાની ખબર મલી હતી. જ્યારે એમીની ચીઠ્ઠી જોનને મલી તે વેળા મીસ લીલી સાથે તે બગીચામાં ફરતો હતો.

તે ચીઠ્ઠીમાં તેણે થોડા દીલાસાના બોલો ઉમેરયા, જે નીચે પ્રમાણે હતા:—

"એમી! આજે સહવારે તારો બાપ મારે ત્યાં આવ્યો હતો, અને ફરીથી તુંને મલવાને તેણે મને સખત મનાઇ કરી છે, માટે હવે તુંને હું ફરી મલી શકતો નથી, જે માટે હું અંતઃકરણથી દલગીર છું, અને વળી ઇછું છું કે તું મને માફ કરશે.

લા૦ હું છું તારો સદાનો સાચો મીત્ર
જોની રીડલ."

ઉપલી બંને ચીઠ્ઠીઓ વાંચી તે ગરીબ બીચારી છોકરી ભારે દુઃખ સાથે અફડાઈ પડી. તેણીની આંખે તમ્મર આવવા લાગ્યાં, તોપણુ આવાં દુઃખ વચ્ચે પોતાના બંને હાથો જોડી ગુડણીએ પડીને તે કીરતારને અરજ ગુજારી કે આ છેલી ઘડીએ તેણીને સહાય થાય!

આ દેખાવ જોઈ તે છોકરો બીધો, અને મનમાં સહમજ્યો કે તેણી એકાએક માંદી થઈ ગઈ હશે. તે તેણીની પાસે દોડી ગયો, અને તેણીનો હાથ પકડીને પુછયું "શું તમારા જીવને સારૂં નથી? હું જઇને મીસ ડોરોથીને તેડી લાવું?"

આ બોલો સાંભલી તેણી ઉઠી અને ધીમા અવાજથી બોલી, "નહી! નહી! જેક, હવે મને કોઈની મદદ જોઈતી નથી." આ બોલતાં તેણીએ પોતાની ચશમ કાળાં વાદળાં તરફ ફેંકી અને અફડાતા બરફ તરફ જોઈ બોલી, "હવે આ જીંદગી અકારી છે." થોડાજ વખતમાં તે નીર્દોષ છોકરી આ દુનિયામાંથી ગુમ થઈ જવાની હતી. પાછી થોડો વખત તેણી ઉભી રહી, અને પછી પોતાની નોટબુક કાઢીને જોનને છેલ્લી સલામના અને થોડા અંતની ઘડીના બોલો લખ્યા.

"તમારી ચીઠી મને પુગી છે; હવે હું જીવીશ નહી, પણુ દુખી મરીશ, અને વધુ વાર હું તમને ત્રાસ આપનાર નથી! આજે સહવારે મારા બાવાજી ઢોરો માટે બરફ તોડવા આવ્યા હતા, પણુ તેવણને થોડીજ ખબર હતી કે તેવણુ પોતાની દીકરી માટે કબર ખોદતા હતા! લા૦ દુઃખી એમી."

તેણીએ આ દયા ઉપજાવનાર બોલો લખી પોતાના ધ્રુજતા હાથે ચીઠી લખીને વાળી, અને પછી તે પેલા છોકરાને આપીને કહયું, જે છોકરો આટલો બધો વખત તેણીની તરફ બહુજ ધાસતીથી જોતો હતો. "આ ચીઠ્ઠી લઈ જઈને મી૦ જોનને આપી આવ, અને કહેજે કે તેવણુની ચીઠી મને મલી છે, અને આ તેનો જવાબ છે." હજી પેલા છોકરાનું મન ત્યાંથી જવાનું થયું નહી તેથી તે બોલ્યો "હું જાઊં છું અને મીસ ડોરોથીનેજ તેડી લાવું છું."

"નહી! નહી! તેમ કરવાનું કંઇ કામ નથી, પણુ જઈને બાવાજીને"—આ બોલ બોલતાં તેણીએ વીચાર કર્યો, અને પોતાના વહાલા બાપનો વહાલ યાદ આવ્યો, પણુ ફરીથી તેણી બોલી "ફકત આ ચીઠી તું મી૦ જોનનેજ આપી

આવ, બીજું કંઈ નહી, અને હવે વેહેલો જજે!" તે છોકરાએ ચીઠી લીધી અને પુછયું "ભાઈ સાહેબ, આનો જવાબ જોઈશે કે?"

"નહી! હવે જવાબનું શું કામ છે? પણ મેહેરબાની કરી દોડતો જજે. જયારે તે જતો હતો તે વખતે એમી તેને જોતી ઉભી, અને જેવો તે નજર આગલથી દુર થયો, તેવીજ તેણીએ પોતાની આંખો ઢાંકી દઈને એક બહુજ દુઃખની ચીચીયારી પાડી રડી પડી.

તેણીની ખુશીભરી જીંદગી, તેણીનુ સુખ, અને વળી તેણીનાં દુઃખો એ સર્વે એક પલકારામાં નજર સામે આવી ઉભાં, જે વેળા એક નીશાસાની હાય મારી તે નદીના કીનારા પર તેણી અંદર ડુબવાને ચઢી, અને થોડાજ વખતમાં તેણી ઓહોળાં પાણીપર તરવા લાગી. પેહેલાં તો પાણી બહુજ ધીમે વેહેતું હતું. પછી થોડાજ વખતમાં ગરીબ બીચારી એમી આગળ આગળ વધવા લાગી, જયાં બરફનાં મોટાં ચોસલાં તેણીના પગ સાથે અઠડાતાં હતાં, અને હવે જે ઠેકાણે સવારે તેણીના બાપે બરફ તોડયું હતું ત્યાં આવી લાગી, જ્યાં પાણી હદ કરતાં વધારે હોવાને લીધે તેણી એકદમ ધસડાઈ ગઈ. જેવી તેણી એક મોટાં બરફનાં ચોસલાં સાથે અઠડાઈ તેવીજ તેણીએ ચીચીયારી પાડી, અને પછી પંડા, ઊંડા ઝરાના મોજાઓમાં સપડાઈ ગઇ, અને ભયંકર મોજાઓ સાથે તેણીએ એક ગોળ ચક્કર ખધો. આ ઠેકાણેનું પાણી પુર જોશમાં વેહેતું હતું, અને આ કમનસીબ છોકરી મોજાઓ સાથે તણાતી ચાલી. હજી પણ તેણી જીવતી હતી. આ તેણીની છેલ્લી ઘડીએ ફરી એક વાર કાસ્ટલ હીલ તરફ નજર ફેંકી અને બચાવ માટે બહુ ફાંફાં માર્યાં, જે જુવાન જીવનો તેણીએ વગર વીચારે નાશ કર્યો હતો. આ કાસ્ટલ હીલના પુલના પાયાનો પથ્થર પકડવા તેણીએ પોતાના બંને હાથો લંબાવ્યા, પણ ફોકટ—ફરી તેણીએ એક દુઃખની ચીચીયારી પાડી, પણ આ ચીચીયારી સાંભળીને તેને બચાવનાર ખોદા સીવાય ત્યાં કોઈ નહોતું. આ તેણીની મરતી વખતની ચીચીયારી હતી, અને થોડાજ વખતમાં ખુબસુરત એમી એબ્રાહન આ ભયાનક નદીમાં સદાની ગુમ થઈ ગઈ.

* * * * *

જયારે તે નીર્દોષ છોકરી પોતાની સદાની ઊંઘમાં ઊંઘતી હતી, તેજ વેળા જોનનાં મનમાં હજારો વીચાર આવતા હતા.

જે વેળા એમીની ચીઠીનો જવાબ લખવાને જોન પોતાના ઓરડામાં ગયો, ત્યારે લીલીને થોડા વખત માટે તેને માફ કરવા પુછયું હતું પણ પાછો આવ્યો ત્યારે લીલીનાં મોંટાપર અજબ રીતે ફેરફાર થયલો જોઈને તે મનમાં સહમજયો કે ફ્રેંક દીસપોર્ડે તેણીને કંઇપણ તેને વીશે સમજાવેલું હોવું જોઈયે! તોપણ તેણીને થોડી ઘણી વાતોથી સારી રીતે સહમજ પડી છે તેટલામાં એક બીજી ચીઠી આવી જે ચીઠી પેલા છોકરાએ ધ્રુજતા હાથે આપી દીધી.

## પ્રકરણ ૧૩ મું.

### ફ્રેંકની મેહેનત અને શોધ.

તેણે તે શબ્દો વાંચ્યા, અને તેનું પોતાનું પાપ તેની સામું ઉભું રહયું. તેણે એક દુઃખની હાય મારી પેલા ધ્રુજતા છોકરાનો હાથ પકડયો. "તેણી કયાં છે? તું આવ્યો ત્યારે તેણી કયાં હતી?"

તે એકદમ બોલી ઉઠયો,

"મીસ એમી ડીલ નદી આગળ ઉભાં રહયાં છે, અને બહુજ ખરાબ અવસ્થામાં છે." તે છોકરો પોતાની આંગળીથી તે બાજુ દેખાડતાં બોલ્યો.

હવે જોને વધુ વાતો પુછયા સીવાય પેલા છોકરાને એક તરફ ખસાડી જે તરફ તેણે એમીને જઇ મલવાનું વચન આપ્યું હતું, તે તરફ પોતાથી જેમ વેહેલું દોડાયું તેમ દોડયો.

જ્યારે તે પેલી જગાપર આવી લાગ્યો ત્યારે તેને ત્યાં કોઈ દીસ્યું નહી, ત્યાં એમીની કંઈપણ નીશાની નહોતી, તેણીએ આ દુઃખી જીંદગીનો છેડો આણ્યો હતો.

જોકે ત્યાં કશી નીશાની નહોતી, તોપણ તેણે શું જોયું? તેણે એક કાગળ ભીંજાઈ ગયલી જમીનપર પડેલું જોયું. તેણે તે એકદમ ઊંચકી લીધું. તે કાગળ જોનનું પોતાનુંજ હતું, જેમાં તેણે લીલી સાથ પરણવાની ખબરના નીર્દય શબ્દો લખ્યા હતા.

હવે ખુદરતી રીતે તેની ગડબડ અને બીહીક વધી. હજી પણ તે દોડતોજ હતો, અને આખરે જે જગામાં એમીએ પોતાનો જીવ આપ્યો હતો, ત્યાં આવી લાગ્યો.

આ ઠેકાણે પાણી બહુજ તોફાની હતું, દરેક ઘડીએ પાણી વધતુંજ જતું હતું, અને બરફના કકડાઓ તે પાણીના સપાટામાં વહેતા જતા હતા, જે તોફાની મોજાઓ કાસ્ટલ હીલ તરફ જતા હતા. જોન જાણતો હતો કે એ નદીની પેલી તરફ એક દીવાદાંડી હતી, અને ત્યાંથી એક નાની હોડી મલશે એવા વીચારથી તે ત્યાં થોડો વખત ઉભો રહયો. હવે તેને સઘલું માલમ પડી ગયું હતું, અને તેની નજર પેલાં પાણીપરજ હતી.

તે કાસ્ટલ હીલના પાયા પાસે બારીકીથી કંઇ તપાસતો હતો, તેટલામાં તેણે પોતાની બહુ ધાસતી વચે શું જોયું?—અને તેને એક મોટી ચીસ શા માટે મારી? તેણે પેલાં કાળાં પાણીના મોજાઓ વચે કંઈ વસ્તુ ઉપર આવેલી જોઈ, જે આમ તેમ હીલતી હતી. જોન બહુ તીક્ષણ નજરવાળો હતો, અને જ્યારે તેણે ફરીથી તપાસીને જોયું, ત્યારે તેણે એકદમ પોતાનો ડગલો કાઢીને ફેંકી દીધો, અને એકદમ તોફાની, અને ઝડપથી વેહેનારા મોજામાં તેણે કુદકો માર્યો. તેને તરતાં સારૂં આવડવાને લીધે જે જગયામાં તેણે પેલી વસ્તુને જોઇ હતી ત્યાં આવ્યો. થોડા વખતમાં તે પેલી જગયા પાસે આવી લાગ્યો. પાછી એમી મોજાના સપાટા સહીત ઉપર આવી અને જોન તેણીને પકડવા ગયો, પણ તેણી હાથમાં

આવી નહી, કેમકે બીજીજ પળે તેણી પાછી ડુબી ગઈ. ફરી એક વાર તેણી ઉપર આવી, અને આ વેળા જોને તેણીના ભુરા ઝભાને એકદમ મજબુત પકડી લીધો અને ઓળખ્યો, જ્યારે તે જાણતો હતો કે એમી મુવેલી અથવા જીવતી તોપણ તેની પાસેજ હતી.

અફસોસ! તેણે તે ઝભો પકડયો, પણ ત્યાં એમી નહોતી. કાસ્ટલ હીલના પુલના એક ખીલામાં તે ઝભો અટકી રહયો હતો, અને મોજાઓમાં હેઠે ડુબી જતો અથવા ઉપર તરી આવતો હતો. તેણે આ ઝભો જોરથી પકડયો, પણ તેણીનો બચાવ કરતાં પોતેજ તે ભયંકર મોજામાં સપડાઈ ગયો, કેમકે તેનું માથું જોરથી કાસ્ટલ હીલના એકાદ પથરા સાં અફાડયું. તેના કાનમાં પાણી ભરાઈ ગયું હતું. આ જખમ થયાથી તે એકદમ બેસુધ થઈ ગયો હતો, અને હાલમાં જોન તે મોજાઓ સાથે કાસ્ટલ હીલ પુલની નીચેથી પસાર થતો હતો; પણ આથી વધુ એમીની શોધ તે કરી શકયો નહી. હજી પણ તેના હાથમાં એમીનો ઝભો પકડેલો હતો, અને તેનામાં જરા જરા જીવ હતો, એટલામાં તેને કોઈ બે માણસોએ દીઠો. આ બેમાંનો એક એમીનો બાપ મી० ઓબ્રાયન, અને બીજો મી० જેમ્સ ગ્રે હતો, જે મીસ લીલીનો પાડોશી થતો હતો. તેઓએ જોનનો થોડો એક આકાર આ નદીમાં જોરથી ઘસડાઈ જતો જોયો. મી० જેમ્સ ગ્રેએ પોતાના શયાણા અને શોધ કરનાર કુતરાને એકદમ પાણીમાં ઉતાર્યો, અને જોન તરફ આંગળી કરી તેને તે તરફ જવાની નીશાની બતલાવી. તે કુતરો બહુજ બહાદુરીથી તરતો તે તરફ ગયો, અને તરતજ જોનની આગળ જઈ પુગો, અને જોનને હાથમાંથી પકડયો. તે શયાણો કુતરો જોનના ભારી બોજા સહીત અફડાતો ઝીકાતો આખરે કીનારે આવ્યો. વાંચનાર! આ દેખાવ કેવો અજાયબ જેવો હશે તેનો ખ્યાલ તમે પોતેજ કરવો

આ મુંગાં પ્રાણીએ પોતાનું ભુરા વાળવાળું મોટું ભયંકર મોજાઓથી ઉંચું રાખ્યું હતું. તેની તીક્ષણ ભુરી આંખો આ બોજો કોઈ સારે ઠેકાણે મુકવાને ઠરી રહેલી હતી. આ બંને જણાઓ તે ચતુર કુત્રાને શાબાસી આપતા મોટી ખુશી સાથે કીનારા આગળ ગયા. જ્યારે આ ઉમદા પ્રાણી કીનારાની છેક લગોલગ આવ્યુ ત્યારે તેઓએ આ અધમુવેલા છોકરાને થડાં અને વેહેતાં પાણીમાંથી ખેંચી લીધો. તેને ખેંચી લીધા બાદ, આ પરોપકારી કુતરો પણ પોતાની મેળે કીનારા પર આવ્યો. તે પોતાના ખુબસુરત ભુરા વાળ ઝટકવા લાગ્યો, અને તે પરથી એમ જણાવતો હતો કે તેને સોંપેલું ધાસ્તી ભરેલું કામ તેણે સેહેલાઈથી બજાવ્યું હતું. જોનને તે કીનારા પર લીધા બાદ તરતજ તેઓ બંને જણે તેને આળખ્યો, તેઓએ તેને ઘાસપર સુવાડયો, ને મી० જેમ્સ ગ્રે તેના દગલાનાં બટન કાઢી છાતી તપાસવા લાગ્યો. હજી તેનામાં જરા જરા જીવ હતો. આ જોઈ ગ્રેએ પોતા પાસેની વીહસકીની નાની શીશી કાઢી, અને તેમાંનો થોડો ઘણીજ મુશકેળીથી તેના મોમાં રેડયો, અને થોડો તેના હાથપગને ચોળ્યો. પછી તેને સાંજ પડતો મેલી મી० ગ્રે પેલા ઝભા વીશે શોધ કરવા નીકલ્યો, જે હજી પણ જોનના હાથમાં મજબુત પકડેલો હતો. રાત પડી જવાને લીધે આ ઝભો કોણનો હતો તે તેઓએ ઓળખ્યો નહી; અને તેઓ સમજ્યા કે જોનનો પોતાનો મોટો કોટ (ઓવર કોટ) હશે! પણ મી० ગ્રેએ જોનના હાથમાંથી તે ખેંચી લીધો ને તપાસવા લાગ્યો. પછી તેએક બાજુ ફેંકતાં કહયું "આતો કોઈ અબળાનો છે."

"શું કોઈ અબળાનો છે!" તેણે તરતજ તે ઉંચકી લીધો અને બારીકીથી તપાસવા લાગ્યો, "આ ઝભો મારી દીકરીનો છે." તેણે કહયું "અરે! આ તો મારી એમીનો છે, આ જુવો તેપર મારી ડોરોથીએ પોતાને હાથે એમીનું નામ પાડયું છે."

આ જોઈ તે બીચારા ઘરડાને બહુજ દુઃખ લાગ્યું. તે સમજ્યો કે જોન અને તેની દીકરી એમીએ સાથે આપઘાત કરવાનો નીશ્ચય કર્યો હશે! પણ એ ગરીબ બીચારો ખરી હકીકતથી તદન અંજાણ્યો હતો. તેણે બહુ દુઃખ સાથે રડતાં કહયું.

"અરે! ગ્રે! ગ્રે! મારી દીકરી એમી તો ખરેજ ડુબી ગઈ છે, અને તેણીના આપઘાતનું કારણ હુંજ છું, કેમકે મેં તેણીને આ છોકરાને મળવા ના કહયું હતું."

મી० ઓબ્રાયન હવે કીનારાપર આમ તેમ ગાંડા માણસ માફક દોડવા લાગ્યો, અને પોતાની દીકરીનું નામ દેઈ મોટે મોટે હાંક મારતો હતો.

[સાંધણ છે.] ગુલબાઈ ખુરશેદજી ભુજવાળા.

## રાંધવાને લગતું.

**આરારોટનું પુડીંગ બાફેલુ**—બે મોટા ચમચા ભરી આરારોટ, સાડાત્રણ પાશેર દુધ, ત્રણ ઇંડાં, બે આંઉસ માખણ, એક મોટો ચમચો ભરી બ્રાન્ડી, અને લીંબુ, વેનીલા, અથવા બદામનું એસન્સ તેસ્ત માટે; આરારોટને અરધા પાશેર દુધ સાથે મેલવો, બાકીનાં દુધને ઉકાળી તેમાં ઉપલા આરારોટને એકરસ કરો, ઠંડું પડે ત્યાંસુધી હીલવ હીલવ કરયા કરો. ત્યારપછી ઇંડાંને બરાબર દોહવી તે ખાંડ, તથા ઉપર લખેલાં એસન્સમાંનું કોઇબી જાતનું એક અંદર મેલવો. પછી માખણ લગાડેલાં વાસણમાં મુકી તે પર માખણ લગાડેલું કાગજ ઢાંકી બાફપર દોહડ કલાક સુધી ચરવા દેવો, પછી કહાડી કોઇબી જાતની જેલી સાથે ખાધામાં લેવું.

**માછલીનાં તોસ્ટ**—તરેલી માછલી, ક્રીમ, એક ઇંડું, એક આંઉસ માંખણ, નીમક, મરી, જાવંત્રી અને ઝીણો ઘુંટેલો કાંદો. તરેલી માછલીને કંડી પાડી તેમાંથી આશરે પા રતલ જેટલો ગર લેવો, તેમાં એક ચમટી મરી, મીઠું અને જાવંત્રી તથા એક મોટો ચમચો ભરી ઝીણો ઘુંટેલો કાંદો નાંખી સઘલાંને એકરસ કરવું. ત્યારબાદ એક મોટો ચમચો ભરી ક્રીમ તેમાં મેળવવી. આ સઘળાંને એક તપેલીમાં નાંખી અંદર એક ઇંડાંની દાલ મેળવી ચુલા પર ગરમ થાય ત્યાંસુધી હીલવ હીલવ કરવું; પછી પાંઉની કાતરીને ભુંજી માખણ લગાડી તોસ્ટ કરવી અને તે પર ઉપલી મેળવણી જાડી પાંથરી ઉપર પાંઉનો બારીક ભુકો ભભરાવવો, અને થોડું માખણ ઉપર મુકી ભઠ્ઠીમાં દશ મીનીટ રાખવું, પછી કહાડી ગરમ ગરમ ખાધામાં લેવું.

પીરોજા.



# વાંચનનો શોખ.




ગ્લંડમાં વાંચનનો શોખ કેટલી હદ સુધી વધી ગયો છે તે આ ટુંક દાખલા પરથી જણાશે. ઈંગલંડમાં ગમે એવું એક ગરીબમાં ગરીબ આદમી પણું પુસ્તકો ખરીદી વાંચે છે, ગરીબ માબાપની બેટીઓ જેણીઓ થોડુંક વાંચવા લખવા જાણ્યા બાદ તરત સ્કુલેથી ઉઠી જઈ પોતાનાં ગરીબ માબાપને મદદ કરવાને માટે કાંઈ ટુંક પગારની નોકરી મેળવી રહે છે, અને કામપરથી પરવાર મલતાં તુરત વાંચવાનું લઇ બેસે છે એ આપણને જાણીતું છે. એવી એક અડંગ વાંચનારી બબરચણનું બયાંન અહીં દરશાવ્યું છે, જેણીથી તેણીની બાઇ કેટલી કંટાળી ગઈ હતી તે જણાશે. તેણીનાજ બોલોમાં અંહીં એ નાની બાબદ ઉતારી લઇશું.

"હું મારા ખાવીંદ બોબ સાથ ન્યુયોર્કથી ,દશ માઇલને છેટે આવેલા એક નાનાં સુઘડ સુખવાસી કોટેજમાં વસ્તી હતી. હમને પરણવાને ફક્ત છ માસ થયા હતા."

એક દીવસ મને મારા બોબે જણાવ્યું કે "મારી પીત્રણ બેહેન ગ્રેસી આપણને ત્યાં જમવા આવશે. મેં તેણીને અને તેણીના ખાવીંદને આપણે ત્યાં એક દીવસ ખાણું લેવાને નોતરૂં કીધું છે, જે તેઓએ કબુલ્યું છે."

હવે હું જાણતી હતી કે મારા ખાવીંદની પીત્રણ બેહન ગ્રેસી ઘર સંસારમાં ઘણી પાહવરદી હતી. વલી તેણી સુઘડ અને હાવકી હતી તે પણ હું જાણતી. વળી મેં એમ પણ સાંભળ્યું હતું કે મારા બોબને તેણીની સાથ પરણાવવાની મરજી માત પીતાની હતી, જેથી ગ્રેસીની નજરમાં હું નીચી પડવા માગતી નહી.

"એમી, આજે સાંજે તેઓ આવે તે આગમજ બધું સાફસુફ રાખી સારૂં પકવાન રંધાવી તૈયાર રાખજે. હું ખાસ દેખરેખ રાખજે. આપણી બબરચણ સીક પડી ગઇ છે વાસ્તે હું આજે આફીસે જતાં જતાં એક સારી રાંધનારીને મોકલાવી આપીશ. તેણીની ઉપર દેખરેખ રાખી સારૂં રંધાવજે;" એટલું બોલી બોબ કામપર ગયો.

થોડા વખતમાં બોબે મોકલાવેલી નવી રાંધનારી "સીરીનાં કુક" નામે આવી લાગી. તેણી આંગે માટેલી અને બેદરકાર દીસ્તી હતી. લગભગ બપોર થવા આવી હતી અને સાંજે તો બોબ પોતાની પીત્રણ ગ્રેસી અને તેણીના ખાવીંદ સાથે આવવાની હતી; વળી હું રાંધણકળામાં એટલી તો કુશળ હતી કે, મને કોઈ એક ઘર બાંધવા કહે અને એક પાર્ટીને માટે ખાણું પકાવવા કહે તે મારે મનસે સઘળું બરાબર હતું."

આજે પકાવવાની સઘળી ચીજો સીરીનાંને હાથે બોબે એક બાસ્કીતમાં ભરી મોકલાવી હતી.

"એ બધી તાજી તરકારી સીરીનાં તું સારી રવેશે પકાવી શકશે?" મેં મારી નવી રાંધનારીને પુછયું.

"ઓ માનવંત બાનું" સીરીના પુર ગંભીરાઇથી બોલી. "મારા રાંધણના હુન્નરપર શક ના લઈ જાવો. બધું તૈયાર અને સ્વાદીષ્ટ કરવામાં આવશે, વાસ્તે તમો બાનુંએ બેફીકર રહેવું. આજનાં ખાણાંની ફતેહ પુર ખાત્રીથી. માનજો."

"સીરીનાં; તારૂં ભલું થાયરે તારૂં? એ નાટકી ભાષા તું કયાંથી શીખી?" હું મનમાંજ બબડી.

તેણી મારા કરતાં ઉંચાઇમાં દોઢ ગણી હતી, જયારે તેણી બોલતી ત્યારે મારાં માથાંથી દોઢ ઘણી ઉંચાઇથીજ મને અવાજ આવતો.

તેણીને રાંધણીમાં મુકી હું હવે બીજી ખાણાંપર જોઇતી ચીજો પ્યાલાં, રકાબી, પ્લેટો, તુવાલો, કાંટા, ચમચા, વગેરે સાફસુફ કરવામાં રોકાઇ. મને સીરીનાંની બીહીક હતી. તેણી કાંઇ હસ્તું ઉપજાવે તેવા તરેહવાર ચાળા કરી બોલતી, જેથી મને તેણી દીવાની હોય એમ લાગ્યું. રખે હું એક દીવાની ઓરત સાથ ઘરમાં એખલી પડી હોઉં-તેની બીહીક હું કરવા લાગી; હવે સીરીનાંનું રાજ રાંધણીમાં કેમ ચાલતું હતું તે જોવાને હું ધીમે ધીમે હેઠળ ઉતરી, અને બાજુમાંની બારીમાંથી ચીમાઇ બાવરચીખાનામાં જોવા મંડી. તો મેં ત્યાં શું જોયું?

તેણી એક ટેબલ આગળ બેઠી હતી, તેણીના ખોળા પર એક પાણીથી ભરેલું વાસણ હતું. ટેબલપર એક બાજુ એક ટોપલી ભરી પપેટા હતા, જયારે તેણીની સામે એક ડીશ ભરી છોલેલા પપેટા ડોળા ઘુરકતા, અને બરાબર તે પ્લેટની પડોશમાં એક ઉઘાડું ચોપાન્યું મુકાયું હતું. તેણીએ ઘણી ટુંક કેળવણી લીધી હોવી જોઇયે, કારણ તેણી મનમાં વાંચી શકતી નહીં, પણ ધીમે ધીમે કઠોર અવાજે તેમાંથી પપેટા છોલતાં છોલતાં આ પ્રમાણે વાંચતી:

'એવાં ઘોર કર્મનો પશ્ચાતાપ કરવો! ઓરેલ્યાને લાગ્યું કે હવે ઈનસાફનો વખત નજદીક આવ્યો છે. (છરી કેટલી ચાલતી છે, આ સુધાં ચાર વખત મારાં આંગળાંપર ચાલી ગઇ.) ઓરેલ્યા સજા ખમવાને તૈયાર હતી, (અરર! વળી હાથપર છરી આવી જતી હતી.)'

"સીરીનાં!" મેં હવે પોકાર્યું.

"ઓહ! એ કોણ છે?" મારાં એકાએક અવાજથી તેણી ચમકીને ખડી થઈ ઉભી, જેથી ખોળાપરનું પાણીનું વાસણ ઉઠલાઇ પડ્યું, અને ત્યાં પાણી પાણી થઈ રહયું.

"ઓહો! માનવંત બાનું; તમો છો કે? માફ, મારી બાનું, માફ માંગુંછ. હું હમણાં તરકારીનું ખાણું તૈયાર કરી

મુકું છું મારી બાનું. આટલું સાફ કરીને તે કરવામાં આવશે." તેણીએ જવાબ દીધો.

"પણ સીરીનાં, તું જાણે છે કે ફક્ત તારા સુધાં પાંચ જણાંઓનું ખાણું પકાવવાનું છે ત્યારે શા વાસ્તે આટલા બધા–વીશ જણાં ખાએ એટલા–પતેતા છોળી મુકયા?" મેં કહયું.

"સંભાળથી, બાનું, સંભાળથી એ છોલેલા પપેટાને કાલને માટે રાખવામાં સીરીનાં કાંઈ બાકી રાખશે નહી."

"બીજું આટલું બધું કામ મુકી દઇ પપેટા છોળવાની શી જરૂર પડી? કામ પુરતાજ છોલ્યા હતે તો બસ થતે."

"હવેથી બાનુંનો હોકમ સીરીનાંને શીર છે." ફરએ આંગ હસ્તું ઉપજાવે તેમ હીલવી તેણી બોલી.

મારાં દેખતાં ઉતાવળમાં બજારની બાસ્કેટમાંથી બે પીળાં મરઘીનાં તેણીએ ખેંચી કહાડવાં. જ્યારે મારી નવી બાવરચણ સીરીનાં તે મરઘાનાં પીળાંનાં પીછાં કાંઈ અજબ જેવા નાટકી દોરથી અને જુલ્મી તોરથી ખેંચી કહાડતી ત્યારે હું મારૂં હસ્તું મુશકેલેજ અટકાવી શકી. કેટલાંક વરસનું વેર તે ગરીબ પીળાં પર લેતી હોય તેમ તેઓનાં પીછા ડુંપી કહાડી સાફસુફ કરી તૈયાર કરી ચુલ્હાપર તપેલી ચહડાવી, પોતાના દુશમનને ફાંસીએ લટકાવી દીધો હોય તેમ, છુટકારાનો દમ ખેંચ્યો. જ્યારે મેં જોયું કે ખાણું થોડું ઘણું રંધાઇ ચુકું હતું, ત્યારે બાવરચીખાનામાંથી ઉપર ગઈ.

માળપર જઇ સાંજે પહેરવાનો ડ્રેસ કહાડી તેપર લેસ, રીબન, બટન, વગેરે બરાબર કરી પાછી હું રાંધણીમાં ગઈ. મને સીરીનાંપર ભરસો હતો નહી.

એ મેં ત્યાં શું જોયું! ગુસ્સાથી મારાં બવાં ખેંચાઈ ગયાં; મારી ખાસ બનાવેલી ક્રીમ જે મેં "બેરી"માં નાખી સાંજે ખાણાંપર એક ખાસ વાખવાખી મેળવવાની પુર આશામાં તૈયાર કરી મુકી હતી, તે મારી નાની બીલાડી બેઠી બેઠી ચાટતી હતી, જ્યારે સુઘલા વિનાની પેલી નાટકી હપની, માતેલી ઓરત એક ટેબલ આગલ બેસી પાછી વાંચવામાં રોકાઇ હતી. બળતું ઉડી ગયું હતું, આતશ ઓળવાઇ ગયા હતા, જ્યારે ચીકીનની તપેલી ઓલી મારા બોબનો નાનો કુત્રો પીળાંનો ભક્ષ કરવા મંડયો હતો. સીરીનાંના પગ પાસે બજારની બાસ્કેટ ઉંધી વળીને પડી હતી, તેમાંથી સઘલી ચીજો પંચરાઇને ઉકરડાની માફક રાંધણીમાં પડી હતી. બાફેલી તરકારીઓ અહીં ત્યાં મુકેલી નજર પડતી. બીલાડી, કુતરાં, મરઘાં, મલાઇ, યા તરકારી એ બધાંની કશી પણ દરકાર કર્યા વીના, તેઓને બીલકુલ ભુલી ગઈ હોય તેમ સીરીનાં ઘોર જેવા કઠોર અવાજે નીચે પ્રમાણે વાંચતી હતી:—

"બધું તૈયાર હતું, બીહામણાં બંદીખાનામાંથી તે કેદીને બહાર લાવવામાં આવ્યો. તે કેદીએ આ જગતમાં પોતાના છેલ્લા દીવસે છેલ્લી વાર ઓરેલ્યાને જોઈ લેવા પોતાની ચશમ ભીડ તરફ ફેરવી; પણ તે, મનમોહન મુખડો તેની દલગીરી વચ્ચે તેની નજરે પડયો નહી."

"સીરીનાં!" તેણી આટલું વાંચી દમ લેવા થોભી તે જોઇ મેં તેણીને અટકાવવા પોકાર્યું, પણ મારૂં કાંઈ વલ્યું નહીં, તેણીનું પીજણ પાછું ચાલ્યું.

"ઓરેલ્યાને જોયા વિના મરવાનું તેનાં નસીબમાં હતું!"

"સીરીનાં!" મેં મોહોટે પુકાર્યું અને તેને સખતાઇથી જોતી દબાઇને હું ઉભી! મારા અવાજથી એકદમ ચમકી ઉઠી વાઘ જેવી એક જબરી છલાંગ મારી મલાઇ, તરકારી, કુતરો, બીલાડી, હાથમાંની ચોપડી સર્વેને ઉછળ પાછળ કરી નાખી તેણી મારી સામે આવી ઉભી.

"મેહરબાનગીભરી ભલી બાનું; કાંઇ હોકમ ફરમાવો; બજા લાવવાને બંદી તૈયાર છે. પણ આહા, આ હું શું જોઊં છું! દફે થા, બદકાર બીલાડી, તારૂં મોંહ જોવું હવે મને સજાવાર નથી." તેણી બીલાડીને ક્રીમ ચાટતાં જોઇ ઉશકેરાઇ પોતાની ફરમાસુ બાષામાં બોલી.

એજ વખતે મેં મારા કુતરા તરફ જોયું, જે મારાં માતેલાં પીળાંઓનો ઘાણ કાઢતો હતો. ત્યાં સીરીનાંની નજર જઇ પુગી.

"રે બેવફા પ્રાણી, તારાં પાળનારાંઓ જમે તે આગમજ તને જમવું લાજમ છે? તેં અને બીલાડીએ મારી આબરૂ લીધી છે, કાળું કર અહીંથી."

જેવી તેણી આટલું બોલી દમ લેવા થોભી કે મેં તેણીને તેણીની બેદરકારી માટે ઘણી ખખરાવી કહાડી, જે તેણીએ મારી અજાયબી વચ્ચે એક શબ્દ પણ સામો ઓચરયા વિના સાંભલી લીધું. પછી એકદમ વીજલીની ઝડપે તેણી કામે વળગી; આતશ સળગાવી બળતું કીધું, રાંધેલી તરકારીઓને બરાબર ઢાંકી, જમીનપર વીખરાઇ પડેલી ચીજો ઉચકી જગ્યે ગોઠવી દીધી, અને એકવાર ફરી સુઘડાઇનું રાજ રાંધણીમાં તેણીએ બતાવી આપ્યું.

"નેકનામ બાનું" તે બધું કીધા પછી નમીને તેણી બોલી; "તમારા વાડામાં મરઘાં બટકાં પલાય છે, તેમાંનાં બે માતેલાં મરઘાં રાંધવાની મને પરવાનગી આપો, જરા વખતમાં તે તૈયાર થયલાં સમજવાં. પરોણાઓને રાહત મલે એવું આજનું ખાણું બનશે, માટે બેફીકર રહો બાનું."

"ધુળ નાંખી તારાં નામ પર!" એમ વીચારી મેં તેણીને બે પીળાં લેવા દેવાની પરવાનગી આપી. હવે તેણીને એકલી બાવરચીખાનામાં મુકી જવાનું મારૂં મન થયું નહી. મારી નજર સામે સીરીનાં વીજળીની ઝડપે કામ કરતી. વળી કોણ જાણે હું જાઉં તો પાછો કાંઇ રીતનો ઉભો થાય એવા ડરથી હું ત્યાંજ ઉભી.

પાંચ વાગવા આવ્યા એવું જોઇ ડ્રેસ કરવા હું માળપર ગઈ. દરેસ થઇ રહેતાંને વાર દરવાજા પર ગાડી આવી ઉભી. ગ્રેસી તથા તેણીના ખાવીંદને આવકાર દઇ હું અને બોબ માળ પર લઇ ગયાં.

તેઓ સાથની વાતમાં વખત વહી ચાલ્યો. મને દરેક પળે અકરવકર થતી કે વળી સીરીનાં શું કરી નાંખશે. તેઓને છોડી મારેથી જવાય નહી; મારાં ઘરની ગોઠવણી વગેરેથી ગ્રેસી ખુશ થઇ ગઇ; તેણી મારી તારીફ ગાવા લાગી, જેથી હું બીધી કે ખાણાંની વખતે રખે હું પકડાઇ આવું, અને મારૂં બેસમજપણું તેઓને સહમજાઇ જાય. સીરીનાં તરફ રાંધણીમાં જવાને હું કાંઈ બાહાણું સોધતી હતી. બોબ મારી સામે બેઠો હતો, જેથી હું તેને ઇસારત કરી રાંધણીમાં જવા માંગતી હતી, પણ તે સમજ્યો નહી, જેથી બોલ્યો:

"બેમી, તને આજે શું છે? ક્યારની વાંકું તીકું મોંહ કાંય કરી રહી છે?".

"નહી, કાંઇબી નથી." મેં ફ્રજેત પડી જઈ જવાબ વાલ્યો. ત્યારબાદ મેં બહાણુંઓ નહી કહાડતાં ધીમેથી ગ્રેસને કહ્યું.

"નવી રાંધનારીઓનો તમને કાંઇ અનુભવ છે ગ્રેસ?"

"હા, ઘણો, તેઓ પાછળ આપણુ પટકાઇ પડયે છીયે. તમોને જવું હોય તો જઇ આવો, તેટલાં હું આલબમ જોઇશ."

હું તુરત જમવાના ઓરડામાં દોડી. જોઇ લેવો ત્યાંનો દેખાવ! સઘલી ચીજો ત્યાંની ટેબલે પર હતી, પણ હેરફેર પીરસેલી. ત્યાંનો દેખાવ એટલો કઢંગો, પાંઉ, સુપ, મરઘો, ક્રીમ, પપેટા, વરેણા, વગેરે બધું જેમ ગમે તેમ મુકેલું; જે દીશમાં એક ચીજ જોઇયે ત્યાં બીજી મુકેલી. બધો ગોંટાળો નજરે પડતો. બાજુમાં સીરીનાં તેણીને હમેશનું વળગેલું પેલું ચોપાન્યું લઇ ડોળતી હીલતી વાંચવામાં રોકાયલી હતી.

"સીરીનાં!" મેં પુકાર્યું.

"આવું છું બાનું. મારૂં ફક્ત હવે એકજ પાનું બાકી છે, માનવંત બાનું, હજી ઓરેલ્યા આવી નથી, જેથી મારો જીવ સીકે ટંગાઇ ગયો છે. તેણીનું શું થયું તે જાણવાને ફક્ત એકજ પાનું બાકી છે. ખાણું તેબલ પર તૈયાર છે, જમી લેવો."

"સીરીનાં; જલદીથી આવી ખાણાંની ટેબલ ગોઠવવામાં મને મદદ કરો." મેં બેહદ ચીરડાઈ જઇ પુકાર્યું.

"થોડી પળની મહેતલ, બાનું, રહેમ કરી થોડી પળની મહેતલ આપો; અરર! હજી ઓરેલ્યા મલે નહી." તેણી ચોપડીમાંજ માથું રાખી બોલી. તેણીને પાછી વાંચવામાં રોકાયલી જોઇ મને જે ચીડ ઉપજી તે હું દર્શાવી શકતી નથી. ઓ તે કંગાળ, કંગાળ ચોપાન્યું, કે જે આવી એક કવી રાંધનારીનું મગજ ફેરવી નાખતું હતું! દુનિયામાં એવાં વાંચનો અથવા વાંચન જેવું કાંઇ કશું હતેજ નહી તો કેવું સારૂં, મેં અતિઘણા ઉકલાત સાથ ઇચ્છયું.

સીરીનાંએ વાંચવા માંડ્યું. "ઓરેલ્યા તરફ હવે આપણે આપણી નજર ફેરવ્યે"—એજ પળે મારા ગુસ્સાની હદ ન રહેવાથી એક છલાંગ મારી તે માતેલી ઓરતના જબરદસ્ત હાથમાંથી તે ચોપાન્યું ઝુંટવી લઈ મેં બારી બહાર ફેંકી દીધું.

"ઓરેલ્યા, રે મારી ઓરેલ્યાનું શું થયું તે મને જાણવા દેવો" એમ બોલતી સીરીનાં જવાનીનું જોર આવ્યું હોય; તેમ એકદમ આંફળી ફાંફળી બારી બહાર કુદી પડી પળમાં ચોપાન્યું ઉપાડી લાવી મારા નરમ કોચપર બેસી ઉતાવળમાં વાંચવા મંડી. એ વખતે તેણીનાં મગજમાંથી તેણીની બાઇની યા પર પરોણાંની અને ખાણાંની મેનીજની સઘલી વાતો વીસરાઇ ગઇ હોય તેમ દીસ્તું હતું.

સીરીનાથી કાંઇ વળે નહી. એવું જોઇ હું પોતેજ ટેબલ ગોઠવવા મંડી ગઇ. એટલો મારો મીજાજ બગડી ગયો હતો કે ઉતાવળ, ચીરડાત, અને મરડાતમાં કામ કરવા જતાં મારા સુન્નાં મોહર જેવા ડ્રેસપર સુપ ઢોળાવાથી ડાઘ પડયા તેમજ અસ્તીનપરની લેસ ઉતાવળ કરવા જતાં દરવાજાનાં કળાંમાં ભેળવાઇ જવાથી ફાટી ગઇ. મારો મીજાજ એટલો બીગડી ગયો કે સર્વે ચીજ મને અકારી થઇ પડી. મારી નીરાશી અને ગુસ્સાભરી હીલચાલ જોતી હસ્તું મોહું કરી નાટકી ઢપે ચાલતી સીરીનાં તે પેલાં ચોપાન્યાંની માનીતી માતેલી ઓરત અંદર ચાલી મારી સામે આવી ઉભી.

"માનવંત નેક નામદાર બાનું," તેણી હસ્તે ચેહરે નાટકી ઢપે બોલી, "ઓરેલ્યાની વાર્તા પુરી થઈ છે. તેણી સલામત છે, જેથી મારા જીવની બેચેની ખતમ થઈ ખુશી ઉપજી છે, વાસ્તે હવે મને તમને મદદ કરવા દો."

વાર્તા પુરી કર્યા બાદ હવે વળી તેણી ડાહી ડહાપણવાલી બની હતી. તેણીએ એવી તો સરસ ઢપથી ખાણું ટેબલપર ગોઠવી દીધું કે તે ઝપાટામાં ગોઠવી દીધેલું ખાણું સર્વેને ઘણું સરસ લાગ્યું.

ચાલો, પાછી સમાધાની થઇ. મારા શીવાય સીરીનાંની ચાલથી કોઇ બીજું વાકેફ નહોતું.

જ્યારે પરોણાંઓ ગયાં અને બોબે ફરી એક વાર મારી આગલ સીરીનાંને હાથનાં ખાણાંની તારીફ કરવા માંડી ત્યારે હું એકદમ રડી પડી, અને મને ખમવી પડેલી ઇંતેજારી અને સીરીનાંની ચાલનું સવીસ્તર બયાન બોબને કહી સંભાળવ્યું ત્યારે તો તે વાંકો વળી હસવા મંડયો તે મુગો રહેજ નહી. મારાથીબી હસ્યા વીના ચાલ્યું નહી.

રાતની ચાહાની તૈયારીઓ રાંધણીમાં કેમ થતી હતી તે જોવા હું પાછી રાંધણીમાં ગઈ.

પાછું મેં રાંધણીમાં શું જોયું? સીરીનાં! સીરીનાં! તેણી પાછી પોતાની જાત પર ગઇ હતી. ટેબલ પર ખરડાયલી ડીશો પડેલી, ચુલ્હામાં આતશ ન હોવાથી બીલાડી ત્યાં આળોટ્યાં ખાતી હતી, ઉઘાડી બારીમાંથી મરઘાં રાંધણીમાં આવી અનાજ ખાઇ જતાં. હજી. તેઓને ટોક્યાં હતાં નહી. પણ સીરીનાં ક્યાં હતી?

આહાહા! પાછી; પાછી તેણી એક નાની મીનબતી સલગાવી ભવાં ચહડાવી કઠોર, ઘોઘારી ઘું ઘું કરતા અવાજે એક નવી વાર્તા શરૂ કરી વાંચવામાં રોકાઈ હતી. તે વખતે તેણીને મનસે દુનિયામાં બીજી કશી ચીજો હતીજ નહી!

તેણીનાં આવાં જબર ચેટક માટે મારી અને બોબની દલગીરી વચ્ચે તેણીને બીજીજ સવારે નાળીએર આપવું પડ્યું.

નાટક અને વાર્તા વાંચવાનો શોખ ધરાવતી એક ઓરત રાંધીજ કેમ શકે?

મેહરબાનું કાવસજી દાવર.

# આગળા વખતનાં ઉમદા બાંધકામો.



પુર્વ તરફનાં અસલી બાંધકામો, આજનાં પશ્ચીમનાં કામો કરતાં ઘણાં વખાણવા લાયક અને લાંબા વખત સુધી ટકાઉ અને મુસ્તકીમ રહેલાં છે. જો આપણે જુનાં આગળા દીવસોનાં મકાનો સાથ આજની આપણી સુધરેલી ઢપની જાહેર બીલડીંગોની સરખામણી કરીશું, તો આપણે એવા ઠરાવ ઉપર આવીશું કે આજના આગળ વધેલા કેળવાએલા જમાનાના મોટી ડીગરીવાલા ઇજનેરોની કાબેલ યુકતીથી બંધાએલી ઈમારતો વહેલી નાશ પામે તેવી બાંધણીઓથી બનેલી છે.

પ્રાચીન કાળના ઇજીપ્ત માહેલા ગાઝીના પીરેમીડ (મીસરી મીનારા) ને આ જમાનાનું કયું બાંધકામ પુગી શકશે? કોઇપણ નહી. કઇ આપણી બુલંદ બાંધણી દશ હજાર વરસથી વધારે ટકી શકશે? આજ કાલ જગને મોઢે ચહડેલું ચીકાગો કે જ્યાં ઘણી ઉચાંમાં ઉંચી ઇમારતો નજરે આવે છે, તેઓનો પાયો માટીનો છે અને તેનીજ કેટલીક બુલંદ બાંધણીઓ તો અત્યારમાંજ નીચે આવવાની નબળાઇ દેખાડે છે. કુદરતના એક સેહેજ આંચકામાં તે બધાં નીચે આવશે, ત્યારે અસલ એલમ, ઈંચી વીદ્યા અને આગળા ઈતીહાસનાં દફતરોનું શું થશે? તે બધાં ખવાઇ જશે, ઉધાઇ ને કીડાથી ચવાઈ જશે અને થોડા વખતમાં તે માહેલી એક લીટી પણ રહેશે નહી.

આજના વખતમાં, કોઇબી બીલડીંગ બંધાય છે, ત્યારે તેના ઉપર કીયા લેખ કોતરાએ છે? કોઇ બાંધનારનું સીફતભર્યું નામ યા કોઈ કનત્રાકટરનું નામ. ફીલસુફી, વીદ્યા કે હુન્નરનો એક શબ્દથી નહી. એ હવે પછીની ઓલાદોને જરાબી ખપ વગરનું છે અને તોપણ પ્રાચીન કાળના ઇજીપ્શીયનો એકેએક એવી બુલંદ બાંધણીઓ, લેખો અને ઉમદા ચીતારો ઉભા કરી ગયા છે, કે તે આજેબી મુંગી ચુપકીદીમાં જોનારની સામે તેઓની કલ્પના શકતીનો ઉંચો ખ્યાલ આપતી ઉભી છે.

હીંદુસ્થાન માહેલાં ગામોને, તેમજ ખેતરોને પાણી પુરૂં પાડતાં તળાવો અને નેહેરો, શોભાયમાન કારીગીરીવાલાં મોટાં દેહેરાંઓ, જમીન માહેલી હેરત કરનારી રચનાઓ, ગંજાવર પાહાડોમાં કોતરેલાં મકાનો આ શું બધું માણસાઇ કામ છે, જે માનવાને માણસાઈ કોશેષ આંચકી ખાએ છે?

ઇલોરા અને એલીફન્ટાના ગુફાઓમાં સંખ્યાબંધ મુર્તીઓ અને સર્વથી ઉમદા કોતરકામો છે, જે આજ તુરીક વખાણવા જોગ તથા દરેક મુસાફરનું ધ્યાન ખેંચી રાખવા જોગ છે.

કાઇલાસના ગુફાઓ જેઓ ચારસો એક ફીટ ઉંડા અને એકસો પંચીયાસી ફીટ પોહોળા છે અને જે આગલા જમાનાના માનવીઓએજ કીધેલા કહેવાય છે, તેની અંદર સો ફીટ ઉંચું પડારોકી પેગોડા છે, જેને એક મ્યુઝીક ગેલેરી, પાંચ મોટાં દેવલ, એક કુશાદે રાજમંદીર અને સરખે છેટે બાંધેલી થાંભલાની હારો છે. ત્રણ ગંજાવર મોટા હાથીઓ ત્યાં પથરમાંથી કોરી કહાડેલા છે. લક્ષમીનો એક ચીતાર ત્યાં આરામ લેતો નજરે પડે છે, જેની આજુબાજુ બે હાથીઓ પોતાના પાછલા પગો ઉપર ઉભા રહયા છે, જે ગોયા તેણી ઉપર પાણી વરસાવે છે.

ત્યાંથી એક રસ્તો ડાબી તથા જમણી બાજુ તરફે ખુલે છે. વળી ત્યાં ત્રીશ ફીટને અંતરે આસરે એકતાલીસ ફીટ ઊંચા અને અગીઆર ફીટ પોહોલા બે મીનારાઓ બાંધેલા છે અને ત્રીસ ફીટ આગલ તમારી નજરે બહારથી તેમજ અંદરથી કોતરેલું એક પેગોડા પડશે; ત્યાં સોલ થાંભા ઉભા છે, બાવીસ ચાર ખુણાના થાંભલાઓ છે અને પાંચ દાખલ થવાના રસતા છે.

આજંટામાં સતાવીસ કોતરેલા ગુફાઓ છે, તે ત્યાંના લેખ ઉપરથી બસો વરસના માલમ પડે છે. સૉલોમનનું દેવલ આની આગળ શું બીસાદમાં?

વળી હીંદુસ્થાનના તલાવો તરફ જુવો. લીગેમપટીગો હડી માઇલ લાંબો અને બસો વરસનો જુનો છે. બુસરા પટનમનાં તળાવનો ઘેરાવો તેર માઇલનો છે, ગનટુર આઠ માઇલ, ગરગી બાર માઇલ, રોનગીલમાલા અગીયાર માઇલ, હુરાજી નવ માઇલ, ચેમએમ બૅકમ વીશ માઇલ હતો, જે ૬૮ ગામડાંઓને પાણી પુરૂં પાડતો હતો. હેદરાબાદમાં એક બહુ મોટો તળાવ છે, જે વીશ માઇલ, સમચોરસ છે અને તે આખાં શેહેરને પાણી પુરૂં પાડે છે.

આખા ભરતખંડમાં આગળા વખતનાં ઘણાં મહાભારત કામો છે, જેની નકલ આજનો જમાનો કરી શકશે નહી, અને આપણો બખીલ સુધારો તે ઉપર પૈસા "બીગાડવા" ને રજા આપશે નહી.

જરબાનું કાવસજી દાવર.

## ભરવા-ગુંથવા વીશે.



એલ. એમ.





એન. ઓ.

પીરોજા.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાο ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" સ્ટીમ પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

## જાહેર ખબરો.

### બે ખોટા ભોમીયા અને એક ખરો ભોમીયો.

એક પ્રસંગે સુલતાન મેહમુદનું હીંદુસ્થાનમાં આવવું થયું ત્યારે બે આદમી તેની હજુર આવયા અને કહયું કે "અમો ભોમીયા છીએ અને તમોને રસ્તો દેખાડીશું." આ ઉપરથી સુલતાન સાહેબે પોતાના લશકરને હુકમ કીધો કે આ ભોમીયાની પાછલ ચાલો. ત્રણ દહાડા સુધી કુચ કરતા કરતા આખર સુલતાન પોતાના લશકર સહીત એક અરણ્યમાં આવી પોહોંચયો કે જયાં પાણી કે ચારાનું એક નામ પણ નહી હતું. આ જોઈ સુલતાને પેલા બે માણસોને પોતાની હજુર બોલાવી પુછયું કે "આ કેમે રસ્તે આપણે જઇએ છીએ. અહીં કોઈની વસ્તી બસ્તીછે કે નહી?" તેઓએ જવાબ દીધો કે "અમો જાણીજોઇને તમોને આ અરણ્યમાં લાવયા છીએ; તમો જુઓ છો કે તમારી સામા દરીઓ છે અને પાછલ હીંદુસ્થાનનું લશકર છે અને તમારી ફોજમાંનો એક પણ આદમી બચવાનો નથી. અમોએ અમારી ફરજ બજાવી છે; તમોએ અમન જે કરવું હોય તે કરો." આ વાતચીતની દરમયાનમાં એક પણ કુબચી કુકડી એકાએક હવામાં ઉડતી જોવામાં આવી; સુલતાને પોતાના મનમાં કહયું કે "જયાં પણ કુબચી હોય છે ત્યાં મીઠું પાણી હોવું જોઈએ." અને તે કુકડીને રસ્તે ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં એક મોટી નદીને કીનારે આવી પોહોંચયા, પણ એ નદીનું પાણી ખારૂં અને પી નહી શકાય તેવું હતું. આ હેરાનગતીમાં એક બીજી પણ કુબચી તેની નજરે પડી અને તેનો રસ્તો પકડયો, આખરે એક ગામમાં આવી પોહોંચયા કે જયાં મીઠું પાણી મલી આવવાથી સઉ ખુશી થયા અને અમનચેહનમાં નીરભયપણે લશકરે ઉરો ગાડયો.

તમારી હાલત સુલતાન મહમુદની માફક ઘણીક વખત ખરાબ હોય છે, અને જોકે તમારી સાથે હશીઆરબંધ આદમી ન હોય તે છતાં ઘણીક વાર રોગનું લશકર હોય છે. આ રોગ લશકરનું હું બયાન કરૂં તો તેમાં ઘણો વખત લાગશે; માટે તેમ નહી કરતાં હું તમોને થોડા સવાલ પુછું છું કે જેથી તમને માલમ પડે કે એ લશકર કેવું છે. કોઇપણ વાર તમારી ભુખ બીલકુલ જતી રહે છે? તમારૂં શરીર કદી ગરમ ખુરાકને હરારતી થાય છે? તમારી આંખની સફેદી કદાપી પીલાસ મારે છે? તમારી તીલી મોટી થઈ ગઇ છે? તમારા પેટમાં કદી મોટો બોજો હોય એવું દરદ ઉઠયું છે? તમારી કુખમાં યા ખભામાં મીઠું મીઠું દરદ ઉઠયું છે? તમોને વારંવાર જીવમચલઇને શીરપીડા થાય છે? તમો કબજીયતથી પીડાઓ છો?-અને તમારા મોહોમાં મીઠા સ્વાદનું પાણી એકઠું થાય છે? હવે જો ઉપર પુછેલા ચીન્હોમાંથી ત્રણ કે ચાર તમારામાં હોય તો તમારા કલેજામાં તથા લોહીમાં તમારો રોગ છે; અને એક ખરા પ્રમાણીક તથા નીમકહલાલ ભોમીયાની તમોને તાબડતોબ જરૂર છે એવું બેશક માનજો. આ રોગનું લશકર દુર કરવા, સારૂં પુરો ભરોસો મુકી શકાય એવો ભોમીયો સીગલસ કયુરેટીવ સીરપ છે, એનેથી પુરણ નફો આરામ થાય છે. આ દેશમાં ઉપર કહેલા રોગોથી કેટલા આદમી પીડાય છે તેનો તમને કંઈ ખયાલ છે. લાખો આદમી પીડાય છે. અરેરે, તે ઉના દહાડા કેવા સુનકાર અને ભયભરેલા હોય છે. આ બીચારા કંગાલ આદમીઓ વગર ભોમીયે રેહેતો તેઓ મરણ પામે છે. માટે તમોને એકજ બોલ કેહેવાનો છે; તે એ કે આશા બાંધી સબુરી પકડી બેસી રેહેવાથી સારા થવાની ઉમેદ તમોએ રાખવી નહી. મેં તમોને ભોમીયો દેખાડી આપયો છે. તેની તમો વખતસર મદદ લો. એની તારીફથી હજારો વાકેફગાર છે અને જેમ સુલતાન મહમુદને પણ કુબચી મરઘીવડે મીઠું પાણી મલયું હતું, તેમ આ દવા રોગોનું મુળ મારી તેને જડથી તમારી દેહમાંથી કહાડી નાખશે અને તમારા બદનને આરોગયતા તથા શકતી આપી તમોને વગર દરદે આરામમાં સુવા દેશે.

સીગલસ કયુરેટીવ સીરપમાં માત્ર વનસપતીની ખાશીયત છે, અને તે સારાંમાં સારાં તથા તાજમાં તાજં વસાણાથી બનેલો છે એટલે તેનાપર પુરેપુરો ભરોસો રાખી શકાય છે. એની કીમત દરં બાટલી દીઠ રૂ૧, રૂ૨, અને રૂ૪ છે. એ દવા વાપરવાની રીતનો ખુલાસો બાટલીપર લપેટેલા કાગલમાં છાપેલો છે. એ દવા હીંદુસથાનના મુખય બજારોમાં અથવા એના માલીક "એ. જે. વાઇટ લીમીટેડ" ૫ ફેરબર્સ સ્ટ્રીટ મુંબઇ પાસેથી સીધી મલશે.

૧ T.·F.

---

## SHORTHAND SCHOOL,

St. Xavier's College—Bombay.

**(Established 1890.)**

**Should Ladies learn Shorthand?**

Read the Prospectus of the above S. H. School for 1895, now ready, (together with application forms) at Messrs. Norman & Co., Booksellers, Church Gate Street, Bombay, and Ladies will not lose the opportunity not offered to them before.

**All Applications for 1895 Session** should reach the College before 3rd January 1895.

❧ જાનેવારી ૧૮૯૫ ❧

પુસ્તક ૧ ૮ ]                    [ અંક ૧૧મો.

# સ્ત્રી ❧ મિત્ર.

હર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને ભણવે વાસ્તે ઉપયોગી
થઈ પડે તેવું માસીક ચોપાનીયું

❧ ન ખ ના ગ—પારસી બાનુઓ. ❧

મુંબઈ:
કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં,
ફરામજી સવરજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે
કીમત વરસ ૧ ના આગાઉથી ૩૬,
પો સ્ટ ૧ આના

# ✥ સ્ત્રી મિત્ર. ✥

## સાંકળ્યું—જાનેવારી ૧૮૯૫







# સ્ત્રી મિત્ર.



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૬૬ું. જાનેવારી ૧૮૯૫. અંક ૧૧મો.



## એક માતાની કેળવણીનો બદલો.

પ્રકરણ ૨૦મું ચાલુ.



“તારી માફક શાંત પાડી મને ખુશાલ કોણ રાખે? મારી દીકરી, તારી તરફની નજીવીમાં નજીવી ચીજ પણ પુરવાર કરી આપેછે કે તું મને કેટલી ચાહે છે.”

તેણીની આંખોમાં ઉપલા બોલોથી આંસુઓ આવી ગયાં, અને પોતાનાં માસીને વધારે વાહાલી થઈ પડવાની કોશેશ કરવાનો તેણીએ ઠેરાવ કર્યો. અરે આપણાં વહાલાંઓ તરફના એક પણ સારા બોલથી આપણને કેટલું બધું ઉત્તેજન મળે છે. આપણે જે કરીએ છીએ તેનો ગુણ પીછાનવામાં આવે છે, એવા વીચારથી આપણી મુશકેલ કોશેશો કેટલી બધી સહેલ થઈ પડે છે. આપણને ચાહવામાં આવે છે, એવા વીચારથી આપણી ફરજો કેટલી બધી મીઠી લાગે છે.

દીનબાઇને ખબર ન હતી કે, તેવણના બોલોથી તેવણની ભાણુજીનાં જખમી થએલાં હૈડાને કેટલો બધો કરાર વળ્યો હતો. તેવણને ખાતર ગુલ કેટલું બધું ખમતી હતી, તેનો દીનબાઇને અડધો પણ ખ્યાલ હતો નહી.

દહાડાઓ, અઠવાડ્યાંઓ પસાર થઇ ગયાં; અંતે દીનબાઇમાં પાછું જોર આવવા લાગ્યું, અને પોતાનાં બીછાનાં પર પડી રહેતાં તેવણને કંટાળો આવવા માંડ્યો. આએજ વેળાએ તેવણને દરેક રીતે રાજી રાખવા માટે તેણીને હમેશ કરતાં વધારે કોશેશ કરવી પડી.

એક દહાડો સાંજનાં તેઓ બેહાં બેહાં વાત કરતાં હતાં, તેટલાં શરાફની આલાંની વાત નીકળી, અને દીનબાઇ બોલવા લાગ્યાં કે તેણીનાં કાગજો હમેશ મુજબ ખુશાલ આવતાં ન હતાં. આનું કારણ ગુલ તો જલદીથી પારખી શકી. જાલનું શું થયું હશે, તે વીષે આલાંએ ગુલપર ફક્ત એકજ વખત લખ્યું હતું. પણ તે એક વેળામાંજ તેણીની લાગણીનો ખરો અર્થ સમજી ગઈ. પીરોજા ભુસાવલ હોવાથી તેણી તરફથી આલાંએ જાણ્યું કે દીનબાઇથી જાલને લગતી વાત છુપાવી હતી. આથી તેવણનાં કાગલમાં તેણી તે વીષે કાંઇ લખતી ન હતી. તોપણ ઉપર જણાવ્યું તેમ, તેવણ પરનાં તેણીનાં કાગલો ખુશાલ આવતાં ન હતાં, અને દીનબાઇએ ધાર્યું કે તેણીના ભાઈ શાવકની કાંઈ પણ ખબર તેઓને મલતી ન હોવાથી કદાચ તેથી તેણી અવાર નવાર દલગીર અને ચીંતાતુર બનતી હશે. આ વાત કર્યા પછી દીનબાઇએ ગુલને કાંઇ ઈંગ્રેજી ગીત ગાવા કહ્યું, અને તેવણે પોતાનું એક માનીતું ગીત The graves of the Household નામનું પસંદ કર્યું. એક પળવેર ગુલ તે ગીત ગાતાં અચકાઈ, પણ તરત તેણી પીઆના આગળ દોડી ગઈ, અને ધીરા મધુર હલકે ઉપલું ગીત ગાયું. આ ગાતાં ફક્ત એકજ વખત તેણીના હોઠો ધ્રુજ્યા, કારણ તે કળી ગાતાં તેને જાલનો વીચાર આવ્યા વગર રહયો નહી.

The sea, the blue long sea hath one
He lies where pearls lie deep
He was the loved of all, yet none
O'er his low bed may weep.

મનચેરશા તેઓના જોવા વગર ઓરડામાં દાખલ થયા હતા, અને અદબ વાળી દલગીર ચેહરે પોતાની ભાણુજી અને બાએડીને અવારનવાર તપાસતા હતા. તેજ દહાડે સહવારે ડાકટરે તેવણને કહ્યું હતું કે દીનબાઇ માટે હવે કોઇપણ જાતનો ભય રહયો ન હતો, અને પેલી દુ:ખભરી ખબર હવે તેવણને જણાવવાની ડાકટરે સલાહ આપી હતી. તેવણ શાંત થઇ ઓરડામાં હમણા તેજ કારણસર આવ્યા હતા. પોતાની ભાણુજીનાં મોઢાંપર દુ:ખનો છાપ તેવણે જોયો અને વધુ લાંબો વખત પોતાનાં ધણીઆણીને છેતરવાને તેવણે હવે વાજબી ધાર્યું નહી. ગીત પુરું કર્યા પછી ગુલ તરત પોતાનાં માસી આગળ આવી બેઠી, પણ

તેણીનું હૈડું એટલું તો ભારાઇ આવ્યું હતું, કે તેણી કાંઇ બોલી શકી નહી.

"મારા વાહલા ધણી, તમે એમ ચુપ કેમ થઇ ગયા છો?" દીનબાઇ મનચેરશા તરફ ફરીને બોલ્યાં, કે જેવણ દીનબાઇનો સાદ સાંભળી એકદમ ચોંકયા. "આવા ઉંડા વીચારનું કાંઈ કારણ જણાવશો?"

"થોડું ઘણું ગુલનેલીધે," તેવણ બોલ્યા, અને તે સાચુંજ હતું. "હું વીચારતો હતો કે તેણી કેવી ફીક્કી અને સોહરાઇ ગયલી લાગે છે, અને થોડા વખત થયો દલગીરી અને ચીંતાનો કેટલો બધો બોજો તેણી ઉપર પડયો છે."

"તેમ થયું છે ખરૂં, અને તેથી આપણે જેટલાં જલદી પંચગનીની બહાર જઇયે તેટલું સારૂં. મારી ગુલ, મારી લાંબી કંટાળાભરી માંદગીથી તારાં આ દુઃખમાં ઘણો વધારો થયો છે. પણ જયાં સુધી તારાં મોઢાંપર હું હમેશનો રતાશ જોઇશ નહી, જયાં સુધી તું પાછી હમેશ જેવી ખુશાલ દેખાશે નહી, ત્યાં સુધી હું પુરતી તનદરોસ્ત થઇ શકવાની નથી."

"મારા વાહાલાં મારીજી, મારી કાંઇ ફીકર કરો ના, ખરેખર હું તદન સારીકાની છેઉં." ગુલ રખેને તેણીનાં આંસુ જણાઇ આવે એવી બીકથી ઉપર જોયા વગર બોલી.

"તું ખરી છે મારી દીનું." મનચેરશા એકદમ શાંત થવાની ઘણી કોશેશ કરી પોતાનાં ધણીયાણીના કોચ આગળ જઈ બોલ્યા, અને તેવણની આમપાસ પોતાના હાથ વીંટાલ્યા. તારે ખાતર ગુલે છુપી રીતે કેટલું ખમ્યું છે તેની તુંને ખબર નથી. તેણીની તનદરોસ્તી લહડી જવાનું ખરેખરૂં દુઃખભર્યું કારણ હજી તું જાણતી નથી. અરે મારી વાહાલી, અત્યાર સુધી હું તુંને કહેતાં બીહતો હતો, પણ હવે તારામાં પાછું જોર આવતું હોવાથી—હું વધુ વખત અચકાઇશ નહી; તેણીને ખાતર આ ખબર તું શાંતીથી સાંભળશે, કે જેમ તેણીએ તારે ખાતર કર્યું છે. તેણીને તું શું દીલાસો નહી આપશે? તું શું—" તેજ પળે એકદમ કોઇએ બારણું ઉઘાડયું. દીનબાઇએ પોતાના વરના બોલવાથી ગભરાઈ તેવણનો હાથ મજબુત પોતાના હાથમાં ધર્યો હતો, જ્યારે ગુલ, પેલા બોલો ફરીથી પોતાના માસાને મોહડે સાંભળવા નહીં માંગતી હોવાથી ત્યાંથી ઉઠી બહાર જતી હતી.

પણ તેટલાં બારણું ઉંઘાડી એક માણસ દાખલ થયું, અને તેણીના હાથમાં એક કાગજ મુકયું. તેણીએ ઉપરનાં સરનામાં પર જોયું, અને તેણીથી એક ઝીણી ચીચીયારી પડાઇ ગઇ. તેણીએ એકદમ કાગજ ઉખેડયું, નીચેની સહી વાંચી, અને બેસુધ થઇ જમીન પર પડી. તેણી કે જેણે પોતાનું દુઃખ આવી સરસ રીતે ખમ્યું હતું, જેણે પોતાની દરેક લાગણી છુપાવવાની ફનેહભરી કોશેષો કરી હતી, તેણી હવે એકદમ ખુશાળી ખમવાને તદન અશકત થઇ પડી હતી. મનચેરશા એકદમ ઉઠી ઉભા થયા, તેવણ તેણીને પડતી અટકાવી તો શકયા નહીં, પણ તે કે જેને તેવણ દરીયાનાં ઊંડાણમાં દટાયલો ધારતા હતા, તેના હાથ દસ્કત તેવણે પેલા કાગજ પર જોયા; જ્યારે દીનબાઇ પોતાનો સઘળો ગભરાટ દાબી દઇ બીજો કાંઇ પણ વીચાર કર્યા વગર પોતાની ભાણજીને સુદ્ધીમાં લાવવા પડયાં. થોડા, ઘણાજ થોડા બોલોમાં તેવણ સઘળું સમજી ગયાં. મનચેરશાનું હૈડું ઉપકારથી એટલું તો ઉછળતું હતું, કે પહેલે તો તેવણ બોલી પણ શકયા નહીં. ગુલને હુશ્યારીમાં આવતાં ઘણો વખત લાગો. તેણીનાં નબળાં શરીરે ઘણું દુઃખ ખમ્યું હતું, અને હવે જ્યારે ખુશાલી પાછી આવી હતી, હવે દલગીરી અથવા તો કાંઇ પણ ચીજ છુપાવવાની રહી ન હતી—ત્યારે તેણીનાં મગજની દ્રઢતા એકદમ જતી રહી, અને તેણી જેવી નાજુક અને પ્યારભરી હતી તેવી થઇ ગઇ. ગુલ હુશ્યારીમાં આવે તે આગમચ તેવણે તેણીનાં અત્યારસુધીનાં છુપાં દુઃખ માટે પુરતું સાંભળ્યું, અને આ નરમાશવાળી છોકરીએ તેવણ માટે આટલુંબધું ખમ્યું છે એવું જાણી તેટલાજ વખતમાં તેણી માટેનો તેવણનો પ્યાર ઘણો વધ્યો.

"શું હું સ્વપ્નો જોઉં છું, કે મેં ખરેખરજ વાંચ્યું છે કે જાલ હજી જીવે છે—તે બચી ગયો હતો,—તે ડુબી ગયો ન હતો! અરે મને કહો, મારૂં મગજ હજી ફરતું હોય તેવું લાગે છે! તેનાજ હાથનું લખેલું કાગજ શું તેઓએ મને નહીં આપ્યું હતું? અરે, કે ફકત મારી કલ્પના માને તેમ કહે છે!"

"મારી વાહાલી ગુલ, તે ખરૂંજ છે, તે મેહેરબાની ભરેલા દાદગરે પોતાનો માયાભર્યો હાથ લંબાવી તેને બચાવ્યો છે. મારી દીકરી, શું તેનો આપણે ઉપકાર માનવો ન જોઇયે?"

એક વેરાંન જંગલમાં જેવી રીતે દવ વરસે, ને સઘળું લીલું દેખાય, યાનો એક જખમ પર ઠંડક આપનારી દવા જેવો કરાર વાળે તેવીજ અસર દીનબાઇના બોલોથી ગુલનાં ધપકતાં હૈડાં પર થઇ.

દીનબાઇએ તેણીને પોતાની છાતીએ દાબી અને બીજા ઘણા પ્યાર ભરેલા બોલોથી તેણીને વધુ શાંત પાડી.

"મારી ગુલ, તું એક વખત મારી આગળ બોલી હતી કે જે મારા ઉપકારોનાં દબાણ તળે તું દબાયલી છે, તેને કદી કદી પણ બદલો વાળી શકશે નહીં. તે વેળા મેં તુંને કહયું હતું, તે તુંને યાદ હશે કે, કદાચ કોઈ વખત હું તારા ઉપકાર તળે દબાઈ જઇશ. અને શું મારા બોલો હવે ખરા નથી પડયા? મારા પ્યાર, આટલીબધી ચીંતાઓમાંથી મને બચાવવા માટે મને તારી કેટલીબધી આભારી થવું જોઇયે? મારી તરફ જો, અને હસ મારી ગુલ, અને પછી આપણે શાંત થઇ આપણો વહાલો જાલ શું કહે છે તે વાંચ્યે. જો તે મારી નજદીક હતે, તો તુંને એકદમ આટલીબધી ખુશાળી આપવા માટે હું તેને ધમકાવતે."

ગુલે ખુશાળ સુખી ચેહરે પોતાનાં માસી તરફ જોયું, અને ફરી ફરીથી જાલનું નાનું કાગજ વાંચ્યું. તે ઉતાવળમાં લખેલું હતું, અને તેમાં સઘળી બીનાઓ સમા-

વેલી ન હતી. પણ તે કેવી રીતે બચી ગયો હતો, તેનું બયાન અમે આવતાં પ્રકરણમાં વધારે વીગતવાર કરીશું. આ કાગજ રીઓ જેનરીઓથી લખેલું હતું, અને ખોટી રીતે એવાજ વીચારથી લખ્યું હતું કે તે બચી ગયો છે એ તેની બેહેનને અત્યાર આગમચનું માલમ પડેલું હોવું જોઇયે. તેણે બચી જવા માટે પોતાના લશકરી વડા પર તરતજ લખ્યું હતું, પણ તે તેને વખતસર નહીં મળેલું હોવાથી, મનચેરશાનાં કુટુંબ પર પણ તે લખી શક્યો ન હતો, અને તેથીજ જાલને હાથનું લખેલું કાગજ તેઓને એકદમ મળ્યું. તે લખતો હતો કે દરીયામાં થોડો વખત રહેવાથી તે આજારી પડી ગયો હતો, પણ હવે તેમાંથી આસ્તે આસ્તે સારો થતો હતો, કે તે એક નાનાં લાકડાંને વળગી રહયો હતો, અને એક સ્પેનીશ સ્ટીમર નામે આલમા જે રીઓ જેનરીઓ જતી હતી, તેણે તેને ઉપાડી લીધો હતો; કે આ સ્ટીમર પર કોઈ સરજયન સોસી, જે પોતાને પારસી કહે છે, તેણે તેની ઘણી સારવાર કરી હતી અને તેણેજ તેની જીંદગી પણ બચાવી હતી. તે લખતો હતો કે, સરજયન સોસીમાં કાંઈ એવું જણાતું હતું કે જેનું વર્ણન તે કરી શકતો ન હતો, પણ જે ચીજ સામાં માણસનો તેની તરફ પ્યાર અને માન ખેંચે તેવું હતું. તેની કાહાંણી અસાધારણ હતી, પણ હજી તેણે આખી સાંભળી ન હતી; અને જે થોડી ઘણી સાંભળી હતી તે તે ઉતાવળને લીધે લખી શકતો ન હતો, પણ જયારે તે મુંબઇ પાછો ફરે ત્યારે સરજયન સોસીને પોતાની સાથે લાવવાની આશા રાખતો હતો.

સરજયન મેજર જાલ જીવે છે, અને થોડા વખતમાં પુર તનદરોસ્તીમાં પાછો ફરવાનો છે, તે વાત સઘળે પથરાઇ ગઇ, અને સઘળાં ખુશી થવા લાગાં. પીરોજા રૂસ્તમ પર તરત તે વિષે તાર મોકળવામાં આવ્યો, અને એક બે દહાડામાં તેઓ પંચગની આવ્યાં. ત્યાં કોઇ એવું ન હશે, કે જેઓએ ગુલ તથા મનચેરશાં જેઓએ કેટલો વખત મુગે મોહડે ઘણું ખમ્યું હતું, તેઓ તરફ પોતાની દીલસોજી બતાવી ન હોય. પરેલનાં સુનાબાઇ, જેવણ મેહરીનાં મરણ પછી બહાર નીકળતાં ન હતાં, તેવણ પણ પોતાનાં જુવાનીનાં દોસ્તોને મુબારકબાદી આપવા આવ્યાં. હોમી ગુજર્યો તે વેળા તેવણ મરચંટ હૉલમાં આવ્યાં હતાં, અને દીનબાઈ જયારે ઘણાં ગભરાયાં, ત્યારે તેવણની સારવાર કરવામાં તેવણે ગુલ સાથ ભાગ લીધો હતો. પણ સુનાબાઇ એવાં એકલપેટાં ન હતાં, કે દલગીરીમાં દીલાસો દઇ ખુશાળીમાં ભાગ નહી લે, અને તેથીજ જાલ માટે સારી ખબર સાંભળી તેવણ મરચંટ હૉલમાં ગયાં.

ઉપલી ખબર સાંભળ્યા પછી થોડે અઠવાડયે મનચેરશાં, દીનબાઈ તથા ગુલ, ત્રણ ચાર મહીના માથેરાન રહેવા ગયાં. તેઓના વહાલા હોમીનાં મરણને હજી થોડાજ મહીના થયા હતા, અને તેથીજ આ એકાંત જગામાં જવાનું તેઓને વધારે પસંદ પડયું. અહીંયા ડીસેમબરમાં ક્રીસ્તમસને ટાંકણે કેખશરૂ, ખોરશેદની આવવાની આશા રાખતાં હતાં.

## પ્રકરણ ૨૧ મું.

હમારાં વાંચનારની માફક હમો પણ ઘણો વખત આગમચ બની ગયલી વાતને આ વાત સાથ જોડવા ઇચ્છતાં નથી, પણ જરૂરને લીધે તેમ કરવું પડે છે. સરજયન સોસી માટે જાલે ઘણી તારીફ લખી હતી. પણ જાલ ધારતો હતો તે કરતાં તેને આપણી હમણાની ચાલતી વાત સાથ ઘણું લાગતું વળગતું હોવાથી હમારાં વાંચનારાં સાથ તેની ઓળખ કરાવવી જોઇએ.

જે દહાડે જાલની નાની સ્ટીમર ડુબી ગઇ તે દહાડે સાંજે તે તરફ એક સ્પેનીશ વહાણ ધીરેથી રીઓ જેનરીઓ તરફ સેહેલ કરતું જતું હતું. સહવારની સાથે સરખાવતાં દરીયો ઘણો શાંત પડયો હતો, અને વહાણપરના ખલાસીઓ ખુશાલી સાથ પોતપોતાની ફરજો બજાવતા હતા, અને અેકેક વચ્ચે કહેતા કે, સેન્ટ જાગોને તોફાનને વખતે તેઓએ યાદ કરેલો હોવાથી તેણે આટલા વખતમાં દરીયાને આવો શાંત કરી નાખ્યો હશે.

આ ખલાસીઓથી થોડેક દુર એક જણ કે જે તેઓથી તદ્દન જુદાજ દેખાવનો હતો, તે વહાણના સડને અઢીંગી ઉભો હતો. તેનો દેખાવ સ્પેનીશ તો હતોજ નહી. તે રૂપ છપમાં યુરોપ્યન, નહી, ઇંગ્રેજ જેવો હતો, અને તો પણ તેનું મોહું ઇંગ્રેજ જેવું ન હતું. કદાચ તે સેહજ યાહુદી જેવો લાગે, અને તો પણ તેનો ચેહરો યાહુદી લોકો જેવો અણીયાળો પણ ન હતો. થોડા બોલોમાં, આ પશ્ચીમ તરફની રૂપ છપવાળો માણસ પુર્વ દેશોનાં લોકોમાંનો એક હોય તેવો લાગતો હતો. તેની અસલ ચામડી સફેદ હોવી જોઇએ, પણ હાલ તે સુરજનાં તડકાંથી શામળી થઇ ગયલી લાગતી હતી. તે ઉંચો અને ઘણો સરસ બાંધાનો હતો, અને તેના દમામવાલા દેખાવથી તે કોઇ સારો ખાનદાની માણસ લાગતો હતો. તો પણ તેના મરદાનગી ભરેલા ચેહરા પર લાંબો વખત ખમેલાં દુઃખોનો છાપ પ્રગટ દીસતો હતો. તેના ઘેરા ભુરા વાલોમાં ઘણે ઠેકાણે સફેદ રૂપેરી લાઇનો જોવામાં આવતી હતી, અને જેથી તે કાંઇ નહી તો પચાશેક વરસની ઉમરનો હોય તેવો લાગતો હતો. તો જોકે કોઈ કોઈ વેળાના તેના ચેહરાના દેખાવથી તે દશ વરસ વધારે જુવાન લાગતો. હમેશ તેનો ચેહરો દલગીર દીસતો, પણ કોઇ વખત તેની આંખો ચલકી આવતી અને ગાલો જાણે ઉશકેરણીથી રાતા થઈ આવતા અને તે પરથી એક બારીક નજરે જોનાર માણસ કહી શકે, કે જુવાનીનું લોહી હજી તેનામાંથી ગયું નથી, પણ અવારનવાર ખમેલાં સંકટોથી થંડું પડી ગયું છે. ટુંકમાં, આ ચેહરો એવો હતો કે એક ચીતારો, યાતો માણસાઇ ખવાસનો પરીક્ષક તેની સામે લાંબો વખત તીકવામાં મજાહ મેલવે, કારણ કે બેઉ માટે તેમાં શીખવાનું ઘણું હતું.

સરજયન સોસી આપણે ઉપર જણાવી ગયાં છીયે તેમ ચુપ દેખાવે સડને અઢેલી દરયા તરફ તીકતો હતો, તેટલાં હવે શાંત

થઈ ગયલા દરીયા પર કાંઇ અજબ જેવી ચીજ તરતી જોઇ. તેની નજદીક કોઇ પણ વહાણુ ન હતું, અને સરજ્યન સોસી પોતાની નજર પેલી ચીજ તરફથી ખીસાડી શકયો નહી. તેની ખાત્રી થઇ કે, ઉપલી ચીજ કાંઇજ નહી પણ પાટીઆંને વળગી રહેલું કોઈ માણુસનું શરીર હતું. તે તરત વહાણુના કપતાન આગલ ગયો, અને એક નાની બોટ દરીયામાં ઉતારવાને તેને ઘણા કાલાવાલા કરયા. થોડો વખત તો તેણે ફોકટમાંજ કાલાવાલા કરયા. કપતાન બારથોલોમીઉએ કહયું કે જે માણુસ આટલો બધો વખત થયો દરીયામાં પડયો તેની જીંદગી બચાવાવનો વીચાર કરવો એ મુરખાઇભર્યું હતું. ફોકટમાં તે પોતાનાં વહાણને ખોટી કરવા માગતો ન હતો; કે તેનું વહાણ ઘણું ભરાઈ ગયું હતું, અને બીજાં કોઇ માટે તેમાં સગવડ ભરી જગા ન હતી.

કપતાનની ઉપલી બેદરકાર પણ મક્કમ ઠેકાવની ભાષા સાંભળી સરજ્યન સોસીની કાળી આંખો ગુસ્સાથી ચમકવા લાગી, અને ફરીથી એક વખત જોસ્સા ભરયા સાદ સાથ તેના કાલાવાલા કરયા. કેપટન બારથોલોમીઉએ તેની તરફ અજાએબીથી જોયું. આ દલગીર દેખાવનો અને એકાંતવાસ પસંદ કરનાર માણુસ આટલો ગુસ્સો અને જુસ્સો બતાવે એવી તેને આશા હતી નહી. કાંઇ પણ જવાબ દીધા વગર કપતાન તેની સાથ તુટકપર ગયો. પેલી ચીજ પડેલી હતી તે તરફ જોયું. તે હવે વહાણુની ઘણી નજદીક તરી આવેલી હોવાથી બરાબર તેનીપર એક માણુસ હોય તેવું લાગતું હતું, અને કપતાને એકદમ એક નાનું વહાણુ તે તરફ લઈ જવાનો હોકમ કર્યો.

"સીનોર, એને હમણા તો દરયામાંથી કઢાવો, પણ એમાંજ એ પાછો પડવાનો" કપતાને સરજ્યન સોસીને સ્પેનીશ ભાષામાં કહયું. ખલાસીઓ પેલા પાટીઆંને તેના બોજા સાથ બોટમાં મુકતા હતા તે તરફ સરજ્યન ધ્યાનથી જોતો હતો. કોઇપણ માણુસના ચેહરાપર મોતનો છાપ મેં એવો ખુલ્લો જોયો ન હતો, પણ જેમ તમારી મરજી, ફકત મારાં વહાણુ ઉપર એક મુવેલાં માણુસને રાખવાને ફરમાવતા ના, નહી તો એક પલકારામાં મારાં માણુસો બળવો ઉઠાવશે."

સોસીએ તેને કાંઇપણુ જવાબ દીધો નહી, પણ જયાંથી પેલાં માણુસને તેઓ ઉપર લાવતા હતા તે બાજુ ગયો. તેઓએ તેને પાટીઆં પરથી ઉચકયો અને નરમ તકયાઓનાં બીછાણાંપર નાખ્યો, અને જયાંથી તેનાં મોઢાંપર નમતા સુરજની સઘળી રોશણી પડતી હતી. ફકત એકજ નજરથી સોસીએ તેને ઈંગ્રેજ લશકરના અમલદાર તરીકે ઓલખ્યો. પણ બીજી નજર કરતાં તે અજાએબીથી ચોંકયો. ખલાસીઓએ તેની ગરદન આસપાસ વીટાલેલો રોમાલ છોડયો. આ વેળા તેનો ચેહરો મુવેલાં માણુસ જેવો ફીક્કો હતો. તેની ડોક અને ગરદન ઘણાંજ સફેદ હતાં, જયારે તેનાં ઘણાજ સરસ ઘાટનાં કપાળપર વીખરાએલા કસબી કરચળીવાલા બાલથી તેનો દેખાવ એટલો તો નાજુક બૈરાં જેવો લાગતો હતો કે ખલાસીઓ મનમાં હસી એકેકને કહેવા લાગ્યા કે, આવા બૈરીના દેખાવના મરદને લશકરી પોશાક પેહરવાની શું જરૂર હશે. પણ સરજ્યન સોસીએ પોતાની નજર તેનીપરથી ખીસાડી નહી. પોતાની જવાનીના, પોતાનાં ઘરનાં સુખના વીચારો તેનાં મગજપર ધસી આવ્યા, અને તેની આંખો આંસુઓથી ચમકવા લાગી. તે આંસુઓ કે જેઓથી વરસો વેર તેની આંખો અજાણી હતી, અને તોપણુ તે જાણુતો ન હતો, સમજી ન શકતો હતો કે શું કામ એકદમ તેની લાગણી આવી રીતે ઉશકેરાઈ આવી હતી. પણુ જેમ જેમ તે ખુબસુરત ચેહરો તે વધારે જોતો, તેમ તેમ તેની લાગણી વધારે ઉશકેરાતી. પોતાના છોકરવનપણાંના બનાવો તેને યાદ આવી જઇ તે ફરીથી 'પોતાને ઘર' જઇ તેઓનો પ્યાર મેલવવા ઇચ્છવા લાગો, તેઓથી છુટા પડવાને જાણે ઘણોજ થોડો વખત થયો હોય એવું તેને લાગ્યું. આ જવાન કોણુ હશે કે જેની તરફ એકદમ તેની પ્યારભરી લાગણીઓ ઉશકેરાઇ આવી હતી? કદાચ તેની સાથ તેને કાંઇપણુ લાગતુ વળગતું નહી હોય; કદાચ તેઓ બંને જણુ એક ધર્મના પણુ નહી હોય; પણુ ત્યારે આ સુંદર ચેહરો શું કામ એટલા થોડા વખતમાં તેની લાગણીઓમાં ફેરફાર કરી નાખતો હતો. અંતે તેણે પોતાના જીવને શાંત કર્યો, અને તેની આગળ પડેલાં દેખઇતાં જીવ વગરનાં શરીરમાં જીવ લાવવાના તેણે દરેક ઉપાય અજમાવ્યા. અંતે તેનામાં સેહજ જીવ આવતો જણાયો, અને સરજ્યન સોસીએ તેને પોતાની કેબીનમાં લઇ જવાનો હોકમ કર્યો. તે અને હું એકજ રાજની પ્રજા છૈયે, તેના પોષાકપરથી જણાય છે કે લશકરમાં તેની મારા જેવીજ પદવી છે, અને જો કોઇ બીજાની સંભાલ હાલ તેને સોંપવામાં આવે તો તેના જીવને સંતોષ નહી મળે. તુટકપરથી કેબીનમાં લઇ જતાં તેનાં ગજવામાંથી એક નાની ચોપડી પડી ગઇ, જે સોસીએ કેટલીક ઇંતેજારીથી ઉચકી. તે એક ગુજરાતી ભાષામાં લખેલી ભણુવાની ચોપડી હતી. આ પરથી તેની ખાત્રી થઇ કે તે જવાન જરથોસ્તી ધર્મનો અને તેના પોતાનાજ ધર્મનો હતો. તેને તે જોયા પછી બીજો એવો વીચાર આવ્યો, કે તેની પોતાની પાસે પણુ તેજ ઢપની ભણુવાની ચોપડી હતી. તેણે પોતાની ચોપડી ગજવામાંથી કાઢી અને બેઉ તેને તદન સરખી લાગી. "હું કેવો મુર્ખ છેઉં! શું બે ભણુવાની ચોપડીઓ એકમાંની આવે તેમાં જરાપણુ અજબ થવા જેવું છે" તેણે ધાર્યું. તેણે પોતાની પાછી પોતાનાં ગજવામાં મેલી; બીજી ઉઘાડી અને ફરીથી અજાએબીથી ચોંકયો. "સોરાબ બેહલી હોમજી!" ઉપલું નામ જોઇ તે બોલ્યો. "ઓ પરવરદેગાર? આ જવાન કોણુ હશે? કોણે તેને આ ચોપડી આપી હશે?" તે એટલો તો ઉશકેરાઇ આવ્યો હતો કે તેની નીચે શું લખ્યું હતું તે પણુ તે મુશકેળીથી વાંચી શકયો.

"જાલ મેજર! અરે, આ ચોપડીના અસલ માલેક જેવો હું ક્યારે બનીશ! કદાચ મારા ધંધાની ફરજો હું તેની માફકજ બજાવતો હોઇશ, કદાચ તેના જેટલોજ હું બહાદુર હોઇશ, પણ તેના જેવો ભલો માણસ હું શાથી થઇશ! આ પવીત્ર ચોપડીને તે ચાહતો હતો, અને હું પણ તેને ચાહીશ." થોડી જગા છોડી દીધા પછી પાછુ લખ્યું હતું:

"મારાં વાહાલાં હેતવંતાંઓ ખાતર મેં આ ચોપડી વાંચવાની શરૂ કરી હતી. હું આ ચોપડીમાં માની શકીશ એવું કદી પણ ધારતો ન હતો, પણ તેમ ધારવામાં મેં ભુલ કરી હતી. જ્યારે મારી સામે લાલચો આવી ઉભી હોય ત્યારે કેટલી બધી વખત આ ચોપડીએ મને બચાવી લીધો છે, મને દીલાસો દીધો છે, મને સારે માર્ગે લઇ ગઈ છે. અરે મારી અત્યંત વાહાલી ગુલ? જો આ ચોપડી હાલની માફક ચાર વર્ષ આગમચ પણ મારી સાથે હતે તો તુંને કેટલાંબધાં દુ:ખમાંથી હું બચાવી શકતે?"

આએજ હપના બીજા ફકરાઓ તે ચોપડીનાં કોરાં પાનાંઓ પર લખેલા હતા, પણ તેઓમાંનો એકબી, સરજયન સોસી આગળ ભેદનો પરડો જે હાલ તેની આસપાસ વીટળાયો હતો તે ખોલી શકયો નહી. કોઇ પણ મેજર નામના પારસી ગ્રહસ્થને તે ઓલખતો ન હતો, અને તેથી તેનાં મનમાં વધારે ગુંચવાડો ઊભો થયો હતો. ઊપલા ફકરાઓમાં ઘણાંક નામ લખેલાં હતાં, પણ તે પણ તેને કાંઇ પણ સમજાવી શક્યાં નહીં. ફકત એકજ નામે તેની પર અસર કરી, તે નામ કે જે તે પોતાનાં દુ:ખ, ગોલામગીરીના વખતમાં પણ કદી ભુલી ગયો ન હતો; કે જે નામ ધરાવનાર માણસને હેતથી વળગી પડવાને તે તલ્પી રહયો હતો. આ નામ દીનબાઇનું હતું; આએ નામ વાંચતાં, જેમ જાલને પહેલવહેલો જોઈ તેને ગઈગુજરી યાદ આવી તેની લાગણીઓ ઊશકેરાઈ આવી હતી, તેમજ તે વેળા પણ થયું. ફોકટમાં તેની અક્કલ સુચવતી હતી કે દીનબાઈ નામનાં પારસી બૈરાંઓ ઘણાં છે; આ નામથી તો ફકત તેને એકજ માણસ યાદ આવતું હતું. પેલો બચી ગયલો જવાન જોકે હુસ્યારીમાં આવ્યો હતો, પણ નબળો પડી ગયલો હોવાને લીધે તે બોલવાને અશકત હતો; વળી કદાચ તે બોલવાણી માંગતો હોય, પણ સોસી પોતેજ ડાકટર હોવાથી તેમ કરવા દે નહીં. સરજયન સોસી જાલની આગળના આગળ રહી માવજત કરતા હતા. બે દહાડા અને એક રાત તો તેવણ તેની આગળથી ખીસ્યા પણ નહીં. અને જાલ બોલી નહી શકવાથી એવી તો નજરે તેવણનો મુગો ઉપકાર માનતો કે તેવણનું હેડું ધપકતું, અને તેવણના અસલના દહાડા વધારે યાદ આવતા.

"મારા લશકરના કરનલ પર, હું બચી ગયો છું એમ ફકત બે બોલ લખવા દેવો." જાલે એક વખત પોતાના કોચ પરથી ઊઠી, સેહજ ઊશકેરાયલા સાદે કહયું.

"અને મારા જુવાન દોસ્ત, તે કાગજને મોકલ્યે કેમ? આ ભર દરીયામાં તે બાજુ તરફ જતી કોઈ પણ સ્ટીમર આપણે જોઇ શકતા નથી."

જાલે સેહજ અધીરાઇથી જવાબ દીધો, પણ તરતજ પોતાનો ગુસ્સો દાબી દઈ હસવાનું મોહડું કરી બોલ્યો:

"સાહેબ, મને માફ કરો; હાલ મને જે ખોદાઇ રેહમથી મારો બચાવ થયો છે તેનોજ વીચાર કરવો જોઇયે. અને તેમાં જે તમારો હાથ હતો, તે માટે મારે તમારો ઊપકાર માનવો જોઇયે. ખોદા પછી મારી જીંદગી માટે હું તમારોજ આભારી છું. અરે, હું ઇચ્છુંછું કે મારાં માસી અને મારી બેહેન હાલ અંહી હને; હા, તેઓ મને કેટલાબધા પ્યારથી ચાહે છે, અને કદાચ તેટલાબધા પ્યારને હું લાયકનો પણ ન હોઇશ. તેઓ હાલ તમારો કેટલોબધો ઉપકાર માનતે. સરજયન સોસી, હું જાણું છું કે હું તમારો કેટલો બધો ઉપકારી થયો છું, પણ મારી લાગણી જણાવવાને મારી પાસે પુરતા શબ્દો નથી."

"ખોદાને ખાતર જવાન માણુસ, દયાને ખાતર મને કહે કે તું કોણ છે?" સરજયને જાલનો હાથ એકદમ પોતાના હાથમાં ધરી તેની તરફ તીકીતીકીને જોઇ ઉશકેરાયલા, નહી સમજાય તેવા સાદે કહયું; કારણ જાલનો દરેક બોલ, તેનો દરેક દેખાવ એક જાણીતા માણસની તેને યાદ આપતો હતો.

"મારૂં નામ જાલ મેજર છે."

"પણ છોકરા, તારી માયનું-તારી માયનું? હું કાંઇ ફકત મારી જીગ્નાસા પુરી પાડવા આ સવાલ કરતો નથી."

"તેવણ હોરમજશા બેહલી હોમજીનાં સર્વેથી નાનાં દીકરી થાએ, તેવણનું નામ આઇમાય હતું."

સોસીએ તે જવાન તરફ વધારે તીકીને જોયું, અને પછી બોખરે ધીરે સાદે બોલ્યો. "હું જાણતો હતો—આ ફકત કલ્પના ન હતી." અને પછી પોતાની જગાપર ગભરાયલા જેવા દેખાવે પછવાડે અલેટાઇ પડયો. પણ તરતજ તે પાછો શાંત થઈ ગયો, અને જાલ તેને કાંઇ અજાએબી અથવા તો કાંઇ દીલાસાના બોલ કહે તેટલાં તેણે પાછું પુછયું. "શું મી૦ હોરમજશા બેહલીહોમજી હજી જીવતા છે? હું તેમને ઓલખતો હતો. તે એક માયાળુ ઘરડો ગ્રહસ્થ હતો." તેનો હોઠો ધ્રુજવા લાગ્યા, અને તે વધુ બોલી શકયો નહી.

"અરે નહી; મારાં માએ રંગુન જવાથી તેવણને ઘાવ લાગ્યું, અને તે દલગીરી તેવણ ખમી શકયા નહી. વળી તેવણે તેજ વખતે એવી પણ ખબર સાંભળી કે તેવણનો એક પુરો દીકરો તેની સ્ટીમર પરનાં સઘળાં લોકો સાથ ડુબી ગયો હતો. આથી તેવણનું દીલ તુટી ગયું, અને થોડા માસમાં તેવણ મરણ પામ્યા."

સરજયને પોતાનું મોહું હાથોમાં ઢાંકી દીધું, અને ઘણીક મીનીટલેર ચુપ બેસી રહયો. પછી પાછું પુછયું. "તું ફકત તારી માસી તથા બેહેન માટેજ બોલ્યો હતો; શું ત્યારે તારાં મા હજી જીવતાં નથી?"

"હું અગ્યાર વરસનો હતો ત્યારનાં તેવણ ગુજરી ગયાં. મારી બેહેન તે વેળા દશ વરસની પણ નહી હશે. મારા

બાવા સરજ્યન મેજર ખરશેદજી રંગુનમાં ત્યાંના દેશીઓ સાથની એક જુંબેસમાં માર્યા ગયા. ત્યાર પછી મારાં માયને ત્યાં રહેવા ગમ્યું નહી, અને તેવણ મુંબઇ આવવા નીકલ્યાં. ત્યાંથી આવતાં માર્ગમાં એવણ ભુસાવલ ખાતે આજારી પડી ગયાં. ત્યાંથી એવણે પોતાનાં બેહેનને તેડાવી મંગાવ્યાં, તેવણની સંભાળમાં હમો બેઉ ભાઇબેહેનને સોંપ્યાં, અને થોડા વખતમાં પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કર્યો."

"તેવણની બેહેન કે તારા બાપની બેહેન માટે તું બોલે છે?"

"તેવણનાં પોતાનાં બેહેન–મીસીસ મનચેરશા મરચંટ."

"મનચેરશા, અને તેવણનાં ધણીયાણી હજી જીવતાં છે? તું કહે છે કે તેઓને તું ઓલખે છે;" સરજ્યન એકદમ ઉઠી ઉભા થઇ બોલ્યા, અને જાલ પણ નજદીક તેવણના જોટલોજ તેવણને જોઇ ઉશકેરાઇ ગયો. "જવાન, તેણીની મારી આગળ વાત કર. તેણીને માટે મને કાંઇપણ કહે. અરે, લાંબો વખત થયો મેં તેણીનું નામ સાંભલ્યું ન હતું."

"તમે શું મારાં માસીને ઓલખતા હતા? સરજ્યન સોરી, તમારે માટે વાત કરતાં મેં તેવણને કદી પણ સાંભળ્યાં નથી."

"બનવા જોગ છે." તેણે જવાબ દીધો, અને તેના હોઠો પર સેહજ હસવાનો દેખાવ જણાયો પણ તે દેખાવ એવો હતો, કે જાણે આગમચ કોઇ તેવા દેખાવવાલાં માણસને જોયું હોય તેવું તેને લાગું. "મારા છોકરવનપણામાં મેં તેવણને જોયાં હતાં, અને તે વેળા તેવણ મારી ઉપર ઘણી માયા દેખાડતાં હતાં. મારા જવાન દોસ્ત, આપણાં છોકરવનપણાંનાં સાથીઓને આપણે જલદી ભુલી જતા નથી. મુખ્ય કરી જયારે આપણી જવાનીના દહાડા ઘણા દુઃખમાં જાય છે ત્યારે. મારી ગોલામગીરીને વખતે દીનબાઇ બેહલી હોમજીનો હસ્તો દેખાવ રાત દહાડો મારાં ઉંઘનાં તેમજ જાગૃત સ્વપનાઓમાં હાજર રહેતો હતો; પણ તેણી તો પરણેલી છે– હાલ તેણી એક સુખી બાયડી અને હેતવંતી માતા હશે; તેણી હાલ અમનચમનમાં રહેતી હોવાથી, જે છોકરાપર તેણી માયા દેખાડતી હતી તેને ભુલી ગઇ હોય તો તેમા કાંઇ અજબ થવા જેવું નથી."

"ગોલામગીરી વખતે!" જાલ બોલ્યો, કારણ કે ઉપલા બોલો સાંભલી તેને ઘણી અજાયબી ઉપજી હતી. "તમે એક બ્રીટીશ લશકરી અમલદાર કદીબી ગોલામ થઇ શકો!"

"હા, મારા જુવાન દોસ્ત; સાત વરસ વેર એલજીઅર્સનાં ધીક્કારભરેલાં બંધીખાનામાં હું પડેલો હતો, અને છેલ્લાં સાતે વરસ વેર હું ગોલામગીરી કરતો હતો."

જાલે એકદમ પોતાના એક હાથે મુઠી મારી, બીજે હાથે તલવાર ખેંચી કાઢી, જયારે તેના ચેહરાનો સઘળો દેખાવ જુવાનીનો જુસ્સો દેખાડતું હતું; તો જોકે તે વખત તે કાંઇ બોલી શકયો નહી. સરજ્યન સોરીએ ફરીથી હસવાનો દેખાવ કર્યો–તેજ હસવાનો દેખાવ કે જે જાલનો પ્યાર અને માન ઉશકેરતો હતો.

"મારા બહાદુર છોકરા, હવે તો હું છુટો થયો છું; ગોલામગીરીની બેડીઓ મારા હાથમાં કોઈ દહાડો પડીજ નહી હોય, એવું મને હવે લાગે છે., કોઇ દહાડો હું તમારી આગળ વધારે વાત કરીશ. પણ હમણા તો તારી માસીને લગતો હેવાલ કહી મારી ઉપર ઉપકાર કર; તેણીને લગતી કાંઇબી વાત કર—શું તેણીને ત્યાં કાંઇ છોકરાં થયાં છે—હજી તેણીનો વર જીવતો છે? શું દીનબાઇ મરચંટ અસલ જેવીજ નરમાશવાલી, પ્યારભરી, મક્કમ ખવાસની, ખરે માર્ગે ચાલનારી, પોતાની ફરજો અદા કરનારી, દીનબાઇ બેહલીહોમજી જેવી છે?" જાલે ઊલટભર્યાં દેખાવે–કે જે દેખાવે ફરીથી એક વખત સરજ્યન સોરીની નજર તેની તરફ ખેંચી—પોતાનાં માસીને લગતી સઘળી વાત કરી. જાલને બીજી કોઇ વાત એટલાબધા પ્યારથી કરવા ગમતે નહી; સરજ્યને કાંઇ બીજી વાતો પુછી હતે તો કદાચજ આપણો જવાન તેટલાજ જોસ્સાભરેલા બોલોમાં કરતે. જાલનો ખવાસ ખરેખર લશકરી માણસ જેવો હતો, તેને પોતાનો ધંધો ઘણો વાહાલો હતો, પણ તેને પોતાનું ઘર તે કરતાં ખેંચાંણવાળું લાગતું હતું. જેમ જેમ તે મોટો થતો જતો હતો તેમ તે તેનાં માસી તરફનો તેનો પ્યાર તથા માન વધ્યાંજ જતાં હતાં. જાંહગીર યા હોમી પણ પોતાની માતાને તેના કરતાં વધુ ચાહતાં ન હશે. અને તેણે પોતાની લાગણી પ્રમાણેજ સરજ્યન આગળ વાત કરી; તેણીના તેની પર કેટલાબધા ઉપકારો, તે અને તેની મા બાપ વગરની બેહેન શા માટે પોતાનાં માસીને આભારી હતાં, એ સઘળું તેણે પોતાના સાથી આગળ કહયું; તે બોલ્યો કે, તેવણે તેઓ સાથ માનો વગ રાખ્યો હતો, કે પોતાનાં બચ્ચાં અને તેઓ વચ્ચે તેવણે કોઇ પણ જાતનો કોઈબી દહાડે ફરક રાખ્યો ન હતો. વળી મરચંટ કુંટુંબમાં ઘરસંસારી સુખ, અને એકેક વચ્ચેના પ્યારનું પણ તેણે સોરી આગળ ચીત્ર રજુ કરયું, અને તે સાંભળી તેની પણ આંખો ચમકવા લાગી; તથા આટલાં વરસો વેર તેના પ્યારનો ઝરો કાંઇ પણ ઉપયોગ વગર સુકાઇ જતો હતો, તે ઊપલી વાત પુરી થાય તે આગમચ પાછો તાજો થયો, અને આ અસલી ખવાસનો જવાન જેનો તેણે જીવ બચાવ્યો હતો, તેની પર કાંઇ પણ અચકયા વગર તેને સઘળો ખાલી કીધો. જાલને તેમાં કાંઇ પણ અજબ જેવું લાગું નહીં. તે ધારતો હતો કે તેનાં માસીને કોઇએ એકબી વેળા જોયાં હોય, (પછી વરસો આગમચ બન્યું હોય તો શું થયું) તો જરૂરજ તે માણસ તેવણને કદી પણ ભુલી જાય નહીં; અને તેવણને માટે વધુ જાણવાની ઊલટ દેખાડયા વગર રહે નહીં. અને જાલને પણ પોતાનાં માસીને ખાતર આ સરજ્યન સોરી પર વધારે હેત આવ્યું. પોતે બચ્યા પછી તેણે પહેલું કાગજ પોતાના કરનલ પર લખ્યું હતું, અને જેની અંદર પોતાનાં કુટુંબ માટે પણ તેણે કાગજ બીડયું હતું. આ કાગજમાં તેણે સરજ્યન સોરી માટે.

ઘણું લખ્યું હતું, અને તેનાં માશીએ તેને માટે કોઇ વેળા વાત નહી કરી તે માટે પોતાની અજાયબી જણાવી હતી. પણ આપણે આગમજ જોઈ ગયાં તેમ, તે કાગજ તો બરાબર ઠેકાણે પોંહતુંજ ન હતું, અને બીજા કાગજમાં તો તેણે ઊતાવળમાં પોતા શીવાય બીજું કાંઇ વધ્ર લખ્યું ન હતું. ત્યાર પછીનાં બીજા કાગલોમાં તે સરજ્યન સોરાબ વીશે અવારનવાર કાંઇ કાંઇ લખતો, પણ પોતાનાં માશી પાસે તેવણ વીશે કાંઇ પણ ખબર પુછતો ન હતો.

જાસ સારો થયા પછી સ્ટીમરપર ઘણો ઉપયોગી થઈ પડયો, અને ખુદરતી તેનો ખવાસ સભ્યતા ભરેલો તથા મીલનસાર હોવાથી તે કેપ્ટન બારથોલોમીઉ અને સ્ટીમરના સઘળા ખલાસીઓનો માનીતો થઈ પડ્યો. તેનો વખત સ્પેનીશ સ્ટીમરપર જુદાં જુદાં કામો અને મજાહોમાં ઘણી સરસ રીતે પસાર થતો, તોપણ ઘણી વેળા તે ઇચ્છતો કે પોતાની રેજીમેંટ સાથે હોઇ પોતાના ધંધાની ફરજો બજાવે. પણ આ મોજ મજાહ અને જુદાં જુદાં કામોમાં પડયા છતાં જાસ સરજ્યન સોરાબ કે જેની અને તેની ઉમ્મરમાં તેમજ ખવાસમાં પણ ઘણો ફરક હતો, તેનો માનીતો, અને કદી નહી છુટો પાડી શકાય તેવો દોસ્ત થઇ પડયો. જાસ કાંઇ પોતે નહી સમજી શકે તેવાં કારણથી હમેશ પોતાના આ નવા દોસ્ત સાથ પોતાનાં ઘરને લગતીજ વાત કરતો, અને સોરાબ તેની વાતોપરથી તેનાં કુટુંબનાં દરેક માણસને જોયા વગર બરાબર ઓલખવા લાગો. હોમી માટે જાસ ઘણીજ તારીફ કરી જોસ્સાથી વાત કરતો; ગરીબ બીચારો; તેને થોડીજ ખબર હતી, કે જે માશીના છોકરાની આસનો તે વખાણનાર હતો, તે તો અત્યાર આગમચનો પોતાનાં છેલ્લાં ઘરમાં વસવાટ કરવા, આ દુનિયા છોડી ચાલી ગયો હતો. તે માશીના છોકરાને તે ફરીથી જોનાર ન હતો. આ દુઃખભરી ખબરને લાગતાં કાગલો આફ્રીકા મોકલવામાં આવ્યાં હતાં, પણ જાસને તેના અકસ્માતને લીધે તે કાગલો કદી પણ પુગ્યાં હતાં નહી. ત્યાર પછીનાં પોતાનાં કાગલોમાં તે અવાર નવાર હોમી માટે લખી તેની તબીયત વીશે જાણવા ઇંતેજારી ભરી ખબરો પુછાવતો હતો, અને ગુલ પણ તે મુંબઇ આવે તે આગમચ આ દુઃખભરી બીનાથી તેને વાકેફ કરવા પણું ઇચ્છતી હતી.

બીજી બીજી વાતો કરતાં એક દહાડે સરજ્યન સોરાબે જાસને પુછ્યું કે, હોરમજશા બેહલી હોમજીએ કોણને પોતાનો વારસ કર્યો હતો. અને જ્યારે જાસે કહ્યું કે તેવણે કરી લીધેલો દીકરો પણ ભર જુવાન વયે મરણ પામ્યો, ત્યારે તેવણ ઘણા દલગીર થએલા જણાયા.

"ત્યારે તો મી૦ પેસતનજીએ આગાહી કીધેલી ખોટી પડી છે." તેવણ થોડો વખત થોભીને બોલ્યા. "મને યાદ છે કે હું જ્યારે નાનો હતો ત્યારે તેવણ અવાર નવાર કહેતા હતા કે, બેહલી હોમજીનાં ખાનદાનનો છોકરો પોતાનાં કુટુંબનેજ નહી પણ આખી પારસી કોમને પણ સારું લગાડશે. ગરીબ બીચારો સોરાબ, તેવણનો ઘણો માનીતો હતો."

"ત્યારે તો તમે મારા મામાને પણ ઓલખતા હતા!" જાસે અજાએબી અને ખુશાલી ભરયા સાદે કહ્યું "મને તમે અગાઉથીજ કાંય નહી કહ્યું, કે હું તેવણને લગતા તમને કેટલાક સવાલો, કે જે જાણવાને હું ઘણો ઇંતેજાર છું, તે પુછતે."

"અને તમે સોરાબ માટે એવું તે શું સાંભલ્યું છે કે જેથી તમે તેને માટે બીજું જાણવા માગોછો" સરજ્યન સોરાબે પોતાના ચોકસ જાતના હસવાના દેખાવથી કહ્યું "હું તો ધારતો હતો કે મારો જવાન દોસ્ત અત્યાર આગમચનો પોતાના દેશમાં ભુલાઇ પણ ગયો હશે."

"ભુલાઇ ગયો! અને તેબી જે બેહેન તેની ઉપર છેવ પ્રાણ કાહડી આપે તેનેથી! તેણી કે જે હજી સુધી તેના દલગીરી ભરયા અંત માટે દુઃખી થાએ છે; જેવણ હમેશ મને તેવણના તે માનીતા ભાઇનો દાખલો આપી તેના જેવો થવાને ઉત્તેજણ દે છે! જો તમે મારાં માશીને બરાબર પીછાણતા હોતો તો આવી રીતે બોલો નહી. મારા સોરાબ મામા એટલી તો પ્યાર ભરી યાદ સાથ તેવણનાં મગજપર કોતરાઇ રહયા છે, કે ગમે એવો લાંબો વખત પણ તે છાપને ભુસરી શકે નહી."

આ બોલોથી સરજ્યનની ઉલટભર આંખોમાં આંસુઓ આવી ગયાં; પોતાની લાગણી છુપાવવા તેવણે થોડો વખત પોતાનું મોહું ફેરવ્યું, અને પછી પુછ્યું કે મી૦ પેસતનજી કોઈ દહાડો જવાન સોરાબની વાત કરતા હતા કે, અને જાસે સરજ્યન આગળ જે દહાડે તે સરજ્યન થઇ પંચગની આવ્યો, તે રાતનાં જે બન્યું હતું, જે દેખાવ મી૦ પેસતનજીએ કર્યો હતો તે વીષે સઘળું આતુરતાથી કહ્યું. "તેવણ તેને માટે ઘણાજ પ્યારથી બોલ્યા હતા, તેને પોતાનો વહાલો કરી લીધેલો દીકરો અને માયાળુ હીમતવાન સોરાબ તરીકે બોલાવ્યો હતો." જાસે કહ્યું. સરજ્યન સોરાબે જાસના બેઉ હાથો પોતાના હાથમાં લીધા અને તેના ઉપલા બોલોથી તેવણને જે દીલાસો મલ્યો હતો તેનો ઉપકાર માનવા માગતા હોય તેવી રીતે તેની તરફ જોયું. ફરીથી જાસે કાંઇ તેવણના ચેહરા પર અજબ જાતનો દેખાવ જોયો, અને તેનું દીલ ધપકવા લાગું, પણ તેમ શું કામ થતું હતું તે શોધી કાહડવાની તેણે ફોકટમાં કોશેશ કરી.

સરજ્યન સોરાબે જુદી જુદી વખતે પોતાની પર વીટેલી કાહાણીની વાત જાસ આગલ કરી હતી, અને અંહી અમે તેનો ટુકો હેવાલ આપીશું. તેની સ્ટીમર ખડકે અફડી ભાગ્યા પછી તે તેના બચેલા બે સાથીઓ સાથ મોરક્કો અને એલજીઅરના કીનારાપર તરી ગયો હતો, જ્યાંના ઘાતકી મુરોએ તેઓને પકડી લીધા અને છુપા જાસુસો તરીકે

"દે" આગળ પકડી લઈ ગયા. તેણે તેઓને ફીલ્લાનાં બંદીખાનાં કે જેમાં ઘણાક કેદીઓ વરસો થયાં પડેલા હતા, તેમાં નાખવાનો હોકમ કર્યો. ત્યાં તે આઠ વરસ વેર રહયો, અને આંહી તેનીપર તેના બીજા સાથીઓ માફક ઘણો જુલમ ગુજરવા લાગ્યો. તે પછી આ ટાપુઓ પર ઈંગ્રેજોએ ચઢાંઇ મોકલી, અને "દે"ના હોકમથી સઘળા બંધવાઓને બજારમાં ગોલામ તરીકે વેચવા મોકલ્યા. બંધીખાનાં અને દુઃખથી તેનો જવાનીનો જુસ્સો નરમ પડયો ન હતો. જયારે તે કેદ પકડાયો ત્યારે વીશ વરસનો હશે, અને તે વેળા તેનાં મનમાં કેવા કેવા વીચાર આવતા હતા તેનું વર્ણન કરવું મુશકેળ છે. એક છોકરાનાં ખુશાલ મોઝીલાં દીલ સાથ તે બંધીખાનામાં ગયો હતો. એક માતીડા તરીકે તે બહાર આવ્યો. પણ અરે, મોટો માતીડો થઈ તેણે મોટાં મોટાં કામો કરવાની પોતાની છોકરવન વયમાં જે આશાઓ રાખી હતી તે કેમ એકદમ જતી રહે? ગોલામ તરીકે તો બંધીવાન કરતાં પણ તેનીપર વધારે જુલમ ગુજારવામાં આવ્યો, અને મુખ્ય કરી તેના જુદા ધર્મને લીધે, કે જે ધર્મ કદી પણ નહીં છોડવાના તેણે અંદરખાનેથી સોગંદ ખાધા હતા. તેની પાસે એક ભણવાની ચોપડી હતી, જે પહેલે તો તે પોતાની વહાલી બેહેન તરફની ભેટ દાખલ હમેશ પોતા સાથ રાખતો હતો, અને હવે તેને તે પોતાનો ધર્મ સાચવવા કામ લાગી. પહેલે તો ગોલામગીરીની જંજીરમાં પડવાને તેનો જવાન જીવ વીચાર કરી શકયોજ નહીં, અને તેમાંથી છુટી જવાને તેણે ઘણાક પ્લાનો રચ્યા અને થોડા તે અમલમાં પણ લાવ્યો. પણ તેના શેઠો તે ધારતો હતો તે કરતાં વધારે પક્કા હતા, અને તેની સઘળી યુક્તીઓ નીષ્ફળ ગઇ. તોપણ સોરી નીરાશ થયો નહીં; છુટવાની આશા હજી તેનાં જીગરમાં તાજી હતી. અંતે તે એક તુરકીના હાથમાં આવ્યો, અને તે જો તેના ધર્મનો હતે નો તે તેને ઘણું વધારે માન આપી શકતે. તેને પાંચ જુદી જુદી વખત બજારમાં વેચવામાં આવ્યો હતો, અને દરેક શેઠ તેને છેલ્લા કરતાં વધારે અને વધારે ઘાતકી લાગતો. તેણે શું શું ખમ્યું હતું તેનું બયાન જો આંહીયાં આપવાં જઇયે, તે બીજાં પ્રકરણોનાં પ્રકરણો ભરાઈ જાય, પણ તેઓ એવી જાતનાં હતાં, કે સોરીને બદલે કોઇ બીજો જવાન હતે તો, મહમદ અલી નામનો એક તુરકી કે જે ત્યુનીસનો મોટો અમલદાર હતો, તેના હાથમાં જવા પછી સુખી અને સંતોષી બનતે. આ માણસ ધર્મનો ઝનુની ન હતો. તે કહેતો હતો કે દરેક ધર્મમાં સારી ચીજ હોય છે. તેનાં છાપડાં નીચે, દુઃખ અને દલગીરી માટે જગા હતીજ નહીં. કંગાલ્યતપણાને તેના દરવાજામાં દાખલ થવાનો હોકમ હતોજ નહીં, અને ખરૂં જોતાં તો તેણે સોસીની હાલત પર દયા લાવીનેજ તેને અતી દુઃખમાંથી બચાવવા માટે ખરીદી લીધો હતો. તેના શરીરનાં દુઃખને દુર કરવા મહમદ અલી કાંઇ પણ કરવાને ચુકયો નહીં. પણ આ પારસી જરથોસ્તી બંધવાનાં મગજ પરનું દુઃખ તેની ગમે એવી મેહેરબાની છતાં દુર થઈ શકયું નહીં. સોરીના અમીરી ખવાસ પર પેલા તર્કની મેહેરબાની અને માયાથી ઘણી અસર થઇ, અને ત્યાંથી તેણે નહારી જવાની કોશેષ કરી નહી, કારણકે તેમ કરવું ઉપકારનો બદલો અપકારમાં વાળવા જેવું તેણે ધાર્યું—પણ તોબી હજી તે ગોલામ હતો. તેનાં શરીર-પર કોઇ પણ જાતની બેડી યા જંજીર નાંખવામાં આવી હતી નહીં, પણ ગોલામગીરીના વીચારોથી તેની લાગણીઓ જંજીરમાં રીકરાઇ ગયલી તેને લાગતી હતી. હવે તેને કોઇ પણ માણસ કોરડાનો માર મારતું ન હતું. પણ ગોલામગીરી, ગોલામગીરી, હમેશને માટે ગોલામગીરી એ વીચાર તેને કોતરી ખાતો હતો.

આ જવાન પારસી ગોલામ! અંતે મહમદ એટલો લાભ લેવા લાગો કે તેને છોડી મુકવાની, પૈસાદાર અને માનવંત બનાવવાની, અને એક દોસ્ત તરીકે તેને દરેક મદદ કરવાની માંગણી કરી, પણ તે એવી શરતે કે તે પોતાનો ધર્મ છોડી, માહોમેદન ધર્મને માને, અને ત્યુનીસમાંજ પોતાનો વસવાત કરે. મહમદ અલીએ આ માંગણી ઘણી માયાભરી રીતે કરી હતી, પણ તેણે તે દલગીરે પણ મક્કમ દેખાવે ના પાડી. મહમદે તેને ઘણો સમજાવ્યો અને કહયું કે તે જાણતો ન હતો કે હુલ્લડાઇમાં તે પોતાની નજદીકની કેટલું-બધું સુખ ફેંકી દેતો હતો; તો પણ તે એકનો બે થયો નહીં, અને અલીએ અંતે હાકીને તેમ કરવાનું છોડી દીધું. વખત પસાર થઇ ગયો, તોપણ સોરીનું પોતાની હાલત માટેનું દુઃખ ઓછું થયું નહીં,. અને પેલો ભલો મુસ્લેમ માણસ પણ તેનાં સારાંમાં અગાઉ જેટલીજ ઉલટ રાખવા લાગો. સોરીએ પોતાના શેઠનાં ઘણાં કામોને સારી હાલતમાં મુકયાં હતાં. વળી એક દહાડો સારે નસીબે મહમદના માનીતા દીકરાને તેણે એક ઝનુની વાઘના પંજામાંથી બચાવ્યો, જેથી તે ઘરડો માણસ વધુ વખત પોતાની ઇચ્છા દાબી શકયો નહીં, અને તરતજ તેને છુટાપણું બખશયું. વળી તેને પોતાને દેશ જવાની પણ રજા મળી, અને ઘણી કીમતી ભેટો સાથ અલી પોતે તેને સ્ટીમર પર વળાવા ગયો. સોરી જલદી જવાને અધીરો પડી ગયો હતો, કારણકે તેને લાગ્યું કે જયાંસુધી તે આફ્રીકામાં હતો, ત્યાંસુધી ગોલામગીરીની જંજીર તેની આસપાસ કોઇબી વખત વીટળાય એવો તેને ભય રહેતો હતો.

તે પોતાના અસલ શેઠ—પણ-હવે દોસ્ત—થી દલગીરી સાથ છુટો પડયો, પણ તાજી હવા પવનના જેવો તે પણ હવે છુટો છે.—એ વીચાર—એ સઘળાંથી તેનાં મનનો ભય જતો રહયો, અને તેનો જીવ ખુશ થયો; પણ માણસાઈ જીગર હમેશ ખુશાળ રહે એવી હાલતમાં હોતું નથી. ચોવીશ વરસ થયાં સોરીને મરી ગયલો ધારવામાં આવતો હતો. છવીશ વરસ થયાં પોતાના દેશથી તે છુટો પડયો

હતો અને પોતાના દોસ્તોને જોયા ન હતા. તે પાછો ફરે, અને કોઈ કદાચ તેને હગારો ધારે, તેના દોસ્તો તેને ઓળખે નહી, અને તેની વાત કોઈ માને નહી; તેનાં કુટુંબને બીજી નવી સગાઇઓમાં નવી ખુશાલીઓ સાથ વીખરાઈ ગયલું જોય, અને લાંબો વખત દેશનીકાલ થયલાની તેઓનાં ઘરમાં જગા ન થાય. આ સઘળા વીચારો સોસીને અવારનવાર દુઃખી કરી નાખતા હતા; અને જોકે જાલની વાત સાંભળ્યા પછી તેઓને ગેરહનસાફ કર્યો છે એવો તેને દીલાસો મળ્યો હતો, તે છતાં પણ ઉપલા વીચારો તદન તેનાં મનમાંથી જતા ન હતા.

ઉપર જણાવેલી બીના વીશે જાલ અને સોસી ઘણી વખત પોતાની મુસાફરી દરમ્યાન વાત કરતા હતા. આ અણજાણ્યા ગ્રહસ્થની કાહાંણી સાંભળવામાં જાલ ઘણી મજાહ મેળવતો હતો. એક કરતાં વધારે વખત તેને લાગ્યું કે સરજ્યન સોસી સાથ તે ધારતો હતો તે કરતાં વધારે તેને લાગતું વલગતું હતું; પણ તે વીચાર ખ્યાલી ધારી તેણે તે બહાર જણાવ્યો નહીં.

અંતે તેઓ ન્યુયોરક આવી પુગા, અને ત્યાંથી આ બે પારસીઓએ મુંબઇ આવતી સ્ટીમરની પેસેજ લીધી. જાલનું હૈડું ખુશાલીથી ધપકવા લાગ્યું. પોતાના નવા દોસ્તની પોતાનાં કુટુંબ સાથ ઓલખાણ કરાવવાને તે તલપી રહયો હતો; અને સોસી કે જે જાલ માટે ઘણો પ્યાર ધરાવતો હતો; તેને પણ પોતાના જવાન દોસ્તનો વા વાગો. પણ તેઓ હજી ન્યુયોરકમાંજ હતા તેટલાં જાલને પોતાનાં કુટુંબ તરફથી બે કાગલો મલ્યાં. એક તેનાં માસા માસીનું હતું, અને બીજું તેની બેહેનનું હતું. પણ પરબીડાંઓ પર કાલી શોકની પતી જોઇ તે ચોંકયો. મેહરી મારેનો શોક તો તેઓએ અત્યાર આગમચનો છોડી દીધો હતો, તેણે ધાર્યું; અને મહા મુશકેલીએ તે પરબીડું ઉઘાડી કાગલ બાહાર કાઢી શકયો. જયારે તેણે ખરી ખબર જાણી, ત્યારે તે શુધબુધ વગરનો થઈ એક ખુરસીપર ફસડાઇ પડયો.

સરજ્યન સોસીએ તેને ઘણાક દીલાસાના બોલો કહયા, પણ જાલે પેહલે તેપર કાંઇ ધ્યાન આપ્યું નહી. તેને ફકત હોમી માટે નહી પણ પોતાનાં માસી માટે દુઃખ લાગતું હતું. તે જાણતો હતો કે કેટલા ઉંડા પ્યારથી તેવણ પોતાના છોકરાને ચાહતાં હતાં, અને જોકે તેવણે જે બોહયું હતું તે માટે તેના કાગલમાં કાંઇ ઘણું લખ્યું ન હતું, તોપણ તેવણનો લખેલો દરેક બોલ તેનાં હૈડાંને લાગી આવતો, અને જાલ અંતે નહીજ ખમી શકાયાથી તે કાગલ પર માથું મુકી ફોકેફોક બચ્ચાં માફક રડયો. હોમી, તેનો ભલો, નરમાશવાલો, ચંચલ છોકરવન વયનો સાથી, તેની જવાંન વયનો વફાદાર દોસ્ત, તે શું ખરેખર જતો રહયો હતો—શું તેનાં ઘરમાં તેની જગા ખાલી પડી હતી! અને અરે તેના વગર મરચંત હાલ કેવું કડવા આવે તેવું લાગતું હશે. જાંહગીર જોકે પોતાનાં માબાપને ચાહવામાં હોમી કરતાં કોઇબી રીતે પછાત નહી હતો, જોકે તે પણ પોતાના ભાઇ માફકજ તેઓનું સુખ વધારવાને હમેશ ઈંતેજાર રહેતો હતો, અને તોપણ તે કદી પણ હોમીની જગા પુરી શકે નહી. જાંહગીર એક મોટો ચલકતો ગ્રહ હતો, કે જે ગ્રહ પોતાની નજદીક આવતાં સઘળાંપર પોતાની રોશણી ફેંકે છે. પણ તે એકની એક જગાએ રહેતો ન હોવાથી તેની હીલચાલમાં, તેના ચલકાટમાં ખલલ થયા કરે છે. પણ હોમી એક નાના નરમ ચલકાટના તારા જેવો હતો, કે જે પોતાની ઠેરવેલી જગાએજ ફરી આસપાસનાં સઘળાંને ધીમી રોશણી આપી પોતાનાં જાતી ઘરમાં અનીખ્ય ચલકાટ રાખતો. જાલ આવી રીતે પોતાનાં માસીનાં છોકરાંઓનું વર્ણન પોતાના દીલસોજભરયા સાથી આગલ કરતો હતો, અને તે વેળા સોસીથી આ જવાન સરજ્યન તરફ વખાણની નજરે જોવાયા વગર રહેવાતું નહી. જાલે તેને બેઉ કાગજો વાંચવા આપ્યાં, અને તે તેણે ઘણી ઈંતેજારી તથા ઘણી ખુશાલીથી વાંચ્યાં. દીનબાઇનું કાગલ તેણે પોતાના હોઠો સાથે દાબ્યું. પણ જાલ તે વેળા પોતાના દલગીરી ભરયા વીચારોમાં ગુંટાયલો હોવાથી તે જોયું નહી. ન્યુ યોરકથી મુંબઇની આખી મુસાફરીમાં જાલ દલગીરજ રહયો. પણ તેના આ દલગીર ખવાસમાં સરજ્યન સોસી તેના કેટલાક વધારે સારા ગુણો જોઇ શકયા, કે જે તેવણ તેની ખુશાલ રમુજી મજાહો વચ્ચે જોઇ નહી શકતે; અને આથી તેવણનો તેની તરફનો પ્યાર વધુ વધ્યો, અને જાલ પણ તેવણના પ્યારનો તેટલાજ જોસ્સાથી જવાબ આપતો હતો. વળી જાલે તેવણને મુંબઇ જઇ પુગવા પછી તરતજ તેની સાથે માલ્લેશ્વર તેનાં કુટંબમાં લઇ જવાનો ઘણો આગ્રહ કર્યો, અને સરજ્યન સોસી અંતે કબુલ થયા. જાલ ખુશી થઇ બોલ્યો કે, એક વખત મારાં કુટુંબ સાથ ઓલખાણ કરો, અને તમારાં કુટુંબને સોધી કાહડવાને હું કાંઇ પણ કરયા વગર રહીશ નહી. વલી પાછા સરજ્યન સોસી પેલો ચોકસ જાતનાં હસવાનો દેખાવ કરી પોતાના જવાન દોસ્તની દરેક ઇચ્છાને તાબે થવા કબુલ થયા.

[ સાંધણ છે. ] Two Old Maids.

---

**સ્પેનનો રાજા પાંચમો ચાલેસ** કે જે દુનીયામાં સૌથી મોટામાં મોટો રાજા થઈ ગયો છે, તેને માટે કહે છે કે ૧૫૫૭નાં વરસમાં તે પોતાનું રાજપાટ છોડી દઇ પોતાના દીકરા બીજા ફીલીપને સોંપી સ્પેનમાં આવેલાં એસ્ત્રીમડુરાનાં મઠમાં એકાંત જીંદગી ગુજારવા લાગ્યો. ત્યાં ૧૫૫૮ના આગસ્ટ મહીનામાં તેણે પોતાના મોતની અને દાટવાની ક્રીયા જીવતાંજીવત કરાવી. દેવલમાં તેણે પોતાની ઘોર બંધાવી, અને પોતાના નોકરોના હાથમાં કાલી બતીઓ આપી તેઓને પાયદસ્તના સરઘસ માફક આગલ ચલાવ્યા, અને પોતે ચાદરમાં વીટલાઇ ડોલીનમાં પડીને પછવાડે આવ્યો. પોતાને મારેની દાટવાની ક્રીયા તેણે સાંભળી અને બંદગીમાં પોતે સામેલ થયો. આ પછી તે ૨૧ મી સપટેમબર ૧૫૫૮ ને દીને ૫૯ વરસની ઉમરે ખરેખર મરણ પામ્યો.



# એક ઉપયોગી ભેટ.




વે તો મારી ધીરજનો છેડો આવ્યો છે, હું તદન કંટાળી ગઇ છું!” પીરોજાં, એક શેતરંજીના પાસે પડેલા ઢગલા તરફ ગુસ્સાભરેલા ચેહરા અને આંસુઓથી ભરેલી આંખો સાથે જોતાં પોતાના અદરાયલા ધણી સોરાબ ખરાસને કહેવા લાગી.

એક પળ સુધી સોરાબ તેણીનાજ જેટલો ચીરડાયલો લાગ્યો, પણ થોડીક વારમાં શાંત પડી તેણીનો હાથ પસવારી બોલ્યો—“કાંઇ નહી, વાહાલી, કાંઇ નહીં.”

“શેતરંજી”! ગુસ્સાથી ચમકતી આંખો સાથે પીરોજા બબડવા લાગી. “શેતરંજી—અને તેણીએ શુલાં પરણી ત્યારે મોતીની વીતી અને શીરીનને સુનાનો બ્રુચ આપ્યો હતો; જ્યારે આપણે ગરીબ છીયે, અને આપણને સુધરેલા શોખો છે માટે આપણી ગરીબાઈ એવી ખુલ્લી દેખાડી આપવાની તેઓ ફરજ સમજે છે. સુના માસીએ આએ સોભતી શેતરંજી ભેટ મોકળાવી છે અને રતન કાકીએ રાંધણીમાંનો સામન મોકળાવ્યો છે. શું તેઓ એવું વીચારે છે કે આપણે ગરીબ રહીશું, માટે આપણી જીંદગીમાં કાંઇબી સુંદર ચીજોની જરૂરયાત રહેશે નહીં?”

“આપણી ગરીબાઇ છતાંબી આપણી જીંદગી સુંદરજ રહેશે, માટે એવા એવા વીચારો ના લાવ.”

પીરોજા પટેલ અને તેણીનો અદરાયલો ધણી સોરાબ ખરાસ બંને માબાપ વગરનાં હતાં; બંનેનાં ખાનદાન સારાં હતાં, પણ બંને કેળવાયલાં અને ખરચાલુ છવનાં હતાં, માટે બંનેની ગરીબાઇને લીધે બેઉ બાજુનાં સગાંવહાલાંઓએ ઠરાવ કીધો હતો કે તેમનો ભપકા તરફનો પ્યાર વધે એવી હાલની ફેશનની ભેટો ન આપતાં તેમનાં લગ્નને દીવસે, કામ લાગે અને લાંબો વખત જવાબ દે એવી ઉપયોગી ભેટો કરવી. રૂપાંનાં ફલાવર વાસ, કે સુનાની સાંકળી, એશકી પંખા, કે સુંદર આલ્બમો આપ્યાથી તેમની ગરીબ જીંદગીમાં કાંઇબી મદદ થાય નહીં. આ વાજબી વીચાર હતો, પણ તેથી કાંઈ પીરોજાને ઓછી દલગીરી પેદા થઈ નહીં. થોડા વખત પછી એક માણસ ચીઠ્ઠી સાથે એક બાકસ લઈ આવ્યો. પીરોજાએ ચીઠી ઉખેડીને વાંચી, તે નીચે પ્રમાણે લખેલી હતીઃ—

“વાહાલી પીરોજા,

આજે સવારની હું તારાં લગ્નની ભેટ ખરીદવા માટે શરાફ બ્રધરસને ત્યાં રોકાઇ હતી. તુંને શું પસંદ પડશે તે શોધી કાઢવાનું ઘણું મુશકેલ હતું; પણ મને લાગ્યું કે તું કાંઇબી ઉપયોગી ભેટ પસંદ કરશે, માટે ખાણાંનો સટ તારી ઉપર મોકલ્યો છે તે લેજે. ભાગે તુટે તો બીજું જોઈતું મળી શકે માટેજ તદન સાદો પસંદ કર્યો છે અને—”

પીરોજાએ વધુ વાંચ્યું નહીં, અને ગુસ્સામાં “દરેક ઉપયોગી ચીજ”ને ધીક્કારવાનું શરૂ કર્યું. “હું ધારૂં છું કે તેમની મતલબ સારી છે, પણ તેથી કાંઈ હું તેમની જેટલી જોઇયે તેટલી ઉપકારી રહેતી નથી. સોરાબ, હમણાથીજ ભાંજફોડ કરવાનું શરૂ કરવા મને ગમશે.”

તેણે તેણીને સમજાવીને ઠંડી પાડી અને જ્યારે તેણીની જીવેજાનની સહી મેહરાં મોદી પોતાની ભેટ લઇને આવી, ત્યારે હમેશની માફક ખુશાલ અને હસ્તે મોહડે આવકાર દેવાને તેણી ઉઠી હતી.

“આએ મારી નજીવી ભેટ છે, પીરોજા, મેં ધાર્યું કે તુંને કાંઇ ઉ—”

“તું મને કાંઇબી આપશે તે ગમશે, મેહરાં,” પીરોજા ઝડપથી વચ્ચે બોલી ઉઠી, કારણકે તેણી પેલા ડરામણ, શબ્દો “ઉપયોગી ભેટો” સાંભળવા માંગતી નહીં હતી. મેહરાં મોદીએ એક સુંદર બાંધણીની ચોપડી ટેબલ ઉપર મુકી અને થોડોક વખત સુધી વાત કરીને ગઇ. “મેહરાં એવી મજેની છોકરી છે, સોરાબ, અમો બને એક બીજાને ખરેખર ચાહીયે છીયે, અને તેણી મને પુરતી પીછાંણે છે. પણ એ ચોપડી શું છે? તે દીને અમો એક તેનીસનની કવીતાની ચોપડી માટે વાત કરતાં હતાં, શું તે છે કે?”

સોરાબે જોયું કે તે એક રાંધણ પીવાની ચોપડી હતી, ત્યારે તે કશું બોલ્યો નહીં, અને ચોપડી પીરોજાના હાથમાં આપી. તેણીએ તે જોઇને આંખોમાં આંસુઓ સાથે એક પણ બોલ બોલ્યા વીનાં પાછી મુકી.

“યાદ રાખજે વાહાલી, કે તું તેણીને ચાહે છે.”

“હા, અને તેણીએ મને રાંધવાની ચોપડી આપી છે.”

આ તકરાર ચાલે છે તેટલામાં આ બંને જુવાન નીરાશ થયલાંઓનો ખાશ મીત્ર જાંહગીર ચીનાઇ તેમને મલવા આવ્યો.

“હું તારે માટે એક નાની જેવી ભેટ લાવ્યો છું, પીરોજા, હું જાણું છું કે તુંને વિચીત્ર ચીજોનો ભારે શોખ છે, માટે એનાં કરતાં બીજું હું કશું તારી મરજીને લાયક જોઇ શકયો નહીં” એમ કહી તેણે પોતાની ભેટ ઉપરથી કવર ઉખેડીને તેમને બતાવી. તે એક રૂપાંનું કોઇ હિન્દી નવાબે જાંહગીરનાં કાકાને આપેલું નકશીદાર પણ બેડોળ પુતલું હતું. તેની કીમતનો તો પારજ નહોતો. પીરોજા કહેતી હતી તેમ તે મધેથી તો તેણીની સઘલી માશી કાકીઓએ આપેલી શેતરંજી, ગાલીચા અને સાદા ટેબલ સરોનો તો જયો ને જયો હોરી લેવાય.

“આ ઘણી સરસ ભેટ છે, જાંહગીર, પણ શું તારી હાલની હાલત જાણવા છતાંબી એવી કીમતી ભેટ કબુલ કરવામાં હમે વાજબી ગણાઇયે?”

"શું હવે હું હાઇદ્રાબાદ કદી જવાનો નથી તે તમોને લેતાં અટકાવે છે?"

"નહી નહી, તુંને તો નહીં પણ તારા માંગનારાઓને એટલી ખોટ જાય કેની?"

"અરે, મારા માંગનારાઓ તો ભલા માણસો છે, તેઓ એટલી દરકાર કરશે નહીં. તું જાણેછે તો ખરો, સોરાબ, કે મારા કાકા એદલજી ચીનાઇ હાઇદ્રાબાદમાં ઘણો વગવશીલો ધરાવતા હતા. તેવણે મને દીકરા તરીકે પાલ્યો હતો. મારો ઉડાઉ હાથ હોવાથી મેં તેમની દોલતને ભરૂસે દેવું કીધું હતું, અને મારા-માંગનારાઓબી તે ભરૂસે આપતા જતા હતા. હવે તેમના ગુજરવા પછી તેમની દોલતનું કશું માલમ પડતું નથી. ફકત તેમના બંગલાનું મોટું એશકી ફરનીચર વેચી, મારા માંગનારાઓને આપવા સિવાય છુટકો હતો નહીં. તેવણે જેમ તેઓને તેમજ મનેબી નીરાશ કીધો હતો, માટે મારા ભલા માંગનારાઓએ એમાં મારો કશો-વાંક કહાડયો નથી. અને જે મને પસંદ પડતું હોય તે બે ત્રણ કીમતી ચીજો મારે લેવી એમ જયારે જણાવ્યું, ત્યારે મેં તે મધેથી આ બુઢા ગ્રહસ્થને તમો માટે પસંદ કરી કહાડી લીધો."

"ઓ જાંહગીર, તારી ભેટ હું સઘળાં કરતાં વધુ પસંદ કરૂં છું. પણ શું તેં તારે માટે કાંઇજ નહીં લીધું અને હમારોજ વિચાર કીધો?"

"હા, હું થોડો પરણવાનો હતો. મારાં સૌથી વાહાલાં મીત્રોને શાદીને દીવસે નહીં તો કયે દીને યાદ કરવાનો હતો? પણ-કદાચ તમો માટે હું વધુ—"

"ઉપયોગી નહીં, મને ઉપયોગી ભેટ નથી જોઇતી જાંહગીર" પીરોજા ખુશાલીથી બોલી ઉઠી. "હમો ગરીબાઇમાંબી સુખી રહીશું; અને તું હમોને વારંવાર મલતો રહેશે, નહીં વારુ?"

જાંહગીર ચીનાઇના કાકાનો સામન વેચવાથી તેના માંગનારાઓને પુરૂં મલી ચુકું હતું. તે પોતે એક વેપારીની હાફીસમાં નોકરી રહયો હતો, અને સોરાબ ખરાસ દેવીડ અને મોદીની વીમા કંપનીની આફીસમાં આગળ ચાલતાં વધવાની આશાએ રહયો હતો.

પીરોજા અને સોરાબ પરણયા પછી સુખમાં દહાડા કહાડતાં હતાં, પણ એક વર્ષ થયું નહીં તેટલાં તો તેઓ પેહલાં કરતાંબી વધુ ગરીબ થતાં હતાં. ચાકરનો પગાર ચહડતો હતો, ધોબીને બે ત્રણ મહીનાના પૈસા આપવાના હતા. પણ સૌથી વધતું તો ઘરનું ભાડું ચહડી ગયું હતું.

"હવે શું કરીશું," પીરોજા ફીકરથી ગભરાઇ જતી બોલી ઉઠી.

"આપણે વધારે કરકસર નહીં કરી શકીયે?" સોરાબે પુછયું.

"હું મારાથી બનતું કરૂં છું સોરાબ."

"વાહાલી પીરોજા, શું તું એમ ધારેછે કે મારી મતલબ તુંને ઠપકો આપવાની હતી? નહીં, નહીં, મારે ખાતર તેં ભપકાભર્યું ઘર શું છોડયું નથી?"

"હા, જો સુનામાસીએ મને મોતીની વીંટી કીધી હતે, કે સુનાની નાની જેવીબી જણસ આપી હતે તો તેની જાગીનગીરીમાં કોઇબી આપણને આપતે, અને જો ટેબલના સટને બદલે રૂપાંની કોઇ વસ્તુ હતે તો આપણે કેવાં તેમને આજે યાદ કરતે. સેતરંજી તો આપણે પગે પગે મેલીબી કરી, અને પ્લેટો તો આપણે વાપરીયેછ. હમણાં જો ઉપયોગી નહીં હોય એવુ કાંઇ હતે તો આપણે કહાડીબી નાખતે." બંને જણાં હસી પડયાં, પણ તે વખતે તેમની નજર જાંહગીર ચીનાઇનાં આપેલાં રૂપાંનાં પુતલાં તરફ પડી. "તે ઉપયોગી નથી," સોરાબે કહયું, "નહીં-અને પણી કીમતી છે."

"હા, પણ જાંહગીરની ભેટ—તેમાંથી ભાડું આપી શકાશે."

"પણ સોરાબ, જાંહગીર નહીં જોશે ત્યારે શું કહેશે?" પીરોજાએ ડઘાઇને પુછયું.

"કે આપણે તેની ભેટનો ખરે વખતે ઉપયોગ કરવામાં તદન વાજબી હતાં."

પીરોજા ધીમેથી ઉઠી અને તે રૂપાંનું પુતળું તપાસવા લાગી. "હું ઇચ્છુંછ કે જાંહગીર પોતાનાં કામસર હાઇદ્રાબાદ ગયો નહીં હતે. તેની ગેરહાજરીમાં એ કહાડી નાખવું ઠીક નહીં દીસતું, પણ એ આજે આવનાર છે તેટલું સારૂં છે." તેણીએ પેલું પુતળું હાથમાં લીધું અને પોતાને ખરેજ ખુશાલી આપેલી આ પેહલ વેહલી લગ્નની ભેટને છોડી દેવાના વિચારથી આંસુઓ પાડવા માંડયાં. પણ તેટલાં રસ્તામાં "બંગાલી બાબુ"નાં ગાયણનો એક એવો તો મોટો અવાજ નીકળ્યો કે ઝડપથી જોવા જતાં ભોય ઉપર પેલું પુતળું પડી ગયું.

"પીરોજા, અંહી જો"—"શું સોરાબ?" તેણી એ પાછી ફરી પોતાના ભરથારના ચેહરા તરફ જોયું તો અજાયબી, ખુશાલી, ગભરાટ એ સઘળું પ્રગટી રહયું હતું. તેણીએ પોતાનો ખાવંદ જયાં જોતો હતો ત્યાં જોયું તો પુતળાંમાંથી હીરા અને માણેકનો નાનો જથો ભોંય ઉપર પડેલો દીઠો.

"પુતળાંમાં સંતાડેલું ઝવેરાત! બેસુમાર દોલત! એ સઘળું કોણનું? સોરાબ, આપણું કે જાંહગીરનું?"

"કાયદામાં કોણનું તે હું જાણતો નથી, પણ આપણે પ્રમાણીક નીયતથી જાંહગીર ચીનાઇને એ સઘળું આપવું જોઇયે."

તેણી કાંઇ બોલી નહીં, પણ માણસને બોલાવી ચીનાઇને ત્યાં મોકલ્યો, અને કહેવાડયું કે જેવા જાંહગીરજી આવે તેવા તેણીને ત્યાં મોકલી દેવા. નોકરના ગયા પછી બંને ધણી ધણીયાંણી પોતાના પગ આગળ પડેલી મોટી દોલત તરફ જોતાં ચુપચુપ બેઠાં. અંતે ઓરડાનું બારણું ઉઘડયું અને જાંહગીર ચીનાઇ હમેશના જેવો હસ્તો દાખલ થયો.

"કાય શું છે? પીરોજા, સોરાબ; કાંઈ માઠું વાદળ આવી પડયું છે કે?"

"નહીં; પણ તારે માટે કાંઇ સારી વધામણી છે," અને તેઓએ તેને સઘળું કહયું.

"વાહ વાહ! આ તો આપણે જેવું ઇચ્છીયે તેવુંજ થયું છે; પીરોજા, આપણે ધારતાં હતાં તે કરતાં તો ખરેખર વધુ ઉપયોગીજ ભેટ મેં તુંને આપી હતી."

"તેં મને પુતળું આપ્યું હતું, જાંહગીર, અંદરની જણસો નહીં" પીરોજાએ મજબુતાઇથી જવાબ દીધો.

"હં, ત્યારે શું તમે એમ ધારોછ કે–ઠીક, હું એમાંનાં થોડાંક લેવા માટે કાંઈ મગરૂરી રાખતો નથી, પણ ઉભા રહો, સોરાબ, વાહાલા દોસ્ત, જરાક મને પેલું પુતળું આપ તો!" તેણે તે પુતળું લીધું અને તેનું તળ્યું તદન ભાંગી નાખ્યું અને જોયું તો ખરેખર તેના ધારવા મુજબ તેના કાકાએ પોતાનાં સઘલાં કીમતી બોન્ડો અને દોલત રોકવાને લગતો ખજાનો અંહી સંતાડેલો હતો. હવે આ ભેદ માલમ પડયો હતો. જેહાંગીર ચીનાઇ હવે લખપતી થયો હતો, તેમજ સોરાબ ખરાસતેથી હવે પોતાનાં લગ્નની પેલી કીમતી ભેટ કબુલ કરવામાં કશો વાંધો હતો નહીં. થોડાંક ઝવેરો તેણે વેચીને દેવીદ અને મોદીની કુંપનીમાં પોતાનો ભાગ ખરીદયો હતો, અને હવે તે પેહડી દેવીદ, મોદી અને ખરાસની પેહડીને નામે ધમધોકાર કામ ચલાવે છે. બાણીનાંઓનો નેકલેસ પીરોજા ખરાસ પેંહરે છે, કે જેનો ચલકાટ અને સુંદરતા જોઈ તેણીની સહીઓ છક થાય છે. તેઓ જેટલાં ગરીબાઈમાં સુખી હતાં, તેટલાંજ સુખમાં પણ છુટથી અને ઉદારતાથી પોતાનો પૈસો ખરચી દહાડા કહાડે છે.

RUBY.

## સારી સલાહ.




આપણે જોઇયે છીયે કે ખોદાએ માણસ જાતને એક મોટાં કુટુંબનાં છોકરાં તરીકે એક બીજાને સુખી કરવા અને આશીરવાદ સમાન થઈ પડવા પેદા કર્યાં છે. વૃધ વયનાંઓનો અનુભવ અને ડહાપણ જુવાન અને બીનઅનુભવીઓને રસ્તો બતાવવા તથા મદદ કરવાને કામનાં છે, માટે જયારે એક જુવાન છોકરી તદન પોતાની મરજી પ્રમાણે ચાલે છે, ત્યારે તેણી ખોદાના હુકમથી ઉલટી જાય છે. એ વખતે તેણી સલામતીનો રસ્તો પસાર કરતી નથી, અને જોકે કેટલીક વખત તેણી ડહાપણથી કામ લે છે, તોબી ક્ષણીક વેળા અગત્યની બાબદમાં તેણી ખોટે માર્ગે જાય છે. આપણે ઘણાંકોને ઓલખ્યે છીએ, જેઓ કોઇનું મત લેતાં નથી, અને કોઇની સલાહ પ્રમાણે ચાલતાં નથી, પણ આપણને લાગે છે કે ગમે એવીબી કોશેશ કરવા છતાં તેમને આપણે ઘણાં ચાહી શકતાં નથી. તેઓ ધારે છે કે તેમના જેવું ડહાપણ દુનિયામાં બીજા કોઇનેબી નથી, માટે કોઇથી તેમના જેવી તર્કશકતી ધરાવતું નથી; પણ જયારે એક છોકરી બીજાની સલાહ પુછે છે, ત્યારે તેણી પોતાની નમનતાઈ અને બીજાઓ તરફનું માન બતાવે છે, કે જે એક ખરેખરી ધર્મી સ્ત્રી ભવિષ્યમાં બનવાની નીશાની છે. તેણી બીજાની દીલસોજી તથા પ્રીત મેળવે છે, એક ખરી ગ્રહસ્થ બાનું તરીકે પોતાને બતાવે છે અને ખોદાના બતાવેલા પવિત્ર માર્ગે ચાલી તેના આશીરવાદ મેલવી, મોટી થતાં ખોદા અને માણસોનું માન મેળવે છે.

પણ કોણની આગળ સારી સલાહ માટે જવું, તેનો આગમજથી પુરવો વિચાર કરવો જોઇયેં. જરૂરની બાબદોમાં કદીબી જુવાન અને બીનઅનુભવી આગળ જતાં ના, કે જેઓ તમારા પોતા કરતાં કાંઈ વધુ જાણતાં નથી; તેઓ આગળ જજો કે જેમને વરસોએ સાવચેત રહેવા શીખવ્યું છે. અનુભવી, ડાહયાં અને શીખેલાં માણસો આગળ જજો, તેઓ આગળ જજો કે જેઓ તમારા ખાલી તુરંગને ખુશામદ ખાતર ઉત્તેજન નહીં આપે, જેઓને તમારાં ભલાંની ખરી કાલજી હોય અને જેઓ તમો પડવા માંગતા ખાડા અને ખાઈઓથી, આગળ ધસીને તમોને દુર રાખે; જેઓ જરૂરની વખતે નરમ ઠપકો આપવાને વાજબી ધારે, યા તો તમારી લાગણીને જખમીબી કરે. યાદ રાખજો કે એક મીત્રે કરેલા જખમો તમોને ઉપયોગનાજ છે, અને જેઓ તમોને સલાહ આપવા માંગતાં હોય તેમનાં મોમાંથી ખુશામદના સખુનો તો દુરજ રહેવા જોઇયે. સઘળાંથી વધતું તો તે માણસ પાસે જજો કે જે ખોદાનો ડર કરે છે, અને ડહાપણ તથા સમજણ શકતી ધરાવે છે. જો તમો એવા માણસોને ઓળખતાં હોવો તો તેમને વલગી રહેજો, તેમની સલાહ લેવો અને તે પ્રમાણે વર્તો. આગળ ચાલતાં તમોને માલમ પડશે કે કેટલા બધા ધાસ્તીભર્યા માર્ગમાંથી તમો દુર રહયાંછો; અને આગળ ચાલતાં ડહાપણના માર્ગમાં તમો પોતે એટલો બધો અનુભવ મેળવશો કે જેથી તમો તમારી નાની જુવાન બેહનોને તમારી છાયા આપનારી પાંખ તળે લઇ તેમને સારી સલાહ આપવાને શકતીવાન થશો. આ જગાએ રાજા સોલોમનના દીકરા રેહોબોમની વાર્તા જુવાન છોકરીઓને સારો ધડો આપે છે, માટે હમે તે અત્રે ઉતારી લઇયે છીયે. સોલોમનના હાથ હેઠળ યાહુદીઓ ઉપર ઘણો બોજો પડતો હતો. તે તેઓ પાસે એટલો તો કર લેતો હતો કે જેથી તેણે પોતાની રૈયતના ભોગે મોટી દોલત એકઠી કીધી હતી. તેની હૈયાતીમાં તેઓએ એ સઘળું ખમ્યું, પણ જયારે તેનો છોકરો રેહોબોમ તખ્ત ઉપર આવ્યો ત્યારે તેઓએ પોતાનું એક ડેપ્યુટેશન મોકલી પોતા ઉપરનો બોજો ઓછો કરવા કહયો, અને તેના બદલામાં તેઓ તેના બાપ અને બપાવા માફક તેનીબી નીમકહલાલીથી ચાકરી બજાવશે

એમ કબુલાત આપી. ખચીત એક અગતનું પગલું ભરવાનો હવે વખત આવ્યો હતો. જો લોકો ઉપરનો બોજો ઓછો કરે તો રાજયની મેહસુલ ઓછી થાય અને જો નહીં કરે તો રાજયમાં બળવો ઉઠે. તેણે પેહલાં પોતાથી વધુ અનુભવી અને વૃદ્ધ વયના સલાહકારોનું મત લીધું. તેઓએ લોકોનાં માંગવા પ્રમાણે કરવા જણાવ્યું. પણ આ જુવાન રાજાને પોતાના બાપની મોટી દોલત ખોહવા ગમ્યું નહીં, અને તે જુવાંન રાજાને આ બાહોશ અનુભવીઓનું કહયું અનુકુલ નહીં થવાથી પોતા જેવા જુવાનીયાઓ આગળ ગયો. તેમને કોઇ રાજયનાં ભલાંની દરકાર હતી નહીં, અને વલી તેમની મુર્ખાઇ અને બીનઅનુભવીપણામાં ભવિષ્યનાં પરિણામની પેલા ડાહયા સલાહકારો માફક તેમને ખબર હતી નહીં; માટે તેઓએ નીચે મુજબનો જવાબ આપવાને રાજાને ભલામણ કરી: "મારૂં નાનું આંગળું મારા બાપની કમર કરતાં વધુ જાડું થશે, કારણકે જ્યારે મારા બાપે તમારી ઉપર મોટો બોજો મુકયો છે, તો હું તે ઉપર બીજો મુકીશ. મારો બાપ તમને ચાબકથી શીક્ષા કરતો હતો પણ હું વીંછુઓની માફક તમને દંખીશ." એનું પરીણામ બળવામાં આવ્યું. બાર જાતમાંની દશ જાતો સામી થઇ, અને રેહુબોમે ફકત બે જાત તરફથી કર મેલવી પોતાની આવક આગલ રહેતે તે કરતાંબી ઘણી ઓછી કરી નાખી. આ બુરૂં પરીણામ જાણુવાથી તેની ખાતરી થઇ કે જો તે પોતાની મરજી વિરૂધ જઇનેબી પોતાના બાપના જઇફ મદદનીશોની સલાહ પ્રમાણે ચાલ્યો હતે તો આવી ખરાબી થતે નહીં. આ ઉપરથી આપણે શીખવું જોઇયે કે, જેઓ આપણને સલાહ આપવાને શકતીવાન હોય તેમની આગલ આપણે જવું, એટલુંજ નહીં પણ તે ગમે એવીબી આપણી લાગણીને જખમી કરનારી કે મગરૂરીને નરમ પાડનારી હોય તોબી તે પ્રમાણે આપણે ચાલવુંજ જોઇયે.

RUBY.

**છોકરીઓ અને દારૂ**—જુવાન સ્ત્રીઓએ ખસુસ કરી વધારે અગતના ખોરાકને બદલે દારૂ પીવાની ટેવ પાડવાથી ઘણી સંભાલ રાખવી જોઇયે. જો દારૂ લેવાની અગતજ હોય તો તે પુરતો ખોરાક લીધા પછીજ લેવો, અને ત્યારે પણ મધ્યમ વર્તનમાં લેવો જોઇયે. ઘણું કરીને સ્ત્રીઓનો મોટો ભાગ દારૂથી દુર રહેવાથી વધારે સારી તંદરોસ્તી ભોગવે છે; વળી કેટલાક કેસોમાં જ્યાં બીર અથવા થોડા વાઇનથી હજમ શકતીને મદદ મળી શકે અને તંદરોસ્તી સુધરી શકે તેવા કેસોમાં પણ ડાકટરની ભલામણ વગર બીજે કોઇબી વખતે દારૂ લેવો નહી. એવી રીતે દારૂ લેવાનું ઘણી રીતે તનદરોસ્તીને ફકત નુકશાન કરનારૂંજ નહી પણ આડકત્રી રીતે ઘણાં દુઃખોનું કારણ થઈ પડે છે, મુખ્ય કરીને નબલા બાંધાવાળાઓને, અને તેથી હમેશાં એવી રીતે દારૂ પીવાની ટેવ પડી જાય છે. ઘણા અનુભવ પરથી જણાયલું છે કે, આવી ટેવ પુષ્કળ અસુખી પરણેલી જીંદગીનું કારણ છે; વળી તેની દુઃખદાયક અસર તેઓનાં બચ્ચાંની તનદરોસ્તી પર થાય છે.




## પ્રકરણ ૧૪ મું.

### એમીનું મરણ.




ઓબ્રાયન અરધી બેભાનીમાં એમીનું નામ દેઈ મોટે મોટે ચીચયારીઓ પાડતો હતો, એવામાં સારાં ભાગ્યે કાસ્ટલ હીલ પુલ તરફથી કેટલાંએક માણસો તેને મદદ કરવાને દોડી આવ્યાં.

તેણે પેલાં માણસોને કહયું કે, તેની દીકરી પાણીમાં પડી હતી, પણ તેની નજર તો પાણીપરજ હતી. પછી કેટલાક માણસો હોડી લેવા ગયા, બીજા મીસ ડોરોથીને ખબર આપવા ગયા, જ્યારે થોડાએકની નજર પેલી તોફાની ડીલ નદીપર ઠરી રહેલી હતી. પણ મોટાં મોટાં બરફનાં ચોસલાં અને કીનારા પરનાં નકામાં ઘાસ શીવાય તે ખુબસુરત છોકરીની કશી નીશાની જણાઈ નહીં, જેણી પોતાના બાપની અતી વાહાલી હતી, અને જેણીને માટે મી૦ ઓબ્રાયન સદા ગગરૂર હતો.

મી૦ ગ્રે જે હજીપણ બેસુદ્ધ જોનની આગળ હતો, તે પણ થોડા વખતમાં મી૦ ઓબ્રાયન પાસે આવી લાગ્યો, અને મદદ કરવા તથા મી૦ ઓબ્રાયનનાં દુઃખમાં ભાગ લેવા ગયો.

પછી જોનને એક નજદીકનાં ઝુપડાંમાં લઈ જવામાં આવ્યો, અને તેની પાસે આતશ રાખ્યો.

થોડાજ વખતમાં તે નદીની આસપાસનો આખો મોહલ્લો જોનની તથા મી૦ ઓબ્રાયનની પાસે આવી લાગ્યો. થોડાં માણસોએ જોનનાં ભીંજાયલાં કપડાં કાઢી નાખ્યાં, અને ગ્રેએ ત્યાંથી થોડા માઇલપર જે નાનું ગામડું હતું ત્યાંના ડાકટરને બોલાવવાને માટે એક તાર કર્યો. માણસ પછવાડે માણસો ડોરોથીને કહેવા માટે દોડયા, કે તેણીની બેહેન નદીમાં ડુબી ગઈ છે, અને મી૦ જોન રીડલને નદીમાંથી ખેંચીને કાઢવામાં આવ્યો હતો.

જે માણસો ડોરોથીને આ દુઃખદાયક ખબર આપવા ગયા હતા, તેઓને માલમ પડયું કે ડોરોથી ઘરમાં નહોતી; પણ તે ખબર તેઓએ પેલી સારા સ્વભાવની છોકરી સુસનને કહી, જેણી તે સાંભળતાંને વાર મોટી ચીસો પાડીને મી૦ ઓબ્રાયનનાં ઘરને ઊંધાડું મુકી, પોતાની ટોપી પેહેરીને નદીને રસ્તે દોડતી ગઈ.

ડોરોથી પોતાની બેહેન માટે બહુ ફીકરમાં પડી હતી, અને રાત પડી જવાને સબબે પોતે પોતાની નાની બેહેનને શોધવા નીકળી હતી. તેણી હજી તો થોડી દુર ગઈ નહીં તેટલામાં તેણીએ પેલા છોકરા જેકને જોયો, અને ડોરોથીએ તેને પુછ્યું કે, મીસ એમી કોઈ ઠેકાણે મળી હતી કે નહી.

થોડો વખત જેક ચુપચુપ ઉભો રહીને વીચાર કરવા લાગ્યો કે, ડોરોથીને ખરું કહેવું કે ખોટું. પણ તેટલામાં તેણીએ ધીરજ ખોહીને પુછ્યું "તેં તેણીને જોઈ છે?"

જેક પોતાનાં ગજવાંમાંના પૈસા ખખડાવીને કહ્યું "હા! જોયાં છે."

"ત્યારે તેણી ક્યાં છે?" ડોરોથીએ પુછ્યું.

"તેવણ ડીસ નદી પાસે છે; પણ બહુજ માંદાં છે." જેકે ઉત્તર વાળ્યો.

"શું તેણી માંદી છે?" તેણીએ એકદમ પુછ્યું "ત્યારે તું મારી સાથે ચાલ અને તેણી ક્યાં છે તે જગ્યા મને દેખાડ."

જેક ડોરોથીની આગળ આગળ ટુંકે રસ્તેથી ડીસ નદી તરફ દોડવા લાગ્યો, અને થોડાજ વખતમાં તેઓ તે જગ્યાપર જઈ પુગ્યાં. તેઓએ કેટલાંએક માણસોનું ટોળું કાસ્ટલ હીલ પુલપર જોયું, પણ અંધારું હોવાને લીધે તેઓને ઓલખી શક્યાં નહીં. જેવાં તેઓ જરા આગળ ચાલ્યાં, તેટલામાં તેઓને પગે કંઈ વીંટળાયું, અને તે ઊંચકી જોતાં માલમ પડ્યું કે તે જોન રીડલનો કોટ હતો, જે તેણે નદીમાં પડવા આગાઉ ત્યાં રાખ્યો હતો.

જેકે તે ઊંચકી લીધો, અને આ ઊંચકતી વેળા એક ચીઠ્ઠી તેનાં ગજવાંમાંથી સરીને ડોરોથીના પગપર પડી. આ જોનની પોતાની ચીઠ્ઠી હતી, જે તેણે એમીપર મોકલી હતી, અને જે તેણીએ સાંજ પડવા દીધી હતી. ડોરોથીએ તે ચીઠ્ઠી ઉપાડી લીધી, અને થોડા વખત પછી તેણીએ તપાસીને જોયું કે, તે પરના અક્ષર જોન ડીલનના હતા.

પછી તેણીએ બહુ દુઃખ સાથે તે ગજવામાં મેલી, અને જેકે કોટ ઉપાડી લીધો, અને બંનેએ ચાલવા માંડ્યું. હવે મોડી રાત્રી થવાને લીધે અંધારું સર્વે ઠેકાણે પંથરાઈ રહ્યું હતું, અને તેણી પોતાની બેહેનનું નામ દેઈ મોટે મોટે હાંક મારતી હતી, પણ તેણીના જવાબમાં ફક્ત પ્રતીશબ્દ સંભળાતો હતો.

તે જગ્યા ઘણીજ ભયંકર હતી, ધુમસ અને ઝાંકળથી દરેક જગ્યા સફેદ દીસતી હતી, અને ઝાડની દરએક ડાળીઓ પાંદડાં વગર ઉઘાડી દીસતી હતી. જ્યાં એમીને જેકે એકલી મુકી હતી, તે જગ્યા તેણે ડોરોથીને બતલાવી.

"આ જગ્યાપર મેં તેણીને ચીઠ્ઠી આપી હતી, જે વાંચી તેણી એકદમ ફસડાઈ પડી હતી." જેકે કહ્યું.

"કઈ ચીઠ્ઠી?" ડોરોથીએ પુછ્યું.

"જે ચીઠ્ઠી મી૰ જોન રીડલે મને આપી હતી તે."

"અને ત્યાર પછી શું બીના બની?" ડોરોથીએ એકદમ પુછ્યું.

"તે ચીઠ્ઠીના જવાબમાં ફક્ત બે લીટીઓ મીસ એમીએ લખી વાળી, અને તે મેં જોનના હાથમાં આપી, જે વાંચીને મી૰ જોન એક માંડાની પેઠે દોડતો ગયો."

આ તેનું બોલવું સાંભળી આવાં અંધારાંમાં તે ચીઠ્ઠી વાંચવાને તેણીએ બહુ પ્રયત્ન કરી અને ધ્રુજતાં ધ્રુજતાં ફરી તેણીએ તે ચીઠ્ઠી ગજવામાં મુકી.

તેણીએ ફરીથી એમીને હાંક મારી, પણ ફરી તેણીએ પ્રતીશબ્દ સાંભળ્યો.

"એમી પાછી ઘરે ગઈ હશે!" તેણીએ પેલા છોકરાને ધીરેથી કહ્યું, "હવે આપણે ઘર તરફ જઈએ, પણ કાસ્ટલ હીલ પુલને રસ્તેથી જઈશું."

હવે એમી વીશે તેણીની ધાસ્તી વધતી ચાલી. જોનનો કોટ, તેમાંથી એમીની ચીઠ્ઠી, એ સર્વે ત્યાં કેવી રીતે પડ્યું હશે તેના અંદેશામાં તેણી પડી, પણ ડોરોથીને આનો કશો જવાબ મળ્યો નહીં. થોડો વખત રહીને તેઓ કાસ્ટલ હીલ પુલ પાસે આવી લાગ્યાં, અને ત્યાં એક અજાએબ જેવો દેખાવ તેઓની નજરે પડ્યો. પુલની ઉપર કેટલાંએક માણસોના હાથમાં ફાણસો પકડેલાં દીસતાં હતાં, અને વાંકા વળીને પેલી તોફાની નદીમાં તેઓ બહુ આતુરતાથી કંઈ જોતા હતા.

ડોરોથીએ તરતજ તેણીના બાપને ઓલખ્યો, જે તીકી તીકીને પુલ હેઠે જોતો હતો, અને તેના ચેહેરાપરથી જણાઈ હતું કે આ વેળા તેને બહુ દુઃખ વેહવું પડતું હતું.

ડોરોથી હવે ઝડપથી ચાલવા લાગી, તેણી પુલ તરફ દોડી, અને જ્યારે તેણીના પડોશીઓએ તેણીને ઓલખી, ત્યારે તેઓએ માણસની ભીડમાંથી જવાને તેણી માટે રસ્તો કર્યો.

તેણી પોતાના બાપ પાસે જઈને બોલી "બાવાજી શું છે?"

ડોરોથીનો બાપ તેણીની ઉપર ગુસ્સે થઈને બોલ્યો, "શું થયું?" તેણે મોટેથી બરાડ મારી, "હવે પુછે છે કે શું થયું! એ સર્વે કામ તારુંજ છે—તારા કડવા સુખનથીજ મારી દીકરીએ પોતાનો પ્રાણ આપ્યો. તેઓ બંને અંદર ડુબી ગયાં, પેલા છોકરાને અધમુવેલો કુત્રાએ બહાર ખેંચી કાઢ્યો, અને તેના હાથમાં એમીનો ઝભ્ભો હતો.

પોતાના બાપના આવા ગુસ્સા ભરયા અને દુઃખ ઉપજાવનારા બોલોથી ડોરોથીની આંખે તમ્મર આવવા લાગ્યાં, અને તેણી એકદમ પડી ગઈ.

અડધોએક કલાક પછી તેણી ઉઠી, અને અજબ વીચારો તેણીનાં મનમાં ભમવા લાગ્યા. જો તેણીનો બાપ જોનની ચીઠ્ઠી વાંચતે તોજ તેને માલમ પડતે કે એઓ બેઉ જણાં સાથે ડુબી ગયાં ન હતાં, અને ડોરોથીને ઠપકો આપવો નકામો હતો. પણ પછી ડોરોથીએ પોતાના બાપને પુછ્યું કે, "બાવાજી, તમને એમી વીશે કેમ માલમ પડ્યું, તમે કેમ જાણ્યું કે તેણી ડુબીજ ગઈ છે? હું ઘેર જઈને જોઉં છું, કદાચ તેણી ત્યાં હશે."

મી૰ ઓથ્યાપન તેણીનાં મોં સામે ગુસ્સાથી જોતો ઉભો, પણ બીચારી ડોરોથી તો ધાસ્તીની મારી ધ્રુજતી હતી; એટલામાં તેણીની દાસી પેલી સારા સ્વભાવની છોકરી સુસન

પોતાની શેઠાણી પાસે જઈને તેણીના બંને હાથો પોતાનામાં લઈ રડતી રડતી બોલી.

"બાઇ સાહેબ, તેઓ ઘેર નથી," પણ ડોરોથીએ તેણીને વધુ ન બોલવા માટે નીશાની કરી.

"જઈને જોઉં છું," ફરીથી તેણી બોલી, અને જેમ વેહેલું જવાય તેમ તેણી વેહેલી ચાલવા લાગી, અને પાછળ જોયું ત્યારે તેણીને માલમ પડયું કે જેક તેણીને જોતો ઉભો હતો, અને ડોરોથીએ તેને બોલાવીને કહ્યું, "જેક મારી સાથે આવ, પણ મીસ એમી વીશે કંઈ બોલતો ના! અને જો તું એમ કરશે તો અડધો ક્રાઉન (સવા રૂપીઓ) આપીશ."

આ સાંભળી જેકે માથું હીલવ્યું. આજે જે પૈસા તેને મળ્યા હતા તે પરથી જેક સમજતો હતો કે ફકત એકજ રોજમાં તે એક પૈસાદાર છોકરો બની ગયો હતો. આજે તેને નીચે પ્રમાણે પૈસા મળ્યા હતાઃ બે શીલીંગ એમી પાસેથી, અને અડધો ક્રાઉન ડોરોથીએ આપેલો, અને અડધો બીજો જોનની પાસનો હતો.

"એ તું શું ઊંચકીને લઈ જાય છે?" તેના એક મીત્રે જોનનો કોટ જોતાં પુછ્યું.

"તું તારૂં કામ કર!" જેક બહુ મગરૂરીમાં ઉત્તર વાળ્યો.

પછી તે ડોરોથીની પછવાડે ખાલી ઘરની રાંધણીમાં ગયો, અને ડોરોથીની કાકલુદીથી જોનનો કોટ તેણીને સ્વાધીન કર્યો, અને પોતાનો કબુલેલો અડધો ક્રાઉન લીધો.

"અને હવે જેક, તેં મને વચન આપવું જોઈએ કે આ આજની વાત તારી બપાઇને અથવા તારા બાપને, અથવા કોઈને કહેવી નહીં. જો એ વાત તું કોઇને કહેશે અને જો બાવાજી જાણશે કે તેં આ વાત કહી, તો વધારે ગુસ્સે થઈને શું કરશે તે કહેવાઈ શકાતું નથી.

ફરીથી જેકે પોતાનું માથું હીલવ્યું, "વારૂ હું કોઈને કહીશ નહી."

"હવે ડાહયો છોકરો થઈને અહીંથી જા! હું તારો ઉપકાર કોઈ વેળા વીસરીશ નહીં."

જેક બહુ આનંદથી ઘર તરફ દોડયો. જેવો તે ઘર ગયો, તેવોજ એમી વીશે સઘળી વાત વીસરી જઈને, પોતાના પૈસા ગણવા મંડી ગયો. તે ગયા બાદ ડોરોથીએ બહુ દુઃખ સાથે એક હાય મારી. આ છોકરો પેલી ઘરડી સ્ત્રી તેણીના દીકરાનો દીકરો થતો હતો, અને જેકની પોતાની બેહન મીસ લીલીને ત્યાં પોહોણુ હતી.

ડોરોથી પોતાનાં મન સાથે વીચારવા લાગી કે, આ છોકરો ચુપ રહેશે અથવા આ દુઃખદાયક વાત બધે પંથરાઈ જશે? હવે તેણી ઈચ્છવા લાગી કે તેણીની બેહન ડુબી ગઈ નહીં હશે, અને હજી પણ તેણીને બાવાજી પાછી ઘેર લાવશે! એવો વીચાર કરી તેણી માળપર દોડી ગઇ, અને ત્યાં એમીના ઓરડામાં જઈને દીવો સળગાવીને ત્યાં બીછાના આગળ આતશ મેળીને ગરમ બંડુસો બહાર કાઢી પોતાની બેહનને પાછી મળવાની વાટ જોતી બેઠી, પણ સર્વે ફોકટ; તેણીને હવે બેચેની અને નારાજી પેદા થવા લાગી. તેણી આવાં મોટાં ઘરમાં એકલી હતી, કેમકે નદી આગળ સુસન પોતાની શેઠાણી મીસ એમીને નદી કીનારે લાવવાની વાટ જોતી હતી, અને સુસન શીવાય બીજાં ઘણાં માણસોનું એક મોટું ટોળું તે દેખાવ જોવાને અને દુઃખી મી૦ ઓબ્રાયનને મદદ કરવાને ભેગું થયું હતું.

એકાએક ડોરોથીને પેલો કોટ અને તેનાં ગજવાંમાંથી સરી પડેલો પેલો કારડ યાદ આવ્યો.

તેણીએ હેઠલા ખણનું ફાનુસ સળગાવ્યું, પોતાનાં ગજવાંમાંથી તે કાગળ ખેંચી કાઢયું, અને થોડાજ વખતમાં તેણીને સર્વે દુઃખદાયક વાત માલમ પડી ગઈ. તે જુવાન છોકરાએ તેણીની બેહેનને લખ્યું હતું કે તે મીસ લીલી સાથે પરણવાનો હતો, અને હવેજ તેણીની ખાત્રી થઈ, કેમકે તેણે પોતાના હાથે આ ખબર લખી હતી. ડોરોથી ગુસ્સાથી વધારે લાલ બનીને ધ્રુજવા મંડી ગઈ, અને જો તે વેળા જોન ત્યાં હને, તો ખરેખર તેને મારવા વગર ડોરોથી રહેતે નહીં. તેણીએ પેલું કાગળ હેઠે નાખી દીધું, અને પેલો કોટ ઉંચકીને બીજાં ગજવાંમાં શું હતું, તે જોવા મંડી ગઈ. બીજાં ગજવાંમાં પાંચ પાઉન્ડ, અને બે કાગળની કાપલી જે એમીએ પોતાની નોટ બુકમાંથી ફાડી હતી, તે હતી.

જેવા તેણીએ પોતાની બેહેનના અક્ષર ઓળખ્યા, કે તરતજ બહુ આતુરતાથી પેલી બે કારડની કાપલી વાંચી, અને વાંચતાંજ તેણીની સર્વે આશાઓ ધુળમાં મળી, કેમકે વાંચનારે જાણ્યું છે તેમ, તેમાં પેલા છેલ્લી વખતના બે બોલો હતા.

## પ્રકરણ ૧૫મું.

### પરોપકારી 'બેન' કુત્રાની વખાણ.

જ્યારે પેલો ડાક્ટર જોનનાં ઝુપડાંમાં દાખલ થયો, ત્યારે તેણે જોનને બેસુદ્ધ દીઠો. આસપાસનાં બધાં માણસોને ખસાડીને ડાક્ટર મોરટને એકદમ ઉપાય અજમાવ્યા. તે ડાક્ટર એક ઊંચો, હુશયાર, અને ઘરડો સભ્યતાવાલો ગ્રહસ્થ હતો. આ ઉપરથી તેને થોડાજ વખતમાં સુદ્ધી આવી. જોને પોતાની આંખો ઊંઘાડી હાથ પગ લાંબા કર્યા, અને પછી કંઈ માગતો હોય તેમ હાથ લાંબા કરી લેવા ગયો, અને મોટેથી આ નીચલા શબ્દો બોલ્યોઃ "એમી! એમી!"

જે સ્ત્રીઓ અને પુરૂષો આગળ હતાં, તેઓ એક બીજાનાં મોં સામું જોવા લાગ્યાં, અને ડાક્ટર મોરટને પણ બહુ અચરતીથી મી૦ એનાં મોં સામું જોયું.

હજી તે બરાબર સુદ્ધીમાં આવ્યો નહોતો અને વીચારતો હતો કે હમણા પણ તે પાણીમાંજ છે, અને હાથ લાંબા કરી તે કમનસીબ છોકરીને બચાવવા પ્રયત્ન કરતો હતો.

હવે તેને દીલાસો આપવાનો ડાક્ટરે પ્રયત્ન કર્યો; તેનો હાથ પોતાનામાં લીધો, અને બહુ બારીકીથી તપાસવા લાગ્યો. પછી તેણે જોયું કે તેનું માથું અફડાયું હતું.

બીજીજ પળે ડાકટર મી० ગ્રેનો હાથ પકડી તેને ઝુંપડાંની બહાર કંઈ કહેવા લઈ ગયો.

"તેનાં માથાંને બહુજ ઈજા થઈ છે," ડાકટર બોલ્યો, "તેનું મગજ બહુ જોરથી અફડાયું છે, અને કોઈબી તહબીરે તેને ઘેર લઈ જવો જોઈએ. મી० ગ્રે, તમો એ વીષે એની માતાને ખબર આપી શકશો ?"

વાઈ ડાકટર સાહેબ, હું જાઉંછું, અને બનતી મેહેનતે હું વેહેલો પાછો ફરીશ."

"તેને ઘર લઈ જવા વાસ્તે તમો તમારી સાથે ગાડી લેતા આવજો." એમ બોલી ડાકટર પાછો ઝુપડાંમાં દરદીને તપાસવા ગયો, અને મી० ગ્રે મીસીસ રીડલને ખબર આપવાને ગયો.

આ વેળા જોનને બહુ મોડું થયું હતું, તેની મા અને મીસ લીલી વાટ જોતાં હતાં, તેટલામાં એક ચાકરે આવીને તેઓને કહ્યું કે મી० ગ્રે ન્યુથોપે તેઓને મળવા માંગતો હતો. આ સાંભળી તેઓ બંને ચોંકયાં.

"હુ તેને જઇને પોતે મળુંછું," તેણી બોલી, "જોનસન, (ચાકરનું નામ) તેવણ કયાં છે ?"

"તેવણ દીવાનખાનામાં છે," અને ત્યાં મીસીસ રીડલ તરતજ જઈ પુગી.

મી० ગ્રે પોતાના હાથ ત્યાં રાખેલી એક શીગડીપર સેકતો હતો, એવામાં મીસીસ રીડલના રેશમી ડ્રેસનો અવાજ સાંભળતાંજ તે ફર્યો અને તેણીને નમીને સલામ કરી શેકહેંડ માટે હાથ લંબાવ્યો.

"હું તમને કંઈ દુઃખ ભરયો સંદેસો કહેવા આવ્યો છું," મી० ગ્રેએ કહયું.

"ડીલ નદી આગળ કંઈ અકસ્માત બન્યો છે."

આ સાંભળતાંજ તેણી ફીક્કી પડી ગઇ, અને પાસેની એક ખુરસીપર હેબત ખાઇને બેસી ગઈ. "શું મારો દીકરો અંદર પડી ગયો છે ?"

"હા ! બાઇ સાહેબ, તે કોણ જાણે કેમ નદીમાં પડી ગયો, પણ મારો કુત્રો બેન—એક હુશીયાર પ્રાણીએ તેને વખતસર બહાર કાઢીને જીવ બચાવ્યો છે. પણ બાઈ સાહેબ, તમે એટલાં બધાં હબતાઓ ના, તે હમણા તો ઠીક છે, તેને જોબસન્સનાં ઝુપડાંમાં રાખ્યો છે, અને ડાકટરને હમોએ બોલાવ્યો હતો, અને તેઓએજ-મને અહીં મોકલ્યો છે, પણ બહુ ખરાબ એટલા માટે કે તેનું માથું અફડાયું છે."

"શું માથું અફડાયુંછે !" મીસીસ રીડલ ગ્રેનાં મો સામે જોતાં બહુ ધાસ્તીથી બોલી. "તમો મને છેતરતા તો નથી ? શું એથી ખરાબ તો કંઈ બીના બની નથી ?"

"જો તમો એમ કહેવા માંગતાં હોવો, તો તે જીવતો છે" મી० ગ્રે બોલ્યો, "પણ હું એમ ધારૂં છું કે તેનું માથું કારટલ હીલ પુલ સાથે અફડાયું હશે, કેમકે જયારે મેં અને મી० ઓબ્રાયને મી० જોનને જોયા ત્યારે તેઓ કારટલ હીલના પુલ હેઠે હતા, અને—"

"શું મી० ઓબ્રાયને તેને બચાવ્યો ?"

"એમ નહીં, મી० ઓબ્રાયન મારી સાથે હતા, અને મેં જોયું કે જોન પાણીમાં તરતા હતા, અને આ મારી કલ્પના ખરીજ પડી.

"પણ ત્યારે તે જીવતો તો છે કે નહી ?" આ બોલતાં મીસીસ રીડલની આખમાંથી આંસુની ધાર વહી ચાલી, અને બીજો એક પણ શબ્દ બોલ્યા શીવાય તેણીએ દીવાનખાનું છોડયું, અને જયાં લીલી હતી ત્યાં ગઇ, જેણી ફીક્કી, અને બહુ દુઃખ સાથે એક ખુણામાં ઉભી રહી સઘળું સાંભળતી હતી.

"લીલી ! લીલી !" મીસીસ રીડલ પોતાના બંને હાથ તેણીના ગળે વીંટાળતાં બોલી, "તે કહયું તેમજ—તેં કહયું તેમજ જોન વીશે છે, પણ તે જીવતો છે."

"આ બોલો સાંભળી લીલી આરથી બેભાન જેવી બનીને ધ્રુજવા લાગી.

"તેને નદીમાંથી કાઢયો છે—અકસ્માતે નદીમાં પડી ગયો હતો," મીસીસ રીડલે કહયું, "અને કારટલ હીલ પુલ સાથે તેનું માથું અફડાયું છે."

"શું માથું કારટલ હીલ સાથે અફડાયું છે ?" લીલીએ બહુ દુઃખ સાથે પુછયું.

"હા વાહાલી ! પણ એટલી બધી ધાસ્તી ના ખા !—તેને ધાસ્તી જેવું કશું થયું નથી," અને ફરીથી મીસીસ રીડલે લીલીને એક ચુંમી લીધી, જયારે બંનેની આંખમાંથી આંસુઓ વહી જતાં હતાં. "ચાલ લીલી, આવ મારી સાથે, અને જોન વીષે મી० ગ્રેને પુછ," એમ કહી મીસીસ રીડલ લીલીનો હાથ પકડી તેણીને દીવાનખાનામાં લાવી. મી० ગ્રે લીલીને બહુજ મનોહર રીતે નમ્યો, અને લીલીએ પોતાનો ધ્રુજતો હાથ શેકહેંડ માટે લંબાવ્યો.

"બાનુ, હું કંઈ સારી ખબર આપવા આવ્યો નથી, એમ તમને મીસીસ રીડલે કહ્યું તો હશે, પણ તમારાં સારાં ભાગ્યે કંઈ માઠું બન્યું નથી. હું હમણા મીસીસ રીડલની પાસ મારા કુત્રાની વખાણ કરતો હતો. મીસ થોમસ, તમોએ એને આગાઉ બહુ વખત જોયો હશે ? પણ બહુ ખુશીની વાત એ છે કે એણે મી० જોન રીડલનો જીવ બચાવ્યો છે, અને તે હમણા બહાર બેઠો છે. જો તમે બહાર જઈ એનું માથું પસવારશો તો એ બહુજ ખુશી થશે, કેમકે તે બહુ સમજુ કુત્રો છે, અને સર્વે સમજે છે." એમ બોલી મી० ગ્રે હસી પડયો.

"હા ! મેં—મેં—બેનને જોયો છે," તેણી બોલી, "શું તેણે મી० જોનનો જીવ બચાવ્યો ?"

"હા, ફકત તેણેજ બચાવ્યો, અને તે જો નહીં હતે તો કોણ જાણે શું થતે—પણ બાઈસાહેબ !" એમ બોલતાં તે મીસીસ રીડલ તરફ ફર્યો, "ડાકટરે મી० જોનને જલદી ઘર લાવવાને મને ભલામણ કરી છે, અને મારે એક ગાડી મી० જોબસન્સની ઝુંપડી આગળ લઈ જવી જોઈએ. હું થોડાજ વખતમાં મી० જોનને લઈ આવુંછું."

લીલીએ બહુ ટગલીને કહ્યું, "મીસીસ રીડલ, હમો બંને જાશુ જઈએ ?"

મી० ગ્રેએ મીસીસ રીડલ તરફ જોઈને લીલીને નહીં મોકલવાને ઈસારત કરી.

"મારી વાહાલી, હું ધારૂં છું કે તું નહીં જાય તો વધારે સારૂં !" તેણી બોલી, "મી० ગ્રે પર મારો પુરતો ભરોસો છે, અને તે માટે હું એમની બહુજ આભારી છું." એમ કહી તેણીએ પોતાનો ખુબસુરત હાથ તેના હાથમાં શેકહેંડ માટે આપ્યો. જે તેણે બહુ માન સહીત લીધો. આ પ્રમાણે ગોઠવણ થઈ. ગાડી માટે વરદી આપી, અને મી० ગ્રેને જે જરૂરનું જોઈતું હતું, તે લીલીએ આપ્યું, અને લીલી ઉઘાડે માથે પેલા કુત્રાને શાબાશી આપવા ગઈ, જે પોતાની પાસે પડેલું એક હાડકું બહુ ખુશીથી ચાવતો બેઠો હતો. લીલી નીચી વળી, અને તેનાં સુંદર કપાળ પર એક ચુમી લીધી. પછી પેલા કુત્રાએ તેણીનાં મોં સામે બહુ વાહાલથી જોયું. બેન પોતાનું હાડકું વીસરી ગયો. તેણે જાણ્યું કે લીલી હમણા ઉદાસ હતી, અને તેણીને મજાહ આપવાને માટે પોતાથી બનતું કર્યું.

તે તેણીની પાસે ગયો, તેણીના હાથ ચાટ્યા, અને પોતાનું માથું તેણીના ડ્રેસપર મુક્યું. તે મુંગું પ્રાણી મોહોડેથી બોલી તેણીને દીલાસો દઈ શક્યું નહીં, તોપણ તેની રીતભાતપરથી એમજ જણાતું હતું, કે તે લીલીને હીંમત આપતો હતો. લીલી તેને માટે થોડું ખાવાનું લાવવાને રાંધણીમાં ગઈ, અને બેને પેટ ભરીને ખાધું. એટલામાં ગાડી મી० ગ્રેને લઈ જવા ખોટી થતી હતી તેમાં મી० ગ્રે બેઠો, ને બેન તેની પછવાડે દોડતો ગયો.

[સાંધણ છે.] . ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.

# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૬ ઠું.

### થડ અને તેનો ઉપયોગ.




પણે ઝાડનાં થડના આકાર અથવા તેના અંદરના બાંધા ઉપરથી તેના ભાગ કરી શકયે છીયે. ઘણાં ખરાં ઝાડોમાં થડ ઉભાં હોય છે, અને તેની ઉપર પાતરાં તથા ફુલો આસપાસ એવી રીતે ઉગે છે કે તેથી તેઓની ઉપર પુરતી રોશણી ને હવા આવી શકે છે, કેમકે હવા અને રોશણી ઉપર ઝાડનાં કામોનો ઘેરો આધાર રહે છે. બીજાં કેટલાંક ઝાડનાં થડ જમીનની ઉપર લાંબાં થઈને પડેલાં હોય છે. કેટલાંક જેમ ગમે તેમ આસપાસ વીટળાયા કરે છે; તેમને વેલા કહે છે.

કેટલાક વેલાઓ ઉપર ચઢે છે; આવા વેલાઓ કોઈ ચીજની ઉપર વીટળાઈને ઉંચે ચઢે છે, કોઇ જાતના આવા વેલા ડાબીથી જમણી તો કોઈ જાતના જમણીથી ડાબી બાજુ વીટળાય છે, પણ એકજ જાતનાની વળાણ હમેશ એકજ રીતની હોય છે. ઉપર ચડતા વેલાને પાતળી નાજુક દોરીઓ ફુટે છે અને કશાંની ઉપર વીટાળી વીટાળીને તે ઉપર ચઢે છે. વળી કોઈમાં આવી રીતે ઝીણા દોરા જેવાં મુળ્યાંઓ થઇ તે વડે તે કોઈ ચીજની આસપાસ વીટળાય છે. કોઇ ઝાડના રોપાઓની એ પાતળી ઝીણી દોરીઓને છેડે બચ્ચાંની દુધ પીવાની બોતરીના જેવો પોહોળો ભાગ થઇ જાય છે, અને પછી તે ભાગ દીવાળ ઉપર વળગી જાય છે. વળી કેટલાંક ઝાડમાં થડ જમીનની અંદરજ રહે છે; આવાં થડની નાની નાની ડાંખળીઓ ઉપર હવામાં આવે છે. પટેટાનું ઝાડ એજ રીતનું છે. પટેટાનાં ઝાડનાં થડનો કેટલોક ભાગ જમીનની અંદર રહે છે, અને તેમાંથી ફુટેલી ડાંખળીઓ અને મુળ્યાંઓના છેડા ઉપર પટેટા થાએ છે. જો પટેટાનું ઝાડ જમીન ઉપર આપણને એક ફુટ ઊંચુ દેખાએ તો તેનો કેટલોક ભાગ જમીનની અંદર દટાએલો રહે છે, અને તે ભાગની ઉપર ડાંખળીઓ ફુટે છે, અને તેની ઉપર મુળ્યાંઓ તથા પટેટા થાએ છે. પટેટાનાં ઝાડ મોસમ પુરી થયા પછી તમામ મરી જાએ છે, પણ તેની અંદરના ગાંઠ એમના એમ રહે છે, અને તેમાંથી વરસે પાછું મોસમપર નવું ઝાડ થાય છે. પટેટામાં ખાડા ખાડા દેખાય છે તે જગ્યાએ કળીઓ થયલી હોય છે, અને તેમાંથી ઝાડ ઉગે છે સારે પટેટાનો તમામ માવાદાર ભાગ તેના ખોરાક તરીકે કામ લાગે છે.

બીજાંબી કેટલીક જાતનાં થડ હોય છે, અને સાધારણ લોકો તેને મુળ્યાં હોય એમ સમજે છે; જેમકે કાંદા. તે ખરેખર કળીઓ છે ને આસપાસ પડોથી ઢંકાયલી હોય છે. તેઓ જમીનની અંદર ઉગે છે. બીજાં સુરણ જેવાં હોય છે.

પોહોળાં થતાં વર્ગનાં મોટાં તેમજ નાનાં ઝાડમાં woody tissues વચલા ભાગમાંના cellular tissues નો જે ગર થાય છે તેની આસપાસ વીટળાયલાં છે, ને પછી તે પાછાં ઝાડની છાલથી ઢંકાયલાં છે. પહેલે વરસે નાના છોડ અને મોટાં ઝાડની ઉગવાની રીત એકસરખીજ હોય છે, પણ બીજે વરસે ઝાડમાં ગયાં વરસમાં જે woody tissues થી થયલું લાકડું હોય છે તેની અને છાલની વચ્ચે બીજું નવું પડ થાય છે, અને એ પ્રમાણે દર વરસે તેમાં નવાં નવાં પડ વધતાં જાય છે. એ વર્ગનાં ઝાડનાં પડ ઉપરથી તે કેટલાં વરસનું છે તે કહી શકાય છે, કેમકે દર વરસે તેમાં એક એક પડ વધતુંજ જાય છે. આ ઉપરથી કંઇ એવું નહી ધારવું કે આ સઘળાં પડ તમામ woody tissues નાંજ બનેલાં છે. છેક વચલા ગરમાંથી તે છાલ સુધી cellular tissues ના પાતળા પરડા આડા અવળા લંબાયલા હોય છે. જો ઝાડને આડું કાપે તો તેની અંદર એ

(cellular tissues ના) પરડા જાણે કે રોશણીનાં કીરણની માફક છેક મધ્ય ભાગથી છાળ સુધી લંબાયલા દેખાય છે. ઓકનાં લાકડાંને પાલીસ કીધા પછી તે જે સુંદર લાગે છે તેનો બધો આધાર આની ઉપર રહે છે.

એ વર્ગનાં ઝાડની છાળનાં બે પડ હોય છે. બાહેરનું પડ cellular tissues નું થયલું છે. કેટલાંક ઝાડમાં એ tissues ઘણાં જાડાં થાય છે. છાળનું અંદરનું પડ woody tissues નું થયલું છે, અને તેમાં વચ્ચે વચ્ચે cellular tissues ગુંથવાઇ ગયલાં હોય છે. આ પડ ઘણું ચીવટ હોય છે, અને કપડાં વણવાનાં કારખાનાઓમાં તે કેમ વપરાય છે તે આપણે હવે પછી જોઇશું. સણ એ સણનાં ઝાડની છાલનું અંદરનું પડ છે. પણ હવે લાકડાનાં એ પડ શાનાં ને કેમ થાય છે? જો આપણે એક કુમળાં ઝાડની એક ડાંખળી ઊપરથી છાલ ખેંચીને કાઢયે તો તે છાળ અને અંદરનાં લાકડાંની વચ્ચે ચીકણો ગુંદર જેવો પદાર્થ જણાશે. આ વસ્તુમાંથી cells થાય છે, અને પહેલાં તે નરમ પડનાં હોય છે ને પછી ધીમે ધીમે અંદરના ભાગમાંની કડણ ચીજોથી કડણ થતાં જાય છે. આ પ્રમાણે જે લાકડાંનું નવું પડ થાય છે તે પહેલાં પડ કરતાં વધારે ખુલ્લા રંગનું ને નરમ હોય છે.

પાતળાં ને સીધાં ઉગતાં વર્ગનાં ઝાડ cellular tissues નાં થાય છે, અને તેમાં વચ્ચે વચ્ચે શાખા શાખાવાળો લાકડાંનો ભાગ શાખાનાં બંડલની માફક લાંબો ને લાંબો થાય છે, ને તેથી જો તે ઝાડનાં થડને ઉભું કાપે તો તેમાં ઉભાં ને લાંબાં લાંબાં એવાં બંડલો જણાય છે, ને જો આડું કાપે તો બંડલો ઝીણાં ઝીણાં મીડાં જેવાં માલમ પડે છે. જેમ જેમ ઝાડ મોટું થતું જાય છે, તેમ તેમ તેમાં દર વરસે એ શાખાવાળો ભાગ ઉમેરાતો જતો હોવાથી તેમાં લાકડું વધે છે.

એ વર્ગનાં ઝાડને ડાંખળી કદાચજ થાય છે, પણ તે ઉભાંજ વધતાં જાય છે. એ વર્ગનાં ઝાડ ઘણુંખરાં ગરમ દેશમાંજ ઉગે છે. નાળીએરી, ખજુરી, તાડ વીગેરે એ જાતનાં છે. અનાજમાં ઘઉં, ચોખા, બાજરી, જવ વીગેરે પણ એજ વર્ગમાં ગણાય છે.

બીજી જાતનાં ફુલનાં ઝાડો છે. એની ટોચ પર પાતરાંના ઝુમખા ને ઝુમખા થાય છે, અને એ પાતરાંના નીચલા ભાગમાંથી (એટલે થડના ઉપલા ભાગમાંથી) ઝાડ વધતું જાય છે. એ જાતનાં ઝાડમાંના woody tissues ની ગોઠવણી એવી રીતની છે કે તેથી થડની બાહેરની બાજુપર ગોળ ચકરડાં થાય છે.

S.

**બારીઓ અને આરસીના કાચો સાફ કરવાની રીત**—આસરે એક શેર હુંફાં પાણીમાં એક ચમચો ભરી કેરોસીન તેલ નાખવું, પછી એક ચામડાંના કટકાને તે પાણીમાં બોલી કાચપર ઘસડવો; ફકત પાણીથી કાચ સાફ કરતાં જેટલો વખત લાગશે તે કરતાં અરધા વખતમાં રૂપલી રીતે સાફ થશે; પછી સુકાં ચામડાંના કટકાએ ઘસડીને લુંછવું.



# દરેક છોકરીએ કેવી રીતે પોતાનાં મગજને વાપરવું જોઇએ ?




દરતી ઈશ્વર વિદ્યા"ના વખણાયલા કર્તા પેલીએ પોતાની કેળવણી પુરી કરવા માટે ઘર છોડયું ત્યારે તેનો પીતા એક મિત્ર આગળ બોલ્યો "મારો દીકરો હવે કોલેજમાં ગયો છે, તે એક મોટો પુરૂષ નીવડશે—ખરેખર ઘણો મોટો—મારી ખાતરી છે, કારણકે મારી આખી જીંદગીમાં એના જેટલું સાફ મગજ મેં કોઇનું જોયું નથી."

આવાં સાફ મગજથી પાછલી જીંદગીમાં તે તેના ધર્મની ખરેખરી સેવા બજાવી શકયો, અને સચ્ચાઈ શોધી કાઢનાર તરીકે તે વખતના તેના બીજા કોઇપણ સાથીઓ કરતાં વધારે વખણાઇ ગયો.

હવે છોકરીઓ, જો આપણું મગજ સાફ હોય—પછી તે ખુદરતી રીતે કે મેહનત કરીને બનાવવાથી—તો જેમ પેલી તેનાં મંડળમાં ઉપયોગી થઈ પડયો હતો તેમ આપણે આપણાં મંડળમાં થઇ પડયે, અને તેની માફક જયાં પણ જઇએ સાં અજવાળું પાંથરવાનું માન મેલવ્યે.

પેલીની માફક દરેક વીચારનો છેડો સચ્ચાઇની શોધમાં આવવો જોઇએ. આપણે લગતી દરેક ચીજમાંથી સચ્ચાઇ શોધવી—એજ મેલવવાની આપણે યત્ન કરવી જોઇએ.

જેઓ નાદાન હોય છે, તેઓને ઘણી ચીજો અલખતાં વિશ્વાસપર લેવી પડે છે, પણ આપણે મોટાં થયા પછી આપણી ફરજ છે કે દરેક ચીજ માટે બરાબર વીચાર કરવાની પ્રયત્ન કરવી, આપણી સમજ શક્તિને તીક્ષ્ણ બનાવવી, કે જેથી ખરી બીના ખુલ્લે ખુલ્લી જોઇ શકાય, અને તેની લાયકાત માટે ઝડપથી અને બરાબર મત આપી શકાય. આવી રીતે બરાબર બનાવેલો મગજનો સાંચો ઘણાં જોખમભર્યાં કામકાજમાં બરાબર ચાલવાને આપણુને શક્તિવાન બનાવે છે, અને રોજની જીંદગીનાં ઘણાં સાદાં કામકાજમાં પણ તેટલોજ ઉપયોગી થઈ પડે છે.

દુનિયાની મુશ્કેળ ચીજોમાંની એક એ છે કે, બરાબર મત બાંધવું, બીજા બોલોમાં બોલ્યે તો, કોઈબી તકરારમાં પડેલી બાબત વીશેની સચ્ચાઇ સોધી કહાડવી. દરેક સવાલની બે બાજુ હોય છે, અને કોઇ વેળાએ ફકત એજ નહી પણ ડજન બાજુ હોય છે, અને દરેક માટે કાંઇ વજનદાર કહેવાનું હોય છે.

વળી કોઈ કોઈ વાર એવું બને છે કે, તે બાબત વીશે દરેક બાજુએથી જોવા છતાં તેમાં કાંઇ શક રહે છે અને તેવી વેળાએ ડહાપણભર્યો રસ્તો એજ છે કે, મત આપવામાં ઢીલ નાંખવી. એક પ્રમાણીક મગજ એક બાબત પર શકનો છાંયો હોય તેને ચોક્કસ અને સાચ્ચી તરીકે કદીબી જાહેર કરશે નહી.

સચ્ચાઇ વીશે આરકબીશપ વેટલીનાં લખાણો પરથી થોડાક કહેવતરૂપી વાક્યો અંતરે ટાંકયે છીયે, જે ધ્યાન પર ઠસાવવા માટે ઘણા ઉપયોગી થઇ પડશે:—

"સચ્ચાઈ શું છે? એક સવાલ છે, જેની આગળ બીજા બધા સવાલો મુલતવી રાખવા જોઇયે."

"સચ્ચાઇની બાજુ સીવાય બીજી કોઇ પણ બાજુ સલામત નથી."

"બધાં લોકો ઇચ્છે છે કે તેઓની બાજુએ સચ્ચાઇ હોય, પણ થોડાંજ સચ્ચાઈની બાજુએ રહેવાને ઇચ્છે છે."

સચ્ચાઇ આપણે મગજની બીનલાયકાત કરતાં તે માટે બેદરકાર રહેવાથી વધારે ખોઈયે છીયે.

ધર્મની સચ્ચાઇ શોધવી એ સૌથી ઉમદા કામ છે, અને કોઇ પણ માણસ જાતને માટે તે સૌથી અગતનું કામ છે.

સચ્ચાઇનો એક ગુણજ એ છે કે તકરાર કરવી.

શક રાખવા વીશેનો અભાવ—ચુકાદાને ઢીલમાં રાખવાનો અણગમો, અને બારીકીથી તપાસ કરવાની આળસાઇ માણસ જાતના મોટા ભાગને, જુદી જુદી બાબતોપર જબરીથી; ઠેડાવ કરી દેવાને લલચાવે છે, કે જે બાબતોમાંની એકની પણ તેઓ પુખ્ત તપાસ કરતાં નથી."

"સચ્ચાઈ શું છે, એ સવાલ જો પેહલી જગાએ પુછવાને બદલે બીજી જગાએ પુછવામાં આવે તો તેનો જવાબ જુદોજ મળે."

બધી ભુલો કોઇપણ જાતની સચ્ચાઇની પડોશમાંથીજ નીકલે છે; તેઓ તેની આસપાસ ઉગે છે, અને તેની નજદીકમાં હોવાથીજ ઘણું ખરૂં તેઓને જોર પણ મળે છે."

ઉપલાં ડહાપણ ભરયાં વાક્યોપર ધ્યાન પુગાડવાથી તે આપણને ઘણીએક મુશકેળીની ટેકરીપરથી સલામત લઈ જશે, અને ઘણીએક ભુલોમાં પડતાં અટકાવશે. કદાચ તે બીજી કોઈપણ રીતે આપણને સુખ મલી શકે તે કરતાં વધારે સુખ આપણા માટે લાવશે. લોર્ડ બેકન કહે છે કે "કીનારાપર ઉભા રહી વાહાણોને દરયાપર ઉછળતાં જોવાની મજાહ લાગે છે; એક કીલ્લાની બારીએ ઉભા રહી નીચે થતી લડાઇ જોવાની મજાહ લાગે છે; પણ સચ્ચાઇની લાભકારક જમીન, એક ટેકડી કે જ્યાં કોઇની હકુમત ચાલતી નથી, અને જયાંની હવા હમેશાં નીરમળ અને શાંત હોય છે ત્યાં ઉભી રહી નીચેની ખાંઇમાંનું ભટકવાનું, ભુલો, ધુમસ અને તોફાન જોવાના જેવી મજાહ બીજી કોઇપણ નથી. આ દેખાવપર હમેશાં આપણે દયાથી જોઇએ છીએ, નહી કે ગુમાનથી."

આપણને બરાબર વીચાર કરતાં અટકાવવાને ઘણાં દુશમનો આપણી રાહ જોતાં હોય છે. આમાંનાં કેટલાકો આપણી પોતાનીજ બહારની બાજુએ હોય છે, કે જેમ હોવાથી આપણે ખરૂં કરીએ છીએ યા ખોટું તે ધ્યાનમાં લીધા વગર વીચાર કરવો મુશકેળ છે. પણ મુખ્ય દુશમનો આપણાં પોતાનાં દીલમાં રહે છે અને તે આપણા પોતાના ખરા ખવાસ અને વેહમોમાં મળી આવે છે.

જો આપણાં મગજને તનદરોસ્ત અને બરાબર રીતે કામ કરી શકે તેવું રાખવું હોય તો આપણા મીજાશને કાબુમાં રાખવાની ઘણી જરૂર છે. તોફાની દરયામાં સંતોષકારક અને સગવડભરી મગજની મુસાફરીઓ થતી નથી.

જ્યારે એક જણ ગુસ્સે થયું હોય છે ત્યારે ડહાપણભર્યો વીચાર કરી શકે છે? તેમ બનવુંજ મુશકેળ છે, તે વેળાએ તેનું મગજ તાપની ઘુમમાં હોય છે, અને એવા જુસ્સાની અસર તળે હોય છે કે જેને એક કવી નીચલી લીટીઓમાં દરશાવે છે:

"એક જુસ્સો જેનો તોફાની ઝપાટો દીલમાં રોપેલી દરેક નેકીને ઉખેડી નાખે છે, અને મગરૂર શીલસુરીનો નાશ કરે છે."

અદેખાઈ અને અંતસ તેટલીજ નાશકારક છે, તેજ પ્રમાણે ગુમાન પણ છે; મુખ્ય કરીને પોતાની હુશીઆરી વીશેનું ગુમાન. ધાસ્તી અને ચીંતા પણ તેટલીજ ખરાબ છે, જેની અસર તળે વિચાર શક્તિ આગળ વધી શકતી નથી. જેનું મગજ તનદરોસ્ત હશે તે સર થોમસ બારનાર્ડની માફક કહેશે, "મનની ચીંતાને હું નાશકારક પાપ તરીકે ગણીશ, અને ઠેડાવ કરીશ કે ફરીને કંગાલ બનવું નહીં."

સુખી અને સંતોષી રહેવું એ સઘળાં મગજને લગતાં કામ માટે સારી નીશાની છે. કહેવત છે કે ખુશીભર્યું "દીલ ઓસડની ગરજ સારે છે," તે જેમ શરીરને તેમજ મનને લાગુ પડે છે. જયાં ખુશાલી હોય છે ત્યાં અદેખાઈ, મારામારી અને કંકાસ હોતો નથી.

તપાસ કીધા વીના અગળથી બાંધી દીધેલો ખોટો વીચાર એ ખરી વીચાર શકતીનો એક બીજો મોટો દુશમન છે. આ બાબત વીશે ડાકટર વોટસના થોડાક ડહાપણભર્યા બોલો અત્રે ટાંકીશું:—

તમારેથી જુદા વીચારો ધરાવનારાંથી બીહતાં ના અથવા તેઓ સાથે ચીરડાતાં ના. કેટલાંક લોકો પોતાનાં ખરાપણાં માટે એટલી તો ખાતરી રાખે છે કે તેઓ પોતા શીવાય બીજાના વીચારો સાંભળતાં પણ નથી. અક્કલવાલી દુનિયામાં તેઓ પોતા માટે એક નાનો પ્રાંત જુદો કહાડે છે, જેટલા ભાગપરજ તેઓ ધારે છે કે રોશની પ્રકાશે છે, જયારે બાકીનો બધો ભાગ અંધારામાં રહે છે. તેઓ વીદ્યાના મહાસાગરમાં હીમતથી બહાર પડતા નથી, અથવા તો બીજા મગજનાં ભંડોળની તપાસ કરતાં નથી કે જે નફાકર અને ઉપયોગી અને કદાચ પોતા કરતાં વધારે કીમતી ખજાનો ધરાવે છે. માણસોને એમ ધારવા દેતાં

ના, કે ચોકસ સચ્ચાઈ ફક્ત તેઓનાં મંડળમાં અને જે વીદ્યાનો તેઓએ અભ્યાસ કીધો છે તેમાંજ સમાયલી છે.

સચ્ચાઈ જયાંબી મલે ત્યાં તે શોધજો, પછી તમારા દોસ્તોમાં હોય કે દુશમનોમાં, સુધરેલા દેશમાં હોય કે જંગલી દેશમાં. ફુલ જયાંબી ઉગે ત્યાં તે સુંદર ફુલજ ગણાય, તેના કાંટા કાહડી નાખજો, અને ગોલાબ રાખજો.

સઘળાં અક્કલવાલાં લોકો તેમ કરે છે, તેઓની ફક્ત એકજ નેમ તે સાચ્ચા વીચારો છે; કોઇબી વીચાર ફક્ત તેઓના પોતાના હોવાથીજ તેઓ તેને વલગી રહેતાં નથી. એક વેલાએ સર આઇસાક ન્યુતનને તેના દોસ્તે કહ્યું કે એક ફ્રેન્ચ ફીલસુફ સર ન્યુતનનાં કેટલાંક મતને મલતો થતો ન હતો.

"ખાતરીથી માનજો કે તેના વીચારોપર હું ઘણીજ કાળજીથી ધ્યાન આપીશ." ન્યુતને જવાબ દીધો.

છોકરીઓ, જેમ ભલા વીચારો કરવાનું જરૂરનું છે તેમ ભલી રીતભાત વાપરવાની પણ જરૂરની છે. આપણા બોલો નરમાસભર્યા હોવા જોઇએ, અને નહી કે આપણે જાણે કેટલાં અગતનાં માણુસ અને ભુલ વીનાનાં વીચાર કરનારાં હોઇએ તેમ. આપણ ઘણાંઓ કેટલાંક લોકોને જોઇએ છે, જેઓ એવા તો દમથી વાતો કરે છે કે જાણે સામાં માણુસ સાથે હમણા મરાઈ પડે. હવે જેઓ સારી રીતે ઉછરેલાં અને સાધારણ અક્કલ ધરાવનારાં હોય તેઓ માટે આ ઘણું વાંધાભર્યું છે. સ્ત્રીના નેક ગુણોમાં નરમાસપણું પણ એક ગુણ હોવો જોઇએ.

શાંત અને અક્કલવાળાં મગજો બીજાઓનાં મતો સાંભળે છે, અને કોણનાં ખરાં છે તે તકરાર કરી શોધી કહાડે છે.

જેટલું સામાં માણુસોને માન આપો તેટલું તેઓના વીચારોને આપજો. વીચાર કરવાનો અને સચ્ચાઇ શોધી કહાડવાનો તેઓને તમારા જેટલોજ હક છે. ગોએથી કહે છે કે "કોઇબી માણુસ ખરેખરી રીતે બીજાંને સમજી શકતો નથી, અને કોઇબી બે માણુસો પર એકજ જાતના બોલોથી એકજ જાતની અસર થતી નથી."

ખુશી રહેજો. આ આખાં લખાણમાંથી બીજું કાંઇ નહી તો ફક્ત એટલુંજ તમુને યાદ રહેશે તો તમારૂં વાંચેલું ફોકટમાં જશે નહી. આ બે બોલો કેટલી બધી ખરાબ લાગણી, કંગાળ્યતપણું અને પીડ પાછળની બદગોઇમાંથી આપણુને બચાવે છે.

ઉપલી બાબત વીશે થોડા દીવસની વાત પર વાત કરતાં મારી એક મીત્ર બોલી, "દરેક જણને જે કાંઇ કહેવાનું હોય છે તે હું સાંભળું છું, પણ હમેશાં છેલ્લે મારાજ વીચારોને વળગી રહું છું." તેણી જો આમ બોલી હતે તો વધારે ડાહી કહેવાતે કે "હું સાંભળું છું, અને વીચાર કરૂં છું અને જો જરૂર હોય તો મારા પોતાના વીચારો ફેરવું છું." આપણુને હમેશાં બીજાઓનું સાંભળવા તૈયાર રહેવું જોઇએ, બીજા કાંઈ વીચારથી નહી તો એટલા વીચારથી કે, આપણાં દોસ્તો તે બાબત વીશે વધારે જાણતાં હશે અને તે વીશે વીચાર કરવાને તેઓ પાસે વધારે કારણો હશે. તકરાર હમેશાં કીમતી છે, કારણ કે જે કોઇ ફકટ પોતાનીજ બાજુનું જાણે છે તે તે વીશે થોડુંજ જાણે છે.

પણ જયારે તકરાર કીમતી છે ત્યારે પંચાતીને સાધારણ રીતે ઉત્તેજન ન આપવું જોઇએ. કેટલાંક લોકોને તેમ કરવાનું ઘેલાપણું હોય છે અને તેથી તેઓ જયાંબી જાય છે ત્યાં કંટાળાભર્યાં થઈ પડે છે. જો તેઓ ફક્ત સચ્ચાઇ શોધી કહાડવા માટે તકરાર કરતાં હોય તો ઠીક, પણ તેઓ જીત મેલવવા તેમ કરે છે અને તેથી તેઓનો મીજાસ નજીવી બાબતમાં ભડકું લઈ ઉઠે છે.

જો લોકો એવી તકરાર શરૂ કરે તો સબુરીથી તેઓને સાંભળજો. જો તમારી ખાતરી હોય કે તમે ખરાં છો અને તેઓ ખોટાં છે, તોપણ સાંભલજો. એવી હાલતમાં એટલા વીચારથી સંતોષ મેલવજો કે, જેમ સુરજપરનાં ધાભાં આપણે કહાડી શકીએ નહી, તેમ તે માણુસનું અજ્ઞાનપણું દુર કરી શકયે નહી.

વીચાર કરવાની શક્તિ માટે ફક્ત મગજનીજ હાલતપર ધ્યાન આપવું ન જોઇએ, તે માટે શરીરની હાલતની પણ સંભાળ રાખવાની જરૂર છે. શરીરનો બાંધો કે જેપર દરેક ચીજનો આધાર રહે છે, તેપર આંખ વીચામણાં કરવાં ન જોઇએ; નહી તો કે જ્ઞાનની બતીને બાલવવાની તજવીજ કરતાં આપણે જરૂરજ જીંદગીની બતીને બુજવી નાખીશું. શરીર અને મગજ એટલાં બધાં તો એક બીજા સાથે જોડાયલાં છે કે એકપર દબાણ પડવાથી બીજું નબળું પડી જાય છે. ડહાપણભર્યો રસ્તો ફક્ત એજ છે કે એવી રીતે રહેવું કે જેથી ખુદાના આશીરવાદથી બેઉને તનદરોસ્ત રાખી શકયે.

લોક કહે છે કે "જો જ્ઞાન મેળવવા જતાં આપણે આપણી તનદરોસ્તીને નુકશાન કર્યું, તો આપણે એક ચીજ માટે મેહેનત કર્યે છીયે કે જે આપણા હાથમાં આવ્યા પછી નકામી થઇ પડે છે, અને એવી રીતે આપણાં શરીર પર વધારે બોજો નાંખીને (કે જેમ કરવાની મતલબ જો કે આપણુને પોતાને વધારે ઉપયોગી બનાવવાની હોય છે) આપણાં થોડાં જ્ઞાનથી જે ભલું કરવાની શકતી અને તકો હોય છે તે પણ આપણે ખોહી દઇયે છીયે. ખોદાએ આપણામાં તેટલીજ શકતી મુકવાનું પુરતું ધાર્યું છે ત્યારે તો તેટલાંથીજ તેની સેવા બજાવવાની અને આપણી આસપાસનાંઓને ઉપયોગી થઈ પડવાની મેહેનત કરવી જોઇયે.

જે છોકરીઓ તનદરોસ્ત બાંધાની થવા ઇચ્છતી હોય તેઓએ વીચારવાની શકતીને હદબાહેર લઈ જવી ન જોઇયે, અને બીજા હાથ પર, જેઓ હુશીઆર મગજનાં થવા ઇચ્છતાં હોય તેઓએ તેઓનાં શરીરને કેમ વાપરવું તેની સંભાળ રાખવી જોઇયે.

પહેલાં તો તેઓએ ખાવા પીવા પર ધ્યાન આપવું જો-

ઇયે. નહી જરપત થઇ શકે તેવી ચીજ જો તમે ખાશો તો મુર્ખ મગજનાં તમો નીવડશો.

મગજ વાપરનારોઓએ ઘણું ખાવું ન જોઇએ. એક વખણાયલો સરજન તેનાં ભાષણમાં 'એ વીશે શું કહે છે તે જુઓ. "માણુસ જાતની સાધારણ મુર્ખાઇ અને ગુચવણભર્મી દરદોનું કારણ શું છે તે હું તમુને ખરેખરં કહું છું. એધીની માફક ઠીસી ઠીસીને ખાવું, કે જેથી પાંચણ શકતી પર જોઇયે તે કરતાં વધારે બોજો પડી તે ખરાબ થઇ જાય છે, ઘણી જાતનાં દરદો ઉત્પન્ન કરે છે તથા મગજ શકતીને સુસ્ત બનાવી મેળે છે."

વળી આપણુને ઘણી ઉંધની પણ જરૂર છે. જેઓ ઘણો વીચાર કરતાં હોય, એટલે કે જેઓને ઘણું ભેજાંનું કામ કરવાનું હોય તેઓને ઘણી ઉંધની જરૂર છે, અને જોઇતી ઉંધમાંથી પણ વખત બચાવવો એ તેઓનાં મગજ તેમજ શરીર બંનેને માટે ઘણુંજ નાશકારક છે.

વળી મગજના વીસામાને વાસ્તે ગમતની પણ જરૂર છે. સઘળા મહાન પુરૂષો માટે કહે છે કે, તેઓ પોતાની તનદરોસ્તીની જાળવણી માટે ચોકસ હદમાં મગજને વીસામો આપતા. જો તવારીખ કહે છે તે ખરૂં હોય તો, મોટા ગ્રીક ફીલસુફ સોક્રેતીસ માટે કહે છે કે તે લાકડાનાં ઘોડાપર બેસી સવારી કરતો અને તે માટે તેના ચેલાઓ તેનીપર હસતા. કારડીનલ ડી રીશેલ્યુ જોસભરી કસરતથી તેનાં મગજને તાજગી આપતો. તે એક વેળાએ તેના એક નોકર સાથે હરીફાઈ કરતો માલમ પડયો હતો કે દેવાલના સૌથી ઊંચા ભાગપર કોણ કુદીને પેહલાં ચહડી જાય છે. ઈશ્વરી વિદ્યા જાણુનાર વખણાયલા સેમ્યુલ ક્લાર્ક માટે કહે છે કે તે પોતાનાં લખાણોમાં ગમે એટલો ગુંટાયલો હોવા છતાં લખતાં લખતાં ઉઠીને ગમત મેલવવા માટે એક નીશાળનાં છોકરાંની માફક ખુરશીઓ અને તેબલોપર કુદકા મારતો હતો; આમ કરવાનો અર્થ તેના કેટલાક દોસ્તો સમજી શકતા ન હતા. એક વેળાએ તેવણુ આવી કસરત કરતા હતા તેટલામાં એક વિદ્વાનમાં ખપતા શખસ ત્યાં આવી લાગ્યા, જેને જોઇને ડાકટર ક્લાર્ક બોલ્યા "હવે આપણુને બંધ કરવું જોઇએ, કારણકે અંહીઆં એક મુર્ખો આવે છે."

એમાં તો કાંઇજ શક નથી કે, મગજને વધારે સારી રીતે વીચાર કરી શકે તેવી હાલતમાં લાવવા માટે તેને કોઈ કોઈ વેળાએ આશાએસ આપવાની જરૂર છે.

મગજનો શરીરની હાલત સાથનો સંબંધ લોકો એટલો તો થોડો સમજે છે કે કેળવાયલાં લોકોમાંથી પણ વારંવાર આપણુને દાખલાઓ મળી આવે છે કે જેઓએ મગજ પર અતીષ્ય દબાણુ કરવાથી શરીરનો નાશ કીધો હોય છે, અને તેમ થવાનું ખરૂં કારણ શું હશે તે માટે તે શખસોને જરાક પણ ખ્યાલ હોતો નથી.

અત્રે આમો જે કાંઇ બોલ્યાં છીયે તેમાં, જેઓ વીચાર શકતીને ખીલવવા માંગતાં હોય તેઓએ કેઇ કેઇ ચીજોપર ધ્યાન આપવું જોઇયે તે બતાવવા સીવાય બીજું વધારે કશું કીધું નથી. એ કરતાં પણ વધુ વીચારી અને લખી શકાય, પણ ડહાપણ અમોને અત્રે અટકાવે છે, કારણકે જે કાંઇ કહી શકાતું હોય તેનો દરેકે દરેક બોલ છેલ્લે સુધી કહેવો એ કંટાળાની નીશાની છે.

તોપણ છેલ્લી એક ચીજ કહયા વીના અમો આ બાબત ખતમ કરીશું નહી.

ફકત વીચાર કરવાને ખાતર આપણે આપણું ભેજાંને ગુંચવાડામાં નાંખ્યે છીયે, પણ તેનું સેવટ કાંઇ કામમાં આવે છે તો તે વીચાર ઘણો ઉપ્યોગી થઇ પડે છે. આપણાં દરેક કામની પછવાડે વીચાર છે. પહેલાં મગજથી કામ કર્યા વગર આપણે કાંઇબી ચીજ પર અસર કરી શકતાં નથી, કાંઇબી છતી શકતાં નથી, કાંઇબી અટકાવી શકતાં નથી, કાંઇબી બનાવી શકતાં નથી. તે કામનાં દરેક પગલાં પર વીચારનો આધાર રહેવો જોઇયે.

ત્યારે આપંણા વીચારો ખરા બાંધવાનું કેટલું અગતનું છે? જો તેઓ ભુલભર્યા હશે તો આપણાં કામબી તેવાંજ થશે. અને જો તેઓ પ્રમાણીક અને સાચ્ચા હશે-તો આપણાં કામબી તેટલાંજ વખાણુને પાત્ર થશે.

તેથી છોકરીઓ, સારી રીતે વીચાર કરજો કે તમો સારી રીતે વર્તી શકો, અને બીજાંઓને બતાવજો કે તમે તમારી જીંદગી સારી રીતે ગુજારી શકો છો, કારણકે પહેલાં તમો શીખ્યાં છો કે તમારાં મગજને સારી હાલતમાં કેમ રાખવું.

પીરોજા.

## રાંધવાને લગતું.

**પપેટાનાં પફ**—પપેટાને બારી તેને પીસીને નરમ માવા જેવા કરવા, તે માવો આશરે એક રતલ જેટલો લઇ તેમાં બે આંઉસ માખણુને તાવીને રેડવું અને પાંચ મીનીટ સુધી ઘુંટ ઘુંટ કર્યા કરવું, ત્યારપછી અંદર એક ઇંડું, તેસ્ટ માટે જોઇયે એટલું નીમક, અને અરધો પાશેર દુધ અથવા ક્રીમ નાંખવું. સઘળાંને બરાબર મેળવી પેતીસ ભુંજવાના ડાબડામાં અથવા બીસકીટ ભુંજવાનાં પતરાં પર છુટા છુટા કડકા મુકી લાલ થાય ત્યાં સુધી ભુંજવું.

**ચોખા અને લીંબુનું પુડીંગ**—પા રતલ ચોખા, અરધો શેર દુધ, ત્રણ આંઉસ માખણ, બે આંઉસ ખાંડ, બે ઇંડાં, અને એક લીંબુ. ચોખા નરમ થાય ત્યાંસુધી દુધમાં ચેરચો, પછી અંદર માખણ, ખાંડ, ઇંડાંની દાળ અને એક લીંબુનો રસ તથા તેની છાલને બારીક કાપીને નાંખો; સઘળાંને ઘુંટી ઘુંટીને એકરસ કરી ડીશમાં નાંખો; ત્યારબાદ ધીમી ભઠ્ઠીમાં પોણો કલાક ભુંજવા મુકો; ઇડાંની સફેદીનો કઠણ ફેણ ચઢાવી તેમાં એક ચમચી ભરી ખાંડ નાંખો અને તેને પેલાં પુડીંગ પર રેડો; ઉપર ખાંડ ભભરાવી સફેદી બંધાય ત્યાંસુધી ભઠ્ઠીમાં પાછું મુકો.

**ચોખાનાં કેક**—ચાર આંઉસ માંખણ, ચાર આંઉસ ખાંડ, બે ઇંડાં, છ આંઉસ ઘઉંનો આંટો, છ આંઉસ ચોખાનો આંટો, થોડું લીંબુનું એસન્સ. માખણને હીલવી હીલવીને તેનું ક્રીમ બનાવો, તમાં ખાંડ અને ઇડાં નાખો, પછી બંને જાતનો આંટો નાખી સઘલાંને એકરસ કરો. છેલ્લાં લીંબુનું એસન્સ નાખીને કેક ભુંજવાના ડાબરામાં થોડી થોડી મેળવણી રેડી વીશ મીનીટ સુધી ભઠીમાં ભુંજવા મુકો.

નાજુ.



# ગરીબ બાપડી મીસ એલીઅટ.



નીચલી વાર્તા એક લખનારના બોલોમાં ટાંકીએ છીએ. હું એક વાર્તા લખવા માટે મારું ભેજું ચલાવવા ફોકટમાં ફાંફાં મારતો હતો. તે વાર્તા મને ચોક્કસ વખતમાં લખી મોકલવાની હતી; શું લખવું તેનાં વીચારમાં હું ગુંચાયલો હતો, તેવામાં મારા ઓરડાનું બારણું ઉઘડયું અને એક નોકરે આવી ડાકટર વાસતનને નામનો કાર્ડ ટેબલપર મુકયો. આ ડાકતર વાસતન ખાસ મગજનાં દરદો માટે વખણાયલા હતા.

"હું તમુને રોકાયલા જોઈ ઘણો દલગીર છું" તેવણ ઓરડામાં દાખલ થતાં આસપાસ નજર ફેંકી બોલ્યા, અને મેં નીરાશીથી જવાબ દીધો.

"રોકાયલો ? હું ઇચ્છું છું કે હું રોકાયલો હતે. સારું થયું કે ડાકટર તમે આવી લાગ્યા. તમો કાંઇ ટુકી રસ પડે તેવી વાર્તાનું ચોકઠું મને ઘડી આપો તો ઠીક, નહી તો તમોએ મને તમારી ખાનગી દેવાનશાળામાં એકદમ લઇ જવું પડશે."

ડાકટર હસ્યાઃ

"હું ધારું છું કે આજનો દીવસ મારી સાથે આવી વાર્તાનું ચોકઠું રચવાનો તમુને વખત નહી હશે ?"

આ સુચનાને હું વલગી પડયોઃ

"જો મને કાંઈ વીચાર મલી શકે તો હું રાતનાંબી બેસીને લખી કહાડું, આવતી કાલે મને મોકલવું જોઇએ. હાલ તો હું વખત ગુમાવવા શીવાય બીજું કશું કરતો નથી."

"અને આખો વખત બીડી પીયા કરી તમે પોતાને આજારી બનાવો છો" ડાકટર ફુંફારો મારી બોલ્યા. "આવો, હવે જે રહયું છે તે મુકી દેવો તો મને જે કાંઇ કહેવાનું છે તે કહું. કમનસીબે તે બીના કોઇબી વાર્તા લખનારને સંતોષ પમાડવાને ઘણી કરૂણારસ થઈ પડશે."

મેં બીડી મુકી દીધી અને વાસતને આગળ ચલાવ્યું.

"હું તમારી આગળ આવ્યો છુ, કારણ કે હું જાણુંછું કે તમો રીચમન્ડમાં રહેનારાં એલીઅટનાં કુટુંબને ઓલખો છો, તમે તેઓ વીશે આગળ વાત કરતા હતા એમ મને યાદ છે."

"કોણ, કરનલ એલીઅટ માટે કહો છો; હા, તેવણ તો મારા બાવાના મોટા મીત્ર થતા હતા. જયારેબી હું રીચમન્ડ જાઉં છું ત્યારે ત્યાં જયા વીના રહેતો નથી."

"એમજ તમુને કહેતાં મેં સાંભળ્યા હતા, હવે હું તમારી પાસે એ માંગું છું કે તમે હમેશની માફક આજે ત્યાં જાવો અને જો તમુને અડચણ નહી હોય તો સાથે મને લેતા જાવો, જો આપણે ચાર ને છત્રીશની ટ્રેન પકડશું તો આપણુને એક કલાક બોટમાં સેહેલ કરી આવવાને મળશે, અને જો રીચમન્ડમાં આપણું દલગીરીભર્યું કામ આપણને એક વાર્તા લખવાનું નહી સુચવશે તોબી હું તમુને એક લખાવવાની કબુલાત આપું છું."

"દલગીરીભર્યું કામ !" હું પાછું બોલ્યો. "શું હશે ! તમે તો ભરમમાં વાત કરો છો?"

"ઠીક ! જો તમે મારી સાથે આવો તો આપણે જતાં જતાં હું તમારી આગળ સઘળું ખુલ્લું કરીને કહેવશ. હું હમણાં જલદી કપડાં બદલવા જાઉં છું. ચાર ને છત્રીશની ટ્રેન પકડવા માટે વખત ઘણો થોડો રહયો છે, હું તમુને વોટરલુનાં સ્ટેશન પર મલીશ."

ડાકટરે કહયું તેમ ઉપલી ટ્રેન પકડવાને વખત ઘણો થોડો રહયો હતો, અને ત્યાંનો ત્યાં ખુલાસો પુછી વખત ગુમાવવાનું મેં દુરસ્ત ધાર્યું નહી, પણ તે છતાં મને બહુ ચટપટ થવા લાગી, અને કપડાં પહેરતાં અને સ્ટેશન તરફ જતાં જતાં હું તરેહવાર વીચાર કરવા લાગ્યો કે વાસતનને કરનલ એલીઅટ અને તેવણની દીકરી સાથે શું કામ પડયું હશે, અને દુનિયામાં સૌથી શાંત અને સુખી જીંદગી ગુજારનારાં આ લોકોના સંબંધમાં શું કરૂણારસ બીના બની હશે.

સ્ટેશન પર આવી પુગતાં મેં જેવા ડાકટરને ત્યાં મોરી રાહ જોતાં ઉભેલા જોયા તેવોજ હું તેવણ આગળ દોડી ગયો, અને ત્યાં ઉભેલી ટ્રેનના એક ખાલી કલાસમાં તેવણુને ઘસડી ગયો.

"હવે મેહેરબાની કરી આ તમારાં ભેદી કામ વીશે મને બધું કહો." અમે બેઠા પછી મેં કહયું.

"પેહલાં તો વધારે અગતનું એ છે કે કરનલ એલીઅટની દીકરી વીશે તમે જે જાણતો હોવો તે સઘળું મને કહો, હું ધારું છું કે ઘણાં વરસો થયાં તમે તે કુટુંબને પીછાંણો છો."

"હું નાનો હતો ત્યારનો, પણ લીલીથ કાંઇ તે બુઢા શખસની પોતાની દીકરી નથી, જોકે તેણી તેનું નામ રાખે છે. જયારે તેણીની માતા કરનલ સાથે પરણી ત્યારે તેણી ત્રણ વરસની ઉમરની હતી, તેણીની માતા ગયે વરસે ગુજરી હતી."

"તેણી ઘણીજ ખુબસુરત છે, નહીં વારુ ?"

"હા, ઘણીજ. તમે તેણીની સાથે પરણવાનો તો નહી વીચાર કરતા હોવો, વાસતન ?" મેં મશકેરીમાં પુછયું.

ડાકટરે અસાધારણ ગંભીરતાથી જવાબ દીધોઃ

"નહી, મારો એક જુવાન ભત્રીજો છે, જે મીસ લીલીથ એલીઅટ સાથે પરણવા માંગે છે, ગરીબ બીચારો."

"ગરીબ બીચારો !" હું પાછું બોલ્યો "કાંય તેણી શું તેને કબુલ નહી કરતી કે ?"

"મને ધાસ્તી એ છે કે હવે તે કદીએ તેણીની માંગણી કરશે નહી. તમે કોઇ દહાડો એઓને તેને વીશે વાત કરતાં નથી સાંભળ્યા ?"

"હું એઓને ત્યાં ઘણો વખત થયો ગયો નથી."

"અંહં ! ફક્ત એક મહીનો થયોજ ગાઇએ એઓ સાથે ઓલખાણ પાડી છે. તે મહીનો દહાડો રીચમન્ડમાં રહયો હતો અને ત્યાં એક દીવસે મીસ લીલીથ દરયામાં સેહેલ કરવા જતાં બોટ ઊંધી વળવાથી દરયામાં પડી ગઈ, જેમાંથી સારાં નસીબે કહો કે કમનસીબે કહો, મારા ભત્રીજાએ તેણીને ડુબતાં બચાવી. ત્યાર પછી તે વારંવાર તેઓને ઘર જવા લાગ્યો, અને તે જુવાન બાનું સાથે એકદમ પ્યારમાં પડયો. બે દીવસની વાતપર તે કરનલ એલીઅતને ખાનગી મળ્યો, અને તેવણુની દીકરી પાસે તેણીના હાથની માંગણી કરવાને તેવણુની રજા પુછી. ગરીબ બાપડો ! કરનલે તેની સઘળી આશાનો ભંગ કીધો, અને ગાંઈનું દીલ તદન તુટી ગયું."

"પણ વાંધો શું હતો ?" મેં અજાએબીથી પુછયું, કારણ ગાઇ વાસતનની ચાલચલણ અને હાલત ઘણી સારી હતી. ડાક્ટરે કાંઇ શકથી મારી તરફ જોયું.

"ત્યારે તમે મીસ એલીઅટનાં ઘેલાપણાં વીશે શું કાંઈજ સાંભલ્યું નથી ?"

"મીસ લીલીથ ઘેલી ? કેમ બને, તેણી તો મને દુનિયામાં સૌથી ડાહી અને સૌથી મધુર સ્ત્રી લાગે છે."

"ગાઇ પણ ગઈ કાલે મારી આગળ એમજ કહેતો હતો, પણ તેણીના બાપના કહેવાપર આપણુને શક લઇ જવાનું કશું કારણ નથી. ઘેલાપણું એ ઘણી ઠગારી ચીજ છે. કોઇ વેળાએ આપણે એક તદન ઘેલાં માણસ સાથે રહીએ અને મહીનાઓ સુધી પારખી શકીએ નહી. ગાઈ મારી પાસે એ માંગે છે કે, મારે જઇને જોવું કે મીસ એલીઅટનું ઘેલાપણું સારૂં થઇ શકે તેવું છે કે નહી અને તેણીને જોવા માટે મેં આએ રસ્તો લીધો છે. જો આજે સાંજે તમે મને કોઇ જુદાં નામ હેઠળ ત્યાં ઓલખાવશો, અને તે જુવાન બાનુંને જોવાને અને તેણી સાથે વાતચીત કરવાને બસે એટલી તક આપશો, તો હું ધારૂં છું કે હું તેણીની ઠીક પરીક્ષા કરી શકીશ, પણ કદાચ આ સેહેજ ઠગાઇમાં મને મદદ કરવા તમુને ગમતું ન હશે."

મારી તેમ કરવાની મરજી માટે મેં તેને ખાતરી આપી, અને અમો બંને ચુપ બેઠા. આ ચોંકાવનારી ખબરે મારાં મગજને પુશકળ રોકી નાખ્યું હતું, અને તે ચંચળ, સુંદર છોકરી આ ભયંકાર દુખનો ભોગ થઇ પડી હતી, તથા તે શખસ જેના પ્યારમાં આ બપજીત શોધથી એકાએક ખલલ પડી હતી, તેઓની હું ખરાં દીલથી દયા ખાવા લાગ્યો. તેના વીચારમાં અને વીચારમાં ડાક્ટર મારી આગળ જે વાત કરતા હતા તેપર મારેથી પુરતું ધ્યાન પણ અપાતું ન હતું; વખત પણ નીકે નહી એટલો લાંબો લાગતો હતો. અંતે અમો કરનલ એલીઅટનાં ઘર આગળ જઇ પુગા અને દરવાજો ઠોકી પુછયું કે "કરનલ યા મીસ એલીઅટ ઘરમાં છે ?".

તેઓ બંને બહાર ફરવા નીકલ્યા હતાં, અને જ્યારે નોકરે જણાવ્યું કે અમોએ ઘરમાં જઇ ત્યાં થોભનું, ત્યારે વાસતને મને તેમ કરતાં અટકાવ્યો અને મારે બદલે પોતેજ તુરત જવાબ દીધો કે તેઓ જે તરફ ગયાં હતાં તે તરફ અમો પણ ફરતા ફરતા જઇશું એટલે તેઓને મલી શકશું. તેવણે મને સમજાવ્યું કે તેમ કરવાથી જો તેઓ અમોને મળી શકે તો મીસ લીલીથ સાથે વાત કરવાની તેવણુને જોઇતી હતી તેવી તક મળશે. નોકરે અમોને કયો રસ્તો લેવો તે દેખાડયો અને અમો તે તરફ જવા નીકલ્યા.

અમારી મકસદ પાર પડે એવું લાગ્યું નહી, કારણકે અડધો કલાક ચાલ્યા ત્યાં સુધી અમુને તેઓની કશી નીશાની જણાઇ નહી, તેથી પાછા ફરવાનો ઠેરાવ કીધો. હવે એલીઅટનાં ઘરની પછવાડે એક રેલવેની સડક આવેલી હતી, જેની પેલી મેર જવા માટે અમોને ઘણો આડો અવળો રસ્તો લેવો પડયો હતો, માટે હવે પાછું ફરતી વેળાએ મને લાગ્યું કે, જો અમો સીધા તે સડકની ઉપરથી થઇને ચાલી જઇશું તો ઘણી વધારે ઝડપથી જઇ પુગશું. સુરજ જલદીથી અસ્ત પામ્યો હતો, પણ મારી ખાતરી હતી કે હું અંધારાંમાં પણ રસ્તો ચુકીશ નહી, અને ડાક્ટર પણ તેવણુની મરજી વીરૂધ મારી સાથે ચાલ્યા. સારૂં થયું કે તેવણે તેમ કીધું. ઘરથી થોડેક દુર સડક સેહજ આડો ફાંટો લે છે, અને અમો અંધારામાં ઠોકડાતા જેવા ત્યાં જઇ પુગ્યા કે વાસ્તને એકાએક મારો હાથ પકડયો.

"જુઓ ! પેલું સડકપર શું છે ?"

કોઇ બે માણસો—એક પુરષ અને એક સ્ત્રી—સડકની બરાબર વચોવચમાં ફાંફાં મારતાં હોય તેમ લાગ્યું.

"અરે ખોદા ! તેઓ ટ્રેનના રસ્તાની બરાબર વચમાં છે." મેં બુમ પાડી, કારણ એક આવતી ટ્રેનની લાલ બતીઓ વલાણુથી થોડાક વાર દુર મને દેખાઇ. હું નહી ધારતો કે ડાક્ટરે મને સાંભળ્યો હોય. તેવણુ તો અત્યાર આગમજનાં તે તરફ ગુમ થઇ ગયા હતા, અને હજી તો હું તેવણુની પુઠે જાઉં તે આગમજ મેં તેવણુને તે બે ઝાંખા આકારો જેઓ સામેથી આવતાં ઇનજીનના રસ્તાની બરાબર વચમાં આમ તેમ ડોલા ખાતાં હતાં તેઓ તરફ જોરથી દોડી જતાં જોયા. જે પળે તેવણુ તેઓ આગળ જઇ પોંહતા તે પળે પેલું ઇનજીન તેઓ આગળથી પસાર થઇ જતું દેખાયું, અને મારી તો ખાતરી હતી કે ટ્રેન પસાર થઈ જવા પછી હું ત્રણુંને કચડાઇ ગયલાં જોઇશ. પણ જ્યારે ટ્રેન પસાર થઇ ગઇ અને તેઓ ત્રણુંે સડકની બીજી બાજુએ સલામત ઉભેલાં દેખાયાં તે વેળાએ મેં જે છુટકારાનો દમ ખેંચ્યો, તેનો વીચાર કરો. પણ વળી તેઓ કોણ હતાં તે જ્યારે મેં જોયું ત્યારે મારી અજાએબી મારા છુટકારાના જેટલીજ મોટી હતી. તેઓ કરનલ અને મીસ

એલીઅટ હતાં. જ્યારે હું તેઓ તરફ દોડી ગયો ત્યારે વાસતન અંધારામાં આવતી ટ્રેન દેખાવી ઘણી મુશકેલ પડે છે એવું કાંઇ બોલતા હતા. જે બે જણની શોધમાં અમો હતા તેઓ સાથે મેં તેવણને જે પેહલું નામ મારાં મોહડાંમાં આવ્યું તે નામે ઓલખાવ્યા. તેમાં તેવણે કાંઇ અજાએબી દેખાડી નહી; અને તેવણ ઘણી સેહલાઇથી તે બાનુ સાથે વાતમાં રોકાયા અને હું તે બુઢા ગ્રહસ્થની બાજુએ વાત કરતો ચાલ્યો. હમણાં સડકપર જે બનાવ બન્યો હતો તે વીશે મેં કશો એસારો કીધો નહી, પણ તેનો ખુલાસો જાણવા હું ઘણો તત્પર હતો એમ કરનલે ધારેલું હોવું જોઇએ.

"મને ધાસ્તી છે કે હું બાપડી મારી દીકરીનું ભયભીત દુઃખ વધુ વખત છુપું રાખી શકીશ નહી," તેવણે કહયું. હું જાણે તેવણનું કહેવું સમજતો ન હોઊં તેવું મેં ડોળ બતાવ્યું, અને તેવણે આગલ ચલાવ્યું, "હું ધારૂં છું કે મારે તમુને બરાબર કહેવું જોઇએ. દરેક જણ હવે જાણશે કે લીલીથ ઘેલી છે. હમણાંજ તમે જોયું હશે કે તેણી રેલવેની સડકપરથી હઠવાને મારી સામે થતી હતી. જો તમારા દોસ્ત બરાબર વખતસર આવી પુગા ન હતે તો અમો બંનેના ટુકડે ટુકડા થઈ ગયા હતે."

તે ગરીબ બુઢા શખસને દીલાસો દેવાને મેં મારેથી બનતું કીધું, પણ તે ઘણું થોડું હતું, અને અમો ગુપચુપ ઘરમાં ગયા. મને આખે રસ્તે ચટપટ થતી હતી કે વાસતન તેવણની તપાસમાં કેટલી હદ સુધી ફાવ્યા હતા. તેવણ અને મીસ એલીઅટ જેઓ અમારી પછવાડે ચાલતાં હતાં તેઓને દર વેળાએ જ્યારે હું પછવાડે મારૂં ડોકું ફેરવતો ત્યારે કાંઈ ઘણી વાતમાં ગુંટાયલાં જોતો, અને તે પરથી મેં અનુમાન કર્યું કે તેવણ પોતાની નેમમાં ફાવશે. ઘર આગળ આવી પુગતાં તેવણે પોતાનાં પગલાં વધારે ઝડપથી ઊંચકયાં અને અમારી આગળ આવી ઉભા. કરનલે સુચવ્યું કે રાતનું ખાનું થાય તેટલાં અમોએ બાગમાં ફરી વખત ગુજારવો, જે ડાકટરે એકદમ કબુલ કીધું અને તેવણ સાથે ચાલ્યા. હું લીલીથ સાથે ઘરમાં ગયો, જ્યાં અમારે માટે એક બીજી અજાએબી હતી. જુવાન ગાઇ વાસતન એવા વીચારથી ત્યાં આવ્યા હતા કે કરનલને સમજાવી તેના કાકા પાસે મીસ એલીઅટનાં ભેજાંની તપાસ કરાવવી. જેવી તે જુવાન બાનુ પોતાનાં કપડાં બદલવા ઉપર દોડી ગઇ, તેવોજ તે તકનો લાભ લઇ મેં તે ગરીબ બાપડાને જે સઘલું બન્યું હતું તે કહયું. ડાકટર છુપાં નામ હેઠલ તપાસ કરવાની ધારણાથી ત્યાં આવ્યા હતા તે વીશે તે કશું જાણતો ન હતો, અને જ્યારે તેણે લીલીથનાં જીવપર કરવાનાં ઘેલાપણાં વીશે સાંભળ્યું ત્યારે તેનો સંતાપ જોવાનું ખરેખરૂં ઘણું દુઃખભર્યું હતું.

"હું માનીજ નહી શકતો ! હું એક પળવાર પણ તેણીને ઘેલી ધારી નહી શકતો !" તે ઓરડામાં આમ તેમ ફેરા ખાતાં બોલ્યો.

"જે બન્યું છે તે તો નહી બન્યું થઇ શકે નહી," હું બોલ્યો અને તેજ પળે ડાકટર ઓરડામાં દાખલ થયા.

"ગાઈ, તું અંહીઆં ?" તેવણે લગાર અચરત થઇ પુછયું. "હું તુને જોઇ ખુશી છું, કારણ મને કાંઈ ખુશી ભરી ખબર તુને કહેવાની છે." ત્યાર પછી તેવણ મારી તરફ ફરયા. "હું ઇછું છું, કે તમે બહાર જઇ કરનલપર નજર રાખો," તેવણ ધીમેથી બોલ્યા, "તેવણને એક પળબી છુટા રાખવા ન જોઇએ."

"કરનલને ?" મેં શકમંદ અવાજે પુછયું.

"હા ! તમે શું તેવણને સડકપર જીવપર કરયા જતાં જોયા નહી ? એ શખસ ધાસ્તી ભરી રીતે દેવાના છે."

"તેવણની દીકરીનીજ માફક, જોકે બેઉ વચ્ચે લોહીનો તો કશો સંબંધ નથી."

વાસતને હવે અધીરાઇ બતાવી.

"શુકર ખોદાના કે મીસ લીલીથ તો બરાબર છે. તમે જાણો છો કે એક દેવાનું માણુસ પોતા સીવાય તેની આસપાસનાં દરેક જણને દેવાનું ધારે છે. આ બુઢા ગ્રહસ્થને એક મહીનો આગમજના કાગજમાં નહી મુકવા માટે મને તે જુવાન બાનુને ધમકાવવી જોઇશે."

ખોરશેદ.

---

**છેલ્લાં થોડાંક વરસ થયાં** અમેરીકાની મંડલીના ચોકસ ભાગમાં એક રસમ ઘણી સાધારણ થઇ પડી છે, તે એ કે, છુટાછેડાના મુકદમામાં જીત્યા પછી તેની ખુશાલીમાં ખાનું આપવું. વર અને બઈરી બંને લગનના ગાંઠમાંથી તલાક મેલવ્યા પછી તેની ખુશાલી જાહેર કરવા માટે ખાણાનાં તેડાં કહાડે છે. થોડા મહીનાની વાત પર અમેરીકાનાં એક વરતમાન પત્રે જણાવ્યું હતું કે એક બાનુ આવાં એક ખાણા પર (કે જે તેણીના સુખી છુટકારાનાં માનમાં આપવામાં આવયું હતું) તેના બે આગલા વરો સાથે બેઠી હતી, કે જેઓને બીજા પરોણાઓની સાથે નોતરવામાં આવયા હતા.

---

**પારલામેંટના કાયદા પ્રમાણે ખાવું**—અસલના વખતના કેટલાક કાયદાઓ હાલ જો હોય તો ઘણા અણગમતા થઈ પડે. રાજા ત્રીજા એડવર્ડનાં રાજના દશમાં વરસમાં પારલામેંટનો એક એવો કાયદો પસાર થયો હતો કે કોઇબી માણુસે બેથી વધારે વાંણી ખાવી નહી, સીવાય કે કાંઇ મોટા તેહવાર પર કે જ્યારે ત્રણ વાણી ખાધામાં લેવી.

---

**૫૫) વરસ સુધી ગોળી લઇને ફરનાર**—લેફટેનંટ જેનરલ ગસતાવસ યંગ જે હમણાંજ શોકું ક થયું મરણ પામ્યો છે, તે એકલોજ જીવતો અંગ્રેજી અમલદાર હશે, કે જે દુશમનની ગોળી પોતાનાં શરીરમાં ૫૫) વરસો સુધી લઇને ફરતો હતો. જેનરલ યંગ જે ૮૧) વરસની ઉમરનો હતો, તે ૧૮૩૪ માં લશકરમાં દાખલ થયો હતો. ગઝનીની લડાઇમાં તેને એક ગોળી લાગી હતી, તે કદીબી કહાડવામાં આવી ન હતી, અને તે વારંવાર તેને અડચણ કરતી હતી, અને વળી કોઇ વાર તેથી તે લંગડાતો પણ હતો.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાo ૭૦, હારનબી રોડમા "કયસરે હિન્દ" ઓઈલ ઈનજીન પરેસમાં પોતાને માટે ફેરામજી કાવસજી મહેતાએ છાપ્યું છે.

## જાહેર ખબરો.

ફેબરવારી ૧૮૯૫ ઈ.

પુસ્તક ૬ ઠું.] [ અંક ૧૨મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી
થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ ઓઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આંગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

# સ્ત્રી મિત્ર.

## સાંકળયું—ફેબરવારી ૧૮૯૫

સફે.







# સ્ત્રી મિત્ર







STRI MITRA OR THE LADY'S COMPANION.

પુસ્તક ૬૬ું. ફેબરવારી ૧૮૯૫. અંક ૧૨મો.



## એક માતાની કેળવણીનો બદલો.

પ્રકરણ ૨૧મું ચાલુ.



જીલ અને તેના નવા દોસ્તને હવે આપણે મુંબઈ તરફ સફર કરતા રહેવા દઈ, મામલેશવરમાં મનચેરશા દીનબાઈ તરફ આપણી નજર ફેરવીએ, કે જેઓ પોતાની બાણુજીને દહાડે દહાડે દેખાવમાં સારી થતી જોઇ ખુશ થતાં હતાં.

તેઓ જે વખતે મામલેશવર ગયાં તે વખત આ રળીઆમણી ટેકડી હજી ઘણી એકાંત હતી, અને ત્યાંની સુંદર હવાથી ગુલમાંજ નહી પણ તેણીનાં માસીમાં પણ ઘણો સારો ફરક પડયો હતો. હોમીને તેણીએ જે વચન આપ્યું હતું, તે અમલમાં લાવવાનો હવે વખત આવ્યો છે, કે તેણીનાં માસા માસીનાં સુખનો આધાર ફકત તેણીના ખુશાલ રમુજી સ્વભાવ પર રહે છે, એ લાગણીથી તેણી બનતી કોશેશ કરતી અને તે કોશેશમાં પોતાનું અડધું દુઃખ ભુલી જતી હતી. દર વખત તેણીનાં માસા માસી તેણીમાં નવા સારા ગુણ જોતાં, કે જે ગુણોથી અગાઉ તેઓ અજાણ્યાં હતાં; તેણીની લાયકીઓ કાંઇ બહાર ભભુકદાર ચલકી નીકળે તેવી ન હતી. તે શોધતાં ઘણો વખત થતો હતો, પણ એક વખત તે જોવા પછી તે તરફ પ્યાર અને માન દેખાડયા સીવાય કોઇથી રહેવાતું ન હતું. તેવણનાં દરેક છોકરાંએ બચપણમાં તેઓને ઉધારવાની મેહનતનો બદલો ભરી દીધો હતો. પણ ગુલે તો તેવણ આશા રાખતાં હતાં તે કરતાં પણ ઘણો વધુ બદલો આપ્યો હતો, અને આ પ્રમાણે મામલેશવરના નાના બંગલામાં મરચંતનાં કુટંબમાં દરેક જણ એકેકને સુખી કરવાની કોશેશ કરી પોતે પણ સુખી થતું હતું. તેઓના એકાંતવાસમાં તેઓનો વાહાલો હોમી તેઓને યાદ આવી તેઓનો તેટલો વખત દુઃખી કરતો, પણ તેઓના આ એકાંત કલાક તેઓની રોજની ફરજને કદી પણ આડે આવતા ન હતા.

કેખસરૂ ખોરશેદની એક બે દહાડામાં ત્યાં આવવાની વકી હતી. મનચેરશા દીનબાઇએ તેઓની સાથે તેહમીનાને લાવવાનું પણ કાલાવાલાભર્યું તેડું મોકલ્યું હતું, અને તે તેણીએ કબુલ કર્યું હતું. તેહમીના અને જાંહગીર વચ્ચે તેઓના પ્યારને લગતી ખાનગી વાત થઈ હતી, પણ હજી સુધી તેઓએ જાહેર કર્યું ન હતું. જાંહગીર પોતાના ભાઇનું દુઃખ હજી ભુલી ગયો ન હતો, અને તે વેળા તેહમીનાની દીલસોજી તેને ઘણીજ આવકારદાયક થઇ પડી હતી. પણ જ્યાં સુધી તેનાં હૈડાંમાં પડેલો ઉંડો જખમ સેહજ પણ રુઝાય નહી, ત્યાં વેર પોતાના જીવ કરતાં પણ વાહાલી સ્ત્રી સાથ પરણવાને તે રાજી ન હતો.

જાંહગીરે અલબત પોતાનાં માબાપ અને કુટુંબને તો પોતાના પ્યાર વીષે જણાવ્યું હતું, અને પોતાની નવી વહુને જોવા મનચેરશાહ, દીનબાઇ ઇંતેજારીથી વાટ જોતાં હતાં.

"મનચેરશા, આજે મેં એક જાણવા જેવી ખબર સાંભળી છે" જે ઓરડામાં તેવણ અને ગુલ બેઠાં હતાં ત્યાં મનચેરશાને દાખલ થતા જોઇ દીનબાઇ બોલ્યાં. આપણાં જાઇજી પંચગની આવે છે અને આજે સહવારે મને કાગજ લખી એક સારૂં જેવું ઘર આપણી નજદીક શોધી કહાડવાને જણાવ્યું છે. તેણીનાં માસીનો છોકરો ઘણો શીક પડી જઇ અંતે ગુજરી ગયો, તેથીજ તેણીએ અત્યાર વેર મારી ઉપર કાગજ લખ્યું ન હતું. ગરીબ બીચારો, કાંઇ કેટલાં વરસ થયાં તબીયતથી લડી ગયો હતો, અને અંતે મોતે તેનો છુટકો કીધો તો સારૂં".

જાઇજી લખે છે કે તેવણ શાંત મન, અને તેવણની બે છોકરીઓ જાઇજીના હાથમાં સુખી રહેશે એવાં સંતોષી દીલે મરણ પામ્યા હતા; કે તેણીએ બનતું કરી પોતાનાં માસીના દીકરા—ની દીકરીઓનો પ્યાર મેળવવામાં ફતેહ મેળવી

હતી, અને તેવણે મરતી વખત છેલ્લે તેણીનો તે માટે અતીષ્ય ઉપકાર માન્યો હતો, કે જે બોલ્રોથી તેણીને ઘણો દીલાસો ઉપજયો હતો.

"તેમાં કાંઇજ શક નથી, જાઇજી એવા ઉમદા ખવાસનાં છે કે પોતાનાં માસીના છોકરાની મા વગરની છોકરીઓનાં ગીન્ન થઇ પડવામાંજ પહેલે તો તેવણને ઘણો દીલાસો મળ્યો હશે. હું ખુશી છું હવે, કે મારી અગમચેતી ખોટી પડી છે, અને તેણી તેની બાયડી થઇ નથી."

"માસાજી, સારે તમે એમ અગાઉ ધારતા હતા ખરા?" ગુલે અજબ થઇને પુછયું.

"હું ધારતો હતો કે તેણીનાં માસીનો છોકરો-અને તેણી તેને માટે પ્યાર ધરાવે છે તે શોધી કહાડશે, અને તેનું તેણી તરફનું માન બાકીની ચીજ કરશે. પણ મારે કબુલ કરવું જોઇએ કે હમણા જે છે તેજ સારૂં છે; વળી તેનાં છોકરાંઓ પણ તેણીને મનાઈ મા ધાર્યા વગર પોતાના બાપની બેહેન અને પોતાની ફુઇ તરીકે વધારે ચાહશે. પણ મારી અગમચેતી માટે, ગુલાં, તેં એટલીબધી અજાવણી કાંય બતાવી? શું તેઓ પરણુતે તે કાંઇ નહીં બનવા જેવું હતું."

"નહીં, નહીં બનવા જેવું નહીં; પણ હું નહીં ધારતી હતી કે જે વખત જાઇજી પોતાનાં માસીના છોકરાને તેની વાહાલી બાયડીનાં મરણ માટે દીલાસો દેવાં માંગતાં હતાં, તે વખત તેવણ પોતાનો પ્યાર બહાર જણાવી દે. હું તો ધારૂં છું કે તેવણે અગાઉ કરતાં પણ વધારે છુપાવવાની કોશેષ કીધી હશે. વળી—જી તેણીને બચપણથી પોતાની બેહેન દાખલ જોતા આવ્યાથી મોટપણે બીજી રીતે જોઇ શકે નહીં."

"ગુલ, માણુસાઇ દીલ પારખવામાં તું ઘણી ચતુર લાગે છે!" તેણીના માસા હસીને બોલ્યા, પણ સારે તું શું એમ કહેવા માંગે છે કે મામા માસીનાં, યા કાકા ફુઇનાં એકેકને ચાહી નહીં શકે?"

ગુલે પોતાનું મોહું વધારે નીચું કર્યું, કારણ કે તેણીને લાગ્યું કે તેણીનાં મોહાં પર રતાશ ચહી તેણીની ચાડી ખાઇ આપવા માંગતો હતો, અને ઉપર જોયા વગર, શાંત અવાજે જવાબ દીધો:

"એવો પ્યાર હોય છે, અને રહી શકે છે, તેનો જાઇજી એક તાજો પુરાવો છે—કદાચ ઘણુંખરૂં તેવો પ્યાર સ્ત્રીનાં દીલમાં રહે છે, પુરૂષોમાં કદાચજ હોય છે, સીવાય કે તેઓ તુદન એકેકથી જુદાં ઉછર્યાં હોય."

"હું ધારૂં છું કે, ગુલ તું ખરી છે" તેણીનાં માસી બોલ્યાં. "જાઇજી કોઇબી દહાડો તેણીનાં માસીના છોકરા સાથ પરણશે એમ હું કદી પણ તારા માસા માફક ધારતી હતી નહી."

"માસાજી, જો એવી આગાહી હું પહેલેથી કરતે તો તમે મને શું કહેતે?" ગુલ સેહજ પકાઇભર્યા દેખાવથી બોલી.

"કે તું અમે ધાર્યે છીયે તેવી શાંત ગુલને બદલે અમારી પીરોજા જેવી કલ્પીત છોકરી છે. પણ હવે મશકરી એક કોરે મુકી, મારી ગુલ, મારે કહેવું જોઇયે કે હું આજે તારૂં દીલ તપાસવાના વીચારથી આ ઓરડામાં દાખલ થયોછું."

મારૂં?" તેણી અજાયબીભર્યા સાદે ફીકી થઇ જઈ બોલી; "તમે શું કહેવા માંગો છો?"

"એટલુંજ કહેવા માંગું છું કે મારા દોસ્ત મનચેરશા કંત્રાકટરનો છોકરો અરદેશર, કે જે આપણી મુંબઇની યુનીવરસીટીનો ફતેહચંદ એમ. એ. ઉપરાંત લનડનનો એમ. ડી. છે, તેણે તારા હાથની માંગણી કરી છે. તારા હાથની તારી પોતા પાસે માંગણી કરવા તેને મેં મોટી ખુશી સાથ રજા આપી છે, અને મને જરા પણ શક નથી કે તારાં માસી પણ તેમાં ખુશી થશે, કારણકે છોકરો ફક્ત પૈસાવાળો અને ઘણોજ શીખેલો છે એટલુંજ નહીં, પણ ઘણીજ સારી ચાલચલણનો છે. એટલીબધી ગભરાઈ ના જા; મેં તેને અગાઉથી કહયું છે કે, તારી પોતાની રજા લીધા વગર હું વાત આગળ વધવા દઇશ નહી."

"સારે મારા વહાલા માસાજી, એ વાત આગળ વધવા દેતાજ ના." ગુલે ઘણાજ કાલાવાલાભર્યા દેખાવે એજરખાહીથી કહયું. "મારે-મારેનાં ડાકટર અરદેશરનાં સારાં મત માટે હું તેવણનો ઘણો ઉપકાર માનું છું, પણ ખરેખર હું તેવણની માંગણી સ્વીકારી શકતી નથી. કાંઇબી ઉત્તેજન આપી તેની આશા વધવા દેતા ના, કારણકે તેનો મીરાશીમાંજ છેડો આવવાનો."

"ગુલ, આ ચીજની મારી પસંદગી હું ફેરવી શકતો નથી, કારણકે છોકરો ઘણો મજાનો છે. એના જેવા થોડાજ જવાનો હશે, કે જેની સાથ મારાં કુટુંબમાંનાં કોઇને જોડાયલાં જોવાને હું ઇચ્છિતો હોવું. એકદમજ શું કામ તેનું સાંભળવાને તું ના પાડે છે? હું કબુલ કરૂં છું કે તેની પર પ્યાર કરવા જેટલો તું તેને ઓલખતી નહી હોય, તોપણ હું ખરૂ કહૂં છું કે જેમ તું તેને વધુ પીછાણશે, તેમ તું તેનામાં પ્યાર કરવા અને માન આપવા લાયક વધુ જોશે."

"મારા વહાલા માસાજી, તે વીષે મને કાંઇપણ શક નથી. ગી૦ અરદેશર જેવા થોડાજ જવાનો હશે કે જેને હું તેના જેટલું માન આપતી હોઊં અને તેના હાથની માંગણી ના પાડી, તેની દોસ્તી પણ ખોહવા માટે હું ઘણી દલગીર થઇશ."

"પણ ગુલ, તેને પોતાનેજ મોઢે કાંએ નહી તું તેનું બોલવું સાંભળે. ગુલ, હું નહી ધારતો કે તું પેલી કલ્પીત કહાણી કીસ્સાઓમાંની એક છોકરી હોય, કે જેઓ ગમે એવી સારી માગણીઓ એજ વીચારથી ના પાડે છે, કે તે માગણી કરનારને તેઓ અતીષ્ય ચાહતી નથી."

"વાહાલા માસાજી, એવી રીતે મને બદનામ કરો ના; ખરેખર તેવા વીચારથી હું તેમ કરતીજ નથી. અરદેશર કંત્રાકટર સાથની મારી ટુંકી ઓલખાણમાં હું જોઇ શકી છું કે, એક નમુનેદાર વર થવાના તેવણમાં દરેક ગુણ છે. હું તેવણમાં કાંઇપણ ખોટી ગીજ જોઇ શકતી નથી. પણ—"

"પણ શું મારી વાહાલી ભાણજી? ખરેખર તારાં માસી અને મારી આગળ જે હોય તે બોલ્લે બોલ્લું બોલવાને તું અચકાતી તો નહી હોય?"

"નહી માસાજી, પણ પરણવાની મારી મરજી નથી. એ સીવાય વધુ કહેવાનું કાંઇ નથી, કે પરણવાથી મને જેટલું સુખ ઉપજે તે કરતાં મારાં માસા મામીને છોડી જવાનું મને વધારે દુઃખ થાય."

"કાંય ગુલ, તારી આખી જુવાન જીંદગી શું હમારી પર વેરી નાખવા માગે છે કે? થોડા વખતમાં હમો બેઉ જણુ ચીરડાઉ ઘરડાંઓ થઇ જશું, અને શું તારી જુવાની અમોને દીલાસો આપવા, અને સુખી રાખવામાંજ તું કાઢી નાખવા માંગે છે કે? મારી વાહલી દીકરી, હજી વીચાર કર કે, જુવાન અરદેશરની બાયડી તરીકે તુને આ દુનિયામાં કેટલું બધું સુખ મલશે. દીનબાઈ, તું કાંઈ બોલતી નથી? કેમ, તું નથી ધારતી કે આપણી નરમાશવાલી ગુલ અરદેશરની બાયડી થઇ ઘણી સુખી થશે?"

"મારા વાહાલા ધણી, તેણી જો આપણી સાથેજ રહેવા ઇચ્છતી હોય તો તેમ નહી બને." દીનબાઈ અસરકારક સાદે બોલ્યાં. તેવણુ આટલો વખત નહી બોલ્યાં તેનું કારણ એજ કે, તેવણુ ગુલનો ચેહરો તપાસતાં હતાં. પણુ હમણા તેવણુના બોલવાની ઢપ એવી હતી કે ગુલ વધુ વખત હસવાનો દેખાવ રાખી શકી નહી, અને તેણીની આંખોમાં આંસુ આવી ગયાં. પછી ઉઠી તેણી પોતાનાં માસી આગળ ગઇ, અને તેવણુનાં ખભાંપર પોતાનું મોહુ છુપાવી બોલી:

"અરે, અરે, મને તમારી આગળથી જવાની ફરજ પાડતાં ના, હું અંહીજ સુખી છેઊં. પણ કેથે હું એવી એવી તો દુઃખી થઇશ. હું કબુલ કરૂં છું કે અરદેશર કંત્રાકટર વર દાખલ બધી રીતે સારા છે; જે છોકરી તેનો પ્યાર પાછો વાળી શકે, તે ઘણીજ ભાગ્યવાન ગણાવી જોઇએ, પણ હું નહી, હું કે જે તેને કાંઇ પણ આપી શકતી નથી."

તેણી એકદમ અચકી ગઇ, તેણીના ગાલ લાલ થઈ આવ્યા હતા, અને ડચકાંઓથી તેણીનો સાદ ગુંગળાઇ ગયો હતો.

દીનબાઇએ મુગે મોઢે તેણીને પોતાની છાતીએ દાબી, જયારે મનચેરશા તેણી તરફ અજાયબીથી જોઇ બોલ્યા:

"મારી વાહાલી દીકરી, ત્યારે શું તેં તારો પ્યાર કોઇને આપી દીધો છે! " તેવણુ પ્યાર અને નરમાશભરી રીતે બોલ્યા; "પણુ મારી ગુલ, તે માટે આટલીબધી દલગીરી કેવી? તું શું એમ તો નહી ધારતી હોય કે તારી પસંદગીના વર સાથ પરણવાની અમો તુંને રજા નહી આપ્યે? ત્યારે મારી ગુલ, જે હોય તે અચકાયા વગર બોલી દે. એવો તે કોણ છે કે જેણે તારો છુંપો પ્યાર મેળવ્યો છે, અને જેને ખાતર તું બીજી બધી માંગણીઓ ના પાડે છે."

ગુલે પોતાનું ડોકું ઉંચક્યું, અને દલગીર ચેહરે પોતાના માસા તરફ જોયું.

"મેં મારો પ્યાર મરી ગયલાને આપ્યો છે." તેણીએ પોતાનાં માસીના હાથ હાથમાં ધરીને કહ્યું, અને પછી જલદીથી ઉમેર્યું: "અરે, મારી નબળાઇ માટે મને ઠપકો આપતાં ના. હું ધારતી હતી કે મારો ભરમ કદી મારા હાથે બહાર નીકળશે નહી. પણ હવે તે મને છુપાવવો શું કામ જોઇયે? મરી ગયલાં માણુસને ચાહવામાં કાંઈ પણ પાપ નથી; તો જોકે તે જીવ્યો હતે તો કદી મારી આ લાગણી બહાર આવતે નહી, અને તેની પસંદગીની બાયડી સાથ તેને પરણેલો જોઈ હું પણ સુખી થતે. અરે, જે ફકત મને બેહેન તરીકેજ જોતો હતો, તેને ચાહવા માટે મને બદનામ કરતાં ના. આ દુનિયામાં કોઇ નહીં કહી શકશે, કે તે મારી લાગણી દાબી નાખવાને મેં કેટલી બધી કોશેશો કરી હતી. તે ગયો છે, પણુ હોમી સાથે મારૂં દીલ પણ લઈ ગયો છે, અને હવે બીજાને કેમ હું મારો હાથ આપી શકું?"

"હોમી!" મનચેરશા દીનબાઇ એકદમ બોલી ઉઠયાં અને ગુલે પોતાનું શરમથી લાલ થઇ આવેલું મોહું તેઓથી છુપાવવા સારૂ પછવાડે ફેરવી નાંખ્યું. એક પળ વેર તેઓ ચુપ રહયાં, અને પછી દીનબાઇએ તે ઉશકેરાઇ આવેલી છોકરીને પોતાની ગોદમાં દાબી, ઘણાજ પ્યાર અને માયાભર્યા સાદે બોલ્યાં. "મારી ગરીબ, ગરીબ ગુલ!" અને તેવણની આંખોમાં આંસુઓ આવી ગયાં. મનચેરશાએ બેઉ તરફ ઘણી ઉશકેરાઇ આવેલી લાગણી સાથ જોયું; તેવણુને ગઇ ગુજરી સઘળી યાદ આવી ગઇ, અને તેવણુની ભાણુજીએ કેટલું બધું પોતાનાં માસીના દીકરાને ચાહવામાં ખમ્યું હશે, તેનો તેવણુને કાંઇ ખ્યાલ આવ્યો અને તે પણ કેવી રીતે? કાંઇ પણ બોલ્યા, ફરયાદ કર્યા વગર, કે કોઇને તે માટે શક જાય નહી તેમ. જ્યારે તેણી પોતાનાં માસા માસીને દીલાસો આપવાની કોશેશ કરતી હતી, ત્યારે તેણીનું પોતાનું જીગર દુઃખથી વીંધાઈ જતું હતું. જે વખતે મેહરીને તેણીનાં બાપના કેહેરમાંથી બચાવવા તેણી હોમીને આટલોબધો ઉશકેરતી હતી, તે વખતે તેણીની પોતાની લાગણીઓ કેવી હોવી જોઇયે? હા, ખરેખરજ તેણી ચાહતી હતી. સાચ્ચા, નીર્દોષ, ચોખ્ખા પ્યારથી ચાહતી હતી; મનચેરશાનાં મનપર આ સઘળા વીચારો કરતાં ઘણી અસર થઇ. તેવણે પોતાની ભાણુજીને એકદમ પોતાની છાતીએ દાબી તેણીના આંસુથી ભરેલા ગાલોપર કીસ કરી, અને દીનબાઇના હાથમાં પાછી તેણીને મુકી ઓરડો છોડી ચાલી ગયા.

પોતાના વરના જેવાજ વીચારો દીનબાઇનાં મનમાં પણ આવ્યા હતા; પણ આ વીચારો સાથ, સચ્ચાઇ તરફ આટલો બધો વખત આંધળાપણું દેખડાવા માટે પોતાને ઠપકો આપતાં હતાં. તેણીએ પોતાનો પ્યાર રૂસતમને આપ્યો હોય એવો પેહલે તેવણુને વીચાર આવ્યો હતો, પણ કાંએ નહી તેણીએ હોમીને આપ્યો હોય; તે પણ પેહલાના જેટલુંજ બનવા જોગ હતું. હવેજ તેવણુને સમજ પડી કે, જે દહાડે હોમીનું મેહરી સાથનું અદરાવાનું જાહેર કરવામાં આવ્યું ત્યારે શું કામ તેણી ઉશકેરાઇ ગઇ હતી. અને તોપણ આ સઘળું છતાં તેવણુને ખુશાલ રાખવા તેણી

પોતાનું દુઃખ કેટલું બધું ભુલી જવાની કોશેશ કરતી હતી. પણ આ વીચારથીજ તેણી તેવણને વધારે વાહાલી થઈ પડી ન હતી. તેવણના વાહાલા દીકરાને ખાતર તેણી બીજા કોઇપણ સાથ પરણવા ના પાડતી હતી; તેની તરફના પ્યારને ખાતર તેણી બીજાનો પ્યાર કબુલ કરવા ના પાડતી હતી. અને આ વીચાર શું એક વાહાલી હેતવંતી માતાને દીલાસાભર્યો નહી લાગે! અને તેવણ અને તેવણની ભાણેજની વચ્ચેના પ્યારનો ગાંઠ વધારે મજબુત થાય તેમાં કાંઈ અજબ થવા જેવું છે?

કેટલેક વખત વેર મારી ભાણેજ ચુપજ બેસી રહયાં. ગુલની આંખોમાથી આંસુઓની ધારો તેણીની મારીની છાતીપર પડતી હતી. પણ તેવણે તે અટકાવવાની કાંઈપણ કોશેશ કરી નહી, કારણકે તેવણને ખબર હતી કે, આંસુઓ કેટલાં દીલાસાભર્યાં હતાં. ગુલનાં મગજપરથી પણ એક ભાર ઓછો થયો; હવે તેણીનાં માસા માસીથી તેણીને કાંઇપણ છુપાવવાનું રહયું હતું નહી. તેઓ હવે જાણતાં હતાં કે મગજના ખાલી ફાંટાથીજ તેણી કોઇ બીજા સાથ પરણવાને ના પાડતી હતી નહી. ઉપલા દીવસ પછી કોઇ પણ વખતે તેણીનાં મારી માસાએ તેણીને પરણાવવાની વાત કાઢી નહી.

એક બે દહાડામાં કેખશરૂ, ખોરશેદ મામલેશવર આવી પોંહતાં, પણ તેઓની આ મુલાકાત તદન ખુશાલ હતી નહી. હોમીનાં મરણ પછી ખોરશેદે પેહલીજ વખત પોતાનાં માત પીતાને જોયાં હતાં, અને એકેકને મલતાં સઘળાંને પોતાનું દુઃખ યાદ આવી ગયું, પણ દરેકે શાંત રહેવાની કોશેશ કરી.

તેહમીનાંને જોઇ દીનબાઈ ઘણાં ખુશી થયાં. તેણી ઘણીજ શરમાલ અને નરમાશવાલા દેખાવની હતી, અને થોડા વખતમાં પોતાના શાંત સ્વભાવથી સર્વેને માનીતી થઈ પડી. તેણી દીનબાઇની બેહલી હોમજીનાં ખાનદાનની એકલીજ બાકી રહેલી સગી હતી, અને જાંહગીરનાં તેણી સાથનાં લગ્નથીજ બેહલીહોમજી અને મરચંતનું ખાનદાન વધારે ધાડા સંબંધીથી જોડાશે એ વીચારથી તેવણને ઘણી ખુશાલી ઉપજી. બેહલી હોમજીનાં ખાનદાનનો કોઇ છોકરો વારસ તે કુટુંબનો વધારો કરવા રહયો નહી હતો તે માટે તેવણ અવાર નવાર દુઃખી થતાં હતાં, કારણકે પોતાનાં બચપણમાં તેવણનો ભાઇ કુટુંબની કેટલી બધી આબરૂ વધારશે તે માટે તેવણે મોટા મોટા વીચારો કર્યા હતા. દીનબાઇમાં કાંઇ કુટુંબને લગતી ઘણી મગરરી ન હતી, પણ તેવણના ઉપલા વીચારો તેવણના ભાઇ તરફના પ્યાર સાથ ઘણા ખરા જોડાયલા હતા.

ક્રીસ્તમસને ટાંકણે તેઓનાં કુટુંબના દોસ્ત મી૦ પેસતનજી પણ મામલેશવર થોડા દહાડા રહેવા આવ્યા હતા, અને તેવણની હાજરીથી તેઓ ધારતાં હતાં તે કરતાં વધારે ખુશાલીમાં દહાડા પસાર થવા લાગ્યા. પેશતનજી દીનબાઇનાં કુટુંબના બધું ઇચ્છનારા હતા. હોમીનાં મરણથી તેવણને ઘણું દુઃખ ઉપજયું હતું, અને જાલનો અકસમાત, તથા તેની બગી જવાની વાત તેવણ ઘણો રસ લઇ સાંભળતા હતા. મનચેરશા, જે બહાદુરીથી ગુલે પોતાના ભાઇને લગતી ખબર સાંભલી હતી તે વીષે પણ પેશતનજી આગળ બોલ્યા, અને તે માટેનો પોતાનો અતી સારો વીચાર છુપાવી, મી૦ પેસતનજીએ ફકત મશકેરીમાં, કહયું કે તેણીએ પણ પોતાના બાપ, અને ભાઇની માફક કાંઇ લશકરી નોકરીમાં જોડાવું જોઇએ.

હોમીનાં મરણથી મરચંત હાલના જુવાન વારસના ખવાસપર હમેશની અસર થઈ હતી. તે કાંઈ બહારથી દલગીર જણાતો ન હતો, પણ તેનું હમેશનું મસ્તી તોફાન સદાનું જતું રહયું હતું; અગાઉના જેવો ગરબડયો જવાન હવે તે વધુ વખત રહયો ન હતો. તેના ચેહરા પર શાંત રીતનો ટેકાવ વધુ દીસ્તો હતો, અને અગાઉ કરતાં પોતાનાં માબાપ પર તે અત્યંત હેત કરતો હતો. તે હમેશ તેઓને ચાહતો, અને સુખી કરવા ઇચ્છતો; હોમીનો પોતાનો પણ પોતાનાં માબાપ તરફનો પ્યાર તેનાં કરતાં વધારે ચઢે નહી. પણ હવે તે પ્યાર તે જુદીજ રીતે દેખાડતો હતો. ખુશાલ અને રમુજી તો તે હજી હનોજ, પણ તેનું મોટે સાદનું હસવાનું, જે મરચંત હાલને અસલના વખતમાં અનારનવાર ધ્રુજાવતું, તે હમેશનું જતું રહયું હતું. જાણે કે વાહાલા ભાઇનાં મોતે હસતા રમતા, ખુશાલ, મશકેરા, મસતાન જાંહગીર મરચંતને શાંત અને ગંભીર માણસમાં ફેરવી નાખ્યો હતો. તેનાં કુટુંબને તે દહાડે દહાડે હોમી જેવો વધારે થતો જતો હોય તેમ લાગતો હતો, અને તેથી તેઓને તે વધારે વાહાલો થઈ પડયો હતો, અને તેજ પ્રમાણે તેહમીનાં બેહલી હોમજીનો પણ તેના આ ફેરફારથી તેની તરફનો પ્યાર વધારે અને ચોખ્ખો બન્યો હતો.

જાલને આવવાને હવે થોડાજ દહાડા બાકી હતા, અને મી૦ પેસતનજી કહેતા કે તેવણના બહાદુર છોકરાના બચાવનારને જયાં તલક તેવણ જોશે નહી ત્યાં વેર તેવણને કરાર વલવાનો નથી. સરજયન સોસી, તેવણે આ નામ કોઈપણ દહાડો સાંભળ્યું ન હતું, અને તેવણની ખાત્રી હતી કે જવાનીમાં તેવણે તેને કદી પણ જોયો હતો નહી. "મને તે ઓલખે છે, મારી સાથ તે ઈંગલંડ એકજ સ્ટીમરમાં ગયો હતો એમ તેની કહેવાની મતલબ શું?"

"બાઇ સાહેબ ગુલબાનું, મારૂં માનતાં હોવો તો માનજો કે એવણ કોઇ જબરા ઠગારા છે." તેવણ હસીને અવારનવાર ગુલને કહેતા, અને તેવણની ઉમદા યાદદાસ્ત સકતી પર શક લઇ જવા માટે, તેણી પર વેર લેવાને સોગંદ ખાતા; કારણકે તેણીએ એક દહાડો કહયું કે, ઈંગલંડ જવાને તેવણને ઘણાં વરસ થયલાં હોવાથી, કદાચ બનવા જેવું છે કે તેવણ પોતાના જવાન સાથીનું નામ પણ

ભુલી ગયા હોય. અને મી૦ પેસતનજી પાછો ઉત્તર દેતા કે ઘણાં વરસની ગોલામગીરીથી કદાચ તે બીચારાનું મગજ ખીસી જઈ, જેથી પણ પહેલું પારસી નામ સાંભળે તે તેનો ઓલખઇતોજ હોવો જોઇયે એવું તે ધારતો હશે!

"કાંઈ નહી ગુલ, તે બીચારાને ગોલામગીરી ખમવી પડી છે, અને તેથી તેને આપણે ઠગારા તરીકે ગણીશું નહી." અને અંતે પેલા ઠગારાને જોવાની પેસતનજીની આશા પુરી પડી.

એક દહાડો તેવણ ખોરશેદના બુચા સોરાબને પોતાના ખોલા પર બેસાડી રમાડતા હતા, અને ગુલ ખોરશેદની છ મહીનાની બુચીને કેડ પર લઇ એમ તેમ ફરતી હતી.

"ગુલ, મેહેરને મારા હાથમાં આપ" ફ્રેપશરૂ દેખઇતા ખુશાલ દેખાવે ઓરડામાં દાખલ થઇ બોલ્યા. એક મીનીટમાં તમને કોઇ બીજાંને કીસ કરવાનું મલશે. અને જેમ તું દલગીરી શાંતપણાથી ખમી શકે છે તેમ ખુશાલી ખમી શકતી ન હોય તો મને મારી નાની મેહેરનાં હાડકાં પાસલાં માટે બીહવું જોઇએ."

"ફ્રેપશરૂ, તમે શું બકો છો તે મને સમજ પડતી નથી. તમે મારી બુચીને મારા હાથમાંથી લેશો નહીજ, સીવાય કે તેનું તમે મને પુરતું કારણ આપો."

"હું એમ બકું છું કે, જો જાલ અત્યાર આગમચનો અંહીયાં નહી આવ્યો હોય તો પાંચ મીનીટમાં આવશે. હા, ગુલ, હવે તું મેહેરને આપી દેશે. ચાલો, આવો ચારી પાસ નાનાં બાનું" અને તે જુવાન બાપે ગુલના ધ્રુજતા હાથોમાંથી પોતાનાં નાનાં બાળકને લઇ તેણીની અસંત ખુશાલી વચ્ચે તેને હવામાં ઉછાળ્યું.

બીજીજ પળે જાલ ઓરડામાં દાખલ થઈ પોતાની બેહનને ગળે વળગી પડયો. આ પળ ઘણી ઉશ્કેરનારી હતી, કારણ કે હમે ગુલને ખરેખર લાગું કે તે લાંબી સફરથી પાછો ફરગો ન હતો, પણ મોતનાં મોઢાંમાંથી પાછો આવ્યો હતો. જવાન સરજયને પોતાની બેહેનને પોતાના હાથોમાંથી છોડી, નહી દાબી શકાય તેવી લાગણીઓથી ઓરડાની આસપાસ જોયું. જે સર્વેને તે ચાહતો હતો તેઓ સાં હતાં નહી. પીરોજાની ગેરહાજરીથી તેને ઘણું લાગું નહી, પણ હોમી—અરે તેનો નરમાશભર્યો અવાજ આટલાં બધાંની વચ્ચે તેણે સાંભલ્યો નહી. તેણે પોતાનાં માસીને સદંતર કાળા, શોકના પોશાકમાં જોયાં. તેવણ તેને ઘણાં ફીક્કાં, અને પતળાં થઇ ગયલાં લાગાં, અને આ જુવાન માણસ વધુ વખત થોભી શકયો નહી. તે પોતાનાં માસીને એકદમ વળગી પડયો.

મનચેરશા જલદીથી તેઓ આગળ ગયા. "આપણો વાહાલો હોમી સુખી થયો છે." તેવણે જાલનો હાથ પોતાના હાથમાં પ્યારથી હીલવીને ગંભીર સાદે કહયું. "જાલ, આપણે હમણા દુઃખી થવું ન જોઇયે, પણ તે ખોદા કે જેણે મારા હોમીને લઈ લીધો છે, તે ખોદાએ પોતાનો માયાભર્યો હાથ બહાર કહાડી તુંને બચાવ્યો તે માટે ખુશી થવું જોઇયે. મારા જાલ, તુંને પણ કદાચ અમોએ ખોહયો હતે. દીનું, મારી વાહાલી દીનું, ફકત હમણાનાંજ સુખનો તું વીચાર કર."

તેવણના અસરકારક બોલોથી બે જણ પર અસર થઇ, અને પોતાનાં માસીનાં કપાળ પર ઘણીજ પ્યારભરી કીસ કરી તે સાંથી તરત નજદીક ઉભેલા પેસતનજીને મળવા ગયો, અને તેવણ સાથ બે ચાર બોલ વાત કરી પોતાનાં કુટુંબનાં બીજાંઓને હમેશની માફક પ્યારભરી રીતે મળ્યો.

આ ઉપલા દેખાવને એક જણ—મુગે મોહડે, કોઇ નહીં જોય તેમ જોતું હતું. દરેક જણ જાલમાં એટલાં તો ગુંટાઈ ગયાં હતાં, કે તેઓને કોઇ પરાયાનો વીચાર આવ્યો નહી. પણ તે પરાયો માણુસ પોતાની આસપાસ અને મુખ્ય કરી એવી તો લાગણીથી જોતો હતો, કે તેનામાં બોલવાની કે હીલચાલની શકતી ગુમ થઇ હોય તેવું તેને લાગ્યું. વખતે કાંઇ દીનબાઇમાં ઝાઝો ફેરફાર કર્યો નહી હતો, તેવણે દુઃખ, દલગીરી, બધું શાંત રીતે ખમ્યું હતું. સોરીએ તેવણ તરફ જોયું અને મુશકેળીથી તેવણને જઇને વળગી, તે કોણ હતો તે જણાવતાં પોતાને અટકાવી શકયો? તેણે તેણીની આસપાસનાં ખીલતાં કુટુંબને જોયું—તેઓ તેણીનાં છોકરાં હતાં—અને તોપણ તેઓને મનસે તે મરી ગયલો જેવો હતો અને હવે શું તેણી તેને યાદ રાખશે. જાલને એકદમ પોતાનો દોસ્ત યાદ આવી ગયો, અને આટલો વખત તેની તરફ બેદરકારી દેખડાવા માટે પસ્તાવો દેખાડી તેનાં કુટુંબનાં સઘળાંનું સરજયન સોસી તરફ ધ્યાન ખેંચ્યું. મનચેરશા તથા દીનબાઈ પણ બીજાંઓ સાથ આ પરાયા ગ્રહસ્થને આવકાર આપવા ગયાં. તેવણે પોતાના ભાણેજની જીંદગી બચાવવા અને સાર પછી, તેની સંભાળ લેવા માટે તેનો ઉપકાર માન્યો, અને જયારે દીનબાઇએ તેમ કર્યું સારે સોસી એકદમ એટલો તો ફીક્કો થઇ ગયો કે જાલ સમજયો કે તે થાકથી આજારી પડી ગયો હશે, અને તરત વેળા તેને પોતાના ઓરડામાં જવાની ભલામણ કરી.

"મેં ઘણે વરસે મારી કોમનાં માણુસને મોઢે માયાળુ સાદ સમજયો છે, લાંબે વખતે મેં પારસી કુટુંબને જોયું છે, અને મારા જવાન દોસ્ત તેઓને એકદમ છોડી જવાને મને ફરમાવશે?" સોસી કાલાવાલાભર્યા સાદ સાથે જાલનાં ખભાં પર હાથ મુકી બોલ્યા અને તે દલગીરીભર્યા સાદથી દીનબાઇનાં પેટમાં કાંઇ ચુંથાઇ આવ્યું.

"નહી, કદી નહી, કદી નહી." જાલ ખુશાલ સાદે બોલ્યો, "મી૦ પેસતનજી, મારાં વાહાલાં માસીજી, તમે આ મારા ભલા દોસ્તને ઓલખોછો? એવણ કહેછે કે એવણ જવાંન છોકરા હતા સારે તમો બેઉને ઓલખતા હતા."

પેસતનજીએ, સરજયન સોસીના દાખલ થવા પછી તેની પરથી પોતાની નજર ખીસાડી હતીજ નહી, અને હવે તેવણ સેહેજ ગંભીર સાદે બોલ્યાઃ—

"મેં કોઇ દહાડો મુંબઇમાં કે કયે પણ સોસી નામના પારસી જવાનનું નામ સાંભલ્યું હતું નહી, પણ આ ચેહરો

મેં કોઈ દહાડા જોયસો હોય તેવો લાગે છે. માફ કરજો સાહેબ, પણ હમેશાં તમારૂં નામ એજ હતું ?"

"મી૦ પેસતનજી, હું જાણું છું ત્યાં સુધી, હું બચ્યું હતો ત્યારનું, પણ કદાચ હું તમને એમ કહીશ કે હું તમારી સાથેજ ઈંગલંડ ગયો હતો, તો કદાચ તમારી ખાત્રી થશે. શું સ્ટીમરપર અને ઇંગલંડમાં એક છોકરો એવો નહી હતો કે જે ગમે એવો નાલાયક છતાં, તેના જેવા થવાને તે વખત ઈંગલંડમાં વસતા ઘણાક પારસી જવાનોને તમે ભલામણ કરતા હતા, અને જે છોકરાને તમારા દીકરા માફક તમે ચાહતા હતા ? એક વેળાએ જયારે તેણે દર્યામાં ડુબી મરતા પારસી છોકરાને બચાવ્યો ત્યારે હું તેની સાથેજ હતો. તે વેળા તમે તેની કેટલી બધી તારીફ કરી હતી, તે શું તમે ભુલી ગયા, મી૦ પેસતનજી ?"

"નહી, પેસતનજીએ ઉલટથી જવાબ દીધો. તે દહાડો હું ભુલી ગયો નથી કે જયારે મારા સોરાબે ઉપલું બહાદુર અને માયાળુ કામ કર્યું હતું. પણ એવાં તો કામો તેણે ઘણીબી વખત કર્યાં હશે."

"અને તમે કહેતા હતા કે, થોડા વખતમાં તે ઘણો પંકાઇ જશે; કે સોરાબથી બેહલી હોમજીનું કુટુંબ એટલું તો દીપી નીકળશે કે જેમ કોઇપણ પારસી કુટુંબ થયું નહી હોય."

મી૦ પેસતનજીએ આ અંજાણા ગ્રહસ્થ તરફ વધતી જતી અજાયબીથી જોયું.

"સોરાબ ? બેહલી હોમજી ! ત્યારે તો સરજયન સોસી, તમે મારા ભાઇને ઓલખતા હતા." દીનબાઇ બોલ્યાં "ઘણાં ઘણાં વરસો પસાર થઇ ગયાં છે, તોપણ મને કહો કે છેલ્લા તેવણને તમે કયાં જોયા હતા ?"

"બાઇ, જે સ્ટીમરમાં તેવણ ગયા હતા, તેમાં હું પણ હતો." તે ધીરા અજબ જેવા અવાજે બોલ્યો, કારણકે તે મહા મુશકેલીથી પોતાના જીવને શાંત રાખી શકયો હતો. "વીશ અને ૭ વરસ થયાં સ્ટીમર——બારૂં છોડી ગઇ હતી, અને ત્યાં તેણી પાછી આવવા પામી હતી નહી; વીશ ને ૭ વરસે મેં મારા બાપીકા મુલકમાં પાછો પગ મેલ્યો છે."

"અને શું તમારા સીવાય બધા ડુબી મુઆ ? શું તમે એકલાજ બચી ગયા ? સ્ટીમરના ડુબી ગયા પછી તમે મારા ભાઇને જોયો હતો ? દીનબાઇએ ગભરાયલા સાદે પુછ્યું, અને પોતે શું કરતાં હતાં તે જાણ્યા વગર તે અજાણા ગ્રહસ્થનાં ખભાં પર પોતાનો ધ્રુજતો હાથ મેલ્યો. "તે પણ કદાચ તમારી સાથે બચી ગયો હોય, પણ અરે ! આટલાં બધાં વરસની ગોલામગીરી કરતાં તો મોત સારૂં."

"અફસોસ ! મારી દીનું, હજી તું શું કામ એવી ખોટી આશા રાખે છે ?" તેવણના વર નરમાશભરેલા સાદે બોલ્યા, કારણ કે તેવણે જોયું કે, દીનબાઇ ઉશકેરાઇ આવ્યાં હતાં.

"દીનબાઇ" પેસ્તનજી આતુરતાભર્યા સાદે બોલ્યા, "દીનબાઈ, મારાં બચપણના સૌથી વાહાલા દોસ્તની દીકરી, આ ચેહરા તરફ જો, બરાબર જો; શું આ ચેહરાને તમે પીછાણતાં નથી ? વીશ અને ૭ વરસે પોતાનું કામ કર્યું છે, પણ તે એટલું બધું નથી કે તમારી આંખોએ તે ઓલખાઇ નહીં શકાય. શું આ ચલકતી જોસ્સાભરેલી આંખો, આ ગોળ કોતરેલા હોઠો તમે અગાઉ જોયા ન હતા ? તમે કાંઇ બોલો તે આગમચ આ ચેહરા તરફ બરાબર જોવો."

"બાનું, સોરાબ બેહલીહોમજી હજી જીવે છે." તે અંજાણો ગ્રહસ્થ ગુંગળાયલા સાદે બોલ્યો. અને આટલું બોલતાં તેણે પોતાનાં કપાળ પર પડેલા જથાબંધ બાલો, જે તેના ખરા દેખાવને થોડો ઘણો છુપાવતા હતા, તે ખોસાડી નાખ્યા અને તેવણ તરફ તીકયું. આ વખતે સુરજનો આખો ચલકાટ તેનાં મોઢાં પર પડયો. મનચેરશા ચોંકયા અને તેવણથી અજાએબી અને ખુશાલીની બુમ પડાઇ ગઈ, પણ દીનબાઇએ હજી પોતાની આંખો આ અંજાણા ગ્રહસ્થ તરફથી ખીસાડી નહી.

"દીનું, મારી બેહેન, મારી પોતાની બેહેન, તું શું મને ઓલખશે નહી ? તું શું એમ નહી માની શકશે કે સોરાબ જીવતો છે." તે ઉશકેરાઇ આવેલે સાદે બોલ્યો.

"ઓ ખોદા, આ તો સોરાબ પોતે છે ?" તેવણ બોલ્યાં, અને નજદીક અડધાં બેસુધ થયલાં તેના હાથમાં પડયાં; જોસ્સાથી ભાઇએ બેહેનને પોતાની છાતીએ દાબી. તે વખતનું સુખ કદી નહી બનવા જેવું, ખરૂં નહી હોય તેવું લાગતું હતું. તે ફકત સુખનો સ્વપનો હોય તેવું લાગતું હતું. તે આસપાસનાં બીજાંઓનો પ્યારભર્યો આવકાર મુશકેલીથી સાંભળી શકતો હતો. મી૦ પેસ્તનજીએ તેનો હાથ પોતાના હાથમાં દાબી નાખ્યો, અને બચ્ચાંની માફક રડવા લાગા. તેનું ભેજું ફરતું હોય તેવું તેને લાગું. આસપાસની કાંઇપણ ચીજ તે જોઇ શકયો નહી. તેની પોતાની બેહેન, જેને તેણે પોતાના ગોલામગીરીના વખતમાં અતીષ્ય ચાહી હતી, તે બેહેનને હાલ તેની છાતીએ દાબી છે એ વીચાર સીવાય તેને બીજું તે વેળા કાંઇપણ સુઝ પડયું નહી. જયારે તે એક નાનો મસ્તાન છોકરો હતો, ત્યારે તેણીની શીખામણો, તેણીના સારા બોલો તેની પર થોડીજ અસર કરતા હતા; પણ દુઃખના વખતમાં તે તેને દીલાસા જેવા થઇ પડયા હતા.

મરચંટ કુટુંબનાં છોકરાંઓ ઉપલો દેખાવ અજાયબીથી જોતાં ઉભાં હતાં. કેખશરૂ અને જાંહગીર તો તરત ચેતી ગયા કે આ અંજાણો ગ્રહસ્થ કોણ હતો; પણ તેને ઓલખ્યાથી દીનબાઇ પર કેવી અસર થાય છે તે જોવા તેઓ થોભ્યા હતા. ત્યાર પછી સઘળાં છોકરાંઓ દીનબાઈ, તેવણના ભાઇ, મી૦ પેશતનજી અને મનચેરશાને ઓરડામાં એખલાં રહેવા દઇ બહાર ગયાં.

"મારા સોરાબ મામા પોતે ! હું કેવો મુર્ખ, કેવો અનાડી કે અત્યાર આગમચ તે હું સોધી શકયો નહી ?" જાલ ઓરડાની બહાર જવા પછી ખુશાલ સાદે બોલ્યો.

થોડા વખતમાં કુટુંબનાં બીજાંઓ શાંત પડી ગયાં, પણ સરજ્યન સોસી જેને આપણે હવેથી સોરાબ બેહલીહોમજી કહીશું, તેને તેમ થતાં ઘણો વખત લાગ્યો. તેને પોતાનાં કુટુંબ માટે ઘણું સાંભળવાનું હતું. પોતાની પર વીતેલાં દુઃખ માટે ઘણું કહેવાનું હતું.

"આ બધું મારૂં કુટુંબ" તે લાગણી સાથ બોલ્યો. "હું કે જે પોતાને આ દુનિયાંમાં એખલો પડી ગયલો ધારતો હતો, તે એમ બોલી શકે કે? હું ધારતો હતો કે આટલાં બધાં વરસ પસાર થઈ ગયલાં હોવાથી કોઈ મને ઓલખશે નહી, કોઇ મને ચાહશે નહી. મારી બેહેન, મને ઠપકો ના આપ, આ વીચારથી મને જે દુઃખ ઉપજ્યું હતું તેજ પુરતી શીક્ષા છે અને આ જે મેં સઘળાંને જોયાં છે તે મનચેરશા બધાં તમારાં કે?" તે વધારે ખુશાલ અવાજે બોલ્યો, "અરે હું ઇચ્છું છું કે તેઓ સઘળાં મને ચાહે. હું તેઓને બધાંને અત્યાર આગમચનો ઓલખું છું, કારણકે જાલે મારી આગળ તેઓને લગતી ઘણી વાત કરી છે, અને તેનો આપેલો હેવાલ ખરો છે કે નહી તે હવે જોવાનું બાકી રહ્યું છે. ગરીબ બીચારો, આટલો બધો વખત સુધી તેને ઠગવા માટે ખરેખરજ હું તેના ઠપકાને લાયકનો છેઊં."

"અને વાહાલા સોરાબ, આ નામ ધારણ કરવાનું કારણ શું?" મનચેરશાએ પુછ્યું, "ગોલાંમગીરીની જંજીર છુટ્યા પછી પાછું તારૂં નામજ કાંય નહી ધારણ કર્યું?"

"અને સોસી તારૂં જન્મ નામ હતું એમ કહેવાની તું હીમતજ કેમ કરી શકયો?" મી૰ પેસતનજી સેહેજ ધમકી ભરેલા સાદે બોલ્યા. મી૰ સોરાબ, અસલ તમે મારા દેખતાં જુઠું બોલવાની હીમત કરી શકતા ન હતા."

દીનબાઇ સેહજ હસ્યાં.

"અને મી૰ પેસતનજી, મેં તમને છેતરયાજ નથી. મારી બેહેનને પુછો કે મારા બપાવા મને સોસી સીવાએ કોઇ દહાડો બીજાં નામે બોલાવતા હતા કે, અને પેસતનજી શેઠ, તમને પણ તે ખબર હોવી જોઇયે, તમે કેમ ભુલી ગયા."

"હા, હા, હવે મને યાદ આવેછે ખરૂં. હું તે તો તદનજ ભુલી ગયો હતો, મારે કબુલ કરવું જોઇએ."

"પણ તોબી સોસી સાથ બેહલી હોમજીનું નામ શું કામ નહી વાપરયું?" મનચેરશાહે પુછ્યું.

"મારા મુર્ખ, ગેરવાજબી વીચારોને લીધે હું જાણતો ન હતો કે મારા બાવા જીવતા હતા કે નહી, અને કદાચ તેવણે જો બીજો વારસ કરી લીધો હોય, તો એકદમ મારે ખરે નામે અંહી દેખાવ દઈ તેનાં લીધેલાંપર હું ત્રાપ મારવા માંગતો ન હતો. વળી મને મારાં કુટુંબનાં બીજાંઓ માટે પણ જરા ખબર ન હતી. અને બીજું નામ ધારણ કરવાથી સેહલાઇથી તેઓને લગતું હું સાંભલી શકીશ એમ હું ધારતો હતો."

થોડા વખતમાં સઘળાંઓ સાથ સોરાબ મામાને સારૂં થઇ ગયું; દરેક જણ તેવણને ચાહવા લાગાં અને તેનસુ પીરોજા તથા તેણીના વરની ઓલખાણ કરવાને તલ્પી રહયા, કે જેઓ પણ ત્યાં એક બે દહાડામાં આવનાર હતાં. જાલ હસીને કહેતો હતો કે પીરોજાનાં આવ્યા પછી મામાનો પ્યાર તેની પરથી ઉતરી જવાનો, પણ નહી, તેણે તો મામાના પ્યારમાં હમેશનાં જેવીજ જગા રાખી અને સોરાબ મામાને જાલ વગર કદી પણ ચાલી શકતું ન હતું.

[સાંપણ છે.] TWO OLD MAIDS.



# સાહરા બેલ.




ધારૂં છું માએજી, કે વસંત રતુ આવશે ત્યાં સુધી ફુલો ઉગવાનાં નથી."

"કદાચ ઉગેબી."

"તેઓ લાલ, સફેદ કે ગુલાબી થશે?"

"હું મુદ્દલ કહી શકતી નથી."

"હું તેમને ઉગતાં જોવાને જીવીશ?" આ છેલ્લો સવાલ એટલા તો ધીમા અવાજે પુછવામાં આવ્યો હતો કે તેનો જવાબ આપવામાં આવ્યો નહીં. રૂથ બેલ સગડી પાસે ખેંચેલા એક સોફા ઉપર પડી હતી. તેણીની પાસેની ટેબલ ઉપર એક કુંડાંમાં જીરેનીયમનો રોપો મુકેલો હતો, અને તેની બીજી બાજુએ બારી આગળ તેણીની માતા જરાબી થોબવા વિના પોતાનું સીવતી હતી. રોશનીનો ઘટાડો થતો જતો હતો, માટે મીસીસ બેલે પોતાનું કામ પુરૂં કરવા ઘણી ઉતાવળ કરવા માંડી. હજુ તો એ બટન હોલ કરવાનાં હતાં, અને સગડીનો ઓળો દીવાલ ઉપર પડવા માંડયો હતો; પણ દીવાલ ઉપરના અને સીલીંગના ડાઘો આ અંધારા ઓળાથી ઢંકાઈ જતા હતા, માટે રૂથને આ અંધારાંમાંજ વધુ સુંદર લાગતું હતું. ઓરડામાંની અભરાઈ ઉપર મુકેલાં ગલાસકામ ઉપર કીરણો પડી ચળકાટ આપતાં હતાં, પણ સૌથી વધુ અજવાળું જીરેનીયમનાં પાતરાંઓ ઉપર પડતું હતું, અને ત્યાંજ તેણી ઘણો વખત સુધી જોયા કરતી હતી.

"માએજી," તેણીએ થોડીક મીનીટ ચુપકીદી પકડયા પછી ફરીથી પુછ્યું; "તમે ધારો છો કે—? શું તમે ધારતાં નથી કે રીસે આ લાવવામાં મારી ઉપર મોટો ઉપકાર કીધો છે?"

"ઘણો," મીસીસ બેલે ટુંકમાં પતાવ્યું. તેણી હવે બારીની વધુ નજદીક રહેવા માટે ઉભી થઇ હતી.

"તમે ખરેખર ધારો છો કે તેને હું પસંદ પડું છું?"

"હા."

"જો હું સારી થઇશ તો તે મને—માએજી, શું તે મને પરણશે?"

"હા, તું જાણેછે તો ખરી કે તેણે તેમ કહ્યું છે."

મીસીસ બેલનાં બતન હોલ હવે પુરાં થયાં હતાં, માટે તેણીએ હવે દોરો તોડીને પોતાની દીકરી તરફ ચીંતાથી જોયું, પણ સગડીનાં કીરણો તેણીના મોંહ ઉપરની લાગણી બતાવી શકે એટલી બધી રોશની આપતાં ન હતાં. તેણીએ સંભાળથી પોતાના શીવવાનાંની ઘડી વાળી અને ચાહે-

માટે તૈયારી કરી. થોડીક મીનીટ સુધી રૂથ તેણીને તપાસતી બેઠી. એક બે વખત તેણી કાંઇ કહેવા માંગતી હોય તેમ તેણીના હોઠો હીલ્યા. છેલ્લે તેણી ધ્રુજતે અવાજે બોલી:—

"શું તમે ખરેખર એમ ધારોછો? જો તેમ નહી હોયતો કહેતાંજ ના. હું પડી ગઇ ન હતે તો શું તે એમ કહેતે? મેહરબાંની કરી માએજી મને ખરૂંજ કહેજો."

"રૂથ, હું જે ધારતી નથી તે કદીબી કહુંછું? મારી ખાતરી છે કે જો તું સારી પેઠે હતે તો એ તુંને પરણ્યો હતે."

મીસીસ બેલનાં સખ્ત અવાજે રૂથનાં મગજમાં એક ઘણા લાંબા વખત અગાઉ બનેલા બનાવને તાજો કરાવ્યો. તે તેણીના બાપનાં મરણ પછી તુરતજ બન્યું હતું, અને તે વેળા તેઓ ભાજી તરકારીની તેમના બાપની દુકાન રાખતાં હતાં. નાના પછવાડેના ઓરડામાં તેણી આવી હતી, જ્યારે તેણીની માતાએ પુછેલા કાંઇ સવાલના જવાબમાં તેણી જુઠું બોલી હતી તે તુરતજ જણાઇ આવ્યું હતું અને તેણીને એક અંધારી ઓરડીમાં ગાંધવામાં આવી હતી, ત્યાંથી તેણીએ પોતાની માતા સાહરા બેલને તેણીનાં બાળકને માફી બક્ષવા, તેણીના આત્મા ઉપરથી આ પાપનો ડાઘ મટાડવા અને પેલી દુનિયામાં પાપીઓને મલતા બદલામાંથી તેણીનો છુટકો કરવા બને માટે ઘટતી શીક્ષા આ દુનિયામાંજ કરવાની તેણીને મદદ આપવાની ખોદા પાસે અરજ કરતી સાંભળી હતી. રૂથને તે અવાજ જાણે ગઇ કાલેજ સાંભળ્યો હોય એટલો યાદ હતો અને તેને અંધારાં કરતાં વધુ બીહવાડી હતી. તેણીએ પોતાની માને અરજ કરી હતી કે, પેલી દુનિયામાં શીક્ષા ભગવાનું તેણી વધુ પસંદ કરશે, પણ જવાબમાં ફકત ઇશ્વરની નીંદા કરનારાઓ માટેની બંદગીનો અવાજ આવતો હતો અને તે શબ્દ જેનો અર્થબી તેણી જાણુતી ન હતી, તેને તેણી હમણાંબી ધીક્કારવા અને તેથી ધ્રુજવા તથા બીહવા શીખી હતી. નહી, તેણીની ખાતરી થઈ હતી કે તેણીની માતા જે ખરૂં ધારશે તેજ કહેશે.

મીસીસ બેલે ચાહ બનાવ્યા પછી તેણી બોલી, "આજે મારે આ શીવવાનું લઇ જવું જોઇયે, પણ હું એક કલાકમાં તો પાછી આવીશ."

રૂથે કાંઇ જવાબ આપ્યો નહી, તેણી વિચારતી હતી કે ફીલ તેણીને મળવા આજે સાંજે આવશે કે નહી.

"તે ગઇ કાલે રાત્રે મને એટલો તો ચાહતો જણાતો હતો." તેણી પોતાને કહેવા લાગી અને જ્યારે તેણીની માતા ગઇ ત્યારે દાદર ઉપર ચહડતાં દરેક પગલાં આતુરતાથી તપાસવા લાગી. તે એક ઠારવાલી રાત હતી, પણ મીસીસ બેલને તેથી કાંઇ અડચણ થઇ નહીં. કડકડતા પવનમાં તેણી ભારી બોજા સાથે પણ ઘણી ઝડપથી ચાલતી હતી. તેણી રૂથના દલગીરી ભર્યા અકસમાત અને તેથી તેણીનું નજદીક આવતું મોત, ફીલ તરફનો તેણીનો પ્યાર એ સઘળાં માટે વિચારતી હતી.

"સાહરા બેલ" દેખાવમાં તેમજ બોલવામાં બેદરકાર અને સખ્ત દીલની સ્ત્રી લાગતી હતી, પણ બહારના પોપડાની નીચે એક એવું હૈડું હતું કે જે ઘણું જોસ્સાથી ચાહી શકે; અને આ સઘળો પ્યાર તેણી પોતાના ભરથારનાં મરણ પછી પોતાની દીકરી ઉપર રાખતી હતી. તેણીને માટે તેણી બંદગી કરતી અને કશું કરવામાં બાકી રાખતી નહીં. ખરેખર, તે એક બારી મેહનતનું કામ હતું. તેમની દુકાન પડી ભાગી હતી, અને તેણીને શીવી સાંધીને પોતાનું પુરૂં કરવું પડતું હતું. પણ રૂથ 'ડ્રેસ' બનાવવા શીખી હતી અને તેમનું કામ આગળ ચાલતું હતું; પણ પંદર દહાડા આગમજ રૂથ ભારી બોજા સાથે પડી ગઈ હતી, અને તેણીના જીવને હાની પુગવાનો ભય હતો.

સાહરા બેલે આ સઘળું મુગે મોહડે ખમ્યું હતું. પડોશીઓ કહેતાં હતાં કે તેણીને કાંઈ દરકાર હતી નહીં; પણ રડી કુટીને લોકોને જણાવવાની તેણીની રીત હતી નહીં. વળી આ પખવાડીયાંમાં તેણીને એક બીજો ઘા લાગ્યો હતો. તેણીને માલમ પડ્યું હતું કે રૂથ તેણીને ચાહતી હતી તે કરતાં વધુ કોઈ બીજા શખ્સને ચાહતી હતી. રૂથની માંગણી ઉપરથી તેણીએ તેને પોતાને ત્યાં તેડયો હતો, પણ તેથી કાંઈ તેણીના તેની તરફના અદેખાઇભર્યા ધીક્કારમાં ઘટાડો થયો ન હતો, અને તેણે તેણીનાં દુઃખમાં બેવડો વધારો કર્યો હતો. આ સઘળા વિચારો કરતી કરતી તેણી ચાલતી હતી, અને જો કોઇ તેણીનો બહારનો સખ્ત દેખાવ જોય તે કદીબી કહી શકે નહીં કે, પ્યારને માટે તેણી કેવી ટવળતી હતી, અને આ વિચાર કેવી કંગાળ્યત તેણીને બક્ષતો હતો. તેણી ઘેર પોંહચવા આવી હતી તેવામાં એક ઓલખીતો સાદ તેણીને કાને પડયો. પાછું ફરીને તેણીએ જોયું તો ફીલ એક છોકરીની કમરની આસપાસ હાથ વીંટાળી વાહાલથી ઉભો રહયો હતો. મીસીસ બેલ ઓડામાં ઉભી રહી, કે જેથી તે તેણીને ઓલખી શકે નહીં; જેવાં તેઓ પસાર થયાં કે તેણીએ તેને "વાહાલી" બોલતાં સાંભળ્યો.

"બે મોહડાંવાળો ઢોંગી! મારી રૂથ આગળ તે કેમ આવવાની હીંમત કરે છે, અને કેવાંએક દુઃખમાં આવી પડયો હોય તેમ દેખાવ કરે છે. ગરીબ બીચારી રૂથ, તેણી તેને હવે નહીં ચાહશે, હું કહીશ અને એ તેને ધીક્કારશે."

અને આ સઘળો વખત હવે રૂથ તેણીને વધુ ચાહશે એ વિચાર તેણીને અસંત ખુશાલી બક્ષતો હતો. તેણીએ તેજ સાંજે રૂથને કહેવાનો ઠરાવ કીધો હતો, પણ જ્યારે તેણી ઘેર પુગી ત્યારે તેણી કાંઇબી ખરાબ સમાચાર સાંભળવાને તદન અશકત દુઃખમાં પડેલી હતી. રૂથ તે રાત્રે ફીલને માટે કાંઇ વધુ બોલી નહીં, ફકત જ્યારે તેણીની માતા પેલું જીરેનીયમનું કુંડું ખસાડવા જતી હતી ત્યારે તેણીને તેમ કરવાનું ના પાડયું.

બીજે દહાડેબી રૂથને કહેવાની મીસીસ બેલે કોશેશ કરી. પહેલાં તો તેણીને લાગ્યું હતું કે તેણીએ ફીલને જોયો હતો,

અને બીજું શું જોયું હતું, તે કહેવાનું સેહેલું પડશે, પણ તેમ નહીં હતું. એક વખતે તેણીએ બોલવાનું શરૂ કર્યું હતું, પણ તુરતજ રૂથ ઉંઘાઇ ગયલી આલમમાં પડી હતી, અને કંઇભી સાંભળ્યું હતું નહીં; માટે જ્યાંસુધી રૂથ પોતેજ તેને માટે બોલે ત્યાંસુધી થોભવાનું નક્કી કર્યું.

* * * * * * * *

એક અઠવાડીયું પસાર થયું હતું, રૂથનું મોત નજદીક આવતું હતું, અને તેણી એટલી તો નબળી થઇ હતી કે પોતાનું બીછાણુંભી છોડાતું નહી હતું. આ આખું અઠવાડીયું તેણી બકબકારો કરતી હતી અને ઘણી દુઃખી થતી હતી. હવે તેણી તદન સુધીમાં આવી હતી, અને સઘળું દુઃખ લગભગ જતું રહયું હતું, પણ તેણી પોતે અને તેણીની માતા જાણતી હતી કે હવે તેણીને જીવવાના ઘણા કલાકો બાકી ન હતા.

જ્યારે તેણી બકબકારો કરતી હતી, ત્યારેજ ફીલને માટે તેણી બોલી હતી, અને હજી સુધી તેની બેવફાઇ માટે તેણીને કશી ખબર ન હતી. તેણીની માતાનું કહેવું તેણીને ખાતરીભર્યું લાગ્યું હતું અને વીચારતી હતી કે તેને બોલાવે ત્યાં સુધી તેણે આવવાને વાજબી ધાર્યું ન હશે.

"હું તેને છેલ્લી વખત મળવા ચાહુંછું," તેણી પોતાને કહેવા લાગી; "ફીલ, તુંને છોડી જવાનું ઘણું ભારી લાગે છે; અરે ખોદા, હું તેને એટલો બધો ચાહુંછું, મને માફ કર. તેને એટલો બધો ચાહવામાં ખોટું છે. થોડોક ઓછો ચાહું એમ તું કર; નહી, નહી, ઓછો નહી, હું તેમ કરી શકતી નથી—" તેણીએ પોતાની આંખો બંધ કરી. "મને એની જરૂર છે, હું ફીલ વગર સુખી રહી શકું નહી."

જ્યારે તેણીએ પોતાની આંખો ઉંઘાડી ત્યારે તેણીની મા તેણી આગળ ઉભી હતી.

"શું ફરીથી તુંને દુઃખે છે?"

"નહી, માએજી, પણ કેટલા વાગા?"

"હમણાજ સાત વાગા."

"ફીલ હમણાં પોતાનાં કામ ઉપરથી ઘેર આવશે, માએજી. મેહરબાંની કરી છેલ્લી સલામ કરવા એને તેડી લાવો. પણ તેને ધીમેથી કહેજો. હું બીહુંછું કે એ ઘણો દલગીર થશે.

"હું જઈ શકતી નથી," સાહરા બેલે પોતાની અસલી સખ્ત રીતે જવાબ આપ્યો. તેણીએ વધુ બોલવાની કોશેશ કરી, પણ શબ્દો બહાર પડી શકયાજ નહી. તેણી પોતાની પેહલી નબળાઈ માટે દલગીર થવા લાગી.

"મેહેરબાંની કરી જાવો," રૂથે કાકલુદીથી અરજ કરી, "અરે! ઉતાવળ કરો, નહીં તો કદાચ હું મરણ પણ પામીશ."

મીસીસ બેલ તેણી તે કહે તે વખતે પોતાની દીકરીનું મોંહ જોવા રાજી ન હતી, માટે તેણી તરફ પીઠ ફેરવી તેણી ઉભી.

પણ એકાએક તેણીને એક યુકતી સુજી, કે જેથી તેણી રૂથને ખરેખરાં સુખી મોતે ઠેકાણે પાડે. પણ તેમાં ઠગાઇનો સમાસ હતો, કે જે તેણીનું સચ્ચાઇને ચાહતું હૈયું ધીક્કારતું હતું.

"નહીં, નહીં," તેણી જરા મોટેથી બોલી ઉઠી, "નહીં, મારે એને કહેવુંજ જોઇયે, એથી શું સારૂં થવાનું હતું?"

"માએજી, ઉતાવળ કરો."

"ખોદા મને જોર આપે. હમો બન્નેને મદદ કરે."

"ફીલ, માએજી!"

"રૂથ, હું તેને લાવી શકતી નથી મને ના—"

"અરે તમે તેડી લાવો, તેડી લાવો, હું તેને જોયા વગર સુખથી મરી શકતી નથી. જો તમો જાણો કે એની મને કેટલી જરૂર છે તો તમો જયા વિના રહો નહીં. શું તમો મને ચાહતાં નથી, માએજી? આ મારી છેલ્લીજ અરજ છે, મેહરબાની કરીને—" તેણીએ વધુ બોલવાની કોશેશ કરી, પણ હવે તેણીનું સઘળું જોર ખાલી થયું હતું, અને તેણી બેસુધ થતી જતી હતી.

મીસીસ બેલે રસનું એક કપ લીધું અને પેલી છોકરીના હોઠો વચ્ચેથી સુશકેળીએ રેડયું.

"એ ઠગાઇનું કાંઈ સારૂં પરીણામ ન આવશે," તેણી પોતાને વારંવાર કહેવા લાગી.

રૂથે હુશીયાર થઇને આંસુભરી આંખો સાથ એવા તો આજીજીભરયા દેખાવથી જોયું કે તેણીની માતાનો પોતાનાં એકપુરાં બાળક તરફનો પ્યાર સચ્ચાઇની આગળ ધરી આવ્યો.

એક વખત ઠરાવ કીધા પછી સાહરા બેલ વધુ વીચાર કરવા થોભી નહીં. તેણી ધસારાબંધ ફીલનાં રહેવાનાં ઘર આગળ ગઇ. ફીલ તુરતજ બહાર જવા નીકળતો તેણીને મળ્યો.

"મારી મરજી વિરૂધ હું તમો પાસ એક માંગણી કરવા આવી છું, મી૦ ફીલીપ."

તે જીવાન માણસે કાંઇ જવાબ દીધો નહી, તે તેણીનો જુસ્સો અને ઉશકેરણી જોઇ તદન ગભરાઈ ગયલો તેણીની પુઠે ચાલ્યો. તેણીએ ઝડપથી તેને સઘળું કહયું, પણ જરાએ ઠપકો આપ્યો નહી.

"જે રાત્રે તું મારી રૂથને મળી ગયો તેની બીજી દીને મેં તુંને એક બીજી સ્ત્રી સાથે ફરતાં જોયો હતો, મેં તુંને તેણીને વાહાલી કહેતાં સાંભળ્યો હતો. મેં રૂથને કહેવાની કોશેશ કરી હતી કે તું બે મોંહડાનો ઢોંગી છે, પણ તેણીનું દુઃખ જોઇ મારી છાતી ચાલી નહીં, અને હવે હું તારા જેવી ઢોંગી થાઉં છું. તેણી મરવા પડી છે, ઝડપથી મોત પાસે આવતું જાએ છે, અને તેણી તુંને મળવા માંગે છે, તમો આવશો, અને તેણીને આગળના જેવાજ ચાહોછો એવું ડોળ ઘાલશો? તેણી સહવાર સુધી જીવનાર નથી. અરે! મારે એવું પુછવું પડેછે, પણ શું કરૂં. હું રૂથને દુઃખમાં મારવા ઇચ્છતી નથી, અને તેણી તમોને એટલાબધા ચાહે છે. આવશો કે?" તેણી તેનો હાથ પકડી કાકલુદીથી જોવા લાગી. દલગીરી અને નીરાશીએ તેણીના હમેશના થંડા બેદરકાર સ્વભાવ ઉપર હમણાં સરદારી મેળવી હતી.

ફીલ કાંઇ સખ્ત હૈયાંનો માનવી ન હતો, તેને હમણાં ઘણું લાગું હતું, અને જો રૂથ અથવા તેણીની માતા તેને

લડાઇમાં-જઇ લડવા કહેને તો તેણી કરવાને તૈયાર થતે. રૂથ દરેક અવાજને ધ્યાંનથી સાંભળતી હતી, માટે જ્યારે ફીલ શરમાતો શરમાતો ઓરડામાં દાખલ થયો, ત્યારે તેણીનાં મોંહ ઉપર ખુશાલીનું હસવું પ્રગટી નીકળ્યું.

"હું જાણતી હતી કે તમો આવશોજ," પોતાનો પાતળો હાથ તેની તરફ લંબાવી તેણી બોલી, "માએજી, તમારો મોટો ઉપકાર થશે."

ફીલ તેણીની પાસે ગયો અને તેણીનો હાથ પોતાના બંને હાથોમાં ધરી બીહતો બીહતો તેણી તરફ જવા લાગો.

મીસીસ બેલ એક ખુરસી પકડીને પોતાનાં ધ્રુજતાં દીલને મજબુતાઈ આપવાની કોશેશ કરતી તેમને તપાસ્તી ઉભી.

"ફીલ," રૂથે કહ્યું.—"હા."

રૂથે તેની તરફ જોયું, અને એક પળ શકનો ખ્યાલ તેણીનાં મનમાં પેઠો. મીસીસ બેલ તે જોઇ બીધી કે આખરે તેણીની હીકમત પાર પડવાની ન હતી. "મને ઘટતી શીક્ષા થાય છે," એમ બોલી તેણી પોતાનું મોંહ પોતાના હાથો વડે ઢાંકી એક ખુરશી ઉપર બેસી ગઇ. પણ ફીલ ઉપર તીકી રહેલી આતુર આંખોએ તેને હીંમત આપી, તેણે રૂથનાં કપાળ ઉપર વીખરાતા બાલોને ઊંચા કર્યા.

"મારી સાથે બોલ, ફીલ," તે છોકરી ધીમેથી બબડી

"વાહાલી રૂથ," એમ કહી તેણે તેણી આગળ ગુંટણ પર પડી એક કીસ કરી. તેણી તેના ચેહરા તરફ એકી ટગરે જોવા લાગી. ગોયા તેણી તે ભુલી જશે એવી બીકમાં હોય. પણ હવે એક ખરેખર સુખી હસવું તેણીનાં મોંહ ઉપર જણાયું, અને તે જ્યારે મીસીસ બેલે જોયું ત્યારે તેણી પોતાની દગાઇ ભુલી ગઈ અને ખોદાનો ઉપકાર માનવા લાગી.

"ફીલ, હું તો મરી જવાની છું, પણ તું મને ભુલી જશે નહીં અને હમેશાં ચાહશે કેની?"

"હા."

"તું મને તેમ કહે."

"રૂથ, હું તુંને ચાહું છું," તે લાગણીથી બોલી ઉઠયો, તેના સઘળા સારા ગુણ હવે બહાર નીકળી આવ્યા. તેણીનાં એવાં જુવાંન વયનાં મોત માટેની ખરી દલગીરીએ તેને લાગ્યું કે તે ખરેખર રૂથને ચાહતો હતો. "જ્યાંસુધી હું જીવશ, ત્યાંસુધી તુંને ભુલીશ નહીં, વાહાલી."

"હું તુંને હમેશાં ચાહીશ," તેણીએ જવાબ આપ્યો. "અરે ખોદા, એની હમેશાં સંભાળ લેજે, છેલ્લી સલામ." તેણે તેણીના હોઠો અને કપાળ ઉપર વાહાલથી કીસ કરી, અને તેણીએ મુશકેલીથી પોતાનો નબળો હાથ તેની ગરદન આસપાસ વીંટાળ્યો, અને તેણીની માતા—જે માતાને આ સઘળાં માટે તેણી આભારી હતી, જેણીનો પ્યાર પેલા પ્યાર સાથે સરખાવતાં સલગેલી દીવાસલીની રોશની આગળ મધ્ય બપોરની રોશની જેવો હતો, તેણીને માટે એકબી શબ્દ કે એકબી વીચાર બહાર પડયો હતો નહીં. તેણીનો પ્યાર ઠપકાભર્યા સખુનો અને મુગી ચુપકીદીથી એટલો તો વીંટળાયલો હતો કે તેણીની દીકરી તેથી તદન અંજાણી હતી, માટે આ ખુલ્લો દીસ્તો પ્યાર તેણીને વધુ મધુર લાગતો હતો.

એકલી, ભુલાઇ ગયલી, હેતપ્રીત વગરની તેણી થઇ હતી. તેણી રડતી રડતી પોતાને નીરાંત બક્ષવાની ખોદાને અરજ કરવા લાગી હતી. તેણી કાંઇ હવે પસ્તાતી હતી નહીં, કે જેને તેણીએ રૂથની આગળ લાવવામાં આટલું બધું કીધું હતું, તેને લીધે રૂથ તેણીને ભુલી ગઇ હતી નહી; તેણી ખરેખર ખુશી હતી કે તેણીએ પોતાની મરજીનો ભોગ આપ્યો હતો. ફકત તેણી એટલી તો એખલી પડી હતી, અને તેણીને લાગતું હતું કે તેણી રૂથની તરફ વધુ દયાળુ નહીં થઇ હતી કે તેમ થવા છતાંબી તેણીના આત્માનો બંચાવ તેણી કરી શકતે. પણ તેણીના ભરથારે તેણીને ફરમાવ્યું હતું કે તેણીને બગાડવી નહી. એક અવાજ સાંભળયાથી તેણી ચમકી અને જોયું તો ફીલ ગુંટણ મંડીએથી ઉઠીને તેણીની માતા આગળ જોતો ઉભો હતો.

મીસીસ બેલ ઉઠી અને બીછાણાં આગળ ગઇ; તે બીછાંણે પડેલી છોકરી મુશકેલીએ દમ લેતી હતી, પણ તેણીના ચેહરા ઉપર હવે ખરું સુખ પ્રગટી નીકળ્યું હતું.

"ખોદાની મોટી મેહેરબાની થઇ છે, તેણી હવે ખરેખર સુખી છે," તે ગરીબ બીચારી માતા બબડવા લાગી. "હું ખુશી છું કે મેં તેણીને કહ્યું નહી હતું; અને હવે બેહેશતમાંથી તેણી કદાચ મને વધારે ચાહશે."

જાણે તે વિચારનો જવાબ આપતી હોય તેમ રૂથે આંખ ઊઘાડી પોતાની માતા તરફ જોયું અને પછી સુખથી મરણ પાંમી.

* * * * * * * *

રૂથનાં મોત પછી સાહરા બેલ એક તદન જુદીજ જાતની સ્ત્રી બની હતી. પડોશીઓ કહેતા હતા કે હવે તેણી ઓછી મગરૂર હતી, અને કોઇનુંબી ભલું કરવાને તત્પર હતી, પણ છોકરાંઓ તરફનો તેણીનો પ્યાર તો ખરેખર લોકોને ઘણો અજબ કરતો હતો.

ફીલ અને તેણી વચ્ચે વધુ સારી ઓલખાણ થઇ હતી. તે રૂથનો તેની તરફનો પ્યાર કદીબી ભુલી ગયો હતો નહી, માટે ખરાં દીલથી પ્રમાણીક જીંદગી ગુજારવાની તેણે કોશેશ કરી હતી, જેમાં તે ફતેહ પાંમ્યો હતો, પણ સાહરા બેલની સત્તાને પણ તે ભલી જીંદગી આભારી હતી.

RUBY.

---

**ચીનાઓના પગની ફેશીન**—એક ઇંગ્રેજ ગ્રહસ્થે એક દીવસે એક ચીનાને તેઓમાં ચાલતી બઇરાંઓના પગ નાના કરવાની ઘાતકી રશમ કહાડી નાખવાને સમજાવવાને કોશેશ કીધી. તે ચીનાનો જવાબ નીચે પ્રમાણેનો હતો: "ચીનાઇ સ્ત્રીઓ પગને દાબીને નાના કરે છે, એ ખરી વાત છે; પણ યુરોપયન સ્ત્રીઓ કમરને દાબીને નાની કરે છે, અને હું જાણતો નહીં કે બેમાં ખરાબ કયું?"




## પ્રકરણ ૧૬ મું.

### જોનની માંદગી.




ક વખતમાં જોન રીડલને ઘર લાવવામાં આવ્યો, પણ લીલીને તેની પાસે જવા દેવાને ડાકટરે ના પાડી.

"બાઇ સાહેબ, હમણા એની પાસે વધારે ગડબડ થવા દેવી નહીં, કેમકે ગડબડ થવાથી એના બાબમાં વધારે બગાડ થશે." એમ પેલો ડાકટર બોલ્યો.

આ તેની શીખામણ મીસીસ રીડલે માની અને કોઇને જોન પાસે જવા દીધું નહીં. જયારે જોનને ઘેર લાવ્યાં, ત્યારે પણ તે બેસુદ્ધીમાંજ હતો. તેને મોહોડાંપર રતાશ ચઢયો, અને દરપળે એમીનું નામ દેવા લાગ્યો. જોનની માએ જયારે આ શબ્દો સાંભળ્યા ત્યારે ફીક્કી પડીને ધ્રુજવા લાગી, અને ડાકટરને પુછ્યું, "ડાકટર શું તે ભયભરેલી સ્થીતીમાં છે ?"

"તેનું ભેજું સુજી આવ્યું છે;" ડાકટરે બહુ ગંભીરપણે કહયું, "તે બહુજ માંદો છે."

જોન માંદો પડયા પછી મીસીસ રીડલના દહાડા બહુજ દુઃખદાયક ગયા. કોઇ વેળા જોનની માંદગી વધતી હતી, અને તે વેળા એમીનુંજ નામ દેતો હતો, તો પાછો કોઇ વેળા તે તદન સારો હોય એવો દીસ્તો.હતો, અને કેટલાક કલાકો સુધી સુઇ રહેતો.

છેલ્લાં બીજે દહાડે જયારે ડાકટર આવ્યો, ત્યારે મીસીસ રીડલે તેને ઓરડાની બાહાર લઇ જઇ પુછ્યું, "ડાકટર, એ શું બકે છે ? એના બોલવાનો હેતુ શું છે ?"

"બાઇ સાહેબ, બધાં માણસો કહે છે તો ખરા ! કોઇ શું બકે છે, અને બીજો શું બકે છે, પણ કંઇ ખરૂં ખોટું માલમ પડતું નથી, તોપણ એટલું તો ખરૂં છે કે જે દહાડે જોનને નદીમાંથી બાહાર કાઢવામાં આવ્યો, તે દહાડે પેલી મીસ એમી ઓબ્રાયન પણ ડુબી ગઇ."

"હું જાણતીજ હતી કે એમાં કશો ભેદ હોવો જોઇએ," તેણી ધ્રુજતાં બોલી. જેઓ મી૦ જોનની ચાકરીમાં હતાં, તેઓ સર્વે જણ મીસ એમી અને જોનની આ દુઃખદાયક વાતથી વાકેફ ન હતાં, પણ ફક્ત એકજ જણ—ફક્ત ડોરોથી ઓબ્રાયન આ આખી વાતથી બરાબર વાકેફ હતી, તેણી તે ખરી વાત પોતાના બાપને કહેવાને હીંમત કરતી નહોતી, કેમકે મી૦ જોનને વધુ દુઃખ દેવાં તેણી ઇચ્છતી નહીં, અને જ્યારે તેણીએ સાંભળ્યું કે મી૦ જોન અતીષ્ય માંદો હતો, ત્યારે તેણી ખરાં અંતઃકરણથી દલગીર થઈ, અને પ્રાર્થના કરવા લાગી કે ઇશ્વર એને બચાવે, જોકે તેણે તેણીની બેહેનને મારી નાખી હતી; અને તેણીનો બાપ હમેશાં તેણીને મેણાં મારતો, જે ડોરોથીને ખમવાં પડતાં; આટલું છતાં પણ તેણી જોન તરફ આટલી બધી માયાળુ હતી. ખરેખર આવી છોકરીઓ આપણા જોવામાં બહુજ થોડી આવે છે.

મી૦ ઓબ્રાયન હમેશાં આ શબ્દો કહેતો હતો કે, "આ સર્વે તેં કીધું ! તારા કઠોર શબ્દોએ તેણીને મારી નાંખી."

આથી બંનેના ઘરમાં, એટલે મીસીસ રીડલના અને મી૦ ઓબ્રાયનના ઘરમાં દુઃખ શીવાય બીજું કંઇ નહોતું, અને તે સાથે લીલી પણ તેવીજ સ્થીતીમાં હતી.

પેહેલાં તો મીસીસ રીડલે કહ્યું કે તેનાં માથાં પર લાગવાથી તેનું ભેજું સુજી ગયું છે, અને તેથી તેને તદન શાંત રાખવો જોઇએ, અને કોઇએ તેની પાસે જવું નહીં, તો પણ લીલીએ જોનને જોવા મીસીસ રીડલને બહુ બહુ કારણો બતલાવ્યાં, અને ફક્ત તેના ઓરડાના બારણા આગળ ઉભું રહેવા જણાવ્યું, પણ આટલી બધી તેણીની કાકલુદી છતાં મીસીસ રીડલે આંખમાં આંસુઓ લાવી કહ્યું,

"મારી વાહાલી, તેને જોઇને તું ફક્ત દુઃખી થશે; તે કોણ જાણે શું શું બકે છે—નહીં, નહીં, આપણે એને વેહેલો સારો કરી નાખવા પ્રયત્ન કરીશું; અને ડાકટર કહે છે કે એની સાથે કોઇ વાત કરશે નહીં તો, એ સારો થાય એવી આશા છે."

લીલી હવે વધુ અને વધુ ઉદાસ થઇ હતી, તેણી ઓરડામાં એકલી બેસી રહેતી, જયારે મીસીસ રીડલ પોતાના દીકરા પછવાડે પછાડા મારતી હતી. વળી આ દુઃખની વેળા મીસીસ રીડલને એકલી મુકી ડીલફોર્ડ છોડી જવાનું પણ તેણીનું મન થયું નહીં; પણ ત્રીજે દીવસે તેણીની પર એક કાગળ આવ્યું, જેથી તેણીનું અંતઃકરણ દુઃખી થયું.

આ વેળા જોનની બે બેહેનો લુસી અને એથલ પોતાના ભાઇની બહુ સખત માંદગી સાંભળીને આવી હતી. લુસી ઉંચી, પતળી, કાળી આંખોવાળી છોકરી હતી, અને પોતાની માતાથી તદન જુદીજ હતી, પણ એથલ હુશયાર, રમતીયાલ, ખુબસુરત, અને સારા સ્વભાવની છોકરી હતી, અને તેણીના રમતીયાલ સ્વભાવથી તેણી સર્વેની વાહાલી હતી.

જ્યારે મીસીસ રીડલે પોતાની દીકરીઓને લખ્યું હતું કે જોન લીલી સાથે અદરાયો છે, ત્યારે તે બંને બેહેનો બહુ ખુશી થઇ. આ વાત લુસીને બહુજ પસંદ પડી, કેમ કે તેણી મનમાં સમજી કે હવે એઓનાં સર્વે દુઃખનો છેડો આવશે. લુસીએ પોતાનાં મનમાં જોનનાં સુખ માટે હજારો વીચાર કીધા હતા, પણ જ્યારે તેણીએ પોતાના ભાઇની માંદગી સાંભળી ત્યારે તેણીના સઘળા વીચાર ઉંધા વળ્યા.

તે પોતાના ભાઇને બહું ચાહતી હતી, પણ તેણી જરા ગુસ્સે થઇ, જ્યારે તેણીએ સાંભળ્યું કે એમી માટે તેણે નદીમાં ડુબકી મારી હતી.

જ્યારે તેઓની માતાએ તેમને આવવાનું લખ્યું, ત્યારે તે બંને બેહેનો એકદમ આવવા નીકળી. તેઓ એક સુંદર શેહેરમાં શીખવાને માટે રહેતાં હતાં, જ્યાં એથલ સર્વેની વાહાલી થઇ પડી હતી, અને જ્યારે તેણી પોતાના ભાઇને જોવા જવા લાગી, ત્યારે બધી સહીઓ દુઃખી થઇ હતી.

તેઓ હવે પોતાને ઘર આવી પોહોંચ્યાં. જોનને જરા પણ ફરક પડયો નહોતો, અને દીવસે દીવસે તેની તંદરોતીમાં વધારે બગાડ થતો હતો. તેઓનો બાપ હમેશ કરતાં વધારે માંદો જણાતો હતો. લીલી પણ ફીક્કી અને જીવને સારૂં નહીં હોય એવી દીસ્તી હતી, અને જ્યારે લુસીએ તેણીને દીઠી, ત્યારે તેણી મનમાં બબડવા લાગી કે, "જો હું એણીના જેવી સ્થીતીમાં હતે તો, મારા જેવી સુખી દુનિયામાં કોઇ હતે નહીં."

લીલી પણ આ પેહેલીજ વેળા તેણીની સુખી અને ભાગ્યશાળી જીંદગીમાં એટલી બધી ઉદાસ દીસ્તી હતી.

જે કાગળ તેણીની પર આવ્યું હતું, તે ફ્રેંક ડીસપર્ડ તરફથી હતું, અને જે દીવસે સવારે લુસી અને એથલ બેંને આવી પોહોંચ્યાં, તેજ દીવસે આ કાગળ પણ આવ્યું હતું. તે નીચે પ્રમાણે હતું:—

"મારી વાહાલી લીલી.

"આ કાગજ પર હું ડીલફોર્ડનું સરનામું કરૂંછું, કેમ જે તું જાણે છે કે બેનના (કોચમેન) સાથે મને પત્રવેહેવાર છે, અને તેણે મને લખ્યું હતું કે હજી પણ તું ડીલફોર્ડમાં છે, અને મીસીસ રીડલને ત્યાં રહે છે. પણ હું ધારૂં છું કે હવે તેની નામોશીની વાત તેં સાંભળી હશે, અને તેની સાથનું કારજ તેં તોડયું હશે! જે નામોશીની વાત વીશે હું તુંને લખવા માગું છું-તે તો તુંને ખબર છે-અલબત તે તું જાણે છે-અને તો પણ મીસીસ રીડલે પોતાની આબરૂ રાખવા માટે કદાચ તુંને હમણા વાત કહી હોય નહીં! હું તારો પીત્રાઇ ભાઇ, તેમજ ખરો મીત્ર છું, અને તેથીજ જો તું આ વાતથી વાકેફ નહીં હોય, તો તે કહેવાની મારી ફરજ છે. ઘરડો બેન મને લખે છે, કે જે દહાડે હું કાસ્ટલ હીલથી ગયો, એટલે જ્યારે હું ડીલફોર્ડમાંથી છુટો પડયો, તેજ દીવસે તેણીએ તારા સાથની અહરાવવાની વાત સાંભળી, અને તેજ રોજની બપોરે પેલી કમભાગ્ય છોકરી એમી ઓબ્રાયન ડુબી ગઇ. પણ જોન તેણીને બચાવે તે અગાઉ તેણી ગુમ થઇ ગઇ હતી, અને જોનનાં માથાંમાં ખુણ લાગ્યાથી અધમુવા જેવો પેલા તારા ભાડુત મી૰ મેના કુત્રાએ તેને ખેંચી કાઢયો. હું ધારૂં છું કે તારી સાસુએ તુંને કહ્યું હશે કે જ્યારે જોનને ડીલમાંથી બહાર કાઢવામાં આવ્યો, ત્યારે એમીનો ઝભો તેના હથમાં જોરથી પકડેલો હતો! ત્યારે તું એક એવા માણસ સાથે પરણવા તયાર થઈ છે કે જેથી આપણાં કુળની આબરૂ હલકી થશે. એ વીશે વીચાર કરતાં મને કમકમાટ છુટે છે, અને દુઃખ તથા સંતાપ પેદા થાય છે. વાહાલી લીલી, મારી સલાહ માન—અને જોનની સાથે પરણવાનો તારો વીચાર પડતો મેલ. જેવી રીતે તે વરત્યો છે તેવી રીતે ફકત એક નીચમાં નીચ માણસ પણ વર્તે નહીં, અને તુંને હું એક ખરાબ માણસની સાથે પરણેલી જોવા ઇચ્છતો નથી. મને લખીને જણાવજે કે તું એક સ્યાણી છોકરી થઇ છે અને મારી પર વીશ્વાસ રાખજે. હાલ એજ અરજ.

માનજે મને તારો સદાનો સાચ્ચો પીત્રાઇ,
ફ્રાંક ડી."

---

## પ્રકરણ ૧૭ મું.

### મીસીસ રીડલનું ભરમમાં બોલવું.

લીલી જોનની બંને બેહેનોને મળવા ગઈ તેની થોડી વખત અગાઉ પેલું કાગળ મળ્યું હતું, જે કંઈ સુખદાયક નહોતું. જયારે લીલી તેઓને ચુમી લેવા ગઇ ત્યારે પણ તેણી દુઃખી દીસ્તી હતી.

"તમે તમારા જીવને શા માટે એટલો બધો સંતાપો છો? તે જલદી સારો થઇ જશે," આ પ્રમાણે લુસીએ તેણીને દીલાસો દેતાં કહયું.

એથલ અથવા એથ (જે નામથી કુટુંબમાં બોલાવતા હતાં) કંઇ બોલી નહીં, પણ લીલી સામું હમેશના પોતાના માયાળુ સ્વભાવે જોયું, અને તેણીના થંડા અને સફેદ ગાલોપર ચુંમીઓ લીધી. એટલામાં મીસીસ રીડલ ઓરડામાં આવ્યાં, અને બંને બેહેનોએ હજારો વાત પોતાના ભાઇ માટે પુછી.

"પણ માયજી, એ એકાએક કેમ પડી ગયો હશે?" લુસીએ પુછયું.

"હું ધારૂંછ કે તે બરફપરથી લપરી પડયો હશે!" મીસીસ રીડલ બોલ્યાં.

"જયારે તે નદીની આગળ ફરવા ગયો, તેની થોડીજ વખત અગાઉ તે લીલી સાથે ફરતો હતો," અને આ બોલતાં તેણીએ લીલી સામું જોયું.

પણ તેજ વેળા લીલીની હીલચાલપરથી મીસીસ રીડલ સમજી ગઇ કે, જે વાત તેણી છુપાવવા માંગતી હતી, તે વીશે કોઇએ પણ તેણીને કહેલું હોતું જોઇએ, કેમકે લીલીએ સાંભળતાંજ પોતાની નજર નીચી કીધી, અને હોઠો કરડયા. તેજ પળે તેણીને પોતાના પીત્રાઇનો કીધેલો ઇસારો યાદ આવ્યો, અને તેણી વીચાર કરવા લાગી કે તે ખરેખર હતું કે ખોટું.

હવે લુસી લીલી તરફ ફરીને બોલી, "એ ડીલ નદી પાસે ફરવા જવાનો હતો તે વીશે તમુને કંઇ કહયું હતું?"

હજી પણ પોતાની આંખો ઉંચી કર્યા સીવાય લીલી બોલી, "નહીં!"

બીજીજ પળે મીસીસ રીડલ બોલી, "હવે મને મારા દીકરાની આગળ જવું જોઇએ." એમ બોલી તેણી પેલા ઓરડામાંથી જતી રહી, પણ ખરૂં પુછીએ તો તેમ તેણીએ કર્યું નહી. તેણી પોતાના ઓરડામાં વીચાર કરવા ગઇ. "આ દુઃખી છોકરીની વાત કોઇએ પણ તેણીને કહી હશે!"

તેણી પોતાના સુવાના ઓરડામાં ગઈ, કે પેલી વાત લીલીનાં મનપરથી કેમ વીસરાવવી. પછી તેણીએ ઘંટ વગાડ્યો, અને પોતાની દાસીને તેડીને કહયું કે તેણીએ મીસ લીલીને તેડી લાવવું.

થોડાજ વખતમાં લીલી ઓરડામાં દાખલ થઇ, અને મીસીસ રીડલે તરતજ તેણીની તરફ દોડી જઇને તેણીનો હાથ પોતાનામાં લીધો, અને બંને જણ પોતાની વાતમાં મશગુલ થયાં.

છેલ્લે તેણી વાત પુરી કરતાં આ શબ્દો બોલી હતી:

"લીલી, મારી વાહાલી—આવી વેળાએ તેં મને મદદ કરવી જોઇએ, અને તું મારી પાસેજ રહેશે એવી આશા છે."

ફરીથી મીસીસ રીડલે લીલીનો હાથ લીધો, અને તેણીનાં મોં સામે બહુ દયા ઉપજાવનારી રીતે જોયું. ખરેખર આ વેળા તેણી બહુ દુઃખી દીસ્તી હતી. તેણીની સર્વે નેક આશાઓ આ પોતાના અતી સુંદર અને એકપુરા દીકરા પર હતી, અને તેજ દીકરાને આવી સ્થીતીમાં જેવાને તેણી બહુ દુઃખી હતી.

હવે તેણી (મીસીસ રીડલ) મન સાથે વીચાર કરવા લાગી કે જોનને કદાચ કંઈ થશે તો તેણીને જીવવું ભારી પડી જશે.

મીસીસ રીડલ હમેશાં પૈસાદાર માણસોને ચાહતી હતી, અને ગરીબ માણસોને ધીક્કારતી હતી, પણ પોતે તેનો વીચાર કરતી નહોતી કે તેણી કેટલી ગરીબ અવસ્થામાં હતી. તેણીએ પરણ્યા બાદ કોઈ દીવસે સુખ જેયું નહોતું, કેમકે તેણીનો ધણી પણ ગરીબ સ્થીતીમાં હતો, પણ એટલું તો ખરૂં હતું કે તેણીનો ધણી હજારો એકર જમીનનો માલેક હતો. પણ તે સઘળું શું કામનું? કેમકે કમનસીબે તે સઘળી જમીન ગીરવી મુકી હતી.

જયારે આપણે મી૦ રીડલ વીશે વાત કરીયે છીયે, ત્યારે તે પોતાના ઓરડામાં ઇઝીચેર પર બેઠો હતો; અને જયારે લીલી તે ઓરડામાં ગઇ ત્યારે તેણીએ લુસી અને એથને પોતાના બાપ પાસે બેઠેલી જેઇ. એથ ગુંઠણીએ પડીને બહુ પ્રીતથી પોતાના બાપનો હાથ લઇને કંઇ દવા ચોળતી હતી, એવામાં લીલી તેની પાસે ગઇ અને તેનો બીજો હાથ લઇને પુછયું કે તે કેમ હતો.

"નવાં દુઃખો, વાહાલી, નવાં દુઃખો શીવાય બીજું કંઈ નહીં;" તે પોતાના હમેશના રાબેતા પ્રમાણે બોલ્યો. તેને કોઇએ કહ્યું હતું કે જોન અતીઘણો માંદો છે, જયારે મીસીસ રીડલે સર્વેને તાકીદ કરી હતી કે, કોઇએ તેને જોન વીશે કહેવું નહીં, અને જયારે તેણે આ ખબર સાંભળી ત્યારે હમેશ કરતાં વધારે માંદો થયો.

"મી૦ રીડલ, જોન હમણા સારી તંદરોસ્તીમાં છે," લીલીએ તેનાં મનની વાત સમજી લઇને અતી નરમાશથી કહ્યું.

આ સુખન સાંભળી તે ઘરડાનાં મોંપર ખુશી ચમકી નીકળી, અને ઉપર જોઇને થોડા આશીર્વાદના બોલો બોલ્યો.

પછી લીલી ગુંઠણીએ પડી, અને નાની બાબદોની વાતો કરવા લાગી, કે જેથી તેનું દુઃખ તે વીસરી જાય.

લીલી આવ્યા બાદ મીસીસ રીડલની બેઉં દીકરીઓ માળપર પોતાનાં બંધ કરેલાં કપડાં પેટીમાંથી કાઢવા ગઇ.

## પ્રકરણ ૧૮ મું.

### જોનની તંદરોસ્તીમાં થતો સુધારો.

બીજા ચોવીશ કલાકમાં જોનની તંદરોસ્તી સુધરતી ચાલી, અને પેહલીજ વેળા તે જરા નીરાંતે સુતો, જે ઉંઘ પેલા અકસ્માત પછી આજેજ લેવાને તે ભાગ્યશાળી બન્યો હતો. તે વગર બબડવે ઉઠયો, તેની કાનપટ્ટીની આગળની નાડીનો ધપકારો, અને તેની રાતી બનેલી આંખમાંનું તેજ એકદમ નાબુદ થયું, અને પોતાની માતાનાં મોં સામું શાકમંદ રૂપે જોયું.

"વાહાલા, આજે તારી તબીએત સારી દીસે છે!" તેણીએ ધીમેથી કહ્યું. આનો જવાબ તેણે એક ડાહયા માણસની પેઠે વાળ્યો. પછી તેણે આંખો ઢાંકી દીધી, અને એક નીસાસો નાખ્યો.

પાછી તેણે પોતાની આંખો ઉઘાડી અને માયનાં મોં સામે જોઇને પુછયું, "માયજી, હું કેટલા દીવસ થયા માંદો છેઉ?"

"વાહાલા, ઘણા દીવસ થયા," તેણીએ પ્રતીઉત્તર વાળ્યો, "તુંને ખબર તો હશે કે નદીમાં તું પડી ગયો હતો ત્યારે તુંને માથાંપર બહુ જખમ થયો હતો?" પોતાના દીકરાની સ્મરણ શકતી કેટલી બધી છે તે તેણી તપાસવા લાગી.

"હા, હું તે જાણું છું," જોને બહુ દુઃખ સાથે કહયું, "સોજાઓમાં હું સપડાઇ ગયો, અને કારટલહીલ પુલના પાયા સાથે મારૂં માથું અફડાયું હતું." હવે તે એકદમ ઉઠયો, અને જાણે કેટલુંક જોર આવ્યું હોય તેમ બેઠો અને બોલ્યો, "માયજી, એમી ઓબ્રાયન જીવી છે?"

"હા! મારા વાહાલા," તેણી બોલી, "તેણી બચી છે; પણ તેણીનો વીચાર કરવાનો હમણા વખત નથી."

આ સાંભળી તેણે પોતાનાં મનમાં ઇશ્વરનો આભાર માન્યો, અને પાછો સુઈ ગયો, અને આંખો ઢાંકી દીધી. થોડાજ વખતમાં મીસીસ રીડલે બહુ અજાયબી વચ્ચે તેની આંખમાંથી આંસુઓ નીકળતાં દીઠાં. હજી પણ જોન મુગો મુગો સુતોજ હતો, એટલામાં તેની માએ તેનું મન રીઝાવવા હજારો વાતો કાઢી, તેણીએ પોતાની દીકરીઓની આવવાની ખબર આપી, અને પછી હસીને કહયું, "હું ધારૂં છું કે મી૦ શેલબ્રુક તારી બેહેનોમાંથી એકને પરણશે, કેમકે આજે તે બે વાર આપણે ત્યાં આવી ગયો."

વાંચનાર! મી૦ શેલબ્રુકને તો વીસરી ગયાં નહીંજ હશો, જે હમેશાં મીસીસ રીડલને ત્યાં આવજાવ કરતો હતો.

હવે તેણી જોનનાં બીછાનાં આગળથી ઉઠી, અને બારીએ ઉભી; એવામાં તેણીએ ડાકટર મોરટનને આવતો દીઠો. તેણીએ ધાર્યું કે જોન એમી વીશે ડાકટરને જરૂર પુછશે, ને તે કદાચ ખરી બીનાથી જોનને વાકેફ કરશે, અને તેણીએ મી૦ મોરટનને અધવચમાં એટલે ઘરના દીવાનખાનામાં મળવાનો નીશ્ચય કર્યો. તેણી દીવાનખાનામાં તરતજ આવી પુગી, જ્યાં ડાકટર પોતાનો ઓવરકોટ કહાડતો હતો.

"ડાકટર, હું તમો સાથે થોડી ખાનગી વાત કરવા માગું છું." તેણી બોલી. આ બોલ સાંભળી ડાકટર અદબથી નમ્યો; અને તેણીએ બોલવા માંડયું:

"આજે તમો મારા દીકરાને સારી હાલતમાં જોશો, તે રોજ કરતાં આજે વધારે હોશીઆરીમાં છે, પણ ડાકટર, તમો મેહેરબાની કરી એને વધારે પુછપરછ કરવાની સખત મનાઈ કરશો?"

"અલબત, તેને વધારે બોલવા દેવું નહીં" તેણે ઉત્તર વાળ્યો.

"ડાકટર" મેં તમુને એટલાં વાસ્તેજ અહીં રોકયા છે, કારણકે જોન તમુને આજે પેલી દુ:ખી છોકરી વીશે પુછશે, અને તમોએ એમજ કહેજો કે તેણી જીવતી છે."

"હા! મારો પણ વીચાર એવોજ છે."

હવે તેઓ જોનના ઓરડામાં ગયાં; ડાકટરે પોતાના દરદીને તપાસ્યો, અને તેને આજે આવી સારી હાલતમાં જોઈ ખુશ થયો, પણ જોને પોતાની વાત શરૂ કીધી.

"ડાકટર, તમો ધાર્યા મેળે મીસ એમી ઓબ્રાયનની દવાદારૂ કરતા હશો? હું ધારૂં છું કે તેણી હાલ સારી પઠે હશે?"

"મી૦ જોન, હું તેણીની દવા કરતો નથી." ડાકટરે વધુ બોલવાના અખાડા કરી ટુંકમાં પતાવ્યું, "હું મોકલું છું તે દવા તમો ચોંપ રાખી પીતા જજો."

હવે ડાકટર થોડીક અગત જોગી વાત કરીને ત્યાંથી ઘર જવા નીકલ્યો. ડાકટર મોરટનને મીસીસ રીડલે જે વાત ખાનગી રાખવા કહી હતી, તેમજ જોનની દાસીને પણ કહ્યું.

"લીલી, તુંને જોન પોતાના ઓરડામાં જોવા માગે છે, પણ પ્યારી દીકરી, મેં તુંને કહેલી વાત ભુલતી ના." એમ મીસીસ રીડલે આવીને લીલીને કહયું, અને તરતજ મીસ લીલી તેના ઓરડામાં ગઇ. જોનનો ચેહેરો કેવો ફીકો મારી ગયો હતો, અને તેનું ઉંચું કદ કેવું સુકાઇ સોહરાઈ ગયું હતું, તે સર્વે લીલીએ એકદમ જોઇ લીધું. તેણી હવે જોનની પાસે ગઇ, અને મમતાથી તેને શેકહેંડ માટે હાથ આપ્યો.

[સાંધણ છે.] ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.

---

**ખુદાં અને કદરૂપાં કેમ દેખાવું**—જો જલદીથી ખુદાં અને કદરૂપાં દેખાવું હોય તો જંનલ અને ચીરડાકપણાને રાહત આપજો. રસકીન.



# મેરી-એક બહાદુર છોકરી.




ન્સમાં જયારે ધાસ્તીનું રાજય ફેલાયું, ત્યારે ઘણાંક બાહાદુરીભર્યાં કામો સ્ત્રીઓથી થયાં હતાં, જેમાંનો એક નાહનો દાખલો અત્રે ટપકાવી લઈશું.

ઓ! તે ફ્રાન્સના ભયંકાર દિવસો! તે ધ્રુજાવનારા કમકમાવનારા પ્રજાસત્તાક રાજય સ્થાપવાને થયલી કાપાકાપીના દેહેશતનાક દીવસો, તે દીવસો કે જયારે બાદશાહીની પડતી કરી પ્રજાસત્તાક સ્થાપવાને થયલી ખુનરેજી, આદમીઓના વીલાપ કરતા અવાજો! આદમી થઈ આદમીનેજ મારનારા ઘાતકી નિર્દય શખ્સો! પ્રજાસત્તાક રાજય સ્થાપવાને માટે થયલી ઉમરાવોની ખુનરેજીનું દાસ્તાન વાંચી કોણ નથી કમકમતું?

ફ્રાન્સનો તેજ ભયભીત વેળાનો આપણે ચીનાર ચીનારીએ છીએ, કે જયારે નાહક નીર્દોષ પુરૂષોને ગલીએ ગલી ઘેરી બેજાન કરવામાં આવતા.

આ એક એવી કાળી અંધારી સહવાર હતી, કે જેવી અંધારી સહવાર બીજી વેળા થતી નહીં હશે; જાણે ખુદરત તેઓ ઉપર રૂઠી હતી. ફ્રાન્સના મોટા અમલદારો અને ઉમરાવોનાં ટોળાંને આજે બેજાન કીધા હતા, અને હજી કર્યાજ જાય છે. તે ગરદન મારવાની જગ્યા આગળ પ્રજાસત્તાકની તરફેણવાલાઓનું એક મોટું ટોળું ઉભું હતું. તે ઘાતકી, લાગણી વગરનાં આસામીઓનું હતું. જેવો એક ઉમરાવનો જાન લેવામાં આવતો કે ટોળાંમાંથી ખુશાલી અને હરખના પોકારોનો શોર ઉઠતો.

તે ગરદન મારવાની જગ્યા આગળ બે સ્ત્રીઓ ઉભેલી જણાતી; તેઓ આ દીલ તોડનાર, છાતી ફોડનાર દેખાવ નીહાળતી ઉભી હતી. આ બે માહેલી એક છોડીએ પોતાનો ચેહેરો છુપાવવા મજબુત બુર્ખો નાખ્યો હતો. તોપણ બારીકીથી જોનારને માલમ પડે કે તે છોડી બુર્ખા પાછળથી રડતી હતી, તે ઘાતકી હેવાનીયતભર્યા દેખાવ તરફ જોઈ કમકમતી હતી. દર પળે હોશ ખોહી દે તેવી લાઇલાજ થઈ જતી.

જે જે કમનસીબો તે છુરોને હાથ સપડાઈ બેજાન થતા તેઓનાં અભાગ્યાં નસીબ ઉપર વિલાપ કરતી તે અબળા ઉભી હતી. તેણી ભાગ્યે વીશ વર્ષની હોય તેવી જવાન દીસતી.

તેણીની જોડે ઉભેલી પેલી બીજી છોડી તેણીને ઘણી રીતે મળતી આવતી. તેઓ ઉંચાઇમાં અને બાંધામાં એકસરખાં દીસતાં. તેઓનો પેહેરવેશ એકએકથી તદન ઉલટો નહીં હોત તો તેઓને લોકો બેહેનોમાં ખપાવતે. પણ તેઓ બેહેનની સગાઈ ધરાવતાં નહીં હતાં. પેહલી કરતાં આ બીજી રીસાલચલણ

તદન જુદી હતી. તેણી આ કરપીણુ દેખાવ તરફ કાંઈક સંતોષની નજરેથી જોતી. તેણીની ભુખી આંખો તે દેખાવ જોઈ કાંઈ હરખ-હા કહેતાં કમકમાટ ઉપજે છે કે, તે છોડી તે ડરામણા દેખાવ તરફ હરખથી જોતી. તેણી બબડતી.–

"હા, નાપાકો, તમો ઉમરાવો થઈ હમો ગરીબોને ભુખાં મરતાં જોઈ હમો ઉપર કદી રહેમ કરતા નહી; લેઓ તેનો બદલો. મને દીવસો સુધી તમો તરફથી એક સુકકું પાંઉ ખરીદવાને પઈબી નહીં મલતી. તો લેઓ હવે તેનો બદલો. ગરીબોને ભુખાં મારી પોતે મજાહમાં વસે એ બોદાગી સાંખી શકતો નથી. અંતે તમારી પડતીનો દીવસ આવ્યો. આહાહા! એક બીજા ઉમરાવની જીંદગીની જોત બુજાઈ."

એમ તેણી તુચ્છકારથી બબડી હસતી.

તેણીના આ બકબકારા ઉપર લોકો ખડખડ હસતાં અને તેણીને દીવાની થઈ ગયલી માનતાં. કેટલાંકો તેણીની જવાંનીનો ખ્યાલ કરી દીલથી દુ:ખી થતાં કે આવી નાની છોડી આવા ક્રુર દેખાવો જોઇ કેમ મગ્નન થતી હશે. આ કંગાળ છોડીને થોડો વખત નીહાળી પેલી બુર્ખાવાલી છોરીએ તેણીનાં ખભાં ઉપર હાથ મેલ્યો, અને ધીમા સ્વરે તેણીના કાનમાં લાગી કહ્યું:—

"તને પૈસાવાલી થવા ગમે છે?"

તે છોડી આ સવાલથી ચમકી દેવાનાં મીસાલ હસી પડી બોલી.

"ખચીતજ! વળી નહીં કોણને ગમે!"

"ચાલ ત્યારે, મારી પુઠે આવ, તું માતબર થશે."

"ઠીક, ચાલો!"

મુશકેલે ભીડાભીડમાંથી રસ્તો મોકલો કરી તેઓ બહાર પડયાં; થોડુંક ચાલ્યા બાદ પેલી બુર્ખાવાલીએ બીજીને પુછયું:–

"હું તને કયાં નામથી ઓલખું?"

"મને સઉ કોઈ ભીખારી મેરીને નામે ઓલખે છે."

"તું ભીખ માંગી તારૂં પુરૂં કરે છે?"

"હા, હવે મને તમારૂં નામ અને કામ જણાવો."

"મારૂં નામ પણ મેરી છે."

"તમો ઉમરાવી ખાનદાનનાં છો કે?"

"તેની સાથ હમણાં આપણને કાંઈ કામ નથી. મને તારે ઘરે લઈ જા, પછી હું કહીશ."

એક અંધારી ગલીના અંધીયાર, નજીસ, કંગાળ, ગંધ મારતા ઓરડામાં ભીખારી મેરી પોતાની નવી સોબતણ મેરીને લઈ ગઈ.

"આ મારો મેહેલ!" આ ચેષ્ટાના શબ્દો વાપરી તે કંગાળ છોડી તીખાશથી હસી.

પેલી આબબાથી ત્યાંની અંધીયાર હવા અને નજીસાઈ બીલકુલ ખમાતી નહીં, જે ઉપરથી જણાઈ આવતું કે હમણાં ફ્રાન્સમાં કાપાકાપી જે ઉચ કુલનાંઓ ઉપર ચાલતી તેઓ માહેલી તેણી પણ એક હતી, યાને તેણી એક ઉમરાવી તોખમની ખાનદાની બાનુ હતી. આંખ મોહલી તે કંગાળ ઓરડો જોઈ લઇ તેણી બોલી,—

"તું પારીસમાં જાણીતી છે કે? અહીંનાં લોક તને ઓલખે છે કે?

"હા, મને દરેક જણ ઓલખે છે. ભીખારી મેરીને કોણ નથી ઓલખતું?"

"તું રોબેસપીએરને જાણીતી છે? તેમ જો હોય તો હું એક સાટું તારી સાથ કરવા માગું છું."

પ્રજાસત્તાક રાજ્ય થયલું જોવાને લોકોની જે ટોળી ઉભી થઈ હતી તેઓનો વડો તે રોબેસપીએર હતો, જે અતીઘણો ઘાતકી દીલનો, દયાહીણુ શખ્સ હતો. તે ઉમરાવોને પકડી વગર રેહેમે કતલ કરાવતો. તે ટોળીનો વડો હતો.

"મને નામથી રોબેસપીએર ઓલખે છે એમ હું જાણું છું. તેણે મને કદી જોઈ નથી, પણ મારૂં નામ તેણે સાંભળ્યું છે."

"મને તેજ જોઈયે છે. તારૂં નામ તે જાણતો હોય તો બસ હવે સાંભળ, આ મારાં કપડાં તું જોય છે તેમ તારાં કપડાં કરતાં ઘણાં કીમતી છે, તે હું તારા સાથ બદલવા માંગું છું. તેના બદલામાં હું તને સારી રકમ આપીશ. હું તારાં કપડાં પેહેરી બહાર જઈશ તેટલાં તું આ કપડાં પેહરી અત્રે છુપાઈ રહેજે. તેને માટે આ એક હજાર ફ્રાંક મારા પાસ છે તે લે, બાકીના પછી આપીશ."

"મારાં કપડાં પેહરી તમો કયાં જશો?"

"હમણાં આપણ જયાંથી આવ્યાં ત્યાં!"

"હં! હું હવે સમજી, તમો તમારા કીમતી પોશાકથી એક ઉમરાવ બાનું દાખલ પકડાઈ આવો તેથી મારાં કંગાળ કપડાં પેહરી તમો બહાર જવા ઈચ્છોછો. આપણી આંખ અને બાલનો રંગ સરખો છે, વળી આપણો બાંધો પણ એક સરખો છે, જેથી મારાં કપડાંમાં તમો ભીખારી મેરી જેવાં જણાશો."

થોડા વખ્તમાં પેલી ઉંચા લાડમાં વસેલી, મેહેલમાં ઉછરેલી, ઝવેરમાં રમેલી, પારીસનાં અમીરી મંડળમાં સર્વેની વાહાલી, સર્વેની લાડકી, મેરી ડી નાન્તીસ તે કંગાળ વખતને વશ થઈ, ઘાતકી શખસોને ઠગવા પારીસમાં જાણીતી થયલી એક ભીખારી મેરીનાં કંગાળ ચીંદેહાલ કપડાં પેહરી લઈ મોહોલ્લામાં બહાર પડી. અને તે શાને ખાતર?

ધન છે તે બેહેનને કે જેણી પોતાના જાનની દરકાર કર્યાવીના પોતાના ભાઇને ખાતર તેવા ભયંકાર વખતે બહાર પડી; તેને બંચાવવા વેશ બદલી આગળ વધી.

એ મેરી ડી નાન્તીસની કાહાંણી ઘણી કરૂણારસ છે. તેણીના ઉમરાવી પીતા અને બે વડા ભાઈઓને પેલા પ્રજાસત્તાક રાજ્યની તરફેણવાલા દયાહીન નાતરસ બદમાશોએ પકડી લાવી પારીસનાં એકેએક ઉમરાવોને જડમુળથી ઉખેડી નાંખી પ્રજાનું રાજ્ય સ્થાપવા દેવાના ઘાતકી વીચારથી રેંહસી નાખ્યા હતા, તે રોબેસપીએરના ક્રુર વીચાર અને હોકમથી તેઓને જબેહ કર્યા હતા. ત્યારબાદ મેરી અને હવે તેણીનો બાકી રહેલો એક જવાન ભાઈ તે ઘાતકી વરૂઓના હાથમાંથી સટકવા ભારાતાં છુપાતાં ફરતાં, પણ થોડાક કલાક થયા મેરીના ભાઇને તે નીર્દય શખસો ઉપાડી ગયા હતા. તે બચારો અંતે જણાઈ આવ્યો હતો. મેરીની નીરાશીની હદ હતી નહીં, તેણી પોતાના ભાઈને નાહક મરાઈ જતો બંચાવવા ભીખારી મેરીનો વેશ લઈ બહાર પડી.

મોહલ્લાઓ પસાર કરી તે છોડી તે હેવાનયતભર્યાં કામ થતી જગ્યા ઉપર આવી ઉભી; લોકોની ભીડને દુર કરી તેણી અંદરને અંદર ગઈ. અંતે છેક નાશકારક જગ્યા ઉપર આવી અટકી.

તેણીને યાદ આવ્યું કે જો તેણી ગમખાર ચેહરો રાખશે તો પકડાઈ આવશે, તેથી ભીખારી મેરીના વેશ માફક ચાલવા તેણી હસી. તે હસવાનો અવાજ કરતાં એક હજારવાર રડવાનો અવાજ પરવડે. તેનેથી તેટલો કમકમાટ ઉપજે નહીં; તેવો તે હસવાનો અવાજ હતો. મેરી પોતે તે અવાજને કદી વીસરી હશે નહીં. તે કઠોર કાંટા ઉપજાવનારૂં હસતું હતું.

"ઓહ, વળી બીજા બકરાંઓનું ટોળું આવ્યું !"

હેવાન જેવાં સખત દીલ ધરાવનારાઓ ટોળાંમાંથી પુકારી ઉઠયા.

મેરીનું લોહી બંધાઈ ગયું. તેણીએ જબરી કરી નબળાઈનો હુમલો પોતા ઉપર ફાવવા દીધો નહીં. તેણીએ બીજું એક ઉમરાવોનું ટોળું આવતું દીઠું.

કમનસીબ, વગર ગુનાહે માર્યાં જતા ઉમરાવ શખ્સોનું એક ટોળું આવ્યું. તે ટોળામાં તેણીનો ભાઈ પેહલો ચાલતો હતો. તેના ચેહરા ઉપર અમીરી તોર હતો. બેધડક મજબુત પગલે અને મગરૂર ચેહરે તે પગથયાં ઉપર ચહડવા લાગ્યો, જયાંથી ગરદન મારવાની જગ્યા ઉપર જવાતું. તે બીનદેહેશત તે જગ્યા તરફ ચાલ્યો.

હમણાં સુધી પોતાના ભાઇને જોઈ મેરીની હીમતપર ઓટ આવી હતી. પણ તેને છેક ત્યાં લગોલગ જતો જોઇને તેણીની હીમત પાછી આવી. પોતાના ખાનદાનના એક પુરા વાહાલા ચેરાગને બચાવી પોતાના પીતાનું નામ કાયમ રાખવાં તે બહાદુર છોડીએ વીચાર કીધો. આગમજથી ગોઠવી રાખેલાં ચોકઠાં મીસાલ તેણી છલાંગ મારી પગથ્યાંઓ ચહડી જઈ ભાઈના હાથ વહાલથી ઝાલીને બોલી:

"એનું શું કારણ? તને શા વાસ્તે અહીં લાવવામાં આવ્યો છે, મારા ભાઇ, અહીં તો ફકત ઉમરાવોનેજ મારવામાં આવે છે." તેણી બોલી.

"બાજુ થારે; અએ કંગાળ છોકરી !" એક ખવીશ બોલ્યો.

"મને જ્યાં સુધી જણાવવામાં નહીં આવે કે મારા ભાઈને શા વાસ્તે ગરદન મારવામાં આવે છે, ત્યાં સુધી હું બાજુ થનાર નથી." મેરી હિંમત ધરી બોલી.

"તારો ભાઈ?" કેટલાક ખવીશોએ હેરત થઈ પુછયું.

"હા, એ મારો ભાઈ છે."

"તું કોણ છે ત્યારે?"

"હું ભીખારી મેરી છું. શું તમો મને નથી ઓલખતા?" સર્વે હેરત થયા.

"હા, અલબત! હમો તને ઓલખ્યે છીએ. પણ આ કાંઈ તારો ભાઈ નથી."

"એ મારો ભાઈજ છે, એને પુછો."

હમણાં સુધી તેણીનો ભાઈ એનટોન્યો ડી નાન્તીસ તે ચીડે હાસ છોડી તરફ તીરસ્કારની નજરથી જોતો ઉભો હતો. એવી રીતથી મેરી ભીખારી મેરીમાં ફેરવાઈ ગઈ હતી કે તે ભાઈ પોતાની વાહાલી બેહેનને પીછાણી શકયો નહીં. પછી તેને મેરીની હીકમત તરફ ધ્યાન પુગ્યું, જેથી તે બોલ્યો:

"ઓ મારી વાહાલી બેહેન!"

"શું ખરેખર આ તારો ભાઈ છે!" હવે જુલમી રોબેસથીએર પોતે બહાર નીકળી આવી બોલ્યો.

"હા, પણ તેઓ મારૂં માનતા નથી."

"પણ એનું નામ જુદું છે."

"તે વીષે તમારી કાંઈ ભુલ હશે. એને મોકળો કરો."

"આ છોકરી ખરૂં બોલે છે કે તું તેણીનો ભાઈ છે?"

"હા," તેણીના ભાઇએ જવાબ વાલ્યો.

"ત્યારે શું તું ડીનાન્તીસનાં ઉમરાવી ખાનદાનનો નથી?" રોબેસથીએરે નીરાશાથી પુછ્યું.

"હું કહુંછું તે સાંભલો છો કેની? હું એનો ભાઈ થાઉં છું. એ મારી સગી બેહેન છે." તે જવાને જણાવ્યું.

"ત્યારે તું ડીનાન્તીસનાં ખાનદાનનો નહી હતો અને આ મેરીનો ભાઈ હતો એમ હમને પેહલે કાં ન જણાવ્યું?"

"કોઈ મારૂં માનતે નહીં. મારૂં કોઇ માનતે નહીં, કારણ મારાં કીમતી કપડાં તેની વીરૂધ હતાં. એ ઉમરાવી પોશાક ઉપરથી તમારાં માણસોએ મને ઉમરાવ ધારી પકડવાની ભુલ કીધી. હું કહેવાનો હતો કે હું આ ભીખારી મેરીનો ભાઈ છું, પણ મને ચુપ રહેવા જણાવ્યું હતું". તે બોલ્યો.

હવે ઘાતકી રોબેસથીએર તે જવાનની આંખોમાં થોડો વખત તીકયું; પછી તેણીની બેહેન તરફ ફર્યો, અને પોતાની તીણી આંખો તેણીના ચહેરા ઉપર ટાંકી. મેરી ઘણી બીધી. રખે પકડાઈ આવે તેથી અંદરખાનેથી ધ્રુજતી બહારથી હીમતવાન દેખાવ કરી ઊભી, જયારે તે આદમીના અવતારનો સેહતાન પોતાનાં માણસો તરફ ફરીને બોલ્યો:

"એને છોડી મેલો!"

આ બોલો સાથ જવાન એનટોન્યો ડીનાન્તીસને છોડી મેલવામાં આવ્યો. સાંકળોથી છુટો થતાં પોતાની વાહાલી બેહેનનો હાથ મમતાથી ઝાલી તે જીવલેણ પગથ્યાંઓ ઉતરી ભીડમાં વીંટળાઈ ગયો. પોતાનાંમાંના એકને સમજી તેને માટે લોકોએ ખુશી બતાવી. હજી તે પણ જીવ સટોસટની હતી. હજીબી પકડાઈ આવવાનો સંભવ હતો. મેરીનાં ઘર નજદીક તેઓ આવી લાગતાં મેરી ડીનાન્તીસે પોતાની હોશ ખોઈ દીધી. તેણીનો ભાઈ ગુંચવાઈ ગયો, એટલાં ભીખારી મેરી સઘળું તેને જણાવી પોતાને ત્યાં લઈ ગઈ, જેણી મેરી ડીનાન્તીસનાં ના કહેવા છતાં બહાર નીકલી હતી. એવાં કીમતી કપડાં પેહરી ભીખારી મેરી વળી ઘરમાં ભરાઈબી રહે!

જયારે મેરી ડીનાન્તીસ હોશમાં આવી ત્યારે તેણી ભાઈને ભેટી. છુટકારા માટે બેઉએ તે દાદારનો આભાર માનવા બંદગી કરી.

ભીખારી મેરીને નવાજી તે ભાઈ બેહેન પારીસથી હવે સદંતર કંટાળી કેડે બીજી જગાએ જઈ સુખથી રહયાં. એ રીતે મેરી ડીનાન્તીસે પોતાનાં ખાનદાનના ચેરાગને બચાવી લઈ પોતાનું નામ તવારીખના સફાઓ ઉપર કાયમ રાખ્યું, અને પોતાની જાતીને મગરૂર કરવા જોગ દાખલો બેસાડયો.

મેહેરબાનું કાવસજી દાયર.

## ઝાડપાન અને તેમનો વધારો.

### પ્રકરણ ૬ ઠું.

**પાતરાં અને કળી.**



તરાંની સાથે જ્યારે નીચે જે ડાંખળી આવે છે તે હોય, ને તેને છેડે વળી બે કે એક ઝીણાં પાતરાંણી હોય ત્યારે તે એક આખું પાતરૂં કહેવાય છે. ઘણાં-ખરાં પાતરાં સાથે ઝીણાં પાતરાં ને કોઇને તો ડાંખળીણી હોતી નથી. પણ તેમ કેટલાંકને તો ઝીણાં પાતરાં ને ડાં-ખળી નહીં ઓળખાઈ આવે એવાં હોય છે. પાતરાં સાદાં તથા મીશ્ર હોય છે. સાદું પાતરૂં તે આખું એકજ હોય છે, અને મીશ્ર પાતરાં એક કરતાં વધારે ભાગોનાં બનેલાં હોય છે. પાતરાંઓમાં પણ ઝાડના જેવાજ શાખાઓ હોય છે. પાતરાંની અંદર જે ઝીણી મોટી નેસ આવે છે તે દોરા જેવા શાખાની થયલી હોય છે, અને જે લીલો ભાગ પેલી નેસોની ઉપર ફરી વ-ળેલો હોય છે તે ખાણુંવાળા શાખાનો થયલો છે; અને વળી એ બધું એક ઘણીજ પતળી ચામડીથી ઢંકાયલું હોય છે.

પાતરાંનું ઢાંકણ ડબલ હોય છે, અને જો એક પા-તરૂં પાણીમાં થોડો વખત પડી રહ્યું હોય તો તેમાં એ માલમ પડી આવે છે. પાણીમાં પડી રહયાથી તેમાં જે cellular tissue નો ભાગ હોય તે સઘળો કોહીને જતો રહે છે, અને તેના વડે જે ઉપર ને નીચેનું પડ વળગેલું હોય છે તે છુટું પડે છે.

કેટલાંક પાતરાંને પાતરાંની ડાંખળીમાંથી એક વખ નીકળે છે તે પાતરાંના મધ્ય ભાગમાંથી થઇને છેક અણી સુધી જાએ છે, અને પછી તેની અંદરથી બારીક વખો નીકળે છે. કેટલાંક પાતરાંને તેની ડાંખળી આગ-ળથી એક સરખાં કદની ઘણી વખો નીકળે છે. આવાં પાતરાંઓ dicotyledonous વર્ગનાં ઝાડનાં થાય છે, એટલે કે જેનાં થડ exogenous હોય તેનાં થાએ છે.

કેટલાંક પાતરાંઓમાં વખ ડાંખલી આગળથી નીકળીને સીધી ને સીધી આખાં પાતરાંમાંથી ચાલી જાએ છે, અને તે-મની વચ્ચે તફાવત સરખો રહે છે; તેઓમાંથી ઝીણાં વખો નીકળતા નથી. આ જાતનાં પાતરાં monocotyledonous વર્ગનાં ઝાડનાં એટલે જેનું થડ endogenous હોય તેનાં થાએ છે. Monocotyledonous વર્ગનાં કોઇ ઝાડનાં પા-તરાંમાં વચલી વખમાંથી બીજી વખો નીકળે છે, તે છેક પાતરાંની કોર સુધી સીધી ને સીધી જાય છે.

પાતરાંની સપાટી ઝીણી છાંટથી ભરાએલી હોય છે. આ છાંટ જેવા ડાઘ દેખાએ છે તે પાતરાંની અંદરના ભાગ-માંના ખાડા છે ને તેમાં હવા રહે છે. એને દમ લેવાનાં આંધરાં કહે છે, તેઓ કાળા ખુણાના જેવા આકારનાં હોય છે, ને ઘણાંજ પતળાં ખાણુંથી ઢંકાયલાં હોય છે. એમાં ઘડી ઘડી ઉઘડવા ને બંધ થવાની શકતી રહેલી હોય છે. સુકી હવામાં એ ખાણું ચીમરાઇ જાએ છે, ને હવામાં ઘણો ભીનાસ હોય તે વખતે તે ઉપસી આવે છે ને વચ-માંથી ઉઘડી જાએ છે. આ આંધરાં પાંતરાંની ઉપરનાં કરતાં નીચેની બાજુપર ઘણાં હોય છે, ને કોઇ વેળાએ તો ઉપર મુદ્દલ જણાંતાંજ નથી. જુદાં જુદાં ઝાડમાં એની સંખ્યા જુદી જુદી હોય છે. જેમાં એ ઘણાં હોય તેમાં એક ચોરસ ઇંચ જેટલી જગ્યામાં તો કંઇ હજારો હોય છે. એ આંધ-રાંનું કામ પાતરાંમાંથી હવા પાણીને આવજાવ કરવાનો રસ્તો કરી આપવાનું હોય છે ને તેથી જે રોપા પાણીમાં ઉગે છે તેમાં એ ઝાઝાં જણાતાં નથી.

જુદાં જુદાં ઝાડ પ્રમાણે પાતરાંના જુદા જુદા આકાર હોય છે. પણ તે ઘણાં હોવાને લીધે એ વિદ્યા જાણનારા-ઓએ તેમની આકૃતી ઉપરથી તેમનાં નામ આપેલાં છે.

કળી એ એક જાણે ઝાડની ડાળીની શરૂઆત છે, કેમકે તેનાંથીજ નવાં ઝાડ ઉગે છે. જે ઝાડ બે કે બેથી વધારે વરસ જીવે છે તેઓમાં મોસમ પુરી થવા આવે છે ત્યારે પાતરાંનાં થડમાંથી નવી કળીઓ ફુટે છે, અને તેમની ઉ-પર ભીંગડાનાં આકારનું ઢાંકણ રહે છે. એ ઢાંકણથી દવ તડકાં વીગેરેથી તેમનો બચાવ થાય છે. ગરમ દેશમાં જે ઝાડો થાય છે તેમની કળી ઉપર કશું જુદું ઢાંકણ હોતું નથી. કળીઓની આસપાસ ઝીણાં પાતરાંઓ જુદી જુદી રીતે વીટળાયલાં હોય છે. પણ એક જાતનાં ઝાડમાં ઘણાં ખરાં એકજ રીતનાં હોય છે. S.

## રાંધવાને લગતું.

**ચોકલેટનાં મકરૂન**—પા રતલ મીઠી બદામ, પોણો રતલ ખાંડ, બે ઇડાંની સફેદી, વેનીલાનું એસન્સ અને એક આંઉસ ચાકલેટ. બદામને છોલી સુકી કરીને ઝીણી છુંદવી, છુંદની વેલા-એ અંદર એક ઇડાંની સફેદી થોડી થોડી નાખતાં જવું. લીસું માવા જેવું થયા પછી અંદર ખાંડ અને બીજાં ઇડાંની સફેદી નાખવી, ચાકલેટને પગલાવવો અથવા તેને ઓખણીને ઝીણો ભુ-કો કરવો: પછી તેને ઉપલી મેલવણીમાં વેનીલા સાથે નાખવો, ત્યાર બાદ તેના ગોળ દડા બનાવવા, જે બનાવતી વેળા આંગળાં-ને ભીંજવ્યા કરવાં કે વળગી જાય નહી. દરેક દડાપર જરા જરા પાણીનો હાથ ફેરવવો, પછી ધીમી ભઠીમાં સખત થાય ત્યાં સુધી સુકાવા દેવા.

**ફુરફુરીઆં**—ત્રણ આંઉસ ઘઉનો આંટો, એક ઇડું અને એક પાશેર દુધ. આટાને થોડાં દુધમાં બાંધી નરમ કરવો, પછી ઇડાંને ફફ ચહડાવી તે તથા બાકીનું દુધ અંદર નાખવું. આટા-ને બરાબર ઘુંટી નરમ અને લીસો બનાવવો. ત્યારબાદ એક પેનામાં ખુડતું ઘી કકરાવી તેમાં ઉપલી મેળવણીમાંથી એક મો-ટો ચમચો ભરી રેડવું, એક બાજુએથી લાલ થાય કે કહાડવું. એ મુજબ અકેકો ચમચો રેડી તળાય કે રકાબીમાં છુટાં છુટાં ક-હાડવાં, એક એક પર મુકવાથી વળગી જશે. પછી તેપર લીંબુ નીચવી ખાંડ ભભરાવી ખાવું. પીરોજા.



# ખરચ આપીને રહેલો પરોણો.

## પ્રકરણ ૧ લું.



મેતલેન્ડસનાં કુટુંબવાલાં ખરેખર ઘણાં ગરીબ હતાં. વગર શરમની, કબુલ રાખવામાં આવતી, અને ધર્મી પુરૂષોની સખાવતથી ઓછી થતી ગરીબાઈ તેમની ન હતી; પણ દોલતના દેખાઈતાં ખાડામાં અહસ્યાઈનો દેખાવ જાલવી રાખવાની મહા મેહનતભરી કંગાલીયત તેમની હતી. કેપ્ટન મેતલેન્ડે તેની જુવાનીમાં દોલતનું સુખ ભોગવ્યું હતું, અને જોકે હમણાં સટ્ટાના બુરા દેવે તેની આવકને ઘણી ઘટાડી નાખી હતી, તોપણ તેનાં અસલી મોડી રાતનાં ખાણાં, સારી બીડીઓ અને તેના માનીતા વાઈનો વગર તેને ચાલતું ન હતું. થોડી આવકમાં આ બધી જરૂરીયાતો પુરી પાડવાનું તેની નાજુક ધણીયાણીને માટે ઘણું સખત હતું, પણ આવક અને ખરચનું પાસું સરખું રાખવાની આ મેહનત જારી રાખવાનું તેણીએ પોતાનાં મોતનાં બીછાણાં ઉપર પોતાની વડી દીકરી પાસે વચન લીધું હતું.

મારજરી, જોકે પોતાના બાપના આપસ્વાર્થથી પોતાની માતા માફક અંજાણ ન હતી, તોબી તેણીએ આ બોજો પોતાનાં જુવાન ખભાં ઉપર ઊંચકી લીધો હતો. કેટલીક વખતે જ્યારે ચુપકીદીથી નહીંજ ખમાતું, ત્યારે પોતાની લંગડી બેહેન આગળ મહીનાઓની સખતાઈનો ઉભરો તેણી કહાડતી હતી. પણ ગુસ્સાનો આ જુસ્સો થોડા વખતમાં વહી જતો અને ત્યારે તેણી આગળના જેવીજ મધુર, ખુશ સ્વભાવની, દોરાની દુઃખથી ઘેરાયલી જીંદગીને ચલકાટ આપનારી સાથી બનતી હતી.

તેમની આગલી જીંદગીના ભપકા સપકાનો થોડોક ખ્યાલ મારજરીને આવતો, પણ દોરાને તેમનાં હાલનાં સુંદર વેળાથી ઢંકાયલાં, અને દરીયા તરફ ઉઘડતી બારીઓવાળાં ઘેર સીવાય બીજાં કશાંની યાદ હતી નહી. તેણી એકુ બારી આગળ કલાકો સુધી પડી રહી નીચેની ટેકડીઓને અફડતા મોજાઓ તપાસતી હતી, અને દરેક ખાડી કે દરેક ભુશીરનો દેખાવ તેણીને જુના મીત્રો લાગતા હતા. મારજરી તેણીની પૈડાંવાળી ખુરશી દરરોજ કીનારે ઘસડી જતી હતી, અને ત્યાં તેઓ કદીબી આશાએસ ન લેતાં દરીયાની ફેરફાર થતી ખુબસુરતી તપાસતાં હતાં.

જુન મહીનાની એક તડકાંવાળી બપોરે જ્યારે ભરતીનાં પાણી પોતા પાછળ દરીયાની લીલ અને શીપોનાં ઢગલાં મુકી ઓસરી ગયાં હતાં ત્યારે આવ્યાં હતાં. ખુરસીને ટેકડીની નીચે છાયામાં ઘસડવામાં આવી હતી, અને ઉની રેતી ઉપર મારજરી પોતાના બંને હાથો ગુંઠણ ઉપર મેલી બેઠી હતી. તેણીના સુતરાઉ ડ્રેસે પોતાનો અસલ બ્લુ રંગ વારંવાર ધોવાયાથી ખોહયો હતો. તેણીની ઓહે ટુંકી થતી હતી, અને ઘેર છુટી ગયલો હતો, અને તોબી આ ચીંહડેહાલ હાલત છતાંબી તેણી ખરેખર ખુબસુરત લાગતી હતી. તેણીની ચામડી ઉપર ગુસ્સાથી રતાશ ચહડી આવ્યો હતો, તેણીની ભુરી બ્લુ આંખોમાંબી ગુસ્સો પ્રકાશી નીકળ્યો હતો, અને તેણીના સુંદર હોઠો ગુસ્સાથી ધ્રુજતા હતા.

"શું કરવા જુઠા ઢોંગ કરવાનું એવણ ચાલુ રાખે છે?" તેણી સખ્તાઈથી કહેતી હતી. "ખાણું કયાંથી મેળવવું તે એક દરરોજનો ભારે સવાલ થઇ પડયો છે, ત્યારે તે માટે કપડાં બદલવાં એ કેવી ઠીઠીયારી! અરે! મરાયા અને હું ખાણાંની તઈયારી કરવામાં કેટલાબધા કલાક ગુમાવ્યે છીયે. તે ગરીબ છોકરી આખો દહાડો ગુલામગીરી કરીને આપણી સેવામાં ઉભી રહે અને જરાક ખામી પડી તો બાવાનો મીજાસ જતો રહે છે, કેટલીક વખત તો મને એટલું શરમમાં આવવું પડે છે."

"મરાયાને તેની દરકાર નથી," દોરાએ ધીમેથી કહયું. "તેણી તુંને ઘણી ચાહે છે, મારજરી."

"આપણે 'લેમોરવા' ભાડે આપીને નાનાં ઘરમાં જવું જોઇયે." તેણીએ દરકાર કરયા વના આગળ ચલાવ્યું. "હું આપણાં વાહાલાં ઘરને ચાહું છુ, પણ આપણે કોઈબી રીતે પૈસા મેળવવા જોઇયે, અને મને તો લાગે છે કે એજ સાદી રીત છે."

"બાવા કદીબી કબુલ થાય નહીં," તેણીની નાની બેહેને પોતાનું માથું ડહાપણથી હીલવીને કહયું. "એવણ તેમાં હલકાઇ ગણશે."

"ગરીબાઇની સામે પ્રમાણીકપણે લડત ચલાવવામાં કશી હલકાઇ નથી," મારજરીએ જુસ્સાથી જવાબ દીધો; "પણ દોલત નહીં હોવા છતાં ખોટો દેખાવ ધારણ કરવામાં, અને જે માટે પૈસા આપવાના ન મળે તેવી ચીજો ખરીદવામાં શરમભરેલી હલકાઇ છે."

"જો આપણે કોઇ ખરચ આપીને રહેતા પરોણા માટે સાંભળીયે તો પૈસા મેળવી શકીયે." તે બાળકે આશાથી કહયું.

"બીજાંઓ કહે છે તેમ આપણેબી તેને ભાડુત કાંએ નહી કહીયે? બાવાને આ એશકી વાકય આવડયો નહીં હતે તો એમબી કરવાને કબુલ થતે નહીં. ખરું કહું તો, મને તો એમાં કશું વળે એવું દીસતું નથી." મારજરી બોલી.

"કેવું શરમભરેલું છે કે સઘળું કામ અને સઘળી જંજાલ તારેજ માથે પડે છે," દોરા પોતાની નમ્ર ભુરી આંખોમાં દયા સાથે બોલી ઉઠી. "હું ઇચ્છું છું કે તે મીસીસ

દ્રમંદની માંગણી કબુલ રાખી હતે. જેમ સીનદરેલાની પરી ધર્મમાતા તેણીને બંચાવવા આવી હતી, તેમ થતે."

"અને પછી તારી બબડતી મોટી બેહેન વગર તુંને કેમ ચાલતે?" મારજરીએ હસવાનો પ્રયત્ન કરી કહયું, "નહીં નહીં, મારૂં કામ ઘેરમાંજ છે."

"લંડનમાં કોઇ તવંગર ડયુક સાથે પરણીને તું બધા દહાડા સુખી થતે;" દોરાએ દલગીરીથી આગળ ચલાવ્યું.

આ બચ્ચાં જેવા સાદા સખુનોથી મારજરીને હસવું આવ્યું, પણ ફરીથી કંટાળાનો સેહજ ઓળો તેણીનાં મોંહ ઉપર જણાયો.

"હું ગરીબાઇથી એટલી તો કંટાળી ગઇ છું કે કોઇબી તવંગર માણસને પરણવા કબુલ થાઉં," તેણીએ પોતાની પાતળી, ફીક્કા ચેહરાની બેહેન તરફ જોયું કે તેણીનો ચેહરો શરમથી લાલ થઇ આવ્યો, કારણકે જયાં તેઓ ઉભાં હતાં સાંજ તદન પાસે એક જુવાન શખ્સ તેનીસના દેસમાં હતો, કે જેણે આ ધીક્કારવા જોગ શબ્દો બરોબર સાંભળેલા હોવા જોઇયે.

તેનો સુંદર ચેહરોબી મારજરીના જેવોજ થઇ ગયો હતો. તેમની તરફ એકબી નજર ફેંકયા વિના તે કુદકો મારી રેતી ઉપર કુદી પડયો અને મુગો મુગો ચાલી ગયો.

"અરે, મારજરી!" દોરાં ગભરાઇને બોલી ઉઠી.

"હમણાં મારી સાથ બોલતી ના," તેણીએ ધીમા ગુંગળાતા અવાજે ફરમાવ્યું "હું,–હું શરમથી મરી જવશ, અરે, મારાથી એમ કેમ બોલાઇ ગયું?"

"કાંઇ નહીં," તેણીની બેહને દીલાસો આપ્યો. "હું નહીં ધારતી કે તું એને ફરીથી મળે."

"એ મળશેજ. મને લાગે છે કે એ ઘણી આપો ઉન્હાળો અંહી ગુજારવા આવ્યો છે, અને એ આપણને દરરોજ મળશે."

"આ અવાજ નહીં થાય એવી રેતી ઉપર લોકોને જેમ ગમે તેમ ફરવાની છુટ નહીં મુકવી જોઇયે, નહીં તો સાથે ઘંટ રાખીને ચાલવાની પારલામેન્ટે તેમને ફરજ પાડવી જોઇયે," તે બાળકે ગુસ્સાથી પોતાનો વિચાર જણાવ્યો.

"નહી, પણ મારાં જેવાં બોલવાને પારલામેન્ટે દાબી દેવું વધારે સારૂં છે, હવે મને એક મજબુત ધડો મળયોછે. ચાલ, આપણે ઘેર જઇયે, નહીં તો વળી પેલા જુવાન શખ્સને મળીશું."

જોકે તેઓને ચાહે માટે મોડું થયું હતું, તોબી તેઓએ જોયું કે તેમનો બાપ કાંઇ અસાધારણ ખુશ સ્વભાવમાં હતો. ખરચ આપીને રહેવા ઇચ્છતા પરોણા બાબેની તેની જાહેર ખબર ફતેહમંદ નીવડી હતી.

"ઘણો સરસ જુવાન શખ્સ છે," તેણે મારજરીએ લાવેલાં ચાહેનાં પ્યાલાંમાં ખાંડ અને દુધ સંભાલથી નાખીને કહયું. "આએ નાની સુરત જગામાં ખરેખર તે એક કીમતી સોબતી થઇ પડશે, અને મને તે એટલો પસંદ પડયો છે કે મેં વધુ વાર ખોટી ન રહેવાનું દુરસ્ત ધારી આજેજ તેને બોલાવ્યો છે; તે અહીંજ ખાણું લેશે, માટે મારજરી, સઘળી તેયારી કરાવજે."

"તે એક ચીતારો છે કે? ત્યારે તો ઘણું કરીને બહારજ રહેશે." મારજરીએ પુછયું.

"હું એમ ફકત ધારૂંછ," તેણીના બાપે ચાહ પીતાં કહયું. "પણ મારા કહેવામાં કાંઇ ભુલ પડતી નથી. તેણે કાંઇ એ માટે કહયું નથી, પણ મારી તો ખાતરી છે."

"કદાચ તે મારજરીની સબી રંગશે." દોરાએ પોતાની અતી સુંદર બેહેન તરફ વખાણની નજર ફેંકી પુછયું.

"ખરેખર બેવકુફ હોય તેજ સબી પાડનારો અંહી આવે. દેખાવો ચીતારનાર તે હશે, પણ મારજરી, હવે તું ખાણા માટે તૈયારી કરવા જાએ તો સારૂં. જો આપણી સાથ કોઇબી જમવા આવે છે, તો મરાયા પોતાનું ભેજુંજ ખોઇ દેછે.

સાંજનું ખાણું તો તૈયાર થઇ ચુકું હતું, પણ હવે કાંઇ બીજું વધારવાની જરૂર હતી. માટે મારજરી ખાણાંના વખતની થોડીક મીનીટ આગમજ પરવારીને બેસવાના ઓરડામાં આવી. મી૰ દેશમંડ બારી આગળ ઉભો રહીને કેપટન મેતલેન્ડ સાથે વાત કરતો હતો. તેણી છેક નજદીક આવી ત્યારે તે ફર્યો, અને તેણીનાં શરીરમાંનું ગોયા સઘળું લોહી તેણીનાં મોહ ઉપર ધસી આવ્યું; કારણકે તે દહાડે જોએલો જુવાન શખ્સજ તેણીની આગળ ઉભો હતો. તેણીનો કાલો લેસનો દ્રેસ, તેણીની અજબએબી, તેણીની વિચારવંત આંખો, અને શરમથી નીચે પડતાં ભવાંઓ, તથા કામથી થાકી ગયલા હાથો, એ સઘળાંનું તેણે એકી નજરે માપ લીધું હતું. તેને હવે સમજ પડી કે પેલા સહવારના બોલાયલા બોલોની કાંઇ ખરી મતલબ હતી નહીં. પણ તેજ પળે મરાયા ખાણું તૈયાર થવાની ખબર આપવા આવી. એક ઓરડામાંથી, બીજા ઓરડામાં જવાની તૈયારી માટે તેણી દોરાને મદદ કરવા ગઇ, અને દેશમંડે જયારે તેણીની પ્યારભરી સંભાળ જોઇ ત્યારે તેણી બાબે બાંધેલાં હલકાં મત માટે તેને ઘણો પસ્તાવો થયો. સઘળો વખત તેણી ઘણી ચુપ રહી હતી, પણ એક સીવાય તે ઉપર બીજા કોઇનું ધ્યાન ખેંચાયું ન હતું, કારણ કે કેપટન મેટલેન્ડને પોતાનો અવાજ સાંભળવા વધુ ગમતું હતું, અને એક નવો સાંભળનાર કાંઇ દરરોજ મળતો નહીં હતો.

"સુર્યનો અસ્ત પામતી વખતનો દેખાવ દુરથી ઘણો સૈરસ લાગે છે. આસમાનનો અને દરીયાનો દેખાવ અત્રે હવા ખાવા આવનારાઓ દર સાંજે જોયા વિના રહેતાં નથી."

"હુંબી તે જોવાને ઘણો ખુશી થઇશ; પણ શું હમણાંજ આપણે જઇયે?"

"હં, મારા–થી તો આજે નહીં બનશે, પણ મારી દીકરી તમોને રસ્તો બતાવવા ખુશી થશે."

મારજરી દોરાના કોચ ઉપરથી ઉઠી, પણ તેણીની આનાકાની જોઇ દેશમંડે ધીમેથી કહયું; "તમો થાકી ગયાં છો, આ બારીએથીબી આપણે જોઇ શકીશુંની?".

"થાકી ગઇ છે? છટ છટ," કેપટન મેટલેન્ડ વચ્ચે બોલી ઉઠ્યો. "મારજરી કશાંથી થાકતી નથી; મી૦ દેશમંડ, એક શેહેરની છોકરીની માફક તમે એને સમજવી નહીં જોઇએ."

"હું મારી ટોપી પેહરીને આવુંછું," તેણીએ ઓરડામાંથી ઉતાવળે બહાર નીકળીને કહ્યું.

તેણીના બાપના અપમાનભર્યા અવાજે તે જુવાન શખસને ગુસ્સે કર્યો હતો, માટે થોડાક થંડા સખુનો બોલીને તે મારજરીની પછવાડે ગયો.

"ત્યાં પવન ઘણો આવે છે, માટે તમો તમારી હલકી ટોપી બદલો તો સારૂં." દેશમંડે તેમ કીધું અને તેઓ ફરવાને બહાર નીકળ્યાં. મારજરી ઘણી ઝડપથી વાતો કરતી હતી, અને જોકે જોયું કે તેણીનાં મનમાં સહવારનાં બોલાએલા સખુનો માટેજ વિચાર આવતો હતો. તેને હીમત આવી નહી કે તેણીને કહે કે તે શબ્દો માટે તેનાં મનમાં કાંઇબી બુરો વિચાર હતો નહી, પણ તેણીની સાથ અંતે તે એટલો બેલાઇ ગયો કે તેઓ ટેકડીને મથાળે પુગ્યાં તેટલાં તો તેણી પોતાની સઘળી ચીંતા ભુલી જઈ તદન સુખી દીસવા લાગી.

"શું આ દેખાવ દબદબાવાલો નથી?" તેણીએ પોતાની નીચે પડેલા બોહલા દરીયા તરફ જોઇને તેને પુછ્યું.

"મગરૂરી લેવા લાયક," તેની બ્લુ આંખોમાં ખુશાલી સાથ તેણે ઉશકેરાઇને જવાબ દીધો.

"સુર્યનો આતશી ગોળો ઓછો થતો જતો હતો, વાદળાંઓ તેની આસપાસ પંહરાતાં હતાં અને આટલાંન્ટીકનાં બ્લુ પાણીના મોજાઓ નીચે અવાજ કરતા હતા. તેઓ ત્યાં તદન ચુપકીદીમાં અસ્ત પામતા સુર્યનાં કીરણો તપાસતાં ઉભાં હતાં. "એ ખરેખર કેવો સુંદર દેખાવ છે" તેણે આખરે પોતાની સાથી તરફ જોઇને કહ્યું, "આ દેખાવ હું કદી ભુલીશ નહી, મીસ મેટલેન્ડ."

"મારા બાવા કહે છે તેમ જો હોય તો અલબતાં બીજાઓના કરતાં ખુબસુરતીની તમો વધુ પીછાંણ કરો છો; તેવણ કહેતા હતા કે તમો એક ચીતારા છો."

"કેપટન મેતલેન્ડ મને સાતમે આસમાને ચહડાવે છે, હું તેમ હોવાનું ડોલ ઘાલતો નથી, પણ થોડું ઘણું 'પેન્ત' કરૂંછું."

"ત્યારે તમોને અંહીયાં કરતાં વધુ સારી જગા મલતે નહી," તેણીએ કિનારા તરફ આંગળી કરીને કહ્યું.

"નહી," તેણે પોતાની આંખો તેણીના સુંદર ચેહેરા તરફ ઠેરવીને કહ્યું, "હીયાંના કરતાં વધુ સારી જગોએ હું આવી શકતે નહી."

## પ્રકરણ ૨ જું.

એક મહીનો થઇ ગયો હતો, અને જોક દેશમંડ લેમોરવામાં ઠરીઠામ થયો હતો. તેણે શોધી કહાડ્યું હતું કે દોરા એક ફરેશતોજ હતી, અને તેણીનો બાપ આપસ્વાર્થથી ભરેલો હતો, જ્યારે મારજરી સૌથી સુંદર પણ સૌથી મગરૂર છોકરી હતી. દોરા અને તેના વચ્ચે ઘણી મીત્રાચારી બાઝી હતી, પણ તેની ઘણીકબી કોશેશ છતાં મારજરી તેની સાથે છુટથી વર્તતી ન હતી. ફક્ત એક વાક્યને માટેની તેણીની દલગીરી તેની સાથ મીત્રાચારી બાંધતાં તેણીને અટકાવતી હતી; અને તેણીને ખબર ન હતું કે તે તો તદન ભુલી ગયો હતો.

દોરાએ આ હુનાળો ઘણી ખુશાલીમાં પસાર કર્યો હતો, તેણીની એકાંત જીંદગીમાં હમણુંજ તેણી આખો દીવસ બહાર રહી શકતી હતી, કારણકે જોક તેણીની ભારી ખુરશી ઘસડતાં કદીબી થાકતો ન હતો.

એક ઘણી ગરમીવાલી સહવારે એમ કીધા પછી તે પાણી પીવા માટે રાંધણીમાં જતો હતો, ત્યારે મરાયાને બદલે મારજરીને પોતાની બોંહે ઉંચી કરી મીઠાઇ બનાવતી જોઇ તે ઉભો રહ્યો.

"હું આશા રાખુંછું કે તમોને કાંઇ અડચણ કરતો નહી હોવશ. ચાલવાથી મને એટલી તો તરસ લાગી કે એક ગલાસ પાણી માંગવા હું આવ્યો છું.

"તમે દુધ લેશો? આપણી પાસે પુષ્કલ પડેલું છે;" તેણીએ પોતાના આટાથી ખરડાએલા હાથો લુછીને કહ્યું.

તેણીએ કબટમાંથી એક ગલાસ કહાડ્યું, અને તુરતજ દુધ લઈ આવી.

"તમારી મોટી મેહેરબાની થઇ. હું અંહી પીવું તો કેમ? એમ કહી તે બારી ઉપર બેઠો, અને તેણીને ફરીથી કામે વળગેલી તપાસવા લાગો. "આ રીતે મીઠાઇ બનેછે કે?"

"હવે ભેદ ઘણો સાદો લાગે છે," તેણે તેણીની તરફ નજર ફેંકીને પુછ્યું.

"મરાયા એને ફરૂટની મીઠાઈ કહે છે." તેણીએ તેની તરફ જોયાવિના કહ્યું. "કેટલીક ઘડીમાં તૈયાર થવા આવી હશે. તમોને થોડુંક ગમશે?"

"જો તમેબી લેવો તો." તેણે જવાબ દીધો.

"આ ગરમ દહાડામાં કાંઇબી ચીજ ભુંજવાથી કંટાળો આવે છે. પણ હવે તો પુરૂં કરવા આવી છું."

"મરાયા નહીં કરી શકતી કે?" તેણે દીલસોજીથી પુછ્યું.

"નહીં, એક વખતે મરાયાએ એવો સરસ સ્વાદ ચખાડીયો છે કે તે દહાડા ઉપર તો હમે ઢાંકણુંજ ઢાંકીયું છે."

"હા, પણ તમે મને કહ્યું હતું તે ભુલી ગયાં કે? આ સુંદર સોહરમ આગળ મારી સારી રીતભાત હું ભુલી જાઉંછું."

"હું આવું તે અગાઉ મારા હાથ ધોવા દો. હું પળમાં આવું છું." તેણી જઇને તુરતજ પોતાનું એપ્રન છોડીને આવી.

"તમે તેં કહાડી કાંય નાખ્યું? એક હાસ્પિટાલની નર્સનો તમે ડ્રેસ કહાડી નાખો અને જુવો પછી શું રહેછે? એક સાધારણ સ્ત્રી."

"અને મારો રાંધવાનો વેશ કહાડી નાખો, એટલે શું રહે?" તેણીએ પુછ્યું.

"દુનિયામાં સૌથી સુંદર છોકરી," તેણે તુરતજ જવાબ દીધો. આ નહીં ધારેલા જવાબથી તેણી શરમાઈ ગઈ અને ઉઠી જવા જતી હતી, પણ તેણે તેણીને અટકાવી. "માફ કરજે, કદાચ મારે એમ નહીં બોલવું હતું."

"મને એવી જુઠી ખુશામત ગમતી નથી."

"જે સાચુ હતું તેજ હું બોલ્યો છું," તેણે જવાબ દીધો.

"તેઓ બંને હવે મુગાં મુગાં બેઠાં. થોડેક વારે મારજરીએ પુછ્યું. "તમોને બીજું જોઇયેછે?"

"નહી," તેણે દમામથી જવાબ આપ્યો.

"તમો ચીરડાયલા લાગોછો," તેણીએ અજાએબીથી પુછ્યું.

"કુદરતીજ."

"પણ કાંય?"

"કોઇ બોલે તેની ઉપર વિશ્વાસ નહી રાખો તો અલબત્તાં તેને નહી પસંદ પડે."

"અરે મને માફ કરો; મારી ખાતરી છે કે ખોટું તમે કદીબી નહી બોલો."

"તારી આગલ તો કદીબી નહી, મારજરી. હું જુઠું બોલું તે અગાઉ મારો જમણો હાથ કાપી નાખવા તૈયાર છું."

મારજરીનું એકવીશમું વર્ષ આવી પુગતું હતું માટે એ ટાંકણે તેણીને ભેટ આપવા માટે જેક અને દોરા તૈયારીમાં રોકાયલાં હતાં. દેશમન્ડે પેહલાંથીજ ધાર્યું હતું કે દોરાની સખી આપવાથી તેણી ઘણી ખુશી થશે, માટે જેકે બનતી કોશેશથી પોતે માથે ઉઠાવેલું કામ ફતેહથી પાર પાડ્યું. તે દીવસ ખાણું લઇ કોઈ બીજી જગાએ ગુજારવાનો દોરાએ પોતાના બાપ પાસે ઠરાવ કરાવ્યો હતો, માટે તે દીને મારજરીને ઘણું કરવાનું હતું; નાસ્તાની ટેબલને મરાયાએ ફુલોથી શણગારી હતી. દોરાએ પોતાની બેહનની રકાબી આગળ થોડીક ભેટો ગોઠવી હતી, અને સખીનાં કાગજને તેણીની ખુરશીના હાથા ઉપર મુક્યું હતું. મારજરી જેવી ઓરડામાં દાખલ થઈ કે તે સખીની ઉપર તેણીની નજર પડી. ખુશાલી અને અજાએબીથી તેણી કશું બોલી શકી નહી, પણ તેણીનો ખુશ ચેહરોજ જેકને બદલો આપવા માટે પુરતો હતો.

"તુને આજે એકવીશમું વર્ષ ઉઠ્યું કે?" કેપટન મેતલેન્ડ ઓરડામાં દાખલ થતાં બોલવા લાગો. "તુને ભેટ આપવાનું મારી પાસે કાંઈ નથી, માટે હું દલગીર છું."

"તમારી પાસેથી મેં કશું મેળવવાની આશા રાખીજ નથી, પણ દોરાની સખી કેવી બરોબર છે, મી० દેશમંડે મને એ આપીને મારી ઉપર મોટી મેહરબાંની કરી છે."

પણ હવે તેમને માટે ગાડી આવી લાગી હતી, એક બાજુએ દોરાને બેસાડીને મારજરી અને દેશમંડે સામે જગા લીધી. ખાણુંની બાસકેત નીચે મુકવામાં આવી.

"આપણે લાયકનો સંપુર્ણ દહાડો આજનો છે;" જેકે કહ્યું, "ગરમી પછી આ પવનની લેહરી ઘણી સુંદર લાગે છે."

"જંગલમાં આપણને ઘણી થંડી લાગશે. લેનહરનની ખીણ ઘણી સુંદર છે, મી० દેશમન્ડ; માઇલો અને માઇલો સુધી દમામદાર ઝાડો, અને નીચે લીલોતરીની શેતરંજી બીછાવેલી આપણને માલમ પડશે."

"તે ત્યારે પરીઓનો મુલક હોવો જોઇયે." તેણે હસીને કહ્યું "અને મોગન, તે કેવું છે?"

"ઘણુંજ નાનું ગામડું, એક દેવળ, કોનવન્ત, એક સ્કુલ, થોડાંક નાનાં ઘરો, અને પાદરીના બંગલા સીવાય બીજું કોઈજ નથી."

જ્યારે તેઓ તે ગામડાંમાં પુગ્યાં, ત્યારે દોરા થાકી ગએલી હોવાથી ત્યાંની ધર્મશાળામાં આસાએસ લેવા બેઠી અને જેક મારજરી સાથ દેવલ અને કોનવન્તની મુલાકાતે ગયો.

"વર્ષો અગાઉ ઠંડીથી ઠીકરાઈ ગયલા ખલાસીઓની યાદમાં ઉભો કરેલો એક ક્રોસ અંહી છે તે તમોએ જોવો જોઇયે." જેવાં તેઓ દેવલનાં કમપાઉન્ડમાં દાખલ થયાં કે મારજરીએ કહ્યું.

"પણ આ ખીણ આગળ કોઇ દરીયો નહીં આવ્યો હોય?" તેણે અજાયબીથી સવાલ કીધો.

"તે કાંઈ ઘણો દુર નથી. જો તમે તાવર ઉપર આવશો તો માલમ પડશે."

છેક ઉપર ચહડ્યાથી તેઓ તદન થાકી ગયાં હતાં. તેમની નજર નીચે આખી ખીણ ગોયા ઘસ્તી પડેલી હતી, અને ઝાડોની પેલી બાજુએથી દરીયાનાં બલુ પાણી જણાતાં હતાં.

"સઘળું કેવું શાંત છે! કેવું સુલેહ ભર્યું લાગે છે;" તેણે ધીમેથી વાત ચલાવી.

"આપણે અંહીં આવ્યાથી જાણે ખોદાની વધુ નજદીક આવ્યાં હોઇયે તેમ લાગે છે."

તેણે પોતાનું માથું તેણી તરફ ફેરવ્યું. આ વેળાની તેણીની નમ્રતા અને મધુર દેખાવે લાંબો વખત થયો તે બોલવા ઇચ્છતા શબ્દો બહાર કહાડ્યા:

"મારજરી, હું તુંને કાંઇ કહેવા માંગુંછું, કે જે અઠવાડ્યાંઓ થયાં હું બોલવાની કોશેશ કરતો હતો. તું સમજી ગઇ હશે, તેં જોયું હશે કે હું તુંને ચાહુંછું."

"અરે, કાંઇ વધુ બોલો ના," તેણી વચ્ચે બોલી ઉઠી, "હું જાણતી હતી કે તમે મને ચાહવા શીખ્યાછો, પણ હું આશા રાખતી હતી કે તમો ભુલી જશો અને કદીબી મને કહેશો નહી."

"ત્યારે મારે માટે કાંઇજ આશા નથી કે? તમો મને ચાહતાં નથી, કોઇ દીવસેબી ચાહશો નહી?"

"હું તમોને કદીબી પરણી શકું નહી." તેણીએ સેહેજ, આનાકાની સાથ જવાબ દીધો.

તેણીના બોલવામાં સેહેજ આનાકાની જોવાથી, એક ડુબતો માણસ શીણુંને વલગે તેમ તેણે ઉશકેરાઇને પુછ્યું

"તું મારા સવાલનો જવાબ દેતી નથી, મારજરી. મેં તુંને પુછ્યું છે કે શું તું મને ચાહી નહી શકે?"

"તેમ હોય તોબી કાંઇ નહી બને, પણ–પણ જોતમોએ જાણ્યુંજ હોય તો હા, હું તમોને ચાહુંછું.'

તેણે તેણીનો હાથ લેવાની કોશીશ કરી, પણ તે તેણીએ ખેંચી લીધો, "તમે–તમે સમજતા નથી, આપણે હમણા છીએ તે કરતાં વધારે થઇ શકતાં નથી. તમે તમારી હાલત હજી તો સુધારવાની છે, અને હું દોરાને છોડી શકતી નથી. એમ ના વીચારતા કે મારે પોતાને ખાતર હું ગરીબ રહેવા ના પાડુંછું," તેણીએ દયા ભરેલી રીતે આગળ ચલાવ્યું, "ખોદાને ખાતર એમ ના માનતા કે હું તે દીને જે કાંઇ બોલી તે મારા ખરાં દીલના બોલો હતા. પણ એક પુરૂષને ગરીબાઇ કેવી ભારી પડે છે તે હું જાણુંછું, માટેજ તમોને તેમાં ઘસડવા હું રાજી નથી."

"હુંતો સમજ્યુછું, પણ તુંજ સમજતી નથી. વહાલી, મારી હાલત માટે હું કદીબી બોલ્યો નથી. પણ મારા બાવાએ આસ્ત્રેલીયામાં ઘણું પેદા કીધું છે, અને આપણે ગરીબાઇ શું છે તે હવે પછી જાણીશું નહી."

"ત્યારે હમે શું ખોટોજ વિચાર લઈ બેઠાં છીયે કે?" તેણીએ ચમકીને પુછ્યું.

"મેં તમો લોકને પેહલેથીજ કહયું હતું કે હું કાંઇ ધંધાદારી ચીતારનાર નથી, જોકે તું જાણે છે તેમ હું થોડુંક ચીતારૂંછું ખરો."

મારજરીએ કાંઇ જવાબ દીધો નહી, પણ તેની તરફથી દૂર જોવા લાગી.

"હવે મને એક જુદોજ જવાબ આપશે કેમ! તેં મને કહયું છે કે તું મને ચાહે છે, હવે મને કહે કે તું મારી ધણીઆણી થશે?"

"તમે કદીબી વિચારશો નહી કે તમો પૈસાવાલા છો તેથી–

"કદીબી નહી, જેમ હું તારી ઉપર પ્યાર રાખુંછું તેમ તારી ઉપર મારો વિશ્વાસબી છે." RUBY.

## ભરવા-ગુંથવા વીશે.

પી. કયુ.




આર. એસ.




પીરોજા.



## રશીયાનું બાદશાહી કુટુંબ.



રશીયાનું હાલનું બાદશાહી કુટુંબ અસલ પ્રુશીયાથી આવેલું છે, અને આ શાહનશાહો ઘણું કરીને જરમન શાહજાદીઓ સાથેજ લગનના ગાંઠથી જોડાતા આવ્યા છે. ૧૬૧૩ માં રશયાના ઉમરાવોએ માઇકલ રૅામનૅાફને પોતાના ઝાર તરીકે ચુંટી કહાડયો હતો. તેને જીતનાર જગઆશકાર પીટર ધી ગ્રેટ હતો, જે ૧૬૮૯માં રાજગાદીએ આવી ૧૭૨૫ માં મરણ પામ્યો.

એલેકઝાન્ડર બીજો તે આ છેલા મરહુમ ઝારના પીતાએ ૧૮૫૫ માં શાહનશાહ નીકોલસ પછી ગાદી મેળવી. તેના રાજ્ય અમલમાં સૌથી મોટો બનાવ તે ૧૮૬૧ માં ગુલામોને છુટાપણું બખશવાનો બન્યો હતો. ૧૮૬૩–૬૪ માં પોલંડમાં જે હુલ્લડ થયું હતું, તેને ઘણી સખ્તાઇથી બંધ કરવામાં આવ્યું અને ૧૮૬૮ માં પોલંડ દેશ રશીયન શાહનશાહત સાથ જોડાયું. ૧૮૭૪ માં બધા રશીયનોને થોડાક શીવાય લશકરમાં જોડાવાની ફરજ પાડી.

તરકીમાં અંધેર રાજકારભાર ચાલવાનાં બહાણાં હેઠળ (રૂસો તરકીશ વૉર) ૧૮૭૭ માં રશયા તેની સાથ લડાઇમાં ઉતર્યું હતું. જ્યારે રશીયન લશકર કૉસ્ટનટીનોપલની સરહદે જઇ પુગું, ત્યારે એક સુલેહનામું પસાર કરવામાં આવ્યું, જેથી રશીયાના અમલ તળેના દેશમાં વધારો થયો, અને તરકીમાં વસતા ક્રીશ્ચીયનોમાં સારો સુધારો થયો.

નીહીલીઝમનાં નામ હેઠળ રાજ્યના ફેરફાર બાબે બેદીલી ઉઠી ને મરહુમ શાહનશાહની જીંદગી ઉપર ઘણાએક હુમલાઓ કરવામાં આવ્યા. તેની સામે અનેકવાર પીસટોલો ફોડવામાં આવી; વીનટર પેલેસનો થોડો ભાગ ઉરાડી દેવામાં આવ્યો; એક આગગાડી જે માંહે તે મુસાફરી કરનાર હતો, તેનો અચયુચ નાશ કરવામાં આવ્યો. પણ તે વેળા ઝાર ખોદાની મેહેરથી બચી ગયો. શાહનશાહ પોતે સેંટ પીટરસબર્ગ ખાતે એક ઘોડાની ગાડીમાં જતો હતો. તા૦ ૧૩મી માર્ચ ૧૮૮૧ ને દીવસે, જ્યારે તે આમ ગાડીમાં બેસી જતો હતો, ત્યારે એક છડાનો ગોળો તેની ગાડી તળે ફેંકવામાં આવ્યો; તે વેળાબી ઝાર ઇજા વગર સહીસલામત ગાડીમાંથી બહાર કુદી પડયો, અને જયારે તે જખમી થયલાંઓને મદદ માટે હોકમ આપતો હતો, ત્યારે એક બીજો નાશકારક ગોળો તેના પગ આગળ નાંખવામાં આવ્યો, જેથી તેના પગોનો છુંછો થઇ ગયો. તેજ પળે તે ત્યાંના બરફના

ડગ ઉપર તુટી પડયો, જે તેનાં લોહીથી તમામ લાલ રંગનો થઇ ગયો હતો. એક શખ્સ મરણ પામ્યો, જ્યારે બીજા વીશ જખમી થયા. ઝારને લોહીથી ઝરઝરતા પગે તેના મેહેલમાં લઇ જવામાં આવ્યો, અને તેજ બપોરે તે ગુજર પામ્યો.

એની પછી એનો બીજો દીકરો એલેકઝાનડર ત્રીજો ગાદીએ આવ્યો. તે તેના બાપનો બીજો બેટો થતો હતો. ૧૮૪૫ ના માર્ચ માસમાં મરહુંમ ઝાર જન્મ્યો હતો. ૧૮૬૬ ના નવેમબર માસમાં તે પ્રીન્સેસ ડેગમાર, તે ડેનમારકના રાજાની બીજી બેટી, અને આપણાં નામદાર પ્રીન્સેસ ઓફ વેલ્સની બેહેન ડેરે પરણ્યો. રાજગાદીએ બેસાડવાના ઇરાદાની તેને કેળવણી મળી નહોતી અને લશકરી કવાયદ ઉપાંત તે બીજું ઘણું થોડું શીખ્યો હતો.

ઝારના પીતાનાં મરણ પછી રશયાના નીહીલીસ્ટોનાં કાવત્રાંના ધાસ્તીભર્યા ખ્યાલથી આ મોટાં રાજ્યનો શાહનશાહ ગેટશીનીનાના પોતાના કીલ્લામાં છુપાઇ બેઠો હતો. તેને તખ્તનશીન કરવાનું ૧૮૮૩ નાં સાલ સુધી મુલતવી રાખવામાં આવ્યું. ત્યારપછી તેને ઘણીજ ધામધુમથી ગાદીનશીન કરવામાં આવ્યો, અને કેટલાક દીવસો સુધી બાદશાહી મેજબાની પણ ચાલુ રહી હતી.

એલેકઝાનડર ત્રીજાના અમલમાં મધ્ય એશીયામાં રશીયન કવાયદનો ઘણો સારો સુધારો થયો હતો.

મર્વના કેટલાક વડાઓની અરજથી ૧૮૮૪ માં રશીયનોએ તે પોતાના તાબામાં લીધું. મર્વના મુલકથી રશીયનો અફઘાનની સરહદ સુધી પોંહચી ગયા, તેથી થોડો વખત એવી ધાસ્તી ઉપજી કે તેઓ ઇંગલંડ સાથ અડકી પડશે. લાર્ડ ડફરીન તે વેળાએ હિન્દુસ્તાનના ગવરનર જેનરલ હતા, જેમની રાજદ્વારી કુનેહથી સુલેહ જારી રહી હતી. એશીયાટીક અને યુરોપયન પ્રોવીનશીઅને જોડવા માટે દુનિયામાંની સરવેથી મોટી રેલવેની યોજના ઘડાઈ, જેની લંબાઈ ૪૭૮૫ માઇલ હતી, અને ખરચ ત્રણ કરોડ શીતેર લાખ અડસટવામાં આવ્યો હતો. આ શાહનશાહ દરેક મોટાઇવાલો અને ઓહદ્દાં રાજ્યનો ઘણી છતાં છુટાપણાંની જીંદગીનો મોતાજ હતો.

તેવું શુરૂં ઇચ્છનાર તેનો જુદો શીક્ષક મો૦ પોબીડોનોસ્ટઝેફ છે. તે એક સાંકડાં મગજનો અને માનનો લોભી શખ્સ છે; તેનાજ ભારે લાગવગથી રશીયા ધર્મસંબંધી છુટાપણામાં આગળ વધેલું નથી.

બીજા હાથ ઉપર, આ છેલ્લાં ચૌદ વર્ષની આખાં યુરોપ વચ્ચેની સુલેહસંપજ, આજ મરહુંમ ઝારને આભારી છે. ગરીબ બીચારો! આ કેહેવત એને તદન ખરી પડેલી લાગે છે. "Uneasy lies the head that wears a crown."

રાતોદીન સોલજરો તેના મેહેલમાં ચોકી રાખતા, અને સીપાઇઓ તેના દરેક રસ્તામાં પાસબાની કરતા, જ્યારે આગગાડીએ મુસાફરી કરતો ત્યારે સોલજરોને લાઇન આગળ ચોકીદાની માફક જગ્યે જગ્યે ઉભા રાખવામાં આવતા. સુતાં કે બેસતાં, ખાતાં કે પીતાં, ઉઘતાં કે જાગતાં, કશાંમાંથી તેને ભય ઓછો હતો નહીં. ડેનમારક તરફની તેની દર વરસની મુલાકાતમાંની એક વખતે તે પોતાની માનીતી ભાણેજો નામદાર પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ વેલ્સની બેટીઓને છેલ્લી સલામ કરતો હતો.

"છેલ્લી સલામ મારાં વહાલાંઓ" તેઓને મામાનાં વહાલથી ભેટતાં તે બોલ્યો, "તમો તમારાં સુખવાસી ઇંગલીશ ઘરમાં પધારોછો, જ્યારે હું મારાં રશીયન બંદીખાનામાં જાઉં છું."

સોસાયટીમાં ખુલ્લું ફરવાનું, કે મેળાવડાઓમાં બીરાજવાનું તો તે બીચારાનાં નસીબમાંજ ક્યાંથી હોય? આથી તે જ્યારેથી પોતાનાં બાદશાહી રાજ્યનાં કામમાંથી ફારેગ થતો ત્યારે તે પોતાનાં કુટુંબમાંજ પોતાનો બાકીનો વખત ગુજારતો. તેને પોતાની ધણીયાંણી અને બચ્ચાંઓ ઉપર ઘણું વાહાલ હતું.

દરેક જોખમમાંથી અને ચાલુ ભયમાંથી બચી જઇ આ શાહનશાહ પોતાને પચાસમે વરસે શાંતીથી પોતાનાં વાહાલાંઓની વચ્ચે રશયાની દક્ષીણે આવેલાં લીવેડીયા ખાતે, તા૦ ૧લી નવમબર ૧૮૯૪ ને દીને બેહેસ્તનશીન થયો.

એનો વડો દીકરો, જેણે ૧૮૯૧ માં આપણી તરફ હિન્દુસ્તાનની મુલાકાત લીધી હતી, અને જે જેપાન ખાતે કપાઇ જતાં સેહેજમાં બચી ગયો હતો, તે નીકોલસ બીજાનાં નામ સાથ હાલ રશીયાની રાજગાદીએ આવ્યો છે તે ૧૮૬૮ માં જન્મયો હતો. તેનાં લગ્ન હિન્દુસ્તાનનાં શાહનશાહબાનુંની નબીરી તે મરહુંમ પ્રીન્સેસ એલીસની બેટી, શાહાજાદી એલીક્ષ જોડે થયાં છે. એને બે ભાઇઓ છે. ગ્રાંડ ડયુક જેયોરજ ૧૮૭૧ માં જન્મેલો—અને ગ્રાંડ ડયુક માઇકલ જેનો જન્મ ૧૮૭૮ માં થયો છે. વળતી બે બેહેનો છે. ગ્રાંડ ડચેસ ઝીના, જે થોડાં વરસ થયાં પરણી છે, અને ગ્રાંડ ડચેસ ઓલગા, જેણી ૧૮૮૨ માં જન્મેલી છે.

રાજગાદી ઉપર બેસતી વેળા આ જવાન ઝારે સુલેહ સંપજ જાહેર કરનારો ઢંઢેરો ફેરવ્યો છે, જે ઘણું સંતોષકારક અને ખુશી થવા જોગ છે.

જરબાનું કાવસજી દાવર.

## પરચુટણ.

એક જુવાન છોકરી જેણી પોતાનાં પરની છંદગીથી અસંતોષી બની હતી અને હમેશાં પોતાનાં દુઃખની વાતો કરતી હતી તથા અવાજ, દેખાવ, અને રીતભાતમાં પોતાનો અસંતોષ દેખાડતી હતી, તેણીએ એક દીવસે તેણીનાં ઝટપવાળાં પગલાં, હસતા ચેહરા અને સુખી અવાજથી તેણીના એક મિત્રને અચરત બનાવ્યો.

"ઘરમાં બધું કેમ છે?" તે મિત્રે પુછ્યું, એવું ધારીને કે કાંઇ ખુશીભરી ખબર તેણીમાં આ ફેરફાર લીધા હશે.

"અરે બધું બરાબર છે" તેને જવાબ મળ્યો "એ તો હુંજ ફેરવાઇ છું."

**તમારા સ્વભાવને કાબુમાં રાખજો**—પેહેલાં મગજ અને દીલની શાંતી મેલવવા શીખજો મુખ્ય કરી ભોજન લેવાની આગમજ અથવા પછી, એટલે કે જ્યારે જરપત થવાનું કામ ચાલતું હોય ત્યારે મન અથવા દીલને ઉશકેરતાં ના. એટલા માટે તમારા સ્વભાવને કાબુમાં રાખજો, હરેક ચીજની ચલકતી બાજુ જોવાની કોશેશ કરજો, હદમાં નહી રહી શકે તેવા ગુસ્સાઓને અને એ ટલા દાબી દેજો, અદેખાઇ, ધીક્કાર, અને કપટને દુર કરજો, અને હરેક માણસ માટે સારા વીચાર સાથે તમારૂં માથું તમારા તકીયા પર મુકજો. તમારી જરૂરીઆતોને તમારી આવક કરતાં વધવા દેતાં ના ગમે એટલી મુશકેલીઆતો છતાં ગુચવાડામાં પડતાં ના, પણ તે કે જે સઘળી ચીજો જોય છે તેની નજરમાં જે ખરૂં હોય તેજ કરવાનો ફકત વીચાર કરજો, અને બલાપો કીધા વગર તેનાં પરીણામો ખમજો જો તમો એકલા ભોજન લેતા હોવો તો તમારા વીચારો ખુશાલ રાખજો. જો ઘરસંસારને લગતા હોય તો કજીઓ, ગંભીર તકરારો અને નાખુશ બાબતો દુર કરજો શેકસપીયર કહે છે કે, શાંત મગજ વગર ખાધેલું ભોજન બરાબર જરપત થતું નથી, તેથી ઉલગીર અસર ખુશનુમાં વાતચીત, આવકારદાયક ખબર, અથવા ખુશાલ સાથીથી ઉત્પન્ન થાય છે હું ધણીયાણીઓને ભલામણ કરૂં છું કે તેઓના ધણી આગળ જમની વેળાએ છોકરાં અથવા નોકરોને લગતા ઘરના કુકશાની વાતો કરી નહી, અથવા પૈસાની માગણી કરી નહી, અથવા સે ચીરડાય તેવા સવાલો પુછના નહી; અને ધણીઓને સલાહ આપુ છું કે દુનિયાની જંજાલ અને કંટાળો પોતાનાંજ દીલમા રાખવો, અને મજાહ, ખુશાલી અને ગમત આપનારી વાતો કરવી પોતાને કાબુમાં રાખવું એ તંદરોસ્તી અને સુખ માટે સહુથી સરસ પગલું છે. વોકર

---

**ઘર સણગારવાના નીયમો**—એક ફ્રેન્ચ લખનાર ઘર સણગારવા માટે નીચલા સાધારણ નીયમો આપે છે:—

૧લો–ઘર રહેનારનાં જેવું હોવુ જોઇએ

૨જો–હરેક ઘરમાં એક મુખ્ય ઓરડો રહેનારનાં મુખ્ય કામને મલતો આવવો જોઇએ, જેમ કે એક ચીતારાના ઘરમાં એક "સ્ટુડીઓ" હોવો જોઇએ, એક ભણેલાના ઘરમાં તેની "સ્ટડી" હોવી જોઇએ

૩જો–ફરનીચર કટકે કટકે ખરીદવું, અને કદી પણ એકદમ લેવુ નહી, કારણ કે ધીમે ધીમે આપણા વીચારો ખીલે છે અને વધે છે.

૪થો–હરેક ચીજ "તેસ્ટ"થી ખરીદજો નકલ કરવાના વીચારથી અથવા ખોટી મગરૂરીને ખાતર, અથવા કીમત જોઇને કદી પણ ખરીદી કરશો ના ખરીદ કરતી વેળા લાયકાત અને જરૂરીઆતનો વીચાર કરજો

ઉપલા નીયમો સાથે આપણ એકમતતા થઇએ યા નહી, તો પણ એમા તો કાંઇજ શક નથી કે જેટલુ બધુ એક ઘરમાંની ચીજો પરથી તેમાં વસનારાઓની ચાલચલણ, તેસ્ટ, અને વીચારોનું મત બાંધી શકાય તેટલું બધું ઘર ખેંચાણ કરનારૂં, વાહલું અને ખરેખર ઘર જેવું થઇ પડે છે, જો તેમા વસનારાઓ માટે આપણે દરકાર કરતા હોઇએ તો.

---

**આશા દુનિયાને** સજીવંત બનાવે છે આશા તેને હમેશાં નવી બનાવે છે, અને વળી દુન્યાનાં સૌથી સરસ અને સૌથી ચલકતા દેખાવમાં પણ આશા બતાવે છે કે તે ફકત હવે પછીનાં આણુહદ સુખનો ઓલો છે

**એક ખેંચાણવાળું ઘર**—એક પરણેલી સ્ત્રીની તેણીના ધણી તરફની ફરજોમાંની એક એ છે કે, ઘરને ખેંચાણ કરનારૂં બનાવવું પુરૂષો ઘણું કરીને ઘરની બહાર ધંધામાં રોકાયલા રહે છે, અથવા તો તેઓ આફીસમા, દુકાનમાં અથવા તો બીજી ગમ એટલા રોકાયલા રહે છે કે તેઓની ધણીયાણી અને છોકરાંઓ આખો દીવસ તેઓના જોવામાં થોડાંજ આવે છે એક કામદાર માણસ તેની ફરસુદનો વખત તેનાં કુટુંબની વચમાં ગુજારવાને ઇચ્છે એ ખચીતજ ઘણું અગત્યનું છે આથી એક ધણીયાણીની દીલ છુટી લે તેવી રીતભાતથી તેણીના ધણી માટે ઘરને ખેંચાણ કરનારૂં અને ખુશાલ બનાવવાની ફરજ વધારે અગતની છે. વળી, ઉદાસપણું, અને આળસુ ગમતોની રાખ્યાબંધ લાલચો જે તેની આસપાસ ભમે છે, તેનો તેણીને વીચાર કરવા દેવો; તેના ધંધાને લીધે કેટલી જુદી જુદી જાતનાં માણસો સાથે તેને કામ પાડવું પડે છે તે તેણીને યાદ રાખવા દેવો; તેઓમાના કેટલાકો ખુલ્લી રીતે ખોદાનો અનાદર કરે છે; કેટલાકો દગાખોર યુક્તીથી તેઓનો નાશ કરે છે; કેટલાકો તેઓની હુશીયારી અને રમુજીપણાથી પાપી કામને ઓછા પાપી આકારમા દેખાડે છે. તેણી શું તેની સગતમાં રહેવાને ઇચ્છે છે? ઘરનાં મંડળ તરફ તેને વધારે ખેંચાતો જોવાને તેણી ચાહે છે? મોજ મજાહ, ફેસાદ, અને નીચપણાનાં રહેઠાણોની લાલચો સામે થવા તેનાં દીલને તેણી મજબુત કરશે? તેણીની ચાલચલણથી તેને એવું દેખાડો કે તેની ગેરહાજરીમાં ઘર તેણીને વકાશું છે, તેની હાજરીમાં તે વધારે વહાલું છે, તેણીની દોષ વિનાની સારેસાઇ, મોટું મન, અને માયાળુ દીલ અને બાહેરની દુનયામાં તે જે લાગણી વિનાનું એકલપેટાપણું, લુચ્ચાઇ, અને ફેસાદ જુએ છે તેની વચે તેનાં મનમાં જોરથી મુકાબલો થવા દેવો, ઘરની મજાહની ખુશાલીભરી શાંતીને આગલ આણી બહારની નજીવી અને ગોંગાટભરી મજાહની જગા લેવા દેવો,' તેનાં ઘરને જ્યાં સુધી તેણીની કોશેશથી બને ત્યાં સુધી સુખનું રહેઠાણ થવા દેજો, અને તેને બીજાં છાપરાં હેઠલ સુખ શોધવા જવાની ખચીતજ થોડી લાલચ મલશે

---

**પેહલા કલાસની વર્તણુક**—એક ઘણું પૈસાવાલું કુટુંબ જ્યુ યોરકથી લીવરપુલ જતું હતું, તેઓએ સ્ટીમરપર મલી શકે તેટલી સરસમાં સરસ સગવડ મેલવી હતી ઘણોખરો વખત તે ગ્રહસ્થ અને તેની ધણીઆણી સાથેનાં સાથે રહેતાં, પણ છોકરાંઓ આખી સ્ટીમરપર જેમ ગમે તેમ દોડતાં અને તેઓ સર્વને એટલાં તો કંટાળાભર્યા થઇ પડયાં, કે કપતાન આગલ તેઓની ફરીયાદ ગઇ, અને તેણે તેઓને સખત ઠપકો આપ્યો

આથી તેઓની માતાનો ગુસ્સો ઉશકેરાયો અને તેણીએ કપતાનને કહયું કે તેણીએ પેહલા કલાસની ટીકીટ લીધેલી હોવાથી પેહેલા ક્લાસના હકો ભોગવવા દેવા જોઇએ

"બાઇસાહેબ," તે કપતાને કહયુ, "પેહેલા ક્લાસની ટીકીટ એટલે કે પેહેલા કલાસની વર્તણુક"

આ પછી તેણી વધારે સામે થઇ નહી.

---

**કેટલાંક માણસો** છે જેઓ હવા ખાંવાની ખુરસીને મલતા આવે છે એટલે કે તેઓ ખુરસીની માફક હંમેશાં હીલ્યા કરે છે પણ કદીબી આગળ વધતા નથી

આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાo ૭૭, હોરનબી રોડમા "કૈસરે હિન્દ" ઓફીસ ઈનછાપ પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું

## જાહેર ખબરો.

બક્ષેસ કરવા લાયક તેમજ વાપરવા લાયક ઘણી ઉંચી સ્ટેશનરી

સેંટ જેમસ...... બાકસ ૧ નો રૂ૧॥
ઈમ્પીરીયલ...... ,, ૧ નો રૂ૧॥=
મીકાડો ........ ,, ૧ નો રૂ૧।

આ સ્ટેશનરીના શોભાયમાન બાકસમાંનો ફકત એકજ નમુના તરીકે મંગાવવાથી ખાત્રી થશે.

"કયસરે હિન્દ" છાપખાનામાંથી રોકડ પૈસા મોકલી મંગાવી લેવા.

---

"કયસરે હિન્દ" વાળી

તમામ

# ખોરદેહ અવસ્તા

કે જેના જેવું સંપુર્ણ, સફાઈદાર અને શુદ્ધ જોડણીનું પુસ્તક આજ સુધીમાં કોઈ પણ પ્રગટ કરવામાં આવ્યું નથી.

એમાં અષેમ, યથા, પાંચે ગેહે, બધી નીઆએસો, પતેતો, પચીશ યશતો, બાજો, આફરગાંનો, આફરીનો, સતોમ, ધેટ્રેયાશ્તું, મુક્તાદના દહાડાઓ ઉપર પઢવાના ઈજશનેના હા, ત્રીશે રોજની સેતાએશ, દુવા, નીરંગો, આશીરવાદો, મોનાજાતો અને એ વીગેરે સઘળા અવસ્તાનું

મોહટું પુસ્તક

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

ઇરવદ એરચજી સોહરાબજી મેહેરજીરાણા

પાસે ઘણીજ ચોકસાઈથી સુધરાવ્યું છે.

**કીમતઃ પુસ્તક એકના રૂપયા ચાર.** વધારે જાડાં કાગજપર છપાયલી અને ચામડાંનાં પુઠાંવાલીના રૂપયા આઠ. સેકંડ પેપર અથવા લખત કરવાંનાં કાગજ ઉપર છાપેલી અને ગીલીટ કીધેલીની કીમત રૂ૧૫.

*** દેશાવરવાળાઓએ ૪ રૂપીઆવાળીનાં રેજીસ્ટર પારસેલ તથા મહોર સાથે રૂ૪॥, ૮ રૂપીઆવાળીના રેજીસ્ટર પારસેલ સાથે રૂ૮॥= તથા રૂ૧૫ વાળીનાં રેજીસ્ટર પારસેલ ખરચ સાથે રૂ૧૫॥ મોકલવાથી તરત તેઓ ઉપર રવાના કરાશે.

"કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

---

તદન નવીજ ઘપની અને ઘણી સરસ છપાઇ સાથની

# ખોરદેહ અવસ્તા

(તેની માએનીના સાર સાથે.)

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

ઇરવદ એરચજી સોહરાબજી મેહેરજીરાણાએ

સુધારેલા અવસ્તા.

અત્યાર સુધી છપાયલાં પુસ્તકોમાં અવસ્તાના ઉચારો અશુદ્ધ જણાવાથી છેલ્લી શોધ પ્રમાણે અવસ્તાના શુદ્ધ ઉચારો દાખલ કર્યા છે અને ઘણું નાનાં કદ છતાં એ પુસ્તકમાં અષેમ, યથા, નીઆએશો, ગેહો, પતેતો, નીરંગો, બાજો, નમસકારો ઉપરાંત નવ યશતો દાખલ કરવામાં આવીછે.

**કીમતઃ** માત્ર આના બાર; થોડી ગીલીટ સાથનીનો રૂ૧; ચાંમડાંનાં પુઠાં સાથ ગીલીટ કરેલીના રૂ૨; મોરકો ચાંમડાંની ફુલ ગીલીટનીના રૂ૩. દેશાવરવાળાઓએ પોસ્ટેજના બે આના વધુ વાલી "કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

---

# ⊰ કયસરે હિન્દ. ⊱

દર રવીવારે સહવારના પ્રગટ થતું

આખાં હિન્દુસ્થાનમાં સર્વે ગુજરાતી તથા અંગ્રેજી-ગુજરાતી પત્રોમાં સૌથી બોહળો ફેલાવો પામેલુ પત્ર. એ પત્રમાં જાહેર બાબદો ઉપર લખાણ ઉપરાંત આખી દુનિયાની જાણવાજોગ ખબરો આવે છે.

## લવાજમનો દર

(જે હમેશ આગ઼ઉ પર આપવા જોઈયે.)

| | મુંબઇનાં ઘરાકો. | દેશાવરનાં ઘરાકો. |
|---|---|---|
| વરસના...... | રૂ૪-૦-૦......... | રૂ૫-૧૦-૦ |
| ૭ માસના... | રૂ૩-૦-૦......... | રૂ૩-૧૩-૦ |
| ત્રણ માસનાં. | રૂ૨-૦-૦......... | રૂ૨- ૫-૦ |
| છુટી નકલના. | રૂ૦-૪-૦......... | રૂ૦- ૪-૧ |

☞ પાછલા લવાજમ આપનાર વધેલા વરસના રૂ૧) એમ વસુલ કરવામાં આવશે.

## જાહેર ખબરનો દર.

ચાર લાઇન અથવા તેની અંદર... રૂ૧-૦-૦
ચાર પછીની દરેક વધુ લાઇનના... રૂ૦-૪-૦
તેજ પાછી છાપવાનો અરધો ભાવ.

માર્ચ ૧૮૯૫.

પુસ્તક ૭ મું.] [અંક ૧લો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કૈયસરે હિન્દ આઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી દાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આંગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

...ઓવથી
...ના અ-
...ના ફરવા હતે
...ને માલમ પડ-
...કોઈપણ બદનાસ
...તાતાનાં છોકરાંઓને
...શોકો તેવણને ઠપકો
...તાં દયાજ ખાતાં. કુવર-
...જીવણીનાં ફળ હમણા આ-
...તથા તેણી પોતાની ફરજ
...હતી હતી નહી.
...વાત કરી હતી તેનો વીચાર
...

# ✤ સ્ત્રી મિત્ર. ✤

## સાંકળ્યું—માર્ચ ૧૮૯૫

સફે.







# સ્ત્રીમિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. | મારચ ૧૮૯૫. | અંક ૧લો.



## એક માતાની કેળવણીનો બદલો.

### પ્રકરણ ૨૨મું.




મારાં વાંચનારને ભુસાવલમાં આવેલાં એક નાનાં ગકાનની હવે મુલાકાત કરાવવી જોઈએ. આલાં શરાફ પોતાનાં નાનાં ધરમાં દલગીર ચેહરે બેઠી હતી. તેણી જે ઓરડામાં બેઠી હતી તે ઘણો નાનો પણ અતી તેસ્ટથી સણગારેલો હતો. આ ઓરડાની નજદીકમાં બહાર એક સુંદર નાનો બાગ હતો, જેમાં તરેહવાર જાતનાં સુંદર ફુલો ઉગેલાં હતાં. તેણીનાં ઘરથી થોડેક દુર લોઢાંની વાર ભરી એક નાની બાગ જેવી જગા કરી લીધી હતી, જેની વચ્ચો વચમાં સંગેમરમરનો એક પથર દીસતો હતો, અને તે પરથી લાગતું હતું કે તેની નીચે કોઇને દાટવામાં આવ્યું હશે. આ પથરની ઉપર મરનાર બાઇનું નામ, અને તેણીની ઉમ્મર લખવામાં આવી હતી. નવરોજી દસ્તુર અગાઉ આ નાની જગાની બરદાસ્ત લેતા હતા; પણ જમશેદજી શરાફ ત્યાં વસવા આવ્યા પછી આ જગા સાફસુફ રાખવાનું આલાંએ પોતાને માથે લીધું હતું, અને તેણી રોજ ત્યાં સહવાર સાંજ આવી બેસતી હતી. આ ઘોરની નીચે જે સુંદર બાનું પડી હતી તેને આલાંએ કદી પણ જોઇ ન હતી, પણ તેણી આલાં જેને ચાહતી હતી તેની મા થતી હતી.

આલાંનો સાંજે ત્યાં આવવાનો વખત થઇ ગયો હતો, પણ હજી તેણી ત્યાં દેખાતી ન હતી. તેણીને બદલે આજે ત્યાં એક લાલ લશકરી પોષાકવાલો ઉચાં કદનો ખુબસુરત જવાન જણાતો હતો. તેનો દેખાવ વીગારવંત અને સેહજ દલગીર લાગતો હતો, તો જોકે અંદરખાનેનાં કાંઇ સુખથી તેના ચેહેરાપર સંતોષ પ્રગટી નીકળ્યો હતો. તેણે આસપાસ ફરીને જોયું અને ત્યાંનાં તરેહવાર સુંદર ફુલોના દેખાવથી તેનાં મોટાંપર પણ ખુશાલી પથરાઇ. ઝાડપર ઉગેલો એક ગોલાબ તેણે તોડી પોતાના હોઠોએ દાબ્યો, અને પછી તેને પોતાની છાતી આગળ ખોસ્યો. "આ મને બેવડું વાહાલું છે" તે મનમાં બોલ્યો, "એક તો જેને હું ચાહું છું તેણે તે ઉછારયું છે, અને બીજું, તે મારી માની છેલી આરામગાહની જગાપર ઉગયું છે. અરે મારી માયજી, હું ઇચ્છું છું કે તમે હમણા તમારા બાલને જોઇ શકો; તમે ખચીત મને સારી દુવાઓ દેવા વગર રહો નહી, પણ તેમ બની શકેજ નહી. અરે, ત્રણ ત્રણ જણ મારીપર આટલું બધું હેત ધરાવે છે, ત્યારે હવે મારે વધુ માગવું ન જોઇયે." તે બે ત્રણ મીનીટ વધારે થોભ્યો અને પછી નવરોજી દસ્તુરનાં ઘર આગળ ગયો.

આલાં હમે ઉપર જણાવી ગયાં છીએ તેમ દલગીર ચેહેરે પોતાના ઓરડામાં બેઠી હતી, અને એક કરતાં વધુ વખત તેણીની આંખમાંથી આંસુઓ પડયાં હતાં; તેણીના બાપના ચીરડાઉ થઇ ગયલા સ્વભાવમાં હજી કાંઈપણ સુધારો થયો ન હતો; જોકે તેણી જાણતી હતી કે તેવણ તેણીને અતીશય ચાહતા હતા, પણ તેવણના સ્વભાવથી તેણીને ઘણું ખમવું પડતું હતું. જો તેવણ પોતાના અગાઉના જુના દોસ્તો સાથ રહી મંડળીઓમાં ફરયા હતે તો તેવણ વધારે સુખી થતે, કારણકે તેવણને માલમ પડતે કે તેવણનાં છોકરાંને લીધે તેવણને કોઇપણ બદનામ કરતું ન હતું. જરબાઇએ જે રીતે પોતાનાં છોકરાંઓને બેદરકારીથી ઉછારયાં હતાં તે મારે લોકો તેવણને ઠપકો દેતાં, પણ જમશેદજીની તો સઘળાં દયાજ ખાતાં. કુવરબાઈ મેહેતા અને દીનબાઇની કેળવણીનાં ફળ હમણા આલાંમાં જોવામાં આવતાં હતાં, તથા તેણી પોતાની ફરજ બજાવવામાં કદીપણ પછાત પડતી હતી નહી.

"આલાં, આપણે ગઈ રાતે વાત કરી હતી તેનો વીચાર કરયો કે?" જમશેદજી એકદમ ઓરડામાં દાખલ થઇ બો-

આગળ જા. ફરીથી હવે તેણી તારી આગળથી એક બીધેલાં હરણ માફક નાહસી જશે નહી; તેણીને કહેજે કે જો તેણીના બાપે પહેલેથી જાણ્યું હતે કે જાલ મેજરે તેણીનું દીલ લુટી લીધું હતું, તો તેણીના જુવાન જીવને હું એટલા બધા બળાપામાં નાખતે નહી. તેણીને એમ પણ કહેજે કે, માણેકજી મેહેતાનાં નામથી હવે તેણીને ફરીથી કંટાળો આપવામાં આવશે નહી. જા દીકરા, જા."

જાલ એક બીજી પળ સાં થોભ્યો નહી, થોડા વખતમાં તે આખા બાગમાં ફરી વળ્યો, અને આલાં ક્યાં ગઇ હતી તે માટે ઘરમાં સર્વે માણસને પુછ્યું. પછી તે પાછો પોતાની માતાની ઘોર આગળ ગયો. આલાં સાં આપણે એક વખત ઉપર વાંચી ગયાં છીએ તેવા વીચારો સાથ ગભરાયલી લાગણીઓ સાથ બેઠી હતી, અને જાલ તેણી આગળ જઇ ઉભો. થોડા વખતમાં તેને તેણીના બાપ સાથ શું વાત થઈ હતી તે કહી સંભળાવી, અને પછી તેણીના પ્યારની, તેણીના હાથની કાલાવાલા ભરી માંગણી કરી. આલાં પોતાનો પ્યાર છુપાવવા માંગતી હતીજ નહી, અને લાંબો વખત, ઘણો લાંબો વખત આ બે જવાનીયાંઓએ તે એકાંત ઘોર આગળ મીઠી વાતો કરી.

"મારી આલાં, મારાં માએજીની છેલ્લી આરામેશની જગા આગળ આપણે જીંદગી વેર સાથ્યાં રહેવાનું એકેકને વચન આપ્યું છે; અને આ કામ માટે આ જગા કરતાં કઇ બીજી જગા લાયક હોય? હા, હું કેવો ઇચ્છું છું કે હાલ તેવણ ખુશી થઈ આપણી ઉપર સારી દુવાઓ વરસાવે."

આલાં જેવી ઘરમાં આવી કે જમશેદજીએ તેણીને અતીસ્ય પ્યારથી પોતાની છાતીએ દાબી અને તે દહાડે રાત્રે આલાંને લાગ્યું કે તેણીએ બજાવેલી સઘળી મુશકેળ ફરજો, તેણીએ સોસેલાં સઘળાં દુઃખનો બદલો વળી રહયો હતો. તેણીનો લાંબા વખતનો પ્યાર પાછો વાળવામાં આવ્યો હતો, થોડા મહીનામાં તેણી જાલની બાયડી થવાની હતી. કે તે બહાદુર, સઘળામાં માન પામેલા જવાન સરજયને બધાંઓને છોડી તેણીનેજ પસંદ કરી હતી. ફક્ત આજ વીચારથી તેણી સુખી થતી ન હતી. પણ તેણીના બાપને અસલ જેવા થોડા ઘણા પાછા ખુશાલ જોઈ તેણીને વધુ ખુશાલી ઉપજી હતી. તેવણ અગાઉનાજ જમશેદજી શરાફ માફક બોલતા અને વર્તતા હતા. જાલ હમેશ તેવણનો માનીતો હતો, પણ તે અને આલાં બચપણથી સાથે રમતાં આવેલાં હોવાથી તેઓ વચ્ચે કોઇબી જાતનો પ્યાર હશે એવું તેવણ જોઇ શકયા ન હતા.

જમશેદજી અને આલાંએ જાલને ઘણાક સવાલો પુછ્યા, અને જાલે પોતાને થયલા દરયાના અકસમાતની તથા પોતાના મામા કેવી રીતે મલ્યા હતા તેને લગતી સઘળી વાત કહી. હવેજ જમશેદજીને માલમ પડયું કે જયારે જાલના ડુબી જવાની વાત ચાલતી હતી, તે વેળા આલાં શું કામ એટલી બધી દુઃખી લાગતી હતી. જાલ જયારે પોતાના અકસમાત વીષે વાત કરતો હતો, ત્યારે આંસુભરી આંખો સાથ આલાંએ તેનાં ખભાંપર માથું મેલ્યું, પણ જે આંસુઓ જાલના પ્યારભર્યા બોલોથી જલદીથી સુકાઇ ગયાં.

સોરાબ બેહલી હોમજીને પેલા તર્ફે મોટી દોલત ભેટ આપી હતી, તે ઉપરાંત તેની બાપીકી દોલત પણ ઘણી હતી. તેવણના બાવા તેવણ માટે વડોદરામાં મોટી ઇસ્ટેટો મુકી ગયા હતા, પણ તેવણના ગુમ થવાથી તે હોરમજશાના કરી લીધેલા દીકરાને મલી હતી. તેના ગુજરી જવા પછી તે હોરમજશાનાં વસયતનામાં મુજબ સરકારના હાથમાં ગઇ હતી; પણ સોરાબના પાછા ફરવા પછી તેણે પોતાનો હક રજુ કરી પોતાની બાપીકી દોલતપર દાવો કર્યો, અને તેમાં તે સેહલાઇથી ફાવ્યો. તેમ કર્યા પછી દીનબાઈ, મનચેરશા તથા મી૦ પેસતનજીની રાજી ખુશી સાથ જાલને પોતાનો દીકરો કરી લીધો, અને પોતાની આખી દોલતનો તેને વારસ ઠેરાવ્યો. સોરાબ બોલ્યા કે જાલે પેહલી નજરેજ તેવણનું દીલ જીતી લીધું હતું, અને તેને જયારથી જોયો ત્યારથીજ તેવણ તેને પોતાનો દીકરો કરી લેવા ઇચ્છતા હતા. વળી જે વખતે જાલને તેના મામાએ દીકરો કરી લીધો તેજ વેળા તેને પોતાના વડા તરફથી ખબર મલી કે તેના પગારમાં વધારો કરવામાં આવ્યો હતો.

આ એકેક પછીની એકેક ખુશાલ ખબરોથી જાલ એટલો તો છલકાઇ ગયો કે તે પોતાને શાંત રાખી શકયો નહી, અને તેની આસપાસનાંઓને તેથી રમુજ મલતી હતી. તેની નરમાસવાલી શાંત બેહેને જોયું કે જાલનું જેમ સુખ વધતું જતું હતું તેમ તેમ તેણી પણ વધારે સુખી થતી જતી હતી. વળી તેણી પોતાના મામાને પણ ઘણું ચાહી તેવણનું પણ દીલ જીતી લેતી હતી. પેહલે તો તેવણ તેણીના ભાઇપર ઘણું હેત દેખાડતા હતા તેથી વાહાલા થઇ પડયા હતા, પણ હવે તો તેણીપર જે અસંત પ્યાર તેવણ કરતા તેથી વધારે વાહાલા થઈ પડયા. દીનબાઇએ તેણીને લગતી સઘળી વાત પોતાના ભાઇ આગળ કરી હતી અને તેથી તેવણપર ઘણી અસર થઈ હતી.

થોડા દહાડામાં ગુલને લઇ સોરાબ મામા ભુસાવલ જમશેદજી શરાફને ઘેર ગયા, અને આલાં ગુલને જોઇ અતીસ્ય ખુશી થઇ. જે રીતે સોરાબ જમશેદજીને મલ્યો તેથી જમશેદજીનાં મનમાં જે સેહજ શક હતો તે જતો રહેયો. જોકે હમોએ કબુલ કરવું જોઇએ કે સોરાબ પેહલે, આલાંને પોતાની વહુ કરવા કરતાં બનાજીની રતનબાઇને વધુ કરવા માગતા હતા. બનાજીની માણક તેવણને વધુ પસંદ પડતે, પણ તેણી તો મેરવાનજી ડાકટરના ફીરોઝ સાથે અદરાવાની હતી એવી વાત ચરચાતી હતી. જયારે સોરાબે જોયું કે તેવણના ભત્રીજાએ તો આલાં સાથે પરણવાનો નકી ઠેરાવ કર્યો હતો, અને જયારે દીનબાઇને મોડે તેવણે આલાંની તારીફ સાંભળી ત્યારે તેવણ જરા પણ સામે થયા નહી, અને મોટી ખુશી સાથ પોતાની રજા આપી. તેવણ

ફક્ત રજા આપીનેજ સંતોષ પામ્યા નહી, પણ પોતાની થનારી વહુને એકદમ જઇને જોવાનો તેવણે ઠેરાવ કર્યો, અને તેણીને જોઇ તેવણ તદન સંતોષ પામ્યા.

થોડાં અઠવાડયાં એવી ખુશાલીમાં પસાર થઇ ગયાં. ગુલ પણ ઘણી સુખી હતી. જો તેણીના ભાઇએ તેણીને તેને માટે બાયડી સોધવાનું સોંપ્યું હતે તો ગુલ આલાં સીવાએ બીજા કોઇને પણ પસંદ કરતે નહી. જાલે પણ ગુલની મરજી પુછ્યા વગર આલાંના હાથની માંગણી કરી હતી નહી.

"મારી બેહેન, મારી બેહેન કરતાં પણ વધારે. તારી દીલસોજી મેલવ્યા વગર, તારી ખુશી વગર હું કોઇપણ દહાડો પરણવાનો નથી." તેણે તેણીને પ્યારથી કોટી કરતાં કહયું. "હું એવી બાયડી લાવવા ઇચ્છુ છું કે જે મારે ખાતરજ નહી પણ તારે પોતાને ખાતર પણ તુંને ચાહે. જે બાનું માનભર્યા પ્યાર સાથ તારી તરફ જોવાને ના પાડે, તેની સાથ હું કદી પણ પરણવાનો નથી. આલાં શરાફ તેમ કરે છે મારી બેહેન, તારી તરફના તેણીના પ્યારથીજ તેણીએ મારૂં પેહલું ધ્યાન પોતા તરફ ખેંચ્યું હતું. તેણી તુંને મારી કાનીજ ગણશે. ખોદાની મેહરબાનીથી જો હમારે ઘર છોકરાં આવશે તો તેઓને પણ તુંને માન આપતાં, તારીપર પ્યાર કરતાં તેણી શીખવશે. ત્યારે મારી હમેશની વાહાલી વફાદાર બેહેન, મને કહે કે આલાંને મારી બાયડી કરવાથી તું ખુશી થશે?"

ગુલની આંખોમાંથી ખુશાલીનાં આંસુઓ તપકયાં, પણ થોડા વખતમાં તે લુછી નાખી, જાલનું હૈડું ખુશાલીથી ધપકે તેવી રીતે જવાબ દીધો.

બધાંએ ઘણાજ કાલાવાલા કર્યાથી અંતે જમશેદજી એક મહીનો પંચગનીમાં ગુજારવાને આવ્યા. જાલની બદલી પુણાનાં લશકરમાં થએલી હોવાથી તે ત્યાં પોતાને માટે એક ઘણો સરસ બંગલો ખરીદી તેને સણગારવા ત્યાં ગયો, કે જે બંગલામાં તે પરણીને પોતાની આલાંને લઈ જવાનો હતો. જાલ પોતાના મામાને પોતાની સાથે રાખવાની ખાંહસ કરતો હતો, પણ તેવણ અવાર નવાર તેને ઘર અને પોતાનાં બેહેન દીનબાઇને ઘર રેહેવા માંગતા હતા. વળી તેવણ બોલતા કે નવાં પરણેલાં માણસોએ કાંઇ નહી તો એક વરસ તો તદન એખલુંજ રહેવું જોઇએ. અંતે તેઓની ખાંહસથી તેઓનાં લગણ વીતાં થોડે દહાડે તેવણે ગુલની સાથ થોડો વખત પુણામાં પોતાના ભાણેજના બંગલામાં રહેવા જવાનું નક્કી કરયું.

"ગુલ, તું કોઇ દહાડો પરણતી ના હં કે; કારણકે હું જાણતો નહી કે મારી બેહેન તારા વગર શું કરશે" એક દહાડો સોરાબ બેહેલી હોમજી હસીને બોલ્યા.

"સોરાબ મામો, ખાત્રી રાખજો કે હું તેમ કોઇ વખત કરવાનીજ નથી. મને કુમારી જીંદગીનું છુટાપણું વધારે ગમે છે; અને સીવાય કે મારાં માસી મને અહીંયાંથી જવાની ફરજજ પાડે, ત્યાં વેર હું તેવણને છોડવાની નથી."

"અને ગુલ, તેમ તો તેવણ કરવાનાંજ નથી" આલાં બોલી. "તે દહાડેજ તેવણ મને કહેતાં હતાં કે અમારે ઘરબી તું રહેવા આવશે, ત્યારે તેવણને કેમ ચાલશે; પણ વાહાલી ગુલ, તુંને અવારનવાર અમારે ઘર રહેવા આવવું પડશે. જોની, જાલ તો કાંઈ ઘણું મોટું ફેશનએબલ લોકો રાખે તેવું ઘર માંડવા માગે છે, અને તારી સલાહ અને મદદ વગર હું તે બધું એખલી કેમ કરી શકું!"

"જો જાલ અને તું બેઉ જણ તમારાં ડહાપણભરયાં ભેજાંને મારી ખુશામત કરવામાં રોકશો, તો કોઈ દહાડો હું તમારે ઘર આવવાનીજ નથી." ગુલે ગંભીર દેખાવાની કોશેષ કરતાં કહયું, અને પછી તેણીએ જઇને આલાંને કીસ કરી.

"જાલ અને જહાંગીરની ઇચ્છાથી તેઓનાં લગન પંચગનીમાં મરચંટ હૉલમાંજ કરવાનું નક્કી થયું, અને જુલાઇ મહીનાનું પેહલું અઠવાડયું તે માટે ઠેરવ્યું. જહાંગીરને મુંબઇની સરકારે પોતાના વડા એનજીનીયર તરીકે નેમ્યો હતો, અને કોઈ કામસર તેને જુલાઇ મહીનામાં કલકતે જવાનું હતું. આથી તે જલદી પરણી તેહમીનાને પણ પોતાની સાથ લઇ જવા માંગતો હતો. તેહમીના હાલ કેખશરૂ ખોરશેદ સાથ બેલગામ રહેતી હતી, અને જ્યાંથી પરણવાની થોડા દહાડા આગમચ પંચગની આવવાનું તેઓએ ઠરાવ્યું હતું.

અંતે લગનનો દહાડો આવી પુગ્યો. નવરોજી અને મુંબઇથી તેડાવેલા દસ્તુરોમાંના એકે જાલનાં લગન કરયાં, જ્યારે જામાસ્પજી અને તેવણના જોડયાએ જહાંગીર તેહમીનાનાં કરયાં. પરોણાઓમાંના કેટલાક ગોલાબી શરમાઉ આલાંને પસંદ કરતાં, તો કોઇ શીક્કી પણ શાંત અને ટેકાવવાલા દેખાવની તેહમીના તરફ પસંદગી દેખાડતું. કોઇ કેહેતું કે પરણતી વખત જાલ ઘણો ગભરાયલો લાગતો હતો, જયારે બીજા કેહેતાં હતાં કે જહાંગીર શેઠ આ ખુશાલ તાંકણાને છાજે તે કરતાં ઘણા વધારે ગંભીર લાગતા હતા. ઉપલા વીચારો લગન વીતા બાદ પંચગનીનાં પારસી મંડળમાં લોકો એકેકને જણાવતાં હતાં.

"જે ગમે તે બકયા ના કરો" એક ઉમ્મરે પુગેલો ગ્રહસ્થ ઉપલો વીચાર કોઇને જણાવતાં સાંભળી બોલ્યો. "ગરીબ બીચારા છોકરાના તે વેળાના વીચાર પોતાના બાઇમારેના હતા, 'કે જે બાઇ આજે પોતાના ભાઇને પરણતો જોઈ ઘણો ખુશ થતે. તમને ખબર નથી કે હોમીનાં મરણ પછી તે કેવો ગંભીર થઈ ગયો છે, અને તેમ થાય તેમાં નવાઈ જેવું કાંઈ નથી."

[સાંધણ છે.] Two Old Maids




## પ્રકરણ ૧૯ મું.

### એક દુઃખભરી કાહાણી.


લીને જોઇને તે બહુ ખુશી થયો, અને થોડોક વખત તે કંઇ બોલ્યો નહી. તેઓ બંને એખલાંજ હતાં, કેમકે મીસીસ રીડલ તેણીને ઓરડાનાં બારણાં પાસે મુકીને જતી રહી હતી. હજી પણ લીલી તેની પાસેજ ઉભી હતી.

"વાહાલી લીલી, હું તુંને મળવા માંગું છું," તે બોલ્યો, "મને તારી સાથે થોડીક વાત કરવી છે–એક બહુ લાંબી વાત કરવી છે–જે વાત હું તુંને કહેવા માંગુંછું તે આપણા બંનેના બાબમાં દુઃખભરી છે. પણ નહી, મારે તે કહેવીજ જોઇએ, અને વળી ખરીજ કહીશ!"

"જોની, મને કોઇ બીજે દીવસે જે તમને કહેવું હોય તે કહેજો," લીલી બહુ નરમાસથી બોલી, તેણી જોનની માતાના બોલો યાદ કરતી હતી.

"નહી! નહી! તે વાત હમણાજ કહેવી જોઇએ. તું મારા કોચની પાસે આવીને બેસશે–અંહી આવ–મારી સામે બેસ!"

આ બોલતાં તેણે લીલીને માટે પોતાની અડોઅડ ખુરશી ખેંચી.

"તુંને ખબર તો હશે કે છેલ્લી વેળા આપણે જ્યારે સાથે ફરતાં હતાં ત્યારે–" આટલા શબ્દો બોલી તે વીચાર કરવા પડયો.

"હા! મને તે વીશે યાદ છે."

"મને એક છોકરાએ ચીઠી આપી હતી તે યાદ હશે! લીલી, હું જોઉંછું કે તે વાત તુંને યાદ છે, અને તે ચીઠી એમી ઓબ્રાયન તરફની હતી. મેં તારી સાથે પરણવાને વચન આપ્યું" જોને પોતાનું બોલવું જારી રાખ્યું, અને ઉઠીને બેઠો, "પણ એમ કરવાને મને કશો હક નથી. તું મને મારી બક્ષશે? ઓ! લીલી, તું મને માફ કરશે? કેમકે હું તારી સાથનું મારું કારજ તોડી નાખવા માંગુંછું."

લીલી બહુ ફીકી પડી ગઇ! તેણીનાં મોહોડાંમાંથી ફક્ત થોડાજ શબ્દો નીકળી શકયા.

"શું તમો એમ કહેવા માંગોછો——?" તેણીએ પુછ્યું.

"હું એમ કહેવા માંગુંછું, વાહાલી લીલી, કે હું એક અપમાનકારક રીતે વરતેયોછું; ખચીત તે એક દુઃખદાયક વાત છે, પણ હું ખરેખરીજ કહીશ, અને પછી હું ખરાં જીગરથી ઇચ્છુંછું કે કૃપાળુ રીતે તું મને માફ કરશે. તું મારા અકસ્માત વીશે તો જાણે છે, લીલી, મારાં માથાંને જે બહુ ભારી જખમ થયો હતો, તેનો ભોગ હું શી રીતે થઇ પડયો તે તું જાણે છે? આ ભેદભરેલી વાત હું તુંને તારા વીશ્વાસ પર કહુંછું. હવે તુંને અહીં બોલાવવાંની મારી મતલબ તું પામી ગઇ હશે!"

"જોની, મેં થોડી ઘણી વાત એ વીશે સાંભળી છે," લીલી દેખઇતી રીતે ધ્રુજતાં બોલી, "હું–હું ઇચ્છુંછું કે હમણા તમો કંઇ વધારે તમારા જીવને સંતાપ આપીને બોલશો નહી; તમારાં માતાજીએ મને કહેલું છે કે તમને વધારે બોલાવવું નહી."

"ગરીબ બીચારાં માયજી! હું તેઓ માટે દુઃખી છું, પણ જ્યારે એક માનવી જાતપર બીજાનાં એટલે એક અતી વાહાલાનાં મરણની વાત તેના કાનપર પડે છે, ત્યારે તે માનવી પેહેલાં જેવો હતો, તેવો રહેતો નથી લીલી, તું હજી સર્વે વાતથી વાકેફગાર નથી,–૧૮ માસ અગાઉ મને આ છોકરી સાથે દોસ્તી બાઝી."

"અરે! જોની હવે વધુ બોલો ના!" લીલીએ કરગરીને પોતાના ચેહેરાપર હાથ ઢાંકી કહયું.

"વાહાલી લીલી, તે વાત મને કહેવીજ જોઇયે! જ્યારે મને તેણીની સાથે દોસ્તી બાઝી ત્યારે મારી જીંદગીનો વીચાર થયો નહી–અને જ્યારે આ સર્વે દુઃખોથી હું કંટાળી ગયો ત્યારેજ મેં તુંને–પણ અરે લીલી, તારું મોં ફેરવી ના નાખ! આ વેળા તું મારીપર દયા આણ અને મને કહે કે, તેં મને માફ કરી છે?"

"અને તે દહાડે જે ચીઠી આવી હતી, તેમાં શું એમીએ તમને બોલાવ્યા હતા?" લીલીએ પુછ્યું.

"મેં તેણીને ભેસપતવારે મળવાનું વચન આપ્યું હતું, અને તેણીને જઇ મળવાને માટે મને એમીએ યાદ દેવડાવી હતી–લીલી, હવે તને સર્વે વાતની ખબર તો પડી હશે?"

લીલીએ મુગી મુગી સાંભળ્યા કીધું, અને હવે ડચકાં ખાવા લાગી. જોનનાં મોં સામું જોવાની તેણીની હીમત ચાલી નહી.

"એમીને બચાવવામાં આવી છે, એમ મેં મારાં માયજી તરફથી સાંભળ્યું છે, અને હવે તેણીને હું વધુ દુઃખી કરવા માગતો નથી."

હવે લીલી વધુ અને વધુ રડવા લાગી.

"લીલી, હું તારે માટે શું કરી શકું? મેં તારો માયાળુ સ્વભાવ જાણીનેજ, અને મને માફ કરશે એવું ધારીને આ સઘળી વાત કહી છે. દરએક વાતમાં તું મારેથી કેટલી બધી ચહડતી પંકતીની છે!–અને હું તારે માટે કેટલો નાલાયક છેઊં? પણ હવે–"

"તમો હવે આપેલું વચન તોડવા માંગો છો ?" લીલીએ ધીમેથી કહયું.

"હા ! લીલી, હું તેમ કરવા માંગું છું, હું એમી ઓબ્રાયન સાથે પરણીશ, અને એમ થયા પછી હું દેશવટો ભોગવીશ."

પણ અહીં લીલીએ એક ડચકાંનો અવાજ સાંભળ્યો, અને હવે તેણી અંહીથી ઉઠી.

"હવે હું જાઉં ?" તેણીએ પુછયું.

જોન પોતે પણ ઉઠયો, અને તેણીના બંને હાથ ધરી તે બોલવા લાગ્યો, "લીલી તું હમેશાં મારી સાથે માયાથી વર્તી છે, અને આ દુઃખની વેળાએ તું મને મદદ આપશે, અને માફ કરશે, એવી આશા છે."

"હા, જોની, હું તેમ કરવા પ્રયત્ન કરીશ" એમ બોલી તેણી પોતાનો હાથ સેરવી લઇને ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૨૦ મું.

### જોનનો વીચાર.

લીલી જોનના ઓરડામાંથી રડતી પોતાના ઓરડામાં જતી હતી, પણ એવામાં મીસીસ રીડલ તેણીને અધવચમાં મળી, જેણી આતુરતાથી લીલીની વાટ જોતી હતી. લીલીએ સર્વે બનેલી બીનાથી પોતાની સાસુને વાકેફ કરી, અને તેણી પણ પોતાના દીકરાની આવી નાલાયક ભુલથી અતીશ્ય દલગીર થઇ.

થોડો વખત તેઓ વચ્ચે ચુપકીદી પંથરાઇ, પણ હવે મીસીસ રીડલે બોલવા-માંડયું, "હું ધારૂંછું, મારી વાહાલી દીકરી, કે મને આવી સંકટની વેળાએ એખલી મુકી તું તારે ઘેર જશે નહીં."

"મીસીસ રીડલ, મને કોઇ પણ સારો વીચાર સુજતો નથી, અને હું અહીં રહું તે કરતાં હું મારે ઘર આજે સાંજે જઇશ ! અને તે માટે તમો મને માફ કરશો."

લીલીએ પોતાનો બોલ પાળ્યો, અને તેજ સાંજે તેણી કાસ્ટલ હીલ તરફ ફરી. તેણીને જોનની બહુજ દયા આવી. થોડાજ દહાડામાં આખાં શેહેરમાં આ વાત પંથરાઇ ગઈ, અને તે વાત ફ્રેંકે 'એડીનબરો'માં પણ સાંભળી, અને આ વાતથી ખુશ થઇને તેણે લીલીપર એક કાગજ લખ્યું.

પણ તે કાગજનો જવાબ લીલીએ લખ્યો નહી, અને તેથી તેણી બહુજ ગુસ્સે થઈ, તોપણ આ તેનાં ઉત્તેજન માટે લીલીએ તેને દોષ દીધો નહી, કેમકે તે એક અતલગનો એશી થતો હતો. તે હમેશાં લીલીને શીખામણ દેતો હતો, જે તેણી ઘણાં માન સહીત નાની બેહેન પ્રમાણે સ્વીકારતી હતી. છેલ્લે, બહુ વીચાર કરીને તેણીએ ફ્રેંકના કાગજનો જવાબ ટુંકમાં વાલ્યો.

આ વખત લીલી માટે બહુ દુઃખદાયક અને ત્રાસ દેનાર હતો.

બે દહાડા પછી મીં૦ શેલબુક કાસ્ટલ હીલમાં લીલીની ભેટ માટે આવ્યો અને તે પણ જાણતો હતો કે જોને લીલી સાથનું કારજ તોડયું છે.

"કેમ, આટલા બધા દીવસ તમે કયાં હતા?" લીલીએ પુછ્યું.

"હું મીસીસ રીડલને તેણીનાં દુઃખમાં મદદ આપવામાં રોકાયલો હતો," તેણે કહયું. "પણ હું જોઉંછું કે જોન દીવસે દીવસ વધારે નબળો બનતો જાય છે."

"હું ધારૂંછું કે તે હવે સારીકાની હશે?" લીલી બહુ નરમાસથી બોલી.

"તે હમણા કંઈ પુર તંદરોસ્તીમાં નથી," મી૦ શેલબુકે ઉત્તર આપ્યો.

"ખરેખર તેઓનું કુટુંબ કાંઇ ભાગ્યશાળી નથી, અને મીસીસ રીડલ પર મને બહુ દયા આવે છે, તેણીની બે ખુબસુરત બેટીઓનું શું થશે જો મી૦ જોન—" આ બોલતાં તેણે બહુ દલગીરી બતલાવી, તો પણ આ તેની દલગીરી ખરાં છુગરની ન હતી.

લીલીએ આનો કશો જવાબ આપ્યો નહી. આ જવાન માણસ ડીલફર્ડ હોલમાં (મીસીસ રીડલનાં ઘરમાં) તેઓનો મિત્ર બનીને રહયો હતો.

મી૦ શેલબુકે જોયું કે આ વાતોથી લીલીને સંતાપ થતો હતો. એમ ધારી તેણે એ વીશે વધુ વાત કીધી નહી, અને બીજી વાતો કરવા લાગ્યો, એવામાં લુસી તથા એથલ લીલીની ભેટ માટે આવ્યાં. મી૦ શેલબુકને જોતાંજ લુસી હસી પડી, અને વેહેતી નદીનો મનોરંજક દેખાવ મી૦ શેલબુકને દેખાડવા તેણી બારી આગળ લઇ ગઇ.

તેઓ બંને વાતો કરતાં હતાં ત્યારે લીલી બહુ ધ્યાનથી તેમના મોહોડેની વાતો સાંભળતી હતી.

"મેં માયજીને આટલાં ઉદાસ કોઈ દીવસે જોયાં ન હતાં." તેણી બોલી. "તેવણ પોતે પોતાના છુગરને ધીક્કારે છે."

"અને તમારો ભાઇ કેમ છે?" લીલીએ એથના ચેહેરા સામું જોયા વગર પુછ્યું. "માતાજી કહેતાં હતાં કે હમણા તે સારીકાની છે, અને આ અઠવાડયાંની અગાઉ તો તેવણ માલ પરથી આવશે, અને લીલી, પછી હું ઇચ્છું છું કે તમો અમુને આવીને મળી જશો ?"

લીલી તેણીનાં મોં સામે જોઇને મનમાં વીચારવા લાગી કે, કદાચ મીસીસ રીડલે આ વાત તેણીને કહી હોય. લુસી અને એથલ લીલીને મળવા આવ્યાં તેની બે દહાડા અગાઉ એક દુઃખદાયક બનાવ બન્યો હતો. જોન રીડલની દાસીએ મીસીસ રીડલ કયાં હતાં તે પુછ્યું, અને જયાં તેણી હતી ત્યાં બહુ ગુસ્સામાં પોતાના હાથમાં એક કાગજ લઇ દોડી ગઇ.

"ખચીત ! બાઇ સાહેબ, આ બહુજ દુઃખદાયક છે." પેલી દાસી જેન બે બોલી, "આ ચીઠ્ઠી તમારા દીકરાએ મને ટપાલની પેટીમાં નાખવા કહયું છે."

"શું મી૦ જોને તુંને આ ચીઠ્ઠી આપી ?" મીસીસ રીડલે બહુ અચરત થઇને પુછ્યું.

"હાજી !" તેણીએ ટુંકમાં પતાવ્યું.

થોડો વખત મીસીસ રીડલ કંઈ બોલ્યાં નહીં, પણ તે ચીઠી પરનું સરનામું વાંચ્યું, જે નીચે મુજબ હતું.

**મીસ એમી ઓબ્રાયન**

નં૦ ૧૫૩૦—નોરમનટન.

પેલી દાસીના કહેવા મુજબ તે કાગજ પેલી મુવેલી છોકરીના સરનામાનું હતું.

"આ કાગજ તું મારે સ્વાધીન કર ! કેમકે થોડાજ વખતમાં મી૦ જોન આ દુઃખભરી વાતથી વાકેફ થશે."

મીસીસ રીડલે આ વાત ફક્ત જોનની તંદરોસ્તીને માટેજ કહી નહોતી, પણ તેનાં આ કેટલાં દુઃખભર્યાં પરીણામ નીપજ્યાં છે, તે વાંચનારે જાણ્યું હશે !

"તે જો આ માંદગીથી મરી જતે તો ઠીક થતે," એમ મીસીસ રીડલ પોતાનાં મનમાં બબડવા લાગી. તેણી થોડો વખત પેલું કાગજ હાથમાં ધરીને ઉભી રહી, પણ છેલ્લે તેણીએ તે કાગજ ઉખેડયું, અને વાંચ્યું, ત્યારે માલમ પડયું કે એમીને પોતાની પરણેતર થવાને જોને લખ્યું હતું.

## પ્રકરણ ૨૧ મું.

### ડોરોથીનું કાગજ.

આ સર્વે દીવસો એમી ઓબ્રાયનનાં ઘરમાં એક ડુંગર મીસાલ પસાર થયા હતા, જે દીવસો દુઃખના વેહેતા જતા હતા. મી૦ ઓબ્રાયન પોતાની જુવાન દીકરી મરણ પામ્યા પછી એક અજબ સ્વભાવનો માણસ બન્યો હતો.

તે દારૂની બેહોશીમાં આખો દીવસ પડી રહેતો હતો, પોતાનું કામ તજી દીધું હતું, અને જે કોઇ તેને મલવા આવે, તેની સાથે પુરીપાધરી વાત પણ કરતો નહોતો, પણ ઘણું કરીને તે વધારે ગુસ્સે, અને કૃપાહીન ડોરોથીપર થતો હતો, અને આ સર્વે દુઃખભર્યા શબ્દો તે સારા સ્વભાવની છોકરી વેઠી જતી હતી.

પછી તેઓને માલમ પડયું કે જોન સારો થતો જાય છે; આ સાંભળી બંને બાપ દીકરીને દુઃખ લાગ્યું. આ ખબર સાંભળીને તે મોટેથી ગુસ્સામાં બોલ્યો, "એ તો સારો થયો, અને મારી દીકરી તો મરી ગઇ."

"ખરેખર તે એમીનો ખુની કહેવાય !" ડોરોથી બોલી, પણ એટલામાં કાંઇ વીચાર આવી જઇને તેણીએ પોતાના હોઠો કરડયા, અને વધુ કશું બોલી નહી.

આ ખબર લાવનાર મી૦ ગ્રે, લીલીનો બાપુત હતો, જેણે કહ્યું કે ડાક્ટર કહે છે કે હવે બધી આફત મટી ગઇ છે.

"અને જોને તેમને કંઈ કહ્યું ?" મી૦ ઓબ્રાયને પોતાની ખુરશીપરથી ઉઠતાં પુછ્યું, "જોન શું સુદ્ધીમાં છે, ત્યારે તો હું જઇને પુછીશ કે મારી દીકરી કેવી રીતે ડુબી ગઇ ?"

"તેણે બીજા થોડા દીવસ સુધી કોઇને મલવું નહી એમ ડાક્ટરનું કહેવું છે," મી૦ ગ્રેએ ઉત્તર વાળ્યો, "મેં સાંભળ્યું છે કે તે હજી ઘણો એકાંતમાં રહે છે, પણ હું ધારૂં છું કે તે સારો થયા બાદ તમને આવીને મલશે."

"હું કોઈપણ રીતે તેને જઇને મલીશ." મી૦ ઓબ્રાયને સમ ખાઇને કહ્યું.

મી૦ ગ્રે હમણા પણ પોતાના સ્થાણા કુત્રા બેનને સાથેજ લાવ્યો હતો, માટે તે તરફ આંગળી કરી મી૦ ઓબ્રાયને કહ્યું, "જ્યારે મારી દીકરી ડુબી ગઈ ત્યારે તેં પેલાને શું કરવા બહાર કાઢયો, તેને પણ મારી દીકરીની પાછળ ડુબવા દેને." આ સાંભળી પેલો દયાળુ કુત્રો કંઇ સમજ્યો હોય તેમ ઓબ્રાયનનાં મોં સામે જોઇને ભોંસવા લાગ્યો.

"નહી ! નહી ! આ તમારૂં બોલવું રાસ્ત નથી," એમ બોલી ગ્રેએ પોતાના કુત્રાને બોલાવ્યો, અને તેનું સુંવાળું માથું પસવાર્યું.

બેને પોતાથી બનતું કર્યું. "તમે ખાત્રીથી માનજો કે જો તમારી દીકરી ત્યાં પડેલી એણે દીઠી હતે, તો તેણીને તરતજ બેન બચાવતે, કેમકે એમી હમેશાં બેનની તરફ માયાળુ રીતે જોતી હતી.

આ સઘળો વખત ડોરોથી તેઓની પાસે બેસીને મી૦ ગ્રે અને પોતાના બાપ વચ્ચેની વાતચીત સાંભળતી હતી, અને પોતાની બેહેન પાછી યાદ આવીને તેને બહુ દુઃખ લાગ્યું, પણ તેજ પળે તેણીએ એક શબ્દ બોલ્યા વગર તે ઓરડો છોડયો, અને પોતાના ઓરડામાં જઇને પેટી ઉઘાડી, જોનનો કોટ કાઢયો, જેમાં પેલી એમીપર લખેલી ચીઠ્ઠી હતી.

આ ચીઠી ડોરોથીએ દુઃખથી વાંચી. હવે જોનની તંદરોસ્તી સારી થતી જતી હતી, તે ખબર સાંભળી તેણીને બહુ સંતોષ પેદા થયો, કેમજે એમી વગર તેણીના ઘરનું સઘળું સુખ જતું રહ્યું હતું. "તે એક આપસ્વાર્થી મુર્ખ માણુસ છે," એમ તેણી પોતાનાં મન સાથે બબડી.

હવે તેણીથી વધુ દુઃખ સેહેવાતું નં હતું. હવે તેણીએ વીચાર કર્યો કે એક કાગજ લખીને જોનના પૈસા, પેલો કોટ અને થોડીક બીના એમી વીશે લખીને મોકલવી જોઇએ. આ વીચાર તેણીને પસંદ પડયો. તેના પૈસા અને કોટ મોકલવામાં તેણીએ પ્રમાણીકપણું જોયું. તેણીએ પેલા કોટનું પારસલ કર્યું અને તેના પૈસા પોતાના ગજવામાંથી કાઢયા, જે તેણીને જોનના કોટમાંથી જડયા હતા, જે પાંચ પૌંડ, અને થોડીક શીલીંગ હતી.

તેણીએ સહવારે શેહેરમાં જઈને પેલા પૈસાનો મની ઓરડર કરાવ્યો, અને બપોરે જ્યારે તેણીનો બાપ ખાનું ખાઇને બાહેર ગયો ત્યારે તેણી કાગજ લખવા બેઠી.

તેણી હમેશાં આજ બોલો બોલતી હતી, કે જેમ તેણે મારી બેહેનને દુઃખી કરીને મારી નાખી, તેમજ હું પણ તેની સાથે નીર્દય થઇશ.

હવે તેણીએ કાગળ લખવા માંડયું:—

"સાહેબ! આજ દીને તમારે નામનો એક મની ઓરડર કરૂં છું, જેમાં નીચે મુજબની રકમ હું મોકલું છું; તેમાં પાંચ પાઉન્ડ, સાત શીલીંગ અને ત્રણ પેન્સ છે. જે રાત્રે તમોએ મારી પોતાની બેહેનને આ દુનિયામાંથી નાબુદ કીધી હતી, તેજ રાત્રે મને આ રકમ તમારા કોટના ગજવામાંથી મળી હતી. હું તમારો કોટ પણ પાછો મોકલું છું, પણ તમોએ મારી બેહેનપર લખેલી ચીઠ્ઠી, તથા તેણીએ લખેલો તેનો જવાબ એ બંને હું પાછાં મોકલી શકીશ નહી.

"સાહેબ, એમીપર આવેલી તમારી ચીઠી મેં વાંચી છે, અને તેણીના ખુની તમોજ છો.

"તમે તેમાં લખ્યું હતું કે, તમે મીસ લીલીને પરણવાના છેઓ, પણ તમો તેણીની સાથે પરણો, તેની અગાઉ મીસ લીલી તમારી ખરાબ વર્તણુક જાણી લેશે, અને હવે એમ કરવા માટે દુર રહો. મારા ગરીબ પીતાજી હજી ખરી બીના જાણતા નથી, પણ તેઓ જાણે છે કે તમો અને એમી બંને સાથે ડુબી ગયાં. જો તેઓ એમીના છેલ્લા દુઃખી શબ્દો, અને તમારી ચીઠ્ઠી વાંચતે તો, તમો આ દુનિયામાં વધુ વાર જીવી શકતે નહીં, કેમકે હું જાણું છું કે, તેઓ તમોપર પોતાનું વેર લેતે! અને હું તમને સલાહ આપું છું કે તમોએ તમારી સલામતી ખાતર ડીલફોર્ડમાં રહેવું નહીં. હવે પછી હું તમારૂં મોહું જોઇશ નહી, કેમકે તમોએ અમારાં સદાનાં સુખી કુટુંબને હમેશનું દુઃખી કર્યું છે, તે હું તમને કદી પણ માફ કરનાર નથી.

લી૦ ડોરોથી ઓબ્રાયન."

જોન માટે જરા પણ દયા ન આણવા વગર આ કાગળ તેણીએ બીડયો; તેણી કાગળ લઇને પોસ્ટ આફીસમાં ગઇ, અને કાગળ નાખ્યા બાદ વેહેલી ઘેર ફરી. હવે તેણી વીચાર કરવા લાગી કે, એનો જવાબ આવશે કે નહી!

જોનને તે કાગળ બીજી સહવારે નાસ્તાની વેળાએ મળ્યું. તેની માંદગી પછી આ પેહેલીજ વેળા તે બધાં સાથે નાસ્તો લેવા આવ્યો હતો, અને જયારે ઓરડામાં દાખલ થયો, સારે તે ફીક્કો, અને હમેશ કરતાં ઉંચો દીસ્તો હતો, કેમકે તે શરીરે લેવાઇ ગયો હતો.

મીસીસ રીડલ તેને જોતાંજ ઉઠી, અને ચુમી લીધી.

"મારા વાહાલા દીકરા, ભલે પધાર્યો." તેણીએ માને છાજતાં વાહાલથી કહયું. થોડાજ વખતમાં ટપાલના કાગળની એક થેલી લઇને ચાકર આવ્યો. આ થેલી મીસીસ રીડલે ઉખેડી. તેણીએ કેટલાંએક કાગળ પોતાને નામનાં લીધાં, પણ પછી જોનના નામનું કાગળ તેને આપ્યું. આ કાગળ લેવાને માટે તે બહુ આતુર બન્યો. તેણે જાણ્યું કે આ કાગળ મીસ એમીપર મોકલવામાં આવ્યું હતું તેનો જવાબ હશે! જેવું તેણે કાગળ ઉખેડયું કે તેના હાથમાંથી પેલો મની ઓરડર નીચે પડી ગયો; મીસીસ રીડલે એકાએક જોનનાં મોહોડાંપર થયલો ફેરફાર જોયો.

આ કાગળ વાંચ્યા બાદ તેના ચેહેરાનો રંગ બદલાઇ ગયો. એક બોલ બોલ્યા વગર તે ટેબલપરથી ઉઠયો, ને પેલું કાગળ તથા મની ઓરડર હાથમાં લઈ ઉપર પોતાના ઓરડામાં ગયો, અને ઘંટ વગાડી પોતાની માને તેડી.

તેની મા એકદમ ચમકી ઉઠી, અને તેના ઓરડા ભણી દોડી; તેને ઓરડાની અધવચમાં ઉભેલો જોયો.

"માતાજી, તમે મને શા માટે છેતરયો?" તે અતી મોટે અવાજે બોલ્યો. "તેણી તો મરી ગઇ, તેણીની બેહેને લખ્યું છે—એમી ઓબ્રાયન તો મરી ગઇ—અને ડોરોથીના કહેવા પ્રમાણે હું એમીનો ખુની થયો છું!"

"મુગો રહે, જોન, મુગો રહે!"

"એમ કરવાની તમારી મતલબ શી?" જોને બોલવું જારી રાખ્યું. "તમોએ મને ફસાવી લોકોમાં મારી હસી કરાવી છે, કેમકે મેં આ મરનાર છોકરીને છેલ્લે મારી સાથે પરણવા લખ્યું હતું."

"મારા દીકરા," મીસીસ રીડલ તેની આગળ ગઇ અને ગુઠણીએ પડીને બંને હાથોથી તેના પગો પકડયા, "મને માફ કર, તારી જીંદગી જોખમમાં હતી, અને તુંને બચાવવા માટેજ મને આ યુકતી રચવી પડી. શું તું એમ ધારે છે કે મેં તારાં દુઃખમાં ભાગ લીધો નથી? તેં એમીપર લખેલું કાગળ મેં મોકલ્યું નથી. તારી દાસીએ મને આપયું હતું ને મેં તે મારી પાસે રાખ્યું છે. જોન, જોન, તું મને માફ કર."

"આ કાગળ વાંચો," જોન બહુ ગુસ્સાથી બોલ્યો. "આ કાગળ પછી હું અત્રે રહેનાર નથી, અને ફરી હું આવનાર પણ નથી." મીસીસ રીડલે તે કાગળ વાંચી પુરૂં કીધું.

તેણીએ દુઃખ સાથે કહયું "હા! તારે અંહીથી જવું જોઇયે, હવે તું એકદમ ઉપડી જા, અને પેલા માણસથી હવે દુર રહેજે. આજે રાત્રેજ તું લંડન તરફ જા, હવાપાણી ફેરબદલ થયાથી તારી તનદરોસ્તી સુધરશે, અને હું સાં તુંને આવીને મળીશ!!"

હજી પણ જોન કંઈ બોલ્યો નહી.

"જો જોની, મારૂં માન અને ફરી લીલીને તારી સાથે પરણવાને કહે! સર્વે માનવીના નસીબમાં દુઃખસુખ સરજેલાં હોય છે, પણ આપણને તો એક એક દુઃખ પ્રાપ્ત થાય છે કે જે કદીપણ નીકે નહી અને તેથીજ—"

"હું તેમ હવે પછી કદી કરનાર નથી," જોન બહુ ભાર મુકીને બોલ્યો.

"માતાજી, હવે તમો તમારૂં કામ કરવા જાવો, અને મને થોડો વખત વીચાર કરવાને આપો."

જોન રીડલે તેજ સાંજે ડીલફોર્ડ છોડયું અને ફરી ડીલફોર્ડ નહી આવવાનો તેણે પક્કો ઠેરાવ કર્યો. તેણે એક કાગળ ડોરોથી ઓબ્રાયન પર લખ્યું, અને બીજું કાગળ પેલા ઘરડા વકીલ મી૦ લોરન્સને લખ્યું, અને ઘર સંબંધી પોતાની માતા સાથે થોડીક વાતો બહુજ શાંતપણે કીધી.

પછી જવાની અગાઉ તે નીચે ઉતરયો ને પોતાના બાપને ભેટવા ગયો, પણ તે ઘરડો બીચારો તેના જવાની મતલબ સમજી શકયો નહી.

પછી તેની દાસીએ કહયું, "આજે એવણની તંદરોસ્તી જરા સારી નથી અને તેથી પાણી ફેરબદલ કરવા જાય છે."

જ્યારે જોને વાંકો વળીને પોતાના બાપનાં પોહોળાં કપાળ પર ચુમી લીધી ત્યારે તે બીચારો રડવા લાગ્યો.

"નવાં દુઃખો, વાહાલા દીકરા, નવાં દુઃખો," તેણે પોતાના હમેશાના રાએતા પ્રમાણે કહ્યું.

એક સખત હાથ મારીને જોને ચાલવા માંડયું, અને વીચાર કરવા લાગ્યો કે હવે તે પોતાના બાપને કોઈ દીવસે જોશે નહી. પછી દીવાનખાનામાં તેણે પોતાની માને દીઠી, જેણી તેની સાથે સ્ટેશનપર જવાને તૈયાર હતી. "હું તારી સાથે સ્ટેશન સુધી આવું છું." તેની મા બોલી, અને જોન તેણીને ના કહી શકયો નહી. થોડા વખત પછી તેઓ સ્ટેશનપર આવી લાગ્યાં, અને તરતજ ગાડી પાણીના રેલા માફક પલાટ ફારમપરથી ચાલતી થઇ.

[સાંધણ છે.] ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.

## કર્નલ ડેનીંગહામનો બટલર!


ક કાળી અંધારી રાત્રે મેં ત્રેનમાંથી ઉતરી હેસેટનનાં સ્ટેશન ઉપર એક ગાડી ભાડે કરવા ઇચ્છયું, પણ વરસાદ ઘણો પડતો હોવાથી કોઈ પણ ગાડીવાને મને આશરો આપ્યો નહીં.

"ઠીક, ઠીક, ઠીક નોરકોટ, આગળ ચાલ, કોઇનું ઘર મળે તેમાં ઘુસી વરસાદ થોભે ત્યાં શુધી આશરો માંગીશું." હું મનસે બબડી આગળ વધ્યો. મને સ્ટેશનથી આગળ ચાલતાં એક પણ મકાન મલ્યું નહી. તેટલા અરસામાં હું એટલો ભીનાઈ ગયો કે મારાં બુટમાં મારા પગ તરવા લાગ્યા, અને દગલો તો તીપાવા માંડયો. અંતે ઘણો રસ્તો કાપ્યા બાદ મને એક ઉજાશવાલું બતીનું મકાન દેખાયું. ઘર આગળ જઇ મેં તેનો દરવાજો ઠોકયો.

એક અઢાર ઉમરની, માયાળુ સ્વભાવની સ્ત્રીએ તે દરવાજો ખોલ્યો. પેહલીજ નજરે મને તે સ્ત્રી સાલેસ જણાઇ. મને જોતાંવાર તે ભલી ઓરત જાણે હું તેણીનો બેટો હોઉં તેવી ફીકરથી બોલી ઉઠી—

"અરર! અંદર આવો, ભાઇ, અંદર આવો, એવા જબરા વરસાદમાં શા વાસ્તે બહાર પડયા? તબીયત બીગડી આવશે." તે ભલી સ્ત્રીએ મને અંદર લીધો.

ઉતાવળમાં તેણીએ એક સગડી જોશબંધ તાપ આપતી બનાવી દીધી અને હું કયાં જનાર હતો તે મને પુછ્યું.

"મને કર્નલ ડેનીંગહામને ત્યાં જવું છે." મેં જણાવ્યું.

"તેવણનું મકાન કાંઇ અહીંથી ઘણું દુર નથી સાહેબ. કર્નલ ડેનીંગહામ ઘણા ભલા શખસ છે, હમો જેવાં ગરીબો ઉપર તેઓ ઘણા મેહેરબાન છે, મારા દીકરા "બેન"ને તેવણે નોકરી અપાવી છે. પણ સાહેબ, તમારાં કપડાં ઘણાં ભીનાઇ ગયાં છે, સરદી થશે, વાસ્તે બદલી નાખો."

હું એકે બોલે તે સ્ત્રીની આ માંગણી કબુલ કરી પડયો, જેથી તેણીએ પોતાના દીકરા બેનનાં કપડાંની એક જોડ મને લાવી આપી. અલબતે તે મારાં એસ્કી અને બંધએસ્તાં કપડાંઓ કરતાં ઘણાં ઢીલાં અને બેડોળ હતાં, તોપણ મેં તે પેહેરવાની આનાકાની કરી નહી. મારાં એસ્કી કપડાં કહાડી નાખી મેં તેણીએ આપેલાં ધીલાં અને લાંબાં ટુકાં પાટલુન અને દગલો પેહેરયો, મારાં વારનીશનાં ચલકતાં તાઇટ બુટ કહાડી મેં તેનાં મારા પગ અંદર રમતાં ફરે તેવાં ઢીલાં સાદા ચામડાંનાં ચીરાઈ ગયલાં બુટ પેહરયાં. મારી નરમ અને કીમતી ટોપી ઉતારી તેની મેલી મોટી ટોપી મારે માથે ઘાલી. ટુકમાં હું એક બારીસ્તરમાંથી ફેરવાઇ એક ગરીબ હલકા મજુરના વેષમાં આવ્યો. કપડાંથી મારામાં આટલો ફેરફાર થઇ ગયો. તેણીએ મારે માટે ગરમી આપવા ચાહનું કપ બનાવ્યું તે પી લઇ હું તેણી માટે સારો વીચાર રાખી બહાર પડયો. વરસાદ તદન બંધ પડી ગયો હતો.

હવે મારાં વાંચનારને મારે જણાવવું જોઇયે કે, હું કર્નલ ડેનીંગહામને ત્યાં શા સારૂ જતો હતો.

કર્નલ મારા મામા થતા હતા, મારાં મમાઇ થોડાંજ વર્ષ થયાં મરણ પામ્યાં હતાં, તેવણે વીલમાં લખ્યું કે મારા મામા કર્નલ ડેનીંગહામ જે એસ્ટેટ ઉપર વસ્તા તે કદી વેચવી નહી પણ મારે મારા મામા કર્નલ ડેનીંગહામની બેટી જોડે લગ્ન કરી તે એસ્ટેટ સરખે ભાગે બેઉએ વાપરવી. એ મોટી મીલકત ઉપર એક મેહલ રોકું મોટું મકાન આવેલું હતું, જેને નહી વેચવાનો મારાં મમાઇનો વિચાર હોવાથી, અને વળી પોતાની દીકરી તે મારાં માયને પણ તેમાં ભાગ આપવાને માટે મારાં મમાઇએ આ પ્રમાણે વીલ કર્યું હતું.

મેં મારા મામાની બેટીને જોઈ હતી નહી. તેણી સાથ મારાં લગ્ન કરવાને મારાં મમાઇ રાજી હતાં. મેં તેઓને ઘણો લાંબો વખ્ત થયો જોયાં હતાં નહી, જેથી કર્નલે હવે મને પોતાને ત્યાં આવવાનું નોત્રું દીધું.. હું મારી ભવીષ્યની બાયડીને જોઉં, પછી હમારાં લગ્ન કરવાનો તેમનો વિચાર હતો.

હું પેલી બાઇનાં નાનાં મકાનમાંથી તેજ કાળી, અંધારી, સરદ રાત્રે બહાર નીકલ્યો. વિચારમાંને વિચારમાં ધારવા કરતાં જલ્દી હું મારા મામાનાં મકાન ફર્નલેંડ આગળ આવી લાગ્યો. મેં દરવાજા ઉપરનો ઘંટ જોશથી વજાડયો, જેથી એક બટલર જેવા દીસ્તા આસામીએ તે દરવાજો ખોલ્યો.

તેણે મારા તરફ ટગર ટગર જોયા કીધું. તે વખ્તે શું બોલવું તે મને સુજ પડયું નહી, જેથી તેને મેં કહયું:—

"આ કર્નલ ડેનીંગહામનું મકાન છે, કે મેં ચુક કરી છે!"

"હા, આ કર્નલનું મકાન છે. મારી જગ્યા ઉપર કર્નલે બહાર ગામથી તેડી મંગાવેલા નવા બટલર તે તમો હશો.

હવે મને યાદ આવી, માફ કરજો, મેં તમને બહાર ઉભા રાખ્યા, મહુંજે તમારૂં નામ શું ?"

"હીગીન્સ !" મેં વિચાર્યું કે તેઓ મને કોઈ આવનાર નવો બટલર મારાં કપડાં ઉપરથી ધારે છે, ત્યારે હું તેવાંજ કોઇ નામ હેઠળ રહી અહીંનો મહીમા બરોબર જોઉં, પછીથી તે વિશે મામાજીને હું સમજાવી લઇશ.

"રાંધણીમાં આવો સાહેબ." પેલા બટલરે મને આવકાર દીધો.

તે મને રાંધણીમાં લઇ ગયો. એક મોટું સગવડભર્યું તે બાવરચીખાનું હતું; ત્યાં બે કામ કરનારી ઓરતોને મેં બેઠેલી જોઇ, જેઓ મને જોઇ આવકાર દેવા ઉભી થઇ.

"બાઇઓ" બટલરે મારી ઓળખાણ કરાવી. "આપણા કર્નલ સાહેબે મારી જગ્યા ઉપર નવા તેડાવેલા બટલર એવણ મી૦ હીગીન્સ છે. તેઓ સાથ તમારી પીછાણ કરાવવાની રજા લઉં છું."

પેલી ઓરતોએ મારી તરફ ડોકું નમાવ્યું.

"હવે આ ભારી દગલો કાઢો સાહેબ, ઠીક થયું તમો આવ્યા તો, હું કાલે ગામ જનાર છું. હમારા કર્નલ સાબ ઘણા ભલા છે. હું તેમને તમારા આવ્યાની ખબર કરીશ. મને આ નોકરી અને મારા લાયકીવાલા કર્નલ સાબને છોડી જતાં ઘણું દુઃખ થાય છે, પણ હવે અહીં મારા જેવાએ રહેવામાં શોભા નથી," બટલરે કહયું.

"કાંય વારૂં ? તેનો શું સબબ ? શું કર્નલ સાબ સખ્ત છે ?"

"અરે નારે સાબ, ફક્ત તેવણનાં બેટી મીસ કલોડયાના ફાંટાબાજ સ્વભાવને લીધે મને જવું પડે છે. એ જવાન બાઇને મારાથી પુરૂં પડી શકાતું નથી. વળી"—

એટલામાં એક જોશથી વાગતા ઘંટને લીધે તે બટલર બોલતો ચુપ થઈ બહાર દોડયો. પેલી સ્ત્રીઓએ નસ્કોરાં ચહડાવ્યાં.

જરા વારમાં તે પાછો આવી બોલ્યોઃ

"હું એકાએક ગયો તેનું કારણ એજ મી૦ હીગીન્સ, કે તે ઘંટ મીસ કલોડયાએ વગાડયો હતો. જતાં જો જરા વાર લાગે તો વળી તે બાઇનો ગુસ્સો મને સાંખવો પડે. હાથમાંનું ગમે તેવું કામ પડતું મુકી એ બાઇની હાજરીમાં તરત જવું જોઇયે, નહીં તો પછી તરેહવાર ઢેવણનું બોલતું સાંખતું પડે છે. હમણાંજ એ બાએ અમને ત્રણુંને એ બાઇએ ધમકાવી કહાડયાં છે. મેં તમારા આવી પુગવાની ખબર સાહાબને કીધી છે. હમણાં મીસ કલોડયા સગડી માટે લાકડાં માગે છે તે તમે લઈ જાવો."

લાકડાંના કટકા હાથમાં ઉપાડી હું તેને બતાવેલે રસ્તે એક મોટા શીંણગારેલા ઓરડામાં ગયો. ત્યાં એક ટેબલ આગળ એક મોટી ઉમરના શખ્સ અને બે જવાન અબલાઓ ચાહ લેવા બેઠાં હતાં. તે ગ્રહસ્થ તે કર્નલ મામા હતા એમ મેં તુરત જાણી લીધું. મારા પાસ મામાએ મોકલાવેલી મીસ કલોડયાની સબી હતી, જે ઉપરથી મેં તેણીને પણ ઓલખી કાઢી. બ્લુ ડરેસ, કાળા વાળ અને એક સુંદર ચેહરાની તેણી હતી. જયારે તેણીની સોડે બેઠેલી નમે દેખાવની, મનહરણ ચેહેરાની, સોનેરી બાલવાલી કોણ હતી તે હું જાણતો નહીં. બીલકુલ ધીલાં-ઊંચાં નીચાં કપડાંમાં હું જોવાજોગ બની રહયો હતો. મારો દેખાવ કપડાંને લીધે ઘણો વીચીત્ર દીસ્તો.

મારા તરફ એક નાખુશીની નજર ફેંકી કલોડયાએ ડોકું ધુણાવ્યું. મને તુરત લાગ્યું કે બાઇ સાહેબે તે વેળા મારે માટે મનસે વીચાર્યું કે "તું કદી ચાલશે નહીં."

"હમણા તો તું થાકી ગયો હશે, વાસ્તે સગડીમાં લાકડાં પુરી જઈને તુંને બતાવવામાં આવે તે ઓરડામાં પેઠી જા; કામની વાત કાલે કરીશું." કર્નલ મામા બોલ્યા.

"નહી રે બાવાજી, એ શું ઘોળવાનો હતો ? એ કાંઇ આપણે ત્યાં ચાલશે નહીં. મુવો કોઇ રડતો ચણાવાળો મજુર જેવો અજાડી દીસે છે. હું એને અહીં નહીં રાખવા દેઉં. પપા, વીચાર કરો કે ડીક નોરકોટ આવે તો તેવણ સામે એ અંજાડી કેવો લાગશે ? કાંઈ રકાસ કરી બેસશે તો આપણને શરમાવું પડશે. એનાં કપડાં પેહેરવાની રીત કેવી કોઇનેબી દુઃખી આવે તેવી છે." હું સાંભળું તેની દરકાર કર્યા વિના તે બેહેંકી ગયલી કલોડયા બોલી ઉઠી.

"કલોડયા ! કલોડયા !" તેણીની સોડે બેઠેલી બીજી જવાન બાઇએ તેણીને બોલતી વારવા માટે ધીમા નરમ અવાજમાં કહયું, "બીચારા ઉપર આવતાંને વાર એ શું ધડાકો ? તેની લાગણી દુઃખાશે તેનો તો ખ્યાલ કર. ગરીબ માણસ હોશે તેને એટલો બધો હીણો શા વાસ્તે ? હું માંગી લઉંછ કે એ બચારો ઓરડો છોડી જાય ત્યાંસુધી ચુપ રહે."

"તું તારૂં કામ કર યુજીન્યા, તુંને મારા વચ્ચે કોણ બોલાવેછ ? તારી સલાહ તારી પાસ રાખ !"

મેં ગુંઠણુ ઉપર પડી વાંકો વળી સગડીમાં લાકડાં પુર્યા કીધાં.

"કલોડયા, તું તારા કડક સ્વભાવથી તારી ખુબસુરતીને બગાડેછે; હું તારાં સારાંને માટે કહું છું તે તુંને પસંદ નથી પડતું, તો હું કાલે ફ્રનેલેંડ છોડી જનાર છું. ત્યારે રાજી થઇશ ?" યુજીન્યા બોલી.

"અંહં ! કાંઇ નહીં. બેલાશક સીધારજો !" કલોડયા ફરડી. "હું જાણું છું, તમો અહીં લાંબો વખત થયો શા વાસ્તે વળગી રહયાંછ તે. તમારી ને તમારાં માયની એમાં શું મતલબ છે તે હું પુરતી રીતે સમજું છું. જયારે ડીક નોરકોટ ફ્રનેલેંડ આવનાર છે ત્યારેજ શા વાસ્તે તમોને તમારાં માયે અહીં મોકલ્યાં તે કોઇ અણુસમજુબી સમજી જાય કે તમો એક બારીસ્ટરને તમારી તરફ ખેંચવા માંગોછો, પણ એમ ના ભરૂસે રહેતાં બાઇ કે તમારા જેવી એક નાચાર, લોકોને પૈસે ઉધરતી છોકરી ઉપર ડીક નોરકોટ જેવો એક કેળવાયલો જવાન બારીસ્ટર ધ્યાન આપશે.

હવે તારેથી અને માસીથી હું તદન કંટાળીધું; માસીને કહેજો કે તમારા જેવી એક ગરીબ દરજ્જાની બેટીને પરણવા ડીક નોરકોટ હલકા થશે નહી પણ—"

"બસ, બસ કલોડયા, તું એવાં હલકાં અપમાનોથી યુજીન્યાને સતાવ ના. મારી યુજીન્યા કયાં જાણતી હતી કે ડીક અત્રે આવનાર છે. મેં એણીને થોડા દીવસ આપણે ત્યાં હવા ખાવા ખાસ તેડી ત્યારે આવી." કર્નલ બોલ્યા. "હમણા જો ડીક તને એમ બોલતાં સાંભળે તો તે તારે માટે શું વિચારે?"

"ડીક નોરકોટે તેણીને સાંભળી છે, મામાજી, અને તેણીના આવા વઢકણા સ્વભાવ અને હલકી તાનાંજાણીથી તે એટલા વખતમાં તદન ધરાઇ ગયોછ." એકાએક સગડી આગળથી ઉભો થઇ મને એમ બોલતો સાંભળી તે ત્રણે જણાં હેરત થયાં. મેં આવાં કપડાં શા વાસ્તે પેહરયાં અને મને બટલર કેમ ઠોકી બેસાડયો તે વીશે સઘળું તેઓને કહયું, જેથી મારા મામાએ પોતાની એકપુરી બેટીની ચાલથી થયલા રકાસને લીધે શરમાઇને નીચું જોયું.

આ વેળા કલોડયા પોતાનો ચેહેરો છુપાવવા તજવીજ કરતી, જ્યારે યુજીન્યાએ પોતાની બ્લુ આંખ હેરત થઇ મારા ઉપર ટાંકી.

મેં ત્યાંનું ત્યાંજ એક મીલકતને ખાતર મારૂં આખા ભવનું સુખ નહીં ખોહવાના વીચારથી મારા મામાને હમારી સગાઇને માટે ના કહયું.

મને પણ ન્યુયોર્ક જવું હોવાથી અને યુજીન્યા ત્યાંજ રહેતી હોવાથી હું તેણીને સાથે લઇ ગયો. તેણી સંપુર્ણ કેળવણી લઈ ચુકેલી એક જવાન કુમારીકા હતી. તેણી પોતાની કેળવણીને જોરે કમાતી અને પોતાનું અને પોતાની માનું પુરૂં કરતી.

હું તેઓને ત્યાં દરરોજ આવતો જતો રહયો, જેથી મેં તેણીના ગુણોનો ઠીક અભ્યાસ કીધા બાદ તેણી સાથ મેં લગ્ન કીધાં. થોડીક મીલકતને ખાતર પેલી વઢકણા સ્વભાવની તુમાખી ઓરતની ટોક ગળે ઓળવી નહીં લેતાં મેં ખોદાના શુગરાણા કીધા કે તેણીથી હું બચ્યો. જેણીને મેં મારી બનાવી છે તેણી પોતા સાથ પૈસાની કહેવાતી રીત નહીં પણ સદગુણ અને ઘર ચલાવવાની પકી માહીતી ધરાવતી આવી છે, જેથી મારી જીંદગી હમેશની સુખી સંતોષી બની છે. પેલી ભલી સ્ત્રી જેણીએ મને ઠંડી રાતે આશરો આપ્યો હતો, તેણીને મેં ઘણી સારી મદદ કીધી. તેણીનીજ બરકતથી હું એક ફોકત સ્ત્રીની ટોકથી બચ્યો હતો.

મેહેરબાનું કાવસજી દાવર.

---

**સંગેમરમરપર પડેલા ડાઘ કેમ કહાડવા**—લીંબુનો રસ અને vitriol નાં તેલને એક સરખાં વજનમાં લઇ સારી પેઠે મેલવીને જ્યાં ડાઘ પડયા હોય તે પર લગાડવું, અને થોડી મીનીટ પછી નરમ કપડાંએ ઘસીને લુછવું. તમારાં કપડાં પર તેલના છાંટા પડે નહી તેની સંભાલ રાખવી, નહી તો બળી જશે



# વચલે વાંધેના અદરાયલી છોકરીઓને બે બોલ.



એક પુરૂષ અને સ્ત્રી પોતાને એક બીજાંને લાયકનાં સમજે છે; તેઓને પરણવા, એક બીજાં સાથે રહેવા, અને ઘર ચલાવવા ગમે છે. તેઓ અદરાય છે, અને પરણવાનો દીવસ લગભગ નક્કી કરે છે; ચોક્સ દીવસ નહીં તો મહીનો તો જરૂર ઠેરવે છે. હોલી વીતાં, દીવાળી વીતાં યા તો કોઈ બીજા ફુરસુદને દીવસે લગ્ન નક્કી થાય છે.

છોકરીઓ, આ બધું કેટલું ગંભીર છે! લગ્ન કાંઇ ગપ્પાસપ્પા મારવાની, હસવાની અથવા નકામો પટપટારો કરવાની બાબત નથી, તે એક છોકરીને પોતાને માથે હોરી લેવાનું ઘણુંજ ગંભીર પગલું છે.

એક ઉમરે પુગેલી સ્ત્રીને તે માટે જેટલી ગંભીરતા લાગે તેટલી એક જુવાન છોકરીને કદાચજ લાગે; પણ તેણીએ તે માટે ગંભીરતા અને ધાસ્તીથી વીચાર તો કરવો જોઇએ. છોકરીઓ, આમ બોલવાની મતલબ તમો ઉલટી સમજશો ના. મારી કહેવાની મતલબ એમ નથી કે જે છોકરીઓ પરણવાની હોય તેઓએ ગંભીર, દલગીર અને કંગાળ દેખાવું જોઇએ. ખુશાલ અને હસતાં દેખાજો અને તોબી ગંભીરતા બતાવજો.

ટેકાવદાર, ગંભીર, વીચારવંત અને તોબી ખુશાલ, હસતો અને આશાવંત તમુને થવું જોઇયે.

શું તમો એક ગંભીર ચીજ કરવાનાં નથી? તમો પોતાની રાજીખુશીથી નવી ગંભીર ફરજો, નવી જવાબદારી માથે હોરી લેનાર છો; તમો તમારી જીંદગી બીજી જીંદગી સાથે જોડનાર છો. આ બીજી જીંદગીને ઉંચી કરવામાં અથવા નીચી પાડવામાં તમો મદદ કરનાર છો; તમો આ માણસને દુનિયામાં તેણે અગાઉ જે કામ કીધું હોય તેથી વધારે સારૂં કરવામાં, અથવા તો તેને તેમ કરતાં અટકાવવામાં મદદ કરનાર છો; તમો તેને હીમત આપનાર છો અથવા નાહીમત કરનાર છો; તમે તેનાં ખરા મદદગાર અને સાથી થનાર છો અથવા તો તેને ગળે ઓરવાયલી તોક બરાબર થઈ પડનાર છો.

અને કાયદા પ્રમાણે જયાંસુધી તમોને મોત છુટાં પાડે ત્યાંસુધી તમે તેનાં સુખમાં યા દુઃખમાં, તેની જાહોજલાલીમાં યા ગરીબાઇમાં તેની ભાગ્યણ થનાર છો.

ધૈરીની નીમકહરામીથી, અથવા ધણીના નાહસી જવાથી, ઘાતકીપણા યા નીમકહરામીથીજ કાયદો તમોને છુટાં પાડી શકશે. આવો કાયદો ખરો છે કે ખોટો તે વીશે તકરાર કરવાનું આપણું કામ નથી; છોકરીઓ, આ નહીં ફેરવાઇ શકાય તેવું પગલું જે તમો ભરનાર છો તેપર—લગ્નની મોટી ગંભીરતાપર—ભાર મુકી તે તમોને બતાવવા ઇચ્છું છું.

વળી ઘર છોડી જવાનું શું ઓછું ગંભીર અને દલગીરી ભર્યું છે? તે કાંઇ ફક્ત ઇંટ અને ચુનાનું બાંધકામ છોડી જવાનું નથી, પણ તમારાં વાહલાંઓને, તમારી જીંદગીનાં જુનાં વલગણને છોડી જવો છો, તમો કદાચ તમારાં માબાપ, ભાઇઓ અને બેહેનોને છોડી જશો; જયારે તમે માંદાં પડશો ત્યારે તમારી માવજત કરવા, તમુને બીછાનામાં સુવાડી માયાથી તમારી સારવાર કરવા તમારી માતા તમુને મળશે નહીં; ઘણાં વરસો સુધી જે જાણીતા ચેહરાઓ તમે જોતાં આવયાં છો તે તમો તમારી આસપાસ જોશો નહીં; તમો આ બધું છોડી, જાવો છો અને તે શા માટે?

જે માણુસને તમે પસંદ કીધો છે અને જેને માટે તમો દરકાર કરો છો તેને માટે.

હવે હું એક સવાલ તમુને પુછું છું; **તમારી ખાત્રી છે કે તમે તેને માટે દરકાર કરો છો?** પણ તમે તો તેની સાથે અદરાઇ ચુકાં છો અને ઉપર કેહેવા પ્રમાણે તમારાં લગ્નનો મહીનો અને કદાચ દહાડો પણ નક્કી થઇ ચુકો છે. ત્યારે તો હું ધારૂં છું કે તમો તેને માટે દરકાર કરતાં હોવાં જોઇએ. કબુલાત અપાઇ ચુકી છે અને તમારા વચ્ચે સાટું થઇ ચુકયું છે.

અત્રે કારજ કયારે તોડવું અને કયારે નહીં તોડવું તે વીશે બે બોલ બોલીશું.

હું ધારૂં છું કે તમો એકબીજાને લાંબો વખત થયો પીછાણતાં અને ચાહતાં હશો, અને તમે પુરતો વીચાર કીધા વગર અદરાયાં નહીં હશો.

ત્યારે લાંબો વખત તમો એકબીજાને ઓલખતાં અને ચાહતાં હોવાથી તમે ઉતાવળે અને વગર વીચારે તો અદરાયાં નથી, તેથી ઘણુંજ વજનદાર કારણ વીના તમોએ કારજ તોડવું ન જોઇએ. અદરાવાનું એક ઘણીજ ગંભીર ચીજ છે, જોકે અલબત લગ્નના જેટલી ગંભીર નહીં.

તમે આ કબુલાત આપી ચુકયાં છો, અને તેમાં હમેશ સુધીનાં જોડાવાથી જો તમે દુઃખ, કંગાલ્યતપણું, અને શરમમાં આવી પડતાં હોવો તોજ તે કબુલાત તોડજો.

તમે પુછશો કે કારજ તોડવા માટે પુરતાં વજનદાર કારણ તે શું હોવાં જોઇએ. એનો ખુલાસો અત્રે પુરતો ખુલ્લો આપી શકાતો નથી. તે વીશે વધારે બારીક વીચાર અને તપાસ કરવાનું તમારા હાથમાં છે. તોપણ તમોએ ખરી રીતે કેમ ચાલવું તેના થોડાક દાખલા અત્રે આપું છું.

જો તેની સાથે તમોએ અદરાયા પછી, તમારો બોલ તેને આપ્યા પછી, તમુને તેની ચાલચલણ વીશે કાંઇ ખોટું માલમ પડે કે જે વીશે તમે અગાઊ કશું જાણતાં ન હતાં, તો કારજ તોડવામાં અને જો તોડો નહીં તો તે વાત થોડો વખત સુધી ઢીલમાં રાખવામાં તમો કશું ખોટું કરશો નહીં.

હવે તમે પુછશો કે આવું પગલું ભરવા માટે કેઈ ખોટી ચીજો હું પુરતી અગતની ધારૂં છું? નીચલી ચીજો મુખ્ય છે. ધ્યાનમાં રાખજો, હું ફરીથી કહું છું કે, યાદ રાખજો કે તમે તેની સાથે અદરાયા પછીજ તે તમુને માલમ પડેલી હોવી જોઇએ. તમે જો અગાઉથી તે જાણતાં હોવો તો તમુને કદી પણ અદરાવું હતુંજ નહીં.

વારૂ, તમારૂં કારજ તોડવાનાં મુખ્ય કારણો આ હોવાં જોઇએઃ—પેહલું, જો તમે ચોક્કસ જાણો કે તેણે બીજી છોકરીનાં બવીપનો નાશ કીધો છે, તો તેની સાથનું કારજ તોડવામાં તમે બીલકુલ ખરાં છો. બીજું, જો તમે ચોક્કસ જાણો કે તે જુગારી અથવા છાકટો છે; ત્રીજું, જો તમે ચોક્કસ જાણો કે તે કરજદાર છે; ચોથું, કે તે ભયભીત ખરાબ સ્વભાવનો માણુસ છે. પાંચમું તે ધંધારોજગાર વગરનો છે, અને તેમાં રોકાવાની કાંઇબી આશા નથી; જો તમુને માલમ પડે કે ઉપલી ચીજોમાંની કોઇબી કાંઇ પણ ભુલ વીનાની ખરી હોય, તો તમારૂં કારજ તોડવામાં તમો ખોટું કરશો નહીં.

તમુને બવીપનો વીચાર કરવો જોઇએ અને થોડા વખતના પ્યારને ખાતર જન્મ સુધીની પરણેલી જીંદગીનાં સુખને જોખમમાં નાંખવું ન જોઇએ.

અદરાયા આગમજ તે માણસને લગતી દરેક ચીજ બરાબર જાણવી જોઇએ. છોકરીનાં માબાપે તેઓની દીકરીનું સુખ જે ધણીને સોંપવાનું હોય તેને લગતી પુરતી પરપુછ કરવી જોઇએ. એક નાદાન છોકરી કરતાં તેઓને તેમ કરવું ખુદરતી રીતે ઓછું મુશકેળ થઇ પડે છે, અને તમે છોકરીઓ, જો તમારાં માબાપ તે બાબતમાં ઘણાં ચોક્કસ હોય તો આકળાં થશો ના, અને કંટાળો ખાશો ના! તમારાં માબાપને તે બાબતનો અનુભવ છે, તમે કાંય નહીં તેનો ફાયદો મેળવો?

ચાલો, હવે આપણે આગળ ચલાવ્યે: તમે જાણે તમારૂં કારજ તોડવા માંગતાં નથી; આ દુનિયામાં તમે જે માણુસને તમારી આખી જીંદગી સોંપવાનાં છેઓ તેની સાંમે તમે કશું જાણતાં નથી, અને લગ્નનો દીવસજ નક્કી કરવાનો રહયો છે. હવે છોકરીઓ, લગ્નની દરેક બાબદમાં પેહલેથી તે છેહલે સુધી તમારાં માતાની સલાહ લેજો.

હવે, ઘરનાં કામકાજને વીશે બે બોલ બોલીશું. ઘર ચલાવાનું શરૂ કરો તે આગમજ તેને લગતી તેમજ રાંધવાને લગતી થોડીક સમજ મેળવજો. હવે તમે પરણવાનાં છેવો એટલે કે તમુને તમારા ધણીનું ભોજન તેમજ બીજી ચીજોપર દેખરેખ રાખવાની છે, ત્યારે તો બને તેટલું શીખી લેજો. ત-

મારા 'ધણીનું' સુખ વધારવાને જે કાંઈ શીખવું ઘટે તે બધું તમારે શીખવું જોઇએ.

હવે પરણેલી જીંદગી વીશે તમારા શું વીચાર? ખચીતજ તે વીશે તમોએ ઘણો ઊંચો વીચાર બાંધવો જોઇએ, અને તમારા ધણી પાસે પણ તેમ બંધાવવો જોઇએ. તેવો ઊંચો વીચાર બાંધવાને એકબીજાને મદદ કરજો અને તે કદીથી હલકો પડવા દેતાં ના. તમો જે કાંઈ કહો અથવા કરો તે દરેક ચીજમાં તેને મદદ કરજો. ખરું કામ કરતાં તેને કદીથી અટકાવતાં ના. કાંઇથી ખોટી ચીજ કરતાં અથવા કહેતાં તેને તોડી પાડજો. તેના પીતા અથવા માતા વીશે બેઅદબી અથવા તુચ્છકારથી કદીથી તેને બોલવા દેશો ના; કાંઇ પણ ભલી ચીજને હસી કહાડવામાં તેને ઉત્તેજન આપશો ના. કાંઇ ભલા અને કોઇને નુકશાન ન કરે તેવા વીચારો અને "તેસ્ટો" તે ધરાવતો હોય તો તેમાં તેને ઉત્તેજન આપજો; ધરમપર જો તેને એકીન હોય તો તેમાં તેને નારાજ કરશો ના.

**તમારેથી બને તેટલી તેને મદદ કરજો**—ખાતરી રાખજો કે જીંદગીમાં ભલાં કામ કરવાને એક પુરૂષને ઘણીજ મુશકેળી પડે છે; તેને તોડી પાડશો ના અથવા તો જરાકથી અટકાવશો ના. તમુને કે જેને તે ચાહે છે તેનો એક ભલા ફરેસ્તા, પવીત્ર જીંદગી માટેની તેની ઇચ્છાઓને ઉશકેરનાર, તેનાં દુઃખમાં દીલાસો દેનાર, તેની મુશકેળીઓમાં રસ્તો બતાવનાર તરીકે તેને વીચાર કરવા દેજો. તેને તમુને મદદ કરવા, દીલાસો દેવા, અને ઉત્તેજન આપવા દેજો.

**એકબીજાંના સાચ્ચા સાથી થજો**—હમેશાં એકબીજા તરફ નમ્રતાથી વર્તજો. તમો એકબીજાંને ઘણાં સારી રીતે પીછાણો છો તેથી નમ્રતા અને સભ્યતા છોડી દેશો ના. તેની સાથે તુંડાઈ અને બીભાસમાં વાત કરશો ના. એક બીજાં માટેના તમારા પ્યારની સાથે સભ્યતા અને માનને બેસેલું રેહેવા દેજો, અને તમારી આખી પરણેલી જીંદગી સુધી તે ચાલુ રાખજો. પરણ્યા પછી એક બીજાં તરફના પ્યાર અને માનનો છેડો આવવા દેતાં ના. જેમ જેમ વરસો વધે તેમ તેમ તેમાં વધારો થવા દેજો.

પીરોજા.

## ભરવા-ગુંથવા વીશે.


.તી.


સુ.


પી.

નાજુ.



## રાંધવાને લગતું.

### ઈંડાં બનાવવાની જુદી જુદી ઈટાલીઅન રીત.

**"એગ્સ આલા લુકવેશ"**—એક કાંદાની કાતરી પાડી તેને ઘીમાં લાલ કરો, તેમાં પાશેર દુધ તથા છ કઠણ બાફેલાં ઇંડાંને અડધાં અડધાં કાપી તે નાખો અને ધીમે ઇંગારે ત્રણ ચાર મીનીટ રહેવા દેવો. હવે બે કાચાં ઇંડાંની દાળને કફ ચહડાવી તે તથા સાલેસ પાંખરીને ઝીણી કાપી એક ચમચો ભરી અંદર નાખવી; સાથે એક આંઉસ વેલાતી પનીર બારીક ભુકો કરીને, એક ચમટી તજ, નીમક અને મરી તેસ્ટ માટે અંદર નાખવું. સઘળું નાખ્યા પછી ધીમે ઇંગારે છથી આઠ મીનીટ રહેવા દેવો, પછી ઉતારી થોડો લીંબુનો રસ ઉપર નીચવી ગરમ ગરમ ખાધામાં લેવું.

**"એગ્સ આલા રોમાનોલા"**—બે આંઉસ માખણને તાવી તેમાં એક આંઉસ ઘઊંનો આટો મેલવી બે પાશેર દુધ રેડી ચુલાપર મુકો અને ઠઠરો પડવા આવે ત્યાં સુધી ધીમા ઇંગારપર હીલવ હીલવ કરયા કરો. પછી ઉતારી ચાળણીમાંથી બીજા વાસણમાં ગાળી કહાડો. હવે તેમાં ચાર ઇંડાંની દાળનો કફ ચહડાવી નાખો, અને એક ચમચો ખાંડ અને એક ચમચી જાયફલ ખમણીને નાખવું. પાછું ચુલાપર મુકી લગભગ ઠઠરો પડવા આવે ત્યાં સુધી ધીમા ઇંગારપર હીલવ હીલવ કરવું. એક ડીશમાં ચાર કઠણ બાફેલાં ઇંડાં તૈયાર રાખી તે દરેકના ચચાર કટકા કરી પાંથરી મુકવા અને તેપર તપેલીમાંની ઉપલી મેળવણી રેડી ખાધામાં લેવું.

**"એગ્સ આલા કોનતાડીના"**—એક ભુંજવાના ડીશમાં ચાર આઊંસ માખણને તાવીને રેડો, પછી પાંઉની છ કાતરીઓ પર વેલાતી પનીરનો ભુકો જાડો જાડો પાંથરી તે બધી કાતરીઓને ઉપલાં માખણવાળાં ડીશમાં પાંથરીને મુકો. હવે દરેક કાતરીપર સંભાળથી એકેકું ઇંડું ભાંગો અને તેપર નીમક, મરી અને જાયફલ તેસ્ટ માટે ભભરાવો, પછી ધીમી ભઠ્ઠીમાં ડીશને મુકો, ઇંડાં બંધાય કે ડીશને બહાર કહાડી તેજ ડીશ એમનું એમ ટેબલ પર લઇ જવું.

**"એગ બોલ્સ"**—ચાર કઠણ બાફેલાં ઇંડાંનો ઝીણો ભુકો કરો, તેમાં એક વચલો ચમચો ભરી ઝીણી કાપેલી સાલેસ પાંખરી, એક આઊંસ વેલાતી પનીરનો ભુકો, બે આઊંસ પાંઉનો ભુકો અને થોડું નીમક તથા મરી નાખો. પછી બે કાચાં ઇંડાંની દાળનો કફ ચહડાવી ઉપલી મેળવણીમાં બરાબર એકરસ કરી તેના ગોળ દડા બનાવી તેને ઇંડાં અને પાંઉના ભુકામાં ઝાલી ઘીમાં લાલ તરી કહાડો.

**"એગ્સ આલા જીનોઈસ"**—બે નાના કાંદાને ઝીણા કાપી ઘીમાં લાલ તરો, પછી અડધા શેર દુધમાં એક મોટો ચમચો ભરી ઘઉંનો આટો મેળવીને તેમાં નાખો. અંદર નીમક તથા મરી તેસ્ટ માટે નાખવું. સઘળું બરાબર એકરસ કરી ધીમે ઇંગારે છથી આઠ મીનીટ સુધી હીલવ હીલવ કરવું. ત્યારબાદ છ ઇંડાંનો કફ ચહડાવી અંદર મેળવવાં અને પાછું થોડી મીનીટ સુધી ધીમે ઇંગારે મુકી ચાલ્યા કરવું. પાંઉની કાતરીઓને ટુંજી તોસ્ટ કરીને તે પર ઉપલી મેળવણી ગરમ ગરમ પાંથરીને ખાધામાં લેવું.

પીરોજા.

# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૮ મું.

### ફુલ, તેના ભાગ, અને ઉપયોગ.



જ્યારે ઝાડનાં મુળ, થડ અને પાતરાં ઝાડને ઉગાડી મોટું કરવાનું કામ કરે છે, ત્યારે ફુલ તે ઝાડની પેદાએશ વધારવાની તૈયારી કરી મુકવાનું કામ કરે છે, અને તેથી ફુલને ઓલાદ વધારનારાં અવ્યવો કહે છે.

બીજા પ્રકરણમાં આપણે જોઈ ગયાં તેમ ફુલમાં ચાર ભાગ હોય છે. લીલી પાતરીઓ અને રંગીન પાતરીઓ ઝાઝી કામની નથી, પણ બાકીનાં બે કામનાં છે. જ્યારે ફુલમાં આ ચારે ભાગ હોય છે ત્યારે તેને પુર્ણ અથવા આખું ફુલ કહે છે, ને તેમાંનો કોઇ ભાગ નહીં હોય ત્યારે તેને અધુરું કરીને કહે છે. કેટલાંક ફુલમાં લીલી પાતરી નથી હોતી તો વળી કોઈમાં રંગીન પાતરી નહીં હોય, ને કોઇમાં અમથા નરના દોરા હોય ને બીજામાં અમથો માદાનો હોય છે. હવે આ નર માદાના દોરા ઝાડની ઓલાદ વધારવા એક સરખા ઉપયોગી છે, અને જો એક જાતનાં ઝાડપર તેમાંનું એકજ થતું હોય તો તેજ જાતનાં બીજા ઝાડપર તેમાંનું બીજું થાએ છે; એટલે એક ઝાડનાં બધાં ફુલમાં માદાનો દોરો હોતો નથી અને અમથા નરના દોરા હોય છે, તો બીજા તેજ જાતનાં ઝાડ ઉપર માદાનો દોરો હોય છે, ને નરના દોરા હોતા નથી, અને કોઇકમાં એકજ ઝાડની ઉપર એ બન્ને જાતનાં (એટલે એકમાં અમથા નરના દોરા તો બીજામાં અમથા માદાના દોરા) ફુલ થાએ છે.

જુદી જુદી જાતનાં ફુલ, તેના રંગ, આકાર, દેખાવ વીગેરેમાં એક બીજાથી જુદાં પડે છે.

**ફુલની બાંધણી:**—ફુલમાં સર્વેથી બાહેર જે પડ હોય છે તે પાતરાં જેવું હોય છે, તેનો રંગ લીલો હોય છે. કોઈ ફુલમાં એ જોડાયલાં ને કોઇમાં છુટાં હોય છે. ત્યાર પછી તેની અંદરનું પડ રંગીન પાતરાંઓનું હોય છે. એ પણ પતળાં પાતરાં જેવાં હોય છે, ને તેનો રંગ જુદો જુદો હોય છે. એ પણ કોઇ ફુલમાં નીચેથી ઉપર સુધી જોડાયલાં ને કોઇમાં થોડાં કે ઘણાં છુટાં હોય છે; લીલી અને રંગીન પાતરીઓ અવાર નવાર ગોઠવાએલી હોય છે. નરના દોરા રંગીન પાતરીઓની અંદર હોય છે, દરએક નરના દોરાને છેડે એક એક કોઠળી હોય છે. આ કોઠળીમાં કાંઇક ભુકી જેવી ચીજ હોય છે. કોઇ કોઠળીને એ દોરો લાંબો કે ટુકો હોય છે ને કોઇને નથી હોતો. હવે માદાનો દોરો સર્વેની વચ્ચે છે. માદાના દોરાના કોઇમાં એકેજ અને કોઇમાં ઘણા ભાગ હોય છે. માદાના દોરાના વચલા ભાગને ગર્ભસ્થાન કહે છે, અને તેની અંદર બીયાં થાય છે. માદાના દોરાનો ઉપલો ભાગ ખાનાવાળા શાખાનો બનેલો હોય છે, અને તેની ઉપર કંઈ પડ હોતું નથી. કોઈ ફુલમાં તે ઉપલો ભાગ ગર્ભસ્થાનને લાગેલો હોય છે, ને કોઇમાં એ બેની વચ્ચે દોરો હોય છે.

ફુલના તમામ અવ્યવો તેની ડાંખળીના છેડાપર વળગેલા હોય છે. કેટલાંક ફુલોમાં તેની ડાંખળીનો ઉપલો ભાગ પોહોળો હોય છે. લીલી અને રંગીન પાતરીઓ માત્ર વરસાદ, તડકું, તોફાનના પવન વીગેરેથી જ્યારે અંદરના ભાગો કુમળા ને નાના હોય છે ત્યારે તેનો બચાવ કરે છે, અને જ્યારે ગર્ભસ્થાન બરોબર તૈયાર થાએ છે, અને તેની અંદરનાં બીયાં મોટાં કરવાને માટે તેને ગરમી જોઇએ છે, ત્યારે ઉપરનાં રંગીન પાતરાં ખરી પડે છે, અને કોઇમાં તો બાહેરનાં લીલાં પાતરાંબી ખરી જાય છે. પણ આ પ્રમાણે થયા અગાઉ, એટલે બીયાં પાકે છે તે અગાઉ તેમાં કાંઇક ફેરફાર થાય છે.

નરના દોરાને છેડેની કોઠલી ઘણીખરી લાંબા આકારની ને બે ભાગની થએલી હોય છે. આ બે ભાગોમાં એક જાતની ભુકી થાએ છે, ને જ્યારે તે પુર્ણ હાલતમાં આવે છે ત્યારે તેમાંથી તે ભુકી બાહેર નીકળવા માટે તે ભાગોનાં બન્ને ફાડચાં થાએ છે, ને તેમાંથી પેલી ભુકી બાહેર નીકળે છે, પણ જ્યારે તે ભુકી પુર્ણ હાલતમાં આવે છે ત્યારે માદાના દોરાના ઉપલા ભાગમાં કંઈ ફેરફાર થાય છે; આ વખતે એ ભાગ ખબરાયલો થાય છે, અને કોઈ વખતે ઝીણા બાલ દેખાય છે, અને તે કાંઇક ચીકણા પ્રવાહીથી ભીંજાયલો રહે છે. હવે પેલી ભુકી કોઠળીમાંથી નીકળે છે તેવી એ ભાગ ઉપર પડે છે, ને તે ચીકણો હોવાથી તે ઉપરજ વળગી રહે છે.

વળી જે ઝાડનાં ફુલમાં એકમાં અમથા નરના દોરા ને બીજામાં અમથા માદાના દોરા થાય છે, તેમાં મધમાખીઓ તે ભુકી લઈ જાય છે. તેઓ જ્યારે નરના દોરાની કોઠળીવાળાં ફુળમાં મધ ચુસવા જાએ છે કે તેમનાં શરીર ઉપર તે ભુકી વળગી જાએ છે ને પછી માદાના દોરાવાળાં ફુલમાં જાએ છે ત્યારે તે માદાના દોરાના ઉપલા ભાગમાં પડે છે.

આ ભુકીને સુક્ષ્મદર્શક યંત્રમાંથી જોતાં દરેક દાણો માત્ર એક ઝીણી કોઠળી જણાય છે. આ કોઠળીનો આકાર જુદાં જુદાં ઝાડ પ્રમાણે જુદો જુદો હોય છે, પણ એકજ જાતનાં ઝાડમાં હમેશ એકજ સરખો આકાર હોય છે, અને જેવો તે માદાના દોરાના ઉપલા ભાગની ભીની સપાટી ઉપર પડે છે, કે તેમાં ફેરફાર થાય છે. એક એક કોઠળીની લાંબી લાંબી નળીઓ થઇને તે માદાના દોરામાં ઉતરે છે, અને નીચે ગર્ભસ્થાનમાં દાખલ થાય છે, અને તેમાં જે પ્રવાહી હોય છે તે બીયાંમાં જાએ છે ને ત્યાર પછી તે બીયાં પાકીને સંપુર્ણ થાય છે.

S



# પૈસાદાર સ્ત્રીઓની કેવી રીતે પુઠ પકડવામાં આવે છે.



વિલાયતમાં પરણવા માટે પૈસાદાર બાનુંઓની પુઠ કેવી રીતે પકડવામાં આવે છે, તેના થોડાક દાખલા નીચે ટાંકયે છીએ. એક ખુબસુરત છોકરી જેણી ઘણી લાગણી ધરાવનારી હોતી નથી, અથવા તો એક સાદા દેખાવની છોકરી જેણી અતીસ્ય ખાલી બડાઇથી આંધળી બની ગયલી હોય છે, તેણીને આ રીત કંટાળાભરી થઈ પડતી નથી; પણ એક તદન સાદા દેખાવની છોકરી, જેણી સમજે છે કે પોતે કેવી છે, તેણીને જ્યારે પૈસા સાથે પરણનારાઓ કંટાળો આપે છે ત્યારે તેણી બહુ દુઃખી થાય છે, કારણ તેણી સમજે છે કે તેઓ ફકત તેણીના પૈસા સાથેજ પરણવા માગે છે.

લગભગ દરેક માણસ જેની સાથે તેણી સંબંધમાં આવે છે, તે તેણીને એક સજ્જડ બીક્ષુ તરીકે ગણે છે અને તેવા માણસો બને એટલી ઝડપથી તે બીક્ષુને પકડવાને પ્રયત્ન કરે છે.

એક લક્ષાપતણ બાનું એક ચોક્કસ પુરૂષ માટે કહે છે કે, તેને એક ખાનાની પાર્ટીમાં ખાસ તેણી સાથે મેલવવા માટે (કે જેમ તેણીને પાછલથી માલમ પડયું) નોતરું કરવામાં આવ્યું. ખાનાની આગમજ તેને તેણી સાથે ઓલખાણ કરાવવામાં આવી, અને જમતી વેળાએથી તે તેણીનીજ પાસે બેઠો. તેની સાથની વાતચીતપરથી તેણીને તેને વીશે કાંઈ સારો વીચાર બેઠો નહી. ખાનાં પછી તે કાંઈ તાલમેલ કરી સગીઓ બતાવવાને બાંહાણે તેણીને એક ખુણામાં લઈ ગયો અને ત્યાં વધુ ઢીલ કીધા વીના તેણીને પોતા સાથે પરણવા પુછયું. તેણી આવી બેઅદબી માટે એટલી તો ગુસ્સે થઈ ગઇ કે કાંઇ પણ જવાબ દીધા વીના ત્યાંથી ચાલી ગઈ અને ત્યાર પછી તેની સાથે વધારે ઓલખાણ પાડવાને મક્કમપણાંથી ના પાડી. તે શખસના એક અતલગના દોસ્તે તેને પુછયું કે તેણે આટલી બધી ઉતાવળ શા માટે કીધી, જેના જવાબમાં તે બોલ્યો:—

"જુઓની, હું મીસ સી—(કોઇ બીજી લક્ષાપતણનું નામ દઇને)ને ત્યાં રાતનાં જમવા જનાર હતો, અને હું જાણવા માંગતો હતો કે મીસ બી—મને કબુલ કરશે કે નહી, કે જેથી મીસ સી—સાથે કેવી રીતે વર્તવું તે મને સમજ પડે."

એક બીજા દાખલામાં એક ચોક્કસ પુરૂષ એક છોકરી સાથે પરણવા માગતો હતો, કે જેની પાસે પૈસા હતા એવું તે ધારતો હતો. હવે બન્યું એમ કે તે છોકરી પાસે થોડાજ પૈસા હતા અને તેની પાસે તે કરતાં પણ ઓછા હોવાથી તેણીએ તેની સાથે પરણવાં ના પાડી, અને બોલી "મારી એક સહી ઘણી પૈસાદાર છે તેની સાથે કાંય નહી પરણતા?" આ પછી તેણીએ તેની સાથે તેને ઓલખાણ કરાવી, અને થોડાજ વખતમાં તે શખસ આ બીજીને કહેવા લાગ્યો કે તેણી શીવાય બીજી કોઇબી છોકરીને તેણે કદી પણ ચાહી નથી. આ પરથી તે છોકરી હસી પડી અને બોલી:

"તમારી યાદદાસ્ત શકની ઘણી ભુલ ભરેલી હોવી જોઇએ અથવા તો તમે તદન ઢંગધડા વીનાના માણસ હોવા જોઇએ. એક અઠવાડયાંની વાતપર તો તમે મારી સહીની પુઠ પકડી હતી, હમેશાં તેણીની સાથેના સાથે દીસતા હતા, અને કોઇબી બીજાં તરફ જોતા ન હતા. એટલા વારમાંજ તમે જો તેણીને ભુલી ગયા હોવો તો તમારામાં હૈડાં જેવી ચીજ છેજ નહી; અને જો તમે તેણીને ભુલી ગયા ન હોવો તો તમે કેમ ખાતરીથી કહી શકો છો કે "મારા શીવાય બીજી કોઇને પણ તમે ચાહી નથી?"

એક જુવાન પુરૂષ માટે કહે છે કે, તેણે છેલ્લાં આઠ વરસ સુધી લંડનમાંની દરેક પૈસાદારબાનું સાથે પરણવાની માંગણી કીધી અને તે બધીએ તેને ના પાડી. એક જુવાન અમેરીકન બાનું કહે છે કે છેલ્લાં તેણે એક બાનુંને ત્રણ વેળા માગણી કીધી; અને તેણીએ કંટાળી તેને કહયું કે ફરીથી તેવી માગણી નહી કરવા માટે વરસ દહાડે કેટલા રૂપીઆની રકમ તેને જોઇતી હતી. જો એક લખત કરી તે કબુલ કરે તો તેણી જે રકમ તે માગે તે આપવા તૈયાર હતી.

આવા આવા ઘણા કંટાળાનો પૈસાદાર બાનુંઓ ભોગ થઇ પડે છે.

ઓરસોદ.

## "ચોરાયું છે-એક ઘર."



ઠંડે કલેજે અને શોખાઇથી કીધેલી ચોરીના ઘણાએક દાખલાઓ સાંભળવામાં આવ્યા છે, પણ લંડનમાં વીઇ વરસની વાતપર એક યા વધુ હુશીઆર ઘર ફાડનારા એક ઘણી કીમતભરી ચોરી કરી ફાવી ગયા હતા તેવી તો કદાચજ સાભળવામાં આવી હશે.

જે ઘરને તેઓએ પોતાનાં આ કામ માટે પસંદ કીધું હતું તે કેમબરવેલના એક એકાંત અને આબરૂદાર લત્તાપર આવેલું ઘર હતું. તેમાં વસનાર એક વચલે વાંયેનો ગ્રહસ્થ હતો. કમનસીબે તે બાપડાની ધણીઆણી હમેશાં માંદી ચાલ્યા કરતી હતી. આથી એક વરસે શીયાળામાં તેણીને બહારગામ લઈ જવાની તેને જરૂર જણાઈ અને તેના નોકરોને રજા આપી

ઘર બંધ કરવાનો તેણે ઠેરાવ કીધો, અને તેણીને યુરોપની દક્ષીણે હવા ફેરબદલ કરવા લઇ ગયો.

તેના ગયા પછી થોડુંકે એક એશકી અને સારા દેખાવનો પુરૂષ ત્યાં આવ્યો, અને ફરનીચર ખરીદ કરનારાઓમાંના એકની દુકાનપર જઇ તેને એક ભરેલાં ઘરનો સઘળો સામન લીલાંઉથી વેચવાને હોકમ આપ્યો. તેણે કહયું કે તે પોતાનું ઘેર પાછું બંધાવી તેને નવી ફેશન મુજબ સણગારવા માંગતો હતો. પેલું ઘર જે થોડા વખત થયો બંધ હતું તેનું સરનામું તેણે તેઓને આપ્યું. વેચાંણ માટે જાહેર ખબર આપવામાં આવી અને થોડા વખતમાં તેો સઘળું વેચી નાખવામાં આવ્યું. દરેક ચીજ એવી તો છડેચોક અને બરાબર કરવામાં આવી કે આસપાસનાં કોઇને કાંઇ શક ગયો નહી. તેનાં વેચાંણથી એક સારી રકમ મળી અને તેનો એક ભાગ પેલા શખસને આપવામાં આવ્યો. આટલું કામ પુરતી ફતેહમંદીથી થવા પછી બીજું પગલું જે લેવામાં આવ્યું તે વધારે હીમત ભર્યું હતું; તેજ શખસ ઘર તોડી પાડનારાને ત્યાં ગયો અને જણાવ્યું—તેજ કમનસીબ ઘરની ઇધાણી આપીને—કે તે પોતાનું ઘર તોડી પડાવી તેની જગાએ ખાસ તૈયાર કીધેલા "પ્લાન" મુજબ એક તદન નવું બાંધવા ઇછનો હતો. આ પરથી તેઓએ તે ઘર તોડી પાડવાનું માથે લીધું, અને તે કામ માટે ધારા મુજબ તેણે તેઓને કાંઇ થોડી રકમ આગપર આપી.

જો ઘરનાં લખત ફેરવવાની કાંઇ મુશકેલીઓ ન હતે તો બેશક વધારે આગલ વધી તે જમીનનો ટુકડો પણ તેણે વેચી નાખ્યો હતો, પણ તેમ તો બની શકે તેનું ન હોવાથી પેલા ચેકો ગજવામાં લઇ તે શખસ અને તેના મલતીયાઓ ત્યાંથી એકદમ ગુમ થઇ ગયા, અને ત્યાર પછી તેઓને શોધી કહાડવાની સઘળી મેહનત ફોકટ ગઇ.

જયારે તે ઘરનો ધણી ટુક મુદતમાં પાછો ફરયો ત્યારે જયાં તે એક સારૂં આરાસ્તે કીધેલું ઘર મુકી ગયો હતો ત્યાં જમીનપર એક મોટા ખાડા શીવાય બીજું કાંઇપણ ન જોવાથી તેની અજાએબી કેટલી બધી હશે! કોઇબી રીતે આપણે હજુ શકમંદ છઇએ કે એથી વધારે હુશીઆરીભરી અથવા વધારે ફતેહમંદ ચોરી કદીબી થઈ હોય.

તેહેમી.

**કીડીઓને કેમ દુર કરવી**—કબાટો અને બીજી જગા જયાં કીડી થતી હોય તેને દુર કરવા માટે તેનાં દરેક ફાડયાં કારબોલીક એસીડ અને પાણી અથવા તો કારબોલીક સાબુથી ધોવાં. જો કારબોલીક એસીડનો વાસ કોઇને અણગમતો હોય તો નીચલી ચીજ અજમાવવી. "એમોન્યા"નો એક મોટો કટકો લઇ તેને થોડાં ગરમ પાણીમાં પીગળાવી અંદર બીજું થંડું પાણી રેડવું. એમોન્યાનો કકડો આસરે મરચીનાં ઇટાં જેટલો મોટો લેવો અને તેટલામાં આસરે શેર પાણી રેડવું. પાલાંપર જયાં કીડી થતી હોય ત્યાં આ પાણી બરાબર લગાડવાથી કીડીઓ ત્યાં દેખાશે નહી, કારણ તેઓને એમોન્યાનો વાસ મુદ્દલ ગમતો નથી.



## આંધળા માણસનો મિત્ર.




નહેમ, મેહેરબાની કરી બારણું બંધ કરતા આવશો? મને તમારી સાથે કાંઇ ઘણી અગતની વાત કરવી છે," સર રાલે પેન તેવણના મીત્ર સાથે ઓરડામાં દાખલ થતાં બોલ્યા.

તેવણના મીત્ર જવાન ડાકટરના પાતળા, શામળા પણ ખુબસુરત ચેહરાપર રતાશ ચહડી આવ્યો.

"શું કાંઇ તમારી તનદરોસ્તીને લગતી વાત છે કે?" તેણે પુછ્યું અને તે આંધળા બેરોનેટનો ધીમો અવાજ સાંભળી તે ચોંકયો.

"નહી, ડેસીને લગતી વાત છે."

ડાકટર તોમ ડેનહેમે છુટકારાનો દમ ખેંચ્યો કે તેનો સાથી આંધળો હતો અને તેની બેચેની જોઇ શકતો નહતો.

"તમારાં ધણીઆણી આજારી તો નથી?" તેણે પુછ્યું "હું જોઉં છું,-કે થોડા દીવસ થયા તેવણ લગાર ફીકાં દેખાય છે."

"મને લાગે છે કે તેવણનું શરીર નહીં પણ મગજ આજારી છે," આંધળા શખ્સ ગંભીરાઇથી બોલ્યા. "બેસો અને હું તેણી માટે જે કહું છું તે સાંભળો; મને લાગે છે કે મને કોઇનીબી સાથ તે વીશે વાત કરવી જોઇએ, અને તમે એવા તો સાફ મગજના, અક્કલવાળા અને કાંઇ પણ બેવકુફી ભરી લાગણી વિનાના શખ્સ છો કે હું ધારૂં છું કે તમે મને કાંઈ પણ મદદ અને સલાહ આપી શકશો."

"પેન, મારેથી તમો માટે જેટલું બનશે તેટલું કરવાને રાજી થઇશ." તે ડાકટર તે આંધળા શખ્સની સામે બેસી બોલ્યો. તેની પીઠ ઓરડામાંથી બહાર નીકળતા સુંદર ઝાડપાન અને ફુલના માંડવની તરફ હતી, અને તેની આંખો તેના સાથીના આંખ વિનાના ચેહરાપર ઘણી આતુરતાથી તીકીને જોતી હતી. તે બેરોનેટના ચેહરાપરની સબુરીવાલી દલગીરીથી અને તેવણના બોલોથી તેની બેચેની કાંઇ થોડી ઓછી થઈ ન હતી, પણ હજી તેણે બીહતાં બીહતાં અને શકમંદ ચેહરે પુછ્યું: "શું સલાહ હું તમુને આપી શકું?"

"જુઓની, આજ થોડા દીવસ થયાં હું વીચાર કરૂં છું કે મને મારી જીંદગીનો છેડો શું કામ નહીં લાવવો જોઇએ," તે બેરોનેટ સબુરીથી બોલ્યા; "અને તમે એટલા તો ઠંડા, અક્કલવાળા છો કે મેં ધાર્યું કે તમારૂં મત પુછું. અલબત, એ કાંઈ એવો સવાલ નથી કે જે માટે એક દોસ્તની સલાહ પુછવી જોઇએ." તેવણે ચલાવ્યું અને એક

પળવાર તેવણના સુંદર પણ આંખ વિનાના ચેહરાપર ગંભીર હસવું પ્રગટી નીકળ્યું.. "પણ તમે બીજા માણસો કરતાં જુદાજ છો, તમે દરેક ચીજનું ખરાપણું જોઇ શકો છો."

"હા, હું દરેક ચીજ તરફ અક્કલથી અને કશા પણ વેહેમ વિના જોવાની કોશેશ કરૂં છું." ડાકટરે ઠંડે પેટે કહ્યું. "તમે છવપર કરવાને શા પરથી વીચાર કરો છો અને તેને તમારાં ધણીયાંણી સાથે શું લાગેછ વળગેછ?"

"ઘણું," તે આંધળા શખ્સ બોલ્યા. "જોકે હું આંધળો છું, તોપણ જીંદગી મને પુરતી ખુશનુમાં લાગે છે. અંધારૂં જોવાની મને ટેવ પડી ગઇ છે, અને મારાં લગ્ન પછી હું ઘણો ઘણોજ સુખી છું. જો મને મારો પોતાનોજ વીચાર કરવાનો હતે તો હું મોત માટે ઇચ્છતે નહીં. પણ મારી જીંદગી જે સ્ત્રીને હું મારા પોતાના કરતાં વધારે ચાહું છુ તેનાં સુખની જો આડે આવની હોય, તો હું ધારૂં છું કે હું જીવતો રહેવામાં ઘણી એકલપેટાઇ કરૂં છું."

"તમે તો કાંઇ અજબ જેવા માણસ છો," તે ડાકટરે કહ્યું. "અલબત તમે ગંભીરાઇથી તો નહીંજ બોલતા હશો."

"હું મારી જીંદગીમાં કોઇ પણ વાર એટલો ગંભીર નહીં હતો," તે બેરોનેટ બોલ્યા.

ડાકટરે પાછી પોતાની કાળી આંખો પોતાના દોસ્તના ચેહરાપર તાંકી અને પુછ્યું:

"તમે શા પરથી કહોછો કે જો તમે મરી જાવો તો લેડી પેન વધારે સુખી થાય?"

"ત્યારે તેણી જે માણસને ચાહે છે તેની સાથે પરણી શકે."

ડેનહેમે તેવણ તરફ અજાએબીથી જોયું.

"અને તે કોણ છે?"

"તમે જાણો છો કે તે કોણ છે."

ડાકટર લગાર ચીરડાઇને બોલ્યા:

"તમારી ધણીઆણીને લગતી વાતો મને ખબર હોય એવું શા પરથી તમે બોલોછો? હું તો ધારૂંછું કે તેણી તમારી ઘણી હેતવંતી ધણીયાણી છે."

"તેણી તેવી છે તો ખરી, ખોદા તેણીનું ભલું કરે!" તે આંધળા બેરોનેટ લાગણીથી બોલ્યા, "તેણી દુનિયામાં સૌથી સરસ સ્ત્રી છે; તેથીજ હું તેણીનાં સુખની આડે આવવા માંગતો નથી. ગરીબ બીચારી દેસી! તમે જાણોછો કે તેણીએ કદીબી મને ચાહવાનો ઢોંગ નથી કીધો."

"પણ હું પુછું કે તમે આ બધું મને શા માટે કહોછો?" ડેનહેમ લગાર સખ્તાઇથી બોલ્યો.

તે આંધળા શખ્સે એક નીસાસો નાખ્યો.

"મને કોઇનીબી આગળ કહેવું જોઇએ અને તમે મને મદદ કરી શકશો."

"કે લેડી પેન તમારી દરકાર કરતાં શીખે?"

"નહી, મને બીહક છે કે હવે તે તો કદીબી બની શકે નહી, જોકે એક વેળા મને આશા હતી કે વખત જતાં હું તેણીનું દીલ જીતી લઇશ. અલબત, તમે મારાં લગ્નને લગતી સઘળી બીનાથી વાકેફ તો હશો. દેસી તેના બાપની હવેલી તળે હતી–તે એક ઘણોજ કરડા સ્વભાવનો, સખ્ત દીલનો, પૈસાનો લાલચુ શખ્સ હતો, તે એક લુચ્ચાની સાથે તેણીને પરણાવવા નીકળ્યો હતો, અને તેની સાંમે થવાની તેણીમાં હીમત હતી નહી, તેથી હું તેણીનો છુટકારો કરવા આવ્યો અને તેણી સાથે પુરણ્યો. હું લગભગ તેણીના બાપના જેટલી ઉમ્મરનો છું, અને વળી આંધળો છું; પણ હું જાણતો હતો કે જે હેવાનને તેણીનો બાપ તેણીને વેચવા માંગતો હતો તેના કરતાં હું ઘણો વધારે ભલો ધણી નીવડીશ, અને તેથી હું તેણીને પરણ્યો."

"દયાને ખાતર!"

"નહી, નહી!" તે આંધળો શખ્સ એકદમ બોલી ઉઠયો, "તેણી એ કરતાં પણ વધારે ધાસ્તીમાં હતે તોપણ તેણીને જીતવાને હું કદી પણ વીચાર કરતે નહી, પણ હું લાંબો વખત થયો તેણીને ચાહતો હતો, કોણ તેમ નહી કરી શકે?"

તે એકદમ ચુપ રહી ગયો. "આપણે તદન એકલાજ છઇએ, નહી વારૂ?"

"તદન," ડાકટરે પછવાડે ફરીને જોવાની મેહેનત લીધા વીના કહ્યું, અને તે આંધળા શખ્સે ખાતરી મલવાથી આગળ ચલાવ્યું:

"મેં ધારયું કે વખત જતાં મને ચાહવા હું તેણીને શીખવીશ, અને હું ધારૂં છું કે જો તમે નહી હતે તો હું તેમાં ફાવતે."

"હું નહી હતે? એટલે પેન, તમે શું કહેવા માગો છો?"

પાપી દીલથી લાલ થઇ આવી ડાકટર ખુરસીપરથી ઉઠીને બોલ્યો, પણ જેવું આંધળા શખસે આગળ ચલાવ્યું કે તે પાછો બેઠો અને એક ઊંડો દમ ખેંચ્યો.

"મારા વાહલા છોકરા, તમે ઘણા ઉતાવળા છો, તમે જે કાંઈ કીધું તે એજ કે તમે કેપટન ત્રેવીલને અંહીઆં લાવ્યા. હું જાણું છું કે તમે પોતે તો તેની માફક મારી ધણીઆણીનું હેત મારા પરથી ખેંચી લેવાના કરતાં તમારો જમણો હાથ વધારે ખુશીથી કાપી નાખો. તેને અંહીઆં લાવવા માટે હું કાંઇ તમને ઠપકો આપતો નથી, કદાચ તેને ઠપકો આપવાનો પણ મારો હક નથી. ખુદરતી છે કે તે દેસીનું ધ્યાન ખેંચે. તે ઘણો મજબુત અને ખુબસુરત છે–તમારાજ જેવો, લોકો મને કહે છે, અને પોતા વીશેનો વીચાર તેણી પાસે કરાવવાની તેને દરેક તક મળી છે. તમે બંને તેણી સાથે તેનીસ રમી શકોછો, ફરી હરી શકો છો. હું તો એક વગર ઉપયોગનો આંધળો શખસ છું, અને કાંઇજ કરી શકતો નથી."

"પણ ખચીત તમે તમારાં ધણીઆણી વીશે ખોટો વીચાર કરોછો," ડાકટરે કહ્યું, "તેણી કાંઇપણ ખામી વીનાની ભલી સ્ત્રી છે."

"હું તે જાણું છું," બેરોનેટે કહ્યું, "તેથીજ હું તેણી માટે એટલો દલગીર છું; ગરીબ બીચારી છોકરી, એક

તદન ભલી સ્ત્રીથીબી પ્યારમાં પડયા વીના રહેવાય નહી, અને તેણીનાં કમનસીબ કે તેણી પોતાના વરને બદલે કેપટન ત્રેવીલ સાથે પ્યારમાં પડી છે. ફક્ત દોસ્તીને ખાતર એક છોકરી સાથે પરણવામાં કોઇબી પુરૂષને ઘણો જોખમ છે. તેણી મોડે યા વેહલે કોઇનેબી ચાહે છે અને તે જો તેણીના વરને બદલે કોઇ બીજો પુરૂષ હોય છે તો એક જીંદગીનો નાશ થાય છે."

"અને તમે શાપરથી કહોછો કે લેડી પેન ત્રેવીલનો વીચાર કરે છે?" ડાકટરે તેના ખુબસુરત ચેહેરાપર પુરા હસવાના દેખાવ સાથે પુછયું, જે તે ગરીબ બાપડો આંધળો શખસ જોઇ શકતો ન હતો.

ફરીથી તેવણે નીસાસો નાખ્યો.

"સેંકડો નીશાનીઓ છે જે હું સમજાવી શકતો નથી, કે જે કદાચ એક આંધળા સીવાય બીજું કોઇ જોઇ શકે નહી. તેણીના પસવારવામાં, તેણીના બોલવા ચાલવામાં હું થોડો થોડો ફેરફાર જોઉં છું. તેણી વધારે દલગીર જણાય છે, અને મને તેનું કારણ કહેતી નથી. ગઇ રાતનાં તેણી ઉંઘમાં તેનું નામ બોલી હતી. તેનું નામ તોમ છે, નહી વારૂં?–તમારાજ જેવું."

ડાકટરે ડોકું ધુણાવ્યું, તે મનમાં ને મનમાં આ વાત સાંભળી ખુશી થતો હતો.

"પણ તમારા દોસ્ત માટેના ડેરીના પ્યારની બીજી વધારે સાબેતીઓ આપવી નકામી છે." તેવણે આગળ ચલાવ્યું. "બેશક, તમે પોતેજ તે જોયું હશે."

"હું તમુને ખાત્રીથી કહું છું કે તોમ ત્રેવીલ સાથે લેડી પેન હમેશાં ઘટતી મર્યાદાથી વર્તે છે." ડાકટરે કહયું.

"મારી ખાત્રી છે કે તેણી તેમ કરતીજ હશે:" બેરોનેટ મગરૂરીથી બોલ્યા. "પણ જ્યારે કોઇબી સ્ત્રી એક પુરૂષ સાથે પ્યારમાં હોય છે ત્યારે જે કોઇ તે સમજી શકે તેને બતાવ્યા વિના તેણીથી રહેવાતું નથી. ડેનહેમ, મને ખોલ્લે-ખોલ્લું કહે કે હું શું ખરો નથી?"

"તમે લેડી પેન સાથે તે વીશે પંચાતી કરવા ઇચ્છોછો?" ડાકટરે સાવચેતીથીં પુછયું.

"ખોદા તેવું કામ કરવાથી મને પનાહ રાખે."

"ત્યારે શું તોમ ત્રેવીલ સાથે તેમ કરવા માંગો છો?"

"તે નકામું છે. હું તો ફક્ત એ બાબતની ખાત્રી કરવા માંગુ છું, કે મારે કેમ ચાલવું તેની મને સમજ પડે."

"ત્યારે તો હું તમુને મારા વીશ્વાસમાં લઇને કહું?"

"પુરતા વીશ્વાસમાં."

ફરીથી ડાકટર મુછમાં હસ્યો.

"ત્યારે તો મારા વાહાલા પેન, હું તમારી સાથે ખુલાં દીલથી વાત કરીશ."

"જેમ તમે હમેશાં કરો છો તેમ, ચલાવો."

"મારી તદન ખાત્રી છે કે લેડી પેન કોઇની સાથે પ્યારમાં છે."

"કેપટન ત્રેવીલ સાથે?"

"હા."

"મારી ખાતરીજ હતી." બેરોનેટે એક હાય મારી કહયું, "હવે હું તમારી તરફથી બીજું વધુ જાણવા માંગું છું. તમે ત્રેવીલને મારા કરતાં વધારે ઓલખોછો, ખરેખર મને તો એ શખસ હજી તદન અંજાણ્યો છે, જોકે તે અહીંયાં આટલો લાંબો વખત થયો આવે છે. તો પણ મને કહો કે જો હું તેઓની વચ્ચે ન હોવું તો તે શું ડેસીને પરણશે અને તેણીને સુખી કરશે?"

"મારી ખાતરી છે," ડાકટરે ખાતરી ભર્યા અવાજે કહ્યું, "અલબત તમે તેણી માટે પુરતું મુકી જશો, કારણ ત્રેવીલ પાસે કાંઇ પૈસા નથી. તે મારા જેવોજ ગરીબ છે."

"હું તો ધારતો હતો કે તે સારી હાલતમાં હતો," બેરોનેટે કહયું, "પણ અલબત મારૂં જે કાંઇ છે તે હું ડેસીનેજ આપી જવશ. એ પ્રમાણે હું મારૂં વીલબી કરી મુકયો છું."

ડાકટર ડેનહેમે પોતાના સુકાઇ ગયલા હોઠો બીજવ્યા.

"ઠીક, હવે તમે શું કરવા માંગો છો?" તેણે ઓખરે સાદે પુછયું.

"હું ઝેર ખાવાનો વીચાર કરતો હતો, અને મેં ધાર્યું કે તમે મને તેમાં મદદ કરશો."

"તમે મશકેરી કરો છો."

તે આંધળા શખ્સનાં મોહડાંપર ફરીથી દલગીરી ભર્યું સુંદર હસતું જણાયું.

"હું શું મશકેરી કરતો હોવું તેવો દેખાઉંછું?" તેણે કહ્યું.

"પણ તમે જે કહોછો તે જો હું કરૂં તો ખુનના વાંકમાં આવી જાઉં."

"હું ખુશી છું કે તમે અક્કલથી આ વાતનો વીચાર કીધો છે," તે આંધળા શખ્સે આમ બોલવા છતાં નીશાસો ખ્યો. "હું ધારૂંછુ કે હવે મારે એ ચીજ કરવા શીવાય છુટકો નથી."

"લેડી પેનનાં સુખ માટે હું ધારૂંછું કે તેમજ છે. અલબત, તેમ કરવામાં તમે ઘણી બહાદુરીનું કામ કરશો, અને દુનિયામાં હું નહી ધારતો કે કોઇબી માણસ એવું કરી શકે, પણ તમે તો બીજાઓથી તદન ઉલટીજ રીતે વર્તો છો."

તે માણસને તેવાં કામથી વારવાને એક બોલ પણ બોલ્યો ન હતો અને તે બેરોનેટ જેવણ અંદરખાનેથી આશા રાખતા હતા કે તે તેવણને તેમ કરતાં અટકાવશે, તેવણ પોતાની આશામાં નીષ્ફળ થયા. તેવણ કાંઇ તેવું પગલું ભરતા અટકવા માંગતા ન હતા અથવા કોઇ તેમ કરવાની કોશીશ કરે તેની પણ દરકાર કરતા ન હતા, પણ ડાકટર ડેનહેમ વરસો થયાં તેવણનો મોટો મિત્ર થતો હતો અને સર રાલીએ ધારયું કે કાંઇ નહી તો તેવણને ખોહવાના વીચાર માટે થોડી દલગીરી પણ તેણે જણાવવી જોઇતી હતી. તેવણે તેને તેમ કહયું અને ડાકટરનો અવાજ એકદમ જાણે લાગણીમાં ફેરવાઇ ગયો.

"મારા ખુદા મિત્ર, તમારી ખરેખરી મતલબ છે એવું મેં ધાર્યું ન હતું. હું જાણું કે તમે અમથા બોલો છો" તેણે કહ્યું. "તમારી ધણીયાણીનાં ખરાં સુખ માટે તમારો ભોગ આપવા તમે ગમે એટલા રાજી હોવો, તોબી અલબત તમે પોતાને ખરેખર તો મારી નાખશોજ નહી."

"શું કામ નહી?" ફરીથી તેજ સવાલ તે બેરોનેટે પુછયો.

"ફક્ત એજ કે, આંખની રોશની સીવાય પુરતી તંદરોસ્તી, દોલત અને દીલ ઇચ્છે તેવી દરેક ચીજ ધરાવનાર એક શખ્સ તેવું કરે નહી."

"આંખની રોશની અને મારી બઇરીના પ્યાર સીવાય." તે આંધળો શખ્સ બોલ્યો.

"ચાલો એમ કહો કે, આંખની રોશની અને તમારી બઇરીના પ્યાર સીવાય," ડાક્ટર તેવણને એકમત થઈ બોલ્યો. "તે ઘડી આવી પુગે ત્યારે જીંદગીને વળગી રહેવાને તમારી પાસે હજી પુરતું છે. માણસો જ્યાં સુધી ગરીબાઈ, શરમ અથવા દુઃખથી તેઓનાં દીલ ખવાઇ જતાં નથી ત્યાં સુધી પોતે પોતાને મારી નાખતા નથી."

"કાંઇ ખાતરીભર્યું ઝેર મને આપો અને પછી આપણે જોઇશું." તે બેરોનેટ ધીમેથી બોલ્યા.

"અને મારી ગરદન ફાંસામાં મુકું ?"

"કાંઇ એવી ગોઠવણ કરો કે જેથી કોઇ જાણી શકે નહી. ડેનહેમ, આપણને ઘણા લાંબા વખતની દોસ્તી છે, હું ઇચ્છું છું કે તમે આએ છેલ્લું માયાભર્યું કામ મારે માટે કરો. તેમ જો નહી કરશો તો પછી બીજી અગવડ ભરી રીતે બંદુક યા અસ્રાથી મને કરવું પડશે."

"મારા વાહલા દોસ્ત, તમુને એવી વાત કરવી ન જોઇએ."

"ત્યારે તો મને ઝેર આપો; હું તમુને કહું છું કે મારી બઇરીનું સુખ મારા પોતાનાં કરતાં સો ઘણું વધારે છે, અને જેમ હું અગાઉ જાણુતો હતો તેમ તમે મને ખાતરી કરી આપી છે કે મારી જીંદગીજ ફક્ત તેણીનાં સુખની આડે છે. તમે મને મદદ કરશો યા નહી, તોબી આવતી કાલ આગમજ તો મારો દમ બંધ થશે."

ડાક્ટરના હોઠો વધારે સુકાવા લાગ્યા, તેનું આખું ગળું સુકાઇ ગયું હોય તેવું લાગ્યું, અને તેનો ચેહરો સફેદ પુની જેવો થઇ ગયો. ને ઉઠયો અને ઓરડામાં આમ તેમ ફેરા ખાવા લાગ્યો.

"એમ જુઓ પેન," તે આંધળા શખસની ખુરસી સામે ઉભો રહી તેને ખોખરા અવાજે કહયું, "હું એક ડાકટર તરીકે તમારી સાથે વાત કરૂં છું. તમે પુરતી તનદરોસ્તીમાં નથી; તમારી જરપત શકતી ,અને લીવર બરાબર કામ કરતાં નથી."

તે બેરોનેટ કડવાશથી હસ્યા, અને તેની વચ્ચે બોલવાની કોશેશ કીધી, પણ ડેનહેમે તેજ અજબ જેવા ખોખરા અવાજમાં બોલવાનું ચાલુ રાખ્યું:

"તમુને સારૂં કરે તેવું હું કાંઇ આપીશ. પણ તમે ઘણીજ ખાતરી રાખજો કે તે ઘણાજ નાના નાના ભાગોમાં લેવું, જો કાંઇ અકસમાતથી વધારે મોટો ભાગ લેવાશે તો તમે પાંચ મીનીટમાં મરણ પામશો."

તેણે પહેલાં બોલવા માંડયું ત્યારે તે આંધળા શખ્સને તેની પર જે ખીજવાત લાગ્યો હતો તે હવે જતો રહયો અને તેવણે પોતાનો હાથ લંબાવી તે બીજા શખ્સનો હાથ દાબ્યો.

"ડેનહેમ, હું જાણુતો હતો કે તું મારી લાગણીઓ પર દયાની નજરથી જોશે અને મારી તરફ એક દોસ્તનો ભાગ બજાવશે." તેવણ ઉપકારથી બોલ્યા. "તમે તે દવા હમણાં આપી શકશો ?"

તે ડાકટરે ડોકું ધુણાવી હા કહયું અને દરવાજા તરફ ચાલ્યો.

જે પળે તે ત્યાંથી ગયો કે પેલા ફુલના માંડવામાંથી મોટાં ફ્રનૈસનાં ઝાડનાં પાતરાંઓ જે દરવાજા તરીકે ત્યાં ઉભાં મુકયાં હતાં તે ખસેડી એક સુંદર, નરમાશવાળા ચેહરાની, જુવાન નાની સ્રી ઓરડામાં દાખલ થઈ, અને જયાં તે આંધળો શખ્સ બેઠો હતો ત્યાં ગઈ. તેણીએ તેની ગરદન આસપાસ પોતાના હાથો વીટાળી તેને "કીસ" કીધી. લાગણીના ઉભરાથી તેણીનો ચેહરો ફીક્કો લાગતો હતો; તેણીની આંખો આંસુઓથી લાલ થઈ આવી હતી.

"કેમ, મારી નાની બૈરી, તું કયાંથી નીકળી આવી ?" તેવણે તદન ખુશીભર્યાં અવાજે તેણીને પુછયું, અને ડેસડીમોનાએ તેણીના કુદરતી હમેશના જેવા અવાજે જવાબ આપવાની કોશેશ કીધી:

"હું હમણાંજ માંડવાની પછવાડેથી આવી છું. એ શું દવા ડાકતર ડેનહેમ તમુને આપવાના છે ?"

"મારી જરપત શકતી બરાબર કરવાને વાસ્તે કાંઇ છે, વાહાલી."

"તમારી જરપત શકતી બરાબર નથી એવી મને તો કાંઈ ખબર નથી, તમે શા પરથી એમ ધારો છો ?"

"નહીં, કાંઈ નહીં ડેસી, ફક્ત એજ કે મને કાંઇ ગમતું નથી અને દલગીરી લાગ્યા કરે છે, અને ડાક્ટર ડેનહેમ અને મેં મળીને તે સારૂં કરવાનો વીચાર કીધો છે."

તેણીએ કાંઇ જવાબ દીધો નહીં, પણ તેવણના પગ આગળ ગુંદણમંડીએ પડી પોતાના ગાલ તેવણનાં ગુંદણ પર ટેકવ્યા.

"મારા વહાલા વાલી, હું તમુને કાંઇ કહેવા માંગું છું." તેવણના હાથ નરમાસથી પસવારતાં તેણી બોલી, "તમે જાણો છો કે જ્યારે હું એક ગરીબ, નીરાધાર છોકરી હતી અને દુનિયામાં મારી દરકાર કરનાર યા મને મદદ કરનાર કોઈ ન હતું ત્યારે તમે મારી સાથે કેટલીબધી ભલાઈ કીધી હતી, અને પછી મને તમારી બૈરી બનાવી, જે વેળાએ મેં તમુંને કહયું હતું કે હું તમુને ચાહતી નહીં હતી."

"હા, વાહાલી."

"વારૂ, ત્યારે તમે કાંય નહીં મને કહયું કે તમે મને ચાહતા હતા? હું જાણુંછું કે તમે તેમ વારંવાર બોલતા હતા, પણ હું ધારતી હતી કે તેમ તો તમે માયાને લીધે કહેતા હતા, અને ફક્ત દયાને ખાતર તમે મારી સાથે પરણ્યા હતા અને મારી તમુને જરૂર નહીં હતી. જો હું જાણતે કે તમે મને આટલી બધી ચાહો છો તો હું ધારૂં છું કે હું તમુને ચાહતાં ઘણી જલદી શીખતે, પણ તેમ ન જાણુવાથી હું ફક્ત વખાણુની નજરથી તમુને જોતી હતી અને માન આપતી હતી."

"અને હવે તો તે માટે ઘણું મોડું થઇ ગયું છે, અને તું કોઈ બીજાને ચાહવા શીખી છે. મારી નાની બૈરી, મને કાંઇબી કહેવાને બીહ ના;" તેવણુ નરમાસથી બોલ્યા.

પણ લેડી પેને લગભગ રડી પડીને જબાબ દીધો:

"નહી નહી; હું તમારા સીવાય બીજા કોઇનેબી ચાહતાં શીખી નથી, મારા વાહલા, વાહલા ધણી, એટલું ખરૂં છે," તેણીએ વધારે ધીમેથી આગળ ચલાવ્યું, "કે એક માણુસ જેણે તમારી તરફ આજે ઘણી ઘાતકી અને પાપી ચાલ ચલાવી છે, તેની તરફ કાંઇ ઘણોજ થોડો વખત મને કોઇ જાતનું ભયભીત ખેંચાણુ થયું હતું. મને વીચાર કરતાંબી કમકમાત લાગે છે કે, એક પળવારબી મેં તેને તમારા કરતાં વધારે પસંદ કીધો, તમે કે જેવણુ એટલા ભલા, એટલા ઉમદા ખવાસના અને બીન એકલપેટા છો, અને મને આટલી બધી ચાહોછો. મારા સૌથી વાહલા ધણી, તમારા સીવાય બીજા કોઇને કદી પણુ ચાહવાનો હું વીચારબી કરી શકતી નથી."

તેવણુ તેણીના બાલ નરમાશથી પસવારતા હતા.

"અને ડેસી, વારૂ આએ મને હમણાં કહેવાનું શું કારણુ?" તેવણે પુછ્યું. હજુ પણુ તેવણુની માનવાની હીમત થતી ન હતી કે, જે પ્યાર માટે તેવણે આશા છોડી હતી તે તેવણે અંતે જીત્યો હતો. તેણીના જવાબથી તેવણુની ખાતરી થઈ કે તેણી આમ તેવણુના દોસ્ત સાથની વાતચીત સાંભલીને બોલતી ન હતી.

"મેં હમણાંજ જાણ્યું કે કેટલો નીચ, હલકો અને હીચકારો તે શખસ છે. આજે પેહલીજ વાર મેં તેની ખરી ચાલચલણુમાં તેને જોયો અને તરતજ તમારી આગળ દોડી આવી."

"અને મારી નાની બઇરી, મને દુનિયામાં સૌથી સુખી માણુસ બનાવ્યો છે." તેવણુ તેણીને પોતાની પાસે લઇ "કીસ" કરી બોલ્યા "કાંય ડેસી તું રડતી હતી કે?"

"રાલી, હું આટલી આંધળી અને મુર્ખ બની એ વીચારથી મને દુઃખ લાગે છે. ચાલો, આપણે બાગમાં ફરીએ." તેઓ ઓરડામાંથી નીકળતાં હતાં તેટલાં ડાકટર ડેનહેમ હાથમાં એક બંડલ લઇ અંદર આવતાં તેઓને મળ્યો.

"આએ તમારી દવા આવી છે," તેણીએ કહયું, "હું દોડતી જઇને તે લઇ આવું."

તેણી તે લેવા માટે ફરી અને બેરોનેટ ધીમે ધીમે બાગ તરફ ચાલ્યા. ડાકટર ડેનહેમ તેના દોસ્તને બદલે તેવણુની ધણીઆણીને સામેથી પોતા તરફ આવતાં જોઇ લગાર અચરત થયો. તેણીનાં દીલમાંનો જુસ્સો તેણીની ચમકતી આંખો અને ફીકા ચેહરામાં જણાતો હતો.

"ખુની, તે ઝેર મને આપ;" તેણીએ ગુસ્સાથી જોશમાં આવી જઈ કહયું. "તમે શું એમ ધારતા હતા કે તમારા દોસ્તનું જો ખુન કરો તો હું તમારી સાથે પરણું અને તેવણુના પૈસા તમને આપું! આજ પછી જાણજો કે હું મારા ધણીને ચાહતાં શીખીછું, અને તે શખ્સ કે જેની જાણી બુજીને રચેલી યુકતીઓ–હવે બધું મને ખુલ્લે ખુલ્લું સમજ પડે છે–થી એક પળ વાર હું તેની તરફ લલચાઇ હતી તેને હવે હું ધીકારતાં શીખી છું. ડાકટર તોમ ડેનહેમ, આજથી હવે તમે મારૂં ઘર છોડી જજો. હવે પછી આપણે દુશમેન છઇએ. હું ખોદાનો ઉપકાર માનુંછું કે મારા વાહાલા ધણી સાથની તમારી વાતચીત વેળાએ તમે કેવા છો તે શોધી કહાડવા હું પુરતો લાંબો વખત માંડપ પછવાડે હતી."

ખોરશેદ.

## એક સંતોશી છોકરો



હલદારૂ હારકુંની નીશાળ એક થેરના મોટા ઓટલાપર હતી, જોકે ખરકીમાંબી ત્રણુ બાજતપર વીશ બાત્રીશ છોકરાઓનો એક કલાસ હતો; પણ ત્યાં તો ઘણી ખરી પુરતી રોશનીના વાંધા હતા. ખરકીમાં શરૂઆતની ગુજરાતી ચોપડીઓ હરભેરામ મેહેતાજી શીખવતા હતા, જયારે મોબેદ સાહેબ નીશાળીયાઓને સવારે નવથી દશ વાગા સુધી ઝંદ અવસ્તા ભણાવતા હતા. તે ઉપરાંત મેહતાજી સાંજે બધા છોકરાઓને હારેદાર ઓટલાપર ઉભા રાખીને હાથ જોડાવીને ચાલીશ વેરના આંક રાગડા કહડાવી ભણાવીને સાંજે પાંચ વાગે નીશાળ છોડતા. નીશાળમાં ઘણાખરા ગરીબ પારસીના છોકરાઓ આવતા હતા. ધનજીશાહ ધર્મીને એવો શોખ હતો જે ગરીબ નીશાળીઆઓને કંઈકંઇ રમકડાં અથવા મીઠાઇ વેંહચીને ખુશી કરવાં. દર સનીવારે તેવણુ એ પ્રમાણે આ નીશાળમાં છોકરાઓને વાસ્તે કંઇને કંઈ લઇ આવે, કોઇ વેળા પેપરમીટનાં પડીકાં તો કોઇ વખત તાજા પાઊં વગેરે લાવીને ટેબલપર મુકાવે. જેટલા છોકરાઓ તેટલાંજ પડીકાં અથવા પાંઉ લાવે, પણુ હમેશાં તેવણુ નાનાં મોટાં ભેલ પડીકાં ટેબલપર ગોઠવતા હતા એટલુંજ નહી પણ પાંઉબી નાનાં મોટાંજ લઈ આવે; પછી જોઇ લેવો છોકરાઓની ઝપાઝપી ને વધારે મોહડું લેવાની હરીફાઇ, ને તાણુતાણ–એક એકનાં દીલપર તુટી પડીને છોકરાઓ જેમ ગડબડ કરે તેમ ધર્મીજી બારીક નજરે જોઇને મનમાં મગન થાય, પણુ બીચારા હારકાંદારનું પાકી જતું હતું.

ધર્મી દીલના ધનજીશાહે નાટાલને દહાડે દરેક છોકરા દીઠ એક એક કેક કરાવ્યાં, પણ હમેશની રીત પ્રમાણે નાનાં મોટાં રાખ્યાં હતાં. રાબેતા પ્રમાણે ટેબલપર લાવીને કેક

મુકયાં, કે લેવો છોકરાઓ એક એક ઊંચકી જાઓ—એમ કહીને ધર્માજી છોકરાઓનો ઢંગ જોવા લાગા; સહ કોઇ મોટાં કેક લેવાના લોભમાં પડતા ખડતા ટેબલપર જઇને લુટીને બહાર નીકલી જવા લાગા. છેલ્લે એક નાનું કેક પતરાંના દાબડામાં હતું, તે એક નાધલો છોકરો લઇને ખુશી સાથે આભારની આંખે ધર્માજી તરફ ફરીને નમીને ઘેર ગયો. "અરે સાહેબ, તમે મારૂં માનો તો એકસરખાંજ કેક અથવા પડીકાં કરાવો," એદલદારએ જણાવયું "કે એ ગોલામો એમ ગોધયારૂં કરે નહીં; કોઇ દહાડો એમ તો હાથ પગ ભાંજવાનો સોદો. પેલો જીનો જુવાખ ને મનચી મસ્તાન જેવા પોરયાઓ પહેલે હાથ મારે છે ને તે લોકની કાનીજ બધા અકેક પર તુટી પડે છે ને બીચારો આએ એક સોલીજ હલ્લુ રહીને જે વધે છે તે છેલ્લે લઇને ઘેર જાય છે."

એ છોકરો કોણનો છે માસ્તર? ધર્માજીએ પુછ્યું.

એ તો જી, આપરે છેટે કોઇ શાપુરજી સંતોશીનો છોકરો છે, કેહે જે એનો બાપ થોડુંક થયું ગુજરી ગયો છે ને ગરીબ માએ ને બે ત્રણ ભાઈ બેહેન ભેગો રહે છે.

હવે જુઓ એદલદારૂ, ધર્માજીએ સમજ પાડી, આ ગરીબ છોકરાને એના ઘેરમાં ઘણી સરસ કેળવણી મલી છે, જેથી એ મુગો મુગો બધી ગડબડ ભાગા પછી એના ભાગનું લઇને ઘેર જાય છે. હવે તમારી નીશાળબી તમારા બાવા હીજીદારૂના વખતની છે, પણ તેમાં તમે એકનું એક જાતનું પોપટની કાની ભણાવ્યા શીવાય બીજું બચ્ચાંઓને બોધ આપવા જેવું તો કંઈ શીખવતા નથી, ત્યારે આએ મસતીખોર છોકરાઓના માબાપ જાણે કે છોકરાઓ સરવે નીશાળમાં શીખે છે. પણ ઘેરની કેળવણીથી નહીં ને નીશાળનીબી તેવી કેળવણીથી બેનસીબ, એટલે એ તોફાની બારકસો તોફાન નહીં કરે તો બીજું શું ?

ધર્માજીની નરમ ધમકીથી મોબેદ સાહેબની કંઇક ખાત્રી થઇ. ઉઠતી વખતે ધર્માજીએ કહયું કે મારી તરફથી રૂ૧૦૦ વરસ દહાડે આ નીશાળને મલશે, માટે વીવેક અને નીતીની ચોપડીઓ નીશાળમાં દાખલ કરીને બાળકોનાં કુમળાં મગજમાં તેનું ગ્નાન ઠસાવવું, ને જે છોકરો વીવેકી તથા સભ્યતાવાળો નીકળે તેને ચડતી માર્કે ઇનામ આપવું.

છળકાતી છાતીએ પેલા નાના પણ સંતોશી છોકરાએ પોતાની મા પાસે જઇને તે કેક મુકયું. તેણીએ તરતજ બચ્ચાંઓને વેંહચી આંપવા કાપ્યું, પણ જેવી છરી ફેરવી કે કેકનું પડ ખોસીને ત્રાંબાના નહીં, રૂપાના નહીં પણ સુનાના પચીશ સીક્કા નીકળી પડયા. તે માએ અને બચ્ચાંઓની કેવી અજાયબી! જા દીકરા એમનો એમ એ પતરાંનો દાબડો લઇને ધર્માજી પાસે, ને કહે કે કેકને બદલે આ સીક્કા નીકળ્યા તે અમારેથી કેમ રખાય. તે ભલા છોકરાએ તરતજ જઇને ધર્માજી પાસે પેલો દાબડો મુકયો ને જે હતું તે કહયું. ધર્માજીએ તે દાબડો જોઇને પાછો રોમાલે બાંધીને આપ્યો ને પોતાની પાકીટમાંથી એક કાગજનું પરબીડું આપ્યું ને કહયું જે ઘેર જઇને ઉઘેડજે, એ સરવે સીક્કા તુંને ઇનામ દાખલ છે. ગરીબ સોરાબની ખુશીનો શું પાર! ઘેર જઇને પેલું કાગજ ખોલીને વાંચ્યું તો તેમાંથી એકસો રૂપીઆની નોટ સાથે એક ચીઠી મલી તેમાં ફક્ત એટલુંજ હતું "કે સંતોશી અને પ્રમાણીકને ડબલ ઇનામ."

**મીસ ગુલબાનુ કાવસજી દાવર.**



## નવાઇ જેવા પલંગો.




કે માણુસ જાતનો મોટો ભાગ લાકડાં અથવા પીતલના બનાવેલા સાધારણ પલંગોથી સંતોષ પામે છે, તોપણ કેટલાંક એવાં પણ આસામીઓ છે, કે જેઓનો આ અગતનાં ફરનીચર માટેનો તેસ્ટ કાંઇ અજબ જેવો હોય છે.

દાખલા તરીકે, થોડાં વરસની વાત પર પેરીસના એક ગ્રહસ્થે પેરીસની એક મોટી દુકાનપર એક સોનાનો પલંગ બનાવવાનો હોકમ આપ્યો, જેનાં પાયાં સુધાંનો દરેક ભાગ આ કીમતી ધાતુનો બનાવેલો હતો. પેહલી નજરે જોતાં આ ખચીતજ લખલુટ ખરચનો એક નમુનો જણાતો હતો; પણ તે ગ્રહસ્થ તેને નાણું રોકવાની એક સારી જેવી રીત તરીકે ગણુતો હતો, કે જે નાણું તેની મરજી પડે તે ઘડીએ તે પાછું ઉપજાવી શકે.

તેટલોજ અસાધારણ પલંગ એક બુઢી સ્ત્રીએ પોતાના ઉપયોગ માટે બનાવ્યો હતો. તેણીએ કેડે વાંચ્યું હતું કે પલંગના પૈઆનાં પૈડાં તળે જો કાચની દબ્બીઓ મુકી હોયે તો તેથી વધુ "ઇલેક્ત્રીસીટી" દીલમાં રહી શકે છે, અને તેથી તેણીએ ધાર્યું કે આખો પલંગ જો કાચનો બનાવ્યો હોય તો તે તેથી પણ વધારે રાખી શકે. આ પરથી તેણીએ તેવો એક કાચનો પલંગ બનાવ્યો, જે પુરો થયા પછી હુન્નરમંદીનો એક નમુનો થઈ પડયો.

"ઇલેક્ત્રીસીટી"ને લગતા પલંગો ચાલુ સદીની શરૂઆતમાં ડાકટર ગ્રેહેમ નામના એક નીમહકીમે બનાવ્યાં હતા, જે એકેકો પલંગ ૫૦) પૌંડની કીમતે વેચતો હતો. તેની જાહેર ખબરમાં તે વીશે તે લખતો હતો કે, જે કોઈ તે પલંગ પર સુએ તે પાછી જુવાની તેમજ ખુબસુરતી અને તનદરોસ્તી મેળવે.

ખરેખર જોતાં તો આ પલંગોમાં સાધારણ પીતલના પલંગો સીવાય બીજું કાંઇજ ન હતું. તેઓ દરેક સાથે અકેકી "બેટરી" જોડવામાં આવી હતી, જ્યારે તેની તરફેણમાં જે કાંઈ કહેવાઈ શકાય તે એજ કે, તે પર સુવાથી કોઇને મુદલ નુકસાન થતું ન હતું.

પણ સૌથી અજબ જાતના પલંગો તો યંત્રની કારીગરીથી બનાવેલા પલંગો છે, કે જે કેટલાક ચક્રમ ભેજાંના શખ્સોએ વારંવાર બનાવવાના હોકમો આપ્યા હતા.

એક બુઢા દરીઆઈ કપટાને એક વેળા તેના મિત્રોને કહયું કે, જ્યાંસુધી તેને દરીઆના જેવા ધીચકા લાગે નહીં

ત્યાંસુધી તેને ઉંઘ આવી શકતી ન હતી. કેટલી કેટલી રાત સુધી આ કમનસીબ ગ્રહસ્થ જાગૃત પડી રહેતો હતો, અને તેથી તેની તનદરોસ્તીને પુષ્કળ નુકસાન થતું હતું. અંતે તેના ડાકટરોએ ધાર્યું કે યંત્રની મદદથી તેઓનો દર્દી ઇચ્છતો હતો તેવા હીંચકા લાવવાની કાંઇબી કોશેશ કરવી જોઇએ. આથી એક ઇજીનેર સાથે મસલત કરી તેઓએ એક પલંગ બનાવ્યો, કે જેમાં મુકેલા સાંચાથી તે પરની તળાઇ ઉપર અને નીચે હીલતી હતી અને જેવી જાતના હીંચકા તે શખ્સ માંગતો હતો તે આવતા હતા, અને ત્યારપછી તે કપટાને ઉંઘની ફરયાદ કીધી નહીં.

થોડા વખતની વાત પર હિન્દુસ્તાનના એક ચોક્કસ શાહજાદાએ ગાયણ વજાડી શકે તેવો પલંગ બનાવવાનો હોકમ આપ્યો હતો. પલંગની તળ્યે ગાયનની પેટીને અને પ્યાનાં રૂપી આરગીનને મળતું આવે તેવું એક યંત્ર હતું. આ ગાયનનો શોખીન હિન્દુ શાહજાદો ફક્ત તે પલંગ પર સુઇને એક બતન દાબે એટલે તેમાંથી એક બેન્ડના જેવો અવાજ નીકલતો હતો. તે યંત્રમાં તરેહવાર જાતના રાગો સમાવેલા હતા, કે જેથી તે શાહજાદાને જયારેબી સ્વપ્નામાંથી જાગૃત થઈ ઉઠે કે પાછી ઉંઘ લાવવા તેની "મરજી મુજબનાં રાગો વજાડવા ફક્ત પેલું બતન દાબવું પડતું હતું.

વળી એવોજ એક પલંગ મોટાં પ્રદરશણ વેલાએ 'સોહો'ની નજદીકમાં રહેનાર એક ગ્રહસ્થે બનાવ્યો હતો. આ પલંગને પ્રદરશણમાં મેલવાની તેની ધારણા હતી, પણ કાંઇક કારણથી તેની આ હુન્નરમંદીનો નમુનો ત્યાં જવા પામ્યો નહી. દેખાવમાં તે એક સાધારણ પલંગ જેવો હતો, તેપર સુઇ જોવાથી તેની ખુબીઓ બરાબર જણાતી હતી. તેને માથે ઉંઘમાંથી જાગૃત કરનારૂં એક ઘડીઆળ મુકેલું હતું, અને તેપર સુનાર શખસ જે વેળાએ ઉઠવા માંગતો હોય, ધારો કે સવારનાં છ વાગે તેને ઉઠવાનું હોય, તો ફક્ત તેણે તે પ્રમાણે પેલું ઘડીઆળ માંડી મુકવું. પણ તે પલંગ બનાવનાર કહેતો હતો તેમ, જો તેણે એક વેળા ઘડીઆળ માંડયું તો પછી તેણે વધુ મેહનત લેવી નહી, કારણ બીજી સવારનાં તે જરૂરે જરૂર છ વાગે ઉઠવાનો. હવે તે કેમ બનતું હતું તે જુવોઃ—

છ વાગે પેલું ઘડીઆળ ગડબડ કરતું. આથી જો તે શખસ ઉઠે નહી, તો એક ગોળ દાંડો જે બીછાનાંપરની ચાદરને લાગતો હતો તે ગોળ અને ગોળ ફરવા માંડતો, અને આવી રીતે બીછાનાપરનાં સઘળાં કપડાં તેપર વીટલાઇ બહાર નીકલતાં; ત્યારેબી જો તે નહી ઉઠે તો પલંગની બંને બાજુએ અકેકી ચાંપ હતી તેને પેલો દાંડો જરાક સેરવતો એટલે પલંગ પરની તળાઈ ઉછલીને ૪૫) ડીગરીનું એક ખુનું બનાવતી અને તે કમનસીબ શખસ ધીમેથી જમીનપર પડતો.

જાઈજી.

## પરચુટણ.

**ધણીઆણી મેળવવાની ડહાપણભરી પસંદગી**—પરોપકાર અને ડહાપણ લગનને સુખી બનાવે; પણ કાચી વયે ઉછાછળાપણામાં, પુખ્ત વિચાર વગર, ભવીષના ખ્યાલ વગર, વિચાર અને રીતભાતના મળતાપણાની તપાસ કરયા વિના મનની અને લાગણીની નીરમળતા જાણ્યા વગર કીધેલી પસંદગીમાંથી નાશીપાસી અને પસ્તાવા સીવાય બીજાં શાની આશા રાખી શકાય? લગનની આવીજ સાધારણ રીત છે. એક જુવાનયો અને કુમારીકા અચાનક સાથે મળે છે, યા તો કોઇ તદબીરથી તેઓને સાથે મેળવવામાં આવે છે; તેઓ એક બીજાને જોય છે, સભ્યતાથી થોડી ઘણી વાતચીત કરે છે, ઘેર જાય છે અને એક બીજાને સ્વપનામાં જોય છે; અને ધયાન રોકવાની અથવા તો વિચાર કરવાની ઘણી થોડી ચીજો તેઓનાં મગજમાં હોવાથી, તેઓ જયારે છુટાં હોય છે ત્યારે ઘણાં બેચેન રહે છે, અને તેથી એવાં અનુમાનપર આવે છે કે તેઓ સાથે રહેવાથી સુખી થશે. તેઓ પરણે છે, અને જે ચીજ ફક્ત જાણીજોઇને આંધલાં બનવાથી તેઓ જોઇ શકયાં ન હતાં તે હમણા શોધી કાઢે છે. બાદ વિચારમાં તેઓ જીંદગી પુરી કરે છે, અને કુદરત તથા નસીબને બદનામ કરે છે. કુલર કહે છે, "લગનની મીલકતમાં સુખની જોઇયે તે કરતાં વધારે આશા રાખી તમો પોતાને ઠગતાં ના; જે સંતોષ ખોદા આપી શકે, અથવા તો આ દુનિયામાં એક પ્રાણીને મળી શકે તે કરતાં વધારે મેળવવાની એટલે કે દરેક જાતની અડચણોમાંથી મોકલાં રહેવાની આશા રાખતાં ના. લગન કાંઇ ઓલીમપસની ટેકડી માફક સાફ વાદળાં બિનાનાં નથી, તેમાં કોઈ કોઈ વેળાએ બેક પવન અને તોફાનની આશા રાખવી જોઇયે, કે જે ખલાસ થયાં પછી હવા વધારે સાફ અને સુખાકારી થાય છે. ચોકસ ચીંતા અને જંજાળો માટે તૈયાર રહેજો. યાદ રાખજો કે બુલબુલ પક્ષી વસંત રૂતુના થોડા મહીનાજ ગીત ગાય છે, પછી જયારે તેઓનાં ઇંડાંઓપર સેવન બેસે છે ત્યારે ચુપ થઇ જાય છે, જાણે તેઓની સઘલી ખુશાલી તેઓનાં બચ્ચાંઓ માટેની જંજાલમાં ફેરવાઇ ગઈ હોય તેમ; તો પણ જેઓ ધણીયાણીની ડહાપણભરી પસંદગી કરે છે તેઓને લગનની બધી હેરાનગતીઓનો બદલો પરમેશ્વર બીજાં સુખોથી પુરતી રીતે વાળી આપે છે. ડાકટર જોનસન.

**જરમન સ્ત્રીઓ** ઘરનાં કામકાજમાં દુનિયામાં સૌથી કુશળ હોય છે, પણ સ્ત્રીઓના સુધારોની રેલ અંતે બરલીન સુધી જઇ પુગી છે. ત્યાં બાનુંઓ માટે એક કલબ ઊઘડી છે, જેને "વીકટોરયા કલબ" કહે છે. આવી જાતનું ખાતું ત્યાં પેહલ વેહલુંજ ઉઘડયું છે, અને બાનુંઓની ઘણી હાજતો તે પુરી પાડશે; કારણ લંડનની માફક બરલીનમાં "રીફ્રેશમેન્ટ" લેવા બઇરાંઓ એકલાં જઇ શકતાં નથી. આ નવી કલબમાં તેઓને વાંચવા માટે વર્તમાન પત્રો મળે છે, તેઓ કાગજો લખી શકે છે, અને ઘણી મધ્યમ કીમતે ભોજન મલી શકે છે.

**ચીનમાં ગરીબ વર્ગના લોકો** ચાહે પીધા પછી તેનાં પાતરાં ફેંકી દેવાને બદલે તેને સંભાલથી સુકવીને તેના તકીઆ, ગોદરાં, તળાઇ વગેરે ભરવામાં રૂને બદલે કામે લગાડે છે.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાં ૭૦, હારનબી રોડમાં "કપરેર ડેલી" ઓઈલ ઈનજીન પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યુંછે.

# જાહેર ખબરો.

## અફસોસ કરવા લાયક તેમજ વાપરવા લાયક ઘણી ઉંચી સ્ટેશનરી

| | | |
|---|---|---|
| સેંટ જેમસ...... | બાકસ ૧ નો | રૂ૧॥ |
| ઇમ્પીરીયલ...... | ,, ૧ નો | રૂ૧॥= |
| મીકાડો ......... | ,, ૧ નો | રૂ૧। |

આ સ્ટેશનરીના શોભાયમાન બાકસમાંનો ફકત એકજ નમુના તરીકે મંગાવવાથી ખાત્રી થશે.

"કયસરે હિન્દ" છાપખાનામાંથી રોકડા પૈસા મોકલી મંગાવી લેવા.

---

"કયસરે હિન્દ" વાળી

તમામ

# ખોરદેહ અવસ્તા

કે જેના જેવું સંપુર્ણ, સફાઇદાર અને શુદ્ધ જોડણીનું પુસ્તક આજ સુધીમાં કોઈ પણ પ્રગટ કરવામાં આવ્યું નથી.

એમાં અશેમ, યથા, પાંચે ગેહ, બધી નીઆએસો, પતેતો, પચીશ યશતો, બાજે, આફરંગાનો, આફરીનો, સતોમ, ધેહેશારનું, મુકતાદના દહાડાઓ ઉપર પઢવાના ઇજિશનેના હા, ત્રીશે રોજની સેતાએશ, દુવા, નીરંગો, આશીરવાદો, મોનાજાતો અને એ વીગેરે સઘળા અવસ્તાનું

મોહટું પુસ્તક

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

દસ્તુર એરચજી સોહરાબજી મેહેરજીરાણા પાસે ઘણીજ ચોકસાઇથી સુધરાવ્યું છે.

**કીંમતઃ પુસ્તક એકના રૂપયા ચાર.**

વધારે જાડાં કાગજપર છપાયલી અને ચામડાંનાં પુઠાંવાલીના રૂપયા આઠ. સેકંડ પેપર અથવા લખત કરવાનાં કાગજ ઉપર છાપેલી અને ગીલીટ કીધેલીની કીંમત રૂ૧૫.

*** દેશાવરવાળાઓએ ૪ રૂપીઆવાળીનાં રજીસ્ટર પોસ્ટેજ તથા પકીંગ સાથે રૂ૪॥, ૮ રૂપીઆવાળીનાં રજીસ્ટર પોસ્ટેજ સાથે રૂ૮॥= તથા રૂ૧૫ વાળીનાં રજીસ્ટર પોસ્ટેજ વીગેરે સાથે રૂ૧૫॥ મોકલવાથી તરત તેઓ ઉપર રવાના કરીશું.

"કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

---

તદન નવીજ ઘપની અને ઘણી સરસ છપાઇ સાથની

# ખોરદેહ અવસ્તા

(તેની માએનીના સાર સાથે.)

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

દસ્તુર એરચજી સોહરાબજી મેહેરજીરાણાએ સુધારેલા અવસ્તા.

અત્યાર સુધી છપાયલાં પુસ્તકોમાં અવસ્તાના ઉચ્ચારો અશુદ્ધ જણાવાથી છેલ્લી શોધ પ્રમાણે અવસ્તાના શુદ્ધ ઉચ્ચારો દાખલ કર્યા છે અને ઘણાં નાનાં કદ છતાં એ પુસ્તકમાં અશેમ, યથા, નીઆએશો, ગેહો, પતેતો, નીરંગો, બાજ, નમસકારો ઉપરાંત નવ યશતો દાખલ કરવામાં આવીછે.

કીંમતઃ માત્ર આના બાર; થોડી ગીલીટ સાથનીનો રૂ૧; ચાંમડાંનાં પુઠાં સાથ ગીલીટ કરેલીના રૂ૨; મોરકો ચાંમડાંની ફુલ ગીલીટનીના રૂ૩. દેશાવરવાળાઓએ પોસ્ટેજના બે આના વધુ વાલી "કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

---

## કયસરે હિન્દ.

દર રવીવારે સહવારના પ્રગટ થતું

આખાં હિન્દુસ્થાનમાં સર્વે ગુજરાતી તથા અંગ્રેજી-ગુજરાતી પત્રોમાં સૌથી બોહળો ફેલાવો પામેલું પત્ર. એ પત્રમાં જાહેર બાબદો ઉપર લખાણ ઉપરાંત આખી દુનિયાની જાણવાજોગ ખબરો આવે છે.

### લવાજમનો દર

(જે હમેશ આગ્ર ઉપર આપવા જોઇયે.)

| | મુંબઇનાં ઘરાકો. | દેશાવરનાં ઘરાકો. |
|---|---|---|
| વરસના...... | રૂ૪-૦-૦......... | રૂ૫-૧૦-૦ |
| છ માસના... | રૂ૩-૦-૦......... | રૂ૩-૧૩-૦ |
| ત્રણ માસના. | રૂ૨-૦-૦......... | રૂ૨- ૭-૦ |
| છુટી નકલના. | રૂ૦-૪-૦......... | રૂ૦- ૪-૬ |

☞ પાછળથી લવાજમ આપનાર પાસેથી વરસના રૂ૬) લેખે વસુલ કરવામાં આવશે.

### જાહેર ખબરનો દર.

ચાર લાઇન અથવા તેની અંદર... રૂ૧-૦-૦

ત્યાર પછીની દરેક વધુ લાઇનના... રૂ૦-૪-૦

તેજ પાછી છાપવાનો અરધો ભાવ.

મુંબઇ, મધરાસ તથા સીલોનના નામદાર ગવરનરોના આસરા હેઠળ.

# ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપનીના

## સીવવાના સાંચા.

અમારા સાંચા ચાલવામાં સેહેલા તથા ઝડપનામા હોવાને લીધે લોકોમાં એટલાતો પ્રખ્યાત થયા છે કે હાલ લોકો નકલી માલ બનાવવા લાગ્યા છે ને "સીંગર," સીંગર સીસ્તમ, "ઇમ્પ્રુવ્ડ સીંગર" કરી વેચે છે અને તેથી એવા હલકા ને બહારના દેખાવના નકલી માલ પર અંજાઈ જતા ના, કારણકે સઘળું ચલકે છે તે સોનું હોતું નથી ને જે પહેલાં સોંઘા તે પાછળથી મોંઘા પડે છે.

દરેક સંચાપર અમારો છાપ તથા આખું નામ "ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની" કરી હોય છે



અમારી હીંદુસ્તાનમા ૮૦ દુકાનો છે ને દરેક જણ ગમે તેવો ગરીબ હોય તોપણ તેને લેવા બની શકે તેમ હપતેથી પણ આપવામા આવે છે

સોય, દોરા, તેલ પુરની વગેરે હમેશાં સ્ટોકમાં રાખવામાં આવે છે ને બાનુંઓને શીખવવાને માટે માણસ ઘેર મોકળવામાં આવે છે. સીગરના સાંચામાં અમારો વી. એસ. નામનો સાંચો કફ્ઓને લાયકનો, ચાલવામાં સેહલો તથા હાલની નવી શોધ મુજબની બનાવતનો છે. સીગરનો દરેક માલ અમારીજ દુકાને મળે છે.

## ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની.

નંબર ૫, દેવલનો મોહલો, મુંબઇ.





≈ એપ્રીલ ૧૮૯૫ ≈

પુસ્તક ૭ મું.]  [અંક ૨ જો.


# સ્ત્રી મિત્ર.

હર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.




મુંબઈ:
કયસરે હિન્દ ઑઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉથી રૂ૩;
પોસ્ટેજ ૬ આના.




# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળ્યું—એપ્રીલ ૧૮૯૫







# સ્ત્રી મિત્ર



## STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. | એપ્રીલ ૧૮૯૫. | અંક ૨જો.



## એક માતાની કેળવણીનો બદલો.

### પ્રકરણ ૨૩મું.



જહાંગીર અને તેહમીના પરણ્યા પછી એક અઠવાડયું મુંબઇમાં રહયાં અને પછી કલકતે ઉપડી ગયાં. ત્યાં જવા પછી જહાંગીરે થોડે દહાડે પોતાનાં માએ પર કાગળ લખ્યું. બીજી બીજી કેટલીક બાબદ લખ્યા પછી તેણે નીચે પ્રમાણે લખ્યું હતું:

"———"હું———મોહલામાંથી પસાર થતો હતો તેટલાં મને કોઇએ પછવાડેથી બોલાવ્યો, અને હું ફરીને જોવા જાઉંછું તેટલાં સરાફનો શાવક મુસલમાનના વેશમાં મારી આગળ આવી ઉભો. તે કેવી રીતે પોતાની જીંદગી ગુજારતો હતો તેની મારી આગળ ઉકમાઇથી વાત કરવા બેઠો. તેણે જોયું હશે કે તેની વાત તરફ હું જરા પણ દીલસોજી દેખાડતો ન હતો, તેથી તે મોઢામાંથી જે ગમે તે બાંડીને બોલ્યો કે, મારામાં કાંઇપણ પાણી નથી. હું જયારે દશ વરસનો હતો, અને ઘડી ઘડીએ મારા ફરેસતાઇ બાવાની સલાહ અને ભલામણ લેવા જતો અને તેવણુનાં નેણુથી દબી જતો હતો તેવોજ હજીબી છું, અને તેના જેવા રમતા પંચીની સંગતને લાયકનો નથી. "તમેબી હવે તમારા ભાઇ હોમીના જેવા થઇ બધાંને શીખામણ આપવા નીકલી પડોછ શું? ત્યારે તો શેઠ સાહેબજી, તમારેથી આપણે દુર તેટલા ભલા." તે આટલું બોલી ચાલી જતો હતો, પણ મેં તેને થોભાવીને પુછ્યું કે શા માટે તે પોતાનું ઠર ઠેકાણું પોતાનાં કુટુંબને જણાવતો ન હતો. હોમી માટે જે તે બોલ્યો હતો તેથી મારૂં લોહી ઉશકેરાઈ આવ્યું હતું, તોપણ જેમ તેમ શાંત રહી મેં તેને ઉપલો સવાલ પુછ્યો. તે વળી કાંઇ મોઢાંમાંથી બાંડીને બોલ્યો કે, તે પોતાના બાપનું મોઢું જોવા પણ માંગતો હતો નહી. હું વધારે ચીરડાઇ ગયો, પણ હજી શાંત રહી તેને પુછ્યું કે તેની માતાનાં મરણ વીષે તેણે સાંભલ્યું હતું કે? મારૂં બોલેલું કાંઇ લાગણી વગર સાંભલ્યાપછી તેટલીજ લાગણી વગર તેણે કહ્યું:

"સાંભળ્યું, અરે સાંભળીને હું તો ભુલીબી ગયો. કાંય તેને તો વરસો થઇ ગયાં? તેણી જો વધારે જલદી મરી જતે તો મારે માટે વધારે સારૂં થતે."

"શાવક સરાફ" હું અતી કરડા સાદે બોલ્યો, અને તે સાંભળી તે પણ ચોંકયો, "તું જાણે છે કે તું તારી પોતાની માતા માટે બોલેછ! એક માતા કે જેની એક ભુલ એજ હતી કે, તેણી તુંને અતીસ્ય પ્યારથી ચાહતી હતી. કે જેણી તારી ઘાતકી ચાલે તુટેલાં દીલથી મરણ પામી હતી? શું તારામાં એટલી પણ લાગણી નથી કે આ વાતથી તારી પર સેહજબી અસર થાય?"

"મેહરબાંની કરી મારી માએની તારીફમાં આએબી તારીફ ઉમેરો કે તેવણુનાં મગજની નબળાઈથી મારૂં સત્યાનાશ વલ્યું છે, અને હમણાના જેવો હું કંગાળ રખડતો બની ગયો છું." તે દાંત્યા કચકચાવી બોલ્યો, અને ત્યાંથી જતો રહેવા માંગતો હતો, તેટલાં મેં મારી નજદીક બંદુક ફોડવાનો અવાજ સાંભળ્યો અને શાવક મારી આગળ મુડદું થઇ પડયો. પછવાડેથી મને માલમ પડયું કે કોઇ દેશી સીપાહે ખામખા તેનું જાણી જોઇ ખુન કર્યું હતું, કારણકે તેણે તેનું ઘેર ભાંજી તેની આબરૂ લુટી હતી.

* * * * * * * *

થોડો વખત આ કમનસીબ જવાનનાં મુડદાં આગળ હું સુધબુધ વગર ઉભો રહયો. તે વખતે રસ્તેથી પોલીસ કોનસટેબલ જતો હશે, તેણે પેલા દેશી સીપાહને બંદુક ફોડતાં જોયો હતો તેને તેણે એકદમ પછવાડેથી પકડી લીધો, બીજી પોલીસની મદદ મંગાવી અને શાવકને એક બાજુનાં ઘર તરફ ખીસાડી ત્યાં તેની જુરી ભરાવી અને અંહી મને પણ સાક્ષી આપવી પડી. ત્યાર પછી મેં સતાવાળાઓને

જણાવ્યું કે તે પારસી હોવાથી તે મુજબ તેનાં મરણની છેલ્લી ક્રીયા કરાવવી. અગીયારીમાંથી મેં એક અંધીયારૂ તેડાવી મંગાવ્યો, તેને ઘટતા પૈસા આપ્યા અને તેની સઘળી લાયક ક્રીયા કરવાને મેં તેને ફરમાવ્યું અને હું સાંથી ચાલી ગયો. હા, મારાં માયજી, તમારી સારી કેળવણી નહી હતે તો મારા શું હાલ થતે! મારો કુદરતી ખવાસ શાવક જેવોજ હતો, તેના કરતાં હું કોઇબી રીતે ચઢતો હતો નહી, પણ તમારી સારે માર્ગેની કેળવણીથીજ હું હમણા જેવો છેઉ તેવો થયોછું. મારાં માય, મારાં માય, તમારા હજારો ઉપકાર તે માટે હું માનુંછું.

આ કાગજ પછી થોડેજ દહાડે જાહાંગીર તરફથી દીનબાઇને બીજું કાગજ મલ્યું.

મારાં વાહાલાં માયજી, ગઇ વખતનાં કાગજમાં મેં તમારી પર દુઃખભરી અને ખેદકારક બીના લખી હતી. આ વખત એક દલગીરીબરી પણ ઘણી સંતોષકારક વાત લખતાં મને ખુશાલી ઉપજે છે. આપણાં વહાલાં ઓલખઇતાંઓમાંનું એક હવે સુખી થશે એવી મને હવે આશા રહે છે. હું વધારે કહી શકતો નથી, કારણકે જે જવાંન માણસ મને મલ્યો છે તેની તનદરોસ્તી એટલી તો ખરાબ થઇ ગઇ છે કે તે તેની માતાને મલી શકે તે માટે મને બીક છે, પણ હવે મારે તમને ખોલાસાથી લખવું જોઇએ. એક દહાડો મારા ઓરડામાં અડધું બારણું ઉઘાડું રાખી હું લખવા બેઠો હતો તેટલાં કોઇને સાં મેં ઉભો રહેલો જોયો અને તરતજ મેં તેને ઓલખી કાઢયો, તે અદી પટેલ હતો. સાવક શરાફને રસ્તામાં જોઇ હું જેટલો અજબ થયો હતો તે કરતાંબી વધારે હું અદીને જોઇને થયો. શાવકમાં મેં કાંઇ પણ ફેરફાર જોયો હતો નહી, પણ અદી તો એટલો બધો ફેરવાઇ ગયલો લાગતો હતો કે, તેનો ચેહરો જોઈ પહેલે તો મને તેની બેહન જીવતી થઈ મારી સાંમે આવી ઉભી હોય તેવું લાગું. હું તેને જોઇને એટલો તો અજબ થઇ ગયો હતો કે કાંઇ બોલી શકયો નહી અને હું કાંઇ બોલું તે આગમચ ઉશકેરાઇ આવેલા દેખાવ સાથ મારી તરફ આવી મારો હાથ પોતાના હાથમાં લઇ તે બોલ્યો, "જાહાંગીર, મારેથી દુર ના થઇ જા, હું તદનજ દુનિયાથી રદ બાતલ થયો નથી, મને કહે કે મારી માએ જીવે છે કે?" • "હા, તેણી જીવે છે," હું બોલ્યો, અને તરતજ તેણે જોરસાભર્યા બોલો સાથ ખોદાનો ઉપકાર માન્યો અને સાર પછી, બેસુધ થઇ જમીન પર પડયો. તરતજ મેં ડાકટરને તેડાવી મંગાવ્યો, જેણે તેને હોશીયાર કર્યો. તે હમણા એટલો તો નબળો પડી ગયો છે કે તેનાં સાજા થવાની આશા રાખવાની હું હીમત કરી શકતો નથી, અને તોપણ માએજી, મને લાગે છે કે તે જીવશે તો અગાઉ કરતાં વધારે સારો માણસ થશે, અને પોતાની માએને સુખ આપશે. મેં તેને થોડો વખત શાંત પડી રહેવાને ઘણો સમજાવ્યો, પણ તે ચુપ રહયો નહી અને પોતાની તથા પોતાનાં કુટુંબને લગતી તરેહવાર વાતો મારી આગળ કરવા બેઠો. ખરૂં પુછાવો તો અદીએ આટળાં વરસમાં કાંઇ ખરાબ ચાલ ચલાવી હોય તેવું લાગતું નથી. તે પોતાના ગમે એવા પણ મોજ શોખના વખતમાં પોતાની માયને ભુલી ગયો ન હતો, અને તેથીજ તે વધુ ખરાબીમાં પડતો અટકયો હતો. તે કહે છે કે, તેની મા અને બેહન મેહરી તેને છેલ્લાં થોડાંક વરસ થયાં અતીઘણાં યાદ આવ્યા કરતાં હતાં, કે અંતે તેણે પોતાના રખડતા સાથીઓ છોડી પોતાની માતા આગળ પાછો જઇ તેવણને સુખી કરવાનો ઠેરાવ કર્યો. તેણે સાંભળ્યું કે તેનાં મા બેહન કલકતે ગયાં હતાં, અને તેઓને મલવા તે સાં ગયો. કલકતે આવતાં માર્ગમાં તેને કોઈ પારસી મલ્યો, જેણે તેની સાથ કેટલીક વાતો કરી અને પછી કલકતામાં પણ તેની પુઠેનો પુઠે રહયો. સાર પછી બેએક દહાડા તેને તે પારસી જણાયો નહી અને અદી પણ તેનેથી છુટકો પાંમવા માટે મનમાં ખુશી થયો. એક દહાડો તે કલકતામાં પોતાની મા કયાં રહેતી હતી તેની શોધ કરતો હતો, તેટલાંમાં તેને પોલીસે પકડયો, અને ખોટી નોટ બનાવવા માટે તેને બંદીખાનામાં નાખ્યો. તેણે આ વાંક કર્યો નથી એવું ઘણુંબી કહયું, પણ તેનો કોઇ સાક્ષી સાં નહી હોવાથી કોઇએ માન્યું નહી. એક નોટની ઉપર તો તેનાં નામની સહી પણ હતી, અને પેલો અંજાણો પારસી જેવું નામ તેને પાછલથી ખબર પડયું કે દીનીજી હતું, તેણે તેની સાંમે જુબાની આપી. અદી આ સઘળાંનો અર્થ કોઈ પણ રીતે સમજી શકયો નહી. પણ વાહાલાં માયજી, આ કેમ બન્યું તે આપણને તો બરાબર સમજ પડે છે. ગરીબ બીચારાં સુનાબાઇની બીહકો ખરી પડી છે. તોપણ અદી નીર્દોષ છે, અને ખરેખરો લુચ્ચો તો દીનીજી છે, એમ હું જાહેરમાં પુરવાર કરવાને મારેથી બનતું કર્યા વગર રહીશ નહી. જયારે અદી આગળ મેં દીનીજીનાં કાવત્રાંઓ માટે ખોલાસો કર્યો સારે તે ઘણો ઉશકેરાઇ આવ્યો. તેના બાપને માટે તેને કેટલું ખમવું પડયું હતું તે તે જોઇ શકયો, પણ તેની સાંમે એક તુકારો પણ કાઢયો નહી. તેના બાપનાં તથા મેહરીનાં મરણની તથા તેની માએનાં દુઃખની ખબર [illegible] તેની પર ઘણી અસર થયલી જણાઈ અને તેની તંદરોસ્તી માટે મને બીક લાગવા માંડી. તેણે એવા તો બોલમાં પોતાને ઠપકો આપ્યો કે તેનું હું અંહી બયાન કરી શકતો નથી. તેને આવી હાલતમાં જોઇ મને ઘણું દુઃખ ઉપજે છે, કારણકે તેના બાપે તેની માયને તેને સારે માર્ગે ચાલવાની કેળવણી આપવા દીધી હતે તો આજે તે કેવો જુદો માણસ હતે. અંહી અદી સુખી નથી, તે પોતાની માએને જોવા તલપી રહયો છે અને તેણીને જોયા વગર તેની તંદરોસ્તી પાછી આવવાની નથી.

બંધીખાનામાં તે છ માસ રહયો અને તેટલાં તેણે જોયું કે તેના જુવાનીના સાથીઓમાંનો એક પણ તેની તરફેણમાં જુબાંની આપવાને તૈયાર ન હતો. પણ કાંઇ સંજોગથી

તે જે દહાડે મને મળ્યો તેજ દહાડે બંધીખાનામાંથી નહારી આવવાને શકતીવાન થયો હતો. ને મુંબઇ તરફ એકદમ આવવા નીકળતો હતો, પણ રસ્તામાં જાહાંગીરને જોઈ તે તેની પુઠે ઘરમાં આવ્યો.

"અને હવે મેં તુને જોયો છે, અને મેં શું સાંભળ્યું છે," પેલી દુઃખભરી વાત ખલાસ થયા પછી તે બોલ્યો.

"કે તારી માએ જીવે છે, કે હજી તેણી તારે માટે સારૂં માંગે છે, અને તુંને જોવાને ઇંતેજાર છે" મેં જવાબ દીધો. "હું તેવણને તારી આગળ બોલાવી મંગાઉં, હું જાણુંછું કે તેવણ બીજાં તેડાંની વાત જોશે નહી."

"નહી, જ્યાં સુધી મારામાં જીંદગી હશે ત્યાં સુધી તો હુંજ તેવણને પહેલો મળવા જઇશ. જો, જો હું જીવી શકીશજ નહી, જો મારામાં હીલવા ચાલવાનું જોર હશે નહી, તો પછી તેવણને બોલાવી મંગાવવાની આપણે વાત કરીશું અને જ્યાં સુધી આ કાળો ડાઘ મારી આબરૂ પરથી જાય નહી, ત્યાં સુધી મારી માએને કાંઇ જણાવનો ના.

તેની સાથ ઉપલી વાત કરી હું તરત બહાર ગયો અને દીવીત્રી વીશે પોલીસને ખબર આપી છે અને મોટી જામીનગીરી આપી અદીને છુટો કરાવ્યો છે.

આઠ દહાડા રહી જાહાંગીરે પોતાના બાપ પર તાર કર્યો કે "દીવીત્રી પકડાયો છે, બર કોર્ટમાં તેનું કાવત્રું પુરવાર થયું છે. અદીને માન સાથ વાંકમાંથી મોકલો કર્યો છે અને દીવેનત્રીને ૧૪ વરસના સખ્ત કેદખાનાની સજા થઇ છે. સુનાંબાઇ પટેલને કહેજો."

જાહાંગીરનાં કાગળો તથા તારથી મરચંટ હાલમાં શાવક માટે તેઓ દલગીર થયાં તથા અદી માટે ઘણાં ખુશી થયાં. શાવકનાં મરણ માટે તેઓએ તેના બાપ અને બેહન પર કહેવાડ્યું. તે મરવા આગમચ શું બોલ્યો હતો તે મનચેરંશાહે તેના બાપ પર લખ્યું નહી અને જમશેદજીને પણ પોતાના છોકરાની ચાલ માટે બરાબર ખબર હોવાથી કાંઇ પુછાવ્યું નહી. ત્રણ મહીના વેર જમશેદજી આગાઉ કરતાં પણ વધારે એકાંતવાસમાં અને લોકોથી દુરના દુર રહયા, પણ ત્યાર પછી તેવણ પોતાના દોસ્તોને મળવા લાગ્યા; તેવણનો ચીરડાઉ ખવાસ હવે જતો રહેલો લાગતો હતો, અને મનચેરશા ઘણી વખત પોતાની બાયડીને કહેતા હતા કે, જમશેદજી પચાશમે વરસે પચીશ વરસના જેવા હતા તેવા વધારે લાગતા હતા. જમશેદજી હવે ઘણો ખરો વખત જાલ આલો સાથેજ રહેતા અને તેઓની સંગતમાં તેવણને ઘણું સુખ ઉપજતું. પોતાના બાઇનાં અચાનુક મરણથી આલાંને ઘણું દુઃખ ઉપજ્યું, પણ તેણીના વરના પ્યારથી આસ્તે આસ્તે તેણી તે ભુલી ગઇ.

"જાહાંગીરના લખ્યા પ્રમાણેની સઘળી ખબર એક દહાડો ગુલે સુનાબાઇને ઘર જઇ તેવણને નરમાશ ભરેલા સાદે કહી, અને તે વેળાની માતાની ખુશાલીનું બયાન અંદી કેમ કરી શકાય! નહી, તેનો વીચાર કરવાનો હમે હમારાં વાંચનારનેજ સોંપીએ છીએ.

ઉપર જણાવેલા તાર પછી ત્રણ દહાડે જાહાંગીરે ફરીથી તાર કર્યો કે, અદી ઘણો સાજો થતો જતો હતો અને બે ત્રણ દહાડામાં પંચમની આવવા કલકતેથી નીકલી પડવાનો હતો.

સાંજનું ઝઝકલું પડવા આવ્યું છે, અને સુનાબાઇ વાડી આગળ બેસી બાગમાંનો દેખાવ જોય છે. મહીનો સપટેમબર છે, અને તરતનોજ વરસાદ પડેલો હોવાથી સઘલે લીલું લીલું લાગે છે. ઓરડાની અંદર આસપાસ ગુલના સંભાળભર્યાં હાથોએ ફુલ ગોઠવેલાં છે, અને જેથી તે નાનો ઓરડો રળીયામણો લાગે છે. ગુલ અવારનવાર સુનાબાઇ આગળ આવી તેવણનાં કામો કરતી અને તેવણ સાથ તરેહવાર દીલાસા ભરી વાતો કરતી. તેણી જાણતી હતી કે, હોમી જીવતો હતે તો મેહરીની માએને રીઝવવાને કાંઇપણ કરવામાં બાકી રાખતે નહી અને તે વીચારથી તેણી સુનાબાઈ તરફ વધુ હેત દેખાડતી હતી. અવારનવાર તેણી તેવણ આગળ હોમી અને મેહરની વાત કરતી અને આપણે જે દહાડાને માટે વાત કર્યે છીએ, તે દહાડે પણ તેણી સુનાબાઇ આગળ બેસી તેવીજ વાત કરતી હતી. સુનાબાઇનો દેખાવ શાંત અને સંતોષી લાગતો હતો; ગુલનો પીયારવંત પણ સુખી દેખાવ હતો. તેણી અતીશ્ય ખુબસુરત હતી, પણ તેણીની ખુબસુરતી જુવાનીની ચલકતી ખુબસુરતી જેવી હતી નહી. કોઇ પરાયો માણસ તેણીના ચેહરા તરફ જોઇ કહયા વગર રહે નહી કે, તેણીએ ઘણી દલગીરીઓ સોસી હશે.

"મારી મેહર આવીજ સાંજે મને છોડી ચાલી ગઇ હતી." સુનાબાઇ બોલ્યાં. "તે વેળા હું નહી ધારતી હતી કે આવી શાંત લાગણીથી તે દહાડાને હું યાદ કરી શકશ, પણ અરે ખોદા, મારા દીકરા, મારા અદીને પાછો બક્ષી તેં મને કેટલી બધી સુખી બનાવી છે."

"આપણો ખોદા પ્યાર, માયા અને મેહરબાંનીથી ભર્યો છે, અને આપણને સુખી કરવા શીવાય તે બીજો વીચાર કરતો નથી" ગુલ આતુરતાથી બોલી.

ગુલ હજી તો પોતાનું બોલવાનું પુરૂં કરે છે તેટલાં એક ઉંચાં કદનો જવાન અંદર દાખલ થયો. તે માતાએ તે તરફ જોયું અને બીજી પળે માએ દીકરાં ઘણે વરસે પાછાં એકેકને ભેટી પડયાં.

"માયજી, તમે મને માફ કરી શકશો, મને તમારી સાથ રહેવા દેશો! અરે, મને તમારી આગળથી કાઢી મુકતાં નાહું તમને છોડી જઇ શકવાનો નથી."

"તુંને કાઢી મેલું મારા દીકરા, મારા દીકરા—અરે કદી, કદી નહી." તેવણે તેને ઉપરા સાપરી બોટીઓ કર્યા કીધી. ફરીથી અને ફરીથી તેના ચેહરા તરફ તીકપા કીધું, અને ત્યાં તેવણ વાંચી શકયાં, કે તેવણનો દીકરો હવે કદી, કદી તેવણને છોડી જશે નહીં.

તે એક પળમાં વરસોનું દુઃખ ભુલાઈ ગયું. માતાને એટલુંજ લાગ્યું કે તેવણે પોતાના સુધરી ગયલા છોકરાને

છાતીએ ધર્યો છે; અને તેને, તેને લાગ્યું કે તેની માતાએ તેને માફ કર્યો છે.

## સેવટ.

હવે અમોને વધુ કહેવાનું બાકી રહયું નથી. અમારી મતલબ અમારાં વાંચનારાંઓને દેખાડવાની હતી કે, બચપણની સંભાળ પણ તે સાથ પ્યારભરી કેળવણીથી પછવાડે કેવાં પરીણામો આવે છે. મરચંટ કુટુંબની તવારીખથી તેઓ તે જોઇ શકયાં હશે. જ્યારે હીલ્લાં શાવકના છેલ્લે જે હાલ થયા તે પરથી તમોને પેહેલાં કરતાં ઉલટી કેળવણીનાં પરીણામ પણ માલમ પડયાં હશે.

પણ આ વાત બંધ કર્યા આગમચ ફરીથી એક વખત મરચંટ હાલની મુલાકાત લઇએ.

છેલ્લાં પ્રકરણમાં દરશાવી ગએલા બનાવોને આઠ વરસ થયાં છે, અને મરચંટ કુટુંબ તેઓના અસલનાજ સાથે મલવાના ઓરડામાં ભેગું થયું છે. ત્યાં ઘણાં લોકો બેઠેલાં હતાં, પણ તેમાં કુટુંબનાં શીવાય પરાયાં ઘણાં થોડાં હતાં. મનચેરશા, દીનબાઈ, સુનાબાઇ, જમશેદજી, જાઇજી અને દીનશાહજી ડાકટર અને મેહરજીભાઇમાં વખતે કાંઇ ઘણો ફેરફાર કર્યો નથી. જે ફેરફાર જોવામાં આવે છે તે ફકત ત્યાં બેઠેલાં જુવાનીઆંઓમાજ છે, કે જેઓ વીશ વરસ આગમચ આ ઓરડામાં નાનાં બાળક તરીકે રમતાં હતાં.

ઓરડાની એક બાજુએ ઓનરેબલ જાહાંગીર મરચંટ સી. આઇ. ઇ. જમશેદજી સાથ ખુશાલ વાતો કરે છે. જાહાંગીર ગવરનરની કાઉનસીલનો મેમબર થયો છે, અને જ્યારેથી તે અને જમશેદજી મલતા, ત્યારે ઘણું ખરું રાજદ્વારીજ વાતો કરતા. પણ આજે તેઓએ તે વાતને રૂખસદ આપેલી જણાતી હતી. તેઓ જાલનો વડો સાત વરસનો છોકરો ખોરશેદ જે પોતાની ફુઇ ખોરશેદના વડા છોકરા માફક ચાલવાની કોશેષ કરતો હતો તેને તપાસતા, અને તેમાંથી રમુજ મેલવતા હતા. પીરોજાના ભુઆઓ હોમી અને રુસતામ નાના ખોરશેદને વધારે ઓછો ચીર ડવતા હતા, અને કહેતા કે તે કદી સોરાબ માફક ચાલી શકવાનો નથી. ખોરશેદની બુચીઓ મેહરી અને ગોમી પીરોજાની નાની બુચી ખોરશેદ જે લગાર શરમાઉ હતી, તેને અકેક હાથે પકડી ઓરડામાં ફેરવતાં હતાં, પણ તેણી જરા જરામાં પોતાની માતા આગળ દોડી જતી હતી; જ્યારે તેણીની નાની બેહન વળી તેણીથી ઉલટું ત્યાં મસતી તોફાન કરી રહી હતી, અને પીરોજા અવાર નવાર તેણીને નરમ અવાજે ધમકાવી, સરખી રહેવાને સમજાવતી હતી. પણ દીનબાઇ મનચેરશાને તેણીનું મસતી તોફાન જોઈ હસવું આવતું હતું. ખોરશેદ અગાઉના જેવીજ તમામ ડાહી અને ખુબસુરત દેખાઇ. એક પલે પોતાના વડા છોકરાની ચાલણુ મગરૂર હૈડે નીહાળતી હતી, તો બીજી પલે જાહાંગીર અથવા જાલ સાથ વાત કરતી. સાત વરસમાં જાલમાં કાંઇ પણ ફરક પડયો હતો નહી. તે હાલ અગાઉ કરતાં પણ અતી વધારે ખુબસુરત લાગતો હતો. જો કોઇ એક વખત અચાનક તેના ચેહરાપર જોય તો ફરીથી પાછો ફરીને જોયા વગર રહે નહી એવો અસરકારક તેનો દેખાવ હતો. અને તેની પાંચ વરસની નાની દીકરી ગુલ જે પોતાની ફુઇની આસપાસ હાથ વીટાળી બેઠી હતી, તેમાં પોતાના બાપની સઘલી ખુબસુરતી ઉતરી હોય તેવું જણાતું હતું. ગુલ બાપ જેવી હોવાથી માએને વધારે વાહાલી લાગતી હતી, જ્યારે સોરાબ માએ જેવો હોવાથી બાપને વાહાલો લાગતો હતો. મનચેરશાના ખોલા પર જાંહગીર તેહમીનાંનો એકપુરો અને તેથી સૌનો માનીતો બુચો બેઠો હતો, જ્યારે તેવણની આસપાસ બીજાં બે ચાર દીકરીનાં દીકરાંઓ રમતાં હતાં, અને ખરેખર તેવણ આગળનો દેખાવ એક ગીતારાની પીછીને લાયકનો હતો. પીરોજા રૂસ્તમનો છોકરો હોમી પોતાની મસતાન બેહેનને તે બાજુ લઇ જવા માંગતો હતો. પણ તે નાનાં બાઇને પોતાના બાઇના હોકમ પ્રમાણે નહીં ચાલવા ગમતું હોવાથી આણીગમથી પેલીગમ દોડતી હતી. એક પળ તેણી દીનબાઇના ખોલા પર બેસતી તો બીજી પળ કેખશરૂનો દગલો જઇ પછવાડેથી તાણી આવતી.

"મારી પીરોજા, એટલી ચીંતાતુર ના દેખા." દીનબાઇએ પ્યારથી કહયું. "તારી આ મસતાન દીકરીને ઉધારવાની તુંને કાંઇ પણ મેહેનત પડવાની નથી. એનું અંદરનું દીલ પણ તારા જેવુંજ છે, અને તેથી તેણીને ઉધારવાનું તુંને મીઠું લાગશે."

પીરોજા દસ્તુર અથવા તો મોટીએ, અગાઉના જેટલાજ પ્યારથી પોતાની માય તરફ જોયું, અને તેવણના હાથ પોતાના હાથમાં દાબ્યા.

"મારાં અસંત વાહાલાં માયજી, હજીબી તમે મારા અંદરખાનેના વીચારો વાંચી શકો છો. બચપણથી તે હમણા સુધી મારો ચેહરો એક ચોપડી માફક તમે વાંચી શકો છો."

"અને મારી દીકરી, તે પાઠ તું પણ શીખી નથી ? શું તારી નરમાશપણી શરમાઉ ખોરશેદ તારી પર વધારે આધાર નથી રાખતી ! શું હોમી પોતાની માનીતી ચોપડી, અને રુસતામ પોતાની ખુશાલી સાથ તારી દીલસોજી શોધવા નથી આવતાં ! મનીને પણ તારો હસતો દેખાવ જોયા વગર તેણીનું મસતી તોફાન ભાવતું નથી, અને નાની બુચી શીરીન પણ તારો દીલસોજીભર્યો દેખાવ જોવા તલ્પી રહે છે."

"અરે, આ મારાં વાહાલાંઓને માટે હું શું નહીં કરૂં."
પીરોજાએ ઉલટભર્યા સાદે કહયું. "મારાં વાહાલાં માયજી, લગ્ન નવી સગાઇઓ અને નવી ખુશાલી લાવે છે. પણ એમ કોણ કહેશે, કે માએ દીકરી વચ્ચેનો તે પેહલો પ્યાર તોડે છે ? હવે, અને હવેજ મને લાગે છે કે તમે મને કેટલાં બધાં ચાહતાં હતાં."

"ખોદા કરે ને પીરોજા, તારાં છોકરાંબી મારાં જેવાંજ નીવડે; હું તુંને દીકરી એ કરતાં વધુ સારૂં સુખ ઇચ્છી

શકતી નથી." દીનબાઇ બોલ્યાં અને તેણીનો હાથ પકડી જે બાજુ સુનાબાઈ નાઇજી બેઠાં હતાં ત્યાં ગયાં. તેઓની બાજુએ પાનાં પર બેસી નાનાં છોકરાંઓ માટે નાઇજીની સતર વરસની ખુબસુરત ભાંણુજી પરીચેહેર પાનો વજાડતી હતી. જ્યારે બીજી ગુલરૂખ એકાંત બેસી ચાદી પટેલ સાથ વાત કરતી હતી, અને આસપાસ બેઠેલાં આશા રાખતાં હતાં કે કોઇ દહાડો તેણી સુનાબાઇની વહુ થશે, અને સોરાબ મામા તો ખોલ્લે ખોલ્લી આ બે જણની મશકેરી કરતા હતા.

અને આલાં જાલ મેજરમાં આ સાત વરસે શું ફેરફાર કર્યો હતો? તેણી પોતાનાં છોકરા છોકરીઓને લઇ એણીગમ પેલીગમ ફરતી અને અસલની માફકજ છોકરી જેવી લાગતી હતી. આલાંના મોઢાંપર જેવો સુખનો છાંપ પ્રગટ દીસ્તો હતો તેવો કોઇના પણ ચેહરાંપર દીસ્તો નહી હશે. જો ગુલ તથા દીનબાઇ તેણીને અવાર નવાર નરમ શીખામણો આપ્યા નહી કરતે, તો તેણી પોતાના વરના હદથી જ્યાદા પ્યારથી છકી જતે.

"તમારી આલાં તમારા ગુસતાદ પર એટલું હેત રાખે છે, કે મને અજબ લાગે છે કે નાનો સોરાબ તેથી અદેખો થતો નથી."

"સોરાબને માયના ખોલા પર બેસવા કરતાં બીજી વધારે સારી ચીજ કરવાની છે." સોરાબ તરફ જોઇ સરજ્યન જાલ બોલ્યો. નાનો સોરાબ ખોરશેદની બુચી એભીની પાંખરી પકડી એક બાજુથી બીજી બાજુએ ફરતો હતો. "ખોરશેદ, તું તારી દીકરીને હમણાથીજ એવાં છોકરાંઓ સાથ નાજ નખરાં કરતાં શીખવે છે કે?"

"જાલ, ખરૂં માનજે કે સાત વરસની ઉમરનાં નખરાં નાજ સત્તર વરસની ઉમરે કીધેલાં કરતાં ઘણાં સારાં. તે વખતે જો તેણી કરે તો મને જરા બેચેન થવું પડે; હમણા જો આ બે જણને મારેથી વખાણની નજરેથી જોયા વગર રહેવાતું નથી. આજે મને એભી કેહેતી હતી કે સોરાબ મોટા બાવાના ઘરમાં શરમાયા કરે છે તે મને ગમતું નથી, જેથી હું એને દોડાવી ધમોંણી એની શરમ કઢાવી નાખીશ."

ત્યારે તો તેણી ઘણી સરસ રીતે ફતેહ પાંમી છે, કારણકે પેલા નાના લુચ્છામાં શરમ જેવી ચીજ હવે કાંઇ જોવામાં આવતી નથી. મને અલબત્તે હોમી અને મેહર પેલી બાજુ એખલાં બેસી વાત કરે છે તે સાંભળવા ગમે છે."

જાલ, વીશ વરસ આગમચ આપણે આ ઓરડામાં જે વાત કરતાં હતાં તે યાદ કર, અને કદાચ તેથી તુને સંતોષ મલશે: ખોરશેદે હસીને કહયું. પણ તે વેળાનાં તેણીનાં હસવામાં સેહજ દલગીરીનો અંશ હતો. હોમી મેહરનાં નામથી તેણીને તેણીનો ભાઇ—અને તેની મેહર યાદ આવી ગયાં, અને તેણી મનમાં ઇચ્છવા લાગી, કે આ બે જણાની હાલત પણ તેઓના જેવી નહીં થાય.

"વીશ વરસને, ખોરશેદ, પસાર થતાં કેટલો થોડો વખત લાગેછ. તે વખતે હું ગુસ્તાદ જેવો મસ્તાન હતો, અને તેથી હાલની તેની મસતી હું વધારે સમજી શકું છું. પણ આજે મેરવાનજી ડાક્ટરનાં મેહરબાઇ કેમ નહી મલે!"

"તેવણ તો ફીરોજ અને માનક સાથ ઉત્તર હિન્દુસ્થાન તરફ ફરવા ગયાં છે. માનકે એવણને ઘણી ઓંહસ કરી અને એવણથી ના પડાયું નહી. મારાં સસરા સાસુ પણ રતન આઇમાયને લઇ ત્યાં જવાનાં છે. ગયે વરસ હમે પણ ફીરોજ માનક સાથ ગયાં હતાં. માનક તો પોતાના વર પરથી હરખાઇ જાએ છે અને તેને અને પોતાને વિષે એક વાત લખવા માંગે છે."

"શું એમ કે? ફીરોજ કોઇ સાથ પેહલે પ્યારમાં પડયો હતો, પણ તેણીના ના કહેવાથી નીરાશ થઇ માનક સાથ દીલાસા ખાતર પરણ્યો હતો.

"આ તો ઘણી સાધારણ વાત કહી. જાલ" જાંહગીરની તેહમીનાં બોલી "ફીરોજનું ત્યારે પેહલું દીલ કોણપર હતું?"

"તમે નહી જાણતા કે? વળી તમારી એક ચોક્કસ સહી પર, કે જેવણને હું હમેશ ચીરડવું છું કે, લગનના દેવતાનાં તીરને તેવણ કદી તાબે થવાનાં નથી."

"તેણી કદાચ તે જાતના પ્યારથી જેર નહી થાએ. પણ બીજા કોઇપણ જાતના પ્યારની સામે તેણી થઇ શકતી નથી." ખોરશેદે ગુલ તરફ આંગળી કરી તેહમીનાને કહયું. ગુલની આસપાસ બે ત્રણ છોકરાંઓ હતાં, અને તેણીનો વીચારવંત ચેહરો સંતોષી અને ખુશાલ લાગતો હતો.

"અને તેણીને ચાહયા પછી તે બીજી કોઇને કેમ ચાહી શકયો." તેહેમીનાએ અજબ થઇને પુછયું.

"તદન કાહાણી કીસ્સા વગરનું. કેમ તેહમીનાં," જાલ હસીને બોલ્યો. "પણ તે ગરીબ બીચારો શું કરે. ગુલે પોતાની દોસ્તી સીવાય તેને કાંઇ પણ નહીં આપવાનો પોતાનો મક્કમ વીચાર જણાવ્યો, ત્યારે તે શું કરે."

"અને તે દોસ્તીની તે બરાબર કદર બુજે છે." ખોરશેદ બોલી. "તેહમીના, તુંબી કબુલ કરશે કે તેને પરણવામાં ડહાપણજ વાપરયું હતું, કારણકે મારી નણંદ માનક ગુલના જેવીજ છે, અને તેણે તેણીને પસંદ કરી તેમાં હું અજબ થઈ નથી. જાલ, તુને ખબર છે કે, ફીરોજની બેહેન શીરીન પણ થોડા વખતમાં પરણવાની છે."

"હા, મેં સાંભળ્યું છે ખરૂં."

આટલા વખતમાં ત્યાં જાંહગીર, મનચેરશા અને જમશેદજી આવ્યા અને તેઓ બીજી વાતમાં પડયાં.

"નહી ગુસતાદ દીકરા, તારી બેહેનને ના ચીરડવ." પીરોજાનો ગુસતાદ પોતાની બેહેન મનીને ગુલ આગળથી ધસડતો હતો તેને ગુલે નરમાસથી કહયું.

"પણ માસીજી, એ ગુલને મારશેની?" તે છોકરો મોટથી બોલ્યો. "વળી તમારી પાસ ઉભું રહેવાનો એને બીલકુલ હક નથી."

"પણ એ ઉઠી ઊભી રહે તો કાંઇ નહીં." નાની ગુલ બોલી. "અમે બેઉ જણ ઉભાં રહયે તેટલી અંહી જગો છે."

"ગુસતાદ, નીકલ અંહીથી, ગુલાં કહે છે કે હું અંહી ઉભી રહું તો કાંઇ નહી અને હું ઉભી રહેવાનીજ," તેણી હસીને પોતાના ભાઇને ધક્કો મારી બોલી.

"ગુલ માસીએ મને ચકરડી ખવાડવાનું વચન આપ્યું હતું, અને તેથી તેવણ મને આવીને ચકરડી ખવાડશે નહી ત્યાં વેર હું જવાનો નથી." ગુસતાદ બોલ્યો.

"ખોરશેદનાં માસી, મનેબી ખવાડો, મનેબી ખવાડો," ગુચ્ચો સોરાબ બોલ્યો, "મને ચકરડી ખવાડવાનું ફુઇએ ત્રણ મહીના આગમચ વચન આપ્યું હતું."

"અને ખતી તે મારૂં વચન હું કેટલી વખત બર લાવી છું ? ગુસ્તાદ કરતાં તો તારી સાથ ઘણી વખત વધારે." અને આટલું બોલી તેણીએ પેહલે ગુસતાદને અને પછી સોરાબને ચકરી ખવાડી.

"ગુલ, જો તું જાલનાં અને પીરોજાનાં છોકરાંઓ માફક મારાં છોકરાંઓની માનીતી થવાની કોશેષ નહી કરશે તો હું તુંને કદી પણ માફ કરવાની નથી." કેખશરૂ બોલ્યા.

"અને શું હું તેમ નથી કરતી" તેણીએ હસીને કહયું, "પીરોજા તથા મારા જાલનાં છોકરાંઓને હું વધારે મલતી હોવાથી તેઓ મારી સાથ વધારે ભેલાય છે, જેમ તમારાં છોકરાંઓ નથી કરતાં."

"ગુલ, હું તારૂં માંનુછું," કેખશરૂ ઉલટથી બોલ્યા. "પણ જયારે તારી આસપાસનાં છોકરાંઓ તુંને આટલી બધી ચાહે છે ત્યારે ફક્ત મને એકજ બળાપો થાએ છે."

"અને તે શું વારૂ ?"

"કે આ છોકરાંઓમાંનું એકુ પણ તારૂં હતે. દર વરસ મારી વધારે અને વધારે ખાત્રી થાય છે કે તેં નહી પરણુવાનો ઠેડાવજ કર્યો છે. મારી બાનું દોસ્તમાનું કોઇજ તારા જેવું પરણુવાને લાયક હશે. તારા કરતાં કોઇજ વધારે સારી માતા થઇ શકશે; અને તોપણ કોઇ લાયક માણુસને સુખી કરવા તું ના પાડે છે."

"મારા વાહાલા કેખસરૂ, મારે માટે તમે દલગીર ના થાઓ." ગુલે શાંત અવાજે પણ લાગણી સાથ કહયું. "તમારાં ઉંચાં મત માટે હું મગરૂર છેઊં. તોપણ હું કુમારી રહેવાની છઊં તે માટે તમે દલગીર ના થાઓ. ખરૂં માનજો કે તેમ રહેવામાં મને કાંઇપણ દુઃખ ઉપજવાનું નથી. કુમારી સ્ત્રીઓ કોઇ વખત પોતાની આસપાસનાંઓનું વધારે ભલું કરી શકે છે. અને જયારે તેમજ છે ત્યારે તો આપણે સુખી નહી થઇએ તેમાં આપણોજ વાંક ગણાય. વળી તમે ધારતા હશો કે, એકલી રહી હું એકલપેટી ચીરડાઉ થઈ જઇશ, પણ નહી, તેમ થવું તો ખુદરતી ખવાસપર આધાર રાખે છે.

"ગુલ, તું ભુલ કરે છે, હું તુંને તેમ કહેવા માંગતોજ નથી. પણ ગુલ, નવી સગાઇઓથી તારાં સુખમાં વધારો થાય તેવીજ મતલબથી હું કહુંછું."

"તમે કહોછો તે ખરૂં છે, પણ મારી આસપાસનાં સગાંઓ પુરતાં છે, અને તેઓમાંથી પણ હું મોગરાં ચુંટી શકશ."

"મારી અમીરી ખવાસની ગુલ, તું કેઉબી જશે ત્યાં મોગરાં વેરશેબી અને ચુંટશેબી. તું ખરી છે. તારા જેવા સ્વભાવની છોકરી નહીબી પરણે તો કેથેબી સમાઇ જાએ. મારી દીકરીઓ જયારે મોટી થઇ પરણવાને ઘણી અગતની ચીજ ધારશે, ત્યારે હું તેણીઓને તારીજ આગલ મોકલીશ. કદાચ ગુલ, તું તારી હમણાની હાલતમાં વધારે સુખી હોશે. હું ઇચ્છું તેવો વર તુંને કદાચ નહીબી મલે, અને ગરીબ બીચારાં સુનાબાઇની માફક તુંને દુઃખી થયલી હું જોવા માગતો નથી."

"હું તો એમ ધારૂંછું કે સુનાબાઇનાં હમણાનાં સુખમાં તેવણનું આગલું દુઃખ ભુલાઈ ગયું છે." ગુલે વીચારવંત દેખાવે કહયું. "ગમે એવાં સુખી માણસોને પણ દુઃખ ખમવું પડે છે. અને જો એક માતા સંભાળથી પોતાનાં છોકરાંને કેળવણી આપે છે, તો તેનો તેણીને બદલો મળ્યા વગર રહેતો નથી."

"ગુલ તું ખરી છે." દીનબાઈ જેવણ પછવાડે ઉભાં રહી સઘળી વાત સાંભળતાં હતાં, તેવણ બોલ્યાં. "એક માતાના પ્યાર સાથે ઘણીક ચીંતાઓ અને ફીતેજારી જોડાયલી હોય છે, પણ તેથી તેણીની ફરજો વધારે મીઠી થઈ પડે છે. તમે શું ધારો છો કે, મારાં છોકરાંઓને મેહેનત લઇને મેં ઉધાર્યા નહીં હતે તો આજે તેઓ આવાં સુખી હોતે ! અરે, મારાં છોકરાંઓ, તમારાં છોકરાંઓને ઉધારવાની ફરજમાં પછાત પડતાં ના. તેની ઉપરજ તેઓનાં તેમજ તમારાં સુખનો આધાર રહે છે."

"હા, માયજી, જેવી ઢપથી તમે અમને કેળવણી આપી છે, તેવીજ જો અમે આપી શકયે, તો પછી હમે સુખની આશા રાખી શકયે ખરાં;" ખોરશેદ પીરોજા બેઉ પોતાનાં માતાની નજદીક જઈ બોલ્યાં.

"અને ધારો કે કદાચ તે સુખ અમે મેળવ્યેબી, તો તે મેળવતાં માયજી અમને કોણે શીખવ્યું છે !" જાંહગીરે લાગણી સાથ કહયું. "તમારી અને મારા બાવાની સંભાળભરી કેળવણીથી આજે અમે આવાં થયાં છીયે, અને જેમ અમે તમો તરફ જોઇયે છે, મારાં માય, તેમ જો અમારાં છોકરાંઓ અમારી તરફ જોશે તો તે વેળા, તમો, અને તમોનેજ હમે યાદ કરીશું."

"દીકરા તું ખરૂં બોલ્યો છે." મનચેરશા બોલ્યા, "તારી માતા સાથ જયારે હું દીકરા દીકરીનું સુખ ભોગવતો હતો, ત્યારે મારાં છોકરાંઓ, ઘણી, ઘણી વખત હું મારાં વાહાલાં માતાજીને યાદ કરતો હતો. તમારાં છોકરાં મોટાં થાય તે આગમચ કદાચ હમો તો પેલી દુનિયામાં ચાલી પણ ગયાં હશું. પણ તોબી તમારી માતાને પ્યાર અને માનથી યાદ કરવાને તેઓને શીખવજો.

Two Old Maids.

સમાપ્ત.



# નમુનેદાર ધણી.



ભાખીત ભાષણો કરનાર એદમંડ બર્કનો એક સોબતી જે પારલામેંટનો મેમ્બર હતો, તે હમેશાં કહેતો કે, તેને માટે ભાષણ કરવાની કાંઇ અગત્ય ન હતી, અને તેથી તે ફક્ત આ થોડાજ શબ્દોમાંજ પોતાનું બોલવું પુરૂં કરતો. "હું મી૦ બર્કના કહયા પ્રમાણેજ મળતો થાઉં છું." એજ પ્રમાણે પણ બીજી રીતે હું મારી આર્ટીકલ લખવા માંગુંછું, એટલે કે મીસીસ લીન લીનતન અને તેણીના જેવાં બીજાંઓ, જેઓ એવું કહેવા માંગતાં હોએ કે, એક ધણી પોતાની ધણીયાંણીને પોતાને ગમે એવી રીતે ચલાવવાનો હક ધરાવે છે, અને ગમે એવી આંધળી રીતેબી જો એક સ્ત્રી તાબે થાએ તો આ દુનિયામાં મળતી ખરી શાંતી અને ખરૂં સુખ ભોગવે છે, તો હું તેમની વિરૂધ જઇને કહુંછું કે, એમ બોલવામાં ઇશ્વરની નીંદા સિવાય બીજુું કશું નથી. એમ કહેવું કે ભલાઇતી સમજ અને નિતી શાસ્ત્રનું ગ્નાન સઘળું મરદોમાંજ છે, અને એક સ્ત્રી તે સઘળું તેનાથી શીખી શકે કે લઇ શકે, છુટાપણાથી તેઓ માથે ચહડી જાય છે, ઇત્યાદી બોલવાથી સ્ત્રી જાતીની નિતી ઉપર જુઠું તોહમત મેળવા બરોબર છે.

નહી, આ કાંઇ નમુનેદાર ધણીની રીત મને લાગતી નથી. નમુનેદાર લગ્નમાં રાજા અને-પ્રજા જેવો સંબંધ હોતો નથી. વળી તે એવીબી નથી કે જ્યાં એક ચહડતી નિતિ અને ઊંચી મન શક્તિવાળો ઉતરતી પંક્તીની નાર ઉપર હુકમ ચલાવે છે. નમુનેદાર લગ્નમાં ખરૂં કહીયે તો, જીંદગીમાં ચાલુ રહે એવી મજબુત મિત્રાચારીની અગત્ય છે. એવી મિત્રાચારી જોઇયે કે જ્યાં બંનેનાં "તેસ્તુ" અને શક્તિઓ હમેશની સોબતમાં સુખ અને ખુશાલી બક્ષી શકે. જેઓ જુદી જુદી શક્તિઓમાં ચહડતી પડતી ધરાવતાં હોય, કે જેથી બંને એક બીજાને મદદ કરવાને અને સલાહ આપવાને શક્તિવાન થાય, કે જેવી જાતની મિત્રાચારી એક જાતીના બે જણા વચ્ચે હોય છે. પણ તે કરતાં વધુ અતલગપણું અને પોતાનાં બાળકો તરફનો બંનેનો એક સરખો પ્રીતિનો જુસ્સો નમુનેદાર લગ્નની એવી મિત્રાચારીને બે સ્ત્રીઓ કે બે પુરૂષો વચ્ચે હોતી દોસ્તી કરતાં વધુ સંપુર્ણ અને વધુ મધુર બનાવે છે. વિચારોનું પુરતું એકમતપણું, એક બીજાંની ખામીઓ દરગુજર કરવાની શક્તિ, એક બીજાના સારા ગુણોની વખાણ, અને રોજની ટેવો તથા તેસ્તો તરફની એક બીજાંની પસંદગી આખી જીંદગીનાં જોડાંણને સુખી કરવા જરૂરનાં છે, અને આ મિત્રાચારી સાથ બંનેનાં દીલમાં જો પ્રીતિ હોય, તો ખરેખર પરણેલાં જોડાંઓ માટે ગોયા બેહસ્તનું મુકામ ખુલ્લું મેલાયું હોય છે. પણ જ્યારે એવી મિત્રાચારીના પાયા વગર બે જણાનું જોડાંણ થાય છે, અથવા જ્યારે કાંઇક બાબદથી તેમનામાં ખલલ થાય છે, ત્યારે તે લગ્નને કંગાલ્યત ઉપજાવનારી બેડી સિવાય બીજું કશું કહેવાય નહી. માટે એક નમુનેદાર ધણીમાં એવી ખામીઓ નહી હોવી જોઇયે કે જે એક સ્ત્રીની એક પુરૂષ તરફની મિત્રાચારીનું મોત લાવે છે. વળી લગ્નમાં કાંઈ ફક્ત દોસ્તીનોજ સંબંધ આવી અટકેલો નથી. ત્યાં ચોક્કસ ફરજો બજા લાવવાની છે, અને નીરાશી નહી પણ ખુશાલી બક્ષવાની શક્તિની ત્યાં અગત્ય છે. આપણે જણાવી ગયાં તેમ, એક મિત્ર બીજા મિત્રથી જેવી ચાલની આશા રાખે, તેવી ચાલ બંને જણાંએ એક બીજાં તરફ ચલાવવી જોઇયે. સોબત, એક બીજાંને આપવી જોઇતી સલાહ, અને તેણીની નાજુકાઇને અનુસરતી સંભાળ તથા બહારની દુનિયા સાથના તેણીના સંબંધમાં ટેકો અને મદદ આપવા સીવાય, એક નમુનેદાર ધણી થવા માટે મારા પરણેલા સાથી અને મિત્રે બીજું શું વધારે કરવું જોઇયે?

પહેલે તો તેણે લગ્ન વખતે કહેલા સખુનોને તદન વફાદારીથી પાળવા જોઇયે. દરેક ધણીને પોતાની ધણીયાંણીને તેણીનાં મા બાપની સંભાળમાંથી લેતી વખતે પુછવામાં આવે છે કે "જ્યાં સુધી તમો બંને જીવો ત્યાં સુધી તેણીને એકલીનેજ કબુલ રાખશો?" જે પુરૂષ આ વચન તોડે છે, તે એક સૌથી પવિત્ર પદડાને ફાડી નાખે છે. તેણે પોતાનાં લગ્નનું સઘળું માન અને સુખ રદ કર્યું છે. કોઇબી ધણીયાંણી સુખી રહી શકતી નથી, જેણી જાણે છે કે તેણીનો ધણી તેણીને એકનેજ ચાહતો નથી. તે વખતથી તેણીનું માન હલકું પડે છે, અને તેણીની સ્થીતિ કંગાલ્યત ભરી થાય છે, કારણકે તેણીનું ધણીયાંણીનું નામ હવે ફોકટનું રહયું છે, અને તેવા અપવિત્ર માણસ તરફ ફરજ બજાવવાથી તેણી પોતે પોતાને ધીક્કારે છે. ડાક્ટર જોન્સનું આ હેવાંનતભર્યું કહેવું છે કે "પુરૂષ અને સ્ત્રીની સરખામણી કર્યે તો પુરૂષની અનિતીમાં કાંઇ દમ જેવું નથી." પણ સ્ત્રીઓની તરફથી હમે કહીયે છીયે કે, પરણેલી જીંદગીનાં સુખ માટે બંને બાજુની વર્તણુક એક સરખી નીતિભરી હોવી જોઇયે. એક ધણીયાંણી કદાચ તે માફ કરે—કદાચ પોતાનાં અને બીજાઓનાં નામને ખાતર તેણીએ માફ કરવું જોઇયે—પણ લગ્ન તો તુટીજ જાય છે, અને પછી તે કદીબી નમુનેદાર કહેવાય નહી.

એક જુલમી શખ્સ કદીબી નમુનેદાર ધણી થઇ શકે નહી. હું કાંઈ એમ કહેવા માંગતી નથી કે તેનામાં સારી તર્કશક્તિ હોય તો તે પોતાનું મત મજબુતાઇથી નહી જણાવે, પણ જ્યારે તેનો વિચાર બદલવાનાં ખરાં કારણો હોય, અથવા જ્યારે તેની બેરીના લાભની તે દરકાર કર્યા વિના,

તેણે જે કહ્યું તે થવુંજ જોઇયે એમ જણાવે, ત્યારે તે ધણી જુલમી કહેવાશે, કે જેમ બન્યા વિનાળી એક શખ્સ ખરાં કારણથી પોતાનો વિચાર ફેરવી શકે અને પોતાની ધણીયાંણીનાં મતને અનુસરીને ચાલે. કેટલાક બળવાન અને ઉમદા મનશક્તિના પુરૂષો જેઓ બહાર પોતાનાં મતને હઠીલાઇથી વળગી રહેતા, તેઓળી ઘરમાં જુલમાતનો જરાકબી અંશ દાખલ થવા દેતા નહોતા. લાર્ડ પામરસ્તન ખચીતજ પુરૂષોમાં મક્કમ ઠરાવનો શખ્સ ગણાતો હતો, તોબી એકવાર પ્રીન્સ આલબર્ટને ફરયાદ કરવી પડી હતી કે, પામરસ્તન પોતાના એકવાર જાહેર કરેલા વિચારોનેબી પોતાની ધણીયાંણી સાથ વાત કરવા પછી બદલતો હતો. ખરેખરૂં તો એ છે કે, હઠીલાઈમાં કાંઈ જોર નથી, એકલપેટાપણામાં કાંઈ ભલાઈ નથી, અને લશકરી હુકમો કરવામાં કાંઈ ડહાપણ નથી, અને એવો એક જુલમગાર ફક્ત હઠીલો, સ્વતંત્ર, એકલપેટો મુર્ખોજ છે. જે પળે એક માણસ ફક્ત પોતાની મરજીજ પ્રમાણે ચલાવવાની આપઅખત્યારી કરે છે, તેજ પળે તે મારી 'નમુનેદાર ધણી'ની ટીપમાંથી નીકળી જાય છે. તે નમુનેદાર લગનનાં એક તરીકે કદીબી ભાગ લઈ શકે નહીં, કારણકે જ્યારે તે પોતાની ઇચ્છાને ન તોડી શકાશે એવો કાયદો બનાવે છે, ત્યારે જો તેની સ્ત્રી પતાંમણી અને લુચ્ચાઇથી વાકેફ હશે તો તેને મુર્ખ બનાવશે, અને જો ખુલ્લાં દીલની હશે તો તેની સામે થશે અને સુખનો છેડો આવશે.

હું ધારૂં છું કે એક નમુનેદાર ધણી થવા માટે તેની આવક પ્રમાણેનો છુટો હાથ જરૂરનો છે, પણ જ્યારે ભપકો થોડોજ જોઇયે, જ્યારે દરેક રૂપ્યાની ઘરના ખરચમાં ભારે જરૂર હોય, ત્યારે પોતાની ધણીયાંણીને સુખ અને સગવડ આપવા માટે એક ધણીએ પોતાના ખાનગી ખરચો કોતા કરવા જોઇયે. વળી જ્યાંસુધી તેની ધણીયાંણી ખોટો ઉડાઉ ખરચ કરે છે એવી તેની ખાત્રી થાય નહીં, ત્યાંસુધી તેણી ઉપર વિશ્વાસ રાખવો જોઇયે, અને દરેક ખરચનો હીસાબ માંગવો નહીં જોઇયે, પણ બંને છેડાઓ મેળવવાની તેણીની મુશકેળીમાં મદદ કરવી જોઇયે, તેણીને ઘણી ખરચાળુ નહીં કરવામાં તેમજ કુટુંબનાં સુખને માટે પુરતો ખરચ કરવામાં તેની આવક પ્રમાણે મદદ કરવાથી નમુનેદાર ધણીની ટીપમાં તેનું નામ મુકી શકાય છે.

સારા સ્વભાવની તો ઘણીજ જરૂર છે, તેનાં સુખની કોઇ દરકાર રાખતું નથી, યાતો તેના બોલવાને અપમાન કરવામાં આવે છે, એવા એવા ઉદાસી વિચારોનો ભરેલો ધણી ખુશાલ જીવને સંતાપ આપે છે.

સારી રીતભાતની કાંઇ ઓછી અગત્ય છે એમ નથી. "માણસ જાત પોતાને કરવામાં આવેલા ખરા લાભ કરતાં પોતાને મલેલી સભ્યતાભરી તાજીમતવાજથી વધુ ઉપકારી રહે છે" એમ બેકન કહેતો હતો, અને એક શખ્સ જે ડોળા ઘુરકતો અને પોતાની ધણીયાંણીની તકોર કરતો ફહાડા કહાડે છે, તે એક સ્ત્રીની લાગણીને ઘણી ઇજા કરે છે. ધણી ધણીયાંણીના અતલગના સંબંધમાં સભ્યતા રાખવાથી બંનેનાં સુખને કાંઇ થોડો ટેકો મળતો નથી. નમુનેદાર ધણી એક પારકી સ્ત્રી તરફ જેવી સભ્યતા વાપરે તેવીજ પોતાની ધણીયાંણી તરફબી વાંપરશે.

જ્યારે આપણે એક ચીજ નમુનેદારજ બનાવવા માંગે ત્યારે તો અલબતાં આપણે દરેક સારી મેલવણી માંગે છીયે. તેજ પ્રમાણે હું તેને સોહામણોબી ધારીશ, પણ તે માટે પતરાજી કરનારો નહી જોઇયે. તનદરોસ્ત અને બહાદુર, પણ નરમ લાગણીનો, ઘટતે પ્રસંગે પોતાનું પ્રીત ખુલ્લી રીતે બતાબી આપનાર, પણ છેક કંટાળો ઉપજાવે એટલો શોખીન નહીં જોઇયે. એક સારા સ્વભાવનો, મેજબાન પણ પેરોણાગતને એક ધંધા તરીકે ગણનાર નહીં, પોતાનાં ઘરને અને કુટુંબને ચાહનારો, ધર્મી અને સાચાંની તરફથી લડનારો જોઇયે, કે જેવી ચાલથી સઘલાં તેને માન આપશે અને ચાહશે; કે જેની ધણીયાંણી તેને પોતાના સૌથી સરસ વાહલા મિત્ર તરીકે ચાહશે અને વખાણશે.

શું કોઇએબી એવા શખ્સને જોગો છે? કદાચ તે નમુનેદાર શખ્સ હાલ નજર પડતો ન હશે. પણ હું ધારૂં છું કે ઘણીક સ્ત્રીઓને નજદીક એને મલતા ધણીઓ મળ્યા હશે, અને છોકરીઓ એવા જીંદગીને સુખી કરનારા ખરા સાથીઓ મેળવવામાં ફતેહ મેળવશે, અને જો બંને જણાં ઇચ્છશે તો તેમનાં જોડાંણને નમુનેદાર બનાવવામાં ફતેહ પામશે. આમીન.

RUBY.

---

**કપડાં પર ફુગ ચહડી હોય તે કેમ કહાડવી**—અડધો શેર અથવા તે કરતાં વધારે પાણીમાં એક રતલ સાબુને ભુકાવો અને ફુગવાલું કપડું તે પાણીમાં બરાબર બોળો, પછી તેને તડકાંમાં સુકાવા મુકો; થોડું નીમક વાટી તેને જાડું જાડું તે ભીનાં કપડાં પર છાંટો, કપડું સુકાતું જાય તેમ તેની પર વરસાદનું પાણી છાંટતાં જવું. જો બની શકે તો આખી રાત બહાર સુકાતું રહેવા દેવો. જો ફુગ બધી ગઇ ન હોય તો ઉપલી રીત મુજબ પાછું કરો, તેમ કરવાથી કાંઇ કપડું ખરાબ થશે નહી.

---

**ઢીલા થઈ ગયલા દાંતને કેમ મજબુત કરવા**—જો થંડીથી દાંત ઢીલા થઈ ગયા હોય તો દહાડામાં બે ત્રણ વેળા ફટકીનું પાણી મોઢાંમાં રાખવાથી પારાને જોર આવી દાંત મજબુત થશે. એક અખરોટના જેટલો ફટકીનો કટકો લેઇ તેને ઉકલતાં પાણીમાં પીગલાવો, પછી થંડું પાડી એક બાટલીમાં રેડી મજબુત બુચ મારો, તેમાંથી થોડું થોડું કહાડી મોઢાંમાં લઈ બરાબર કોગરો કરવો.

---

**આપણાં મહારાણીનો** બાલમોર્લનો ખાનગી જમવાનો ઓરડો ઘણીજ સાદી રીતે સણગારેલો છે. તેનો મુખ્ય સણગાર પાણીના રંગથી રંગેલાં ચીત્રો છે. જોકે તેમાં કાંઈ ખાસ કુશળતા જોવામાં આવતી નથી, તોપણ તેઓ બાદશાહી કુટુંબનાં જુદાં જુદાં આસામીઓને હાથનાં હોવાથી વધારે વખણાય છે.



## સુનાને સુળની વાર્તા.

### પ્રકરણ ૨૨ મું.

**ખાઉનું ઘોડાનું પણ મતલબ તો એની એજ.**


યારે ડોરોથીને જોનનું કાગજ મળ્યું, અને જ્યારે તેમાંની જોનની દલગીરી વાંચી, ત્યારેજ તેણીની સુદ્ધ ઠેકાણે આવી તે તેણીને પશ્ચાતાપ થવા લાગ્યો, અને તેણીએ વાંચવા માંડ્યું.

" બાઈસાહેબ

" મને તમારૂં કાગજ મળ્યું છે, અને તે વાંચીને સઘળી બીના જાણી છે. એમી વિષે જાણીને મારા જીવને એક કટારી લાગ્યા મીસાલ દુઃખ થયું છે. મારાં માતાજીએ મને કહ્યું હતું કે 'એમી તો જીવતી છે,' અને હું પણ તેણીને જીવતી સમજ્યો. હું સારો થયા બાદ મેં સૌથી પેહેલાં એજ કામ કર્યું, તે એ કે, એમીને લખીને મારી મોહોરદાર થવાને પુછ્યું. જો તમો એ ખરૂં માનતાં ન હોતો મારી દાસી જેન રોને પુછી જોજો કે, એણીને મેં એક કાગજ આપ્યું હતું કે નહી? તેણીએ પેલું કાગજ મારાં માને આપ્યું, અને જો તમો તે કાગજ વાંચવા માંગતાં હોવો તો મારાં માતાજી તમને મોકલી આપશે. એમ લખી હું કંઈ મારો બચાવ કરવા માંગતો નથી. એમીનું મરણ સર્વે કરતાં મને બહુજ દુઃખદાયક છે-ખરેખર અતીશ્ય દુઃખદાયક છે. હું અહીંથી એકદમ ઉપડી જઈશ, અને પાછો કદી ફરીશ નહીં; પણ એમ કરીને હું તમારા સુરબીજી પીતાજીથી કંઇ બચવા માંગતો નથી. લંડન ગયા પછી હું મારૂં સરનામું તમને મોકલીશ અને કોઇપણ વેળા તેઓ મને સુખેથી મળવા આવે, પણ હું અહીં રહી શકતો નથી.

લા૦ જોન રીડલ."

ડોરોથીએ આ કાગજ ફરી ફરીથી વાંચ્યું, અને જોન માટે દલગીર થઈ. ડોરોથી હવે બબડવા લાગી, "જો ગરીબ બીચારી મારી બેહેન જીવતી હતે, તો તેનો વીચાર આખરે પણ તેણીની સાથે પરણવાનોજ હતો, અને પરણીને સુખી થતે, તેથી હવે બધાં માણસોને કહેતું જોઈએ કે, એમી તો અકસ્માતથી પડી ગઈ, અને હું મારા બાપને પણ એમજ કહીશ; પણ નહીં, નહીં, તેને એમીની યાદ આવી અતી દુઃખ થશે." તે જોનનાં કાગજ માટે, અને તેણીની બેહેનના છેલ્લા શબ્દો માટે તદન અજાણ્યો હતો, ખરૂં કહયે તો ડોરોથી તેનેથી બહુ ડરતી હતી, પણ તેણીએ વીચાર કર્યો કે, મીસીસ રીડલને લખીને પેલું કાગજ, જે જોને એમીપર લખ્યું હતું, તે મંગાવવું જોઈએ.

તેણી ઇશ્વરનો ઉપકાર માનવા લાગી કે જોન રીડલ ડીલફોર્ડથી ઉપડી ગયો, કેમકે હવે તેણીના બાપે તેનો પીછો છોડયો. પછી તેણીએ જોનનું કાગજ પેટીમાં બંધ કર્યું, અને ઘરનાં કામ પછવાડે રોકાઈ. તોપણ તેણી વીચાર કરતી હતી કે મીસીસ રીડલને શું લખવું? જોનની માતા પણ જોનના જવા માટે ઈશ્વરની બહુજ આભારી થઈ, અને ઈચ્છવા લાગી કે ખોદા એને સારી બુદ્ધી બક્ષે. જોનને સ્ટેશનપર મુકીને તેણી કાસ્ટલ હીલ તરફ લીલીની મુલાકાતે ગઈ. તેણી લાઈબ્રેરીના ઓરડાની બારી આગળ બેસી કાંઈ ખુદરતી દેખાવ જોતી હતી. આજનો દીવસ બહુજ રમણ્ય દીસતો હતો. તરેહ તરેહનાં જાનવરો લીલાં ઘાસપર બેસી ટોળાંઓમાં આપસ આપસમાં રમત મેળવતાં હતાં, અને લીલીએ નાખેલા દાણા વીનતાં હતાં, જે તેઓને રાબેતા મુજબ હમેશાં મળતો હતો. લાયબ્રેરીની બારીમાંથી ઊંચી ટેકડીઓ પરથી પાણીના ધોધ જતા દીસતા હતા, પણ લીલીનું લક્ષ તેપર હતુંજ નહી. પણ આ વેળા પેલી ડીલ નદીનો ભયંકર અવાજ સાંભળીને તેણીને ગરીબ એમીનું દુઃખદાયક મરણ યાદ આવ્યું.

તેણી પોતાની જગ્યાપરથી એકદમ ઉઠી, અને મીસીસ રીડલની આગળ જઈને શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો, જ્યારે મીસીસ રીડલે તેણીને ચુમી લીધી.

"આજે તુંને મળી જવાનું મેં મન કર્યું," તેણી બોલી, "કેમકે મારે તુંને કંઈ કહેવું છે; જોન આજે લંડન ઉપડી ગયો છે."

"શું તેવણ ગયા?" તેણીએ પુછ્યું.

"હા, લીલી; હવે તે સર્વે વાતોથી વાકેફ થયો છે-તે દુઃખદાયક વાત જાણે છે. આજેજ સવારે મીસ ડોરોથીનું કાગજ જોન પર આવ્યું હતું, ને તેમાં તેણીએ એમી વીશે સર્વે ખરી હકીકત લખી હતી, અને તે કાગજ વાંચી જોને એકદમ ઉપડી જવાનો વીચાર કીધો."

હવે તેઓએ થોડીક બીજી વાતો કીધી, અને એકમેકને ખરાં જીગરથી મળી, છુટાં પડવા તૈયાર થયાં.

મીસીસ રીડલે લીલીને ડીલફોર્ડમાં હમેશાં આવજાવ કરવા આગ્રહ કીધો, અને આ દયાળુ છોકરીએ ઘણીજ ખુશી બતલાવી.

"તું મારા ગરીબ ધણીને કેટલી વાહાલી છે, કે તું ડીલફોર્ડમાંથી ગયા બાદ તે એક દીવસે પણ હસ્યો નથી."

આ સાંભળવાથી તેણીને ગયેલા દહાડા યાદ આવ્યા; બુઢા મી૦ રીડલનું બોલવું અને જોનના મમતાળુ શબ્દની યાદથી તેણીને બહુ દુઃખ લાગ્યું.

આહા! ગયા દહાડા અને આ દહાડામાં કેટલો ફેર! પણ નહીં, તેણીએ એવા દહાડા સહન કરવા ધીરજ ધરી.

એક દીવસે સવારે ફ્રેંક ડીસપર્ડ તરફનો એક તાર લીલીને મળ્યો, જેમાં તેજ દીવસે સાંજે તે કાસ્ટલ હીલમાં આવનાર હતો. એમ જણાવયું હતું. જ્યારે તે આવ્યો, ત્યારે લુસી, એથલ અને લીલી સાથે સાંહાંજની ચાહ પીવા બેઠાં હતાં.

જ્યારે લીલીએ તેગની સાથે ફ્રાંકને ઓળખાણુ કરાવી ત્યારે તે બોલ્યો, "હા! હું મીસેસ (છોકરીઓ) રીડલને ઓળખું છું."

તેણે પોતાની બેઠક લુસી પાસે લીધી.

ચાહા પી લીધા બાદ લુસીએ ફ્રેંકને પોતાને ઘર, એટલે ડીલફોર્ડમાં આવવાને તેડું કર્યું, અને તેણે ખુશી સાથે હા પાડી. પછી તે લુસી અને એથને ગાડી સુધી પોહોંચાડી આવી લાઈબ્રેરીમાં લીલી પાસે આવ્યો.

"લીલી, હું જોવું છું કે હજી તેં આ આબરૂદાર કુટુંબની દોસ્તી છોડી નથી?" તેણે ટકોર ચલાવી.

"હું મારા પડોશીની દોસ્તી કેમ છોડું?" તેણીએ ઉત્તર વાળ્યો.

"પણ હું ધારું છું કે જેન સાથનું તારું કારજ તો ભાગી ગયું હશે?"

"હા," તેણીએ ટુકમાં પતાવ્યું.

"હું તે માટે બહુજ ખુશી છું, તે લુચ્ચા માણસ સાથે પરણવું ન જોઈયે."

"ફ્રેંક, શું તે લુચ્ચો માણસ છે?" લીલી એકદમ બોલી ઉઠી. "મેહેરબાની કરી એવું અપમાનકારક બોલતા ના! તમને ખબર નથી કે તેની પર કેટલું દુઃખ પડે છે!"

"મને માફ કર! લીલી, પણ—"

"પણ શું ફ્રેંક? તમો મને હરઘડીએ એટલીબધી સંતાપો ના! તેણે ડીલફોર્ડ છોડયું છે, અને હાલ લંડનમાં છો"

"ડીલફોર્ડ જરા તેને માટે ગરમ દેશ છે એમ મેં સાંભળ્યું છે," તેણે પાછી ટકોર ચલાવી, "પણ એમ નથી કહેતો કે તેને ચાબકના મારની અથવા પીસ્તોલના ધડાકાની બીક લાગતી હતી? તે અહીંથી જતો રહયો તેમાં,કંઇ શક નથી."

"ફ્રેંક, તમે એક ચાહનું કપ લેશો? હું ચંગ વગાડું?"

"નહીં, મને માફ કર, પણ વહાલી લીલી, તુંને ખબર નહીં હશે કે આજના જેટલો હું કોઈ દીવસે ખુશી થયો ન હતો, પણ અતીશ્ય દલગીર કે પેલી બીચારી છોકરી—"

"ફ્રેંક, મારી પર કૃપા કરીને ફરીથી તમો આ વીશે કંઈ બોલતા ના, તમો જાણો છો કે એ વાત સાંભળી મને બહુજ દુઃખ થાય છે."

"જો આ વાતથી તુંને દુઃખજ થાય છે, તો હું ફરીથી બોલીશ નહીં. આહા! આ ઓરડો કેવો સુંદર છે!" તેણે પોતાની વાત ફેરવી નાંખીને કહયું "મને આ સુંદર મેહેલ ખાતરજ કાસ્ટલ હીલમાં આવવાનું બહુ ગમે છે!" અને એમ બોલતાં તેણે એક છુપી હાય મારી.

"ખરેખર ફ્રેંક આ ઓરડો તમનેબી ઘણોજ ગમે છે, પણ ફ્રેંક, આ મેહેલ તમારોજ ગણી કોઈ વાતે જુદાઈ જાણ્યા વગર તમારે હમેશાં આવતા રહેવું." આ બોલો લીલીએ હસીને કહયા. લીલી પોતાના પીત્રાઈને હમેશાં માનથી બોલાવતી હતી. છેલ્લે દીવસે ડીલફોર્ડમાં બનેલો બનાવ તેણી પોતાના પીત્રાઈને કહી શકી નહીં; તેણી જાણુતી હતી કે આ સાંભળી ફ્રેંક ફકત તેણીને ચીડવશે અને ઠઠા મશકરી કરશે, એમ ધારી હાલ તો તે વાત ગુપ્ત રાખવામાંજ તેણીએ ડહાપણ જોયું. પછી ફ્રેંક લીલીને મુકીને તબેલા તરફ આવ્યો. ફ્રેંકને જોતાંજ બેન સલામ માટે પોતાની ટોપી તરફ હાથ લઈ ગયો, અને પછી તેને લીલીના તબેલા તપાસવાને માટે અંદર જવાને અદબથી જણાવ્યું.

"બેન, આરટીલરીને લાયકના ઘોડા અહીં કયે મળશે? જો બને તો હું તે માટે સારી કીમત આપીશ અને વળી હું ત્યાં પોતે જઈને જોઈશ." ફ્રેંક જોદરકારીની રૂએ પુછયું.

"સાહેબ, મી૦ ઓબ્રાયનની પાસે જુવાન ઘોડાની એક જોડ છે," તેણે જણાવ્યું, "અને ઘોડા બહુજ મજબુત છે, અને તમો જેવા તે જે કામ માટે માગો છો તે માટે તદન લાયક છે એમ હું ધારું છું."

ફ્રેંકે પોતાની બીડીની રાખ ઝકટતાં પુછયું: "શું તું ખાતરીથી કહે છે, મી૦ ઓબ્રાયન તે ઘોડાઓ વેચશે?"

"સાહેબ, હું રાત્રે જઇને તપાસ કરીશ, ~~ચાલુમાં~~ સઘલા નાવર તમારે લાયકનાં હશે તો હું તમને કહીશ, અને આ પણ બંને કાલ સવારે સાથે જઈશું."

"વારુ, તે માટે તપાસ કરજે અને કાલે આવીને મને જણાવજે કે તે શું કહે છે."

ફ્રેંક ગયા બાદ બેન તરતજ ઘોડાની તપાસ માટે ગયો. તેને મી૦ ઓબ્રાયન મળ્યો, અને બેને તેને કહયું, કે "કેપ્ટન તમારા ઘોડા લેવાને અને તેને માટે એક સારી મોટી રકમ આપવાને ઈચ્છે છે." આ સાંભળી મી૦ ઓબ્રાયન ખુશ થયો, કેમકે આજ કેટલાક દીવસ થયા તે વેચવાનોજ હતો.

"કેપટને સાંભળ્યું છે કે તમારા ઘોડા સઉથી સારા છે અને તેઓ પોતે જોવા માગે છે." તે પોહોંચેલો બેન બોલ્યો.

"કેપ્ટનની ફુરસદે ભલે તેઓ આવીને ઘોડાઓ જોય." ઓબ્રાયને જવાબ આપ્યો. અને પછી તેને દીવાનખાનામાં લઈ જઈ બીજી થોડીક વાતો કરી બેન ત્યાંથી ચાલતો થયો, અને કાસ્ટલ હીલમાં જઈને ફ્રેંકની સાથે બીજી સવારે પાછું મી૦ ઓબ્રાયનને ઘેર જવાનું નક્કી કર્યું. પણ ફ્રેંકે લીલીને આ ગોઠવણ વીશે કશું કહયું નહી.

પછી બીજી સવારે તેઓ મી૦ ઓબ્રાયનને ઘેર ગયા. ખરું કહયે તો તે મી૦ ઓબ્રાયન જેન અને એમી વિષે જેટલું જાણતો હતો તેથી વધુ તેને જણાવવા માગતો હતો, અને કહેવત છે તેમ 'આગમાં તેલ નાખવા,' તેમજ મી૦ ઓબ્રાયનનાં દુઃખમાં વધારો કરવાને, અને તેનું જેન તરફનું વેર વધારવાને હમણા એ મંડયો હતો. બેને ફ્રેંકને કહયું હતું કે મી૦ ઓબ્રાયન હજી પણ ધારે છે કે જેન અને એમી બંને સાથે હુશી ગયાં. તે બેહુને બહુજ સારી રીતે તેને આવકાર દીધો. તે ગરીબ માણસ ઘણો લેવાઇ નખાઈ ગયો હતો, અને તેનાં મોહોડાં પરથીજ જણાતું હતું કે તે બહુ દારૂ પીતો હતો અને ગુસ્સાવાલો બન્યો હતો.

બહુજ સારી કીંમત આપીને પછી થોડાજ વખતમાં ફ્રેંકે પેલા ઘોડા ખરીદયા.

કેપટન ડીસફર્ડે આપેલો એક ગજવામાં મેલતાં તે બોલ્યો, "હું તમારું કોઈપણ કામ કરવાને રાજી છેઊં."

પણ તેને કંઈ એકદમ યાદ આવ્યું હોય તેમ, તે બોલવા લાગો, "મી૦ ઓબ્રાયન, તમો કેટલા દુઃખી દીસો છો, તમારી દીકરી વિષે જાણીને હું અતીશય દલગીર છું."

"અરે તે વાત યાદ આવતાં મારું જીગર ફાટી જાય છે," ઓબ્રાયન બોલ્યો, "તે મારી વહાલી દીકરીને હું ફરી જોવા પામીશ નહીં."

"મી૦ ઓબ્રાયન, મને પણ એ નાદાન છોકરાપર બહુ ખીજવાટ છુટે છે, કારણકે તે મારી પીત્રાઈ બેહેન સાથે અદરાઈ ચુકયો હતો."

"જે બોલો હમણા તમો બોલી ગયા તે ફરી બોલશો?"

"જે હું તમને કેહેવા માગુ છું તે ખરેખરી બનેલી બીના છે: પણ જયારે મેં મારી પીત્રાઈ બેહેનને એમીનાં જોનને હાથે-થયલાં મોહોત વીશે લખ્યું ત્યારે તેણીએ પોતાનું જોનની સાથનું કારેજ એકદમ તોડી નાખ્યું." હવે તેઓ બને ઘરમાં ગયા ને જે કાંઇ ખરી બનેલી બીના ડારોથી છુપી રાખવા માગતા હતા-તે સઘળી વાત કેપટન ડીસફર્ડે બધી માંડીને કહી, જે વાત સાંભળી તે ખેડુત અતીશે ગુસ્સામાં આવ્યો.

"તે, જોન તમારા હાથમાં આવે તો તમો તેને શું કરો? કે જે સેતાને મારાં પ્યારાં બચ્ચાંને આ દુન્યામાંથી નાબુદ કીધી?"

"એ વાત તમોએ મને પુછવી નહીં જોઈએ. કેમજે હું એક સોલજર છેઊં અને સોલજરની બુધી અજબ રીતની હોય છે, અને તેઓ કોઈથી ડરતા નથી."

"અને હું પણ તેમાંનોજ એક છું" ઓબ્રાયન બોલી ઉઠયો. "કેપટન, મારું સાંભળો, હું એને હમેશાનો દુઃખી કરીશ; હું એનું લોહી પીવશ-હું એને એક કુત્રાનાં મોહોતે મારીશ,-જેણે મારી દીકરીને જીવવા દીધી નહીં-મારી એમીને-જેનું મોહોડું એક ગુલાબ જેવું હતું, અને પોતાના બાપને અતી વહાલથી ચાહતી હતી. શું તમે એમ ધારોછો કે હું મુગો બેસી રહીશ? જેણે મારી દીકરીને એક જુનાં હાથનાં મોજાની (Gloves) મીસાલે ફેંકી દીધી?"

"તેણે તમારા સપાટામાંથી બચવાને એક સારો ઉપાય યોજયો છે. હું ધારું છું કે તેણે ડીલફોર્ડ છોડયું છે!"

"હાલ તે લંડનમાં છે, નહીં વારું! હું ત્યાં જઈશ; અને એને શોધી કાઢીને ગોળીથી મારી નાખીશ, અને મારી દીકરી પછવાડે એને મોકલું તોજ મારું નામ ઓબ્રાયન સમજવું!!"

"એ તો સ્વભાવીકજ છે કે, તમને બહુજ દુઃખ લાગતું હશે; તોપણ હું ધારું છું કે હવે જોન રીડલ કોઇપણ દીવસે પોતાનું મોહોડું આ દેશમાં દેખાડશે નહીં."

પછી પેલા ખેડુતે બહુજ સખત સમ ખાધા, કે જે દહાડે જોન રીડલ પોતાનો પગ ડીલફોર્ડમાં મુકશે તેજ દીવસે તેનું ધડ પરથી માથું કપાશે, અને આ બોલોથી ફ્રેંક ડીસફર્ડે મનમાં ખુશી થઈને ત્યાંથી રજા લીધી.

પછી ત્યાંથી તે કાસ્ટલ હીલ તરફ ફર્યો, અને વીચાર કરવા લાગ્યો કે, જો જોનને મારી નાખે તો તે લીલીથી સદાનો દુર થાય.

## પ્રકરણ ૨૩ મું.

### ખેડુત મી૦ ઓબ્રાયને ખાધેલા સોગંદ.

જયારે ફ્રેંક કાસ્ટલ હીલમાં આવ્યો ત્યારે તે કયાં ગયો હતો તેની ખબર તેણે લીલીને આપી.

"મારી વાહાલી" લાઈબ્રેરીમાં જયાં લીલી બેઠી હતી, ત્યાં જતાં કહયું, "હું થોડા બ્રાંડી અને સોડા લઊં? કેમકે મને બહુજ તરસ લાગી છે."

લીલી પોતાની નજર ચોપડીપરથી ઊંચી કરતાં કાંશીને બોલી. "ફ્રેંક, તમો કયાં ગયા હતા કે તમને એટલીબધી તરસ લાગી?"

"મારી વાહાલી, એક માણસને ખાતર-જેનું નામ દેવાને મને મનાઈ કરી છે, તે નામ વગરના માણસને ખાતર આજે મને બહુજ ખમવું પડયું છે!"

"અરે ફ્રેંક?"

"મારી વાહાલી, મારો ભોલેભોલ સાચ્ચો છે, પણ હું તુને સઘળી વાતથી તેનું નામ દીધા વગર વાકેફ કરીશ. આજે સવારે આરટીલરી માટે હું થોડા થોડા ખરીદવા ગયો, ત્યારે પેલાં ઘરડા અને પોહોંચેલા એતે મને સીંહનાં મોહડામાં સપડાવી દીધો."

"હું તમારી બોલવાની મતલબ બીલકુલ સમજી શકતી નથી."

"જરા થોભ; મને સઘળી વાતોથી તુને વાકેફ કરવા દે." એમ બોલી જે વાતો મી૦ ઓબ્રાયન સાથે થઈ હતી તે સઘળી કહી. પણ લીલીને તે સાંભળવા ગમતીજ નહીં, અને તેથી તેણી બોલી:

"અરે ફ્રેંક, ફરીથી તે વાત મારી પાસે ના કહાડો. ફ્રેંક, જો તમે જાણો કે આ વાત કાઢયાથી મને કેટલું દુઃખ થાય છે, તો કદી પણ તમો ફરીફરીને મારી પાસે આ વાત કરતે નહીં."

ફ્રેંક તેણીની પાસે ગયો, અને વાંકો વળીને તેણીના હાથ પર ચુંમી લીધી.

"મારી વાહાલીમાં વાહાલી લીલી, મને માફ કર," તે બોલ્યો. "લીલી, હવે હું ફરીથી કોઈ દીવસે એ વાત કાઢીશ નહીં." પછી તે તેણીની પાસે ગયો, અને તેણીની ખાંધ પર પોતાના હાથ મુકીને કહેવા લાગ્યો:

"લીલી, તું જાણતી તો ન હશે, કે જેટલો નાખુશ આજે હું કાસ્ટલ હીલ છોડવા માટે છું, તેટલો હું કોઈ દીવસે થયો નથી."

"પણ ફ્રેંક, તમને શું રાત્રે અહીંથી ઉપડી જવાની જરૂર છે?"

"હા! લીલી, બહુ જરૂર છે; તોપણ મને અહીંથી ત્યાં જવા ગમતું નથી. પણ જો તું મારી સાથે પરણીને આવે-"

લીલીએ હસીને પોતાનું માથું હીલવ્યું. "જો મારા કાકાજી

હૈયાત હતે અને જો તેઓ પણ પરણવા કહેતે તો હું કોઇ દીવસે એમ કરતે નહીં."

"મીસ લીલી, તું હસ ના! હું હમણા ઉતાવળમાં છું, પણ ખરેખર જો તું મારી સાથે પરણે તો શું બહુજ સારૂં નહીં થાય વારૂ?"

"નહીં, હું તો નથી ધારતી કે તે એક સારૂં કામ ગણાય."

"પણ મારી વહાલી છોકરી, શા માટે નહીં? હું તુંને સર્વે કરતાં વધારે ચાહું છું, બલકે મારા જીવ કરતાં હું તુંને વધારે ગણું છું, ત્યારે નહીં થાય એવું કારણ શું? હવે તો સર્વે અખત્યાર તારા હાથમાંજ છે, અને જો ડાહી છોકરી થઈને–"

"ફ્રેંક, મુર્ખ બનો ના!"

"શું તું મને મુર્ખ ગણે છે? એ તો એક કુદરતી વાત છે. આજે વરસો થયાં મારી સર્વે આશાઓ તારીપર હતી. જ્યારે તું પેલા સાથે અદરાઈ ત્યારે હું એવો તો ગુસ્સે થયો હતો કે જાણે હું તારી સાથે કોઈ દીવસે બોલું નહીં. હવે તારા વીશે શેહેરમાં થતી વાતોને એકદમ બંધ કરી નાખ અને તારી સંભાળ માટે મને હક આપ."

"ખરેખર, હું ઈચ્છું છું કે તમે એમ નહીં બોલો."

"હું મારૂં બોલવું કેમ બંધ કરી શકું? શું હું પથ્થરનો બનેલો છું? શું લીલી, તું મારૂં નહીં માને?"

"નહીં, નહીં. એમ કોઇ દીવસે બની શકશે નહીં."

"લીલી, હું ધારૂં છું કે તારૂં અંતઃકરણ પથ્થરનું બનેલું છે. તું કેટલીબધી નીર્દય થાય છે! જો લીલી, તું એમ કરશે તો આપણ દુનિયામાં સર્વેથી સુખી જીવડા થઈશું, અને હવે તારી આ સઘળી ખટપટ મુકી દઈને એક ડાહી છોડી બની–"

લીલી પોતાનું હસવું બંધ કરી. શકી નહીં, અને તેણીએ જરા થોભીને કહ્યું, "વારૂ ફ્રેંક, તમો તમારૂં બોલવું પુરૂં કરી રહો, તેટલામાં હું જરા જઈને કપડાં બદલી આવું. આજે તમે એટલા બધા નાદાન કેમ બની ગયા? પણ કહેવત છે તેમ સોલજર અને સેલર (ખલાસીઓ) હમેશાં–"

એમ બોલી તેણી હસી પડી, અને પછી ફ્રેંકને નમીને ત્યાંથી ચાલી ગઇ.

સાંજની ગાડીમાં કાસ્ટલ હીલથી તે 'એડીનબરો' તરફ ગયો, અને તેણે પોતાનો પક્કો ઠેરાવ લીલી સાથે પરણવાનો કર્યો.

હવે આપણે મી૦ ઓબ્રાયન તરફ ફરયે, જે ફ્રેંક ગયા પછી તરતજ રાંધણીમાં મોટે મોટે ગાંડા માણસની પેઠે બરાડ મારતો ગયો, જ્યાં ડોરોથી હતી.

ડોરોથી ટેબલ આગળ ઉભી રહીને પુડીંગ બનાવતી હતી, અને જેવો ઓબ્રાયન રાંધણીમાં દાખલ થયો, તેવોજ તેણીના આટાના હાથ સહીત તેણીને દીવાનખાનામાં ઘસડી લઈ ગયો, અને બારણું બંધ કર્યું.

"બાવાજી, તમો મને શું કેહેવા માંગો છો?"

"વળી મને પુછે છે કે શું કેહેવા માંગુંછ! તું જાણે છે કે મેં આજે શું સાંભળ્યું છે? તું જાણે છે કે હમણા અહીં આવી ગયા તેવણ કોણ હતા?" તે ખેડુતે બરાડ મારીને પુછ્યું.

"હા! તેમાંનો એક ઘોડા ખરીદવા, તથા મને કહેવા આવ્યો હતો કે, મારી દીકરી કેમ ડુબી ગઈ. દીકરી, પેલો ગૃહસ્થ કેપટન ડીસફર્ડ મીસ લીલીનો પીત્રાઈ હતો, અને તેણે મને ખરેખરી સર્વે બીના કહી." તેના બાપે કહેલી સઘળી વાત ડોરોથીએ ધ્રુજતાં જીગરે સાંભલી. હવે તે પોતાનું બોલવું પુરૂં કરતાં ફરીથી પેલા બીહામણા સમ ખાવા લાગ્યો.

"તે માણસ અને હું બંને જણા એક દેશમાં રહી શકીશું નહીં. તેણે મારી દીકરીનો જીવ લીધો, અને હું તેનો લઇશ, અને જો એ અહીં ફરી આવશે તો હું એને મારી નાખીશ ત્યારેજ રહીશ."

"અરે! બાવાજી, એવા બીહામણા શબ્દો ઓચરો ના!"

"હું તે શબ્દો હમેશાં બોલતો રહીશ, અને તેમજ કરીશ," ફરીથી તે ગુસ્સાવાળા માણસે સોગંદ ખાધા. "તે હાલ લંડનમાં છે, પણ હું તેને ત્યાં શોધી કાઢીશ, હું જોન કુવાને મોહાતે મારીશ–અને ખરેખર હું એમજ કરીશ."

"બાવાજી, એમ બોલવું તમો સ્યાણા માણસને લાયક નથી." ડોરોથી બોલી, જેણી એક શાંત સ્વભાવની છોકરી હતી "બાવાજી. તમને એક બીજી દીકરી છે, જોકે તમે મને ગણકારતા વદીક નથી. ગરીબ વહાલી બેહેન એમી મરી ગઇ, અને જ્યારે હવે આપણે તેણીને મેળવવા પામશું નહી, ત્યારે તે જુવાન છોકરાનું મોત લાવ્યાથી શું ફાયદો થનાર છે, હવે તેની વાત મુકી દેઓ, કેમકે તેની કરણી તેજ બોગવશે."

"બસ! બસ! હું તેને જોઈ લઈશ," ઓબ્રાયન બોલ્યો, અને પોતાની વ્હીસકીની બાટલી પાસે ગયો, જયારે ડોરોથી તેને જોતી ઉભી. પોતે તે વાત વીશે વાકેફ હોવા છતાં તેણી કશું જોન વીશે બોલી નહીં, તે માટે તેણીએ ઈશ્વરનો આભાર માન્યો અને તેણીએ જોનનું સરનામું પણ જાણ્યું હતું, કેમકે સહવારે જોનની તરફથી એક કાગળ મળ્યું હતું, અને તેણે તેમાં પોતાનું સરનામું લખ્યું હતું. આજનું કાગજ વંચવાથી ડોરોથીની જોન તરફની દયામાં વધારો થયો.

પછી સ્યાંણી ડોરોથી પોતાના બાપને શાંત પાડવા માટે ગઈ, અને ઘોડા કોણે લીધા, તથા કેટલાએ લીધા એ સર્વે તેણીએ પોતાના બાપને પુછ્યું.

"જો તમો ઘોડાને લશકરનું કામ શીખવો તો, બાવાજી, હું ખચીત કહું છું કે, તમને બહુ ફાયદો થાય!"

આ બોલવાનો મી૦ ઓબ્રાયને કશો જવાબ આપ્યો નહીં, પણ તરતજ એક સખત હાય મારી તે ત્યાંથી બાહેર ગયો, જયાં ઘાસની ગંજીઓ થતી હતી. તેણે પોતાનું ઘરનું, તેમજ બહારનું સર્વે કામ તજી દીધું હતું. તેના મગજમાં હમેશાં પેલો સુંદર ચેહેરો એમનો હતો, જેણીએ પેલાં તોફાની પાણીમાં પોતાનો વાસો કર્યો હતો, અને જેણી વગર મોતે મુઈ હતી.

મોટેથી બધાં સાંભળે એમ તે બોલ્યો, "મેં મારી વહાલી દીકરી વીશે એમ બનવાની આશા કોઈ દીવસે પણ રાખી નહોતી." તેણે પોતાનાં આંસુઓ ખંખેરતાં કહયું, "જો તેણી સુતેલી હતે તો હું એમ સમજતે કે તેણી પાછી ઉઠશે,—અને તેં એક જુદીજ વાત થતે, પણ તેણીનું આ દયા ઉપજાવનારૂં મૃત્યુ મારેથી કેમ ખમાય?"

અને આથી કોઈ સખત દીલના માણસનું પણ અંતઃકરણ પીગળે, પણ હને મારાં એક કામ માટે ઈશ્વર મદદ આપે, અને તે કામ જોનને મારવાનું છે."

જ્યારે રાત્રે તે સુઈ જતો હતો, ત્યારે પણ તેને સુખ ન હોતું, કેમકે એગીનો ઝાચો બાંધો, ખુબસુરત મોહડું, અને તેણીની નરમાશભરેલી આંખોથી આવીને પોતાના બાપને ચુંમી લેતાં સ્વપ્નામાં હમેશાં, બલકે દરરોજ તે તેણીને જોતો હતો.

[ચાલુ છે.] ગુલબાઈ ખુરસેદજી ભુજવાલા.

## ડોસાં એગેથાની શોધ.




રે ખોદા પનાહમાં રાખે! જ્યારે આપણા ધર્મગુરૂ જેવા ધર્મગુરૂજ પાપનું કામ કરે, ત્યારે નહીં શું બીજા એ કરે?" કોરડી આંખો કટકાએ લુછતાં બુઢ્ઢાં એગેથાબાઇએ અફસોસ કીધો.

"શું થયું તે કાંઈ કહેશો એગેથા, વળી કોણ ઉપર પાપનું બોહતાંણ મુકાવ્યું છે?" એગેથાની પડોસણ બર્થા ત્યાં આવી બેઠી અને બોલી.

આ નાની વાર્તા આગળ ચાલે તે આગમજ જાણવું જરૂરનું થઇ પડશે કે, એક નાનાં ઇંગ્રેજી ગામડાંમાં સફાઈદાર છુટાં છુટાં નાનાં ઘરોની હાર આગળ ઘરની બહાર ઝાડોની ઘટા હેઠળ બાજઠ તળે આ ત્રણ પરવારેલી પડોસણો દરરોજ ગામ ગપાટાની વાતચીત કરવા આવી એકઠી મળતી. તે ત્રણે જણાંઓ બુઢ્ઢાં હોવાથી કાંઈબી નવી વાત જાણવાને ઘણાં આતુર હતાં, અથવા તો કાંઈ નવી વાતનો બુટ્ટો ઉભો કરવાને આતુર રહેતાં. આપણી મુંબઈની કેટલીક કોલઇ બુઇઓ મીસાલ એક વાતનું બોટુ તેમને મળવું જોઇએ, પછી તે ઉપરથી આખાં ગામડાંની નીંદા ચાલે. આજે એગેથાબાઇને કાંઈ બોટુ મલ્યું હતું, જેથી તેઓ ટકા ચડાવી વાત ચલાવતાં.

તેવણ પોતાની સહીઓમાં એક ખબરનું ખોખુંજ ગણાતાં. "અરે બર્થા, સહમજોછો કે, અફસોસ! અફસોસ! હવે તો ધર્મગુરૂઓએબી પ્રપંચ કરવા માંડયાં છે. હવે શું બાકી રહયું?" અને વળી મુકી આંખને છુપાવવા—અરે લુછવા—રૂમાલ ઉપર દોડી ગયો.

"પણ શું થયું, કાંઇ કહેશો કે અમથાંજ રડયા કરશો? અમુને કહેવાની કે અમેબી તમારાં દુઃખમાં ભાગ લઇને રડયે." હવે વધુ ન ખમાવાથી બીજી પડોસણ કેમીલા પુછવા પડી. એગેથા ઢોંગ કરતી ઘડી ઘડી સુકી આંખો લુછતી તે તેણીથી ખમાયું નહી.

"લે વરી હજી પુછોછ? તે તમુને માલમ નહી કે આપણા પાદરી—પાદરી"

"હા બોલોની એગેથા, પાદરી હાવડેં શું કીધું?" બર્થાએ પુછયું.

"અરે તોબા, તોબા, ધર્મની શીલસુરી સહમજાવનારૂં આદમી પોતે એમ કરે?"

અને હજી જ્યાંની ત્યાં ને જ્યાંની ત્યાંજ; ડોસી એગેથાએ વળી આંખોમાંનો ખ્યાલી ભીનાસ લુછવા માંડયો.

"અરે તમારૂં ભલું. ચાયરે તમારૂં, લે ચાલો, હું તો જાવું છું, તમે નહી કહેતાં તો પાદરીની બાયડી હેનાને પોતાનેજ પુછું કે તેના ધણીએ શું ચોરી કીધી?" બર્થા ફફડી ઉઠી.

"તે બીચારી ગરીબને કાંઈ એમ પુછાય? તે તો જાણતીબી નહીં હશે," એગેથા વચ્ચે પડી "આપણાં આટલાં સરખાં ગામડાંમાં બુમ ઉડી છે કે ખોટા સીક્કા પાડનારાઓ અહીં છુપાય છે. તેઓ કોણ છે તે મેં અંતે શોધી કાઢયું છે. કોઇ વાત બહાર નહી કાઢે તો હું કાહુ. એ સીક્કા પાડનાર તો આપણા ધર્મના ઉપાધ્યા પાદરી હાવડે પોતે છે."

"છટ છટ, તમે કેમ જાણ્યું એગેથા?"

"પણ એ વાત છુપીજ રાખજો; જુઓ હું તમને કહું, મે એ શોધ કેમ કીધી તે; બે ત્રણ દહાડાની વાત ઉપર હું મારી બારી આગળ રાતે બેઠી હતી. ઓરડાની બની મેં બુઝાવી નાંખેલી હતી. થોડો વખત હું બેઠી તેટલાં ચાંદરણામાં મને બહાર દેખાયું કે એક શખસ નાક સુધી મોટી ટોપી ઉતારી ઝાડોની અંદર ભરાતો છુપાતો આઘું પાછું દેખતો સંભાળથી આપણેથી થોડેક દુર આવેલું ચેસ્તરનું જે લાંબા વખત થયું ખાલી મકાન પડી રહયું છે તે તરફ ગયો.

મેં તે આદમીને તરત ઓલખ્યો. તે આપણો પાદરી હાવડે હતો. ત્યારપછી તે ખાલી ઘરની બારી નજદીક બતીનું અજવાળું દેખાયું, અને જરાવારમાં કાંઇ ભારી ઠોકા થયા. પછી બારીમાંથી ધુમસ જેવું ધુમાડાનું પડ દેખાયું."

એગેથા ઉપનું બોલતી તે વેળા તેવણની બેઉ સહીઓ ડાચું વકાસી સાંભળતી.

"મરેરે, એમ હોય કે? આવો ભલો, આવી ઉત્તમ સલાહ અને ઉપદેશ આપનારો પાદરી પોતેજ પાપનું કામ કરે! ચોર ને ઠગ લોકો ઉપર ફીટકાર નાંખી બોધ દેનાર રાતની વેળાએ પોતેજ ચોર ઠગનું કામ કરે!" એમ બોલી કેમીલાએ શકનું ડોકું ધુણાવ્યું.

"હવે બાકી શું રહયું છે, રાતના એક જણ ભરાતું સંતાતું જાય, ખાસ નાક લગી ટોપી ઓઢેં, કે ઓલખાય નહીં. અંદર જવા પછી બતી થાય, પછી કાંઇ કરવા ચુલો સલગાવ્યો હોય તેવો ધુમાડો થઈ રહે. પછી વળી સીક્કા

પાડવાના ઘોકા સંભળાય છે તેવા ઘોકા સંભળાય, તો પછી માનવાને આંચકીજ કેમ લાગે?" એગેથા ઠરાવથી બોલી. "અફસોસ, અફસોસ, આવો ભલો પાદરી આવું કામ કરે?"

"આપણે પાદરીને ત્યાં જ્યારે જઇએ છીએ ત્યારે તેની બાયડી હેનાનું સદાનું રડતું મોંહ અને આંખ રૂંધેલી ઊહવાયલી જેવી જોઇએ છે તેનું કારણ એજ હશે. ત્યારે એ પાદરી તો કેહો બકરાંના વેશમાં કોહલું દેખું?" હવે કેમીલાએ તર્ક બાંધી.

"પણ તેનું કારણ હેના હમેશ આપણને કહે છે કે તેણીનું માથું દુખે છે, અને આંખ નબળી છે." બર્થાએ જણાવ્યું.

"તે તું નહીં સમજે. રાતે બીચારી ફકર ચીંતા કરી ઉજાગરો કરતી હશે તેથી માથું દુઃખે અને પોતાના ભુંડા વરની દગાઇ ઉપર રડતી હશે તેથી નજર નબળી થઇ જાય, તેમાં શું નવાઇ?" એગેથાએ પોતાનાં ખાલી ભેજાંમાંથી સમજ આપી "હા, હા, એમજ, તોબાહ! ત્યારે આજવેર આપણે એના ધર્મ ઉપર છેતરાયાં. એ બહારથી તેવું તેવું બોલતો ખરો, પણ અંદરથી તો આવો પાપી નીકળ્યો. હવે એનું આપણે કેમ કર્વું?" કેમીલા નીસોસ ખેંચી પુછવા પડી.

"આપણા બેઉનાં કરતાં એગેથાએ ઘણાં વર્ષ કહાડયાં છે, તેથી એવણ જે સુચવે તે કરવું." બર્થા બબડી.

"નહીં, કોઇ ઘણાં વર્ષ નહીં, બે ત્રણ, કે એકુ બે વર્ષ વધારે હશે."

એગેથા ડોસાં જેવણે સાહાઠ શીયાળા જોયલા, તોપણ પોતાને જવાન કહેવરાવવા તેવણે કાંરીને ધીમા અવાજે કહયું:

"તમે જોયું તેમ થોડા દહાડા આપણેથી ભરાઇને જોઇએ, તેટલાં એ વાત કોઇને કહેતાં ના. પછીથી બીજાંઓને જણાવીશું અને બીજાં વધુ માણસો લઈ તેઓને પકડાવવા ચેસ્તરનાં ખાલી મકાન ઉપર હલ્લો કરીશું."

આ વાતને બીજી બેઉ કનવારબોરીઓએ છટ ટેકો આપ્યો. બે ત્રણ રાત સુધી બરાબર રાત્રે સાડા આઠ વાગે તેઓએ પાદરી હાવર્ડને મોટો દગલો, તથા ટોપી, પેહડી ઝાડો હેડેથી ચેસ્તરનાં મકાન તરફ ચાલી જતાં જોયો. બરાબર બતી નવ વાગતે બારી નજદીક જણાતી, પછીથી પેલા મજબુત ઘોકા તે ડોસાંઓ સાંભળતાં.

"બસ હવે પાદરીજી સાહેબ, હવે તમારી પાંજી આવેલી જાણજો." ત્રીજે દીવસે તેને જતો જોઇ એગેથા બબડી. તે ત્રણે જણાં એગેથાના ઓરડાની બારીમાંથી ચીમાઇને જોતાં હતાં. તે બતી ફક્ત તેણીનાંજ મકાનમાંથી જણાતી.

ચોથે દીવસે રાતના સાડા આઠ વાગે એગેથા, બર્થા, અને કેમીલાએ કેટલાક કહેવાતા બહાદુર લોકોને તે ઠગ ધોકા પાડનારાઓનું છુપું મકાન કયાં હતું અને તેઓનો વડો પાદરી હાવર્ડ હતો તે બધું, અલબતે મરી મસાલા સહીત કહી, પોતે તેને જતાં જોયો હતો તે સર્વે જણાવી, કેટલાકોને તેઓને એકદમ જઈ પકડવા માટે તૈયાર કીધા.

વરસાદ ને ઠંડી તો કહે જે મારૂં કામ; તેવી કકડતી ઠંડીથી એગેથાનાં મોહડાંમાં બાકી રહેલા ત્રણ દાંતો એકેકસે અહડાઅહડી કરતા; જ્યારે બીચારી કેમીલાનાં હાડકાં કોકટમાં ઠંડીથી કકડતાં, અને બર્થાએ વરસાદની ઝરીથી બચવા જે છત્રી ઓઢી હતી, તેમાં એક જબરૂં બાકોરૂં હતું, જે વાટેથી વરસાદની ધીગી ઝરી અવારનવાર તેણીનાં લાંબાં નાક ઉપર પડી તેણીનું બુઠ્ઠું હાડ દર પલે ધ્રુજાવતું. આ ત્રણ કોકટ માસીઓએ પોતા સાથ ત્રણ મરદોને લીધા હતા, જેઓ હીંમતે મરદાં હતા! તેઓમાંના એકે સાવચેતી ખાતર બે રાઇફલો પોતા સાથ રાખી હતી, પણ તે તેના બાપદાદાના વખતની ડોનકવીક્ઝોટના જેવી તેજી હોવાથી તે દર પલે ફીકર કરતો કે રખે તે કીંતાયલી રાઇફલો આઇતી વખતે કામ નહીં લાગે. બીજાએ એક મોટો ડાંગોલો ધર્યો હતો, જે એટલો ભારી હતો કે તેને હર કદમે જમીન પર મુકયા પછીજ તેનાથી દમ લેવાતો, જ્યારે ત્રીજાને હાથ કાંઈ ન આવ્યાથી તેના હલકા ગીજાજમાં આજે નક્કી માર્યો જવાની બીકથી તેના લાંબા પગનાં ગુંહણો એકદમ નબળાં મારી જઇ એક બીજાં સાથે ખુબ અહડાઇ મરતાં, જ્યારે એ બીચારો પોતાના હથ્યારબંધ થયલા પેલા દોસ્તોની વચ્ચે ચાલતો, અને આ રમખાન ઉભું કરનારી પેલી ડોસીઓને મનમાં હજારો હજાર કહુવા દેતો કે "અરેરે, આ કમબખત ડોસીઓના કહેવા પર નાહક માર્યો જઇશ. આજ આ પંચાતમાં આવ્યોજ ન હતે તો ભલું થતે." અતે આ નાનું સરઘસ આગળ વધ્યું.

થોડા વખતમાં ચેસ્તરનાં મકાનની પાછળ આવીને તેઓ છુપાયાં. તેઓએ પાદરી હાવર્ડને બેદહેશત ચાલી જતો દીઠો. તે અંદર ગયો. થોડા વખતમાં પાછળી બાજુના ઓરડાની માલ ઉપર બારી આગળ તેઓએ બતી જોઇ. તેઓએ ઠોકા પડવાની રાહ જોઈ, પણ આજે તે અવાજ નહી આવ્યાથી થોડા વખતમાં તેઓ સંતાવાની જગાએથી બહાર પડી મકાનના દરવાજા આગળ આવ્યાં. અલબતે ત્યાં બતી તો હતીજ નહીં, એટલે તે મકાન અંધારૂં જોઈ પેહેલાંજ બધાંઓની છાતી ઉપર પથરનો ભાર પડયો હોય તેમ લાગ્યું. "તમો વડા માણસ આગળ ચાલો સાહેબ," આ ત્રણ મરદોમાંના એકે બીજાને મોગલાઇ ગતથી તાર્જીમતવાજથી આગળ વધવાનું માન આપ્યું. "અરે નારે સાહેબ, તમેજ પેહલાં ચાલો." અંધારાં મકાનમાં આગળ વધવાનું માન બીજાને ઝેર જેવું લાગ્યાથી તેણે પેહેલાને કહયું, જે વેળા પેલા ત્રીજા બાપડાનાં ગુંહણ ઘણાંજ ઠકરતાં કે રખે તેના દોસ્તો તેને એ માન ખાટવાની અરજ કરે.

"તમે મી૰ બ્રુસ, તમેજ આગળ વધો સાહેબ, મારી આંખ ઘણી નબળી છે, તે વખતે અંધારામાં મને દગો દેઇ આયંદે આપણને ફસાવે તેની મને ફીકર છે."

"પણ-પણ તે સાહેબ મને તો એવાં એવાં મકાનોમાં કાંઇ દેખાય તો બેહોશ થઇ જવાની ટેવ છે, તેમ બેહોશ થઈ જાઊં તો તમે—"

"ચાલો મારી પુઠે આવો, તમો બધા બીહોછો એ હું સમજું છ." હવે એગેથા જેવણે આ વરઘોડો ઉભો કીધો હતો તેવણુજ હીંમત કરી બહાર પડયાં. અંધારાંમાં ત્રણ દોસ્તો કાંઇબી ગડબડ કર્યા વિના તેઓની પુઠે સઘલાં માળ ઉપર ચોરને પકડવાં ચહડયાં. એક સામા ઓરડાનો દરવાજો બંધ હતો તે એકાએક ચોરને પકડવાની મકસદથી એગેથાએ ધડાક દઇને ખોલી નાખ્યો. અંદરથી તેમની નજરે પેહેલીજ તકે શું દેખાવ પડયો?

એક નાની ઓરણ ઉપર એક મોટો દગલો અને પાટલુન મુકેલાં હતાં, જે પાદરી હાવર્ડનાં હોઓ એમ તેઓએ પીછાન્યાં. ઓરડો ધુમાડાથી માણસને ગુંગળાવે તેવો થઇ રહયો હતો. એક ઇઝીચેર ઉપર એક શખસ અજેટાયો હતો. તેનાં આંગપર ફલાનેલનું ખમીસ, અને લાલ પાટલુન સીવાય બીજું કાંઇ ન હતું. તેને પાદરી હાવર્ડ દાખલ ઓલખ્યો. દરવાજા ખોલ્યા તેજ પળે તેણે એક ધભરાતનો પોકાર કરી અંદર આવેલાંઓને જોયા વીના એક બારી ઉપર ચહડી નીચે પટકાવી દઈ નાહસી જવાનો વીચાર કીધો. તેજ વખતે ઓરડામાં પાદરી સીવાય બીજા કોઇને ન જોઈ બહાદુરીથી બધાં અંદર દોડી આવ્યાં.

પેલી ત્રણે જાણીતી થયલી કોકટ કોલી ડુઇઓને—ગામની કનવાર રાખનારી આ ડોસીઓને જોઈ પાદરી હાવર્ડને ધીરજ આવી. તે પોતાના ડ્રેસમાં ન હોવાથી શરમાઇ ગયો, અને ઝપાટામાં દગલો લઇ આંગ ઉપર ઓઢી, આ બધાનું શું કારણ હશે તે જાણવા તૈયાર થઇ ઉભો.

"હવે તમારા ઢોંગની હદ થઇ, કાલે પોલીસને હાથ તમને જવું પડશે!" એગેથા ડોળા કકડાવી ગુસ્સાથી બોલી.

"તે શું મારાં બાઇ?" પાદરીએ પોતાની ઢપે પુછયું. એગેથા કાંઇ બોલવા જાય તે આગમજ એક હીમતવાન તેઓ તરફથી બહાર પડયો અને બોલ્યો:

"તુને શરમ નહીં આવી? ખોટા સીક્કા પાડતાં પકડાઇ જવાનીતો નહીં, પણ ખોદાનોબી ડર નહીં કીધો?"

"આપણને તો બા કાંઇ સહમજ નહીં પડતી, બેસો બાઇઓ, બેસો બાઇઓ, અને આ વરસાદની કકડતી સરદ હવા ફુંકતી રાતે તમે મને અહીં શું સહમજાવવા આવ્યાં છો તે ધીરેથી સહમજાવો." એમ બોલી પાદરી સાહેબ પાછા ઇઝીચેર ઉપર ખાસી તરેહ ગોઠવાયા.

પેલી ડુરાઇઓએ બેસવા ઇચ્છયું, પણ કાંઇ બેઠક મળે નહીં, એટલે ઉભાંજ રહયાં, અને ઉંઘ આવતી હતી કે શું તે દર પળે બોખું ડાચું વકાસી અવાથી ખાવા લાગ્યાં, જેટલાં પાદરીને તેનો ગુનાહ સહમજાવતો એક જન ઉભો.

"આપણાં ગામડાંમાં ખોટા સીક્કા પાડનાર આવીને બનાયા છે તેની અફવા ખરી પડેલી અમે હવે જોઇયે છે. તે ચોરમાંના તમે એક છો, પાદરી સાહેબ, તેની સાબેતીમાં આ એકાંત મકાનની અંધારી ઓરડીમાં બતી, ધુમાડો, અને વળી આ ચુલો પણ સલગેલો અમો જોઇયે છે. તમો દર રાતે અહીં આવો છો તે અમોએ જોયું છે, જ્યાર પછી કાંઈ હોકડાકબી અમને સંભળાઇ છે. તેમાં સાક્ષી આપનાર આપણાં ગામડાંનાં આ જાણીતાં બાઇઓ અને મરદો છે."

"હા, હા, હા, હા! બાઇઓ, તમારી મોટી ભુલ છે. હું અહીં ખોટા સીક્કા પાડવા આવતો નથી. ભલાં માણસો, ખોટા સીક્કા કાંઇ મારાથી એખલાથી થાય?" પાદરી હસીને બોલ્યો.

"તે ગમે તે હોય, તમુને સાબેત કરવું પડશે, ચોર અને ઠગ થયા હવે શરમ ભરેલું જુઠું બોલવાનીબી હીંમત કરોછો?" શુર ઉપર ચહડેલાંઓ બોલ્યાં.

"બાઇઓ, બાઇઓ, જરા ધીરાં પડો, તમો ચોરને પકડવાની ઉમેદમાં નીરાશ થયાં, તેથી હું દલગીર છું. હું અહીં સીક્કા પાડવા આવતો નથી."

"ત્યારે શું કરવા અહીં અંધારાંમાં ખાલી ફાંફાં મારવા આવો? કાંઇ કોઇ ઉપર દાવપેચ તો નથી રમવા આવતા?" એક ડોસીએ પુછ્યું.

"નહીં, તેમબી નથી."

"ત્યારે કાંય?—"

"હું અત્રે દરરોજ બીડી પીવા આવું છું." પાદરી બોલ્યો.

"બીડી!" સઘળાંઓએ નહીં માનતાં હોય તેમ તુચ્છકારથી આ શબ્દ હસી કાઢયો.

"હા, હું બીડી પીવા આવું છું. જેમ દરેક માણસને કાંઈ કાંઇ નબળાઈ હોય છે, તેમજ મારી આ એક નબળાઇ છે કે રાતે પુરતા જથામાં બીડી પીધા વીના મને ઉંઘ આવતી નથી. મારાં ઘરમાં બીડી પીવાને એક ખાસ ઓરડો જુદો નથી. મારાં મકાનમાં બીડી પીવું તો તે મારી બાયડી ખમી શકતી નથી. મારી હેનાની તબીયત નાજુક હોવાથી બીડીના ધુમાડાથી તેણી તુરત કંટાળે છે. વળી એ ધુમાડાથી તેણી ફરયાદ કરે છે કે, બધી કુરતનીઓ કાળી થઇ જાય છે, અને ઘેરમાંથી વાસ જતો નથી. જેથી હું દરરોજ અહીં આવી એક દબો બીડી પીને ખાલી કરું છું." પાદરીએ ધીરેથી ખુલાસો કીધો.

"પણ ત્યારે ઠોકા શાના સંભળાય છે? વળી આ ચુલો શાનો?" વેહેમી થયલી એગેથા હજીબી ફજેત નહીં પજાં કારણો પુછવા લાગી.

"ઠોકાનું કારણ તો બાઇ, અત્રે ઠંડી ઘણી હોવાથી હું આ નાના છરાએ લાકડાં બાંઝી આતશ સલગાવું છું, જેથી ઓરડામાં ગરમી રહે. કેટલીક વેળા ઘેરથી મોટા કોલસા લાવી મુકું છું, તે પણ બાંઝી ચુલો સલગાવી ઓરડા ગરમ કરી બતી સલગાવી બીડી પીવા બેસું છું. એક કલાક પછી એક દબો ખાલી કરી ઘર જાઉં છું. મારી હેનાએ મને આ મકાનમાં બીડી પીવાનું સુચવ્યું. હવે બા-

ઇઓ, તમો ઘર જઇ, તે પાક પેદાના કરનારને યાદ કરી બીછાંણે જાવો તો હું મારો ડ્રેસ કરી મારે ઘર જાવું. આ મેં પીધેલી બીડીનો ઢગલો જુવો."

બધાં ફજેત થયાં. ઉતરેલે ચેહરે ચોટ્ટી બીલાડીઓ માફક સઘળાં પાછાં ફરયાં. દાદર ઉપર દરોરો, પછી દરવાજામાંથી બહાર પડયાં તેજ વખતે કેટલાક છોકરાઓનાં મોટાં સરઘસે તેઓને હુરરેના પોકારોથી વધાવી લીધાં, જેઓ ત્યાં છુપાઇ રહયા હતા. જેમ મુંબઇમાં કેટલાંક પરવારતાં ડોસાંઓએ નવાં સુવાવડખાનામાં ભુતના ચારલો ખાલી પોકાર આસપાસ ફેલાવ્યો હતો તેમજ એકને કાનથી બીજાને કાને વાત થતાં, તે ગામડાંનો પાદરી ખોટા સીક્કા પાડે છે એ વાત તે દહાડે આખાં ગામે જાણેલી હોવાથી—વળી આજે પાદરીને તે મકાનમાં પકડવામાં આવનાર છે તેથી જાણતાં હોવાથી, મસ્તીખોર પોરયાઓનું એક મોટું ટોળું તેઓની જાણ વીના છુપી રીતે ત્યાં આવ્યું હતું. તેઓએ બધો ખુલાસો સાંભળેલો હોવાથી ચોર પકડવા ગયલાંઓનો હુરયો કીધો. હુરરે! હુરરે! ખોટા સીક્કા પાડનારાઓને હીંમતથી પકડનારાં બહાદુર બૈરાં માતીડાઓની હીંમત ઉપર આફ્રીન! હુરરે! હુરરે! બેવો! આ ફેસ્તો ન ખમાવાથી, રાતોરાત આ વાતનું મુળ કારણ તે નીંદાખોર એગેથા પોતાનાં કોઈ મુવેલાં માસી છવતાં થયાં કે શું તે તેમની ખબર મલવે શેહેર છોડી સો માઇલ દુર જઈ વસ્યાં.

પાછાં ફરવાની તેવણે બીલકુલ ઉતાવળ કીધી નહીં. તેણીની કીધેલી ટેકડી અને મશકેરી સાંખી જવાનું હવે બુઢાપામાં તેણીમાં જોર હતું નહીં.

બીચારા બ્રુસે પોતાની વાડીમાં થતા મોટા પટેટાનો એક મોટો જથો પાદરી સાહેબ ઉપર મોકલાવી તેવણ સાથ પાછી દોસ્તી કરી નાંખવાની પેરવી કીધી, અને કેમીલાને જેમાંનાં એક મોટાં સરસ બનાવટનાં પનીરની ચક્રીએ પોચેસ્તર શેઠાણીનો પસ્તાવો જાહેર કરવા પાદરીનાં પીજરાં આ ...માં જગ્યા લીધી.

આવ્યો. બે ...ક ઉપર તે દહાડે વરસાદજીએ છત્રી મારતેઓએ પાદરી ...લાવ્યો હતો તેની રૂહે તેવણને જબરી ટાઢ હેડેથી ચેસ્તરનાં મ...થી પંદર દહાડા બીછાણાંમાં પડી રબતી નવ વાગને બારી તે ખાલી મકાનમાં બીડી પીયે છે; મજબુત થોકા તે ડોસાંઓ નથી.

"બસ હવે પાદરીજી સાહ મેહેરબાનું કાવસજી દાવર. જાણજો." ત્રીજે દીવસે તેને જ...

ત્રણેડે જણાં એગેથાના ઓરડાની રાણીના ...સાથે જોતાં હતાં. તે બતી ફક્ટ તેણીનાંજ મંકો જમણી બાજુએ ...

ચોથે દીવસે રાતના સાડા આઠ વાગે એમ રીક્કાપર ... કેમીલાએ કેટલાક કહેવાતા બહાદુર લોકોને જ્યોરજનું ...ની બા... ...ડનારાઓનું છુપું મકાન ક્યાં હતું અને તે... ...ઇ ...ી હાવર્ડ હતો તે બધું, અલબતે મરી મસાલા.



## લગ્નનાં સુખમાં નીરાશ થયલાંઓને બે બોલ.

"જેઓમાં સબુરી નથી, તેઓ કેવાં ગરીબ છે! કયો જખમ ધીમે ધીરે રૂઝ આવતો નથી!"—Shakespeare.

"હમણાં મેં બાગમાં ફરતાં નાશ પામેલા માળાને પડી ગયલો દીઠો, અને જુઓ પેલાં સંતાળી પક્ષીઓ જબર ફરયાદ કરવે ફરીથી નવું રહેઠાણ બનાવવામાં રોકાયલાં છે."—Longfellow.



માણસના સૌથી સરસ મનસુબાઓ કંઇ પણ પરીણામ આવ્યા વીના હવામાં ઉડી જાય છે. આપણામાંનાં કોઇબી વગર ચુકનાં હોય શું નહીં. જીંદગીના સાથીની પસંદગી કરવામાં ઘણી સંભાળ લેવા છતાંબી વારંવાર લગ્નનાં સાટાં નીષ્ફળ નીવડે છે. હજારે એક માણસ ઘોડાની પરીક્ષા કરવાને શકતીવાન હોય છે, પણ માણસાઈ ખવાસતી પરીક્ષા ભાગ્યે દશ હજારે એક માણસ કરી શકે છે. અને કદાચ જો તેઓ સહમજીબી શકતાં હોય, તોબી ખરા સ્વભાવ અને ગુણોથી લગ્ન અગાઉ પુરતાં વાકેફ થવાની થોડીજ તક મલે છે. અસલની તવારીખની એક દંતકથા ઉપરથી આપણને માલમ પડે છે કે, રહોદય નામે એક સુધરેલી મંડળીની પ્રીંપશાયન ખુબસુરતી એક વેળા નાહવા બેઠી હતી, ત્યારે એક ગરૂડ પક્ષીએ તેણીનું એક બુટ ઉંચકી લઇને સેમેટીકસ નામે રાજા આગળ લાવી મેલ્યું. તે સુંદર બુટને જોઇ તેણીના પગ ઉપર મોહી પડયો અને છેલ્લે એ બંનેની માલેક સાથ પરણ્યો. આપણાં નીર્દોષ જોડાંઓનો મોટો ભાગ જેઓ લગ્નનાં નહીં જણાયલાં મુલકમાં પોતાનું નસીબ શોધવા જાય છે, તેઓમાંનો મોટો ભાગ એક બીજાંની ખુથી ખાગીઓથી ઉપલા રાજા રાણીના જેટલાંજ બીનવાકેફ હોય છે. અને વળી અદરાયા પછીની ચાલચલણ લગ્ન પછીની ચાલચલણ કરતાં એટલી તો જુદી રાખવામાં આવે છે કે પાછળથી ગરીબ બીચારૂં નસીબ બદનામ થાય છે.

પ્લેતો કહી ગયો છે કે, લગ્નમાં એક સ્ત્રી અને પુરૂષને અર્ધ ગોળો કહેવાય. નીષ્ફળ નીવડેલાં લગ્નો, તે ખોટા અર્ધ ગોળાનો જમાવ છે. કે જો ખરા સાથીઓ મલે તો બાળકોની વાર્તામાં આવે છે તેમ, છેલ્લે સઘળાં સુખી થાય. આ વાતમાં ઘણી સચ્ચાઇ છે કે, આપણી દુનિયામાં દરેક માણસ માટે એક સ્ત્રી બનાવી છે. પણ તેઓ વખતસર ...જ મલે છે. જો તેમ ન બને તો આપણી વાર્તાનાં લખનારાઓનું શું થાય?

પણ શું સુખી લગ્નો નીવડવા માટે ખોટી અડચણો નથી ઉભી થતી? ખરાં જોડાં શું કરવા વખતસર મલતાં નથી? કારણકે પૈસા, લોભ, અદેખાઇ, ધીક્કાર ઈત્યાદી બુરી લાગણીઓ વચ્ચે નડી તેમને એક બીજાથી દુર કરે છે.

આ ખરૂં છે કે તુરતનાં પરણેલાં જોડાંઓ જરાકબી તોફાનની અસર દેખાતાં, ચીંતા અને જંજાળમાં પડે છે. આપણે જીંદગીમાં અકસર કરી લગ્ન પછી ઘણાં સુખની આશા રાખ્યે છીયે. જ્યારે તે વખતની આગમજ આપણે હવામાં કીલ્લા બાંધ્યે છીયે, ત્યારે ધાર્યે છીયે કે સ્વર્ગની આ બાજુએ એવી સરસ સ્થીતી બીજી કોઈ ન હશે; અને જ્યારે ખરી જીંદગી ચીંતા અને જંજાળ સાથે આવી પડે છે, ત્યારે તે હવાઇ કીલ્લો ઘણાં જોશ સાથે તુટી પડે છે. દુનિયામાં ભોગવવી પડતી અડચણોમાંથી આપણે મોકળાં રહી શકનારજ નથી એવા વિચાર સાથ પરણેલી જીંદગી શરૂ કરવી વધુ સારી છે.

છોકરીઓ, હવે જે લોકો માથે હોરી લીધેલી ચીંતામાં આવી પડયાં હોય તેમને બે બોલ કહેવા દેવો. જે લોકો ધારણ કરેલી નહીં પણ ખરેખરી પીડામાં આવી પડયાં હોય, તેઓએ જે બન્યું તે ન બનવાનું થનાર નથી એમ મજબુત મનમાં ઠસાવી, ધીરજને પોતાનું ધન કરવું જોઇયે. તેમની કંગાલ્યત છુપાવવાથી તેઓ વધારે સભ્યતાથી પોતાના દહાડા કહાડી શકશે. ગમે તે થાય, પણ કદીબી આપણને દુઃખી કરનારના મીત્રો અને સગાં વહાલાં આગળ દીલાસા માટે જવું નહીં. તેઓ તેની તરફથી તરેહવાર બહાણાં કહાડશે, અને તમારી હસી કરશે. તમે કદી એક જુવાન શખ્સનો દાખલો સાંભળ્યો છે? તે જ્યારેબી પોતાની બૈરીના બાપને મલતો ત્યારે તેની દીકરીના ખરાબ સ્વભાવ માટે ફરયાદ કરતો હતો. અંતે તે બુજોર્ગ ગ્રહસ્થે પોતાના જમાઇની ફરીયાદથી કંટાળીને કહયું: "તમે તદ્દન ખરા છો, તેણીના જેવી નફ્ઠ નારી મેં કોઈ જોઈ નથી, અને જો હું તેણીની વધુ ફરીયાદ સાંભળીશ તો હું મારા વારસામાંથી તેણીને બાતલ કરીશ." કોઇબી રીતે એવી ફરીયાદ કરવાનું હીચકારાપણું બતાવવા કરતાં ઘટતી મગરૂરીને આપણી મદદે બોલાવવી વધુ સારી છે. "આપણે માણસ જાત," જયોર્જ એલીયત કહે છે, "પુરૂષો અને સ્ત્રીઓ, આપણા નાસ્તા અને ખાણાંના વખતની વચ્ચે ઘણી નીરાશી ખમવી પડે છે, આપણાં આંસુઓને પછાત રાખ્યાં છે, આપણું મોંહ ફીકું દેખાએ છે, અને સવાલોના જવાબમાં કહીયેછ કે "કાંઇ નથી." મગરૂરી આપણને મદદ કરે છે, અને જયારે તે આપણને થએલી ઇજા છુપાવવામાં સહાય થાય છે, ત્યારે તેમાં કશું ખોટું નથી. આપણે બેડીમાં સપડાએલાં હોઇયે, પણ તે સાંકળનો અવાજ બાહેરનાં લોકોએ સાંભળવો ન જોઇયે. આ ડહાપણ સુખને માટે પસાર થાય છે.

"બીદી," દીન સ્વીફ્તે એક દહાડે પોતાની રાંધનારીને કહયું: "તેં આ મટનનો કડકો બગાડી નાખ્યો છે, એ લે અને સુધારી લાવ"

"મેહરબાન સાહેબ" તેણીએ જવાબ દીધો, "એ નહી બની શકે તેમ છે."

"ઠીક, ત્યારે આ ઉપરથી ધડો લેજે, અને એવી ચુકો ના કરતી કે જે સુધારી શકાએ નહીં."

ખરેખર, લોકો જો અગત્યની બાબદોમાંબી સુધરી ન શકે એવી ભુલો ન કરે તો તેમના હકમાં કેટલો ફાયદો થાય? દલગીરીનું જારી રહેવું અને દુઃખની વધતી ઓછી અસર આપણાં પોતા ઉપર આધાર રાખે છે. "જો તારી પાસે કાંટાઓનું બંડલ હોએ, તો તેથી કાંઇ તેં તેની ઉપર બેસવું જરૂરનું નથી." અને વળી આપણે ભુલી નહીં જવું જોઇયે કે, ખોદાની શક્તીમાં અને વખતમાં એવી અજાએબ જેવી શક્તી છે કે જેથી જેમ આપણી દલગીરીનું રૂપ બદલાએ છે, તેમજ આપણી ખામીઓ અને ભુલોને તે સુનેરી આશીરવાદમાં ફેરવી નાખે છે. આ તો અસલની કહેવત છે કે, બે હાથ વગર તાલી પડતી નથી. તેમજ બે જણાં વગર કજ્યો કંકાશ થતો નથી. જો ઘરધણીનો સ્વભાવ ખરાબ હોય તો ઘરની સુલેહ જાલવવા માટે ઘરધણીઆણીમાં ઘણા ઠંડા સ્વભાવની જરૂરીયાત છે. સોક્રેતીસનો વિચાર કરો, કે જેની બૈરી ઝેનથીપ ગુસ્સાનું વાદળ ફેલાવવા પછી તામડી ભરીને પાણી તેની ઉપર નાખતી, ત્યારે તે ઝડપથી બોલી ઉઠતો "ગગડાટની પછી વરસાદ વરસે છે." એક વખત જયારે કેટલાક મીત્રોની નજર આગળ તેણીએ તેને માર્યો હતો, ત્યારે તેઓએ તેણીને પાછી મારવાની સોક્રેતીસને ભલામણ કરી. તેણે જવાબ દીધો કે એમ કરી "વાહ! સોક્રેતીસ, વાહ! ઝેનથીપ" બોલવાનું તેમને તે કારણ આપશે નહીં.

"માણસોને," સેનેકા કહે છે, "પોતાની એબો અને ખામીઓ ઉપર નજર કરવા દો, અને તેઓ જોશે કે બીજાનાં કરતાં તેના પોતા સાથ ગુસ્સે થવાનું વધુ કારણ છે." ધણી ધણીયાંણીને જો સૌથી સરસ સલાહ આપ્યે તો શેકસપીયરનાં સખુનોમાં કહેવુ જોઇયે, "હું દુનિયામાં વસ્તા કોઇબી શખ્સને ઠપકો આપીશ નહીં. પણ મારી પોતાની ખામીઓ એટલીબધી છે કે મારે મને પોતાને ઠપકો આપવો જોઇયે."

જ્યારે તમો તમારાં નીપફળ નીવડેલાં લગ્ન માટે ફરયાદ કરો, ત્યારે કોઇ કોઇ વખતે વીચારજો કે શું તમે વધુ સારૂં મેળવવાને લાયક હતાં? તમારા લોભી આત્માને વધુ ઘરસ સારી સુખ ભોગવવાનો શું હક છે?. "તમો એવું ધારો," કારલાઇલ કહે છે, "કે તમો ફાંસી જવાને લાયકનાં છો, અને ગોળી લાગવાથી મરણ પામ્યાંથી તમો વધુ સુખી થશો." દરેક ચીજમાં આપણે વીચાર કરવો જોઇયે કે હમણાં કરતાં વધુ કંગાલ્યત અને શરમભરી સ્થીતીમાં આપણે આવ્યાં નથી. એક માણસ જે પોતાના ફાટેલા જોડા માટે બબડયા કરતો હતો, તેને વગર પગનાં માનવીને જોઈ ઘણું શરમાતું પડયું હતું." સત્યને સારૂ જીવ ખોહનારાઓનાં દુઃખનો વિચાર કરો અને તમારા કરતાં કેટલી બધી વધુ હદ સુધીનાં દુઃખો બીજાઓ ખમતાં આવ્યાં છે, તે યાદ કરો અને કહો કે ખરૂં કહું તો બીજાઓ જેમની જીંદગીમાં હીમત, મદદ અને દીલાસો દેનાર કોઈ નથી, તેમની સાથ સરખાવતાં મારી જંજાલો ગુલાબનાં ફુલની મીસાલ કાંટા સાથે સુગંધ આપનારી છે. જ્યાં સુધી આપણે આપણાં દુઃખો ખમવાની કોશેશ કરયે નહીં, ત્યાં સુધી આપણે કેટલું ખમવાને શક્તીવાન છીયે તેથી અજ્ઞાન રહીયે છીયે. માટે જેઓ લગ્નની જીંદગીમાં જોઇયે તે કરતાં વધુ સુખની આશા રાખ્યા પછી નિષ્ફલ નીવડયાં હોય તેઓબી પોતાથી બનતું સઘલું કરવાથી ધીમે ધીમે સુખી થશે.

RUBY.



# લાલ અને સફેદ ગોલાબ.



આગળા જમાનામાં જ્યારે રેલવેની સડકો અને વીજળીની રોશનીનો લોકોને ખ્યાલ પણ ન હતો, ત્યારે નોરમનડીના જુના કીલ્લામાં બે ભાઇઓ સીબેસચીઅન અને એડ્રીઅન રહેતા હતા.

તેઓનો ઉમરાવ બાપ મોટી પુંજી ધરાવતો ન હતો, અને તેઓની પોતાની ઉમ્મર અને દરજ્જાના તેઓના દોસ્તો અને સાથીઓ ઘણા થોડા હતા. તેઓની રમત ગમતની મુખ્ય સોબતણ નાની 'મારી' હતી, જેણી તેઓની એક સગી હતી, અને તેઓના આશરા હેઠળ રહેતી હતી.

બુઢો આબેસેત્રવા જે કીલ્લામાં ઘણાજ એકાંતવાસમાં રહેતો હતો, તે તેઓનો શીક્ષક અને દરેક બાબદમાં રસ્તો બતાવનાર હતો. તેની કેળવણીથી એડ્રીઅને થોડોજ ફાયદો મેળવ્યો હતો. શીખવા માટે તેનું ભેજુ ન હતું એવું કાંઇ હતું નહી—કારણ તે ઘણો ચંચળ અને હુશીઆર છોકરો હતો—પણ પૈસા અને સત્તા મેળવવા માટે તેને જે કાંઇ મદદ કરી શકે, તે સીવાય બીજું શીખવાની તે ઘણીજ થોડી દરકાર કરતો હતો.

બંને છોકરાઓ જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ એક બીજાથી જુદા બનતા ગયા. સીબેસચીઅન એડ્રીઅનના જેટલોજ આંગે તનદરોસ્ત અને રમતગમત તેમજ કસરતમાં તેના જેટલોજ ચાલાક હતો, પણ તેનાં કદાવર આંગ સાથે તેનામાં કાંઈ ઓર તરેહની નરમાશ જોવામાં આવતી હતી, કે જે તેના બહાદુર અને સખી દીલના પણ ઉતાવળા ખવાસના ભાગમાં હતું નહી.

ફક્ત એકજ ચીજમાં તેઓ એક બીજાને તદન મળતા હતા—અને તે મધુર 'મારી' માટેનો તેઓનો પ્યાર હતો. તેઓ ઉંચા કદાવર દેખાવના જવાન્યા થયા હતા અને હવે કીલ્લો છોડી જઇ તેઓનાં ખાનદાનની પડી ભાગેલી દોલત પાછી સજીવન કરવા માટે પેરીસની મુસાફરીએ જવાનો વખત થયો હતો.

તેઓની કીલ્લામાંની જીંદગીની આ છેલ્લી સાંજ હતી. આવતી કાલથી તેઓ નવી, આગળ કદી અજમાવેલી નહીં તેવી જીંદગી શરૂ કરનાર હતા. એડ્રીઅન, સીબેસચીઅન અને 'મારી' ઉનાળાનાં નરમ ઝળકળાંમાં ફરતાં હતાં. આ તેઓનો છેલ્લો દીવસ હતો. વરસો સુધી તેઓને પાછી આવી તક મળશે નહીં, કદાચ કદી પણ મળે નહીં.

એડ્રીઅને તેઓની ચુપકીદી તોડી:

'મારી' તેં અમુને કાંઇ ઇધાણી આપવી જોઇએ। એવી ઇધાણી કે જે અમો અમારી સાથે લઇ જઇ શકીએ; તારી અને આપણું જુનું ઘર જે અસલના જેવું જાહોજલાલીભર્યું કરવાને અમે જઇએ છીએ, તેની યાદ રહે તેવું કાંઇ આપ.'

"હું તમને શું આપું?" 'મારી'એ પુછયું.

"તારા બાલમાંનો ગોલાબ" એડ્રીઅને જરાક શોભીને ઝવેરાતથી મઢેલો સોનામાં જડેલો એક ગોલાબ જે તેણીએ પેહરેલો હતો તે બતાવીને કહયું, અને જે આ એક વેળાના તાલેવંત અને ઉમરાવી ખાનદાનની પણ હાલમાં ગરીબ થઇ ગયલી દીકરીના હાથમાં રહેલા થોડાક દાગીનાઓમાંનો એક હતો.

"લેવો એડ્રીઅન," જરાક લાલ થઈ આવીને પણ અતી માયાભરી નજરથી તેની તરફ તે પકડીને તેણીએ જવાબ દીધો. "એ તમારે માટે સારી પુંજી અને સુખ અને તમારૂં દીલ જે કાંઇ ઇચ્છે તે લાવે એવું હું ઇચ્છું છું." ત્યારપછી સીબેસચીઅન તરફ ફરીને નરમ અવાજે કહયું: "સીબેસચીઅન, તારે વાસ્તે તો મારી પાસે કાંઈ નથી."

પણ તેણે જવાબ દીધો, "તારાં માથાં પર જે ખીલતો સફેદ ગોલાબ છે તે મને આપ."

અને 'મારી'એ પોતાનો હાથ લંબાવી તે સફેદ કળી તોડીને તેને આપી અને બોલી, "ખોદા તારી સંભાળ લે, સીબેસચીઅન."

તેઓ દલગીર ચેહરે કીલ્લામાં પાછાં ફરયાં.

એડ્રીઅનનો ચેહરો જરા વારમાં પાછો ખુશાલ થયો અને તે પોતાના પીતા તથા શીક્ષક સાથે ખુશીથી વાતો કરવા અને 'મારી' સાથે કાંઈ દમ વિનાની ઘુસપુસ કરવા લાગ્યો; કારણ તેનું દીલ આશા અને લોભથી ઉછળતું હતું, પણ જુદા પડવાના વિચારથી સીબેસચીઅનનું દીલ ભારી હતું.

અંતે જુની જીંદગીનો છેલ્લો દહાડો ઉગ્યો; તેઓના પડી ભાગેલા વખતમાં બની શકે તેટલા હથીઆરબંધ થઈ અને માણસો લઇ તેઓ પોતાની જોખમભરી જીંદગીએ જવાને નીકળ્યા, અને 'મારી' એક કે જેને તેણી ચાહતી હતી, તેને છેલ્લે સુધી જોવા ગઈ. હવે એડ્રીઅને પોતાપર કેટલી મેહેરબાની હતી તે દેખાડવા ખાતર પોતાનો ગોલાબ તોપીમાં ખોસ્યો હતો, પણ સીબેસચીઅનનો તો હમેશ સુધી તેનાં હૈડાંની નજદીક પડયો હતો.

* * * * * * *

પેરીસ તે વેળાએ પણ મોટું અને મોજ મઝાહમાં ચકચુર બનેલું શેહેર હતું. ત્યાંની દરબાર મોજ મજાહ, ખુશાલી અને રમત ગમતમાં ચકચુર બનેલી, પણ અંદર

ખાનેથી સડો લાગેલી હતી. આવી હાલતમાં બંને ભાઇઓને ત્યાં દાખલ કરવામાં આવ્યા. એડ્રીઅન બધી ચીજોમાં ફાવતો હતો. ખુબસુરત, ખુશાલ અને હીમતવાન તે દરબારની દરેક મોજ મજાહમાં ભાગ લેતો હતો, તોપણ પોતે આગળ વધવાની સાવચેતી રાખતો હતો. તેના ખુશાલ ચેહેરા અને મશકેરી જીભથી અણહદ મેહેરબાનીઓ મેલવતો હતો, અને તેથી ઘેર લખતો હતો કે તેનાં ખાનદાનની દોલત પાછી મેળવવાની તે આશા રાખતો હતો.

તે હજી સુધી પેલો ઝવેરાતનો ગોલાબ પોતાની તોપી પર પેહરતો હતો, અને માનતો હતો કે 'મારી' તરફ તે હજુ વફાદાર હતો; પણ તેની વફાદારી તો જેટલી સેહલાઈથી તે તોપી કહાડતો હતો તેટલી સેહલાઇથી કહાડી નાખી હતી, અને દીવસમાં દજન વખત તેના પ્યારની સામે વિચારથી, બોલથી, અને કામથી પાપ કરતો હતો. તોપણ તે પોતાને સાચ્ચાં દીલનો આશક સહમજતો હતો. સીબેસચીઅનનો ગોલાબ હમેશાં તેનાં હૈડાંની નજદીકજ હતો અને એક વેળાનો તેનો નાજુક પમરાટ તેનાં દીલની આસપાસ વીટળાઇ જઇ, તેની આસપાસની જીંદગીનાં પાપ અને મુર્ખાઇ તથા દયાહીણુ કામોથી તેને દુર રાખતો હોય તેમ લાગતુ હતું.

તેનાં શોભઇતાં આંગ અને ખુબસુરત ચેહેરાથી કદાચ તેના ભાઇ કરતાં પણ વધુ મેહેરબાની તેણે મેલવી હતે; ખરેખર, દરબારમાંની મોટી મોટી ખુબસુરત બાનુંઓ તેની પર દેવાની બની જતી હતી, પણ તેઓનાં ખુશામતભર્યાં બોલવાની તે દરકાર કરતો ન હતો, તેનાં મગજપર તેની કશી અસર થતી ન હતી, અને તેનાં નરમાશભર્યાં થંડાપણાંને લીધે તેઓએ જલદીથી મશકેરીમાં તેનું નામ "ફ્રરેસ્તો" પાડયું.

તોપણ જેઓ દુઃખ યા આપદામાં આવી પડયાં હોય તેઓને તે એક ભાઇ તરીકે મદદ કરતો હતો, અને તેની મધુર, મીઠી હાજરી પાપ અને મુરખાઈનાં વેરાનમાં એક ફુલદ્રુપ જગા મીસાલ લાગતી હતી, કે જ્યાં ઘણાંક કંટાળેલાં દીલો ફરવાને ખુશી થતાં હતાં. બીજી બાબદમાં તે એડ્રીઅનના જેટલો ફાવ્યો ન હતો, તોપણ પોતાનાં સાફ મગજ, પોતાના શીક્ષકની કાળજીભરી મેહનતથી મેળવેલાં ગ્નાનનાં ભંડોળ, સારી રીતભાત અને સલુકાઇથી દુનિયામાં થોડુંક આગળ વધવાને તેણે પણ પુરતી મેહેરબાની મેળવી હતી.

પાંચ છ વરસ વહી ગયાં અને બંને ભાઇઓ પાછા પોતાને ઘરે ફરયા. તેઓ વચ્ચે કાગજ પત્રનો વેહવાર ઘણો થોડો હતો, કારણ પેરીસ અને તેઓના કીલ્લા વચ્ચેનો રસ્તો લાંબો અને ધાસ્તી ભર્યો હતો, તેથી કાગજ પત્ર સલામત લઇ જવાનું મોઘું અને મુશકેલ કામ હતું; પણ હવે તો તેઓ પોતેજ એક ટુંક મુલાકાત માટે પાછા ફરયા હતા.

તેઓએ 'મારી'ને એક પતળી અને ઘાટઘટમ વિનાની છોકરીમાંથી એક સુંદર અને ખુબસુરત બૈરીમાં ફેરવાઈ ગયલી જોઈ. સીબેસચીઅન તેણીની હાજરીમાં ધ્રુજવા લાગ્યો, કારણકે તેણીને જોવાથી તે મોટો અને નાજુક પ્યાર જે તેઓ છુટાં પડયા પછી તેણે પોતાની છાતીમાં છુપાવી રાખ્યો હતો તે અંદર અને અંદર ઉભાયા કરતો હતો, તેથી તે લગભગ મુગો બની ગયો. તેણી તરફ તેના ઊંડા પ્યાર અને માનથી તે બીહકણુ બની ગયો હતો, અને કોઇ કોઇ વેળા તો ઘણો કઢંગો દેખાવ કરતો હતો, જેથી 'મારી' અફસોસ કરતી હતી કે તે તેણીને વધુ વાર બેહેન તરીકે ચાહતો ન હતો.

પણ એડ્રીઅન તો તેણીપર પ્યાર કરતો હતો.

એક સીપાઇનાં ઝનુન અને જુસ્સાથી અને એક દરબારીની લુચ્ચાઇથી તે તેણીનાં દીલ પર રોજ ઘેરો નાંખતો હતો.

"જો, તેં આપેલો લાલ ગોલાબ મેં હજુ સુધી રાખી મુકયો છે," એક વેળા ફરીથી ઉનાળાનાં ઝળકળાંમાં ફરતાં ફરતાં તે નરમ અવાજે બોલ્યો, "આએજ જગાપર હું ગમે એવો નાલાયક હોવા છતાં તેં તે મને આપ્યો હતો."

આએ સાંભળતાં 'મારી'નાં મોહડાં પર રતાશ ચહડયો. તેણીને સ્વપ્ને પણ ન હતું કે મુગા સીબેસચીઅનનાં દીલમાં તેણી માટે વધારે ઊંડો, વધારે નીરમળ પ્યાર હતો, જેવો એડ્રીઅન કદી પણ ધરાવી ન શકે.

થોડા વખતમાં એડ્રીઅનના પ્યારના જુસ્સાથી 'મારી'નું દીલ તેની તરફ ભોલવાઈ ગયું અને તેણી તેને ખરા પ્યારથી ચાહવા લાગી, જોકે અંદરખાનેનો તેણીનો જીવ તો સીબેસચીઅન તરફ ફરેલો હતો; પણ તે વીશેની તે બાપડાને ખબર ન હતી, તે તો જોતો હતો કે જેમ સુરજમુખીનું ફુલ સુરજ તરફ ફરે છે તેમ તેણી તેના ભાઈ તરફ ફરતી હતી.

આવી રીતે 'મારી' એડ્રીઅન સાથે અદરાઇ, અને સીબેસચીઅને તેનાં દીલમાંનું કડવું દુઃખ અને ઇચ્છા દાબી દીધી, અને અદરાવાને દીવસે જયારે ફરીથી 'મારી'ના કાળા બાલમાં તે લાલ ગોલાબ તેણે જોયો ત્યારે મનમાં વીચારવા લાગ્યો કે "ખરેખર દુનિયાના પ્યારનો લાલ ગોલાબ મારે માટે નથી."

તોપણ તેનાં દીલમાંનાં દુઃખથી બીજાઓનાં દુઃખ માટે તે વધારે સંભાળ અને માયા દેખડાવા લાગ્યો, અને તેનો સુંદર ચેહેરો વધારે સુંદર અને શાંત થયો.

બંને ભાઇઓ તે મોટાં, સુંદર, પાપી પેરીસમાં પાછા ફરયા અને એડ્રીઅન વધારે અને વધારે વધતો ગયો.

'મારી' એક મોટી બાનું થઇ અને તેણીની તેમજ એડ્રીઅનની આબાદી વધતી ગઇ. કોઇ કોઈ વેળાએ જો કે દીસ્તું હતું કે તેણી માટેનો તેનો પ્યાર પણ તેની જીંદગી પર થોડીજ અસર કરતો હતો, તોપણ બીજા વરો સાથે સરખામણી કરતાં તે ઘણો ભલો હતો અને સીબેસચીઅનની મજબુત સત્તાથી તેનો ઝનુની જોસ્સો અચકાતો હતો.

સીબેસચીઅન કોઇ કોઇ વેળાએ દરબારની જીંદગી-માં ભેળાતો જણાતો હતો. ફેશનેબલ દુનિયાની મીત્રાચારી તે જેમ શોધતો નહી તેમ દુર પણ કરતો ન હતો, અને લોકો તેને ઘરડો, જુસ્સા વીનાનાં દીલવાળો કહેતાં હતાં, પણ જયાંભી દુખ અને દલગીરી—અને વળી પાપ પણ (ખુશામતનું, ફતેહભર્યું, પાપ નહી) હોય ત્યાં તેનો ચેહરો એક 'ફરેસ્તાના ચેહરા જેવો' થઇ પડતો હતો, અને નાશીપાસીનાં અંધારાંમાં આશા અને સુખનું અજવાળું પાડતો હતો.

*　*　*　*　*　*　*　*

વરસો વહી ગયાં, અને વીશ વરસમાં તો એદ્રીઅન એક મોટો અને વગવાળો ઉમરાવ થયો. એક વારનું તેનું પડી ભાગેલું ઘર તેણે પાછું ઉભું કીધું; અને 'મારી' પોતાની આસપાસ છોકરાંઓથી વીંટળાયલી એક સુંદર શોભાયમાન બાનું થઇ હતી, અને દુનિયાંની રૂઢી મુજબ તેઓ સુખી હતાં.

"લાલ ગોલાબ સારું નસીબ લાવ્યો હતો," એદ્રીઅન વારંવાર નાજુક બહાદુરીથી કહેતો હતો; જ્યારે આ લાલ ગોલાબની વાર્તા દરબારમાં એક કાહાંણી મીસાલ થઇ પડી, અને સીબેસચીઅનને તેનાં જ્ઞાન અને તેના ભાઇના વગથી ધર્મગુરૂની જગા મળી.

હવે એદ્રીઅન અને 'મારી' તેઓના જુના કીલ્લામાં એકવાર ફરીથી ગયાં; તેઓ મોટા મોભામાં રહેતાં હતાં. સીબેસચીઅન એકવાર તેઓની મુલાકાતે ગયો. કીલ્લાની નજદીકમાં આવેલી ખીણ આગળ તે ઘોડા પરથી ઉતરયો, એવી ઇચ્છાથી કે બાકીની ઊંચાઈ તે પગે ચહડીને જશે, જ્યારે તેના નોકરો ઘોડા અને સામન સાથે પછવાડે આવતા હતા. ખીણમાંથી વહેતાં એક નાળાં આગળ આવી પુગતાં તેણે એક બચ્ચાંની બુમો અને એક સ્ત્રીનો રડવાનો મોટો અવાજ સાંભળ્યો, અને ત્યાં દોડીને જોયું તો એક બાળક જોશથી વહેતા ઝરા સાથે ઘસડાઈ જતું હતું, અને તેની માતા કીનારા પર ઉભી રહીને રડતી હતી.

બંદગીના થોડાક બોલો બબડી તેણે પાણીમાં નખાવી દીધું, પણ પાણી બરફ જેવાં ઠંડાં હતાં અને તુરતના વરસાદથી નદી ઉભાઈ જતી હતી; ઘણાજ સરસ તરનાર માટે પણ ઘણીજ થોડી આશા હતી.

*　*　*　*　*　*　*　*

તેઓને તેનું શરીર મળ્યું—કે જ્યાં જોરથી વહેતા ઝરાએ તેનેથી કંટલાઈ જઈ એક બાજુએ ફેંકી દીધું હતું—હજી એક હાથે તેણે તે બાળકને જોરથી પકડયું હતું, અને તેનાં મોહડાંપર શાંતીભર્યાં મોતનું શાંત હસવું હતું.

ઘણાંજ માનથી, ઘણાજ રડવા સાથે તેના નોકરો તેને કીલ્લામાં ઊંચકી લઇ ગયા, કારણ તેઓ તેને ચાહતા હતા.

ત્યાં આ દુનિયાપરની છેલ્લી આરામગાહની જગા માટે તેઓએ તેને તૈયાર કીધો, અને કરમાઇ ગયલો સફેદ ગોલાબ જે હજી તેનાં હૈડાંની નજદીક પડેલો હતો, તે તેઓએ તેના અદબ વાળેલા હાથમાં મુકયો. તેનો ચેહરો તે દીવસે તે જુવાન ચેહરા જેવો હતો, કે જે વીશ વરસ અગાઉ તેના પ્યાર અને એફીનમાં મક્કમ, આ કંટાળાભરી જીંદગીનું નસીબ અજમાવવા કીલ્લો છોડીને ગયો હતો. તે સફેદ ગોલાબ જીવ વિનાની છાતીપર જીવ વિનાનો પડયો હતો, પણ તેનો જીવ ખોદા કે જેને તે આપ્યો હતો તેની આગળ એકલો પાછો ફરયો નહીં; કારણકે તે પોતાની સાથે પોતાના સાથી અને પોતાની કીર્તી દાખલ, એક નીરમળ અને ચળકતું ફુલ, એક ડાઘ વિનાની જીંદગીનો સફેદ ગોલાબ લઇ ગયો હતો.

લેહેમી.

## રાંધવાને લગતું.

**આઈરીશ ઈસ્તુ**—બે રતલ પટેટા, બે રતલ ગરદનનું ગોશ, એક રતલ કાંદા, નીમક અને મરી. પટેટાને છોલી ધોઇને તેની પાતળી કાતરીઓ પાડવી, કાંદાને પણ છોલીને તેની કાતરીઓ પાડવી, ગોશને ઠંડાં પાણીમાં નાખી તેની ઉપરની ચરબી કહાડી નાખીને નાના નાના કટકા કરવા, પછી તપેલીમાં પહેલું ગોશનું પડ કરવું, પછી પટેટાનું અને છેલ્લે કાંદાનું એ પ્રમાણે જ્યાં સુધી પુરૂં થાય ત્યાં સુધી પડ કરવાં. દરેક પડ ઉપર નીમક અને મરી ભભરાવવું, ત્યારબાદ તે પર પાશેર જેટલું પાણી રેડી ચુલાપર તપેલી મુકવી અને કકરો આવવા દેવો અને પછી ધીમે ઇગારે દોઢથી બે કલાક સુધી રાખવું, બલી નહી જાય તે માટે અવારનવાર હીલવ્યા કરવું.

**વીકટોરીયા સેન્ડવીચ**—આઠ ઇંડાં, એક રતલ ખાંડ, પોણો રતલ ઘઉંનો આટો. ઇંડાં અને ખાંડનો કઠણ કફ ચહડાવી તેમાં ધીમે ધીમે આટો મેલવતાં જવું, પછી નાનાં છાલકાં પતરાંના દાબડામાં રેડી ઘણી ગરમ ભઠીમાં ભુજવા મુકવું; પછી ઉપર રાસપબેરીની જેલી પાથરી તેપર ખાંડ ભભરાવવી.

**કેમબ્રીજ પુડીંગ**—એક રતલ ઘઉંનો આટો, છ આંઉસ માખણ, એક આંઉસ કોઇબી જાતનો સુકો મુરબ્બો, ત્રણ આંઉસ સફેદ ખાંડ, છ આંઉસ કાલી અને કરંટ દરાખ, અડધો મોટો ચમચો ભરી બેકીંગ પાઉડર, અને પાશેર દુધ, માખણને આટા સાથે મેલવી, તેમાં મુરબ્બાના ઝીણા ઝીણા કટકા કરી નાખવા, પછી કરંટ દરાખને ધોઇ સુકી કરીને અને કાલી દરાખના ઠલીઆ કહાડી તે નાંખવી. ત્યારબાદ ખાંડ, બેકીંગ પાઉડર અને દુધ નાંખી સઘળાંને બરાબર, મેળવવું અને ડીશને માખણ લગાડી તેમાં ઉપલી મેળવણી નાંખી પોણો કલાક ભુજવું.

**"કવીન કેક"**—અડધો રતલ ખાંડ, અડધો રતલ ઘઉંનો આટો, અડધો રતલ તાજું માખણ, ચાર ઇંડાં, પા રતલ કરંટ દરાખ, એક ચમચી ભરી ખમણેલું જાયફળ, જરા તજ અને લવંગ્રી. માખણનું ક્રીમ કરવું, પછી તેમાં ખાંડ તથા ઇંડાંની હાલને સારીપેઠે ઘુંટીને નાખવી, ત્યારબાદ સફેદી નાખવી, સઘળાંને સારીપેઠે ઘુંટયા બાદ અંદર આટો, દરાખ અને ઉપર કહેલો ગરમ મસાલો નાખવો; બધું બરાબર એકરસ કરી નાના પતરાંના દાબડામાં રેડી ઘણી ગરમ ભઠીમાં વીશ મીનીટ ભુજવું.

પીરોજા.



# ફ્રેની.



“ઓહો! એમ કેમ બને!” મી૦ તેહમુલજી બનશા નાસ્તાની તેબલપર બેસવા આગમજ પોતાની જગા આગળ મુકેલાં કાગળો તપાસતાં અજાયબીથી બોલી ઉઠયા.

મી૦ બનશા લગાર કામના માણસ હતા, જેથી તેવણ હાફીસમાં જવા માટે ઘરમાંથી નવ વાગે નીકળી સાંજનાં પાંચ વાગે પાછા ફરતા હતા. તેવણ આંગે ભરેલા અને ઠીંગણા હતા, અને હમેશાં કોરાં કડકતાં કપડાંમાં દીસતા હતા. તેવણનું કુટુંબ નાનું હતું, જેમાં તેવણનાં ધણીઆણી જેવણ તેવણના જેવાંજ આંગે ભરેલાં હતાં, એક બાવીશ વરસની ઉમરનો દીકરો, અને ઍમી કોહલા નામે એક ખુબસુરત, ચબરાક, અઢાર વરસની ઉમરની છોકરી હતી, જે મી૦ બનશાનાં બેહેનની છોકરી થતી હતી. તેણીનાં માબાપ મરણ પામ્યાં હતાં, અને તેહમુલજીએ મહા મેહેનતે તેવણનાં ધણીઆણીને સમજાવી પટાવી તેણીને પોતાનાં ઘરમાં આશરો આપ્યો હતો.

“તમારે ગમે તે કરો, તેહમુલજી,” તેવણનાં ધણીયાણી બોલ્યાં “અલબત પૈસા તમારા છે, અને એ કાંઇ મારી બાણેજ નથી, તમારી છે. પણ મારો બોલ યાદ રાખજો, કે કુટુંબમાં સગાંઓને લાવી રાખવાથી કદીબી સારૂં પરીણામ આવતું નથી.”

“કાંય વારૂં! હું નહીં જોતો કે શું કામ સારૂં પરીણામ નહી આવે.” તેહમુલજીએ જવાબ દીધો, “તેણી ખુબસુરત, મલતાવડા ખવાસની છે, અને હું ધારૂં છું કે તુંને મદદગાર થઇ પડશે.”

“તેહમુલજી તમે ભુલી જાવોછો કે આપણો એક દીકરો છે.”

“મારી વાહાલી, તે જો હું ભુલી જાઉં તો ઘણો દલગીર થાઊં. પણ હું તારી મતલબ સમજતો નથી.”

“મારી મતલબ એજ કે, તેઓ એક બીજા સાથે પરણવા માંગશે.”

“ને માંગે તો શું થયું?

“માંગે તો શું થયું? હું તો એવી આશામાં હતી કે આપણા અદી માટે તમુને કાંઇ મોટો વીચાર હશે અને એક અરધી વીનાંની છોકરી સાથે તેનું જોડાણ કરવાને આવી રીતે હડ કરેજે બોલશો એવું ધારતી નહી હતી. આજના મોંઘવારીના વખતમાં જયારે ધણીને મેહેનત કરી કમાતું હોય ત્યારે ધણીઆણીએ મદદ માટે કાંઇબી લાવવું જોઇએ.”

અંતે સેવટ એવું આવ્યું કે, ઍમી કોહલાને તેઓનાં કુટુંબમાં લાવીને રાખવામાં આવી. તે છોકરી ઘણી સારી હતી અને સર્વેને રાજી રાખવાને પોતાથી બનતું કરતી હતી, જેથી મીસીસ બનશા પણ મનમાં કબુલ કરતાં હતાં કે તેવણને તેણી ગમતી હતી.

આવી રીતે વખત પુરતી સંતોષકારક રીતે પસાર થવા લાગ્યો, જયારે થંડીની મોસમમાં એક સવારે નાસ્તાની ટેબલપર મી૦ બનશાએ ઉપલી અજાયબી બતાવી હતી.

“શું છે તેહમુલજી!” તેવણનાં ધણીઆણી ચોંકીને બોલી ઉઠયાં, જયારે તેવણનો દીકરો અને બાણેજ બંને તેવણનું મોહડું તીકવા લાગ્યાં. “બોલોની શું છે?”

“માસીના માંણેકનું અંતે કાગળ આવ્યું છે.” તેવણના ધણીએ જવાબ દીધો, “મારી ખાતરી છે કે, અક્ષર તેનાજ છે—એટલે કે તપાલના છાપપરથી કહી શકું છું. ઘણે ઠેકાણે અહડી અઠડીને આવ્યું હોય તેમ લાગે છે. પણ તેનાં અક્ષરની ટપજ કાંઇ એવી તો ઓર તરાંહની છે કે હું ધારૂં છું કે હું ભુલતો નથી.”

“ઉઘાડીને જુવોની જે ખાતરી થાય,” તેવણનાં ધણીઆણીએ તોરમાં સુચવ્યું.

“હારે તેમજ કરૂંછું, હીરલા તારાંમાં કેટલી અક્કલ છે,” પરબીડું ઉખેડતાં તેવણ બોલ્યા. “આટલે લાંબે વખતે એને લખવાનું શું કારણ પડયું હશે?”

મીસીસ બનશા વળી કાંઇ બોલવા જતાં હતાં, તેટલાં તેહમુલજીના બોલવાથી તેવણ અચકી ગયાં.

“કાંઇ છુપી વાત તો નહી હશે; કારણકે ‘ખાનગી’ કરી ઉપર લખ્યું નથી, ત્યારે તો હું મોટેથીજ વાંચુ છું” :—

કેપટાઉન, તા૦ ૧૮ મી ડીસેમબર.

“મારા વાહાલા તેહમુલજી,

આપણી આટલી લાંબી લાંબી ચુપકીદી પછી મારી તરફનું આ કાગજ જોઇ તમે ખચીત અજાબ તો થશો. આપણો એક-બીજા સાથનો પત્રવેહેવાર કેમ બંધ પડયો તે હું જાણતો નથી. હું ધારૂં છું કે તમેજ પહેલાં લખવાનું બંધ કીધું, ત્યારપછી આપણે બંને ચુપ રહયા; વળી મારી બોટ પછી હું અહીંઆં ત્યાં ભટકતો ફરતો હતો, જે વેળાએ પત્રવેહેવાર ચાલુ રાખવાનું સેહલ પડતું નથી.

“પણ થઇ ગુજરી હવે વીસરી જઇએ—આપણને તો હાલના વખતનું, ભવીષના વખતનુંજ કામ છે. હું ઘેર આવું છું. હા, મારાં અસલ વતનમાં સુખથી રહેવા માટે મેં પુરતા પૈસા એકઠા કીધા છે, અને—પાણી કરતાં લોહી વધારે જાડું હોય છે—હું મારાં પોતાનાં સગાંઓ વચ્ચે રહેવાનું પસંદ કરૂં છું. હું “હેકુબા” સ્ટીમરમાં નીકળીશ. જો આ કાગજ તમુને વખતસર પુગે તો મને બંદર પર લેવા આવજો, નહી તો તમારાં ઘરની ઇધાંણી મોકળજો, કારણ જો તમુને વાંધો નહી હોય તો પહેલો તમારે ત્યાં આવીશ. હું મારી સાથે, અલબત, મારી ફ્રેનીને લાવીશ. આશા છે કે મારે ખાતર તેણી તમુને ગમશે. આગળ જતાં મારી ખાત્રી છે કે તેણીને પોતાને ખાતર તમે જલદીથી તેણીને ચાહતાં શીખશો. મારી બધી મુસાફરીઓમાં તેણી મારી

હમેશની સાથી છે—તેણી એકલીજ મને ચાહે છે, અને હું એકલોજ તેણીને ચાહું છું. આપણે જલદીથી મલનાર હોવાથી હું વધારે લખતો નથી. મીસીસ બનશાને મારી ઘણી ઘણી સલામ કહેજો.

હું છું તમારો વાહાલો પીત્રાઇ,
માણેકજી મેહેરજી."

"જોયું,–એ અંતે હરીઠામ રહેવા આવે છે. હું ધારતો હતોજ કે એ તેમ કરશે."

"અને વળી તેવણે સારી જેવી પુંજી એકઠી કીધી છે, તે વંધારે ને વધારે સારૂં છે." તેવણુનો દીકરો હસ્યો.

"અને," મીસીસ બનશા વચ્ચે બોલ્યાં, "એક દીકરી–ફ્રેની, કેવું શોભઇતું નામ. અલબત આપણુને બધાંને તેણી ગમતી થઇ પડશે, અને વળી તેવણ પેહલાં આપણેજ સાં આવવાના છે. હું ધારૂં છું, તેહમુલજી, કે તમેજ એવણુના સૌથી નજદીકના સગા થતા હશો."

"હાજં તો, કાગજ તો ૧૮ મી ડીસેમબરનું છે, સારે તો એવણુ થોડા દહાડામાં આવી પુગશે. આજે જઇને ખબર કહાડીશ કે સ્ટીમર કયારે આવી પુગવાની વકી છે."

"બાવા, એવણુ ઓસ્ત્રેલ્યા કાંય ગયા? સુનું મેળવવા કે?"

"નહી, એક છોકરી સાથે પ્યારમાં હતા અને તે છોકરી એની સાથે પ્યારમાં હતી. પણ માણેક તે વેળાએ ગરીબ હતો, અને ભવીષની કાંઇ ઘણી સારી આશા નહી હતી, તેથી તેનાં મોહડાં સામે દરવાજો બંધ કરવામાં આવ્યો અને તેના એક હરીફ સાથે તે છોકરીને પરણાવી દેવામાં આવી. આથી તે બહારગામ જતો રહયો, અને હવે સારી જેવી દોલત સાથે પાછો ફરે છે. એજ કારણસર તે ઓસ્ત્રેલ્યા ગયો હતો. ખોટ વીશે એ લખે છે તે એની બૈરીને વાસ્તે છે, એ લખતો હતો કે બૈરાંની મદદ વગર એ સાં રહી શકતો નહી હતો, અને પરણ્યા વગર તે કોઇ બીજી સ્ત્રીને ઘરમાં રાખી શકતો નહી હતો, તેથી તે પરણ્યો. ચાર વરસ પછી તેણીનાં મરણની ખબર મલી. હવે મારા છોકરા, હું જેટલું જાણું છું તેટલુંજ તુંબી જાણે છે."

"માય તે માય," જયારે મી० બનશા બોલતા હતા સારે તેવણુનાં હીરાંબાઇ પોતાનો દીકરો જે એક ખોલ્લાં દીલનો, ખુશમીજાજી, સારા દેખાવનો જવાન્યો હતો, તેની ઉપર પોતાની આંખો તીકી કાંઇ વીચારમાં ગુંટાયાં હતાં. હવે તેવણુ બોલ્યાં:

"તમારાં મારીના દીકરાનાં લગન અને તેની બૈરીના ગુજરવાના વખતથી ગણત્રી ગણીએ તો તેવણુની દીકરી ફ્રેનીને વીશથી વધારે વરસ નહી હોય. આપણા અદીને વાસ્તે મજેનું બંધ બેસ્તું છે."

અદીનું મોહડું લાલ થઈ આવ્યું; પછી તે રમુજથી હસી પડયો. એમીએ પોતાનું માથું જલદીથી ઊંચકયું. આ સાંભળી ખરેખર તેણીને ધાસ્તી લાગી.

"મારાં ભવીષની ગોઠવણ એટલી ઝડપથી કરવા માટે તમારો ઉપકાર થયો માયજી" તે જુવાન શખસ બોલ્યો.

"અદી, એ કાંઈ હસવાની બાબત નથી," તેનાં માતાજી બોલ્યાં, "હું કાંઇ મશકેરી કરતી નથી. તું સારા દેખાવનો અને લાયક ઉમ્મરનો છે. તુંણે કે જેને મેહનત કરી ગુજરાન કરવાનું છે, તેને વાસ્તે ફ્રેની કે જેણી તેણીના બાપની એકલી વારેસ છે તેની સાથે પરણવા કરતાં બીજું વધારે શું સારૂં હોય?"

"સારે હું મને પોતાને વેચું—"

"છટ, છટ" તેનો બાપ વચ્ચે બોલી ઉઠયો. "તુંને પોતાને વેચે! તારી માય કહે છે તે તદન ખરૂં છે, કે આએ કારજ થાય તો અમે સઘળાં ઘણાં ખુશી થઇશું. યાદ રાખજે, મારા છોકરા, કે હાલના વખતનાં કહેવાતાં પારનાં લગ્નો કાંઈ સુખી નથી, તેનો છેડો છુટા છેડામાં નથી આવતો તો કંગાળતપણામાં આવે છે. સાધારણ અક્કલ અને ગણત્રીથી કીધેલાં લગ્નોજ ટકી શકે છે, એ બધાંનો વિચાર કરજે! તું બંદરપર તે લોકને લેવા જાય તો સારૂં."

"બાવાજી, હું નહીં ધારતો કે મારાથી જવાઈ શકશે" તે જવાન શખસે તેબલપરથી ઉઠતાં કહ્યું, "પણ હું મારી ત્રેન સુધી જઇશ."

"હુંબી સુકશ!" મી० બનશા બોલ્યા.

"નહીં, તમારી તો પાંચ મીનીટ પછવાડે છે" મીસીસ બનશા બોલ્યાં, સારપછી જેવો તેવણુનો દીકરો ઓરડામાંથી ગયો કે એમી તરફ ફરીને બોલ્યાં, "એમી જા તો જઇને આયાને કહે કે આજે મારૂં બીછાણું સાફ કરે નહીં, પેહલાં પેલું ફાલતુ બીછાણું સાફ કરાવવું પડશે, જલદી જા, નહીં તો કરી દેશે."

તે છોકરીને જલદીથી જવા કહેવાની જરૂર હતી નહીં. સાંથી નાહસવાને તલ્પી રહી હોય તેમ તેણી પોતાની ખુરસી પરથી ઉઠી દોડી ગઇ.

"તેહમુલજી," તેવણુનાં બૈરી એકલાં પડયા પછી બોલ્યાં, "હું એમીનો વીચાર કરતી હતી. તેણી લોકોને ગમતી થઇ પડે તેવી છોકરી છે. ધારો કે તમારા માણેકનું ધ્યાન તેનીપર દોડે, તેમ જો થાય તો તેણી આપણુને ઘણું નુકશાન કરશે જો."

"એટલે તું શું કહેવા માંગે છે તે હું સમજ્યો નહીં, હીલ્લા."

"જુવોની, હું એમ કહેવા માંગું છું કે તમારા માણેક અને તેવણુની દીકરીને આપણે સાં રાખ્યે."

"વારૂં પછી, તેમાં એમી શું અડચણ કરી શકે?"

"મારી મતલબ એવી છે કે ફ્રેનીનું અદી સાથે કરવું, પણ મને એક બે વાર એવો ખ્યાલ આવ્યો હતો કે એમીને અદી ગમે છે, અને એમ જો હોય તો બેઉ છોકરીઓ એક બીજા સાથે મલી જઇને એમી મને કવાબમાં હાડકું થઇ પડશે."

"તે બની શકે તેવું છે. પણ તું શું કરવા માંગે છે?"

"હું એમ કરવા માંગું છું કે આપણે એને કોઇ ઓલખીતાંને સાં થોડો વખત રહેવા મોકલ્યે, એવું કહીને કે આપણે સાં હમણા જગા નથી—જે ખરૂંજ છે, કારણ એમીનો ઓરડો મને ફ્રેનીને આપવા માટે જોઇશે. કેવું લાડકું નામ તેણીનું છે!"

"ઠીક છે. તુંને જેમ ગમે તેમ કર. હું તો ચાલ્યો."

તેવણુ સીધારયા: મીસીસ બનશા એકલાં મનસુબો કરવા બેઠાં; એટલો વખત એમી દુઃખ અને દલગીરીથી સફેદ પુની જેવી થઇ જઈ માલપર રડતી હતી.

"અરે, હું ઇચ્છું છું કે તે ફ્રેનીને વાસ્તે મને છોડી નહી દેશે. મારૂં દીલ તેથી તુટી જશે!" આ બોલો જો હીરાંબાઇને કાને પડયા હતે તો તેવણની શાંતીમાં ઘણી ખલલ પડતે.

તેજ સાંજે મી૦ અને મીસીસ બનશાં કોઇ દોસ્તને ત્યાં મુલાકાતે ગયાં; ખરેખર તો તેઓને ત્યાં આવનાર પરોણાની ખબર આપવા અને એમી માટેની ગોઠવણ કરવા ગયાં હતાં. એમી ઓરડામાં એકલી બેસી, આવી પડનાર મોટાં દુઃખનો વીચાર કરતી હતી. તેણીને તેની હાલતમાં કોઇ આવીને પકડે તેની ધાસની હતી નહી, કારણકે ભરેસપતવારે સાંજનાં અદી હમેશાં મોડો ઘરે આવતો હતો, તેથી જયારે નીચેનો દરવાજો ઠોકવાનો અવાજ આવ્યો ત્યારે તેણી હીલી નહી. તેણીના ઓરડાનું બારણું ઉઘડયું તોબી તેણીએ ફરીને જોયું નહી. તેણીએ ધાર્યું કે કોઇ નીચે આવ્યું હશે તે કહેવા આયા આવી હશે.

પણ એકાએક કોઇનું મોહડું તેણી તરફ વાંકું વલ્યું; કોઇ પુરૂષનો હાથ તેણીનાં ખભાં પર મુકાયો, કોઇ પુરૂષનો અવાજ બોલતાં સંભેળાયો.

"કાંય વાહાલી એમી, એવે દલગીર ચેહરે કાંય બેઠી છે? અને વળી તારી આંખમાં તો આંસુ છે?"

"અદી!" એમી બોલી ઉઠી. "તમે એટલા જલદી કેમ ઘેર આવ્યા, આજે તો ભરેસપતવાર છે."

"હા, ધારા પ્રમાણે તો આજે મોડોજ આવતે. પણ તું શું એમ ધારે છે કે આજે સવારે માયજી પેલી છોકરી ફ્રેની અને મારે વીશે જે કાંઇ બોલ્યાં તે પછી હું હમેશ માફક મોડો આવું? તું શું એમ ધારે છે એમી, કે તારી સુંદર આંખોમાં તે વેળાએ જે દુઃખ, જે શક એક પળવાર ઉત્પન્ન થયો તે મેં જોયું નહી? મને શું આખો દહાડો તેનો તેજ વીચાર નથી આવ્યો, અને બાઈસાહેબ, તમુને ધમકાવા હું શું તલપી નથી રહયો કે તારા શીવાય બીજા કોઇનોબી હું વીચાર કરૂં એવો એક પળવારબી તું મારીપર શક લઇ જાય?"

"અરે અદી!" તેણી બોલી, "તમે કેટલા–કેટલા–કેટલા બધા ભલા છો; પણ શું તમ ખરેખર બોલો છો કે તમે ફ્રેનીની દરકાર કરશો નહી, પછી તેણી મારા કરતાંબી ખુબસુરત—"

"બનેજ નહી."

"અને પૈસાવાલી હોય?" તેણી હવે હસ્તે ચેહરે બોલી.

"એમી, જો તેણી હીંદુસ્તાનની શાહજાદી હોય, તોબી મને તારી પાસેથી લઇ શકશે નહી."

"અરે અદી! તમે મને કેટલી સુખી બનાવી છે." તેણીએ કહયું, અને પછી એકાએક ગંભીર થઇ જઇ બોલી, "હું ભુલી ગઇ. બાબી આજે સવારે જે બોલ્યાં તેનો હું વીચાર કરતી હતી, અને તમુને ચાહવા માટે હું ઘણી એકલપેટી છું; કે આજના વખતમાં મેહેનત કરી ગુજરાન કરનાર માણસ માટે બૈરીએ મદદ માટે કાંઇપણ લાવવુંજોઇએ."

"વખતને ઉચો મુક!" અદી બોલ્યો "એમી, એક મેહેનતુ વર માટે જે સૌથી સરસ મદદ એક બૈરી લાવે તે ખરો પ્યાર અને તેને મદદ કરવાનો ખરાં દીલનો, ખરી લાગણીનો હેતુ છે. જે સ્ત્રીઓએ તેઓના ધણીઓને સૌથી ઘણી મદદ કરી છે તે પૈસાદાર સ્ત્રીઓ નથી. એમ જો, એમી, તું જો મને માનશે નહીં તો હું ફરીથી કદીબી તારી સાથે બોલીશ નહીં. જો તુંને ચાહવા માટે બાવા મને ઘેરમાંથી કહાડી મુકશે તોબી હું તુંને ચાહીશ."

"વાહાલા, વાહાલા અદી, બાબા કદીબી એમ કરશે નહીં." એમી બોલી.

"હું નહીં ધારતો કે તેમ કરે."

સ્ટીમર મંગળવારે સાંહાંજનાં આવી પુગનાર હતી. મી૦ બનશાથી બંદરપર લેવા જવાને નહીં બની શકવાથી એક ભાડુતી ગાડી ચીઠી સાથે મોકલી હતી.

તે મંગળવારની સાંજે બાપ દીકરા વેહલા ઘેર આવ્યા હતા. બેસવાના હોલને સુંદર સણગારવામાં આવ્યો હતો અને સઘળાં વાત જોતાં બેઠાં હતાં.

"ગાડી આવી કે?" મીસીસ બનશા, ગાડીનો દરવાજા આગળ ઉભી રહેવાનો અવાજ સાંભળી બોલી ઉઠયાં.

સઘળાંઓ દરવાજા આગળ ગયાં, પણ નાશીપાસીથી પાછાં ફરયાં. ગાડી તો આવી હતી, અને તેમાં સામન પણ હતો–બે પેટીઓ–પણ માણેકશાહ હતા નહીં.

ઘોડાવાળાએ ખોલાસો કીધો કે શેઠના કોઇ જુના દોસ્ત ઘણે વરસે મળવાથી તેવણ તેવણને પોતાને ત્યાં લઇ ગયા. આથી તેવણે સામન મોકલાવ્યો હતો અને નહીં આવવા માટે પોતાની દલગીરી જણાવી, કાલે જરૂર આવવા કહયું હતું.

એટલામાં ગાડીમાંથી કોઇનો સોંસવાના જેવો અવાજ આવ્યો.

"અરે સાહેબ, હું ભુલી ગયો. અંદર એક કુતરોબી છે" ઘોડાવાળાએ કહયું.

"કુતરો! મીસીસ બનશા બુમ પાડી ઉઠયાં." મારા ઘેરમાં કોઈ કુતરા બુતરા જોઇએ નહી.

"હીલ્લા–હીલ્લા–પણ એ તો માણેકનો છેની" તેવણના ધણી પતાવીને બોલ્યા.

"ગમે તેનો હોય, તમે જાણો છો તેહમુલજી, કે હું કુતરાંને ધીક્કારૂં છું, મુવાં બુમ લાગે તેવાં ગેલાં કુતરાં–હું તમુને કહુંછું કે હું નથી—"

પણ તેટલામાં તે ઘોડાવાલો એક નાના કુતરાને ઓટલાપર મુકી ચાલી ગયો.

"મવું બીહક લાગે તેવું, એમ લમામણું" મીસીસ બનશા તો છેડાઇ પડયાં, "એને કહાડો મારી આગળથી." તે નાનું જનાવર દેખીતી રીતે તેને કોઈ પસવારે એવી મતલબથી તેવણ તરફ આવતું હતું તે જોઇ તેવણ બોલ્યાં. "હું કાંઇ એને મારા ઘેરમાં રાખું નહી."

"પણ હીલ્લા, માણેક આવે તેટલાં તો આપણે રાખવુંજ જોઇએ. આપણેથી તેને રસ્તાપર તો કહાડી મુકાય નહી."

"એ તો હાલમાં આવ્યું, અદી એને કહાડ તો બહાર. મુવાં કુતરાંને તે કાંઇ અંહીઆં મોકલવાનું છે."

બનશાનાં ઘરમાં ઘોઘાટ થઇ રહયો. શેઠ કહેતા હતા કે તેને બહાર રસ્તાપર કહાડી મુકાય નહી; પણ હમેશની તેવણની નરમ થઇ જવાની રીત મુજબ તેવણે કબુલ કીધું કે એક રાત તેને બહાર એક ખાલી પડેલી કોટડીમાં રાખવું, જયાં તે બાપડું દયા ભરી રીતે એક બે કલાક રડયા અને ભોંસ્યા કીધું.

"મારી ખાતરી છે કે એમી હવે અંહીઆં હતે તો તેણી આએ જોઇ શકતે નહી." અદીએ મનમાં વીચારયું: "હુંબી

હીચકારો છું. પણ જ્યારે બાવા સામે નહી થઇ શકે, ત્યારે હું શું કરી શકું ?"

સહવાર પડી, ટંડી કડકતી પડતી હતી, બનશાને ત્યાંનાં નાસ્તાની તેબલપર બેસી વિચાર કરતાં હતાં કે માણેકશાહ ક્યારે આવશે, તેવામાં એક ગાડી પેટી પેટારાથી ભરેલી આવી પુગી, તેમાંથી એક ઊંચો ઊભરે પુગેલો પુરૂષ, કદાવર બાંધાનો, માયાળુ દેખાવનો, અને ભુરા બાલવાળો બહાર નીકળ્યો.

"એ તો માણેક છે" બનશા બોલી ઉઠયા.

"પણ તેવણની દીકરી ક્યાં છે?" હીરાંબાઇ બોલ્યાં.

તે ખરેખરજ માણેકશાહ હતા. થોડી મીનીટમાં જાણે તેવણનું દીલ ગરમ લાગણીઓથી ઉભાઇ જતું હોય તેમ તેઓને ઘણા પ્યારથી હેતથી મળી ભેટીને તેવણ તેઓ વચ્ચે બેઠા.

"હા તેહમુલ, હું અંતે આવી પુગ્યો, મેં સારી દોલત એકઠી કીધી છે, અને મારાં સગાંઓ તેમાંથી કાંય નહીં ફાયદો મેળવે? હું ઘણોજ ખુશી થયો છું કે તમારા ઘેરમાં મને ઉતારો આપ્યો છે. આએ તમારો દીકરો કે? મજેનો છોકરો છે—તેહમુલ, મને તારી અદેખાઈ લાગે છે. પણ," પછવાડે ફરીને, "મારી ફ્રેની ક્યાં છે?"

"તમારી દીકરી?" મીસીસ બનશાએ પુછયું.

"મારી દીકરી?" તેવણ રમુજથી હસીને બોલ્યા, "મારી કુતરી. હું તો ધારતો હતો કે તેણી મને જોઇને ખુશીથી નાચતી અને કુદતી આવશે. મારી ખુબસુરતી! મારી ફ્રેની ક્યાં છે? ઓ ખોદા," અને તે બીહકથી ફીકો થઈ ગયો, "મને એમ ના કહેતાં કે તેણી ખોવાઈ ગઈ છે."

"અરે નહીં રે નહીં," મીસીસ બનશા બોલ્યાં "તેણી તદન સલામત છે. આયા," તેવણે તેણીને આંખ મારી અને અસારત કરી કાંઈ કહયું, "જાતો જલદીથી જઇને તેને લઈ આવ."

"ત્યારે શું એનું નામ ફ્રેની કે? માણેક, તું જાણે છે કે અમે તો ધાર્યું કે તારી દીકરી હશે." મી૦ બનશા બોલ્યા.

નહી, ખોદાએ મને એવા આશીરવાદથી નુવાજયો નથી, પણ આએ કુતરી આપી છે. દુનિયાની ગમે એવી ચીજ માટેબી હું તેણીને ખોહવું નહી—"

"બાઇ, હું ધારૂં છું કે તે તો મરી ગઇ." દરવાજા આગળથી આયાનો સાદ આવ્યો. "થંડીથી બધી અકડી ગઇ છે."

"શું!" માણેકશાહે એક ગગડાટના જેવી બુમ પાડી.

"તેણી ક્યાં છે?" તે આયાનો હાથ પકડીને તેવણે પુછયું. "ક્યાં છે તે બતાવ."

તેઓને અંતે જણાવવું પડયું. તે કોહડી આગળ તેવણ ગયા. ફ્રેનીને હમેશાં ગરમ બીછાનું અને ખોરાકની ટેવ હોવાથી ટંડીથી અકડી ગયલી તેણી જમીન પર પડી હતી. તેણી મરી ગઇ હતી! નહી, તદન મરી ગઇ ન હતી, કારણ કે તેણીના શેઠના અવાજથી તેણીએ પોતાની સુંદર આંખો એક સ્ત્રીની માફક અને પ્યાર સાથે તેની તરફ ફેરવી.

તેણીનો શેઠ એક સ્ત્રીની માફક ડચકાં ખાવા લાગ્યો. તે નાની અકડી ગયલી ચીજને મુશકેળીએ ઊંચકી પોતાની ગરમ છાતી સાથે દાબી, ત્યાં ઉભેલાંઓ વચ્ચેથી તે ગુપચુપ ચાલી ગયો—એક મોટાં ધસી આવતાં વાહાણની માફક તે ત્યાંથી 'ધસારાબંધ' ચાલી ગયો.

શું એમ બની શકે કે આવો માયાળુ ચેહરો એટલો જલદી ગુસ્સાથી ફેરવાઇ જઇ આવો સખત બની જાય? તેમાં શું અજબ થવાનું છે? તે કુતરી વરસો થયાં તેવણની સાથે રહી હતી, માંદગીની વેળાએ તેવણની બાજુએ બેસી ચોકી કરયા કીધી હતી, અને કોઇપણ પુરૂષ યા સ્ત્રી કરતાં તેવણને વધુ ચાહતી હતી. જ્યારે તેવણની જનુની આંખો આસપાસ ઉભેલાંઓપર પડી, ત્યારે બે બોલો તેવણનાં મોહડાંમાંથી નીકળ્યા:

"દયાહીણ રાક્ષસો!"

"માણેક એમ જો," ધીમેથી મી૦ બનશા બોલ્યા, પણ માણેકશાહ બેદરજી તેવણને કોડું આપ્યા શીના ઘરમાંથી ચાલી જઇ ગાડીમાં બેઠા.

"ક્યાં લઇ જાઉં સાહેબ ?" ઘોડાવાળાએ પુછયું.

"કોટેબી—ચલાવ!"

ત્યાર પછી ફ્રેનીને વધારે ગરમ બંદુસમાં વીટાળીને, તેની પર વાકાં વળ્યા અને મોટાં ડચકાં ખાવા લાગ્યા.

"હવે જીવ ધરાયો!" પેહલીજવાર ગુસ્સે થઇ મી૦ બનશા બોલ્યા. "આપણાં શીવાય તે કોઇનેબી પૈસા આપી જતે નહી, અને હવે તો આપણને બધાંને દરયામાં હોમાવેલાં જોઇ તે મગન થશે."

"હું શું જાણું કે 'મારી ફ્રેની' તે કુતરી હશે!" મીસીસ બનશા નાશીપાસીનાં આંસુઓ પાડી બોલ્યાં.

"દયાહીણ રાક્ષસ તેણે આપણને ઠગ્યાં, અને તે ખરૂંજ હતું. તેં તેમ કીધું, અને અમે તુંને કરવા દીધું."

"હવે જે થયું તે તો થયું," અદી બોલ્યો. "કદાચ એવણ પાછી સમજુતી કરશે. હું સામે નહી થવા માટે હીચકારો હતો. એમી જો અંહીયાં હતે તો એમ નહી થવા દેતે."

"એમી? અરે હા, અલબત," હીરાંબાઇ બોલ્યાં, "તારી આંખમાં તો એમી દરેક ચીજ છે."

"જે ખરૂં છે," તક જોઇને તેણે તાણો મારયો, "કારણ કે હું તો તેણીને મારી બૈરી કરવાનો છું. હા, બાવાજી હવે વધુવાર હું હીચકારો થનાર નથી—આએ મારી ખાનગી વાત છે તે મેં તમુને કહી દીધી છે."

માણેકશાહ તો સમજુતીપર આવ્યાજ નહી. ફ્રેની સારી થયા પછી પોતાની જુવાનીના દીવસો માફક પાછું તેવણે ભટકવા માંડયું, જે સ્ત્રીને તેવણે પેહલાં ચાહી હતી તેને મળ્યા અને તે હમણાં વીધવા હોવાથી તેની સાથે પરણ્યા.

તેવણની ધણીઆણી તેવણની આગમજ મરણ પામવાથી મીસીસ બનશાની આશા પાછી તાજી થઇ. પણ તેઓનાં નસીબમાં નાશીપાસીજ લખેલી હતી. જયારે માણેકશાહ મરણ પામ્યા ત્યારે તેવણ વીલમાં વરસ દહાડે ૨૨૦૦૦) એમી—અદીની બૈરી—ને આપવા લખી ગયા; બાકીનું સઘળું કુતરાંઓનું રક્ષણ કરનારી મંડળી અને જનાવરપર ઘાતકીપણું અટકાવનારી મંડળીમાં આપી ગયા.

"જોયું હીલ્લા, જનાવરોને પણ તેઓના હકો આપવા જોઇએ એવું નહી સમજવાથી આએ તુંને મળ્યું છે."

"તમારા પીત્રાઇની મતલબ, 'મારી ફ્રેની' એટલે તેવણની કુતરી હતી એવું જો હું જાણતે તો તુરત સમજતે." મીસીસ બનશાએ રમુજથી જવાબ દીધો. બાહુ.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાં૦ ૭૭, હારનબી રોડમાં "કયસરે હિન્દ" ઓઈલ ઈનજીન પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહતાએ છાપ્યું છે.




## બક્ષેસ કરવા લાયક તેમજ વાપરવા લાયક ઘણી ઉંચી સ્ટેશનરી.

સેંટ જેમસ...... બાક્શ ૧ નો રૂ૧॥।
ઈમપીરીયલ...... " ૧ નો રૂ૧॥=
મીકાડો ......... " ૧ નો રૂ૧।

આ સ્ટેશનરીના શોભાયમાન બાકસમાંનો ફક્ત એકજ નમુના તરીકે મંગાવવાથી ખાત્રી થશે.

"કયસરે હિન્દ" છાપખાનામાંથી રોકડા પૈસા મોકલી મંગાવી લેવા.

---

"કયસરે હિન્દ" વાળી તમામ

# ખોરદેહ અવસ્તા

કે જેના જેવું સંપુર્ણ, સફાઈદાર અને શુદ્ધ જોડણીનું પુસ્તક આજ સુધીમાં કોઈ પણ પ્રગટ કરવામાં આવ્યું નથી.

એમાં અષેમ, યથા, પાંચે ગેહ, બધી નીઆએસો, પતેતો, પચીસ યશતો, બાજે, આફરંગાનો, આફરીનો, સતોમ, થેહેશારનું, મુકતાદના દહાડાઓ ઉપર પઢવાના ઈજશનેના હા, ત્રીશે રોજની સેતાએશ, દુવા, નીરંગો, આશીરવાદો, મોનાજાતો અને એ વીગેરે સઘળા અવસ્તાનું

મોહટું પુસ્તક

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

દસ્તુર એરચજી સોહરાબજી મેહેરજીરાણા

પાસે ઘણીજ ચોકસાઈથી સુધરાવ્યું છે.

**કીંમતઃ પુસ્તક એકના રૂપયા ચાર.** વધારે જાડાં કાગજપર છપાયલી અને ચામડાંનાં પુઠાંવાલીના રૂપયા આઠ. સેકંડ પેપર અથવા લખત કરવાનાં કાગજ ઉપર છાપેલી અને ગીલીટ કીધેલીની કીંમત રૂ૧૫.

*.* દેશાવરવાળાઓએ ૪ રૂપીઆવાળીનાં રેજીસ્ટર પોસ્ટેજ તથા પેકીંગ સાથે રૂ૪॥, ૮ રૂપીઆવાળીનાં રેજીસ્ટર પોસ્ટેજ સાથે રૂ૮।= તથા રૂ૧૫ વાળીનાં રેજીસ્ટર પોસ્ટેજ ઈમારતી સાથે રૂ૧૫॥ મોકલવાથી નગત તેઓ ઉપર રવાના કરીશું.

"કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવા.

---

તદન નવીજ ધપની અને ઘણી સરસ છપાઈ સાથની

# ખોરદેહ અવસ્તા

(તેની માએનીના સાર સાથે.)

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલા પુસ્તક ઉપરથી

દસ્તુર એરચજી સોહરાબજી મેહેરજીરાણાએ સુધારેલા અવસ્તા.

અત્યાર સુધી છપાયલાં પુસ્તકોમાં અવસ્તાના ઉચ્ચારો અશુદ્ધ જણાવાથી છેલ્લી શોધ પ્રમાણે અવસ્તાના શુદ્ધ ઉચ્ચારો દાખલ કર્યા છે અને ઘણાં નાનાં કદ છતાં એ પુસ્તકમાં અષેમ, યથા, નીઆએશો, ગેહો, પતેતો, નીરંગો, બાજ, નમસ્કારો ઉપરાંત નવ યશતો દાખલ કરવામાં આવીછે.

**કીંમતઃ** માત્ર **આના બાર;** ઘોડી ગીલીટ સાથનીનો રૂ૧; ચાંમડાંનાં પુઠાં સાથ ગીલીટ કરેલીના રૂ૨; મોરકો ચાંમડાંની ફુલ ગીલીટનીના રૂ૩. દેશાવરવાળાઓએ પોસ્ટેજના બે આના વધુ વાલી "કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

---

## કયસરે હિન્દ.

દર રવીવારે સહવારના પ્રગટ થતું

આખાં હિન્દુસ્થાનમાં સર્વે ગુજરાતી તથા અંગ્રેજી-ગુજરાતી પત્રોમાં સૌથી મોહટો ફેલાવો પામેલું પત્ર. એ પત્રમાં જાહેર ખબરો ઉપર લખાણ ઉપરાંત આખી દુનિયાની જાણવાજોગ ખબરો આવે છે.

---

### લવાજમનો દર

(જે હમેશ અગાઉથી આપવો જોઈએ)

| | સુંબઈનાં ઘરાકો. | દેશાવરનાં ઘરાકો. |
|---|---|---|
| વરસના...... | રૂ૪-૦-૦ | રૂ૫-૧૦-૦ |
| ૬ માસના... | રૂ૩-૦-૦ | રૂ૩-૧૩-૦ |
| ત્રણ માસના. | રૂ૨-૦-૦ | રૂ૨- ૭-૦ |
| છુટી નકલના. | રૂ૦-૪-૦ | રૂ૦- ૪-૬ |

☞ પ.છગાથી લવાજમ આપનાર પ મેથી વરસના રૂ૪) લેખે જમુલ કરવામાં આવશે.

### જાહેર ખબરનો દર.

ચાર લાઈન અથવા તેની અંદર... રૂ૧-૦-૦
ચાર પછીની દરેક વધુ લાઈનના... રૂ૦-૪-૦
તેજ પાછી છાપવાનો અરધો ભાવ.

હીચકારો છું. પણ જ્યારે બાવા સામે નહી થઇ શકે, ત્યારે હું શું કરી શકું ?"

સહવાર પડી, ઠંડી કકડતી પડતી હતી, બનશાને ત્યાંનાં નાસ્તાની તેબલપર બેશી વિચાર કરતાં હતાં કે માણેકશાહ ક્યારે આવશે, તેવામાં એક ગાડી પેટી પેટારાથી ભરેલી આવી પુગી, તેમાંથી એક ઊંચો ઊમરે પુગેલો પુરૂષ, કદાવર બાંધાનો, માયાળુ દેખાવનો, અને ભુરા બાલવાળો બહાર નીકળ્યો.

"એ તો માણેક છે" બનશા બોલી ઉઠ્યા.

"પણ તેવણુની દીકરી ક્યાં છે?" હીરાંબાઇ બોલ્યાં.

તે ખરેખરજ માણેકશાહ હતા. થોડી મીનીટમાં જાણે તેવણુનું દીલ ગરમ લાગણીઓથી ઉભાઇ જતું હોય તેમ તેઓને ઘણા પ્યારથી હેતથી મળી ભેટીને તેવણ તેઓ વચ્ચે બેઠા.

"હા તેહમુલ, હું અંતે આવી પુગ્યો, મેં સારી દોલત એકઠી કીધી છે, અને મારાં સગાંઓ તેમાંથી કાંય નહી ફાયદો મેળવે? હું ઘણોજ ખુશી થયો છું કે તમારા ઘેરમાં મને ઉતારો આપ્યો છે. આએ તમારો દીકરો કે? મજેનો છોકરો છે—તેહમુલ, મને તારી અદેખાઈ લાગે છે. પણ," પછવાડે ફરીને, "મારી ફ્રેની ક્યાં છે?"

"તમારી દીકરી?" મીસીસ બનશાએ પુછ્યું.

"મારી દીકરી?" તેવણ રમુજથી હસીને બોલ્યા, "મારી કુતરી. હું તો ધારતો હતો કે તેણી મને જોઇને ખુશીથી નાચતી અને કુદતી આવશે. મારી ખુબસુરતી! મારી ફ્રેની ક્યાં છે? ઓ ખોદા," અને તે બીહકથી ફીક્કો થઈ ગયો, "મને એમ ના કહેતાં કે તેણી ખોવાઈ ગઈ છે."

"અરે નહીં રે નહીં," મીસીસ બનશા બોલ્યાં "તેણી તદન સલામત છે. આયા," તેવણે તેણીને આંખ મારી અને અસારત કરી કાંઈ કહયું, "જાતો જલદીથી જઇને તેને લઈ આવ."

"ત્યારે શું એનું નામ ફ્રેની કે? માણેક, તું જાણે છે કે અમે તો ધાર્યું કે તારી દીકરી હશે." મી૦ બનશા બોલ્યા.

નહી, ખોદાએ મને એવા આશીરવાદથી નુવાજ્યો નથી, પણ આએ કુતરી આપી છે. દુનિયાની ગમે એવી ચીજ માટેબી હું તેણીને ખોહતું નહી—"

"બાઇ, હું ધારૂં છું કે તે તો મરી ગઇ." દરવાજા આગળથી આયાનો સાદ આવ્યો. "ઠંડીથી બધી અકડી ગઇ છે."

"શું!" માણેકશાહે એક ગગડાટના જેવી બુમ પાડી.

"તેણી ક્યાં છે?" તે આયાનો હાથ પકડીને તેવણે પુછ્યું.

"ક્યાં છે તે બતાવ."

તેઓને અંતે જણાવવું પડયું. તે કોહડી આગળ તેવણ ગયા. ફ્રેનીને હમેશાં ગરમ બીછાનું અને ખોરાકની ટેવ હોવાથી ઠંડીથી અકડી ગયલી તેણી જમીન પર પડી હતી. તેણી મરી ગઇ હતી! નહી, તદન મરી ગઇ ન હતી, કારણ કે તેણીના શેઠના અવાજથી તેણીએ પોતાની સુંદર આંખો એક સ્ત્રીની માફી અને પ્યાર સાથે તેની તરફ ફેરવી.

તેણીનો શેઠ એક સ્ત્રીની માફક ડચકાં ખાવા લાગ્યો. તે નાની અકડી ગયલી ચીજને મુશકેલીએ ઊંચકી પોતાની ગરમ છાતી સાથે દાબી, ત્યાં ઉભેલાંઓ વચ્ચેથી તે ચુપચુપ ચાલી ગયો—એક મોટાં ધસી આવતાં વાહાણની માફક તે ત્યાંથી 'ધસારાબંધ ચાલી ગયો.

શું એમ બની શકે કે આવો માયાળુ ચેહરો એટલો જલદી ગુસ્સાથી ફેરવાઇ જઇ આવો સખત બની જાય? તેમાં શું અજબ થવાનું છે? તે કુતરી વરસો થયાં તેવણુની સાથે રહી હતી, માંદગીની વેળાએ તેવણુની બાજુએ બેસી ચોકી કરયા કીધી હતી, અને કોઇપણ પુરૂષ યા સ્ત્રી કરતાં તેવણુને વધુ ચાહતી હતી. જ્યારે તેવણુની ઝનુની આંખો આસપાસ ઉભેલાંઓપર પડી, ત્યારે બે બોલો તેવણુનાં મોહડાંમાંથી નીકળ્યા:

"દયાહીણ રાક્ષસો!"

"માણેક એમ જો," ધીમેથી મી૦ બનશા બોલ્યા, પણ માણેકશાહ મેહરજી તેવણુને કાંઇ આપ્યા વીના ઘરમાંથી ચાલી જઇ ગાડીમાં બેઠા.

"ક્યાં લઇ જાઊં સાહેબ?" ઘોડાવાળાએ પુછ્યું.

"કેહેબી—ચલાવ!"

ત્યાર પછી ફ્રેનીને વધારે ગરમ બંદુસમાં વીટાળીને, તેની પર વાંકાં વળ્યા અને મોટાં ડચકાં ખાવા લાગ્યા.

"હવે જીવ ધરાયો!" પેહલીજવાર ગુસ્સે થઇ મી૦ બનશા બોલ્યા. "આપણાં શીવાય તે કોઇનેબી પૈસા આપી જતે નહી, અને હવે તો આપણુને બધાંને દરયામાં હોમાવેલાં જોઇ તે મગન થશે."

"હું શું જાણું કે 'મારી ફ્રેની' તે કુતરી હશે!" મીસીસ બનશા નાશીપાશીનાં આંસુઓ પાડી બોલ્યાં.

"દયાહીણ રાક્ષસ તેણે આપણુને કહ્યાં, અને તે ખરૂંજ હતું. તેં તેમ કીધું, અને અમે તુંને કરવા દીધું."

"હવે જે થયું તે તો થયું," આદી બોલ્યો. "કદાચ એવણ પાછી સમજુતી કરશે. હું સામે નહી થવા માટે હીચકારો હતો. એમી જો અંહીયાં હતે તો એમ નહી થવા દેતે."

"એમી? અરે હા, અલબત," હીરાંબાઇ બોલ્યાં, "તારી આંખમાં તો એમી દરેક ચીજ છે."

"જે ખરૂં છે," તક જોઇને તેણે તાણો મારયો, "કારણ કે હું તો તેણીને મારી બૈરી કરવાનો છું. હા, બાવાજી હવે વધુવાર હું હીચકારો થનાર નથી—આએ મારી ખાનગી વાત છે તે મેં તમુને કહી દીધી છે."

માણેકશાહ તો સમજુતીપર આવ્યાજ નંહી. ફ્રેની સારી થયા પછી પોતાની જુવાનીના દીવસો માફક પાછું તેવણે ભટકવા માંડયું, જે સ્ત્રીને તેવણે પેહલાં ચાહી હતી તેને મળ્યા અને તે હમણાં વીધવા હોવાથી તેની સાથે પરણ્યા.

તેવણુની ધણીઆણી તેવણુની આગમજ મરણ પામવાથી મીસીસ બનશાની આશા પાછી તાજી થઇ. પણ તેઓનાં નસીબમાં નાશીપાશીજ લખેલી હતી. જ્યારે માણેકશાહ મરણ પામ્યા ત્યારે તેવણ વીલમાં વરસ દહાડે રૂ૨૦૦૦) એમી—આદીની બૈરી—ને આપવા લખી ગયા; બાકીનું સઘળું કુતરાંઓનું રક્ષણ કરનારી મંડળી અને જનાવરપર ઘાતકીપણું અટકાવનારી મંડળીમાં આપી ગયા.

"જોયું હીલ્લા, જનાવરોને પણ તેઓના હકો આપવા જોઇએ એવું નહી સમજવાથી આએ તુને મળ્યું છે."

"તમારા પીત્રાઇની મતલબ, 'મારી ફ્રેની' એટલે તેવણુની કુતરી હતી એવું જો હું જાણતે તો તુરત સમજતે." મીસીસ બનશાએ રમુજથી જવાબ દીધો. નાજુ.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નં૦ ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" ઓઇલ ઈનજીન પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.




॥ સને ૧૮૯૫ ॥

પુસ્તક ૭ મું.] [અંક ૩ જો.

# સ્ત્રી મિત્ર

દર મારે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાનીયું.

❀ લખનારી—પારસી બાનુઓ. ❀

મુંબઈ:
કયસરે હિન્દ આઈલ એન્જીન પ્રેસમાં,
ફરામજી હોરમસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીમત વરસ ૧ ના આગ ઉપર રૂ.૩;
પોસ્ટેજ ૬ આના.



# ❦ સ્ત્રી મિત્ર. ❦

**સાંકળ્યું—મે ૧૮૯૫**







# સ્ત્રીમિત્ર



# STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. મે ૧૮૯૫. અંક ૩જો.



## સુનાને મુળની વાર્તા.

### પ્રકરણ ૨૪ મું.

#### મીસીસ ફ્રેઅરની મદદ.



દુનિયામાં માનવીને દરએક રીતનાં દુઃખ તથા સુખ વેઠવાં પડે છે, સુખ પછી દુઃખ, અને દુઃખ પછી સુખ એ હરદમ માનવીને સરજેલું છે; જેઓ પેહલે સુખી હોય છે, તેઓ પાછળથી દુઃખ જોઈ અતીશ્ય દલગીર થાય છે, પણ બીચારો જોન તો સદાનો દુઃખીજ હતો, અને હમણાં જ્યારે તે પોતાનું ઘર તજીને લંડન આવ્યો ત્યારે પણ તેની પર હાલત હમેશનાં જેવીજ હતી. તોપણ તેણે કીરતાર ભરોસો રાખયો હતો, ને જે થાય તે મુગે મોઢે સહન કરતો હતો. જોને પોતાના પાછલા થોડા સુખના દીવસ યાદ કર્યા. કેટલાક દીવસો તેણે મીત્ર યા જાન પીછાન વગર એકાંતમાં કાઢયા; લંડન શેહેરનાં જતાં આવતાં સર્વે માણસોને તે નીહાળીને જોતો, પણ તેની ઓલખાણનું કોઇ તેને દીસતું નહોતું. તેણે કરેલી મીત્રતા વધુ વાર સુખથી ભોગવી શકયો નહીં. તે સર્વે ખુશીઓ એક દુઃખના છાયા હેઠલ જલદીથી ઢંકાઇ ગઇ હતી.

પણ જેમ જેમ દહાડા પસાર થતા ગયા તેમ તેમ ઉદાસી ઓછી થતી ગઈ. તેનાં પોતાનાં ગુજરાન માટે તે હવે અંદેસો કરવા લાગ્યો, અને કોઇપણ કામ હાથમાં લેવા તે વીચાર કરતો હતો, પણ તેની પાસે કોઇ સારો ધંધો કરવા પૈસા નહોતા, પણ તે કીરતાર તેની મદદે આવ્યો. તેને એક કાગજે તેના જુના મીત્ર મી૦ લોરેન્સ તરફથી મળ્યું. તે કાગજ હમેશની મમતાળુ રીતે લખ્યું હતું. જે દુઃખ જોન પર પડયું હતું, તે માટે તેને ખુલી રીતે એક શબ્દ પણ લખ્યો નહોતો, પણ થોડા, થોડા ધીરજના શબ્દો વચ્ચે નાંખ્યા હતા, અને તે પરથી જોન સહમજી ગયો.

તેણે પોતાનાં કાગજમાં દરશાવ્યું હતું, કે દરએક માણસને કોઇ પણ રીતનો ધંધો કરવો જોઇએ, પણ હાલના વખતમાં પૈસાથીજ સૌ કામ થાય છે, જે મી૦ લોરન્સે પુરા પાડયા હતા. તે કાગજ નીચે મુજબ હતું :—

"મારા વાહાલા દીકરા, જો તું મને રજા આપશે તો હું તુંને થોડી શીખામણના બે બોલ લખું છું. તું લડાઇનું કામ કેમ શીખતો નથી? એમ કીધાથી તારૂં મન દુઃખથી વેગળું થશે, અને ત્યાં તારા મિત્ર પણ ઘણા થઇને તુંને કોઇ પણ અડચણની વેળા મદદ કરવાને તૈયાર થશે. એ કામ શીખ્યાથી તું હુસ્યાર અને બહાદુર માણસ ગણાશે. જો તું આ ધંધો અખત્યાર કરશે, તો એમાં હું તુંને મારી જોઈતી મદદ આપવા સદા તૈયાર છું.

તારા હાલના ખરચ માટે આ કાગજ મધે એક સો પાઊંડનો ચેક બીડું છું, જે તારા એક ખરા મિત્ર તરફથી કબુલ રાખશે એવી આશા છે. મારા આ કાગજનો જવાબ વેહલો લખશે એવી ઉમેદ રાખું છું.

લા૦ હું છું તારો સદાનો સાચો મિત્ર,

ચારલી લોરન્સ."

આ કાગજથી જોનનાં મનપર બહુ અસર થઈ. તેણે પોતાનાં મનને એક સવાલ કર્યો કે આવી મી૦ લોરન્સની સઘળી મેહેરબાનીને માટે તેણે શું કર્યું હતું, અને પછી પોતાનું મી૦ લોરન્સ તરફનું સઘળું કરજ દુઃખથી યાદ કર્યું, જે પાંચસો પાઊંડથી વધારે થયું હતું.

પણ જો તે જાણને કે આ સર્વે પૈસા કોણની તરફથી આવ્યા છે, તો તેને વધારે દુઃખ થને, કેમકે આ સર્વે રકમ આપનાર તો એક જુદુંજ માણસ હતું અને તેણી હમેશાં મી૦ લોરન્સને છુપું રાખવા કહેતી હતી અને તે પણ ખુશી થઇ તેમ અમલ કરતો હતો. એક દીવસે લીલી તેને ઘર ગઈ, પણ આ વાત કેમ છેડવી તે માટે બહુ શરમાઇ અને વિચારમાં પડી.

તેણીએ પોતાની [illegible] નીક[illegible]ને બોલવા માંડયું :

"હું ધારું છું કે તમો મી૦ જોન રીડલના મીત્ર થાવો છો, નહીં વારૂ ?"

"હું એઓના બચપણની વખતનો મીત્ર છું." મી૦ લોરન્સે હસીને જણાવ્યું.

"હા ! હું તેઓનો ખરો મીત્ર થાઊં છું."

પછી લીલીએ શરમાતાં શરમાતાં, જે કામ તેને કરવું હતું તે કહ્યું, અને જોનની હાલત વીશે પણ તેને સર્વે ખુલાસો કીધો.

આ સઘળી હકીકત સાંભળી મી૦ લોરન્સે પણ જોન માટે બહુ દલગીરી બતાવી.

આવી રીતની દીલસોજી જોઇને લીલીને જોન માટે કહેવાની વધારે હીંમત આવી. જોનને પોતાનું દુઃખ વીસરાવવા માટે કંઈ પણ ધંધો કરવો જોઇએ, એમ તેણી બોલી.

લીલીએ મી૦ લોરન્સને એક કાગળ જોનપર લખી તેને કંઈ ધંધો બતલાવવાને વીનંતી કરી.

"પણ તમો એને મેહેરબાની કરી જણાવજો કે આ તમારાજ પૈસા છે, કેમકે તમો જાણોછો કે એઓ મારી પાસેથી લેશે નહીં. અને તમો એઓના જુના મીત્ર છો. વળી મને ખબર છે કે જોનને તમારે માટે બહુજ સારો વીચાર છે." લીલી પોતાના સદાના માયાળુ સ્વભાવે બોલી.

આવાં તેણીનાં ઉમદાં દીલથી મી૦ લોરન્સ કંઇ થોડો ખુશ થયો નહીં. તેણે કાગજ લખવા વચન આપ્યું, અને આ કાગજ લીલી ગયા બાદ તેણે લખ્યું હતું.

જોનને આ કાગળ મળ્યું, જે વાંચી તે અતીસય ખુશી થયો. તે મન સાથે બોલવા લાગો કે આવા દયાળુ, ઉમદા ખવાસના મારા મીત્રના મારાપર થયલા સર્વ ઉપકારો કઇ રીતે ફેડીશ. તેણે હવે એક કાગજ મી૦ લોરન્સપર લખ્યું હતું, જેમાં તેણે મી૦ લોરન્સે લખેલો ધંધો નાપસંદ કીધો હતો. આ ધંધો નાપસંદ કરવાનું તેનું પેહેલું કારણ તો એ હતું કે તેની પાસે પૈસાની સારી રકમ ન હતી; તે શીખેલો, ઉદ્યોગી માણસ હતો, સબબ તેણે કોઇની તાબેદારી નહી કરતાં, પોતે એકાદ સ્વતંત્ર કામ હાથમાં લીધું. તે હાલ તો બહાર પડતાં લંડનનાં પત્રોમાં સારાં લખાણો કરતો હતો, જેમાં થોડાક પોતાની જીંદગીનો હેવાલ પણ લખતો હતો. છપાઈ બહાર પડતાં પેપરોમાં તેનાં સારાં લખાણની તારીફ સાંભળી તે અંદરખાનેથી ખુશ થતો હતો, અને હાલમાં તો તે ઘણાજ કામમાં રોકાયલો રહેતો હતો. પણ આ તેની ઉમેદમાં તે પાર પડયો નહીં, કેમકે બે લખાણ તેણે લંડન "મેગેઝીન"માં લેવાને માટે મોકલ્યાં હતાં તે પાછાં આવ્યાં, અને કોઇએ તેનાં લખાણ ઉપર ટીકા વટીક કર્યા હતા. આ વર્તમાન તેણે નોરમંટનમાં વાંચ્યું, અને વાંચીને પોતાની પેન ગુસ્સામાં ફેંકી દીધી.

આટલું છતાં પણ તેણે ધીરજ ધરી, અને ફરી બીજાં સારાં લખાણો તેણે લખ્યાં, અને તેમાં તે નીપફળ થયો નહીં. શું તે પોતાનું જ્ઞાન વધારવા માંગતો હતો ? ના ! એમ નહોતું, તે તો બીચારો પોતાના પેટ પુરતા પૈસા પેદા કરવાને પ્રયત્ન કરતો હતો.

થોડા મહીનાઓ આ રીતે વીત્યા. એક દીવસે મીસ લીલી મી૦ લોરન્સને ઘેર ગઈ, ત્યારે તેણે પેલું કાગજ જે જોન તરફથી વકીલને મળ્યું હતું તે તેણીને વંચાવ્યું. તેણી આ કાગજ વાંચીને જરા દલગીર થઇ, કેમકે તેમાં જોને લડાઇનું કામ શીખવા ના પાડી હતી.

"શું તેઓ ચોપડીઓ લખશે ?" લીલીએ પુછ્યું.

"નહીં ! નહીં ! રોજનાં બહાર પડતાં વર્તમાન પત્રોમાં તે લખાણ કરશે; પણ મારી વાહાલી દીકરી, તમે એમ ના સહમજતાં કે તે એક હલકું કામ ગણાશે. લખાણ કરવામાં તો ઘણા માણસો બહુ પ્રખ્યાત બની ગયા છે, અને હું ધારું છું કે જોન પણ તેમાંનોજ એક નીવડશે."

ખરું પુછયે તો જે કામ જોને ના પાડ્યું હતું તે લીલીને અને મી૦ લોરન્સને બંનેને બહુજ સારૂં લાગ્યું. ટુંક વખતમાં લીલી અને લોરન્સ બંને વચે બહુ દોસ્તી વધી, અને મી૦ લોરન્સે વચન આપ્યું કે તેણીના પૈસા વિષે જોનને તે કદી કહેશે નહીં.

બીજા થોડા વખતમાં જોન પોતાનું કામ ધમધોકાર રીતે કરતો હતો. તેણે પોતાનું રહેઠાંણુ બદલ્યું, અને ખીચી ઘણીજ એકાંત જગામાં જવાને તેણે મન કર્યું.

તેણે આ એકાંત જગા વીશેની ખબર એક વર્તમાન પત્રમાં સાંભળી હતી, અને ત્યાં એક ઘરડી સ્ત્રી તેને લઇ ગઇ. તે ઘરડી સ્ત્રી તેને કહેવા લાગી કે અહીં પણ એક બીજી બાનું રહે છે.

"કેઈ બાનું ?" જોને પુછ્યું. "તેણી ઘરડી છે કે જુવાન ?"

પેલી સ્ત્રી હસી પડી. "નહીં ! નહીં ! સાહેબ, મીસીસ ફ્રેઅર તો સાહઠ વરસની ભરતીમાં હશે !"

આ વાત જોનને પસંદ પડી, અને તેજ રાતે પોતે એક એકાંત પણ સ્વચ્છ, અને સુંદર રીતે ગોઠવેલા ઓરડામાં સપર લેવાને ગયો. તે ઘરની પછવાડેની બાજુએ એક મોટો બગીચો હતો. તે ઘરવાલીનું નામ 'દયાના' હતું, અને તેણી પણ ઘરડીજ હતી. 'દયાના' બહુજ સારી અને સ્વચ્છ રીતે રહેતી હતી.

પેહેલાં તો જે લખાણ જોન મોકલે તે પાછાં આવે, અને વળી તે પર ટીકા થાય, પણ પછી તેણે મી૦ વેલ્સને પ્રેસમાં જઈ મલવાનું મન કર્યું, જે તે પ્રેસનો અધીપતી હતો. જોન મી૦ વેલ્સને ઓલખતો હતો, અને તે હવે મી૦ વેલ્સને મલવા ગયો. જોને પોતાનો હાથ શેકહેન્ડ માટે લંબાવ્યો, અને વગર ઓલખવે તેણે જોનનો હાથ પોતાનામાં લીધો.

"હું માફ માગું છું" મી૦ વેલ્સે કહ્યું, "પણ તમો કોણ છો, તે હું બરાબર કહી શકતો નથી."

"શું તમો મને ઓલખતા નથી ? હું જોન રીડલ છું."

"હા! હા! ખચીત, ખરેખર, હું તમને ઓળખું છું," મી૦ વેલ્સ એકદમ બોલી ઉઠયો.

"અરે! હા! મારા હુસ્યાર અને જુવાન ડીલફોર્ડના મિત્ર છો–પણ તમો કેટલાબધા દુઃખી દીસો છો? હું ધારૂં છું કે તમો પર એક મોટી આફત આવી પડી છે!" એમ બોલતાં તેણે મી૦ જોનના પોષાક સામું જોયું, જે પોષાક શોકના વખતમાં પેહેરવાનો હતો.

"મને બહુજ દુઃખ પડયું છે," જોને ઉત્તર વાળ્યો; "મને તમને થોડીક વાત કહેવી છે, જે હું હમણા તમને કહું?"

મી૦ વેલ્સ જોનને જોઇને બહુ ખુશ થયો, અને પોતાનું સરનામું આપ્યું અને જોનને બનતી મદદ આપવાને મી૦ વેલ્સે કહયા પછી તે પાછો ઘર તરફ ફર્યો.

તેજ દહાડે બપોરે જ્યારે તે ખાઇ રહીને વીચારમાં બેઠો હતો ત્યારે 'હયાના'એ બારણું ઠોક્યું અને જણાવ્યું કે મીસીસ ફ્રેઆર તમને મળવા માગે છે.

તરતજ રેશમી ડ્રેસનો અવાજ આવ્યો, અને તેજ વેળા જોન પોતાની જગા પરથી ઉઠયો; બીજીજ પળે આંગે ભરેલી આસરે સાહઠ વરસની ઉમરની એક સ્ત્રી ઓરડામાં દાખલ થઇ, અને જોનને નમીને હસી. તેણીને હમેશાં ગાલમાં હસવાની ટેવ હતી. તેણીનો એક દાંત હોઠપર બહાર આવી પડેલો દીસતો હતો, અને એક આંખમાં મોટું ફુલું હતું; તોપણ તેણી એક સભ્ય અને ઉચાં કુળની પૈસાદાર બાનું હતી.

"મી૦ જોન, હું તમને જોઇ બહુ ખુશ થઇ છું." તેણી બોલી; "મેં તમારાં કુટુંબનું પ્રખ્યાત નામ સાંભળ્યું છે, અને જ્યારે હું નાની વયમાં હતી ત્યારે હમેશાં તમારાં માયજીને નાચ (બોલ)માં મળતી હતી. ખચીત તેઓ તે વેળાં બહુંજ સુંદર હતાં, તમો તેવણુને કાગજ લખો તો મારી દુવા લખજો."

"ત્યારે હું ધારૂંછું કે તમો નોર્થ અંબરલેન્ડમાં રહેતાં હશો." જોને પુછયું.

"હાજી, મારી પરણેલી જીંદગી મેં નોર્થ અંબરલેન્ડમાંજ ગુજારી હતી."

"ત્યારે તો તમે મારાં માતાજીને ઓળખતાં તો હશો?"

"મેં તેઓની સાથે જાતે વાત કરી નથી, પણ હું હમેશાં એઓને જોતી હતી, અને તેઓના દીકરા સાથે ઓળખાણ પાડવાને હું બહુ રાજી છઉં. તમો જાણતા તો હશો, કે મારા બીચારા મી૦ ફ્રેસરને મૃત્યુ પામવાને આજ પચીશ વરસ થવા આવ્યાં છે અને ત્યાર બાદ મેં તમારાં મુરબી માતાજીને જોયાં નથી, અને હમણાં મારાં ઘરમાં મારી દાસી 'હયાના' સીવાય બીજું કોઇ નથી."

"ત્યારે શું ત્યાર પછી તમે પરણ્યાંજ નહી?"

"તેઓ મરણ પામ્યા બાદ હું કોઇ દીવસે પરણુતે નહીં; પણ હવે મારાં દુઃખમાં ભાગ લેવાને કોઇ નથી, પણ મારો વીચાર એક દીકરો કરી લેવાનો છે, અને તે સાદો, સારા ગુણનો, તથા માયાળુ સ્વભાવનો હોવો જોઇએ. મને ચોપડીઓ વાંચવી બહુ ગમે છે, હું લખાણુ લખુંછું તથા કવીતાઓ રચું છું, અને જો તમો કોઇ કોઇ વેળા મારી ભેટ લેશો તો હું બહુજ ખુશી થઇશ."

"તમો બહુજ સારા છો!"

"તમો હમણા માળપર આવશો તો હું તમને મારો ખરો ખજાનો દેખાડીશ, અને તમુને મારી બનતી મેહેનત લખાણુ કરવામાં આપીશ."

જોન તેણીને ના પાડી શકયો નહી; તોપણ તેનાં સારાં ભાગ્યથી તેને જેવું માણસ જોઇતું હતું તેવુંજ મળી ગયું; તેણીનાં મોહોડાંપરથી જોન કહી આપતો કે તેણી એક દયાળુ બાનું હતી.

તેઓ ઉપર ગયા બાદ મીસીસ ફ્રેઅરે થોકડાને થોકડા કવીતાના તથા જુદાં જુદાં લખાણુના દેખાડયા બાદ પાછી બોલી, "હું બહુજ અભાગ્યણી છું કે મને એક દીકરો નથી." અને તેણી મનમાં જોનને પોતાનો દીકરો કરી લેવા ચાહતી હતી.

## પ્રકરણ ૨૫ મું.

### કામમાં થતો વધારો.

હાલ ફેબરવારી મહીનો પસાર થયો હતો, અને માર્ચ મહીનો શરૂ થતો હતો; વસંત રતુ પોતાનો સુંદર દેખાવ દેતી હતી. દરેક ઠેકાણે રમણ્ય દીસતું હતું, ઝાડો પોતાના લીલા સુંદર પેહેરવાશમાં વધારે સારાં દીસતાં હતાં, અને હજી જોન પોતાનાં પેલાંજ ઘરમાં અતી કામમાં રોકાયલો હતો.

માર્ચ મહીનાની અધવચમાં તેને કામ બહુ મળવા લાગ્યું અને આ મહીનામાં તે પોતાના સારા સ્વભાવના મિત્ર મી૦ વેલ્સને બે વાર મળી ચુકયો હતો, જે દયાળુ માણસે તેની પીઠ પર હાથ ફેરવી કેટલોએક દીલાસો દીધો હતો. એક દીવસે મુખ્ય અધીપતી (મી૦ વેલ્સ) તરફથી ચીઠી મળી, જેમાં જોનને આફીસમાં તેડવામાં આવ્યો હતો. તે આફીસમાં ગયો, જ્યાં મી૦ વેલ્સને તેની સાથે થોડી અગતજોગી વાત કરવી હતી. મી૦ વેલ્સનો દીકરો જેમ્સ વેલ્સ જેની ઉમર બાવીશ વરસની હતી, અને જે આજ ખાતાંમાં નોકરી હતો, તેની તબીયત સારી રહેતી નહોતી, અને તેથીજ ડાકટરે તેને હવા ફેરબદલ કરાવવા મોકલવા કહયું હતું.

મી૦ વેલ્સે આ જગો કોઇ બીજાને ન આપતાં જોનને પસંદ કર્યો, અને પોતાના દીકરાની જગા તેનેજ આપવાનો પક્કો ઠરાવ કરી, ઉપલી ચીઠી લખી તેને આફીસમાં બોલાવ્યો હતો. જોનને આવકાર સાથે દાખલ કરવામાં આવ્યો. જોન જેમ્સ વેલ્સને આ પેહલીજ વાર મળ્યો, તોપણ તેના ફીકા પડી ગયલા ચેહેરાપરથી જોનને તે માંદો

લાગ્યો. મી૦ જેમ્સ સ્પેન જવાનો વીચાર રાખતો હતો, અને તે પોતે સ્પેનમાં શું કરવા વીચાર રાખતો હતો, તથા ત્યાંથી પાછો આવ્યા બાદ શું કરશે, તે વીશે બહુ ખુશીથી જોનને વાકેફ કીધો; પણ ગરીબ બીચારો જાણતો ન હતો કે તે ત્યાંથી પાછો ફરી શકનાર નથી, કેમકે મોહતે તેની આસપાસ ઘેરો નાખ્યો હતો, પણ નજરે તે તેને જોઇ શકતો ન હતો. તેણે જોનને પોતાનાં કામથી વાકેફગાર કીધો, અને પ્રમાણીકપણે વર્તવા તેને ખરાં જીગરથી કહ્યું. વસંતઋતુ પુરી થઈ હતી; જોન અડધી રાત સુધી પોતાનું કામ બહુજ કાળજીથી કરતો; અને આ નોકરીમાં તે સારો પગાર મેળવતો હતો.

મીસીસ રીડલનું હમેશાં જોન પર કાગજ આવતું, અને એક વેળા જોને જ્યારે તેણીને મીસીસ ક્રેઅરની દુવા લખી ત્યારે તેણીએ મીસીસ ક્રેઅરને ઓલખી. જોનની માતાએ પોતાના કાગજમાં લખ્યું હતું કે તેણી બહુ અજબ થવા લાગી કે, જોને તેણીને શી રીતે ઓલખી હશે.

મીસીસ રીડલે જોનને તેણીની હાલત વીશે પુછ્યું હતું, અને જોને તેના જવાબમાં લખ્યું હતું કે, તે કશું જાણતો નહોતો.

જોન અવારનવાર તેણીને માટે ફળ ફુલ તથા બીજી ઘણી વસ્તુઓ મોકલતો, જે તેણી બહુ માન સાથે સ્વીકારતી હતી. જ્યારે જોન તેણીનાં દીવાનખાનામાં આવતો, ત્યારે તેને ત્યાં જોઇને તેણી બહુજ ખુશી થતી, અને પોતાના કઠોર અવાજે થોડાંક ગીત ગાતી, અથવા પોતાની રચેલી ચોપડીઓ દેખાડતી, અને મનમાં મલકાતી હતી કે જોનને તેણી હમેશાં ખુશ કરતી હતી.

બે મહીના તેઓની વચ્ચે દોસ્તી થયાને પસાર થયા હતા. હવે એક દીવસે એક અકસ્માત બન્યો, જેથી જોનની માયામાં વધારો કર્યો; પણ તે પ્રીતી ફક્ત એક માને છાજતીજ હતી. એક દીવસે સાંહજે જ્યારે મીસીસ ક્રેઅર અને જોન બંને ફરીને આવ્યાં, ત્યારે બારણાં આગળ ગાડી આવીને ઉભી રહેતાંજ મીસીસ ક્રેઅર ગાડીમાંથી ઉતરવા ગઈ, પણ તેટલાં તેણીનો પગ ડ્રેસમાં ભેરવાઇ ગયો, અને બહુજ જોરથી આવીને તેણી બંગલામાં જવાનાં પગથીયાં પર આવીને અફડાઇ.

જેવી તેણીએ ચીચ્યારી પાડી, કે તરતજ જોન તેણીની મદદે દોડી ગયો અને ઉપાડી લીધી. તેણીને બહુ સખ્ત ઇજા થઈ હતી, અને જ્યારે "હયાના" ડાકટરને તેડવા ગઈ, ત્યારે સઘળો વખત જોન તેણીની પાસેજ રહયો.

તેણીનો પગ ભાગી ગયો હતો, અને આ દુઃખની વેળા જોન તેણીની પાસેજ રહેતો, અને તેણીને માટે દુઃખી થતો હતો.

એક દીવસે તેણી બોલી, "જોની મારા દીકરા, તારા વગર હું શું કરતે તે હું કહી શકતી નથી." આ સાંભળી જોન હસી પડયો.

એક દીવસે જ્યારે જોનની માતાએ એક ટોપલી ભરીને અતી સુંદર ફુલ મોકલ્યાં, ત્યારે તે સઘળાં ફુલ જોન મીસીસ ક્રેઅર પાસે લઇ ગયો. આ ફુલ જોઇ તેણી બહુજ ખુશી થઇ. તેણીની આંખમાં આંસુઓ આવ્યાં, પણ તે ખુશીનાં હતાં.

તેજ દીવસે જોન પોતાના ઓરડામાં લખતો બેઠો હતો, તેટલામાં 'હયાના'એ ઓરડામાં આવીને કહયું, "સાહેબ, તમારાં માતાજી આવ્યાં છે."

જોન એકદમ પોતાની ખુરશીપરથી બહુ અચરતીમાં ઉઠયો, અને પાછળ જુએ છે તેટલામાં તો તેની મા તેની પછવાડે હસ્તી ઉભી હતી.

"મારા વાહાલા, મારા વાહાલા," તેણી જોન પાસે જઇને બોલી, અને તેના ગળે હાથ વીટાળીને તેને ચુંમી લીધી. "તું મને અહીં જોઇને અજબ તો થતો હશે, પણ તુંને નહીં લખવાનું કારણ એ હતું કે, મારૂં આવવાનું નક્કી નહોતું, કેમકે તારા બાવાજી બહુજ માંદા છે, અને તેઓને મુકી આવવાનો મારો જીવ ચાલ્યો નહીં-પણ બીજું કોઇ મારી સાથે આવ્યું છે, અને તેણેજ મને અહીં આવવાને ઓહોસ કરી."

"અને તે કોણ છે?" જોને હસીને પુછયું.

"ચાલ મારી સાથે, અને જો!" તેની મા બોલી. પછી જોન ઊઘાડે માથે પેલા બગીચાની એક બાજુએ ગયો, જ્યાં ગાડીમાં લીલી ચોમસ બેઠેલી હતી.

લીલી પોતાનો હાથ શેહેકંડ માટે લંબાવતાં બોલી, "તમો હમુને જોઇ બહુજ અચરત થયા હશો?"

આ સાંભળી જોન હસી પડયો.

થોડો વખત ત્યાં ચુપકીદી પંથરાઇ, પણ પછી મીસીસ રીડલ હસીને બોલી, "જોન, તેં મીસ લીલીને અંદર બોલાવવી જોઇએ."

"અલબત, તમોએ અંદર આવવું જોઇએ," તેણે કહયું. આ બોલતાં તેણે લીલીને ગાડીમાંથી ઉતરવાને માટે હાથ આપ્યો.

"હું-હું થોડાક ડ્રેસ વેચાતા લેવાને માટે અહીં આવી હતી અને મારી સાથેજ મીસીસ રીડલ પણ આવ્યાં, અને તમે જાણોછો તેમ, તેઓ તમને મળવા આવ્યા વગર જતે નહીં."

"હું તમને બંને જણને અહીં જોઇ બહુજ ખુશ થયો છું-તમો અંદર આવશો?"

આ બોલતાં જોન પોતાની માતા તથા લીલીને ખાવાના ઓરડા (ડાઇનીંગ રૂમ)માં લઇ ગયો, અને પછી જોનનાં લખાણ જોઇને લીલી બહુ ખુશ થઇ, પણ જ્યારે તેણીએ જેમ્સ વેલ્સની વાત સાંભળી ત્યારે તેણી અતીસ્ય દલગીર દીસ્તી હતી.

તરતજ હયાના અંદર દાખલ થઇ.

"સાહેબ, મીસીસ ક્રેઅર કહે છે કે આ બાનુંઓ ચાહ લેશે?"

"નહીં ! નહીં ! તેઓ ચાહા પીને આવ્યાં છે."

હયાનાના અંદર દાખલ થવાથી તેમની વાતચીતમાં ખલલ થઈ, પણ મીસીસ રીડલ હવે બીજી વાત કરવા લાગ્યાં.

"મારા વાહાલા જોન ? તું શું એમ કહેવા માંગે છે કે તું ઉપર જઈને પેલી ઘરડી મીસીસ ક્રેઅર સાથે વાતચીત કરે છે, અને વળી તેને સર્વે વાતની મદદ આપે છે ? "

"માયજી, તેણી ફક્ત એકલી છે, અને બહુ દુઃખ વેઠે છે."

"પણ ત્યારે શું તુંને તેણીની દાસી અથવા ચાકર થઇ રહેવું જોઇયે ?"

એ વાતને હું–હું બહુજ પસંદ કરૂં છું," લીલીએ ધ્રુજતા હોઠોએ કહયું.

તે હોટેલ છોડયા પછી તેઓ બંનેએ એક દહાડા માટે લંડનનાં હોટેલમાં, જ્યાં લીલી અને મીસીસ રીડલ ઉતર્યાં હતાં, ત્યાં જોનને આવવાને બહુજ આહાંસ કરી; પણ જોને ના કહેવાને બદલે પોતાનું માથું હીલવ્યું, અને બોલ્યો, "તમો જાણો છો તો ખરાં, કેમકે એક મીનીટની ફુરસદ મલતી નથી, અને રાતની વખતે ખાણું લેવાને માટે ન બને એમ છે."

"શું તું એટલોબધો ગુલામ થઈ રહયો છે કે તુંને બીલકુલ ફુરસદ મલતી નથી ?" તેની માતાએ ત્રાસદાયક રીતે પુછયું.

"તમો કહો છો એમ તો નથીજ, પણ હું રાત્રનો ઘણો ખરો વખત આફીસમાં રહું છું, અને રાત્રે તમારી સાથે મને જમવાને બીલકુલ વખત મળશે નહીં."

"ત્યારે તમો બપોરે હમારી સાથે જમવા આવશો ? " લીલીએ પુછયું.

થોડો વખત વીચાર કર્યા બાદ જોને આવવાને હા પાડી; પછી તે પોતાની માતા તથા લીલીને ગાડી સુધી પોંહોંચાડવા ગયો, અને ગાડી નજર આગળથી દુર થઈ નહીં ત્યાં સુધી તેને જોતો રહયો, અને પછી તરતજ ઘરમાં ગયો.

## પ્રકરણ ૨૬ મું.

### મી૰ રીચર્ડ રીડલનું મોતનું બીછાનું.

મીસીસ રીડલ તથા લીલી મીસીસ ક્રેઅરનાં ઘરથી થોડે દુર ગયાં નહીં, તેટલાંમાં તેઓની વચ્ચે નીચે મુજબ વાત થતી હતી.

"એવણ કેટલા બધા લેવાઈ ગયા છે ? " લીલીએ કહયું.

"એ માંદો જણાય છે–ખરેખર એને કામ હદ કરતાં વધારે કરવું પડે છે." મીસીસ રીડલે ઉત્તર વાળ્યો.

"એવણ કેટલાં દુઃખી જણાય છે–ખચીત એવણે બહુજ વેઠયું છે." લીલીએ કહયું "તમોએ જોયું કે એના વાળ સફેદ થતા જાય છે ? "

હમણા આ બંને બાનુંઓમાં બહુજ મીત્રતા બાઝી હતી; મીસીસ રીડલને લીલી સાથે મીત્રતા કરવાને ઘણાં કારણ હતાં, અને મુખ્ય કારણ વાંચનાર જાણે છે તેમ, પોતાના દીકરાને લીલી સાથે પરણાવવું હતું.

"મારી નજેર તેના વાળપર બીલકુલ પડીજ નથી," મીસીસ રીડલે દુઃખથી હસીને કહયું "પણ તેની આ જીંદગી બહુજ કંગાળ છે."

આખે રસ્તે, એટલે હોટેલ સુધી તેઓ બંનેએ જોનનીજ વાત કીધી.

બીજે દહાડે જોન આવ્યો.

"આજે હું તારી સાથે ફરવાને બીલકુલ નાલાયક ગણાઉછું" જોને હસીને કહયું.

"જો તમો ફરીથી એમ બોલશો, તો હું તમારી સાથે ગુસ્સે થઈશ !"

જોન હમેશના જેવો હસમુખો આજ દીસતો ન હતો. તેનામાં કેટલોક ફેરફાર થયલો દીસતો હતો, તેને રાત દીન પોતાના ધંધાની ફીકર હતી.

હવે તેઓ જોનથી છુટાં પડયાં. આ પેહેલીજ વાર તેની નોકરી પર આવ્યા બાદ પોતાની મા, તથા મીસ લીલી સાથે બપોરનું ખાણું (લંચ) લીધું હતું. તેણે પોતાની માને એક દીવસ વધુ લંડનમાં થોભવાને આહાંસ કરી, કેમકે તેઓએ કોઇ વેળા લંડન શેહેર જોયું નહોતું. પણ તેઓ થોભી શકયાં નહીં.

આ વાતો પુરી કરી જોન તેઓને હોટેલમાં રાખી પોતે પોતાની નોકરી પર ગયો.

બીજે દીવસ સવારે જોનને લંડન શેહેરની પોતાની આફીસમાં મીસીસ રીડલ તરફથી એક તાર મલ્યો, જે તાર નીચે મુજબ હતો :–

"જોન, એકદમ અહીં આવ, તુંને કંઈ ખરાબ ખબર કહેવી છે."

આ તાર મલતાંજ જોન હોટેલમાં જવા તૈયાર થયો. ખરેખર તેને માટે આ ખબર બહુજ ખરાબ હતી.

મીસીસ રીડલને આ ખરાબ ખબર લુસી તરફથી મલી હતી, જેમાં તેણીને જલદી બોલાવી હતી.

"વખત ખોહવો નહીં, એકદમ નીકળી પડવું, મારા બાવાજી ભયભીત હાલતમાં છે."

તેઓ સર્વેએ ધાર્યું કે કદાચ ગરીબ બીચારો મી૰ રીડલ મરી ગયો હશે અથવા મરી જવાની તૈયારીમેં હશે. ડાકટરે મીસીસ રીડલને આગળથીજ ચેતાવ્યું હતું કે તે હવે વધુ દીવસ કાદનાર નથી, અને જ્યારે જોન હોટેલમાં જઈ પુગો ત્યારે તેની મા રડતી હતી. ગયલા દીવસો તેણીને યાદ આવ્યા, જે દીવસો તેણીએ રીડલના સુખભર્યા આશરા હેઠળ ગુજર્યા હતા.

હમણા કંઈજ નહીં પણ મી૰ રીડલ સાથે મોહોડે મોહોડું બે બોલો વાત કરવા તેણી ઈંતેજાર હતી.

તેણી મી૰ રીડલ તરફ સદા વફાદાર હતી.

જ્યારે જોન આવ્યો, ત્યારે તેણી બોલી, "મને એકદમ જવું જોઇએ."

"લીલી પણ તમારી સાથેજ આવે છે?" લીલી તરફ જોઇને તે બોલ્યો.

"અલબત, મને પણ જવું જોઇએ. હું તમારી માતાને હવે એખલી જવા દઇશ નહીં."

"હું તારો મોટો ઉપકાર માનું છું," તેણે કહયું "તમારી સાથે આવવાને મને આજે રજા મળશે નહીં. પણ કદાચ કાલે હું આવીશ."

"નહીં, નહીં, મારા વાહાલા દીકરા" (મીસીસ રીડલે પોતાનાં આંસુઓ લુછતાં, પોતાના પ્યારા, પતીની કશી દરકાર ન કરતાં જોનને પાછું કહયું) "તારે ડીલફોર્ડથી દુર રહેવું જોઇએ."

આ તેણીના બોલવાનો અર્થ જોન સમજી ગયો; તેણીને ડોરોથીનું કાગજ યાદ આવ્યું, જેમાં ડોરોથીએ પોતાના બાપથી વેગળો રહેવા જોનને લખ્યું હતું, અને લીલી પણ તેણીના બોલવાનો અર્થ સમજી ગઇ, કેમકે તેણીના પીત્રાઈ ભાઈ ફ્રેંકે તેણીને સઘળી વાત કહી હતી.

"જોન, તમારે ડીલફોર્ડમાં આવવું નહી, હું તમારી માને બનતી મદદ આપીશ."

આ સવાલનો જોને ઉત્તર વાળ્યો નહીં. તે તેઓને મુકવા સ્ટેશનપર ગયો, અને તેઓની ટીકીટ કરાવી આપી તેઓથી છુટો પડયો.

તેનાં જીગરપર ફરી દુઃખે ગલબો કર્યો હતો; તે જાણતો હતો કે જો કદાચ તેનો બાપ મરી જાય તો કરજવાળાઓ આવીને તુટી પડશે, અને જોનની બેહેન અને માને ઘરમાંથી કહાડી મુકશે.

આ વીચાર કરતાં તેનું અંતઃકરણ ફાટી ગયું અને મનમાં પ્રાર્થના કરવા લાગ્યો કે ઇશ્વર મારા બાપને બચાવે! પણ બીજે દહાડે તેનીપર લીલીનું એક કાગજ આવ્યું, જેમાં તેના બાપનાં મરણની ખબર મલી હતીઃ

"મી० જોની,

અમો વખતસર આવી પોહોંચ્યાં નહીં. અમો ડીલફોર્ડ આવી પુગ્યાં તેની અગાઉ તમારા વાહાલા બાવાજીએ પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કીધો હતો. તેઓનો ચેહેરો સુખ અને શાંતીથી ખીલી નીકળ્યો છે. હવે આપણે તેઓ વીશે વધુ ગમ કરવો ન જોઇએ. તમારી મા બહુજ દુઃખમાં છે, અને તમારા પર કારડ લખવાને તેઓએ મને કહયું છે. તમોએ કશી વાતે ચીંતા કરવી નહીં, અને તમો ડીલફોર્ડમાં આવતા ના. મી० લોરન્સને હું મળી સર્વે વાતની તજવીજ કરીશ, અને કોઇબી રીતે અડચણ પડવા દઇશ નહીં અને મને તમારી ખરી મીત્ર જાણી તમો મારી પર વીશ્વાસ રાખશો એવી આશા છે.

પણ ફરી ફરીથી હું તમને કાલાવાલા કરૂં છું કે તમોએ ડીલફોર્ડમાં આવવું નહીં. હાલ એજ.

લી० તમારી સદાની સાચ્ચી,

**લીલી થોમસ."**

આ કાગજના જવાબમાં તેણે લખ્યું હતું કે તેના પોતાના બાપની લાશ લઇ જવી નહીં, કેમકે તે વેળા તે હાજર થશે. આવી વેળાએ એટલે તેઓની ગરીબાઇ વચ્ચે લીલીએ એક ખરા મીત્ર તરીકે ઝાપેલી આ સર્વે મેહેરબાનીનો ઉપકાર માની તેણે થોડીક લીટીઓ ઉમેરી, તે આ નીચે પ્રમાણે હતીઃ—

"તેં ડીલફોર્ડ નહીં આવવું એનો અર્થ હું સમજી ગયો છું. હું મી० ઓબરાયનની ધમકીથી ડરીશ નહીં, અને છેલ્લી વેળાએ મારા વાહાલા બાવાજીનું મોહોડું જોવા આવીશ, જે ફરીથી હું કોઇ કાલે પણ જોવા પામીશ નહીં. હું કાલે ડીલફોર્ડ આવીશ, અને હું આવું ત્યાંસુધી. તારોજ સદાનો સાચ્ચો, અને આભારી

જોની રીડલ."

આ કાગજ વાંચ્યાથી લીલીની જોન તરફની કાળજી વધી. પણ તેણીને કશો ઉપાય સુજ્યો નહીં, અને ઇચ્છવાં લાગી કે જોન આવી વેળાએ સુરક્ષીતપણે રહે.

તેની મા પણ બહુજ વીચારમાં પડી, જ્યારે લીલીએ તેણીને જોનનું કાગજ દેખાડયું. પણ આથી તેણી મગરૂર થઇ કે તેણીનો દીકરો મી० ઓબ્રાયન જેવા માણસથી પણ ડરતો નથી, અને હીંમતવાન છે. તોપણ તેણીએ જોનને આવવાને ના કહયું હતું.

જે સાંજે ગરીબ બીચારા મી० રીડલને અવલ મંજલ પોહોંચાડવામાં આવવાનો હતો, તેજ સાંજે જોન ત્યાં જઇ પુગો. તેણે મી० વેલ્સને બે ત્રણ દહાડા માટે બીજાને પોતાનો ચાર્જ આપવા કહયું, અને તે તેણે કબુલ કર્યું. ગરીબ મીસીસ ફ્રેઅર જોનના જવાની ખબર સાંભળી બહુજ ચીંતામાં પડી, અને પોતાનું શું થશે તેનો વીચાર કરવા લાગી.

"તમો આવશો તેટલાં તો હું મૃત્ય પામેલી હોઇશ." તેણી પોતાનાં આંસુઓ લુંછતાં બોલી.

"તમોએ એવું બોલવું ન જોઇએ," જોન બોલ્યો.

"શું મારા ગરીબ બાવાજીનું છેલ્લી વખતે મોંડું જોવા દેવા તમો રાજી નથી?"

"નહી! નહી!" જે તમો કરો છો તે રાસ્ત છે, પણ મારા વાહાલા દીકરા, તમુને હવે કદાચ દુઃખ સેહેવવું પડશે?" તેણી બોલી.

"મીસીસ ફ્રેઅર, હવે હું નવાં દુઃખમાં આવી પડીશ; મારા પીતાજી એક ખુવાર થઈ ગયલા માણસ હતા, અને હું એક કમનસીબ માણસનો દીકરો છઉં. મારી સઘળી મીલકત ઘરેણે મુકી છે, અને હમો કરજદાર છીએ." પછી ગરીબ મીસીસ ફ્રેઅરે જોન નહીં જોય એમ પોતાના રોમાલની ગાંઠ છોડી, અને રડતી અશમોએ જોનને સો પૌંડની રકમ લેવા કહયું, જેથી જોનને બહુજ અચરતી પેદા થઇ.

"તું જાણે છે કે હું પૈસાદાર નથી," તેણી બોલી, "પણ મારા વહાલા દીકરા, જો સો પાઉન્ડ તુંને આવી વેલાએ જોઇતા હોય તો, તે હું બહુજ ખુશીથી આપવા તૈયાર છું. અરે, જોન, પાછા વાળ ના! હું તુંને મારા પોતીકા દીકરાથી વધુ ચાહું છું, અને આ રકમ એક તારી ગરીબ માતા તરફથી કબુલ રાખ." આવી રીતની મેહેરબાનીથી જોનનું અંતઃકરણ પીગળ્યું, અને માના જેવા વાહાલથી તેણે તેણીનો હાથ લીધો.

"તમો બહુજ મમતાળુ છો," તે બોલ્યો, "ખરેખર બહુજ છો, પણુ મીસીસ ફ્રેઅર, એમ બની શકશે નહીં. તમોએ આપવાની માંગણી કરી તે મારા લીધા બરાબરજ થયું છે, હું મારા પોતીકા પૈસાથી મારા બાવાજીની ક્રીયા કરીશ, પણુ મને તમો કહો કે જયારે હું ચોપડી છપાવીને બાહેર પાડીશ ત્યારે તેમાંની એક નકલ તમો રાખશો?"

"મારા વાહાલા દીકરા, એક તો શું પણુ સો નકલો રાખીશ," તેણી બોલી, અને પછી જોન પાસથી વચન લીધું, કે જોન ગયા બાદ તેણીને કાગળ લખે. પછી તે મીસીસ ફ્રેઅરથી છુટો પડયો.

સાંજે તે ડીલફોર્ડનાં સ્ટેશન પર આવ્યો, જયાં તેને માટે ગાડી તૈયાર હતી, અને અડધા કલાકમાં તે પોતાને ઘેર જઇ પોંહોંચ્યો. તેની મા દીવાનખાનામાં તેને લેવા દોડી આવી, જેણીએ શોકના વખતમાં પેહેરવાનો સાદો કાળો ડ્રેસ પેહેરયો હતો. તેણીએ જોનને પોતાની છાતી સાથે દાબ્યો, અને ડચકાં ખાવા લાગી.

થોડા વખંત પછી તેણી બોલી "લીલીએ આવા વખતમાં મને દીકરા સમાન મદદ આપી છે," તેણીએ તેના કાનમાં લાગી કહયું, અને પછી ખાવાના ઓરડામાં લઇ ગઇ, જયાં તેની બેહેનો તેને ભેટવા ઉભી હતી.

"હમણા થોડીક બાબતો વીશે મી॰ લોરન્સને પુછપરછ કરવા લીલી કાસ્ટલ હીલ ગઇ છે, અને તેણી કાલે પાછી આવશે; જોન, જો તેણી નહીં હતે તો મારૂં શું થતે?"

આનો જોને કશો જવાબ આપ્યો નહીં, પણુ પોતાનાં મનમાં ખુશી થતો હતો કે લીલી ત્યાં નહોતી. તે પોતાના મરણ પામેલા બાપની લાશ પાસે ગયો, અને તેના ઠંડા પડી ગયલા ચેહેરા સામું જોયું. તેનાં સર્વે દુઃખનો આજે છેડો આવ્યો હતો. તે પોતાની સદાની શાંત ઉંઘમાં પડયો હતો. તે હસ્તો દીસ્તો હતો. જોને પોતાના બાપનાં બીછાણાં આગળ ગુંઠણીએ પડી, તેની પાછળ મુકી ગયલાં ત્રણ માણસનું પોષણ કરવાનું વચન આપ્યું, અને રડતો ઓરડામાં ગયો. તે ત્યાં ખુરશીપર બેસી તે ફીરતાર પાસે હુક બંદગી કરી અરજ ગુજારવા લાગો કે "હવે તું હમારી પર રેહેમ રાખજે અને મારી મા બેહેનોનું પોષણ કરવા મને શકતી આપજે." પણ એટલાંમાં એક નોકરે આવી તેનું બારણું ઠોકયું; આ અવાજ સાંભળી તે પોતાના વીચારમાંથી જાગૃત થયો. પછી પેલા ચાકરે ધીમેથી કહયું કે, "બહાર કોઇ તમુને છુપી રીતે મલવા માંગે છે."

"તે કોણુ છે?" જોને પુછયું;

"સાહેબ, મીસ ડોરોથી ઓબ્રાયન આવ્યાં છે, અને તેઓ થોડી મીનીટ તમારી સાથે ગુપ્ત રીતે વાત કરવા માંગે છે."

"તેવણુ કયાં છે?" જોને પુછયું;

તેણી જમવાના ઓરડામાં હતી, અને થોડાજ વખતમાં જોન ફીકરથી ધ્રુજતો ત્યાં જઇ લાગ્યો.

"મી॰ જોન, તમો મને અહીં જોઇને અજબ થશો. પણુ હું તમને કંઇ અગત્યની સુચના કરવા આવી છું. મારા બાવાજીએ સાંભળ્યું છે કે તમો આવ્યા છો, અને તમોએ તમારી સલામતીને ખાતર અહીંથી એકદમ આજેજ રાતે ઉપડી જવું."

"મીસ ઓબ્રાયન, તમોએ મને સુચના કીધી તે માટે હું તમારો આભારી છું; પણ તમો જાણોછો કે હું અહીં શા માટે આવ્યો છું, અને મારા બાવાજીને અવ્વલમંજલ પોંહોંચાડયા સીવાય હું ડીલફોર્ડ છોડી શકતો નથી." જોને આ સઘળું બહુ ધીમેથી, મક્કમપણે કહયું.

"મી॰ જોન, જો તમો અહીં વધુ વખત રહેશો તો તમારૂં ખુન થશે. તમારૂં અહીં આવવાનું સાંભળ્યું છે, ત્યારથી મારા બાવાજી ખુનપર ચહડયા છે."

"મીસ ઓબ્રાયન, તમોએ મારે ખાતર તસદી લીધી છે તે ઉપકાર હું જન્મ સુધી વીસરીશ નહીં; પણુ તમને મેં કહેલાં કારણુસર હું અહીંથી જઇ શકતો નથી. મારા વાહાલા પીતાજી કરતાં મારી જીંદગી હું કુચ્ચ બીસાદમાં ગણું છું, અને આવાં દુઃખની વેળાએ હું ઘર છોડી જાઉં, એ એક દીકરાને મોટું શરમભરેલું કહેવાય; તોપણુ મીસ ઓબ્રાયન, હું તમારા બાપને રસ્તે જઇશ નહીં."

"મી॰ જોન, હું ખરૂં કહું છું કે છેલ્લે પણુ તમે મારી બેહેનને પરણતે, અને તેથીજ હું તમને વગર મોતનાં મોતથી અટકાવું છું; મી॰ જોન, મેહેરબાનીની રાહે અહીંથી જાઓ!"

"હું તેમ કરી શકતો નથી! મારાં મરણ વાસ્તે હું પાછો હટવાનો નથી; તોપણુ માનવી જાતને એક વેળા મરવું છે અને મારી જીંદગી તો મને અકારીજ થઇ પડી છે."

આટલી વાતચીત થયા પછી ડોરોથી ફરીથી જોનને ડીલફોર્ડથી જતો રહેવાને કહી ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૨૭ મું.

### જોનનું ખુન કરવાની કોશેષ.

બીજે દહાડે સહવારે મી॰ રીડલને અવ્વલમંજલે પોંહોંચાડવામાં આવ્યો, અને તેના સદાનાં શાંત બીછાનામાં પડેલો જોવાને તેના ઘણા મીત્ર તથા પડોશીઓ આવ્યા હતા. તેણે પોતાના જનમમાં કોઇનું બુરૂં કીધું નહોતું, અથવા ચાહયું નહોતું. લોકોનું ભલું કરવાને તે સદા તૈયાર રહેતો. આજની સવાર ઘણીજ રમણ્ય દીસ્તી હતી. જુન મહીનાની લીલોતરીમાંથી તેની લાસ પસાર થતી હતી, તોપણુ આજની સવાર રીડલનાં કુટુંબમાં બહુજ દુઃખ ઉપજાવનારી હતી. જોન પોતાના બાપની લાસ પછવાડે ધીમે કદમે ચાલતો હતો. આ સર્વે લોકોમાં તેને દીલાસો દેનાર કોઇ નહીં, પણુ ફકત એકજ જણુ હતું, અને તે પેલો ઘરડો વકીલ મી॰ લોરન્સ હતો. તે જોનનાં સર્વે દુઃખો જાણુતો હતો. તે જોનની પાસે ગયો, અને બહુજ મમતાથી જોનનો હાથ પોતાનામાં લીધો, અને થોડાક દી-

લાસાના બોલ બોલ્યો, જે બોલ જોન નીચી નજર કરી સાંભળતો ઉભો, પણ આવું ધરવટ જોન અને પેલા ઘરડા વકીલ વચ્ચે જોઇને થોડાંક બીજા માણસો પણ તેને દીલાસો દેવા લાગ્યાં.

આખરે તે દલગીરી ભરેલી પળ આવી, જ્યારે જોનના બાપનો ખુબસુરત ચેહેરો તેની આંખ આગળથી સદાનો દુર થવાનો હતો. થોડાક માણસો જે મી૦ રીડલના અતી જુની દોસ્તો હતા, તેઓએ તેની લાસપર આંસુઓ ખેરવ્યાં.

આ સઘળાની વચ્ચે સર્વેથી વધુ વીલાપ કરનારો જોન હતો. જ્યારે તે ઘરથી પોતાના બાપની લાસ પછવાડે જવા નીકલ્યો, ત્યારે જોનને ડોરોથીની વાત યાદ આવ્યાથી મનમાં વીચાર કરવા લાગ્યો કે તેને પણ પોતાના બાપની કબર આગળ કદાચ દાટશે.

ડીલફોર્ડમાંનું તેઓનું દેવળ* એક ઊંચી ટેકડીપર હતું, અને તે ટેકડીપર ચઢવાને પથ્થરનાં પગથાં હતાં. આજે તે દેવળનો દરવાજો ખુલ્લો હતો, અને પાદરીઓ પોતાના કાળા પોશાકમાં તેને માટે પ્રાર્થના કરવાને ઉભા હતા. પછી મી૦ રીડલની લાસને ઉપર લઇ જવામાં આવી, અને જોન તેના બાપની લાસપર હાથ દઇને ચાલતો હતો, તેટલામાં તેની નજર એક માણસપર પડી, જે પેલી ભીંત (કોટ)ને અઢેલીને ઉભો હતો. તે માણસ કોઇજ નહીં, પણ પેલો મી૦ આલબર્ટ ઓથ્રાયન હતો. તેની આસપાસ બીજા ઘણાં માણસો હતાં, પણ ફક્ત તેણે મી૦ ઓથ્રાયન સામુંજ જોયું, અને જેવી તેઓ બંનેની નજર એક થઇ, તેવાજ મી૦ ઓથ્રાયને પોતાનું મોહડું ફેરવી નાંખીને દાંતો કકડાવ્યા, અને બહુજ ગુસ્સામાં આવ્યો.

થોડાક ધમકીના બોલો જોન સાંભળે એમ તે બોલ્યો, અને પછી પોતાનો હાથ ગજવાંમાં નાંખ્યો.

મી૦ રીડલને દાટવાની ક્રીયા થયા બાદ મી૦ ઓથ્રાયન પોતાનું કામ કરવાનો હતો. પાદરીએ પેહેલાં દેવળમાં પ્રાર્થના કરી, અને પછી કબર આગળ પ્રાર્થના કરવા ગયા, પણ હજી મી૦ ઓથ્રાયન જ્યાંનો ત્યાંજ ઉભો હતો.

તે પોતાનાં મન સાથે બબડયો, "પેહેલાં પેલા ઘરડાને દાટવા દઇશ અને પછી—" તેણે પોતાના દાંતો પીસીને પેલી પીસ્ટોલ ચાંપીને પકડી કહયું, "પછી હું એને જોઇ લઇશું." મી૦ ઓથ્રાયન પોતાનું ઘર છોડે તેની અગાઉ ડોરોથીએ ગુંઠણીએ પડીને બાપને આવાં ખુની કામથી દુર રહેવા કહયું. તે સવારથી આમ તેમ ગુસ્સામાં ફરતો, અને તેને મારવાને માટે યોજનાઓ કરતો હતો, પણ જ્યારે મી૦ રીડલની લાસ તેનાં ઘરપરથી પસાર થવા લાગી, ત્યારે ડોરોથીએ જોયું કે, મી૦ ઓથ્રાયન પોતાની પીસ્ટોલ કાઢતો હતો, અને તેમાં એક ગોળી નાંખીને ફરી બીજી બે ત્રણ પોતાના ગજવામાં નાખી; પણ ડોરોથીએ કગળીને કહયું કે, તેણે ખુન કરીને પેતાનાં નામને કલંક લગાડવો નહીં.

* વાંચનારે જાણવું જોઇએ કે થોડાં વરસની વાતપર લંડનમાં મુડદાંઓને દેવળમાં દાટતાં હતાં, અને તે વેળા કબરસ્તાન નહોતાં.

"અરે! બાવાજી, તમને મારી દયા આવતી નથી?" તેણી બોલી.

"તેણે મારી એમીને મારી નાખી, અને તેણીનું સદાનું રહેઠાંણ પાણીમાં કીધું, ત્યારે શું હું સુખી હઇશ? મારી દીકરી, મને એકદમ છોડી દે!" આ બોલતાં આલબર્ટે તેણીને વગર દયાએ આંચકો માર્યો અને ખસાડી નાંખી. "મેં સોગંદ લીધા છે—મારા સોગંદ પ્રમાણે હું વર્તીશ, અને આ વેળા જો ઇશ્વર ઉતરી આવે, તોપણ હું મારા કસમ પાછા ફેરવીશ નહીં."

આવા સખત બોલ બોલી, તે ઘરમાંથી બહાર પડયો. ડોરોથી અડધી બેભાનપણે, અને બીકની મારી આમ તેમ ફરવા અને દોડવા લાગી, અને શું કરવું તેના વીચારમાં પડી; પણ એક વીચાર તેણીને યાદ આવ્યો, અને તે એ હતો કે, તેણી ડીલફોર્ડ હોલમાં જઇ ખબર કહાડે કે જોન તેના બાપની લાસ પછવાડે ગયો છે કે નહી.

તેણી ડીલફોર્ડ હોલ (મી૦ રીડલનું ઘર) આગળ આવી પોંહોચી, તેટલામાં તેણીએ એક અબલાને કાળા પોશાકમાં બગીચામાં ફરતી દીઠી. હવે તેણીને ઘણાક વીચાર એકાએક આવી ગયા, અને તે સાથે તેણીને હીમત પણ આવી. તેણી પેલી અબળા આગળ દોડતી ગઇ, અને જેવાં તેણીનાં પગલાં સાંભળ્યાં, કે તરતજ પેલી અબળાએ પોતા પાછળ ફરીને જોયું અને ડોરોથીએ તેણીને મીસ થોમસ તરીકે ઓલખી. લીલીએ પણ પેલી થાકી ગયલી અબલાને ઓલખી, અને તેણીની સાથે વાત કરવાને થોભી.

"તમો કંઇ લેવા આવ્યાં છો?" તેણીએ મમતાળુ રીતે પુછ્યું. આ સાંભળી ડોરોથી ડચકાં ખાવા લાગી.

"અરે! મીસ," તેણી ધ્રુજતાં અને રડતાં, ભાગા તુટા અવાજે બોલી, "કદાચ એ વાત મેં તમને કહેવી ન જોઇએ પણ—પણ—શું, મી૦ જોન રીડલ તેઓના બાવાજીની લાસ પછવાડે ગયા છે?"

"હા! તેઓ ગયા છે," લીલીએ ઉત્તર વાળ્યો, જેણી પણ હમણા બહુ ધબરાયલી દીસ્તી હતી. "પણ તેઓ વીશે શું કહેવા માંગોછો?"

"અરે! ઓ! મીસ, ત્યારે તો બાવાજી તેને મારી નાખશે; તેવણ પોતાની પીસ્ટોલ લઇને એક ગાંડા માણસની પેરે તેને મારવા દોડયા છે. ઓ! મીસ, હવે આપણે તેને બચાવવાને શું કરીશું?"

આ વેળા ડોરોથી બહુજ ભયંકર સ્થીતીમાં હતી; તેણી પોતાના હાથ અફાડવા લાગી, રડવા લાગી, અને ખીજી એકજ પળમાં લીલીનો રંગ જે થોડા વખત અગાઉ લાલ દીસ્તો હતો, તે ફીક્કો પડી ગયો, અને તેણીએ પોતાની મનશકતી વાપરી.

"શું તમારા પીતાજી બ્યુલે ચર્ચ (બ્યુલે દેવળ) તરફ ગયા છે?" લીલી વગર થોભવે એકદમ બોલી.

"તેઓ કંઇ બોલ્યા નથી, કે ક્યાં ગયા છે—ફક્ત તેઓ એટલુંજ બોલ્યા કે, જો આ વેળા ઇશ્વર આવશે, તો તે

પણ તેને આવાં કામથી અટકાવી શકશે નહીં—પણ તેઓ સાંજ ગયા હશે, કેમજે તેઓ પોતાનાં મનમાં તે વીશેજ કંઇ બબડતા હતા."

"ત્યારે આવો," લીલી એક પળ પણ થોભ્યા સીવાય બોલી, "આપણે બ્રુસે ચર્ચ તરફ દોડીશું, કેમકે જો આપણે ત્યાં હોઇશું તો મી૦ ઓબ્રાયન તેને મારી શકશે નહીં."

આ વીચાર ડોરોથીને પણ બહુજ પસંદ પડયો. હવે તેઓ બંને જણ ખેતરોમાંથી, મેદાન, અને કાંટાની વાડમાંથી બહુજ ટુંકે રસ્તે બ્રુસે તરફ દોડતાં જતાં હતાં. તે બંને બાળાઓને આજનો રસ્તો બહુજ લાંબો લાગતો હતો, જ્યારે, વાંચનાર જાણશે કે બ્રુસે ચર્ચ ડીલફોર્ડથી બે માઇલને અંતરે હતું. આખરે તેઓએ પેલાં દેવળની ઇમારત જોઇ, જે બહુજ ઊંચી હતી.

"અરે! મીસ, જુઓ, જુઓ," ડોરોથી હાંફતાં બોલી; (મી૦ રીડલને અવલમંજલ પોહોંચાડવાની ક્રીયા પુરી થઇ રહી હતી, અને સર્વે માણસો પાછા પોતપોતાને ઘેર જવા નીકળ્યા.) "મીસ જુઓ, પેલા બાવાજી દરવાજા આગળની ભીંત પાસે ઉભા રહયા છે." લીલીએ પણ પોતાની નજર ઊંચી કરીને જોયું. પેલી હજારો વરસોની જુની ઈમારત, વાદળી રંગનું આસમાન, દેવળની આસપાસનાં મેદાનમાં ઉગેલાં 'કાઉસ્લીપસનાં ફુલ, અને દેવળની આસપાસની ઊંચી ઊંચી ભીંતો એ સર્વે લીલીએ એક પળકારામાં જોઇ લીધું. તે ભીતની પાસે એક માણસને જોયો, જેણે પોતાના હાથ લાંબા કર્યા હતા, અને હાથમાં કંઇ હથ્યાર પકડેલું હતું, જે સુરજનાં અજવાળાંથી ચકચકીત થઇ રહયું હતું.

એ સીવાય તેણીએ બીજાં માણસોને જોયાં, જેઓ લાસની પછવાડે આવ્યાં હતાં, અને હવે પાછાં પોત પોતાનાં ઘર તરફ ફરતાં દીસતાં હતાં. તેની ક્રીયા પુરી થઇ હતી; પેલા ગરીબ બીચારાને તેના બાપ પાસેજ દાટવામાં આવ્યો હતો, અને જેણે હવે ત્યાં પોતાનો વાસો કર્યો હતો, અને મીત્ર તથા પડોશીઓ દુઃખી થઇને કંઇક વાતમાં રોકાયલા હતા. હવે તેઓ પોતપોતાની ગાડીઓ આગળ આવ્યા, અને બધાની વચ્ચે લીલીએ પેલા ઊંચા બાંધાના માણસ આલબર્ટ ઓબ્રાયનને ઓળખ્યો.

"અરે! તેઓ હવે તો છેક લગોલગ આવી પોહોંચ્યા છે—આપણે બહુજ મોડાં આવ્યાં?" ડોરોથીએ ચીસ્યારી પાડીને કહયું," અરે! મીસ! મીસ લીલી, જુઓ બાવાજી પાસે પીસ્ટોલ છે. અરે! આવો દેખાવ હું જોઇ શકતી નથી, અરે! હું જોઇશ નહીં."

તેણી એક પથરા પાસે પડી ગઇ, અને બંને હાથો વડે પોતાનો ચેહેરો ઢાંકયો. પણ લીલી દોડતી ગઇ, તેણીતે પગથ્થયાંપર ચઢી, તેણી આગળ-આગળ વધી, જેણી પડતી પડતી, અને કાંપતી હાંફતી જોનની છેક લગોલગ જઇ ઉભી; તેણીએ મી૦ ઓબ્રાયનને જોયો, જે પોતાના હાથમાં પેલી પીસ્ટોલ ઊંચી કરીને મારવાની તૈયારીમાં હતો, અને જેવો જોન તેની પાસથી પસાર થયો, તેવોજ મી૦ ઓબ્રાયનને પડતાં લીલીએ દીઠો. તે લાસની પછવાડે આવનાર માણસોમાં એકદમ ધભરાટ પથરાઇ રહયો. રસ્તામાં તે લાંબો થઇ પડયો હતો. આ જોઇ જોન તે તરફ દોડતો ગયો, અને એકદમ તેને ઊંચકી લીધો. તે પેલો ખેડુત હતો, જેનાં મોહડાં પર લોહી અને પ્રાણ અતીશે ગુંગળાયલો હતો; બીજાનો જીવ લેતાં પોતેજ હાલ ભયભીત હાલતમાં પડયો હતો, અને તેણે પોતાની મગરૂરીમાં કહયું હતું કે ખોદાથી પણ તે પાછો હટનાર નથી. પણ નહીં, એમાં તેની મુર્ખાઇ હતી, અને કહેવત છે તેમ "ખોદા રાખનાર તેને કોઇ નહીં મારનાર," અને જોનની મદદે પણ ખોદાજ આવ્યો હશે.

[ સાંધણ છે. ] શુલબાઈ ખુરશેદજી ભુજવાલા.



## ઝાડપાન અને તેમનો વધારો.

### પ્રકરણ ૯ મું.

### ફળ અને બીયાં.




આપણે આગળ જોયું તેમ, ફુલમાં ગર્ભસ્થાનની અંદર કોઇમાં ઘણા પરડા થાય છે, અને તેમાં ગર્ભ દાખલ થાય છે, અને ગર્ભ ફળ્યા પછી ગર્ભસ્થાનને બીયાંસ્થાન અને ગર્ભને બીયાં કહે છે. પણ તે બીયાં પાકીને પાકટ થાય તે અગાઉ તેમાં બીજો કંઇ ફેરફાર થાય છે અને તે ફેરફાર બીયાંનાં રક્ષણ માટે આસપાસ વીંટળાયલાં પડમાં થાય છે. રીસેપટીકલ, કેલીક્ષ, અને કારપલ (પરડા) જુદી જુદી જાતનાં ફલને બનાવી પુખ્ત કરવામાં ઘણો ભાગ બજાવે છે. એવું કહે છે કે, પરડાની છાલ ત્રણ પડની થયલી છે, અને તેને અંદરનું, વચલું અને બહારનું પડ કરી કહે છે. ઉગતાં નાનાં ફળમાં આ પડ જણાતાં નથી, પણ પાકાં ફળમાં તે બરોબર માલમ પડે છે. કાજુ અને નારયલમાં અંદરનાં બીની ઉપર ઢંકાયલું કોટલું છે તે અંદરનું પડ છે. ત્યાર પછી જે શાખાવાળો નરમ ભાગ છે તે વચેનું પડ, અને છેલ્લે જે પાતળી છાલ છે તે બહારનું પડ છે.

જેને સાધારણ રીતે ફળ, નટ, બેરી, બીયાં વીગેરે કહે છે તેની ઉત્પતી કેમ થઇ તે હવે આપણે બારીકીથી તપાસ્યે.

કેટલાંક ફળો simple pistle (એકજ કારપલ)નાં થયલાં છે ને તેથી તેને simple fruit કહે છે. માવાદાર ફળ જેવાં કે દોપી ગર્ભસ્થાન ને કેલીક્ષના ભેગા ઉગવાથી થયલાં છે, અને ઠળિયાવાળાં ફળ જેવાં કે આલુ, સુકાં ફળ, જેવાં કે અનાજ, કોટલાંવાળાં ફળ જેવાં કે નટ, વીગેરે એકલાં ગર્ભસ્થાનનાં થાય છે.

નાનાં ઠળિયાવાલાં ફૂળ જેવાં કે ગુસગેરી, કરંટ, કેનબરી, દરાખ વીગેરેમાં જે નરમ ગાવાદાર ભાગ છે તે અંદરનાં પડનો થયલો છે, અને ગર્ભસ્થાન ને કેલીક્ષના ભેગા ઉગવાથી તેની છાલ બને છે. દોધીની જાતનાં બીજાં ફૂલો જેવાં કે કાકરી, તરબુચ, અને માવાદાર તરકારી વીગેરે બેરીનીજ જાતનાં છે પણ ફક્ત તેની છાલ કઠણ હોય છે. સફરજન, પેર વીગેરે વળી જુદીજ રીતે બનેલાં છે. એ ફૂળો compound pistle યાને જોડાયલાં કેલીક્ષનાં મળી થયલાં છે. એમ જોડાયલાં નલીના આકારનાં કેલીક્ષ ઉગીને તેનો માવાદાર ભાગ બને છે, અને તે આપણે ખાઇએ છીએ. એમાં ખરેખરાં seed vessel (બીયાંની કોઠલી) પાંચ હોય છે અને તેઓની વચ્ચે પરડા રહે છે. આ ફૂળો રીસેપટીકલના વધવાથી થયલાં છે.

ઠળિયાવાળાં ફૂળ જેવાંકે બોર, ચેરી, પીચ, જરદાળુ, બદામ વીગેરેમાં ઠળિયો અંદરનાં પડનો થાએ છે અને માવો વચલાં પડનો ને છાલ બાહેરનાં પડની બને છે. બદામમાં વચલું પડ રસનું ભરેલું ને ગાવાદાર હોતું નથી, પણ ચીવટ ને શાખાવાળું હોય છે.

સુકી ફૂતમાં માવો હોતો નથી. પણ તે ફૂળમાં કાંઇ પોતાની મેળે ફાટ પડીને ચીરાય છે. કોઇ અંદરનાં બી પાકટ થયા પછી ચીરાય છે ને કોઇ પેહેલાંથીજ છુટાં પડવા માંડે છે.

ખજુરીની જાતનાં બીજાં ફૂળ હોય છે. એ તમામ ફૂળમાં એક બી હોય છે. ઘઉ, ચોખા, જવ, બાજરી વીગેરે અનાજ પણ ખજુરી જેવાજ હોય છે. ચેસનટ, બીચનટ અને નાળીએર પણ એજ જાતનાં છે, અને તે બધાં બાહેરથી થોડાં કે ઘણાં એક પડમાં ઢંકાયલાં હોય છે.

ચીરાઇને ફાટે એવી જાતનાં ફૂળોમાં પાયરી વીગેરે છે. પાયરી એકજ પીસ્ટળની થાય છે, અને જયારે તે પાકટ થઇને પછી સુકાય છે ત્યારે પોતાની મેળે ઉભી ફાટે છે. કપાસીઆ કમ્પાઉન્ડ પીસ્ટળના બને છે અને તેઓમાં જુદી જુદી રીતે ભાગ થયલા છે. ખસખસના પોસને મથાળે જયારે તે સુકાએ છે ત્યારે ફાટ પોડે છે, અને તેને હલાવ્યે તો જેમ એક ખાલી દાબડામાં થો[ડ]ાક મરી નાખીને હલાવ્યે ને ખખરે તેમ ખખરે છે.

બીજાં કેટલાંક ફૂળ વળી એ[...]ખી ગુંચવણ ભરેલાં હોય
[...]નાનાં નાનાં ફૂળ મળીને
multiple fruit અથવા
[...]ાંનાં દરએક ફૂળ નાનાં
[...] accessory ફૂળનો
[...]ર ભાગ તમામ રી-
[...]યા જેવું તો હો-
[...]. [...] બતર
[...]ર ફૂળબી બ્લેક-
[...] થયલું છે, પણ
[...] સેંતુર ઘણાં
[...]ાવાદાર ભાગ
[...]ગરીની માફક
S.

[...] હેવા [...]
તેને મા[...]
મી૦ રીડલ[...]
ત્યારે ડોરોથી[...]
કાઢતો હતો, અને [...]
ત્રણ પોતાના ગજવામાં [...]
હતું કે, તેણે ખુન કરીને પ[...]

* વાંચનારે જાણવું જોઇએ કે થોડા
દબગમાં દાટતાં હતાં, અને તે વેળા કબરસ્તા[...]



# પ્રીન્સેસ ક્રીસ્ચાયનની ઘરસંસારી જીંદગી.

નામદાર પ્રીન્સેસ ક્રીસ્ચીયનની જીંદગીમાં આપણે એક સુખી, સાદાં અને ભપકાસપકા વગરનાં ઘરનો નમુનો જોઇયે છીએ. વીંડસરનાં બાદશાહી મકાનથી ફક્ત ચાર માઈલ દુર અને પાર્કમાં આવેલું છતાં, ત્યાં તમોને કાંઈબી દમામદાર ભપકા જેવું માલમ પડશે નહીં. 'આઈપી' અને 'વરજીનીયા'ના વેલાઓથી ભરાએલી એક સાદી રાતી ઈંટની હવેલી ભપકા કરતાં સગવડ વધુ દેખાડેછે; અને ઉંબર ઉપર પગ મુકયા પછી તેના બહારના દેખાવે આપણા ઉપર કરેલી સારી અસરને અંદરનો દેખાવ ઇનસાફ આપે છે.

આપણે હાલને રસ્તે દાખલ થતાં પ્રીન્સ ક્રીસ્ચીયને ઇંગલંડ, સ્કોટલાંડ, અને યુરોપના બીજા મુલકોમાં કરેલા શીકારોનાં માથાં ટાંગેલાં જોઇએ છીએ. એક નાની ચાલમાંથી પસાર થતાં પ્રીન્સેસનાં બાળકોની તેમનાં બચપણના વખતની સબીઓ તથા આતવારની સાંજે વારંવાર વપરાતું 'ઓરગન' જોઈ તેણીના પોતાના બેસવા ઉઠવાના ઓરડા તરફ આવગે છીએ, ત્યાંની બારીએથી જે સુંદર દેખાવ દીસે છે તે જોઈ આપણને અજાયબી લાગતી નથી કે પોતાના ખાસ ઓરડા તરીકે આ ભાગ પ્રીન્સેસે પસંદ કરયો છે. એકજ નજરે આપણે તેણીના માનીતા શોખોને જાણી લઇએ છીએ. તેણીનાં બચપણનાં ઘરના 'વાતરકલર સ્કેચો,' અને તેણીની પરણેલી જીંદગીનું પેહેલું ઘર 'ફ્રોગમોર.' ની યાદ તાજી રખાવનારાં ચિત્રો, સુંદર હુનરોની ચાહનારી અને મદદગાર તરીકે તેણીને પુરવાર કરે છે. ચાલતા વખતના જુદા જુદા સવાલો ઉપરની ચોપડીઓ આપણને દેખાડે છે કે પ્રીન્સેસ અઠંગ વાંચનારી છે, જયારે ઉપયોગી અને ઘણી વપરાયલી લખવાની તેબલ ગવાહી પુરે છે કે સાહીત્યની દુનિઆમાંથી તેણીએ પોતાનું નામ કહાડયું છે. જુદે જુદે વખતે તેણી પોતે એક ગ્રંથકરતા અને તરજુમો કરનાર તરીકે પ્રજા આગળ બાહેર પડી છે; અને જે બોહલો ફેલાવો તેણીની ચોપડીઓ જોવા પામી છે, તે ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે તેણીની ચાલાકીની પુરતી કદર બુજવામાં આવે છે.

એક પોહળો દાદર ચઢવા પછી પ્રીન્સેસ વીકટોરીયાના સુવા બેસવાના ઓરડા મુકી પ્રીન્સેસ ક્રીસ્ચીયનના બ્લ્યુ કાગજ જડેલા ઓરડા તરફ આવી પોહચ્યે છીએ. મિત્રો અને સગાં વાહાલાંઓની સબીઓ આ ઓરડાની મુખ્ય શોભા છે.

અને લખવાની તેબલ ઉપર પ્રીન્સ ક્રીસ્ચીયનનું પ્રશીયન લશ્કરી લેબાશમાં પાડેલું આખાં કદનું પેન્ટીંગ આપણું ધ્યાન ખેંચે છે.

અને હવે સવાલ ઉભો થાયછે કે પ્રીન્સેસ ક્રીસ્ચીયન પોતાનો વખત કેમ ગુજારે છે? પ્રીન્સેસ હજુ તો જુવાન છે, માટે જો આપણે તેણીએ હગણાં સુધીમાં જે બજાવ્યું છે તેનો વિચાર કર્યે તો, નજરે જોનારાઓ કહે છે કે "સહવારના પોહરથી તે મોડી રાત સુધી તેણી જરાકબી આળસુ રહેતી નથી," તેમાં કશી અજાયબી જેવું લાગશે નહીં. પ્રીન્સેસ ક્રીસ્ચીયને ઘણુંએક વખાણવા લાયક ખાતાંઓની શરૂઆત તથા વધારામાં લીધેલી ઉલટને લીધે તેણીની જાહેર જીંદગી એટલી તો પ્રખ્યાત છે કે આ ઠેકાણે તેમને માટે ઘણું લખવાની જરૂર નથી. આપણને ખાસ કરીને તેણીની ઘરની જીંદગી માટે લખવું છે, પણ એમ કરતાં ઘરની ફરજો સાથ જોડાયલી તેણીની જાહેર જીંદગી માટે કાંઈજ નહીં બોલવું અશક્ય છે.

ભર શીયાળામાં વડીક અઠવાડયાંમાં ઘણીક વખત સહવારના નવ વાગવા અગાઉ લંડનમાં ભરાનારી મીટીંગોમાં હાજર થવા વીંડસરમાં હંકારી જતી તેણી માલમ પડતી હતી. રોયલ બ્રિટિશ નર્સ એસોસીએશન"ની સ્થાપના કરી તેણી ઘણી પ્રખ્યાત થઈ છે. આ મંડલીની મતલબ પુરતું શીખેલી નર્સોનાં નામો રેજીસ્ટર કરાવવાની છે કે જેથી જરૂરની વખતે શીખતા ઉમેદવારોની વતી તેમને મોકલવાને બની આવે. પ્રીન્સેસ ક્રીસ્ચીઅનની કદી ન થાકે એવી મેહનતનેજ આ આસોસીયેશનને આપવામાં આવેલો અઢારસેંતાણુંનો ખાસ પરવાનો આભારી હતો. એક જાણીતો તબીબ લખે છે કે, "આ મહાન કામમાં પ્રીન્સેસ ક્રીસ્ચીયનનું ફક્ત નામજ જોડાયલું નથી, પણ તેણીની ચાલુ હાજરી અને ડહાપણભરી સુચનાઓએ આ હીલચાલની માતા તરીકે તેણીને સાબેત કરી આપી છે."

આ ખાતું હવે આખી દુનિયામાં ફેલાઈ ગયું છે, અને દક્ષિણ આફ્રિકા, આસ્ટ્રેલીઆ અને બીજે ઘણે ઠેકાણે તેની શાખાઓ ઉઘાડવામાં આવી છે, જયાં આ ખરેખરી બાદશાહી બાનુની સતા ચાલે છે, અને જયાં તેણીનું નામ સાંભળતાંજ તેણીને આશીરવાદના સખુનોથી વધાવી લેવામાં આવે છે.

પણ તમે એક પળબી એવું ના ધારતાં કે નર્સો માટેની તેણીની મેહનત ફક્ત આ આસોસીએશનનાં ભલાં તરફજ અટકી રહી છે. તેણીનાં ચંચલ ભેજાંએ "આસાએશનાં ઘરો" "નર્સોનાં ખાતાંઓ" ઈત્યાદી પરોપકારી યોજનાઓ રચી છે, ખરૂં કહીએ તો કોઈબી વર્ગની સ્ત્રીએ તેણીના જેવી ખંતીલી મેહનત નર્સોનાં ભલાં માટે કરી નથી. આજારીની બરદાસ્ત સેવામાં પ્રીન્સેસ પુરતી કુશળ છે. ઇનફ્લુએનઝાના વખતમાં જયારે તેણીના ઘરખટલામાં એક જણ ઘણું રીક પડી ગયું હતું, તેની માવજત તેણીએ થાક્યા વગર કરી. ઘણા મુશ્કેલ બનાવો વખતે તેણીનાં ઉપયોગી જ્ઞાને ઘણાક ડાક્ટરોનેબી અજાયબ કીધા છે. દલગીરી કે દુઃખનો હેવાલ તેણીનાં ખરાં સ્ત્રીને લાયકનાં કોમળ દિલમાં ઊંડી અસર કરે છે, અને તે વેળાએ માંદાં માણસોનાં દુખમાં ઘટાડો કરવાને માણસાઈ શક્તી જે કાંઈ બજાવી શકે તે સઘલું કરવાને તેણી પોતે કામે લાગે છે. ખરેખર તેણીને માટે કહેવાઈ શકાય કે—

"જયારે દલગીરી અને વેદના ભવાંને ફાડી નાખે છે,
ત્યારે તું હમારો સંભાળ કરનાર ફરેસ્તો છે."

અસલના સીવવાના નાદર હુન્નરને સજીવન કરવા અને ગરીબ અહસ્થ બાનુઓને ધંધો પુરો પાડવા ૧૮૭૨ માં "રોયલ સ્કુલ ઑફ આર્ટ નીડલવર્ક" સ્થાપવામાં આવી હતી; તે જોકે તેના જન્મ માટે નહીં તોબી હાલની આબાદ હાલતને માટે પ્રીન્સેસ ક્રીસ્ચીયનને આભારી છે. આ બાદશાહી પ્રમુખ અને તેણીની કમીટીના આશ્રય હેઠળ એકાવન બાનુંઓ સંસ્થાનોમાં શીક્ષકો તરીકે કામે લાગવા ગઈ છે, જયારે પાંચ જુના શીષ્યો અમેરીકામાં ડેકોરેટીવ આર્ટ સોસાયટીના વડા તરીકે કામ ચલાવે છે. હમે બીજાં એવાં ઘણાંક ખાતાંઓનાં નામ દઈ શકયે કે જયાં એ નામદાર સ્ત્રીએ તેમની ગતીને જોર આપ્યું છે. હેલીના કોલેજ તેણીને પોતાની વડી તરીકે ગણવામાં મગરૂરી લે છે, અને તેણીનાં જેવી બાહોશ વજાડનારી જે કાલજી લે છે, તે માટે "રોયલ કોલેજ ઓફ મ્યુઝીક" પોતાને કીર્તી મલેલી સમજે છે; પણ પોતાનાં ભાઈબંધ મનુષ્યોના લાભ માટે ફક્ત પરોપકારી ખાતાંઓજ સ્થાપીને તેણી અટકી નથી. હમે સાંભળ્યું છે કે, લંડનના પુર્વ ભાગમાં વસતાં ગરીબોગાંનાં એકે તેણીને "હમારી શાહજાદી"નું નામ આપેલું હતું, અને ખરેખર આ નામને લાયક તેણી બનીજ હતી.

લંડનની કંગાલ્યતમાંથી વર્ષના થોડાક દહાડા બાળકોને ગામડાંની ચોખ્ખી હવામાં રાખવાના હગણા ચરચાતા લોકપ્રીય સવાલની તેણી ઘણી તરફેણમાં છે. કમબરલેન્ડ લોડજથી ચાલી શકાએ એટલા તફાવતે એક નાનું ઘર આ મતલબને ખાતર ઉઘાડવામાં આવ્યું છે. ૭ અને ચૌદ વર્ષની વચ્ચેનાં નજદીક એકસો છોકરાંઓને બાર બારનાં ટોળાંમાં અંહી ઉનારો આપવામાં આવે છે, અને અંહી એક પખવાડયું ગુજારવા પછી "રાણીની દીકરી"ની તરફથી મેળવેલી ઘણીએક મેહેરબાનગીની વાતો લંડન લઈ જાય છે.

જે બાળકોની માતાઓ આખો દહાડો કામમાં રોકાયલી હોય છે, તેમની સહવારથી સાંજ સુધી જતન લેવાનાં કામમાં પણ પ્રીન્સેસ ઘણો ભાગ લે છે. વળી યંગ વીમેનસ ક્રીસ્ચીયન એસોસીયેશનની વીંડસર અને ઈટનની શાખાઓની તેણી વડી છે, અને તેણીની પુષ્કલ રોકાણ છતાં આ ખાતાંનીબી વારંવાર તેણી મુલાકાત લે છે. વીંડસરનાં જુદાં જુદાં પરોપકારી ખાતાંઓ ઉપર ઉપરીપણું રાખીનેજ તેણી સંતોષ પામી નથી; પણ ગરીબોનાં છોકરાંઓની જરૂરીયાતો તેણી પોતે પોતાને હાથે પુરી પાડે છે; વળી કમબરલેન્ડ લોડજની પડોશનાં ઝુપડાંઓમાંથી તેણીની હાજરી કોઇ થોડી નથી.

સ્વાદીષ્ટ પકવાનોથી આજારીની ભુખને લલચાવવા એક બાસકેત લઈને વીંડસર પાર્કમાંથી જતી તેણી વારંવાર દીસે છે; તેઓ તેણીની મુલાકાતથી ખુશી થાય છે, દુખ્યાંઓ તેણીની દીલસોજીગી આરામ પામે છે, અને શકતીવાન ધંધાદારીઓની એક સરખી કંટાળો ઉપજાવે એવી જીંદગી તેમને બરની રમતગમતોથી ખુશાલ થઈ છે.

ગરીબો એ નામદાર ઉપર કેવા વીશ્વાસની નજરે જોય છે, તેના ઘણુંએક અસરકારક દાખલા નોધાયલા છે, જેમાંનો એકજ હમે અહીં આપી શકયે છીયે:—સુડાનની લડાઈ વખતે સઘળા સાચ્ચા ઈંગ્રેજ જીવો પોતાની ક્રોમવાલાને ખમવી પડતી સખ્તાઈ માટે દુઃખી થતાં હતાં, ત્યારે પ્રીન્સેસ ક્રીસ્ચીયન હમેશાની માફક સીપાહો અને તેમનાં કુટુંબની મદદ માટે બહાર પડી હતી. એક દહાડે વીંડસરની બરાખમાં એક સીપાહની બૈરી મોતને બીછાંણે પડી હતી. તેણીનો ધણી ઉત્તર આફ્રીકામાં પોતાના મુલક તરફથી લડાઈ કરતો હતો. તેણીની મરતી વખતની ઈચ્છા હતી કે, જે બાદશાહી બાનુને તેણી એક મીત્ર તરીકે ગણુવા શીખી હતી, તેણીની સંભાળમાં જ્યાંસુધી પોતાનાં તુરતનાં જન્મેલાં બાળકોને સોંપે નહીં, ત્યાંસુધી તેણી સંતોષથી મરણ પામશે નહીં. જ્યારે તેણીએ નામદાર શાહજાદીના હાથમાં તેઓને મુકયાં અને બોલી કે, “હવે હું સુખથી મરણ પામું છું, હું જાણું છું કે હવે તેઓની સંભાળ લેવાશે,” ત્યારે તેણીનાં મોંહ ઉપર પથરાયલી શાંતી એક ખરેખર ખુશનુમાં દેખાવ હતો. તેણીના દીલની ખરી માયા, બીજાંઓની લાગણી માટેનો તેણીનો વીચાર, અને તેણીની મનમોહન રીતભાતે શું નાનાં કે મોટાં અને ગરીબ કે તવંગર, એ દરેકની પ્રીતી ખેંચી લીધી છે. તેણી વીંડસરની ફીલહારમોનીક સોસાયટીની મેમ્બર છે, અને દર અઠવાડયે સર વાલટર પેરેટના હાથ હેઠળ ચાલતી ‘પ્રેકટીસ’માં ભાગ લેવા હાજર થઈ, ઊંચાં કુલનાંઓને પોતાની ઊગી ખુદરતી શક્તી સુધારવાને ઉત્તેજન આપે છે. એક વખત જોયલો ચેહરો યાદ રાખવાની શકતી તેણી ધરાવે છે, જે નીચલા દાખલા ઉપરથી માલમ પડે છે:—છેલ્લાં થોડાંક વરસ થયાં એસ્કોતમાં ચાલતી શરત વેળા એક છાપાખાનાના મેનેજરે આઠ છોકરીઓને શરતના રસ્તા ઉપર વેચાતા કાર્ડો ઘડી વાલવા અને પીન કરવા ત્યાં મોકલવાનો ધારો હતો. લંડનવાસીઓનો આ ગામડાંમાંનો થોડાક દહાડાનો પ્રવાસ જેટલો બને એટલો ખુશાલ રાખવાને બનતું કરવામાં આવતું હતું. જ્યારે તેણીઓએ જાણ્યું કે જે માયાળુ બાનુએ ઉપડતી વેળા તેમને ખુશનુમાં હસવા સાથ ફુલોનો અકેકો તોરો ભેટ આપ્યો હતો, તેણી કોઈજ નહીં પણ પ્રીન્સેસ ક્રીસ્ચીયન હતી, ત્યારે તેમની ખુશાલીનો પાર ન હતો, પણ જ્યારે બીજે દીને સ્ટેશન ઉપર તેઓ મળ્યાં ત્યારે તેણીની ચંચળ આંખોએ આગલે દીને જોયલા ચેહરાઓને તુરત પારખી કહાડયા ત્યારે તો તેમના આનંદની હદજ રહી નહીં.

પ્રીન્સેસ ક્રીસ્ચીયનની કુટુંબની જીંદગી તો આપણુ સઘળાંની માફક ફુલો અને કાંટાઓ બંનેથી ભરેલી છે. બે વખત આ બાદશાહી ઘરમાંથી મોત ભવિષ્યની સારી આશા આપતી ખીલતી કળીને ઉપાડી લઈ ગયું છે. પણ ખોદાએ તેણીનાં ચાર બાળકોનું સુખ તેણીને આપ્યું છે, જેઓને સઘળી બાબદમાં ઈંગ્રેજ બચ્ચાંઓનાં જેવું જ્ઞાન આપવા માટે પ્રીન્સેસ ક્રીસ્ચીયન ઈંગ્રેજ નર્સો, ગવરનેસો અને શીક્ષકો રાખે છે. ઈંગ્રેજી રમતોનેજ બંને માતપીતાએ ઉત્તેજન આપેલું હોવાથી જુવાન શાહજાદાઓ હજુ સુધી તેના શોખીન છે, કે જે બંને જણાને ઇંગલંડની વેલીંગટન અને ચાર્તરહાઉસ સ્કુલોમાં કેળવણી આપવામાં આવી હતી.

બચપણના પેહેલા અગત્યના દીવસો ઉપર બીજી કેટલીક માતાઓની માફક કોઈ કોઈ વાર નહીં પણ વારંવાર તેણી પોતાનાં બાળકોની મુલાકાત લેતી હતી. તેણીની ખાત્રી છે કે બાળક પારણામાં હોય છે ત્યારથીજ એક માતા તેની ઉપર અસર કરી શકે છે. છેલ્લાં ચાર પાંચ વરસ થયાં તેમનો વડો દીકરો પ્રીન્સ ક્રીસ્ચીયન વીકટર હીંદુસ્તાનમાં લશકરી નોકરી બજાવે છે. પ્રીન્સ આલબર્ટ્ પણ લશકરી નોકરીમાં છે અને તેમની સૌથી નાની દીકરી, જેણી ત્રણ વરસ અગાઉ એનહાલ્તના પ્રીન્સ એરીબર્ત સાથ પરણી હતી, તેણી પોતાનાં ઈંગ્રેજી ઘરની કેળવણી બરલીનમાં કામે લગાડે છે. જોકે આ પ્રમાણે તેમનું કુટુંબ મંડળ હવે નાનું થયું છે, તોબી તેમની હમેશની સંસારી જીંદગી ચાલુ છે.

કાંઈ કામે નહીં ગયાં હોય તો હમેશાં બંને ધણી ધણીઆંણી પોતાની દીકરી પ્રીન્સેસ વીકટોરીયા સાથ પોતાના બેસવા ઉઠવાના ઓરડામાં બેઠેલાં માલમ પડે છે, જ્યારે પ્રીન્સેસ મોટેથી વાંચે છે, અને ચાલતા બનાવો ઉપર પોતાના ધણી તથા દીકરી સાથે તકરાર ચલાવે છે. કેટલીક વખતે મ્યુઝીકમાં વખત રોકવામાં આવે છે, પણ કોઈજ દહાડો એવો જતો હશે કે જ્યારે ગરીબો માટે કાંઈ ગરમ કપડાંની બનાવત તેણી કરતી ન હોય. ત્રણ વરસની વાત ઉપર પ્રીન્સ અને પ્રીન્સેસ ક્રીસ્ચીયને પોતાનાં રૂપેરી લગ્ન કીધાં હતાં, ત્યારે જેઓ તેમનાં પચીશ વરસની વાત ઉપર થયલાં લગ્ન વખતે હાજર હતાં તેઓએ જોઈ લીધું હતું કે, ૧૮૬૬ ની ૫ મી જુલાઈએ આપવામાં આવેલી આશા કેવી સફળ થઈ હતી, અને તેઓ ખરેખર દુવા માંગે છે કે એજ પ્રમાણે એક બીજાં તરફની પ્રીતીથી ઘણાંએક વરો સુખી બને.

RUBY.

---

**૧૮૦૯ નાં વરષમાં** નીચલા નામાંકીત પુરૂષોનો જન્મ થયો હતો. મેનડેલ સોહન, મી૦ ગલેડસ્તન, લોર્ડ તેનીસન, ઓલીવર વેનડેલ, હોમ્સ, પ્રોફેસર બ્લેકી અને ડારવીન. આ સઘલાઓએ દુન્યાની રોશની પેહલ વેહલી આએજ વરસમાં જોઈ હતી અને આ મહાન પુરૂષોમાંના એક શીવાય સઘલાઓ આસરે ૮૦ વરસ સુધી જીવ્યાં છે.

---

**સ્ત્રીઓમાં બાઈસીકલ પર** બેસવાનો જે પવન ફાટયો છે તે માટે કેટલાક મોટા ડાકટરો કહે છે કે, એવી જાતની કસરત જુવાન છોકરીઓ માટે ઘણી નુકશાનકારક છે, અને તેથી ખહી અને છાતીને લગતાં દરદો ઉતપન થાય છે.



# નમુનેદાર ધણી.



એક જુવાન છોકરીનાં સુખ માટે જ્યારે હું નમુનેદાર ધણી માટે લખતી હતી, ત્યારેજ હું કહી ગઈ હતી કે, એક છોકરીની પોતાની ઈચ્છાઓ અને વર્તણુક ઉપર તેનો ખરો જવાબ આધાર રાખે છે. દાખલા તરીકે, જો એક છોકરી મંડળીમાં બહાર પડવાની ઈચ્છા રાખતી હોય, તો એક ધર્મી વિદ્વાન સાથ પરણવાથી તેણી સુખી થઈ શકશે નહીં, કારણકે આ જાતના પુરૂષની ઈચ્છાઓ એવી રીતી તરફ દોડતી નથી; તેણી કદીબી તેને પોતાને લાયકનો બનાવી શકશે નહીં. તેણીનો નમુનેદાર ધણી તો તેજ છે, કે જે તેણીને પૈસાથી ભરેલી કોથળી આપી શકે.

બીજી છોકરી, જે પેહલીના કરતાં જરા વધારે ઊંચા ખ્યાલની છે, તેણી અનુકુળ રીતે વરી પોતાનાં સૌથી સરસ પડોશીઓની બરોબરની રહેવા ઈચ્છે છે, તેણીએ કદીબી એક હઠીલા અને સ્વતંત્ર પુરૂષને પરણવું નહીં જોઈયે. તેણી કદાચ તેને ઘણીક વાતમાં દાબેલો રાખશે, પણ એક વખતે રીંછની માફક તેણી ઉપર ધસારો કરશે, અને જે બેડીમાં તેણીએ તેને બાંધી લીધો છે. તે બેડી ખેંચતાં નધારેલું માઠું પરીણામ આવી જશે!

અને અંહી મારી તમોને પહેલી સલાહ આપું છું. દરેક જુવાન સ્ત્રીએ અને જુવાન પુરૂષેબી પોતાનો જીંદગીનો સાથી પસંદ કરતાં હમણાં તે અથવા તેણી કેવા ગુણનાં છે તે જોવું જોઈયે; અને કદીબી ભવિષ્યની તેણીની અથવા તેની સત્તા સારી અસર કરશે એવા ભરૂસા ઉપર દેખતી આંખે આંધળા બનવું નહીં. એક પુરૂષ અથવા સ્ત્રીની ચાલ આવતા વખતમાં કદાચ વધુ સારી કે વધુ નરસબી બને, પણ તેઓ કદીબી પોતાના ગુણો તદન બદલી નાખનાર નથી. કુતરાં અને બીલાડાંઓની વર્તણુકમાં જેટલો ફેર છે તેટલોજ કેટલીક જાતનાં સ્ત્રી પુરૂષોમાંબી હોય છે. તમો કદીબી કુતરાંને બીલાડાંમાં લાવી શકશો નહીં. હમો આ બાબદમાં આટલું બધું લખયે છીયે તેનું કારણ એ છે કે, હમણાંના વખતમાં આપણી જુવાન છોકરીઓનું સુખ ઘણી ધાસ્તીમાં આવી પડેલું હમને લાગે છે. વારંવાર અધર્મી અને અનીતિવાન માણસો પરણીને સુધરશે એવી આશામાં કેટલી બધી જુવાન છોકરીઓનું સુખ ખરાબે અથડાઈ પડયું છે? જે સઘળી સ્ત્રીઓ લગ્ન સંબંધી આવી ભયંકાર ભુલો કરે છે, તેમને રોશની આપનાર શું કોઈ હરોજ નહી? એક જુવાન છોકરી જેણી પોતેબી એક ધંધાદારી હતી, તેણીને હમે કહેતાં સાંભળી છે કે "જુવાનીમાં જે શખ્સ બુરી વર્તણુક ચલાવતો હોય છે તે સૌથી સારો ખાવિંદ નીવડે છે, કારણકે તે ભલાઈની કીમત જાણે છે!" આ તેણીનો નમુનેદાર ધણી હતો! ગરીબ બીચારી! તેણી ખરી હતી કે નહીં તે માટે તેણીની જલદી ખાતરી થઈ. થોડાજ વખતમાં તેણીને કંગાલ્યતમાં છોડી દેવામાં આવી હતી.

હમે એક બીજી સ્ત્રીને કબુલ કરતી સાંભળી છે કે, જ્યારે તેણીના અદરાએલા ધણીનાં એક ભલું કરનારે તેણીને થોડાક ગંભીર સલાહના સખુનો કહેવા માગ્યા, ત્યારે તેણી બોલી ઉઠી હતી કે "કદીબી તેણી તેની સામે એક સખુનબી સાંભળશે નહીં!" ખોદા તેણી તરફ દયાળુ થયો. તેણે પોતેજ એક વધુ પૈસાદાર નાર સાથ પરણવા તેણીને છોડી મેળી અને તે વધુ અને વધુ હલકો થતો ગયો. ખચીત, કોઈબી સ્ત્રીએ એવા ધણી સાથ નહી પરણવું જોઈયે, કે જેને માટે સાચ્ચું સાંભલવા તેણી બીહતી હોય! અને જો તે સઘળું જુઠું હોય તો તે સઘળું ફતેહમંદ દલીલોથી ખોટું પાડવા તેણી રાજી હોવી જોઈયે. ખરેખર, એક નમુનેદાર ધણીમાં એવી કોઈ ચીજ નહીં રહેવી જોઈયે કે જેથી તે એક ખરાબ શખ્સ બનતો હોય. જેને માટે તેણીનાં મનમાં કાંઈ શક હોય તેને પરણવાનો કદીબી એક છોકરીએ ખ્યાલ કરવો ન જોઈયે. શું તેણીને પોતાને માટે કોઈને શક હોય તેવા ધણી સાથ પરણવાની તેણી દરકાર રાખશે? હવે કોઈ પુછશે કે, એક શખ્સ ભલો છે કે બુડો તે કેમ માલમ પડે? તે માટે થોડાક સવાલ તમોએ પોતાને પુછવા જોઈયે. બીજાંઓથી જેવી ચાલ ચલાવવાની તે આશા રાખતો હોય તે પ્રમાણે તે પોતે ચાલે છે? શું તે પોતાની બેહેનોને ગુસ્સે કરી તેમની આંખોમાં આંસુઓ લાવે છે? શું તે પોતાનાં જઈફ બાપઈ મમઈને તુચ્છકારી કહાડે છે? શું તે સાસુઓ અને બુદ્ધી કુમારીકાઓની હસી કરવામાં મજાહ લે છે? શું તે છેલામાં છેલી ચાલતી નીંદામાં પુર્વીણ છે? શું તે પોતાની જરૂરીયાતો પછવાડે ઉડાઉ ખરચ કરે છે? શું ખુબસુરત સ્ત્રીઓનોજ તે ગુલામ થઇ રહયો છે? શું બીજી સ્ત્રીઓ તરફ તે વીવેકથી વર્તતો નથી? જો આ બધા સવાલોનો ભલી બાજુમાં તમો જવાબ લાવી શકો, તો જાણુજો કે અહીં તમોને એક ખરેખરો ભલો, બીનસ્વાર્થી શખ્સ હાથ લાગો છે, અને કોઈબી બુરો શખ્સ ઘણો વખત વેર બીનસ્વાર્થી રહી શકતો નથી. બુરાઈ અને આપમતલબ જોડ બેહેનો છે. પણ કદીબી એક છોકરીએ બાહેરના દેખાવથી ભુલાવો ખાવો નહીં. એક શખ્સ હમકારાને દહાડે આતશબેહરામ જતો હોય કે ધર્મને લગતી વાયજો સાંભળવાને ખુશાલી દેખાડતો હોય, તો તેથી કાંઈ તે ખરેખર ભલો હોવોજ જોઈયે એમ નથી. મારાં બચપણના દીવસમાં જે સૌથી પેહલી દુઃખી મોહરદારને મેં જોઈ, તેણી કહેતી હતી: "આહ, છોકરીઓ, તેને દરરોજ આતશબેહરામ

જઈ ભણતાં જોઈ મેં ધાર્યું કે તે ખરેખર સારો માણસ હશે." ખરેખર, એવી જાતના ઘણાક બુરા શખ્સો છે કે જેઓ બેવકુફ લોકોને ઠગવા માટે પરહેજગારીનો સાંઢયો પેહરી નીકળે છે. પરણેલી જીંદગીનાં સુખને માટે બીનસ્વાર્થની ઘણી જરૂરીઆત છે. માટે જે લોભી છોકરી એવું ઈચ્છે કે તેણીના થનાર ખાવીંદ બીજી કોઈપણ ફરજો અદા કરવી નહીં, તેણી એક "નમુનેદાર ધણી"ને લાયકની નથી,–કદાચ તેવો ધણી તેણીને જોઇતોબી નથી. વળી એક બીજા સદ્ગુણની જરૂર છે, કે જેની ગેરહાજરી લગનનાં સુખમાં ઝેરી દંખ દે છે હમે એક જુવાંન શખ્સને ઓલખ્યે છીએ, કે જે તેનાં માતપીતા તથા બેહનો સાથે વસ્તો હતો, પણ વર્ષો સુધી તેમને ખબર ન હતી કે તે પરણેલો હતો. શું તે એક "નમુનેદાર ધણી" હતો? શું તે લુચ્ચો, અને ઠગ ધણીયાંણી તેની ઉપર ફરીથી વિશ્વાસ રાખી શકે? કોઈ તેણી ઉપર વિશ્વાસ રાખે એવો શું તેણીનો હક રહયો હતો?

બીનસ્વાર્થ, ખુલ્લુ દીલ, વિચારવંત જીવ અને સચ્ચાઈ કોઈબી પ્રકારની જીંદગી ગુજારવા માટે અવશ્યનાં છે, અને તે સાથે ખુશ રમુજી સ્વભાવ જે દરેક ચીજની કાળી બાજુ સાથ ચલકતી બાજુ પણ શોધી કહાડે છે, અને બીજાંને ખુશી કરે એવા મધુર શબ્દો બોલી શકે છે, તે જો તમારા ભવિષ્યનાં સુખ દુઃખનાં ભાગીયામાં હોય તો આ દુનિયામાં મળતું દરેક સુખ ભોગવવાની તમને આશા છે.

આ પુરું કરતી વેળા તમને એક સુચના કરવા દેઓ. દરેક માણસમાં કાંઈબી ખામી રહે છે. નમુનેદાર ધણીમાંબી તે હોવી જોઈયે. માટે જ્યારે આપણે આપણી જીંદગીના સાથીની શોધ કર્યે ત્યારે તે ખામીઓ તરફ દરગુજરની નજરે જોતું જોઈયે; તે આપણે સાંખી જવી જોઈયે. તે સઘળું છતાં અને તેમનાં મતની વીરૂધ જવા છતાં પણ તેમને આપણે ચાહવા જોઈયે.

તે ધણીયાંણી ખરી સુખી છે, જેણીનો ધણી સાચ્ચા પ્રમાણીક રસ્તા ઊપર ચાલી તેણીના નાજુક પગોને માટે સફાઈદાર માર્ગ તૈયાર કરે છે; અને તે ધણી ખરો સુખી છે, જે વધુ અને વધુ આતુરતાથી સચ્ચાઈનો માર્ગ પકડી રહે છે, કારણકે તે જાણે છે કે તેની ધણીયાંણી તેનાં પગલાં જોતી આગળ વધે છે.

RUDY.

અમેરીકામાં ૬૦) બેંકો છે, જ્યાં સ્ત્રીઓ કામે લાગી છે; તેમાં નવાઈ જેવું એ છે કે, બધી સ્ત્રીઓમાંની એક શીવાય બાકીની સઘળી પરણેલી યા વીધવા છે. વલી બીજું નવાઇ જેવું એ છે કે, કોઇબી એક બેંકમાં બે સ્ત્રીઓ ચાકરી નથી, અને કોઇબી બે બેંકો જ્યાં સ્ત્રીઓ કોઈબી જાતનો ઓહદો ધરાવતી હોય તે એકજ શેહરમાં નથી; એટલે કે અકેકાં શેહરની અકેકી બેંકમાં અકેકી સ્ત્રી કામે લાગી છે. તેઓ ત્રસ્ટી, પ્રેસીડંટ, વાઇસ પ્રેસીડંટ, કેશીઅર અને એસીસટંટ કેશીઅરના ઓધા ધરાવે છે.



# સ્ત્રી લખનારી તરફ અભાવ.

## પ્રકરણ ૧ લું.



પટન ચારલ્સ રૂથવન નામે ઈંગ્રેજ હીંદુસ્તાનની લશકરી નોકરીમાં હતો. થોડા વખતની રજા લઇ તે વેલાત ગયો, જ્યાં તેને તેનો માનીતો દોસ્ત ડાક્ટર બ્રેન્ટ મલ્યો. કેટલીક વાતચીત અને ખબર અંતરો એકમેક પાસથી મેળવ્યા બાદ ડાક્ટર બ્રેન્ટે પોતાના દોસ્તને કહયું:

"હવે તુને પરણવું જોઇએ દોસ્ત રૂથવન, હીંદુસ્તાનમાં તારૂં ઘર સાચવવાને એક લાયક બાયડીની તને જરૂર જણાય છે કેની?"

"હા દોસ્ત, તેથીજ હું અત્રે આવ્યો છું. મને કેવી બાયડી જોઇયે છે તે તમે જાણો છો ડાક્ટર?" રૂથવને સવાલ કર્યો.

"નહી, કેવી?"

"એક ભલી, મીઠા સ્વભાવની, ઘરનો કારભાર તપાસી જાણે, નોકરોને બરાબર સારી રીતે હોકમમાં રાખી શકે તેવી. મને કોઇ મરદોનાં કામમાં માથું મારનારી, ડાક્ટર, કે વકીલ, કે લખનારી કે ચીતારી કોઇ જોઇતી નથી. તેવીઓ મને પસંદ નથી." રૂથવને સુચવ્યું.

"ઠીક ઠીક, સ્ત્રી ડાક્ટર કે વકીલ હોય તેની સામે હું પણ વાંધો લઉં. પણ લખનારી કે ચીતારીએ શું મરદોનું બગાડયું કે તેની સામે તુંને વાંધો છે? લખીને ઘરનાં કામ વચ્ચે એક બાનું પોતાનું ભેજું ખીલવી માન મેળવે કે ચીતારીને પોતાનું મન હરખાવે, તેમાં હું વાંધો લેતો નથી."

"તમને લખનારી કે ચીતારી સામે કાંઇ વાંધો ન હશે, પણ મને તો તે સામેથી છેજ: મરદો જેવું લખાણ સ્ત્રીઓ કાંઇ કરી જાણતી નથી. વળી જેઓ લખાણ કરે તેઓ ઘરબાર શું ચલાવી શકે? પેલાંનું શું કરવું અને પેલાંનો કેમ અંત લાવવો, તેના વીચારમાં સારો દહાડો ગાળી નાંખે, તે મને ગમે નહીં. તેના કરતાં નહીં લખી જાણતી હોય, અને બચ્ચાંઓને સંભાળી શકે તેવીજ એક ઓરત મને પસંદ પડશે. એક ઓરત જેણીનું ભેજું લખાણોના ભારથી દબાયાના કરતાં ખાલી હોય, જેણી પોતાનું બધું મગજ મારે માટે અને મારાં ઘરને માટે રોકે તેને હું મા-

રી બાયડી દાખલ પસંદ કરીશ, નહીં કે એક વીચારવંત ચીતારી, યા પ્યાલોથી ઘેરાયલી લખનારી કે એક બોલી-દરાજ ભાષણકરતી."

ચારલ્સના આ વીચારો સાંભળી બ્રેન્ટ ઉશકેરાયો.

"અરે જો ચાર્લી, સંભાળ, એમ ના બોલ, નહીંતર તું કોઇ ચીતારી યા લખનારીનેજ પસંદ કરી બેસશે."

"કદી નહીં, જો એવી એક ચીતારી યા લખનારીને હું પસંદ કરું તો તેણીથી છુટું પડતાં મારું મરણ નીપજે તો પણ હું તેણીથી મોકલો થાઉં, એટલો બધો ધીક્કાર મને એ જાતની ઓરતો ઉપર છે. જેઓ મરદોનાં કામમાં માથું ઘાલી ડાકટર કે ભાષણકરતી યા ચીતારી કે લખાણુ-કર્તીઓ છે, તેણીઓ ઉપર મને ઘણોજ અણગમો છે."

"બા તારા સાંકડા વીચારોની તો હદ નથી. ત્યારે તું શું એક અભણ ઓરતને પસંદ કરવા માગે છે? તું મોટાં નસીબનો છે ચાર્લી, કે આ નાનાં અપટનનાં ગામડાંમાં એવી એકુબી લખનારી કે ચીતારી કે ડાકટર, યા ભાષણ-કરતી નથી." ડાકટર બ્રેન્ટે જણાવ્યું.

"આ અપટનનું ગામડું ઘણું નાનું, સ્વચ્છ હવાનું, લીલોતરીથી ભરપુર, થાકેલાં મગજને રાહત આપનારું, ચીતારાઓનું મન લલચાવનારું, શાંત ખુશનુમાં જગ્યા ઉપર આવેલું હતું. આ ગામડાંમાં થોડાંજ લોકો વસ્તાં, અને જેઓ વસ્તાં તેઓ એકમેકને તદન જાણીતાં થઇ રહેલાં હતાં. તેઓને ડાકટર બ્રેન્ટ તરફ ઘણું માન હતું. અપટનમાં કોઇ દહાડે કોઇને નહીં ઓલખાતો નવો ચેહરો જોવાયો નહીં, પણ હમણાંજ તે ડાકટરને ત્યાં કોઇ દોસ્ત પરોણો આવ્યો છે એ ત્યાંનાં લોકોએ જાણ્યું.

ડાકટર બ્રેન્ટ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં જણાવી આવતાં કે તેવણનો જવાન દોસ્ત ત્યાં પરણવા આવ્યો હતો.

આ ખબર આખાં અપટનમાં ફેલાઈ. એક હીંદી લશકરનો અમલદાર અને સારું કમાતો બાહાદુર જવાન અત્રે પરણવા આવ્યો હતો એવું સમજતાં એ ગામડાંનાં દરેક ઘરમાં જ્યાં લાએક ઉમરની એકએક બબે યા ચાર પાંચ છોકરીઓ હતી, તેઓનાં માય મમાઇઓએ પોતાની દીકરીઓને ગોઠવી દેવાના સ્વપ્ના દીઠા.

સઉએ આ જવાનને પેહલે હાથ કરી લેવાનો વીચાર કીધો.

એ ગામડાંમાં મીસીસ સ્પેલ નામે એક વીધવા બાઇ હતી, જેણીની બે બેટીઓ પરણવાની ઉમરની હતી, જેથી એકનો બોજો માથેથી ઓછો કરવા મીસીસ સ્પેલે ગમે તેમ કરી કેપટન ચારલ્સ રૂથવનને પોતાને હાથ કરવાની તક સાંધી. તેને ઘરમાં પેહલે તેડવાની તક એટલીજ હતી કે પાર્ટી આપી આખાં ગામડાંનાં લોકોને તેડું કરવું, જેમાં કેપટનને પણ તેડાવવો.

આ વીચાર આવતાં મીસીસ સ્વેલે પોતાની બે છોકરીઓ જોડે ઘરમાં સાફસુફ કરવા કરાવવા માંડયું. ઘર બધું એક બે નોકરોની મદદ સાથે લઇ તેઓએ ઉઠલ પાઠલ કરી નાખ્યું. સરસ ટેસ્ટથી શોભા લાગે તેવી રીતે બધો સામાન ગોઠવ્યો. બાગ બગીચાનાં ઝાડોને આખો આખો દહાડો બેસી છોકરીઓએ ક્યારા કીધા. ખ્યાના ઉપર નવું કપડું ઓઢાડયું. બારીઓપર બારીક જાલી નાખી, બારણાંઓને નવા પરદાઓથી શોભાવ્યા. પછી ખાણું પકાવવાનાં પ્રોગ્રામ ચાલુ થયાં. મીસીસ સ્વેલ જાણતાં હતાં કે કેપટનને કોઇ લખવાનો શોખ ધરાવનારી નહીં પણ સારી રવેસે રાંધી જાણે અને ઘર રાખી જાણે તેવી સ્ત્રી પસંદ છે, જેથી તેણીએ પોતાની બેટીઓ સોડે તરેહવાર ચીજો અને મીઠાઇઓ કરાવવા માંડી.

આઠ દીવસ સુધી જીવ તોડીને ઘણી મેહેનત તે બેઉ છોકરીઓ અને તેઓની માતા મીસીસ સ્વેલે ઘરની શોભા અને ટેબલના શણગાર માટે કીધી. પછી જમવાનું તેડું કેપટન અને ડાકટર બ્રેન્ટને મોકલવામાં આવ્યું.

એ તેડાંની ચીઠ્ઠી વાંચતાં બ્રેન્ટ હસીને બોલ્યો:

"ચાર્લી, સમજયો કે? આ જમવાનું તેડું નથી, પણ પરણવાની જાલ છે."

વખત સર કેપટન અને ડાકટર બ્રેન્ટ આવી લાગ્યા; તોપણ વાટ જોતાં બેઠેલાં તે બૈરાંઓને ઘણું અસુરું થઇ ગયેલું લાગ્યું. જમવા આગમજ કેટલીક વાતચીત ચાલી, જેમાં તે બેઉ બેહેનો જાણતી હોવાથી સ્ત્રી વકીલ, ડાકટર, લખનારી, ભાશણ કર્તી કે ચીતારી, એ સર્વે ઉપર પોતા તરફથી ટીકા કરવા ચાલુ કીધા. ટેબલ તો એટલી મેહેનત લઇ ગોઠવી હતી કે તેનો સુમાર નહીં. જ્યાં ત્યાંથી કેપટનની નજરમાં આજનું ખાણું ઉત્તમ અને શ્રેષ્ટ લાગે એમ તેઓ ઇચ્છતાં.

મીસીસ સ્વેલ જીવ પટકીને મેનેજ કરતાં અને બધી ચીજો નરમ હાથે કેપટનને મુકતાં.

"જરા આ મુરબો લેવો, એ માહરી સાહરાએ કીધો છે. ઘણોજ સ્વાદીષ્ટ છે." તેવણે એક મુરબાની મોટી ચીર કેપટન તરફ ઢકેલતાં કહયું.

"આ જરા ક્રીમ લેવો કેપટન, જુવો, એવો સ્વાદ હીંદુસ્તાનમાં કદી કદી તમે ક્રીમમાં ચાખ્યો નહીં હશે. એ મારી લુઇઝાએ કીધી છે;" વળી માએ વખાણ કીધી.

"શું જો માયજી." શરમાવાનું ડોળ ઘાલીને લુઇઝા સેહેજ નીચું જોઈ બોલી.

પણ મીસીસ સ્વેલ મુગાં રહયાં નહીં.

"જુવો કેપટન, આ સ્ટ્રોબેરી કેવી લાગે છે, ખાધા પછી મને કહેજો. એ મારી સાહરાએ પોતે ઉગાડેલી છે. આ ગ્રીનપીસ જરા માખણ સાથે લેવો. બસ એ લોકનું ધ્યાન વાંચવા લખવા ઉપર નહીં તેટલું તરેહવાર પકવાન કરવા પર ને ભરવા ગુંથવા ઉપર ઘણું જો! વાંચવા લખવાનું તો નામ નહીં બસ!"

કેપટનને હવે ખુલ્લી અકરવકર કરતાં જોઇ ડાકટર બ્રેન્ટ બોલ્યો:

"એ છેક સારૂં નહીં, છોકરાંઓએ થોડું ઘણું વાંચવા લખવાનું તો દરરોજ રાખવુંજ જોઇએ. વાંચવા લખવાની ખબરદારી નહીં રાખે તે તો અજાણ રહેવાની ધાસ્તી. ખરૂં કેની? ચારલ્સ?"

"હા, ખરૂં."

ગરીબ બીચારી માતાએ જે તે વાતે દીકરીઓની વખાણ કરતાં કાચું કાપ્યું, જેથી વળી મીસીસ સ્વેલે ઉસટાવ્યું: "અરે એમ તો વળી જરા રતી વાંચેછ લખેછ તો, વાંચવા લખવા વગર એ લોકને કાંઈ ચેન પડે કે?"

જતી વખત સુધી તે ઇંતેજાર ઓરતે કેપટનને કાંઈ કાંઈ વાતો કરાવી, પોતેબી કીધી. તરેહવાર સરાધાત કીધી જેમાં સઘળી સાહરા અને લુઇઝાએ બનાવેલી ચીજો બતાવી. તેઓનાં લાંબાં બયાનો કીધાં, ઘણી ઘણી તારીફબી પોતેજ કીધી. એટલું એટલું કીધું કે તેવણ હાકી ગયલાં હવે ખુલ્લાં જણાંવા લાગ્યાં, જ્યારે કેપટન અને ડાકટર કંટાળેલા જણાતા.

અંતે તેઓનો છુટકો થયો. ઘેર જતાં ડાકટર બ્રેન્ટે હસીને કેપટનને પુછયું:

"કેમ, બીચારાંઓની મેહનત ગવારો કે રદ જશે?"

"રદ જશે."

"એટલે?"

"એટલે એજ કે, મને એ બેમાંનું એક પણ પસંદ નથી."

કેટલાક દીવસ વહી ગયા, એટલા વખતમાં કેપટને પોતાની ભવીષ્યની ભાગ્યણને એક બાજુથી શોધી વખાણીને જોઈ કહાડી હતી. તે તેજ ગામડાંમાં વસ્તી. જોકે ગરીબ પણ ખુબસુરત, ચબરાક અને હસમુખી છોડી મેબ્રુક નામની હતી. તેણીએ કાંઈપણ ફાંફાં કેપટનને છતવાને માટે મારયાં ન હતાં.

ઘણા દીવસ સુધી મેબ્રુક સાથ ઓલખાણ પાડી તેણીને ત્યાં તે જતો આવતો રહયો.

તે જોતો કે મેની ફકત એક સીક કાકી સીવાય બીજું કોઈ હતું નહીં. આખાં ઘરનો બોજો મેને શીર હતો. તેણી એકલીજ હતી, તો પણ ઘર ઘણું સુઘડ રાખતી. કેપટનની ખાત્રી થઈ કે જેવી છોકરી તેને જોઇતી હતી, તેવીજ મેબ્રુક હતી. કેપટને તેણીના હાથની માંગણી કરવાની તક જોઇ.

"આખી દુનિયામાં મને એક પણ સગું નથી," એક દીવસ તેઓ એકલાં હતાં ત્યારે તે બોલ્યો, "તેની મેં આજ વેર દરકાર રાખી હતી નહીં; પણ એક વેળા જયારે હું સીક પડયો અને ઇસ્પિટાલમાં હતો, ત્યારે ખરી માયાળુ ઇંતેજારીથી મારી ખબર કે જતન લેનાર એક પણ મારૂં સગું નહીં હોવાથી મને ઘણું દુઃખ થયું. ત્યારથી મેં પરણવાનો વીચાર કીધો છે, મને એક ઘરરાખુ બાયડી જોઇએ છે, મે."

આ વાત ઉપરથી કેપટને મેના હાથની માંગણી કીધી અને મેએ તેની મોટી ખુશી વચ્ચે તેનો હાથ કબુલ કર્યો.

અદરાવાને થોડા દીવસ થયા કેડે કેપટને પોતાની મેને પોતાના ખરા ખયાલથી જાણીતી કરવા એક દહાડો સાફ કહયું કે તેને એક ડાકટર, વકીલ, કે લખનારી, ભાષાણકર્તી યા ચીતારી કોઇ પસંદ નથી: દુનિયા બધી ડુબી જાય અને ફકત બધી ડાકટર, વકીલ, ભાશાણકર્તી, લખનારી, અને ચિતારીજ બાકી રહે અને તેને સ્રીની ઘણી ઘણીબી જરૂર પડે, તોબી તે કદી પરણે નહીં.

"મને એ તમારા વીચારો તદન પસંદ નથી, ચાર્લી," મે બોલી.

"તુંને પસંદ હોય કે નહીં હોય, પણ હું ખરેજ ભાગ્યશાલી કે મને જેવી જોઇતી હતી તેવીજ બાયડી મલી. તારા જેવી ઘરરાખુ બાયડીની મને ઘણી ગરજ છે."

"અને ચાર્લી, આ છેલ્લાં પ્રદરશણમાનું એક ચીત્ર મારી તરફનું હોતે અને તે ઘણુંજ 'વખાણાયું' હતે તો તમો મને નહીં પરણતે?"

"કદી નહીં. પછી મારૂં ધ્યાન તું ખેંચતેજ નહીં."

તેઓનાં લગનનો દીવસ નાનાં અપટનનાં ગામડાંમાં ગાજી રહયો. મે પોતાના લગનના સફેદ ડ્રેસમાં બીરાજી રહી. કેપટનને ઘણાંઓએ મુબારકબાદી આપી. તેઓ ધામધુમ સાથ ઉપડી ગયાં.

## પ્રકરણ ૨ જું.

કેપટન ચારલ્સ રૂથવન અને તેની બાયડી મે એક સાદાં નાનાં ઘરમાં લંડનના રીજંટ પાર્ક તરફના રસ્તા ઉપર વસ્તાં. કેપટન એક વર્ષ લંડનમાં ગુજારી પોતાનાં કામ ઉપર હિન્દુસ્તાન જનાર હતો. ૭ મહીના ઘણા સુખ સંપજમાં પસાર થઈ ગયા. પછી કેપટન રૂથવનને મેમાં કાંઇ ફેરફાર થયલો જણાયો. તેણી હમેશ માફક હસ્તી રમતી નહીં પણ ગંભીર અને વિચારવંત થઇ ફરતી.

એમ ઘણા દીવસ કેપટનથી ખમાયું નહી. વળી તે ધ્યાનથી જોતો કે જયારે તે બહારથી આવતો ત્યારે મેં કાંઇ ઝપાટાબંધ ઉચકમુક કરતી, જેનો અવાજ તેને દુરથી આવતો. એ વિશે મેને પુછવાનો વિચાર તેણે કીધો.

નાસ્તાની ટેબલ ઘણી સરસ રીતે ગોઠવી હતી. જ્યારે કેપટન નાસ્તાના ઓરડામાં ગયો ત્યારે મે હસ્તે ચેહરે એક વાઝમાં તાજાં ફુલો ગોઠવતી. કેપટન ટેબલ ઉપર બેઠો; તેની નાની સ્રી આજે ઘણા ખુશાલ સ્વભાવમાં હતી, જેથી કેપટન તેણીને પુછવાનું ભુલી ગયો.

નાસ્તા પછી મે પોતાના ઓરડામાં જઇ તૈયાર થઇ આવી.

"કયાં જાય છે મે?" કેપટને પુછયું.

"જરા ખરીદી ઉપર. હિન્દુસ્તાન લઈ જવા આપણને ઘણી ચીજોની જરૂર પડશે, તે હમણાંજ ખરીદતી થાઊં. હું હમણા આવીશ."

કેપટને એ વેળા મેને તેણીની ટેબલનું ખાણું સંભાળથી બંધ કરતાં જોઇ, જેથી તેને કાંઈ શક પેઠો.

"વેહેલી આવજે. હુંબી સાથે આવું?"

"એ જાણવું.શું કામ છે? ચાર્લી, હું હમણાં આવું છું."

"જેમ મરજી."

આટલું બોલી કેપટન ન્યુસ વાંચવામાં રોકાયો. મે બહાર ગઇ.

થોડો વખત પછી કેપટનને એક કાગજ લખવાનું સાંભરી આવ્યું, જેથી તે ઉઠયો ને ડેસ્ક તરફ ગયો. કાગજ લખ્યું, પણ પરબીડું મલે નહીં. મેનાં ખાનામાં હશે એમ ધારી તેને કુંચી લગાડી જોઈ. તેઓમાંની એક કુંચી બરાબર લાગી. ખાનું ખુલ્યું. કેપટને પરબીડાંની શોધમાં ખાનામાંનાં કાગળો ઉડલપાહલ કરવા માંડયાં, એટલે તેની નજર મેના હાથે લખાયલાં એક કાગજ ઉપર પડી. એ કાગજને કોઇએ બેચેનીથી ફાડી નાંખવા ઇચ્છયું હોય તેમ તેના બે ટુકડા વચ્ચેથી થયલા હતા. પેહલાં કેપટનને કાંઇ શક જેવું લાગ્યું નહીં, પણ પાછલથી તે કાગજ જરા વાંચી જોવાનું મન થયું. તે વાંચતાં તેનો ચેહરો ગુસ્સાથી લાલ પીલો થઇ ગયો. ગુસ્સો ઉતરી જઈ તે શાંત થયો ત્યારે તેનો ચેહરો કંઇ જબરી નીરાશી નામોશી ખમી હોય તેવો જરદ થયો હતો. તે કાગજમાં મેને હરફે આ મુજબ લખાયલું હતું:

""હવે મારેથી જે થયું છે તે ગાફ કરો. મારા ખાવીંદને જણાવનાથી તમને કાંઈ લાભ થશે નહીં. એ કિમતી ઝવેર હું કરજમાં ડુબતી હોવાથી મેંજ ચોરયું હતું. તે વેચી મેં મારૂં દેવું ભર્યું છે. પણ જયારે મારી ચોરી તમોએ પકડી કહાડી છે, ત્યારે હું કબુલ કરી તમને અરજ કરૂં છું કે એ વાત મારા ધણીને કાને જતી અટકાવજો."

"હું તમને તેના પૈસા હફ્તે હફ્તે ભરી દઇશ. તે મને એક સારી જેવી રકમ મહીને મહીને આપે છે, જેમાંથી હું તમને પૈસા ભરીશ. મેં એક મોટી નાણાંની શરત બકી હતી, તેમાં હું હારી ગઈ, જેથી પાસે પૈસા ન હોવાને સબબે હું તેજ રાત્રે તમને મલવા આવી હતી; ત્યાં ટેબલ ઉપર ઝવેરો પડેલાં જોઈ તેમાંથી મેં ઊચકી લીધાં. હવે હું કરજ, જુગાર, કે સોરતી રમું મા કરૂં નહીં. કોઈને એ વાત જણાવતા ના."

કેપટન પેહેલ્લે ગુસ્સાથી તપી ગયો, પણ પાછલથી તે હાય અફસોસ કરતો નિરાશ થઇ ખુરસી ઉપર પડયો.

"રે શું નસીબ હશે! એક ડાકટર કે વકીલ, એક લખનારી કે ચિતારીથી બચવા જતાં હું એક નપેતર ચોટ્ટી ઠગ સ્ત્રીને પરણ્યો." તે અફસોસ કરવા લાગ્યો..

"તેણીની મીઠી જબાન, ભોળું હસવું, એ સર્વે ઠગાઇ! રે અફસોસ." તે બબડયો.

કેપટન ઘણો મજબુત શખસ હતો, પણ આ ફટકો તેનાથી ખમાયો નહીં. તેના ચેહરાનો રંગ ઉડી ગયો. તેના હાથ પગ ધ્રુજતા હતા. ખુરસીપર ઉઠીને બેસવાની હીમત રહી નહીં.

એક ઠગ સ્ત્રીથી છુટો થઈ હવે તે એકલો હિન્દુસ્તાન જશે. પોતાના એકલવાયા વખતમાં સુખ દુઃખનો સાથી લેવા જતાં સામી આબરૂની ધુળધાણી થઈ, પાછું જેવું ને તેવું એકલું પડવાનું. બીજા ઘણુંકડવા વિચારોએ તેને રડાવ્યો. વખત કેટલો ગયો તે તે જાણતો હતો નહીં.

"ચાર્લી," તેની બાયડીના નરમ મીઠા શબ્દોએ તેનું નામ પોકારાતું સાંભળીને ચમકી ઉઠયો.

"ચાર્લી, ઉંઘતા હતા કે? એવા આળસુ કેમ થઇ ગયા?" મેએ હસતે ચેહરે તેને ઉઠાડયો.

"તેજ પળે ચાર્લીનો ફીક્કો જરદ ચેહરો અને પેલું નાશકારક કાગજ તેની પડોશમાં જોઇ મે ઉજલી સફ થઇ ગઈ. તેના હોઠ ધ્રુજવા લાગ્યા, બેઉ હાથ જોડી તેણી જાણે મુંગે મોહડે પોતાના ગુનાહની માફી ચાહતી હોય તેમ તેના સામું સ્થીર ઉભી.

"તું જોય છે કે બધું હું જાણું છું. હવે તારે મોહડે તારો ગુનાહ કબુલ કરાવવા માગું છું. આ કાગજ તેં લખ્યું છેની?" કેપટને મક્કમ અવાજ કરી તેણીને પુછયું.

"હા," તેણી ધ્રુજતે અવાજે બોલી, "પણ ચાર્લી—

"છટ, એક શબ્દ નહીં; પણ, બણ કાંઈ નહીં. કાંઇ એવો ખુલાસો તારા પાસ છે કે જેથી આ તારો ગુનાહ ઓછો થતો હોય," તેણે સખતાઇથી પુછયું.

"કાંઇ નહીં. એમ કરવા શિવાય મારો ઇલાજ નહીં હતો. હું કોઇ દીવસ એ વિષે તમને કહેનારજ હતી."

"અને આવા તારા ગુનાહથી તું શરમાતી નથી? તું જોયછ કે આવી નામોશી કરતાં તું કે હું હમણા મુવાં હોતે તો તે બેહતર હતું. મારે મનસે આ નામોશી મોત કરતાંબી ખરાબ છે."

આ તેના શબ્દોથી મેએ નિચું જોયું.

"કયારથી તેં એવું કરવા માંડયું?"

"ત્રણ વરસ થયાં."

"અફસોસ, ખરી જવાનીથીજ તેં મને સજડ ઠગ્યો. આજ પછીથી કોઇ એમ નહીં જાણશે કે તું મારી સ્ત્રી છે. હું હિન્દુસ્તાન જઇશ, તું તારે ઘરે જજે. આજ સુધી તેં મને ઠગ્યો, છેતર્યો."

"પણ ચાર્લી, ચાર્લી." મેએ એકદમ રડી દેતાં હવે કહયું કે "તમને તે વાત જણાવવાનીજ હતી. હું રોજ તમને કહેવા માંગતી, પણ તમારા ગુસ્સાથી બીહતી. મેં તમને ઠગવાની ચેત્રણ નહીં કરી હતી. મેં ધાર્યું કે તમે તે જાણી મને જરૂર માફ કરશો."

"માફ! એવી ચીજ માફ થાય!" તે ધીક્કારથી બોલ્યો. "કદીબી હું એ માફ નહીં કરૂં; તું તારે ઘરે જજે. આજ પછીથી તું મારૂં નામ પણ નહીં સાંભળશે. હું એ ગુનાહ કદીબી માફ કરનાર નથી."

"ઓ ચાર્લી, એમ ઘાતકી ના થાવો; મને મુકી ના જાવો; હું તમારી પુઠે આવીશ. મને માફ કરવું જોઇએ. જો વળી મને હમણાં માફ કરો અને ખચીત, ખચીત, ખોદાને હાજર નાજર ગણી કહું છું કે, હું એમ હવે કદી કરીશ નહીં."

"કદી નહીં!" એટલું બોલી કેપટન ચારલ્સ રૂથવન ઘરમાંથી બહાર પડયો. તેની બાયડી મેને ગુઠણ પર પડી રડતાં જોઇ, તેણીનો મનમોહન પણ ઠગારો ચેહરો ભુલવાને તે ગાંડો બની ગયો. જ્યાં જવાય ત્યાં ચાલ્યો.

તે પોતાની આગળ પાછળ શું બનતું તે જાણતો નહીં. અહીંથી કેઠે દુર જવા, બધું ભુલવા તે તલપતો. એક ટીકીટ લઈ તે સ્ટેશન પરથી ગાડીમાં ઉપડી ગયો.

ગાડી થોભી, પ્લાટફાર્મ ઉપર એક ઓલખીતો ચેહરો તેને દીસ્યો. તે તેના એક જુના દોસ્તનો હતો. તે અજીણીની માફક બેઠો હતો, તેટલાં તે દોસ્ત તેને જોઇ, ઓલખી તેને વળગી પડયો. કેપટન જાણે એકાએક પોતાના દોસ્ત હેરી આર્ચરને જોઇ હોશમાં આવ્યો, તે રડી પડયો. હેરી કાંઇ પુછે તે આગમજ કેપટન બેહોશ થઇ તેના હાથમાં પડયો.

હેરી આર્ચર પોતાના કોલેજના દોસ્ત કેપટન ચારલ્સ રૂથવનને ગાડીમાં બેસાડી પોતાને ત્યાં ઘણી સંભાળથી લઇ ગયો.

ત્યાં કેપટન એટલો માંદો પડયો કે તેનામાં ઉઠી બેસવાની શક્તિ રહી નહીં. કેટલાક દીવસો વહી ગયા પછી તે હુશીયારીમાં આવ્યો અને જાનવર પેઠે આંખ ખોલી, પોતે કયાં હતો તેના વિચારમાં પડયો. તેણે એક સારા ઓરડામાં પોતાને પડેલો જોયો. વચ્ચેની ટેબલ આગલ એક સુંદર સ્ત્રીને પીઠ કરી ઉભેલી તેને જણાઇ. બીછાણાપરની હીલચાલથી તે સ્ત્રીનું ધ્યાન તેના તરફ ખેંચાયું. તેણીએ પીઠ ફેરવી તેના સામું જોયું. તે કેપટનને સારી હાલતમાં જોઈ તેણી ખુશી જણાઇ. તેણી તેના દોસ્ત હેરી આર્ચરની ધણીયાણી હતી.

## પ્રકરણ ત્રીજું.

"તારો કેટલો ઉપકાર, દોસ્ત હેરી" કેપટને આભાર માન્યો. "તેં મને નવા જનમે જીવાડયો."

"તુને મેં તે દહાડે સ્ટેશન ઉપર એવો નબળો જોયો કે મેં અફસોસ કીધો કે તું બે દીવસથી વધુ જીવવા પામશે નહી; પણ હમણાં તું ખોદાની મેહેરબાનીથી સારી કાની છે. તુંને હિન્દુસ્તાનની હવા સદી નહીં." હેરી બોલ્યો.

"એમ ત્યાંની હવાથી કાંઇ થયું નહીં" કેપટને બળાપાથી કહયું. પણ તેણે પોતાનાં કમનસીબની વાત તેઓને કહી નહીં. તે હવે હિન્દુસ્તાન જલદી ઉપડી જવા માગતો હતો. હેરી એટલો જલદી તેને જવા દેતો નહીં.

એક દીવસ હેરી બહાર ગયો હતો. તેની બાયડીને કાગળો લખવા હતાં, જેથી તેણીએ તેને કહયુંઃ

"તમારૂં મન ખુશ કરવા એક ઘણી સરસ ચોપડી છે તે વાંચો કેપટન, હું થોડાં કાગજ લખી આવું છું."

કોઇબી ચીજ તેના દુઃખી વિચારોને દુર રાખે એવી તેને જોઈતી હતી, જેથી તેણે તે ચોપડી માંગી.

"ચોપડી મને આપો, તેનું નામ શું છે?"

"એ ચોપડીનું નામ "એક ગંભીર ભુલ" કરીને છે. એ હમણાં હમણાં ઘણીજ વખણાય છે. એકેએક પેપરવાળાએ સારા રીવ્યુ લીધા છે. તોપણ એના બનાવનારનું નામ કોઇ જાણતું નથી. કોઇ કહેછે કે મર્દ છે, કોઇ કહે છે કે એની લખનાર એક ઓરત છે." તેણીએ જણાવ્યું.

"જો ઓરતની બનાવેલી તે ચોપડી હોય તો મેહેરબાની કરી મને આપતાંજ ના. મને સ્ત્રીઓનાં લખાણ પસંદ નથી," કેપટને ઝડપમાં ઉમેરયું.

"પણ આ ચોપડી તો તમુને પસંદ પડશેજ. એવી ચોપડી મેં કદી આગળ વાંચી નથી. એવી ઉમદા લાગણીથી આ ચોપડી લખાઇ છે કે મને વાંચતાં અંદર જે જે લખ્યું છે તે બધું નજર સામે આવી ગયું. એ બનાવનાર કોઇબી હોય, મરદ કે ઓરત, પણ તે કોઇ ખરૂં બાહોશ લખનારૂં હોવું જોઇએ." મીસીસ આર્ચરે તારીફ કીધી.

એટલી બધી તારીફ સાંભળી કેપટને તે ચોપડી હાથમાં ધરી. "એક ગંભીર ભુલ" તેનાં પેહલાંજ મથાળાંના શબ્દ ઉપર નજર પડતાં તેણે હાય મારી.

"મારા જેવી મોટી ભુલ કોઇએ કરી હશે? એક લખનારી યા ચિતારીથી બીહીને દુર થવા જતાં એક ઠગ, ચોર ને જુગારી સ્ત્રીનો હું ભોગ થઇ પડયો."

"કેમ કેવી લાગે છે?" થોડા વખત પછી મીસીસ આર્ચરે તેને વાંચતો જોઇ પુછયું.

"ખચીત ઘણી સરસ, મને એમ લાગે છે કે અંદર દર્શાવેલા ઉત્તમ વિચારોને મેં કોઇને મોહડેથી બોલાતાં સાંભલ્યા છે."

છેક બપોર પછી કેપટનના ઓરડામાંથી કાંઈ ડચકાંનો અવાજ થતો સાંભળી મીસીસ આર્ચર ત્યાં દોડી ગઇ. તેણીએ કેપટનને ઊંધે મસ્તક પડી બેશુમાર રડતાં જોયો.

મીસીસ આર્ચરનાં પગલા સાંભલી તે ઝપકીને ઉઠયો.

"મીસીસ આર્ચર, લંડનં માટે ટ્રેન કયારે ઉપડે છે?" તેણે એકાએક પુછયું.

"તમે મુસાફરી કરવાને બિલકુલ તંદરોસ્ત નથી. કેપટન, એ શું થઇ આવ્યું એકાએક? જોકે અંદરનું લખાણ બોભે બોભે રડાવનારૂં અને પેટ પકડીને હસાવનારૂં છે ખરૂં, પણ તમારા જેવા એક મજબુત મનના માણસે એટલું બધું રડવું નહીં જોઇએ. એમ તો મારાંબી વાંચતી વેળા પાંપણ ભીંજાયાં હતાં."

તેણીના બોલવાની કાંઇ અસર થઈ નહીં. કેપટન વધુ ડચકાં ખાતો.

"તમે એમ કરશો કેપટન, તો હું તમને તેનું સેવટ કહી દઇશ જો."

મીસીસ આર્ચર, તમો નહીં સમજો. માફ કરો. તમારી સામું મારાથી રડી પડાયું તે માટે હું દલગીર છેઊં, હું લંડન જવા માંગું છું.

હવે તે ચોપડીમાં શું હતું કે જેથી કેપટન રૂથવનને એટલું, બધું લાગ્યું, તે તપાસ્યે.

તે એક ઘણીજ સુરસ રીતે લખાયલી વાર્તા હતી. તેમાં એક જવાન છોડી–વાર્તાની નાયક–ની એક મોટી ચુકથી વાર્તાનો પ્લોટ રચાયો હતો. તેણીએ કાંઇ કરજ કીધું, કાંઇ શરત રમી, જેમાં હારવાથી કરજ વધી પડયું. તેમાંથી છુટવાનો રસ્તો કરવા તેણી એક દોસ્તને ત્યાં ગઇ; ત્યાં ચોરી કીધી, ઝવેરાતો ચોર્યાં, તે વેચ્યાં, કરજ બધું ભરી દીધું. કોઇને કાંઇ ખબર પડી નહીં. થોડા વખત પછી તે છોકરીના હાથની માગણી થઇ અને તેણી પરણી. પરણ્યા બાદ તેણીની ચોરી પકડાઇ, જે તેણીના ખાવીંદને ન જણાય એમ તેણીએ અરજ કરતું એક કાગજ તે દોસ્તની ઉપર લખ્યું. તે કાગજનીજ એક આબેહુબ નકલ કેપટનને હાથ આવી હતી, જે તેણે વાંચી હતી, અને જેથીજ તે પોતાની બાયડીથી જુદો પડયો હતો.

વિજળીના વેગે એક વિચાર તેનાં મગજમાં પેઠો. એજ કાગજની નકલ તેની બાયડી પાસ હતી. હા, ખોદા! એ ચોપડીની બનાવનાર તેણીજ હોવી જોઇએ. હવેજ તેને લાગ્યું કે મેએ તેને ઠગવાનો જે ગુનાહ કબુલ કીધો હતો તે આજ હતો. તેણી એક લખનારી હતી, ચોપડીઓ રચતી હતી, જે તેને પસંદ ન હોવાથી તેણીએ તે વાત તેનાથી છુપાવી હતી; અને છેલ્લે જે કબુલ કીધું હતું તે પણ એજ કે તેણી એક લખનારી હતી, અને તેણી બોલી હતી કે ફરી તેણી તેમ નહીં કરશે. પણ ખાવીંદનાં મનમાં પેલી ચીઠ્ઠી ઉપરથી બીજોજ વેહેમ પેઠો હતો. "મારી ગરીબ વહાલી મે," કેપટન પોતાના તે વખતના ગાંડા ગુસ્સા ઉપરથી વિચાર આવતાં બબડયો.

ગરીબ મે, તેણીએ આવી એક સરસ ચોપડી રચી છે. હા, તેણીનું કેવું અસરકારક લખાણ, કેવા નાદર વિચારો, લોકોની કેટલી વખાણ તેણી ખેંચે છે! હું અદેખો થઈ તેણીને લખવા નહીં દેતે તો તેણીનાં મગજના આવા ઉમદા ખ્યાલો બહાર પડતે નહીં. કદીબી તેણીને પોતાની ઘરની ફરજમાં પાછળ પડેલી તેણે દીઠી ન હતી. તેનું એકબી કામ રહી ગયલું તેને યાદ નથી. ઘેર કદી સાફસુફ કર્યા વિનાનું તેણે જોયું હતું નહીં. એ બધું તે આજે યાદ કરવા લાગ્યો. તેનાં ઘરની, નોકર નફરની, પૈસા ટકાની, અને છેલ્લે, તેની પોતાની પુરતી બરદાસ્ત તેની નાની બાયડીએ લીધેલી તેને યાદ આવી. ઘરની ફરજો બજાવ્યા બાદ, તેણીમાં જે ઉંચી શક્તિ ઉભરતી તે તેણી બહાર પાડી વાંચનારાંઓ સનમુખ પાંચરે તેમાં હવે કેપટનને કશો વાંધો લાગ્યો નહીં. ભણેલી સ્ત્રીઓ વિષેનો સખ્ત વિચાર, તેમાં મુખ્ય કરી એક લખનારીને માટેનો તેનો મજબુત અણગમો હવે આ કેપટનનાં મગજમાંથી નીકળી ગયો. આજ વેર તે જાણતો કે એક સ્ત્રી લખનાર કદીબી એક મરદ લખનાર જેવું સંગીન, સારૂં, ઉમદા વિચારો દરશાવનારૂં લખાણ કરી શકેજ નહીં. પણ હવે તેવા વિચારો ઉડી ગયા. બાનુને હાથની ફકત એકજ ચોપડી વાંચતાં તેને મરદ લખનારાઓ બાનુનાં લખાણ આગળ કુચ બીસાદ જેવા લાગ્યા.

ચાર્લી તુરત તેણીને મલી માફ માંગવા તેણીને ગામ અપટન તરફ ઉપડી ગયો.

મે પોતાની કાકીને ત્યાં પાછી ફરી હતી, પણ તેનું કારણ બધાંઓને એમજ સમજાવવામાં આવ્યું હતું કે, કેપટનને હિન્દુસ્તાન તેણીને લઇ જવાનું સલામત ન લાગ્યાથી તેમ કરવું પડયું હતું.

અપટન આવી લાગ્યું; તે સીધો ચાલીને મેનાં ઘરમાં ગયો. તે ઘણીજ ફીકી થઇ ગયલી દીસતી. તેણી એકલી ઉભી હતી. તેણીની કાકી આઠ દીવસ થયા મરણ પામેલી હોવાથી હાલમાં તદન એકલી પડી હતી.

"મે!"

ચાર્લીના આ અવાજથી મેએ ઊંચું જોયું.

"ચાર્લી, તમો મને માફ કરવા આવ્યા છો? તમે કેવા ભલા, મેં તમને ઠગ્યા, તમારી ઉરસે એક ચોપડી છપાવી હતી, અને બીજી છપાવવાની વેત્રણમાં હતી. તમે મને માફ કરશો?"

ચાર્લીએ તેણીનો હાથ પોતાના હાથમાં લીધો.

પેલાં કાગજમાં લખેલાં પ્રમાણે તે તેણીને કેવી ઠગ, ચોર સ્ત્રી સમજયો હતો, તે તેણીને કહયું.

"હવ મે, હું તારી માફી ચાહું છું."

"તમે એમ છેત્રાયા એવું હું જાણતે તો હું ખોલાસો કરતે. ચાર્લી, હું ચોર જેવી લાગું છું?"

"જરાકબી નહીં. પણ ચોપડીઓ લખવાનો તને કેમ શોખ પડયો? મે, હવે તો હું તારેથી સામો મગરૂર થાઉં છું."

"હું મારાં કાકી સાથ એકલી અહીં રહેતી હતી, જેથી કાંઇ વખત સોહવાયો નહીં, ને ચેન નહીં પડતાં મેં લખવાનું શરૂ કીધું. પહેલી ચોપડી લખી, જે મેં લંડનમાં મોટી કીમતે વેચી તેથીજ હમારૂં ગુજરાન ચાલતું. ત્યાર બાદ મેં એક બીજી રચવા માંડી; તે લગભગ પુરી થવા આવી હતી એટલાં તમે મારા રસ્તા વચ્ચે આવ્યા. તમે લખાણ કર્તી ઓરતને ધીક્કારી મારૂં માથું કીધું. મેં જાણ્યું કે એમાં કાંઇ દમ જેવું નથી. હવે ફરી હું કદી લખીશ નહીં, એવું ધારીને તમારી સાથ અદરાઈ અને તે અધુરી રહેલી ચોપડી સાંતી રાખી. બાલી નાખવાનું મન થાય નહીં; પરણ્યા પછી આપણે લંડનમાં હતાં ત્યારે વળી પાછો મને તે શોખ ઉભરી આવ્યો. કાંઇ નહીં, જો મારી બાકી રહેલી

આ એક ચોપડી અધુરી પુરી કરૂં, એટલે બસ, પછી કદી લખાણુ કરૂં નહીં. એ વિચાર મેં કીધો. તમો બહાર જાઓ એટલે હું લખું, આવો સારે ઝટ સાંતી દેઊં."

જેમ સુર્યને પ્રકાશતો તમે કે હું અટકાવી શકનાર નથી, તેમ તે મારી ચોપડી અધુરી પુરી કરવાના શોખને હું દાબી શકી નહીં. અંતે તે ચોપડી મેં સંપુર્ણ કીધી, અને જે દહાડે તમારે હાથ પેલું કાગજ આવ્યું, તેજ દહાડે સહવારે હું તે ચોપડી વેચી નાખવા મારાં ઓલખીતાં છાપાખાનામાં ગઇ. મેં તમારી આગળ ખરીદીનું બહાનુ કહાડયું હતું. મારૂં પેહલું લખાણુ તે છાપાવાલાઓએ લોકોમાં ઘણું વખણાતું જોઈ, આ લખાણુ વાંચી જોયા વગર મને પેહેલાંજ પાંચ હજાર રૂપ્યા આપી દઇ વેચાતું લઇ લીધું. તે રૂપ્યા લઇ આવી હું તમને બધી વાતથી વાકેફ કરી, તમારી પાસ માફી માગી ફરી એમ નહીં કરવાના સપત લેનાર હતી, પણ તેટલાં તો તમોએ જાણ્યું હતું. તમોએ મને ધીક્કારી કહાડી ચાર્લી, હવે ફરી હું તમને કદી નહીં ઠગું. હું કદી લખાણુ નહીં કરૂં."

"નહીં મે, હવે મારો તે વિચાર રહયો નથી. તારામાં જે ઉમદા શક્તિ છે તેને હું ટાળી દેવા માંગતો નથી. તારાં લખાણુ ઉપર બધું લોક ફીદા છે. હવે હું તુંને તેમ કરતી અટકાવવા માંગતો નથી. તારે તારૂં નામ જાહેર કરવું જોઇએ, મે." . .

એ રીતે તે વખણાતી ચોપડીઓની લખનારી મીસીસ મે રૂથવન છે એમ બધે જાહેર થયું. આ જાણીતી લખનારીએ હજી લખવાનું જારી રાખ્યું છે. ચાર્લી તેણીનાં લખાણોની થતી વખાણથી ઘણો ખુશ થાય છે. તેના દોસ્તો તેને ઘણી ઘણી શાબાસી આપે છે. તે હમેશ પોતાના દોસ્તોને કહે છે, "તમે જાણો છો દોસ્તો, મારી મે ફક્ત એકલું લખાણુજ કરી જાણતી નથી, પણ તેણી સરસમાં સરસ ખાણું પકાવી જાણે છે, ઘર ચલાવી જાણે છે, હમેશાં સુઘડ ફરે છે, અને બાળકોની જતન કરે છે. મને કદીણી મારૂં બટન હાથે સીવી લેવું પડયું નથી. એવી એક લખનારી સામે હું જરાકણી વાંધો લેતો નથી, પણ સામો મગરૂર થાઉં છું."

**મેહેરબાનું કાવસજી દાવર.**

---

**ડાકટર વીલીયમ મુન** જે થોડા વખત થયો મરણ પામ્યો છે, તે આંધળાઓને વાસ્તે છાપવાની જાણીતી રીતનો શોધી કહાડનાર હતો. ઉપસેલા અક્ષરનું છાપેલું પુસ્તક પેહલવેહલું ૧૮૪૭ નાં સાલમાં છપાયું હતું, અને ત્યારપછી તેવી બે લાખ ચોપડીઓ બ્રાઇતનની નાની દુકાનમાંથી છપાઇને બહાર પડી હતી, જે છાપવાનું કામ તે પોતે અને તેની દીકરી ચલાવતાં હતાં. તેઓ જે ચોપડીઓ છાપતાં હતાં તેનાં વેચાણથી કશો પણ નફો મેળવતાં ન હતાં, અને કાંઇ પણ મેળવવાની ઈચ્છા વિના આંધળાંઓ માટે મુફત મેહેનત કરતાં હતાં. ડાકટર મુન જયારથી વીશ વરસની ઉમરનો થયો ત્યારથી આંધળો હતો.



# જરબાઇ માસી.




રા:બાવા મુંબઇ છોડી પુણે રહેવા ગયા તેની થોડા દીવસ આગમજ, ઉનાળાના એક રળીઆમણા દીવસે, જયારે હું ચાર વરસની નાની બચી હતી અને બાગમાં બેસી મારી ઢીંગલીઓ અને નાની કુત્રી સાથે રમતી હતી, તે વેળાએ મેં મારાં જરબાઇ માસીને છેલ્લાં જોયાં હતાં.

ઠીક, હું આવી રીતે બેસીને રમતી હતી તેવામાં હાલનું કાચનું બારણું ઉઘાડી જરબાઇ માસી બહાર બાગમાં આવ્યાં. હું બચ્ચું હોવા છતાં તેવણની ખુબસુરતી, તેસ્ટથી પેહેરેલા તેવણના સુંદર પોશાક, તેવણનાં મોહડાંપરના સુખના છાપે મારીપર કાંઇક અસર કીધી.

તેવણ બાગમાં અડધે રસ્તે આવ્યાં તેટલાં મેં એક ગ્રહસ્થને તેવણની પુઠે આવતાં જોયો. તેને વાસ્તે મને જે કાંઈ યાદ છે તે એ કે, તે ઉંચો, શામળા અને હસતા દેખાવનો શખસ હતો. જરબાઇ માસીએ હળવે હળવે પણ લગભગ દોડી આવીને મને ઉંચકી લીધી અને બેઉ ગાલેપર મને "કીસ" લઈ બોલ્યાં:

"મારાં નાનાં રમકડાં ! અદી જુવોની, એ કેવી મજેની છે ! મેં તો એને દીકરી કરી લીધી છે જો."

તેવણે કાંઇ જવાબ દીધો, ત્યાર પછી કોઇએ ઘેરમાંથી હાંક મારવાથી ત્યાંથી ચાલી ગયા. તેવણના ગયા પછી જરબાઇ માસીએ પોતાનું સુંદર મોહડું મારાં ખભાંપર મુકયું, અને મારી ગરદનપર કીસ લઇ, જાણે તેવણનું હૈડું ભરાઇ ગયું હોય તેમ બબડયાં.

"ખોરશેદ, મારી વાહલી દીકરી, હું કેટલી કેટલી દુખી છું ! "

તે પળે પેલા ગ્રહસ્થે બારીએથી હાંક મારી તેવણને બોલાવ્યાં અને કહયું કે તેણીએ જલદી આવવું જોઇએ, નહીં તો તેઓને મોડું થશે. તેવણે મને હરસે કહયું કે તેવણ મારે માટે સારૂં સારૂં ખાવાનું મોકલશે, અને લખતું તેડું કરશે વગેરે, અને પછી ઘર તરફ દોડી ગયાં અને મને વધુ દેખાયાં નહીં.

આ સઘળા બનાવ મારાં નાનાં મગજમાંથી જલદીથી વીસરાઇ ગયો. મોટી થયા પછી મને એટલું યાદ રહયું કે મારે માટે કાંઇ પણ સારૂં સારૂં ખાવાનું આવ્યું નહીં તેમજ લખતું તેડું પણ થયું નહીં. જરબાઇ માસીની મુલાકાત પછી આસરે બે મહીને અમો પુણે રહેવા ગયાં, જ્યાં મારા

બાવાની નોકરીની બદલી થઇ હતી.

* * * * * * * *

અમારૂં કુટુંબ લગાર મોટું હતું અને મારા પીતાની આવક તેવણુના ખરચ કરતાં કાંઇ મોટી ન હતી. મારે કાંઇ શીખવવાની નોકરીએ જવું જોઇયે એવો અમે વીચાર કરતાં હતાં, તેટલાં જરબાઇ માસી તરફથી એક કાગજ આવ્યું, તેમાં મારાં માબાપને પુછાવ્યું હતું કે તેઓ મને (તેવણુની કરી લીધેલી દીકરીને) તેવણુને ત્યાં રહેવા મોકલશે?

"હું તદન એકલી હોવાથી મને કોઇ સાથીની જરૂર છે, અને ખોરશેદ જેણી હમણાં સત્તર વરસની થઇ હશે, તેણી જો મારી સાથે આવીને રહે તો મને ઘણું ગમશે. મારે તમુને જણાવવું જોઇએ કે, મારી નાની પુંજી હું તેણીને આપી જવા ધારૂં છું. તેથી હું જાણું છું કે તમે ખુશી થશો કે તમારાં એકબી બચ્ચાંનાં ભવીષનું સાંધણુ પુરૂં પાડવામાં આવ્યું છે."

મારાં માબાપ ખુશી થયાં. હું નહી ધારતી કે તે વીશેની મારી મરજી યા વીચાર પુછવામાં આવ્યો હોય; તેમ જો કીધું હતે તોબી હું એકદમ કબુલ કરતે, કારણકે હું જાણુતી હતી કે એક જણુ ઓછું થવાથી ઘરમાં કેટલો ઉગાળો થશે. કાગજનો જવાબ "હા" નો લખ્યા પછી મારાં કપડાંની તૈયારી કરવામાં આવી, જે વેળાએ વાતચીતમાં જરબાઇ માસીનું નામ ખુદરતી રીતે વારંવાર આવતું હતું, અને તેવણુને લગતી જે છેલ્લી યાદ મને હતી તે મેં તેઓને કહી.

"ગરીબ બીચારી જરબાઇ!" મારાં માય ગંભીર થઇને બોલ્યાં "તેવણુ ઘણાં ફેરવાઈ ગયલાં તુંને જણાશે."

"તેર વરસમાં અલબત ઘણો ફેરફાર થવો જોઇએ." હું હસી.

"તેમ નથી, ખોરશેદ, કેટલીક ચીજો એવી છે કે જે વરસો કરતાં વધારે જલદીથી લોકોને બુઢાં બનાવે છે અને ફેરવી નાખે છે."

"ત્યારે તો જરબાઈ માસીને કાંઇ દુઃખ ખમતું પડયું હશે. તેવણુ સુખી નહી હશે?" મેં પુછયું. "મેં જયારે છેલ્લાં જોયાં હતાં ત્યારે તો ઘણાં સુખી દીસતાં હતાં."

"તે વખતે!" તેવણે ભાર મુકી કહયું "ખચીતજ સુખી નહી".

"શું તેવણુ પેલા શામળા દેખાવના માણુસ સાથે પરણુવાનાં નકી હતાં?" મેં પુછયું. "પણુ તેવણુ તો પરણેલાંજ નહી."

"તારા પેહલા સવાલનો જવાબ હા–બીજાનો નહી. તરતજ થોડા વખતમાં જરબાઇએ પોતે કારજ તોડી નાખ્યું, પણ તેથી તેવણુનું દીલ પણ લગભગ તુટી ગયું."

"માયજી, તે વીશે બધું મને કહો," મેં કાલાવાલા કીધા.

"ગરીબ બીચારી જરબાઇ!"

મારાં માયે થોડો વાર વીચાર કીધો પછી કહયું "ખોરશેદ, હું ધારૂં છું કે એ વીશે તું બરાબર જાણે તો વધારે સારૂં. તું તારી ઉમ્મર કરતાં વધારે સમજુ છે, તેથી અંજાણુપણામાં જો તે દુઃખભરી વાત નીકલે તો કળાથી તેને ફેરવી નાખવાની સમજ વાપરજે."

થોડા બોલોમાં આપણે સઘલો ખોલાસો કરીશું: જરબાઈ માસીને અરદેશર સાથે પીછાણુ થઇ હતી. બંને એક બીજાને ચાહતાં હોવાથી અદરાયાં. લગનનો દીવસ નકી થયા પછી જરબાઇને કાને અરદેશરની આગળી જીંદગી વીશેની કાંઇ વાત આવી, જે વીશે તેવણુ અદરાયા આગમજ તદન અંજાણાં હતાં. અરદેશર ઘણી બેદરકાર જીંદગી ગુજારતા હતા અને બઇરાંઓ માટેના ધીક્કાર માટે તેવણુના દોસ્તોમાં જાણીતા હતા. લગન માટેના તેવણુના વીચારો તેવણુનાં એક અતબગનાં દોસ્તે જરબાઇને કહયા હતા. તેણીનું દીલ તે સાંભળી ઘણું દુઃખી થયું હતું. જે માણુસને તેણી ચાહતી હતી, તે માણુસ તેવો હોઇ શકે?

અરદેશરે તેણી સાથે લગન વીશે કેટલાં માનથી વાત કીધી હતી! તેણી તો તેને આબરૂદાર, સાચો શખ્સ ગણુતી હતી. તેવણે કહયું હતું કે, તેણી પેહલીજ સ્ત્રી હતી જેને તેવણુ ચાહતા હતા. પરણુવા આગમજ તેણીને ઠગવામાં આવી હોય, તો પછીની તેઓની જીંદગી કેવી થઈ પડે?

તેણીએ તેવણુને બોલાવી મંગાવ્યા અને બધું કહયું. તેવણે અજાયબીથી સઘલું સાંભલ્યું, પણુ કાંઇબી ના પાડી શકયા નહી. તેવણુને મનસે ના પાડવા જેવું કશું હતુંજ નહી. સઘલા જુવાન માણુસો–મુખ્ય કરીને પૈસાદાર–થોડી ઘણી એવી જીંદગી ગુજારે છે. હા, તેવણુને કારણુ મલવાથી સ્ત્રીઓ માટે ખરાબ મત બાંધ્યું હતું. એક ઘેલા માણુસની માફક કેટલીક વેરો પકડનારી છકેલ છોકરીઓના અનુભવપરથી તેવણે બધાં વીશે તેવું મત બાંધ્યું હતું. જરબાઇએ તેવણુને તેવણુની ભુલ દેખાડી હતી. હા, જયાં સુધી તેવણુ તેણીને મલ્યા ત્યાં સુધી પ્યાર શું ચીજ છે તે તેવણુ જાણુતા ન હતા. તેણીએ તેવણુને બચાવ્યા હતા.

"તમે કેમ બોલી શકોછો કે હમણુ તે તમે જાણો છો?" તેણીએ ઠંડા દીલથી પુછયું. "નહી, હું તમારી સાથે પરણી શકતી નથી, મેં મારી પોતાની ઇંટોથી તમારે માટે ઊંચા વીચારો બાંધ્યા હતા, તે ભાગી ગયા છે, હવે તે વધુ વખત રહયા નથી."

તેવણે તકરાર કીધી, બોંહસ કીધી, કાલાવાલા કીધા, પછી ગુસ્સે પણુ થયા અને અંતે તેઓનું કારજ તુટયું છે એમ કબુલ કીધું. જરબાઇ એકદમ મુંબઇ છોડી ગયાં કે તેઓ ફરીથી મલે નહી. અમે તો ધારયું કે તેણી લાંબો વખત જીવશે નહી; પણુ જે મરજીથી તેણીએ અરદેશર સાથનું કારજ તોડયું હતું, તેજ મરજીથી તેણી પોતાનાં દુઃખ અને દલગીરી સાથે લડી અને તેમાં ફાવી, પણુ તે લડાઇમાં તેણીએ જુવાની અને સુખ ખોઇ દીધું.

"અને અરદેશર?" મેં પુછયું.

"તેવણનું શું થયું તેની કાંઇ અમુને વધુ ખબર નથી" મારાં માએ જવાબ દીધો. "પણ અમે જે કાંઇ સાંભળ્યું તે પરથી તો જણાય છે કે તેવણે જરબાઇ કરતાં કાંઇ ઓછું ખમ્યું નથી. તે કરતાંબી વધારે હશે, કારણકે સ્ત્રીઓના જેટલી સહનશકતી પુરૂષોમાં હોતી નથી."

કેઇ સત્તર વરસની છોકરીને જરબાઇ મારી માટે દુખ લાગે નહી? મારી માફક કેટલાં જણે તેવણની તારીફ કીધી હશે? એક ચોખ્ખાં સાચ્ચાં દીલની સ્ત્રી!

ઠાણે કે જયાં તેવણ રહેતાં હતાં, ત્યાં જતાં જતાં ટ્રેનમાં મેં ઠેરાવ કીધો કે તેવણને ગમતી થઇ પડવાને, ખુશી કરવાને અને તેવણની એકાંત જીંદગી સુખી કરવાને બને એટલી તજવીજ કરવી. એક વેળાનાં સુંદર જરબાઇ મારીને, ચોપડીઓમાં વાંચ્યે છીએ તેવી દુ:ખથી વળી ગયલી, કરમાઇ ગયલી સ્ત્રીઓની માફક ફીક્કાં, દલગીરી ભરી આંખવાલાં, અડધી બીમાર હાલતમાં પડેલાં હું ચીતારવા લાગી.

તેવણ એક મોટા વીસ્તારવાલા, પણ જુની ઢપના બાંધેલા નાના સુંદર બંગલામાં રહેતાં હતાં. હું આવી પુગી ત્યારે સાંજનું ઝઝકળું હતું, અને જેવી હું ગાડીમાંથી ઉતરી કે બાગનો દરવાજો ઉઘડયો અને જરબાઈ મારી દેખાયાં.

જરબાઇ મારી! બચીતજ દુ:ખ અને દલગીરીમાં વીલાપ કરતાં, ફીક્કાં, બીમાર માણસના જેવો તેવણનો દેખાવ ન હતો. તેવણે ઘેરા રંગની સાડી અને તેને અનુસરતું સાદું પણ બંધબેસ્તું વાસ્કુત પેહરયું હતું. પણ જયારે તેવણ મારી રાહ જોતાં ત્યાં ઉભાં હતાં અને મને કોટી કરવા પોતાના હાથો લંબાવ્યાં ત્યારે હજુ પણ તેવણનાં મોહડાંપર અગાઉના જેવું સુંદર, મધુર હસવાનું જણાયું.

"ભલે આવી મારી દીકરી!" તેવણે મને હેતથી કોટી કરી અને કીસ લઇ કહયું. "મારાં ઘરમાં ભલે આવી, મારી ખોરશેદ, એ તારૂંજ ઘેર સમજજે. છેક ઠાણે સુધી એકલી આવી, કેવી બાહદુર છોકરી! આયા, બાઇનો સામન બધો જોઇને અંદર લાવ. દીકરી, તું અંહીઆં હાલમાં આવ. ચાહબી તૈયાર છે, પેહલાં એક કપ પી લે; પછી તારા ઓરડામાં જઇ મોહડું હાથ ધોઈ કપડાં બદલ"

જરબાઈ મારી મને તેવણના સુંદર હાલમાં લઇ ગયાં અને ત્યાં એક સગવડભરી ખુરસીપર બેસાડી અને પછી મારી મુસાફરી અને ઘરને લગતા તરેહવાર સવાલો પુછવા લાગ્યાં.

હું અચરત થઇ. મને કબુલ કરવા દેવો કે હું નાશીપાસ થઇ ગઇ. મારી સઘલી ગોઠવણો નકામી ગઇ. જરબાઇ મારી મને ખુશી કરવા માટે પોતે ખુશાલ રહેતાં હતાં. પણ થોડીવાર ચુપકીદી પંથરાયા પછી જયારે તેવણ મારી તરફ જોતાં ન હતાં ત્યારે મારી આંખો ઊંચકી તેવણનાં મોહડાં તરફ મેં જોયું અને સચ્ચાઇ મારાં મનપર પ્રગટી નીકલી–બે જરબાઇ મારી હતાં. એકની ખુશાલી એક ખાલી ઝબ્બા ગીલાફ હતી, જે બીજીનાં દુ:ખને ઢાંકતી હતી; કારણ જે મોહડાં તરફ હું તીકીને જોતી હતી તે એકાએક અતી શાંત અને ગંભીર થઇ ગયું હતું. તેની આંખો પુરાકળ દલગીરીથી ભરાઇ ગઇ હતી.

હું સમજી કે તેવણનું અંતકરણ અંદરખાનેથી ખવાઇ જતું હશે, પણ તે મધુર ખવાસ અને મીઠો ચેહરો દુનિયાનાં લોકોને તે બતાવી કંટાળો આપવા માંગતો ન હતો.

મારી આગળ તો જરબાઇ મારી કદી પણ દલગીર ન હતાં. તેવણ મારી જીંદગી અતી સુખી બનાવતાં હતાં. તેવણને જો કોઇ જોય તો કદી માને નહી કે કેટલું બધું દુ:ખ તેવણે ખમ્યું હતું. ફક્ત જયારે તેવણ એકલાં હોય અને હું એકાએક તેવણ આગળ આવી ઉભી રહું, અથવા તો સાંજનાં ઝઝકળાંમાં અમો બંને વારંવાર એકલાં બેસતાં ત્યારે દલગીરીનો છાપ તેવણનાં મોહડાંપર પંથરાતાં, આગળી યાદથી ઉપજતું દુ:ખ તેવણની આંખોમાં હું જોતી હતી. હું જાણુતી હતી કે તેવણ-પોતાનો સઘલો બળાપો મારેથી છુપાવતાં હતાં. જોકે તે છુપો હતો, તોપણ કદી વીસરાયો ન હતો–અને કદીપણ વીસરાશે નહી. આ જોતાં મારી આંખો દયાનાં આંસુઓથી ભીંજાતી અને મને અરદેશર કે જેવણ આ સઘલાનું કારણ હતા, તેવણ માટે ધીક્કાર છુટતો.

આવી રીતે એક લાંબું સુખી વરસ પસાર થઈ ગયું, જયારે એક બપોરના હું મારી એક સહીને ત્યાં ચાહ પર ગઇ, જયાંથી સાંજનાં મોડેથી ઘર આવનાર હતી, પણ આસરે છ વાગે મારી સહીનાં કોઇ સગાં તદન ન ધારેલાં બહાર ગામથી તેઓને ત્યાં આવ્યાં. ઘણી લાંબી મુદતે તેઓ એક બીજાંને મલ્યાં તેથી ઘરમાં સઘલો ઘોંઘાટ અને ગડબડ થઇ રહી, અને હું ત્યાં કવાબમાં હાડકું હોઉં તેવું લાગવાથી કાગજ પર એક બે લાઇન મારી સહીને ખોલાસા માટે લખી, તે ચીઠી મારા જવા પછી તેણીને આપવા એક નોકરને કહી હું ચુપચુપ ત્યાંથી સટકી ગઇ.

જોકે મોડું થયું ન હતું, તોપણ દીવસ ટુંકા હોવાથી અંધારૂં પડવા આવ્યું હતું. આસપાસ સઘળે શાંતી પંથરાયલી હતી. બાગના દરવાજામાં હલવેથી દાખલ થતાં એક પુરૂષનો અવાજ મેં સાંભલ્યો; તે અવાજ એક તીક્ષણ ચીચીયારી જેવો સંભળાયો અને તેનાં મોહડાંમાંથી આ શબ્દ નીકલ્યો!—

"જરબાઇ!"

આ વખતે બાગમાં કોણ પુરૂષ હશે! કોણ મારાં માસીને આવી રીતે બોલાવતું હશે! એનો અર્થ શું? અવાજ ન થાય તેમ મેં દરવાજો બંધ કીધો, અને અચરતીમાં ગરકાવ થયલી, અડધી અજાયબીમાં, અડધી ધાસ્તીમાં, ઝાડીઓ વચ્ચેથી હું આગળ ચાલી; પછી જલદીથી એક ઝાડના ઓઠામાં બાજુએથી ઉભી. મારેથી થોડે દુર મેં બે આકારને જોયા—એક પુરૂષનો અને બીજો મારાં માસીનો.

તુરતજ મને તેઓના અવાજો સાફ સંભળાયા. તેઓ આગલ આવતાં હતાં, હવે મારે શું કરવું? જો હું બહાર નીકલું તો માસી મને જોય અને મને લાગ્યું કે તેવણ મને ત્યાં આવેલી જોવા માંગતાં ન હતાં. મને એમ શું કામ લાગ્યું? પેલા પુરૂષના બોલોપરથી.

"જરબાઈ!" તેવણ ઘણાજ કાકલુદી ભર્યા અવાજે બોલ્યા "મારી પર દયા કર, જો તેં મને કદી પણ ચાહયો હોય—"

મારી અજાએબી એટલી તો હતી કે બાકીનો વાકય હું સાંભળી શકી નહી. પેલો પુરૂષ ત્યારે અરદેશર હોવો જોઇએ, કે જેની સાથે મારાં માસી અદરાયલાં હતાં.

ખરૂં હોય કે ખોટું, પણ ત્યાંથી નીકળવાનો મેં વધુ વીચાર કીધોં નહી. મને પકડાઇ આવવાની ધાસ્તી હતી, હું વધુ અને વધુ ઝાડીમાં દબાઇ. અરદેશર હજુ બોલતા હતા, જાણે પોતાની જીંદગી માટે કાલાવાલા કરતા હોય તેમ કાકલુદી ભર્યા અવાજે બોલતા હતા, તેથી મારી સઘળી દયા તેવણ માટે ઉશકેરાઇ.

"જરબાઇ—આજ સુધી મેં એકજ સ્ત્રીને ચાહી છે અને તે તુંજ છે!" તેવણે કહયું, "હા, હું ફરીથી કહું છું," તેવણ ભાર મુકી બોલ્યા, "મેં કદીબી કોઈ બીજીને ચાહી નથી. મેં શું તે સાબેત નથી કરી આપ્યું? તેર વરસો સુધી મેં ભટકતી જીંદગી ગુજારી છે, જો હું બેપરવા હોતું, જો હું જુગાર રમ્યો હોવું તો તેમાં મેં બીજાઓ કરતાં કાંઇ જુદું નથી કીધું—મારો ખુદરતી ખવાસ તેવો ન હતો, નહી તો આટલાં લાંબાં વરસો સુધી હું કેમ અટકયો હતે? અથવા તો ધારો કે મારો ખુદરતી ખવાસબી તેવો હોય તો તે મેં તારે ખાતર—જરબાઇ, તારે ખાતર સુધારયો છે."

ઝાડીના એક ભાગમાંથી હું તેઓના આકાર જોઇ શકતી હતી. જરબાઇ માસી સીધાં ઉભાં હતાં, તેવણનું પાતળું કદ પુતલાં મીસાલ થંભ હતું, તેવણનું મોહડું ફેરવેલું હતું; અરદેશર તેવણ તરફ વાંકા વળી, પોતાના હાથો અને દેખીતી રીતે આંખો તેમજ બોલોથી કાકલુદી કરતા હતા. એનો છેડો કેમ આવશે? તેવણ હા પાડશે કે?

"અરે, હું ઇછું છું કે તેવણ તેમ કરે!" હું મારાં મનમાં બોલી; તેમ થાય તો મારૂં શું થાય તેનો મેં વીચાર કીધો નહી.

ત્યાર પછી મેં જાણ્યું કે જરબાઇ માસી જવાબ આપતાં હતાં. જોકે અવાજ મક્કમ હતો, તોપણ ધીમો હોવાથી હું કાંઇ તેની મતલબ સમજી શકી નહી. ત્યારપછી અરદેશર પાછા બોલ્યાઃ

"અરે જરબાઈ, જરબાઈ, તારે ખાતર તેમજ મારે ખાતર જરા વધુ દયા બતાવ, તું મને કહે કે મારી પાસે શું કરાવવા માંગે છે, હું કેમ રહું; મને ગમે તે શીક્ષા કર અને તે હું ખમીશ, ફકત મને આશા આપ."

"હજુબી શું તેણી હા નહી કહેશે?" મેં જરાક આગળ ડોકું કહાડી વીચારયું.

ત્યારપછી મેં જોયું કે તેણી તેવણથી વધારે દુર ગઇ હતી. તેવણ તેણીની પછવાડે ગયા પછી બંને થોભ્યાં. હવે હું બેઉને સાંભળી શકતી ન હતી. થોડીક પળમાં તેઓ છુટાં પડયાં. મેં જરબાઇ માસીને ઝડપથી ઘર તરફ જતાં જોયાં. તેવણે હાલમાં જઇને કાચનો દરવાજો બંધ કરી, લાકડાંના દરવાજાનાં ફડકાં નીચાં ઉતારયાં. અરદેશરે મારી માફક તેવણને તપાસ્યાં. હવે તેવણે નાશીપાસ થઈ ગયલાં માણુસની માફક પોતાના હાથો નીચે નાખી દીધા; ત્યાર પછી તેવણ ધીમે ધીમે ચાલીને ગયા.

"સખ્ત દીલની—દયા વગરની!" તેવણ બોલ્યા. "ખચીત આ તો મને જોઇએ તે કરતાં વધારે સજા થઈ. હવે તદન, તદન આશા ગઇ. નહી હું હજુબી તેણીને જીતશ!"

આમ બોલી તેવણ ચાલી ગયા, અને હું છુટકારાનો દમ ખેંચી બહાર નીકળી તેવણ તરફ દુરથી જોતી ઉભી. તેવણુંના છેલ્લા દેડાવ માટે તેવણ મને ગમ્યા. તે હીમ્તભર્યો હતો—એક ખરેખર ચાહનાર માણુસનો તે દેડાવ હતો. મને તેવણ માટે દયા અને જરબાઇ માસીની સખ્તાઇ માટે ગુસ્સો લાગ્યો.

જરબાઇ માસી! હજુ તેવણ સામે જવાની હું હીમત કરી શકી નહી. હું તેવણને પીછાણતી હોવાથી ઓરડાની અંદર કેટલાં દલગીરીનાં આંસુઓ વરસતાં હોવાં જોઇએ તે જાણતી હતી. હજુ ત્રણ કલાક સુધી મારી આવવાની વકી ન હતી, તેથી અડધો કલાક ઉપર હું બાગમાં થોભી. આસરે પોણાઆઠને સુમારે જાણે હમણાંજ ઘરમાં આવી હોઉં તેમ હાલમાં દાખલ થઈ; જરબાઇ માસી તેવણની હમેશની જગાએ કામ લઇ બેઠાં હતાં. પણ મેં જોયું કે બતી એવી રીતે મુકી હતી કે તેવણનાં મોહડાંપર છાયો પડવાથી તે દીસે નહી.

"વાહલી ખોરશેદ, તું એટલી જલદી કેમ આવી?" તેવણે મારી તરફ અજાયબીથી પણ ખુશનુમાં હસવા સાથે જોઇ પુછયું. પણ મેં જોયું કે તેવણનું મોહડું ફીક્કું હતું અને આંખો તુરતનાં આંસુઓથી ભારી થઇ આવી હતી. મેં મારૂં આવવાનું કારણ તેવણને સમજાવ્યું, પછી ઉમેરયું:

"હું ખુશી છું કે હું જલદી આવી, માસી, કારણ તમે સારી પેઠે હોવો એવાં દીસ્તાં નથી."

"ખોરશેદ, આજે જરા મારૂં માથું દુખે છે; અને ખરૂં કહું તો હમણાં બીછાને જવાનો વીચાર કરતી હતી. જો તુંને એકલું સોહવાય—"

"સોહવાય"! હું હસી "નહી કાંય? જરૂર જાવો માસી, હું ત્યાંજ તમારૂં જમવાનું લાવીશ."

પણ તુરત ઉઠીને, તેવણ જમવાની ના પાડી મને કીસ્સી કરી પોતાના ઓરડામાં ગયાં.

"વાહલાં, વાહલાં માસી!" મારા બોલો અને કામમાં મારી સઘલી દયા બતાવી દઇ ઘણાં હેતથી તેવણને કીસ્સી કરતાં હું બોલી.

મેં ધારયું કે મારાં આવાં જોશભરયાં વાહાલ માટે કાંઇ શક લઇ જઇ તેવણે નવાઇ જેવી રીતે મારી તરફ જોયું, પણ મારાં મોહડાંપરથી તેવણ કાંઇ જોઇ શકયાં નહી.

"ખોરશેદ, તું કેવી ભલી માયાળુ દીલની છોકરી છે? ખચીતજ હું એવી દીકરી મેલવવામાં ઘણી ભાયગશાળી છું"

તેવણ ગયા પછી મેં ધારયુંઃ—

તેવણનું જીગર જો તુટી ન ગયું હોય તો ગરીબ બીચારા તેનું તો તેમ થયું છે.

ત્યાર પછી મને તેવણના બોલો યાદ આવ્યા. "હું તેણીને હજુર જીતશ!" શું તેવણ તેમ કરશે? અને કેમ?

જરબાઇ માસી થોડા દીવસ સુધી તેવણનાં માથાંમાંના દુખારાને લીધે ઘરમાંથી બહાર નીકળ્યાં નહી. ઘણું ખરૂં સાંજને છેડે તેવણ બાગમાં ફરવા નીકલતાં હતાં, પણ હ-

મણાં તો એક અઠવાડયું થઇ ગયું તોપણ ઉંબરની બહાર પગ મુકયો નહી.

ત્યારે શું તેવણમાં દયા જેવી ચીજ હતી નહી? તેવણ પસ્તાતાં હતાં નહી? તેવણનું દીલ નરમ થતું ન હતું? અને તોપણ—તેવણ કેટલું ખમતાં હતાં?

કોઇ વેળા મને લાગતું હતું કે તેવણથી વધુ વખત આ ભેદ છુપો રાખી શકાશે નહી, અને એકાંતપણાં તથા દલગીરીના જુસ્સામાં મને વીસ્વાસમાં લઈ સઘળું કહી દેશે. મેં કેતું ઇચ્છયું કે તેણી તેમ કરે, પણ મેં મારૂં માથું ધુણાવ્યું—હું હજુ ઘણી નાદાન હતી.

એક પખવાડયું ગયું નહી તેટલાં મને માલમ પડયું કે અમારા ઘરપર કોઇ છુપી નજર રાખતું હતું; અંધારું પડયા પછી અરદેશર ત્યાં આવતા હતા. હું તે જાણતી હતી. અલબત મારીને તે વીશે કશી પણ ખબર હતી નહી. મને ખુશાલી લાગવા માંડી કે તેવણે આશા છોડી દીધી ન હતી—તેવણ કાંઇબી કરી જરબાઇ મારીને જીતવા માંગતા હતા.

મારી જીજ્ઞાસા વધારે અને વધારે ઉશકેરાઇ, હું તેવણને જોવાને તરફી રહી, અને વારેઘડીએ તેજ મતલબથી બાગમાં જતી હતી. ત્યાંથી ઘરમાં પાછી ફરતી ત્યારે જોતી કે હંમેશાં માસી જાણે કાંઇ પુછવા માંગતાં હોય તેમ જોતાં હતાં; પણ તેવણે કદી પણ મને ત્યાં નહી જવાને ફરમાવ્યું ન હતું.

અંતે તેનો નીવેડો આવ્યો. હું એક દીવસે બહાર ગઇ હતી ત્યાંથી ઘેર પાછું ફરતાં દરવાજામાં દાખલ થતાં અરદેશરને મારી સામે ઉભેલા જોયા.

"હું ધારૂં છું કે તમે મીસ દલાલ હશો!" તેવણે મને સલામ કરી કહયું, "જો કાંઈ અડચણ નહી હોય તો જરા થોભશો?" મેં હા પાડવાથી તેવણે આગળ ચલાવ્યું. "હું ધારૂં છું કે મને પહેલાં મારી ઓલખાણ આપવી જોઇએ," તેવણ બોલ્યા.

"તેમ કરવાની કાંઇ અગત નથી. હું ધારૂં છું કે તમે મી० અરદેશર છેવો."

"મીસ મારીસે તમુને મારે વીશે કહયું હશે." તેવણે લગાર અજાયબી બતાવી કહયું.

"મીસ મારીસે નહી, પણ મારાં માએ. એવણ મારાં માસી હોવાથી હું એટલું જાણું તેમાં શું કાંઇ અજબ થવાનું છે?"

"નહી," તેવણે કહયું, અને થોડો વખત મારી તરફ જોઇ થોભ્યા, પછી આગળ ચલાવ્યું, "મને ધાસ્તી છે કે હું પાછો એકવાર નીષ્ફળ થયોછું. હું તમુને મારાં મિત્ર કરવાની આશા રાખતો હતો, મને એકની હમણાં ઘણીજ જરૂર છે, પણ તમારૂં મારે માટેનું મત શું હશે?"

"હું આગળી બીના વીશે ઘણું જાણતી નથી" મેં લગાર ધ્રુજીને જવાબ આપ્યો, તોપણ બરાબર વાત કરવાનો ડેડાવ કીધો; "પણ મને હમણાં તમારીપર દયા આવે છે—મને માસીનીબી દયા લાગે છે."

તેવણનાં ગોલ્હડાંપર અને આંખમાં ખુશાલી જણાઇ.

"શું એમ બની શકે?" તેવણ બોલી ઉઠયા "તમે કેવાં ભલાં છો. મને લાગ્યું કે તમે મારાં મીત્ર થઇ શકશો. મેં ધારયું કે મારી છેલ્લી તક તમેંજ હતાં. હું મીસ મારીસને મલવા ઇચ્છું છું. મને તેવણને મળવુંજ જોઇએ, તમે મને મદદ કરશો? તેવણને અને મારે ખાતર મને મદદ કરો."

પા કલાક પછી ઘણી ઉશકેરાયલી પણ પક્કો ઠેડાવ કરી, ઉતાવળે પગલે હું ઘર તરફ દોડી. જો મારેથી બની શકે તો હું જરબાઇ માસીને સુખી કરી શકું.

તેવણ પોતાની હમેશની જગાએ બેઠેલાં હતાં. થોભ્યા વીના હું તેવણ આગળ ગઇ, તેવણની ખુરસી આગલ ગુઠણ પર બેઠી, મારા હાથો તેવણની આસપાસ વીટાલ્યા અને કહયું—"મારી, અરદેશર બાગમાં આવ્યા છે. હું તેવણને અંદર બોલાવવા માંગું છું, જો વલી મને બોલાવવા દેવો."

"ખોરશેદ!" તેવણે અજાયબીથી મારી આગળથી પાછળ હઠી કહયું, અને તોપણ મારી ખાતરી હતી કે તેવણનાં મોંહપર ગુસ્સાને બદલે ખુશાલીની રોશની પ્રગટી નીકલી. "છોકરી, તુંને શું તેનું? તુને શું તેનું લાગે વલગે?"

"ઘણુંબી, જરબાઇ મારી, હું તમુને સુખી જોવા માંગું છું" મેં હવે બીહયા વગર કાલાવાલા કીધા. "હું તમારી પાસે જરા દયા દેખડાવવા માંગુ છું. હા, જો, તેવણનો પ્યાર કેટલો સાચ્ચો છે? કેઇ સ્રી એવા માણસને પોતાને લાયકના નહી ગણે, જેણે તેર તેર વરસો સુધી તેણી માટે દુખ ખમ્યું હોય?"

"ખોરશેદ, તેં કયાંથી એ સાંભલ્યું?"

"કોઇથી નહી; એમ મારાં મનમાં આવ્યું."

"મુરખ છોકરી" જરબાઇ મારી હસીને બોલ્યાં, પણ મેં જોયું કે તેવણ ઘણાં ઉશકેરાયલાં હતાં.

"તું જાણે છે કે તું શાને માટે કાલાંવાલા કરે છે? જો—જો હું હા કહું તો મારી નાની દોલત જે તારી થનાર હતી તે અરદેશરને મલશે, તુંને કદાચ, તારાં ગુજરાનનાં સાધણો શોધવાં પડશે."

"અરે," હું કુદકો મારી ઉઠીને બોલી, "જો તેટલુંજ હોય તો, જો મને તે માટેનો વીચાર કરવાનો હોય તો તે મેં અસાર આગમજનો કરયો છે."

હું ઓરડામાંથી બહાર, ઘરમાંથી બહાર બાગમાં ગઈ. હું અરદેશરને લઇ ઘરમાં પાછી ફરી, હાલનું બારણું ઉઘાડી મેં પહેલાં તેવણને અંદર જવા દીધા. તેવણ ઝડપથી ત્યાંથી ચાલ્યા અને જરબાઇ માસી આગળ ગયા. હું બારણું બંધ કરી ત્યાંથી ચાલી ગઇ.

અડધો કલાક પછી મેં જરબાઇ મારીને મને બોલાવતાં સાંભલ્યાં. ઓરડામાં દાખલ થતાં મેં બંનેને સાથે ઉભેલાં જોયાં. તેઓ મારો ઉપકાર માનવા માંગતાં હતાં. ઠીક, તેઓએ શું કહયું તે અત્રે પાછું જણાવવાની જરૂર નથી, એટલું કે અરદેશરે કહયું કે જરબાઇ માસીની બધી દોલત હંમેશાં માંરીજ થશે, તેવણ પાસે તેઓ બંનેને માટે પુરતું હતું. આવી રીતે અંતે મેં જરબાઇ મારીનાં લગન બાધાં.

પીરોજા.

આ "સ્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાં० ૭૭, હાર્નબી રોડમા "કયસરે હિન્દ" ઓઈલ ઈનજીન પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

મણા તો એક અઠવાડયુ થઇ ગયુ તોપણ ઊબરની બહાર પગ મુકયો નહી

ત્યારે શુ તેવણમા દયા જેવી ચીજ હતી નહી? તેવણ પસ્તાતા હતા નહી? તેવણનું દીલ નરમ થતુ ન હતુ? અને તોપણ—તેવણ કેટલુ ખમતા હતા?

કોઈ વેળા મને લાગતુ હતુ કે તેવણથી વધુ વખત આ ભેદ છુપો રાખી શકાશે નહી, અને એકાતપણા તથા દલગીરીના જુસ્સામા મને વીસ્વાસમા લઈ સઘળુ કહી દેશે મે કેતુ ઇચ્છયુ કે તેણી તેમ કરે, પણ મે મારુ માથુ ધુણાવ્યુ—હું હજુ ઘણી નાદાન હતી

એક પખવાડયુ ગયુ નહી તેટલા મને માલમ પડયુ કે અમારા ઘરપર કોઇ છુપી નજર રાખતું હતુ, અજકડુ પડયા પછી અરદેશર ત્યા આવતા હતા હું તે જાણતી હતી અલબત મારીને તે વીશે કશી પણ ખબર હતી નહી મને ખુશાલી લાગવા માડી કે તેવણે આશા છોડી દીધી ન હતી—તેવણ કાઇબી કરી જરબાઇ માસીને જીતવા માગતા હતા

મારી જીગ્નાસા વધારે અને વધારે ઉશકેરાઇ, હુ તેવણને જોવાને તલપી રહી, અને વારેવડીએ તેજ મતલબથી બાગમા જતી હતી ત્યાથી ઘરમા પાછી ફરતી ત્યારે જોતી કે હમેશા મારી જાણે કાઇ પુછના માગતા હોય તેમ જોતા હતા, પણ તેવણે કદી પણ મને ત્યા નહી જવાને ફરમાવ્યુ ન હતુ

અતે તેનો નીવેડો આવ્યો હુ એક દીવસે બહાર ગઇ હતી ત્યાથી ઘેર પાછુ ફરતા દરવાજામા દાખલ થતા અરદેશરને મારી સામે ઉભેલા જોયા

"હુ ધારુ છુ કે તમે મીસ દનાવ હશો?" તેવણે મને નમ્રામ કરી કહયુ, "જો કાઈ અડચણ નહી હોય તો જરા થોભશો?" મે હા પાડવાથી ...વ્યુ "હુ ધારુ છુ કે મ...ડુ નામ ... પી જોઇએ," તેવણ ...

'તેમ કરવાની ...

...રીસને મલવા ઇચ્છુ છુ મને તેવણને મળવુજ જોઇએ, તમે મને મદદ કરશો? તેવણને અને મારે ખાતર મને મદદ કરો"

પા કલાક પછી ઘણી ઉશકેરાવથી પણ પકકો ઠેડાવ કરી, ઉતાવળે પગલે હું ઘર તરફ દોડી જો મારેથી બની શકે તો હું જરબાઇ માસીને સુખી કરી શકુ.

તેવણ પોતાની હમેશની જગાએ બેઠેલા હતા થોભ્યા વીના હું તેવણ આગળ ગઇ, તેવણની ખુરસી આગળ ગુઠણ પર બેઠી, મારા હાથો તેવણની આસપાસ વીટાળ્યા અને કહયુ—"માસી, અરદેશર બાગમા આવ્યા છે હું તેવણને અંદર બોલાવવા માગુ છુ, જો વલી મને બોલાવવા દેવો"

"ખોરશેદ!" તેવણે અજાયબીથી મારી આગળથી પાછળ હઠી કહયુ, અને તોપણ મારી ખાતરી હતી કે તેવણના મોહપર ગુસ્સાને બદલે ખુશાલીની રોશની પ્રગટી નીકળી "છોકરી, તુને શુ તેનું? તુને શુ તેનું લાગે વળગે?"

"ઘણુ બી, જરબાઇ માસી, હુ તમુને સુખી જોવા માગુ છુ" મે હવે બીહવા વગર કાલાવાલા કીધા "હુ તમારી પાસે જરા દયા દેખડાવવા માગુ છુ હા, જો, તેવણનો પ્યાર કેટલો સાચ્ચો છે? કેઇ સ્ત્રી એવા માણસને પોતાને લાયકના નહી ગણે, જેણે તેર તેર વરસો સુધી તેણી માટે દુખ ખમ્યુ હોય?"

"ખોરશેદ, તે ક્યાથી એ સાભળ્યુ?"

"કોઈથી નહી, એમ મારા મનમા આવ્યુ"

"મુરખ છોકરી" જરબાઇ માસી હસીને બોલ્યા, પણ મે જોયુ કે તેવણ ઘણાં ઉશકેરાયલા હતા

"તુ જાણે છે કે તુ શાને માટે કાલાવાલા કરે છે ... જો



✣ જુન ૧૮૯૫ ✣

પુસ્તક ૭ મું.] [અંક ૪થો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી
થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

✣ લખનારાં—પારસી બાનુઓ. ✣

મુંબઈ:
કયસરે હિન્દ ઑઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉ ઉપર રૂ૩;
પોસટેજ ૬ આનો.

# ✻ સ્ત્રી મિત્ર. ✻

## સાંકળ્યું—જુન ૧૮૯૫







# સ્ત્રીમિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. જુન ૧૮૯૫. અંક ૪થો.



## સુનાને મુળની વાર્તા.

### પ્રકરણ ૨૮મું.

#### કબરસ્થાનમાં થતી ગંડબડ.




ક મીનીટમાં ડાકટર મોરટન જે મી૰ રીડલની લાશ પછવાડે આવ્યો હતો, તે મી૰ ઓબ્રાયનની પાસે ગુંહણીએ પડીને તેનું માથું ઉંચું કરવા લાગ્યો, અને તેનાં ગળાંના કોલર (નેકટાઇ)નું બટન કાઢવા લાગ્યો. આ પછી જરા વારે જોન ઉઠયો, જયારે મી૰ લારન્સે લીલીને એક હાથ તેણીને પડતી બચાવવાને આપ્યો હતો.

"લીલીને શું થયું છે?" જોને લીલીને દેખાડતાં કહયું. લીલીએ તેને જવાબ આપવા પ્રયત્ન કર્યો, પણ તેણીથી તેમ થઇ શકયું નહીં.

"હું ધારૂં છું કે આપણે લીલીને દેવળની અંદર લઇ જવી જોઇએ," મી૰ લારન્સ જોનનાં મોં સામું જોતાં બોલ્યો. "તેણી ત્યાં આવી હાલતમાંથી સારી થઇ જશે."

જોને હા પાડી, તેણે લીલીનો બીજો હાથ ધર્યો, અને પેલાં બંને માણસોએ તેણીને પેલી નાની ભીડમાંથી બહાર કાઢી. તેઓ દેવળમાં જવાના દરવાજા આગળ આવી લાગ્યાં, પણ અહીં તેણી ઘણીજ કમજોર થતી ગઇ, અને જો જોન તેણીને પકડતે નહીં તો તેણી જરૂર કેડે અફડાઇ પડતે. જોને તેણીને પકડી, અને એક લીસા પથરની પર માથું રાખી તેણીને સુવાડી દીધી, જે એક મોટાં ઝાડની છાયા હેઠળ હતો.

હવે લીલી વધુ વધુ કમજોર બનતી ગઈ, અને તાણુ થવા લાગી, જયારે તેણીનું માથું જોનના હાથપર હતું.

"હું જઇને જોઉં છું," મી૰ લારન્સે ઉત્તર વાળ્યો, અને પછી તેઓ બંનેને એકલાં મુકી તે પાણીની શોધમાં ગયો. પેહેલાં તો લીલી અહીં શા માટે આવી ! અને આ રીતની ભયભીત હાલતમાં આવી પડવાનું શું કારણ ? એ જોનને એક સ્વપ્ના મીસાલ લાગ્યું.

આ સવાલ તેણે પોતાનાં મનને પુછયો, અને થોડાજ વખતમાં તેને યાદ આવી ગયું કે તેને મારવાની ખબર વીશે લીલીને માલમ પડયું હશે, અને તેણી કદાચ પોતાના પ્રમાણીકપણામાં અને ઉમદા ખવાસમાં તેને બચાવવા આવી હશે એમ તેને લાગ્યું.

તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લીધો, અને મજબુત પકડયો.

"મારી વ્હાલી લીલી, તું શા માટે ધભરાય છે?" આ વેળા તેણીને કશી સુદ્ધી ન હતી. આ શબ્દો તેના મોંમાંથી તીર મીસાલ નીકળી પડયા હતા, અને આ વેળા આગળાં પાછળાં સર્વે દુઃખ તે વીસરી ગયો હતો.

હમણા લીલી બેસુદ્ધીમાં થંડી, ફીકી, હાલચાલ વગર જોનનાં ખભાંપર પડી હતી. તેણીનું શરીર બરફ જેવું થંડું થઇ ગયું હતું, અને તેણીનો ચેહરો ફીકો મારી ગયો હતો. આવી તેણીની હાલત જોઇ જોન બહુ ધભરાયો.

તેણીનું મોંહ ખુલ્લું હતું, અને તેણીની સુંદર આંખો હાલ ઢંકાઇ ગઇ હતી.

આ વેળાએ તેણી કેટલી સુંદર દીસ્તી હતી. જોને તેણીનાં કપાળપરના ભુરા વાળ પોતાના હાથથી ઊંચા કર્યા, અને તેણીની ખુબસુરતીપર અજબ થવા લાગ્યો. હવે દરેક પળે તેની ધાસ્તી વધતી હતી, કેમકે હજી લીલી સુદ્ધીમાં આવી નહોતી, અને જયારે તેણે મી૰ લારેન્સને અને ડાકટર મોરટનને દરવાજામાં દાખલ થતાં જોયા, ત્યારે તેને બહુજ ધીરજ આવી.

"અરે ! આ શું !" પેલો રકાય ડાકટર લીલીની નાડી તપાસતો બોલ્યો "તેણી તો અધમુઇ થઇ રહી છે,— મી૰ જોન, તેણીનું માથું ઉપર પકડો ના ! તેણીને

ઘાસપર ગેલો, કેમકે તેથી તેણી જલદી સુધીમાં આવશે." પછી તેઓએ લીલીને ઘાસપર સુવાડી, જે ઘાસની આગળ એક "મારજરી" નામની છોકરીની કબર હતી, અને તે કબરના પથરા પર તેણીની જીંદગીની કથા લખી હતી; અને તે પરથી જણાયું કે તેણી ઇ. સ. ૧૭૮૪ માં મરણ પામી હતી. પછી આગળની ઝુપડીમાંથી તેઓ થોડું પાણી લાવ્યા, અને તે પાણી લીલીના હાથપર, તથા કપાળ પર નાખ્યું. બીજા થોડાજ વખતમાં એક સખત હાય મારી, તેણી સુધીમાં આવવા લાગી. તેણીએ પોતાની આંખો ઉઘાડી, અને જોનને પોતાપર વાંકો વળેલો જોયો.

"હું—હું— આખે રસ્તે દોડી;" તેણી બોલી, "પેલા ઘરડા માણસે—" એમ બોલતાં તેણીએ જોનનાં મોં સામું બહુ બારીકીથી જોયું.

"તેણે મને કશી ઇજા કીધી નથી," જોન બોલ્યો; "તે વીશે વીચાર કર ના!"

થોડીજ મીનીટમાં લીલી ઉઠીને બેસી શકી, અને પોતાની આસપાસ જોયું.

"પણ મીસ થોમસ, તમોએ તમારી હાલત વીશે કાળજી લેવી જોઇએ," તે ડાકટરે પાછી નાડ જોતાં સુચવ્યું; "તમો બહુજ દોડયાં છો, પણ હવે તમારેથી ચાલતું જ વાશે નહીં."

આ સાંભળી લીલી હસી પડી.

"ડાકટર, હવે હું કોઇ દીવસે એટલી બધી દોડીશ નહીં;" તેણી બોલી, અને જ્યારે તેઓએ તેણીને ઉભી કરી, ત્યારે તેણી ઉભી રહી શકી નહીં.

આ બનાવથી સઘળાં અજબ થઇને તેણીને જોવા આવ્યાં; પાદરી વરીક તેણીને મદદ કરવા, તથા જોવા આવ્યો હતો, (કેમકે લીલી હમેશાં ધરમનાં કામમાં બહુજ પૈસા આપતી હતી, પણ એક જોન જેવા પાપી માણસ પાસે (જેણે પેલી છોકરીનો જીવ લીધો હતો તેને તે પાપી ગણતો હતો,) બેઠેલી જોવા તે રાજી નહોતો, અને લીલી પણ આવી માણસની બીકમાં હેઠે પડેલી જોઇને બહુજ શરમાતી હતી; છેલ્લે તેણીએ પોતાનો મીત્ર મી૦ લોરન્સ તરફ જોયું.

"હું ઇચ્છું છું કે હું ઘર હતે;" તેણી બોલી, "મને ઘર લઈ જવાને વાસ્તે તમને કંઈ ઉપાય સુઝતો નથી?"

ફક્ત એકજ રસ્તો તેણીને ઘર લઇ જવાનો હતો, અને તે રસ્તો જ્યાં પેલો ઓબ્રાયન પડયો હતો, ત્યાંથીજ હતો. તે હજી પણ ત્યાંજ પડયો હતો, અને ડોરોથીએ પોતાના બાપનું માથું પોતાના ખોળાપર રાખ્યું હતું, અને જ્યાં સુધી ડાકટર તેને ઘર લઇ જવાને રાજી ન હોય, ત્યાં સુધી તેણીને તે જગ્યાપર બેસવું હતું. તેણી ચાલી શકી નહીં, અને વીચાર કર્યો કે, આ સઘળી ભીડ નાબુદ થાય, તથા મી૦ ઓબ્રાયન પોતાને ઘર જાય, ત્યાર બાદ તેણી પણ ત્યાંથી જાય.

ડાકટર લીલીને છોડી મી૦ ઓબ્રાયનને જોવા ગયો, અને મી૦ લોરન્સે લાશની પછવાડે આવનાર માણસોને કગરીને ત્યાંથી જવા કહયું. ફરી એક વાર લીલી જોનની સાથે એકલી પડી, ત્યારેથી ત્યાં થોડાક ગ્રહસ્થો આગળજ ઉભા હતા, અને તેઓ પોત પોતાનાં મનમાં કહેવા લાગ્યા, કે લીલીએ જોન સાથે પરણવું ન જોઇએ. જો કે તેઓ બહુ દુઃખની વેળાએ મળ્યાં હતાં, તોપણ થોડાક માણસો મી૦ લોરન્સની સાથે મશ્કરી કરતા હતા.

એકે મી૦ લોરન્સને કહયું, "શું મી૦ લોરન્સ, હજુબી આ પૈસાદાર છોકરી મુર્ખ બને છે?"

વારા ફરતાં બધા ગ્રહસ્થો બોલી રહયા બાદ તે નાની ટોળીમાં હસાહસ થઇ રહી, અને પછી તેઓએ બ્યુરોચર્ચે મુકયું. પછી પેલા હીન ભાગ્ય ખેડુત મી૦ ઓબ્રાયનને થોડાક દયાળુ મીત્રોની મદદથી ગાડીમાં સુવાડવામાં આવ્યો. તેના માથે લોહી ચઢી જવાથી તે નીચે અફડાઇ પડયો હતો અને તેને સારો થતાં બહુ દીવસ લાગશે એમ પેલા ડાકટરે રડતી ડોરોથીને કહયું.

ડોરોથીએ પોતાનાં મનમાં વીચાર કર્યો કે, "ફાંસી જાય તે કરતાં વધારે દહાડે સારો થાય એ સારૂં," અને એમજ બીજાં કેટલાંકોએ ધારયું હતું; મી૦ ઓબ્રાયનની પીસતોલ એક જણે ઉચકી લીધી હતી.

જ્યારે સર્વે માણસો મી૦ ઓબ્રાયનને ગાડીમાં સુવાડવા ગયાં હતાં, ત્યારે લીલી અને જોન એકલાંજ પેલાં ઘાસપર બેઠાં હતાં. તે વેળા તેજસ્વી પ્રકાશ પડતો હતો, વેલથી લીલી બનેલી ભીંતપર કાગડાઓ કા કા કરતા હતા; હવા બહુજ શીતળ અને સ્વચ્છ હતી; અને લીલી નીચે બેસીને જોનનાં મોં સામું જોતી હતી, તે તેણીની પાસે ઉભો હતો.

"તમો અજબ થતા હશો, કે આ સર્વે કેવી રીતે બન્યું," તેણી બોલી; "પણ મીસ ઓબ્રાયન ડીલફોરડ તરફ દોડતી આવી, કેમકે તેણીએ પોતાના બાપના બોલવાથી ધાસ્તી ખાધી હતી—અને જ્યારે તેણીએ એમ કહયું ત્યારે હું તેણી સાથે જેમ વેહેલું દોડાય તેમ દોડી; અમોએ વીચાર કર્યો કે, જો અમો અહીં હોઇશું તો મી૦ ઓબ્રાયન એટલો બધો ગાંડો તથા નીર્દય બનશે નહી. પણ—પણ—જોન, તમને ઇશ્વરે બચાવ્યા." આ સઘળું લીલી બહુજ ભાર મુકીને બોલી, અને તેનો જવાબ જોને ધ્રુજતાં વાળ્યો.

"લીલી, હું કોઇ દીવસે તારો ઉપકાર ભુલી શકીશ નહી," તે બોલ્યો.

"તું મને એવા વખતમાં મદદ કરે છે કે જ્યારે બીજાંઓ મને ઝાંખીને જોતાં પણ નથી—મને હવે સર્વે માલમ પડયું છે, અને લોકોના તાણાટપલા ખાવાને હું લાયક છું—અને તે તાણાટપલા ફક્ત એક જણને માટે ખમવા પડે છે. પણ તું બીજાં સર્વેથી ઉલટી છે."

"હું દોસ્તી કરીને પાછી તેમાં ખલલ કરૂં એવી નથી" તેણી હસવાને માટે પ્રયત્ન કરતી બોલી.

"જોન, હું જાણું છું કે હમણા તમને ઘણું દુઃખ વેઠવું પડે છે, પણ હું તમારી પાસે વચન લેવા માગું છું કે તમો મને તમારી ખરી મિત્ર જાણો."

"હું તુંને વચન આપું છું," તે બોલ્યો; અને લીલીએ પોતાનો હાથ લંબાવ્યો.

"જોજો હં! આ તમારો કરાર છે, અને વળી તમારૂં મન ફેરવી નાખશો ના!"

લીલી હજી પણ ઘાસપર બેઠી હતી, અને જોન પણ તેણીની આગળ હવે નીચે બેઠો. આ વેળાએ આસમાન કેવું બ્લુ રંગનું દીસતું હતું, અને હવા કેવી શીતળ રીતે વહેતી હતી? ખરેખર આ વેળા આસમાન તથા હવા ઈશ્વરનો મહીમા દેખાડતાં હતાં. જોન પોતાની નજર નીચી કરી વીચાર કરતો હતો અને લીલી તેને જોતી બેઠી હતી. તેણે પોતાની ટોપી કાઢી નાખી, અને લીલીએ તેનાં માથામાં સફેદ બાલ જોયા. પછી તેણી મનમાં બોલી, "એને શું દુઃખ પડ્યું હશે!"

જ્યારે મી૦ લોરન્સ પાછા ફર્યાં, ત્યારે તેણે લીલી તથા જોનને મુગાં મુગાં બેઠેલાં જોયાં, અને લીલી તેનાં મોઢાં સામું જોઇને હસીને બોલી:

"હવે મને ઘર લઈ જાવો છો?"

"મેં બધાં માણસોને અહીંથી કાઢી મુકયાં;" મી૦ લોરન્સ બોલ્યા, "અને ડાકટર મોરટન મી૦ ઓબ્રાયન સાથે ગયા છે. અને હવે મારી વહાલી દીકરી, જો તમો જવા માગો છો, તો મી૦ જોન તમને હાથનો ટેકો આપશે."

જોને ઉઠીને લીલીને ઉભી કરી, અને બંનેની મદદથી તેણી ગાડીમાં બેઠી, જે ગાડી મી૦ લોરન્સે તેણીને માટે રાખી હતી. હવે તેણી બહુજ ખુશી થઇ, અને જે પથરાપર તેણી અડધી બેભાનીમાં, અને ધાસ્તીની ભરેલી આવી પડી હતી, તે પથરાપરથી તેણી ધીમેથી પગલાં ભરવા લાગી, અને આજના ખુશનુમા દીવસ માટે હસી હસીને મી૦ લોરન્સ સાથે વાત કરવા લાગી.

તેઓ બંને (મી૦ જોન, તથા મી૦ લોરન્સ) કાસ્ટલ હીલ લીલી સાથે ગયા; અને મી૦ લોરન્સે એક મીનીટ થોભ્યા વગર કહ્યું કે તે ફરી કાલે મળવા આવશે.

## પ્રકરણ ૨૯ મું.

### જમીનની ખરીદી.

બીજે દહાડે જોન મી૦ લોરન્સને મળવા ગયો, અને કહ્યું કે તેની જે હજારો એકર જમીન છે તે વેચવાનું તેનું મન છે, અને એમ કીધા વગર આ લખોનું કરજ ફીટવાનું નથી, એમ જોને મી૦ લોરન્સને કહ્યું.

આ સઘળું મી૦ લોરન્સે બહુજ ગંભીરતાથી સાંભળ્યું, અને દરેક શબ્દે તે પોતાનું માથું હીલવતો હતો.

"સારૂં, મી૦ જોન, જો તમોએ જમીન વેચવાજ કાઢી છે, તો એક ખરીદનાર હાલ તૈયાર છે, અને જો તમો તેની કીંમત કહેશો તો હું તેને તેમ કહીશ."

"મી૦ લોરન્સ, હું તેમ કરવાને બહુજ ખુશ છું."

"જે રકમ તે જમીન માટે હું તમને અપાવા માગું છું, તેમાં તમારૂં સારૂં થશે, અને જે લેનાર ધણીઆણી છે તે પણ ખુશ થશે!" મી૦ લોરન્સે હસીને કહ્યું. "ડીલફોર્ડ હોલ લેનાર ધણીઆણી હાથમાં પૈસા આપશે અને તેણીને રહેવા માટે તેણીનો પોતાનો મેહેલ છે; એટલે તમારાં માને ડીલફોર્ડમાંથી જવું પડશે નહીં અને તમારી મા સુખથી પોતાનાંજ ઘરમાં રહેશે."

"આ માંગણી હું ધારૂં છું કે મીસ થોમસ તરફથી થઇ હશે?" જોને પુછ્યું.

"અલબત! તેણીએ પોતાનું નામ કોઇને પણ જાહેર કરવા મને ના પાડી છે, પણ તમને કહેવામાં હું કંઇ અડચણ જોતો નથી; મી૦ જોન, હું તમને સાચ્ચી વાત કહુંછું, કે ઘરડા એનટોની ડીસપર્ડે એક વેળા મને તમારા બાવા પાસેથી ડીલફોર્ડ હૉલ વેચાતો લેવા કહ્યું હતું, પણ કદાચ તમારા બાવાજીને ખરાબ લાગે, સબબ મેં એ વાત કાઢીજ નહોતી. તમારાં કુટુંબ સાથે મીસ લીલીને સારી મીત્રાચારી હોવાને લીધેજ તેણી આ જમીન ખરીદવા ખુશ છે. આ જમીનની મોટી રકમ તમુને તરતજ મલશે, અને તેમાંથી તમો તમારા માંગનારાઓને ચુકાવી દેશો, એટલે માંગનારાઓ વધુ તમને ત્રાસ આપશે નહીં, અને એમ કીધાથી તમો ડીલફોર્ડ હાલના ધણી પણ કહેવાશો! મારી નજરમાં આ વેચાણ બહુજ સારૂં પસંદ પડે છે."

"તેણીની આવી ઉદારતા વીશે તેણીનો હું મોટો આભાર માનું છું, પણ હું તેણીને આવા મોટા ખરચમાં નાખી ફસાવવા માંગતો નથી."

"છટ! છટ! મારા વાહાલા દીકરા, હું જોઉં છું કે મીસ થોમસને એમાં બહુજ ફાયદો છે, અને જો એણીને ટોટો હતે તો હું કોઇ દીવસે મીસ થોમસને ખરીદવા દેતે નહીં; પણ જરા વીચાર કરો કે એમ કીધાથી તમો આ કરજમાંથી કેટલા વેગળા થાઓ છો? અને વળી મીસ થોમસ માટે પણ એ એક સારી વાત છે; કાસ્ટલ હીલ, અને ડીલફોર્ડ હોલ મલીને એક સૌથી સારી મીલકત તેણીની થશે, અને તરત પૈસા આપવા તેણી પાસે ઘણા છે. જ્યારે આ નક્કી થશે ત્યારે ખરેખર હું બહુજ ખુશી થઇશ, અને ફરી એક વાર તમને લીલી સાથ સલાહ કરી મલવા માગું છું."

"ખરેખર, તેમ વીચારવું હવે ફોકટ છે," જોને બહુજ ગંભીરતાથી કહ્યું.

"તોપણ મારાં માયજીના કહેવાથી ફરી એકવાર એ વીશે વીચાર કરીશ. પણ મી૦ લોરન્સ, મારી મરજી તેમ કરવાની નથી, અને હવે હું કોઇ દીવસે પણ ડીલફોર્ડ આવવાનો નથી."

"કોઇ દીવસ એ એક ગોટો શબ્દ છે, મીં૰ જોન. થોડાક માણસો એમ કહે છે કે, કોઇ એક વાત હું કોઇ દીવસે કરીશ નહીં, પણ કોઈ વખત એવો આવે છે કે તે કબુલાત તેઓ વીસરી જાય છે. પણ હમણા તે વાત પડતી મેલો–હજી તમો એક જુવાન માણસ છો. પણ ખરેખર, એમ કર્યાથી તમારી માનો સઘળો સંતાપ જતો રહેશે, અને આ ખબર સાંભળી તેણી ઇશ્વરની આભારી તથા ખુશ થશે."

"પણ આવી મોટી રકમ વીશે મીસ થોમસે પોતાનાં કોઇ સગાં વાહાલાંને પુછવું જોઇએ."

"પુછવાનું શું કામ છે? તેણી એક જુવાન સ્ત્રી થઈ છે, અને તમો પણ જાણો છો, તેમ તેણીનો કબીલો ફકત કેપટન ડીસપર્ડ છે. તમો જાણો છો કે લોકો કહે છે કે કેપટન તેણીની સાથે પરણશે, પણ મેં જ્યારે તેણીને પુછયું, તયારે તેણીએ મને ના પાડી, અને કહયું કે તેમ કોઇ દીવસે બનશે નહી."

"મીં૰ લોરન્સ, આ વાતપર હું વીચાર કરીશ, પણ તમારી સઘળી મારે વીશેની ઉમદા દીલની કાળજી તથા મેહેરબાનીઓ માટે ઉપકાર માનું છું; તમો મને એક ખરા મીત્રથી વધારે મદદ આપો છો."

"મીં૰ જોન, એમ બોલો ના! અરે! આપણે સર્વ એક પછી એક જવાનાં છૈયે, ત્યારે બધાંને થોડી થોડી મદદ આપી સારી રાહે વર્તવા કહેવું. તમારા બાવાજી પણ આજ ઠેકાણે એક દીવસે ઊભા હતા, જ્યાં હમણા તમો ઉભા છો. પણ હાલ તેઓ કયાં છે! અને સર્વેનો એજ રસ્તો છે. પણ તમો તમારા બાવાજી જેવા નથી, તમારૂં મોહોડું તદન તમારાં માયના જેવું છે. જ્યારે તેઓ તમારા જેટલી ઉમરનાં હતાં, ત્યારે તેઓ બહુજ ખુબસુરત હતાં, અને એક રાણી જેવાં લાગતાં!"

"તે વખત વહી ગયા! ત્યાર પછી તેઓને બહુજ દુઃખ વેહેવું પડયું છે."

"દુઃખ અને સુખ, એ તો સર્વેની પાછળ લાગુ પડયું છે." પછી તેઓ બંને જણા બાપ દીકરા સમાન છુટા પડયા અને લીલીને મળવા (છેલી સલામ કરવા) ગયો, કેમજે તેજ સાંજે તેને ત્યાંથી ઉપડી જવું હતું.

તે લીલીને અધવચમાં કાસ્ટલ હીલ પુલપર મળ્યો, જેણી કાસ્ટલ હીલમાં જતી હતી. જેવો તેણીએ જાનને જોયો, કે તરતજ તેણીએ તેને હાથ આપ્યો.

"મને કહી શકશો કે હું કયાં જઇ આવી?" તેણીએ હસીને પુછયું

"એ વીશે તમે મને કેહવું જોઇએ," જોને ઉત્તર વાળ્યો.

"હું મીસ ઓબ્રાયનને મળવા ગઈ હતી, કેમકે જોન, તે તો મારૂં એક નીર્દયપણું કહેવાતે, અને તેથીજ હું તેણીને આજે સવારે મળવા ગઇ. તેણીનો બાપ હાલ સારો છે, પણ એકદમ સારો તો થયો નથી, તોપણ ભયભીત હાલતમાંથી છુટો પડયો છે; તેનો જમણો હાથ મોચવાઇ ગયોછે."

"ગરીબ બીચારો! હું તેઓ માટે દલગીર છું."

"જોન! એમાં તેમનીજ ભુલ હતી, પણ તેઓ વીશે હમણા હું વાત કરીશ નહીં, કેમકે તમેપણ મને બીજી વાતો વીશે કહેવા આવ્યા હશો! ત્યારે ચાલો, આપણે ઘરમાં જઇએ!"

"લીલી, હું તુને મળવા આવ્યો છું?"

"શું તમો મને મળવા આવ્યા છો? ત્યારે શું તમો અહીંથી જનાર છો?"

"મને જવુંજ જોઇએ! પણ હવે હું મારા વીશેની વાત કરીશ. લીલી, હું આજે સવારે મીં૰ લોરન્સને ઘર ગયો હતો, અને તેઓએ મને મારી જમીન તમો વેચાતી લેવાનાં છો એમ કહયું હતું."

"હા! તે જમીન લેવા મેં કબુલ્યું છે, કેમકે," આ બોલતાં તેણી શરમાવા લાગી, "મીં૰ લોરન્સે મને કહયું કે તમારા બાવાજી ગુજર્યા બાદ એ સર્વ જમીનની હરરાજી થશે, અને એ વાત મને પસંદ પડવાથી મેં વેચાતી રાખવા કબુલ્યું છે–કેમકે મેં વીચાર્યું કે, એ બહુજ સારી રીતે બનશે."

"મારે માટે તે અતી સારૂં કામ થશે," જોન હસ્યો, "પણ જો તુંને ખરેખર તે ગમતી હોય તોજ લેજે, પણ લીલી—"

"ખરેખર હું ચાહું છું કે તે જમીન મારા હાથમાં આવે, અને વળી તમારૂં કરજ એમ કીધાથી ફીટે; પણ એ સર્વે કામનું મીં૰ લોરન્સ ચોકઠું બેસાડશે," એમ બોલતાં તેણી હસી પડી, "અને તેઓજ આપણે વાસ્તે વકીલાતપણું બજાવશે. જોન, તે કેવો માયાળુ અને વાહાલો ઘરડો માણસ છે?"

"ખરેખર, તે બહુજ માયાળુ છે, તેઓ તમારા ખરા મીત્ર છે. અરે જોન! જયારે હું તેઓને જોઊં છું, ત્યારે મારા બેહેસ્તનશીન કાકાની યાદ આવે છે."

"ત્યારે તું એમ કહેવા માંગે છે કે મીં૰ લોરન્સનો સ્વભાવ તારા કાકાજી જેવો છે?"

"હા! જોન, એમજ છે. તેઓ ઉમદા દીલના, અને સારા સ્વભાવના માણસ હતા, કોઈ નાની બાબદોથી પણ તેમને કોઇ કાલે ગુસ્સો ચઢતો નહોતો; જે બાબદો આપણને જરા વારમાં ગુસ્સે કરે! બીજું એ કે, તેઓ ગરીબ સાથે હમેશાં હળીમળીને ચાલતા, અને પોતાનામાં અને તેનામાં જરા ફેર ગણતા નહોતા. જોની, હું ઇચ્છું છું કે તમને એમની સાથે દોસ્તી હતે."

આ સાંભળી જોને પોતાના હોઠ કરડયા, અને પોતાનું માથું ફેરવી નાખ્યું.

થોડા વખત પછી તે બોલ્યો, "લીલી, તેં કોઇની સલાહ લેવી જોઇયે, અને—"

"તે વીશે હવે વધુ બોલો ના! મારૂં સર્વે કામ વકીલને કરવા દેઓ."

"પણ મને તે વીશે કહેવુંજ જોઇએ, આવી મોટી રકમ તું વગર વીચારે આપે તે સારૂં નહીં, તેં તારા બીજા દોસ્તની, અથવા સગાંની સલાહ લેવી જોઇએ!"

"મારો કોઇ મીત્ર અથવા સગો નથી, અને એકજ છે, અને જેને મારા પૈસાની ગરજ છે—" એમ બોલી તેણી હસી પડી. "તે ફકત મારો પીત્રાઇ ફ્રૅંક છે."

"ત્યારે તેં એ વીશે કેપટન ડીસપર્ડને પુછવું જોઇએ!"

"હવે બસ! જોની, ફ્રૅંક વીશે વધુ બોલો ના; હું તેનું કોઇ દીવસે મત લઇશ નહીં, અને તેનું મત લેવાને હું દરકાર કરતી નથી." લીલીએ જરા હસીને કહયું.

"શું તું નહીં ધારતી, કે તેઓ તુંને કંઇ સલાહ આપશે?"

"જોની, ફ્રૅંકને મારા પૈસા સાથે કશું લાગતું વળગતું નથી, તે કોઇ કોઇ વેળા મારા મોટા ભાઇની ગરજ સારે છે, અને મને શીખામણ આપે છે; પણ જોન, હું તમને ખરૂં કહું છું કે જે શીખામણો તે મને આપે છે, તે પર હું મારૂં વધુ લક્ષ પોંહોંચાડતી નથી. તમો જાણોછો કે તેને હું ચાહું છું, પણ તે વહાલ ફકત ભાઇને છાજતું છે."

"લીલી, તેં એને ગેરઇનસાફ કરવો ન જોઇએ. જેવો છે તેવો! તોપણ તે તારો નજદીકનો સગો—"

"જોન! જોન! હવે હું એમજ ધારીશ કે તમો પણ ફ્રૅંક જેવાજ એક હઠીલા માણસ છો, અને તમારૂંજ મત તમને પસંદ પડે છે."

લીલીએ હસતાં પોતાનું બોલવું જારી રાખ્યું. "પણ જોન, તમને ગેરઇનસાફ કરવા હું એમ નહીં કહીશ કે હું હઠીલી નથી. હું પણ તેમાંનીજ એક છું; પણ તે વીશે વધુ હું કશું બોલીશ નહીં."

આ વાતચીત થયા બાદ તેઓ ઘરમાં ગયાં, અને જોનની બહુ અજાયબી વચ્ચે તેણે એક પાણીમાં તરનારો, મોટો, ભુરો, સુંદર કુત્રો ગલીચાપર દીવાનખાનામાં બેઠેલો જોયો. લીલીને જોતાંજ તે તેણીની તરફ આવ્યો, અને લીલીનો હાથ ચાટી, પોતાની પુછડી હલાવતો, નાચતો કુદતો, તે જોન પાસે આવ્યો, તેની નીશાનીપરથી જોન કેહી આપતો કે તે જોનને ઓલખતો હતો; અને વળી ખુશીમાં હતો. જોન તેનાં મોહોડાં સામું જોઇને બોલ્યો "કેમ જુના મીત્ર, તું મને ઓલખી શકતો નથી?"

"કુત્રાની જાતની બુદ્ધી કંઇ અજબ તરેહની હોય છે." પોતાના કુત્રાનું માથું પસવારતાં તેણી બોલી,—"ત્યારે બેન, શું તું જોનને ઓલખે છે? જોન, તમે આ કુત્રાને કોઇ દીવસે જોયો છે? અરે! નહીં, તમો કયાંથી તેને પીછાનો? જોન, તમારો છત્ર એણેજ બચાવ્યો છે, અને આ કુત્રો મારા બાકુત મી॰ ગ્રે પાસેથી મેં વેચાતો લીધો છે, કેમકે એ કેટલો બધો ડાહયો અને ચંચળ છે."

---

## પ્રકરણ ૩૦ મું.

### ગુસ્સો અને અદેખાઈ.

જોન અગાઉ કરતાં એક સુખી માણસ થઇને લંડન ગયો હતો, કેમકે હમણા તેનાં માથાંપરનો સઘળો બોજો ઓછો થયો હતો.

જ્યારે મીસીસ રીડલે આ સમાચાર સાંભળ્યા, ત્યારે તેણી હદ બહાર ખુશ થઇ. હવે તેણી પોતાના પતીનું દુઃખ વીસરવા લાગી, અને સર્વે ઉમેદ તથા પ્યાર તેણીએ પોતાના દીકરાપર રાખ્યો. તેણી મીસ લીલીને ઘણુંજ હેતથી ચાહતી હતી; આવી ડાહી અને સર્વે વાતે મદદે આવનારને કોણ નહીં ચાહે? ડીલફોર્ડ છોડયા બાદ મીસીસ રીડલ લીલીને આ પેહેલીજ વાર મલી ને તેણીએ લીલીને આવીને કોટી કીધી ને તેણીની આંખો પાણીથી ભરાઇ ગઈ. પણ આ તો હરખના આંસુ હતાં.

"મારી વાહાલી દીકરી, તું હમુને દરએક વાતમાં બહુજ મદદ કરે છે, અને તે વીશે હમો તારાં આભારી છીયે!" તેણી પ્યારથી લીલીનો હાથ પોતાના હાથમાં લઇ બોલી, "હું ધારૂં છું કે, આ ગોઠવણ આપણા સર્વેના હકમાં ઉપયોગી છે."

"લીલીએ હસીને કહયું: જોનને મારી કીધેલી ગોઠવણ પેહેલે પસંદ પડી નહીં. તેઓ મારા પીત્રાઈ ભાઇ ફ્રૅંકને એ વીશે પુછનાર હતા, પણ મેં તે વીશે સાફ ના પાડી." મીસ લીલી ફરી જોનનાં કુટુંબને હમેશની માફક ચાહવા લાગી.

ફ્રૅંક ડીસપર્ડ તેણીનો આ દુનિઆમાં એકલોજ સગો હતો, પણ તેને પુછીને સલાહ લીલીએ લીધી ન હતી તેનું કારણ કે, તે સાફ ના પાડશે, અને ઘણાએક વાંધા કાઢશે એટલા વાસ્તે તેણીએ એ વીશે ફ્રૅંકને સુચવ્યું નહીં.

તેણીએ આ જમીન ખરીદવામાં મી॰ લોરન્સની પહેલી સલાહ લીધી હતી, અને મી॰ લોરન્સે પણ એમાં કાંઇબી વાંધો લીધો નહીં. આ વેચાણ થયાથી જોન અને લીલી વચે કાગજ પત્રનો વેહેવાર ફરી ચાલુ થયો ને કામ જોગી ખબરો એકબીજા તરફથી મલતી હતી. જોનના બાપનાં મરણને એક મહીનો વીટયો હતો એટલામાં જોન ફરી એક વખત લંડનથી ડીલફોર્ડ કાંઇ અગતનાં કામસર આવ્યો હતો.

ફ્રૅંક ડીસપર્ડને કાને વાત ગઈ કે તેની પીત્રાઈ બેહેને મી॰ રીડલની જમીન અને ડીલફોર્ડ હોલ ખરીદયો છે. આ ખબર તેણે પોતાના વીશ્વાસુ ચાકર બેન તરફથી સાંભળી.

આ વાત સાંભળી તે લીલીપર અતીશ્ય ચીરડાયો અને તેણીએ તેના પૈસા આપ્યા હોય તેમ તે હાથ પગ અફાળવા લાગો. તે એક ઘડી પણ શાંતીથી બેઠો નહી; તે પોતાની નોકરીપરથી તરત કાસ્ટલ હીલ આવી પુગો. તે આવ્યો ત્યારે તેનાં મોહડાં પર અજબ ફેર દીસતો હતો, તેના હોઠો ગુસ્સાથી સફેદ બન્યા હતા, જે જોઇ લીલી બહુજ અજબ થઇ.

"લીલી, તેં મારી આવવાની વાતબી જોઈ નહી ?" તે બોલ્યો. આ વેળા તે એવો ગુસ્સામાં આવ્યો હતો કે તે સભ્યતાથી બોલી શકયો નહી—"લીલી, હું વગર બોલાવવે તારા ઘરમાં આવતે નહી, પણ મેં સાંભળ્યું છે કે તું એક નીચ માણસથી તારાં કામમાં ફસી છે, અને હું તારા બચાવ માટે આવું તેમાં હું કંઇ અસભ્યતા જોતો નથી !"

"ફ્રેંક, હું તમારા બોલવાનો અર્થ સમજી શકતી નથી," લીલીએ બહુજ નરમાસથી ઉત્તર વાળ્યો. જેવો લીલીએ ફ્રેંકને જોયો તેવીજ તેણી પોતાની બેઠક પરથી ઉઠી હતી. તેણી હવે વીચાર કરવા લાગી કે એવું તે મેં શું કામ કર્યું કે જેથી ફ્રેંક આટલો બધો ગુસ્સે થયો. તેણી જરા આકરા સ્વભાવની હતી, અને હમેશાં નરમ સ્વભાવની થવાને પ્રયત્ન કરતી હતી, પણ તેમ થઈ શકતું ન હતું અને હાલ પણ તેણી ફ્રેંકનું આવું બોલવું સાંભળી બહુજ ગુસ્સામાં આવી.

"મેં સાંભળ્યું છે કે તેં હલકા માણસની આબરૂ બચાવી એક ગંજાવર રકમ ખરચી એક નકામી જમીન લીધી છે," તે મોટે બરાડ મારી બોલવા લાગ્યો. "લીલી, ખરેખર એ બહુજ ત્રાસ ઉપજાવનારૂં છે."

"ફ્રેંક, તમુને આવું બોલવાને શો હક છે?"

"ખરેખર, તુને શીખામણ દેવાનો મને હક છે! અને હું તુને તે કહેવશ. મોટી શરમની વાત, લીલી, એક બુઢા માણસનો ખરી મેહેનતનો મેલવેલો પૈસો તું આવી રીતે ખરચે છે, અને યોગ્ય રીતે ખરચવાને બદલે એક બુરા માણસને મદદ કરે છે."

"ફ્રેંક, તમારૂં બોલવું પુરૂં થયું ?" તેણી પણ હાલ બહુજ ચીરડાઇ હતી અને ગુસ્સાથી તેણીના હોઠો સફેદ બન્યા હતા.

"નહીં, મેં મારૂં બોલવું પુરૂં કર્યું નથી. આ ખરૂં નથી કે આ ત્રણ એકર જમીન તેં ફકત જોન રીડલને ખુશ કરવા લીધી છે, અને તેં પોતે તે માટે એક મોટી રકમ આપી છે?"

"મેહેરબાની કરી વીચાર કરો કે તે મારાજ પૈસા છે."

"તું શું કહે છે ? હા ! અલબત, તે તારાજ પૈસા છે; પણ આવી રીતે વગર ફોકટે પૈસા પાડવામાં જે તારો ખરો મીત્ર, તથા એશી હશે, તે શું સમજશે ?" તેણે લીલીના બંને હાથ ખુબ જોર અને ગુસ્સામાં પકડયા, "લીલી, આવી રીતની બેઅદબી તેં કરવી ન જોઇએ! સાંભળ્યું? તુને એમ કરવાને કશો હક નથી." હવે લીલી તેના ગુસ્સાથી ડરી ગઇ. તેની ભુરી આંખો લાલ બનીને ખુનપર ચઢી, અને તેનું આખું શરીર ગુસ્સાથી ધ્રુજતું હતું, તોપણ લીલીએ સમયસુચકતા વાપરી.

"ફ્રેંક, તમો ગાંડા બન્યા છો ?" લીલી બોલી, અને તેનાં મોહડાં સામું એકી ટગરે જોવા લાગી.

"જો હું ગાંડો બન્યો હોઉં તો તેંજ મને તેમ બનાવ્યો છે; શું તુંને મારે વીશે કશોજ વીચાર નથી—શું તારાં મનથી હું કંઈજ નહી ? હું પૈસાની દરકાર રાખતો નથી—પૈસા તો ફાની છે (આજે છે ને કાલે નથી) પણ હું તારાં સારાં નામને માટે કહું છું, તારી આબરૂ માટે કહું છું. લોકો શું કહેશે, તેનો વીચાર કર !"

"એક ભીખારી માણસની જમીન વેચાતી લેવી અને ઘરેણે રાખવી એ તારી ઉમરની છોકરીને લાયક નથી. જે માણસ પોતાનાં આખાં કુટુંબનાં નામને બુરૂં લગાડીને લંડન જઇ સંતાઈ બેઠોછ. હું જાણું છું કે તું એક ઉદાર દીલની દયાળુ છોકરી છે, અને તે તારી ઉદારતાનો લાભ કેવી રીતે લે છે; પેલી બુઢી એક ઝેરી સાંપની ગીસાલ તારી પછવાડે વળગી છે."

"જમીનનું વેચાણ નકી કીધું ત્યાંવેર ગીરીસ રીડલ તો એ વીશે કંઇ પણ જાણતાં નહોતાં," તેણી બોલી.

"ત્યારે શું બધું નકી થઈ ગયું છે?" ફ્રેંકે પકડેલો લીલીનો પોહોચો મુકતાં કહયું.

"ફ્રેંક, તમુને શું જવાબ આપવો તે સુજ પડતું નથી, પણ હું તે વીશેની ખરી બીના તમુને કહું છું. મેં ડીલફોર્ડ હોલ આખો સારી અને સસતી રકમે ખરીદયો છે, અને તેના પૈસા મેં મારા પાસના આપેલા છે, અને તે વાતમાં કોઇની પણ સલાહ લેવા-હું દરસ્ત ધારતી નથી."

"અને ત્યારે આખરે તું પેલા સાથે પરણશે ?"

"તે વીશે હું કંઇ વધુ કહેવા માગતી નથી, અને આપણે હાલ તો બીજી બાબત વીશે વાત કરીયે છીએ, ત્યારે એ વાત વચમાં છેડવાનું કંઇ કારણ ? જો કદાચ હું તેની સાથે પરણુંબી, તોપણ તમુને તે વીશે કંઇ પણ બોલવાનો હક નથી."

આ સાંભળી ફ્રેંક ગુસ્સાથી લાલ બની ગયો. "ત્યારે હું તારા મનથી કંઇજ નથી ?" તે બોલ્યો.

ફ્રેંકે પોતાની પોહોળી છાતી પર અદબ વાળીને પોતાની મોટી આંખો તેણીના ચેહેરા તરફ રાખી તે પોતે મોટે મોટે ટકોરથી હસવા લાગ્યો.

"લીલી, શું મને કશો હક નથી ? મારા જન્મથી હું તુને ચાહતો આવ્યો, અને એ વીશે તું બહુજ સારી રીતે વાકેફગાર છે, અને તે વીશે આપણા કાકાજી પણ જાણતા હતા, અને આ પણ તું જાણે છે કે કાકાજી મારી સાથે તુંને પરણાવવાનો વીચાર રાખતા હતા. જો તેઓ તુંને મારી સાથે પરણાવવાને ઇચ્છતે નહીં તો, એક સરખે હીસ્સે તેઓ પોતાના પૈસાનો ભાગ કરતે; પણ તેઓ જાણતા હતા કે, લીલીના પૈસા તે ફ્રાંકનાજ છે, અને જો આ ખરાબ માણસ આપણી વચ્ચે ન આવતે, તો મારી વાહાલી, તું મનેજ પરણતે; તેનામાં એવા ગુણ તેં શું જોયા ? શું તે ખુબસુરત છે? નહીં; તે એક જુતીનો ઉઠાવનાર ફકીર છે."

"અરે લીલી, તમારી બંનેની વાતો હું જાણું છુ, અને એ વાત સાંભળવાને મારા કાનને ઝેર જેવું લાગે છે."

"ફ્રેંક, જે વાત તમોએ સંભળાવી છે, તે કોઇ દીવસે હું વીસરનાર નથી, અને માફ પણ કરનાર નથી.

"શું તું મને માફ કરનાર નથી? જ્યારે કોઇપણ વાતે માણસનું અંતઃકરણ બળે છે, તે વેળા સારા અથવા નરસા બોલો તે જોવા બેસતો નથી, અને હમણા હું પણ તેવીજ સ્થીતીમાં છું; તુને મારી કશી દયા આવતી નથી—જરા નહીં—જરા નહીં—અને તોપણ હું તુંને ખરાંજ વાહાલથી ચાહું છું."

"મેં—મેં—કોઇ દીવસે આશા રાખી નહોતી, કે તમો મને ખરાં વાહાલથી ચાહો છો," તેણી અચકાતાં બોલી.

"નહીં! ત્યારે શું તું એમ ધારતી હતી, કે પેલા લુચ્ચા માણસની પેરે હું તારા પૈસા માટે ભટકું છું? પણ લીલી, તેમ નથી, જેમ તે તારી ખુશામત કરે છે, તેમ હું કરતો નથી, અને તેથી તું મારો સ્વભાવ ઓલખી શકતી નથી. તારા મનમાં મારે વીશે કશો સારો વીચાર નથી. એટલું તો ખરૂં છે"

"હુ તે વીશે વધુ કંઇ પણ બોલવા માંગતી નથી. પણ એટલું તો ખરૂં છે કે તમો આજે બહુજ અપમાનકારક રીતે વરત્યા છો!"

"કેમકે હું ગુસ્સાથી ગાંડો બની ગયો છું, અને તો પણ તારા મનમાં મારે વીશે કશો સારો વીચાર નથી."

"તમો બહુજ ખુશામતખોરા છો."

"હું તારી ખુશામત કરતો નથી. હું તુંને કંઇ કહેવા માગું છું, પણ તે હું કહીશ નહી. લીલી, તું મને એક વાત વીશે વચન આપશે? ડાહી થઇને મને વચન આપ, કે તું જોન સાથે કોઈ દીવસે પરણે નહીં."

"ફ્રેંક, આવું વચન લેવાને તમને કશો હક નથી. અમારાં લગ્ન વીશે તમુને સવાલ પુછવોજ ન જોઇએ, અને હું કોઇપણ રીતનાં વચનથી તમારી સાથે બંધાઇશ નહીં.

"શું તું તેમ કરશે નહીં, અને શું તેમ બનશે નહીં? ત્યારે તું તેણી સાથે પરણવાજ માંગે છે? ઠીક, મીસ લીલી, પણ જો તું ખરૂં માન, કે તું કોઇ કાળે પણ જોનની પરણેતર થવાને શકતીવાન થશે નહી."

બીજો બોલ બોલ્યા શીવાય જરા નમીને લીલીને પોતાના વીચારોમાં ગરક થયલી નાખીને તે ઓરડામાંથી જતો રહયો. હવે તેણીને દુઃખ થવા લાગું અને ગુસ્સો ઉપજવા લાગો. તેણી એક એવી અબળા નહોતી, કે બીજાનું દુઃખ જોઈ તેણી ખુશી થાય; અને પોતાના પીત્રાઇને દુઃખી થયલો જોઇ તેણી હવે એકાંતમાં રડવા લાગી.

તેણી બરાબર અડધો કલાક તેજ ઓરડામાં થોભી, પણ જયારે તે પેલા ઓરડામાં નહીજ આવ્યો, ત્યારે તેણી ફ્રેંક વાસ્તે ખાનાની તૈયારી કરાવવા ઉઠી, કેમકે ફ્રેંક એક અથવા બે દીવસ કાસ્ટલ હીલમાં રહેનાર હતો.

પણ ઓરડામાં તેણીએ પોતાના નોકર તરફથી સાંભળ્યું કે મેજર ડીસપર્ડ એકદમ સ્ટેશન ઉપર ઉપડી ગયા છે. આ સાંભળી તેણી બહુજ દીલગીર થઇને ફરી તે કાસ્ટલ હીલ આવશે કે નહીં તે વીશે વીચાર કરવા લાગી.

## પ્રકરણું ૩૧ મું.

### મીસ લીલીનું કાસ્ટલ હીલ છોડવું.

આ સર્વે વખત જોન પોતાનાં કામમાં વધ્યો જતો હતો. તેના મીત્ર મી૦ વેલ્સને તેનું કામ બહુજ ગમ્યું, અને જયારે બીજાં માણસો પણ ખુશી થયાં, ત્યારે તેને વધારે હીંમત આવી.

એક દીવસે સવારે ખબર મલી કે, એક બીજો માણસ જે આ પ્રેસમાં કામ કરતો હતો, તે મરે હાલ માંદો પડયો હતો; ગરીબ બીચારો જેમ્સ વેલ્સ મરણ પામ્યો, અને તેણે પોતાનું સદાનું રહેઠાણ પરદેશમાં ફ્રાંસ જતાં સીવ્હોલ શેહેરમાં કીધું હતું. કમનસીબ બાપને ઘરડે ઘડપણની વખતે આ દુઃખ જોવાનું તે સુખ ક્યાંથી જોય? અને તેનો વળી એકજ છોકરો!

થોડા વખત પછી તે જગ્યા પર જોનને નેમ્યો તો પણ તેને તે ગમી નહીં, કેમકે તેને હવે વારંવાર મી૦ જેમ્સ વલ્સ યાદ આવતો હતો. પેલા ઘરડા બાપને પોતાના એકપુરા જુવાન દીકરાનું દુઃખ વીસરાવવા જોન હજારો ફાંફાં મારતો હતો, પણ ફોકટ, અને તેના જવાબમાં તે પાછો ઉત્તર આપતો કે, "તેની અગાઉ મારૂં મોહત કેમ ન આવ્યું? ખોદાને હાજર નાજર જાણી કહું છું, કે આ દુઃખ મારેથી હવે સેહેવાતું નથી."

આ ઘરડો માણસ જયારે ચઉદ વરસનો હતો, ત્યારથી આ કામ તેણે હાથમાં લીધું હતું, અને તેમાં એવો ફતેહ પામ્યો હતો કે ફકત કાગળના કટકા તેને ફેંકી દેવા પડતા હતા. પણ તેથી હોશીયાર આ તેનો જુવાન દીકરો હતો, તે મોડી રાત્ર સુધી કામ કરતો, અને સવારના વેહેલો ઉઠી કામે લાગતો, અને ખરૂં પુછીએ તો, કામ વધારે પેડયાથીજ માંદો પડયો હતો. જો તે જીવતે તો ખરેખર આ દુનિયામાં નામદારી મેળવવા શીવાય રહેતે નહીં; આવા એક હોશીયાર દીકરાનાં મૃત્યુથી કોણને દુઃખ ન લાગે?

"હુ એને હમેશાં કહેતો હતો, કે તું થોડું કામ કર!" તે નવધાર આંસુએ રડતો બોલ્યો.

પણ જેમ્સ વેલ્સની જગ્યા હાલ ભરાઇ ચુકી હતી, અને તે જગ્યા જોનને આપવામાં આવી હતી. જેમ્સ મરી ગયાથી આફીસમાં કેટલીએક ફેરબદલીઓ થઈ હતી; તોપણ દરએક કામ હમેશના જેવુંજ સારી રીતે ચાલતું હતું. જે દીવસે મી૦ વેલ્સનો દીકરો જેમ્સ મરી ગયો, તે દીવસે તે ઘરડો પોતાને થયલા દુઃખમાં, મુંગો મુંગો બેઠો હતો.

તે આજે વધારે અશકત દીસ્તો હતો, તેના હાથો ધ્રુજતા હતા. આ વેળા જોન પણ પોતાનાં દુઃખની યાદ કરતો

ડીલ નદી આગળ ઉભો હતો, કે જે વેહેતાં પાણીમાં બી ચારી એમીએ પોતાનું સદાનું રહેઠાણ કીધું હતું. આ જગ્યા જોઈ તે બહુજ ખેદ કરતો હતો. એમીનો ખુબસુરત ચેહેરો જોને આ વેળા તેની સામેજ આવી ઉભેલો જોયો. તેણીની યાદ આવતાંજ તેની આંખો આંસુએ ભરાઈ આવી, અને ત્યાંથી તે ઘર તરફ જવા ધીમે ધીમે પગલાં ભરવા લાગ્યો. તે મન સાથે બોલવા લાગ્યો, "જે બન્યું છે, તે નહી બન્યું થનાર નથી, અને જે થાય તે સહન કરવું એ માણસનો ધરમ છે.'

એટલામાં તેને મીં શેલબરૂક મળ્યો, જેની સાથે મારાં વાંચનારને અમો ઓલખાણ કરાવી ચુકયાં છીએ. જોન સાથે શેલબરૂકની આ બીજી વારની મુલાકાત હતી.

"મીં જોન, તમો ફરી લંડન આવશો? વારૂં તમો કેવા નસીબદાર છો?"

જોનને આ તેનું બોલવું ગમ્યું નહીં, તે ઉતાવળથી પોતાની નોકરીપર જવા માંગતો હતો; અને મીં શેલબરૂકના ઉપલા શબ્દો સાંભળી, આનાકાની બતલાવવા લાગ્યો. જોન હજી મીસીસ ફ્રેઅર સાથેજ રહેતો હતો, જેણી બીચારી બહુજ સખત માંદગી ભોગવતી હતી, અને દહાડે દહાડે બહુજ નબળી દીસ્તી હતી; અને જેમ જેમ દહાડાઓ પસાર થતા ગયા, તેમ તેમ તેણીનો અવાજ નબળો પડતો ગયો

તેણી જોનને જોઇ બહુ ખુશ થતી હતી, અને જોનને પણ તેણીની સોબત બહુજ ગમતી હતી. જોન તેના વાસ્તે ફુલના ગોટાઓ લઇ જતો, અને ફુરસદની વખતે તેણીને સારી સારી ચોપડીઓ વાંચી સંભળાવતો.

જ્યારે જમીન વીશે સઘળી વાત નક્કી થઈ હતી, ત્યારે જોને મીસીસ ફ્રેઅરને જઇને આ વાતથી વાકેફ કરી. થોડા વખત પછી તેણી બોલી "મારા વાહાલા દીકરા, તું તેણીની સાથે કેમ પરણતો નથી?"

"મીસીસ ફ્રેઅર, મીસ આમસ દરેક વાતમાં મારેથી હજાર દરજ્જે ચહડતી પંકતીની છે."

"હું આ જુવાન અબળાની સખી જોવા માગું છું," મીસીસ ફ્રેઅર બોલી, "કેમકે મારા દીકરાને હું એક અતી ખુબસુરત ધણીયાણી સાથે પરણેલો જોવાને ખુશી છું."

"તેણી લોકોમાં બહુજ ખુબસુરત ગણાય છે" જોને બહુજ ગંભીરાઇથી કહયું. જોકે તેની પાસે લીલીની સખી હતો, તોપણ તેણે તે વીશે મીસીસ ફ્રેઅરને કહયું નહીં.

લીલીએ જે વાત તેને પેલાં કબરસ્તાનમાં કહી હતી, તે વાત તેને હમણા યાદ આવી. તેણીએ કહયું હતું કે તેણી જોનની ખરી મીત્ર હતી, અને આ તેણીનું વચન તેણીએ કોઈ દીવસે ફેરવ્યું નહોતું. તેણી અવારનવાર જોનને કાગળ લખતી. જ્યારે આપણે જોનને મીસીસ ફ્રેઅર સાથે વાતે વળગેલાં જોઇએ છીયે, ત્યારે લીલીને તરતનુંજ ફ્રેંક તરફથી માફીનું કાગજ આવ્યું હતું. તેણે લખ્યું.

"વાહાલી લીલી, તું મને માફ કરશે?" પણ તું જાણે છે તેમ હું આકળા સ્વભાવનો માણસ છું, પેહેલે નગર વીચારે બોલી જાઉં છું, પણ પછી મને તે વીશે પસ્તાવો થાએ છે. અને જ્યારે તેં મને સભ્યતાથી અને ધીરજથી કહયું કે તારી ખુશીમાં આવશે તેમ તું કરશે, તો જેમ તારી મરજી. પણ તું મારી આ દુન્યામાં એકલીજ સગી છે, અને તેટલાજ વાસ્તે તું જે કરશે તે જોઇશ ને સહન કરીશ.

હું છું અને સદા રહીશ તારો પ્યારો

પીત્રાઇ ફ્રેંક ડીસપર્ડ."

આ નાની કાપલીએ તેઓ વચે થોડી ઘણી શાંતી કીધી, પણ લીલી તેના બોલેલા શબ્દો અને દેખાવ ભુલી નહીં. પણ તેનેથી થયલાં અપમાન વીશે તેણે માફી ચાહી હતી; લીલીને તેના પીત્રાઇ તરફથી આ પેહેલીજ વાર અપમાન થયું હતું ને તેથીજ તેણી ઘણી દીલગીર થઇ હતી, અને જ્યારે ફ્રેંકની આરટીલરી લંડનથી ઉપડી જનાર છે એમ સાંભળ્યું, ત્યારે તેણી ખુશી થઈ.

હવે તેણીને કાસ્ટલ હીલમાં એકલી રહેવાનું સારૂં લાગતું નહોતું, અને તેથી તેણી પાનખર ઋતુમાં કાસ્ટલ હીલ છોડીને 'ટેમ્સ' નદીને કીનારે "વોરગ્રેન્હ" નામના એક અતી સુંદર મેહેલમાં જઇ રહી.

તે મેહેલની આગળ એક જુદા બંગલામાં તેણીની એક જુની મીત્ર રહેતી હતી.

આ લીલીની મીત્ર મીસીસ બોલસે સોહામણી હતી અને હમેશાં ઊંઘાગી રહેતી; અને જ્યારે તેણીએ જાણ્યું કે લીલી ત્યાં રહેવાને માટે આવી, ત્યારે તેણી ઘણી ખુશ થઇ, કેમકે તેણી નાનપણથી લીલીને ઓલખતી હતી, અને સાંભળ્યું પણ હતું કે લીલીને એક મોટો વારસો મળ્યો હતો. સર્વે બાબદનો તેણીએ લીલી માટે બંદોબસ્ત કર્યો હતો. હાલ આગસ્ટ માસ ચાલતો હતો, અને લીલી સાંજની વખતે ટેમ્સ નદીને કીનારે આવી પુગી. નદીનાં ઉછાળા મારતાં પાણી તેણીને આવકાર દેતાં હોય એમ દીસ્તું હતું, સુર્ય પોતાના આખા દહાડાની મંજલ પુરી કરતો હતો, અને તેનાં ચળકતાં કીરણો નદીપર પડી સુંદર દેખાવ દીસ્તો હતો.

[ સાંધણ છે. ] ગુલબાઈ ખુરસેદજી ભુજવાલા.

---

ઘણું નવાઈ જેવું છે કે દુનિયામાં થઇ ગયલા મહાન પુરૂષોમાંના ઘણાઓ બચપણમાં ઘણા નબલા અને ખરાબ તનદરોસ્તીના હતા. વોલતેર એટલો તો નાનો અને નબલો હતો કે તેના જન્મ પછી ઘણા મહીના સુધી તેને "બેપતાઇઝ" (નામ આપી ખ્રીસ્તી ધર્મમાં લાવવાની ક્રીયા જે જન્મ્યા પછી થોડા દીવસે કરવામાં આવે છે) કરી શકાયો નહી; ન્યુતન પણ એટલો નાનો અને નાજુક હતો કે તેની જીવવાની આશા હતી નહી, પણ વોલતેરની માંફક તે લગભગ ૮૫) વરસનો થઇ મરણ પામ્યો. સર વોલતર સ્કોટ બે વરસની ઉમર સુધી જગાણે પગે અડી ગયો હતો, પણ પાહાડી મુલકમાં રહેવા મોકલવાથી તે સાજો અને જોરાવર થયો. વીકટર હયુગો પોતે કહેતો હતો કે તે જન્મ્યો ત્યારે ઘણો નબલો હતો, પણ રાત અને દીવસ ઘણી જતન રાખવાથી તે મરી જતાં બચ્યો હતો.



# સ્ત્રીઓના કેટલાક અજાયબ જેવા ગુણો.



સ્ત્રીઓમાં ઘણી અજાયબ જેવી રીતભાતો અને ફાંટા હોય છે. વારંવાર ફક્ત આ કારણને લીધેજ જો એક પુરૂષ એક સ્ત્રીનો કે સ્ત્રી એક પુરૂષનો વેશ ધારણ કરે છે, તો તે શોધી કઢાય છે. દાખલા તરીકે, એક સ્ત્રીએ ઘણાંક વરસો એક ખલાસી તરીકે ગુજાર્યાં, પણ એકાએક ઘણી સાદી અને હસવા જેવી રીતથી તેણી જણાઇ આવી. એક ખલાસીએ તેણીની તરફ સઢ ઉપર એક નારંગી ફેંકી, જે મરદની માફક પોતાના હાથમાં ઝીલવાને બદલે તેણીએ પોતાનું શરીર નમાવ્યું અને સ્ત્રીની માફક પોતાના ખોલામાં ઝીલવાની કોશેશ કરી.

સ્ત્રી એક પુરૂષની માફક દડો ઝીલી શકતી નથી એટલુંજ નહી, પણ તેણીની તે પાછો ફેંકવાની રીત પણ જુદીજ હોય છે. આ અજાયબ જેવી રીતભાતનું કારણ માણસાઇ ખવાસના અભ્યાસ કરનારા ફીલસુફોને પુછતાં તેઓ તેનો મનમાનતો જવાબ આપી શકતા નથી, અને ફક્ત એકજ બાઈ કે જેણી છેક નાનપણથી પોતાના ભાઇઓ સાથ દડો ખેલતી હતી, તેણીજ મરદોની માફક તે ફેંકતી જણાઇ છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, સ્ત્રીઓ કાંઈ પોતાનાં શરીરનાં કમજોરને લીધેજ એમ કરતી નથી.

એક સ્ત્રીનું દોડવું અજાયબ જેવું મરોડદાર છે, પણ તેણી ડોળતી જણાય છે અને કઢંગી રીતે પગ મુકે છે તે તેણીના પોષાકની ખામીને લીધે છે. દરેક પુરૂષ તથા છોકરો સહેલાઇથી સીસોડી વગાડી શકે છે, જ્યારે ઘણીજ થોડી સ્ત્રીઓ તે વગાડવાને શક્તીવાન થાય છે.

. સ્ત્રી ઘરેણાં ગાંઠાં પહેરવાને ઘણી શોખીન હોય છે અને ઘણું ખરૂં તેણી સુંદર કપડાં પહેરવાજ છવે છે, જ્યારે પુરૂષ હમેશાં છવવાને માટે કપડાં પહેરે છે, અથવા તો ને એવી ઢપનાં પહેરે છે, કે જે પોતાનું ગુજરાન કરવાને માટે લાયકનાં વિચારતો હોય. જો તે પોતાની તંદરૂસ્તી કે સુખનો વિચાર નથી કરતો તો તે અકડબાજ બને છે. કપડાંઓ સિવાય સ્ત્રીઓને ઝાલરો અને પડદાઓ કરવાનો, અજાયબ જેવો શોખ હોય છે. પુરૂષો લાંબી મુદત સુધી ટકે એવી ચીજો પસંદ કરે છે, જયારે સ્ત્રીઓ હલકી, બારીક અને તકલીદી ચીજો પસંદ કરે છે.

બતનો માટે પણ સ્ત્રીમાં અજાયબ જેવો ફાંટો છે. કોઇ પણ સંતોષકારક રીતે સમજાવી શકતું નથી, કે કોય તેણી હમેશાં જમણી બાજુએ બતન અને ડાબી બાજુએ હોલ કરવાની ખ્વાહસ કરે છે. મરદ ઘણું કરી ઘણાં ગજવાના શોખીન હોય છે, જયારે સ્ત્રી એકજ ગજવું કરવાને ખ્વાહસ કરે છે, અને એકથી વધારે ગજવું હોવાના કરતાં પોતાનું ઘડયાલ પોતાની કમરના પતામાં અને કેલીને નાના કોથળામાં મુકી તે કોથળો હાથમાં લઈ ફરવાને પસંદ કરે છે.

સ્ત્રી દુકાનપર માલ ખરીદવા જવાને પણ ઘણી શોખીન હોય છે. એમ નથી કે તેણી જે ચીજ ખરીદવા માગે છે તે સસતી ખરીદવા તેણી એકથી વધારે દુકાનપર જાય છે, પણ ફક્ત માલ ખરીદવા દુકાનપર જવું એવા વિચારમાંજ તેણી મજાહ મેલવે છે. તેણી ત્યાં મુકેલો દરેક માલ જોવામાં પણ મજાહ મેલવે છે. જે ચીજો તેણીને જોઈતી ન હોય, જે ચીજો ખરીદવાનો વિચાર પણ ન હોય અને જે ચીજોને માટે તેણીને કાળજી પણ ન હોય, તેવી ચીજો જોવામાંજ તેણી ઘણાક કલાકો ગુજારશે. કોઇ કોંઇ વખતે તેણી પોતાને ખપ વગરની પણ સસતી કિંમતની ચીજો ખરીદે છે.

આ પણ સારી રીતે જણાયલું છે કે, એક વાર્તાની ચોપડી વાંચવાની પણ તેણીની અજાયબ જેવી રીત હોય છે. ઘણું ખરૂં એમ બને છે કે, પહેલાં તેણી વચમાંથી બે ત્રણ ઠેકાણેથી તે ઉઘાડે છે, અને જો તેમાં કાંઇ રમુજી માલમ પડે તો સૌથી પેહલાં એક બે પ્રકરણો વાંચવા પછી છેલ્લું પરીણામ જાણવા છેલ્લાં એક બે વાંચી જાય છે, અને પછી ફરીથી આખી ચોપડી વાંચે છે અને છેક છેલ્લાંજ તે વાર્તા લખનારનું નામ જાણવાની કાળજી રાખે છે.

દરેક ચીજ બારીકીથી તપાસનાર પુરૂષ જોય છે કે ઘણીજ નજીવી ચીજો કરવાને માટે પણ એક સ્ત્રીને અજાયબ જેવો ફાંટો હોય છે. ગેસની બતી સલગાવવા પેહલાં તેણી ગેસ ઉઘાડશે, પછી કાંડી સલગાવશે, જ્યારે એક પુરૂષ પહેલાં કાંડી સલગાવશે, અને પછી ગેસ ઉઘાડશે.

આગગાડીમાંથી ઉતરતી વખત બારણું ઉઘાડવામાં આવે તેની અગાઉ તેણી પોતાનો સામાન એકઠો કરશે અને બારણાની નજદીક લાવશે, જયારે એક પુરૂષ પેહલાં બારણું ઉઘાડી પછી સામાન નજદીક લાવશે. કાંઇ પણ ચીજ મોટે ગોટે પીવાને બદલે તેણી આસ્તે આસ્તે પીયે છે, જયારે એક પુરૂષ ઝડપથી તે પી જાય છે.

તેણીનો ખવાસ હમેશાં અજાયબ જેવો હોય છે. તેણીના જુસ્સાઓ જલદીથી ઉસ્કેરાઇ આવે છે. સખાવત કરતી વખત તેણી એક થંડાં દીલના પુરૂષની માફક વિચાર કરવા યોગ્ય નથી, પણ પોતાના નાજુક દિલના જુસ્સાઓને જલદીથી તાબે થાય છે, અને તે છતાં અજાયબ જેવું એ છે કે, તેણી કદાચજ પોતાના પૈસા અવટીત રીતે કે જયાં ન જોઇયે તે સખાવત કરવામાં વાપરે છે.

તેણી પોતાની ઉમર કહેવા કદીપણ ઇચ્છતી નથી અને કદાચજ ખરી ઉમર કહે છે. કોઇ વાતને મોટું રૂપ આપવાને ઘણી શોખીન હોય છે અને પહેલાંથી એવાં ઉસ્કેરાઈ

જવાય તેવાં વિશેષપણે વાપરે છે, કે જ્યાં તે ખરેખર વાપરવાં જોઇયે ત્યાં એવા બીજા બોલો ન મળવાથી તેણી પોતાનો વાકય રચવામાં કે સ્વભાવં બોલવામાં પુરો કરે છે.

ઘણું કરીને સ્ત્રીઓ કોઇપણ શબ્દનો પુરેપુરો અર્થ સમજવી શક્તિ નથી, પણ વારંવાર ભાગીતુટી રીતે સમજાવે છે. જો તમો એક સ્ત્રીને પુછશો કે કાંય આપણે આરસીમાંથી જોઇ શકયે છિયે, તો તેણી કહેશે કે તે પારદર્શક છે (કારણકે તેમાંથી આપણે જોઇ શકયે છિયે) અને જો તમો પુછશો કે કાંય તે પારદર્શક છે, તો તરતજ જવાબ મેલવશું કે કાંય, અલબતાં તે છે! જયારે તેણીને ચાહનાર તેણીને ચુમી લેવા કે પ્યાર કરવા માગશે અને તેણીની મરજી "હા" કહેવાની હશે, તે છતાં તેણી "ના" કહેશે. છોકરીઓનાં એક મસ્તી તોફાન કરતાં ટોળાંની ચીચયારીનો અવાજ છોકરાઓના ધાડા અવાજથી હમેશાં જુદોજ છે.

એક પુરૂષના કરતાં એક સ્ત્રીમાં વફાદારી હમેશાં ચડતી હોય છે. દયા, જે સ્ત્રીઓના સૌથી સરસ સણગારોમાંનો એક છે, અને જે વિશેપ કરી સ્ત્રીઓમાં જોવામાં આવે છે, તેને તેણી ઇનસાફપર ફાવવા દે છે, તેણીનો ઘાતકી ધણી જેણે તેણીને દુઃખ દેવાને પોતાથી બનતું કીધું હોય; તેને બંચાવવાને માટે પણ તેણી ન્યાયાધીસને કાલાવાલા કરશે, અને જોકે તેણી અજાયબ જેવી રીતે એક ઊંદરને જોઇને બીહે છે, તે છતાં જો તે પીંજરાંમાં સપડાઇ જાય છે તો તેની જીંદગી બચાવવા માટે તેણી રડીને કાલાવાલા કરે છે. તેણીઓ પોતાના આવા અજાયબ જેવા ફાંટાઓ બતાવતી કદીપણ બંધ ન પડે એવું ઇચ્છયે છિયે.

ગોહેર.

---

**ચીનની વીધવા રાણી** જેણીને તેણીનાં રાજમાંની ખ્રીસ્તી બાનુઓએ એક બાઇબલ ભેટ કીધી છે, તેણી માટે કહે છે કે, પુર્વમાં રાજકરતી રાણીઓમાં તેણી સર્વેથી મોટી છે. તેણી કેનતનની પાસેનાં એક ગામડાંમાં રહેનાર એક ગરીબ શખસની દીકરી હતી. તેઓનાં કુટુંબની ગરીબાઇ એટલી હતી કે અંતે ભુખમરો પડવાથી તે છોકરી, જે અત્યંત ખુબસુરત હતી, તેણીએ પોતાને એક ગોલામ દાખલ વેચવાને પોતાના બાપને અરજ કીધી. તેની ઘણી મરજી વીરૂધ અંતે તે બુધા શખસે કબુલ કીધું, અને તેણી એક નામાંકીત સરદારની મીલકત થઇ પડી, જેણે તેણીના સ્વભાવ અને કુદરતી હુશીઆરીથી અંજાઈ જઇને તેણીને પોતાની દીકરી કરી લીધી અને કેળવણી આપી. તેને પીકીન બોલાવવામાં આવ્યાથી તે સરદારે ધાર્યું કે તેની દીકરી શાહજાદાને ભેટ આપવા લાયક હતી. શાહજાદો તેણીથી એટલો અંજાઈ ગયો કે તેણે તેણીને પોતાની ધણીઆણી બનાવી. ૧૮૬૧ માં તેણીનો વર મરણ પામ્યો, અને હાલનો રાજા તે વેળાએ માત્ર સાત વરસની ઉમરનો હોવાથી તેણી તેને બદલે રાજ કરવા લાગી. રાજની લગામ હાથમાં લીધા પછી તેણીને માલમ પડયું કે ચીન કરજના બોજા તળે દટાઇ ગયલું હતું અને રાજમાં માંહોમાંહે હુમલાઓ થયા કરતા હતા. તોપણ પાંચ વરસની વાત પર જયારે તેણીએ રાજની લગામ તેણીના દીકરાના હાથમાં સોંપી, ત્યારે તે બોહલાં રાજમાં સુલેહ અને આબાદી પંથરાયલી હતી.

# વસંત રૂતુનું તડકું.




સંત રૂતુની શરૂઆત હતી. ઘણે લાંબે વખતે સુરજ તેજથી પ્રકાશનો હતો. બરફ અને કરાં, ધુમસ અને દવની મુદલ નીશાની જણાતી ન હતી. વસ્તીવાલા મોહલાને નાકે ફુલ વેચનારી છોકરીઓ ઊભી રહી ફીકા રંગના સુંદર ગુલાબો અને પમરતાં વાયોલેત ફુલો વેચતી હતી.

"આવા દીવસોમાં જીવવાનુંબી ઘણું ખુશનુમાં લાગે છે" એક દુધવાલો ખુશાલ અવાજે બોલ્યો.

"હા." તેની પડોશમાં રહેનાર એક સ્કોચ ભઠીયારાએ જવાબ દીધો, "આજની હવા ખરેખર ઘણી મજાહની છે."

તેઓ બંનેએ તે ખુલ્લું બલુ આકાશ જેપર ઘણાંજ થોડાં વાદળાં દીસ્તાં હતાં તેની તરફ ઉપર જોયું, અને તેઓની પડોશમાં રહેનારી નેલી હીલ નામની એક જુવાન છોકરી, જેણી બારીની પાળપર પોતાનો હાથ ટેકવી અને હાથમાં પોતાની દાહડી પકડીને ઉભી હતી, તેણીએ પણ તેજ વેળાએ ઉપર જોયું.

"હું ખુશી છું કે આજે હવા ઘણી મજાની છે," તેણીની માતાએ કહયું, "તુને અને જોનને ફરવા જવાની સારી તક મળશે."

"માયજી, હું પોતે કાંઈ ખુશી નથી, હું તો દલગીર છું."

"દલગીર! કાંય, હું તો ધારતી હતી કે જોન તુને "પાર્ક"માં ફરવા લઇ જવાનો હતો; જો આજે વરસાદ આવ્યો હતે તો મારી ખાતરી છે કે તમુને એટલી મજાહ પડતે નહી."

"માયજી, તેનું કાંઈ નહી; કોઇબી રીતે જોનને કાંઇ મજાહ પડવાની નથી, પછી વરસાદ હોય કે નહી."

"પણ કાંઇ કહેશે કે શું કામ નહી પડે?"

નેલી હીલ ઝડપથી ફરી અને મધુર વસંત રૂતુનાં તડકાંમાં દલગીર અને ચુપ ઉભી. તેણી કદે ઠીંગણી, અને પતળી, શોભતી પણ ફીકા ચેહરાની, અને મોટી ચલકતી આંખોવાલી છોકરી હતી. તેણીએ જુનો તપકીરીઆ રંગનો "ડ્રેસ" પેહરયો હતો, જેની બોંહે કોપરીઆં આગળથી ઘસાઈ ગઇ હતી. તેણીના લાંબા જાડા બાલ ખોલ્લા તપકીરીઆ રંગના નરમ અને રેશમ જેવા પણ કાંઇક રંગ વીનાના હતા, તેણીનું મોહડું જે ઘણુંખરું હસ્તું જણાતું હતું, તે હમણાં દલગીરીથી કરમાઈ ગયલું લાગતું હતું.

"તેવણે મને ત્રણ મહીના થયા જોઇ નથી," તેણીએ કહયું, "અને આજે છુટી હોવાથી તેવણ આવે છે. હું ઇચ્છું છું કે તેવણ નહી આવે, હું ઇચ્છું છું કે કાંઈ એવું બને કે જેથી તેવણ આવતાં અટકે; માયજી, હું ખચીત, ખચીત તેવું ઇચ્છું છું."

"નેલી !"

તેવણુના હમેશના સાધારણ અવાજમાં કાંઇ ધાસ્તી સમાયલી હોય તેમ લાગ્યું. મીસીસ હીલે આવાં મીજાજમાં પોતાની દીકરીને અગાઉ જોઇ ન હતી.

"તેવણ હવે મારી દરકાર કરશે નહી, એનું પરીણામ એજ આવશે," તે છોકરીએ પાછું બોલવા માંડયું. "બીજી છોકરીઓબી પોતાના વરો સાથે આજે ફરવા જશે અને તેઓ પોતાનાં સૌથી સરસમાં સરસ કપડાં પેહરશે, પણ હું—માયજી, મારાં કપડાં જુવો !"

તેણીની આંખમાં આંસુ આવી ગયાં અને ફફડી ચટકીને એક ટુકું જુનું ખખ જેવું બદીઆન ઓરવ્યું અને એક નાની લગભગ સાદી સાદરોની ટોપી માથાપર મુકી "તમે આવો બીહામણો દેખાવ કોઇ દહાડેબી જોયો છે!" તેણી ઉશ્કેરાયલા અવાજે બોલી. "માયજી, મારે પોતાને માટે મને શરમ લાગે છે."

તેણીએ પોતાની માતાના ખોલામાં પોતાનું મોહડું છુપાવ્યું, અને એક બે ડચકાં ખાધા પછી પોતાની મુર્ખાઇ પર હસવા લાગી.

"વાહલી છોકરી," તેણીની માતા બોલી, "પ્રમાણીક ગરીબાઇ માટે શરમાવાનું કશું કારણ નથી."

"હું જાણું છું માયજી, પણ હું નાદાન છું, અને હું એવી ચીજોની ઘણી દરકાર કરૂં છું; હું મોટી થઇશ સારની વાત જુદી છે, હું બીજી છોકરીઓન. જેવી દેખાવા માગું છું. એવું ચીંઠેહાલ ફરવાનું હું ધીક્કારૂં છું."

"છોકરી, તું એવું અગાઉ તો બોલતી ન હતી, તુંને શું છે?"

"ફકત જોનને વાસ્તે, માયજી, મને તેવણની ઘણી બીહક લાગે છે; પુરૂષોને તેઓની બૈરીઓને સુંદર જોવા ગમે છે, કે તેથી તેઓને સારૂં લાગે, અને મારી પાસે તો એક શોભઇતી રીબીન લેવાનાબી પૈસા નથી."

"વાહલી નેલી, તું થાકી ગઇ છે; ગઈ રાતનાં તું ઘણી મોડી સુતી હતી, હું સુતા પછી ઘણો વખત સુધી તું તારૂં સીવવાનું લઈ બેઠી હતી."

તે છોકરીના ચેહરાપર ખુશાલી પંથરાઇ.

"હું જુવાન અને મજબુત છું." તેણી ઝડપથી ઉભી થઇ બોલી, "અને મને તમારે વાસ્તે મેહનત કરવા ગમે છે."

તેણીએ પોતાની માતાના ફીક્કા ગાલોપર પોતાના નરમ હોઠો વતી "કીસ" લીધી, અને હસી.

"હવે કેવી મારી નેલી અસલના જેવી થઇ!" મીસીસ હીલ બોલ્યાં.

તેણીની દીકરીએ પોતાનું મોહડું ફેરવી, પોતાની આંખમાંનાં થોડાં આંસુઓ ઝડપથી લુછી નાખ્યાં.

"હવે કેવી ડાહી થઇ, મારી દીકરી."

તે છોકરીએ પોતાનું મોહડું હસતું કરવાની કોશેશ કીધી, પણ ફોકટ. દેવાલપરની આરસીમાં પડતો પોતાનો પડછાયો તેણીથી જોવાઇ શકાયો નહી, "કેવો ભયભીત દેખાવ!" તેણી બોલી, "કદીબી કોઇએ એવો દેખાવ જોયો છે?"

તેજ પળે તેણીએ દાદર પર કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો અને જોન કોલાડે અંદર દાખલ થયા. તેવણ ઘણા એશકી થઇ આવ્યા હતા, પરણવાનાં બજારમાં તેવણ ઘણું ધ્યાન ખેંચનાર હતા તેમાં તો કાંઇ શક નહી; તેવણે નવો બદ્દ રંગનો દમલો પાટલુન પેહરયું હતું, તેવણનાં બુટ પાલીસ કીધેલા હતાં, ગળાંપર લાલ રંગનો "તાઇ" બાંધ્યો હતો, તંદરોસ્તી અને સુખથી તેવણનું મોહું ચળકતું હતું. તેવણની આગળ નેલી હીલ એક ફીકી કળી જેવી લાગતી હતી. તેણીના પોતાના વીચાર પ્રમાણે તો તેણી કળી જેવી મુદલ નહી, પણ નકામા જંગલી રોપા જેવી હતી, કે જેને જીંદગીના મોટા રસ્તા પર એક બાજુએ કરમાવા નાખી મુકવો જોઇએ. તોપણ તેવણ ઘણાં વાહાલથી તેણીને ભેટયા, જાણે એક પુરૂષ ખાસ તે કારણ માટે ઘણા ઘણા માઇલો મુસાફરી કરી આવ્યો હોય તેમ.

"આપણે પાર્કમાં જઇશું," તેણે કહયું, "મને ત્યાં તારી સાથે પુશકળ વાત કરવાની છે; ચાલ, તું તો તૈયારજ છે."

"જોન, આપણે અહીંજ વાત કરયે તો સારૂં."

"છટ, છટ! તારા ગાલમાં રંગ લાવવા માટે ખોલ્લી હવા અને કસરતની જરૂર છે."

તેવણે તેણીનો હાથ પોતાનામાં લીધો અને તેણીને બહાર લઇ ગયા. તેની સાથે જવાનું એટલું તો ખુશનુમા લાગતું હતું, તેની પર આધાર રાખવાનું, તેના મજબુત ચેહરા તરફ જોવાનું એટલું તો ખુશાલીભર્યું લાગતું હતું કે નેલીનું દીલ જોરથી ધપકવા લાગ્યું, અને જોકે તેણીતે જાણતી ન હતી, તોપણ તેણીના ગાલપર સેહજ રતાશ ચહડયો. તેણીની દલગીરી, શરમ, તેણીના પોશાક માટેનો વીચાર તેણીનાં મગજમાંથી નીકલી ગયો, પણ જયારે તેણીએ બીજી છોકરીઓને તેઓના સુંદર પોશાકમાં ફરતાં જોઈ ત્યારે તે વીચાર પાછા ઘણા જલદીથી અને વધારે જોશથી આવ્યા.

"પેલી બૈરી કેવી મજેહની છે!" તેવણ અવાર નવાર બોલતા હતા; અથવા તો, "પેલીનાં કપડાં કેવાં એશકી છે? એજ રંગ મને ઘણો ગમે છે, તે મોહડાંને ઘણું શોભાવે છે."

અફસોસ! બીચારી નેલી. અદેખાઇ નહી કરવાની ગમે એટલી કોશેષ કરવા છતાં તેણી તેઓ તરફ જોઇ શકતી ન હતી. થોડે વારે તેઓ ચાલતાં થાકી જવાથી એક સગવડ ભરી જગાપર જઇ બેઠાં અને ત્યાં થોડા વાર ચુપકીદી પંથરાઇ.

નેલીએ આતુરતાથી તેણીના ભવીષના વર તરફ જોયું, તેની આંખો તેઓ આગળથી ચાલી જનારાંઓ પર તીકતી હતી, તેનું મોહડું ઘણું ગંભીર બન્યું હતું.

"તે મને બીજી છોકરીઓ સાથે સરખાવે છે," તેણી બોલી અને પોતાની આંખો નીચે કીધી. "એક પળમાં

તે બધું મને કહેશે," તેણીએ વીચાર્યું, "એક પળમાં તે કહેશે કે મારા જેવી ચીંદરેહાલ છોકરી સાથે તેને વધુ વાર કામ નથી."

તેણીનાં ગળાંમાં કાંઈ ખુંટયું. તેના બોલવાનો એકેકા બોલમાં જવાબ આપવા શીવાય તેણી વધુ કાંઇ કરી શકતી ન હતી. તુરતજ તેણીને લાગ્યું કે તેણે પોતાનો હાથ તેણીના હાથ પર મુકયો હતો. તેની આંખો તેણીનાં ચીંદરેહાલ કપડાં પરથી તેણીનાં મોહડાં પર ફરી, જે હવે તદન સફેદ અને ચીંતાતુર થઈ ગયું હતું. અંતે તેવણ પેલું બોલશે, તેણીએ મજબુતાઇથી પોતાના હોઠો દાબ્યા, અને તેવણની નજર તરફ જોવાની કોશેશ કીધી.

"છોકરી! હું તુંને કાંઇ કહેવા માગું છું."

"હા જોન," તેણીનો અવાજ લગભગ નહી સમજાય તેવો ધીમો હતો.

"મને લાગે છે નેલી, કે હું એક ઘણો બયબીત મુર્ખો હોવો જોઇએ. આજ સુધી હું જાણુતો ન હતો કે તું આવી સુંદર છોકરી છે."

"આજ સુધી!" અસંત અજાયબીમાં તેણીએ પોતાનાં ભવાં ચહડાવ્યાં.

"હા વાહાલી, અને જો આજે સુરજ એટમો. પ્રકાશ્યો નહી હતે તો હું હજુબી નહી જાણુતે!"

"અરે જોન!" નેલી હીલ મુશકેલીથી દમ ખેંચી શકી.

"અને તારો પોશાક પણ પેલી બાજુએ બેઠેલી છોકરી કરતાં મને વધારે ગમે છે."

અને એમ કહી તેણે એક જુવાન બાનુંને બતાવી, કે જેના પોશાકની એક પળ અગાઉ નેલી અદેખાઇ કરતી હતી.

"અરે જોન!" તેણી પાછું બોલી.

તેણે તેણીનો હાથ પોતાનામાં લીધો; તે પર પેહેરેલાં મોજાંપર હીંગડાં મારેલાં હતાં.

આ પછી તેઓએ ઘેર જઇ ચાહ પીધી. બંનેને ભુખ પણ પુશકળ લાગી હતી.

જયારે તેઓ પાછાં ફરયાં ત્યારે નેલીની માતા બીછાનામાં હતી. નેલી ગુંટણ મંડીએ બીછાના આગળ પડી અને તેણીનો હાથ પોતાનામાં લીધો.

"અરે માયજી!" તેણીએ કહયું, "ખોદા મને માફ કરે, હું આજનાં સુંદર તડકાં માટે બીહતી હતી! તેનેથી જોને મારાં ફાંટાતુટાં કપડાંને બદલે મારા બાલનો સુનેરી રંગ જોયો. જેમ ખોદા જાણે છે કે કયારે વરસાદ મોકલવો જોઇએ, તેમ કયારે તડકું પડવું જોઇએ તે પણ તે જાણે છે. પાનખર રતુમાં જોન મારી સાથે પરણશે અને તેવણ તમુને અમારી સાથે રાખવા માગે છે. અરે માયજી, હવે ફરીથી કદીબી હું બબડીશ નહી."

તે બંને મા દીકરીએ એક બીજાંને કીસ કીધી, અને આજના દીવસની યાદગારીમાં નેલી હીલે તે ચીંદરેહાલત પકીરવા રંગનો "ડ્રેસ" ટાંગી મુકયો.

પીરોજા.



# કિનો લેવાની રીત.




ગષ્ટ માસની એક રળ્યામણી સુંદર સાંજે મગેંડ નામની એક સ્ટીમર લીવરપુલ છોડી પેસીફીક સમુદ્રનાં બહુ સ્વચ્છ પાણી ઉપર સડસડાટ પોતાનો રસ્તો કાપતી હતી. તેનો માલેક થોમસ રેમંડ નામે હતો. ખાણું હમણાંજ લઈ ઉઠયાં હતાં. કેટલાકો ડુટક ઉપર ચાંદરણીના ઠંડા આશરામાં ઉછળતા મોજાઓને જોતા પોતાનાં લાગતાં વલગતાંઓ સાથ વાતચીત કરતા ઉભા હતા, જ્યારે કેટલાકો દરયાની ઉથલ પાથલ જેવી હાલત પોતાનાં શરીર ઉપર થતી હોવાથી કેબીનમાં જઈ સુઇ જવાને તતપરે હતા.

"મને સ્ટીમર ઉપરની જીંદગી ગમેછે" ડુટક ઉપર ઉભેલી બે છોડીઓમાંની એક બોલી. દરેયાની સ્વચ્છ હવાથી તેણીનાં મુખે ગુલાબી રંગ લીધો હતો, જ્યારે તેણીનાં ટુકાં ઝુલફાં પવનમાં ગેલ કરતાં; તે બેઉ છોડીઓ પીત્રાઈ બેહેનો હતી, અને પોતાની ફુઇ સાથ પોતાને ગામ જતી હતી.

"અરે લુસી, તને તે પસંદ છે, તેમ મને પણ છે. પણ ફુઇજીનો જીવ દોવાય છે. કેવી સરસ હવા! જાણે કેબીનમાં જાઉંજ નહી."

બીજી જેણીનું નામ એના હતું, તેણી બોલી.

બે કલાક સુધી આ બેઉ છોડીઓ તે કુદરતની મોજ નીહાળતી ડેક ઉપર વાતચીત કરતી ઉભી રહી.

"ચાલ બા, હવે કેબીનમાં જઇએ; ફુઇજી ચીરડાશે, કહેશે કે તેંડતી નહીં ત્યાં વેર ડુકતીઓ આવતીબી નહીં." લુસીએ એનાનો હાથ ધરી જણાવ્યું.

"હા ચાલ, પણ જરા સબર. જો લુસી, તુંને કાંઇ સંભળાય છે? હેં જો" એના એકાએક અટકી ઉભી પુછવા પડી.

"નહી, મને તો કાંઇ નથી સંભળાતું" લુસીએ ના પાડી.

"જો ધ્યાન ધર, હેં વળી પાછો તેજ અવાજ આવે છે."

"શું અવાજ આવે છે એના? મને કાંઇ નથી સંભળાતું."

"ઠીક ત્યારે, તું મારા કરતાં બેહેરી છે.

આ વાત ચાલે છે એટલાં તે છોડીઓથી થોડેક દુર ડુટક ઉપર એક જવાન સીગાર સળગાવી મોંહમાં લઇ ઇઝીચેર ઉપર પડેલો હતો. શાંત મીઠી હવા, મધુર ચાંદરણી, અને થાકેલું મગજ હોવાથી પેલો જવાન સીગાર સુધાં ઉંઘમાં પડયો.

સીગાર છેક બળતી બળતી તેના હોઠ સુધી આવી ત્યારે તે એકદમ ચમકી ઉઠયો. તેના એકાએક ચમકી ઉઠવા સાથ પેલી સુંદરીઓએ પીઠ ફેરવી તેના સામું જોયું, અને શું થયું હતું તે મનમાંજ સમજી લઇ તેઓ મુછમાં હસ્યાં.

"જુવો ચારલ્સ મુકે, તમને કાંઇ અવાજ આવે છે?" એનાએ તેને પુછયું. તે એક ડગલું નજદીક આવ્યો. સીગારની રાખ પખોડી કાન ફફડાવી સાંભળવા ઉભો.

"હા ખચીત."

"શાનો, તે કાંઈ તમને માલમ પડે છે?" એનાએ ખાત્રી કરવા પુછયું.

"હા દુર, દુરથી કાંઇ ધીમા નાના ઘાંટનો કલીંગ, કલીંગ, કલીંગ, કલીંગ, કરતો અવાજ આવે છે."

"હા, તેજ બરાબર, હું કયારની એ અવાજ ઉપર લુસીનું ધ્યાન ખેંચવા માગુંછું, પણ તેણી ના પાડે છે."

"હા, હા, મને પણ સંભળાય છે. એક નાની ઘાંટરડી હીંદુસ્તાનમાં જંગલમાંથી પસાર થતા બલદને ગળે બાંધે છે તેવી." લુસી હવે કબુલ થઇ.

"એ શું હશે!" ફીકરથી ચારલીએ મોટે વમાસ્યું.

"કોઇ મદદ માગતું હશે!" લુસી બોલી.

"નહીં તો કોઇએ પોતાનાં વાહાણ ઉપર અમથો ઘાંટ બાંધ્યો હશે," એનાએ જણાવ્યું.

"ગમે તે હોય, તેની શોધ કરવી જોઇએ."

તેઓએ ફરી એક વાર તે અવાજ ઉપર ધ્યાન આપ્યું. તે શાંત રાતે તેઓના કાન ઉપર દુરથી આવતી એક નાની ઘાંટરડીનો અવાજ સ્પષ્ટ અકડયો. તો પણ અવાજ ઉપરથી અટકળવામાં આવતું કે તે વહાણ—અથવા કાંઇબી ચીજ—યાને ઘાંટરડી તેઓની સ્ટીમરથી ઘણે દુર હતી.

"કોઇ આજુબાજુના કીનારા ઉપરથી આ ઘંટનો અવાજ આવતો હશે." લુસીએ વીચાર્યું.

"છટ છટ, એકબી કીનારો આપણી નજદીક નથી. નજદીકમાં નજદીક કીનારો એક છે, તેબી વળી ત્રણસો માઇલને છેટે છે."

કેટલાંકોને ચારલ્સ તે અવાજ સંભળાવવા તુટક ઉપર તેડી લાવ્યો.

એ ઘાંટરડીનો તીણો અવાજ દુરથી આવતો સઘળાંઓએ સાંભલ્યો. સઉ તે ઉપર તરેહવાર વીચાર આપવા લાગ્યાં. ધીમે ધીમે તે અવાજ તેઓની નજદીક આવતો હોય તેમ સંભળાતું.

"હું ધારું છું કે એ અવાજ કોઈ વહાણ ઉપરથી આવે છે. કોઇને મદદ જોઇતી હશે, અને આપણું વાહાણ જતું જોઇ ઘાંટરડી વગાડી આપણું ધ્યાન ખેંચવા માગે છે." સ્ટીમરનો માલેક થોમસ રેમંડ બોલ્યો.

એવી વખતે પેહરવામાં આવતો કાચ આંખે ચહડાવી માલેક રેમંડે તે તરફ જોયું.

"મને કાંઇ મોટું કાળું ઢાલું પાણી ઉપર જણાય છે ખરું. અવારનવાર પાણીમાં ઉચું નીચું થયા કરે છે.

બીજા વહાણવતીએ દુરબીન લઈ જોયું. "હા, હા, વાહાણ જેવું જણાય છે, પણ તેમ નહીં હોય. તેને સીધું ચલાવનાર ત્યાં કોઇ હોય નહીં તેમ લાગે છે."

"જેક તું જો, તારી આંખ સારી છે."

હવે જેકે દુરબીન ધર્યું.

"હા, હા, વાહાણ જેવુંજ કાંઇ છે." તે બોલ્યો.

"વાહાણ ઉપર કોઈ મુવું જીવતું જણાય છે કે?" માલેકે પુછયું.

"નહી સાહેબ,-પણ—પણ—પેલી ઘાંટરડી હું જોઉં છું. હા, તેને છેક ઉપર બાંધી છે. તે હીંચકા ખાઇ થોડે થોડે વારે પોતાની મેળે વાગે છે.

તે વાહાણની નજદીક જવા હવે માલેકે પોતાની સ્ટીમરની ચાલ બદલી, યાને તે વધુ ઝડપની કીધી.

સર્વેનાં દીલમાં કાંઇ નહીં જણાયલી દેહેશત પેઠી. જેમ જેમ તેનો અવાજ નજદીકથી આવતો ગયો તેમ તેમ સ્ટીમર પરનાં લોકો ખુલ્લું બોલવા લાગ્યાં, કે તે ઘાંટનો અવાજ કોઇના જમનો અવાજ થઈ પડવાનો. માલેક રેમંડે તેઓને હસી કહાડયાં.

"એ વહાણને કોઇ ભુતે ઘેરયું હશે." એક જણે જણાવ્યું.

"તે ગમે તે હોય, તે બધું તમે અડધા કલાકમાં જાણશો. તોપણ હું નાની બોટમાં બેસી તે તરફ હંકારી જઈ તે ડુબકી ખાયા કરતાં ખોખાંને પકડી, પાડી અંદર શું છે તે જોઇ આવીશ."

એક બોટ ઉતારવાનો હોકમ તેણે આપ્યો.

થોડા વખતમાં હવે તે શું હતું તે સ્ટીમરવાલાઓની આતુર આંખોએ દેખાવા લાગ્યું.

તે એક વાહાણનું ખોખું હતું. વાહાણના કુવા ઉપર એક ઘાંટ બાંધ્યો હતો, જે જ્યારે વહાણનું ખોખું પાણીમાં ઉચું નીચું થતું ત્યારે પોતાનો અવાજ કહાડતો.

તે ખોખાંનો ભરમ જાણવા, તેમાં શું હશે તે ખુલ્લું જાણવા સ્ટીમર ઉપરના દરેક જન આતુર થઇ રહયાં.

બોટ પાણીમાં ઉતરી, તેમાં માલેક રેમંડ અને તેના બે ખલાસીઓ બેઠા; ઝપાટાબંધ તે પેલાં ખોખાં તરફ ચાલી. સ્ટીમરપરનાંઓ ચીંતાતુર થઇ તુટક ઉપર અઠેલી તે તરફ જોતાં. અંતે તે બોટમાંના ત્રણ આદમીઓ નજરેથી ઓઝલ માફક પસાર થઇ ગયા. જરા વારમાં તે બોટ ત્યાં જઈ લાગી.

સ્ટીમરપરનાંઓને હવે એક જબરી બરાડ સંભળાઇ, પછીથી એક પીસ્ટોલનું ફુટવું, એક પોકાર, અને પાછી શાંતી.

સ્ટીમર પરનાં માણસોએ ઉચે દમે તે સાંભલ્યું. કાંઇબી ભયંકાર બનાવ સાંભળવાને તેઓએ આશા રાખી.

"રે ખોદા! શું હશે? તેઓ આવે છે!" એનાએ હેબતથી કહયું.

હવે તેઓએ બોટને પાછી ધસારાબંધ ચાલી આવતાં જોઇ. એટલી ઉતાવળથી તે બોટ પાછી આવતી કે જાણે કોઈ ભુત પાછલ લાગ્યો હોય!! જેવી બોટ નજદીક આવી

કે સ્ટીમર પરનાં માણસોએ હેબત સાથ જોયું કે તેઓમાં માલેક રેમંડ હતો નહીં.

કેટલાંક જણાંએ તેનું કારણું પુછવા પડયાં. પણ તે માલેકનો એક માનીતો ખલાસી બોટમાંના ખલાસી તરફ જોઇ બોલ્યો:

"નાપાક હીચકારાઓ, તમારો માલેક ક્યાં છે? તેને ક્યાં મુકી આવ્યા?"

"સેતાંને તેને ઘેરયો, ભુતે ગળ્યો." બોટમાંના ખલાસીએ જણાવ્યું.

એ જોકે હસવા સરીખું અને ન મનાય તેવું હતું, તોપણ તેઓએ જોયું કે તે ખલાસી ગંભીરપણે બોલ્યો હતો. તેણે મશકેરી કરી હતી નહીં. તે રડતો હતો.

શું બન્યું હતું તે જણાવતાં ખલાસી બોલ્યો કે, કપટાન રેમંડ પોતે બોટ નજદીક પુગતાં તે વાહાણનાં ખોખાં ઉપર ચહડયો. તેઓ બોટમાંજ રહયા. ઉપર બધે શોધ કરતાં કાંઇ ન જણાવાથી તે નીચે અંદર ગયો. પછી તેઓએ કાંઇ બરાડ સાંભળી, જે ઉપરથી કપટાનને પીસ્ટોલ ફોડતાં સાંભળ્યો. એ પછી કપટાનને મોહડેની એક ભયંકાર ચીસ પછી બધું સમશાન થયું.

તેઓએ કપટાનને ઘણા હાંક માર્યા, પણ કાંઇ જવાબ ન મલવાથી તેઓ પાછા ફરયા.

બીજા હીમતવાનો બોટમાં બેઠા.

પેલાં ત્રાસદાયક ખોખાં નજદીક આવી તેઓમાંના બે ઉતરયા. એક જેક બહાદુર અને બીજો ચારલ્સ મુર; તેઓ વાહાણનાં ખોખાં ઉપર ગયા. ત્યાં કાંઇબી ભયંકાર હતું એમ તેઓ જાણતા. ધીરે ધીરે બધે શોધ કરતા હાથમાં છુરી, પીસ્ટોલ ધરી તેઓ હવે વાહાણનાં ફાલકાંમાંથી હેઠે ગયા. તેજ પળે તેઓએ ચાર્લીને "ઓ મારા ખોદા"નો એક પોકાર મારતાં સાંભલ્યો. બોટમાંના આસામીઓ ટર ટર ધ્રુજવા લગ્યા.

તે પછી પીસ્ટોલના ઉતાવળા ધડાધડ અવાજો, કાંઈ ખેંચતાણ, ગડબડ સડબડ, વળી એકાએક પાછું બધું શાંત થઇ ગયું.

ચાર્લી મુર અને તેનો સાથી જેક બાહાદુર જેઓ તે ખોખાં ઉપર ગયા હતા, તેઓ હવે બંહાર નીકળી આવ્યા. તેઓ ફીક્કા થઈ ગયલા તો પણ ધ્રુજતા ન હંતા. બોટમાંના બાકીનાઓને ચાર્લી મુરે જણાવ્યું.

"હવે અહીં આવો, બધી ધાસ્તી મટી ગઇ છે."

એ સાંભળતાંજ બીજાઓ બોટ ઉપરથી ઉતરી ખોખાં ઉપર ચહડી ગયા. અંદર જતાં જે દેખાવ તેમની નજરે પડયો તે કદી તેઓ વીસરશે નહીં.

ત્યાં શું હતું?

તેઓનો માલેક રેમંડ ઉંધે મસ્તક નીચે પટકાઇ પડયો હતો. તેનો એક હાથ આડધો કોણીએથી તુટી જઈ તેની બાજુમાં હતો. બાકીનો હાથ ક્યાં હતો તે તેઓને જણાયું નહીં. એ રેમંડથી થોડેજ દુર એક મોટો જબરો વાઘ–બંગાલી વાઘ લોહી લુહાન થઈ પડયો હતો, જેને હમણાંજ ચાર્લી મુર અને જેક બહાદુરે સામટાં બળે ઠાર કીધો હતો. તેને એક લાંબી સાંકળે બાંધેલો હતો. કપટાન રેમંડ તે વાઘથી પુગી ન શકાય તેટલે છેટે પડયો હતો. જો તેનાથી પુગી શકાતું હતે તો વાઘે તેને આખો પુરો કીધો હોત.

હવે પેલાં બહાદુર માણસોએ કેપટનને તપાસવા માંડ્યો. તેઓની ખુશાલી વચ્ચે તેની નાડ ધીમી ચાલતી જણાઇ, જેથી તેને સંભાળથી ઉપાડી લઈ પોતાની બોટમાં તેઓએ મુકયો.

તે વાહાણ ઉપરથી જવા પેહેલાં તપાસી જોવા માંડયું, જેમ કરતાં તે વાઘનીજ કેબીનમાં એક બંધ ચીઠી પડેલી તેઓએ જોઇ, તે ઉપાડી લઇ બોટ હંકારી જઇ સ્ટીમર ઉપર આવ્યા; ત્યાંનાઓને સઘલું જણાવી તેઓની ઇંતેજારી થંડી પાડી. રેમંડની સારવાર ત્યાંના ડાકટરે કરી, જેથી તે હોશમાં આવ્યો.

પેલી ચીઠ્ઠી ઉપરનું સરનામું વાંચતાં તેઓની અતીઘણી મોટી અજાયબી વચ્ચે તે ઉપર આ લખાયલું વાંચ્યું :

"મારા કીનાના ભોગ કેપટન થોમસ રેમંડને ભેટ."

આ તે ચીઠ્ઠીનું સરનામું હતું, જેથી જેટલી અજાયબી ઉભરતી હોવી જોઇએ એટલી અજાયબી સ્ટીમરનાં ઉતારૂઓને લાગી.

કેપટન રેમંડના ફરમાવ્યાથી તે ચીઠ્ઠી ચાર્લી મુરે ઉખેડી સર્વે સમક્ષ વાંચી.

"કેપટન રેમંડ, હું જાણું છું તેમ મારા વાઘથી મરણ પામ્યો હશે. એ વાઘને મેં ખાસ બંગાલથી મંગાવી પાળી પોશી તેનાં મોતનેજ માટે તૈયાર કીધો હતો. એ વેરનું કારણ એ છે કે, તેણે મને દુનિયામાં ખરાબ લગાડવા અને ફસાવવા મારી પાસે ખોટી સહી કરાવી, અને મને દેશ નીકાલ કહાડ્યો. હું તે શીક્ષા ખમવા પેહેલાં કેદખાનામાંથી છુટી આવ્યો, અને વેરમાં તલપવા લાગ્યો. મેં આ તદન નવી રીત કીનો લવાની ઉભી કીધી. એક બંગાલી વાઘને મેં મારાં વાહાણ ઉપર સાંકળે બાંધ્યો. હું જાણતો હતો કે ફલાણે દહાડે થોમસ રેમંડ પોતાની સ્ટીમર લઇ દરયામાંથી પસાર થઇ જનાર છે, જેથી તે વાહાણને મેં એક ઘાંટ બાંધી તેને તમારા રસ્તા વચ્ચે લાવી મુકી, હું ડુબી મરવાનો વીચાર રાખુંછું. ઘાંટ સાંભળી રેમંડ જરૂર માનશે કે કોઇને મદદ જોઇએ છે, જેમ કરતાં તે મારાં વાહાણ ઉપર આવશે, તો મારો વાઘ તેનો નીકાળ કરી મારૂં વેર લેશે. હું દુન્યામાં પાછો જઈ પકડાવાનું નહીં પસંદ કરતાં દરયામાંજ ડુબી મરીશ. મારી ખાત્રીજ છે કે બીજાઓને આગલ ન મોકલતાં એ પોતે મારાં વાહાણ ઉપર બેધડક વેહલો આવશે. ત્યારે મારૂં વેર વલશે. જેઓ મારા વાઘને મારે અને કેપટન રેમંડનાં બાકી વધેલાં હાડકાં સમેતી જાય તેમણે આ ચીઠ્ઠી વાંચવી."

આ પ્રમાણે તેમાં લખેલું હતું.

તે વાંચતાં કેપટન રેમંડના માયાળુ ચેહેરા ઉપરથી આંસુઓ ખરવા લાગાં.

"ખોદાપરવરેજ મને બચાવ્યો. તે એક મહા ઠગને મેં ઇનસાફને હવાલે કીધો તેનું વેર તેણે લેવા માગ્યું. પણ ભલા સાથે ખુદા છે તે ખરૂંજ છે." રેમંડે શુકર કીધી.

કીનો લેવાની કેવી રીત! પોતે મરવા બાદ કીનો લેવો!

મહેરબાનું કાવસજી દાવર.



## એક વીદ્યારથીની નોંધ અને અનુભવ.



સાંપ એ એક બેદરકાર, એકજીપેટુ, હાડકાં અને અવાજ વીનાનું જાનવર છે, જેનામાં કોઇના હાથમાંથી છટકી જવા, કે કોઇને ડંખવા અથવા તો કોઇ જીવતાં પ્રાણીને ગળી જવા માટે. ફક્ત ખેંચ તાણ કરવાનુંજ જોર હોય છે.

એની જીંદગી એકલવાઇ અને સુસ્ત પસાર થાય છે. તડકું હોય તે વેળા કોઇનીબી નજરેથી દુર પડી રહેવામાંજ તે બહુ સુખ સમાયલું ધારે છે.

બેજાંની બાબદમાં તો આ પ્રાણી સર્વેથી ઉતરતું છે. બીજાં કોઇબી જાનવરો કરતાં એનામાં બહુ થોડી અક્કલ હોય છે. તોય પણ સર્પને દરેક જાતોએ ઘણા ચાલાક તરીકે ચુંટી કહાડયો છે; યાહુદીઓના પુરાણુ ઇતીહાસ ઉપરથી માલમ પડે છે કે, એણેજ આ જગતની પેહેલ્લી ઓરતને ખુદાઈ જ્ઞાન અને જોર બક્ષવાનું વચન આપી લલચાવી હતી.

હર્મીસ ધારે છે કે ખોદાતાલા અને માનવી વચ્ચેનો એ એક પેગામચી છે. ઇસસ ક્રાઇસ્ટ પોતાના શાગીર્દોને નસીહત દે છે કે "સર્પ મીસાલ દાનાવ બનો."

સાંપની ચશમ આ જગમાં કોઇપણ જાનવરને મલતી આવતી નથી. તે સાથ જેમ દરેકની આંખ ઉપરથી આપણે તેમનો ખવાસ પીછાણી શકયે છીયે, તેમ સર્પની આંખો ઉપરથી થતું નથી.

આએ જમાનાનાં કોઇબી જીવતાં પ્રાણીની આંખોમાં તમે જુવો, અને તમે તેઓનું જીગર વાંચી શકશો. એક કુતરો તમારી તરફ જેવી રીતાથી જોશે, તેવી રીતથી બીજા કોઇબી તમોને ટીકશે નહી. કુતરાની ભુરી આંખો વફાદારીનો ઝલકાટ બતાવનારી છે.

એક ઘોડાની સ્વચ્છ બીલોરી આંખોમાં તમે જુવો, અને જોકે તે કંઇક ગરમ મીજાજથી ચમકતી હશે, તોબી તે નમ્રતા અને શરમથી શાંત દેખાશે. ગમે એવાં દુઃખ અને હાક સામેની તેની મુગી ધીરજનો છાયો તેની નીમકહલાલ આંખોમાં છપાઈ રહેલો આપણે જોઇયે છે.

એક બીલાડીની આંખોમાંની એકલપેટાપણું, બતાવતી પીલી રોશણી સાથ એનો મુકાબલો કરી જુઓ. બંને વચ્ચે કેટલો તફાવત! બીલાડીના વીચાર જયાંબી ભમતી હોય ત્યાં પોતાનાંજ સુખના હોય છે. પોતાના પક્ષીને ખાનો જોઈ તેણી પોતાનાં મનમાં તોલ કરે છે કે તેટલાંમાંથી તેણીને કેટલું મલશે! જો મલ્યું તો ઠીક, નહી તો બીલાડી બાઇની નજર એવી ઊંચ કે ખાનારને અજીરણ થયા વીના રહે નહી!

આપણાં ઘરમાં ધમચકરી કરતાં જાનવર—ઉંદર—નું નાનું બેજું ઘણું ચંચલ હોય છે. અને તે પોતાની નાની લુટફાટવાલી જીંદગીમાં ઘણાં સાહસ કર્મો બજાવે છે. તમે તેની નાની કાલી મણીકા જેવી ચલકતી આંખોમાં તેનું બેદરકારપણું તેમજ લુચ્ચાઈ વાંચી શકશો. જયારે તે એક પળ પોતાની ધુજતી મુછ સાથ આપણી તરફ જોતો ઉભો રહે છે, ત્યારે તે તેજ પળે પોતાની નજદીકનો નહાસવાનો રસતો મનમાં ચોક્કસ કરી લે છે.

એક ઊંદરની આંખો તેની પીત્રાઈ જેવી ગણાતી ખીસકોલી સાથ સરખાવી જોવો; તે નાની નમ્ર આંખના ગોખલામાં તમો ફક્ત તેઓની ચંચલાઇજ નથી વાંચતાં, પરંતુ તેણીનું બીહીકણપણું અને શરમાલ ખસલતી નજરે આવે છે. તમો તેણીને મનથી એક રાક્ષસ છો, અને આપણને ખીસકોલીનો નહી પણ તેણીને આપણનો ડર છે.

ડુક્કરનીં આંખોમાં નીચપણું અને આળસાઇ સીવાય બીજું કશું સંમાયલું નથી.

પણ ત્યારે કીયાં જાનવરની આંખોનો દેખાવ સર્પ જેવો ઠંડો, અને સ્થીર ટીકતો છે? તેની આંખોમાં કોઇ વેળા કશોબી ફેરફાર થતો નથી, પણ એક સરખીજ ટીકતી નજર તેની હોએ છે, તેમ તેની ચશમોના દેખાવથીજ આપણે કમકમી ઉઠયે છીયે.

એક આફ્રીકન મુસાફર પોતે મેલવેલો સાંપનો અનુભવ આ નીચલા બોલોમાં જણાવે છે:

એક દીવસે મારી મુસાફરી દરમ્યાન જંગલમાં ફરતાં મને એક પાણીના ખાબોચ્યાં તળે સાંપ દીસ્યો. મને જોતાંજ તેણે પોતાનું ચપટું માથું પાણી માહેથી કહાડી ઉચ્ચું ધરી, મારી તરફ પોતાની સ્થીર કાચ જેવી આંખોએ ટીકવા માંડયું. ગોયા મારાં બેજાંમાં ચાલતા વીચારો તે વાંચતો હોય એમ મને તે પળે લાગ્યું. મેં મનસે અટકળ્યું કે આજ વખત માનવીની આંખો અને સાંપની આંખોનાં જોરનું તોલ કરી લેવાનો છે. તે એક ભય ભરેલી—કહો કે મુર્ખાઇ ભરી—તજવીજ મેં કીધી; મેં તેની આંખો સાથ મારી નજર ટેકવેલીજ રાખી, તે ધાતુ જેવું માથુ અને નર્સીલી ગરદન ગોયા જડેલા પથર સમાનનાં હતાં, અને પેલી ઘાતકી સ્થીર આંખો જેમ જેમ મારા તરફ વધુવાર ટેકવાતી ગઈ, તેમ તેમ વધારે બીલામણી રોશણી ઉત્પન્ન થવા લાગી. ધીરે ધીરે મારા ઉપર બીહીકની દુઃખી લાગણીઓએ ગલબો કીધો, જેને જો હું મારા ઉપર ફાવવા દેતે તો મને ફીસ્યા ચાલ્યા વીનાનો સ્તબ્ધ કરી મેલતે. પણ એક ચીસ સાથ મેં કુદકો મારી પડોશમાં પડેલી એક સુકી ડાંખલી પકડી, તે ઝેરી સર્પ

ઉપરં ગારાં ખરાં જોર સમેત મારી તેનું ટેકાવદાર માથું નીચે પટક્યું.

માછલીની આંખો જોકે સર્પ મીસાલ સ્થીર છે, તોપણ જો તમે તેને બરાબર તપાસીને જોશો તો તમને તુરત લાગી આવશે કે તે સર્પની મુઆફક દેહેશત ઉપજાવનારી નથી: આટલું છતાં પણ સાંપની નીશાનીઓ બાદશાહી મેહેલમાં વટીક હોય છે. તેના આકારો દરેક શેહેરમાં હરએક બનાવતો માટે કોતરવામાં આવે છે; અને તોપણ જમીન ઉપર ધુલમાં પાણીના રેળા માફક ચાલતા એક સાંપથી કમકમી દરેક જણ દુર નહાસી તેને એક શ્રાપ પામેલાં જાનવર મીસાલ ઓલખે છે..

તેનું કામ કોઇનેબી દુઃખ દેવાનું, યા મારી નાખવાનું છે; અને તેથી માનવીઓ તો શું પણ ચોપગાં જાનવર, યા ઉડતાં પંખેરાંઓબી તેને ધીક્કારે છે. જો કંઇબી અવાજ તે કરી શકતો હોય તો તે માત્ર એક ફુંઉંઉંઉંનો ફુંફારો છે.

અને શું આવો, એક ઝેરી સર્પ, જે પોતાના ખોરાક માટે એક તાજાં, મુએલાં શરીરને નાપસંદ કરી, એક જીવતો તરફડીયાં મારતો ભોગજ [illegible] પસંદ કરે, તેવું એક નાશકારક જાનવર એવું તે શું ખેંચાણ કરવા લાયક ચીજ ધરાવે છે કે તેનાં પેચદાર બદનની કારીગરીના ફાંગીના વટીક ઘડાય છે?

હીંદુસ્તાન, ઇજીપ્ટ અને અમેરીકાના આગળા વાહુડીઓ વટીક આ સર્પના છુપા ભેદ અને જ્ઞાન બાબે અજ્ઞાનતા બતાવે છે, તો સાંપનું ઉખાણું કોણ વાંચી શકશે?

જરથાનુ.

---

**પોલેન્ડમાં રહેનારી** એક વાહુદણ છોકરીએ એક ઘણીજ નવાઈ જેવી મુસાફરી કીધી છે. તેણીનું નામ પર્લ લેન્ટો છે. તે છોકરીનાં માબાપ પોલેન્ડમાં રહેતાં હતાં અને ઘણાં ગરીબ હતાં. તેણીની એક પરણેલી બેહેન લીવરપુલમાં રહેતી હતી અને તેણી પોતાની બેહેનને પોતાને ત્યાં બોલાવવા ઇચ્છતી હતી. પોતે પણ ઘણી ગરીબ હોવાથી તેણી પોલેન્ડ જઇ શકતી ન હતી અથવા તો પોતાની બેહેનને કોઇની સાથે ત્યાં બોલાવી શકતી ન હતી. આથી તેણીએ એક દેશથી બીજે દેશ માલ મોકલનાર આડત્યાની મદદ માંગી, જેણે એક ચીઠ્ઠી તૈયાર કરી પર્લનાં માબાપપર મોકલી આપી, જેમાં નીચલા બોલો ત્રણ જુદી જુદી ભાષામાં લખેલા હતા. "રેલવેના કારોબારીઓને પુગે. મેહેરબાની કરી આ છોકરીને હેમબર્ગ પુગાડજો." તેની સાથે લીવરપુલનું તેણીની બેહેનનાં ઘરનું સરનામું પણ હતું; ઉપલી ચીઠ્ઠી તેણીના હાથ પર વલગાવી મોકલી આપવામાં આવી. એક પખવાડયું પછી તે છોકરીને લીવરપુલને સરનામે પોહોંચાડવામાં આવી ત્યાંસુધી તેણીના હાથપર તે ચીઠ્ઠી બાંધેલી હતી; તેણીએ પોલેન્ડથી હેમબર્ગ સુધી સેંકડો માઇલ જમીનની મુસાફરી કીધી હતી, અને તેણી પોતાની સીવાય બીજી કોઇબી ભાષા જાણતી ન હતી. હેમબર્ગથી તેણીને બોટમાં બેસાડી ઓીક્સબી મોકલવામાં આવી, અને ત્યાંથી ત્રેન મારફતે લીવરપુલ મોકલવામાં આવી. એક અઠવાડયું તેણીએ આ મુસાફરીમાં ગુજાર્યું; ખોરાક માટે પણ તેણીને પારકાની સખાવત પર તદન આધાર રાખવો પડયો હતો.



# "તે ખુબસુરતી જે પરયાં જેવી દેખાય છે."




ણી તદન સાદા દેખાવની છોકરી છે," તે ચીતારાએ કહયું.

"હું નહી તેણીને તેમ કહું." તેની બેહેન બોલી, "તેણીની આંખો ઘણી સુંદર છે, અને ચાલાક છે."

"અરે! હા—તે તો ખરૂં. તેણીની આંખો ખરેખરજ ખુબસુરત છે, પણ સામટી રીતે લેતાં હું તો તેણીને સાદા દેખાવનીજ કહું."

"ઠીક, ત્યારે તો હું ધારૂં છું કે કોઇબી ચીતારો જીના નોર્થકોટ શીવાય તેણી તરફ જોયબી નહી."—

"અલબત નહી!" તે ચીતારો હસ્યો અને તેના ખુબસુરત ચેહરા પર સેહજ રતાશ ચહડયો; મોરીસ લોકઉડનો ચેહરો—એટલો તો ખુબસુરત હતો અને વળી પોતે ચીતારો હોવાથી તે ખુબસુરતીની પુંજા કરતો હતો તેમાં કાંઇજ અજબ થવા જેવું નથી. તે કાંઇ અક્કડબાજ ટીશીઆરીખોર ન હતો. તે પોતાની ખુબસુરતી માટે મુદલગી વીચાર કરતો ન હતો; પણ તેનાં ચીત્ર માટે બેસનારી જીના નોર્થકોટની ખુબસુરતી માટે અતી વીચાર કરતો હતો. તેની વડી બેહેન (તેણી આસરે ૪૦ વરસની ઉમરની હતી અને તે ચોત્રીશ વરસનો હતો) જે તેનું ઘેર રાખતી હતી, તેણી જીનાને પુરષો અને મુખ્ય કરીને ચીતારાઓ જોય તેવી આંખે નહી પણ સ્ત્રીઓની આંખે જોતી હતી; અને તેણી જીનાને, કે જેની ખુબસુરતી જેટલી "પરયાં" જેવી દેખાતી હતી, તેના દશમા ભાગ જેટલીબી ખુબસુરત ધારતી ન હતી. ખરેખર તો મીસ લોકઉડના વીચાર પ્રમાણે જીના મુદલગી "પરયાં" જેવી હતી નહી, જોકે જીનાની એક સહી મે ડડલી જે તેણીની સાથે આવતી હતી, તેને કોઇબી જીના સાથે સરખાવી શકે નહી.

મે તેણી કરતાં પાંચ વરસ મોટી હતી એટલુંજ નહી (જીના ઓગણીસ વરસની હતી) પણ તેણીના બાહેરના દેખાવમાં કાંઈબી ખેંચાણ કરવા જોગ હતું નહી. વળી તેણી લગાર કુંજરા ખવાસની હતી અને હમેશાં પાછળ રહેતી હતી, જયારે જીના ચાલાક અને ચબરાક દીસ્તી હતી અને આખો વખત પટપટારો કરયા કરતી હતી અને મીઠો અવાજ ધરાવતી હતી. મેનો અવાજબી મીઠો અને આપણા જીવને ખુશ કરે તેવો હતો. પણ અવાજ તો કવચીતજ સંભલાય છે. આપણે કાંઇ તે જોઇ શકતાં નથી, જયારે જીનાની ખુબસુરતી તો મોરીસ લોકઉડને હમેશાં ખુશાલી ઉપજાવતી હતી.

તેની બેહન એલીસ તે છોકરીને છાલકાં મગજની અને ઉપર તપકેનો બપકો ધરાવનારી ધારતી હતી–તેણીની ખુબસુરતી બાહેરનીજ હતી, ફકત તે આંખને ખુશી કરતી હતી, પણ હમેશના વંપરાસ માટે ટકી શકે તેવી ન હતી–તેવાં માટે તેને બનાવી પણ ન હતી અથવા તો લાયકબી ન હતી. તેણીને ઘણી બેચેની લાગ્યા કરતી હતી કે થોડાક ઇચ ખુબસુરત માંસપર તેણીનો ભાઇ મોરીસ પોતાનું મજબુત જુંસ્સાવાલું દીલ ગુમાવી દેતો હતો, પણ તેણી જાણતી હતી કે આવી રીતે દેવાના બનેલા એક પુરૂષ આગળ પોતાના વીચારો જણાંવવા નકામા હતા. તે પોતેજ પછવાડેથી જાણશે કે ઘણા સાધારણ જીવોપર ઉડી જાય તેવી ખુબસુરતીનું પડ કીધેલું હોય છે. તેમાં માત્ર નુકશાનકારક એજ છે કે, આવી ભુલો ઘણું કરીને ઘણી મોડે માલમ પડે છે.

બંને છોકરીઓ તુરતનીજ તેના ચીતાર કરવાના ઓરડમાંથી ગઇ હતી એલીસ કોઇ કોઇ વાર ત્યાં બેસ્તી હતી તેમ આજે પણ તે ઓરડામાં હોવાથી, તેઓ ગયા પછી તેણી મે માટે કાંઈ બોલી, જેના જવાબમાં મોરીસે તેણી વીશેના પોતાના ઉપલા વીચારો જણાવ્યા હતા. જીના એક પૈસાદાર માસીને ત્યાં ઉછરી હતી, કે જેણી જો આ ફતેહમંદ ચીતારો તેણીની ભાણેજના હાથની માંગણી કરે તો તે માટે કાંઈ પણ વાંધો લે એવું લાગતું ન હતું, નહી તો ખચીતજ તેણી જીનાને તેને ત્યાં મોકલતે નહી ખરેખર એલીસ તો એમજ ધારતી હતી કે મીસીસ ઇનગ્રામ (જીનાની માસી)ની ખુલ્લે ખુલ્લી મરજી હતી કે મોરીસને આ બાબદમાં ઉતેજન આપવું; જો તેમ ન હતે તો તેણી પોતાની ભાણેજ સાથે મેના જેટલી નાની ઉમરની છોકરીના કરતાં કોઇ વધારે ઉમરે પુગેલાં માણસને મોકલતે. આ બાબતપર પણ તેણીએ ડહાપણ વાપરી પોતાનું મોહડું બંધ રાખ્યું. પોતાના ભાઇનાં છેલ્લાં બોલવાનો તેણીએ કાંઇ જવાબ આપ્યો નહી, પણ પોતાનું ગુંથવાનું લઇને ઓરડામાંથી ચાલી ગઇ.

મોરીસે તેણીને જવા દીધી. તેણી પર તેનું ઘણું હેત હતું, પણ હમણાં તો ખુદરતી રીતે તે જીનાંનો સ્વપ્નો જોવા માગતો હતો. જયારથી તેણે તેણીને જોઇ હતી, ત્યારથી તેણીનાજ વીચારમાં તે મશગુલ રહેતો હતો. આ બીના તે છોકરી સારી રીતે જાણતી હતી, જોકે તે તો પુરૂષોની માફક તેણીને ઘણી ભોલી અને નીર્દોષ સમજતો હતો. તેણીની રીત પ્રમાણે તે તેણીને ગમતો હતો, અને તે તેણીની ખુશામત કરતો હતો તેથી છલકાઇ જતી હતી. જેવાં દીલથી તેણી તેને માટે પોતાની સહીઓ આગળ વાત કરતી હતી તે પરથી તે છોકરી ઘણી કમકમતી હતી.

"જો તેવણ મારા હાથની માગણી કરશે તો હું તેવણને કબુલ કરશ." તેજ દીવસ બંને સહીઓ ગાડીમાં બેસી ઘર જતી હતી તે વેળાએ જીના બોલી. મે મીસીસ ઇનગ્રેમનાં ઘરની નજદીકમાંજ રહેતી હતી. "તું જાણે છે કે તેવણ તો આજે સાંજનાં અમારે ત્યાં જમવા આવવાના છે. તુંબી આવશે ?"

"હું નહી ધારતી, જીના," તેણી હસી. "હું આવું તો ક્વાબમાં હાડકાં મીસાલ થઇ પડું."

"જરાકબી નહી, મે. તું માસી સાથે વાત કરયા કરજેની." જીનાએ ઠંડાં દીલથી જવાબ દીધો, એવું બતાવીને કે જાણે તેણીના જેવી સાદા દેખાવની છોકરીઓએ ખુણાંમાં બેસી બુઢાંઓ સાથે વાત કરવામાં સંતોષ મેલવવો જોઇએ.

પણ મેને મીસીસ ઇનગ્રેમની વાતચીતમાં મુદલ મજાહ મલતી ન હતી. તેણી એક દુન્યાની ખાધેલ, મુર્ખ સ્ત્રી હતી, અને જયારેબી હોય ત્યારે ફકત ત્રણ ચીજ માંટેજ વાત કરતી હતી–જીના, ચાકર નફર, અને પેહરવાનાં કપડાં. મેને જો કે જીના ગમતી હતી, તો પણ તેણી માટેની નજીવી નજીવી બાબતો રોજ ને રોજ સાંભળતાં તેણીને કંટાળો આવતો હતો, અને બાકીની બીજી બે બાબતો વીશે સાંભળવાનું તો હવે તેણીથી વધુ વખત ખમાઇ શકાતું ન હતું; તોબી મેએ ચીરડાયા વગર ખુશ મીજાજે જવાબ દીધો:–

"અરે; કાંઇ નહી. તું જાણે છેની કે મીસીસ ઇનગ્રેમના વીચારો સાથે હું ઘણીખરી મલતી થતી નથી. હું કોઇ બીજે દહાડે આવીશ."

જીનાએ ધારયું કે એબી સારૂંજ થયું. તેણી નહી આવવાથી તેણી (જીના)ને વધારે સગવડભર્યું થઇ પડશે–આ ખુબસુરતી બીજાંની સગવડ માંટે કોઇ દહાડો પણ વીચાર કરતી ન હતી આ પછી જીના હવામાં તરેહવાર કીલ્લાઓ બાંધવા લાગી. મી૦ લોકઉડ કયારે આવશે, તેવણ શું કહેશે, તેણી શું જવાબ આપશે, તેણી તેવણને ઘણી આજીજીઓબી બતાવશે–તેવણ તેણીને સનીની વીંટી પેહરાવશે કે, તેણીને હીરા કરતાં સની ઘણુંજ ગમતાં હતાં, વગેરે વગેરે.

"અરે, કેટલું કેટલું દયા ઉપજાવવા જોગ છે!" મે પોતાના ઓરડામાં એકલી ઉભી રહી બોલી, "તેણી તેવણનું દીલ તોડી નાખશે. આજના જેવી બપબીત રીતે વાત કરતાં મે તેણીને સાંભળી નહી હતી. પ્યાર કેટલો પવીત્ર છે, અને તેણીને મનસે તો તે 'બૉલ'માં પેહરી જવાનાં કપડાં અને મોજાંની જોરીના જેવો સાધારણ અને નજીવો છે. મને કાંઇ તેમાં અજાયબી લાગતી નથી. તેણી સુંદર સ્ત્રીઓનો સ્વપ્નો છે; બધા પુરૂષો તેણીને વખાણે છે,. પણ તેણી તો પોતાનાજ જીવને ચાહે છે."

તેણીએ પોતાના ટુકા બાલમાં ગુંચવણ ભરી રીતે પોતાનો હાથ ફેરવ્યો, અને ત્યાંથી ફરતાં એક નીસાસો નાખ્યો જીના માટે અદેખાઇનો એક અંશ પણ તેણીનાં દીલમાં હતો નહી, ઉલટું તેણી ખરાં દીલથી ઇચ્છતી હતી કે જીના મોરીસ લોકઉડને લાયકની બને. તેણી તેને માટે દલગીર હતી, અત્યંત દલગીર હતી, કારણ તેણી જાણતી હતી કે એક દીવસે જરૂર તે પોતાની ભુલ જોશે અને ત્યારે તેનું શું થશે ?

તે સાંજે જીના મોરીસ લોકઉડ સાથે અદરાઇ. બીજી સવારે તેણી તે ખબર કહેવા મેને ઘર દોડી ગઇ, અને મેએ પોતાની સહીને ખરાં દીલની મુબારકબાદી આપી, પણ મોરીસ લોકઉડ માટે તેણીનું દીલ ઘણુંજ દુખાવા લાગ્યું, કારણ તેની ખુબસુરત બૈરી તેના પોતાના કરતાં તેની વખાણ, તેની પદવી અને તેના ખુબસુરત ચેહરાનો વધારે વીચાર કરતી હતી. આ અદરાવાનું તેણીની જીંદગીના એક નવા સફા કરતાં એક નવાં રમકડાં જેવું વધારે તેણીને લાગતું હતું. પણ તેમ બીચારી જીનામાં ઉંડાં જેવી કશી ચીજ ન હતી, અથવા તો તેણીનું હ્રદું ઘણું નાનું હોવું જોઇએ. મે અત્યાર આગમજનું આ જાણતી હતી, મોરીસને તો હજુ તે શોધી કહાડવાનું હતું.

તેણી લગનને દીવસે કેવો પોશાક પેહરશે તે મેને કહેવા દોડી જતી હતી; તેણીને શું શું ભેટ મલશે તે તેણીનાં સુંદર આંગળાં પર ગણતી હતી અને આશા રાખતી હતી કે એકમાંની બે ચીજો નહી આવે.

"જેની, મારી સહી ફ્લોરીને ત્રણ 'ડ્રેસીંગ બેગ,' પાંચ 'ટાઇલેટ સેટ' અને બીજી ઘણી ચીજો એકમાંની મલી હતી." તેણીએ કહ્યું. "બધા દોસ્તો મલીને એક મીટીંગ બોલાવે અને ત્યાં શું શું આપવાનું છે તે નક્કી કરે તો કેવું મજાનું?"

"જીના! જીના;" મેએ નરમ ઠપકાના અવાજે કહ્યું.

"તેમાં શું થયું મે? પરણવાનુંબી કાંઇ ઘડી ઘડી આવે છે?"

પણ મે ચુપ હતી. તેણી તે સુંદર ચેહરા પર ટીકતી હતી અને અજબ થતી હતી (તેણી માટે કાંઇબી બુરી લાગણી ધરાવીને નહી) કે શું કામ કેટલીક સ્ત્રીઓના જીવ હલકાઈભર્યા બનાવી બહારથી તે પર સુંદર ઢાંકણ કરી આવી જીવતી ઠગાઇઓ માફક તેઓને બનાવવામાં આવી હશે? તેણીએ ધાર્યું કે તેણીને જો મોરીસ લોકઉડ જેવા માણસો ચાહે તો બીજી બધી નજીવી ચીજો તેણી પોતાના ભેજાંમાંથી કહાડી નાખે, અને ફકત તેને અને તેનેજ માટેનો વીચાર કરે અને તેને લાયકની બનવાની તજવીજ કરે.

જીનાની વીંટી સનીની નહી હતી પણ મોતીમાં મઢી લીધેલા હીરાની હતી. તેણીને તે સની કરતાંબી વધારે ગમતી હતી અને એવી રીતે ફરતી કે દરેક જણ તે વીંટી તેણીનાં સુંદર આંગળાંપર જોય.

લગનને હજુ બે મહીનાનો વીલંબ હતો. જીના જલદીથી પરણવા માગતી ન હતી, તેણીને પોતનાં એશરા કપડાં બરાબર તૈયાર કરવાનો પુરતો વખત જોઇતો હતો.

"પણ એશકી કપડાં કરતાં તું મને વધારે ચાહે છે, નહી વારુ?" મોરીસ જયારે તેણી તેના હાથમાં હાથ લઇ ચાલતી હતી ત્યારે તેણીની ખુબસુરતી નીહાલતાં બોલ્યો.

એક નાનાં કુરકુરયાં બીસાલ પતાવાનું અને પસવારવાનું તેણીને ઘણુ ગમતું હતું.

"તમે શું તેની વાત જાણો? લોકોને વળી કપડાં વગર તે કાંઇ ચાલતું હશે? અમુને તો ઘણી સરખી ચીજો જોઇયે."

મોરીસે એક નીસાસો નાખ્યો, અને ચુપ રહયો.

એક સવારે મે તે ચીતારાને ત્યાં એકલા જીના તરફથી કાંઈ સંદેસો લઇને આવી. તેણીએ કહેવાડયું હતું કે તે દીવસે સબી માટે બેસવાને તેણીથી બનશે નહીં, કારણ તેણી સારી પેઠે ન હતી. મે તો પોતાનાં દીલમાં જાણતી હતી કે આ બાહનું ખોટું હતું. જીનાને તે દીવસે એક 'તેનીસ પાર્ટી'નું તેડું હતું અને તેણી ત્યાં જનાર હતી.

મી૦ લોકઉડને ત્યાં જતાંજ મેને માલમ પડયું કે તેવણ આજારી હતા, અને તેથી મીસ લોકઉડને મલવા માટે નોકરે તેણીને જણાવ્યું.

મે આ ખબર મલતાં પેહલાં તો ચોકી ઉપરના હાલમાં જઇને બેઠી અને ત્યાં થોડીક મીનીટમાં મીસ લોકઉડ આવ્યાં.

"હું તમુને જોઇને ઘણીજ ખુશી થઈ છું." તેવણે તેણીનો હાથ હેતથી દાબીને કહયું, "મોરીસનો જીવ ગઇ કાલનો ઠીક ન હતો તે છતાં કામ કરયા કીધું; પણ આજે તો છોડી દેવાની ફરજ પડી, તેવણ સોફાપર સુતેલા છે. મેં ડાકટરને બોલાવવા મોકલ્યો છે."

"તેવણ (ડાકટર) શું કહે છે તે સાંભળવા થોભું?"

"બચીતજ થોભો. હું તમુને મોરીસ આગળ લઈ જતી નથી, કારણ મને બીક લાગે છે કે કાંઇ ઉડે તેવી બીમારી હોય તો તમુને અડચણ થાય."

મે આ સાંભળી મુછમાં હસી.

"મને કોઈ જાતની બીક નથી," તેણીએ સાદાઇથી જવાબ આપ્યો. "મેં ઉડતી બીમારીમાં ઘણાં લોકોની ચાકરી કીધી છે."

"ત્યારે તો હું ધારું છું કે તમે ઘણાં મજેનાં "નર્સ" હશો?" એલીસે કહયું. "તમે એ કામ શીખ્યાં છો શું?"

"નહી, પણ મને તેનો ઘણો અનુભવ છે; અને મને એવું કામ કરવાબી ઘણું ગમે છે."

"મારેથી તો આજારી માણસોની મુદલ ચાકરી થઈ શકતી નથી—અને રાતનો ઉજાગરો તો મને તદનજ થાકવી નાંખે છે. મોરીસની બીમારી કાંઇ લાંબી નહી હોય તો સારું."

"જો તેમ હોય તો મને તમુને મદદ કરવા દેશો તો હું ઘણી ખુશી થઇશ."

"તમે!—મે! તમારી પાસે મારેથી એવી મદદ કેમ મંગાય?"

"અરે! પણ મને તો હમેશાં એવું કામ ગમે છે. અને વળી મને કાંઈ કરવાનુંબી નથી. મને આળસુ રેહેવા મુદલ ગમતું નહી. માણસ જાતે દુન્યામાં કોઇબી રીતે ઉપયોગી થઇ પડતું જોઇયે."

"મે, તું કેવી કીમતી છોકરી છે!" એલીસે જીના માટે કાંઇ કડવો વીચાર કરી કહયું.

તેવામાં ડાકટર આવ્યા, અને મીસ લોકઉડ પોતાના પરોણાને થોડા વાર એકલી મુકી ગયાં. થોડા વારમાં ડાકટર સાથે તેવણ પાછાં ફરયાં. મી૦ લોકઉડને ધીમી તાવ લાગુ

પડી હતી, તે હઠીલી હતી પણ ઉડે તેવી હતી નહી. તેવણને એકદમ બીછાનાંપર લઇ જવા જોઇએ. વગી સારી માવજતની પણ જરૂર હતી. જોકે તાવનો હુમલો ધાસ્તીભર્યો નહી તોપણ ખરાબ હતો અને જો બરાબર માવજત રાખવામાં નહીં આવે તો ધાસ્તીભર્યું થઈ પડે.

મે તેણીના ભાઇની માવજત કરવા આવે તે માટે એલીસને ઘણું સમજાવવાની જરૂર ન હતી. મે એવી જાતની છોકરી હતી કે ધાસ્તી યા દુઃખની વેળાએ લોકો મદદ અને દયા માટે પોતાની મેળે તેણી તરફ ફરે. એવી ગોઠવણ કરવામાં આવી કે, તેણી પોતાને જોઇતી ચાજો લેવા માટે ઘેર જાય અને ત્યાંથીજ જીનાને મોરીસની માંદગીની ખબર આપી, પોતાનાં કામપર પાછી ફરે. ઘેર જતાં તેણીએ જીનાને તેનીસ પાર્ટીમાં જવા માટે તૈયાર થઇને નીકલતાં જોઇ, અને તે છોકરીનું જુદાપણું અને એકલપેટાપણું જોઇ તેણીને એટલો તો કંટાળો છુટયો કે મોરીસની માંદગી માટે તેણીને એકદમ કહી દીધું.

"અરે! કેવું ભયંકાર!" તેણી બોલી "તેવણ કાંઇ ઘણા આજારી નહી હશે?"

"નહી, હમણાં કાંઈ તેવી હાલતમાં નથી, પણ કદાચ પાછલથી વધે."

"શું કાંઈ ઉડે તેવું છે કે? તું તેવણની આગળ ગઇ હતી કે?" તેણી થોડાં પગલાં પાછલ હઠી બોલી.

"નહી, હમણાં કાંઈ તેવું નથી, હું એવણની માવજત કરવા જવાની છું. અલબત, તું તો તેવણને આવીને મલશે?"

"અરે! મે, મારેથી આવી શકાય નહી, મને તો કાંઇ ઉડે તેવી માંદગી હોય તેની ઘણી ધાસ્તી લાગે છે, અને કોઇને કાંઈ થાય એટલે મને તો હમેશાં બીક લાગે કે તે મરીજ જશે." જીના રડવાના જેવો સાદ કહાડી બોલી.

મેએ તે ખુબસુરતીને આગળ કદી પણ નહી કહયા હોય તેવા સંખત બોલો કહયા.

"હું નહી ધારતી કે તુંને કોઇનાંબી મોતની દરકાર હોય. તુંને તો તે વેળાએ પેહલો બીચાર એ આવે કે, તું શોકનાં કપડાંમાં કેવી લાગે."

આ તેણીનું બોલવું જોકે ઘણું સખત હતું, તોબી તદન ખરું હતું. બીજો એક પણ બોલ બોલ્યા વીના મે ત્યાંથી ચાલી ગઇ, અને થોડી પળ પછી જીના પણ 'તેનીસ પાર્ટી'માં ગઇ.

જયારે મે તે બીમારના ઓરડામાં દાખલ થઈ કે જયાં તેનાં બીછાનાં આગલ તેની બેહન એલીસ બેઠી હતી, ત્યારે તેણીએ જોયું કે તે અડધો સ્વપ્નો જોતો હોય તેવા હાલતમાં પડેલો હતો. તેણે પોતાનો હાથ તે છોકરી તરફ લંબાવ્યો. એક પળવાર તેણે તેણી તરફ ટીકીને જોયું, પછી જાણે તેની આંખે અંધારાં આવી ગયા હોય તેમ લાગ્યું.

"એલીસ કહે છે કે તમે મારી માવજત કરવા આવ્યાં છો," તેણે ધીમે સાદે કહયું. "તમુને તેમ નહી કરવું જોઇયે."

"પણ કાંય નહી, મી૦ લોકવુડ, જો તમે મને રજા આપો તો હું ખુશીથી કરશ."

"તમે અત્યંત માયાળુ છો."

તેણી મુછમાં હસી.

"અરે નહી! મને તો એ કામ ઘણુંજ ગમે છે."

તેવણ એક પળ મુગા રહયા, પછી તેણી બીહતી હતી તે સવાલ પુછવામાં આવ્યો.

"જીના આવવાની છે કે?"

"હું નહી ધારતી કે આજે આવે!" મેએ ધીમા મીઠા અવાજે જવાબ દીધો. "તેણીને તો તાવ ઉડવાની ધાસ્તી લાગે છે. મેં તો કહયું કે તેવી ધાસ્તી રાખવા જોગ કશું નથી, પણ કેટલાંક લોકોને એવી ચીજોની ઘણી બીક હોય છે."

તે ફટકો નરમ કરવાને તેણીએ બનતું કીધું, પણ તે છતાંબી તે એક સખત ફટકો હતો. અત્યંત દુખથી તે માણસનાં ભવાંપર કરચલી વળી; તેણે દાંતો કચકચાવી, પોતાનું માથું ફેરવ્યું, અને આંખો બંધ કીધી. આસ્તે આસ્તે તેવણનાં મેહડાંપરની સખતાઇ નરમ પડી, અને તેવણ બબડયા:

"ગરીબ બીચારી જીના! તેણી એટલી તો ખુબસુરત છે!" જાણે તેણી માટે કાંઈ બાહનું કહાડલા હોય તે પ્રમાણે.

તાવનું જોર રહેવાથી આખી રાત તેણે બેચેનીમાં કહાડી, મે અને તેની બેહન સઘળી રાત તેની આગળ બેસી રહયાં અને ડાકટરે આપેલી દવા આપ્યા કીધી. કોઇ વખતે તે બેધ્યાન થઇ જઈ જીના સાથે વાત કરતો હોય તેમ બબડતો અને તેણીને પોતાની પાસે બોલાવતો; કોઇ વેળા તે મેને જીના સમજી તેણીને હેતવંતાં નામોથી બોલાવતો. તેણીને તેને માટે ઘણું દુખ લાગવા છતાં મનમાં કોઇ કોઇ વાર હસતી.

બીજી સવારે, જયારે તેવણ પુર સુદ્ધીમાં હતા, ત્યારે મેને જીનાને મલવા મોકલી કે તેણીને જઇને કહે કે તેવણ કેમ હતા અને કાલાવાલા કરીને તેણીને બોલાવી લાવે. મે તેનું પરીણામ શું આવશે તે માટેની ધાસ્તી રાખીને ગઇ, અને ધારતી હતી તે કરતાં વધારે તેણીની ધાસ્તી ખરી પડી. મે જે જીનાને ઘણી સારી પેઠે પીછાણતી હતી, અને માનતી હતી તે કરતાંબી વધારે નીચ, વધારે એકલપેટી અને હીચકારી માલમ પડી. તેણી મે આગલથી આવતાં બીહતી હતી કે રખેને તેણીને કાંઇ ઉડે. ડાકટર શું કહેતો હતો તેની તેણીને દરકાર હતી નહી કદાચ ઉડેબી; વલી તેણીને કેઇબી જાતની માંદગીનો ધીક્કાર હતો. તેણી કોઇબી દહાડો આજારી માણસ આગલ ગઇ ન હતી અથવા મોહત જોયું ન હતું. તેણીને ત્યાં બોલાવવા માટે મોરીસ એકલપેટો હતો.

"એકલપેટો!" ઝનુનથી ચમકતી આંખો સાથે મે બોલી "તું ઘણી નીચ, હીચકારી છે! તારામાં હેત અથવા અં-

તકરણુ જેવી કશી ચીજ ન હોવાથી, દુઃખ અને માંદગીના દેખાવથી કમકમે છે. હું મોરીસને શું કહું ?"

"તારે ગમે તે કહેજે!" ગુસ્સા સાથે અને અડધું રડતાં રડતાં તેણી બોલી, "મારો ખવાસજ એવો છે તેને શું કરું? મને એવો કંટાળો જોઇતો નથી. જો તું મને એકલી રહેવા નહી દેશે તો હું કારજ તોડી નાખીશ. મજબુત મનની બૈરીઓને હું ધીક્કારું છું, કે જેઓ કશાંથી બીહતી નથી. તું જો રીક પડશે તો તુંને કાંઇ ઘણી ઇજા થવાની નથી. બધું છતાંબી જો હું મારી ખુબસુરતી ખોઇ દેવું તો સૌથી પેહલી ફરયાદ મોરીસ કરશે."

મે એકબી બોલ બોલ્યા વીના ત્યાંથી ફરી અને તે આજારી માણસ આગલ ગઇ; જેવી તેણી ઓરડામાં દાખલ થઇ કે તે તેણી તરફ ફરયો. અતીશય ગુચવાડામાં પડી તેને વધારે દુઃખમાંથી બચાવવા કેટલીક બીના અખાડા કરી જઇ તેણીએ ધીરજથી બોલવાની કોશેશ કીધી.

"જીના આવવા ના કહે છે," તેણી નરમાસથી બોલી, "તમે તેણી માટે કાંઇ સખતાઇથી વીચાર કરશો ના, તેણી ઘણી નાદાન છે: કોઇબી જાતની માંદગી યા દુઃખ તેણીએ જાણ્યું અથવા જોયું નથી, તેણીથી તે જોવાઇ સકાતું નથી. અહીંઆ તાવ ઉડવાની કશી ધાસ્તી નથી એ તેણી માની શકતી નહી."

બરાબર પાંચ મીનીટ સુધી લોકઉડ એક પણ બોલ બોલ્યા વીના ચુપ પડી રહયો. તેના ખુબસુરત ચેહરાપર સખતાઇ પથરાઇ. પછી તેણે ધીમેથી કહયું.

"એવીજ રીતે તેણી મને ચાહે છે કે ?"

"તેણીને ઘણા લાડમાં ઉઘારવામાં આવી છે," મેએ તેનું દુઃખ ઓછું કરવાની મતલબથી કહયું.

"તે ખુબસુરતી કે જે પરવાં જેવી દેખાય છે" તેણે કડવાસથી કહયું "તમે કદીબી એવી રીતે ચાહતે નહીં."

"હું જુદી છેઉ—મને કાંઇ એવા લાડમાં ઉઘારવામાં આવી નથી. અને હું કાંઇ ખુબસુરત નથી—તેણીને તો ઘણું ખોહવાનું છે."

"તમે એમ કહેવા માંગો છો કે ઘણું મેલવવાનું છે. જયારે ખોદાએ તેણીને સંપુરણ શરીર આપ્યું ત્યારે અંદરનો જીવ ભુલી જવામાં આવ્યો હતો, અને આવી કંગાળ માટીની મેં આટલું સુધી પુંજા કીધી હતી."

ફરીથી તે જીના વીશે બોલ્યો નહી. તેણી માટે વધારે કાંઇ પુછયું પણ નહી. કોઇ વેલાએ જયારે તેવણનું મગજ ભમતું હતું ત્યારે નીચલી લાઇન ઘણા કડવાસ અને ધીક્કારથી તેવણ બબડતા હતા—"તે ખુબસુરતી જે પરવાં જેવી દેખાય છે." તેણી ખરેખર કેવી હતી તે એકાએક જાણવાથી જે દુઃખ તેને લાગ્યું હતું તેને તેણી માટેના જુસ્સાને મારી નાખ્યો હતો.

દુખથી ઘાયલ થયલ જીગર સાથે તે મે તરફ ફરતો, તેણીની શકતી તેનીપર કાંઇ જાદુ જેવી અસર કરતી હતી, તેણી હમેશ તેના જીવને શાંત કરતી હતી. તેણીની હાજરી અંતે તેને જરૂરની થઇ પડી. જો તેણી થોડો વાર ઓરડામાંથી બહાર જતી તો તેણી પાછી ફરતી ત્યાં સુધી તે બેચેન રહેતો. તેણીની હીલચાલ આખો દીવસ તે તપાસ્યા કરતો.

મે ને આ માંદગીનાં લાંબાં અઠવાડયાં અજબ જેવાં મધુર લાગતાં હતાં. અને જોકે તેણી તે શખસને દહાડે દહાડે જોરાવર થતો જોઇ ખુશી થતી હતી, તોપણ તેજ વેળાએ દલગીર થતી હતી કે તેણીનો હમેશ સુધીનો છુટો થવાનો વખત નજદીક આવતો હતો. તે છતાંબી જોઇએ તે કરતાં વધારે વખત તેણીએ ત્યાં થોભવું ન જોઇએ, અને એક દહાડો તેણીએ જવાની વાત કહાડી.

લોકઉડ હવે તેની બેહનના ઓરડામાં આવવાને શકતીવાન થયો હતો, ત્યાં આવીને તે સોફાપર અઓટાયલો હતો. મે લેમોનેડ લેવાને ઓરડામાંથી બહાર ગઇ હતી. જેવી તેણી અંદર દાખલ થઇ કે તે બીતારાએ પોતાનું મોહડું તેની તરફ ફેરવ્યું.

"જરા વાર કામસર હું બહાર ગઇ હતી."

"મને તો વખત ઘણો લાંબો લાગ્યો."

મેએ હસીને લેમોનેડ મુકયો, ત્યાર પછી ધીમેથી બોલી. "મીο લોકઉડ, તમુને હવે નર્સની જરૂર નથી. હવે હું થોડા દીવસમાં જઇશ. કદાચ કાલે અથવા પરમ દહાડેબી જાઉ."

જાણે કે તે એકદમ ચોંકયો હોય તેમ થોડો વખત બોલી શકયો નહી; દુઃખથી તેનાં મોહડાંપર રતાશ ચહડયો, પછી એકદમ ફીકો થઇ ગયો. થોડો વાર તે ચુપ રહયો પછી મુશકેલીએ નીચલા બોલો બોલી શકયોઃ—

"મે, મારાથી શું તમે કંટાળી ગયાં છો ? તમે મને છોડી જવા માંગો છો ?"

"કંટાળી ગઇ?" તેણી નરમાસથી બોલી, "અરે નહી—તમે મુદલબી કંટાળાભર્યા દર્દી નથી, તેને વાસ્તે નહી—ફકત —"

"ફકત—શું ?" તે તેણી તરફ જોતો નહી હતો, પણ ધીમેથી તેણીનો હાથ ધરયો. તેણી ધ્રુજતી હતી; તેણીનું હૈડુ ધપકતું હતું, તેણી ગભરાઇ ગયલી દેખાતી હતી.

"ફકત," તેણી બોલી, "એજ કે મારું કામ હવે પુરું થયું છે. મને વધારે વખત રહેવાની જરૂર નથી."

"નહી, નહી—તમારું કામ પુરું થયું નથી,—તે તો હજી શરૂ થયું છે, અને હમેશાં તમારી જરૂર પડશે! મે—હમેશાં મારે ત્યાં રહે—મારી ઘણીઆણી થા."

"નહી, નહી!" મેએ દુર જવાની કોશેશ કરી કહયું "તમે જાણતા નથી કે તમે શું બોલો છો! તમે ફકત મારો આભાર માનવા માગોછો; તમે તેથી વધારે કાંઇજ કરી શકો નહી."

"મે!" પાછો તેણીનો હાથ પકડી કહયું "મેં જીનાને કદી ચાહી નથી તેવી રીતે હું તુંને ચાહું છું. તે કાંઇ

પ્યાર નહી હતો—ફક્ત તેણીની ખુબસુરતીની પુંજા હતી, અને જયારે તેણીએ મને બતાવ્યું કે તેણીનો જીવ કેટલો હલકો હતો, ત્યારે તે પ્યારબી મરી ગયો. મે, હું તારા વગર જીવી શકીશ નહી, તુને જીતવા મને કોશેશ કરવા દે."

"અરે" તેણીએ પોતાનું મોહડું છુપાવી ડચકાં ખાઇ કહયું "પણ હું તો તદન સાદી છું—અને તમે ખુબસુરતીને ચાહોછો—તેથી તમે પછવાડે પસતાશો."

"મે, તું ઘાતકી થાય છે!" તેને દુખ સાથે યાદ આવ્યું કે એક વેળા તેણે તેણી માટે કેવા વીચાર જણાવ્યા હતા. હવે તેનાં માનવામાં આવ્યું નહી કે તેને કદીબી તેણી માટે એવો વીચાર કેમ આવ્યો હોય.

"તું સાદા દેખાવની છોકરી નથી, અને જો હોય તો હું તુંને તેટલીજ ચાહું. બહારની ખુબસુરતીથી અંજાઇ જવા માટે હું એક આંધળો મુર્ખ હતો. મે, શું તું મારે વાસ્તે જરાકબી દરકાર કરતી નથી? હું જાણું છું કે હું તારા પ્યારને લાયકનો નથી—"

"અરે, તેમ નહી!" મે ધીમે અવાજે બોલી.

પણ જીના? મે હવે તેણીના વીચારમાંથી જાગરત થઇ.

"તમારી કબુલાતનું શું થાય?" તેણી ધ્રુજતાં ધ્રુજતાં હરસે બોલી. "તમે તો જીના સાથે અદરાયલા છો!"

"હું હવે મને છુટો ગણું છું" તેણે શાંતપણે જવાબ દીધો. "તેણીએ મને છુટો કરવો જોઇએ, નહી તો હું પોતે છુટો થઇશ. જો તેણીને મારે માટે સેહજબી ખરો પ્યાર હતે તો હું જયારે આજારી હતો ત્યારે તેણી મારી પાસે આવતે અને હવે જયારે હું તુને ચાહતાં શીખ્યોછું ત્યારે જો તેણીને ખાતર તુને છોડી દેવું તો મોટું પાપ કીધેલું ગણાય."

મેએ કબુલ કીધું કે તે ખરો હતો, જયારે તેણે તેણીને વધુ સવાલો પુછ્યા ત્યારે તેણીએ પોતાનું મોહડું ઢાંકી કબુલ કીધું કે લાંબો વખત થયો તેણી તેને ચાહતી હતી.

"હું ધારૂં છું કે તમે પેહલાં જીના સાથે અદરાયા ત્યારની" તેણી ઘણા ધીમા અવાજે બોલી, "ફક્ત હું જાણતી ન હતી—થોડા દીવસ થયાજ તે મેં જાણયું—જયારે મેં જોયું કે મને તમુને છોડી જવું પડશે ત્યારે."

"હું આંધળો હતો!" તેણે ફરીથી કહયું—"એક આંધળો મુર્ખો હતો!"

આસ્તે આસ્તે તેણે જીનાને લગતી સઘલી ખરી હકીકત તેણીને પુછી, જે તેણીએ ઘણી આનાકાનીથી કહી, કે તેનીસ પાર્ટીમાં જવા માટે તેણીએ આજારી હોવાના કેવી રીતે ઢોંગ કીધા હતા અને તે આજારી હતો એમ સાંભળવા છતાંબી ખરેખર ત્યાં ગઇ હતી.

"મારી માંદગી માટે ખોદાના હજારો હજાર ઉપકાર માનું છું." તે ચીતારાએ કહયું "તેણે મને મોટા ખાડામાંથી બચાવ્યો છે, અને તેને બદલે તુંને આપી છે."

થોડે વારે મે ઓરડામાંથી બહાર ગઇ અને ત્યાં તેવણની બેહનને મોકલી.

એલીસની ખુશાલીનો પાર રહયો નહી, પણ તોબી તેણીને તાણો મારયા વીના ચાલ્યું નહી:

"મોરીસ, હવે હું ધારૂં છું કે તું તેણીને સાદા દેખાવની ધારતો નહી હશે?"

"હા, એલીસ, આ તારા તાણાને હું લાયકનો છું! તોબી કાંઇ નહી, હું એટલો તો સુખી છું કે મેની ગેરહાજરી શીવાય હું બીજી કોઇબી ચીજ ખમી શકીશ. એલીસ, તેણીને પાછી બોલાવ?"

જીનાંએ જયારે ઉપલી ખબર સાંભલી ત્યારે તેણી બોલી કે મે ઘણી ખંધી છોકરી હતી અને મોરીસ આબરૂદાર માણસ નહી હતો; તોપણ તેણીએ તેને શાંત અને ઠંડાં દીલથી છોડી દીધો, ફક્ત જે દલગીરી લાગી તે પેલી હીરાની વીંટી ખોહવા માટે હતી. ખરૂં કહીએ તો તેણીનાં ધ્યાનમાં એક પૈસાદાર શખસ હતો, જે ઉમરે પુગેલો, ઢાંગો, સાદા અને લગાર હલકાઈ ભર્યા દેખાવનો હતો, પણ તેની પાસે દોલત પુષ્કલ હોવાથી તેણીના કોઇબી લખલુટ ફાંટાઓને પુરા પાડવાને શકતીવાન હતો.

લોકો તેઓને "ખુબસુરતી અને હેવાનીઅત બદસુરતી" કહેશે, અને તે વીચારથી તેણીને મજાહ પડતી હતી.

મેનાં લગ્ન પછી એક અઠવાડયાંમાં તેણી ઉપલા શખસ સાથે પરણી. તેણી મોટાં ભપકાદાર ઘરમાં રહેતી હતી અને "ખુબસુરતીની રાણી" તરીકે રાજ કરતી હતી. તેણીના વરનું કેડે ઠેકાણું હતું નહી, તે ગમે ત્યાં ભટકતો; તેણી ગમે તેની સાથે છુટથી ફરતી, તેણી કહેતી કે તેમાં કશું ધાસ્તી જેવું હતું નહી. તેણીનું ચીત્ર જે મોરીસ લોકઉડે પાડયું હતું અને જેના તેણે કાંઇબી પૈસા લીધા ન હતા તે "એકેડેમી"ની દેવાલપર બીરાજતું હતું અને ત્યાં સર્વેનું ધ્યાન ખેંચતું હતું. તેણીની સબીઓ દુકાને દુકાન બારીઓમાં બીરાજતી હતી. બીજી સ્ત્રીઓ તેણીની ખુબસુરતી માટે તેણીને ધીક્કારતી હતી, પુરૂષો તેને માટે તેણીની પુંજા કરતા હતા. જીના સુખી હતી, સઘલું છતાં તેણી એક ખુબસુરત પ્રાણી હતું, તેને સુખી કરવા ઘણી ચીજની જરૂર ન હતી.

મોરીસ લોકઉડ અને તેની ધણીયાંણીબી સુખી હતાં, પણ જુદીજ રીતે. તેઓનું સુખ જીંદગી સુધી ટકે તેવું હતું. જીનાનું જયાં સુધી જુવાની અને ખુબસુરતી હોય ત્યાં સુધીનું હતું. તેણીની એકલપેટી જીંદગીમાં એકજ છાંયો હતો અને તે બુઢાપાની બીહક હતી. મોરીસ જે "ખુબસુરતી પરયાંના જેવી દેખાતી હતી" તેને બદલે સાદી મે સાથે પોતાની જીંદગી જોડી તે માટે કદીબી પસ્તાયો નહી.

ખોરશેદ.

---

**જો હાલમાં નીશાળો અને કાલેજોમાં** શીખતાં જુવાન પુરૂષો અને સ્ત્રીઓ જાણે કે તેઓની ખરેખરી જીંદગીનું કામ શરૂ થયા પછી તેઓને અભ્યાસ કરવાનો કેટલો થોડો વખત મળશે, તો તેઓ કેટલી આતુરતાથી તેઓના નીશાળના દીવસો સુધારે?



# ગુમાવેલી તકો.



આપણાં ભારે વસ્તીવાળાં શેહેરમાં ગયાં અઠવાડયાંમાં હું જ્યારે બે છોકરીઓની પુઠે ચાલતી હતી, ત્યારે તેઓ એટલીતો મોટેથી વાતો ચલાવતી હતી કે તેમને સાંભળ્યા વીના મારાથી રહી શકાયું નહી. એક પળબી ખોહવાને તેઓ નારાજ હોય એવું તેમની અત્યંત ઝડપી ચાલ પુરવાર કરતી હતી, અને તેમની વાતચીત તેમની ઉતાવળનું કારણ બતાવતી હતી.

"આપણે આ ટ્રેન મેળવવા માટે ઉતાવલ કરવીજ જોઇયે, નહી તો પછી એટલું મોડું થશે કે આપણા જયા વિના ચાલશે."

"નહી, નહી, આપણે એમાંજ જવું જોઇયે," બીજીએ જવાબ દીધો, "પણ હજી તો ઘણો વખત છે."

જેવાં તેઓ બોલી રહયાં, કે લોકોની ભીડ એકદમ વધવા માંડી, ગાડાં પછવાડે ગાડાં અને ગાડી પછવાડે ગાડીની હારો પાણીના રેળા માફક વહેવા લાગી. અધીરાઇથી તેઓ ગુસ્સે થવા લાગ્યાં, પણ તેટલાં તેમની એક સહી મલી. ઘરબારની અને મિત્રોની ખબર અંતર પુછતાં વખત નીકળી ગયો. હવે ભીડ નરમ પડી હતી, અને સઘલું શાંત હતું. પાંચ મીનીટમાં તેઓ સહી સલામત પુગી શકને, પણ નહી; તેઓએ આ તક ગુમાવી હતી. એક પાંચ મીનીટના નજીવા વખતને ખાતર તેમનું શું કામ અધુરૂં રહી ગયું હશે તેના વીચારમાં હું સાધારણ રીતે ગુમાવવામાં આવતી તકો ઉપર ચાલી. શું આપણાંમાંનાં ઘણાંઓને દલગીરી લાગતી નથી કે આપણે હાથે કરીને મળતી તકો ગુમાવ્યે છીયે? શું આપણાંમાંનાં ઘણાંઓને લાગતું નથી કે, જે નજર આગળ છે તે મેળવવાને આપણને કોઇએ સલાહ આપી હતે તો પછવાડેથી આપણને લાગતી દલગીરીનો બંચાવ થતે? કદાચ આ વીચારમાં આપણી ભુલ હશે. અનુભવના જેવો બીજો શીક્ષક કોઈ નથી, અને જુવાનીમાં તો દાનાવોની સલાહ ઘણીવાર ફોકટની જાય છે. તે ભારે ઉમેદવાલા વખતમાં તો આપણાં મગજમાં એવોજ મજબુત ખ્યાલ બેસી ગયો હોય છે કે, આપણા વડાઓની મતલબ ગમે એવી સારી હોય, તોપણ તેઓ આપણને સમજી શકતાં નથી, અને તેટલા માટે તેમની માયાળુ સલાહ ખરૂં જોતાં તો કીમત વગરની લાગે છે. તોબી આ ઓગણીશમી સદીમાંબી એવાં કેટલાંકો હશે કે જેમને સારી સલાહ મનપસંદ થઇ પડે, અને હમે આશા રાખ્યે છીયે કે, હમારાં વાંચનારાંઓથી આ ભાગમાં મુકી શકાતાં હશે, માટે એવી થોડીક ગુમાવવામાં આવતી તકો ઉપર હમારાં વાંચનારાંઓનું ધ્યાન ખેંચવાની રજા લઇયે છીયે.

સૌથી પહેલું, કેળવણી આપ્યા છતાં તેના ખરા ફાયદા ન મેળવનાર છોકરા છોકરીઓ તરફ જુઓ. વારંવાર, સારી સ્કુલમાં પોતાનાં બાળકોને મુકવા સારૂ મા બાપો પોતાનાં સુખનો ભોગ આપે છે, જ્યારે છોકરાઓ પોતાની સઘલી ચાલાકી ક્રીકેટ અને બીજી રમત ગમતો તરફજ દોડાવવામાં સઘળો બદલો આપેલો સમજે છે, અને છોકરીઓ લેભાગુ શીખી એટલે પાર પડેલી પોતાને ગણે છે. છોકરો કોલેજમા જવા માટે બરોબર તૈયાર નથી, માટે જો તે આ વિદ્યાનાં મંદીરમાં જાય છે તો ત્રણ ચાર વાર ધકેલા ખાઈ પાછો ફરે છે. ચાકરી કરવાનું તેને પસંદ નથી, કારણકે ઉદ્યોગ અને તાબેદારી તે શું, એ તે સમજતો નથી. છોકરી કાંઇબી પુરતી રીતે શીખી નથી. તેણી ભાષાઓનું જ્ઞાનબી પુરતું જાણતી નથી, યા સારી રીતે બારીક હુન્નરબી સમજતી નથી. વળી તેણીને સાધારણ ઘરનું કામકાજ, કે ઉપયોગી સીવવા ભરવાનું શીખવાનો શોખ નથી; હવે તેણી જાણે તો છેજ કે આ સઘલું તેણીને ભવીષ્યમાં ઉપયોગી થઇ પડશે, તોબી જો તેણી પોતાને મળતી તકો ખોહે તો શું તેણીની દયા ખાવામાં આપણે વાજબી ગણાઇએ? છોકરીઓ, જ્યારે તમો જુવાન હોવો ત્યારે સખત મેહેનત કરો, જ્યારે તમારૂં ભેજું મજબુત અને ચંચળ રહે છે, જ્યારે તમારી જીંદગીમાં કેમ ખાવું પીવું પુરૂં પાડવું તેનો તમોને વીચાર આવતો નથી, ત્યારે તમો મેહનત નહી કરશો તો હવે પછી કયારે કરવાનાં છો? જ્યારે મનના સુધારા માટે આપણે વાત કર્યે છીયે, ત્યારે બાહેર ફરતી છોકરીઓને કહેવા દેઓ કે તમારા સોબતીઓની વાતમાં કાળજી ન રાખવાથી ઘણીકો ખરી ખુશાલી સાથે ફાયદો મેળવતાં અટકે છે. એવું વારંવાર બને છે કે, એક ઘણું ફરેલી જઇફ બાનુંની સોબતમાં તમો આવોછો. અહીં તમોને જ્ઞાન મેળવવાની સારી તક છે, પણ તેનો ઉપયોગ તમો કેમ કરો છો? એક જણ તેણીને ઘરડી-બોખીમાં કહાડી નાખવા માંગે છે, બીજી પોતાની ફીશીયારી જણાવવા હાલના સુધરેલા વીચારોનો મારો તેણી ઉપર ચલાવે છે, ત્રીજી તેણીની આગળથી કેમ ઉડી જવું તેનો ઉપાય શોધે છે, પણ તેઓ જાણતાં નથી કે તેણી સાથની વાતચીતથી મળતું જ્ઞાન તેઓ કેટલી બધી હદ સુધી ખોહે છે, તેઓએ તેમની તકો ગુમાવી છે, અને હવે તો તેઓ ગમે એવુંબી ઇચ્છે તોબી પેલી જઇફ બાનું તેમને ઓલખી ચુકી છે. દરેક ચીજની હમેશાં ચળકતી બાજુ જોવાની ટેવ રાખો; નહી બની શકે એવું ઇચ્છી તમારી ચાલતી ખુશાલીનો ભંગ ના કરો. જે ખજાનો હાલ પડેલો છે તેને વખત તમો પાસથી ચોરી લઇ જાય, ત્યાં સુધી તેની કીમત જાણવા પડી રહેવા દેતાં ના. આપણાં મનમાં જેવો એક ભલો વીચાર

આવ્યો કે તે પાર પાડવાનું મુલતવી રાખવું ન જોઇયે. કોઇને મદદ કરવાનું આપણે ધારેયે છીયે, એક માયાળુ અને ઉપયોગી ઇલાજ આપણે શોધ્યે છીયે, તે પળે તો આપણી તે પાર પાડવાની મતલબ હોય છે, પણ આપણે આપણાં કામમાં પડેલાં હોવાથી તે ભલાં કામની નાની કળી ખીલ્યા અગાઉ કરમાવી દેવામાં આવે છે. આપણે નક્કી કર્યે છીયે કે એટલી બધી કીમતનું તે કામ નથી, કે જે ધણીને માટે આપણે કરવા માંગે છીયે તેને તેથી એટલો બધો લાભ મલનાર નથી; આપણે નાની નાની અડચણોને વધારેયે છીયે, અને છેલ્લે કાંઇજ કરતાં નથી, અને તેનું પરીણામખી કાંઇ આવતુંજ નથી; એક નીયમ પ્રમાણે ચાલનારાં લોકો પણ વારંવાર બીજાંને મદદ કરવાની સુનેરી તકો ગુમાવે છે. દરરોજની આપણી સાધારણ ફરજો કોઇના ફાયદાને ખાતર કોઇ વેળા બાજુ મુકવામાં ડહાપણ છે. જે જુવાન બેહેન પોતાના નાના ભાઇને ખાતર પોતાનો વખત, વિચાર અને નીયમ એક બાજુ મુકે છે, તેણી બનેનાં સુખને ખાતર સારી વાવણી કરે છે, અને જેનું ફળ ખરેખર ભવિષ્યમાં બંનેને સારૂંજ મલશે. બીજા હાથ ઉપર, જે બેહન પોતાનાજ સ્વાર્થમાં રોકાયલી છે, અને જેણીને પોતાના ભાઇનો વિશ્વાસ મેલવવાનો વખત મળતો નથી, તેણી ગમે એવીબી ભલી હોય તોબી પોતાની ભુલનું બુરં પરીણામ જોશે.

આપણને જેબી કામ કરવાની ચાલાક શકતી હોય, તે આપણાં સઘળાં ભાઇ બેહન, સગાં વાહલાં અને મિત્રોનાં સુખને માટે વાપરવાની આપણી ફરજ છે, એમ જો આપણાં મનમાં ઠસ્યું હોય તો ભલું કરવાની ઘણીજ થોડી તકો આપણે ગુમાવ્યે. આ સચાઇને હમેશાં યાદ રાખવાની કોશેશ કરો, અને તમારી દરરોજની જીંદગીમાં તે લાગુ પાડો. "શું તમો સુંદર અને બેંચાણ કરનારાં છો?" આ બેંચાણ જલદીથી જતું રહેશે, માટે કોઇનાં ભલાં માટે વાપરવાની તક કદી મુકતાં ના. "શું તમો ગાયણ અને ચીત્રવિદ્યા સારીપેરે જાણો છો?" જુઓ કે તમારાં ચીત્રો અને તમારૂં ગાયણ બીજાઓને ખુશી કરવા કામે લાગે. "શું તમો એક લખનારાં છો?" સંભાલ રાખજો કે ફકત કીર્તી અને પૈસાને ખાતરજ તમો લખતાં નથી. "શું તમો એક હુશીયાર શીવનારાં છો?" ત્યારે તમારી ચાલાકી અને ઉદ્યોગનાં પરીણામમાં ફકત તમારાં દીવાનખાનાં અને તમારા પોતાના પોશાકનીજ નકશી કરી તમારા દરજીનું ખીલ બચાવી બેસી રહેતાં ના. છેલ્લે, વખતની તરફથી એક સારી તક તરીકે જોજો, અને તેને સુખાંઇ, હલકાઇ, અને આળસાઇમાં ગુમાવતાં ના, પણ ભવિષ્યને માટે તૈયારી કરવામાં રોકજો, કે જેથી જ્યારે વખત આવે ત્યારે તમારી જીંદગીના ગયલા વખત તરફ તમો એક સારીપેરે સારો પાક આપનારાં ખેતર તરીકે જોઇ શકશો.

RUBY.

# રાંધવાને લગતું.

**ચોખાના લાડવા**—બે આઉંસ ચોખા, અરધો આઉંસ માખણ, જરા લીંબુની છાલ, પાશેર દુધ, બે આઉંસ ખાંડ, એક ઇંડું, અને પાંઉનો ભુકો; દુધમાં ચોખાને બાફો અને તેસ્ટ માટે અંદર લીંબુની છાલ નાખવી, આખો વખત ચમચ ફેરવ્યા કરવી કે તળીએ લાગી નહી જાય. ચોખા નરમ થાય કે અંદર માખણ, ખાંડ, જરા તજ અને એક ઇંડાંની દાળ નાખવી. પછી પાંચ મીનીટ ધીમે ઇગારે રાખી ઉતારવું અને થંડું પડવા રકાબીમાં કહાડવું. લીંબુની છાલ અંદરથી કહાડી નાખી તેના ગોળ દડા કરવા અને ઇંડાં તથા રવામાં બોળી તેને ઘીમાં લાલ તળી કહાડવા, પછી ઉપર ખાંડ ભભરાવી ખાવામાં લેવા.

**રશાયન પુડીંગ**—દોઢ પાશેર ક્રીમ, અડધો પાશેર દુધ, અડધો આઉંસ જીલેતીન, એક ઇંડું, ૭ ટીપાં બદામનું તેલ, ૭ આઉંસ ખાંડ, એક આઉંસ કોઇબી જાતનો સુકો મુરબો જીણો કાપીને, એક મોટો ચમચો ભરીને કરંટ દરાખ, ઇંડાંની સફેદી, ખાંડ અને બદામનાં એસન્સને ક્રીમ સાથે ભેલી સઘળાંનો કડણ ફ ચહડાવવો, પછી જીલેતીનને દુધમાં ભીંજવી અંદર મેલવવું, ત્યારબાદ મુરબો અને દરાખ અંદર ભભરાવવી અને મોલ્ડમાં મુકી આઇસમાં બાંધવું.

**આઇસમાં બાંધેલું કસતરડ**—અડધો આઉંસ જીલેતીન, અડધો શેર દુધ, ત્રણ ઇંડાં, ત્રણ આઉંસ ખાંડ, થોડાં ચેરીસ અને પસ્તાં; જીલેતીનને એક કલાક સુધી દુધમાં ભીંજવી મુકવું, ત્યાર પછી ઇંડાંને બરાબર ઘુંટીને તથા ખાંડ અને કોઇ જાતનાં એસન્સનાં થોડાં ટીપાં અંદર મેળવવાં; પછી સઘળાંને ચુલાપર મુકી જાડું થાય ત્યાં સુધી હીલવ હીલવ કરયા કરવું પણ ગુદલ કદરો પડવા દેવો નહી, ત્યારબાદ ઉતારવું અને નાના નાના મોલ્ડ લઇ દરેકમાં તળીએ એકકું ચેરી મુકી તેની આસપાસ થોડાં પસ્તાં કાપીને મુકવાં અને તેની ઉપર ચુલા પરથી ઉતારેલું દુધ રેડવું અને આઇસમાં બધાં મોલ્ડને બાંધવા મુકવાં. ખાતી વેલાએ મોલ્ડમાંથી કસતર કહાડવા આગમજ એક બે સેકન્ડ સુધી ગરમ પાણીમાં મોલ્ડને બોલવાં એટલે જલદી નીકલી જશે.

**કવીન મેબ ક્રીમ**—અડધો આઉંસ જીલેતીન, એક આઉંસ લીંબુની છાલ, બે આઉંસ ચેરીનો સુકો મુરબો, બે આઉંસ ખાંડ, એક ગલાસ બ્રેનડી, અડધો શેર ક્રીમ અને બાર પસ્તાં; અડધા પાશેર દુધમાં જીલેતીનને એક કલાક સુધી બોલી રાખવું, ત્યાર પછી ક્રીમને કડરો પાડી ઉકલતું ઉકલતું ઉપર રેડવું, બધાંને બરાબર મેલવી તેમાં ખાંડ, મુરબો, લીંબુની છાલ અને પસ્તાંના ઝીણા ઝીણા કટકા કરી નાખવા અને છેલ્લે બ્રેનડી નાખવો, પછી મોલ્ડમાં મુકી આઇસમાં બાંધવા મુકવું.

નાજુ.

# ભરવા-ગુંથવા વીશે.

ઠબક્ષ્યુ.



એક્ષ.



પીરોજા.

## પરચુટણ.

**જાનવરોના બનાવતી પગ**—જાનવરોને પણ બનાવતી પગો મુકવામાં આવે છે એવું કોઇએ સાંભલ્યું છે? હેરેફર્ડની એક ગાય અને એક પાળેલી કેનેરીના બાબમાં એવું બન્યું છે એમ કહે છે; અને બીજાંબી ઘણાં જાનવરોનાં બાબમાં તેમ બન્યું હોય એ બનવા જોગ છે. જાનવરોનો એક ડાકટર પોતાના હેવાલમાં કહે છે કે, હેરેફર્ડના એક ખેડુત પાસે એક ગાય હતી, જેનો રેલવેની સડકપર બટકતાં કાંઈ અકસ્માત બનવાથી એક આગલો પગ ગુંઠણ નીચેથી કાપી નાખવો પડયો હતો, અને તેને તે વેળાએ બોલાવવાથી તેની સઘળી નેસોને તેણે બાંધી લીધી હતી. આ પછી તે જાનવર તદન સાજું થયું, જયારે એક બીજા ખેડુતે મશકેરીમાં સુચવ્યું કે તેને લાકડાંનો પગ મુકવો જોઇએ. તે ડાકટરે આ અજમાયસ કરી જોવાનો ઠેરાવ કીધો, અને તેણે આપેલા નમુનાપરથી તે ગામડાંના સુથારે એક મજબુત લોખંડની નાલવાલો પગ બનાવ્યો, અને જોકે તે મુકતાં પેહલાં ઘણીજ મુશકેળીઓ નડી, તોપણ કાંઈ પાટાઓ બાંધી જોડવાની ગોઠવણ કરવાથી તે મુશકેળીઓ દુર થઇ. ગાયને આ નવાઇ જેવા પગથી ચાલવાની જલદીથી ટેવ પડી અને તેણી સેહલાઈથી ચાલવા લાગી.

લંડનમાં હાઈડ પાર્કની પાસે રહેનારી એક બાઇએ એક કેનેરી પાળી હતી. તે પક્ષી એક દીવસે પોતાની બેઠકપરથી પડી જવાથી તેનો પગ ભાંગ્યો. પેહલાં તો તે બાનુએ તે ભાગેલા પગપર પાટો બાંધ્યો. પણ પાટો છોડતાં તેની સાથે પગ પણ નીકલી આવ્યો. આથી તેણીએ કઠણ લાકડાંની એક જાપાનીસ દાંત કોતરણી લીધી અને છરીવતી તેના જાડા છેડાને વચમાંથી ચીરી તેની ફાટમાં પેલા ભાગેલા પગનો છેડો મુકયો અને પછી તેને દોરાથી મજબુત બાંધી લીધો. ત્યારપછી આ બનાવટી પગને ખુદરતી પગની લંબાઇનો કાપ્યો, અને થોડા વખતમાં તો તે પક્ષી ... એક સમાતની આગમજ જેતું હસ્તું બોલતું ... તેવું થયું, અને પીંજરાના એક ભાગપરથી બીજા ભાગપર ઉડતાં કદીબી પડી જતું ન હતું.

---

**શું વીજળીના ચમકારાથી છબી પડે છે?**—બેનજામીન ફ્રેન્કલીન કહે છે કે, એક તોફાન વેળાએ એક શખસ તેના દરવાજા આગળ ઉભેલો હતો તેણે સામેનાં ઝાડપર વીજળી પડતાં જોઈ. આ વીજળીના અકસ્માતથી તે મરણ પામ્યો. ત્યાર પછી જણાયું કે તે ઝાડનો ઉલટો છાપ તેની છાતીપર નહી ભુસરાય તેવી રીતે પડયો હતો. એથી પણ વધારે અજબ જેવો દાખલો ૧૮૧૨ નાં વરસમાં બન્યો હતો. આ હેવાલ મી૦ જેમ્સ શો તરફથી મેલવવામાં આવ્યો છે. ઉપર કહેલાં વરસમાં બાથ શેહેરથી ચાર માઇલ દુર આવેલાં કોમ્બહે નામનાં ગામડાંમાં એક મોટું જંગલ આવેલું હતું, જેમાં મુખ્ય કરી 'ઓક'અને 'નટ'નાં ઝાડો હતાં. જંગલની વચોવચમાં જાનવરોને ચરવા માટે આસરે પચાશ ચોરસવાર જગા હતી, જયાં એક તોફાન વેળાએ છ મેંઢાંઓ પડેલાં હતાં. આ બધાં મેંઢાં વીજળીથી મરણ પામ્યાં. જયારે આ જનાવરોની ચામડી કહાડવામાં આવી ત્યારે જણાયું કે દરેકની ચામડીના અંદરના ભાગપર આસપાસની જગાનો આબેહુબ ચીતાર પડેલો હતો—દરેકે દરેક ચીજ ખુલ્લે ખુલ્લી ચામડીપર છપાવલી દીસ્તી હતી.

૧૮૨૫ ના સપટેમબર માસમાં એક વાહાણ જેનું નામ 'ઇલ બુઓન સરવો' હતું, અને જે ઇટાલીમાં આવેલાં આરમીરોનાં અખાતમાં લંગર નાખી પડેલું હતું, તેનીપર વીજળી પડી. તેના ડોલની નીચે બેઠેલો એક ખલાસી આ વીજળીના ચમકારાથી મરણ પામ્યો. તેનાં શરીરપર બે નીશાનીઓ જણાઇ, તેમાંની એક પીલા અને બીજી કાળા રંગની હતી. આ નીશાની તે શખસની ગરદનથી તે પેટ સુધી લંબાઇ હતી, કે જે જગાપર ઘોડાની નાલનો એક આબેહુબ છાપ પડેલો હતો. આ છાપ તે ડોલ કે જેની નીચે તે ખલાસી સુતો હતો તેપર મારેલી ઘોડાની ખરેખરી નાલની આબેહુબ સબી હતી. વળી તે છાપ અને ખરી નાલ બરાબર એકજ કદનાં હતાં.

---

**ફ્રાનસમાં એવો વેહેમ છે કે** દાંત સાથે જન્મેલાં છોકરાંઓ અસાધારણ હુશીયાર નીવડે છે. દાખલા તરીકે તેઓ કહે છે કે, ફ્રાનસનો રાજા ચોથો હેનરી અને લુઇ ચૌદમો જેઓ ફ્રેનચ તવારીખમાં સૌથી મોટા રાજા તરીકે ગણાય છે તેઓ, અને મીરાબો નામનો સૌથી મોટો સુભાખીત બોલનાર એ સઘળા અકે દાંત સાથે જન્મ્યા હતા.

---

**કોલમબીઆનાં બોગોતા શેહેરમાં રહેનારી** મીસ ઇડીથ ચોકર નામે એક જુવાન બાનુએ ત્યાંની મ્યુનીસીપાલીટીને ખબર આપી છે કે, તે શેહેરનાં પોલીસખાતાંમાં ખાલી પડેલી એક જગાની ઉમેદવાર તરીકે હાજર થવાની તેણી ધારણા રાખે છે, અને ... પાટલુન, અને ટોપીમાં થોડો ઘણો સુધારો કરી પેહેરે ... છાકટપણું અટકાવનારી બાનુઓની મંડળી તેણીને ઘણો ટેકો ... છે અને કહે છે કે છાકટા શખસો એક સીથી પકડાવાથી ઘણું લજવાશે. એક બૈરી પોલીસની સીપાઇ થાય એ છાકટપણાનો ઘણોજ અજબ જેવો ઇલાજ છે.

---

"તારા દોસ્તનો એક દોસ્ત છે, અને તારા દોસ્તનાં દોસ્તનો પણ એક દોસ્ત છે, ... સાવધ રહેજે." "વીચાર કીધા વીના બોલવું એ નેમ તાંકયા ... ના ગોળી મારવા બરાબર છે."

---

આ "સી મિત્ર" મુંબઈ, કોટમાં, ... "કૈસરે હિન્દ" છાપખાનામાં પરેસમાં પોતાને માટે ... હારનબી રોડમાં ... મહેતાએ છાપ્યું છે.

# જાહેર ખબરો.

જુલાઈ ૧૮૯૫

પુસ્તક ૭ મું.] [અંક ૫ મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ ઑઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળ્યું—જુલાઈ ૧૮૯૫

સફે.











STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. જુલાઈ ૧૮૯૫. અંક ૫મો.



# સુનાને મુળની વાર્તા.

## પ્રકરણ ૩૨ મું.

### નદીનો દેખાવ.



જગા બહુજ સુંદર અને શાંત હતી, અને કમપાંઊડની અંદર દાખલ થતાં એવું દીસતું હતું કે તે એક બેહેસ્ત છે, અને તેને જોઈ દુનિયાનું દુઃખ અને સુખ માનવી ભુલી જાય. જેમ તે ઘરનો દેખાવ રમણ્ય હતો, તેમ તેમાં વસનાર પણ સુંદર હતી.

તે ઘરમાં તેણીના આવવાથી તે આજે વધારે દીપતું હતું અને આજની સાંજ બહુજ મોહ પમાડનારી હતી. તેણીને વાસ્તે સ્ટેશન પર ગાડી તૈયાર હતી, અને ઘોડાઓ પોતાની અતી ખુબસુરત ધણીયાણીનો બોઝો ઉપાડી જવા મરોડથી ઉભા હતા; તેણી ગાડીમાં બેઠી અને થોડાજ વખતમાં પેલો સુંદર મેહેલ તેણીને દેખાયો.

જેવી પેલી ગાડી મોટા બગીચામાંથી વળાણ લઇને પસાર થય, કે તરતજ કમપાઊંડનો મોટો દરવાજો તેણીની પાછળ બંધ થયો. પછી એક દ્રાક્ષના મંડપ હેઠળથી ગાડી ગઇ અને ઝરૂખાની નીચે ઉભી રહી.

મેહેલનો અંદરનો દેખાવ કેવળ પુર્ણ હતો. લાંબું મોટું દીવાનખાનું અને તેના ખુલ્લા બ્લુ રંગથી આ એક સુખ અને શાંતીનો નમુનોજ હતો. એક તરફ ત્રણ બારીઓમાંથી બગીચાનો સુંદર દેખાવ દીસતો હતો, અને બાજી બાજુએની ત્રણ બારીઓ હીરાની ફ્રેમથી મઢી લીધી હતી, ને તે પર બેસવાને મખમલની ગાદીઓ જડેલી હતી, અને તે દેખાવ રાજાની બેસવાની ગાદીના જેવો દીસતો.

ચાંદીના જામમાં મુકેલાં ગોલાબનાં ફુલો, તેમજ બીજી રચનાથી તે દીવાનખાનું વધારે સુંદર દીસતું હતું. લીલી આ દેખાવ જોઇ અતી સંતોશ પામતી હતી; તેણી તરતજ ઘરમાંથી બહાર બગીચામાં ફરવા નીકલી. ઊંચાં ઊંચાં ઝાડો કમપાઉંડમાં હોવાને લીધે ઘરને વધારે છાયા મલતી. તેણી હવે તદન ફુલોના બગીચામાં આવી, અને બગીચાનો દેખાવ પણ ચીતારવા લાયકનો હતો. આ ફુલ બાગની પાસે એક મોટું ખેતર લીલા ગલીચા મુજબ પંથરાયું હતું, જેમાં ગાયો સુખથી ફરતી હતી, અને તેણી જરા આગળ ચાલી, જયાં નદી પુર જોશમાં વેહેતી હતી. આખાં ગામમાં આ મેહેલ વખણાતો હતો. હજી પણ લીલી ખુલ્લે માથે પેલી નદી પાસે ઉભી હતી, જ્યારે તેણીની મિત્ર, મીસીસ બૉલર્સ દીવાનખાનામાંથી દોડતી આવી, અને બંને હાથો લીલીને ગળે વીટાલ્યા.

"મારી વાહાલી લીલી, હું તુંને સ્ટેશન પર લેવા આવતે," તેણી હાંફતાં બોલી, "પણ તું જાણતી તો હશે કે, મને એક મીનીટની ફુરસદ મળતી નથી—પણ લીલી, આપણે તો અહીં મજાહ મેળવવા આવ્યાં છીએ ત્યારે બીજી વાતો શા માટે કરવી જોઇએ ?"

લીલી હસી પડી. શું મીસીસ બૉલર્સ આ દુનિયામાં ફક્ત મજાહને ખાતરજ જન્મી છે ? જયારે તેણીનો વર રેજીમેંટમાં લેફ્ટનંટની જગ્યા પર હતો, તે વેળા લીલીનો બાપ તે રેજીમેંટનો ઉપરી (કમાન્ડર) હતો ને વેળાથી મીસીસ બૉલર્સ લીલીને ઓલખતી હતી. પણ હવે તેણી લોકોમાં કહેતી હતી કે તેણીએ સઘળી મોજ શોખ નીવારી મુકી હતી. ગરીબ મી૦ બૉલર્સ હિન્દુસ્થાનમાં મરણ પામ્યો હતો, અને તેથીજ તેણીને એમ કરવું પડયું હતું. પણ વીધવા થયા બાદ થોડાંજ વરસ તેણીએ વરનો સોગ પાળ્યો, અને તેણી પેહલેની માફક ફરતી હરતી થઈ.

"લીલી, હું તારામાં કેટલો તફાવત જોઊંછું ?" તેણીએ લીલીને ગળે હાથ વીટાળતાં કહયું, "જયારે મેં તુંને છેલ્લે દીઠી હતી, ત્યારે તું એક નાની છોકરી હતી, પણ હમણા

તું એક મોટી અબળા થઈ ગઇ છે, અને આપણે તે વખત ગંભીરપણે યાદ કરવો જોઇએ." મીસીસ બૉલર્સે આટલું બધું લીલીને માટે કહયું, પણ દશ વરસમાં તેણીમાં કશો ફેરફાર થયો ન હતો, તેણીનો ચેહેરો ગોળ અને તેણી પેહલાં જેવીજ તંદરોસ્ત હતી. જે વેળા લીલીએ તેણીને જોઇ હતી તે વેળા તેણીનો ધણી જીવતો હતો, અને તેનાં રાજમાં તેણીએ અનેક તરાહની મોજ ભોગવી હતી.

"લીલી, તું મારામાં ફેરફાર થયલો જોય છે?" તેણીએ બોલવું જારી રાખ્યું, અને આ બોલતાં તેણીની આંખોમાં પાણી ભરાઇ આવ્યું, "પણ તું મારામાં ફેરફાર જોય તેમાં નવાઇ નહી, કેમકે મેં આ થોડાં વરસમાં ઘણાંએક દુઃખો ખમ્યાં છે, અને મારૂં અંતઃકરણ પણ બદલાઇ ગયું છે, અને હાલ હું બહુ ગંભીર બનીછું."

ફરીથી લીલી હસી પડી.

"તમારામાં જરા પણ તફાવત હું જોતી નથી," તેણી બોલી, "હું ધારૂં છું કે તમારૂં ગંભીરપણું તમુને હવાના જેટલું માફક આવે છે!"

"અરે! નીર્દેય છોકરી!" અને આ બોલતાં તેણી હસી પડી, પણ પછી તેણીના કહેવા પ્રમાણે ગંભીર બનીને બોલવા લાગી. "તમારા જેવડી છોકરીઓને મારાં અંતઃકરણની વાત શું કહું, એ વાતનો મને અનુભવ મલ્યો છે, તેથી એ મેં વેઠયું છે, અને મારી વાહાલી, જયારે તું એ સર્વે દુઃખ સુખ વેઠશે ત્યારેજ ખબર પડશે, અને તું મને યાદ કરશે. પણ લીલી, મારી વાહાલી, હું તુંને કહેતાં વીસરી ગઈ કે ખાણું તૈયાર છે, અને આજે ખાણાંને માટે જંગલી મરઘી મેં રંધાવી છે."

"મારી મુસાફરીથી હું બહુજ ભુખી થઇછું." લીલીએ હસીને કહયું, "પણ હું ઇચ્છું છું, કે આજે તમો મારી સાથે જમવા બેસશો."

"વારૂં, લીલી, હું બેસીશ," તેણી વીચારમાં ને વીચારમાં બોલી, "તુંને ફરી જોવાને મને બહુજ ખુશી ઉપજે છે—હા, હું રહીશ."

આ વાતચીત થયા બાદ તેઓ ખાનું લેવા ગયાં અને થોડા વખત પછી મીસીસ લૉરન્સ બોલી, "વાહાલી, તું હિન્દુસ્થાનને કોઇ વેળા યાદ કરે છે કે? ખરેખર તે દેશમાં કેવી મજાહ ભોગવી છે—અને તે દીવસો કેવા ખુશી ભર્યા હતા—પણ લીલી, તારો પીત્રાઈ ફ્રેન્ક ડીસપર્ડ કેમ છે? હું જયારે તેઓને યાદ કરૂંછું એટલે મને મારા ધણીની હૈયાતીના દીવસો યાદ આવે છે."

"જો તમો એટલી ગંભીર રીતે બોલશો તો ફ્રેન્ક તમને કોઇ દીવસે ઓલખશે નહી—ફ્રેન્ક સારી કાની છે. પણ શું તમો ફ્રેન્કને ઓલખોછો?"

"હા! લીલી, હું તેને બહુજ સારી રીતે ઓલખુંછું, અને મી૦ બૉલર્સની સાથે તો એમને બહુજ દોસ્તી હતી, પણ શું તેઓ હજી પરણ્યા નથી?"

"નહી! એ વીશે મેં કશું સાંભલ્યું નથી."

મીસીસ બૉલર્સ એક નાનાં ઘરમાં છેક નદીને કીનારે રહેતી હતી, જયારે વૉરગ્રેન્ડ તેનાં ઘરથી જરા દુર હતું. જોકે મીસીસ બૉલર્સ હમણા ગંભીર બની હતી, તો પણ તેણી અવાર નવાર પોતાના નાના બગીચામાં મેજબાનીઓ આપતી; વળી તેણી હમેશાં પોતાના સફેદ દ્રેસમાં તેણીની નાની હોડીમાં બેસી સાંજની વેળાએ ફરવા નીકળતી, અને પોતેજ પોતાના હાથે તે હોડીને હલેસાં મારી હંકારતી. લીલી પણ થોડાજ દીવસમાં પોતાના મિત્ર પાસેથી હંકારવા શીખી, અને રૂપેરી પાણી તરફ જોઈ જોનનો વીચાર કરતી હતી.

તેણી કાસ્ટલ હીલથી દુર થઇ તે માટે ખુશ થતી હતી, અને વધુ ખુશ તેણી એટલાં માટે હતી કે, પારકા દેશના લોકો તેણીનું કારજ તુટવાની વાત જાણે નહી. આ નદીનો દેખાવ તેણીને હમેશાં દુઃખ વીસરાવતો હતો, પણ તેણી કોઇ વેળા જોનને વીસરતી ન હતી. તેણીને વૉરગ્રેન્ડમાં રહેવા આવ્યાને એક પખવાડયું પસાર થયા બાદ તેણીએ જોનને તેણીની મુલાકાતે આવવાને લખ્યું. જોનને એક પણ દીવસની ફુરસદ મળતી નહોતી, પણ એક દીવસે રવીવારે બહુ રમણ્ય સહવારે જયારે લીલી વીચારમાં ને વીચારમાં લાલ ઘાસ પર બાગમાં ફરતી હતી, ત્યારે તેણીએ કોઇને તે નદીના પુલપરથી પસાર થતાં જોયો.

થોડાજ વખતમાં તેણીએ પેલા ગ્રહસ્થને જોન રીડલ તરીકે ઓલખ્યો, અને તેણી તેને લેવા થોડાં પગલાં આગળ ચાલી.

"આખરે તમોએ મને શોધી કાઢી કે?" તેણી બોલી.

"ઘણાકે મને કહયું કે તું કોઈ બગીચામાં રહેતી હતી," જોને હસીને ઉત્તર વાલ્યો. "અને મેં તુંને શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો. આ જગા કેવી સુંદર છે—ખરેખર આ એક બેહેસ્ત છે."

"હા! શું એ એક મોહ પમાડનારી જગ્યા નથી? કોઇ પણ માણસ આ જંગ્યાનાં ફુલ, અને પક્ષીઓમાં શાંતી મેળવી શકે!" જયારે લીલી બોલતી હતી, ત્યારે જોને પોતાની ટોપી કાઢી, અને સફેદ પશમદાર આકાશ તરફ અને ઊંચાં ઝાડો તરફ જોયું, જયાં કાળા ભમર જેવા કાગડા કાવકાવ કરતા હતા.

"લીલી, ત્યારે હું થોડી ઘણી શાંતી તારા બગીચામાંથી મેળવીશ," હજીપણ તે હસતો જણાતો "કેમકે હું બહુજ થાકી ગયો છું," અને એમ બોલતાં તેણે પોતાનાં પોહોળાં કપાળપરના બાલ પોતાના રૂમાલથી ઉંચા કર્યા.

"જોન, તમો કેટલા થાકેલા દીસોછો? ઘરમાં આવીને જરા બેસશો?"

"બહાર હવામાં ઉભું રહેવાનું મને બહુજ ગમે છે, અને આવી સારી હવા બીન ફ્રોકટમાં ખોહવી એ સારૂં નહી. તું દેવળમાં આજે જવાની છે? જો તું જવાની ન હોય તો હોડીમાં બેસી ફરવાનું તુંને કેવું લાગે છે?"

"મને તે કામ કરવું બહુ ગમે છે. હોડી હંકારવામાં હું બહુજ હોસ્યાર બની છું, અને હું કેવી રીતે હંકારું છું તે તમોને દેખાડીશ."

પછી તેઓ બંને ઘરમાં ગયાં, અને થોડા વખતમાં પેલી વેહેતી નદીપર આવી પુગ્યાં. આજની સહવાર રમણ્ય હતી, મોજાઓની કીનારાપર આવતી છાંટીઓ જાણે હીરા મીસાલ ચલકતી હતી, અને ઉછાળા મારતા મોજાંએ અવાજ કરતા હતા. કીનારે આવેલાં ઘરોનો દેખાવ, અને ટોળાંમાં ઉડતાં સફેદ બગલાંની નદીમાં પડતી છાયા, અને તે પર પડતો સુરજનો પ્રકાશ એ સર્વે જોનારને અતી રમુજ આપનારું હતું. તેઓ બહુજ થોડું બોલ્યાં; જોન એક અભ્યાસ કીધેલા ખલાસીની માફક સ્થીર બેસીને હંકારતો હતો. આ વેળા લીલીએ સફેદ ડ્રેસ પેહેરેલો હતો, ને તે પર બ્લુ રીબન લગાડેલી હતી, જેમાં તેણી વધારે ખુબસુરત દીસતી હતી. એક છોકરો અને છોકરી હોડીમાં બેસી ફરવા નીકળે, એ એક સાધારણ દેખાવ હતો અને તે કોઇએ જોવાની દરકાર કરી નહી. એવા દાખલાઓ ટેમ્સ નદીપર ઘણાએક બનતા હતા.

હમણા મીસીસ બૉલર્સ પોતાના એક મિત્ર મી૦ રેકટર સાથે વાતો કરતી હતી. પણ લીલીને જોન સીવાય બીજો કોઇ મિત્ર નહોતો. હમણા જ્યારે આપણે તેઓને જોઇએ છીએ, ત્યારે તેઓની વાત વચ્ચે વાંધો લેવા બીજું કોઇ ન હતું, અને વાતોમાં ને વાતોમાં જરા વારમાં વખત વેહેમો પસાર થયો.

જોને છેક દીવાદાંડી સુધી તેઓની હોડી હંકારી, અને પછી બપોર થવાને લીધે તેઓએ પોતાની હોડી પાછી ફેરવી; અને જોન હોડી હંકારતો લીલીની સાથે બપોરનું ખાણું લેવા બેઠો. ખાણું લીધા બાદ તેઓ હોડીમાંથી ઉતરીને દેવળ તરફ ચાલ્યાં, જ્યાં રસ્તામાં નાનાં પણ સુંદર ઘરો, તેઓ પર ચઢી ગયલી વેળ, અને તેની આગળનાં સુંદર ગુલાબનાં ઝુકો એ સર્વે તેઓને દીસતું. થોડાજ વખતમાં તેઓ દેવળમાં જઇ પુગાં, અને થોડીક કબરો પરનું થોડા માણસનું વર્ણન વાંચ્યું. આ સર્વે કેવું શાંત હતું! બપોરની વેળાનો દેવળનો ઘંટ વાગ્યો, અને છોકરાઓનાં ટોળાં ને ટોળાં દેવળમાંથી શીખીને નીકળ્યાં અને પેલી કબરોની વચ્ચે ઘોંઘાટ કરીને હસ્તાં રમતાં હતાં. તેજ વેળા તેઓએ એક ધરકાને કોઇની કબર આગળ રડતાં દીઠો.

"જ્યાં આપણે જઇએ છીએ ત્યાં એ તો આપણે હમેશાં જોઇએ છીયે કે કોઇ અતીસ્ય સુખ ભોગવે છે, તો કોઇ અતીસ્ય દુઃખમાં છે; કોઇ રડે છે જ્યારે બીજાઓ હસે છે, એ કેવું અજબ જેવું છે!" તેણી બોલી.

"દુઃખ અને સુખ એ તો માનવીને આ દુનિયામાં ખમવુંજ જોઇએ" જોન વીચાર કરતો બોલ્યો.

"પણ તે સહન કરવા વખત ધીરજ આપે છે, અને તે સહન કરવુંજ જોઇએ," તેણી બોલી "પણ એટલું તો ખરુંજ છે કે તે કીરતાર હમેશાં દુઃખ ભોગવવા દેતો નથી."

આ બોલો લીલી જાણે તેને સંભલાવતી હોય તેમ ભાર મુકીને બોલી, અને તેણીએ જોનનાં દુઃખો વેહેલાં પસાર થઇ જાએ એવી મનમાં દુવા ચાહી. હવે તેઓ બંને મુગાં દેવળના દરવાજા બહાર નીકળ્યાં, અને થોડા વખતમાં પાછાં કીનારે આવી પુગાં, જ્યાં એક નાની સુંદર અને સુખદાયક હોડી પાણીપર ઉભી હતી, તેમાં તેઓ બેઠાં અને ઘર તરફનો રસ્તો લીધો. સુરજ અસ્ત પ્રામતો હતો ને તે પરથી દીસ્તું હતું કે તેઓનો આજનો સુખી દીવસ પસાર થઇ ચુકયો હતો. હમણા તેઓએ ઘણી ઘણી વાતો કરી, અને તેણીએ મીસીસ બૉલર્સ વીશે સર્વે હકીકત કહી, અને જ્યારે તેઓ વોરગ્રેન્ડ પાસે આવી લાગ્યાં, ત્યારે તેઓએ મીસીસ બૉલર્સને નદીને કીનારે ઉભેલી જોઇ. તેણીએ લીલીને દુરથી કીનારા પર તરતજ ઉતરેલી જોઇ, અને દોડતી તેણીને મળવા ગઇ.

"મારી વાહાલી, તું કયાં ગઇ હતી?" તેણી બોલી, "મને તારે માટે બહુજ ધાસ્તી લાગી. જ્યારે તું દેવળમાં નહોતી, ત્યારે હું એકદમ ફેરફીલ્ડે (રમવાની જગ્યા, જે ત્યાંથી જરા છેટે હતી) ગઇ, અને જ્યારે ત્યાં પણ તું નહોતી, ત્યારે મેં તારા ચાકરોને પુછ્યું, અને તેઓએ કહ્યું કે તું બાહાર ગઇ છે, અને બપોરના ખાણાને માટે કશી વરદી આપી નહોતી."

ખરું પુછીએ તો, મીસીસ બૉલર્સ લીલી સાથે બપોરનું ખાવા જઇ હતી, અને જ્યારે તેણીએ જોયું કે લીલી બાહાર ગઇ છે, ત્યારે તેણી બહુજ દલગીર થઇ. મીસીસ બૉલર્સે ઘેરમાં રાંધવા નોકરોને ના પાડી હતી, પણ જ્યારે લીલી તો ઘરમાં ન હોવાથી તેણી ભુખી પાછી ફરી, ત્યારે તેણીએ રાત્રનું સુકું પાકું ખાઇ લીધું.

"મારી વાહાલી, તેં શા માટે મને કહયું નહીં, જે તું ફરવા જાય છે?" તેણીએ પુછ્યું.

"કેમકે મને ખબર નહોતી," લીલીએ હસીને કહયું.

"મારા મીત્ર મી૦ જોન રીડલ લંડનથી આવ્યા, અને મને ખબર નહોતી કે તેવણુભી મારી સાથે આવશે. હમો તો દીવાદાંડી સુધી ગયાં હતાં."

પછી મીસીસ બૉલર્સ તેઓ સાથે વગર બોલાવવે ફેરફીલ્ડમાં જવા લાગી.

"લીલી, હું તારી સાથે આવીને અડચણ તો નહીં કરું?"

"કંઇ પણ નહીં," લીલીએ ઉત્તર વાળ્યો, અને તેઓ ત્રણે જણ ફેરફીલ્ડ તરફ ગયાં, જ્યાં પેલો કુત્રો બેન બેઠો હતો, કેમકે લીલી તેને પણ પોતાની સાથે લાવી હતી.

"જોન, જો આપણે બીજી વેળા બહાર હોડીમાં ફરવાં જઇએ તો બેનને લેતાં જઇશું," તેણી જોન તરફ જોઇને બોલી. આ સાંભળી મીસીસ બૉલર્સ એકદમ બોલી ઉઠી. "મી૦ જોન, જો તમો મારી શીખામણ પ્રમાણે ચાલો તો, કોઇ દીવસે બેનને તમારી સાથે લેતા ના! તે એક જંગલી કુત્રો છે, અને જો તમો લેશો તો પાણીમાં કુદકા મારીને તમને બીજવી નાખશે."

"આહા! તે વીશે હું દરકાર રાખતો નથી," જોને હસીને કહયું, જે એનાં કરચલીવાલા બાલ સાથનાં માથાંને પસવારતો. હતો.

"સારાં અથવા માઠાંને કાજે, પણ એનનો હું કરજદાર છું."

"અને તે કરજ શું છે?" તેણી બોલી.

"મારો પ્રાણ તેણે બચાવ્યો છે—હું કહી ગયો તેમ, માઠાંને અથવા સારાંને કાજે—પણ તેણે મારો જાન બચાવ્યો છે."

"ખરેખર! ત્યારે તો હું એને ચાહવા પ્રયત્ન કરીશ," મીસીસ બૉલર્સે હસીને કહયું.

પણ હવે જોનને જવું હતું. લીલી તેની સાથે ઝરૂખા નીચે ગઇ, અને શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો.

"તમો ફરી આવશો?"

"જો હું આવી શકીશ તો—પણ લીલી, આજના એક તેજસ્વી અને રમણ્ય દહાડા માટે હું તારો ઉપકાર માનું છું." હવે તેઓ શેકહેન્ડ કરી છુટાં પડયાં, અને લીલી મીસીસ બૉલર્સ આગળ દીવાનખાનામાં ગઈ.

"મારી વાહાલી, આ તારો મીત્ર કોણ છે?" પેલી મીસસે પુછયું. "તે એક ખુબસુરત માણસ છે."

"તેઓ એક અધીપતી છે."

"તેઓ કોણ છે?" મીસીસ બૉલર્સ ધબરાઇને બોલી.

"તેઓ વર્તમાનપત્રના અધીપતી છે," એમ બોલતાં લીલી હસી પડી.

"મારી વાહાલી," મીસીસ બૉલર્સ બોલી, "ખરેખર આ એક અજબ તરેહની વાત છે."

"એટલે શું?"

"મારી પ્યારી, તારી સ્થીતીનો તું વીચાર કર? જો તારો વાહાલા પીતાજી જીવતા હતે તો તુંને એની સાથે પરણવા દેતે? એક વર્તમાનપત્રના અધીપતી સાથની તારી મીત્રાચારી ફ્રેંક જાણે તો તે શું કહે?" આ સાંભળી લીલી પોતાનું હસવું બંધ કરી શકી નહીં.

"ખરેખર તે એક સારી વાત નહીં, કેમ?" તેણીએ ટહોરથી કહયું, "પણ તમારાં મનનું સમાધાન કરો—જો કે મીં૦ જોન હંમણા અધીપતી થયો છે, તો પણ એ એક ઉચાં કુળનો દીકરો છે, અને એક સારી જાગીરીનો માલેક છે, જેનું નામ ડીલફોર્ડ છે, અને તે મારો સૌથી જીવેજાનનો દોસ્ત છે."

"આહા! ત્યારે તો સર્વ ઠીક, પણ મારી વાહાલી, તેં મને એવી બીધરાવી છે કે મને એકદમ બેભાન કરી છે. લીલી, તું ધારે છે કે એક ગલાસ શેમપીન પીધાથી મારા જીવને જરા ઠીક થશે?"

## પ્રકરણ ૩૩ મું.

### જોનને મળેલો વારસો.

હાલ જોન પોતાના દહાડા સુખથી ગુજારતો હતો, અને ડીલફોર્ડ આવજાવ કરતો,-પણ તે ફકત થોડાજ કલાક ત્યાં રહેતો. તે હમેશાં પોતાનાં કામમાં ઉદ્યોગી રહી છેલ્લાં દુઃખોના દહાડા યાદ કરતો નહોતો. પોતાની આફીસનું કામ પુરૂં થયા બાદ તે કોઇજ વેળા લીલીને મળવા જતો, અને હાલ પણ આપણે તેઓને નદી કીનારે ફરતાં જોઇયું. એક દીવસે જોન લીલીને ત્યાં આવનાર હતો તે વેળા તેણીએ સ્ટેશન પર બે વાર ગાડી મોકલી, પણ જ્યારે તે નહીંજ આવ્યો ત્યારે તેણી બહુજ દલગીર થઈ, અને તેની રાહ જોવા લાગી. જોન ન આવ્યાથી લીલી મીસીસ બૉલર્સને ત્યાં ગઈ, અને થોડો વખત તેણીની સાથે ગુજારીને બીજી થોડી વાતો કરતાં તેઓએ હવે જોનની વાત કરવા માંડી.

"હું ધારૂં છું કે તેમનું લખાણ સારૂં ન હોવાને લીધે તે ફરી સુધારવાનાં કામમાં મી૦ જોન રોકાયલા હશે!" લીલીએ જણાવ્યું.

"આ કેવું અજાયબ જેવું છે કે, એક સારાં ખાનદાનનો દીકરો લખાણ કરી પોતાનું ગુજરાણ કરે છે?" મીસીસ બૉલર્સે આ બોલો પર ભાર દઈ બોલી.

"શું તમો મી૦ જોનનાં લખાણ માટે બોલોછો?" લીલી તેણીની તરફ ગુસ્સાથી જોઇ બોલી.

"લીલી, મારી દીકરી, તેં મારા બોલવાની રીશ કરવી ન જોઇએ, હું તો અમથી મજાહને ખાતર એમ બોલુંછું."

આ સાંભળી લીલી પોતાનો ગુસ્સો નરમ પાડવાને ખાતર તેણીની આગળથી ઉઠીને બહાર બગીચામાં ફરવા લાગી, એટલામાં ટપાલનો શીપાઈ તેણીની નામનું એક કાગળ લઈ આવ્યો. આ કાગળ જોન તરફથી આવ્યું હતું, તે વાંચી તેણી જોનનું ન આવવાનું કારણ સમજી ગઇ. મીસીસ ફ્રેઅર હાલ ઘણીજ સખ્ત માંદગી ભોગવતી હતી; અને આવી હાલતમાં તેણીને એખલી મુકી જવું એ જોનને સારૂં લાગ્યું નહી, અને તેણી પણ જોનને પોતાની આગળથી ખસવા દેતી નહોતી. જોને ઉતાવળમાં બે ત્રણ લાઇન લીલીપર ચીતરી કહાડી, જે નીચે મુજબ હતી:

"વાહાલી લીલી, મીસીસ ફ્રેઅરને હું આવી હાલતમાંથી છડાડું એવો તો હું શક્તીવાન નથીજ, પણ તેણી બીચારી બહુજ બયભીત હાલતમાં છે, અને મને પોતાની પાસેજ રાખવા માંગે છે, અને હું તેણીની પાસે રહેવું દુરસ્ત ધારૂં છું. હાલ એજ.

લા૦ જોન રીડલ."

લીલી આ ખબર સાંભળી બહુજ દલગીર થઈ, અને મીસીસ ફ્રેઅર માટે થોડીક દુવા ચાહી કે "આવાં દુઃખમાં તેણીને તે કીરતાર સહાય થાય." મીસીસ ફ્રેઅરનો ભાંગેલો પગ પાછો દુરસ્ત થયો નહી, અને હાલ તેણી મોહોતના પંજામાં સપડાઈ પડી હતી, જેની નીશાની તેણીનાં મોહોડાં પર પ્રગટ દીસ્તી હતી, અને વારે ઘડીએ તેણી આજ બોલો બોલતી હતી, "જોની મારા દીકરા, તું મારી પાસે રહે, તું મારી પાસે રહે, હું એખલી રહેવા માંગતી નથી." જોન પણ તેણીની બરદાસ્ત લેવાને ઘણોજ ખુશ હતો. તેણીની આખી જીંદગી લખાણ કરવામાં ગઇ હતી,

અને તેણીનો પગ ભાગ્યા બાદ પણ તેણીએ બીછાનામાં પડી રહીને ઘણી કવીતાઓ જોડી કાઢી હતી. પોતે પાછી પુર્ણ તંદરોસ્તીમાં આવ્યા બાદ શું કરવું, તે વીશે આગળથીજ વીચાર કરી રાખ્યો હતો, પણ આ તેણીની ધારેલી સઘળી આશાઓ જલદીથી નાબુદ થઇ. તેણી બેસુદ્ધીમાં પડી હતી, અને આ દુનિયાની સઘલી વસ્તુઓ તજી દઈ તે જેહાનમાં જવાની તૈયારી કરતી હતી, જ્યારે મોહોત પોતાનું કામ કર્યું જતું હતું. તેણીની વીશ્વાસુ અને નીમકહલાલ દાસી "હયાના" તેણીની આગળ ઉભી રહી રડતી દીસ્તી હતી. મીસીસ ફ્રેઅરને હવે ખેંચતાણ થવા લાગી, અને આખરે સહવાર પડતાં તેણીએ પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કીધો. તેણી હવે આ દુનિયામાંથી પોતાનો વાસો ઉઠાવી ગઈ હતી. તેણીનાં મરણથી જોનને અતીસ્ય દુઃખ પેદા થયું, અને હવે જોન તેણીના દયાળુ સ્વભાવ વીશે વીચાર કરતો હતો.

હયાના તેણીનાં બીછાનાં આગળ ઉભી રહી રડતી બોલી, "ઓ બાઈ, મારાં બાઇ, તમારી નોકરીમાં હું આજ ત્રીશ વરસ થયાં છું, પણ મેં એક દીવસ દુઃખનો કહાડયો નથી;" તેણીએ પોતાની બાઇનો ઠંડો હાથ ધરીને કહ્યું, "અને હવે હું તમને કબુલાત આપું છું કે હું કદી કોઇની નોકરી કરીશ નહી." પણ તેણીને બીજી નોકરી કરવાની કશી જરૂર નહોતી.

મીસીસ ફ્રેઅરને બીજે દહાડે અવલમંજલે પોહોંચાડવામાં આવ્યાં. ત્રીજે દીવસે જોનને મીસીસ ફ્રેઅરનો વકીલ 'મી૰ કેનડી' મળ્યો, જે ઘણાંક વરસો થયાં તેણીનું દરએક કામ કરતો હતો. મીસીસ ફ્રેઅરે થોડાક મહીના અગાઉથી આ વકીલ પાસે પોતાનું વસીયતનામું કરાવી રાખ્યું હતું. થોડા વખત પછી પેલા વકીલે મી૰ જોનને કહ્યું, "તમારી સઘળી મેહેરબાનીના બદલામાં મીસીસ ફ્રેઅરે તમુને સઘળી મીલકતના વારેસ ઠરાવ્યા છે."

"શું તેણીએ મને વારેસ ઠેરવ્યો છે?" જોન આ સાંભળી અજબ થઈ બોલ્યો.

"હા! મી૰ જોન" વકીલ કેનડીએ હસીને જણાવ્યું, "તમોએ એ બાનુનું અંતઃકરણ એવી રીતે જીતી લીધું હતું કે તેણીએ સઘળી મીલકત તમારે સ્વાધીન કરી છે, અને હયાનાને વરસાન બાંધી આપ્યું છે."

"મી૰ કેનડી, હું તમારી વાત સાંભળી બહુજ અજબ થયો છું, પણ હું તમને ખરૂં કહું છું કે તેણીને વરસ દહાડે સો રૂપ્યાથી વધુ આવક નહોતી."

"તેણીને તમારે વિષે બહુજ દયા આવતી હતી, એમ મેં તેણીના કહેવા પરથી જાણ્યું છે." વકીલ૰ કેનડીએ આગળ ચલાવ્યું, "મીસીસ ફ્રેઅર પૈસાવાળી હતી, અને તે પૈસા તેણી સારે ઠેકાણે ખરચી ઘરમાં પણ બહુજ બચકાથી રહેતી હતી. તેણીએ તમારાં નામપર પચાસ હજાર પાઉન્ડ કીધા છે, અને તેમાં તેણીએ લખ્યું છે કે, "હું મારી મીલકત મારા એકપુરા દીકરા તરીકે ગણેલા એક ખરા સભ્ય ગ્રહસ્થને આપું છું." આ પ્રમાણે તેણીએ પોતાનાં વસીઅતનામામાં લખ્યું હતું."

"હું ધારૂં છું કે આ લખાવતી વેળા તેણી બરાબર સુદ્ધીમાં ન હશે." જોન બોલ્યો.

"નહીં, નહીં, એમ ધારવું ફોકટ છે; આ વસીયતનામાને કીધાને તો આજ ઘણા માસ વહી ગયા છે. આ સઘળાં પરથી જણાશે કે તેણી એક તીક્ષણ બુદ્ધીની બાનુ હતી; અને આ વસીયતનામું તેણીએ પોતાની રાજીખુશીથી કર્યું છે. તેને માટે હું બહુજ ખુશી છું."

આ શેહેરમાં તેણીનું કોઈ બીજું સગું નથી, અને જે તેણીના ધણીની તરફનાં સગાં છે, તેઓ સાથે આ મરનાર બાનુ કોઇ દીવસે વેહેવાર રાખતી નહીં હતી. આ પૈસો તેણીએ પોતાની ખરી મેહેનતે મેળવેલો છે, એ તો તમો બહુજ સારી રીતે જાણતા હશો, અને એમાં બીજો કોઇ તમારે આડે આવનાર નથી, એ તમોએ ખાત્રીથી જાણવું. મી૰ જોન, તમો ખરેજ ભાગ્યશાળી છો, અને હું તમને ખરાં અંતઃકરણથી મુબારકબાદી આપું છું."

"હું તમારો મોટો ઉપકાર માનું છું, પણ મેં તેણીની આટલી બધી મેહેરબાની લાયક કશું કર્યું નથી, અને મને વકી પણ નહોતી; અરે! પણ હવે મને મારા બોલો યાદ આવે છે.

જ્યારે મારા પીતાજી મરણ પામ્યા, ત્યારે મેં તેણીને વાતપરથી અમથું કહ્યું હતું કે, "હમારાં પોષણ માટે મારા પીતાજી કંઈ પણ મુકી ગયા નથી; અને હમારે માથે બહુજ કરજ છે." આ સાંભળી તે દયાળુ બાનુંએ પોતાનાં ગજવાંમાંથી પાનસો પાઉંડનો એક ચેક તેજ વેળા આપતાં કહ્યું "તું જાણે છે દીકરા કે હું ગરીબ છું, અને એટલી નાની રકમ તું કબુલ રાખ;" તે લેવાને મેં હેશાન સાથ ના પાડી." જોને કહ્યું.

"મી૰ જોન, તેણીએ તમારી સર્વે હકીકતથી મને વાકેફ કીધો હતો. તમો તેણીની સાથે રહેવા આવ્યાને થોડાજ મહીના થયા હતા, જ્યારે તેણીએ આ વસીયતનામું મારી પાસે કરાવ્યું હતું."

"ત્યારે શું બીજો કોઇ આ મીલકતપર દાવો કરશે નહીં?" જોને પુછ્યું.

"અલબત નહીંજ! આ ઘર, તેમાંનો સુંદર સામન, તથા સર્વે અમુલ્ય ચીજો સાથે તમુને મળશે." બીજી થોડી વાતો કરી અને થોડા આશીર્વાદ દઇ પેલો વકીલ મી૰ કેનડી ચાલતો થયો.

પ્રિય વાંચનાર! હવે તમો જોશો કે આ બનાવથી જોન એક સુખી માણસ થયો, તેની સ્થીતીમાં પણ ઘણો મોટો ફેરફાર થઈ ગયો. તેણે પોતાના કોઈ સગાને પેહેલે જણાવવા કરતાં મી૰ લોરન્સને એ વીશે લખ્યું; અને જોનની તંગીની વેળા, તેને આપેલી મદદનો બદલો વાળી આપવામાં તેણે ડહાપણ જોયું.

આ ખબર સાંભળી મી૦ લૉરન્સ અતીસ્ય ખુશ થયો; અને તેજ દીવસે જોનને લંડનમાં આવી મલ્યો.

"મારા વાહાલા દીકરા," જોનના બંને હાથો જોરથી દાબીને તે બોલ્યો, "હું આજ જેટલો ખુશ છું, તેટલો કાઇ દીવસે પણ થયો નથી; દીકરા જોન, તું મારી પાસે બેસ, હું તુંને ખરાં જીગરથી મુબારકબાદી આપું છું. આ પચાશ હજાર પૌંડ તું સુખવારી જીંદગીથી અને સારે રસ્તે વાપરજે અને સદા અમન ચમનમાં રહેજે. પણ હું તુંને કંઇ ખાનગી વાત કહેવા માંગું છું."

"મી૦ લૉરન્સ, તમારી સઘળી નેક દુવાઓ તે કીરતાર આમીન કરે! અને હાલ જેવા આપણે એક બીજાને દીલોજાનથી ચાહીએ છીએ તેમજ સદા ચાહીએ! પણ મી૦ લૉરન્સ, પેલી ખાનંગી વાત શું છે?"

"મારા દીકરા, મેં મોકલેલા પૈસા મારા ન હતા, તે પૈસા આપનાર એક સખી દીલની બાનું હતી, તેણીએ મને તમો પર તે રકમ મોકલવા ઘણીજ કાકલુદી બતલાવી હતી. તેણીએ પોતાનું નામ નહી જણાવતાં મને મારાં નામે મોકલવા કહયું. આ હું કોણને માટે બોલું છું, તે તમો સમજી ગયા? મી૦ જોન, ખરેખર તમો ઘણાજ નશીબવાન છો; જો હું જુવાન હતે તો તમારી અદેખાઇ કર્યા વગર રહેતે નહી." તે હસમુખા ઘરડાએ પોતાની હમેશની હસમુખી ઢપથી કહયું. આ તેનું બોલવું સાંભળી જોન પણ હસ્યો.

"મી૦ લૉરન્સ, મેં તેણીના પૈસા તમારા જાણીનેજ લીધા છે, પણ જે બની તે ન બની થનાર નથી, અને વળી એ વીશે હું આજે તમારે મોહોડેથીજ સાંભળું છું."

"મી૦ જોન, મારી એક બીજી સલાહ છે, અને તે એ છે કે, તમોએ મી૦ ઑથ્યાયનને થોડા ઘણા પૈસા આપવા જોઇએ."

"હા! મારો પણ વીચાર એજ છે, અને તેઓ જે રકમ માંગશે, તે આપવાને હું તૈયાર છું."

"મી૦ જોન, તમારો આ નેક વીચાર મને બહુજ પસંદ પડે છે, અને જો એ કામ તમો મને સોંપશો, તો હું મી૦ ઑથ્યાયનને સમજાવીશ, અને તેમ કીધાથી સર્વે કંઇ સારૂંજ થશે."

"તમારી નજરમાં આવે તેટલી રકમ તેની પાસે કબુલ કરાવજો, અને જો તે નહીં કબુલ રાખશે, તો તેની વડી દીકરી મીસ ડોરોથી જેણીએ મારી પર ઘણાએક ઉપકારો કર્યા છે, તેણીને આપજો, અને હું ધારૂં છું કે તેણી જરૂર એ રકમ કબુલ રાખશે.

આ પ્રમાણે તેઓ વચ્ચે એ સંબંધી વાતો થયા બાદ જોન મીસીસ ફ્રેઅર તરફથી મલેલી મીલકત દેખાડવા તેને અંદર લઇ ગયો. તેણીની પાસે અસલી તરેહનાં ચાંદીનાં વાસણો ઘણાં હતાં, જેમાંનાં ટેબલના ડીશો જોને મી૦ લોરન્સને લેવા કહયાં; તે તેણે ખુશીથી લીધાં. "મી૦ જોન, આ રીતે તમોએ તમારી વસ્તુઓ બધાંને વેહચી નાખવી નહીં જોઇએ, જો તમો એટલા સખી થશો તો કદીબી પૈસાદાર થશો નહીં," મી૦ લોરન્સે જોનની આપેલી ભેટ ખુશીથી લેતાં કહયું, અને ત્યાંના અડોશીપડોશીઓને જોન વીષેની ખબર કહી. આ ખુશખબર સાંભળી તેઓએ તેને એક પછી એક કાગળો લખતાં ઘણીએક આશીષો દીધી. આ પછી જોને પોતાના આફીસના અધીપતી પાસેથી બે દહાડાની રજા લઇ પોતે વોરઅેન્ડ જઇ લીલીએ તેની તંગીની વખતે કીધેલી મદદ વીષે ઉપકાર માનવાનો નીશ્ચય કીધો. લીલી જોનને લેવા સ્ટેશન પર ઉભી હતી.

"જોન, તમો આખરે અહીં આવ્યા?" લીલી બોલી.

"લીલી, તેં મને કીધેલી મદદ વીશે હું તારો ઉપકાર માનવા આવ્યો છું."

"જોન, તમો શું કહેવા માંગો છો તે હું સમજી શકતી નથી."

"તે વીષે હું તુંને સમજાવીને કહું છું, હું મી૦ લોરન્સને મળ્યો હતો, અને તેને હું તારે ત્યાં લાવનાર પણ હતો, પણ તારી કંઇ ખાનગી વાત તેણે મને કહી છે, તેથી તે મારી સાથે આવ્યો નહી."

"તમારી એ વીષેની વધુ વાત હું સાંભળી શકીશ નહીં," તેણી બોલી.

"પણ લીલી, હું તુંને કાંઇ બીજી ખબર કહેવા માગું છું, તે ખબર સાંભળી હું ધારૂં છું કે તું ખુશી થશે. હું એકાએક તવંગર શખ્સ થયો છું, મારાં નસીબમાં દુઃખ વેઠવું હશે તો હું દુઃખ વેઠીશ, પણ હાલ સુખી થયો છું."

"હું ધારૂં છું કે તમોએ ચોપડીઓ વેચીને પૈસા એકઠા કીધા હશે." લીલી હસીને બોલી.

"જો મેં ચોપડી લખીને વેચી હતે, તો મને વધારે ખરચ કરવો પડતે. એમાં તારી ભુલ છે, મારે માટે કોઇ વારસો મુકી ગયું છે. ખરેખર, તું જાણીને બહુ અજબ થશે, પણ પેલી મીસીસ ફ્રેઆરે મને પોતાનો વારેસ ઠેરવ્યો છે, અને મારે નામના વીશ હજાર પૌંડથી વધારે કર્યાં છે."

"જોન, આ ખબર સાંભળી હું અતીસ્ય ખુશી છું અને તે માટે તમને હું ખરાં અંતઃકરણથી મુબારકબાદી આપું છું."

આ બોલતાં તેણીએ પોતાના બંને હાથ જોનને આપ્યા, જે તેણે લીધા; આ વેળા લીલીની આંખો ખુશીથી ચમકી નીકળી, થોડો વખત તેઓમાં ચુપકીદી પથરાઇ, પણ પછી તેણીએ હસીને વધાર્યું.

"શું તેણીએ તમને આ સર્વે મીલકત આપી? જોન, તમે તો કહેતા હતા કે તેણી તો ગરીબ હતી."

"મેં પણ તેણીને ગરીબ ધારી હતી, અને તેણી ગરીબ હોય તેવી હમેશાં દીસતી હતી."

"પણ તમો જાણો છો કે તમે તેણીની કેટલી બરદાસ્ત લીધી છે?"

"પણ ખરૂં પુછતાં તેણીનો કોઇ સગો ન હતો, અને વળી મેં તેણીના પૈસા માટે બરદાસ્ત લીધી નથી."

"એવીજ વાત મારા બાબમાં એક વેળા બની હતી. જોન, હું ધારૂં છું કે તમો તે ગૃહસ્થને ઓલખતા હશો ?"

આ બોલે છે એટલામાં મીસીસ બૉલર્સ ઓરડામાં દાખલ થઈ, જેણી ફેરશીલ્ડમાં પોતાની કોઈ સહી સાથે ખાવા જવાની હતી. "મી૰ જોન રીડલ," તેણીએ પોતાનો હાથ લંબાવતાં કહયું, "આજે તમો ઘણે દહાડે ક્યાંથી આવ્યા ?"

"મને જરા આવવાને બન્યું નહીં, પણ હું ધારૂં છું કે તમો સારીકાની હશો ?"

"હાજી, હું સારીકાની છું," તેણીએ હમેશના 'ગંભીર' અવાજે કહયું, "અને વળી તમો પણ બહુજ સારી તંદરેસ્તીમાં દીસો છો ?"

""મીસીસ બૉલર્સ, હું તમને કંઈ ખુશ ખબર કહેવા માગું છું, જે સાંભળી તમો પણ હમારી ખુશીમાં ભાગ લેશો. આ કેવી અજાયબ જેવી વાત છે કે મીસીસ ફ્રેઅરે તેણીની એક ગંજાવર મીલકતનો મી૰ જોનને વારેસ ઠેરવ્યો છે; અને જેણીના મી૰ જોન કશા સગા થતા નથી !"

" શું એક ગંજાવર મીલકતનો ધણી થયો છે ?"

તેણી ફરીને બોલી, અને તેણીને આ સાંભળી અદેખાઇ ઉત્પન્ન થવા લાગી.

"નહીં, નહીં, એક ગંજાવર મીલકતનો નહીં, પણ તેટલી મને બસ છે." જોને હસીને જણાવ્યું, "મીસ થોમસ મારાપર તોહોમત મુકે છે કે મેં એ મીલકત માટે તેણીની સાથે પ્રીતી કરી, પણ મીસીસ બૉલર્સ, હું ધારૂં છું કે તમે એ ખરૂં માનશો નહી."

"મી૰ જોન, લીલી તો તમારી સાથે અમથી મશકેરીમાં બોલે છે; એ મીલકત તમારા નસીબમાં મલવાની હતી ને મલી, એમાં તોહોમત જેવું કશું નથી. આ દુનિયામાં સર્વેથી મોટી ચીજ પૈસો છે, તે સીવાય કોઇને ચાલતું નથી" મીસીસ બૉલર્સ બોલી.

મીસીસ બૉલર્સ કંઇ પૈસાદાર બાનું નહોતી, પણ તેણી સર્વેને કહેતી કે તેણીના પૈસા બ્યાજે મુકયા છે.

"વહાલી લીલી, મને ફ્રેંક તરફથી આજે એક કાગળ મળ્યું છે. આહા! તે કાગળ કેવી માયાળુ રીતે અને એહનને છાજતું લખ્યું છે. હું કેતું ઇચ્છું છું કે તેઓ મારા બાઇ હતે, કેમકે આ દુનિયામાં મારૂં કોઇ સગું વહાલું નથી. પણ લીલી, હું કહેતાં વીસરી ગઈ કે ફ્રેંકે તુંને દુવા કહેવાડી છે."

"વારૂ ત્યારે મીસીસ બૉલર્સ, તમો કાગળનો જવાબ લખો તો મારી પણ દુવા લખજો."

ફ્રેંકનાં બે ત્રણ કાગજ લીલીપર આવ્યાં હતાં, પણ છેલ્લાં કાગજમાં તેણે લખ્યું હતું કે તે બે ત્રણ દહાડા માટે 'વોરગ્રેન્હ' આવનાર હતો; અને તેના આવવા માટે લીલીએ બહુ ખુશી બતાવી. ફ્રેંકની વાત પડતી મેલી મીસીસ બૉલર્સ હિન્દુસ્તાનની વાતો કરવા લાગી. મારાં વાંચનાર જાણે છે તેમ, જે યુરોપીયને કદી હિન્દુસ્થાન જોયું ન હોય, તેઓ હિન્દુસ્થાન વીશે થતી વાતો સાંભળવામાં મજાહ મેળવે છે, અને તેમજ જોને હિન્દુસ્થાન જોયું નહોતું, અને આ વેળા મીસીસ બૉલર્સ હિન્દુસ્થાનની વાતો કરતી અને તે વાતો લીલી તથા જોન બહુજ ધ્યાન દઇને સાંભળતાં હતાં. આ વેળા રાત પડવા આવી હતી. તેઓ ઘરમાંથી બગીચામાં ફરવા નીકલ્યાં, જ્યાં ચંદ્ર પોતાનાં ચકચકીત અજવાળાંથી ઝાડોને સુંદર દેખાવમાં લાવતો હતો, અને તે પર પડતા મોટા છાયાથી વધારે દીપાવતો હતો.

"આ વેળા નદીનો દેખાવ ઘણોજ સુંદર લાગતો હશે !" લીલી બોલી.

"મારી વાહાલી, શું તું ત્યાં ફરવા જવા માંગે છે ?" મીસીસ બૉલર્સે પુછ્યું.

"તમો જો હમારી સાથે આવો તો જઇશું, અને તમારા આવ્યાથી વધારે મજાહ પડશે." લીલીએ હસીને જણાવ્યું.

આ પ્રમાણે બોલી તેઓ ઘરમાં જઇ તોપી પહેડીને ઓવરકોટ (મોઢાં ઉપરના ઝભા) ઓઢી આવ્યાં, અને નદીને કીનારે ફરવા નીકલ્યાં. તેઓ નદીને કીનારે જઇ પુગાં, જ્યાંનો દેખાવ પણ ઘણોજ મનોહર હતો. આ વેળા નદી શાંત રીતે વેહેતી હતી, તેઓ બોટમાં બેસી નદીના વચલા ભાગમાં જઇ પુગાં. આજુબાજુની જમીન રૂપાંથી મઢી લીધી હોય તેમ ચંદ્રના પ્રકાશથી લાગતી હતી. મીસીસ બૉલર્સે પોતાના મધુર અવાજથી થોડાંક ગીતો ગાયાં, જે ગીતો જોન અને લીલી ખુશીથી સાંભળતાં હતાં. "આ વેળા મારો બાઈ ફ્રેન્ક અહીં હતે તો કેવી મજાહ પડતે ?" મીસીસ બૉલર્સ બોલી.

"નહી મીસીસ બૉલર્સ, તમો ઉલટું બોલોછો; આ વેળા તમારા મરનાર ધણી જીવતા હતે તો વધારે મજાહ પડતે." લીલીએ હસીને વધાર્યું.

"તું ઘણીજ નઠારી છોકરી છે, તેઓની યાદ મને શા માટે દેવડાવે છે ?" તેણીએ લીલીના ગાલપર હલવે હાથે આંગલાં મારતાં કહયું, "મી૰ જોન, શું તમો લીલીને એક નઠારી છોકરી નથી ગણુતા ?"

"મેં તેણીને કદીબી તેવી ધારી નથી." જોને નીચી નજરે ગંભીર અવાજે કહયું.

આ પછી થોડીક બીજી મજાહ મેળવી મીસીસ બૉલર્સે ઘર તરફ જવાને દુરસ્ત ધાર્યું. "મારી દીકરી, મને ઘરમાં બીજાં ઘણાંક કામો કરવાં છે, અને હવે હું ઘર જાઊંછું."

તેઓ બંને મીસીસ બૉલર્સને થોડેક છેટે સાથે મુકવા ગયાં, અને એકમેકને શેકહેન્ડ કરી મીસીસ બૉલર્સ તેઓથી છુટી પડી.

"લીલી, હવે આપણે ઘર જઇશું ?" જોને પુછ્યું.

આ સાંભળી લીલી તેને તાબે થઇ. થોડો વખત તેઓ ચાંદણી ધીરતાં મુગાં મુગાં ચાલ્યાં, પણ જોનને કંઈ એકદમ યાદ આવ્યું હોય તેમ તે બોલ્યો, "વાહાલી લીલી, તું મને ગઇ ગુજરી માફ કરશે ?"

"હા ! જોની હા !" તેણી બોલી, "જોની, તમોએ તમારાં મનમાં કશી વાતે ઓછું લાવવું નહીં."

[ સાંધણ છે. ] ગુલબાઈ ખુરસેદજી ભુજવાલા.

# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૧૦ મું.

### તાડ, માહાડ, ખજુરી.




ઝાડો બીજાં બધાં ઝાડો કરતાં પોતાના ભપકા ભરેલા દેખાવથી, અતી ઘણાં ઉપયોગીપણાથી અને સુંદરતાથી આખી દુનિયામાં ઝાડપાનોના વર્ગમાં સર્વથી ચઢયાતાં ગણાય છે. જે દેશમાં એ ઉગે છે ત્યાંનાં લોકોને એ ઘણુંજ ઉપયોગી છે. એ ઝાડના દરએક ભાગ અતી ઘણા ઉપયોગી છે. એમાંથી ખોરાક, કપડાં, છાંયો, ખાંડ, તેલ, મીન, દારૂ, રંગ, રાજન, દવા વીગેરે આપણને મળે છે.

એમાં મુખ્ય ઝાડો ખજુરી, તાડ, નાળીએરી અને સાબુચોખાનાં છે. એ સીવાય કોબી, પામ, સોપારીનાં ઝાડ, ગોરંનટો પામ વીગેરે દુનિયાના જુદા જુદા ભાગોમાં થાય છે. ગોરનટોમાંથી દારૂ ઘણો થાય છે. દક્ષીણ અમેરીકામાં એ ઝાડોની સેંકડો જાતોથી મોટાં મોટાં જંગલો ભરેલાં છે અને ત્યાંનાં લોકોને પોતાના ખોરાક, છાંયા, કપડાં, દવા વીગેરે જે જોઇએ તે એમાંથીજ મળે છે.

ખજુરી—ખજુરીનાં ઝાડ દેખાવમાં તેમજ ઉપયોગમાં સર્વથી સરસ છે. અરબસ્તાન અને આફ્રીકાના લોકોની તમામ દોલત એમાંજ છે. એ ઝાડ થડથી સાઠ ફીટથીબી વધુ ઉંચું થાય છે ને તેને મહાળે સુંદર દેખાવનાં પાતરાં ઉગે છે. થડ અને પાતરાંની વચ્ચે ફુલ થાય છે અને પછી તેને ફલ લાગે છે. એ ફુલના ઝુમખા કેટલાક ફીટ લાંબા લટકી રહે છે. જુદાં જુદાં ઝાડપરના ખજુર રંગ, કદ અને ખાસ્યતમાં એક એકથી જુદા હોય છે.

જો કોઈ વખત અરબસ્તાનના મુલકમાં એ પાક સારો થતો નથી તો ત્યાં દુકાલ પડે છે, કેમકે તેમનો મુખ્ય આધાર એનીજ ઉપર રહે છે. એ ઝાડનાં તાજાં ફલો તેઓ એમનાં એમ ખાય છે ને કહે છે કે તે સુકાં કરતાં વધારે સ્વાદીષ્ટ હોય છે. વળી અરબસ્તાનના મધ્ય ભાગમાં એ ફલ ઘણાં મીઠાં ને લેહજતદાર હોય છે. જેમ એ ખાધામાં મજાનાં લાગે છે તેમ એ પુષ્ટીકારકબી ઘણાં છે. અરબસ્તાનમાં અને સાહરાનાં રેતીનાં રણમાં એ ઝાડનાં ફલને સુકવીને તેને ખાંડીને પછી દાબીને તેનાં ચોસલાં કરી મુકે છે; અને જયારે તેની મોસમ પુરી થાય છે ત્યારે તે ખાય છે. આરબ લોકોને પોતાના ગુજારા માટે જે કાંઇ જોઇએ તે તેઓને એમાંથીજ મળે છે. તેઓ પોતે તેમજ તેમનાં ઉંટો એ ઝાડનાં ફલ ખાય છે, અને જયાં સુર્યની સખત ગરમી પડતી હોય ત્યાં એજ તેમને છાંયો કરી આપે છે. તેનાં થડમાંથી મીઠો પ્રવાહી નીકળે છે તેનો દારૂ થાય છે, અને તેનાં લાકડાં ઘર બાંધવાં અને સામન બનાવવામાં કામ લાગે છે, પાતરાં ઝાવલી કરવામાં અને તેની (પાતરાંની) ડાંખળી બાળવાનાં કામમાં આવે છે. એ વતરેગે તેના શાખા કાઢી તેની સાદડી, દોરડાં વીગેરે બનાવે છે.

નાળીએરી—એ ઝાડ પણ ઘણાં સુંદર અને ઉંચાં થાય છે. એની ઉંચાંઇ ૬૦ થી ૧૦૦ ફીટ જેટલી થાય છે ને તેને મથાળે ૧૨ થી ૧૫ ફીટ જેટલાં લાંબાં પાતર થાય છે. એ પાતરાંની મધ્ય રેષા ઘણી મજબુત હોય છે ને તેની આસપાસ પીછાંના આકારનાં પાતરાં થાય છે. એનાં ફુલના ઝુમખા પાંચ છ ફીટ લાંબા થાય છે અને તે એક જાતનાં ચીવટ પડથી ઢંકાયલા હોય છે. એનાં ફલ જાડાં રેસાવાલાં પડથી ઢંકાયલાં રહે છે ને તેની અંદર કઠણ કોટળાંમાં કોપરૂં અને પાણી રહે છે.

નાળીએરીનાં ઝાડ ગરમ દેશોમાં થાય છે. અમેરીકાના ગરમ ભાગોમાં અને હિન્દુસ્થાનના કીનારાપર એ થાય છે. મુખ્ય કરીને સીલોનમાં એ ઘણાં થાય છે. ત્યાં ઓછામાં ઓછાં એ જાતનાં બે કરોડ ઝાડ છે. એને એપ્રીલ મહીનામાં રોપે છે અને સપટેમબર સુધીમાં તે ઉગવા માંડે છે. પહેલાં બે વરસ સુધી એને સુર્યના તાપથી બચાવવાં પડે છે અને રોપ્યા પછી પાંચ કે સાત વરસે તેની ઉપર ફલ આવે છે ને એક ઝાડ પર દર વરસે સાઠ સુધી ફલ થાય છે.

એ ઝાડનાબી દરએક ભાગ જુદા જુદા ઉપયોગમાં આવે છે. તેનાં ફલ ખાધામાં આવે છે ને અંદરનું પાણી પીધામાં સ્વાદદાર લાગે છે. તેનાં ફુલનાં કુમળાં પડમાંથી છેજીઆથી તાડી નીકળે છે ને તેનો દારૂ બને છે. એનાં થડનું લાકડું સામન બનાવવામાં કામ આવે છે, અને તેના છરીના હાથા, બારણાંના થાંભા વીગેરે બને છે. એનાં પાતરાંની તાપલીઓ બને છે. ગામડાંમાં એનાં પાતરાંનાં ઝુપડાં બનાવે છે. એનાં ફલમાંથી કોપરેલ નીકળે છે અને તે મીનબતી વીગેરે બનાવવાનાં કામમાં આવે છે. અને તેનાં છાલાંનાં દોરડાં વણાય છે.

નાળીએરના કડકા કરી તેને તડકામાં સુકવીને પછી ઉકાળીને તેનું તેલ બનાવે છે. એક હજાર નાળીએરમાંથી ૨૫ ગ્યાલન તેલ બને છે. સીલોન અને હિન્દુસ્તાનમાંથી દર વરસે ૩૦ લાખ રૂપયાનું તેલ વિલાયત જાય છે.

ઓઇલ પામ—એ જાતનાં ઝાડ પશ્ચીમ આફ્રીકામાં ઘણાં ઉગે છે અને ત્યાંનાં બંદરોમાં વેપારની ચીજ તરીકે એ તેલ મુખ્ય છે. એનાં ફલ ઓલીવના જેવાં ને બે ફુટ લાંબાં હોય છે. એ તેલનો રંગ નારંગીના જેવો હોય છે. એનાં બી સખત કોટલાંથી ઢંકાયલાં હોય છે ને વળી તે કોટલાંની ઉપર શાખાવાલું બીજું પડ હોય છે. એ પડમાંથી તેલ બને છે. એનાં ફલ પાકયા પછી તેને મટોડીનાં વાસણમાં નાખીને ભુકો કરે છે ને પછી તે ભુકાને પાણીથી ભરેલાં મોહોલાં ને છાલકાં વાસણમાં નાખી દે છે ને પછી તેની ઉપર તરી આવતું તેલ કાઢી લે છે ને તેને ઉકાળી અંદરથી પાણીનો ભાગ બળી જવા દઇને પછી પીપો ભરીને દેશાવર મોકલે છે. સરસ તેલનો રંગ નારંગીના જેવો હોય છે. આફ્રીકામાં એ તેલ ખાધામાં આવે છે ને ઈંગલાંડમાં મીણબતી ને સાબુ બનાવવામાં વપરાય છે.

S.



# વિલાયતી ઘરેણાં !



ચાલો માયજી, બરજોરજી બારબાયાની એક પુરી દીકરી આલાંમાએ ઉચાં ફેશનેબલ કપડાંમાં સજ્જ થઈ તકતીકી ઝલકતાં ઝવેરોનો સણુગાર સજી દેલમાં જ્યાં તેણીનાં માય તેણીની રાહ જોતાં ઉભાં હતાં ત્યાં આવી લાગી હસીને બોલી.

તે બેઉ મા દીકરીઓ દરવાજા આગળ તૈયાર ઉભેલી ગાડીમાં ઠાઠથી બેસી સુનાબાઇ સુનામખીનાં ભજનને માન આપવા તેઓને ત્યાં હંકારી ગયાં. આલાંની માય બચુબાઇ બારબાયાનાં સુનાબાઈ સુનામખી સહી થતાં હતાં. તેઓને ત્યાં આજે ઘણુંઓને નોતરાં હતાં.

આલાંમાઓના પીતા બરજોરજીએ તેણીને આ છેલ્લાં વર્ષ ઉપર એક સુંદર ઘરેણુંનો દાબડો આપ્યો હતો, જેમાં એક ઉંચાં બીલ્યાનની વિંટી, એક મોટા પાસાદાર હીરાની બુટ્ટી, અને એક કિમતી આબદાર મોતીની બાંગડીની જોડ હતી.

એ ઘરેણુંઓ આજે પેહેરવાની ખરી તક તેણીને મળી. તેણીનાં મા બાપની ઉમેદ હતી કે આલાંને સારે ગોટે ઘરે પરણાવવી, પણ આજના જમાના પ્રમાણે બહારનો હાલી ભપકો કીધા વિના કાંઇ વળે નહીં તે તેઓ જાણતાં હોવાથી પૈસાની અડચણ વેઠી, એક વેળા દીકરીને પરણાવી દેવાના ઇરાદાથી શોભષતાં ઘરેણુંઓ બરજોરજીએ આલાં માટે ખરીદયાં. તેણીનું નસીબ કયારે ઉઘડે તેની ફીકરમાં તેઓ હતા.

આલાં બચપણમાં લાડથી ઉછરેલી હોવાથી તેણી ચીરકુલી, નાદાન, અને ફેશનમાં ચકચુર બનેલી હતી.

આલાં અને તેણીની માતા બચુબાઇની ગાડી સુનાબાઇના કુચાદે દરવાજા આગળ ધમધમ કરતી આવી ઉભી. ઇજન બોકે પાંચ વાગાનું હતું, તોપણ હમણાં સાત વાગી ગયા હતા. એટલાં અમુરે આવવાનું એક ખાસ કારણ હતું તે એ કે, બધાંનાં આવ્યા બાદ તેમનો ઠાઠ સૌ કોઈ જુએ.

"આલાંએ આજે ઘણો સરસ ડ્રેસ કીધો છે. વિંટી કેવી ઝબકે છે! આએ બધાં નવાંજ ઘરેણું છે. જો મોતીની બાંગડીથી હાથ જાણે બીરાજી રહયો છે."

તેઓ ગાડીમાંથી ઉતરી અંદર આવ્યાં કે સૌ આલાંનાં ઘરેણું જોઇ ટીકા કરવા લાગ્યાં.

"એ ઘરેણુંમાં આલુ શોભે છે કેવી! બધાંઓ કહે છે જે બરજોરજી બારબાયાના પૈસાનું તળ્યુ આવી રહયું છે, ત્યારે દીકરી નવાં ઘરેણું કયાંથી લાવી!"

"બ્રેસલેટનાં મોતી જોયાં કે! ઓછામાં ઓછી પાંચ હજારની એ જોડ હોશે! જાણે નરી રાજાની રાણી:" બીજી બોલી.

આલાંએ પોતાનાં ઘરેણાંથી થયલી અસર જાણી; તેણી મગરૂર હતી તેમાં વધુ ચહડી વાગી. ટુંકી બાંહેનું બદયાન હોવાથી મોતીની બ્રેસલેટ પુરતી રીતે જણાતી, તોપણ તેણી બેઉ હાથોને અતરંગ રાખી ફરતી. બેસ્તી વેળા શોભા અને ઇતરાતને માટે ખાસ સોફાની પીઠ ઉપર હાથ મેલી બેસ્તી.

"આએ ઘરેણાં તમે કયાંથી ખરીદયાં?" એક શરમાળ દીસ્તી છોકરી રતનબાઇ રતનાગરે આલાંની પાસે બેઠેલી હોવાથી પુછ્યું, તેણીને તેણી સાથે પીછાણ હતી નહીં.

આલાંએ ટીચકું ચહડાવ્યું. જવાબ દેવાના અખાડા કર્યા.

"માયજી, મારાં ઘરેણું એવાં સરસ છે કે બધાં અદેખાઇની નજરથી જોય છે." ઘર જતાં જતાં આલુએ માએને કહયું.

એ પછી બીજા કેટલાક દહાડા સુધી તે ઘરેણાં પેહેરવાની અચ્છી તક તેણીને મળી નહીં. એક દહાડે તેઓની ખુશાલી વચ્ચે મોટે ઘરનાં માકાંબાઇને ત્યાંથી લગનનું તેડું આવ્યું.

આલબલેસ બાગનું દીવાનખાનું પારસી બાનુંઓ અને હસ્તાં બાળકોનાં પગલાંથી ગાજી રહયું. જયાં જુઓ ત્યાં સુશોભીત ડ્રેસની બાનુંઓ, સુંદર સાડી, તરેહ તરેહના ખુલ્લા રંગો, કિંમતી ઘરેણું, ઝગઝગતાં ઝવેર, ઉચામાં ઉચી ઝાલરો, નાજુક પંખાઓ, રેશમી રીબન અને સેસો, બાલના ઝુમખા અને ઉંચી એડીનાં બુટ નજરે પડતાં. આજે દીકરી આલાંને શોભઇતી બનાવવા કીજે બારબાયાનાં બચુબાઇએ ઘણું ઘણું કર્યું હતું. આલાંએ પેલાં ધ્યાન ખેંચનારાં ઘરેણું પેહેરયાં હતાં. એ સાથે તેણીની માએ આ લગનમાં દીકરી આલાંને આખાં દીવાનખાનામાં એકઠી મળેલી બાનુંઓ કરતાં સર્વેથી વધુ ભપકાદાર બનાવવા ખાતર ઉચી નવીજ નેટ જેવી-વણતની સુંદર સાડી, તેમજ ઢીલી બાંયનું ઝુલતી લેસ સાથનું નરમ કપડાંનું બદયાન અને વિલાયતી ઉંચી એડીનાં બુટ અને હાથમાં ઠંડીના દીવસ હોવા છતાં શોભાને ખાતર નાજુક પંખો હતો.

"આલુ, આએ ઘરેણું અહીંથીજ લીધાં કે કેઠેથી મંગાવ્યાં?" તેણીની સહીએ પુછ્યું.

"તુનેબી ગમે છે કે? એ અહીંથીજ લીધાં. મારા જી બચરાયા બાવા ઘણું મોટું મુળ આપી, ઇમેજ ઝવેરીને ત્યાંથી લાવ્યા. બાવાજી કહેતા હતા જે એ ઘરેણાની જોડ તદન નવીજ વેલાતથી આવેલી હોવાથી તેની કિમતબી તેટલીજ મોંઘી છે. મેં માગ્યું દામ આપી બાવા એ ખરીદી લાવ્યા. એ ઘરેણાંને વાસ્તે તે ઝવેરી કહે છે જે એ એક વેલાતની પ્રીન્સેસનાં હતાં; પણ તેણીને નાણુંની કાંઇ જરૂર પડવાથી તે વેચવાં પડયાં. વેલાતમાં એનું એવું મોઘું મુળ આવી નહી શકયું તેથી અહીં વેચવા મોકલ્યાં, કે હિન્દુસ્તાનની કોઇ રાજવંશી કુટુંબની બાનુ ખરીદશે. ખરૂં કહુંછું રીસ્સી, એ ઘરેણાંની કીમત ઘણી મોંઘી છે, કોઇ ખ-

રીદી શકે નહી. મારા બાવાને તે ઝવેરીએ કહયું કે પારસી શેઠયાઓ તો શું પણ મુંબઈ આવેલા કેટલાક રાજવંશીઓખી એને ખરીદવા ઇચ્છતા, પણ મોઘું મુળ જોઈ ખસી ગયા." આલાંને ઘરેણાં માટે બોલવાની તક મલવાથી જેટલું બોલાયું એટલું વગર વિચારે બોલી ગઇ.

"એટલું બધું એનું મુળ છે?" તેણીની સહી સીલ્લીએ અજાયબી બતાવી.

"મુળ તો ખરૂં, સીલ્લી, પણ મુળ કરતાં નવાઇ ઘણી છેની! તું જોની કે અહીં કોઇએબી એવાં ઘરેણાં પેહેરયાં છે!" આલાં વડાઇથી બોલી.

એટલાં તેણીની વડાઇનો છેરો આવ્યો.

સામેથી એક સુંદર છોકરીને ચાલી આવતી જોઈ સીલ્લીએ તેણીને તેડી પોતા પાસ આલાંની વચ્ચે બેસાડી; તે રતનબાઈ રતનાગર હતી, જેણી સીરીનની સહી થતી હોવાથી પોતા પાસે તેડી બેસાડી.

તેણીનાં બેઠા પછી તેઓની નજર તેણીનાં ઘરેણાં ઉપર દોડી; તે તદન આલાંની જોડનાજ હતાં, તે ઘરેણાંઓ એટલાં એકસરખાં હતાં કે ફરક માલમ પડતો નહી. તેઓ ઘણાં અજબ થયાં.

"લે જો આલુ, તું હમણાં કહેતી હતીની કે એ દાગીનાની ફેશન નવી છે, એવાં કોઇએ અહીં પેહેરયા નથી, તે જો હવે." સીરીન બોલી.

આલાંનું મોહડું ઉતરી ગયું. તેણી રતાંને ઓલખતી નહી હતી.

"અરે હું સમજી, એ ઘરેણાં કાંઇ ખરાં નથી સીલ્લુ, એ તો તે દહાડે મારાં ઘરેણાં જોઇને એવણે ખોટાં બનાવ્યાં હોશે. કાંઇ બધાંઓ એવા પૈસા ખરચી જાણે છે કે!" આલાં તુમાખથી બોલી, "મુવાં ખોટાં ઘરેણાં પેહેરયા વગર જીવ રડે છે કે? હું તો બા કદી ખોટાં ઘરેણાંને હાથ નહી લગાડું."

"રતાં, શું ખરી વાત, એ ઘરેણાં ખોટાં છે?" સીરીને હવે રતનને પુછયું.

"નહી, એ કાંઇ ખોટાં નથી, હું અને માયજી પારસી ઝવેરી શાપુરજીને ત્યાં ગયાં. હમે ઘરેણાં જોતાં હતાં એટલાં એક પારસી ત્યાં આવ્યો અને આએજ ઘરેણાંઓ કહાડી ઝવેરીને કહયું કે લેવો બાઈ, આ ઘરેણાં હું હમણાં નથી ખરીદી શકતો, મરિ હાથ સંકડામણમાં છે, મેં એ તમારે ત્યાંથીજ ખરીદયાં હતાં વાસ્તે મેહરબાની કરી કાંઇ તેમાંનું ઓછું આપી ઘરેણાં પાછાં લેવો અને એમાંનાંજ એની છપ ઉપર બીજા ખોટાં મોતી હીરાનાં બનાવી મને અકેકી જોડ આપો."

"એમ તે પારસીએ કહયું, અને તેજ ઘરેણાં ઘણાં ગમ્યાં, મજેના નવાં હતાં તેથી હમે તે ખરીદી લીધાં. ફકત સાત હજારે બ્રેસલેટ, બુટ્ટી ને લિટી ખરીદી, જેમાંથી છ હજાર પેલા પારસીને આપી એક હજાર દલાલીમાં ઝવેરીએ લીધા અને તેમાંનાં ખોટાં ઘરેણાં તેવણને બનાવી આપવા કબુલ્યું. તે ખોટાં ઘરેણાં હમે તૈયાર થવે જોવા ગયાં હતાં તે તદ્દન આના જેવાં દીસ્તાં હતાં. માયજીએ ઝવેરીને તે પારસીનું નામ પુછયું તે તેવણે હમુને કહયું," રતાં બોલી.

"તે નામ શું વારૂં? રતાં તે પારસીનું નામ શું?" સીરીને અધીરી થઇ પુછયું.

"બરજોરજી બારભાયા!" રતી બોલી.

આ નામ સાંભળી આલુનો જીવ ફરી આવ્યો, હમણાં તેણી બોલી હતી કે ખોટાં ઘરેણાં પેહેરતાં જીવ રડે છે કે! તે બોલો તેણીને યાદ આવ્યા, રાજવંશીઓ મુળ નહી આપી શકયા અને ઈંગ્રેજ ઝવેરીને ત્યાંનાં વેલાતથી પ્રીન્સેસનાં આવેલાં ઘરેણાં વગેરે વગેરે ગપ મારેલી, તે હવે શું મોહડું રહે!

કરજમાંથી બચવા બરજોરજી બારભાયા ખરાં ઘરેણાં વેચી ખોટાં બનાવી લાવ્યા તે વાત આલુની મા બનુબાઇ જાણતી, પણ તેણીને કહી હતી નહી.

ફેશનની ફીશયારીથી તેણીએ પોતાના બાપને કરજમાં લાવી નાખ્યા હતા એ તેણીએ હવેજ જાણ્યું.- આ ફજેતી પછી ફેશનની ફીશયારીઓ તેણીએ ઘણી તજી દીધી છે.

મેહરબાનું કાવસજી દાવર.

## સખી દીલનું પ્રીસક્રીપશન.



ન્સનો જાણીતો બાદશાહ સોલમો લુઇ ઘણોજ નેક અને સખી દીલનો હતો. ફ્રાન્સના ઈતીહાસ ઉપરથી માલમ પડે છે કે, આ રાજાને એકાંતમાં બેસી તરેહવાર કુદરતની ખુબીઓ ઉપર ખ્યાલ દોડાવવાનો અને અટકલ ચલાવવાનો જબરો શોખ હતો. એક દીવસે તે એક માત્ર સાદા ગ્રહસ્થના પોશાકમાં શેહેર માહેલાં એક એકાંત ખેતરમાં ફરવા નીકલ્યો. ઝાડીઓ વચ્ચે વેહેતાં એક દીલખુશ નાળાં આગળ આવતાંજ તેણે પોતાના પગ થોભાવ્યા અને પોતાની ટેવ મુજબ મુછને મરોડતો, જમણા પગ ઉપર ડાબો વાંકો મેલી, વીચારના સાગરમાં તરતો ઉભો.

આહ! ફ્રાન્સની હાલત તે વેળા કેવી હતી? તેની રૈયત છુટાપણાની ધ્વજા ઉડારવા માટે શું શું પ્રપંચો રચતી હતી? તેની બાદશાહતને ઉરાડી દેવા માટે તમામ લોકો કેટલાં ખંતી હતાં? અને તે બધું શા માટે? આ એકાંત ખવાસનો ભલો જવાન રાજા જોકે પોતાની રૈયત ઉપર કરના બોજા નાખવાનાં કામથી દુર હતો, તોબી તેની આગળ તેના બપાવાનાં રાજ્ય વખતથી જે જબરો કરંગરીઓ ઉપર પડયો હતો, તેમાંથી તેઓને હજુ સુધી તે દુર કરવા પામ્યો નહી હતો. એજ માત્ર તેનો કસુર અને નબળાઈ, રૈયત તરફની તેની ફરજમાં ખામી, અને પ્રજાને તેની ઉપરથી દીલ ઉતાર કરવાને મોટું કારણ હતું.

આ તેના દુઃખી વીચારોમાં એક સુખી ખ્યાલથી ખલલ પડી. તેના કાનને એક અતી ઘણો મધુર ગાયણનો અવાજ અઠડયો, જે ઉમદા સરોદની શીરીનતાથી બે પળ રાજા લુઇનાં જીગરમાં ખુદરતની તારીફના મોજાઓ ઉછળી રહયા. પોતાની શીલસુરી ચશમો ચોપાસ ફેરવતાં તેની નજર એક નાના સુનેરી બાલના ખુબસુરત જવાન છોકરા ઉપર પડી, જે ગુંઠણ ઉપર પડી પોતાના હાથો વાળી, આંખ્યો બંધ કરી તે બારે હકતાલાની જનાબમાં પોતાના દીલખુશ સરોદે કંઇક મીનતજારી ભરી આજુજી કરતો હતો.

રાજા લુઇ ધીરે પગલે તેની નજદીક જઇ ઉભો; ઘાસના દબાતા અવાજે તે છોકરાને ચમકાવી ખડો કીધો. પોતાની નજદીક એક ઉમરાવી, ભલા ચેહેરાના પણ સાદા પોશાકવાલા એક ગ્રહસ્થને જોતાંજ તે છોકરો હેરત થઇ ગયો.

"જવાન, તું અહીં શું કરે છે?" લુઇએ પુછયું.

"સાહેબ, હું તે કેરદેગારની હજુરમાં અમારી ગરીબીના વખતે હમને સહાય થવાને અરજભરી બંદગી કરૂંછું." તે છોકરાએ પોતાના મીઠા હલકે નરમીથી કહયું.

રાજા લુઇ બે દગલાં પાછલ હટયો. "છોકરા, તારાં પવીત્ર કામની હું આડે આવી અટકાવવા માંગતો નથી, મને તારી શીરીન જબાનનો તે દાદગરની યાદમાં નીકળતો મધુર અવાજ સમજવા ગમે છે, માટે મને તેટલો ભાગ્યશાળી બનાવશે?"

તે નાના છોકરાએ તેનો હુકમ માથે ચહડાવવાના દેખાવે પોતાનું સર નમાવ્યું અને પછી હકતાલાની તારીફમાં એક ઘણુંજ મધુર ગાયણ પોતાના મનહરણ સરોદે ગાવા માંડયું; તે છોકરાના દીલજીત હલકથી રાજા લુઇ ઘડીભર હેરત રહયો.

આહ! તેણે માન્યું કે ગોયા તેના રૂપેરી કંઠમાં બુલબુલોએ પોતાનો માલો બાંધ્યો હતો. ખોદાની અનેક ઉત્તમ બક્ષેશોમાંની આ એક ઉમદા બક્ષેશથી નેહાલ થયલા આ જવાન તરફ અજાયબી અને ખુશાલી સાથ ટીકતાં તે દાંતોમાં આંગલાં પકડી ઉભો રહી ગયો; તે મધુર વાંસલીના અટકવા પછીજ બાદશાહ લુઇએ જબાન ખોલવાની હીંમત કીધી.

"આફરીન! ઓ શાહાજાદા બુલબુલ, આ લે તારી મેહેનતનો બદલો." અને લુઇએ પોતાનાં નાણાંની ઠેલી તે છોકરાના હાથોમાં ખાલી કીધી, જે ચલકતું નાણું જોતાંજ પેલા સુંદર જવાનના ગોલાબી રોખશાર ઉપર મોતી મીસાલનાં નીરમળ આંસુનાં ટીપાં ખરી પડયાં.

"ઉપકાર દરશાવવાને મારી નબળી જુબાનમાં તાકાત નથી. ઓ સખાવતી દીલના ઉમરાવી ગ્રહસ્થ" તે છોકરે કહયું, "મારી ગરીબડી માતા અને નાનાં ભાઇ બેહેનોની તંગીને વખતે આ નાણું એક મોટો આશીરવાદ થઈ પડશે."

"તંગી!" કંઇક દુઃખથી કંટાળી રાજા લુઈ બોલી ઉઠયો. "તંગી!"

"હા, તંગી, સાહેબ, લગભગ ભુખમરો! મારાં મા આજ થોડાં અઠવાડયાં થયાં બીમાર છે, અને તેમની બીમારીએ મારા અને મારાં નાનાં ભાઇ બેહેનો ઉપર ભુખમરાનો ગજબ વરસાવ્યો છે." તે છોકરાએ બીજાં તાજાં આંસુઓની ધાર વચ્ચે કહયું.

"શું ત્યારે, તારો પેદર નથી? તે કયાં છે?"

"તે મરણ પામ્યો છે. પેહેલાં તે હમારા નામવર બાદશાહનાં લશકરમાં એક શીપાહ હતો, તેમનાં પેનશન ઉપર અમો સરવેનું ગુજરાણ ચાલતું હતું, પણ તેમના હક થવા બાદ પેનશન બંધ થઇ ગયું છે. આ બે જબરા ફટકાથી હમારાં ગરીબ બીચારાં મા—"

"જવાન, તું પેહેલાં એક તબીબને તારી મા કને લઇ જા, તારૂં મકાન કયાં આવેલુ છે?" ઇંતેજારીથી બાદશાહ લુઇએ આ સવાલ પુછયો.

પોતાનું દુધ જેવું આંગલું દુર ટેકવી તે છોકરાએ પોતાનાં ઝુપડાંનો રસતો બતાવ્યો, જે જોઇ લઇ લુઇ ધસારામાં ઝાડીઓ વચ્ચે ચાલી ગયો.

"ઓ ખોદા! મારી રૈયતમાં ત્યારે એ હીસાબે કેટલો ગેરઇનસાફ અને કેવી મુફલેશી ચાલે છે? મારી પ્રજા આવી રીતની કેટલી મુસીબતો ખમતી હશે, અને હું તેમનો બાદશાહ આ હેવાલોથી બીનવાકેફ? ખોદા બચાવ!" અને પોતાની આંખો માહેલો બીનાશ ઝટ લુછી નાખી, તેણે ઝાડીઓમાંથી ઉતાવલે પેલા છોકરાનાં ઘરનો રસતો લીધો.

તે મકાનમાં જઈ તેણે પોતાને એક તબીબ તરીકે ઓલખાવ્યો, પછી તે ગરીબ વીધવાની નાડી જોઇ, તેણે પ્રીસક્રીપશન લખવાને ખડીયો કલમ માંગી, મુંગે મોહડે એક કાગજ ઉપર દવાનું પ્રીસક્રીપશન લખી, તે તે ઝુપડામાંથી બહાર પડયો. તેના જવા પછીથી પાંચ મીનીટ પેલો જવાન છોકરો પોતાની માને માટે, બાદશાહના ફરમાવ્યા મુજબ, એક ખરા તબીબને લઈ દાખલ થયો પણ તેની માએ જયારે તેને જણાવ્યું કે થોડીક મીનીટ આગમજ એક હકીમ તેણીને તપાસી દવાનો નુસખો કાગજ ઉપર લખી ગયો છે, ત્યારે તે જવાને તુરત પેલું પ્રીસક્રીપશન લખાયલું પત્ર ખોલીને જોયું, પણ તેની અજાએબીનો શો પાર! દવાના નુસખાને બદલે તેમાં તો બાદશાહી સહી સાથનું તેના મરહુમ બાપની પાછલ બંધ થયલું પેનશન તેઓને પાછું ચાલુ આપવાનું કરારનામું હતું. પોતે એક સાદા ગ્રહસ્થ સાથ નહી પણ ખુદ બાદશાહ સાથ આજ સહવારે વાતચીત કરી આવ્યો હતો, એમ તે જવાને જાણતાંજ હેરત થઇ પોતાની માને સર્વે વાતથી રોશન કીધી અને ખરેખરા તબીબની દવા કરતાં આ ઉદાર પણ વેશધારી તબીબનાં સખી દીલનાં પ્રીસક્રીપશનથી તે જવાન વીધવાએ પોતાની ખોહેલી તંદરોસ્તી જલદી મેળવી.

બાદશાહ લુઇએ ત્યાર પછીથી તે નાના સોહામણા જવાનને તેના સુરીલા કંઠ ઉપર ફીદા થઇ પોતાનો ખાસ ખાનગી ગવૈયો નેમ્યો.

મેહેરબાનું કાવસજી દાવર.



# ખાડો ખોદે તે પડે.




નબાઈ, શેઠ તમુને તેવણના ઓરડામાં બોલાવે છે, અને કહે છે કે તેવણનું છેલ્લું વીલબી સાથે લેતાં આવજો.”

દીનબાઈ તેણીની બુઢી દાસીના બારણાં ઠોકવાના અવાજથી કાંઇ ખુશ વીચારમાંથી ચોંકી ઉઠી, અને તેણીના મામાનો હોકમ સાંભળી લગાર ફીકી થઈ ગઇ.

“હું હમણા નીચે આવું છું” તેણીએ ધીમેથી જવાબ દીધો.

તેણીનાં મોહડાંપરનો ફીકાસ જોઇ તે બુઢી દાસી અચકાતાં અચકાતાં અને ફીકરમંદ ચેહરે બોલી:

“હું આશા રાખું છું કે કાંઈ ગંભીર બીના નહી હશે. શેઠ વીલને વાસ્તે બોલ્યા તેથી મને લાગે છે કે, તેવણ તમારી પાસે કાંઈ કરાવવા માગતા હશે. જો તેમ હોય તો તમે તમારાં સુખની આડે આવે તેવી કશી કબુલાત આપતાં ના.”

તે છોકરી મુછમાં હસી, તે ખુશનુમા હસવાનું કે જેથી તેણી દરેક જણનું દીલ જીતી લેતી હતી.

“મનેબી લાગે છે કે તેવણ મારી પાસે કાંઇ કબુલાત માંગે છે” પછી જાણે સામે થવાનો ઠેડાવ કીધો હોય તેમ મક્કમ દેખાવે બોલી, “અને મને ઘણી ધાસ્તી લાગે છે કે મને ના પાડવું પડશે.”

તે બુઢી દાસી ચીંતાતુર દેખાઇ.

“પણ બને ત્યાં સુધી તમે શેઠને ગુસ્સે કરતાં ના,” તેણી બોલી.

“જો તેમ બને તો તેમાં મારી કાંઇ તકસીર નથી” તે છોકરી બોલી. “ગઇ કાલે મામા ઘેર આવ્યા તે વેળાએ મને કાંઇ ચેતવણી આપી હતી, કે તેવણે મને પરણાવવા માટે કોઇને શોધી કહાડયો છે, પણ મારી તો ખાતરી છે કે ફકત તેવણની ઇચ્છા પુરી પાડવા હું કોઇ માણસને પરણીશ નહી.”

“તેમ તો નહીજ બને, વળી રુસ્તમજીની બધી ચાલ જણાઇ આવી અને તેવણને ઘરમાંથી કહાડી મુકયા તે આગમજ તેવણ તો તુંને તેની સાથેબી પરણાવવા માંગતા હતા, ખરૂં કેની? રુસ્તમજી સાથે તમુને પરણેલાં જોવા કરતાં તો મુવેલાં જોવાથી હું વધારે રાજી થાઉં.”

“અને હુંબી રુસ્તમજી અથવા કોઇબી બીજા અણગમતા શખસ સાથે પરણવા કરતાં મરવાનું વધારે પસંદ કરૂં, અને હું મામાનેબી તેમજ કહેવશ.”

સામે થવાના ઠેડાવથી તેણીની ચળકતી આંખો વધારે ચમકવા લાગી અને તેણીની દાસી તેથી વધારે અને વધારે ચીંતાતુર બની.

“કાંઇબી કરી શેઠને ગુસ્સે થવા ના દેતાં,” તેણી ફરીથી બોલી, “તેવણ તો પોતાનોજ બોલ પાળે તેવા છે અને એક વેળા તેવણનાં મનમાં વીચાર આવ્યો તે ફેરવવો મુશકેળ છે. રુસ્તમજીનું શું થયું તે જુઓની.”

“હું ધારૂંછું કે તે બાબદમાં તો તમે ભુલ કરોછો” તે છોકરીએ કહયું. “મારી ખાતરી છે કે મામા રુસ્તમજી તરફ જેટલા સખત દેખાય છે તે કરતાં અડધાબી નથી, મારી તો ખાતરી છે કે તે જો હમણાં પાછો આવે અને પોતાની ચાલ માટે કાંઇ બહાનું કહાડે તો તેવણ તરત તેને માફ કરે.”

“ત્યારે તો હું ધારૂંછું કે તેવણ નહીજ આવે તો સારૂં. કોઇબી બહાનાથી તે એક સારો માણસ થઇ શકવાનો નથી અને તે જેટલો આપણાં ઘરમાં નહી આવે તેટલું સારૂં. પણ ચાલો, હવે વધારે વખત વાત કરવા થોભો ના, નહી તો શેઠ ગુસ્સે થશે.”

આ ભલાં દીલની સ્ત્રી આમ બોલી ચીંતાનો છાપ પોતાનાં મોહડાંપર લઈ ત્યાંથી ઉતાવળે ચાલી ગઇ, અને દીનબાઇએ પોતાની કબાટનું બંધ ખાનું ઉઘાડયું, કે જેમાં તેણીએ પોતાના મામાનું છેલ્લું વીલ રાખ્યું હતું. દીનબાઇ કરાંણી કાંઇ રતનજી ડાકટરની ખરી સગી ન હતી, પણ તેણીનાં મા બાપ સાથે અસલથી તેવણને ઘણી દોસ્તી હોવાથી તેઓનાં મરણ બાદ તે બુઢા સખી દીલના ગ્રહસ્થે તેણીને કરી લીધી હતી, અને પોતાના ભત્રીજાને ઘરમાંથી કહાડી મુકયા પછી તેણીને પોતાની એકલી વારેસ બનાવી હતી તથા પોતાનું વીલ પણ તેણીનેજ રાખવા આપ્યું હતું.

“મને વકીલોપર વીશ્વાસ નથી,” તેવણ બોલ્યા “અને તેઓ સાથે હું માથું ફોડવા માગતો નથી, જો તે ખોહવાઈ જાય તો તેથી તુંને એકલીનેજ સોસવું પડે, તેથી તુંજ તે જાલવી રાખે તો સારૂં.”

આજે તેવણ તે વીલ જોવા માગતા હતા એ કાંઇ તેવણના ફાંટાની સારી નીશાની ન હતી, અને તે કાગજ જેનીપર તેણીની આખી જીંદગીની આશા હતી, તે ખાનાંમાંથી કહાડતાં તે છોકરીનું દીલ ભરાઈ આવ્યું.

આ પરથી એમ ન સમજવું કે દીનબાઈ હલકા ખવાસની એક છોકરી હતી. જયારે પેહલવેહલું તે વીલ કરવામાં આવ્યું, ત્યારે જોકે રતનજીનો ગુસ્સો તેવણના ભત્રીજા સામે ઘણો હતો, તે છતાંબી તેણીએ ખુલ્લે ખુલ્લું કહયું કે, પોતાનાં ઘરમાં ઉછારેલા અને પોતાના વારસ તરીકે ધારેલા એક જુવાન શખસને તદન નાવારેસ કરવાનો તેવણને બીલકુલ હક ન હતો. તેણી કાંઇ લોભી ન હતી, પણ

જ્યારે એક જણુ એક ગરીબ શખ્સને ચાહતું હોય ત્યારે પૈસાની મદદની ઘણી જરૂર હોય છે, અને બાપડી દીનબાઇને પોતાનો દીસ્સો ખોહવા ગમતો ન હતો.

ખાનું બંધ કરવા આગમજ તેણીએ તેમાંથી પોતાને હાથે પોતાની યાદદાસ્ત શકતીથી ચીતારેલી એક સબી કહાડી અને પોતાની માયાળુ આંખોથી તેનીપર તીકવા લાગી. તે એક ખુબસુરત, માયાળુ ચેહરાનું, ઘણી હુશીઆરીથી પાણીના રંગે ચીતારેલું ચીત્ર હતું, અને તેની આંખો તેણી તરફ કાલાવાલાથી જોતી હોય તેમ લાગતી હતી.

"બીહ ના, મારા જાન" તેના કાલાવાલા ભર્યા ચેહરાનો જાણે જવાબ આપતી હોય તેમ મનમાં બબડી, "હું જાણું છું કે તું મને ચાહે છે, પણ તેમ મને કહેતાં અચકાય છે, કારણ તું પોતે ગરીબ છે અને હું પૈસાવાલી છું. જ્યારે તું લોકોમાં વખણાશે, કે જેમ મારી ખાતરી છે કે જલદીથી થશે, ત્યારે હું જાણું છું કે તું મારી આગળ આવશે અને જોશે કે હું તારી મતલબ સમજતી હતી અને તારે માટે થોભી હતી. પણ અરે, હું કેવી આશા રાખું છું," તેણી તે સબી પાછી મુકતાં બોલી "કે જાંહગીર, તું જ્યારેબી આવે ત્યારે મને ગરીબ હાલતમાં આવી પડેલી નહી જોય."

બીજી પળે તેણીએ ખાનું બંધ કીધું અને વીલ હાથમાં લઈ નીચે દોડી ગઇ.

રતનજી મુછના આંકડા ચહડાવતાં અધીરાઇથી તેણીની વાત જોતા હતા.

"ચાલ, આવી ખરી," જેવી તેણી ઓરડામાં દાખલ થઈ કે તેવણ બોલ્યા "મેહરબાની કરી બારણું બંધ કર. ગઇ રાતનાં હું ઘરે આવ્યા પછી મને તારી સાથે વાત કરવાને ઘણો વખત મળ્યો નથી, અને મને ઘણી વાત કરવાની છે. ચાલ બેસ, આપણે તાહેલું ચલાવ્યે."

તેવણની રીતભાત હમેશ મુજબ માયાળુ અને પ્યારભરી હતી, પણ તેવણના બોલોમાં સમાયલી કાંઇ ચોક્સ ગંભીરતાથી, તેમજ ગઈ કાલે આપેલી ચેતવણી પરથી દીનબાઇની ખાતરી હતી કે હવે તોફાન જલદીથી શરૂ થશે, અને તે માટે તેણી તૈયાર થઇ રહી.

"મામા, મને તમારી આગળ એક વાંક કબુલ કરી દેવાનો છે," તેણીએ કહયું, એવું ધારીને કે પછવાડેથી પકડાઇ આવે તેના કરતાં જે હોય તે પેહલેથીજ કબુલ કરી દેવામાં ફાયદો હતો. "તમે ઘરમાં નહી હતા તે વેળાએ હું વાંદરે ગઈ હતી."

"વાંદરે! એકલી?"

દીનબાઈ મુછમાં હસી.

"અરે! નહી રે મામા, પટેલનાં માણેકબાઇ મને લેવા આવ્યાં હતાં અને મને પોતાને ત્યાં થોડા દીવસ રહેવા જવાનું તેડું કીધું. તેવણ મને પોતાની સાથેજ લઈ જવા માંગતાં હતાં, અને હું જાણુતી નહી હતી કે તમે કયાં હતા, તેથી હું તમારી રજા મંગાવી શકી નહી."

"પણ તું જાણે છે કે મારા વગર તું ઘરમાંથી કદેબી બહાર જાય તે મને ગમતું નથી."

"હા 'મામા, તેથીજ મેં તમુને કાગજમાં લખ્યું નહી કે હું ત્યાં જઈ આવી હતી, પણ તમારી પાસે મોહડે મોહડું માફ માંગું ત્યાં સુધી થોભી. મને ત્યાં જવા ઘણું ગમતું હતું. મામા, તમે મારી સાથે ગુસ્સે તો થયા નથી?"

તેણી તેવણને પતાવતી હોય તેવા સાદે બોલી, અને રતનજીએ સખત દેખાવ કરવાની ફોકટમાં કોશેશ કરી.

"મને બીક લાગે છે દીનુ, કે તું દહાડે દહાડે ઘણી છુટ લે છે," લગાર નરમ અવાજે તેવણ બોલ્યા, "થોડો વખત થયો હું જોઉંછું કે તું તેમ કરે છે, અને તારા જેવી એક નાદાન છોકરી એવું કરે તે મને ગમતું નથી. કદાચ તું એમ ધારતી હશે કે હવે તારી તરફેણમાં મેં વીલ કીધું છે, તેથી તું જેમ ગમે તેમ કરે."

"મામા!"

તે છોકરીનો અવાજ દુઃખ લાગે તેવા ઠપકાથી ભરેલો હતો.

"જોઉં વારૂ, આએ શું વીલ લાવી કે," રતનજી તેણીના હાથમાં તે જોઇને બોલ્યા, "લાવ, મને આપ."

તે છોકરીનાં ભારે દુઃખ વચ્ચે તેવણે ધીમે ધીમે તેના ફાડીને ટુકડે ટુકડા કીધા.

"મામા, મારેથી શું તમે ગુસ્સે થયાકે!" તેણીએ દયાવંત આંખે તેવણ તરફ જોઇને કહયું.

"નહી, મારી દીકરી," રતનજીએ જવાબ આપ્યો, "મારી કેટલીક ઇચ્છાઓ તુંને જણાવી પૈસાને લગતો વધારે સારો બંદોબસ્ત હું કરવા માંગુંછું. હાલ તો તું મારી ઇચ્છાઓ પર કાંઈ ધ્યાન આપતી હોય તેમ લાગતું નથી, કે જેમ તારા છેલ્લા બોલવા પરથી જણાય છે."

"અને મામા, તમે મારી પાસે શું કરાવવા ઇચ્છો છો!" પેલાં વીલના ફાટેલા ટુકડાઓ પર દલગીરીની નજરથી જોઇને તેણી બોલી.

"તે બધું હું તુંને આસ્તે આસ્તે કહેવશ. પહેલાં તો હું બહારગામ ગયો ત્યાં શું બન્યું તે મેં હજી તુંને કહયું નથી, હું ત્યાં મરી જતો જરાકમાં બચ્યોછું."

"મરી જતા હતા!" દીનબાઇએ ધાસ્તીથી પોતાની મોટી આંખો ઊંચાડીને કહયું.

"હા, અને તે બધું પેલા લુચ્ચાને લીધે; મેં રુસ્તમને લગતી કાંઈ ખબર સાંભળી કે તે ઘણી ગરીબાઈમાં આવી પડયો હતો, અને જોકે તે જયાં સુધી મારી પાસે માફ માંગે નહી ત્યાં સુધી હું કદીપણ તેને મદદ કરતે નહી, તે છતાં તે ખુબ ખરી હતી કે નહી તે શોધી કહાડવાની તજવીજ કરવા માટે હું મુર્ખ બન્યો."

"હું જાણુતી હતી, મામા, કે તમે દેખાવા માગો છો તે કરતાં સો ઘણા વધારે સખી દીલના અને માફ કરો તેવા છો," તે છોકરી બોલી અને રતનજીએ પોતાનાં ભવાં ઉપર ચહડાવ્યાં.

"તું મને સમજવામાં ભુલ કરે છે, દીની, હું ઘણાં મક્કમ દીલનો છું. પણ એ પોરયો જો પોતાની હઠીલાઈ માટે ખરેખર દુખ ખમતો હોય તો તે હું જાણવા માગું છું. વારુ, હવે પેલી બુમ તો ખોટી માલમ પડી, તે તો કોઇ બીજોજ શખસ હતો અને મારી શોધપરથી પાછો ફરતાં હું મારી જીંદગી લગભગ ખોહવાની અણીપર હતો. તે જગા ઘણી નવરી હતી, અને ત્યાં ત્રણ લુચ્ચાઓએ મને ઘેરી લીધો. તેઓએ મારું ઘડીઆલ લીધું, અને જો એક જુવાન છોકરો મારી મદદે ન આવ્યો હતે તો તેઓ મારો જીવ પણ લેતે. તે કોઇ વર્તમાન પત્રની હારીસને લગતો શખસ હતો, અને આ બીના વીશે લખવા માટે ત્યાં ભમતો હતો. હું સમજી નહી શકતો કે લોકો એવી બાબદો શું કામ ન્યુસપેપરોમાં લે છે."

"હું તો ધારૂં છું કે એક ન્યુસપેપરવાલાનો ધંધો જે ઘણાં ગરીબોનાં દુઃખો માટે આપણી લાગણી ઉશકેરે છે તે દુનિયામાં સૌથી ઉમદા ધંધો છે." દીનબાઇ કાંઈક ઘણી ઉલટથી બોલી, અને તેથી રતનજી અચરત થયા.

"હું ખુશી છું, દીનું, કે તું એમ ધારે છે," તેવણે ખુશ મીજાજમાં કહયું, "કારણકે આએ માણુસપર મારૂં ધ્યાન ખેંચાયું છે. વળી જે રીતે તેણે પેલા ત્રણેકે જણુને ઠોકયા, તેપરથી મને લાગે છે કે તે ઘણો બહાદુર અને હીમતવાન હોવો જોઇએ. પણ વળી નવાઇ જેવું એ છે કે, તે સઘળું પુરૂં થયા પછી તેની સાથે વાત કરતાં મને માલમ પડયું કે તે મારા અસલના એક ઘણા વાહલા મીત્રનો દીકરો થતો હતો. બીચારો બહારગામ જઇ મરણ પામ્યો હતો. ત્યાર પછી થોડુંક લગણ હું જ્યાં સુધી તે ગામમાં હતો ત્યાં સુધી અલબત્તાં તેના જુવાન દીકરામાં ઘણી કાળજી લેતો હતો."

"અને હું ધારૂં છું કે તમે તેની સાથે મને પરણાવવા માગો છો?" દીનબાઇ તેવણ શું કહેવા માગતા હતા તે જાણવાને અધીરી પડી જઇ બોલી. તેણી સમજી ગઇ હતી કે તે ન્યુસપેપરને લગતો શખસ કોણ હતો.

રતનજી તેણીના આ સવાલથી લગાર ચીરડાયા.

"મારી ખાતરી છે કે તુને સુખી કરવા માટે તેના કરતાં વધારે લાયક માણુસ દુનિયામાં એકબી નથી." તેવણ જોરથી બોલ્યા.

"અને ધારો કે તેના કરતાં વધારે પસંદ કરવા લાયક કોઈ માણુસ અને અત્યાર આગમજનો મલ્યો હોય." દીનબાઇ બોલી.

"ત્યારે તો તેં તેને ભુલી જવો જોઇએ; બસ એટલુંજ. મેં ઠેરાવ કીધો છે કે એક મુર્ખ છોકરીની હઠીલાઇને લીધે તેની જીંદગીનો નાશ થવો ન જોઇયે. તું ધારે છે તેમ હું તુંને જાંહગીર સાથેજ પરણાવવા ધારૂં છું. જયારથી પેલો લુચ્ચો રુસ્તમ તારે માટે નાલાયક ઠરયો ત્યારથી હું તારે વાસ્તે એજ માણુસની શોધમાં હતો. છોકરી, તું ગમે તો મારી સામે થજે, પણ જો તેમ કરશે તો તારાં ભવીષની ખરાબી થશે. બસ હું તો તારે માટે એક અડધીબી નહી મુકી જાઉં, અને તું જો મારી ઇચ્છાની સામે થશે તો હું એક અડધીબી નહીજ મુકી જઇશ. મેં ખબર કહાડી છે તેપરથી જણાય છે કે એ અદરાયલો નથી અને તેથી મેં તેને આપણે ત્યાં મળવા બોલાવ્યો છે. તે આજે આવશે, અને હું તુને ખુલ્લે ખુલ્લું કહું છું કે હું તેને મારો વારેસ કરવા ધારૂં છું, એવી કબુલાતે કે તે મારૂં નામ રાખે, કે જેમ કરવા તે તૈયાર છે. જો તેની મરજી તારી સાથે પરણવાની નહી હોય તો અલબત તેનો ઠપકો તારે માથે નહી રહેશે, ત્યારે તો મને મારી દોલત બે હીસ્સે વેંહચી નાખવી પડશે; પણ જો ફકત તારી હઠીલાઇને લીધે તારાં અને તેનાં સુખ માટેની મારી યોજનાઓ ઊંધી વળશે તો તે માટે તુનેજ સોસવું પડશે."

રતનજી બોલતાં બોલતાં એટલા ઉશકેરાઇ આવ્યા હતા કે તે છોકરીનાં સુંદર મોહડાં પરનો ફેરફાર તેવણ જોઇ શકયા નહી. તેણીનો ચેહરોજ કહી આપતો હતો કે તેણી તેને લગતી વધુ હકીકત સાંભલવાને આતુર હતી અને હવે વધારે વખત સામે થવા નહી માંગતી હતી. જયારે તેવણે પોતાનું બોલવું પુરૂં કીધું ત્યારે તેવણે તેણી તરફથી એક નાનાં જેવાં હુલ્લડની આશા રાખી હતી, પણ દીનબાઈ તો તદન નરમ પડી ગયલી જણાઈ.

"વારુ, તેવણનું નામ શું તે તો મને કહો, મામા," તેણી બોલી.

"હીરા મેહતા, તેના બાપનું નામ ગુસ્તાદજી હીરા મેહતા હતું; તે ઘણો સારો માણુસ હતો."

"તેવણ સારા દેખાવના છેની?" તેણી વચ્ચે બોલી ઉઠી.

"તે દેખાવમાં ઘણોજ ખુબસુરત છે અને કદે પણ સોલજર જેવો છે. તેની સબી હું તુંને દેખાડવા લાવ્યોછું."

તે તેવણની પાસે ટેબલપર કાગજો વચ્ચે પડેલી હતી અને દીનબાઇએ તેની તરફ વખાણની નજરથી જોયું.

"અને જો મને જાંહગીર હીરા મેહતા નહી ગમે તો તમે ખરેખર મને નાવારેસ કરો કે?" તેણીએ બરાબર પોતાની ખાતરી કીધા પછી કહયું.

"ખચીતજ. આ કારજ માટે મેં પક્કો ઠેડાવ કીધો છે અને તું તારે જોખમે મારી યોજના ઊંધી વાળશે."

રતનજી દેખીતી રીતે તે છોકરીનો શાંત દેખાવ જોઇ બીહતા હતા અને તેથી વધારે જુસ્સાથી બોલતા હતા, પણ તેવણની ધાસ્તી તદનજ નાપાયદાર હતી.

"ત્યારે તો રતનજી મામા, હું તમારી ઇચ્છાઓને નમીને ચાલીશ," તેણી જલદીથી બોલી, "જાંહગીરજી હીરામેહતા કયારે આવવાના છે?"

"બે કલાકમાં આવશે. તું આપણી ગાડીમાં તેવણને લેવા જજે."

દીનબાઇએ ડોકું ધુણાવી હા કહયું.

"મામા, તમે જે કહેશો તે બધું હું કરશ," તેણી અસાધારણ તાબેદાર અવાજે બોલી, "મને ફક્ત એકજ અરજ તમુને કરવાની છે."

"તે શું વારૂ?"

"કે અમારાં લગન વીશે તમે જાંહગીરજી આગળ વાત કરો નહી, અથવા તો તેવણને જણાવો નહી કે તમે એ વીશે મારી આગળ વાત કીધી છે."

"તે તો તેમ કરવાની જરૂર પડશે કે નહી તે પર આધાર રાખે છે. તારા વીચારવંત ઠેરાવથી તેં મારાં મગજપરનો મોટો બોજો કહાડી નાખ્યો છે. મને ખરેખર બીક લાગતી હતી કે એ બાબતપર તું આવો ડહાપણભર્યો વીચાર કરશે નહી."

દીનબાઇએ તેવણ તરફ અજાયબીથી જોયું અને જાણે કાંઇ કહેવા માંગતી હોય તેમ દેખાઇ, પણ તેને બદલે તેવણનાં મોહડાં પર નરમાસથી હાથ ફેરવી ત્યાંથી ચાલી ગઈ અને આવી રીતે આ મેલાપનો છેડો આવ્યો.

બે કલાક પછી દીનબાઇ જાંહગીર હીરામેહેતાને સ્ટેશન પર લેવા ઉભી હતી. જુસ્સાથી રતાશ ચહડી આવેલાં મોહડાં સાથે તેણી ઘણી સુંદર દીસ્તી હતી.

"પણ શું રતનજી મામા જાણતા નહી કે આપણે એક બીજાંને ઓલખ્યે છીયે?" તેણીએ તેને પુછ્યું.

તે ખુબસુરત જવાન શખસે ડોકું ધુણાવ્યું.

"નહી, મેં કોણપર ઉપકાર કીધો હતો તે જ્યારે મને માલમ પડયું, ત્યારે મેં તો ખોદાના શુકરાના કીધા અને તેવણનું તેડુંબી તુરતજ કબુલ કરી દીધું. પણ હું તો એમ સમજતો હતો કે તું માણેકબાઇને ત્યાં વાંદરે આવી, કે જ્યાં આપણી પહેલ વેહલી ઓલખાણ થઈ હતી, તે તારા મામા જાણતા ન હતા, અને તે વીશે તું તેવણને કહેવાબી માંગતી ન હતી."

"ત્યારે તો હું ધારૂં છું કે રતનજી મામાને જણાવવા ખાતર આપણે આજથીજ દોસ્તી શરૂ કરયે" તેણીએ ખુશ ચેહરે કહયું.

* * * * * * * *

ત્યાર પછીનો વખત દીનબાઇને મનસે ઘણો સુખી હતો. જાંહગીરને તેણીએ પેહલવેહલો માણેકબાઇને ત્યાં જોયો ત્યારથી તે તેણીને ગમતો હતો, અને વળી તેણીની ખાતરી હતી કે તે હુશીઆર જવાન શખસને તેણી પણ તેટલીજ ગમતી હતી. ફક્ત તેની ગરીબાઇ માટે તે પોતાનું દીલ ખોલ્લું કરતાં અચકાતો હતો. રતનજીનું તેડું એકદમ કબુલ કરવાથી તેણીની હવે વધારે ખાંતરી થઇ, અને તે બુઢો ગ્રહસ્થ પોતાની કરી લીધેલી દીકરીનાં સુખ માટેની યોજના આવી રીતે પાર ઉતરતી જોઇ સંતોષ પામતો હતો. દરરોજ તે છોકરીનો તે જવાન શખસ માટેનો પ્યાર વધુ અને વધુ ઊંડો થતો હતો. પણ તેઓ આગળ મલ્યાં હતાં અને એકબીજાંને પીછાણતાં હતાં તે તેણીના મામાથી છુપાવી તેવણને ઠગતી હતી એજ વીચાર ફક્ત તેણીનું દીલ દખી તેણીનાં સુખમાં ખલલ કરતો હતો. જાંહગીરને પણ તે ઠગાઇથી લાગતું હતું.

"રતનજી દુનિયામાં ઘણાજ સખી દીલના માણસ દીસે છે" તેણે કહયું. "આપણે તેવણને ઠગવામાં ખરૂં કરતાં નથી, મને આજે બપોરનાં ઘણું મન થયું કે તેવણને તે વીશે કહી દેવું."

"મને તો બીક લાગે છે કે તેવણ હવે ઘણા ગુસ્સે થશે," તેનાં પરીણામ માટે બીહતાં બીહતાં દીનબાઈ બોલી "આજે બપોરના એવણ તમુને શું કહેતા હતા?"

"તેવણે ખરેખર મને પોતાનો વારેસ નેમી જવાની માંગણી કીધી, એવી કબુલાતે કે હું તેવણનું નામ ધારણ કરૂં, કે જેમ કરવાને હું તદન તૈયાર છું"

"અલબત, તમે તે કબુલ તો કરશો?" દીનબાઇએ આતુરતાથી પુછ્યું.

"એકજ કબુલાતે."

"તે શું?" તે છોકરીએ બીહતાં બીહતાં પુછ્યું, કારણ તેણી તેનો જવાબ સમજી ગઇ હતી.

"જો હું તેવણની મીલકતનો વારેસ થાઉ તો તમેબી તેનાં ભાગ્યણ થાવો—મારાં ધણીયાંણી તરીકે."

ત્યાર પછી તેણે તેણીને કહ્યું કે, તેઓ પેહલાં મલ્યાં ત્યારથીજ તે તેણીને ચાહતો હતો, પણ જ્યાંસુધી તે પોતાનું ઘર માંડવાને શકતીવાન થાય નહી ત્યાંસુધી તેણીને તેમ કહેવાની હીમ્મત કરી શકતો ન હતો. બાકીની બીજી વાતો જે તેણી અત્યાર ગામમજની જાણતી હતી, પણ તેને મોહડે સાંભળવાને ચાહતી હતી, તે તેણે કહી. તે બપોર તેઓ કદીપણ ભુલી જશે નહી. તે રતનજી સાથની મુલાકાત પછી સીધો તેણી આગળ બાગમાં આવ્યો હતો અને તેઓ ત્યાં પોતાનાં ભવીષનાં સુખની વાતો કરવામાં રોકાયાં હતાં, જ્યારે તેઓને સ્વપ્ને પણ ન હતું કે ઘરમાં કાંઈ બનાવ બન્યો હતો, જે પરથી તેઓનું નવું મલેલું સુખ ધાસ્તીમાં આવી પડયું હતું.

ઘરમાં દાખલ થતાંજ દીનબાઇની જુની દાસી તેઓને સામે મલી અને ઉશકેરાઇ આવી બોલવા લાગી: "અરે બાઇ, તમે જાણો છો કે શું થયું? રસ્તમજી પાછા આવ્યા છે અને શેઠ કહે છે કે તેવણનો ઓરડો ઝારી ઝુરી સાફ કરવો."

તરતજ રતનજીના ઓરડાનું બારણું ઉઘડયું, અને એક જુવાન પીધેલા દેખાવનો શખસ ડોળા ખાતો ખાતો બહાર આવ્યો.

"ઓહો દીનુ!" તેણીને જોઇ શેકહેન્ડ કરવા પોતાનો હાથ લંબાવી તે બોલ્યો, "હું પાછો આવ્યોછું હ; મેં તુંને કહયું નહી હતું કે હું કોઇ દહાડે નીકળી આવશ અને તુંને પરણશ, આ તારો દોસ્ત કોણ?"

"મી૦ હીરામેહેતા, મારા ભવીષના ધણી." દીનબાઇ બોલી.

## પ્રકરણ ૨૪ મું.

"બાઇ સાહેબ, શેઠ તમુને બોલાવે છે," દીનુંની દાસી તેણીની બાઇના ઓરડાનો દરવાજો ઠોકી બોલી. દીનબાઇ પ્યારનો સ્વપ્નો જોતી બેઠેલી હતી, પણ તેણીના વીચારો કાંઇ ઘણા ચલકતા અને આશાવંત નહી હતા. રૂસ્તમને પાછા ફરવાને મહીનો થયો હતો અને તેના આવ્યા, પછી દરેક ચીજ ઊંધી થતી હતી.

દીનબાઇએ અગમચેતી કીધી હતી તે પ્રમાણે બુઢા રતનજીની સઘળી મેહેરબાની પાછી મેળવવાને તાબેદારીની સેહજ નીશાની બતાવવાની જરૂર હતી. દીનબાઇએ દુઃખ વચ્ચે જોયું કે તેણી અને તેવણના નવા વારેસ વચ્ચે જે સમજુતી થઇ હતી, તે સાંભળવાને તેવણ હવે રાજી ન હતા.

"જાંહગીર ઘણો ઉતાવળો બન્યો હતો," તેવણ લગભગ ચીરડાઇને બોલ્યા.

"પણ મામા, હું તો ધારતી હતી કે તમે તેવણને મારી સાથે પરણાવવાને ઘણા આતુર હતા." તેણી તુરતજ બોલી, અને રતનજી ઓરડામાં આમ તેમ ફેરા ખાવા લાગ્યા, જેથી તેણીને બેચેની લાગવા માંડી.

"ઠીક, એ ગોઠવણ મારી પોતાની હોવાથી હું ધારૂં છું કે હવે મારેથી ના કહેવાય નહી," તેવણ અંતે બોલ્યા. "પણ મને લાગે છે કે હું રૂસ્તમ પર લગાર સખત થયો છું. સઘળું છતાં, એ મારૂં પોતાનુંજ લોહી કહેવાય અને તેના સઘળા વાંક છતાં, કદાચ પાપ કરવા કરતાં તેની સાંમે વધારે પાપ કરવામાં આવ્યું હોય."

"પણ ખચીત, રૂસ્તમ જેવા માણસ સાથે મને પરણાવવા તમુને ગમશે નહી?" તેણીએ ગુસ્સાથી પુછયું અને રતનજીએ બેચેનેથી ઓરડામાં આમ તેમ ફરવાનું ચાલુ રાખ્યું.

"રૂસ્તમે હવે જયારે નવેસરથી જીંદગી શરૂ કરવાનો ઠેરાવ કરયો છે, ત્યારે તો મને કાંઇજ શક નથી કે તે એક ભલો ધણી નીવડશે. અને મારાં મરણ બાદ મારૂં બાપીકું ઘર મારાં પોતાનાં ખાનદાનના છોકરાના હાથમાં જાય તો તે મને વધારે ગમશે. પણ મેં કહયું તેમ, તેમ થવાને માટે વાત હવે વધારે લંબાણ વધી છે. મને હવે રૂસ્તમને કહેવું પડશે કે એક ચોક્કસ રકમ સીવાય મારે હસ્તકથી બીજું વધારે મેળવવાની તેણે આશા રાખવી નહી."

તે લુચ્ચો જે ઘણો મોડો આવ્યો હતો, તેણે આ ખબર ઘણી તાબેદારીથી સાંભળી.

"હું એવી શીક્ષાને લાયકનોજ છું" તે સામે થયા વીના ગરીબાઇ દેખાડી બોલ્યો, જેથી બુઢા રતનજીને બીજા શખસને પોતાનો વારેસ કરવા માટેના ઠેરાવ માટે વધારે દલગીરી લાગી.

પણ જોકે રૂસ્તમ તેના કાકાની આગળ પુરતો તાબેદાર હતો, તો પણ તે બુઢાના મગજના ફાંટાને લીધે તેવણની મીલકત ખોહવાનો તેનો ઇરાદો ન હતો. તે કોઇબી રસ્તે તે મેલવવા માગતો હતો, અને તેથી જાંહગીર સામે તે બુઢાને હુલકાવવાનું તેણે ચોકઠું રચ્યું. તે તેમાં ધારવા કરતાં વધારે ફાવ્યો. તેની અને દીનબાઇ વચ્ચે પેહલી દોસ્તી કયાં અને કેમ થઇ હતી તે તેણે માણેકબાઇ હસ્તકથી સાંભળ્યું હતું. વળી તેને ખબર હતી કે, રતનજીથી તેઓએ તે વાત છુપાવી હતી. આથી બરાબર તેવણપર અસર થાય અને તેવણ તેઓ સામે બહુ ઉશકેરાય એવા આકારમાં તે વાત તેણે રતનજી આગળ કીધી. તે સાંભળી બુઢાજીનો મીજાસ બહુ ગયો; તેવણે એકદમ જાંહગીરને પોતા પાસે બોલાવી મંગાવ્યો અને પોતાને આવી રીતે ઠગવા માટે ખોલાસો પુછયો. જયારે તેવણે જોયું કે તે પોતાનો બચાવ કરવાને અશકત હતો, ત્યારે તેઓ વચે ઘણી બોલાચાલી થઇ અને તેનું સેવટ એ આવ્યું કે, જાંહગીરને ઘર છોડી ચાલી જવાનો હોકમ થયો, અને આવી રીતે રતનજીની મોટી મીલકતનો વારેસ થવાની બાપડા જાંહગીરની સઘળી ઉમેદ ભંગ થઈ; બેશક, બુઢાજી પણ પોતાના ભત્રીજાને પાછો મેહરબાનીમાં લેવાની આવી તક મલવાથી ખુશી થયા.

કમનસીબે વળી એવું બન્યું કે રતનજી આજારી પડયા અને જયારે ડાકટરે જણાવ્યું કે તેવણની સાજા થવાની થોડીજ આશા હતી, ત્યારે દીનબાઇને લાગ્યું કે તેવણ આગળ આ બાબદનો ખોલાસો કરી તે ઠગાઇમાં જાંહગીરનો હાથ કેટલો થોડો હતો તે જણાવી, તેની સાથે તેવણને પાછી સલાહ કરવાની તક હવે ઘણી દુર ગઈ હતી. એક દીવસે તેવણની માંદગીનાં બીછાનાં આગળ તેણીને બોલાવવામાં આવી.

તેવણના ઓરડામાં દાખલ થતાંજ એક વકીલને ત્યાંથી ચાલી જતાં જોઇ તેણી ઘણી અજબ થઇ.

રતનજી બીછાનાપર તકીઆઓ ગોઠવી તેને અઢેલી બેઠા હતા. તેવણ તદનજ નખાઇ ગયા હતા, તેવણનો આગળો સઘળો દમામ તથા તોર જતો રહયો હતો. તેવણને જોઇ તે છોકરીની આંખોમાં આંસુ આવી ગયાં.

"મામા, તમે મને બોલાવવા મોકલી હતી?" તેણીએ ધીમા નરમ અવાજે પુછયું.

"હા દીકરી, મેં ધારયું કે મારાં નવાં વીલ વીશે તુંને જણાવવું જોઇયે. હું નહી ધારતો કે હવે હું વધારે વખત જીવું, અને તેથી મારી નાની દીકરીને કોઈની સંભાળમાં સોંપવી જોઇયે."

તેણીને ધાસ્તી લાગતી હતી કે રખેને તેવણ પોતાના ભત્રીજાનું નામ દે. તેણીના ચેહરા પરથી તેવણ તેણીના વીચારો પામી ગયા.

"નહી, મારી દીકરી, તું તારી મરજી પ્રમાણે ચાલજે," તેવણ મુછમાં હસીને બોલ્યા. "તું રૂસ્તમની ધણીયાણી થઇ અહીંઆં રહી હતે તો તે કદાચ મને વધારે ગમતે, પણ હવે તો જેમ છે તેમજ ઠીક છે. જોકે જાંહગીરે મને ઠગ્યો, તે છતાં તે એક ભલો છોકરો છે."

દીનબાઇનો ચેહરો લાલ થઇ આવ્યો અને તેણીએ માયાથી તેવણનો હાથ દાબ્યો.

"તું એમ ના સમજતી કે હું તેને વાસ્તે કાંઇ ઘણું મુકી ગયો છું. જો હું તેમ કરૂં તો રૂસ્તમને ગેરઇનસાફ થાય."

"હું મુદ્દલથી પૈસાનો વીચાર કરતી નહી હતી," તે છોકરીએ સચ્ચાઈથી કહયું, "તમે અમારા અદરાવા માટે વાંધો નથી લેતા એજ વીચારથી ફક્ત હું ખુશી થઇ હતી. જાંહગીરને પરણવાથી હું તમને નારાજી કરૂં એ વીચારથી હું ઘણી દુઃખી થતી હતી."

"ઠીક, ઠીક, તું એથી વધારે સારૂં કરી નહી શકે," તેવણ લગાર નાખુશ થઇ બોલ્યા, "બીચારો રૂસ્તમ નાશીપાસ થઈ જશે. જાંહગીરને વરસ દહાડે રૂ૫૦૦ મળે એવી ગોઠવણ મેં કીધી છે."

તે છોકરીનું દીલ આભારથી ઉભરાવા લાગ્યું. તેણીએ આટલાં બધાંની આશા રાખી ન હતી.

"તેણે મારી જીંદગી બચાવી તેના બદલામાં મેં થોડામાં થોડું મારેથી જે થઇ શકે તે કીધું છે. વીલ પેલી તેબલ પર છે. તું તે વાંચીને મારી પેટીમાં બંધ કર. અને દીકરી, હું ધારૂં છું કે તું એ વીશે રૂસ્તમ આગળ કશું બોલતી ના, નહી તો તે એમ ધારશે કે હું તેને લુટી લેઉં છું"

તે છોકરીને તેવણના અવાજપરથી ઘણું લાગી આવ્યું; વળી તેણીને અજાએબી એ લાગી કે તેવણનો ભત્રીજો કેટલો લોભી અને એકલપેટો હતો, તે ખુલ્લે ખુલ્લું જાણવા છતાં તેવણ તેનીપર કેટલું હેત રાખતા હતા.

તેણીએ વીલ વાંચીને પુરૂં કીધું તેટલાં રતનજી ઊંઘાઇ ગયા. તેમાં નોકરો માટે થોડી થોડી નાની રકમો તથા જાંહગીર અને દીનબાઇ દરેકને વરસ દહાડે રૂ૫૦૦) ની રકમ સીવાય બાકીનું બધું તેવણ રૂસ્તમને આપી ગયા હતા. તે કાગજયું કે જેનીપર તેનો તેમજ જે માણસને તેણી ચાહતી હતી તેનો આટલો બધો આધાર હતો, તેને તેણીએ પોતાના હોઠો આગળ ધરી "કીસ" કીધી અને તેબલપર મુકેલી એક નાની ઇસકોતરીમાં તેને બંધ કરી જાંહગીરપર એક લાંબું કાગજ લખવા દોડી ગઇ.

કાગજ પુરૂં કરે તેટલાં તપાલનો વખત લગભગ પુરો થવા આવ્યો હતો તેથી તેણી પોતેજ તે નાખવા તપાલ હાઊસમાં દોડી ગઈ. અડધો કલાક પછી તેણી પાછી ફરી ત્યારે તેણીના મામા ગુજરી ગયા હતા. જેવી દીનબાઇ તેવણનો ઓરડો છોડી ગઇ કે રૂસ્તમ ત્યાં આવ્યો હતો અને તેની સાથે વાત કરતાં તે બુઢા શખસપર તેવણનાં દરદે હુમલો કીધો અને કાંઇબી મદદ મેલવી શકાય તે આગમજ તો તેવણ ગુજરી ગયા. તેણીના મામાનાં મોતથી બાપડી દીનબાઇને ઘણુંજ દુઃખ થયું. તેણીની એક બે કલાકની ગેરહાજરીમાં તેવણના સોહરાઇ ગયલા ચેહરાપર ઘણો ભયંકાર ફેરફાર થયલો તેણીએ જોયો. તેણી તે અંધારા ઓરડામાંથી—મોતનાં બીછાનાં આગળથી—ગુપચુપ ચાલી પોતાના ઓરડામાં ગઈ; ત્યાં તેણીએ પોતાની બુઢી નીમકહલાલ દાસીને ચીંતાતુર દેખાવથી વાત કરવા માટે તેણીની રાહ જોતી ઉભેલી જોઈ.

"બાઇ, શેઠે તમારાં ભવીષ માટેની કાંઇ ગોઠવણ કરી વીલ તો કીધું હશે; તેમ હોય તો સારૂં, નહી તો નજદીકના સગા તરીકે રૂસ્તમજીને બધું મળશે."

"હમણાં કાંઈ એ વાત કરવાનો વખત નથી," દીનબાઇએ તે બુઢી ડોસીનાં દેખાતાં સખત દીલ માટે લગાર કમકમીને કહયું.

"નહી, હું ધારૂં છું કે નહી કરવી જોઇએ, પણ રૂસ્તમજી શું કરશે તેની જો મને બીક નહી હતે તો હું બોલતેમી નહી. તે કાંઈ મુએલાનો વીચાર કરવાનો નથી. જો વીલ હોય તો તે કયાં છે તે તેને જણાવું નહી જોઇએ."

તેણીના બોલોથી તે છોકરીનાં દીલમાં ધાસ્તી લાગી. તેવણની છેલ્લી ઘડી વેળાએ રૂસ્તમ તેવણ સાથે વાત કરતો હતો. કદાચ તે વીલને વાસ્તેજ હશે. તેણીએ તે બુઢી આગળ વીલમાં શું હતું તેનો ખોલાસો કીધો, અને કહયું કે તેવણની પેટીમાં તેણીએ તે બંધ કરી તેની કુંચી તેવણના તકયા હેઠળ મુકી હતી.

"ત્યારે તો તે પેટીમાં વધારે વાર રાખવું નહી જોઇએ." તેણી ઉશકેરાઈ આવી બોલી. દીનબાઈ પાછી તેવણના ઓરડામાં ગઇ.

ત્યાં જઇને જેવું તેણીએ જોયું કે પેટીને તાળું હતું નહી, તેવીજ તેણીને હેબત લાગી અને ધ્રુજતા હાથે તેણીએ ઢાંકણું ઊંઘાડયું. તેમાં વીલ હતું નહી; તે શોધવા માટે ઓરડાની આસપાસ નજર કરતાં તેણીની નજર ત્યાં મુકેલા એક નાના ચુહલાની નજદીકમાં પડેલી રાખપર પડી, તે જોઇ તેણીએ પોતાની નીરાશ આંખો તે દાસી તરફ ફેરવી.

"વીલને બાળી નાખવામાં આવ્યું છે, જાંહગીર અને મને કાંઇબી મળશે નહી" તેણીએ નાશીપાસ થઇને કહયું; પછી રૂસ્તમને શોધવા ગઈ. તે રતનજીના લખવાના ઓરડામાં બેસી તેવણની ચોપડીઓનાં પાનાં ઉડલાવી હીસાબ તપાસતો હતો અને જોતો હતો કે બધી મીલકત કેટલા સુધીની હતી.

"કયું, આજનું કીધેલું વીલ!" જયારે તે છોકરીએ ગુસ્સા ભરી આંખો સાથે તે વીલનો નાશ કરવાનો બટ્ટો તેની પર મુકયો ત્યારે તે બોલ્યો, "હા, મેં તે બાળી નાખ્યું છે, બુઢાજીએ મને તેમ કરવા કહયું હતું. તેવણે કબુલ કીધું કે મારી મીલકતમાંથી એટલું બધું બીજાને આપવું એ મને લુટવા બરાબર છે, તેથી તે બાળી નખાવ્યું, અને કહયું કે તેવણ બીજું વીલ કરશે, જેમાં પેલા ન્યુસપેપરવાલાને વરસ દહાડે ૫૦) રૂપ્યા આપી જશે. તે બુઢાને ઠગ્યા પછી એટલુંબી તેને ઘટે તે કરતાં વધારે હતું. દીનું, તુને જો તેવણના પૈસામાંથી ભાગ જોઇતો હોય, તો તે મને પરણવાથી મળશે."

## પ્રકરણ ૨ જું.

"બાઇ સાહેબ, શેઠ તમુને બોલાવે છે," દીનુંની દાસી તેણીના બાઇના ઓરડાનો દરવાજો ઠોકી બોલી. દીનબાઇ પ્યારનો સ્વપ્નો જોતી બેઠેલી હતી, પણ તેણીના વીચારો કાંઇ ઘણા ચલકતા અને આશાવંત નહી હતા. રૂસ્તમને પાછા ફરયાને મહીનો થયો હતો અને તેના આવ્યા, પછી દરેક ચીજ ઊંધી થતી હતી.

દીનબાઇએ અગમચેતી કીધી હતી તે પ્રમાણે બુઢા રતનજીની સઘળી મેહેરબાની પાછી મેળવવાને તાબેદારીની સેહજ નીશાની બતાવવાની જરૂર હતી. દીનબાઇએ દુઃખ વચ્ચે જોયું કે તેણી અને તેવણના નવા વારેસ વચ્ચે જે સમજુતી થઇ હતી, તે સાંભળવાને તેવણ હવે રાજી ન હતા.

"જાંહગીર ઘણો ઉતાવળો બન્યો હતો," તેવણ લગભગ ચીરડાઇને બોલ્યા.

"પણ મામા, હું તો ધારતી હતી કે તમે તેવણને મારી સાથે પરણાવવાને ઘણા આતુર હતા." તેણી તુરતજ બોલી, અને રતનજી ઓરડામાં આમ તેમ ફેરા ખાવા લાગ્યા, જેથી તેણીને બેચેની લાગવા માંડી.

"ઠીક, એ ગોઠવણ મારી પોતાની હોવાથી હું ધારૂં છું કે હવે મારેથી ના કહેવાય નહી," તેવણ અંતે બોલ્યા. "પણ મને લાગે છે કે હું રૂસ્તમ પર લગાર સખત થયો છું. સઘળું છતાં, એ મારૂં પોતાનુંજ લોહી કહેવાય અને તેના સઘળા વાંક છતાં, કદાચ પાપ કરવા કરતાં તેની સાંમે વધારે પાપ કરવામાં આવ્યું હોય."

"પણ ખચીત, રૂસ્તમ જેવા માણુસ સાથે મને પરણાવવા તમુને ગમશે નહી?" તેણીએ ગુસ્સાથી પુછ્યું અને રતનજીએ બેચેનેથી ઓરડામાં આમ તેમ ફરવાનું ચાલુ રાખ્યું.

"રૂસ્તમે હવે જયારે નવેસરથી જીંદગી શરૂ કરવાનો ઠેરાવ કરયો છે, ત્યારે તો મને કાંઈજ શક નથી કે તે એક ભલો ધણી નીવડશે. અને મારાં મરણ બાદ મારૂં બાપીકું ઘર મારાં પોતાનાં ખાનદાનના છોકરાના હાથમાં જાય તો તે મને વધારે ગમશે. પણ મેં કહયું તેમ, તેમ થવાને માટે વાત હવે વધારે લંબાણ વધી છે. મને હવે રૂસ્તમને કહેવું પડશે કે એક ચોક્કસ રકમ સીવાય મારે હસ્તકથી બીજું વધારે મેળવવાની તેણે આશા રાખવી નહી."

તે લુચ્ચો જે ઘણો મોડો આવ્યો હતો, તેણે આ ખબર ઘણી તાબેદારીથી સાંભળી.

"હુ એવી શીક્ષાને લાયકનોજ છું" તે સામે થવા વીના ગરીબાઇ દેખાડી બોલ્યો, જેથી બુઢા રતનજીને બીજા શખસને પોતાનો વારેસ કરવા માટેના ઠેરાવ માટે વધારે દલગીરી લાગી.

પણ જોકે રૂસ્તમ તેના કાકાની આગળ પુરતો તાબેદાર હતો, તો પણ તે બુઢાના મગજના ફાંટાને લીધે તેવણની મીલકત ખોહવાનો તેનો ઇરાદો ન હતો. તે કોઇબી રસ્તે તે મેલવવા માગતો હતો, અને તેથી જાંહગીર સામે તે બુઢાને હુલકાવવાનું તેણે ચોકઠું રચ્યું. તે તેમાં ધારવા કરતાં વધારે ફાવ્યો. તેની અને દીનબાઇ વચ્ચે પેહલી દોસ્તી કયાં અને કેમ થઇ હતી તે તેણે માણેકબાઇ હસ્તકથી સાંભળ્યું હતું. વળી તેને ખબર હતી કે, રતનજીથી તેઓએ તે વાત છુપાવી હતી. આથી બરાબર તેવણપર અસર થાય અને તેવણ તેઓ સામે બહુ ઉશકેરાય એવા આકારમાં તે વાત તેણે રતનજી આગળ કીધી. તે સાંભળી બુઢાજીનો મીજાસ બહુ ગયો; તેવણે એકદમ જાંહગીરને પોતા પાસે બોલાવી મંગાવ્યો અને પોતાને આવી રીતે ઠગવા માટે ખોલાસો પુછયો. જ્યારે તેવણે જોયું કે તે પોતાનો બચાવ કરવાને અશક્ત હતો, ત્યારે તેઓ વચે ઘણી બોલાચાલી થઇ અને તેનું સેવટ એ આવ્યું કે, જાંહગીરને ઘર છોડી ચાલી જવાનો હોકમ થયો, અને આવી રીતે રતનજીની મોટી મીલકતનો વારેસ થવાની બાપડા જાંહગીરની સઘળી ઉમેદ ભંગ થઈ; બેશક, બુઢાજી પણ પોતાના ભત્રીજાને પાછી મેહરબાનીમાં લેવાની આવી તક મલવાથી ખુશી થયા.

કમનસીબે વળી એવું બન્યું કે રતનજી આજારી પડયા અને જ્યારે ડાક્ટરે જણાવ્યું કે તેવણની સાજા થવાની થોડીજ આશા હતી, ત્યારે દીનબાઇને લાગ્યું કે તેવણ આગળ આ બાબદનો ખોલાસો કરી તે ઠગાઇમાં જાંહગીરનો હાથ કેટલો થોડો હતો તે જણાવી, તેની સાથે તેવણને પાછી સલાહ કરવાની તક હવે ઘણી દુર ગઈ હતી. એક દીવસે તેવણની માંદગીનાં બીછાનાં આગળ તેણીને બોલાવવામાં આવી.

તેવણના ઓરડામાં દાખલ થતાંજ એક વકીલને ત્યાંથી ચાલી જતાં જોઇ તેણી ઘણી અજબ થઇ.

રતનજી બીછાનાપર તકીઆઓ ગોઠવી તેને અઢેલી બેઠા હતા. તેવણ તદનજ નખાઇ ગયા હતા, તેવણનો આગળો સઘળો દમામ તથા તોર જતો રહયો હતો. તેવણને જોઇ તે છોકરીની આંખોમાં આંસુ આવી ગયાં.

"મામા, તમે મને બોલાવવા મોકલી હતી?" તેણીએ ધીમા નરમ અવાજે પુછ્યું.

"હા દીકરી, મેં ધારયું કે મારાં નવાં વીલ વીશે તુંને જણાવવું જોઇયે. હું નહી ધારતો કે હવે હું વધારે વખત જીવું, અને તેથી મારી નાની દીકરીને કોઇની સંભાળમાં સોંપવી જોઇયે."

તેણીને ધાસ્તી લાગતી હતી કે રખેને તેવણ પોતાના ભત્રીજાનું નામ દે. તેણીના ચેહરા પરથી તેવણ તેણીના વીચારો પામી ગયા.

"નહી, મારી દીકરી, તું તારી મરજી પ્રમાણે ચાલજે," તેવણ મુછમાં હસીને બોલ્યા. "તું રૂસ્તમની ધણીયાણી થઇ અહીઆં રહી હતે તો તે કદાચ મને વધારે ગમતે, પણ હવે તો જેમ છે તેમજ ઠીક છે. જોકે જાંહગીરે મને ઠગ્યો, તે છતાં તે એક ભલો છોકરો છે."

પથી ગુંથનારીને એક નંગ પુરૂં કરતાં એક અઠવાડયું લાગે છે. વધારે ઊંચી જાતનાં "જરસી" માટે વધારે ઝીણું ઉન વપરાય છે, જેનું દામ એક રતલનું ૭ શીલીંગ બેસે છે. આ જાતનું એક નંગ બનાવવા માટે એક પખવાડયું લાગે છે, કારણ ઉન ઝીણું હોવાને લીધે કામ વધારે કરવું પડે છે અને તે બનાવવાને સાત શીલીંગ બેસે છે. કેટલીક સ્ત્રીઓને આ ઉદ્યોગમાં ઘણાં વરસોનો માહવેરો હોવાથી તેઓ તેમાં ઘણીજ ચાલાકી બતાવે છે, અને તેમાં ફુલો, પાતરાં, સઢ સુધાંનું વહાણ વગેરે ઘણી નવાઇ જેવી તરાંહો અંદર ગુંથે છે.

. કેટલીક વખાએ છોકરીઓને ખાનગી "આરડરો" મલે છે, અને તે તેઓ ઘણી ખુશીથી બજાવે છે. બૈરાંઓ માટેનાં પણ "જરસી" બનાવે છે; તેઓને ગુંથવાની રીત તેજ છે, ફકત કમ્મર આગળથી તેઓને સાંકડાં બનાવવામાં આવે છે. આમાંનાં એકનું દામ ઉન સુદ્ધાં સોલથી સતર શીલીંગ બેસે છે. તેઓ ઘણાં ટકાઉ હોય છે અને વરસો સુધી જવાબ દે છે.

આ "જરસી" ગુંથવાના ધંધાને લીધે ત્યાંની જુવાન છોકરીઓને નોકરી કરવાની જરૂર પડતી નથી. તેઓ પોતાની ધણીઆણી હોય છે અને છુટાપણું ભોગવે છે. વળી તેઓને પોતાનાં સગાં વાહાલાં અને દોસ્તોને છોડી જવાની ફરજ પડતી નથી, પણ તેઓ સાથે ઘરમાં રહી શકે છે. આથી કોર્નવોલના કીનારાપરનાં માછીઓનાં શેહેરો અને ગામડાંઓ જુવાન સ્ત્રીઓ અને છોકરીઓથી ભરેલાં હોય છે, જેઓ પોતાની છુટાપણાની જીંદગીને ચાહે છે, અને તે ટકાવી રાખવાનું પસંદ કરે છે.

માછીઓ, ખલાસીઓ, છોકરાંઓ, મોટાં અને નાનાં સર્વે બહુ "જરસી" પેહરે છે, કે જે તેઓના ધંધાને બંધબેસતો અને સગવડ ભરયો પેહેરવાસ છે. મોટાં પાણીઓમાં કામ કરનારાઓનું તે સાધારણ પેહેરણ છે. કોરનીશ છોકરીઓને ખરેખર ઘણું આભારી અને ખુશી થવું જોઇયે કે તેઓ પોતાનો ફુરસદનો વખત આવાં સારાં કામમાં વાપરે છે, કારણકે દુર પડેલાં માછીઓનાં ગામડાંમાં કે જયાં બીજો કાંઇબી ધંધો થઇ નથી શકતો, ત્યાં શીયાળાના લાંબા કલાકો વારેઘડીએ ઘણા કંટાળાભરયા થઇ પડે છે. ખરેખર જોતાં તેઓની જીંદગી તેઓને બીજા કોઇબી જાતના ધંધાને લાયકનાં બનાવતી નથી. તેઓની જાતમાંનાં ઓછાં નસીબવાનો વારેઘડીએ ઘણી ગરીબાઇમાં દીવસો ગુજારે છે, તે વેળાએ જયારે પુરૂષો આળસાઇમાં વખત કાઢે છે ત્યારે સ્ત્રીઓ અને છોકરીઓ એકસરખી રીતે મક્કમપણાથી ગુંથ, ગુંથ, ગુંથ કરે છે અને ઘરના દરવાજામાંથી ભુખમરાને દુર કરવાને થોડીક શીલીંગો કમાય છે.

પીરોજા.



# સ્ત્રીની મિત્રાચારી.

## પ્રકરણ ૧ લું.

**મિત્રાચારી એક સરખી પદ્વી માંગે છે,–ખરી પ્રીત આપમતલબથી નીરાળી હોય છે.**



"સાવચેત રહેજે, વાહાલી ફ્લોરન્સ, હું બીહું છું કે આ ગરમ પ્રીતિનો છેડો નીરાશીમાં આવશે, જોકે હાલની તારી ખુશાલીમાં હું દીલોજાનથી ભાગ લેઊં છું," આ મીસીસ લેસ્લીનું એક ઉશકેરાઇ ગયલી છોકરીને કહેવું હતું, કે જેણી પોતાને મળેલી એક ચીઠ્ઠી ફરી ફરીને વાંચીને પોતાની માતા તરફ નહીં સમાવી શકાય એટલી ખુશાલીથી કુદી આવતી હતી.

"નીરાશી, સૌથી વાહાલાં માયજી? કેમ બને?" આ તેણીનો આતુર જવાબ હતો.

"કારણકે મિત્રાચારી પ્યારના કરતાંબી વધારે એક સરખી પદ્વી માંગે છે. જો એકની પદ્વી આપણા મુલકના માતબર ઉમરાવોમાંના એકની અને બીજાંની આપણા જેવી ઉતરતી હોય, તો મિત્રોએ જેવાં એક બીજાં તરફ રહેવું જોઇયે તેમ તેઓ રહી શકે નહી."

"મેં તેણીને તેમ કહયું હતું, યાતો મારી રીતભાતે તેમ કહેલું હોવું જોઇયે, કારણકે એક વખતે તેણીએ તેણીની ઊંચી પદ્વી માટે આટલી બધી બીહવા ખાતર મને બબડતી છોકરી કહી હતી, અને પુછયું હતું કે તેણીનાં નામ અગાઉ 'લેડી' બોલ મુકાયો હતો, માટે શું આઇદા વીલીયમ અને ફ્લોરન્સ લેસ્લી વચ્ચે નહીં પસાર થાય એવો માર્ગ હતો કે? હું તેજ પળથી તેણીને ચાહવા લાગી."

"વગર શકે," તેણીની માતાએ હસીને જવાબ આપ્યો. "તોબી હું ઇચ્છું છું, મારી ફ્લોરન્સ, હું ઇચ્છું છું કે તારી પેહલી મિત્રાચારીનો ગાંઠ કોઇ બીજાંજ સાથ બંધાયો હતે. તું જાણતી નથી કે કેટલી બધી વાર મેં ઇચ્છીયું છે કે તારી પોતાની ઉમ્મરની અને તારાજ સરખી પદ્વીની કોઇ જુવાન છોકરી સાથ તુંને મિત્રાચારી થાય, અને જે હેત તું મારા ઉપર અને મીની ઉપર–"

"અને મારા બાવા અને વાલતર, શું હું તેમને ચાહતી નથી?" પોતાની માતા તરફ પ્યારભરી નજર ફેંકીને તેણી હસીને વચ્ચે બોલી ઉઠી.

"જે સધળાંને ફ્લોરન્સ ચાહે છે, તેમને જો હું ગણવા બેસું તો હું ધારૂંછું કે મારે મીનીની બીલાડી, વાલતરનો કુતરો અને જે બીજાં મુગાં પ્રાણીઓ તેણીની આગળ રક્ષણ અને સંભાળને માટે આવે છે, તેમને ઉમેરવાં જોઇયે," મીસીસ લેસ્લીએ તેવાજ હસ્તે અવાજે જવાબ દીધો, "પણ તોબી તુંને એક મિત્ર મળે એવી મેં ઘણી આશા રાખી હતી, કારણકે તું તદ્દન એકલી અટુલી ફરે છે."

"એકલી, માયજી? તમારી અને મીની સાથે? એમ કેમ તમે બોલોછો? શું મેં કદીબી કોઇ બીજાં માટે ઇચ્છયું છે?"

"નહી, વાહાલી, પણ તે કાંઈ કારણ નથી કે તારી માતા કાંય નહી તેમ ઇચ્છે?" મીની પોતાની તેર વર્ષની ઉમ્મર કરતાંબી નાની દીસ્તી આપણી લાડકી છોકરી છે, અને તેણી તારી ચાલતી ખુશાલીમાં ભાગ લેવા લાયકની નથી."

"પણ શું તમો નથી?"

"મારી ગરમ દૈડાંની દીકરી, તારી કલ્પના ધારે છે તેટલી બધી હું તારી સાથી થઈ શકતી નથી." મીસીસ લેસ્લીએ મુશકેલીએ પોતાની લાગણી દબાવી જવાબ દીધો; "હમેશની સોફા ઉપર કે બીછાણાં ઉપર પડી રહેલી હું શું કરી શકું? મારાં બચ્ચાંઓનો ખુશાલ હસવાનો અવાજબી હું સાંભળી શકતી નથી, અને તુંને એક સ્ત્રીના સાથની હવે ગરજ છે, અને તે હું પુરી પાડી શકતી નથી. એ વિચાર મારાં દુઃખમાં વધારો કરે છે. મેં વારંવાર જોયું છે કે છેલ્લાં વર્ષમાં મારૂં દુઃખ મારા કરતાં તુંને વધારે દીલગીર કરે છે. હમેશાં મારી ઉપર સંભાળ રાખતી રહેવું, મારો સ્વભાવ તપાસી લેવો અને મારે માટે વિચાર કરવામાં દહાડા કહાડવા, એમાં કાંઇ તારે લાયકનું કામ નથી, મારી ફ્લોરન્સ."

"તે તેની દલગીરી સાથ એટલું બધું તો કીમતી છે, સૌથી વાહાલાં માયજી, કે હું કદીબી તે છોડી દેવા કબુલ થાઉં નહી. ફકત છેલ્લાં બે વર્ષ થયાંજ હું તમોને કેટલી બધી આભારી છું? તમો કેટલું બધું ખમોછો, અને મારી બેહેસ અને જીદે કેટલો બધો કંટાળો આપ્યો હશે, તે જાણવા લાગીછું, માટેજ હું વિચારવંત અને ગંભીર દેખાઊંછું."

"અને તેટલાજ માટે, વાહાલી દીકરી, તું કાંઈ મિત્ર મેળવી શકે એમ હું ઇચ્છતી હતી; કે જેની પ્રીતી તુંને ખુશાલ વિચારો આપે. વળી હું જાણુંછું કે એક ચોક્કસ ઉમ્મરે જુવાનોને પોતાનાં અતલગનાં સગાં વાહાલાં સાથે બીજાંઓનીબી જરૂર પડે છે, કે જેમને તેઓ ચાહી અને માન આપી શકે. તેમને તેમની લાગણી અને વિચારો બીજાંને જાહેર કરવાની જરૂર લાગે છે. દીલસોજી એ જીંદગીની જાદુઇ મોહીની છે અને એક મિત્ર તે માટે હમેશાં તૈયાર રહે છે. મારૂં માનજે, એવાં ઘણાંક મિત્રો છે કે જેઓ દુઃખ અને આફતમાંબી એક બીજાંને વળગી રહે છે, જેઓ બેદરકારી અને અવિશ્વાસને કદીબી ભરાવા દેતાં નથી, અને વળી જેઓ દલગીરીમાં કે ગુનાહની વખતેબી રક્ષણ અને આશા સાથ નજદીક ઉભાં રહે છે." હાકે અથવા તો કોઇ બીજી લાગણીએ મીસીસ લેસ્લીનો અવાજ એટલો તો ધીમો થતો ચાલ્યો કે છેલ્લે તો સંભળાઇ વદીક શકાયો નહી.

પોતાની માતાની આવી લાગણી જોઇ ફ્લોરન્સે તેણીનાં ગળાં આસપાસ પોતાના હાથો વીટાળ્યા, અને એટલી બધી વાત નહી કરવાને વીનંતી કરી અને કાંઇક દલગીરીથી બોલી; "ખરેખર, તમે સાચી મિત્રાચારીનુંજ ચિત્ર આપ્યું છે. લેડી આઇદા સઘળી વાને એમ કરી શકે, પણ મારા જેવી ઉતરતી પદ્દીની ગરીબ છોકરી શું કરી શકે? જોકે મને લાગી આવે છે કે હમણાં તેણી છે તે કરતાં વધારે સુખી કરવાને દુનિયાના છેડા સુધી જવાનેબી હું તૈયાર થાઉં. અરે, માયજી, જેમ હું તેણીને ઓલખુંછું તેમ તમે તેણીને ઓલખો."

"તે ખુશાલી હોવા વગરબી હું તેણીને જેટલી ઓલખુંછું તે ઉપરથીબી હું કહી શકુંછું કે, જો તેણીની પદ્દી ઉતરતી હતે તો ફ્લોરન્સને માટે વધારે વાહાલી અને વધારે સાચ્ચી મિત્ર કોઈ શોધી શકતે નહી. પણ યાદ રાખ મારી ફ્લોરન્સ, કે ફકત તમારી સ્થીતિ વચ્ચેનો મોટો તફાવતજ નહી, પણ એક બીજુંજ કારણ તુંને લાંબો વખત લેડી આઇદાથી જુદી પાડે છે. તેણી લાંબો વખત સુધી ઈંગ્લંડ છોડી ઇટલી રહેવા જનાર છે."

"અને મારાં સઘળાં દીલથી હુંબી ઇચ્છુંછું કે તેણી એકદમ ત્યાં જવા નીકળી પડે, જોકે હું એકલી તો પડીશજ." ફ્લોરન્સ ઉશકેરાઇને બોલી ઉઠી.

"બેશક તું તેમ ઇચ્છે છે, પણ શું પ્યાર કે મિત્રાચારી, આપ મતલબથી તદ્દન નીરાળી હોવી જોઇયે; તોબી હું ઇચ્છુંછું કે તારા પેહલા મિત્રાચારીના ગાંઠમાં આ પ્રમાણે તને જુદું પડવાની ગરજ પડતે નહી."

"પણ ભવિષ્યનાં દુઃખમાંથી બચવા માટે હું ચાલતી ખુશાલી ખોહવા માંગતી નથી. તમે જાણોછો, વાહાલાં માયજી, કે હું ખુશાલી અને દલગીરીને જોડ બેહનો ગણુંછું. એક વગર બીજી મને લાગી શકતી નથી, અને જો હું એક દલગીરીની બીકને ખાતર બીજી ખુશાલી ખોહી દેવાને તૈયાર થાઊં, તો પછી મારા જેવી કંગાળ શક્તિવાળી કોણ કહેવાય?"

કાંઈ નહીં સમજ્તય એવી લાગણી મીસીસ લેસ્લીના ચેહરા ઉપર પંથરાઈ હતી, જેને બીજાંઓ જુદાંજ કારણનું રૂપ આપતે, પણ જયારેથી ફ્લોરન્સ તે જોતી ત્યારે ધારતી હતી કે તે તેણીની માતાની શરીરની પીડાને લીધે હતી.

"હવે ચાલતી ખુશાલી પાછી બોલાવામાં તો ઘણુંજ મોડું થયું છે, મારી દીકરી, લેડી આઇદાને ચાહવાનું ચાલુ રાખ; ફકત યાદ રાખજે કે તારી ખુશાલીનાં આકાશમાં કોઇ દીનેબી વાદળ ઘેરાઇ આવશે. અને તેણી જોકે ઇંગ્લંડ પાછી ફરશે, તોબી આ મિત્રાચારી ચાલુ રહી શકશે નહીં. અને મારી ફ્લોરન્સમાં પોતાની માતાની મગરૂરીનો અંશ એટલો ઉતરેલો છે કે જેથી તેણી એક "ગરીબ" મિત્ર તરીકે તો રહીજ શકે નહીં."

"હું કદીબી લેડી આઇદા સાથ એમ વર્તી શકું નહી," ફ્લોરન્સે જવાબ દીધો, "કારણકે ત્યારે તો તેણી હાલ જે મારામાં કાળજી લે છે તે ન લે, અને વળી મને ચાહે પણ નહીં. હું કદીબી તેઓના જેવી ધીક્કારવા લાયક ચાલ ચલાવું નહીં, કે જેઓ ઉપર ચહડવાની આશામાં પોતાની ખુદરતી સ્થીતિ કરતાંબી પોતાને વધુ નીચે લાવી મેળે છે અને બીજાંની હસી મશકેરીમાં આવી પડે છે."

## પ્રકરણ ૨ જું.

### લેસ્લીનું કુટુંબ,-એક ભેદ. સોબતથી મેલવેલો ગામડાં તરફનો પ્યાર.

છેલાં પ્રકરણમાં આવી ગયલી ઉશકેરાઇ ગયલી છોકરી જે આપણું ધ્યાન મોટો ભાગ ખેંચી રહેશે, તેણી મી૦ અને મીસીસ લેસ્લીનાં ત્રણ છોકરાંઓમાંની એક હતી. તેઓ ઘણાંક વર્ષો થયાં દેવનશાયરના દક્ષિણ કીનારા ઉપર આવેલાં બેબીકોમ્બનાં નાનાં સુંદર ગામડાંમાં વસ્તાં હતાં. મોટાં શેહેરો અને ઈંગ્લંડના બીજા ભાગોની વારંવાર તેઓ મુલાકાત લેતાં હતાં, પણ તેમનું ઘર તો 'દેવનશાયરમાંજ હતું અને ત્યાંજ તેણીનાં દીલના સઘળા જુસ્સા સાથ ફ્લોરન્સની પ્રીતીએ મુળ લીધું હતું. લંડનને તેણી ધીક્કારતી હતી. ત્યાંનાં રહેવાસીઓને તેણી સખત હૈયાનાં, થંડાં ગણતી હતી; કારણકે ઈંગ્લંડની કિર્તીનાં મોટાં વેપારી શેહર લંડનના વિદ્યા હુનરના ખજાનાથી તેણી અંજાણી હતી. હમણાં સુધી તો તેણી પક્ષીઓનાં મધુર ગાયનને અને નદી નાળાંનાં વેહતાં પાણીના ધોધને તે રાજદ્વારી શેહરના ગમે એવાબી કુશળ ગાયણુંકાર કરતાં વધુ કીમતી ગણતી હતી. ખીલતાં ફુલો, ખીણો અને ટેકડીઓ ઉપરનો રળ્યામણો દેખાવ, ગામડાંનાં છોકરાંઓ, અને મજબુત બાંધાનાં ખેડુતોનો ખેતરમાં અને બાગોમાં થયલો જમાવ સૌથી સુંદર ચિત્રોનાં પ્રદરશનો કરતાં વધારે સુંદર તેણીની કલ્પનામાં લાગતાં હતાં.

તેણીનાં સાદાં મગજની લાગણીઓ તેણીનું મન રીઝવવા પુરતી હતી. પોતાની વર્તણુકમાં અવલોકન ખીલવવા માટે કોઇ બીજી સોબતની તેણીને ગરજ હતી નહી. તવારીખ, કવિતા અને સારી વાર્તાની જેબી ચોપડી મળી શકે તે તેણી ઉલટથી વાંચતી હતી. એટલી નાની ઉમ્મરમાં આટલું બધું વાંચ્યાથી કોઇ બીજી છોકરીમાં જે જે નુકશાનકારક વિચારો ઉભા થતે તે મીસીસ લેસ્લીની નરમ સલાહથી ફ્લોરન્સને કોઇ રીતે હરકત કરતા હતા નહી. તેણીને બાઇરન કે મુરનાં પુસ્તકો લઇ બેબીકોમ્બનાં ખેતરોમાં અને ખડકો આગળ એકલી બેસી વાંચવાનો શોખ હતો નહી, જોકે તેણી વારંવાર ખડક ઉપર ઝાડીઓથી ઢંકાઇ ગયલી જગાઓ ઉપર હાથમાં એકુ ચોપડી સાથ સાંજની ઠંડી હવામાં બેઠેલી જણાતી હતી. પણ બાઇરન અને મુરનાં ભક્તો, તમે બીહો ના, તેણી કાંઇ હલકાં વાંચણો વાંચતી નથી. હીમનસ, વર્ડસવર્થ, સ્કોત, એદજવર્થ અને ઓસ્તીનનાં અસરકારક લખાણો તેણીના હાથમાં નજરે પડતાં હતાં. હજી સુધી તો તેણીની કલ્પનાને જે ખુશ લાગતું તેજ તેણી સમજતી હતી, પણ ફ્લોરન્સ કાંઇ પોતાની ચોપડીઓ અને ફુલોમાં એટલી બધી મશગુલ થઈ ન હતી કે જેથી બીજી ખુશાલીમાં ભાગ લેવા તેણી રાજી ન થાય. બૉલમાં જવાને તેણીના જેટલું ઇંતેજાર કોઇજ રહેતું હશે. કોઇ માનીતી ચોપડીમાંની કાંઇ દલગીરીભરી બીના માટે જો તમો તેણીને આંસુઓ સાથ જુઓ તો સાંજે બાળકોના ખુશાલ મેલાવડામાં તેમનીજ માફક હસ્તી રમતી જોશો.

પંદર વર્ષની ઉમ્મર સુધી તેણી આ જાતની છોકરી હતી. સતરમાં વર્ષ પછી તેણીનાં સુખ ઉપર સેહજ વાદળે ઘેરો નાખ્યો. તેણીની માતાની શારીરીક પીડા તેણી સમજવા લાગી. છેલ્લાં પાંચ વર્ષ થયાં મીસીસ લેસ્લી ઉપર એક નહી સાજાં થાય એવાં દર્દે ગલબો કીધો હતો, જે કોઇ કોઇ વાર તો એટલું વધી જતું કે ફ્લોરન્સ જેણી પહેલાં તે કશું જાણતી ન હતી, તેણીને આ વિચારથી પોતાની માતા વગરની ખુશાલીમાં મજાહ લાગતી નહી.

નાની ઉમરથીજ ફ્લોરન્સ લેસ્લીનાં દીલમાં ઇટલીને લગતી દરેક વાત માટે કાંઇ અજબ જાતનો જુસ્સો હતો, કે જે માટે બીજા લોકો કહેતાં હતાં કે, તે માટે ઘણું વાંચવાથી તેણીમાં ઉત્પન્ન થયો હશે. પણ કાંઇક અજાયબ જેવી રીતે તે મીસીસ લેસ્લીમાં બેચેની પેદા કરતી. ઇટલીને લગતાં દરેક ચિત્રો ઉપરથી કોપીઓ ઉતારી લેવા ખાતર તો તેણી "ડ્રોઇંગ" કરવા શીખી હતી.

"પેલી સુંદર જમીન ઉપર કાંઇબી હક રહેવા માટે હું શું નહી આપું?" જયારે તેણી ફક્ત બાર વર્ષની હતી ત્યારે એક દીવસ તેણી બોલી હતી. ખાલી તેને ચાહવામાં બેવકુફી ગણાય છે, પણ જો ત્યારે નસીબે હું ત્યાં જન્મી હતે તો મને ગમે તેટલું હું ઇટલીને ચાહતે. પણ બાવાજી, મારો જન્મ કયાં થયો હતો, મેં માયજીને ઘણીબી વખત પુછયું છે, પણ કોણ જાણે શું છે, તે મને હજી સુધી તેનો જવાબ મળ્યોજ નથી."

મી૦ લેસ્લીનો ચેહરો તેના હાથ વતી ઢંકાયલો હતો, અને વળી સેહજ અંધારૂંબી પડવા માંડયું હતું, માટે ફ્લોરન્સને માલમ પડયું નહી કે તેનાં મોં ઉપર ચીંતાની નીશાનીઓ જણાતી હતી; પણ તેણે ધીમેથી જવાબ આપ્યો, "જો તું ગરીબ બીચારાં ઈંગ્લંડને તારી જન્મભુમી તરીકે ગણવા માટે એટલી નાખુશી બતાવે છે, તો તેમ કરવા દેવાની મારી પુરતી રજા છે, કારણકે મારી દીકરી, જો એક મુલકમાં જન્મ લીધાથી તેજ મુલકનાં આપણે ગણાતાં હોઇયે, તો જે નામ તું ધરાવે છે, તે સુંદર શેહરથી ફક્ત વીશ માઇલ દુરની જમીન ઉપર તેં જન્મ લીધાથી તુંનેબી એક ઈટાલીયન ગણવી જોઇયે."



## રાંધવાને લગતું.

**લીલા વટેણાને લાંબો વખત રાખવાની રીત**—વટેણાને છોલી, દશ મીનીટ સુધી બાફવા, પછી પાણી કહાડી નાખી કાંઇ વાસણમાં પાંથરીને મુકવા, અને તે પર થોડી મેંડા ખાંડ ભભરાવવી. તે વાસણને જ્યાં સુધી વટેણા તદન સુકાઇ જાય ત્યાં સુધી ચુલા આગલ રહેવા દેવું. ત્યાર પછી તેને કાગજની કોથલીમાં નાખી તેનું મોહડું મજબુત બાંધવું, અને સુકી ગરમ જગાપર ટાંગી રાખવી. જ્યારે વાપરવા જોઇએ ત્યારે એક કલાક આગમજથી થંડાં પાણીમાં બોલી રાખવા અને જે પાણીમાં તેને બાફવા હોય તેમાં થોડું માખણ નાખવું. જો બરાબર રીતે કરવામાં આવશે તો વટેણા તદન તાજા જેવાજ લાગશે.

**વટેણા રાંધવાની ફ્રેન્ચ રીત**—તાજા કુમલા વટેણા શેર એક લઈ તેને બે આઉંસ માખણ સાથે દશ મીનીટ સુધી ચુલાપર ધીમે ઇંગારે રાખવા, પછી તેમાં એક મોટો ચમચો ભરી નાના કાંદાને ઝીણા કાપીને, તથા બે આંઉસ માખણ ઘઉંના આટામાં બરાબર વીટાળીને અંદર નાખવું. તે તવાઇને સઘળું એકરસ થાય કે અંદર બે નીમકની ચમચી ભરી નીમક અને તેટલીજ ખાંડ નાખવી અને વટેણા તદન નરમ થાય ત્યાં સુધી ચુલા પર રહેવા દેવું. ત્યાર પછી માખણ સાથે ખાધામાં લેવું.

**બીટરૂટ રાંધવાની રીત**—બીટરૂટને ધોઇને બાફવા મુકો. બરાબર બફાય કે થંડું પાડી તેને છોલી તેની કાતરીઓ પાડો. પછી તેમાં બે ઝીણા કાંદા, બે ચમચી ભરી નીમક, એક ચમચી ભરી સફેદ મરી, એક ચમચી ભરી ખાંડ, એક વચલો ચમચો ભરી લીંબુનો રસ, અને બે આંઉસ માખણને ઘઉંના આટા સાથે બેલીને નાખો. બધાંને દશ મીનીટ સુધી ધીમે ઇંગારે રહેવા દેવો. પછી તેમાં આસ્તે આસ્તે ત્રણ ચાર મોટા ચમચા ભરી સારું જેવું ક્રીમ નાખો; દશ મીનીટ વધારે ચુલા પર રહેવા દઇ ઉતારવું, અને ગરમ ગરમ ખાધામાં લેવું. આ ડીશ ખાધામાં ઘણું હલકું અને વળી સ્વાદીષ્ટ લાગશે.

**મકરૂનનું પુડીંગ**—અડધા રતલ મકરૂન પર અડધો શેર ક્રીમને કકડો પાડી ગરમ ગરમ રેડો, અને થંડું પડે કે તેને ચમચાએ કચડીને નરમ માવા જેવું કરો. પછી તેમાં ચાર ઇંડાંની દાલ અને સફેદીને જુદો જુદો કફ ચહડાવી નાખો. સાથે બે આંઉસ ખાંડ અને એક ગલાસ બ્રેન્ડી પણ નાખવો. પછી તેને નાનાં પ્યાલાંઓમાં રેડી, પંદર મીનીટ સુધી ભઠીમાં ભુંજવા મુકવાં.

**ફ્રેન્ચ પાનકેક**—છ ઇંડાંની દાલ અને ચાર ઇંડાંની સફેદીનો જુદો જુદો કફ ચહડાવવો, પછી પોણોશેર ક્રીમ તેમાં નાખવી. હવે બે આંઉસ આટાને ત્રણ આંઉસ મેંદા ખાંડ અને એક આંઉસ તાવેલાં માખણ સાથે બેલી ઉપલી મેલવણીમાં એકરસ કરવું, પછી તેમાં એક ચમચી લીંબુની સુકી છાલ અને પા આંઉસ તજને સાથે ખુંદી અંદર નાખવી. બધાંને બરાબર રીતે એકરસ કરવું અને નાની છાલકી રકાબીઓમાં થોડું થોડું રેડી ગરમ ભઠીમાં દશ મીનીટ યા પા કલાક ભુંજવા મુકવું. પછી કહાડી પાનકેકનાં પડમાં થોડી સોજી જેલી મુકી તેની પડી વાલે તેમ પડ ઢાંકવું, અને ઉપર ખાંડ ભભરાવી ગરમ ગરમ ખાધામાં લેવાં.

## પરચુટણ.

### તેબલપરની એતીકેટ.

જો ખાનાની તેબલપર કાલુ આપવાં હોય તો તે "સુપ" ની આગમજ આપવાં જોઇએ. ઘણી થોડી બાનુઓ કાલુ ખાય છે. જો ખાવાં હોય તો તે કાંતાએ લઇ મોહડાંમાં મુકવાં જોઇએ.

સુપ મોટા ચમચા (તેબલ સ્પુન) એ ખાવામાં આવે છે અને તે થોડોજ આપવો જોઇએ.

એસપેરેગસને ખાતી વેલાએ કાપીને બાનુઓ તેમાંનો નરમ ભાગ કાંટા વડે લઇ મોહડાંમાં મુકે છે; એસપેરેગસના ચીપ્યા આવે છે તે વડે ખાવાનું બાનુંઓ માટે સારું લાગતું નથી, અલબત્તો કોઈ કોઇ વેલા ચીપ્યા વાપરે છે, પણ ઘણું ખરું તેઓ કાપીનેજ ખાય છે. કેટલાક હજી જુની રૂઢીને વલગી રહીને આંગલાં વડીજ ખાય છે.

વટેણા કાંટાથી ખાવામાં આવે છે.

આઇસ પુડીંગ, જેલી અને ક્રીમ ફકત કાંટાથીજ ખાવું જોઇએ.

ફ્રુટ તાર્ત કાંટા અને ચમચાથી ખાવામાં આવે છે. જ્યારે તાર્ત, આલુ અથવા તેના જેવીજ બીજી ઠલ્યાવાલી ફ્રુટનું બનાવેલું હોય છે, ત્યારે તેમાંના ઠલ્યાને કાંટા અને ચમચા વડી જુદા કરવા; જ્યારે ચેરી અથવા તેવીજ બીજી ફ્રુટનું હોય છે ત્યારે ઠલ્યા સેહલાઇથી નીકલી શકતા નથી ત્યારે મોહડાંમાંથી ચમચામાં કહાડી રકાબીમાં બાજુએ મુકવા.

જુવાન બાનુંઓ વેલાતી પનીર કદાચજ તેબલપર ખાય છે. જો ખાવું હોય તો હાલની રૂઢી પ્રમાણે પનીરના ઝીણા ઝીણા કટકા કરી છરીની અણીવડે તેને ઉચકી પાંઉ યા બીસકીટના કટકાપર મુકી બીજા હાથનાં આંગલાંએ પકડી મોહડાંમાં મુકવું.

### ઘરગતુ નુસકા.

**કાપેલાં ફુલને પેક કીધા પછી તાજા જેવાં બનાવવાની રીત**—ફુલની ડાંખલીઓને ઉકલતાં પાણીમાં મુકવી, અને પાણી તદન ઠંડું થશે તેટલાં ફુલો પાછાં તાજાં થશે, ત્યાર પછી ડાંખલીઓને છેડેથી જરા જરા કાપવી.

**ફુલોને રાખવાની રીત**—જે પાણીમાં ફુલો રાખ્યાં હોય તેમાં થોડો જીન અથવા ટંકણખાર (borax) ની એક ચમટી નાખવાથી ફુલો વધારે લાંબો વખત તાજાં રહી શકશે.

**ફરનીચરનું પાલીશ નંબર ૧**—અડધી પેંટ અલસીનું તેલ, અડધી પેંટ તરપેનતાઇન, અડધી પેંટ સરકો અને અડધી પેંટ સ્પીરીત ઓફ વાઇન એ સઘળાંને સારી પેઠે મેળવી એક બાટલીમાં રેડો. વાપરતી વેળાએ ખુબ હીલવવી અને કટકાપર થોડું લઇ ફરનીચરપર ઘસડવું, પછી સોજા કટકાએ સાફ કરવું.

**ફરનીચરનું પાલીશ નંબર ૨**—ત્રણ આઉંસ મીન, એક આઉંસ સફેદ મીન, એક આઉંસ કર્ડ સોપ, એક પેન્ત તરપેનતાઇન, એક પેન્ત ઉકળેલું પાણી; સઘળાંને બરાબર મેળવવું; પાણી થંડું પડયા પછી નાંખવું, પછી એક બાટલીમાં હીલવ હીલવ કરયા કરવું, અને બનાવ્યા પછી ૪૮ કલાકે વાપરવું, તે આગમજ વાપરવું નહી. સામનપર ફલેનલના કટકા વડી લગાડવું, પછી કટકાએ સાફ કરી રેશમી રમરે સાફ કરવું.

**મોહડાં પર ડાઘ યા છાંટ પડી હોય તે કહાડવા માટેનું લોશન**—એક મોટો ચમચો ભરી લીંબુનો રસ, એક

"ઇટાલીયન!" ખરેખર, સાચે સાચ ઇટાલીયન! અરે તમે વાહાલા પપા, હવે હું તેને મારે ગમે એટલું ચાહી શકશ. ઇટલી; વાહાલાં સુંદર ઇટલી! હું તારૂં પોતાનું બાળક છું. મમા, ચેરાં મમા!" તેણી મીસીસ લેસ્લીના ઓરડા તરફ દોડી જતાં બોલી, "કાંય તમે મને નહી કહયું કે હું ઇટાલીયન હતી, હું જાઊં અને વાલતરને તથા નર્સને કેહું," અને પોતાની માતાના ઉશ્કેરાઈ દુઃખી થઇ ગયલા ચેહરા તરફ નજર ન કરતાં તેણી દોડી ગઇ. જેવું તેણીની પછવાડે બારણું બંધ થયું કે મીસીસ લેસ્લી પોતાના ધણી આગળ બેસી ગઇ અને બોલવા લાગી :

"એડવર્ડ, સૌથી વહાલા એડવર્ડ? તમે તેણીને શું કહયું?"

"કાંઇ નહી, વાહાલી, મારી ઉપર વિશ્વાસ રાખ; તેણીમાં શક ઉત્પન્ન કરે, કે બીજામાં કાંઈ વેહમ જાય, અથવા તેણીની શાંતી કે સુખમાં ખલલ પડે એવું કશું નહી. મેં ફક્ત તેણી ઇટલીમાં જન્મી હતી એટલુંજ કહયું છે અને મારાં કુટુંબનાં કોઇનેથી જો તેણી ભવિષ્યમાં મળશે તો કાંઇ નુકશાન થવાનું નથી, કારણકે એમાં સચ્ચાઇ સીવાય બીજું કશું નથી."

આ સાંભળી મીસીસ લેસ્લીએ એક છુટથી દમ લીધો.

"હું ઘણી નબળી પડી ગયલી હોવાથી કેટલીક વખત બેવકુફ બનુંછું" તેણી થોડોક વખત થોભીને બોલી, "પણ તેણીના જન્મની યાદ અને વારંવાર હીચકારી બનાવી મેલે છે, કોઇ કોઇ વાર એવી તો ભય ભરેલી,આગાહી થતી અને જણાય છે, કે જેથી આપણે ચલાવેલી ચાલમાં ખરૂં કીધું હોય એવું દીસ્તું નથી. જોકે તેમ કરવાની મારી પહેલી માંગણી હતી અને તેં કેટલીક મુશકેલીએ મંજુરીયાત આપી હતી. જો તેમાં કાંઇ મારો ગુનાહ થયો હશે—જો કાંઇ તેનું બુરૂં પરીણામ આવશે—તો તે મેંજ લાવેલું ગણાશે."

"આ પ્રમાણે ના બોલ, મારી ઉમદા ખવાસની મેરી," તેણીના ધણીએ તુરત પ્રીતથી જવાબ આપ્યો, "તું જેવી રીતે વર્તી છે તેમ વર્તવામાં શું ગુનાહ થયો છે? તારાં ઉમરાવી કામ પર દલગીરીનું વાદળ લાવના શું બુરૂં પરિણામ ઉભું થનાર છે?"

"જો તેણી કદીબી જાણશે!" મીસીસ લેસ્લી ધીમેથી બડબડી "જો કદીબી સચ્ચાઇ જાણશે!"

"તેણી કદીબી જાણે નહીંછું કે એવું કાંઇબી કારણ નથી કે જેથી આપણેનાં સગાં વાહાલાં સાથે બીજ વાહાલી, લાડકી, ફરજનં·તી· જેમને તેઓ ચાહી અને માન ને ખોદ કરશે તો જમી લાગણી અને વિચારો બીજાંને ર તેણીને મળએજરર લાગે છે. દીલસોજી એ જીંદગીની તેં."

...ની છે અને એક મિત્ર તે મારે હમેશાં તૈયાર ... અંહી મારૂં માનજે, એવાં ઘણાંક મિત્રો છે કે જેઓ દુઃખી પડી. આફતમાંથી એક બીજાને વળગી રહે છે, જેઓ એટ તેણીની અને અવિશ્વાસને કદીબી ભરાવા દેતાં નથી, અને વળીસો અને દલગીરીમાં કે ગુનાહની વખતેથી રક્ષણ અને આશા

સુંદર ચેહરો તેણીની માતા અને બેહનનાં રૂપ કરતાં તેણીને જુદી પાડતી માલમ પડવા લાગ્યું. મીની સુંદર બ્લુ આંખો અને સુનેરી બાલોવાલી એવો તો સુંદર અવાજ ધરાવનારી છોકરી હતી, કે ફકત બાર વર્ષની વયેની ઘણાંક મ્યુઝીકનાં શીક્ષકો તેણીની અદેખાઇ કર્યા વિના રહે નહી. ખુશામતને તેણી તદન ધીક્કારતી હતી, પણ જો કોઇ તેણીને કહેતું કે તેણીની આંખો અને ચેહરો અગ્રેજની છોકરી કરતાં ઇટલીયનને લાયકનો હતો, તો એક નવાં રમકડાંથી ખુશી થતાં બાળકના જેટલોજ આનંદ તેણીને મળતો.

મીο અને મીસીસ લેસ્લીનું ત્રીજું બાળક ફ્લોરન્સથી બે વર્ષ નાનો એક નાજુક છોકરો હતો, કે જેની અને ફ્લોરન્સની વચ્ચે તેઓ કહેતાં હતાં તેમ, પોત પોતાના મુલકની સરસાઇ માટે જબરો વાદ વિવાદ ચાલતો હતો. એમ ... પ્રમાણે ચાલતું હતું ત્યારે તેણીએ પોતાની ... દલગીરી સાથ પોતા તરફ તીણી ... બુરૂં બોલે છે તે મમાને ... હસ્તાં કહેતું હતું. ... તેનેબી ચાહું છું, વા... અને મમાથી તેને ... "... ખ તર ... "મ... વધારે દુઃ... છોકરાંઓ, ... છે, માટે હું ... પાછાં જવાથી ... કહજે."

"હું જોઉં ... પોકારી ઉઠયો.

"હું કદીબી ... ભળીશ નહી, ફકત તે મુલકને મને ચા... ." ફ્લોરન્સે દલગીરી ભર્યા અવાજે જવાબ વાળ...

(સાંધણ છે.)

RUBY.

સાઉથેમ્પટનમાં આવેલી મીસીસ બ્લેકની "કોતેજ હૉસ્પિટાલ" એક સ્ત્રીએ એકલે હાથે કાઢાવેલાં પરમજુ કામનો નોંધ લેવા જોગ દાખલો છે. તેવીસ વરસની વાતપર એક કામદાર માણસ જે પચાશ વરસો સુધી માંદો હતો, તેને સાજો કરવાનું તેણીએ માથે લીધું હતું. તેણીએ એક ઓરડો લીધો હતો, જે તેણી એક દવાખાના તરીકે વાપરતી હતી અને આ એક ઓરડામાંથી નાજુકની એક હૉસ્પિટાલ થઇ છે, કે જ્યાં ડાકટરો કાંઇપણ લાભ વીના કામ કરે છે. તેવીશ વરસની તેની કારકીર્દીમાં મીસીસ બ્લેકે સઘળાં ખાતાંઓનો કારોબાર ચલાવવા ઉપરાંત તેના નીભાવ માટેના જોઇતા પૈસા એકઠા કીધા છે અથવા પોતે કમાઇને મેલવ્યા છે. તેણી કદી પણ આળસુ બેસતી નથી અને મુસાફરી કરતી વેળાએ પણ આખો વખત ગુંથવાનાં કામમાં રોકાયલી રહે છે, કે જે ગુંથેલું તેણી હૉસ્પિટાલના ફાયદા માટે વેચે છે.

મુંબઇ, મધરાસ તથા સીલોનના નામદાર ગવરનરોના આસરા હેઠળ

# ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપનીના

## સીવવાના સાંચા.

અમારા સાંચા ચાલવામાં સેહેલા તથા ઝડપવાળા હોવાને લીધે લોકોમાં એટલાતો પ્રખ્યાત થયા છે કે હાલ લોકો નકળી માલ બનાવવા લાગ્યા છે ને "સીંગર," સીંગર સીસતમ, "ઇમ્પ્રુવ્ડ સીંગર" કરી વેચે છે અને તેથી એવા હલકા ને બહારના દેખાવના નકલી માલ પર અજાઈ જતા ના, કારણકે સઘળું ચળકે છે તે સોનું હોતું નથી ને જે પહેલાં સોંઘા તે પાછળથી મોંઘા પડે છે

દરેક સંચાપર અમારો છાપ તથા આખું નામ "ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની" કરી હોય છે



અમારી હીંદુસ્તાનમા ૮૦ દુકાનો છે ને દરેક જણ ગમે તેવો ગરીબ હોય તોપણ તેને લેવા બની શકે તેમ હપતેથી પણ આપવામા આવે છે.

સોય, દોરો, તેલ પુરની વગેરે હમેશાં સ્ટોકમાં રાખવામાં આવે છે ને બાનુંઓને શીખવવાને માટે માણસ ઘેર મોકળવામાં આવે છે. સીંગરના સાંચામાં અમારો વી એસ. નામનો સાચો કુટુંબોને લાયકનો, ચાલવામાં સેહલો તથા હાલની નવી શોધ મુજબની બનાવતનો છે. સીંગરનો દરેક માલ અમારીજ દુકાને મળે છે.

## ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની.

નંબર ૫, દેવલનો મોહલો, મુંબઈ.

ઑગસ્ટ ૧૮૯૫

પુસ્તક ૭ મું.] [ અંક ૩૦.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી
થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ ઑઇલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગ ઉપર રૂ.૩;
પોસ્ટેજના ૬ આના.

# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળ્યું—આગસ્ટ ૧૮૯૫







# સ્ત્રી મિત્ર.



STRI MITRA, OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. | આગસ્ટ ૧૮૯૫. | અંક ૬ઠો.



## સુનાને મુળની વાર્તા.

### પ્રકરણ ૩૪ મું.

#### રાત્રે દીસેલો ભેદી આકાર.




જી સહવારે અગ્યાર વાગતાં મીસીસ બૉલર્સ પોતાનાં ઘરમાંથી બગીચામાં ફરવા નીકળી, અને તેણીએ જોન અને લીલીને બગીચામાં ઉભેલાં જોયાં. જોન બેન કુત્રા સાથે કંઇ રમત કરી મજાહ મેળવતો હતો, જ્યારે લીલી ફુલોના છોડવા પરથી સુંદર ફુલોના ઝુમખા કાપી પોતાની નાની ટોપલીમાં મેળતી હતી. આ વેળા તેણી સફેદ ડ્રેસમાં હતી.

મીસીસ બૉલર્સને જોઈ લીલીએ આવકાર દીધો. "કાલ સાંજે ફરી આવ્યા બાદ તમે કેમ છો?" તેણીએ પુછ્યું.

"વાહાલી, હું સારી કાની છું;" પાસે ઉભેલા જોનને જોઇ તેણી શેકહેંડ માટે હાથ લંબાવતાં બોલી, "મી૰ જોન, હજી તમો અહીંજ છો?"

"હા! હું રાત્રે મુસાફરો માટેના બંગલામાં (ત્રાવલર્સ બંગલો) સુવા ગયો હેતો; પણ હમણા હું મારી નોકરી પર જાઊંછું અને તે માટે લીલીને મળવા આવ્યોછું."

એટલામાં એક ચાકરે આવીને કહ્યું કે ગાડી તૈયાર છે. આ સાંભળી લીલી જોન સાથે દીવાનખાનામાં ગેઈ, જ્યાં જોનની ટોપી હતી. હવે તેઓ શેકહેન્ડ કરી છુટાં પડયાં, અને લીલી થોડાજ વખતમાં મીસીસ બૉલર્સને બગીચામાં આવી મળી. લીલીએ પોતાની ફુલથી ભરેલી ટોપલી હાથમાં લીધી, અને બંને જણ ઘરમાં ગયાં. થોડો વખત પછી મીસીસ બૉલર્સે પોતાની વાત કરવા માંડી, "લીલી મારી દીકરી, શું તું મી૰ જોન સાથે અદરાઇ છે?"

"હા, મીસીસ બૉલર્સ, ઘણું થયું હું મી૰ જોન સાથે અદરાઈછું," લીલીએ ઉત્તર વાળ્યો.

"વાહાલી, હું તુંને તે વીશે મુબારકબાદી આપુંછું. તારી ધારેલી મુરાદો તે કીરતાર બર લાવે, અને તમો બંને જણ ઘણું સુખ જોઇ સદા સુખી રહો." આ બોલતાં તેણીએ લીલીનાં સફેદ ગળાં આસપાસ હાથ વીટાલ્યા, અને તેણીના ગેલાબી રોખસાર પર એક ચુંમી લીધી. પછી તેણી અડધો દહાડો લીલીને ત્યાં ગુજારી પોતાને ઘર ગઇ.

હવે અમો વાંચનારને મીસીસ બૉલર્સની સ્થીતી, તથા ગુણ વીશે માહીતગાર કરીશું. તેણી હમેશાં બહુજ ખર્ચાળુ હતી, અને કોઇ દીવસે પણ પૈસાને પૈસો કરી ગણતી નહી. તેણીની માનાં મરણ બાદ તેણીને વારસામાં થોડી ઘણી મીલકત અને આ ઘર મલ્યું હતું, જેમાં તેણી હાલ રહેતી હતી. આ વારસો તેણીને સુખચેન આપવાને બસ હતો. તેણીનો ધણી મી૰ બૉલર્સ મરી ગયો, ત્યારે તેણીની ઉમર વરસ ત્રીશની હતી; તેણીને ત્યાં એક પણ છોકરૂં ન હતું. તેણી પોતાનો આખો દીવસ વાંચવામાં, અથવા તે કીરતારની યાદમાં કહાડતી હતી. તેણી દયાળુ દીલની બાનું હોવાથી કોઈ પણ અંજાણ્યા માણસ સાથે જલદીથી પળોટાઈ જતી હતી, વળી આવા સ્વભાવથી તેણીનાં ઘણાંએક મિત્રો થયાં હતાં. હાલ જ્યાં તેણી રહેતી હતી, ત્યાં તેણીનું કોઇ પણ "સગું" નહોતું, પણ તેણીના પડોશીઓ સગાં કરતાં વધારે ગરજ સારતાં હતાં. તેણી હમેશાં ઊંચા, પણ શોકના પોશાકો પહેરતી, અને તેણીની વૃદ્ધ અવસ્થા છતાં તેણી એક નાની છોકરી સરખી દીસ્તી હતી.

આટલા સારા ગુણો છતાં તેણીમાં એક અવગુણ હતો, તે એ કે, તેણી અદેખી બહુજ હતી, કોઇનું સારૂં જોઇ શકતી નહોતી; માટે જ્યારે તેણી લીલીને ત્યાંથી ઘર ગઇ, ત્યારે તેણીએ મેજર ડીસપર્ડપર લીલી વીશે થોડું લખી, જોન સાથે તેણી અદરાઈ છે એમ લખ્યું. આ પછી તેણી લીલીને દરરોજ મળતી, સાથે ફરવા જતી, અને કોઈ

કોઇ વેળા તેણીને સાંજ આખો દીવસ રહેતી. લીલીને પણ તેણીની દોસ્તી ગમતી હતી.

થોડા દીવસ બાદ લીલીને ફ્રેંક તરફથી એક કાગજ મળ્યું, જે નીચે પ્રમાણે હતું:

"મારી વાહાલી લીલી,

આજે મીસીસ બૉલર્સ તરફથી મને એક કાગજ મળ્યું છે, અને તેમાં તેણી લખે છે કે, આખરે પણ તેં જોન સાથે પરણવાનો પકો નીશ્ચય કીધો છે. આ ખબર સાંભલી હું ખુશી થયો નથી; અને કોઇ દીવસે ખુશ થનાર નથી. તોપણ તારી મરજી પ્રમાણે તું ચાલે તેમાં હું વાંધો લઇશ નહી, અને તું મારી પીત્રાઇ બેહેનને સદા માનથી ચાહીશ અને જોનને ખુશી રાખવાને મારેથી બનશે તે કરીશ.

હું થોડા વખતમાંજ ઇજીપ્ત જનાર છું, અને ત્યાં જાઉં તેની અગાઉ હું તુને ફરી એક વાર મલવા માંગું છું. હું બેસપતવારે ફાસ્ટ ટ્રેન આવી પુગીશ, અને તું મેહરબાની કરી મને અને મારા નોકરોને રહેવાને જગ્યા આપશે યા નહી? એ વીશે મને લખીને જણાવજે. આશા છે કે તું પુર્ણ તંદરોસ્તીમાં હશે.

લા૦ હું છું, તારો સદાનો બહું ચાહનાર પીત્રાઇ,
ફ્રેંક ડીસપર્ડ."

આ કાગળ વાંચી લીલી ખુશ થઇ, અને વધારે ખુશ થઇ કે, ફ્રેંકે તેણીનાં આ નવાં ભરેલાં પગલાંમાં કશો વાંધો લીધો નહી. તેના જવાબમાં તેણીએ બહુજ માયાળુ રીતે કાગળ લખ્યો, અને તેમાં લખ્યું કે તેણી પોતાના પીત્રાઇને જોઈ બહુજ ખુશ થશે. વળી એમ પણ લખ્યું કે, બસો માણસની જગ્યા થાય એટલું "વોરગ્રેન્હ" મોટું ઘર છે. મીસીસ બૉલર્સ પણ પોતાના ભાઇને જોવાને અતી ઈંતેજાર બની, અને પોતા માટે નવા ડ્રેસ લંડનથી મંગાવ્યા. જયારે ફ્રેંક આવ્યો ત્યારે તેણીએ લીલીના કાનને લાગીને કહયું, "ભાઈ ફ્રેંકમાં કેટલો બધો તફાવત પડી ગયો છે? ખરેખર સોલજરની જીંદગી મને બહુજ પસંદ પડે છે."

ડીસપર્ડ પણ પોતાની આ નવી બેહેનને જોઇ ઘણો ખુશ થયો, અને જયારે મીસીસ બૉલર્સ મળવા આવી, ત્યારે તેણીને જોઇ ફ્રેંક બોલ્યો, "મેં તમુને છેલ્લે દીઠાં હતાં, તેવાંજ હાલ પણ દીસો છો! હું તમારામાં કંઇ ફેરફાર થયલો જોતો નથી."

પછી લીલીએ મીસીસ બૉલર્સને તેઓ સાથે ત્રણે વખતનું ખાનું લેવાને ઓહાંસ કરી.

તે સાંજ બહુજ ખુશકારક હતી. તેઓ બંનેએ જુના વખત યાદ કર્યા, અને જયારે મી૦ બૉલર્સની ફ્રેંક વખાણુ કરવા લાગ્યો, ત્યારે મીસીસ બૉલર્સની આંખમાંથી આંસુઓ વહી જતાં હતાં. થોડા વખત પછી તેણી ઘર જવા નીકળી, અને તેણીને પોહોંચાડવા ફ્રેંક ગયો.

"ફ્રેંક, તમને જોઇ હું બહુજ ખુશી થઇ છું; પણ મને તમો એક વચન આપશો? મને તમો તમારીજ બેહેન તરીકે કબુલ રાખશો?"

"હું પણ તમને જોઇ કંઇ ઓછો ખુશ થયો નથી, મીસીસ બૉલર્સ? પણ આ વખતની હવા કેવી શીતળ છે?"

"વારુ ફ્રેંક, તમો મને તમારી બેહેન તરીકે જયારે કબુલ રાખોછો અને તેમજ આપણે જુનાં મિત્ર છીયે, ત્યારે મીસીસ બૉલર્સ નહી કહેતાં બેલા કહો તો કેવું સારૂં? શું તમો તેમ નહી કહો?"

"હા! બેલા અલબત, હું તે વાત તદન વીસરી ગયો હતો." હવે તેઓ ઘર આગળ જઇ પુગાં, અને મીસીસ બૉલર્સે કહયું, "તમો અંદર આવશો?"

પછી તેઓ બંને જણુ ઘરમાં ગયાં, અને તે પોતાની આ નવી, પણ ખરી અને પાક દીલની બેહેનનાં ઘરની વખાણુ કરવા લાગ્યો. તે અહીંથી તહીં ગયો, અને સર્વે ચીજ તપાસીને જોતાં તેને બહુ ખુશી ઉપજી; ખરૂં પુછતાં તે ઘર નાનું પણ અતી સુંદર હતું.

પછી તેણીએ ફ્રેંકને બેસવાને માટે ખુરશી આપી, અને ત્યાં વાતોમાં અડધો કલાક નીકળી ગયો. પછી તેણુ 'બેલા' તે શેકહેંડ માટે હાથ આપ્યો, અને કહયું જે, "આ ઘડીથી હું તારો સદાનો સાચ્ચો ભાઇ થઇ રહેવાને પ્રયત્ન કરીશ." હવે સહવારે આવી મળવાનું બેલાને કહીને તે ત્યાંથી લીલીનાં ઘર તરફ ચાલ્યો.

રસ્તામાં તેને એક ચાકર મલ્યો, જેને ફ્રેંક અંજાણ્યો હોવાને લીધે લીલીએ લેવાને માટે મોકલ્યો હતો. થોડાજ વખતમાં તે પેલાંજ સુંદર દીવાનખાનામાં ગયો, જયાં લીલી સગડી આગળ ઉભી હતી, કેમકે તે રાત્રે બહુજ થંડી હતી.

એક અતી સુંદર ટેબલની વચોવચમાં દીવાને મુકવામાં આવ્યો હતો, અને આજુબાજુ શોભાયમાન ચીત્રના વાઝમાં ફુલો મુકવામાં આવ્યાં હતાં, જેથી આખાં ઘરમાં સુગંધી ફેલાઇ હતી. ખરેખર, આ વેળા તે દીવાનખાનું બહુજ દીપી રહયું હતું.

ફ્રેંક લીલીની પાસે જઇ ઉભો, અને બોલ્યો, "લીલી, શું એ ખરૂંજ છે કે તું મી૦ જોન સાથે પરણવાને વીચાર રાખે છે?"

"ફ્રેંક, એ તદન ખરૂંજ છે." તેણીએ સંમતતાથી જણાવ્યું.

"ત્યારે તો હું કંઇ વધુ બોલીશ નહી. તું જાણે છે, વાહાલી લીલ, કે હું તારી સાથે કંઇ લડવા આવ્યો નથી!"

પછી લીલીએ ઘંટ વગાડીને કાફીને માટે વરદી આપી અને બીજા થોડાજ વખતમાં તેઓ બંને સાથે કાફી પીવા બેઠાં. લીલી હસી હસીને ફ્રેંક સાથે વાતો કરતી હતી, જેનો જવાબ પણ લીલીને તેવોજ મીઠાસભર્યો પોતાના પીત્રાઇ ભાઈ તરફથી મળતો હતો.

કાફી લીધા બાદ લીલીએ ફ્રેંકને કહયું, "વાહલા ભાઈ ફ્રેંક, હું ઇચ્છુંછું કે તમારી રાત્ર સુખથી પસાર થાય!"

તે એકમેકને ખરા પ્યારથી ચાહનારાં પીત્રાઇ ભાઇ બેહેન પોત પોતાના ઓરડામાં સુવા ગયાં. લીલી પોતાનાં કપડાં બદલીને તે કીરતારની યાદ કરી જલદીથી સુઇ ગઇ.

બીજી સહવારે તેઓએ વહેલાં ઉઠીને સાથે નાસ્તો લીધો, અને લીલી પોતાના નોકરોને તેડી ઘરનું આપ લે કરીને

વાંચવા બેઠી; જયારે ફ્રેંક નાસ્તો લીધા બાદ પોતાની બેહેન મીસીસ બૉલર્સને મળવા ગયો. તેણીની ભેટ લઇને આવ્યા બાદ તેણે જોનને લીલીને સાં આવેલો જોયો. તેને જોતાંજ ફ્રેંક મનમાં બહુજ ચીરડાયો, પણ લોકોને દેખાડવાને ખાતર, તેણે મી૦ જોનને શેકહેંડ કરી ખબર અંતર પુછી. જોન આજે કંઈ કામસર વૉરગ્રેવ્હ આવ્યો હતો, અને આજ રાત્રે તે લીલીને સાંજ રહેનાર હતો.

લીલીએ તેને વાસ્તે પોતાના ઘરનો એકાદ અલાહેદો ઓરડો તૈયાર કરાવી રાખ્યો હતો.

"મી૦ જોન રીડલ, તમો સારીકાની તો છેઓ ?" ફ્રેંકે પુછ્યું.

જોને આનો પ્રતી ઉત્તર નરમાસ અને સભ્યતાથી વાળ્યો. આ પછી ફ્રેંક અને લીલી ખાનાનાં કપડાં બદલવા પોત પોતાના ઓરડામાં ગયાં. જ્યારે તેઓ પાછાં ફર્યાં, ત્યારે મીસીસ બૉલર્સને દીવાનખાનામાં જોન સાથે વાતો કરતાં જોઇ. તેઓ ચારે જણાની નાની ટોળી જમવા બેઠી, અને આ બંને વચ્ચે કાંઇબી વેર નહી હોય તેમ જોન અને ફ્રેંક વાતો કરવા લાગ્યા. ખાનું લીધા બાદ સૌ પોતાનાં કામે લાગાં; જોન સાથે લાવેલું થોડુંક આફીસનું કામ કરવા લાગ્યો અને મીસીસ બૉલર્સ પોતાને ઘેર ગઈ, ફ્રેંક તથા લીલી વાંચવા બેઠાં." થોડાક કલાક એમ પસાર થયા બાદ તેઓ બગીચામાં વૉરગ્રેવ્હનાં કંપાઉંડમાં ટેનીસ રમવા ગયાં. આ વેળા સાંજનો વખત હતો; સુર્ય પોતાનાં તેજસ્વી કીરણોથી અસ્ત પામતો હતો, પાસે આવેલી (ટેમ્સ) નદીમાં તેનાં ઝાંખાં પડતાં કીરણો દીસતાં અને સુર્ય જાણે નદીમાંજ ગરક થતો હોય એવું જણાતું હતું. આ રમતમાં તેઓએ કેટલાક કલાકો ગુજારયા, અને બતીની રોશની થયા બાદ ઘરમાં ગયાં. ઘરમાં જતાંજ લીલીએ ખાનું ટેબલપર મંગાવ્યું. જમી રહયા બાદ લીલી અને જોન બગીચામાં ફરવા ગયાં. આ વેળા ફ્રેંક ઘરમાં એકલો હોવાને લીધે, તેણે જમવાના ઓરડાની બારીઓ ઉઘાડી, જે બારીઓ બગીચાનો બહારનો દેખાવ દેતી હતી, અને ફ્રેંક એકાદ બારીને ટેકીને બીડી પીતો જણાતો હતો.

હવા બહુજ ઠંડી અને સ્થીર હતી. રાત્ર અંધારી હોવાને લીધે જોન અને લીલીને ફરતાં ફ્રેંકે દીઠાં નહી. તેઓ ધીમે પગલે ચાલતાં હતાં, એવામાં તેઓની પછવાડે કોઇએ આવીને મોટેથી હાય મારી. આ હાયનો અવાજ લીલીએ તથા જોને આબાદ સાંભલ્યો; અને બંને જણાંએ ચોંકીને પાછળ જોયું, પણ તેઓને કોઇ દીસ્યું નહી.

"શું કોઇ માણુસ હતું ?" લીલીએ ધ્રુજતા અવાજે કહ્યું.

"લીલી, માણસ તો કોઈ આપણી નજરે પડયું નહી, પણ એમાં કંઇબી ભેદ હોવો જોઇએ." જોને ટુકમાં ઉત્તર વાલ્યો.

આ ભેદ શો હતો, તે જાણવા અમારાં વાંચનારને હજી ઘણાં પાનાં ઉઠલાવવાં પડશે. ત્યાર બાદ તેઓ તરતજ ઘરમાં ગયાં. હજી ફ્રેંક પેલીજ બારી આગળ ઉભો હતો; અને તેઓને જોતાંજ તે કંઇક મશ્કરીની ઢબે બોલ્યો.

"લીલી, હું ધારૂંછું કે તુંને થાક લાગી હશે ?"

આ સાંભળી તેણી કશું બોલી નહી. આ પછી તેઓએ કાફી લીધી, અને થોડીક વાતો કરી બધાં સુવા ગયાં. જોન પોતાના સુવાના ઓરડામાં ગયો, જે ઓરડો ઘણોજ તે સ્ટથી શણગારેલો હતો, અને દીવાનાં અજવાળાંથી વધારે શોભાય માન દીસ્તો હતો.

જોનને રસ્તાની થાક લાગેલી હોવાથી તે તરતજ ઊંઘાઇ ગયો; કેટલાક કલાકો તે ભર નીંદ્રામાંજ રહયો, પણ એટલામાં તેના ઓરડામાં કોઇનાં પગલાં સંભળાયાં. આ અવાજથી તે એકદમ ચોંકીને ઉઠયો. આ વેળા ચંદ્રમા પોતાના તેજસ્વી રૂપેરી રંગના ચળકાટ સાથે દમામદાર રીતે બીરાજી રહયો હતો; અને તેની રોશની તેના પલંગ પાસેની બારીમાંથી દીસ્તી હતી. જોને પોતાની આંખો ઊંઘાડીને ઓરડામાં જોયું, પણ તેને કોઈ દીસ્યું નહી; ફરી જઇને પોતાના બીછાના પર સુતો, તેણે બારી તરફ નજર કરી, અને તેની નજરે એક ઉજળો આકાર પડયો, જે આકાર ચાંદની રાત્રમાં આમથી તેમ હીલતો હતો. આ દેખાવ જોઇ જોન અતીશ્ય ગભરાયો. તેણે ધાર્યું કે ઘરમાંના કોઇનેબી જઇને તે ઉઠાડે, પણ તેમ કરવા તેની હીમત ચાલી નહી. તે તકીયાપરથી પોતાનું માથું ઊંચકીને પેલા સફેદ આકાર તરફ બહુ બારીકીથી જોવા લાગ્યો. હવે તે આકારે મોટેથી નીશાસો નાખ્યો. ફરી આ વેળા જોને તે બરાબર સાંભલ્યો. તે હીમત ધરીને બારીની લગોલગ જઇ ઉભો, અને તેણે મરનાર એમી ઓબ્રાયનનો સુંદર ચેહેરો જોયો. તેણીના લાંબા ભુરા વાળ છુટા હતા, અને તે ચંદ્રની રોશનીથી વધારે ચમકતા હતા. આ દેખાવ જોઇ તે ફરી પોતાનાં બીછાનાંમાં બેભાન પડયો, અને પેલો આકાર ધીમેથી ત્યાંથી ગુમ થઇ ગયો.

## પ્રકરણ ૩૫ મું.

### જોનનું વૉરગ્રેવ્હથી એકદમ ઉપડી જવું.

આ પછીનો કેટલો વખત બેભાનીમાં બીછાના પર પડી રહયો, તેની તેને ખબર પડી નહી. પણ એટલું તો ખરૂંજ તેને લાગ્યું કે, રોજ કરતાં તે બહુ મોડો ઉઠયો હતો. હવે તે જોયલા દેખાવ માટે વીચાર કરવા લાગ્યો, અને તે મન સાથ બબડવા લાગ્યો, "મેં કદાચ સ્વપ્નો જોયો હશે !"

"પણ નહી, હું તો ઉઠેલો હતો, મેં તે દેખાવ જોયો છે, જે હજી મારી નજરથી દુર થયો નથી; ત્યારે આ ભેદ શો હતો તે વીશે મને મારી ખાતરી કરવી જોઇયે."

તે જાગૃત થયા પછી તેને પાછી ઊંઘ આવી નહી. તે ભયંકર રાત્ર પસાર થવા આવી હતી, સહવારનાં અજવાળાંએ પોતાનો દેખાવ દીધો, નાનાં મોટાં પક્ષીઓ પોતાનો

ચારો વીણુવા માળામાંથી બહાર નીકળી સુંદર સરોદથી ગીતો ગાવા લાગ્યાં, અને સુર્ય પોતાનાં શોભાયમાન મુખ, તથા તેજસ્વી કીરણોથી પ્રકાશવા લાગ્યો અને તેનાં ચકીત કીરણો જોનની બારીમાંથી બીછાનાપર પડતાં દીસતાં હતાં. પણ રાત્રનો બનેલો બનાવ તેની નજરથી દુર થયો નહોતો; તેની છાતીપર એક બોજા મીસાલ તે ઠસી રહયો. તે બીછાના પરથી ઉઠયો, અને તે સાહેબની ટુક બંદગી કરી. આ વેળા તેનું શરીર તાવથી તપતું હતું, અને માથું સખત દુઃખતું હતું.

ઘરમાં થતી ગડબડ તથા લીલીનો અવાજ સાંભળીને તે ઉઠયો, કપડાં બદલ્યાં, અને થોડો વખત બહાર બગીચામાં ફરતાં ફરતાં તે પોતાની બારી આગળ આવ્યો, કે જે ઠેકાણે રાત્રના સફેદ પોશાકમાં તેણે એમીને જોઈ હતી. આ વેળા ત્યાં કોઇબી નહોતું. તે ઘરમાં ગયો, જયાં લીલી અને ફ્રેંક નાસ્તો લેવાની તૈયારીમાં હતાં. જોનને જોઈ લીલીએ હમેશના હસ્તા સ્વભાવે કહયું, "જોન, તમો કેટલા મોડા ઉઠયા?"

આ બોલી બીજીજ પળે તેણીએ જોનનાં મોં સામું જોયું. તેનું મોં ફીકકું મારી ગયું હતું. "શું જોન, તમારા જીવને સારૂં નથી?" તેણીએ ઇંતેજારીથી પુછયું.

"હા! મને આજે જરા બેચેની બહુજ લાગે છે," આ વેળા તેના બોલવાના અવાજમાં પણ મોટા ફેરફાર થયો હતો. "હું ધારૂં છું કે તમો હમારી સાથે નદી કીનારે ફરવાબી નહીં આવશો?" ફ્રેંક મશ્કરીની ઢબે બોલ્યો.

"નહીં! હું તમારી સાથે આવી શકતો નથી." તે એકદમ બોલી ઉઠયો. તેણે સર્વે સાથે નાસ્તો લીધો, પણ આજનું ખાનું અણગમતું લાગ્યું.

આ જોઇ લીલીએ ધાર્યું કે કોઇએ જોનને કશું કહયું હશે, અથવા કદાચ ફ્રેંક તરફથી કંઈ અપમાન થયું હશે.

નાસ્તો પુરો થયા બાદ ફ્રેંક તે ઓરડામાંથી બહાર ગયો, એટલે આ તકનો લાભ લઈ લીલી જોનનાં ખભાં પર પોતાના સફેદ હાથ મુકીને મમતાથી પુછવા લાગી, "વાહાલા જોન, તમને આજે શું છે તે મને ખુલ્લી રીતે કહો, તમોએ મારેથી કોઇબી વાત છુપાવવી નહી જોઇએ. શું તમને કોઇ કાંઇ બોલ્યું છે?"

આ સવાલનો જોને કંઇબી ઉત્તર વાળ્યો નહીં. લીલીને શું કહેવું, તેનો તે વીચાર કરવા લાગ્યો. તેણે ધાર્યું કે રાત્રની વાત લીલીને કહી તેણીને દુઃખી કરવી નહીં. તે એક શબ્દ પણ બોલ્યા વગર ટેબલ આગળથી ઉઠી ઉભો થયો. આ જોઈ લીલી વધારે દુઃખી થઈ; અને તેનું એમ કરવાનું કંઇ પણ કારણ સમજી નહીં. તેણી જોનને કંઈ પુછવા જતી હતી; તેટલામાં તેણીએ મીસીસ બૉલર્સને ફરવા જવાના નવા ડ્રેસ સાથે તે ઓરડા ભણી આવતી દીઠી. તેઓએ આજે સહવારે બોટમાં બેસી ફરવા જવાનો નીશ્ચય કર્યો હતો. આ પછી જોન ખાનાના ઓરડામાંથી બહાર નીકળી બગીચામાં ફરવા લાગ્યો; અને તેને ફરતો જોઈ ફ્રેંક મોટેથી બબડવા લાગ્યો, "લીલી, હું ધારૂં છું કે મીં૦ જોનની તબીયત આજે જરા ઠીક નથી!"

લીલીએ આનો કશો પણ જવાબ આપ્યો નહીં, પણ થોડાક વખત રહી તેણી બોલી, "ફ્રેંક, તમો જોન સાથે કોઇબી બાબત વિષે લડયા હતા?"

"હું સોગંદ ખાઇને કહું છું તે તેની સાથે હું લડયો નથી; લીલી, હું તમને કહું છું તે તમો માનશો નહીં, પણ જોનનો સ્વભાવ હમેશનો બરીઐલ છે. તેને બબાપો કરવાનાં ઘણાંએક ખાનગી કારણો છે." હવે વધારે મશ્કરીની ઢબે તે બોલવા લાગ્યો, "એને રાતનાં કદાચ અજીરણ થયું હશે! અથવા કદાચ ખરાબ સ્વપ્ન જોયાં હશે! નહી તો કદાચ તેના હાથ પગ દુખતા હશે."

"ફ્રેંક, તમો કેટલું વીચાર વીરૂદ્ધ બોલો છો?" મીસીસ બૉલર્સ બોલી.

"હું તો અમથો મજાક ખાતર બોલું છું" ફ્રેંકે હસ્તાં હસ્તાં જવાબ વાળ્યો. આ બોલી ફ્રેંકે લીલીનાં મોં સામું જોયું, પણ લીલીએ તેની વાતપર ધ્યાન આપ્યું નહીં. તેણી નીચી નજરે ઉભી હતી, અને જોન બગીચામાં ધીમે પગલે નીચી નજરે ફરતો હતો. બીજીજ પળે લીલી ત્યાંથી નીકળી, અને જોનને જઈ મળી. "લીલ, તું મારી સાથે ગુસ્સે થતી ના? હું આજે ખરેજ માંદો છું; અને તારા હસમુખા મીત્રોથી હું વહેલો દુર થવા માગું છું. જો તું મને મેહેરબાની કરી રજા આપશે તો હું હમણા પાછો મારી નોકરી પર જઇશ."

"જોની, જયારે તમો જવાજ માંગોછો, તો હું તમને બોહોંસ કરી રાખતી નથી." તેણીએ સભ્યતાથી ઉત્તર વાળ્યો, "પણ હું આશા રાખુંછું કે તમો વેહેલા સારા થશો, અને વળી ફ્રેંક ગયા બાદ મારી ભેટ લેશો."

"લીલી, હું ખુશીથી આવીશ, અને રવીવાર સુધીમાં તુંને આવીને મળી જઇશ."

આ પ્રમાણે વાતો કરી તેઓ ઘરમાં ગયાં. જોન મીસીસ બૉલર્સ તથા ફ્રેંકને સાહેબજી કરવા ગયો. તેને જતો જોઇ મીસીસ બૉલર્સ સભ્યતાથી થોડાક બોલો બોલી, પણ ફ્રેંક તો ઉલટો ખુશ થયો. લીલી જોનને મુકવા કંપાઉન્ડના દરવાજા સુધી ગઇ. જોને ચાલતો સ્ટેશનપર જવાને ખુશી બતલાવી, અને પોતાની ટોપી માથે પેહેરી, સાથે લાવેલો પેલો "ઓવર કોટ" હાથમાં લઇ, શેકહેન્ડ કરી ચાલતો થયો.

## પ્રકરણ ૩૬ મું.

### અદેખાઈ અને ખુશામત.

જોન લંડન ગયો, પણ હજી પેલા ખરાબ સ્વપ્નાની વાત તેનાં મનપરથી દુર થઈ નહી. તેણે તે વાત મનમાંથી કાઢી નાખવા ઘણાંએક ફાંફાં માર્યાં, પણ ફોકટ!

હવે લંડન શેહેર આવ્યું; ત્યાંનાં સ્ટેશનપર ઉતરીને તે ચાલતો પોતાને ઘર ગયો, તેવીજ તેને 'હયાના' લેવા આવી, અને બારણું ઉઘાડતાં પુછ્યું. "સાહેબ, શું તમારા જીવને સારૂં નથી? તમારો ચેહેરો કેવો ફીક્કો દીસે છે?"

"હું બહુજ થાકી ગયોછું." તેણે ઉત્તર વાળ્યો, અને પોતાના ઓરડામાં જઇ પોતાના હાથોથી મોહડું ઢાંકી દીધું.

"અરે ખરેખર, આ વાત બહુજ સંતાપકારક છે." તે પોતાનાં મન સાથે બબડયો. "તેણીનાં મરણુની વાત ખોટી તો નહી હોય?" ફરીથી તે બોલ્યો.

આ બનાવથી તે તદન ફીક્કો બની ગયો હતો. જયારે તે ફરીથી આફીસમાં ગયો, ત્યારે જોન બહુજ આશ્ચર્ય પામ્યો, કેમકે બધાં માણુસો તેને એકીટગેરે જોવા લાગ્યાં, અને મી૰ બેબ્સે પણ તેને પુછ્યું કે, "શું તમો માંદા છો?" વળી એ સિવાય બહુજ મમતાથી બે બોલો બોલ્યો, અને તેનું દુઃખ જોઇને પોતે પણ દુઃખી થયો. સાંજના ટપાલમાં તેને લીલી તરફથી એક કાગળ બહુજ માયાળુ રીતે લખેલું મળ્યું; પણ જયારે રાત્ર પડી, ત્યારે તે બીધો કે રખેને તેને ફરી પેલો આકાર નજરે પડે.

બીજે દીવસે તે એક બહુજ હોશીયાર ડાકટર પાસે ગયો, અને તેને પોતાના ખરાબ સ્વમાની વાત કહી, જે સાંભળી ડાકટર નીચે પ્રમાણે બોલ્યો, "તમો એક લખાણુ કરનાર છો, અને તમો હદ કરતાં વધારે મહેનત કરોછો એમ લાગે છે, તેથી તમોએ થોડા દીવસની રજા લેવી જોઇએ. હું તમને સલાહ આપુંછું, કે તમોએ બીજે દેશ જવું જોઇએ."

આ સલાહ માની લેવાનો જોને વીચાર કર્યો; અને અતી માયાળુ રીતે લીલીને રવીવારને દીવસે મળવાનું લખ્યું.

રવીવારને દીવસે સહવારે લીલી દેવલમાં ગઇ, પણ ત્યાં જોન નહોતો. થોડો વખત ગયા બાદ લીલી ફેરફીલ્ડે ગઇ, જયાં મીસીસ બૉલર્સ અને ફ્રૅક બંને ભાઇ બેહન "બેડમીન્ટન" રમતાં હતાં.

"લીલી, મેં આજે બેલાને આપણી સાથે બપોરનું ખાનું લેવા કહયું છે," ફ્રૅક બહુજ ગંભીરતાથી બોલ્યો, અને લીલીએ બહુજ ખુશી બતાવી.

બપોરે તેઓ ત્રણે જણુ હોડીમાં બેસી ફરવા જનાર હતાં, પણ લીલીને તેઓની સાથે જવા ગમ્યું નહી. લીલી મનમાં બોલી, "હુ ધારૂંછું કે, ફ્રૅક છે તેટલાજ માટે જોન આજે આવ્યા નથી, કેમકે ફ્રૅક જોનીને બહુજ સતાવે છે." એમ બોલી તેણીએ ઇચ્છયું કે ફ્રૅક બહાર જાય!

ફ્રૅકને લીલીનાં ઘરમાં આવ્યાને પખવાડયું થયું હતું, પણ જયારે તે ફ્રાન્સ જવા નીકળ્યો ત્યારે લીલીને કહયું, "જો લીલી, તું મને તારાં ઘરમાં નહી રાખશે તો હવે આવું ત્યારે, કદાચ મારી બેહેન બેલા મને તેણીનાં ઘરમાં ઉતારો આપશે." ફ્રૅક હસીને કહયું. પણ આ સાંભળી મીસીસ બૉલર્સે પોતાનું માથું હીલવ્યું, અને ઉત્તર વાળ્યો, "નહી, નહી, તમોએ લીલી સાથેજ રહેતું જોઇએ, લીલીને તમારો કેટલો ટેકો છે?"

લીલીએ હસીને કહયું, "બીચારાં મીસીસ બૉલર્સ ડરે છે કે રખેને મારાં ઘરમાં આવી રહે, અને મને ખરચ કરવો પડે!"

"અરે લીલી, તું ગાંડી છોકરી! બેહેન પોતાના ભાઇના ખરચથી જો પાછળ હઠે, ત્યારે હું બેહેન શું કામની?"

પછી શેકહેન્ડ કરી ફ્રૅક તેઓથી છુટો પડયો, અને તે ગયા બાદ લીલીએ જોનને કાગળ લખ્યું, અને તેમાં મીનતજારી કરી કે, તે એક વેળા ફરીથી વોરગ્રેબ્હમાં વહેલો આવે. આટલી તેઓ બંનેની પ્રીતી છતાં જોને તેણીને લખ્યું કે, તે આ વેળા તેણીનાં ઘરમાં ઉતરશે નહીં. પણ વાંચનાર જાણે છે કે તેજ ઘરમાં તેણે પેલી મુવેલી છોકરીનો સુંદર આકાર જોયો હતો, અને હવે તે બહુજ ડરતો હતો.

"મારી વાહાલી લીલ, હું મુસાફરો માટેના બંગલામાં ઉતરીશ, અને તેનું કારણુ હું તુને ધીરજે કહીશ." એમ તેનાં કાગજમાં લખ્યું હતું.

જયારે તે આવ્યો, ત્યારે લીલીએ જોનને કહયું કે, "જોની, તમારાં માતાજીને તથા બેહેનોને થોડા દહાડા વાસ્તે મારે ત્યાં તેડો તો કેવું સારૂં, આજ કેટલા મહીના થયા હું તેઓને મલી નથી."

"હા! લીલી, મારી પણ મરજી છે, અને હું મારી મા પર એ વિષે લખીશ." જોને ઉત્તર વાલ્યો. જોને તેની મા પર કાગજ લખયું અને થોડા દહાડા વોરગ્રેબ્હ આવવા કહયું. આ ખબર સાંભળતાંજ મીસીસ રીડલ બહુજ ખુશ થઇ. જોન અને લીલી વચ્ચેનો વહેવાર જોઇને તેણીને નવી આશાઓ ઉત્પન થઈ. જોને તેઓ વચ્ચેના વહેવાર વીશે આ પેહેલીજ વાર પોતાની માને લખ્યું હતું, અને જે બહુજ ટુંકમાં હતું; અને તે સાથે લીલીએ પણ લખ્યું હતું.

આ કાગજનો જવાબ મીસીસ રીડલે બહુજ માયાળુ રીતે લખ્યો, અને તેમાં લખ્યું હતું કે, "મારો વાહાલો દીકરો, તથા મારી દીકરીઓ સાથે તું પણ બહુજ સુખી થશે, અને હમારી હાલત હવે સુધારશે."

હવે જે મીસીસ રીડલની ભેટ લેવા આવતું, તેને મીસીસ રીડલ બહુજ મગરૂરીથી પોતાના દીકરાની ખુશ ખબર આપતી અને જયારે મી૰ શેલબ્રુકે આ ખબર સાંભળી, ત્યારે તે મગરૂર માતાને મુબારકબાદી આપવા ગયો. "ખરેખર, મીસીસ રીડલ, તમારો દીકરો બહુજ ભાગ્યશાળી છે; પણ હું ઇચ્છુંછું કે વળી કંઇ નવું વાદળ તેનીપર વીતે નહીં તો સારૂં?" મી૰ શેલબ્રુક બોલ્યો.

"હવે તો સર્વ દુઃખો મટી ગયાં," મીસીસ રીડલે ટુકમાં જણાવ્યું.

"મેં સાંભળ્યું છે કે હાલ મી૰ જોન પોતાનાં નામથી કંઇ લખાણુ કરે છે?"

"હા!" મીસીસ રીડલ બોલી. "ખરેખર, આજના નાના છોકરાઓની બુદ્ધી કંઇ અજબ છે, અને કંઇ અજબ તરેહનાં લખાણ કરે છે!"

ચારો વીણુવા માળામાંથી બહાર નીકળી સુંદર સરોદથી ગીતો ગાવા લાગ્યાં, અને સુર્ય પોતાનાં શોભાયમાન મુખ, તથા તેજસ્વી કીરણોથી પ્રકાશવા લાગ્યો અને તેનાં ચકીત કીરણો જોનની બારીમાંથી બીછાનાપર પડતાં દીસતાં હતાં. પણ રાત્રનો બનેલો બનાવ તેની નજરથી દુર થયો નહોતો; તેની છાતીપર એક બોજા મીસાલ તે ઠરી રહયો. તે બીછાના પરથી ઉઠયો, અને તે સાહેબની ટુક બંદગી કરી. આ વેળા તેનું શરીર તાવથી તપતું હતું, અને માથું સખત દુઃખતું હતું.

ઘરમાં થતી ગડબડ તથા લીલીનો અવાજ સાંભળીને તે ઉઠયો, કપડાં બદલ્યાં, અને થોડો વખત બહાર બગીચામાં ફરતાં ફરતાં તે પોતાની બારી આગળ આવ્યો, કે જે ઠેકાણે રાત્રના સફેદ પોશાકમાં તેણે એગીને જોઈ હતી. આ વેળા ત્યાં કોઇબી નહોતું. તે ઘરમાં ગયો, જયાં લીલી અને ફ્રેંક નાસ્તો લેવાની તૈયારીમાં હતાં. જોનને જોઈ લીલીએ હમેશના હસ્તા સ્વભાવે કહયું, "જોન, તમો કેટલા મોડા ઉઠયા?"

આ બોલી બીજીજ પળે તેણીએ જોનનાં મોં સામું જોયું. તેનું મોં ફીકું મારી ગયું હતું. "શું જોન, તમારા જીવને સારૂં નથી?" તેણીએ ઇંતેજારીથી પુછયું.

"હા! મને આજે જરા બેચેની બહુજ લાગે છે," આ વેળા તેના બોલવાના અવાજમાં પણ મોટો ફેરફાર થયો હતો. "હું ધારૂં છું કે તમો હમારી સાથે નદી કીનારે ફરવાબી નહીં આવશો?" ફ્રેંક મશ્કરીની ઢપે બોલ્યો.

"નહીં! હું તમારી સાથે આવી શકતો નથી." તે એકદમ બોલી ઉઠયો. તેણે સર્વે સાથે નાસ્તો લીધો, પણ આજનું ખાનું અણગમતું લાગ્યું.

આ જોઇ લીલીએ ધાર્યું કે કોઇએ જોનને કશું કહયું હશે, અથવા કદાચ ફ્રેંક તરફથી કંઈ અપમાન થયું હશે.

નાસ્તો પુરો થયા બાદ ફ્રેંક તે ઓરડામાંથી બહાર ગયો, એટલે આ તકનો લાભ લઈ લીલી જોનનાં ખભાં પર પોતાના સફેદ હાથ મુકીને મમતાથી પુછવા લાગી, "વાહાલા જોન, તમને આજે શું છે તે મને ખુલ્લી રીતે કહો, તમોએ મારેથી કોઇબી વાત છુપાવવી નહી જોઇએ. શું તમને કોઇ કાંઇ બોલ્યું છે?"

આ સવાલનો જોને કંઇબી ઉત્તર વાળ્યો નહીં. લીલીને શું કહેવું, તેનો તે વીચાર કરવા લાગ્યો. તેણે ધાર્યું કે રાત્રની વાત લીલીને કહી તેણીને દુઃખી કરવી નહીં. તે એક શબ્દ પણ બોલ્યા વગર ટેબલ આગળથી ઉઠી ઉભો થયો. આ જોઈ લીલી વધારે દુઃખી થઈ; અને તેનું એમ કરવાનું કંઇ પણ કારણ સમજી નહીં. તેણી જોનને કંઈ પુછવા જતી હતી; તેટલામાં તેણીએ મીસીસ બૉલર્સને ફરવા જવાના નવા ડ્રેસ સાથે તે ઓરડા ભણી આવતી દીઠી. તેઓએ આજે સહવારે બોટમાં બેસી ફરવા જવાનો નીશ્ચય કર્યો હતો. આ પછી જોન ખાનાના ઓરડામાંથી બહાર નીકળી બગીચામાં ફરવા લાગ્યો; અને તેને ફરતો જોઈ ફ્રેંક મોટેથી બબડવા લાગ્યો, "લીલી, હું ધારૂં છું કે મી૦ જોનની તબીયત આજે જરા ઠીક નથી!"

લીલીએ આનો કશો પણ જવાબ આપ્યો નહીં, પણ થોડોક વખત રહી તેણી બોલી, "ફ્રેંક, તમો જોન સાથે કોઇબી બાબત વિષે લડયા હતા?"

"હું સોગંદ ખાઇને કહું છું તે તેની સાથે હું લડયો નથી; લીલી, હું તમને કહું છું તે તમો માનશો નહીં, પણ જોનનો સ્વભાવ હમેશનો બરીગેલ છે. તેને બબાપો કરવાનાં ઘણાંએક ખાનગી કારણો છે." હવે વધારે મશ્કેરીની ઢપે તે બોલવા લાગ્યો, "એને રાતનાં કદાચ અજીરણ થયું હશે! અથવા કદાચ ખરાબ સ્વપ્ન જોયાં હશે! નહી તો કદાચ તેના હાથ પગ દુખતા હશે."

"ફ્રેંક, તમો કેટલું વીચાર વીરૂદ્ધ બોલો છો?" મીસીસ બૉલર્સ બોલી.

"હું તો અમથો મજાક ખાતર બોલું છું" ફ્રેંકે હસ્તાં હસ્તાં જવાબ વાળ્યો. આ બોલી ફ્રેંકે લીલીનાં મોં સામું જોયું, પણ લીલીએ તેની વાતપર ધ્યાન આપ્યું નહીં. તેણી નીચી નજરે ઉભી હતી, અને જોન બગીચામાં ધીમે પગલે નીચી નજરે ફરતો હતો. બીજીજ પળે લીલી ત્યાંથી નીકળી, અને જોનને જઈ મળી. "લીલ, તું મારી સાથે ગુસ્સે થતી ના? હું આજે ખરેજ માંદો છું; અને તારા હસમુખા માત્રાથી હું વહેલો દુર થવા માગું છું. જો તું મને મેહેરબાની કરી રજા આપશે તો હું હમણા પાછો મારી નોકરી પર જઇશ."

"જોની, જયારે તમો જવાજ માંગોછો, તો હું તમને બોહોંસ કરી રાખતી નથી." તેણીએ સભ્યતાથી ઉત્તર વાળ્યો, "પણ હું આશા રાખુંછું કે તમો વેહેલા સારા થશો, અને વળી ફ્રેંક ગયા બાદ મારી ભેટ લેશો."

"લીલી, હું ખુશીથી આવીશ, અને રવીવાર સુધીમાં તુંને આવીને મળી જઇશ."

આ પ્રમાણે વાતો કરી તેઓ ઘરમાં ગયાં. જોન મીસીસ બૉલર્સ તથા ફ્રેંકને સાહેબજી કરવા ગયો. તેને જતો જોઇ મીસીસ બૉલર્સ સભ્યતાથી થોડાક બોલો બોલી, પણ ફ્રેંક તો ઉલટો ખુશ થયો. લીલી જોનને મુકવા કંપાઉન્ડના દરવાજા સુધી ગઇ. જોને ચાલતો સ્ટેશનપર જવાને ખુશી બતલાવી, અને પોતાની ટોપી માથે પેહેરી, સાથે લાવેલો પેલો "ઓવર કોટ" હાથમાં લઇ, શેકહેન્ડ કરી ચાલતો થયો.

## પ્રકરણ ૩૬ મું.

### અદેખાઈ અને ખુશામત.

જોન લંડન ગયો, પણ હજી પેલા ખરાબ સ્વપ્નાની વાત તેનાં મનપરથી દુર થઈ નહી. તેણે તે વાત મનમાંથી કાઢી નાખવા ઘણાંએક ફાંફાં માર્યાં, પણ ફોકટ!

વવાનો વીચાર રાખતી હતી. તેઓની ખબર અંતર પુછ્યા બાદ તેઓએ સાથે ખાનું લીધું. "બેથ, કાલે રવીવાર છે, તમો દેવળમાં મારી સાથે આવશો ?" મી૦ જાસપરે પુછ્યું.

"હા, અલબત! ધરમનાં કામમાં ઢીલ કરવી ન જોઇએ. તે કીરતારની યાદ આઠ દહાડામાં એક વખતથી બરાબર કરતાં નથી, એ આપણી કેવી મોટી ભુલ છે ?" તેણી બોલી.

"બેથ, તમો કહો છો તે વાજબી છે; પણ જો આપણે તેમ કરવા ચાહીએ, તો કઇ મુશકેળ જેવું હું જોતો નથી."

આ પ્રમાણે દેવળમાં જવાનો તેઓ વચ્ચે પક્કો ઠેરાવ થયો. રવીવારે સવારે જોન આવનાર હતો, માંટે તેને સ્ટેશનપર લેવા લીલી અને તેની એક બેહેન લુસી ગઇ; જયારે મીસીસ રીડલ પોતાના એકપુરા બેટાને ફરી છાતીએ ચાંપવા કમપાઉન્ડમાં ઉભી રહી ઇંતેજારીથી રાહ જોવા લાગી.

થોડાજ વખતમાં તેઓની ગાડી દરવાજા અંદર આવી લાગી, અને મીસીસ રીડલ તે જાણી ઝડપથી ગઇ. તેણીએ જોનના ચેહેરા સામું જોયું, જે કંટાળાથી ફીક્કો દીસતો હતો.

"દીકરા, તું કેટલો થાકેલો દીસે છે; તારે હવે ઓફીસનું કામ મુકી દેવું જોઇએ!" તેણી પોતાના દીકરાને ગળે વળગાવતી બોલી.

"માયજી, તમારે એમ બોલવું ન જોઇએ! તમોએ તે ઉલટી મને કામ કરવાને હીંમત આપવી જોઇએ; કામ કીધાથી માણસ હોશયાર થાય છે."

આ તેનું બોલવું સાંભળી મીસીસ રીડલ ખુશ થઇ; પણ લીલી બોલી ઉઠી, "મીસીસ રીડલ, જોને પક્કો ઠેરાવ કીધો છે કે કોઇબી કામ અધુરૂં મુકવું નહીં." તેણી હસતાં બોલી. આજનો રવીવાર તેઓની ટોળીમાં વેહેલો પસાર થયો. તેઓ આજ સાંજની ચાહ બગીચામાંના ઓરચીડ ઝાડોની છાંયા હેઠળ લેનાર હતાં. લીલીએ મીસીસ બૉલર્સને પણ તેડાવી હતી.

મીસીસ બૉલર્સ રોજ કરતાં આજે વધારે ગંભીર દીસ્તી હતી. તેણી હાલ લુસી સાથે વાતો કરતી હતી, પણ તેટલાં તેણીની માએ કાનમાં ધીમેથી કહયું, "પ્યારી દીકરી, તેણીની સાથે તેં વધારે વાત કરવી નહીં, તેણી કેટલી મગરૂરીની વાતો કરે છે? મારા કાનને તેણીનો અવાજ સારો લાગતો નથી."

"પણ માયજી, તેણીની સાથે કોઇએબી વાત કરવી જોઇએ!" તે ભલાં દીલની છોકરી બોલી.

રાત્રે ખાનું લીધા બાદ જોન અને લીલી ફરવા નીકળ્યાં, અને લુસી રીડલ પોતાના ઓરડામાં જઇને સુઇ ગઇ. તેઓ બંને નદી કીનારે મુંગે મોહડે ફરતાં હતાં. હાલ વરસાદની રૂતુ બેઠી હતી; અને આ વેળા નદી કીનારે થંડી લેહેરી આવતી હતી. ઝાડનાં મજબુત પાંદડાં નવા બાહારમાં ફીલતાં હતાં. આ રૂતુ બહુજ સુંદર દીસ્તી. આ દેખાવ જોઇ લીલી મનમાં વીચાર કરવા લાગી કે સૌનો સારો વખત આવ્યા સિવાય રહેતો નથી; સુખ દુઃખ, ચહડતી પડતી, એ સૌપર પડે છે. તેઓ થોડો વખત નદી કીનારે બાંકપર બેઠાં, જયારે નદી પોતાનું રાત્ર દહાડાનું કામ કરતી જતી હતી. એટલામાં જોને કોઇનો ધીમો અવાજ સાંભળ્યો, જે સાંભળી તે એકદમ ઉઠી ઉભો થયો.

"લીલી, તેં કોઇનો અવાજ સાંભળ્યો ?" આ જોનનું બોલવું સાંભળી તેણી પણ ઉઠી ઉભી થઈ.

"નહીં, મેં સાંભળ્યો નથી, શું કોઇ તમને દીસ્યું ?"

"મેં કોઇનો અવાજ સાંભળ્યો ખરો, પણ કદાચ હું ધારૂં છું કે, પવનનો અવાજ સાંભળ્યો હશે!"

"જોન, તમને યાદ હશે કે આપણે વૉરગ્રેવ્હના બગીચામાં ફરતાં હતાં, તે વેળા પણ આપણે કોઇનો નીસાશો સાંભળ્યો હતો, કદાચ આપણી એમાં ભુલ હશે!" લીલી બોલી.

જોનને તે રાત્ર યાદ આવી અને તે વીશે ફીકર કરવા લાગ્યો. તે પોતાનો ઓવરકોટ બરાબર ઓઢીને કહેવા લાગ્યો, "લીલી, આપણે હવે જલદી ઘર જવું જોઇએ." એમ બોલી તેઓ ત્યાંથી ઉઠી ઉતાવળે ચાલવા લાગ્યાં, અને જલદીથી મીસીસ બૉલર્સનાં ઘર આગળ આવી પુગ્યાં. તેણીએ મીસીસ બૉલર્સને રાત્રે મળવા કહયું હતું, અને તેણીને તે તરતજ યાદ આવયું.

"જોન, મને મીસીસ બૉલર્સ સાથે કંઈ વાત કરવી છે, તમો મારી સાથે આવશો ?" લીલીએ પુછ્યું.

"લીલી, હું બહાર ઉભો રહું છું; અને તારી વાટ જોઇશ, તું જલદી પાછી આવજે."

"વારૂં, જોન, હું તમને બહુ વખત ખોટી કરીશ નહીં;" લીલી હસતાં બોલી.

"લીલી, તું પા કલાકમાં મને આવીને મળજે, હું અહીં ઉભો રહું છું." તેણે ઘડીયાળમાં જોતાં કહયું. આ સાંભળી તેણી મીસીસ બૉલર્સનાં ઘરમાં વહેલી ગઇ. જોને તેણીને ઘરમાં દાખલ થતાં જોઈ, અને પોતે પાછો નદી કીનારે જવા નીકળ્યો, અને જે અવાજ તેણે સાંભળ્યો, તે ખરો છે યા ખોટો, તેની પક્કી રીતે તપાસ કરવા તેજ જગ્યાપર ગયો.

તે મન સાથે બબડવા લાગ્યો, "કોઇબી રીતે આ ભેદ શો છે, તે મારે જાણવો જોઇએ." હવે તેજ ઠેકાણે તે જઈ ઉભો. જયાં તેઓ બેઠાં હતાં, ત્યાં ઝાડી બહુજ ખીચોખીચ હતી. તે જગ્યા બહુજ એકાંત હતી, અને આખો રસ્તો ઝાડોની છાંયાથી ઢંકાઇ ગયો હતો. આવી ભયંકર રાત્રે તે ત્યાં જવાને બીહીને પાછો હઠયો નહીં. રસ્તાથી થોડેક દુર નદીને કીનારે એક ઉંચા આકારને તેણે દીઠો, જે આકાર એક થાંભલા મીસાલ ત્યાં ઉભેલો હતો. આ જોઇ તેનું અંતઃકરણ અંદરખાનેથી ધ્રુજવા લાગ્યું; તોપણ તે આકારની લગોલગ જઇ ઉભો, અને પોતાનો હાથ તે તરફ લંબાવ્યો, પણ ફોકટ! તે ઉભેલા પ્રતીબીંબ છાયાએ તુછકારી કાઢયો, અને જોનથી દુર જઇ ઉભો. જોન હીંમત ધરી તેની આગળ ગયો; તે આકાર જોન તરફ ટગર ટગર જોતો હતો. હવે તેણે તે ઉભેલી મુર્તી ઓલખી; જે શીકલ તેણે વૉરગ્રેવ્હમાં રાત્રે બારીમાંથી જોઇ હતી, તેજ દેખાવ તેણે ફરી નદી કીનારે જોયો. તે સફેદ દુધ અને ચંદ્રમા જેવો ચળકતો ચેહેરો મરનાર એમીનો હતો. હવે જોનને સાંજ પડતો મેલી આપણે લીલી તરફ ફરીશું.

[ સાંધણ છે. ] ગુલબાઈ ખુરસેદજી ભુજવાલા.



# સ્ત્રીની મિત્રાચારી.

## પ્રકરણ ૩ જું.

### સુધરેલી કેળવણીની અસરો-વાર્તાનું ઊઘડવું.



ર્કેનાં સુંદર દરીયાઇ બંદર તરફ મુલાકાત લેનારાંઓમાંનું એક લોર્ડ મેલફર્ડનું કુટુંબ હતું, કે જે ઉમરાવને મી૦ લેસ્લી કાંઇ કામે લાગો હતો; માટે તેની સાથ તેમને ઓલખાણ પડી હતી. તેની દીકરીઓમાંની એકને દેવનશાયરની હવાની ભલામણ થઈ હતી. માટે એ શીયાળાએ તેઓએ 'તોર એબી' થીજ ફક્ત ઉતરતાં એક ઉમરાવનાં મકાનમાં શેહેરથી થોડેક દુર વસવાત કર્યો હતો.

લેડી મેલફર્ડ અને તેણીની દીકરીએ મી૦ લેસ્લીની સેવાની પીછાણનો બદલો તેનાં કુટુંબ સાથ પીછાણ રાખીને વાળવા માંગતા હતાં. ફ્લોરેન્સ કાંઇ એવી ન હતી કે જેથી કોઇ તેણી તરફ નજર ફેંકયા વિના ચાલી જાય. સુધરેલી મંડળીમાં ફરનારાંઓથી તેણીનો રસુજી સ્વભાવ, તેણીની સુંદરતા, અને કેળવણી કબુલ કરતાં હતાં. વારંવાર તેણીને "સેન્ટ જોનસ"નાં મકાનમાં તેડવામાં આવતી; મીસીસ મેલફર્ડ તેણી સાથ ઘણું સહીપણું રાખતાં, અને ઓનરેબલ એમીલી મેલફર્ડની જીવેજાનની સહી દાખલ ઓલખતાં હતાં. વાઇકાઉન્ટેસ પોતેબી તેણી તરફ ઘણું હેત બતાવતી અને જોકે તેણી હજુ સુધી કોઇ બાહેરની પાર્ટીઓમાં જતી ન હતી, તોબી તેમને ઘરની તો સઘળી મેજબાનીઓમાં ભાગ લેતી હતી.

પણ તોબી ફ્લોરેન્સે પોતાનો સ્વતંત્ર સ્વભાવ જાળવી રાખ્યો હતો, અને પોતાનાં ઉમરાવ મિત્રોનાં ઘરમાં જવાના શોખે પોતાનાં ગરીબ ઘર તરફનો પ્યાર એક લેશ ભારબી કમી કીધો ન હતો. તોબી ઘણાંઓની અદેખાઇનું તેણી નીર્દોષ કારણ થઇ પડી હતી; કે જેઓ એમ ધારતાં હતાં કે લેડી મેલફર્ડે જેટલી ફ્લોરેન્સ લેસ્લીની ઓલખાણ કરી હતી, તેટલી તેમનીબી કરવી હતી. પણ કોઇથી એમ કહેતું સંભળાયું ન હતું કે, મોટે ખાંચરે ફરવાથી તેણી સેહજબી બગડી ગઈ હોય. ફ્લોરેન્સ તો વારંવાર એમ બોલતી સંભળાતી હતી કે, થોડો વખત ભપકામાં ફરવાથી અને અંજાણાંઓ સાથ પ્રીતથી ભેલાવાથી તેણીને તેણીનાં ઘરનાં વધુ અને વધુ વાહાલાં લાગતાં હતાં. જોકે સુધરેલી કેળવણીએ મેલફર્ડ બેહેનોને આપણી વાર્તાની નાયકાને લાયકની થોડેક દરજ્જે સાથીઓ કરી હતી, તોબી કાંઇ ચીજની ખુટ હોય એમ દીસ્તું હતું. દીલસોજીની સાંકળ જે બે મગજોને સાથે જોડે છે, તે અંહી દીસ્તી નહીં હતી. સુધરેલી દેખાદેખીની કહેવાતી કેળવણી અને લંડનમાં ગુજારેલી ત્રણ ચાર મોહસમોએ સુસ્તી અને બેદરકારી તેઓમાં ઉપજા કરી હતી; કે જે ફ્લોરેન્સના ખુશાલ, આતુર જુસ્સાવાળા સ્વભાવ સાથ મળી શકતાં હતાં નહીં. તેમની લંબાઈ ફ્લોરેન્સને માલમ નહીં, કારણ કે તેઓ તેણી તરફ તો હમેશાં માયાળુ રહેતાં હતાં, અને તેણીને તેમની આગળ કશી શરમ લાગતી હતી નહીં; તોબી તેણીને ખુદરતી લાગતું કે, સઘળા તેણીના ઉંચા વિચારો તેમની આગળ ખુલ્લા ન કરેલા સારા. એમીલી મેલફર્ડ જોકે ફક્ત અઢાર વર્ષની હતી, તોબી તેણીબી સુધરેલી મંડળીઓમાં ફરવાથી કાંઇ બગડયા વિના રહી નહીં હતી. પણ અંહી જેટલો તેણીને આપવામાં આવેલી તરબીયતનો તેટલોજ તેણીના સ્વભાવમાં પણ વાંક હરી; કારણ કે તેણી ખુદરતીજ બેદરકાર હતી, જોકે વિચારમાં અને કામમાં એટલી તો સ્વતંત્ર હતી કે વારંવાર ફ્લોરેન્સ પોતેબી અજબ થતી.

પેહલા શીયાળામાં તો સેન્ટ જોનની મુલાકાતે ફક્ત લેડી મેલફર્ડ અને તેણીની દીકરીઓજ આવી હતી. જયારે વાઇકાઉન્ટ અને આનરેબલો ફ્રેડરીક અને આલફ્રેડ મેલફર્ડ, બે જુવાન, રમત ગમતને ચાહનારા હસમુખા ભાઇઓ અવાર નવાર રહી જતા હતા, જેઓ ફ્લોરેન્સને ખરી મજાહ આપતા હતા. બીજા શીયાળામાં આ કુટુંબમાં એક જણ વધ્યું હતું. એમીલી વારંવાર પોતાની માસીની દીકરી લેડી આઇદા વીલીયરસની અત્યંત ખુબસુરતી અને હુશીયારી માટે એટલી તો જુસ્સાથી વાત કરતી હતી કે ફ્લોરેન્સનાં કહેવા પ્રમાણે તેણીની કલ્પના માટે આ પુરતો ખોરાક હતો.

પણ લેડી આઇદા સાથ જોડાયલી વાર્તા એવી હતી કે તેણી કરતાં થંડાં દીલવાળાંમાંથી કાળજી ઉપજા કરે.

સાત વર્ષ અગાઉ તેણીએ પોતાના પીતાને અને તેની થોડોક વખત અગાઉ પોતાની માતાને ખોહયાં હતાં અને લેડી આઇદાને તેણી ચોવીસ વર્ષની થાય ત્યાં સુધી લોર્ડ મેલફર્ડના હસ્તક સોંપવામાં આવી હતી. તેણીના બાપનાં કુટુંબનો જુનો ખેતાબ એક દુરના સગાને મળ્યો હતો, જયારે તેની સઘળી દોલતની વારેસ તેની દીકરી આઇદા થઈ હતી. ખુબસુરતી અને હુશયારી સાથ તેણીની દોલત ઘણાએક તવંગરો અને ખાનદાની જુવાનોને ખેંચતી હતી, પણ લેડી આઇદાનું હૈયું તો આઇસનાં જેવું થંડું હતું. સઘળાને તેણી ના પાડવા લાગી, કેટલાકોને ધીક્કાર સાથે અને કેટલાકોને દીલસોજીભરી માયા સાથે. ફોકટમાં તેણીનાં વાળીઓએ સમજાવવાની કોશેશ કરી. છેલ્લે એક માસા તરીકે લોર્ડ મેલફર્ડે તેણીને ધમકી વડીક આપી, પણ આ જુવાન બાનું એકની બે નહીં થઇ. છેલ્લે સચ્ચાઇ માલમ પડી આવી. જે

દીલ સઘળાંને ના પાડતું હતું, તે તો જીતી લેવામાં આવ્યું હતું. તેણીએ તે ના પાડવાનું કશું કારણ જોયું નહીં, કારણ કે તેણીનો પ્યાર પાછો વાલવામાં આવતો હતો. સઘળી નીરાશી સાથે તેણી તે સારીપેઠે જાણતી હતી.

'એદમંડ સેન્ટ મોર' જે નામ પોતે ધરાવતો હતો, તે કુટુંબના નાના દીકરાઓની શાખામાં ઉતરેલો હતો. કદાચ તે કુટુંબનો વડો થવાનો સંભવ હતો. પણ તે એટલો તો દુરનો હતો કે તે માટે કોઇ હીંમતથી બોલી શકતું ન હતું. વળી તે અને તેની વીધવા માતા તેમની પદવી તરફ જોતાં ગરીબ ગણાતાં હતાં. છેલ્લો લોર્ડ એડજમીયર બંને મા દીકરાંની કીમત પીછાણતો હતો, માટે પોતાનાં બાળક અને તેમની વચ્ચે ધાડો મિત્રાચારીનો ગાંઠ બધાવામાં તેણે મદદ કરી હતી. એમાંથી ગરીબ પણ કેળવાયલા એદમંડ સેન્ટ મોર સાથ પોતાની દીકરીની સગાઇનું પરીણામ નીપજતે, તે તેને ખબર હતી, યા તે વાંધો લેતે કે નહીં તે કોઇ કહી શકતું નથી; કારણ કે સેન્ટ મોર પોતાની ખાનગી લાગણી ગમે એવી છતાં દોલતવંદ આઇદાના હાથની માંગણી કરવાની કદીબી હીંમત કરે તે અગાઉ તો તેણીનો બાપ મરણ પામ્યો.

લેડી આઇદાના બાપને ગુજરવાને એક વર્ષ થયું નહીં તેટલા એદમંડનું લેવાતું જતું શરીર અને શીકા પડતા ગાલોએ તેણીના પ્યારથી તેણીને જાણીતી કરી. તેમની વચ્ચે જે કાંઇ બન્યું હતું તે અને તેના ગુણો માટે તેણી જે જાણતી હતી, તે ઉપર વિચાર કરવાથી તેણીને માલમ પડયું કે, કાંઇ નહીં પણ સોનું, ધીક્કારવા લાયક સોનાંએ આ ફેરફાર કર્યો હતો. તેનું મગજ તેણીની દોલત સાથ તેણીના હાથની માંગણી કરવા ના પાડતું હતું. તેણી તેની મગરૂરી પીછાંણતી હતી, માટે તેણીને લાગ્યું કે, જો તેને ઉત્તેજન નહીં મળશે તો જેમ તેણીનું તેમજ તેનુંબી સુખ જશે. પણ જેમ જેમ તેણી વધુ અને વધુ માયાળુ થતી ગઇ તેમ તેમ તે તેણીથી વધુ અને વધુ દુર રહેવા લાગ્યો.

"પણ તેણીએ કેમ તેની લાગણી પીછાંણી? તેની મગરૂરીને કેમ હઠાવી"? ફ્લોરન્સ લેસ્લીએ ઉલટથી પુછયું. એમીલી મેલફ્રંબી પોતાની સાથીના જેવીજ ઉલટથી વાત ચાલુ રાખી બોલી:

"તેની માતા એવી છે કે જેણીને પોતાના પ્યારની વાત તે વિશ્વાસથી કહી શકશે. આઇદાની આ છુપી વાત લેડી હેલન સેહેલથી પારખી શકી. એક વખત જ્યારે તેણીની પુરતી ખાતરી થઇ ત્યારે સઘળી મગરૂરીનો છેડો આવ્યો. તેઓ એક બીજાંને સમજયાં, અને હું માનું છું કે આઇદા, એદમંડ અને લેડી હેલનના કરતાં વધારે સુખી કોઇ હશે નહીં.

"લેડી હેલને એ પાર પાડેલું હોવાથી તેણી ખરેખર સુખીજ હોવી જોઇયે," ફ્લોરન્સે કહયું. "પણ હજુ સુધી તેમનાં લગ્ન કેમ થયાં નથી? ફક્ત અદરાયલાં કેમ રહયાં છે?"

"એક ઘણાં મોટાં કારણને લીધે, આઇદાને ઘણું ખમવું પડયું હતું, જેમાં મારાં માનવંત કુટુંબે સરદારી લીધી હતી. દરેક જણ જે થોડીબી સગાઇમાં આવ્યું હતું, તે કહેવા લાગ્યું હતું કે તેણીએ આ પ્રમાણે કરવામાં મુર્ખાઇ હતી, કે તેણી ફક્ત ગરીબાઇ સાથે એટલુંજ નહીં, પણ મોત સાથેબી પરણવા માગતી હતી; કારણકે દરેકને લાગયું હતું કે એદમંડ સેન્ત મોર પાંચ વર્ષ વધુ જીવી શકશે નહીં."

"કેવું ઘાતકીપણું!" ગુસ્સાથી ફ્લોરન્સ બોલી ઉઠી.

"ખરેખર ઘાતકીપણું; અને વળી તેથી નહીં ધરાતાં તેણીને અપમાનો આપવામાં આવ્યાં, તેમાંથી મારૂં કુટુંબ બાકી નહીં રહયું હતું."

"લેડી મેલફ્રંદ તો નહીંજ હશે?—એ કેમ બને!"

"નહીં, મમા નહીં, તેણીની બેહેનની દીકરીનું આ કાજ જોકે તેણીને પસંદ નહીં હતું, તોબી તેણીનાં સુખ માટે તેવણને વધુ કાળજી હતી. જેઓ તેણીના સ્વભાવને પુરતો સમજતાં ન હતાં, તે હવે સમજવા લાગ્યાં. આ તોફાન તેણીએ મજબુતાઇથી ખમ્યું, અને જયારે પપાએ તેણીને કહયું, કે આ લગ્ન કરવાની તેવણ મંજુરીયાત આપશે નહીં, ત્યારે શાંતીથી તેણી બોલી કે, જયારે ચોવીસ વર્ષની તેણી થશે ત્યારે પોતાની મરજી મુજબ કરવાને તેણી પુરતી શક્તીવાન થશે. જયારે આ મોટો દિવસ આવી પુગો અને તેમનાં સુખમાં હવે કશીબી અડચણ રહી નહીં, ત્યારે સેન્ત મોર એકાએક સીક પડી ગયો અને ડાક્ટરોએ તેને મદેરા ખાતે મોકલ્યો અને પાછલથી તેની તનદુરોસ્તી બરોબર સુધરે ત્યાં સુધી ઘટલી રહેવા જણાવ્યું. તેઓએ મારી મશીયાઇને અને લેડી હેલનને કહયું હતું કે, જો ઇગલંડમાં એ રહેશે તો તેને માટે તેઓ કશો જવાબ દઇ શકતા નથી. ગરીબ બીચારી આઇદાની નીરાશીનો તું વિચાર કર. પણ એ વખતેબી તેણી તેની સાથ જવા ઇચ્છતી હતી, કે જેથી તેણી તેની માવજત કરી શકે. પણ એદમડે તેમ કરવા દેવા સાફ ના પાડી અને લેડી હેલનને જોકે તેણીનું ઘણું લાગતું હતું, તોબી તેણીએબી પોતાના દીકરાનાં કહેવાને ટેકો આપ્યો. દરેક ચીજ તેણીની સામે હતી. વળી ડાક્ટરોબી તેણીની હાજરીની ઉશકેરણી તેના હકમાં નુકશાન કરશે એવો અભીપ્રાય આપવા લાગા. અંતે સર ચાર્લ્સ બ્રેશલીનાં મતને તેણી મળતી થઇ. પોતાના અદરાયલા ખાવંદથી જુદી પડયા પછી તેણી ઘણી સીક પડી ગઇ અને મારી ખાતરી છે કે જયાં સુધી તેને જઇ મળશે નહીં, ત્યાં સુધી તેણી આગળના જેવી આઇદા થવાની નથી."

"અને તે કયારે બનશે?" ફ્લોરન્સે આંસુઓથી ભરેલી આંખો સાથે પુછયું. "કેટલો વખત થયો તેઓ જુદાં પડયાં છે?"

"નજદીક અઢાર મહીના થયા, અને આ લાંબો વખત આઇદા માટે ઘણો ઇંતેજારીનો ગયો છે. ત્યાંથી આવતાં કાગળોમાં તો સારા સમાચાર આવતા જાય છે, પણ ગરીબ બીચારી આઇદા જયાં સુધી પોતે નજરે જોય નહીં, ત્યાં સુધી માની શકતી નથી. પપાની સત્તાની સામે થયલી

"ત્યારે મેહેરબાની કરી તે માટે કાંઈ બુરૂં બોલ ના. તું જાણે છે કે હું વારંવાર તુંને કહું છું કે તારી પોતાની કુદરતી બેદરકારીનો છાયો દરેક જણ ઉપર પડે છે."

"આ મારી વખાણ માટે તમારો મોટો ઉપકાર થયો, મારાં ઉમરાવ મસીયાઈ."

"એમાં કાંઈ વખાણ નથી, એમીલી, ફકત એક દલગીરી ભરી સચ્ચાઇ છે. તારા જેટલી નાની વયની છોકરીમાં એવી લાગણી હું મુદ્દલ પસંદ કરતી નથી; કારણ કે તેં બીજાઓથી આ દુનિયામાં શું ગેરઇનસાફી મેળવી છે કે જેથી તુંને એવો વિચાર રાખવો પડે."

"કાંઇજ નહીં, પણ હું માનું છું કે અહીં ભલાઇ કરતાં બુરાઈ વધારે ચાલે છે, અને આપણને મનપસંદ લોકોનાં કરતાં કંટાળાભરેલાં વધુ મળે છે."

"કદાચ એમબી હોય, પણ આ દુનિયાની કાળી બાજુ છતાં ભલાં લોકોનોબી પાર નથી. હું માનું છું કે સંપુર્ણ ખુબીઓવાળાં લોકોબી અહીં વસ્તાં હશે."

"દાખલા તરીકે એદમંડ સેન્ટ મોર," એમીલી તેણીને ચીડવવા વચ્ચે બોલી ઉઠી.

"નહી, એમીલી," આઇદાએ ગંભીરાઇથી જવાબ આપ્યો. "જો હું તેને સંપુર્ણતાનો નમુનોજ ગણુતી હોઉં તો હમેશનું સુખ ચાલુ રાખવાની મને થોડીજ આશા રહે. હું તેની ઘટતી વખાણ કરૂં છું, નહીં તો તેને પરણુંબી નહીં, પણ જેમ તે મારી તેમજ હું તેની ખામીઓ જાણું છું; જે સંપુર્ણતા માટે હું બોલી, તેને લાયક થવા જેટલો હજુ મોટી ઉમરનો તે થયો નથી. ચહડતી કે પડતીમાં તેની પુરતી અજમાયશ થઈ નથી. મારા એદમંડ કરતાં તેની માતા સંપુર્ણ ખુબીઓવાળાંમાં મુકી શકાય."

"ઘણી સારી રીતે તેં જવાબ આપ્યો છે, મારી મસીયાઇ, પણ તે હું માનું કે નહીં તે તો મારી મરજી ઉપર આધાર રાખે છે. ફ્લોરન્સ, તું શું વિચારવા બેઠી છે? આઇદા કાંઈ એટલી બધી અદભુત શક્તિવાળી નથી કે તેણીના શબ્દોને તું એટલા બધા ધ્યાનમાં લે છે? મારૂં ડહાપણબી તેટલુંજ સારૂં છે.

"હું એમ ધારતી નથી, એમીલી; કારણકે મારી લાગણીની વળાણબી તેણીનીજ તરફની છે."

"પણ હું ઇચ્છું છું, લેડી આઇદા, કે તમોને જે સઘળુ લંડનમાં ગમતું હોય તે મને કહો."

"સઘળું, ફ્લોરન્સ! એ કેવો સવાલ! કાંય, ઘણીક ચીજો એવી છે કે જેથી હું જો પાસે હોઉં તો તુંનેબી લંડનને પસંદ કરવાની ફરજ પાડું. તેનાં હુન્નરને લગતાં ચોપડી ચોપાનીયાં, તેની ચીત્રો અને કોતરકામોની ગેલરીઓ, દરેક શોખોને અનુસરતી રમત ગમતો, મ્યુઝીક અને એવું એવું બીજું આપણે લાયકનું ત્યાં ઘણું છે. વળી કવીઓ, ચીતારાઓ, ફીલસુફોની તેમનાં લખાણો લાયકની વર્તણુક છે કે નહીં, તે તપાસવાનું ઘણું રમુજી લાગે છે. અરે, એવી ઘણીક ચીજો છે, કે જેથી લંડનમાં થોડાક દીવસો રહેવાનું ઘણું મનપસંદ થઇ પડે છે, જો કે હું કબુલ કરૂં છું કે તારી માફક મનેબી વાહલાં જુનાં ઇંગલંડ શેહરનાં કરતાં ગામડામાં રહેવાનું વધારે પસંદ પડે છે.

"પણ આ સઘળું ઉમરાવો અને તવંગરોને બરનું છે. લેડી આઇદા, હવે રોમ, નેપલ્સ અને ફ્લોરન્સમાં વિદ્યા હુન્નરના ખજાનાઓ સઘળી જાતનાં અને સઘળી સ્થીતિનાંઓ માટે ખુલ્લાં છે, અને વળી સાથે આપણી આંખને મોહ પમાડે એવો સુંદર ગામડાંનો દેખાવબી આપણને જોવાનો મળે છે."

"હા, ડુંગર દુરથી તો રળીયામણોજ દીસે, મારી વાહાલી છોકરી, જયારે હું મારી ઇટલીની મુસાફરીથી પાછી ફરશ ત્યારે મારો ખરો વિચાર તુંને કહીશ. તું મારી ઉપર વિશ્વાસ રાખશે કેની? અને તેટલાં આપણાં જુનાં ઇંગલંડમાં સુખથી વસ."

"અરે, જો તમે મને કહો તો કેવું સરસ."

"જો હું કહું! એમ બોલવામાં તારી શી મતલબ છે?"

ફ્લોરન્સની આંખો આંસુઓથી ભરાઇ ગઇ અને તેણી ગાડીની બહાર પોતાનું ડોકું બાહેર કાઢી બોલી ઉઠી કે હવે તેઓ ઘર સુધી આવી પુગાં હતાં.

## પ્રકરણ ૫ મું.

### સેન્ત જોન્સમાં ગુજારેલી એક સહવાર.

ફ્લોરન્સ લેસ્લીનો સાદો અને બીનસ્વાર્થી સ્વભાવ સેન્ત જોન્સનાં ઉમરાવ મંડળમાં ભેલાયાથી કોઇબી રીતે બગડયો ન હતો. તેણી સેન્ત જોન્સમાં વારંવાર રહેવા આવતી હતી તેમ એક વખત રહી હતી, જયારે લેડી આઇદાના પોતાના ઓરડામાં તેણી બેસીને એક ખેડુતનાં છોકરાંનો "ગૃપ" ચીતારતી હતી. લેડી આઇદા કાંઇ ભરતકામ કરતી હતી, જયારે એમીલી મેલફ્રૈદ એક સોફા ઉપર બેસીને નાખુશીનાં ડોળ સાથે વાંચવા પડી હતી. તે એક માર્ચ મહીનાની સુગંધી સહવાર હતી. નાની ફ્રેન્ચ બારીઓ ઉઘાડી રાખેલી હોવાથી સુર્યનું તડકું અંદર બરોબર પડતું હતું. તહરેવાર જાતનાં સુંદર ફુલોથી ઓરડાને સણગારવામાં આવ્યો હતો. એ સીવાય ચોપડીઓ, ચિત્રો અને મ્યુઝીકથી તે ફ્લોરન્સને લાયકની જગો થઇ પડી હતી. તેમનાં આ એકાંતપણામાં વારંવાર આલફ્રેદ મેલફ્રૈદ હરકત કરતો હતો. તે કહેતો હતો કે તે પોતે એક પતંગીયું હતું, માટે સૌથી સરસ રોશનીની તે શોધમાં રહેતો હતો, માટે જયાંથી તે જાય ત્યાંથી પોતાની મસીયાઇના ઓરડામાં પાછો આવવાની તેને ફરજ પડતી હતી.

"શું છે, એમીલી? આ દલગીરી ભરી રીતે શું કામ તારી ચોપડી ઉપર તું બબડે છે? જો તે કચરા જેવી હોય તો કાંય વાંચે છે?"

"કારણકે મેં આ ખુણે પડેલી જગાની સઘળી લાઇબ્રેરીઓ ખાલી કરી છે, માટે જ્યારે મેં તે દીને પેલી સાદી મુખે ફ્લોરન્સને આ ચોપડીમાં એટલી બધી મશગુલ થયલી જોઇ, ત્યારે મેં ધાર્યું કે હું વાંચી તો જોઊં."

"તુંને શું કામ જાહેર લાઇબ્રેરીઓની મદદ શોધવા જવું જોઇયે, તે હું સમજી શકતી નથી. ખાણાંના વખતની અગાઉ તું વાંચી શકે એટલી ચોપડીઓનો તો પુરતો સંગ્રહ મારા માસાએ પુરો પાડયો છે, અને મારી કાંઇબી ચોપડી તુંને જોઇતી હોય તે આપવાને હું તૈયાર બેઠી છું."

"ઉપકાર થયો, વાહાલી આઇદા, પણ ગામડાંમાં તો ફક્ત વાર્તાઓજ વાંચવાનો મને ઉદ્યોગ કરવા ગમે છે. હું જ્યારે સ્કુલમાં હતી ત્યારે તવારીખ અને કવિતાની ચોપડીઓનો પુરતો સ્વાદ ચાખ્યો હતો."

"ખોદાને ખાતર, એમીલી એમ ના બોલ, અને એવી લાગણી મુદ્દલ ના રાખ. શું તું મને એમ કહેવા માગે છે કે તું કાંઇબી ગંભીર વાંચન વાંચવાની નથી ?"

"હવે આઇદા, તારૂં ભાષણ ના ચલાવ. ઓગણીસ વર્ષમાંથી ચૌદ વર્ષ સુધરેલી ગુલામગીરીમાં કેમ રહેવું તે તું જાણતી નથી, માટે હવે છુટાપણું કેવું સરસ લાગે છે તે તું કહી શકે નહીં. તે સઘળાંનો બદલો લેવા માટે મારૂં સુખ અને મારી મજાહ પેહલી મેલવવાનો મેં ઠરાવ કર્યો છે."

"અને કંટાળા ભરેલી આપસ્વાર્થી લોકોની સંઘમાંની એક થજે;" લેડી આઇદાએ ગુસ્સાથી કહયું. "જો તું તેવી બને તો મારી આગળથી દુર રહેજે, કારણકે ત્યારે હું મારી સગાઇ કબુલ કરવાની નથી."

"પણ આ ચોપડીમાં એવું તે શું નાપસંદ કરવા જોગ છે, એમીલી ?" ફ્લોરન્સ વચ્ચે બોલી ઉઠી. અને ત્યાર પછી તેની સરસાઈ અને નહીં સરસાઈ માટે લંબાન વાંધો ચાલ્યો, કે જે અંહી લખવાને હમારી પાસે જગો નથી. પણ છેલ્લે એમીલીએ જણાવ્યું કે ફ્લોરન્સના ઘણા ઉંચા હવાઈ વિચારોએ તેણીને એક કવી સરજાવવી જોઇતી હતી. પણ તે તેણીને માટે કાંઈ સારૂં હતું નહીં."

"કાંય નહીં સારૂં ?"

"કારણ કે કોઇબી તારી કદર બુઝરશે નહીં, અને હવાઈ વિચારોમાંજ એકાંત જીંદગી તું ગુજારશે."

"તેણીનાં બોલવાની દરકાર ના કર, ફ્લોરન્સ, એ પોતાની વર્તણુક ઉપરથી બધાંનો ઈનસાફ કરે છે."

"હા, પણ જેટલી હું ફ્લોરન્સને ઓળખું છું તેટલી તું ઓળખતી નથી. તેણી કહે છે કે જેમને આપણે ચાહતાં હોઇયે તેને વધારે સુખી કરવાનું તદન ખુદરતી છે."

"વારૂ, એ ખરૂંજ બોલે છે."

"શું પ્યારની હરીફાઇમાંબી ?"

"ઉભી રહે, એમીલી, લેડી આઇદાને હું જે બોલી હતી તે બરોબર કહેવા દે—હું એમ બોલી હતી કે, એક સ્ત્રીને માટે આ બની શકે તેવું હતું કે જે માણસને તેણી ચાહતી હતી, તે માણસ જો કદાચ તેણીને નહીં ચાહતો હોય, અને બીજીને પરણવામાંજ તેનું સુખ હોય, તો પેહલી નારી પોતાથી બનતું સઘળું કરી તેણી પોતાનાં સુખના ભોગેબી તેને સુખી કરે. એમીલી કહે છે કે એ નહીં બને તેવું છે; કે જો તેણી હોય, તો પોતાને, પેલા ધણીને અને તેની પેલી નસીબવંત ધણીયાંણીને ધીક્કારે."

"એ તો જરાક વિચારવા લાયક બાબદ છે, અને તે માટે ઘણો ભોગ આપવો પડે, પણ હું માનું છું કે એવા ઉમદા જીવોબી આ દુનિયામાં હસ્તી ભોગવે છે."

"હા, જોયું કેની, એમીલી," ફ્લોરન્સ ફતેહથી પોકારી ઉઠી.

"જ્યાં સુધી તું પોતે આ અદેખાઈ કરવા લાયક સ્થીતિમાં આવે નહીં, ત્યાં સુધી તું ચોબ; પછી તે બની શકે કે નહીં, તે ખાત્રીથી કહેજે."

"જો એમ હું ખમું તો ખોદા કરે ને મારો હાલનો વિચાર મજબુત રહે, અને તે પ્રમાણે ચાલવાને હું શકતીવાન થાઊં." ફ્લોરન્સે જવાબ દીધો. અને આ વેળા તેણીના બોલવામાં એટલી તો ગંભીરાઈ અને લાગણી ખુલી દીસ્તી હતી કે તેથી એમીલીનેબી ચુપકીદી પકડવી પડી. જે ખરેખર ખુદરતી હોય છે તે હમેશાં અસરકારક હોય છે; અને ફ્લોરન્સ એટલી તો સંપુર્ણ ખુદરતને ચાહનારી છોકરી હતી કે બીજાંમાં જે મુખાઈ જેવું દીસે તે તેણીમાં હોવાથી બીજાંઓમાં તેણી પોતા વિષે કાળજી ઉપજા કરતી અને જેઓ તેણીને સમજવાને શક્તિવાન હતાં તેમનો પ્યાર વધારતી જતી હતી.

"અને હું કહું છું, વાહાલી ફ્લોરન્સ, કે ખોદા કદીબી તુંને આ મારી પરિક્ષા આપવાની ફરજ પાડે નહીં, કારણ કે તું તે માટે મુદ્દલ લાયકની નથી."

લેડી આઇદા આ એવા તો દયાભરેલા અવાજે બોલી, કે ફ્લોરન્સ પોતાની મિત્રનાં ગુંહણ આગળ નીચે બેસી પુછવા લાગી., "કાંય વારૂ ?"

"કારણ કે તારા જેવી નરમ હૈડાંની છોકરીને ફક્ત સુખનેજ માટે પેદા કરી હોય એમ મને લાગે છે. જે બીજાંઓની લાગણી, સુખ, દુઃખ અને ખુશાલીમાં ભાગ લે છે, તેણીએ પોતે સુખીજ રહેવું જોઇયે. તું કદીબી દલગીરીમાં હશે તો તે સાંભળીને મને ઘણું દુઃખ ઉપજશે."

"માટે જો તું એવું કશું ખમવા ન માંગતી હોય તો કોઇને મુદ્દલ ચાહતી ના," એમીલીએ હસીને ઉમેર્યું, "નહીં તો આઇદાની દલગીરીની શરૂઆત ઘણી જલદી થશે."

"પ્યાર, અરે હું કદીબી કોઇને ચાહવાની નથી. તેનાં બળ માટે હું ઘણી બીહું છું. તમે જાણો છો તો ખરાં કે મારૂં ગીત શું કહે છે," અને આ ચપલ છોકરી તુરતજ પીયાનો આગળ દોડી ગઈ અને પ્યારને લગતું એક ગીત ગાયું.

"શાબાશ, ફ્લોરન્સ !" આલફ્રેડ મેલફર્ડ ઉઘાડી બારીમાંથી કુદી આવતાં બોલી ઉઠયો. "મેં તુંને કદીબી એવું સરસ ગાતા સાંભળી નથી, એટલું બધું શુર કેમ ચહડયું છે ?"

"તારી અને બીજા ટીકાકારોની ગેરહાજરી. પણ તારી પાસે શું છે?"

"તારી સુસ્તીને મારી હઠાડવાનું કાંઈ છે ખરૂં. "ઓકલેન્ડસ"ને ત્યાં બૉલ છે. ત્યાંનું તેડું આવ્યું છે."

"આહા, કેવું મજાનું! મને આપ તો." અને આ જુવાન બાનું સોફા ઉપરથી ધસારાબંધ ઉઠી પોતાના ભાઇના હાથમાંથી એક ગુલાબી રંગનું કાગજ ઝુંટી જવા માટે તદન ઉશ્કેરાઈ ગઇ હતી. "આઇદાનેબી છે, પણ અલબતાં એવણુ બાઈ કાંઇ જવાનાં નહી. ફ્લોરન્સ, તારે ત્યાંબી આવ્યું હશે કે?"

"નહીં હશે, તારાં મિત્રો લૉર્ડો અને લેડીઓ તથા સોનાં રૂપાં અને ઝવેરાતો સાથે બેસાય છે. સારાં પીછાં સારાં પક્ષીઓ બનાવે છે, માટે તેઓ જાણે છે કે હું કોઇનું ભાડેનું પેહેરવા ખુશી નથી, તેથી મને તેરેબી નહીં."

"ફ્લોરન્સ લેસ્લી એક કડવી ટીકાકાર!" જુવાન મેલફર્ડ તેમની વાતમાં જોડાતાં બોલ્યો. "એ કોણ જાણે! જો તુંને આઇદાનાં કપડાં પેહેરાવ્યાં હોય ને લેડી આઇદા વીલીયરસ તરીકે લઈ ગયાં હોઇયે તો કેવી મજાહ પડે! તમે બંનેની ઉંચાઇ એક સરખી છે—આઇદા, તારાં ઘરેણાં અને નામ આજનો દહાડો ફ્લોરન્સને વાપરવા આપ."

"જો એ લે તો મારી ના નથી." લેડી આઇદાએ જવાબ આપ્યો.

"તમારો મોટો ઉપકાર થયો, પણ મી૦ અને મીસીસ ઓકલેન્ડસ મને પારખી કહાડે નહીં તોબી જ્યાં મને પોતાને તેડવામાં આવે નહીં ત્યાં સુધી હું કદીબી કોઠે જાઉં નહીં."

"મીસ ફ્લોરન્સ, તમે મગરૂરબી થાઓછ કે? મેં તે આજ અગાઉ જાણ્યું ન હતું. જો તું કદીબી પકડાય નહીં તો તેં લેડી આઇદા તરીકે જવું હતું; પણ મીસ લેસ્લી જઇ શકતાં નથી, માટે આઇદા, હું ઇચ્છુંછું કે તું આવે, કે જેથી સુધારાના ખાલી ઢોંગ કરનારાઓને ખરા ટેક અને ખરી ઊંચી રીતભાતનો ખ્યાલ આવે."

"તું જાણે છે કે હું કદીબી કેડે જતી નથી, આલફ્રેદ અને મીસીસ ઓકલેન્ડસને ખાતર મારો કાયદો તોડવાને મને કાંઈ સારૂં કારણ મલ્યું નથી."

"આ જઇને લંડનનો સુધારો અને રીતભાત બતાવવા કરતાં એક બીજી રીતે આઇદા તેમ કરી શકે છે. મેં આઇદાને કેટલી બધી વખત "તાબલો વીવાં" કરી એક બૉલ આપવા કહયું છે, માળપરના એક મોટા ઓરડામાં તે સઘળું થશે અને પછી એક બૉલ! કાંય, આ ગરીબ બીચારૂં ગામડીયું શેહેર ત્યાર પછી મહીનાઓ સુધી તેની તેજ વાત કર્યા કરશે, ત્યારે તારી વખાણનો શું પાર રહેશે? દેવનશાયરનાં દરેક જણનાં મગજ ઉપર તું કદી ન ભુલાય એવી ચોંટી બેસશે, અને બધી તારી દેખઇતી મગરૂરી ભુલી જવાશે: તેં મને એ વિષે વિચાર કરવા વચન આપ્યું છે."

"પણ તારા કહયા પ્રમાણે કરવા નહીં, એમીલી."

"હા, પણ વિચાર કરવા તેં કહયું તે અડધું હા કહયા બરોબર છે આલફ્રેદ—ફ્લોરન્સ તમે તમારી સત્તા ચલાવી મને મદદ કરો."

"હું તો કરીશજ, મારાં ગુંઠણ ઉપર પડીને હું કહું છું, મારી મધુર મસીયાઇ."

"વિચાર કર કે હમે અંહી કેવાં જંગલી અવસ્થામાં છીયે અને દયાને ખાતર લંડનની ફેશનનો જરાક સ્વાદ તો ચખાડ. હમારા બાવા તો થોડાંક ગંભીર ખાનાંઓ આપવા સિવાય બીજું કશું જાણતા નથી, કે જેમને આ ગામડાંની જગામાં હું ધીક્કારૂં છું. હવે માયાળુ થા, મીઠી આઇદા, એદમંડ હમણાં વધારે સારી પેઠે છે; તું આવતા આગસ્ટમાં ઇટલી જનાર છે, અને આવતું વર્ષ આવે તેટલાં તો લેડી આઇદા વીલીયરસનું નામ બદલી લેડી આઇદા સેન્ટ ગોરથી કહેશે, માટે સઘળી તરફ જોતાં, હમે જે માગ્યે છીયે તે શું તું નહીં આપે? એદમંડ તુંને તેને ખાતર એક 'નન'ની માફક રહેવા કેટલી બધી વખત ધમકાવી છે અને મારી ખાતરી છે કે જો હું તેની ઉપર લખીને પુછાવું તો તે જરૂર કહેશે—"આઇદા પરોપકારી થા, આ ગરીબ લોકોને એક બૉલ આપ."

"આલફ્રેડ, એવું બેવકુફાઇ ભરેલું ના બોલ, ઉઠી જા, અને ડાહયાં માનવી માફક વરત. ફ્લોરન્સ, તું શું કહે છે—આ લોક કહે છે તે બૉલ હું આપું કે? તુંને ગમશે?"

"મને નહીં ગમે?" ફ્લોરન્સ શુરમાં આવી બોલી ઉઠી. "અને વળી તાબલોબી! વાહ, કેવું સરસ, હું તે કેટલા બધા જોવા ઇચ્છતી હતી."

"ત્યારે ધ્યાનમાં રાખજે કે જો હું આ અરજ સ્વીકારૂં તો તુંને તેમાં મુખ્ય ભાગ લેવા આગમજથી રોકી રાખું છું."

"મને! વાહલાં લેડી આઇદા; મને ત્યારે કશી મજાહ મળવાની નહીં—ઓકલેન્ડવાલાંઓ સાથે મારી બરોબરી કેમ થાય?"

"આહ, ઘણી વખાણવા લાયક રીતે," મેલફર્ડ વચ્ચે બોલી ઉઠયો. "તાબલોમાં જો તું મદદ નહીં કરશે તો 'ડાન્સ'માં તુંને ભાગ આપીશું નહીં. હું તુંને વિચાર કરવા માટે એક પખવાડીયું આપું છું. ઇસ્તરનું અઠવાડીયું આવે ત્યાં સુધી તે નહીં થવો જોઇયે; કારણકે બાવા, ફ્રેડરીક અને થોડાંક આસામીઓ તે વેળા આપણે ત્યાં આવનાર છે. હું તેટલાં ગંભીર અને ડાહયો થવાનું વચન આપું છું."

"અને હું બધી નોવલોને છોડી દઇશ, અને જેબી ડાહી ડાહી ચોપડીઓ તું કહેશે તે વાંચીશ," એમીલી પોતાની મસીયાઇએ વાહાલથી ભેટીને બોલી.

"અને તું કહે છે તેમ મારી ડાહી ચોપડીઓમાંનો એકબી બોલ યાદ રાખશે નહીં." લેડી આઇદાએ હસીને જવાબ આપ્યો. "ઇટલીથી મારાં બીજાં કાગજો આવવા દો, પછી વાત. હું તમોને ત્યારે નક્કી ઠરાવ કહેવાનું વચન આપું છું."

RUBY.

(સાંધણ છે.)



# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૧૧ મું.

### જુદી જુદી જાતનાં ઘાસ-અનાજ.



સાધારણ ઘાસ તો દરએક જણે જોયું હશે. પતળાં અને લાંબાં પાતરાં તથા પોકળ નળી જેવાં અને સાંધાવાળાં ડાખળાંઓ ઉપરથી એ બીજા રોપાઓમાંથી તુરત ઓળખાઇ આવે છે. ખેતરો અને મેદાનોમાં જે ઘાસ ઉગેલું આપણા જોવામાં આવે છે, તે સિવાય બીજી ઘણી જાતનાં ઘાસ થાય છે, જેવાં કે ઘંઉ, ચોખા, મકાઈ, જવ, નાગળી, ઓટ તથા બાજરી. એ સઘળાં આદમી અને જાનવરના ખોરાક તરીકે કામ લાગે છે. સાથે વળી મીઠાસદાર શેરડીનાં સાંઠા, અને લાંબા બાંબુ પણ એજ વર્ગના હોય છે.

આપણી પૃથ્વી ઉપર ઘણી જાતનાં ઘાસ થાય છે, અને એ જાત ઝાડપાનના વર્ગમાં ઘણી અગત્યની ગણાય છે.

બધી જાતનાં અનાજોમાં ઘંઉનો પાક. સૌથી વધારે અગત્યનો ગણાય છે. યુનાઇટેડ સ્ટેટસ, કેનેડા અને યુરોપના ઘણા દેશોમાં, મુખ્ય કરીને ફ્રાન્સ, રશીયા, હીંદુસ્તાન, ઓસ્ત્રીયા અને બીજા ઘણા દેશોમાં એની બોહોલી ખેતી ચાલે છે.

જેવી જમીન અને મુલક તે પ્રમાણે જુદી જુદી જાતનાં ઘાસો ત્યાં થાય છે. ઘંઉ ઘણી જાતના થાય છે, તેમાંની બે સખત અને નરમ મુખ્ય છે. એ પાનખર ઋતુમાં રોપવામાં આવે છે. વરસની શરૂઆતમાં જે ઘંઉની વાવણી કરવામાં આવે છે, તેને વસંતનો ઘંઉ કહે છે. જવની માફક ઘંઉની ઉપરબી અણીદાર છતું થાય છે; સખત ઘંઉનો દાણો કઠણ અને ચીમરાયલો હોય છે. એ ઘંઉ બીજા બધા ઘંઉ કરતાં વધારે વખત સારો રહે છે, એટલે જલદી બગડતો નથી. નરમ ઘંઉનો આટો સફેદ થાય છે, અને તેથી તેનો ભાવ સારો ઉપજે છે. યુરોપ ખંડમાં હંગરી દેશનો ઘંઉ સર્વેથી સરસ ગણાય છે. ચોખા, મકાઈ, જવ અને બાજરીમાંના કોઈ કોઈ અનાજમાં જોકે વધારે પુષ્ટીકારક પદાર્થ આવે છે અને વળી તે સસ્તો પણ પડે છે, તો પણ ઘંઉ મોટે ભાગે ખોરાક તરીકે વપરાય છે. ગ્રેટ બ્રીટનમાં ઘંઉ અને ઘંઉનો આટો યુનાઇટેડ સ્ટેટસ, રશીયા, જર્મની અને ઓસ્ત્રીયાથી આવે છે.

ચોખા પેહલ વહેલા હિન્દુસ્તાનમાં થયા એવું માનવામાં આવે છે, પણ એટલું તો ખરું છે કે ઘણા આગળા વખતથી હિન્દુસ્તાનમાં એની ખેતી થાય છે. ચોખાના રોપાને સરદ જગ્યા અને ગરમ ને સરદ હવા જોઈએ છે. માટે એને ઘણું કરીને ગરમ દેશની નીચાંણમાં આવેલી જગ્યાએ કે નદીની નજદીકની ખીણોમાં જ્યાં વરસાદના દહાડા નદીમાં રેલ આવતી હોય ત્યાં ઉગાડવામાં આવે છે.

ચોખાની ખેતી જુદા જુદા દેશનાં લોકો જુદી જુદી રીતે કરે છે. યુનાઇટેડ સ્ટેટસમાં વસંત ઋતુમાં તેને ખાડીઓમાં રોપીને કેટલાક દહાડા સુધી તેને પાણીથી ભરી રાખે છે, અને એ પ્રમાણે તેમાં પાણી પચાવે છે. વળી બીજું પાણી જ્યારે રોપાઓ થોડાક મોટા થાય ત્યારે પચાવે છે. છેલ્લે જ્યારે કાપણી કરવાનો વખત થવા આવે છે, ત્યારે ત્રીજી વેળા ખેતરો પાણીથી તર કરે છે, કેટલાક દેશમાં વળી રેલ ઓસરી જાય કે તરત દાણા નાખે છે કે પોચા પડેલા કાદવમાં તે બેસી જઇને જલદીથી પીલા ફુટી નીકળે છે.

બંગાલ દેશના નીચલા ભાગમાં દર વરસે જુલાઈ મહીનામાં ગંગા નદીમાં રેળ આવવાથી ત્યાંનાં ખેતરો બધાં પાણીથી ભરાઈ ગયલાં દેખાય છે. અને તે પાણીની સપાટીની ઉપર અનાજનાં કણુસ તરતાં માલમ પડે છે.

સૌથી સરસ ચોખા ઉત્તર અને દક્ષણ Carolina (કેરોલીના)ની ઘણીજ સરદ જગ્યામાં થાય છે. બંગાલના પટની ચોખા એથી ઉતરતા ગણાય છે. ચોખા પકવવાની મુખ્ય જગ્યા ચીન, હીંદુસ્તાનના ઘણાક ભાગો જેવા કે ગંગા, ઇરાવતી અને બ્રહ્મપુત્રા નદીની ખીણોમાં અને અમેરીકામાં યુનાઇટેડ સ્ટેટસમાં છે. ચોખા ખરાબ નહીં થાય માટે તેમે એક દેશથી બીજે દેશ લઇ જાય છે ત્યારે છાળાં સાથેજ લઈ જાય છે. એ છોળાં સાથના ચોખાને ભાત કહે છે.

ચોખા આદમીઓના ખોરાકમાં ઘઉંથી ઉતરના છે, અને આપણી પૃથ્વી ઉપર વસ્તાં લોકોનો ત્રીજો ભાગ એને પોતાના મુખ્ય ખોરાક તરીકે વાપરે છે. ગરમ દેશોમાં અજીરણ અને મરડાનાં દરદો ઘણાં સાધારણ હોવાને લીધે ત્યાંનાં લોકોને એ ઘણા માફક આવે છે, કેમકે આદમીના બાંધાને એ બીજા અનાજો જેટલો ગરમ પડતો નથી. ઈંગ્લંડમાં હિન્દુસ્તાન અને બરમાથી ઘણા ચોખા મોકળવામાં આવે છે.

મકાઇના રોપા અમેરીકામાં ઉગે છે, અને એની ખેતી યુનાઇટેડ સ્ટેટસ અને મેકસીકોમાં બોહોળી ચાલે છે. જેમ એક જાતનો અનાજ બીજી જાતના અનાજથી જુદો પડે છે, તેમજ મકાઇની જુદી જુદી જાતના થાય છે. એની ઊંચાઇ દશ ઈંચથી દશ ફુટ જેટલી હોય છે. એને પુખ્ત થવા માટે બેથી સાત માસ લાગે છે. એનાં કણુસનાં કદ અને આકાર, તેમજ દાણાના રંગમાં ફેર પડે છે. એના દાણાનો રંગ કોઇનો સફેદ, કોઇનો પીળો, જાંબુરો, અને કોઇનો પટા પટાવાળો હોય છે. ગરમ મુલક અને રસાલ જમીનમાં એ ઘણા પુખ્ત ને મજાહના છે. એની ખેતી સેહે-

"તારી અને બીજા ટીકાકારોની ગેરહાજરી. પણ તારી પાસે શું છે?"

"તારી સુસ્તીને મારી હઠાડવાનું કાંઈ છે ખરૂં. "ઓકલેન્ડસ"ને ત્યાં બૉલ છે.ત્યાંનું તેડું આવ્યું છે."

"આહા, કેવું મજાનું! મને આપ તો." અને આ જુવાન બાનું સોફા ઉપરથી ધસારાબંધ ઉઠી પોતાના ભાઇના હાથમાંથી એક ગુલાબી રંગનું કાગજ ઝુંટી જવા માટે તદન ઉશ્કેરાઈ ગઇ હતી. "આઇદાનેબી છે, પણ અલબતાં એવણ બાઈ કાંઇ જવાનાં નહી. ફ્લોરન્સ, તારે ત્યાંથી આવ્યું હશે કે?"

"નહીં હશે, તારાં મિત્રો લૉર્ડો અને લેડીઓ તથા સોનાં રૂપાં અને ઝવેરાતો સાથે બેલાય છે. સારાં પીછાં સારાં પક્ષીઓ બનાવે છે, માટે તેઓ જાણે છે કે હું કોઇનું ભાડેનું પેહેરવા ખુશી નથી, તેથી મને તેડેબી નહીં."

"ફ્લોરન્સ લેસ્લી એક કડવી ટીકાકાર!" જુવાન મેલફર્ડ તેમની વાતમાં જોડાતાં બોલ્યો. "એ કોણ માને! જો તુંને આઇદાનાં કપડાં પેહેરાવ્યાં હોય ને લેડી આઇદા વીલીયરસ તરીકે લઈ ગયાં હોઇયે તો કેવી મજાહ પડે! તમે બંનેની ઉંચાઇ એક સરખી છે—આઇદા, તારાં ઘરેણાં અને નામ આજનો દહાડો ફ્લોરન્સને વાપરવા આપ."

"જો એ લે તો મારી ના નથી." લેડી આઇદાએ જવાબ આપ્યો.

"તમારો મોટો ઉપકાર થયો, પણ મી૰ અને મીસીસ ઓકલેન્ડસ મને પારખી કહાડે નહીં તોબી જ્યાં મને પોતાને તેડવામાં આવે નહીં ત્યાં સુધી હું કદીબી કેંહે જાઊં નહીં."

"મીસ ફ્લોરન્સ, તમે મગરૂરબી થાઓછ હં? મેં તે આજ અગાઉ જાણ્યું ન હતું. જો તું કદીબી પકડાય નહીં તો તેં લેડી આઈદા તરીકે જવું હતું; પણ મીસ લેસ્લી જઇ શકતાં નથી, માટે આઇદા, હું ઇચ્છું છું કે તું આવે, કે જેથી સુધારાના ખાલી ઢોંગ કરનારાઓને ખરા ટેક અને ખરી ઊંચી રીતભાતનો ખ્યાલ આવે."

"તું જાણે છે કે હું કદીબી કેંહે જતી નથી, આલફ્રેડ અને મીસીસ ઓકલેન્ડસને ખાતર મારો કાયદો તોડવાને મને કાંઈ સારૂં કારણ મલ્યું નથી."

"ત્યા જઇને લંડનનો સુધારો અને રીતભાત બતાવવા કરતાં એક બીજી રીતે આઇદા તેમ કરી શકે છે. મેં આઇદાને કેટલી બધી વખત "તાબલો વીવાં" કરી એક બૉલ આપવા કહયું છે, બાળપરના એક મોટા ઓરડામાં તે સઘળું થશે અને પછી એક બૉલ! કાંય, આ ગરીબ બીચારૂં ગામડીયું શેહેર ત્યાર પછી મહીનાઓ સુધી તેની તેજ વાત કર્યા કરશે, ત્યારે તારી વખાણનો શું પાર રહેશે? દેવનશાયરનાં દરેક જણનાં મગજ ઉપર તું કદી ન ભુલાય એવી ચોંટી બેસશે, અને બધી તારી દેખાતી મગરૂરી ભુલી જવાશે: તેં મને એ વિષે વિચાર કરવા વચન આપ્યું છે."

"પણ તારા કહયા પ્રમાણે કરવા નહીં, એમીલી."

"હા, પણ વિચાર કરવા તેં કહયું તે અડધું હા કહયા બરોબર છે આલફ્રેદ—ફ્લોરન્સ તમે તમારી સત્તા ચલાવી મને મદદ કરો."

"હું તો કરીશજ, મારાં ગુંઠણ ઉપર પડીને હું કહું છું, મારી મધુર મસીયાઇ."

"વિચાર કર કે હમે અંહી કેવાં જંગલી અવસ્થામાં છીયે અને દયાને ખાતર લંડનની ફેશનનો જરાક સ્વાદ તો ચખાડ. હમારા બાવા તો થોડાંક ગંભીર ખાનાંઓ આપવા સિવાય બીજું કશું જાણતા નથી, કે જેમને આ ગામડાંની જગામાં હું ધીક્કારૂં છું. હવે માયાળુ થા, મીઠી આઇદા, એદમંડ હમણાં વધારે સારી પેંઠે છે; તું આવતા આગસ્ટમાં ઇટલી જનાર છે, અને આવતું વર્ષ આવે તેટલાં તો લેડી આઇદા વીલીયરસનું નામ બદલી લેડી આઇદા સેન્ત મોરથી થશે; માટે સઘળી તરફ જોતાં, હમે જે માગયે છીયે તે શું તું નહીં આપે? એદમંડે તુંને તેને ખાતર એક 'નન'ની માફક રહેવા કેટલી બધી વખત ધમકાવી છે અને મારી ખાતરી છે કે જો હું તેની ઉપર લખીને પુછાવું તો તે જરૂર કહેશે—"આઇદા પરોપકારી થા, આ ગરીબ લોકોને એક બૉલ આપ."

"આલફ્રેડ, એવું બેવકુફાઇ ભરેલું ના બોલ, ઉઠી જા, અને ડાહયાં માનવી માફક વરત.-ફ્લોરન્સ, તું શું કહે છે—આ લોક કહે છે તે બૉલ હું આપું કે? તુંને ગમશે?"

"મને નહીં ગમે?" ફ્લોરન્સ શુરમાં આવી બોલી ઉઠી. "અને વળી તાબલોબી! વાહ, કેવું સરસ, હું તે કેટલા બધા જોવા ઇચ્છતી હતી."

"ત્યારે ધ્યાનમાં રાખજે કે જો હું આ અરજ સ્વીકારૂં તો તુંને તેમાં મુખ્ય ભાગ લેવા આગમનથી રોકી રાખું છું."

"મને! વાહલાં લેડી આઇદા; મને ત્યારે કશી મજાહ મળવાની નહીં—ઓકલેન્ડવાલાંઓ સાથે મારી બરોબરી કેમ થાય?"



# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૧૧ મું.

### જુદી જુદી જાતનાં ઘાસ-અનાજ.



સાધારણ ઘાસ તો દરએક જણે જોયું હશે. પતળાં અને લાંબાં પાતરાં તથા પોકળ નળી જેવાં અને સાંધાવાળાં ડાખળાંઓ ઉપરથી એ બીજા રોપાઓમાંથી તુરત ઓળખાઇ આવે છે. ખેતરો અને મેદાનોમાં જે ઘાસ ઉગેલું આપણા જોવામાં આવે છે, તે સિવાય બીજી ઘણી જાતનાં ઘાસ થાય છે, જેવાં કે ઘઉં, ચોખા, મકાઈ, જવ, નાગળી, ઓટ તથા બાજરી. એ સઘળાં આદમી અને જાનવરના ખોરાક તરીકે કામ લાગે છે. સાથે વળી મીઠાસદાર શેરડીનાં સાંઠા, અને લાંબા ખાંપુ પણ એજ વર્ગના હોય છે.

આપણી પૃથ્વી ઉપર ઘણી જાતનાં ઘાસ થાય છે, અને એ જાત ઝાડપાનના વર્ગમાં ઘણી અગત્યની ગણાય છે.

બધી જાતનાં અનાજોમાં ઘંઉનો પાક. સૌથી વધારે અગત્યનો ગણાય છે. યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા અને યુરોપના ઘણા દેશોમાં, મુખ્ય કરીને ફ્રાન્સ, રશીયા, હીંદુસ્તાન, ઓસ્ત્રીયા અને બીજા ઘણા દેશોમાં એની બોહોલી ખેતી ચાલે છે.

જેવી જમીન અને મુલક તે પ્રમાણે જુદી જુદી જાતનાં ઘાસો ત્યાં થાય છે. ઘંઉ ઘણી જાતના થાય છે, તેમાંની બે સખત અને નરમ મુખ્ય છે. એ પાનખર રૂતુમાં રોપવામાં આવે છે. વરસની શરૂઆતમાં જે ઘંઉની વાવણી કરવામાં આવે છે, તેને વસંતનો ઘંઉ કહે છે. જવની માફક ઘંઉની ઉપરથી અણીદાર છલું થાય છે; સખત ઘંઉનો દાણો કઠણ અને ચીમરાયલો હોય છે. એ ઘંઉ બીજા બધા ઘંઉ કરતાં વધારે વખત સારો રહે છે, એટલે જલદી બગડતો નથી. નરમ ઘંઉનો આટો સફેદ થાય છે, અને તેથી તેનો ભાવ સારો ઉપજે છે. યુરોપ ખંડમાં હંગરી દેશનો ઘંઉ સર્વેથી સરસ ગણાય છે. ચોખા, મકાઈ, જવ અને બાજરીમાંના કોઈ કોઈ અનાજમાં જોકે વધારે પુષ્ટીકારક પદાર્થ આવે છે અને વળી તે સસ્તો પણ પડે છે, તો પણ ઘંઉ મોટે ભાગે ખોરાક તરીકે વપરાય છે. ગ્રેટ બ્રીટનમાં ઘંઉ અને ઘંઉનો આંટો યુનાઇટેડ સ્ટેટ્સ, રશીયા, જર્મેની અને ઓસ્ત્રીયાથી આવે છે.

ચોખા પેહલ વહેલા હિન્દુસ્તાનમાં થયા એવું માનવામાં આવે છે, પણ એટલું તો ખરૂં છે કે ઘણા આગળા વખતથી હિન્દુસ્તાનમાં એની ખેતી થાય છે. ચોખાના રોપાને સરદ જગ્યા અને ગરમ ને સરદ હવા જોઇએ છે. માટે એને ઘણું કરીને ગરમ દેશની નીચાંણમાં આવેલી જગ્યાએ કે નદીની નજદીકની ખીણોમાં જ્યાં વરસાદના દહાડા નદીમાં રેલ આવતી હોય ત્યાં ઉગાડવામાં આવે છે.

ચોખાની ખેતી જુદા જુદા દેશનાં લોકો જુદી જુદી રીતે કરે છે. યુનાઇટેડ સ્ટેટસનાં વસંત રૂતુમાં તેને ખાડીઓમાં રોપીને કેટલાક દહાડા સુધી તેને પાણીથી ભરી રાખે છે, અને એ પ્રમાણે તેમાં પાણી પચાવે છે. વળી બીજું પાણી જયારે રોપાઓ થોડાક મોટા થાય ત્યારે પચાવે છે. છેલ્લે જયારે કાપણી કરવાનો વખત થવા આવે છે, ત્યારે ત્રીજી વેળા ખેતરો પાણીથી તર કરે છે, કેટલાક દેશમાં વળી રેલ ઓસરી જાય કે તરત દાણા નાખે છે કે પોચા પડેલા કાદવમાં તે બેસી જઇને જલદીથી પીલા ફુટી નીકળે છે.

બંગાલ દેશના નીચલા ભાગમાં દર વરસે જુલાઈ મહીનામાં ગંગા નદીમાં રેળ આવવાથી ત્યાંનાં ખેતરો બધાં પાણીથી ભરાઈ ગયલાં દેખાય છે. અને તે પાણીની સપાટીની ઉપર અનાજનાં કણસ તરતાં માલમ પડે છે.

સૌથી સરસ ચોખા ઉત્તર અને દક્ષણ Carolina (કેરોલીના)ની ઘણીજ સરદ જગ્યામાં થાય છે. બંગાલના પટની ચોખા એથી ઉતરતા ગણાય છે. ચોખા પકવવાની મુખ્ય જગ્યા ચીન, હીંદુસ્તાનના ઘણાક ભાગો જેવા કે ગંગા, ઇરાવતી અને બ્રહ્મપુત્રા નદીની ખીણોમાં અને અમેરીકામાં યુનાઇટેડ સ્ટેટસમાં છે. ચોખા ખરાબ નહીં થાય માટે તેને એક દેશથી બીજે દેશ લઇ જાય છે ત્યારે છાળાં સાથેજ લઈ જાય છે. એ છાંળાં સાથના ચોખાને ભાત કહે છે.

ચોખા આદમીઓના ખોરાકમાં ઘઉંથી ઉતરતા છે, અને આપણી પૃથ્વી ઉપર વસ્તાં લોકોનો ત્રીજો ભાગ એને પોતાના મુખ્ય ખોરાક તરીકે વાપરે છે. ગરમ દેશોમાં અજીરણ અને મરડાનાં દરદો ઘણાં સાધારણ હોવાને લીધે ત્યાંનાં લોકોને એ ઘણા માફક આવે છે, કેમકે આદમીના બાંધાને એ બીજા અનાજો જેટલો ગરમ પડતો નથી. ઈંગ્લંડમાં હિન્દુસ્તાન અને બરમાથી ઘણા ચોખા મોકળવામાં આવે છે.

મકાઇના રોપા અમેરીકામાં ઉગે [illegible] અને એની ખેતી યુનાઇટેડ સ્ટેટસ અને મેકસીકોમાં [illegible]હોલી ચાલે છે. જેમ એક જાતનો અનાજ બીજી જાતના અનાજથી જુદો પડે છે, તેમજ મકાઇભી જુદી જુદી જાતના થાય છે. એની ઊંચાઇ દશ ઈંચથી દશ ફુટ જેટલી હોય છે. એને પુખ્ત થવા માટે બેથી સાત માસ લાગે છે. એનાં કણસનાં કદ અને આકાર, તેમજ દાણાના રંગમાં ફેર પડે છે. એના દાણાનો રંગ કોઇનો સફેદ, કોઇનો પીળો, જાંબુરો, અને કોઇનો પટા પટાવાળો હોય છે. ગરમ મુલક અને રસાલ જમીનમાં એ ઘણા પુખ્ત ને મજાહના છે. એની ખેતી સેહે-

લ છે, અને બીજા અનાજ કરતાં એનો પાક ઘણો ઉતરે છે તેથી નફોબી સારો થાય છે.

હિન્દુસ્તાનમાં અનાજનો આટો ખાવાની ચીજ માટે ઘણો ખપે છે. પણ એની રોટલી સારી થતી નથી અને તેથી કોઇ વખતે તેને ઘઊંના આટા સાથે ભેળીને તેની રોટલી બનાવે છે. એમાં બીજા બધા અનાજ કરતાં ચીકાસવાળો ભાગ વધારે આવે છે, તેથી એમાં ચરબી લાવનારી ખાસીયત સમાયલી છે: જો એનો એ ચીકાસદાર ભાગ કાઢી નાખ્યે તો એનો આટોબી સારો થાય છે. યુનાઇટેડ સ્ટેટસમાં એક જાતના મીઠા મકાઇ ઉગે છે, તેને સાં લીલા હોય છે સારે અહીંઆં જેમ આપણે વટેણાના દાણા રાંધીએ છીયે તેમ રાંધીને ખાય છે.

અમેરીકામાં વરસ દહાડે ૧૫ કરોડ ૮૦ લાખ બુશળ મકાઇ રોપવામાં આવે છે, જેમાંથી આસરે ૨ લાખ બુશળ બાહેરગામ ઘઊંનું દુધ બનાવવાનાં કારખાનામાં મોકલવામાં આવે છે. જવ, ઓટ અને નાંગલી તથા ઘઊં મકાઇના કરતાં વધારે સખત હોવાને લીધે ઠંડા મુલકોમાંજ ઉગી શકે છે. જવનો પાક ઘણો ખરો ઈંગલંડ, રશીઆ, રોમેન્યા, જર્મની, અને ડૅનમાર્કમાં થાય છે. ઓટનો પાક રશીયા, સ્વીડન અને સ્કોટલન્ડમાં થાય છે. નાગલી રશીયા, જર્મની, અને હોલાન્ડમાં થાય છે. જવને ભીજવીને કોહવડાવી પછી બીર દારૂ બનાવવા તથા જલદ દારૂ ગાળવાનાં કામમાં ઘણું કરીને લે છે. જવ અને તેનો આટો ડુકરો અને બીજાં જાનવરોને ચરબદાર ખોરાક તરીકે ખવડાવવામાં આવે છે. જવને ઘંટીમાં દળી કાઢયાથી તેનાં છળાં છુટાં પડી દાણા જુદા થાય છે. ઓટ ખાવામાં ઘણો સારો ને પુષ્ટીકારક છે. એનાં છળાં કાઢી નાખીને પછી તેને સુકવી દળે છે અને તેને ઓટ મીલ કહે છે. સ્કોટલેન્ડનાં લોકો એ ઓટમીલની ખીર કરીને ખાય છે. ઘોડાઓને પણ એ ઘણો ખવડાવે છે. નાંગલીની રોટલી રશીયાના ગરીબ લોક ખાય છે. એનો સ્વાદ સારો લાગતો નથી. તે જરવે કડવુ અને દેખાવમાં કાળી જેવી હોય છે.

બાજરી હિન્દુસ્તાન, ઇજીપ્ટ, ઇટલી, સ્પેન, એશીયા માઇનર અને અરબસ્તાનમાં ઉગે છે. પુર્વ તરફનાં લોકો બાજરી ઘણી ખાય છે. વિલાયતમાં એ મરઘાં બટકાંઓને ખવડાવે છે.

S.

---

સુધરવાની કોશેષ કરે છે—એક નેક બુદ્દા ગ્રહસ્થે તેની દીકરી જે ૧૯ વરસની જુવાન બાનુ હતી તેને કહયું, "મારી વાહાલી દીકરી, સહરાગાત કરવાની તારી ટેવ જોઇને મને ઘણું દુઃખ થાય છે, તુંએ ખરેખર તે છોડવી જોઇયે."

"હું જાણું છું કે મને તેમ કરવું જોઇયે," તે બાનું પસતાવો કરતી હોય તેમ બોલી, "અને હું કોશેષ પણ કરું છું, મારી આ નબળાઈ માટે મેં પીપનાં પીપ ભરી આંસુઓ પાડયાં છે."



## વીટીનો ચોર કોણ?



"જેમ ડાકટર, આટલા ઉતાવળે કયાં જાઓ છો?" ફ્રુલુભાઈ શેઠનાએ રસ્તે ચાલતાં એક જવાનને પુછયું. ડાકટર તુરત ઉભા રહી ગયા. પોતાના દોસ્તનો હાથ શેક-હેન્ડમાં પકડી તેવણ વાતે ઉભા.

"હું કાલેજ મુંબઇથી આવ્યો; સાંની ગરમી અને વરસાદથી તો કંટાળી ગયો. આહા! સીઝનને ટાઇમે આપણું પુણા કેવું ખીલી નીકળે છે! હું હાલ તો 'સીવીલ લાઇન' તરફ મોટે ઘરનાં માણેકબાઇની મુલાકાતે જાઉં છું. બાઇસાહેબને સરકમ થયાથી જીવ ધભરાય છે, તેથી જરા ઉતાવળમાં છું."

"ઓ ત્યારે હું તમને રોકીશ નહી, ડાકટર; આપણે બીજી વખત મલીશું." અને ફ્રુલુભાઇ શેઠના, ડાકટર હોરમજશાહ હોરાવઝીરને સાહેબજી કરી ચાલતા થયા.

હોરમજશાહે ઝડપથી પોતાની કૅાનવેંટ સ્ત્રીટ વટાવી, બઝાર તરફથી જતાં "સીવીલ લાઇન"નો રસ્તો પકડયો. જોકે આજકાલ ડાકટરોનું બજાર ઉભરાઇ જાય છે, તોબી આ ચંચલ ડાકટરને સારી કમાણી થતી હતી.

મોટે ઘેરનાં માણેકબાઇ પુણાનાં રહેવાસી હતાં, તેવણને કાંઇ ફરજંદ હતાં નહી. આથી તેવણ પોતાના બંગલામાં એકલાંજ રહેતાં. તેવણ સ્વભાવે ઘણાં મીલનસાર અને અસરાફ જણાતાં. ચાકર નફરો ઉપરાંત, તેવણની એક જવાન સગી સોબતણ દાખલ તેઓનીજ સાથ હમેશાં રહેતી હતી. આ જવાન બાનુંનું નામ શીરીનબાઇ હતું, તેણી માબાપ વિનાની હોવાથી માણેકબાઈ તેણીની ઉપર ઘણું હેત રાખતાં. શીરીન સ્વભાવે પોતાનાં નામ પ્રમાણેજ મધુર હતી. સંતોષી અને સદગુણી જોડે, શરમાળપણું તેણીનામાં જણાતું હતું. તેણીએજ પોતાનાં બાઇના હોકમથી ડાકટર ઉપર ચીઠ્ઠી લખી હતી, જે ચીઠ્ઠીને માન આપી ડાકટર હોરમજશાહ ઝટ તેઓને મકાને જવા નીકલી પડયા હતા. ડાકટર પોતાની રોજની હાજરીથી, આ શરમાળ સુંદરીને ઘણી સારી રવેશે પીછાણતા હતા, અને બીચારી નીરાધાર હોવાથી હમેશાં તેની કદર ખાતા. માણેકબાઇના બંગલા "સની કોટેજ"માં દાખલ થતાંજ તેવણે આગલો દરવાજો ઠોકયો, જે ખોલનાર શીરીન હતી. તેણીનો ચેહેરો સફેદ, ફીક્કો અને આંગ ધુજતું હતું. ડાકટરને જોતાંજ તેણીએ ચમકી શાંત થવાની કોશેષ કીધી.

"શું છે શીરીનબાઈ, કંઇ જીવને ઠીક નથી?" હોરમજશાહે નરમાસથી પુછ્યું.

"કાંઇજ નથી, કાંઇજ નથી ડાકટર, પણ પણ—"

"તમે ખુલાસાથી બોલતાં કેમ નથી? માણેકબાઇ કેમ છે?"

"તેવણને સરકમ છે, પણ ત-તમે મારા ઉપર એક મેહેરબાની કરશો? આ વી-વીટી મેહેરબાની કરીને તમારી પાસ સાંતી દેવો, એ મારી પોતાની છે. એ તમારાં ગજવાંમાં મુકી દેવો ડાકટર, ખોદા ખાતર જલદી, કોઇનાં પગલાં વાગે છે." અને તે જવાનને તદન ગુચવણમાં ગીરફતાર કરી, તેણી બીજા ઓરડામાં દોડી ગઈ.

"કંઇક હેરત થયલા હોરમજશાહે વીટી ગજવે સેરવી આગળ પગલાં ભરયાં, પણ માણેકબાઇના ઓરડામાં દાખલ થવા આગમજ, તેવણ પેલી વીટીના કંઇ વીચીત્ર વીચારમાં થોડો વખત ઉંબરની બહારજ ઉભા રહી ગયા. એટલે બંધ બારણેના તે ઓરડામાંથી નીચલી વાતચીત તેમને કાને પડી.

તે ઓરડા અંદર એક મોટા સોફા ઉપર માણેકબાઇ અર્ધ અલેટાઇ પડયાં હતાં; તેમનો ચેહેરો ઉદાસ, તેમજ સરકમથી નાક લાલ થઈ આવ્યું હતું. સામે ખુરશી ઉપર તેમનાં પાડોસી નવાજબાઇ નારગોલવાલાં પોતાનાં બે બચ્ચાંઓને લઇ બેઠાં હતાં. આજે તેમના દીકરા ભીખુને પાંચમું વરસ બેઠું હતું, તેથી તેવણ પોતાના જીભરાયા ચુચાનો 'ગોટલાસઇ' નવો વાગો બતાવવા તેમજ માણેકબાઇને પગે લગાડવા ખાતર આવ્યાં હતાં. નવાજબાઇ પેહેલાં રહેવાસી તો ગામડેનાં હતાં, પણ ધણીને કંત્રાકટમાં પૈસા થવાથી પુણે આવી વસ્યાં હતાં અને મોટાંઓની સુક્રે પોતાનાં ઘરમાં પણ સાહેબ લોકો જેવો વેહેવાર રાખતાં. પોતાનાં બચ્ચાંઓ સાથ મુસલમાની આયાઓની બોલીમાં વાત કરવાને તે બાઇને કાંઇ જબરો અભખરો હતો. વળી વડાઇથી કહેતાં કેઃ

"જીભરાયો મારો ભીખન તો આપરી ગુજરાતી બોલતાં શીખતોજ નથી, તેમ વળી મારી કુમીબી બધું મુસલમાનીમાંજ બોલે છે."

માણેકબાઇએ કાંઈ નારાજીની ઢપે "હં" કીધું. પણ તેટલાં ભીખુશેઠ છેડાયા.

"મમા ચને ખાનેકુ પૈસા દેવો." તેવણે તગાદો કીધો, જેના જવાબમાં નવાજબાઇએ પોતાની ફરમાસુ મુસલમાનીમાં નીચલો જવાબ દીધોઃ "ઓ નહી રે વરસ કે દીન કોઇ ચને ખાઇ વારૂં? સીવાય તમેબી બચ્ચે લોક."

માણેકબાઇએ તો આ સાંભલી મોઢડે રૂમાલ દાબ્યો. પણ બહાર ઉભેલા હોરમજશાહથી તો હુડુ દઈ હસી પડાયું, જે સારાં નસીબે કોઇના સાંભળવામાં આવ્યું નહીં.

પણ નહીં. આજે બીચારાં નવાજબાઈ ખોદા માલુમ કોણનો ચેહેરો જોઇ આવેલાં તે તેમના જીવને દુશ્મનને શાંતીજ નહીં!! તેમનાં લાડકાં ચુચાખુચી ભીખુ અને કુમીએ તો "ફુટાણા, ફુટાણા"નો મોહટો જેવો તકાદોજ ઉભો કીધો. અંતે કંટાળીને તેવણ જવા ઉઠયાં, અને માણેકબાઇની રજા લઇ બહાર પડયાં કે બીજીજ મીનીટે હોરમજશાહે તેવણ સામે દેખાવ દીધો.

"ઓહો ડાકટર, આવ્યા કે? હું તમારીજ કયારની વાટ જોતી હતી. મુંબઇની કાંઇ જાણવાજોગ ખબર?"

"બાઈ, મુંબઇમાં તો બફારો અને ઇનફ્લુએનઝાના પુકાર સીવાય બીજું કાંઈ નથી, તમારી તબીયત કેમ ચાલે છે?"

"આજ બે દીવસ થયાં સરકમ થયો છે, જેથી માથું ભારી થઇ ગયું છે. ગમે તે દુઃખ પરવડે, પણ માથાનું દરદ ઘણું માઠું." બાઇએ બળાપો કીધો.

"ઘણાં ઉશકેરાઇ જવાથી પણ માથું તપી આવે છે તે બાબે—"

"ખરૂં; આજે મને ઉશકેરાઇ જવાનું ઘણું મોટું કારણ મલ્યું છે, અને તેથીજ માથાંનાં દરદેબી આજે જોર પકડયું છે. મારા બેહેસ્તી ધણીને હાથની વીટી આજે ઘણે દીવસે કહાડી મેં ઉતાવળમાં મારી લખવાની ટેબલ ઉપરજ ઉઘાડી રાખી મેલી. જરા બહાર ગઈ, અને પાછી આવીને જોતું છું તો મારી વીટી ગુમ. ત્યારથી તેની શોધ હું કરી રહી છું, મારી આયા તુરમ હમણાં બધા નોકરોની કોટડી તપાસવા ગઈ છે."

"તે વી-વીટી કેવી છે?" હોરમજશાહે લડડતી જબાને પુછ્યું.

"સાદી સુનાની શેકહેન્ડ કરતી ગોળ છે, અને તેની બાજુ ઝીણા હરફે મારા બેહેસ્તીનાં નામનો પેહેલો હરફ ઇંગ્રેજીમાં "જે" કરી કોતરેલો છે."

માણકબાઇના આ ખુલાસાથી ડાકટરને ફેર આવી ગયા. તેવણ સ્વપનો તો નથી જોતા? શું શીરીન જેવી એક અશરાફ, સદગુણી નાર કદીબી ચોરીનું હલકું કામ કરે? કદી નહી. તે તો ડાકટરનાં માન્યામાં આવેજ નહી. પણ ત્યારે આ શું? વીટીબી આબાદ માણેકબાઇએ નમુનો ચીતારયો તેવીજ, વળી "જે" અક્ષરબી હતો. તે સાથ વળી શીરીને જો તેવું પગલું બરયું ન હોય, તો ડાકટરને સાંતવા વીટી શા માટે આપે? તે સાથ વળી તે વેળાનો તેણીનો ચેહેરો હોરમજશાહની નજર આગળ આવતાંજ તેવણ શકના વમલમાં વીંટળાઈ ગયા. તેવણનાં આંગમાં તાપ ભરાઈ આવી. શીરીન માટે તેવણે ભવીષમાં કંઈ જુદોજ વીચાર રાખ્યો હતો. તેણીના હાથની માંગણી, તેવણ માણેકબાઇ પાસ કરનાર હતા. પણ આ બનાવથી તેવણ લગભગ બેફામ જેવા બની ગયા.

"કેમ ડાકટર, પ્રીસક્રીપશનને માટે ખડીયો કલમ મંગાઉં?" માણેકબાઇએ અંતે ચુપકીદી તોડી.

"હં, નહી-હા છે આ કાગલ, તસદી ના લેવો" ડાકટર બાજુમાં પડેલું કાગજ ઉઠાવતાં બોલ્યા. તેવણનાં દીલમાં ઘણા ઘણા વીચારો પેદા થયા હતા કે વીટી ઝટ કહાડીને

માણેકબાઇને આપી દે તો કેવું? પણ પછી શીરીનનું શું થાય? તેણીને તે વીટી છુપાવવાનું વચન આપેલું. તે કબુલાત તેવણથી કેમ તોડાય? પણ ત્યારે શું એક ચોરીનો માલ ગજવે રહેવા દે? આ તો ખરે સુડી વચ્ચે સોપારી જેવી હાલત થઈ. "આજે ડાકટર આમ ધુધસ જેવા કેમ થઇ ગયા છે." બાઇએ મનથી વીચારી મોટે અવાજે ફરી પુછયું.

"લખવાને કલમ મંગાઊં?"

ડાકટર ચોંકયા, પાછું તેમને ભાન આવ્યું. મગજ શાંત રાખી તેવણે જવાબ દીધોઃ

"મારા પાસ સુખડપેન છે તે ચાલશે" એમ કહી તેવણે ચોઅીટરમાં હાથ નાખી સુખડપેન બહાર કહાડી. પણ ઓ! એ બીજી ખણણણ કરીને અવાજ કરતી શું ચીજ પડી? બન્નેએ જોવાને વાંકી નજર કીધી. ડાકટરનો ચેહેરો મોત જેવો ફીક્કો બની ગયો; એ તો તે પેલીજ કમબખ્ત વીટી હતી. માણેકબાઇ એક ચીસ સાથ કુદકો મારી તે વીટી ઉચકી લઇ ઉભાં થયાં.

"ડાકટર હોરમજશાહ, તમોએ "હોરાવઝીર"નાં ખાનદાનને એબ લગાડી છે." તીખાશથી બાઇ બોલ્યાં. "તમારી જવાની તેમજ ધંધાને નામોશી લાગી છે." કરડાઇથી તેવણે વધાર્યું. "આ ન મનાય તેવી બાબદનો હું ખુલાસો માગું છું."

ડાકટરને ગળે તો ગોયા કાયગી બંધાઇ હતી. તેવણથી એક શબ્દ બોલાયો નહી, એટલે તે માતબર બાઇનો તો મીજાસજ ગયો.

"હોરમજશાહ ડાકટર, આજ પછી તમોએ હમારાં ઘરમાં પગ મુકવો નહી, કારણ આબરૂદાર કુટુંબમાં બેલાવા લાયકના તમે હરી ચુકયા નથી; મારાં ઓલખાણ પીછાણવાલાંઓમાં મેં જે તમારા માટે સારા સખુનો કહયા હતા, તેઓમાં હું તમારી ખરી ખાસીયત ખુલ્લી કરીશ. અને તમારાં ભવીષ માટે ઘણી સારી આશા હતી, પણ તે તમોએજ કચડી નાખી છે. જાવો—"

આજ પળે દરવાજો ધસારામાં ખોલી શીરીન અંદર દોડતી આવી, જેની પાછળ વફાદાર આયા તુરન પોતાના હાથમાં માણેકબાઇના બેહેસ્તી ધણીની ખરી વીટી લઇ દાખલ થઈ.

"બાઇસાહેબ, તમારી વીટી મને મળી છે, આ રહી." તુરન બોલી.

"કયાંથી?" તે બન્ને એકમલતી વીટીઓ હાથમાં લેતાંજ અજાયબી સાથ માણેકબાઇએ પુછયું.

"તમારા ઓરડામાં પરડાનાં કપડાંમાં વીંટળાઇને પડી હતી." ખુલાસો મળ્યો.

"ત્યારે આ બીજી વીટી કોણની?"

"મારી, મારાં પોતાનાં મરહુમ માતાજીની;" શીરીન રડતી આંખે બોલી ઉઠી. "એ વીટી તમારી પોતાનીને તદન એકમલતી હોવાથી તેમજ મારાં માતાજી જરબાએનાં નામનો ઉપર "જે" પણ કોતરેલો હોવાથી, મેં ધાર્યું કે મારા ઉપર વીટી ચોરવાનું આળ આવશે. આથી ઝડપમાં મેં તે હોરમજશાહને સાંતવાને આપી દીધી. મારા લીધે એવણને જે જે ખમવું પડયું છે, તે માટે હું ઘણીજ ઘણીજ દલગીર છું."

"ઓ સીલ્લુ, પણ મને તેં પેહેલ્લાંથીજ ખરું કાંય નહી કહયું? મારી ગાય જેવી અસરાફ દીકરી ઉપર હું કદીભી શક લાવતે નહી. તારી બીહીકથી મેં આપણા લાયકીવાલા ડાકટરને કેટલું મોટું અપમાન આપ્યું.—" પસ્તાવા અને પશેમાની ભર્યા સાદે માણેકબાઇએ બોલવા માંડયું.

"અને તેવણ કેવા ભલા કે મારે ખાતર તે એવણે મુંગે મોહડે સાંખ્યું." સીલ્લાથી તે જવાનનું ઉમદા દીલ વખાણ્યા વિના રહેવાયું નહી. પણ પોતાની થતી વડાઈ તે ભલા જવાનને ગમી નહી. ઘટતા શબ્દોમાં તે બન્નેને તેવણે જવાબ આપ્યો. માણેકબાઇના આગ્રહથી તેવણ તે રાતે તેઓનેજ ત્યાં જમવાને થોભ્યા.

પણ ત્યારે વીટીનો ચોર કોણ? અલબત કોઇજ નહી. થોડાંક અઠવાડયાં પછી ડાકટર હોરમજશાહે સદગુણી શીરીનના હાથની માંગણી કીધી, અને માણેકબાઇની પુર મરજીથી તેઓ અદરાયાં. તેઓનાં લગ્ન ઘણાજ ભપકાથી "ઇગલ્સ નેસ્ટ"માં કરવામાં આવ્યાં, જે વેળાએ બધો ખરચ મોટે ઘેરનાં માણેકબાઇએ પોતાને છુટે હાથે કીધો, કારણ શીરીનની સંતોષી નેક ચાલથી ખુશ થઇ, તેવણે તેણીને પોતાની વારસ દીકરી કરી લીધી છે.

જરબાનું કાવસજી દાવર.

## રાંધવાને લગતું.

**પાંઉનો આમલેટ**—આડ આંઉસ પાંઉનો ભુકો, બે મોટા ચમચા ભરી સાલેસ પાંખરી, એક કાંદાની કાતરી, બે ઇડાં, એક કપ ભરી દુધ, થોડું નીમક અને મરી, અને ત્રણ આંઉસ માખણ; ઇડાંનો બરાબર કફ ચઢાવી તેમાં દુધ વગેરે ઉપર લખેલી સઘલી વસ્તુઓ નાખવી અને સઘલાંને બરાબર એકરસં કરી ધીમી ભઠીમાં ભુંજવા મુકવું, લાલ થવા આવે કે કહાડી દીશમાંથી ખાલી કરી બીજી રકાબીમાં મુકી ટેબલપર મોકલવું.

**પાંઉ અને માખણનાં કરકરયાં**—અરધો રતલ ઘઊંનો આટો, અરધો આઊંસ માખણ, બે ઇડાં, અરધો શેર દુધ, પાંઉ અને માખણની છ કાતરી અને અરધો પાટ જેલી; માખણને ઘુંટી ઘુંટીને તેનું ક્રીમ કરવું, અને દુધને ગરમ કરી બંનેને આટા સાથે મસલવું, અંદર મુદલ ગાંગરા રાખવા નહી. હવે ઇડાંની સફેદીને કફ ચઢાવી અંદર નાખવી, પછી દાલનો કફ ચઢાવીને અંદર નાખવી. ત્યારબાદ સઘલાંને થોડી મીનીટ સુધી મસલવું. પાંઉની દરેક કાતરીનાં એકેકાં પડપર માખણ લગાડી તે ઉપર જેલી લગાડવી, પછી બબે કાતરીને એકેક પર મુકી તેમાંથી કોઇ પણ જાતનાં ફેનસી આકારનાં કટકા કાપવા અને ઉગાર કીધેલી આટાની મેલવણીમાં તે કટકા બોલી કકડતાં ઘીમાં તલી કહાડવા; ઘી નીપારી તેની ઉપર ખાંડ ભભરાવી ખાંધામાં લેવા,

પીરોજા.

# બાલની જતન.



ક સ્ત્રીના બાલ. તેણીની ખુબસુરતી કહેવાય છે. સારી રીતે રાખેલા. અને સંભાળથી ગોઠવીને બાંધેલા બાલ કરતાં વધારે શોભઇતો શણગાર તેણી કયો કરી શકે? જે સ્ત્રી સુંદર બાલ ધરાવે છે, તેણી કદી પણ ખરેખરી સાદા દેખાવની દીસતી નથી. કકરા, જાડા કરચલીવાલા બાલ પણ સંભાળ લીધાથી શોભઇતા બનાવી શકાય છે. પેહલાં તો સફાઈ અવસ્ય જરૂરની છે. બાલને ઓછામાં ઓછા મહીનામાં એક વેળા ધોવા જોઇએ. કુદરતીજ બાલમાં ચીકાશ રહેતો હોય તો તેવા બાલને ધોવા માટે સૌથી સરસ ચીજ "સોલ્તસ ઓફ તારતર" (Salts of Tartar) છે; બે દોઢયાંની કીમતનું લઇ તેને આસરે પોણોશેર જેટલાં ગરમ પાણીમાં પીગળાવવું; પહેલાં બધા બાલને ગરમ પાણીથી ભીજવવા, પછી રફતે રફતે તે પર "સોલ્તસ ઓફ તારતર" પીગળાવેલું પાણી રેડવું, અને હાથ વડી સારી પેઠે બાલને ઘસંડી ઘસડીને ચોલવા. પહેલાં તેનું ફીણ થશે, પણ પછી જેમ ચીકાશ નીકળતો જશે તેમ ફીણ પણ જતું રહેશે. જયારે બાલ તદન સાફ થશે ત્યારે ઉપલાં પાણીનું ફીણ થશે નહી. ત્યાર પછી બે વેળા ગરમ પાણીથી બાલ ધોઇ નાખવા, અને પછી થંડાં પાણીથી ધોવા કે જેથી માથાંની ચામડીનાં નાકાં બંધ થઇ જશે. હવે નરમ દીલનુંછનાથી બાલ ઘસડીને લુછવા અને તદન સુકાય ત્યાં સુધી છુટા રાખવા.

બનતાં સુધી બાલને ધીમે ધીમે સુકા થવા દેવા ઘણું સારૂં છે, ગરમ સગડી આગળ જલદીથી સુકવવા નહી. તદન સુકાય તે આગમજ ગુંચવાયલા બાલ હોરીને સાફ કરવા; હમેશાં બાલને છેડેથી હોરવાનું શરૂ કરવું, કારણ કે તેમ કીધાથી જડમાંથી બાલને ખેંચ્યા વીના ગુંચ કહાડી શકાયે છે.

જે બાલમાં ચીકાશ ન હોય અને મુખ્ય કરી બચ્ચાંઓના બાલ ધોવા માટે "મારી એનતોઇનેટ એગ જુલેપ" (Mario Antoinette Egg Julep) વાપરવો ઘણો સારો છે; તે બાલને ઘણા નરમ અને સુમારા બનાવે છે અને માથું પણ તદન સાફ કરી નાખે છે. તેને વાપડવાની રીત "સોલ્તસ ઓફ તારતર"ની માફકજ છે. જેઓ બાલ વધારવાનાં અને રંગવાનાં તેલો વાપરતાં હોય તેઓને માથું ધોવા માટે સૌથી સરસ ચીજ સોડા છે. એક ઇંડાંનાં જેટલાં કદનો સોડાનો કટકો લઇ તેને બે શેર જેટલાં ગરમ પાણીમાં પીગળાવીને વાપરવું. આમ સોડાએ ધોવાથી ઉપલી જાતનાં તેલની અસર બાલપર વધારે થાય છે.

હવે બાલ કાપવા વીશે બે બોલ બોલીશું. છ અઠવાડયાંમાં એક વેળા બાલને છેડા આગળથી જરા જરા તાંછવાનું સારૂં છે. છેડેથી બાલ વારંવાર ફાટે છે તેથી આ ફાટેલા છેડાઓને કાપી નાખવા જોઇએ. જે વેળાએ બાલ ઘણા ખરતા હોય ત્યારે છેડેથી એક ઇંચ જેટલા કાપવા, અને બાલને જોર આવે તેવું કાંઇ તેલ તેની જડમાં ઘસી ઘસીને લગાડવું. નીચલું તેલ ઘણું સાદું અને બાલને જોર આપવા માટે ઘણું સારૂં છેઃ—કોલનવાટર આઠ આંઉસ, તીંકચર ઓફ કેનટેરાઇડસ એક આંઉસ, ઓઇલ ઓફ ઇંગલીશ લવંડર અને ઓઇલ ઓફ રોઝમેરી દરેક અરધો દ્રામ.

રોજ સંવાર સાંજ સાફ બ્રશથી બાલ હોરયા કરવાથી નરમ અને સુવાળા રહે છે.

પણ વળી ઘણા હોર હોર કરવાથી બાલને નુકશાન થાય છે.

બાલને વધતા અટકાવનારી મુખ્ય ચીજ ખોરો છે. તે વારંવાર નબળાં શરીરનાં અને બીકણુ ખવાસનાં માણસોને થાય છે. ખોરો કહાડવા માટે બાલ હોરવા આગમજ કાંઇ લોશન લગાડવું જોઇએ. લોશનમાં "રોઝમેરી" નાખવાથી તે માથાંની ચામડીજ નથી સાફ કરતું પણ બાલને પણ વધારે છે.

ઘણા હટીલા ખોરાના દાખલાઓ નરમ સાબુ અને ગરમ પાણીએ માથું ધોવાથી સાફ થયલા જણાયલા છે. સાબુને ગરમ પાણીમાં પીગળાવી માથાંપર ચોળી ચોળીને ઘસડવો અને પછી ધોઈ નાખવો. માથું ચોલ્યા પછી ઘણાંઓને સરકમ થવાની આદત હોય છે. તેને અટકાવવાનો સૌથી સરસ ઉપાય એ છે કે કાન પછવાડે, કપાળપર અને ગરદન પછવાડે કપુરનો અરક (Spirits of camphor) લગાડવો.

બાલ બરાબર સુકા થયા પછી ઉપર થોડું સારૂં તેલ લગાડવું જોઇએ. રોલેન્ડસ મેકેસર ઓઇલનાં થોડાં તીપાં લઈ માથાંની ચામડીપર ઘસડીને લગાડવાં. છોકરાંઓના બાલ માટે મેકેસર ઓઇલ ઘણું ભલામણું કરવા જોગ છે; તેથી બાલ ચલકતા અને સુવાળા થાય છે, એટલુંજ નહી પણ બાલને કૌવત મલે છે અને લાંબા પણ થાય છે.

ઘણી વેળા સખત માંદગી પછી બાલ તદન ખરી પડે છે; આવી વેળાએ બાલને તદન કપાવી નાખી તેને જોર આવે તેવું કાંઇ તેલ વાપરવું જોઇએ. કેટલાંકો માથું તદન બોડાવી નાખે છે, પણ તેમ કરવું સારૂં નથી, કારણ કેટલીક વેળા તેવી રીતે કપાવેલા બાલ પાછા ઉગતા નથી; તેથી બનતાં સુધી ટુકા બાલ કપાવવાનું વધારે સલામતીભર્યું છે. થોડા થોડા બાલ ઉગવા માંડે કે બનતાં સુધી તેને દોરીથી યા સુઇયા ખોસીને બાંધવા નહીં પણ છુટા રહેવા દેવા, જેમ કરવાથી તે વધારે જલદીથી ઉગશે.

ખોરશેદ.



# નિંદાખોર નજીબાઇ.





જીબાઈ નિમચવાળાં પાસે પાંચ પૈસાનો ઠીક દમ હતો. તેવણનું મુંબઇમાં એક ઘર હતું, જેને બે માળ હતા. બીજે માળે તેવણે એક ભાડુત રાખ્યું હતું, જ્યારે પેહલો માળ અને ખડકી પોતે વાપરતાં. તેવણનો સ્વભાવ ઘણો કડક હોવાથી ભાડુતો ઝાઝો રહેતાં નહીં; સૌની ગીબત અને ખણુખોદ કરવામાં પેહેલાં હોવાથી કોઇ તેવણનાં ઘરમાં રહેવાને લલચાતું નહીં.

તેવણના ધણી તેમુલજી નિમચવાલા સ્વભાવે નજીબાઈ કરતાં ઉલટા માને ઘણા રાંક, ગરીબ હતા. તેઓની બેઉ દીકરીઓ બાપના સ્વભાવને મલતી હતી.

ખડકીની બહાર ઓટલા ઉપર તેમુલજીએ પરચુટણ સામાન વેચવાની એક દુકાન કહાડી હતી.

બપોરી વખત તેમુલજી જમવા દુકાન ઉપરથી ઘરમાં આવ્યા ત્યારે નજીબાઇએ જમતાં જમતાં શરૂ કર્યું:

"તેમુલજી! તમે રખાવેલું ભાડુત મને જરા નહીં ગમતું." તેવણ બોલ્યાં.

જમતાં જમતાં વાત નહીં કરવાનો તેમુલજીનો રવૈયો હતો; પણ નજીબાઇ આગળ કાંઇ તેવું ચાલે નહીં.

"કેમ?" તેમુલજીએ પુછ્યું.

"મને તેના ઉપર શક જાય છે."

"શાનો શક? વળી શાનો શક ભરાઈ ગયો. બધાં તરફ શકનીજ નજર રાખશો કે? પછી કોણ રહેવાનું હતું? મને એ ભાડુત ઘણું ગમે છે. આંગ ઉપર ભાડુંબી આપે છે."

"આંગ ઉપર ભાડું આપે તેથી સારું આદમી થયું કે? જુઓની મુંબઇમાં બુમ પડી રહી છે કે કોઇ વેષધારીઓ અહીં ઉલટી પડયા છે, અને રમખાણ મચાવે છે. કાલેજ મેં ન્યુસમાં વાંચ્યું. મને લાગે છે કે તમારૂં ભલું આદમીબી કોઇ વેષધારી ઠગ છે."

"નહીં, નહીં, એવાં મજેનાં ભાડુત સાથ વળી કાંઇ કજીયો ટંટો ના ઉભો કરતી. કહું છું સાફ." તેમુલજી બોલ્યા.

"હું કાંય કજીયો ટંટો કરૂં? મારી કઈ બલાને!" એમ બોલી નજીબાઈ ફફડીને ચુપ બેઠાં.

જમી રહયા બાદ તેમુલજી દુકાનમાં ગયા. જાઈ અને આઈ નામની પોતાની બેઉ દીકરીઓને ચોખા સુંટવાનું કામ સોંપી નજીબાઈ ધીમે ધીમે માળ ઉપર ચહડયાં. સરેસ્તા મુજબ તેવણનું ભાડુત—મંચેરજી માકુના—બહાર ગયું હતું. તેની ગેરહાજરીમાં તેના ઓરડામાં શું શું છે તે જોવાની મુતલબથી નજીબાઇ ફ્ડુક મારી ઉઠયાં અને ઉપર ચહડયાં.

મંચેરજી માકુના હંમેશાં જતી વેળા દરવાજાને તાળું મારતો, તેથી નજીબાઇનું કાંઇ વળતું નહીં. આજે તો ચીમાવાનો તેમનો વિચાર હતો.

સુક્કાં બારણાંની પોહળી ફાટમાં આંખ ચુંચી કરી તેવણે ખોસી અને ઓરડાનો મામલો નિહાળવા માંડયો. ચટપટી ને ઉતાવળી આંખો ઓરડામાં ફરી વળી આ જોઇ લીધું. ઓરડામાં સામાન દાખલ એક ટેબલ, બે ખુરસી, એક કોચ, એક પેટી હતાં. પણ સામી કોરે ખુંટીઓ ઉપર જે કાંઇ હતું તે નજીબાઇની આંખોને ઘણું અજબ જેવું લાગ્યું.

ખુંટીઓ ઉપર તરેહવાર જાતના ડગલાઓ, જામાઓ, ફેંટા અને કુરતાં હતાં. કોઇ ડગલા મુસલમાંની પેહેરવેશને લાયકના તો કોઇ આમાને લાયકનો. એ જોતાં નજીબાઈ હેબતી ગયાં.

"એ અહીં આવીને રહેતાને શું કહું. ઓજીયો અહીં કાંહાંથી ઘડો લેવા આવ્યો? કોઇ દહાડો જો ધરપકડ ચાલશે તો મારૂં ઘેર સીપાઇથી ભરાઇ જઇ હલકું પડશે! ક્યાંની કયાં એને રાખી મુઇ!" બબડતાં ફફડતાં નજીબાઇ હેઠે સટકી આવ્યાં.

તેમુલજીને તે વિષે નહીં કહેવાનો ઇરાદો રાખ્યો. પાસેજ વસ્તા જમસુ જમાદારને તેડાવી સઘળું કહી આ વેષધારીને પકડાવી ફતેહ થશે તે તેમુલજી પોતે જોશે એમ તેમનો વિચાર હતો.

સાંજ વિતા બાદ મંચેરજી હાટલમાંથી જમીને ઘર આવ્યો; માળ ઉપર જતાં જતાં તેણે તેવણને કહયું—

"નજીબાઇ, મારો એક દોસ્ત હમણાં આવશે તેને માળ ઉપર મોકલાવજો, મેહેરબાની થશે."

"આહા બાવા, વારૂં મરં!" કાંઇ હોય નહી તેમ નજીબાઇએ જણાવ્યું, પછી મનસે બબડવા લાગ્યાં.

થોડા વારમાં એક આગો ઓટલા ઉપર ચહડી આવ્યો, નજીબાઇ ફગલાઇ ગયાં. તેમુલજી ફરવા ગયા હતા.

તે આગાએ મોટો ઝબ્બો પેહેરયો હતો. કમર ખુબ ટાઇટ બાંધી હતી તથા પગમાં મોટા બગંદાદી જોડા અને માથે ઉભી લાલ ટોપી હતી.

"બાઇ મંચેરજી ઘરમાં છે કે?" તેણે સ્પષ્ટ ગુજરાતીમાં પુછ્યું.

તેને ગુજરાતી બોલતાં જોઇ નજીબાઇનો બંધાયલો દમ હેઠો પડયો. તેવણે તેને માળ ઉપર જવા કહયું. તેના માળ ઉપર જવા બાદ તેવણ બબડયાં:

"જોયું, આએ લુચ્ચો વેષધારી; ઓ વહીરે માય! હવે શું કરૂં? એ વેષધારી ટોળી મુંબઇમાં ફરતી રહી બધાંને બુમ પડાવે છે, તેમાંના આ બેઉ જણા છે. જલદી પકડાવી દઊં ત્યારે મારો જીવ હેઠો પડશે."

બીજે દીવસે બપોરના એક મોટી ભારી પેટી માળ ઉપરનો ભાડુત મંચેર ત્રણ ચાર આસામીઓ પાસ ઊંચકા-



# કેવો પોશાક પેહેરશો?



એક પુરૂષની પૈસા ખરચવાની રીતપરથી આપણે તેના ઘણા ગુણો અને ચાલચલણ પારખી શકયે છીયે. તેજ મુજબ એક છોકરી યા સ્ત્રીની કપડાં પેહેરવાની રીતપરથી તેણીની ખાસીયત અને તવારીખની ચાવી આપણને મલે છે. આપણી હાલત અને તનદરોસ્તીને અનુસરતો પોશાક પેહેરવાનું શીખવાથી, કપડાં વીશે મધ્યમસર અને ડહાપણથી વીચાર કરવાનું શીખવાથી આપણે આપણાં પોતાનાંજ નહી પણ આપણી સાથે જેઓ સંબંધમાં આવે તે સઘળાંના તેસ્ટ અને લક્ષણ ખીલવી શકયે છીયે.

આપણે જાણ્યે છીયે કે એવી ઘણી સ્ત્રીઓ છે, જેઓ કપડાં વીશે જોઇયે તે કરતાં વધારે વીચાર કરે છે. તેઓ બીજાં કશાં માટે નહી પણ ફકત પેહેરવા ઓઢવા માટેજ જીવે છે. આવી જાતની સ્ત્રીઓની ખાલી શીશીપારી સમજુઓને કંટાળો ઉપજાવનારી થઇ પડે છે, અને જે પૈસા અને વખતનો મોટો ભાગ તેઓ તેપર ગુમાવે છે, તે ખચીતજ નાપસંદ કરવા લાયક છે. એક શીયાણી સ્ત્રી તેજ છે, કે જે પોતાનાં કપડાં પેહેરવાના ઓરડામાંજ કપડાંપર પુરતું ધ્યાન આપે છે અને તેની બહાર પગ મુકતાં તે વીશે સઘળું ભુલી જાય છે.

સીડની સ્મીથ કહેતો હતો કે એક સ્ત્રીનું નસીબ કેટલીક વેળા તેણીના પોશાક પરથી ઉઘડે છે; બીજા હાથપર વળી એવું પણ બને છે કે ઘણીએક છોકરીઓ ડહાપણ વીનાં ઘણાજ ભપકાભર્યા—એટલે કે ઘણા ખરચાલુ પોશાક પેહરવાથી ભલા ધણીઓ મેલવવાની તકો ખોહે છે. એક બાનું એક અધેર વયના કુમારા શખસને પુછતાં સંભળાઇ હતી, "તમે હજુ સુધી શું કામ પરણ્યા નથી? શું તમારામાં એક બૈરીનું ગુજરાન કરવાની શકતી નથી?"

"મારાં નીરદોષ જુવાન બાનું" તેણીને જવાબ મળ્યો, "હું અરધી દજન બૈરીઓનું ગુજરાન કરવાને શકતીવાન છું. પણ એક બૈરીનાં દુકાનદારોનાં બીલો ચુકવવાની મારામાં શકતી નથી."

રીચરડ સ્તીલ કહે છે કે, એક સ્ત્રીએ સારી દેખાવા માટે સારા વીચારો કરવા જોઇયે. એક બેવકુફ સ્ત્રી કદી પણ સારો પોશાક પેહેરતી નથી. આપણે ત્યારેજ સારો પોશાક પેહરેલો કહેવાય કે જ્યારે આપણાં કપડાં રૂતુ, આપણી ઉમ્મર, આપણી હાલત, આપણાં કામ અને ગમતોને અનુસરતાં હોય. એ કાંઈ પૈસાનો સવાલ નથી પણ તેસ્ટ અને લાયકાતનો છે; ગમે એવી મોટી કીમતનો પોશાક જો બરાબર બનાવેલો હોતો નથી તો મુદલ સારો લાગતો નથી, જ્યારે સાધારણ કીમતનાં કપડાંમાંથી બનાવેલો બંધબેસ્તો પોશાક પેહરનારને શોભાવે છે. વળી આપણને ફેશન કરતાં રૂતુને અનુસરતો પોશાક પેહેરવાની વધારે જરૂર છે. એક કરચલી વળી ગયલા ચેહરાની અને કમ્મરમાંથી વળેલી સ્ત્રીને જુવાન છોકરીના જેવા પોશાક પેહરેલો જોવાનું ઘણું દલગીરીભર્યું લાગે છે. પોતાની હાલતને ન છાજતા પોશાક પેહરનારનો એક રમુજી દાખલો નીચે આપીશું.—ડબલીનમાં છાપવાનો ધંધો કરનાર જયોરજ ફોલ્કનર નામે એક શખસ ડીન સ્વીફ્તની મુલાકાતે ઉંચા રેશમી સુનેરી લેસથી મઢી લીધેલા પોશાકમાં ગયો, અને પોતે મનમાં ઘણો મલકાવા લાગ્યો. ડીન સાથે તેને ઘણી જુની ઓલખાણ હોવા છતાં તેને જોતાં વાર કહયું કે તે કાંઈ તેને ઓલખતો ન હતો અને તેને એક ધુતારો જણાવી ત્યાંથી ચાલી જવા કહયું. ફોલ્કનર પોતાની ભુલ જોઈ ઘેર ગયો, અને પોતાનો હમેશનો પોશાક પેહરી પાછો તેને ત્યાં ગયો. આ વેળા તેને ખરાં હેતથી આવકાર દેવામાં આવ્યો. "અરે જયોરજ," ડીને કહયું, "હું તુંને જોઇને ઘણોજ ખુશી થયો છું. હમણાંજ એક બેઅદબ ઠગારો ઊંચા રેશમી અને સુનેરી લેસનાં કપડાંમાં આવ્યો હતો અને તારૂં નામ દઈ મને મલવા માંગતો હતો. પણ મેં તો તુરતજ તેને કહાડી મુકયો, કારણ કે હું જાણતો હતો કે તું હમેશાં સાદો પોશાક પેહરતો હતો અને પ્રમાણીક માણસ હતો, કે જેવો તું હમણાં મારી આગળ ઉભો છે."

તાઈટ તતરબંધ, ફુમતાંથી ભરેલા ઊંચા કીમતી પોશાકવાલી છોકરી દુનિયામાં તદ્દન નીરઉપયોગી છે. કામકાજ કરવા જતાં તેણી પોતાનાં સુંદર કપડાંનો નાશ કરી નાંખે છે. એવા પોશાકમાં તેણી માંદગીનાં ઓરડામાં જેટલી થોડી જાય તેટલું સારૂં, અને બબરચીખાનાંમાં તો તેણી અગવડભરી અને ખરાબ દાખલો બેસાડનારી થઇ પડશે. સુંદર પોશાકમાં લાયકાત પછી સૌથી વધારે અગતની ચીજ સાદાઇ છે. જોન ન્યુતને એક બાનુને સલાહ આપતાં કહયું, "બાઈ, એવી રીતે પોશાક પેહરજો અને એવી રીતે ચાલજો કે જેઓની મંડળીમાં તમે હોવો તેઓને યાદ ન રહે કે તમે શું પેહરયું હતું. ઉપર તપકેનો શણગાર બને એટલો થોડો કરવો. જુવાની તેજ સૌથી સરસ ઘરેણું છે.

એક વેળા એક જુવાન બાનું સાથે વાતચીત કરતાં તેણીને પુછવામાં આવ્યું, "હું ધારું છું કે તમારાં પોતાનાં કપડાં તમેજ સીવતાં હશો?" તે પુછનારની અજાયબી વચ્ચે તેણી ગુસ્સે થઇ ગઇ અને તેના સવાલના જવાબમાં પુછયું: "શું, તેઓ ઘરમાં બનાવેલાં જેવાં લાગે છે?"

હવે તે પુછનારની ખરેખરી મતલબ તો તેણીને સાબાશી આંપવાની હતી. તેણી ધણી દીકરીઓમાંની એક હોવાથી અને વળી કાંઈ પણ કામ કરવાનું નહી હોવાથી તે પુછનારે એવું ધારયું કે તેણી બને એટલી ઉપ્યોગી પોતાને બનાવતી હશે અને તેણીનો બાપ જે સાધારણ આવકવાલો ધંધાદારી શખસ હતો, તેને આવી કરકસરથી મદદગાર થઇ પડતી હશે. વળી બીજી કેટલીક એવીબી છોકરીઓ છે કે જેઓ પોતાનાં કપડાં ઘરમાં બનાવવામાં મગરૂરી લે છે અને તેઓના બાપને દરજીઓનાં મોટાં બીલો ચુકવવાં પડતાં નથી.

ઊંચી કેળવણી સ્રીઓ માટે સારી છે, પણ ફ્રેન્ચ અને લેતીન, તથા ગણીત શાસ્ત્ર શીખવા આગમજ એક છોકરીએ પોતાનાં કપડાં સીવવા શીખવાનું વધારે જરૂરનું છે.

જે સ્રી પોતાના ધણીની આંખમાં સુંદર દેખાય છે તે સ્રી પુરતા શણગારમાં સજેલી છે; તેના ધણીની આંખ તેજ ખરેખરી આરસી છે, જેમાં એક પ્રમાણીક ધણીઆણી પોતાની ખુબસુરતી જોઈ શકે છે.

એક પરણેલી સ્રી જેવી સુંદર રીતે પરણ્યા આગમજ પોતાને શણગારતી હતી, તેવીજ રીતે પરણ્યા પછીબી પોતાના ધણીને ખુશી કરવા કાંય નહી કરે ? આપણને એમ ન ધારવું જોઇએ કે ઘરમાં ગમે એવાં કપડાં પેહેરયે તો ચાલી શકે; આપણાં પોતાનાં તેમજ આપણાં દોસ્તોનાં માનને ખાતર આપણને તેની દરકાર રાખવી જોઇએ. જયાં સુધી સાબુ અને પાણી, સોય અને દોરો મલી શકે ત્યાં સુધી કોઇબી ખરી બાનું પોતાનાં કુટુંબીઓની વચમાં મેલાં અને ફાટાં તુટાં કપડાંમાં ફરશે નહી.

રસકીન તેના કાગજોમાં જુવાન છોકરીઓને કહે છે:— તમારાં મા બાપોની મરજી પ્રમાણે બની શકે એટલાં સાદાં કપડાં પેહેરજો, પણ તમુને શોભે એવા શોભઇતા રંગનું અને ટકાઉ કપડું લેજો. જયારે તમુને ખરેખર નવાં કપડાંની જરૂર હોય ત્યારે તે ચાલતી રૂઢી પ્રમાણેનાં ખરીદજો, પણ જુનાં કપડાં ફક્ત તેઓ ચાલતી "ફેશન" મુજબનાં ન હોવાથી ફેંકી દેશો ના. જો "ફેશન" મુજબનાં કપડાં બનાવવાને ઘણો ખરચ બેસતો હોય તો તેમ કરશો ના. દરરોજનો થોડો વખત ચોકસ સીવવાનું કરવામાં ગુજારજો. જો તમારૂં સીવવાનું ન હોય તો ગરીબોને માટે કપડાં સીવજો. તેઓને સોજાં કપડાં સીવવાનો વખત તેમજ તેસ્ટ હોતો નથી. તમારા પોતાના પેહેરવાસ પરથી કયું ખરૂં અને શોભઇતું છે તે તેઓને બતાવજો, અને તેઓની હાલતમાં કયાં કપડાં તેઓને લાયકનાં અને સુંદર થઇ પડશે તે પસંદ કરવામાં મદદ કરજો; જો તેઓ જોશે કે તમે તમારી હાલત કરતાં વધારે સારા પોશાક પેહેરવાની કોશેશ નથી કરતાં તો તેઓ પોતાની હાલત કરતાં વધારે સારૂં પેહેરવાની કોશેશ નહી કરશે.

સેન્ટ પોલ કહે છે કે બૈરાંઓએ કીમતી ચીજો કરતાં ભલાં કામોથી પોતાને શણગારવાં જોઇએ. સેન્ટ પીટર પણ કહે છે કે બહારના શણગાર કરતાં જીગરનો શણગાર વધારે અગત્યનો છે. તરતુલીઅને પોતાની એક વાયજીમાં જે સ્રી પોતાને સારી રીતે શણગારવા ઇચ્છતી હોય તેને નીચલી સુચના કીધી છે:–

"સાદાઇને તમારી ચામડીની સફેદાઇ થવા દેજો, પતિવ્રતને લાલી થવા દેજો. તમારાં ભવાંને નમ્રતાથી અને તમારા હોઠોને શરમાલપણાંથી શણગારજો. કેળવણીને તમારા કાનમાંનાં એરીંગ બનાવજો, અને માણેકની પીનને તમારાં માથાંમાં આગળથી ખોસજો. તમારા હાથો ધણીઆણીને છાજતાં કામો કરવામાં રોકજો અને તમારા પગો તમારા પોતાના દરવાજાની અંદર રાખજો; તમારાં કપડાં સાચવટપણાંનાં રેશમનાં, પવીત્રાઇનાં સણનાં અને પતીવ્રતનાં સુતરનાં બનાવજો." નાજુ.

## પરચુટણ.

કેટલાંક વર્ષોપર જયારે "હેન્રી કલે" નામે સ્ટીમરને "હડસન બે" પર બાળી નાખવામાં આવી ત્યારે આનરેબલ સ્ટીવન એલન નામે એક ગ્રહસ્થ ડુબી ગયો હતો. તેની પોકેટ બુકમાંથી એક છાપેલો કાગળ જડયો, જે કોઈ વર્તમાન પત્રમાંથી કાપી લીધેલો જણાતો હતો, તેમાં જે વાકયો લખેલા છે તે દરેક જુવાન માણસને યાદ રાખવા લાયક છે.—

"જેમ બને તેમ થોડાંજ વચનો આપજો. હમેશાં સાચું બોલજો. કોઇને માટે બુરૂં બોલતાં ના. સારા દોસ્તો રાખો અને નહિ તો તે વગર ચાલશે. નસીબને આધારે કાંઈ ચીજ બરાબર વિચાર કર્યા વિના કરતાં ના. કોઇબી જાતના જલદ દારૂ વાપરશો ના. તમારી આબરૂ પર સેહજ પણ ડાઘ ન લાગે તેની સંભાળ લેજો. તમારી છુપી વાતો બીજાં આગળ બોલશો મા. બની શકે ત્યાં સુધી કોઈ પાસ ઉછીનું લેતાં ના. જયાં સુધી તમને લાગે નહિ કે પરણવાથી સુખી થશોજ, ત્યાં સુધી તે જોખમ માથે ખેડતાં ના. જયારે કોઇ સાથે વાત કરો ત્યારે તેનાં મોઢાં સામે જોજો. તમારી આવકથી વધારે ખરચ કરતાં ના. જુવાનીમાં બચાવો કે ઘડપણમાં ખરચવા કામ આવે. લોભ લાલચથી દુર રહેજો. જો કોઇ તમારે માટે બુરૂં બોલતું હોય તો તમો પોતે એવી નિર્દોષ જીંદગી ગુજારો કે તેને કોઇ માને નહિ. રાતે સુવા આગમચ આખા દહાડામાં તમે શું શું કીધું તેનો વિચાર કરો. કદી પણ આલસુ બેસતાં ના; જો શરીરની મેહેનત કરવા ન ગમે તો સારી સારી ચોપડીઓ વાંચવામાં હમેશ મગજને રોકેલું રાખો."

"મારા દીકરા," એક બાપે તેના બેટાને કહયું "દરેક જણ સાથે અદબથી વર્તજે, જેઓ તારી તરફ બેઅદબી બતાવે તેઓ સાથે પણ; કારણ કે યાદ રાખજે કે સામું માણસ ગ્રહસ્થ હોવાથીજ નહી પણ આપણે પોતે ગ્રહસ્થ હોવાથી સભ્યતા વાપરયે છીયે."

જે બીજાંનું ભલું કરે છે તે પોતાને પણ ભલું કરે છે; ફક્ત તે કામનું પરીણામ ભલું આવતું નથી. પણ તે કરવામાંજ ભલાઇ સમાયલી છે, કારણ આપણે કોઇને ભલું કરીયે છીયે એ વીચારજ મોટો બદલો વાળી આપે છે.

આ "સ્રી મિત્ર" મુંબઈ, કોટમાં, નાં૦ ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" પ્રીંટિંગ ઇનજીન પરેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

વી લાવ્યો. પેટીમાં શું એક હશે તે જાણવાને નજીબાઇનો જીવ ટપુ ટપુ થવા કરે. પેટી અંદર લઇ મંચેરે માણસોને પૈસા આપી કહાડયા, અને ઓરડામાં પોતાના એક દોસ્ત સાથ રહી અંદરથી સાંકળ દીધી.

"હવે પેટીમાં શું છે તે ઓપ જણાશે," એમ વિચારી નજીબાઈ સીવવાનું પટકી ફડુક મારી ઉઠયાં અને માળ ઉપરં ગયાં.

દાદર ઉપર અંધારૂં હતું પણ ઓરડાઓમાં બારીવાટે અજવાળું પુરતું આવતું, છતાં નજીબાઇએ ફાટમાં આંખ ખોસી જોયું તો જણાયું કે બારીઓ બંધ કરી અંદર અંધારૂં કીધું હતું અને મીણબતીઓ એ ટેબલ ઉપર બલતી હતી.

ઊંચે દમે આંખ ખોસી રાખી, એટલાં તો ઓરડામાં મુકેલા કોચની કુરતીન પાછળથી તેવણે એક લાંબી દહાડીવાલા મુસલમાનને નીકળી આવતાં જોયો. તે તદન બુઢો હતો અને હાથમાં ડાંગ ધરી હતી. તે બુઢો મુસલમાન પેટી આગળ ચાલી આવ્યો અને તેનું ઢાંકણ ઊઘાડયું, જેટલાં પેટીમાંથી કોઇના ખડખડ હસવાનો અવાજ નજીબાઇએ સાંભળ્યો, અને પછી પેટી બહાર કોઇ કુદી આવ્યું.

"છટ, તારૂં હસવાનું કોઇ દહાડે પુરૂં નહીજ થવાનું કે દોલી?"

પેલા બુઢા મુસલમાને એક બીજા મુસલાની વેપના જવાનને ધમકાવ્યો, તેના અવાજ ઉપરથી તેને મંચેર દાખલ નજીમાએ ઓળખ્યો. તેણે સફેદ દહાડી અને મુસલમાની વેપ લીધો હતો.

"આ હા હા હા! મંચેર, એ શું કીધું છે, મને હસતું આવે છે. અરે દહાડી કહાડ, દહાડી કહાડ," પેટીમાંથી નીકળેલા જવાને ધુમ હસતાં જવાબ દીધો.

"તારાથી એ કામ થાયજ નહી દોલી,–તું હમને બધાંને હમારી આખી ટોળીને ફસાવશે. હસીને બધો ધાણ બગાડે છે; એમજ ત્યાં રાતે કરશે તો પછી પકડાઇ આવીશું. આપણને રૂસવા થઇ નાહસતું ભારી પડશે દોલી." મંચેરે ધમકી આપી.

"નહીરે મંચેર દોસ્ત, અહીં એમ થઇ જાય છે, બાકી ત્યાં એમ નહી કરૂં તો; ત્યાં તો એવું કરૂં કે આખું ઘર હેઠું આવે. ચોંધાટથી આખું મકાન હેઠું લાઊં."

આ બધું નજીબાઇએ સાંભળ્યું. તેવણનાં મનમાંના વિચાર મુજબ તેમને જબરી ફાળ પડી.

"મરેરે, કોઇનાં મકાન ઉપર લુટ ચલાવી કોઇનું ઘેર હેઠું પાડવાના થયા છે." તેવણે વિચીર્યું.

હસ્તુથી દાદર ઉતરી તેવણ નીચે સરી ગયાં.

થોડા વખતમાં દોલી ઓરડા બહાર પડયો તે હેઠે ઉતરતો એટલાં મંચેરે દાદર ઉપર આવી મોટે કહયું: "દોલી, સંભાલજે હં! કાલે રાતે આપણી ટોળી પેલાંજ ઘરમાં એકઠી મળવાની છે. વિસરતો ના."

નજીબાઇએ બધું સાંભળી લીધું.

જમસુ જમાદાર નજીબાઇને મલવા આવ્યો ત્યારે તેવણે તેને બધી વાત કહી, અને વેષધારીઓ તેનાંજ મકાનમાં છે એમ તેને ચેતાવ્યો.

"અરર! ભલાં માણસ, એ વાત મને આગળથી કહીયે કેની? હું એ વેષધારી લુચ્ચાઓની શોધમાં આખું મુંબઇ ફરી આવ્યો અને તમે તેવાઓને ઘરમાં લઇ બેઠાં છો." ભોલા જમસુ જમાદારનાં માન્યામાં એ વાત તરત આવી ગઈ.

મુંબઇમાં વધી પડેલા ઠગોને કોઇને પકડવાથી પગારમાં વધારો કરાવવાની તેને આશા હતી.

"આજે એ કાંઇ નવું ઊંધું ચતું કરે તે આગમજ એ મંચેરને પકડવો જોઇયે. એ હવે ક્યાં જવાનો હતો. હમણાં બહારથી આવે ને મને કહેવાડજે." એમ કહી જમસુ ગયો.

આ વાત છેલ્લાં સુધી તેમુલજીને નહી કહેવાનો નજીબાઇનો ઇરાદો હતો. ધરાશે પકડાશે ને પછી તેવણ પોતાની મેળે જાણશે. આજે તેમુલજી પોતાના ભાઇને ત્યાં ગયા હતા.

મંચેર આવ્યો તેવોજ જમસુ જમાદારને તેડવામાં આવ્યો, પણ જમસુ ઘરમાં હતો નહીં. એટલાં મંચેર આવ્યો અને નજીબાઇને કુંચી આપી બોલ્યો:

"નજીબાઈ, મારે વાસ્તે કોઇ પુછતું આવે તેને આ કુંચીથી મારો ઓરડો ઊઘાડી અંદર બેસાડજો. હું હમણાં આવું છું."

જરા વારમાં એક બુજરગ પારસી નજીબાઇ બેઠાં હતાં ત્યાં આવી પુછવા લાગ્યા:

"માય કોઇ મંચેરજી માકુના કરીને અહીંયાં રહે છે?"

"આહા બાવા, આવો મરૂં, તેવણના ઓરડામાં આવોજી." એમ કરી નજીબાઇને આજે પહેલ વેહલી કુંચીની સત્તા મલેલી હોવાથી હરખાતાં માળ ઉપર જઇ ઓરડો ખોલી પારસીને અંદર બેસાડયા.

એટલાં જમસુ જમાદાર આવી ઉભો; તેની સાથ બીજાં બે માણસો હતાં.

"કેમ નજીમાય?" તેણે પુછ્યું.

"બરાબર વખતે આવ્યા, હમણાંજ હું એની ટોળીમાંના એક દોસ્તને ઉપર બેસાડી આવી."

"ત્યારે તો પહેલાં તેને ધરો, સામટા પકડવા જતાં નાહસભાગ થશે. આ બેડીઓ લેતા આવ્યા છીએ."

એમ બોલી બેઉ માણસોને લઇ જમાદાર ઉપર ગયો.

તેણે તે બુઢા પારસીને લેહેરથી પાઘડી કહાડી ટંપકીર સુંઘતાં બેઠેલો જોયો.

ત્રાપ મારી તેને તેઓએ ધરી લીધો, અને બેડી પેહેરાવી લીધી.

"અરે એ છે શું? એ શું કરો છો? તમે કોણ છેવો?" તે પારસીએ અકળાઇને પુછ્યું.

અમે પોલીસનાં માણસ છૈયે, અને તમને સારીકાંની ઓળખ્યે છીએ; તમારી ટોળી આવી પુગે તે આગમજ તમે

છટકી નહી જાવે તેની સંભાળ લેવી જોઇએ છે, શેઠ." જમસુએ પોલીસની ઢપે જણાવ્યું.

"અરે, પણ તમારી ભુલ છે. હું તો મારા દીકરા મંચેરને મલવા આવ્યોછું, મારી કાંઈ ટોળી બોલી નથી, મને મોકલો કરો. તમને ભારી પડી જશે."

જમસુ કાંઇ માને નહી, હાથ આવેલો શેકાર તે છટકવા દીયે નહી. તેના ખુમાટા છતાં તેને પાસેના ઓરડામાં બંધ કીધો.

જરા વારમાં જમસુએ દોલીને મંચેર ને આવતાં જોયા, અંદર ઓરડામાં આવતાં વાર જમસુએ તેના માણસો સહીત તે બેઉ દોસ્તો ઉપર દરોરો પાડયો. જમાદારે દોલીને ગરદનમાંથી ધર્યો અને તેનાં માણસોએ મંચેરને પકડયો.

"અરર! મંચી, એ શું મોહકાન? એ તારે ત્યાં શું ધાડ આવી છે," દોલી ઘભરાતમાં બોલ્યો.

"તમને અને તમારી ટોળીને અમે પકડવા માંગ્યે છીયે," જમાદારે કહયું.

"પણ હમને કોણ સમજીને ધરવામાં આવે છે? કાંઈ કહેશો?" મંચેરે પુકાર્યું.

"મુંબઇમાં ઉઠલી પડેલી વેષધારી સોનેરી ટોળીના તમે મલલા છેવો તેથી તમને હમે પકડયે છીએ."

"પણ કોણ કમબખ્તે તમને કહયું કે હમે તે ટાળીના મલલા છીયે? પેહલાં બરાબર વાત કરો, પછી પકડો. ગમે તો બારણું બંધ કરો વાત કરીએ." મંચેર બોલ્યો.

"તમારામાંના એકને તો હમોએ કેદ કર્યો છે. અને—"

"અરે કોણને કેદ કર્યો છે, જલદી બોલ. હમને નાહક સતાવે છે."

"જુઓ સાહેબ," જમાદારે જણાવ્યું, "મુંગે મોહડે શરણ થાઓ; તમારો વાંક ખુલ્લો છે. તે સામે સાક્ષીઓ પુરતા છે. હાલમાં અહીં ત્રાસ આપતી સોનેરી ટોળીમાંના તમો નેકનામો છેઓ, તે સાબેત થયું છે. જુઓ આ ખોટી દહાડી; આ આગા મુસલમાનોના વેષો; આ મોટી પેટી, વળી અવારનવાર તરેહવાર કપડાંમાં તમારે ત્યાં લોકો આવે છે. તમે પોતે બોલ્યા હતા કે એમ કરશો તો આપણી ટોળીને ફસાવશે, જયારે તમારો આ દોસ્ત બોલ્યો હતો કે એ તો અહીં એમ થાય છે, ત્યાં તો બધું ઘેર હેઠું લાઊં. તમારી ટોળી આજે એક મકાનમાં મળનાર છે એમ તમે બોલ્યા છો. હવે એ ટોળી સાથી તમારી બધી હીલચાલ નજીબાઈ ધરવાલાંએ તપાસી છે."

જમાદારનું બોલવું પુરં થતાં વાર બેઉ દોસ્તો સાંભળી લઈ વાંકો વળી ધુમ હસવા પડયા. જમસુ અને તેનાં માણસો આ નફકરા લુચ્ચાઓની નફટાઇ જોતા ઉભા રહયા.

"આહાહાહા! કેવી ગમત! હમે ઠગારાઓ, વેષધારી લુચ્ચાઓ! સોનેરી ટોળીના મસલલાઓ; આહાહાહા! દોસ્ત મંચેર, આજે તારે ત્યાં ખુબ ગમત છે." દોલી હસમુખો હતો. તે પેટ ધરી હસતાં બોલ્યો.

"એ શું ઢોંગ, તમને—"

"અરે ભલા માણુસ જરા સબુર કરો; જમસુને બોલતાં અટકાવી તે બોલ્યો. "તમારી અને ધરવારાંની સજજડ ભુલ થઈ છે. એ તો લોકોની ફનવાર કરે તેને એમજ થવું જોઈયે. હમે વેષધારી નથી; હમે લુચ્ચા કે સોનેરી ટોળીના મલલાઓ નથી. પણ હમે નાટકી ટોળીમાંના છીયે."

મંચેરનું આખેરલું બોલવું સાંભલી જમાદારની ગરદનપર કીડ થઈ આવી. આ નાટકી છોકરાઓ હતા એમ તેણે બનાવો ઉપરથી કેમ નહીં પારખ્યું તે માટે પસ્તાવા લાગ્યો. હવે તેને તદન એ વાત વાજબી લાગી. નાટકીજ હતા; તદન દેખીતું હતું.

નજીબાઇ બધો તમાશો જોતાં ઉભેલાં તેઓને સુહલા ઉપર સાખ બળતું હશે તેની ફકર પડી અને નજર ચોરાવી નીચે સટકી ગયાં.

મંચીએ જમાદારને જણાવ્યું; તેણે સઘલી વાતનો ખુલાસો કીધો.

મંચેર નાટકી ટોળીમાંનો હતો તેને દોલી સાથ ભાગ બજાવવો હતો, જેથી દોલીને ધરમાં તેડી તે બરાબર કરાવતો. અને દોલી હસ્તો ત્યારે મંચેર તેને ધમકાવતો કે તેની આખી ટોળીને ફસાવશે; પણ દોલી બોલતો કે તે એવો સરસ ભાગ બજાવશે કે જેથી નાટકનું આખું મકાન ઘોંઘાટથી હેઠું આવશે.

ત્યાર પછી મંચેરના બાપનો છુટકારો થયો. જમાદારે માફ માંગી, અને નજીબાઇની ખણખોદ ભરી ચાલથી જે ભાગી તુટી શોધ કરી મોટું રૂપ આપી નકામો તેને ફસાવ્યો તે માટે તે બબડતો ફફડતો ઘરે ગયો.

તેમુલજીએ સાંજે આવી જયારે આ બધી વાત સાંભળી ત્યારે નજીબાઇની ફતેહ (!) થી તેવણને શાબાશી આપી તદન શરમાવી નાખ્યાં. એવું બહાદુરી ભર્યું બીજું કામ ચીમાઇને જોઇ જોઇને કરવા કહયું.

**મેહરબાનું કાવસજી દાવર.**

---

**અમેરીકા** ખચીતજ સ્ત્રીઓ માટે મોટી આશા આપનારો દેશ છે. મીસ એલીઝાબેથ ફલેગીગને હમણાં પોરટલેન્ડની યુનાઇટેડ સ્ટેટસ ડીસ્ટ્રીકટ કોરટમાં "કાયર"નો ઓધો મળ્યો છે, જયારે કેનતકીમાં મીસ તેમ્પલીન-સને યુનાઇટેડ સ્ટેટસ સુપરીમ કોર્ટના "મારશલ"નો ઓધો મળ્યો છે.

---

**તે માણુસ સુખી છે** કે જેની હાલત તેના સ્વભાવને મળતી આવતી હોય; પણ જે તેના સ્વભાવને કોઈપણ હાલતને અનુસરતો બનાવી શકે છે તે વધારે સરસ છે.

---

**આળસાઇ** સઘળાં દુખનો દરવાજો છે. એક આળસુ માણસ દેવાલ વીનાનાં ધર જેવો છે. સેતાનો દરેક બાજુએથી તેમાં દાખલ થઇ શકે છે. ઞારસ.

---

**ગુમાવેલી** દોલત કોઇ વેળા પાછી મલે છે; ગુમાવેલી તંદરોસ્તી કદાચજ મલે છે; પણ ગુમાવેલો વખત કદીપણ મલતો નથી.

## જાહેર ખબરો.

બક્ષીસ કરવા લાયક તેમજ વાપરવા લાયક ઘણી ઉંચી સ્ટેશનરી

| | | |
|---|---|---|
| સેંટ જેમસ...... | બાકસ ૧ નો | રૂ૧॥ |
| ઈમ્પીરીયલ...... | ,, ૧ નો | રૂ૧॥= |
| મીકાડો ......... | ,, ૧ નો | રૂ૧ |

આ સ્ટેશનરીના શોભાયમાન બાકસમાંનો ફક્ત એકજ નમુના તરીકે મંગાવવાથી ખાત્રી થશે.

"કયસરે હિન્દ" છાપખાનામાંથી રોકડા પૈસા મોકલી મંગાવી લેવા.

---

"કયસરે હિન્દ" વાળી તમામ

# ખોરદેહ અવસ્તા

કે જેના જેવું સંપુર્ણ, સફાઈદાર અને શુદ્ધ જોડણીનું પુસ્તક આજ સુધીમાં કોઈ પણ પ્રગટ કરવામાં આવ્યું નથી.

એમાં અષેમ, યથા, પાંચે ગેહ, બધી નીઆએસો, પતેતો, પચીશ યશતો, બાજ્ને, આફરગાંનો, આફરીનો, સતોમ, ઘેહેશારનું, મુકતાદના દહાડાઓ ઉપર પઢવાના ઇજ્શનેના હા, ત્રીશે રોજની સેતાએશ, દુવા, નીરંગો, આશીરવાદો, મોનાજાતો અને એ વીગેરે સઘળા અવસ્તાનું

**મોહટું પુસ્તક**

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

**દસ્તુર એરચજી સોહરાબજી મેહેરજીરાણા** પાસે ઘણીજ ચોકસાઈથી સુધરાવ્યું છે.

**કીંમતઃ** પુસ્તક એકના રૂપયા **ચાર.** વધારે જાદાં કાગજપર છપાયલી અને ચામડાંનાં પુઠાંવાલીના રૂપયા **આઠ.** સેકંડ પેપર અથવા લખત કરવાનાં કાગજ ઉપર છાપેલી અને ગીલીટ કીધેલીની કીંમત **રૂ૧૫.**

*** દેશાવરવાળાઓએ ૪ રૂપીયવાળીનાં રેજીસ્ટર પોસ્ટેજ તથા પેકીંગ સાથે રૂ૪॥, ૮ રૂપીયાવાળીનાં રેજીસ્ટર પોસ્ટેજ સાથે રૂ૮॥= તથા રૂ૧૫ વાળીનાં રેજીસ્ટર પોસ્ટેજ ઈત્યાદી સાથે રૂ૧૫॥ મોકલવાથી તરત તેઓ ઉપર રવાના કરીશું.

"કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

---

તદન નવીજ ઘપની અને ઘણી સરસ છપાઇ સાથની

# ખોરદેહ અવસ્તા.

(તેની માએનીના સાર સાથે.)

વીદ્વાન પ્રોફેસર વેસ્ટરગાર્ડના અવસ્તાનાં છપાયલાં પુસ્તક ઉપરથી

**દસ્તુર એરચજી સોહરાબજી મેહેરજીરાણાએ સુધારેલા અવસ્તા.**

અત્યાર સુધી છપાયલાં પુસ્તકોમાં અવસ્તાના ઉચારો અશુદ્ધ જણાવાથી છેલ્લી શોધ પ્રમાણે અવસ્તાના શુદ્ધ ઉચારો દાખલ કર્યા છે અને ઘણાં નાનાં કદ છતાં એ પુસ્તકમાં અષેમ, યથા, નીઆએશો, ગેહો, પતેતો, નીરંગો, બાજ, નમસકારો ઉપરાંત નવ યશતો દાખલ કરવામાં આવીછે.

**કીંમતઃ** માત્ર **આના બાર;** થોડી ગીલીટ સાથનીનો રૂ૧; ચામડાંનાં પુઠાં સાથ ગીલીટ કરેલીના રૂ૨; મોરકો ચામડાંની ફુલ ગીલીટનીના રૂ૩; દેશાવરવાળાઓએ પોસ્ટેજના બે આના વધુ વાલી "કયસરે હિન્દ" પ્રેસમાંથી મંગાવી લેવી.

---

## કયસરે હિન્દ.

દર રવીવારે સહવારના પ્રગટ થતું

આખાં હિન્દુસ્થાનમાં સર્વે ગુજરાતી તથા અંગ્રેજી-ગુજરાતી પત્રોમાં સૌથી બોહળો ફેલાવો પામેલું પત્ર. એ પત્રમાં જાહેર બાબદો ઉપર લખાણ ઉપરાંત આખી દુનિયાની જાણવાજોગ ખબરો આવે છે.

### લવાજમનો દર

(જે હમેશ આગ ઉપર આપવો જોઇયે)

| | સુંબઇનાં ઘરાકો. | દેશાવરનાં ઘરાકો. |
|---|---|---|
| વરસના...... | રૂ૪-૦-૦......... | રૂ૫-૧૦-૦ |
| ૭ માસના... | રૂ૩-૦-૦......... | રૂ૩-૧૩-૦ |
| ત્રણ માસના. | રૂ૨-૦-૦......... | રૂ૨- ૭-૦ |
| છુટી નકલના. | રૂ૦-૪-૦......... | રૂ૦- ૪-૬ |

૫ જાગથી લવાજમ આપનાર ૫ મેથી વરસના રૂ૬) લેખે વસુલ કરવામાં આવશે.

### જાહેર ખબરનો દર.

- ચાર લાઇન અથવા તેની અંદર... રૂ૧-૦-૦
- ચાર પછીની દરેક વધુ લાઇનના... રૂ૦-૪-૦

તેજ પાછી છાપવાનો અરધો ભાવ.

✻ સંપટેમબર ૧૮૯૫ ✻

પુસ્તક ૭ મું.] [અંક ૭મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી
થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

❀ લખનારાં—પારસી બાનુઓ. ❀

મુંબઈ:
કયસરે હિન્દ આઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગ ઉપર રૂ.૩;
ટ.ખર્ચ ૧ આનો.

આ સાંભળી પેલા માણુસો તેણીના હોકમને તાબે થયા. થોડા વખતમાં જોનને ફેરફીલ્ડ લાવવામાં આવ્યો, જ્યારે તેઓમાંનો એક મીસીસ રીડલને તેની બયજીન હાલતની ખબર આપવા વોર્સ્ફીલ્ડ ગયો, અને બીજા થોડાજ વખતમાં મીસીસ-રીડલ આવી લાગી.

"મેં ધાર્યું કે તું તો જોનીની સાથેજ હતી ?" મીસીસ રીડલે પુછ્યું.

"હા ! હું એઓ સાથેજ હતી, પણ બે મીનીટ માટે મીસીસ જૉલસેં મને પોતાનાં ઘરમાં તેડી, એટલે હું ગઈ; અને જોનીએ બહાર ઉભું રહેવા મને વચન આપ્યું, પણ જ્યારે જોન મારી સાથે ફરતા હતા, તે વેળા પણ તેઓના જીવને સારૂં નહોતું.

એટલામાં ડાકટર આવી લાગ્યો, અને જોનની નાડી તથા છાતી તપાસતાં તે બોલ્યો, "મી૦ જોનને હેબતની આંચકી થઇ આવી છે; અને એઓની સ્થીતી બહુંજ કમજોર બની છે."

આ તેનું બોલવું લીલી બહુજ દલગીરીથી સાંભળતી હતી.

આ વેળા સુગી જોનની બેહેન બીજાંઓ સાથે પોતાના ભાઇની કમજોર હાલત વિષે બહુ દુ:ખથી વાતો કરતી દીસતી હતી, જેઓ જોનને સારી હાલતમાં જોવાને ઇંતેજાર હતાં. લીલી જોનના પલંગ પાસે ઘુંટણીએ પડીને તેની નાડીના ધપકારા કાન દઇને સાંભળતી હતી.

હવે જોન સુદ્ધીમાં આવ્યો. ડાકટરે તેનું માથું ઉંચકી તેને એક ગલાસ દવાનું પીવડાવી દીધું. થોડાજ વખતમાં જોને પોતાની આંખ ઉઘાડી, અને હવે તે વીચારમાં પડયો.

"શું હું બેસુધ બની ગયો હતો ?" તેણે પુછ્યું.

"હા ! જોની, નદી કીનારે તમો બેસુધ પડયા હતા, એઓ તમને ઘરે લાવ્યા," એમ બોલતાં તેણીએ પેલા ખલાસીઓ તરફ આંગળી કરી.

એટલામાં જોનની નજર લીલીપર પડી, જેણી વાંચનાર જાણે છે તેમ જોનની પાસે ગુંઠણીએ પડી હતી, અને આ જોઈ જોનને તેણીની દયા આવી.

"હા ! હા ! મને હમણા યાદ આવે છે," જોન બોલ્યો. ડાકટરે તેની નાડી તપાસીને કહ્યું, "સાહેબ, તમો જો આજ રાત્રે અહીં રહેશો, તોજ તમો વેહેલા સારા થઈ જશો."

આ સાંભળી જોને પોતાનું માથું હીલવ્યું, "મારે આજેજ રાત્રે લંડન જવું જોઇએ," તેણે ઉત્તર વાળ્યો.

"મારા વાહાલા, એ નહી બને એમ છે !" મીસીસ રીડલ [illegible]ી, અને આ બોલતાં તેણીએ લીલી તરફ જોયું.

[illegible]ની, તમો આટલા માંદા છતાં એકજ રાત અહીં [illegible] તમો કેમ જઈ શકશો ! તમારે મને [illegible] લીલી બોલી. પણ જોને [illegible]ની મેલમાં તે લંડન [illegible]ી જવાની જરૂર



હતી. ખરૂં પુછો તો તેને વોર્સ્ફીલ્ડમાં રહેવાને ઘણો [illegible] થતો હતો.

આ વેળા તેની ખાત્રી થઇ કે, એમ જવાની હોશ તો માનસીક રૂપમાં આવતી હતી.

આ તેનાં દુ:ખમાં ભાગ લેવાને તેણે હવે નીકળી જવા લીલીને કહેવું, કેમકે હવે આ દુ:ખ તેનેથી સાંખી શકાતું નહોતું. આવા આવા વીચારથી થોડા દીવસ બાદ તે માંદો પડયો, અને તાપનો ભોગ થઈ પડયો. દરેજ તે બહુજ માયાળુ કાગલ વોર્સ્ફીલ્ડથી તેમજ તેની મા તરફથી મલતાં, જેઓ તેને ફરી એક વાર વોર્સ્ફીલ્ડ આવવા બહુજ ઓરીઆસ કરતાં હતાં. તેને જવાનું ગમ્યું નહી, કેમકે તે પોતાનું દુ:ખ કામમાં વીસરી જતો હતો, અને ત્યાં ગયા બાદ તેની તનદેરોસ્તી કાંઈબી સુધરી નહી. જોનને લાવેલા માણુસોમાંથી મીસી લીલી મી૦ ફેરસને સારી રીતે ઓલખતી હતી, અને તે અદરશને હું મારા વાંચનાર સાથે ઓલખ કરાવું છું. તે ઘરડો માણસ હેનલે શેહેરના એક સુંદર બગીચામાંના બંગલામાં રહેતો હતો. તેની ઉમર હાલ સીત્તેર વરસની હતી; તે કદે ઉંચો, મજબુત અને ખુબસુરત હતો. તે પોતે કરનલ હતો, પણ હાલ તે પેનશન ખાતો હતો. લીલીનો બાપ અને મી૦ ફેરસ એકજ લશકરમાં નોકર હતા અને તેઓ બન્ને જીગર મીત્રો હતા. જ્યારે લીલીનો બાપ લડાઇમાં કપાઈ મુઓ ત્યારબાદ મી૦ ફેરસે પેનશન લીધું અને તે લશકરમાંથી પોતાનું નામ કાઢી લીધું; અને એ પરથી તે લીલીને ઘણીજ સારી રીતે ઓલખતો હતો. મી૦ ફેરસની બાયડી ઘણીજ નાની વયમાં પોતા પાછલ એકબી બાળક મુક્યા વગર મરણ પામી હતી, અને તેણીનાં મરણ પછી તે ફરીને પરણ્યો ન હતો. તેનો સ્વભાવ બહુજ દયાળુ તથા પરોપકારી હતો, અને કોઇનુંબી સારૂં કરવા તે હમેશાં પ્રયત્ન કરતો.

જ્યારે તેણે પોતાના વાહલા મીત્રની દીકરી લીલીને જોઈ ત્યારે તે બહુજ ખુશ થયો, અને આ ન ધારેલો મેલાપ થયો તે વીશે હજારો શુકર ગુજારવા લાગ્યો.

તે લીલી સાથે પોતનાની દીકરી હોય તેમ 'મમતાથી વાતો કરવા લાગો.

"દીકરી લીલી, આટલા ટુંક વખતમાં તું કેવડી મોટી થઇ ગઇ છે." તેને પોતાની પાસે બેસાડતાં કહ્યું.

"અરે ! મારી વાહાલી દીકરી, તારામાં કેટલો બધો તફાવત થઇ ગયો છે." તે હસતાં હસતાં બોલ્યો.

"આ સઘળો ફેરફાર વખતે કર્યો છે, જ્યારે તું એક જુવાન છોકરી બની છે, અને હું એક ઘરડો સીતેર વરસનો બન્યો છું, પણ મને તો જાણે કાલની વાત લાગે છે."

તો પણ આ કાલની વાતને આજ કેટલાંક વરસો વહી ગયાં હતાં, અને આ ઘરડો પોતાના જીગેજાન મિત્રની દીકરીને જોઇ બહુજ ખુશ થયો; અને નાનપણની વાતો લીલીની આગળ કરીને તેણીને રમુજ પમાડી.



# સ્ત્રી મિત્ર.



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. સપટેમબર ૧૮૯૫. અંક ૭મો.



## સુનાને મુળની વાર્તા.

### પ્રકરણ ૩૭ મું.

**નવાં મિત્રો.**



મીસીસ બૉલર્સ જોનની મા બેહેનોની અદેખાઇ કરતી હતી, તે લીલી બારીકીથી તપાસતી હતી. તેણીની અદેખાઇનું પહેલું કારણ તો એ હતું કે, લીલીને મીસીસ રીડલ સાથે ઘેરવટ સમાન હતું, અને બીજુ કારણ એ કે જોનની બેહેન એથીલ મી૦ જાસપર વીનસંટ સાથે પરણવાની હતી; અને વળી તે સાથે વાંચનાર જાણુશે કે, તે પણ એક પૈસાદાર આસામી હતો. લીલી સાથે તેણીએ થોડીક વાતો કીધા બાદ તેણી પોતાની વાત પર આવી, "સારે શું એથ પેલા પાદરી સાથેજ પરણુશે?" તેણીએ કપટી રીતે કહ્યું.

"હા! તેણીનો વીચાર છે, શું એ વાત તમને પસંદ નથી?" લીલી જ્યાળુ રીતે બોલી.

આ પછી મીસીસ બૉલર્સે ઘણીએક વાતો કીધી અને લીલીને પુછ્યું:

"લીલી, મી૦ જોન આ વેળા ક્યાં છે?"

"તેઓ કંપાઊંડની બહાર મને લેવા ઉભા છે, અને પા કલાકમાં મને આવવાની તાકીદ કીધી છે." આ બોલતાં લીલીએ ઘડીયાલમાં જોયું તો પા કલાકને બદલે અડધો થયો હતો. હવે તેણી જવા ઉઠી, અને બેલા સાથે શેકહેન્ડ કરતાં તેણી બોલી, "હું ધારું છું કે તું કાલે દશ વાગે દેવલમાં આવશે." અને લીલી આવવાને કબુલાત આપી છુટી પડી.

લીલી કંપાઊંડના દરવાજાની બહાર ગઇ પણ જોન તેણીને દીસ્યો નહી; તેણી હીમત ધરી અડધા રસ્તા સુધી એખલી ગઇ તોપણ જોનને તેણીએ જોયો નહી; તેણીએ આગળ પાછળ જોયું પણ તેનો કશો પતો લાગો નહી. પછી તેણીએ મનમાં વીચાર કર્યો કે મને મીસીસ બૉલર્સ સાથે વાતો કરતાં ઘણો વખત લાગો એટલે જોન ઘર ગયો હશે. એમ ધારી તેણી ઉતાવલે ફેરફીલ્ડ તરફ પગલાં ભરવા લાગી, કે તરતજ તેણીનું ધ્યાન ચાર પાંચ માણસોની ટોળી તરફ ખેંચાયું, જેઓ પાલખીમાં કોઇ માણસને લઈ જતા હતા.'

તેઓને જોઇ તેણી એકદમ ઉભી રહી, અને બીધી કે કંઇ પણ અકસ્માત બન્યો છે.'પેલા માણસો તેણીની લગોલગ આવ્યા, જેમાંના બે ખલાસીઓ હતા, અને લીલીએ તેઓને ઉભા રહેવા કહી અને વાંકી વળીને ડોલીમાં જોયું તો તેમાં સુતેલો કોઇજ નહી પણ મી૦ જોન હતો. જોન આ વેળા ફીક્કો સફેદ કપડાં જેવો થઈ ગયો હતો, તેનું બદન થંડાં પાણી મીસાલ થંડું થઇ ગયું હતું, અને તદન બેસુદ્ધીમાં હતો. લીલીએ તેનો હાથ પકડી નાડી તપાસી.

"એઓને શું થયું હતું?" તેણીએ એકદમ પુછ્યું.

આનો જવાબ પેલા બેમાંના એક ખલાસીએ પોતાની ટોપી કાઢતાં વાળ્યો. "હમો પાસેના (હેનલ) શેહેરથી આવતા હતા, તેટલામાં નદીને કીનારે પડેલો કોઇનો કાળો આકાર જોયો, અને તેઓ આ ગ્રહસ્થ હતા,—પણ હું નહી ધારતો કે તેઓ મરી ગયા હશે!"

"નહીં, નહીં, તેઓ કંઇ મરી નથી ગયા, એઓ તો ફકત બેહોશ થઇ ગયા છે." આ બોલતાં તેણે જોનના કોટનાં બટન કાઢી નાખ્યાં, અને પોતાનું માથું તેની છાતીએ લગાડયું.

"તમો કહોછો એ ખરું નથી કેમજે તેઓની છાતી જરા ધપકારો મને સંભળાય અને તેની મ... કહ્યું. ...ણે હવા

"હા! હમો પણ ધોની હતી.

"હમો એઓને... અંહી આવવા કહું છું," મીસીસ રી-

"તમો એઓને ... ડાકટરોનું પણ એમ મત છે કે એ પો

પુછ્યું. નાં જઇ વસે. તોપણ તેનું મન "નોર્થ અ

થોડીક બીજી વાતો કરી તેઓ ઘર તરફ જવા નીકલ્યા. લીલી અને જોનની મા એકલાં એકાદ ઓરડામાં બેઠાં હતાં. જોન વેરગ્રેન્હથી માંદો પડયા બાદ તે પાછો વેરગ્રેન્હ આવ્યો નહોતો, અને તેથી તેઓ બંને ચીંતા કરતાં હતાં.

એટલામાં ફ્રેંકનું લીલીપર કાગળ આવ્યું, જેમાં તેણે વેરગ્રેન્હ આવવાની ખબર લખી હતી. લીલી ઉદાર દીલની છોકરી હોવાને લીધે તેણી કોઇની પણ આવવાની ખબર સાંભળી ખુશ થતી હતી, અને પોતાનો સગો પીત્રાઇ ભાઈ આવે છે, એમ સાંભળી તેણી વધારે ખુશ થઈ.

## પ્રકરણ ૩૮ મું.

### નવી ગોઠવણ.

દીવસે દીવસે જોનની માંદગીમાં વધારો થતો જતો હતો. તેની મા તેને મળવાને બહુજ ટાંપી રહી હતી, કેમકે આજ કેટલાક માસ થયાં જોનની ભેટ તેણીએ લીધી નહોતી. જે દીકરાને તેણી અતી વાહાલથી ચાહતી હતી, અને જેનાં સુખમાં પોતાનું સુખ સમાયલું જોતી હતી, તેને હવે વહેલું મળવાને પોતાનો વીચાર લંડન જવાનો કર્યો.

"લીલી, મને લંડન જવાની જરૂર છે, કેમકે જોન મને હમેશાં ત્યાં આવવા લખે છે."

બીજે દીવસે તેણી વેરગ્રેન્હથી ઉપડી ગઈ; અને જયારે તેણીએ જોનને જોયો, ત્યારે તેના દેખાવથી તેણી અડધી બેભાન જેવી બની. તે તવાયલો માંદો, ફીક્કો પડી ગયલો દીસ્તો હતો. તેનાં મોહોડાં પર ઉદાસીનો છાપ દીસ્તો હતો. તેની મા જેવી લંડન ગઈ, કે તરતજ ડાકટરને તેડાવા મોકલ્યો, કેમકે આટલા દીવસો વેર માંદો છતાં જોને ડાકટરનું મોહડું જોયું નહોતું. ડાકટર આવ્યો ત્યારે તે પણ અજબ થવા લાગ્યો, અને કહયું કે, તેણે થોડા દીવસ માટે કામ કરવું નહીં; કારણકે તે હાલ ભયભીત હાલતમાં હતો.

"માયજી, હમણા તો તમો અહીંજ રહેશોની?" જોને પોતાની માને બહુ આતુરતાથી પુછયું; જયારે તેની માતા પોતાના દીકરાની આગતા સ્વાગતા કરવાને અતી ખુશ હતી. તેજ દીવસે મીસીસ રીડલે લીલીપર તાર કર્યો; અને જણાવ્યું કે તેજ સાંજે પોતે વેરગ્રેન્હ આવવાને અશકત હતી. બીજે દીવસે કાગળ લખ્યું; અને તેમાં જોનની સખત માંદગી જણાવી.

આ ખબરથી લીલી વધારે દલગીર થઈ, અને જો ફ્રેંક નહીં આવતે તો તેણી પણ જોનને જોવા એકાદ દહાડા માટે જતે. જે દીવસે પેહેલું કાગજ મલ્યું હતું, તેજ દીવસે ફ્રેંક તરફનો તાર આવ્યો હતો, અને તેજ સાંજે તે આવનાર હતો, જયારે વાયદા પ્રમાણે સાંજે ચાર વાગે વેરગ્રેન્હમાં તેણે પોતાનો દેખાવ દીધો.

"વાહલી લીલ, તું કેટલી બધી ઉદાસ તેમજ તવાયલી દીસે છે! શું તું માંદી છે?" ફ્રેંકે પોતાની પીત્રાઈ બેહેનને જોઈ પુછયું.

"નહીં, ફ્રેંક, મને કશું નથી. હું તો દીવસે દીવસે વધારે તંદરોસ્ત બનતી જાઉં છું!" પણ વાંચનાર તમો જાણશો કે જોન માંદો પડયા બાદ તેણી બહુજ સેવાઈ ગઈ હતી.

થોડોક વખત પસાર થયા બાદ ફ્રેંક બગીચામાં ગયો, જ્યાં સુંદર ફુલોના ઝુમખા તુટી પડયા હતા, અને આખા બગીચામાં સુગંધી વાસ પમરતો હતો. વળી બગીચામાં લુસી અને એથ બંને બેહેનો બેઠી હતી. તરતજ લુસી ઘરમાં ગઇ; અને એક ચીઠી મીસીસ બૉલસંપર લખી, અને બીજી મી૰ ફીટઝરૉય અને મી૰ ફેરસંને (ખલાશી) લખી, જેમાં લખ્યું હતું કે ફ્રેંક આવ્યો હતો, અને તેઓની સાથે તેનીસ રમવાને તેણીએ તેડયાં હતાં.

આ આમંત્રણ વીશે લુસીએ લીલીને કશું પુછયું નહોતું. લીલીના દીવસ ઘણી ઉદાસીમાં જતા, કેમકે દરરોજ મીસીસ રીડલ તરફથી કાગલ આવતું, જેમાં લખતી કે જોનની માંદગી વધતી હતી. ડાકટર કહેતા હતા કે, આ તાવ તેને કોઈ દીવસે મુકનાર નહોતી, અને જો તેને માથાંની તાવ આવશે તો તે ગાંડો બની જશે.

નીમકહલાલ હયાના અને જોનની માતા ઉભે પગે તેની ચાકરી બજાવતાં, અને જેવી રીતે હયાના એ પોતાની ઉદાર દીલની શેઠાણીની ચાકરી બજાવી હતી, તેવીજ રીતે તેણી હમણા પણ બજાવતી હતી.

સપટેમબર માસ પુરો થયો, અને અકટોબર માસ બેઠો, તોપણ જોન મીસીસ ફ્રેઅરનાં ઘરમાં માંદો પડેલો દીસતો હતો. હજી પણ તેની મા પોતાના દીકરા આગળજ હતી, અને લીલી પણ બે ત્રણ વેળા આવી ગઇ હતી. જયારે તેણી આવતી, ત્યારે જોનનો દેખાવ જોઈ તેણીથી રડયા વીના રહેવાતું નહી. તેણી પોતાનાં મનમાં વીચાર કરવા લાગી કે કોઇ દુઃખદાયક છુપી વાતથી તેનું અંતઃકરણ અંદરખાનેથી ડંખાતું હતું, અને આ માટે તેણી હમેશાં ઇચ્છતી, તથા પ્રાર્થના કરતી કે, એમીનાં દુઃખદાયક મરણની અસર તેનાં મનપરથી દુર થાય! તે સદા દુઃખી દીસતો, અને લીલી હમેશાં જોતી હતી કે, તેણીની આવજાવથી તે વધારે દુઃખી થતો.

રફતે રફતે તેની તનદરોસ્તીમાં જરા ફરક થતો જતો હતો. અકટોબર માસમાં લીલી કાસ્ટલ હીલ જવા નીકલી. આ છેલો માસ ફેરશીલ્ડમાં કંઈ સુખદાયક પસાર થયો નહોતો!

કાસ્ટલ હીલમાં ગયા બાદ એક દીવસે મીસીસ રીડલ લીલીને ત્યાં આવી અને કહયું કે જોનની તનદરોસ્તી જરા સુધરતી ચાલી હતી, અને તેની મરજી કોઇ ઠેકાણે હવા ફેરબદલ કરવા જવાની હતી.

"હું એને હમેશાં અંહી આવવા કહું છું," મીસીસ રીડલ બોલી; "અને ડાકટરોનું પણ એમ મત છે કે એ પોતાની જન્મભુમીમાં જઇ વસે. તોપણ તેનું મન "નોર્થ અં'

બરલેન્ડમાં જવાનું છે." આથી લીલી ખુશી થઇ અને મીસીસ રીડલને જોનને ડીલફોર્ડ તેડવાને ઓહોસ કરી. બીજી થોડી વાતો કરી મીસીસ રીડલ તેણીથી છુટી પડી, ને ડીલફોર્ડ હાલમાં ગઇ, અને તેજ સાંજે પાછી ડીલફોર્ડથી ઉપડી ગઇ. તેજ દીવસે મીસીસ બૉલર્સ તરફથી એક કાગળ લીલીને મળ્યું, જેમાં બહુજ પ્રીતીથી લખ્યું હતું, કે લીલી કાસ્ટલ હીલ આવ્યા બાદ તેણીને બહુજ સુનું લાગતું હતું. વળી તેમજ એક કાગળ પેલા ઘરડા મી૦ ફ્રેરર્સ તરફથી મળ્યું, અને તેજ સાંજે લીલીની ભેટ લેવા આવ્યો.

"મારી વાહાલી દીકરી, હું ધારૂં છું કે મારી આ મુલાકાત તને પસંદ તો પડશે? કેમકે હું વગર કહેવે એકદમ તારા ઘરમાં આવ્યોછું."

"અલબત! તમો ભલે આવ્યા, મારા વાહાલા પીતાજીના મિત્રને જેમ તેઓ માન આપતા આવ્યા હતા, તેમજ હું પણ આપીશ." તેણીએ પોતાના હમેશના દયાળુ સ્વભાવે કહ્યું.

અડધો કલાક તેઓએ વાતો કરી, અને પછી તે ઘરડો લીલીને શેકહેન્ડ કરી છુટો પડયો. આ પછી તેણી વીચારમાં બેઠી હતી, તેટલામાં જોન તરફથી એક તાર આવ્યો, જેમાં તેની આવવાની ખબર લખી હતી.

## પ્રકરણ ૩૯ સું.

### લડાઈપર જવાની તૈયારી.

સાંજે લીલી જોનને લેવા સ્ટેશનપર ગઇ. લીલીને જોતાંજ ખુશાલી તેના ચેહેરાપર પ્રગટી નીકળી, તોપણ તે દુઃખી અને ફીક્કો દીસતો હતો. ગાડીમાં તેઓ બન્ને સાથેજ બેઠાં, જ્યારે મીસીસ રીડલ એક દીવસ અગાઉ ડીલફોર્ડ હોલમાં પોતાના દીકરા માટે સર્વે વાતની તૈયારી કરવા આવી હતી. ઘડીએ અને પળકે જોનનાં મોહોડાં પર અજબ રીતનો ફેરફાર થતો હતો, જે ફેરફાર લીલી બહુજ બારીકીથી જોઇને મનમાં દુઃખી થતી હતી. તેઓની વાતોમાં વખત બહુ જલદીથી પસાર થયો, અને કાસ્ટલ હીલમાં જઇ પુગાં.

થોડો વખત કાસ્ટલ હીલમાં રહીને પછી જોન પોતાને ઘર ગયો; અને ઘર જતી વેળા રસ્તામાં વીચાર કર્યો કે ડોરોથી ઓબ્રાયનને જઇ મળવું. બીજે દીવસે ડીસ નદી પાસે ગયો, જ્યાં લોકો ધારતાં હતાં તેમ પેલી કમનસીબ છોકરીએ આપઘાત કર્યો હતો. આ વેળા નવેમબર માસ બેઠો હતો, ઝાડો પોતાનાં પાંદડાંનો દેખાવ બદલતાં હતાં, અને જ્યાં ત્યાં બરફ બાઝી ગયલું હતું.

હવે જે જગ્યા પર તેઓ હમેશાં મળતાં હતાં ત્યાં તે આવ્યો, અને પેલો દેખાવ જોવાને ઇંતેજાર બન્યો, જે દેખાવ તેણે ત્રણ વેળા આબેહુબ જોયો હતો. નદી પોતાપુર જોશથી વહેતી હતી; અને નદીનો અવાજ જોનના કાનને બહુજ દુઃખદાયક લાગતો હતો. થોડો વખત ત્યાં ઉભો રહીને આગળ ચાલ્યો, પણ કશું નજરે પડયું નહી.

હવે તે ડોરોથીને ઘર જવા નીકળ્યો. તેને પાછલે બારણે ઉભો રાખવામાં આવ્યો, કેમકે જો મી૦ ઓબ્રાયન જોય તો તેને ફરી સઘળું દુઃખ યાદ આવીને ગોધ્યારૂં કરી મુકે! મી૦ ઓબ્રાયન "બ્યુલે ચર્ચ" માં પડી ગયા પછી તે પોતાના જમણા હાથથી કંઇ કરી શકતો નહોતો. એમીનાં મરણ પછી તે અતીશય ઘરડો અને તવાયલો દીસતો હતો; પણ હવે કોઇજ વેળા એમીનું નામ દેતો હતો.

થોડાજ વખતમાં ડોરોથી આવી લાગી, અને થોડી વાતો કર્યા બાદ જોને પુછયું, "ત્યારે શું એમીનો કશો પતો મળ્યો નથી?"

"સાહેબ, પતો શું મળે?" ડોરોથીએ દુઃખથી ઉત્તર વાળ્યો.

"આજે લગભગ દશ માસ તેણીને ડુબી ગયાને થવા આવ્યા છે."

"હા! મને ખબર છે, કેમજે તેણી સતાવીશમી જાનેવારીએ ડુબી ગઇ, પણ તેણીના ઝભા શીવાય બીજું કંઇ મળ્યું?"

"હા! સાહેબ, તમને ખબર નથી કે તેણીની ટોપી પણ જડી હતી?"

"હું ધારૂંછું કે તેણી ડુબી ગઈ એમાં કશો શક ન હોય?" જોને પુછયું.

"નહી! નહી! કંઇજ નહી, હવે તેણીની વાત તો પડતીજ મેલો!" તેણી બોલી. "પણ મી૦ જોન—જોન હું તમને કંઇ કહેવા માંગુંછું, અને તે એ કે હવે ફક્ત ખર્ચ જેટલાજ પૈસા મારા—મારા બાવાજી પાસે છે, અને તેઓની હાલત દીન પર દીન વધારે બગડતી જાય છે, પણ તેટલાંમાં કંઈ કશું થાય તો વારૂં—" તેણી ડચકાં ખાતી બોલી.

"મીસ ડોરોથી, તમોએ આગળી ફીકર રાખવી નહી. તમોએ મારી પર કોઇ દીવસે નહી વીસરી શકાય એવા ઉપકારો કર્યા છે; હું તમને વચન આપુંછું કે તમને ખરચ ઉપરાંત પૈસા આપવામાં આવશે."

આ સાંભળી ડોરોથીએ પોતાનાં આંસુઓ લુછીને પોતાની નરમાશ ભરેલી આંખોથી જોનનો ખરાં જીગરથી આભાર માન્યો. પછી તેઓ છુટાં પડયાં, અને જોન મનમાં ખુશ થવા લાગ્યો કે, ડોરોથીને તેણીનાં આવાં દુઃખની વેળાએ મદદ કરી, અને વળી સુખી પણ કરી. આ પછીના થોડાક દહાડા તેણે સુખમાં ગુજાર્યા. તેની તંદરોસ્તી પણ સુધરતી ચાલી હતી. તેના અધીપતી તરફથી એક કાગજ મળ્યું, જેમાં તેણે નાઇલ નદીની લડાઇમાં સાથે જવા લખયું હતું; અને જોનને ત્યાંની ખબરો લખવાનું કામ સોંપવામાં આવશે, એમ લખ્યું હતું. ડાકટર મારટન જોનને હમેશાં મળતો અને બીજે ગામ હવાફેરબદલ કરવા કહેતો હતો.

જ્યારે તેને આ ઉપલું કાગજ મળ્યું ત્યારે તેણે ધાર્યું કે, 'આવી સુનાને સુળની તક શા માટે જવા દેવી?'

એમ વીચાર કરી તેણે ખુશીથી નાઇલ નદીની લડાઇમાં જવાને હા પાડી. તે મન સાથે વીચારવા લાગ્યો કે 'એ કામ હાથમાં લીધાથી મારા બાબમાં ઘણાએક ફાયદા થશે, હું મારાં કામમાં ગુંટાયલો રહીશ, અને તેથી મારાં ખાનગી દુઃખો મને યાદ આવશે નહીં.'

આ ખબર તેણે પોતાની માને કહી; અને તેણી પણ ખુશ થઇ, પણ તેણીએ એમાં એક વાંધો લીધો, અને તે એ કે તેણે લડાઇમાં જવા અગાઉ લીલી સાથે પરણવું; અને તેણીને પણ સાથે લઇ જવી. પણ આ સાંભળી તેણે સાફ ના પાડી. તેણે કહયું "મા! હાલ હું પરણવાનો વીચાર રાખતો નથી, તેનું કારણકે લીલી જેવી એક લાયકીવાળી છોકરીને પરણીને એકદમ લડાઇમાં લઇ જવું એ સારૂં નહીં, અને બીજુ કારણકે એમીનાં મરણને હજી ફક્ત દશ મહીના થયા છે."

આ બંને કારણો તેણે પોતાની માને દેખાડયાં.

આ પછી નાઇલપર જનાર ફોજ સાથે જવાનો પક્કો ઠેરાવ તેણે કર્યો.

તે લીલી તરફથી મળેલી ચીઠ્ઠી ગજવામાં મેલી કાસ્ટલ હીલ તરફ ચાલતો થયો. ડીલફોર્ડ આવ્યા બાદ તે તેણીની ભેટ લેવા દરરોજ જતો નહીં હતો, માટે આ વેળા તેને આવતો જોઇ લીલીએ ખુશી થઇ હસ્તે ચેહેરે આવકાર દીધો, અને આગળ જઇ તેના હાથમાં પોતાનો નાંધલો હાથ શેકહેન્ડ માટે આપ્યો.

"હું ધારતી હતીજ કે તમો આજે જરૂર આવશો." તેણીએ હસ્તાં કહયું.

"વાહાલી લીલી, હું તુને કંઇ ખબર કહેવા આવ્યો છું, અને તે કામમાં હું તારી સલાહ લેવા માગું છું."

"હા! જોની, બોલો." તેણી પોતાની સુંદર આંખોથી તેનો ચેહેરો ટીકતી બોલી.

"લીલી, તે ખબર સાંભળી તું દલગીર થશે નહીં એવી હું આશા રાખું છું.

"લંડનના ન્યુસપેપર વાળાઓ મને નાઇલની લડાઇમાં સાથે લઇ જનાર છે; અને નાઇલવાલી ફોજ સાથે મને ખબર અંતર પુછાવી છાપવાનું કામ સોંપ્યું છે; હું ધારૂં છું કે મને જવું જોઇએ."

આ સાંભળી તેણી થોડો વખત સુધી કશું બોલી નહીં.

"હવા ફેરબદલ થયાથી મારી તંદરોસ્તી સુધરશે;" આ બોલો તે ઉતાવળથી બોલ્યો; અને તે જોતો હતો કે આ ખબર સાંભળી લીલી બહુજ ઉદાસ થઈ હતી.

"લીલી, એ જોખમભર્યું કામ હું હાથમાં લેતે નહીં, પણ મારી છેલ્લી માંદગીમાં હું બહુજ કમજોર થઈ ગયો છું; અને ડાકટર મારટન મને બીજે શેહેર જવા કહે છે."

"ત્યારે શું તમોએ જવાનું નક્કી કર્યું છે?" લીલીએ પુછયું.

"મેં જવાનો પક્કો નીશ્ચય કર્યો છે, એમ કરવાનું મેં વાજબી ધાર્યું છે, અને મને જવું જોઇએ."

"પણ જોની, હું તમને કંઈ પુછવા માગું છું! જોન, તમો મારી સાથે અદરાયા બાદ મેં તમને કોઇ પણ દીવસે સુખી જોયા નથી; અને આ તમારી છેલ્લી માંદગી પછી તો તમો બહુજ દુઃખી દીસો છો. જો તમારા કરારથી મારી સાથે બંધાયલા હોવાને લીધે તમો દુઃખી થતા હોવો તો આપણું કાજ તોડી નાખો. એ મારૂં કહેવું જો ખરૂં હોય તો તમને વધારે સંતાપમાં નાખવા હું ચાહતી નથી; અને આપણે સદાનાં ખરાં મીત્ર બલકે ભાઈ બેહેન થઇ રહીશું. પણ—"

"નહીં, નહીં, મારી લીલ, હું તારી સાથે અદરાયાથી કોઇબી રીતે દુઃખી થયો નથી. એમાં તો ખુશાલી છે; મારી જીંદગીની એક મોટી ઉમેદ છે. એમાં કોઈ રીતે હું દુઃખી થયો નથી, અને થઇશ પણ નહીં. લીલી, એક બીજી વાત છે, કે જે વાત કહી હું તારીપર એક દુઃખનો બોજો નાખવા માંગતો નથી. લીલી, તારૂં કહેવું વાજબી છે, હું દુઃખી છું; ઘણોજ કમનસીબ છું, પણ તારેથી કોઇબી રીતનું દુઃખ મને થયું નથી."

"વારૂં જોની, તે વાત કઇ છે તે મને કહો, મારીપર વીશ્વાસ રાખો, અને તમારાં દુઃખમાં મને ભાગ લેવા દેઓ; અને મને ખરેખરી બીનાથી વાકેફ કરો."

"લીલી, તે કહેવા જેવી વાત નથી, તે સાંભળી તું બીહીશે, યા કદાચ તુંને વધારે વેદના સોસવી પડશે."

"જોન, તમો જો મને તમારી વીશ્વાસુ અને વફાદાર ઓરત ગણતા હોવો તો, મારીપર વીશ્વાસ રાખો."

"લીલી, મેં એમીનો ચેહેરો એકથી વધુ વાર આબેહુબ જોયો. એ મારૂં બોલવું કોઇપણ ખરૂં માનશે નહી—પણ એટલું તો ખરૂં છે કે, તે ગરીબ છોકરીનો બેચેન આત્મા હજી આ દુનિયામાં ભટકતો ફરે છે, અને મેં જોયલો તેણીનો ચેહેરો સ્વપ્નામાં જોયો કે કેમ તેથી હું સહમજી શકતો નથી, અને લીલી, તે દીવસે રાત્રે આપણે ફેરફીલ્ડમાં ફરતાં આપણી પાછલ કોઇનો નીશાશો સાંભળ્યો, એ તુંને યાદ હશે, અને તે દેખાવ યાદ કરતાં મારૂં અંતઃકરણ ધ્રુજે છે."

"જોન, મારા વીચાર પ્રમાણે એમાં તમારી ભુલ હશે." તેણી જોનનાં મોઢાં તરફ દયાથી જોતી બોલી. "તે દુઃખી કાહાણી તમોએ તમારાં મનમાંથી કહાડી નાખવી જોઇયે; અને હવે પછી તેણીની યાદ કરવી ન જોઇયે. જોની, ગઈ ગુજરી વીસરી જાઓ!"

"લીલી, એ વાત મારા મનમાંથી કાહડી નાખવા ખાતરજ હું ઈજીપ્ટ જાઉં છું; ત્યાં કામમાં રોકાયલો રહીશ, અને આગળી પાછલી વીસરી જઇશ; પણ મને તારી બહુજ ફીકર થાય છે."

"જોની, તમોએ મારે વીશે કશી વાતે ફીકર કરવી નહી;" તેણી સભ્યતાથી બોલી, "તમો જે કામ હાથમાં લેઓ છો, તે કામમાં તે કીરતાર તમારી મદદે આવો;

અને તમારૂં કામ ફતેહમંદીથી પાર પાડી પાછા તમારા સ્વદેશ આવી તમારાં વાહાલાંઓને હસીખુશીથી મલો! એવી દુવા હું ચાહું છું, અને ચાહીશ."

આ સાંભળી જોન હસ્યો. "લીલી, તારૂં બોલવું કામ સાથે લાગુ પડે છે, પણ હું ત્યાં કંઇ સોલજર તરીકે જતો નથી!"

"જોની, તમોએ સાંભળ્યું તો હશે કે, મારો પીત્રાઇ ભાઇ ફ્રેંક પણ એ લડાઈમાં જવા નીકળ્યો છે, પણ મેં સાંભળ્યું છે કે, તે ફોજવાળાએ કંઇ વાંધો લીધો છે!"

"પ્યારી લીલી, તું કોઇની વાતે બીહ ના! હું તારા પીત્રાઇ ભાઇ સાથે કંઇ લડવા જતો નથી, હું તેના રસ્તે જઇશ નહી."

આ પ્રમાણે વાતો જોને લીલીને કહીને ઇજીપ્ટ જવાનું નક્કી કરાવ્યું. વોરબ્રોહમાં તે દીવસે જોન દલગીર દીસ્યો, તેનું કારણ તથા નદીને કીનારે બેસુદ્ધીમાં પડેલો જોનને પાલખીમાં નાખી લાવ્યા તેનું કારણ હવે લીલી ખુલી રીતે સહમજી ગઈ. જોન ડીલફોર્ડ ગયા બાદ લીલીએ આખો દીવસ બહુજ દલગીરીમાં કાઢયો. તેણીનાં મનમાં અજબ વીચારો ભમતા હતા. તેણી મન સાથે બોલતી કે, "હું જોનીને ફરી મલી શકીશ યા નહી, કદાચ તે લડાઇમાં કપાઈ જશે, તો તેની ભેટ લેવા પામીશ નહી." આવા વીચારોથી દલગીર થઈ તેણી રડતી હતી, પણ થોડોક વખત સુધી વીચાર દુર કરી તેણીએ હીમત ધરી; ને તે કીરતારની ટુંક બંદગી કરી, કપડાં બદલી બહાર બગીચામાં ફરવા નીકળી. તેણીએ જોનને દુરથી આવતો દીઠો. તે ઇજીપ્ટ આજ સાંજે જનાર હતો; અને લીલીને છેલ્લી સલામ (ફેરવેલ) કરવા આવ્યો હતો.

"લીલી, મારી પ્યારી, આ છેલ્લી સલામ હું તુંને કરૂં છું; ખોદાતાલા જો લાવશે તો પાછો આવીને તુંને મળીશ; નહીં તો આપણે ખોદાને ત્યાં જરૂર મળીશું."

આ તેના દીલ પીગળાવનારા બોલો સાંભળી તેણી રડતી બોલી, "જોન, હું રાત અને દહાડો તે કીરતાર પાસે તમો માટે પ્રાર્થના કરીશ અને તમો જ્યાં જશો, ત્યાં મારી પ્રાર્થના તમને આડે આવશી. છેલ્લી સલામ જોન," એમ કહી શેકહેંડ કરી બંને રડતી ચશમોએ છુટાં પડયાં; અને જોન સ્ટેશન ઉપર ગયો. જતી વેળા જોને લીલીને કાગજ લખવાને વચન આપ્યું હતું.

જોનની માતા પણ આજે ઘણીજ ઉદાસ હતી. તેણી પોતાના એકપુરા દીકરાને એક વાઘનાં મોહોડાંમાં જતાં જોઇ બહુજ રડતી હતી; પણ જોને પોતાનું મત ફેરવ્યું નહીં. તેણે લડાઈપર જવાને પક્કો ઠેરાવ કર્યો હતો; એટલે ગયા વગર છુટકો નહોતો. તેની મા સ્ટેશન સુધી તેને મેલવા આવી હતી, અને સૌની રડતી ચશમો વચ્ચે જોન છુટો પડયો.

## પ્રકરણ ૪૦ મું.

### છેલ્લી ભેટ.

જોન ગયા બાદ તેનાં ઘરમાં તથા લીલીને ત્યાં થોડાક દીવસ બહુજ દલગીરીમાં પસાર થયા. મીસ લીલી જેવી ગયે વરસે સુખી હતી, તેવી આ વરસ નહોતી. જોને એક કાગજ લખ્યું હતું અને જેમાં તે બહુજ સારી હાલતમાં છે, એવી ખબર હતી. આ ખબર સાંભળીને તેણી ખુશ થઈ. જોન થોડા દહાડા મીસીસ ફ્રેઅરે સ્વાધીન કરેલા બંગલામાં રહયો, અને થોડા દહાડામાં મી૦ ફ્રેંક ડીસપર્ડ લીલીને છેલ્લી સલામ કરવા આવ્યો હતો. લોર્ડ વેલ્સલીએ તેને પોતાની ફોજમાં ખુશીથી દાખલ કર્યો, કેમકે વાંચનાર જાણશે કે લડાઇમાં જવા અગાઉ તે બીજી ફોજમાં હતો, જે વીશે તે એક રીતે દુઃખી પણ બીજી રીતે ખુશી હતો. તે એકથી વધુ વાર લડાઇમાં જઇ આવ્યો હતો; અને છેલ્લી "તેબ" નામની લડાઇમાં તેને જખમ થયા હતા, પણ ખોદાના હોકમથી થોડાક દહાડામાં તે તદન સારી હાલતમાં આવ્યો. લડાઇમાં જાય તેની અગાઉ તેણે લીલીને મળવાનો નીશ્ચય કર્યો. તેણીને મળવા કાસ્ટલ હીલમાં આવ્યો; અને આ વેળા ફ્રેંકે લીલીને આગળથી લખી ખબર કીધી નહોતી; અને તેને એકદમ કાસ્ટલ હીલમાં આવેલો જોઇ લીલી બહુજ અજબ થઇ.

ફ્રેન્ક હોલમાં દાખલ થયો તે વેળા લીલી એખલીજ હતી.

"વાહાલી લીલી, હું તુંને છેલી સલામ (ફેરવેલ) કરવા આવ્યોછું."

"સારે શું વાહાલા ભાઇ, તમો પણ લડાઇમાં જવાના કે?" તેણીએ પુછ્યું.

"હા! લીલી, હમારી ફોજ આવતા શુક્રવારે અંહીથી ઉપડનાર છે, અને હું જાઉં તે અગાઉ તારૂં ફરી એક વખત હસતું મોહડું જોવાને આવ્યોછું. લીલી, તું જાણે છે તેમ આ દુનિયામાં આપણ બે શીવાય બીજું કોઇ સગું નથી, તે માટે—"

"ફ્રેંક, તમો મને મળવા આવ્યા તે વીશે હું અતીશય ખુશી છું."

"લીલી, મારા આખા જન્મારામાં મેં એકપણ ઉપકાર તારીપર એવો નથી કર્યો, કે જે સંભારીને તું મને કોઇ દીવસે યાદ કરે, તો પણ તારી આટલી બધી મમતાનો હું શી રીતે આભાર વાળીશ?"

"તમો હસતા ફરી અંહી આવો, અને એક કરનલની પદવી મેળવો એવી દુવા હું ચાહુંછું. એ શીવાય મને બીજું કશું જોઇતું નથી."

"પ્યારી લીલી, હવે મારી પાછા આવવાની વાત તું જોતી ના! લોકો કહે છે કે, એ લડાઇમાંથી થોડાજ જણ પાછા ફરશે. અને કદાચ મારાં હાડકાં લોકોનાં તળ્યાં હેઠલ કચડાઇને ભુકો થશે અને કુત્રાને મોહોતે મરીશ, તો પણ કોઇ પુછનાર નથી."

"ઓ ફ્રેન્ક, તમો એવું શા માટે બોલોછો ?" તેણી બોલી.

"જેવું છે તેવું હું બોલુંછું, પણ લીલી, મેં સાંભળ્યું છે કે મી૦ જોન પણ લડાઇમાં જનાર છે ?"

"તમને કોણે કહયું," તેણીએ પુછ્યું.

"મને આપણી બેહેન બેલાએ કહયું છે." પછી તે ઘરની આસપાસ જોઇને નીશાશો નાખી બોલ્યો, "મારી વાહાલી, તું ખરૂં નહી માનશે, પણ કાસ્ટલ હીલને અને તુંને આ મારી છેલીજ ભેટ છે."

"ફ્રેંક, એ તમો શું આજે આડું અવળું બોલો છો ?"

"એ ખરૂંજ છે, એમ તું થોડા દીવસમાં જોશે. પણ લીલી, તેં તારા જોનને સોલજર તરીકે નહી મોકલ્યો, એ સારૂં કર્યું. તો પણ તુંને આ કામ ગમતું જોઇએ, કેમકે આપણા પીતાજી પણ એક બહાદુર સીપાહ હતા."

"આ કામને હું બહુજ ધીક્કારૂંછું." લીલીએ અણગમો બતાવ્યો.

"લીલી, એ સર્વે વાતો તું પડતી મુકીને મને તારા હાથની કંઇ વસ્તુ આપ !"

"વાહાલા ભાઇ ફ્રેંક, હું તમને શું આપું ?"

"તારો રૂમાલ, અથવા હાથનું મોજું (ગ્લવ્હ) અથવા જે તુંને ગમે તે આપ. તારા હાથની કંઇ પણ વસ્તુ લીધા સિવાય હું અહીંથી જનાર નથી; કેમકે જયારે હું મારા મરણનાં બીછાનાપર હોઇશ, ત્યારે તે તારી વસ્તુથી મને કંઇક કરાર મળશે, અને વળી હું તું વાહાલીને તે વેળા પણ યાદ કરીશ."

"ફ્રેંક, આપણા પ્યારા કાકાજીની કોઇ પ્યારી વસ્તુ હું તમને આપું ?"

"લીલી, મને તેઓ મુરબીની કોઇપણ વસ્તુ જોઇતી નથી. મારા કાકાજીએ મારૂં સર્વે વાતે ભલું કર્યું છે, અને પોતાની થોડીક મીલકત પણ આપી ગયા છે; અને તે મીલકતમાં ખરો ખજાનો તું છે; તોપણ તેઓની વસ્તુ મને શું કામની ? લીલી, મારી ભલી દુવા હવે એ છે કે તું જોન સાથે પરણી સુખી થાએ ! અને કોઇ વેળા તારા પીત્રાઇ ભાઇને યાદ કરતી રહે," તે બોલ્યો.

"અરે ફ્રેંક, તમારૂં બોલવું બંધ કરો ! આ તમારા સઘળા શબ્દો મારી છાતીપર ઘા મીસાલ લાગે છે, હું આશા રાખું છું કે, તે કીરતાર મારા એક પુરા વાહલાને જલદીથી મારી સાથે મેલવે !"

"વહાલી લીલી, હવે વધુ વાર મને ખોટી ના કર ! મને તારી કોઇ પણ સારી ચીજ આપ, જે હું મારી સાથે હમેશાં રાખું."

તેણે ટેબલપર પડેલો લીલીનો રૂમાલ ઊંચકી જોતાં કહયું: "લીલી, આ તારો રૂમાલ હું લઊં ?" આ કહેતાં તેણે કોટનાં બીટન કાઢી પોતાની છાતીપર રાખ્યો.

"ફ્રેંક, તમો તે ભલે લેવો ! પણ એટલામાં એક બચ્ચાં મીસાલ ગાંડાં ઘેલાં શું કામ કાઢો છો ? લડાઇપર જવા હું ધારૂં છું કે મારા જેવી એક સ્ત્રી એટલી ડરે નહીં; તેટલા તમે ડરોછો ?" તેણી પોતાના પીત્રાઇ ભાઇને ખુશ કરવાની કોશેશ કરતાં બોલી.

"લીલી, એતો તારી નાદાની છે. મેં આ રૂમાલ એટલા વાસ્તે લીધો છે કે જયારે હું જખમી થઇશ, તે વેળા આ રૂમાલ મારી છાતીપર પડેલો જોઇ એમજ સમજીશ કે, "મારી લીલનો હાથ મારી છાતીપરજ મેલેલો છે; અને મરતી વેળા મારી એકપુરી સગી બેહેન મારી આગળ ઉભેલી સમજી હું મારો પ્રાણ સુખથી તે કીરતારને હવાલે કરીશ."

"ફ્રેંક, મારા પ્યારા ભાઇ ! જખમનું નામ મારી આગળ કાઢો ના ! તે બોલ મારા કાનને બેહેરા બનાવે છે."

"વારૂં લીલી, હવે પછી હું બોલીશ નહીં. હવે મને જવા દે ! ગાડી મારે માટે ખોટી થાય છે, અને ટ્રેનનો વખત થવા આવ્યો છે, વળી આપણી બેહેન બેલાને મળવા જવું છે. પણ વાહલી લીલ, હું એક વચન તારી પાસે માંગું છું; અને તે એ કે, હું જો મરી જાઊં તો મને ભુલતી ના !"

આ સાંભળી લીલીએ પોતાના નાંધલા હાથ તેનાં ગળાં આસપાસ નાંખ્યા, અને તેણીની આંખોમાંથી મોતી જેવાં આંસુઓ ખરવા લાગ્યાં.

"વાહાલા ભાઈ, એમ બોલો ના ! વેહેલા આવજો, અને ફરી તમારી બેહેનને આવી ભેટજો."

"વાહાલી લીલી, છેલ્લી સલામ ! હવે હું જાઊં છું." એમ કહી તેઓ ભેટીને રડતી ચશમોએ છુટાં પડયાં.

ફ્રેંક ડીલફોર્ડથી ઉપડયા બાદ વોરગ્રેવ્હ તેની કરી લીધેલી બેહેન મીસીસ બૉલર્સને મળવા ગયો. ફ્રેંકની લડાઇ પર જવાની ખબર સાંભળી તેણી ઘણી અફસોસ કરવા લાગી. તેણી ફ્રેંકને જોઈ પહેલે ખુશ થઈ, પણ તેણીની ખુશી થોડોજ વખત રહી.

"ફ્રેંક, તમો પાછા કયારે આવશો ?" તેણીએ પુછ્યું.

"બેલા, તે નક્કી દીવસ હું તુંને કહી શકતો નથી, પણ વાહલી બેહેન બેલા, જો મારો પગ હાથ લડાઇમાં કપાઇ જાય, તો તું મારી બેહેન મને હાલ માફક ભાઇ તરીકે ગણશે યા નહીં ?"

"ફ્રેંક, તમો વેહેલા પાછા મને આવી મળો, એવું હું ઇચ્છું છું."

"હું આવું યા નહીં તે તો ઇશ્વર જાણે, પણ જો હું કપાઈ જાઉં તો તું મારે માટે દુવા માંગજે કે તે કીરતાર મારા ગુનાહ માફ કરી મને બેહેસ્તમાં જગ્યા આપે !"

આ સાંભળી તેણી રડવા લાગી. આ પછી ફ્રેંક તેણીને છેલ્લી સલામ કરી ત્યાંથી ઉપડી ગયો.

તેણીની ભેટ લઈ ફ્રેંક ડીસપર્ટ ફેરરીલને રસ્તેથી જતાં, લીલીનો ખાલી પડેલો મેહેલ જોયો. તે મેહેલ અંદર જઈ જોવાનું તેણે મન કર્યું, પણ તે જોવાથી તેને વધારે દુઃખ લાગશે એમ ધારી અંદર ગયો નહી.

[ સાંધણ છે. ] ગુલબાઈ ખુરસેદજી ભુજવાલા.

અને તમારૂં કામ ફતેહમંદીથી પાર પાડી પાછા તમારા સ્વદેશ આવી તમારાં વાહાલાંઓને હસીખુશીથી મળો! એવી દુવા હું ચાહું છું, અને ચાહીશ."

આ સાંભળી જોન હસ્યો. "લીલી, તારૂં બોલવું કામ સાથે લાગુ પડે છે, પણ હું ત્યાં કંઇ સોલજર તરીકે જતો નથી!"

"જોની, તમોએ સાંભળ્યું તો હશે કે, મારો પીત્રાઇ ભાઇ ફ્રૅંક પણ એ લડાઈમાં જવા નીકળયો છે, પણ મેં સાંભળ્યું છે કે, તે ફાૈજવાળાએ કંઇ વાંધો લીધો છે!"

"પ્યારી લીલી, તું કોઇની વાતે બીહ ના! હું તારા પીત્રાઇ ભાઇ સાથે કંઇ લડવા જતો નથી, હું તેના રસ્તે જઇશ નહી."

આ પ્રમાણે વાતો જોને લીલીને કહીને ઇજીપ્ટ જવાનું નક્કી કરાવ્યું. વોરએબ્હમાં તે દીવસે જોન દલગીર દીસ્યો, તેનું કારણ તથા નદીને કીનારે બેસુદ્ધીમાં પડેલો જોનને પાલખીમાં નાખી લાવ્યા તેનું કારણ હવે લીલી ખુલી રીતે-સહમજી ગઈ. જોન ડીલફોર્ડ ગયા બાદ લીલીએ આખો દીવસ બહુજ દલગીરીમાં કાઢયો. તેણીનાં મનમાં અજબ વીચારો ભમતા હતા. તેણી મન સાથે બોલતી કે, "હું જોનીને ફરી મળી શકીશ યા નહી, કદાચ તે લડાઇમાં કપાઈ જશે, તો તેની ભેટ લેવા પામીશ નહી." આવા વીચારોથી દલગીર થઈ તેણી રડતી હતી, પણ થોડોક વખત સુધી વીચાર દુર કરી તેણીએ હીમત ધરી; ને તે કીરતારની ટુંક બંદગી કરી, કપડાં બદલી બહાર બગીચામાં ફરવા નીકળી. તેણીએ જોનને દુરથી આવતો દીઠો. તે ઇજીપ્ટ આજ સાંજે જનાર હતો; અને લીલીને છેલ્લી સલામ (ફેરવેલ) કરવા આવ્યો હતો.

"લીલી, મારી પ્યારી, આ છેલ્લી સલામ હું તુંને કરૂં છું; ખોદાતાલા જો લાવશે તો પાછો આવીને તુંને મળીશ; નહીં તો આપણે ખોદાને ત્યાં જરૂર મળીશું."

આ તેના દીલ પીગળાવનારા બોલો સાંભળી તેણી રડતી બોલી, "જોન, હું રાત્ર અને દહાડો તે કીરતાર પાસે તમો માટે પ્રાર્થના કરીશ અને તમો જયાં જશો, ત્યાં મારી પ્રાર્થના તમને આડે આવશે. છેલ્લી સલામ જોન," એમ કહી શેકહેંડ કરી બંને રડતી ચશમોએ છુટાં પડયાં; અને જોન સ્ટેશન ઉપર ગયો. જતી વેળા જોને લીલીને કાગજ લખવાને વચન આપ્યું હતું.

જોનની માતા પણ આજે ઘણીજ ઉદાસ હતી. તેણી પોતાના એકપુરા દીકરાને એક વાઘનાં મોહોડાંમાં જતાં જોઇ બહુજ રડતી હતી; પણ જોને પોતાનું મત ફેરવ્યું નહીં. તેણે લડાઈ પર જવાને પક્કો ઠેરાવ કર્યો હતો; એટલે ગયા વગર છુટકો નહોતો. તેની મા સ્ટેશન સુધી તેને મેલવા આવી હતી, અને સૌની રડતી ચશમો વચ્ચે જોન છુટો પડયો.

# પ્રકરણ ૪૦ મું.

## છેલ્લી ભેટ.

જોન ગયા બાદ તેનાં ઘરમાં તથા લીલીને ત્યાં થોડાક દીવસ બહુજ દલગીરીમાં પસાર થયા. મીસ લીલી જેવી ગયે વરસે સુખી હતી, તેવી આ વરસ નહોતી. જોને એક કાગજ લખ્યું હતું અને જેમાં તે બહુજ સારી હાલતમાં છે, એવી ખબર હતી. આ ખબર સાંભળીને તેણી ખુશ થઈ. જોન થોડા દહાડા મીસીસ ફ્રેઅરે સ્વાધીન કરેલા બંગલામાં રહયો, અને થોડા દહાડામાં મી૦ ફ્રૅંક ડીસપર્ડ લીલીને છેલ્લી સલામ કરવા આવ્યો હતો. લોર્ડ વેલ્સલીએ તેને પોતાની ફાૈજમાં ખુશીથી દાખલ કર્યો, કેમકે વાંચનાર જાણશે કે લડાઇમાં જવા અગાઉ તે બીજી ફાૈજમાં હતો, જે વીશે તે એક રીતે દુઃખી પણ બીજી રીતે ખુશી હતો. તે એકથી વધુ વાર લડાઇમાં જઇ આવ્યો હતો; અને છેલ્લી "તેબ" નામની લડાઇમાં તેને જખમ થયા હતા, પણ ખોદાના હોકમથી થોડાક દહાડામાં તે તદન સારી હાલતમાં આવ્યો. લડાઇમાં જાય તેની અગાઉ તેણે લીલીને મળવાનો નીશ્ચય કર્યો. તેણીને મળવા કાસ્ટલ હીલમાં આવ્યો; અને આ વેળા ફ્રૅંકે લીલીને આગળથી લખી ખબર કીધી નહોતી; અને તેને એકદમ કાસ્ટલ હીલમાં આવેલો જોઇ લીલી બહુજ અજબ થઇ.

ફ્રેન્ક હૉલમાં દાખલ થયો તે વેળા લીલી એખલીજ હતી.

"વાહાલી લીલી, હું તુંને છેલ્લી સલામ (ફેરવેલ) કરવા આવ્યો છું."

"ત્યારે શું વાહાલા ભાઇ, તમો પણ લડાઇમાં જવાના કે?" તેણીએ પુછયું.

"હા! લીલી, હમારી ફાૈજ આવતા શુક્રવારે અંહીથી ઉપડનાર છે, અને હું જાઊં તે અગાઊ તારૂં ફરી એક વખત હસતું મોહડું જોવાને આવ્યો છું. લીલી, તું જાણે છે તેમ આ દુનિયામાં આપણ બે શીવાય બીજું કોઇ સગું નથી, તે માટે—"

"ફ્રૅંક, તમો મને મળવા આવ્યા તે વીશે હું અતીશય ખુશી છું."

"લીલી, મારા આખા જન્મારામાં મેં એકપણ ઉપકાર તારીપર એવો નથી કર્યો, કે જે સંભારીને તું મને કોઇ દીવસે યાદ કરે, તો પણ તારી આટલી બધી મમતાનો હું શી રીતે આભાર વાળીશ?"

"તમો હસ્તા ફરી અંહી આવો, અને એક કરનલની પદવી મેળવો એવી દુવા હું ચાહું છું. એ શીવાય મને બીજું કશું જોઇતું નથી."

"પ્યારી લીલી, હવે મારી પાછા આવવાની વાત તું જોતી ના! લોકો કહે છે કે, એ લડાઇમાંથી થોડાજ જણ પાછા ફરશે. અને કદાચ મારાં હાડકાં લોકોનાં તળ્યાં હેઠલ કચડાઇને ભુકો થશે અને કુત્રાને મોહોતે મરીશ, તો પણ કોઇ પુછનાર નથી."



# સ્ત્રીની મિત્રાચારી.

## પ્રકરણ ૬ ઠું.

**સારા સમાચાર—ભવિષ્યના વિચારો—સ્ત્રીની સ્ત્રી ઉપર અસર.**




ટલિથી આવતા સમાચાર સુધી થોભવા માટેનું લેડી આઇદાનું કહેવું ખુદરતી હતું, માટે તેણીનાં મશીયાઇઓએ હવે કાંઇ વધુ અરજ કરી નહીં, પણ જે ખુશાલી ભોગવવાનો તેઓએ ઠરાવ કીધો હતો, તેની આશામાં પોતાને રમુજ આપવા લાગ્યાં. આલ્ફ્રેદ તપાલના સીપાઈની દરરોજ વાટ જોવા લાગ્યો. એમીલી "સ્કોટ"ની 'નેપોલીયનની જીંદગી' વાંચવા બેઠી. પણ તે વાંચતી વેળાએ બાલો, તાબસો, નવા નવા દ્રેસો, અને નવાં નવાં ઝવેરાતો તેણીનાં પાનાંઓ ઉપર તરતાં માલમ પડયાં કે નહીં, કે અરેબીયન નાઇટસની વાતોની માફક સ્કોટ લડાઈ અને લડવૈયા માટે નહીં પણ તેણીના તુરંગો માટેજ બોલતો હતો, તે આપણે કહી શકતાં નથી; પણ આટલું તો ખરૂં કે, લેડી આઇદાનું હસવું તે ડહાપણભર્યાં વાંચણથી એમીલી ઉપર થતી અસર માટે શક બતાવતું હતું. ફ્લોરન્સ કાંઈ અસાધારણ રીતે ઉશકેરાયલી દીસ્તી હતી નહીં, પણ જયારેથી એમીલી બૉલને લગતી કાંઈ વાત કરતી હતી ત્યારે તેણીની કાળી આંખોમાંનો ચળકાટ, અને તેણીનાં મોંહ ઉપરનું હસવું કહી આપતું હતું કે તેણી પોતાનાં વધુ ગડબડખોરાં સાથીઓ કરતાં કાંઇ ઓછી ખુશાલ ન હતી; ઓનરેબલ મીસ મેલફર્દ મગરૂરીથી પોતાનું માથું ઉચકતી અને કહેતી કે, આઇદા ગમે એટલી વાતો કરે અને એમીલી ગમે એવી ગુપ્પાંઇ ચલાવે, પણ કાંઇ વળવાનું નથી. જયારે મીસ સોફીયા પોતાની રીત હતી તે કરતાં છ ઘણી વધારે વખત મોટી આરશીમાં પોતાનું મોંહ જોતી અને કબુલ કરતી કે તાબસો અને બૉલ થશે તો તેણીથી ખુશી થશે. તેણીએ એક દીવસે એમીલીને પોતાના દ્રેસોમાંથી એક પસંદ કરાવી અને તે પેહરયા પછી તહરેવાર, અખતરા કરીને ખુબ હસાવી, કે જેમાંથી લેડી આઇદાના ઠપકાના સખુનો કે ફ્લોરન્સના કાલાવાલાથી તેણી અટકી નહીં.

અંતે ઘણી રાહ જોવાડતાં કાગજો આવી લાગાં અને તેઓ એટલાં તો સંતોષકારક હતાં કે આલફ્રેડ અને એમીલીબી ખુશી થાય એટલી ઉલટ તેણીથી લેવા લાગી. એકગમ સેન્ટ મોર એટલો તો સારીપેઠે હતો કે તેના ડાકટરની સઘળી સતા અને તેની માતાની સઘળી સમજાવત તેને ઇંગલંડ આવી આઇદાને ત્યાં લઇ જતાં અટકાવવા માટે વાપરવી પડી હતી. તેને કહેવામાં આવ્યું હતું કે ઇટલિમાં ચાર પાંચ વર્ષ વધુ રહેવાથી ખુદા કરશે તો તે એટલો તો તનદરોસ્ત રહેશે કે જેથી તે આગળ ઇચ્છતો હતો, તેટલો પોતાનાં દેશના રાજ્યકારોબારમાં અને સાહીસમાં ભાગ લઇ શકશે. ઇંગલંડની એક ટુંકી મુલાકાત લેવાથી કશી ઇજા થનાર ન હતી, પણ ત્યાં સેહેજ શકભરી વાત હતી, માટે લેડી હેલન આ વાત ખમીશકતી ન હતી; આથી જયારે એદમંડે પોતાની અદરાયલી મોહરદાર ઉપર સુભાષીત ભાષાથી ભરેલું એક આજુજીનું કાગજ લખી મોકલ્યું, કે જો તેણી એક બોલ કહેશે તો સઘળાંના ના કહેવા છતાં તે પોતાની આઇદા આગળ આવી હાજર થશે, તે પોતે ઇંગલંડમાં નહીં રહી શકશે એ સઘળું બોલવું મશકેરીનું હતું; અને જયારે તે તેણીનાં મુલકનાં બીજા આસામીઓના જેવોજ તનદરોસ્ત હતો, ત્યારે શું કરવા તે પોતાની આઇદાને તેણીની જન્મભુમીથી દુર રાખે, કે જયાં તેણી ચળકવાને તદન લાયક હતી.—જયારે તેણે આ પ્રમાણે લખ્યું હતું, ત્યારે લેડી હેલને તેણી તરફ બને તેટલી ઝડપથી આવવાને ઉતાવળા આજુજી કરી હતી, કે તેણીની હાજરી અને પ્રીતીજ ફક્ત તેના કીર્તી પાછલ દોડવાના જુસ્સાબંધ વિચારોને કાબુમાં રાખી શકશે.

જો આ કાગજોમાં ફક્ત એટલુંજ હતે તો ખુશાલી સિવાય બીજું કશું લેડી આઇદાને લાગતે નહીં, પણ સાથે કેવી રીતે તેણી 'નાઇસ' પુગી શકે તે બાએથી લખાણ કરેલું હતું. લોડ મેલફર્દ તેણીના સ્વતંત્ર જુસ્સાથી એટલો તો ચીરડાયલો હતો કે તે તેણીને ઇટલિ મુકી આવે, એ તો ગોયા ચાંદ ઉપર તે સ્વારી કરવાનું માથે લે એટલું અશકત હતું; જોકે તેના બંને દીકરાઓ કહેતા હતા કે ફક્ત રીતભાતનો કાયદોજ તેમને તેણીની સાથે ઇટલિ જતાં અટકાવતો હતો. સારાં નશીબે તેણીના બાપનો ખેતાબ ધરાવનાર ધણી તેણીનો બીજો વાળી હતો, જેની વર્તણુક લોર્ડ મેલફર્દથી તદન ઉલટીજ હતી. તેણે ફક્ત સેંટ મોરની અનિશ્ચીત તંદરોસ્તી માટેજ લેડી આઇદાનાં કારજ સામે વાંધો લીધો હતો. લેડી આઇદાનું દ્રઢપણું, અને સ્વતંત્રતાએ તેની વખાણમાં વધારો કર્યો હતો. અને તેણે લાંબો વખત થયાં ઠરાવ કીધો હતો કે તે પોતે તેણીને ઇટલિ લઇ જશે અને પોતાનાં ઘરમાંથી તેણીનાં લગ્ન કરી આપશે.

લેડી આઇદાને તેની બૈરી પોતાની દીકરી માફક ચાહતી હતી, અને તેણીથી એક દીકરીના જેવી સઘળી ફરજો બજાવતી હતી; જયારે તેણીની સૌથી વડી છોકરી લેડી મેરી વીલીયરસ સૌથી વાહાલી અને સૌથી અગતની સહી થતી હતી, જોકે આઇદાથી તેણી પાંચ વર્ષે નાની હતી. એમીલી

મેલફર્ડે કહ્યું હતું તે જુલમ ગુજારવામાં આ ઉમરાવનાં કુટુંબે મુદલ ભાગ લીધો ન હતો, કારણ કે તેઓને મેલફર્ડનાં કુટુંબથી તદન ઉલટીજ તરબીયત મળી હતી, અને તેઓ એકદમ સેંટ મોરને તેની ગરીબાઇ છતાં વખાણતાં હતાં.

જે ટપાલમાં લેડી આઇદાને આ ખુશાલીભર્યા સમાચાર મળ્યા હતા, તેજ ટપાલમાં એડજમીયરનાં કુટુંબે લેડી મેલફર્ડનું સેંટ જોન્સમાં આવવાનું નોતું કબુલ રાખ્યું હતું; વળી તેઓએ જણાવ્યું કે યુરોપમાં કરવા ધારેલા પ્રવાસનો આધાર તદન આઇદાની મરજી ઉપર હતો.

આ કાગળથી તેણીની ચીંતામાં ઘટાડો થયો. તેણીએ પોતાના અદરાયલા ખાવીંદ ઉપર તેનાં ઇંગ્લંડ પાછા ફરવા સામેનું પોતાનું મત ખુલ્લી રીતે લખી મોકલ્યું; વળી તેને આશા આપી હતી કે ત્રણ મહીના પછી લોર્ડ એડજમીયરનું કુટુંબ નાઇસ આવશે, માટે ત્યાં તેણે તેણીને મલવાની ઉમેદ રાખવી, કે જ્યાર પછી તેણી જીવશે ત્યાં સુધી તેનાથી કદી છુટી પડશે નહીં. લેડી મેરી ઉપરથી તેણીએ લખી મોકલ્યું હતું કે એદમંડ અને તેણીનાં પોતાનાં ભવિષ્ય માટે વાત કરવા તેણીને કોઇની ઘણી જરૂર હતી, માટે તેણીએ જલદીથી દેવનશાયર આવવા ઉપડવું. વળી તેણીની પોતાની જલદીથી ઇટલિ જવાની ખાહેશ માટેથી આ મધે તેણીએ લખ્યું હતું. જ્યારે આ સઘળું પુરું થયું ત્યારે તેણીએ પોતાનાં મશીયાઇઓને જે સઘળાંની મેજબાની તેઓએ ચાખી હોય તેમને નોત્રાં કરવાનું માથે લેવા અને જેમ તેઓ કહેતાં હતાં તેમ, તે બૉલને સર્વ પ્રકારે શ્રેષ્ટ કરવાને સોંપી આપ્યું.

આ ખુશી ભર્યાં કામથી એમીલી મેલફર્ડની સુસ્તી કેટલી ઝડપથી પસાર થઈ ગઇ તે જોવાનું ઘણું અજબ જેવું લાગતું હતું. પણ તેણી પોતાની તૈયારીમાં એટલી તો ગડબડ કરતી હતી કે તેણીની બેહેન જ્યોર્જીયના જે એવી રમતીયાલ બાબદોથી પોતાને અલગ રાખવાનું ડોળ ઘાલતી હતી, તેણીને આ મુદલ પસંદ પડયું નહીં. વળી આઇદા પોતાની નમ્ર વર્તણુક અને ખુબસુરતીથી આ સાદાં શેહેરમાંથી સર્વની લોકપ્રીય થઇ પડી હતી. વળી આઇદા પોતાના ઓરડામાંજ ચુપકીદીમાં વખત કહાડતી હતી, માટે તેણીની સાથ ટંટો કરવાનું તેણી શોધતી હતી તે પ્રમાણે કાંઇ કારણ મળતું હતું નહીં.

અને આ સઘળો વખત ફ્લોરન્સ લેસ્લી કયાં હતી? હજુ સુધી તેણીનાં માબાપની રાજીખુશી સાથ લેડી આઇદા પાસજ ફરતી હરતી હતી. જે મોહડાંને ઘાતકીપણું કે તુંડાઇના સખુનો અંજાણ્યા હતા, તે મોહમાંથી નીકળતાં દરેક વચનો તેણી સાંભળી પોતાની મનશકતી અને નીતિ રીતીમાં સુધારો કરતી જતી હતી. પણ એ સઘળાં સુખમાં તેણીને એક વિચાર ઘણો દલગીર કરતો હતો. જેમ જેમ તેણીનો પ્યાર વધતો જતો તેમ તેમ તેણીને લાગતું કે તેણીની માતાનું કહેવું ખરું હતું, કે જો લેડી આઇદાની સ્થીતિ તેણીના જેવીજ હતે તો તેણીનું આ સુખ જારી રહેવાની ઘણી આશા હતી. જ્યારે તેઓ એકલાં હતાં, ત્યારે તેણીને આ વિચાર આવ્યો હતો નહીં, પણ જ્યારે તેણીની ઉમરાવ કુટુંબની સહી પોતાની બરોબરનાં લાંબી મુદતનાં વાહાલાં મિત્રોનાં આવવાની વાત કરવા લાગી, ત્યારે વારંવાર તેણીને વિચાર આવવા લાગો કે લેડી આઇદા જ્યારે એક સુખી મોહરદાર તરીકે ઇટલીમાં રહેશે, અને જ્યારે ઇંગલંડમાં તેણીનાં બીજાં મિત્રો રાહ જોતાં બેસશે, ત્યારે એક સાદી ગામડાંની છોકરીને તેણી કેઇ રીતે યાદ રાખશે. પણ જોકે ભવિષ્યનો વિચાર તેણીને દલગીર કરતો હતો, તોબી તેણીના સખુનોથી પોતાની જેબી ખાબીઓ માલમ પડે તે સુધારી લેડી આઇદાનાં માનને લાયકની થવાનો તેણીએ ઠરાવ કર્યો, કે જેથી તેણી તેણીને એક રમતીયાલ છોકરી તરીકે નહીં પણ એક હેતવંતી મિત્ર થવા લાયકની ગણે. સ્ત્રીઓની મીત્રાચારીને હાંસી કરવાની લોકોમાં ચાલ છે. તેઓ માનતાં નથી કે એક બીકણ, નરમ હૈયાંની જુવાન છોકરી ઉપર કેટલી બધી વાર એક ઉમદા મનની સ્ત્રી સારી અસર કરે છે. જે સ્ત્રીઓ પોતે સ્ત્રીની મીત્રાચારીને હસી કહાડે છે, અને તેમાં મુર્ખાઇ અને કલ્પના સમજે છે, તેઓ બીજી જાતીની વખાણ મેલવવાને જે લાગણી ધરાવે છે, તેની શોખાઇનાં બળ માટે હમોને શક ઉપજે છે. કોઇબી જુવાન ખુદરતના પ્યારથી સંતોષ પામતો નથી. કોલરીદજે વાજબી રીતે કહ્યું છે કે—"આ તો સારૂં છે કે વખાણવા લાયક અને મનપસંદ વર્તણુકવાળાં પોતાની ખુબી તેમનાં મીત્રોનાં જેટલી જોઇ શકતાં નથી, નહી તો તેઓ પોતેજ પોતાને ચાહતે." મિત્રાચારીનો ગુણ તુરત નહીં, પણ પછવાડેથી માલમ પડે છે. જે છોકરીનામાં મિત્રાચારીની કશી લાગણી હોતી નથી, તેણી ઘણું કરીને બેકદર દીલની અને કંટાળાભરી નીવડે છે. સ્ત્રીઓની મિત્રાચારી માટે ઘણું બુરું બોલાય છે, તેમનાં કાગજોને ખાલી ગપાટાભરેલાં કહેવામાં આવે છે, પણ માણસાઈ ખવાસનો જાણનારો શેકસપીયર તે માટે કેવો ઉંચો વિચાર રાખતો હતો, તે તો તેની રોઝેલીન્દ અને સેલીયા, તથા કાઉન્તેસ અને હેલન વચ્ચેની મિત્રાચારી સાબેત કરી આપે છે. અને જ્યારે તે જે દરેક માણસાઈ ખવાસનો આબેહુબ ખ્યાલ આપતો હતો, જે પ્યારનું તોફાન અને અદેખાઇના બુરા દેવને પીછાણી શકયો હતો, જેણે હેમલેટના અજાયબ જેવા આત્મા તથા નાજુક ભીરેન્દાની સાદાઈ માટે લખ્યું હતું, જેણે ઓફીલીયાનાં નીર્દોષપણાં માટે લખ્યું હતું, તે શેકસપીયર સ્ત્રીની મધુર મિત્રાચારીની અસરનું બયાન કરતાં ભુલ્યો નથી, તો શું સ્ત્રીઓ પોતાની કલમને માટે આ કામ ઘણું નબળું ગણી છોડી દેશે? હમારી આ સાદી વાર્તા પુરવાર કરી આપશે કે, એક સ્ત્રી બીજી સ્ત્રીની જીંદગીમાં કેટલો દીલાસો, અને કેટલું સુખ લાવી શકે છે.

ફ્લોરન્સ લેસ્લીની લાગણીમાં જરાકબી આપસ્વાર્થનો અંશ હતો નહીં, માટે જયારે તેણી પોતાની ખુશાલીનો છેડો આવવા માટે રડતી હતી, ત્યારેજ તેણી અત્યંત ખુશીબી થતી હતી કે, લેડી આઇદાની ચીંતાનો હવે છેડો આવતો હતો, અને તેણીના હાથમાં જો એદમંડ સેંટ મોર સાથની તેણીની મુલાકાત વધુ જલદી કરાવી આપવાનું હતે તો તેબી તેણી ખુશીથી કરતે.

તોબી લેડી આઇદા એક બૉલ આપનાર હતી અને વળી તેમાં વારંવાર તેણીનું મત લેવામાં આવતું અને તે પ્રમાણે ચાલવામાં આવતું. વળી લેડી આઇદાએ પોતાની મશીયાઇને જવાબ આપવા પેહલાં તેણીની મરજી પુછી, તે સઘળું તેણીને ઘણું ખુશ લાગતું હતું. તેણીની આ બચ્ચાં જેવી અત્યંત ખુશાલી જોઇ લેડી આઇદાને લાગ્યું કે, જે કામમાં પોતાની કશી મરજી નહીં તેમાં ફ્લારન્સનું મત લેવાથી તેણીને પુરતો બદલો મળી ચુકયો હતો.

---

## પ્ર ક ર ણ ૭ મું.

### ઘરની ફરજો—એક ચીંતાતુર વિચાર—બૉલ ડ્રેસ.

ચાર અઠવાડયાં આગજમથી લેડી આઇદાના બૉલ માટે ઇજનો મોકલવામાં આવ્યાં હતાં. આલફ્રેડ અને એમીલી મેલફર્ડ જુદી જુદી સ્થીતિનાં કેવા પ્રકારનાં આસામીઓ તેમને ત્યાં એકઠાં થશે તે બાબે તર્કો કરવા લાગાં. ફોકટનો લેડી આઇદાએ તેમને એવું બોલવા માટે ઠપકો આપ્યો, એવું કહીને કે, જેમને તેઓએ તેડયાં હતાં, તે સઘળાંને એકસરખુંજ માન આપવું જોઇયે, પછી તેઓ ગરીબ હોય કે ખેતાબો ધરાવનાર ઉમરાવો હોય. ઇજનો મોકલ્યા પછી એક અઠવાડયું રહીને લેડી આઇદાને ફ્લોરન્સ તરફથી એક ચીઠી મળી હતી, જેમાં તેણીએ જણાવ્યું હતું કે તેણીની માતા એકાએક સીક પડી ગયલી હોવાથી, કરવા ધારેલી રમત ગમતોમાં તેણી ભાગ લઇ શકશે નહી, જોકે તેણી આશા રાખતી હતી કે હમેશની માફક સંધળી ધાસ્તી દુર થઇ જશે. ફ્લોરન્સની ખુદરતી ચીંતાએ તેણીની ધાસ્તીને વધારી હતી એમ સમજી તેણી પોતેજ જવાબમાં મળવા ગઇ, અને જોકે તેણીની દીલસોજીથી ફ્લોરન્સ તેણીના જેટલી આશાવંત થઇ નહી, તોબી તેણીની ખુશાલ રહેવાની નબળી પડતી શકતી જાગૃત કરી, કે જેથી તેણી પોતાની વાહાલી માતાની માવજત કરવાને શકતીવાન થઇ.

"તારાં માયજી એટલાં તો સારી પઠે થશે, કે વાહાલી ફ્લોરન્સ, તું મારા બૉલમાં ભાગ લઇ શકશે," એક લાંબી મુલાકાત આપ્યા પછી જતી વખતે લેડી આઇદા બોલતી ગઇ, પણ, ફ્લોરન્સે દલગીરીથી પોતાનું માથું હીલાવ્યું.

"હું તે માટે વિચાર કરતી નથી, જો હું આવી શકું એવી હાલતમાં મમા આવશે તો હું તદન સુખી થઇશ અને વળી," તેણીએ શરમથી લાલ થઇ જતાં ઉમેર્યું, "હું કાંઇ તમારી માફક નથી, લેડી આઇદા, એવા બનાવો વખતે દરજીનું કામબી મનેજ કરવું પડે છે, પણ હમણાં તેમ કરવાનો મને વખતબી નથી, અને મરજીબી નથી."

લેડી આઇદાએ તેણીના શરમથી લાલ થઇ જતા ગાલો પર કીસ કરતાં કહયું, "તું એક સાચી વાહાલી છોકરી છે, ફ્લોરન્સ, અને તે માટે તેં એટળું બધું શરમાવું નહી જોઇયે."

દહાડાઓ પસાર થઇ ગયા ત્યારે મીસીસ લેસ્લી ધીમે ધીમે સાજી થવા લાગી, પણ ફ્લોરન્સ પોતાના ઉમદા સ્વભાવને ખરી નીવડી. તેણીએ પોતાની માતાની માવજત કરી, બાપને ખુશ રાખ્યો, વાલતરની ચીંતા ટાળવા માટે તેની ઉપર કાગજો લખ્યાં, અને મીનીના અભ્યાસ ઉપર દેખરેખ રાખી, કે જેથી તેમનાં નાનાં પણ સુખી ઘરની કરકસર જેમની તેમ ચાલુ રહે; વારંવાર તેણીનો બાપ તેણીને પોતા પાસે લેતો અને કહેતો કે ખરેખર તેણી તેમનો દીલાસો હતી. આ વખતે આપણે આગળ જોઇ ગયાં તેવી દલગીરી ભરી લાગણી મીસીસ લેસ્લીના ચેહરા ઉપર ફરી વળતી હતી. વળી મી० લેસ્લી જતી વખતે પોતાની માંદી બૈરી આગળ જઇને જયારે બોલ્યો કે "તારી માંગણી કબુલ રાખવાથી મેં એક ખજાનોજ મેલવ્યો છે, અરે આપણી મીનીબી તેણીનાજ જેવા રસ્તા ઉપર ચાલે, અને તેણીના જેવોજ દીલાસો થઇ પડે," ત્યારે તેણીનો ધભરાટ જો ફ્લોરન્સ જોતે તો ખરેખર અજબ થતે.

મીસીસ લેસ્લીએ ધ્રુજતે હાથે તેનો હાથ લીધો અને કાલાવાલા ભરી નજરથી જોવા લાગી, જાણે એવું કહેવા માંગતી હોય કે આ વિચાર ગમે એવો અમુલ્ય હોય તોબી તેને જાહેર કરયો નહી.

"નહીં, આ બાબદમાં તું એટલી બધી લાગણી ધરાવે છે, વાહાલી, હું ઇચ્છુંછું, કે તારી ધાસ્તી હું સમજી શકું, કે જેથી તુને દીલાસો આપવા, અને આ બીક મટાડવાના ઉપાયો લેઉં."

"એદવર્ડ તું સમજી શકે નહી;" તેણીએ ગભરાઇને જવાબ આપ્યો; "એક સ્ત્રીને લાયકની તે બીક છે. તું આપણી મધુર ફ્લોરન્સને તેણી આપણા તરફ, વાલતર અને મીની તરફ જેવી છે, તેવી વિચારે છે, પણ મારી બીહક તો એ બધાં પાછળ જાય છે; તેણી કોઇને ચાહશે, કોઇ તેણીને ચાહશે, તેણીના હાથની માંગણી થશે અને આપણે ખરી વાત જાહેર કર્યા અગાઉ તેણીને લગ્નનાં પવિત્ર સાટાંમાં બંધાવાની રજા આપવાની હીમત કર્યે કે?"

"તે આફતનો દહાડો આવે ત્યાં સુધી પોબ," તેણીના ભરથારે પ્રીતથી કહયું, "મને એવા ધાસ્તી ભરેલા વિચારો આવતા નથી, અને તે વખત આવશે, ત્યારેબી હું એવી ભલી અને પવિત્ર છોકરીને ખરી વાત જાહેર કરી કંગાલ્યતમાં નાખવાનું વાજબી ધારૂં નહીં."

પેલા સઘલાંનાં મોંહમાં રમી રહેલા બરેસ્પતવારની એક દીવસ આગમજ નાસ્તા પછી બાહેર જતાં મી० લેસ્લીએ

પોતાની દીકરીને કહયું, "તારાં માયજી ઘણાં સારી પબે છે, માટે તું મારી સાથે લેડી આઇદાના બૉલમાં આવી શકશે કે ?"

"મારાથી નહીં બનશે, વાહાલા પપા."

"પણ મારી ખાતરી છે કે તું આટલી બધી મજાહ ખોહે તેનાં કરતાં પોતા આગળ થોડાક કલાક મીનીને રાખવાને તારાં માએ વધારે ખુશી થશે."

"હું જાણું છું કે તેણી તેમ કરે, વાહાલા પપા, પણ મારૂં કારણ તદન ઐરાંઓને લાયકનું છે, માટે હસતા ના. મારી પાસે કોઈ ઘટતો દ્રેસ નથી, અને તદન સાદા વેશમાં જઈ લેડી આઇદાને હું અપમાન કરવા માગતી નથી."

"પણ મારી વાહાલી દીકરી, એમ કેમ બને, તારી પાસે દ્રેસ કેમ નથી ?"

"કારણકે હું તેની તૈયારી કરવામાં ઘણો વખત અગાઉની રોકાયલી હતી, માટે મારા એવા ખાલી ભપકા માટે મને પુરતી સજા થઇ છે; તેડાં કરવામાં આવ્યાં તેની એક પખવાડીયાં આગમજથી આ બૉલ માટે હું જાણતી હતી, માટે બીજા ઉપર એક કીમતી લેસ મુકવા માટે તે લેસવાળો દ્રેસ મેં બગાડયો, જે હતે તો મને કામ લાગતે; તે બીજો બનાવવાને મને વખત મળ્યો નથી, માટે તમોને સમજ પડી કે વાહાલા પપા, મને ઘેરમાંજ રહેવાની ફરજ પડી છે."

"પણ મને કાંય નહીં કહયું, હમણુંબી કાંય નહી તે બનાવવા આપતી ? ખચીત ફ્લોરન્સ, હું તે માટે કદીબી ના કહું નહી."

"નહી, પપા. જો હું એમ વિચારતે, તો ફકત મારોજ વિચાર કરતે, પણ હું જાણતી હતી કે મારે ફકત પુછીને મેળવવું હતું માટે નહીં પુછવાનું ઘણું સેહલું હતું. અને વળી પેહલાં પખવાડયાંમાં મેં તે માટે કશો વિચાર કીધો નહી; અને મમા જરા જરા સારાં થવા લાગાં, તોબી હું ફીકરમાં હતી. હું કબુલ કરૂં છું કે મારો દ્રેસ તૈયાર કરી શકું એવું હું ઘણું ઇચ્છતી હતી, પણ ત્યારે મને માલમ હતું કે મીની, વાલટર અને મમાની સંભાલ નહીં લેઉં તોજ તે બની શકતે, એટલી બધી ફરજો નહીં અદા કરવાની યાદ સાથે હું ભરેસપતવારે બોલમાં જાઊં તે કરતાં ઘેર મધે વધારે સુખી રહેવશ; નહીં, વાહલા પપા, હું અહીંજ વધારે ખુશાલ રહેવશ."

"હું જાણું છું કે તું તદન ખરૂં બોલે છે, મારી મધુર દીકરી, પણ હું દલગીર છું કે તું મારી આગળ આવી નહીં. શું તે માટે તુંને વિચારજ ન આવ્યો ?"

"હા, ઘણીબી વખત, પણ તમે મમાને માટે કેટલા બધા ચીંતાતુર હતા, અને વળી વાલટરને માટે તમોને ઘણો ખરચ કરવો પડે છે, માટે તમોને વધુ કંટાળો કેમ આપી શકું ? તમારી ફ્લોરન્સને આ બધી ચીજો માટે બેદરકાર ધારો તેટલી બધી કીમતનો કાંઈ બાલ નથી."

"તું તારા પોતા સિવાય દરેક જણની સંભાળ લે છે. મને એવો વિચાર પેહલેથી આવતે; તું એવી ખુશા ☞ ખોહે તે મને મુદલ પસંદ નથી." મી૦ લેસ્લીએ કહયું; "પણ શું હવે વધુ મોડું થયું છે ?"

"ઘણું, ઘણુંજ મોડું, પપા. માટે મને લલચાવવાનું ઘાતકીપણું ના કરો." તેની ગરદનની આસપાસ પોતાના હાથો વીંટાળીને ફ્લોરન્સે હસીને જવાબ દીધો, અને જોકે તેણીનું અંતકરણ વારંવાર તેણીને કહેતું હતું કે "તેં તારી ફરજ બજાવી છે માટે ફ્લોરન્સ સુખી થા." પણ તેણી પોતાની નીરાશી અને દલગીરી છુપાવવા ઓરડામાંથી ઝટ દોડી ગઈ. ફરજ બજાવ્યાથી મલતી પેહેલી ખુશાલીમાં એક જાતનું જોર રહે છે, પણ ત્યારબાદ કેટલાંક ભલાં પણ ઠંડાં દીલનાં લોકો કહે છે તેમ, સઘળો વખત ખુશાલી રહેતી નથી; કેટલીક વખતે આપણને શક ઉપજે છે કે આપણે ચલાવેલી ચાલ વાજબી હતી કે નહીં. અને આજ પ્રમાણે આપણી વાર્તાની નાયકનોબી હાલ હતો. તેણીએ જે સઘળું પોતાના બાપને કહયું હતું તે તેણીને લાગ્યું હતું ખરૂં, પણ આ દલગીરી ભર્યો વિચાર તેણીને આવ્યા કરતો હતો કે, કદાચ તેણી પોતાની ફરજોબી બજાવતે અને બૉલમાંબી જઇ શકતે. કે તેણીએ નકામો પોતાની મરજીનો ભોગ આપ્યો હતો; તેણી વળી થાકીબી ગઇ હતી, અને ઘરની સઘલી ફરજો તેણીને બજાવવી પડતી હોવાથી આરામએશનો વખતબી તેણીને મળ્યો ન હતો માટે તેણીનું માથુંબી દુઃખવા લાગું હતું, તેથી જયારે તેણી તદન એખલી પડી ત્યારે નવધાર આંસુઓને તેણી શરણ થઇ ગઇ. પણ આ કાંઈ લાંબો વખત ચાલ્યું નહી; તેણીએ આ રીતને પોતાની મતલબી મુર્ખાઈ ગણી તે ઉપર જીત મેળવી, અને પોતાની બેહેનના સહવારના અભ્યાસ ઉપર દેખરેખ રાખવા તેણીનાં અધીરાં બોલવાનો જવાબ દેવા પોતે ગઇ.

પણ ફ્લોરન્સનો તે દહાડો કામમાં જવાનો ન હતો. લેડી આઇદા હમેશની માફક મીસીસ લેસ્લીને જોવા અને પોતાની અતલગની સહી લેડી મેરી વીલીયરસની તેમનાં સુંદર નાનાં ઘર અને તેમાં વસનારાં મનોરંજક રહેવાસીઓ સાથ ઓલખાણ કરાવવા આવી. તેણી ફ્લોરન્સને પોતાની સાથ ગાડીમાં ફરવા લઇ ગઇ. ચોખી તાજી હવા, સુંદર દેખાવ, જંજાલથી છુટાપણું અને સૌથી સરસ કેળવાયલાં અને ખરાં સુધરેલાંની સોબતથી આ જુવાન છોકરીને ફાયદો થયો અને તેણી પોતાની હમેશની ચબરાકી અને ખુશાલીથી વાતો કરવા લાગી.

"તું ખરી છે, આઇદા, મીસ લેસ્લી માટે જે તું કાળજી લે છે તેને તેણી લાયક છે, હુંબી તે કબુલ કરૂં છું," લેડી મેરીએ ફ્લોરન્સના ગયા પછી વાત ચલાવી, "પણ હું દલગીર છું કે થોડા વખતમાં તમોને છુટાં થવું પડશે, જયારે એટલી બધી એ તુંને ચાહે છે."

"હું કાંઇ બધા દહાડા છુટલી રહેનાર નથી, મેરી, ત્યારે શું કામ હું ફ્લોરન્સમાં લાભ લેતી અટકું ?"

"કારણકે વખત અને જુદાઇ છતાં આ લાભ જારી રહે એમ હું માનતી નથી. ગેરહાજરી મિત્રોને જુદાં પાડતી નથી, પણ સ્થીતી અને મનના વીચારોની ફેરબદલી જુના ગાંઠો અને જુની ઈંતેજારીઓ નબળી પાડે છે."

"તું માને છે ત્યારે, કે ગેરહાજરી, કોઇ કવી કહી ગયો છે તેમ, પ્યારની કબર છે?"

"નહીં, પણ તે વારંવાર દીલસોજીની તો કબર હોય છે—જેમની સ્થીતિ આપણાં જેવી એકસરખી હોય તેમનામાં નહીં, પણ થોડાંક વર્ષો પછી તું અને ફ્લોરન્સ લનડનમાં મળો, બંનેની ફરજો, કામ ધંધો, વગ વસીલો સઘળું જુદું; તે વખતે તું શું કરી શકવાની હતી? તેણી દલગીરીથી તારી વાટ જોયા કરે."

"હું તુંને હમણાં કહી શકતી નથી, મેરી, પણ વખત બતાવી આપશે. તું જાણે છે કે હું કેટલાક વિચારો રાખું છું. અને તેઓમાંનો એક એ છે કે, સ્ત્રીઓ એક બીજાં માટે જેટલું કરી શકે, તેની અડધે હીસ્સેબી તેઓ કરતાં નથી. અદેખાઈ, તુંડાઈ અને હલકાઈ તેમની ઉપર અસર કરે છે. હમારી સ્થીતિમાં ગમે એવો બોહલો ફેર છે, તોબી હું ફ્લોરન્સની મિત્ર રહેવશ, હવે તું એટલી બધી નહીં માનતી હોય તેમ ના જો. આપણે ચાહીયે તેમ કરવામાં આપણું બળ વાપરયે તો સઘળી ચીજો બની શકે એવી થાય."

## પ્રકરણ ૮ મું.

### ફ્લોરન્સને માટે એક અજાયબી-ભેટ.

તે મહાભારત રાત અંતે આવી પુગી. મી૦ લેસ્લીને બીજા કેટલાક ગ્રહસ્થો સાથે લોર્ડ મેલફર્ડે પોતાને ત્યાં જમવાનું ઇજન કર્યું હતું, માટે તે ત્યાં ગયો હતો, પણ તેની ખુશાલીમાં ફ્લોરન્સ ભાગ લેનાર ન હતી, માટે તે દલગીર હતો, મીસીસ લેસ્લી તેના કરતાં વધુ દુઃખી હતી; તેણી પોતાને ઠપકો આપવા લાગી કે ફ્લોરન્સને શાની ગરજ હતી. તે માટે કશો વિચાર તેણીને આવ્યો નહીં. જોકે આ વેળા તેણી ભુલી ગઇ હતી કે જ્યારે તેણી મોતને બીછાણે પડેલી હતી, ત્યારે એ કરતાં કેવા વધારે ભયભર્યા વિચારોએ તેણીમાં ઘર કર્યું હતું. મીની અને વાલટર માટે તો ફકત જુદાઇનોજ ખ્યાલ હતો, પણ ફ્લોરન્સને માટે તો કાંઇ એવો ભયભરેલો અને નહીં સમજાય એવો ગમ તેણીને લાગતો હતો કે તે કોઇજ નહીં, પણ તેણીનો ખોદાજ સમજે અને દુર કરી શકે.

આ દુખભર્યાખ્યાલ સાથે દુઃખી થતી દેહ અને વધતી જતી નબળાઇએ ફ્લોરન્સને જોઇતી ચીજો યા લેડી આઇદાના બૉલ વિગે તેણીને યાદ રહયું નહીં તેમાં કશી નવાઇ નથી. તેણી જાણતી હતી કે નીરાશ થવાથી ફ્લોરન્સને કાંઈ ઘણું ખમવું પડવાનું ન હતું, પણ તેણી કાંઈ એવી સખત હૈયાંની નાર ન હતી કે જેણી જુવાનીનાં મીઠાં ફુલને કશીબી દલગીરી વગર કચડી નાખે. તેણી જાણતી હતી કે કેટલી જલદીથી સુંદર કળીઓ કરમાઇ જાય છે, અને તેણી ધ્રુજતી હતી કે રખેને ફ્લોરન્સને સખત ફરજો બજાવવી પડે અને તેણીની જુવાનીના સુંદર સ્વપનાઓ તેમના વખત આગમજ દબાઇ જાય. તે સાંજનાં તેણીની વર્તણુક એટલી તો પ્યારભરી હતી, કે ફ્લોરન્સ પોતાની નીરાશી સેહજબી હતે તો છુપાવતે. પણ ફરજ બજાવ્યાથી મલતો મીઠો બદલો એવો તો સરસ મળ્યો હતો કે તેણીએ પોતાના હમેશના હસ્તા ખુશાલ સ્વભાવથી બતાવી આપ્યું કે તેણીની માતાની સગવડ અને ખુશાલી આગળ તેણીની મરજીનો ભોગ તો કાંઇ બીસાદમાંજ ન હતો. તેણીની માંદગી પછી મીસીસ લેસ્લી પોતાનો ઓરડો છોડી બેસવા ઉઠવાના ઓરડામાં આવી હતી, માટે ફ્લોરન્સ જેણી કહેતી હતી કે તેણીની મા જયારેબી માલ ઉપર વસ્તી ત્યારે આખું ઘેર ખાલી લાગતું, તેણીને આ બનાવ કાંઇ થોડો ખુશ કરનાર ન હતો. મીનીના સુંદર અવાજે બહાર પડતાં ગીતો પછવાડે ગીતોએ સાંજનો વખત ઘણી ખુશાલીમાં પસાર કરાવ્યો. રાત્રે આઠ વાગતા આવ્યા ત્યારેજ તેઓ પીયેના ઉપરથી ઉઠયાં અને ફ્લોરન્સે મીનીને વધુ વખત બેસવા દેવાની પોતાની માની રજા મેળવી મીસ ઓસતીનની "મેનસ્ફીલ્ડ પાર્ક" નામની ચોપડી ઉઘાડી પોતાની માતાની ઇચ્છાથી મોટેથી વાંચવાને શરૂ કર્યું.

અડધો કલાક આ પ્રમાણે રોકાયા પછી તેમનાં બારણાં આગળ એક ગાડી આવી લાગી, અને એક આબરૂદાર દેખાવતી ઘરડી સ્ત્રી જેણી એક વાર મીનીની નર્સ તરીકે રહી હતી, તેણી કાંઈ ખુશ સંદેશો લાવી હોય તેવા હસ્તા ચેહેરા સાથ દાખલ થઇ. તેણીના ખુશ દેખાવે બંને છોકરીઓનીજ નહી, પણ મીસીસ લેસ્લીનીબી જીગ્નાસા ઉશકેરાઇ; પણ કોઇનાબી સવાલનો જવાબ નર્સ વીલમોટે આપ્યો નહીં; તેણીએ ધીમેથી એક ચીઠ્ઠી કહાડી અને ફ્લોરન્સે અજાયબીથી તે ઉઘાડી નીચે પ્રમાણે વાંચી:—

**"મારી વાહાલી ફ્લોરન્સ,**

તારા બાવાજીના કહેવા પ્રમાણે તું આજે રાત્રે આવી શકે એટલાં તારાં માએજી સારી પડે છે, માટે મારી ગાડી તુંને લાવવા માટે મેં મોકલી છે. તું હાલ જે ડ્રેસમાં હોએ તેમજ ટોપી અને શાલ લઇને આવજે, વીલીયમને મેં ફરમાવેલું છે, તે તુંને બાજુને દરવાજેથી દાખલ કરશે, જયાંથી તું જાણે છે તો ખરી કે એક પાછલા દાદરે તું મારા ઓરડાઓમાં આવી શકશે. આગળનાં બારણાં આગળ ગાડીઓની ભીડ જોઇ તું બીહતી ના, તારો માર્ગ કોઇબી જોઇ શકનાર નથી. મારા કપડાં પેહરવાના ઓરડામાં પાધરી જજે, જયાં સઘળા તારા ડ્રેસ સાથે એલીસને તું જોશે અને જયારે તું તૈયાર થશે ત્યારે હું તુંને લેવા આવીશ. તું રાતનાં અહીંજ સુવે અને કશીબી ખોટી બીહક વગર આ રીતે આવે માટે હું તમારે ત્યાંની જુની નર્સ મીસીસ વીલમોટને મોકલું છું, તેણી આવતી કાલે સાંજ સુધી તારાં માએજી પાસ રહેશે. આવવાની આનાકાની કરતી ના, જો તું મારી મરજી પ્રમાણે નહી ચાલશે તો કદીબી હું તુંને માફ કરશ નહી.

**આઈદા."**

"મારો સઘળો ડ્રેસ! એવણુની શું મતલબ છે? સેન્ત જોન્સમાં મેં એકબી ડ્રેસ રાખ્યો નથી," જેવું તેણીએ વાંચવાનું પુરું કર્યું તેવી તેણી બોલી ઉઠી. પણ પછી મીસીસ લેસ્લીના ખુશાલ થતા ચેહરા ઉપરથી સચાઇ તેણીએ પારખી, ત્યારે તેણીએ પોતાની માતાની આસપાસ હાથો વીટાળ્યા અને એકદમ રડી પડી. પણ મીનીની ખુશાલીએ અને મીસીસ લેસ્લીની દીલસોજીએ તેણીને ઠંડી પાડી. પહેલીનું કહેવું હતું કે ખરેખર ફ્લોરન્સ મુર્ખેજ હતી, કે એમાં ખુશી થવાનું હતું અને નહી કે રડવાનું. મીસીસ વીલમોંટે તેણીને ઝડપથી તૈયાર કરી. જયારે તે સઘળો વખત તેણીએ જે જે ત્યાં જોયું હતું તેની, એલીસની જતનની અને લેડી આઇદા મીસ ફ્લોરન્સને માટે કેવું માયા ભરેલું બોલી હતી તે સઘળા માટે ગપાટા ચલાવવા માંડયા. ફ્લોરન્સ અંતે સેન્ત જોન્સ જઇ પુગી, કે જયાં એલીસ પોતાની બાઇના ઓરડામાં આ અડધી ખુશાલ અને અડધી બીહતી નારને લઇ જવા તૈયાર ઉભી હતી. તેણીની ઉમર અને સ્થીતિને તદન અનુકુળ થઇ પડે એવી સઘલી સામગ્રી ત્યાં તૈયાર હતી. મજલીનના ડ્રેસ સાથે માફક આવે એવાં સફેદ મોજાં, અને સ્લીપરોથી તેણીને સજ કરવામાં આવી. તેણીના સુંદર બાલોને એક સફેદ કેમેલીયાનાં ફુલે ખુબ શણગાર આપ્યો હતો. એક સુંદર ક્રોસ પાનાથી જડી લીધેલો હતો, અને જેની વચમાં એક લોકેટબી જડેલી હતી, અને તે પર "એફ. એલ. ને આઇ. વી. તરફથી" એમ કોતરેલું હતું. આ તેણીનું એકલું ઘરેણું હતું, પણ આ કબુલ કરવાથીબી ફ્લોરન્સ પાછલ હઠી અને એલીસને પુછવા લાગી, કે શું લેડી આઇદાએ તેણીને એ પણ આપવાની ઘણી ઓંહસ કરી હતી કે; અને જયારે એલીસે કહયું કે તેણીની બાઇ તરફથી એક યાદગારીની નીશાની હતી, ત્યારે તેણીની આંખો ચમકવા લાગી. અને જયારે એલીસે તેણીના દેખાવની તારીફ કરી, ત્યારે તેણીએ હસીને જવાબ વાળ્યો કે તેણીની ચાલાકી અને લેડી આઇદાની મેહરબાનીને તે માટે આભારી હતી, અને તેમાં તેણીની પોતાની કાંઇજ ખુબી ન હતી.

એલીસના ગયા ગછી તેણી મોટી આરશીની સામે ભોળાપણે પોતાનો સુંદર ચેહરો નહીં પણ પોતા ઉપર બતાવવામાં આવતી માયા માટે વિચારતી ઉભી રહી. તેણીની પોતાની ખરી સુંદરતાથી તો તેણી તદનજ બીનવાકેફ હતી, ... તેણી જાણતી હતી કે તેણી ખુબસુરત ન હતી, ... ચાલાકી અને સમજણ ગમે એવા સાદા ... કરનારો કરે એ વાતથી તેણી તદન ...

... ખ ... શકું? ... ધારો તેટલી ...

"તું તારા પો... મને એવો વિચાર ...

... પોતાને મળ્યા કરતે તેવોજ ... સવાલે તેણીના વિચા... કુદી આવતાં તેણી ફકત ... આઇદા, તમે એટલાં

"કાંય, સૌથી વાહાલી? કારણકે જેઓ પોતા માટે વિચાર કરતાં નથી તેમને માટે વિચારવામાં ખરેખરી મજાહ છે, અને હાલ તુરત મારી મજાહો એટલી તો થોડી હદમાં અટકી રહી છે કે તુ મારી અદેખાઇ કરશે નહી. એટલી દલગીરીથી મારી તરફ ના જો, જયારે આજે રાતનાં હું તુને સૌથી સુખી બનાવવા ચાહું છું. હું એક અર્લની દીકરી હોવાથી જયારે હું પેહલી આવી ત્યારે જેટલી તુ બીધેલી હતી, તેટલીજ હમણાંબી મારા સેતીનના ડ્રેસ અને હીરાનાં ઘરેણાંથી ડરતી દીસે છે. તું નાની મુર્ખી, મારી પદ્દી કેટલીક રીતે ઊંચી હોય, પણ તેથી જબરાઇથીબી હું શું મેળવી શકું? સઘલી ચીજોમાં તાબેદારી. આ નાના મગરૂર જુસ્સાવાલા જીવે કોઇબી મગરૂરી વગર મારો ક્રોસ અને સાંકળી રાખવીજ જોઇયે."

"મગરૂર! વાહાલાં લેડી આઇદા, એમ ના બોલો."

"ખરેખરૂંજ હું બોલુંછું, તું જાણે છે તો ખરી કે એમાં સચાઇ છે; પણ આવ, બૉલના ઓરડામાં મારી ગેરહાજરી માલમ પડવી ન જોઇએ. એમીલીએ તુને કહયું હતું કેની કે મારા માસાએ આપેલું ખાનું અને બૉલ સાથ તાબલો કરવાનો વીચાર માંડી વાળ્યો છે, માટે જોકે તું ના કહેતી હતી, તોબી તારો ભાગ તુંને બજાવવો પડશે."

લેડી આઇદાની પ્રીતભરી રીતભાતે તેણીનું સઘળું બીકણપણું દુર કર્યું અને બેહદ ખુશાલી સાથ તેણીએ જવાબ વાળ્યો અને તેઓ ભપકાદાર રોશનીથી ચળકતા ઓરડા ભણી ગયાં, કે જયાંથી વારા ફરતી કવોડ્રીલ અને વાલઝના દીલ ખેંચનારા અવાજો આવતા હતા. લેડી આઇદાની ખુબસુરતી, ખરેખરી ઉમરાવી દરજજાને લાયકની અદા, અને ચીબાવલાપણા કે ખોટા ભપકાની ગેરહાજરીથી જુવાન ફ્લોરન્સનાં આતુર જીગર ઉપર પડેલા પ્યાર અને માનના છાપમાં વધારો થયો હતો, કે જેથી લેડી આઇદાની ચપળ નજરે જોઇ લીધું હતું કે આ ખુશાલીની પછબી તેણીને પેલો દલગીરીભર્યો વીચાર આવ્યા કરતો હતો કે આખરે તેમને તેમની જુદી જુદી સ્થીતિ છુટાં પાડશે.

(સાંપણ છે.) RUBY.

## રંગની ભાષા.

બ્લુ—પ્યાર.
વાયોલેટ—મિત્રાચારી.
લાઇલેક (જાંબુરા રંગનુ)—નબલી મિત્રાચારી.
પીળો—માત પીતાપણું.
ગળીનો રંગ—હરીફાઈ.
લાલ—લોભ.
લીલો—ઢંગ ધડા વગરનું, પણ કામને ચાહનારૂં.
આરેનજ—જુસ્સો.
સફેદ—સર્વમાં ભેલાનારૂં સંપીલું.
કાળો—પક્ષપાત, તરફદારી.
ભુરો (બફ)—ગરીબાઈ.
તપખીરીઆ—નખરાંખોરૂં.
ગોલાબી—મર્યાદા, નમ્રતા.
ખુલ્લો ગોલાબી—ખોટી શરમ.
ખુલ્લો બફ—નબળો પ્યાર.

# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૧૨ મું.

### જુદી જુદી જાતનાં ઘાસ—બાંબુ, શેરડી.



સની જાતમાં બાંબુ જોકે સર્વથી ઘણો મોટો છે, પણ તે બીજી દરએક રીતે તેઓને મળતો આવે છે. તેનું થડ બધાં ઘાસોની માફક પોકળ હોય છે અને ચોક્કસ અંતરે તેને સાંધા અથવા ગાંઠ હોય છે. તેનું ફુલ-બી બીજાં ઘાસોનાં ફુલની માફક બે પાંખરીની વચ્ચે રહેલું હોય છે. એ ઝાડ ગરમ દેશોમાં ઉગે છે. ચીન દેશમાં તો જાણે એનું મઠકજ છે. પણ હિન્દુસ્તાન અને તેની પુર્વેના ટાપુઓમાંબી એ પુષ્કળ ઉગે છે, અને એનડીસની ખાણોમાં તો તેનાં ગીચ જંગલો છે. બાંબુ ઘણી જાતના થાય છે. સાધારણ જાતના બાંબુનું થડ પોકળ અને ગાંઠવાળું હોય છે, અને તેની ઊંચાઇ ૪૦–૬૦ કે ૮૦ ફુટની હોય છે, તથા તેની જાડાઈ ૧૦ થી ૨૦ ઈંચ જેટલી હોય છે. તેનું થડ ઘણું ઝડપથી થોડા મહીનામાં વધી જાય છે, અને જ્યારે તે ઘણું ઊંચું થાય છે ત્યાર પછી તેના સાંધાઓમાંથી પીળા ફુટીને નવી નવી ડાંખળીઓ ઉગે છે ને વળી તે ડાંખળીઓના સાંધામાંથી બીજી નાની નાની નીકળે છે, તેમાંથી વળી બીજી નીકળે છે, એ પ્રમાણે છેક છેલ્લેની ડાંખળી ફક્ટ એક અણીદાર પાતળું પાતરૂં હોય તેવી લાગે છે. આવી રીતે બાંબુનાં ઝાડના સાંધામાંથી ડાંખળી અને ડાંખળીના સાંધાઓમાંથી બીજી ડાંખળીઓ નીકળતી હોવાને લીધે તે એવાં તો ગુચવાઈ ગયલાં હોય છે કે પીછાંના જેવા આકારનો દેખાવ લાગે છે અને તેની અંદર કોઇથી દાખલ નહી થવાય એવી રીતે તે ઘેરાઈ ગયલું હોય છે.

આદમીના વપરાસ માટે કુદરત જે પેદાયશ કરે છે તેમાં આ બાંબુનાં ઝાડ સઉથી ઉપ્યોગી છે. એ લીલાં હોય છે ત્યારે તેને મીઠું દઇ અચાર બનાવે છે તથા ખાંડનો સીરો પાઇને મુરબ્બો કરે છે; વળી ચોખા મોઘા હોય ત્યારે કેટલીક વખતે એનાં બીયાં પણ ખાધામાં વપરાય છે.

બાંબુનું થડ એ ઝાડનો સઉથી વધારે ઉપ્યોગી ભાગ છે. ચીન, હિન્દુસ્તાન અને જાપાનમાં એનો પુષ્કળ ખપ છે. ચીનમાં લોકો એનાં ઘર બાંધે છે, એટલુંજ નહી પણ તે ઘરમાં સર સામણુ જેવો કે ઘોલકી, ખુરસી, તુલ વીગેરેબી એનોજ બનાવે છે.

ચીનાઓ તથા જેપાનના લોકો એનાં થડની છાળના તોપલા, તોપલી, તુલ વીગેરે જણસો એવી તો સફાઇદાર અને સુંદર બનાવે છે કે તે આવી બાંબુની બનાવેલી છતાં શોભાયમાન દીસે છે. વળી તેઓ તેની અંદરના નરમ ભાગને બારીક પીસીને તેનો માવો બનાવી તેમાંથી સુંદર કાગળ બનાવે છે. વળી બાંબુના વાહાણનાસડો અને તેના શાખાનાં જાડાં દોરડાં બને છે. નદી કે નેહેરોમાં તરતાં નાની હોડીઓ અને ત્રણ ડોળીનાં વાહાણો પણ એ બાંબુનાં થાય છે. ખેતીનાં કામ માટે જોઇતાં કેટલાંક હથીઆરો, પુલો તથા પાણીની નળીઓ, બાલદીઓ અને બાટલીઓ વીગેરે બીજું ઘણુંક બાંબુનું બને છે.

ઘાસની જાતમાં બીજો રોપો શેરડીનો છે. એનું થડ પણ બીજાં ઘાસની માફક ગાંઠવાળું હોય છે અને એનું થડ ૧૨–૧૩ ફુટ કે તેથીબી વધારે ઊંચું થાય છે, એનો ઘેરાવો ચાર કે પાંચ ઈંચનો હોય છે, ને એનો ફેલાવો કલમથી થાય છે, અને ૧૨ થી ૧૫ મહીના એને પુખ્ત થતાં લાગે છે. તેની ડાંખળીઓ ઉપર એક કે બે ફુટની લંબાઇએ ખુલ્લા જાંબુઆ રંગનાં ફુલો થાય છે. એ ફુલો જે વખતે થાય છે ત્યારે ખેતરોનો દેખાવ ઘણો સુંદર લાગે છે. અનાજનાં ને બીજાં ઘાસોની માફક એની ડાંખળીઓ પોકળ હોતી નથી, પણ તેની અંદર ગર હોય છે. જ્યારે એ રોપાઓ પુખ્ત થાય છે ત્યારે આ અંદરના ગરમાં લગભગ ૯ ટકા જેટલો રસ હોય છે. આ રસની ખાંડ બને છે.

જ્યારે શેરડી પાકે છે ત્યારે તેને કાપીને ગાડાં ભરીને પીળવા મોકલે છે; ત્યાં તેને પીળીને તેનો રસ કાઢે છે. એ રસમાં ૧૨ થી ૨૦ ટકા જેટલી ખાંડ હોય છે. એ સિવાય તેમાં ઈંડાંની સફેદી જેવો ભાગ, ગુંદર, ચરબી જેવો ભાગ, કેટલીક જાતના ખાર વીગેરે ભેળાયલા હોય છે.

શેરડીના રસમાંથી ખાંડ બનાવવાનું ઘણું મુશકેળ કામ છે, પણ તેની રીત ઘણી સાદી છે. શેરડીના રસમાં થોડોક ચુનો નાખીને તેને મોટી પોહોળી કરાઇમાં ભઠ્ઠીપર ઉકાળવા મુકે છે; ઉકળવાથી રસ ઘાડો થાય છે તેમાંથી ઇંડાંની સફેદી જેવો ભાગ, ચીકાશ અને બીજો રગડો ઉપર તરી આવે છે તે કાઢી નાખે છે અને પછી તે ઘાડા થયલા રસને વળી બીજાં વાસણમાં નાંખી પાછો ઉકાળે છે ને પાછો ઉપર તરી આવતો ફફ કાઢી નાખે છે, પછી તે રસ અંદરનું પાણી બળી બળીને તેલ જેવો ઘાડો થાય છે ત્યારે તેને પોહોળાં વાસણમાં રેડી ઠંડો પડવા દે છે. તે પ્રવાહી ઠંડો પડે છે ત્યારે તેમાંથી ખાંડ નાના નાના ચળકતા પાસાના આકારમાં છુટી પડે છે. તેને (તે પાસાના જેવી કરચોને) ખાંડ કહે છે અને બીજો જે કેટલોક પ્રવાહી એ પ્રમાણે છુટો પડતો નથી, તેને ગોળ કહે છે.

૧૨ થી ૧૫ ટન વજણની પાકી શેરડીમાંથી ૧૫૦૦ ગ્યાલન રસ નીકળે છે, ને તેમાંથી એક હોગઝેડ ખાંડ થાય છે. કેટલાક ખાંડ વળી શેરડીના કુચામાં રહી જાય છે, તેમ વળી બીજી કેટલીક ઉકાળતી વખતે ઓછી થાય છે. એ ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે, શેરડીમાં જેટલી ખાંડ છે તેમાંથી અડધી આપણે મેળવી શકયે છીયે.

શેરડી એક વખત કાપ્યા પછી પાછી ઉગે છે, પણ દર ૬, ૭ વરસે પાછી રોપણી કરવી પડે છે. દર વરસે શેરડી પેહેલાં કરતાં લંબાઇમાં ઓછી ઉતરે છે, પણ તેનો રસ વધારે સારો નીકળે છે.

હવામાં ભીનાશ ઘણો હોય એવા ગરમ દેશમાંજ શેરડીનો પાક થાય છે. પુર્વે અને પશ્ચીમ હિન્દુસ્તાન, યુનાઈટેડ સ્ટેટસ, મોરીસ્યસ અને બ્રેઝીલમાં એનો પાક ઘણો સારો થાય છે, ને એ દેશથી પુષ્કળ ખાંડ દેશાવર જાય છે. ફકત ગ્રેટ બ્રીટનમાંજ દર વરસે બે કરોડ હંદરવેટ બીજે દેશથી આવે છે.

S.

# રાતનો પરોણો.



“આને જુવો છોકરીઓ, રાત અંધારી છે, વરસાદ પડે છે, વાસ્તે જેવાં અમે જઇયે કે દરવાજા, બારી બારણાં સૌ બંધ કરી અંદર બેસજો. કોઈ બારણું ઠોકે તો ઉઘાડતાં ના. અમે કાલે બપોરે એક વાગતા સુધીમાં આવીશું.” મીસીસ જોન્સે જતાં જતાં પોતાની ત્રણ દીકરીઓને ઉપલી શીખામણ દીધી.

“હા માયજી, તમે ફીકર ના કરો. હમારી સંભાળ લેનારી સાહરા મીડ છે.” વચલી છોકરી મેબલ બોલી.

મીશી જોન્સ અને તેની બાયડી હાના જોનસનને આજે એક દોસ્તને ત્યાં મેજબાનીમાં જમવાનું નોતું હતું. તેઓ ખેડુત હતાં, અને મોટી જમીનના વીસ્તાર સાથ જંગલ જેવા એકાંત રસ્તા ઉપર વસ્તીથી અને શેહેરથી દુર વસ્તાં. શેહેરમાં મેજબાનીનું મયક હોવાથી આખી રાત સાંજ રહેવાનું તેઓનું મન હતું, અને સહવારે કાંઇ ખરીદી કરી એક વાગતે તેઓ આવનાર હતાં, જેથી તેઓની બીકણુ છોડીઓ, વડી હીલડા, વચલી મેબલ, અને ત્રીજી જીનીને તેઓની માતા હાના જોન્સ શીખામણ દેતી ગઈ. તેઓનાં ઘરનું કામકાજ કરનારી હીલડાની ઉમરની એક છોકરી સાહરા મીડ નામની હતી, જેણી પણ હીલડા જેવીજ બીકણુ હતી. માતપીતાના ગયા પછી બીકણુ હીલડાએ મજબુત બારી બારણાં બંધ કરયાં. જોકે હજી સાત વાગ્યા હતા, છતાં અંધારૂં બહાર બહુ હતું; વરસાદ પડતો, જેથી તે ચારે છોકરીઓ એકાંત જંગલમાં એકલી પડવાથી બીહતી. તેઓનાં માબાપનો મેજબાનીમાં જવાનો વિચાર નહીં હતો, પણ દોસ્તનું ઘણા આગ્રહ સાથ કહેલું તેડું નામંજુર નહીં થાય, તે સાથે વળી શેહેરમાંથી ઘણીક ખરીદીઓ પણ તેઓને કરવી હતી.

“પણ મેબલ, આપણે તદન એકલાં? અરે ખોદા! કોઈ આવી લાગે તો?” હીલડાએ જણાવ્યું.

“જો હીલડા, હવે તું ખોદા ખાતર બીહતી ના, અને કાંઈ બીકની વાતબી ના કરતી” મેબલ બોલી, જેણી ત્રણે બેહેનોમાં જરા હિમતવાન હતી.

તે ત્રણે બેહેનો અને ચાકરડી સાહરા મીડ મળી ચારે જણીઓ વચલા ઓરડાની પારેના ઓરડામાં એકઠાં થઈ બેઠાં હતાં.

“આજની રાત આપણુ ઉંઘશું નહીં. ઘરની ચોકી કોણ કરે?” જીની બોલી. એટલાં ચારે છોકરીઓ ઝબકી ઉઠી. પાછલાં નાળાં તરફ આવેલા બાગ તરફની બારી ખખડતી તેઓએ સાંભળી.

“એ કોણ હશે? કોઇ અંદર ઘુસવા માંગતું હશે કે?” હીલડાએ બેઉ બેહેનોને એકેકી પાંખમાં લેતાં બીહીને પુછ્યું. તેણી વીશ વરસની હતી છતાં બીહતી. તેણીની બેહેનો તેણીથી બબે બબે વરસ નાની હતી.

“ખસ હીલડા, મને જોવા દે એ કોણ છે તે?” મેબલે જણાવ્યું. એટલા વખતમાં બારી કોઇએ જોશથી ખખડાવવી ચાલુજ રાખી. સાહરા મીડથી ધાસ્તીને મારે એક દગલું આગળ લેવાયું નહીં.

અંતે બારી તોડી પાડનારી ધાંધલ બહારથી થવાથી મેબલે હીમત કરી અને બેહેનોની ચીચારીની દરકાર ન કરતાં ખીડકી ખોલી. નાક વેરની કાન્યા ટોપી સાથનું એક મરદનું માથું બારી અંદર ઘુસ્યું.

આ જોઈ છોકરીઓ ચીચારી ઉપર ચીચારી પાડવા લાગી, પણ મેબલે તેઓને ચંડાં પાડયાં.

“શું છે સાહરા? તારી નાની શેઠાણીઓ સાથ તનેબી કાંઈ કશો વા વાગ્યો છે કે નકામા ચીચારા પાડે છે?” પેલા શખસે પુછ્યું.

“ઓ એ તો મારો ભાઈ ટોમી છે.” સાહરા તેનો અવાજ પીછાણી બારી નજદીક જઈ બોલી.

સઉની ધાસ્તી સગી ગઈ અને સાહરા પોતાના ભાઈ સાથ વાતે વળગી.

“સાહરા, એકદમ ઘરે આવ. આપણાં મમાઇજીનો જીવ બગડી આવ્યો છે. ડાકટરોએ આ છેલ્લીજ રાત જણાવી છે. તેઓને મલવાની હોય તો ઘેર ચાલ. તેઓ તુંને મલવા માગે છે.” તેના ભાઈના આ કહેવા સાથ સાહરા જવા તૈયાર થઈ. આ ધાસ્તીમાં આખી રાત રહેવા કરતાં ઘેર ભલું.

“અરે! પણ અમે એકલાં પડીશું. તદન તદન એકલાં; તારાથી અમને હીમત હતી સાહરા.” હીલડા બોલી.

“એને જવા દે હીલડા, ધાસ્તીની વખતે એ તારા કરતાં વધુ ઘભરાટ કરી બીજાઓને ઘભરાવે છે; વળી એની મમાઇ આજે મરે છે, એને જવા દે.” મેબલે સાહરાની તરફેણ ખેંચી.

કોઈબી રીતે ઘર આગળ માણસને મરતું રાખી સાહરાથી અંહી રહેવાય તેમ ન હતું, જેથી તેણી જવા નીકળી.

વરસાદનાં ટીપાં બારી બારણે અફડતાં, તો તેઓ ચમકતાં. બીકથી તેઓના હાથ પગ અકડી ગયા હતા. જરા વારમાં ઘરમાં એકદમ ઠંડો પવન કયાંથી આવ્યો, તે જોવા ફરયાં તો તે ત્રણે બેહેનોની નજરે શું પડયું? નાળાં તરફ આવેલી પેલી બારી ખુલ્લી હતી, તેમાંથી એક શખસ વરસાદથી ટીપાતો અંદરનો મામલો જોતો. અલબત, હવે તો તે છોકરીઓનાં એકેએક હાડકાં બીકથી કકડવાં લાગ્યાં.

“બારણું ખોલી વરસાદથી અને બહારની ઠંડીથી અકડી મરતા એક ગરીબને બચાવશો; બાઇ સાહેબો?” પેલા મરદે ધાડા અવાજે પુછ્યું.

“ઓ એ આપણને એકલાં જોઇ જરૂર આપણને મારી નાખી બધું લુટી જશે.” હીલડાએ ફીકરથી બેફામ જેવી બની જઈ ધીમા અવાજે પોતાની બેહેનોને કહયું.

“હીલડા, બારણું ખોલું કે? મને લાગે છે કે એ કોઈ ગરીબ ખેડુત મુસાફર હશે. જો એ વરસાદથી મરી જશે તો આપણે માથે પાપ આવશે.” મેબલે કહયું. તે ત્રણે

જણુંઓએ ઘણી તકરાર ચલાવી. અંતે મેબલ ફાવી. ત્યાં આગળ એકપી ઘર કે છાપરું હતું નહી, જ્યાં તે ગરીબ શખસ ઉતારો લઈ વરસાદથી બચે. વરસાદથી ટીપાતો તે અંદર આવ્યો.

તેણે ડગલો તથા બુટ કાઢયાં અને સગડી પાસે ગરમી લેવા તે બેહેનો બેઠી હતી ત્યાં ગયો.

"બાવાજી ઉપર લખવા બેઠા છે, તેવણુને કહેની મેબલ, કે એવણુને મળવા આવે." હીલડાએ અમથું જ બોલવા માંડયું.

"હા, માફ કરજો સાહેબ, બાવાજી લખવામાં ગુંથાયા છે, તેઓ હમણા નીચે આવતા હશે, મારાં માતાજી પાસેના ઓરડામાં ચાકરડી સાહરા સાથે છે; તેવણનું જરા માથું દુઃખે છે તેથી પોઢયાં છે." જીનીએ નવી તાળ લગાવી.

"હં કે? કંઇ નહીં. હું તમારાં માને અને બાપને પીછાણું છું. બેઉ સારી કાની તો છેની? ધીરે ધીરે મળશું. તેઓને કામમાં ખલલ ના કરતાં" તે રાતના પરોણાએ ગરમી લેતાં કહયું. તે અઘોર ઉમરનો ખડતલ બાંધાનો દીસ્તો હતો.

"અરે હીલડા, આપણા નોકર બ્રાઉનને પુછની કે બધી પીસતોલો ભરી છે કે? આજે રાત અંધારી છે અને ઉજ્જડ રસ્તો છે, તે આવતાં જતાંને કાંઇ ને કાંઈ યાદ આવશે."

"હા, મેં તેને બેઉ પીસ્તોલો ને બંદુક ભરીને મુકતાં જોયો છે."

"હં! ત્યારે તો સારૂં. હવે કાંઇ ફીકર નહીં. તમને માલમ કે સાહેબ, અહીં રસ્તો ઉજ્જડ એટલે કોઇની કાંઈ રાત અવાર ગડબડ થયા કરે છે, ત્યારે ભરેલી પીસ્તોલ બંદુક સૌનું કામ પડે છે." જીનીએ પેલાને કહયું.

"હા, હા, બાઇસાહેબ, હું સૌ સમજું છું. તમારા બાવાને હું પીછાણું છું. તેવણુને માળ ઉપર મળવા જાઉં છું. જતાં જતાં હું નોકરને એ વીષે તાકીદ કરતો જઇશ." તે બોલ્યો, અને ઉઠગો; આસેપાસે જોઇ ઓરડા બહાર પડયો.

"નકામું કાંય હંબગ કર્યાં કરો છો? હિંમત રાખવાની મુકી દઇ જુઠું જુઠું કાંય તેને સમજાવોછ?" મેબલ તેનાં જતાં વાર ફફડી. "હવે એ બધે ફરશે, આપણને એકલાં જોઇ બધે લુટ ચલાવશે."

"હું જાણું કે બાવા માય ઘેરમાં છે તથા નોકર અને પીસ્તોલ વગેરેની બીક આપું તો શાંતીમાં રાત પસાર થાય. પણ હવે! હવે આપણું શું થશે?"

"હવે તમારૂં કાંઈ નહીં થશે બાઇ. હું જાણું છું કે તમારાં માબાપ બહાર ગયાં છે. તમારે ત્યાં નોકર બ્રાઉન કોઇ છેજ નહીં, અને પીસ્તોલ બંદુક પણ મળે નહી." પેલા મુસાફરે અંદર આવતાં જણાવ્યું.

હીલડા અને જીનીને મરવાની એટલી બધી ધાસ્તી પડી કે તેઓ રડવાં લાગ્યાં, જ્યારે મેબલ ઉભી થઈ બોલી.

"હવે તમે શું કરવા માંગોછ? આબરૂદાર શખસની માફક પાસેના ઓરડામાં બીછાણું છે ત્યાં જઇ સુઇ જાઓછ કે અમે ગરીબ છોકરીઓને લુટી મારી નાખવા માંગોછ?"

આ તેણીના સીધા સવાલથી પેલો શખસ ખડખડ હસ્યો.

"મારી હિંમતવાન છોકરી, હું ચોરી કરવા માગું છું. તમો માલ ખજાનો સૌ કયાં મુકોછ તે મને બતાવો." પાસેની ખુરસી ઉપર બેસતાં તેણે ધીરે કલેજે પુછયું. મેબલ પણ નીચે બેસી ગઈ અને શાંતીથી બોલી.

"તમે ઘણા માયાળુ ચેહેરાના દીસોછ, ખોદાને પીછાણનાર લાગોછ, તો આવું કામ તમે કદી કરશો નહીં. તમે અમથું એમ બોલી મારી બેહેનોને હેબતાવોછ, નહી વારૂ? જો તમે ચોરી કરવા ઇચ્છતા હોવો તો આખું ઘર તમારા હાથમાં છે."

"અને તારે તમારા માળ ઉપર લખવા બેઠેના બાવાજીનું કેમ? પાસેના ઓરડામાં બેઠેલાં માયજીનું કેમ? પીસ્તોલ, બંદુક, અને નોકર બ્રાઉનનું કેમ? એ બધાંઓ સામે હું કેમ ટકું? વારૂ, કંઈ નહીં. તે બધી તમારી જુઠી વાત હતી. હવે તમે અહીં શાંતીથી પોઢી જાઓ. હું મારે મારૂં ફોડી લઇશ. ચાલો સાહેબજી, આખાં ઘરમાં હું એખલો છું, એટલે બધે ફરી મને ગમશે તે લઇશ. તમારા જાનની કશી ધાસ્તી કરવી નહીં." એમ બોલીને તે ઓરડા બહાર ગયો.

"ઘરમાં ફરી વળી જે ગમે તે લેશે. અરે, બધી લુટ ચલાવશે. પણ આપણ જીવતાં રહયાં એજ કહેની." હીલડા બોલી. મેબલે ઉઠી તેઓ હતાં તે ઓરડાને સાંકળ દીધી. "તે તેનું ફોડી લે." તેણી બોલી. જ્યાં સુધી તેઓ જાગ્યાં ત્યાં સુધી તે પેઠા પડેલા મુસાફરનાં પગલાં ઘડીમાં માળ ઉપર ચહડતાં ધપર ધપર સાંભલ્યા કીધાં, તો ઘડીમાં તેને નીચેના ઓરડાઓમાં ફરી વળતો સાંભલ્યો. ઘરમાંથી સવારે તેઓ ઓરડા બહાર નીકળશે ત્યારે બધી ચીજો ચોરાઈ ગયલી જોશે. જાગવાની ગમે એટલી કોશેશ છતાં તે ત્રણે બેહેનો ઊંઘમાં પડી. એક ગાડીના દરવાજા આગળ થોભવાના અવાજથી તેઓ ઝબકી ઉઠયાં. જોય છે તો સહવાર પડી હતી. તેઓએ ઉઠી આગળા દરવાજા તરફ દોડી જતાં શું જોયું? તેઓનો પીતા પેલા રાતે પેઠા પડેલા મુસાફરને હરખથી ભેટતો હતો.

તેઓ અદર આવ્યાં. "ગીફી, આપણ કેટલા લાંબા અરસાએ મલ્યા?" મુસાફર બોલ્યો.

"હા, મારા ભાઈ, મારા વાહાલા જીમ, મેં તને તરત ઓલખ્યો."

છોકરીઓએ જોયું કે ઘેરની બધી ચીજ સલામત હતી. અને તે મુસાફર તો તેઓના બાપનો ભાઇ એટલે તેઓનો કાકોજ થતો હતો, ત્યારે રાત્રે જે ધભરાટ કીધો હતો તેથી તેઓ બહુજ શરમાઈ ગયાં. સઘળી વાત જીમ કાકાએ ધુમ હસ્તાં હસ્તાં નાસ્તો લેતી વેળા પોતાનાં ભાઈ ભોજાઇને કહી સંભળાવી અને પોતાની છોકરીઓનાં બીહીકણપણાથી મીફી શરમાઇ ગયો, જયારે હાનાએ હેબત સાથ વમાસ્યું કે તે જીમને બદલે કોઇ બીજો ચોરજ હતે તો મારાં પશુ બાળકોનું શું થતે! તેઓ કાંઇબી ખરીદી કરયા વગર સહવારનાજ ઘરે આવ્યાં. મેબલની ચાલ જીમ કાકાએ બહુ વખાણી અને પેઠા પડેલા મુસાફર–જીમકાકા–એ પોતાની દોલતમાંથી છોકરીઓને સારો ભાગ આપ્યો. તેઓને લુટવાને બદલે નીહાલ કીધાં. એવાજ બધા રાતના પરોણાઓ જોઇયે.

મેહેરબાનું કાવસજી દાવર.



# પારીસની કાવત્રાંબાજ ખુબસુરતી.



"મે" હેરબાન વાંચનાર, હું તુરતનોજ મારી કાલેજની કેળવણી સંપુર્ણ કરી મારે ઘર ઇંગ્લંડ ખાતે પાછો ફરયો હતો. મારાં માબાપ મને પાછો પોતાની નજદીક જોઈ ઘણાં ખુશી થયાં, પણ કાલેજની સખત મેહેનત પછીના મારા લેવાયલા ચેહેરાથી તેઓએ મને હવાના ફેરફાર ખાતર કોઇ દરીયાની મુસાફરીએ મોકલવાનો ઠરાવ કરયો. મને અનેક જગા અને શેહેરો જોવાનો ઘણો અભખરો હોવાથી મેં પણ તુરત આ તેમના વીચારને ટેકો આપ્યો.

"જેક, આપણે આપણા આરચીને ફ્રાન્સ મોકલ્જે તો કેવું?" મારાં માતાએ એક દીવસે મારા બાવાને મારા બાબે પુછી જોયું. મેં અજાયબી વચ્ચે મારા પીતા મી૦ વોકરના ચેહેરા ઉપર કાંઈ અસાધારણ ફેરફારો થતા જોયા.

"આટલે દુર તુંને જવા ગમશે કે આરચી?" મારા બાવાએ સામો મને સવાલ કરયો.

"હા બાવાજી, જો તમારી મરજી હોય તો મને ત્યાં જવા ઘણું ગમશે. તવારીખમાં પણ ફ્રાન્સ ઘણું વખણાયલું છે."

મારા આટલા બોલવા પછી કોઈ મારી મરજી વીરૂદ્ધ થયું નહી, અને બે ત્રણ મહીના પછી તો સેવક હાથમાં પેનસીલ કાગજ સાથ જાણીતાં ફ્રાન્સની મનહરણ, જોવા લાયક ઇમારતો આગળ ભટકતો માલમ પડે છે.

અઠવાડયાંઓ ગબડી જવા લાગ્યાં, રોજ બરોજ ફ્રાન્સમાં ફરતાં અને ત્યાંની ધ્યાંન ખેંચનારી ચીજો જોતાં તો વખત વીજળી સમાન વેહેવા લાગ્યો. સૌમાં વધુ જયાં બીચારી કમનસીબ રાણી મેરી એનટોઇનેટ અને તેના ધણીને ગરદન મારી હતી, ત્યાંનો ભયંકર પણ ગમી ભરયો દેખાવ મારૂં દીલ વધારે ખેંચતો હતો.

એક દીને પારીસ જવાના ખ્યાલમાં હું ટ્રેનમાં બેઠો, મારી સાથેજ એક જવાન નાર પણ મારાજ વર્ગમાં બેઠી હતી. મારૂં ધ્યાન પેહેલાં તેણીની ઉપર ખેંચાયું નહી, પણ પછી બીડીની તલબ થવાથી, બાનુંઓ તરફ ઘટતી સભ્યતા સાથ હું તેણીની રજા પુછવા તે તરફ ફરયો.

તેણીએ બહુજ ધીમા સાહદમાં મને પરવાનગી આપી. તે પળે મેં તેણીનો ચેહેરો જોઇ ખોદાએ બખશેલી અણહદ ખુબસુરતી માટે અજાયબીનો ફુંફારો કહાડયો. આહા! તે નાજુક દીલપઝીર ચેહેરાની ખુબી માટે શું બોલું! તેની સીફત કરવાને તો કોઈ કવીની કલમ જોઇયે. તેણીનો મુખડો ગોલાબના ટુકડા સમાનનો, આંખ્યો કાળી લાંબાં ભવાં સાથની, અને સોહામણા ભરેલા ગોળ હાથો તેણી ધરાવતી હતી.

ત્યાર પછી મેં તેણીની સાથ વાત કરવા માંડી. મારા દરેક સવાલોનો જવાબ તેણી ઘણાજ ધીમા સાદમાં આપતી. અમો વચ્ચે બનેલી વાતચીત ઉપરથી મેં માત્ર આટલુંજ તેણીને લગતું ઉપજાવ્યું કે, તેણી હમેશની પારીસની વતની હતી અને પડોશનાં ગામડાંમાં કોઇ સગાંને મલવા ગઇ હતી.

સ્ટેશન નજદીક આવ્યું, અને અમો છુટાં પડયાં. તેણી એક સુંદર દબદબાભરી મોટી ગાડીમાં બેસી હંકારી ગઇ, જે ઉપરથી મેં ધારયું કે તેણી ઘણી માતબર હોવી જોઇયે.

આજ રાત્રે એક ઘણો હાસ્યજનક નાટક પારીસની નાટકશાળામાં થનાર હતો, ત્યાં જવા મને મારા દોસ્ત ફીલીપ મેશન-રેએ ઘણી ઓંહોસ કરી હતી. વળી તેના કહેવા પ્રમાણે ત્યાં તે પોતાની બેહેન, અને માતાને મારી સાથ પીછાણ કરવાને લાવનાર હતો. હું વખતસર હાજર થયો. મારા બાકસમાં જતાં મને સામેથી ફીલીપ એક હસતી પુતળી જેવી જવાન બાનું સાથ મળ્યો.

"આ મારા દોસ્ત આરચીબોલ્ડ વોકર-દોસ્ત આરચી, આ મારાં બેહેન એનડરી-મેશન-રે." મારા રફીકે પોતાની બેહેન સાથ મારી ઓેાલખાણ કરાવી. હું એનડરીને નમ્યો.

"બાનુ, મારા બાકસમાં તમો જગ્યા લેશો?" મેં એનડરીને પુછી જોયું, જેણીએ હસીને ડોક હલાવી હા કહયું.

"નાટક શરૂ થયો, પણ મારૂં ધ્યાન તખ્તા ઉપર જવા કરતાં લોકો તરફ વધારે ખેંચાયલું હતું. એનડરી પળે પળ હેરતથી મારી આંખ્યો ભણી જોતી, જે દુર કાઈની શોધમાં ફરતી હતી. અંતે મારી નજર તે દહાડાવાલી ટ્રેનમાં મને મળેલી સુંદરી ઉપર ઠરી. તેણીનો પોષાક પારીસની ઊંચામાં ઊંચી અને નવામાં નવી ફ્રાશીનોથી ભરપુર, ટુંકી બાંહે સાથનો લાંબો ઝબ્બો, જે સુનેરી ફીટ અને કીમતી રેશમી લેસ સાથ છુટાં છવાયાં મોતીનો બનેલો હતો. આખાં બદન ઉપર તેણીએ ઝલકતાં ઝવાહેરો પેહેરયાં હતાં, જે માંહે તેણીનો ગુલાબી ચેહેરો ઘણો શોભી રહયો હતો. હાથોમાં દુરબીન સાથ તેણી દુર તખ્તા ઉપર નજર ટેકવી બેઠી હતી.

મારી આંખ્યો તે સુંદરી ઉપર ટીકાયલી જોઇ એનડરી કાંઈ રમુજથી મનમાં હસતી હતી. પણ તે વેળા મેં તે ઉપર કશું ધ્યાન આપ્યું નહી.

અંતે પાંચ મીનીટ ખાતર જ્યારે પડદો પડયો, ત્યારે એનડરીની રજા લઇ મેં પેલી સર્વેનું ધ્યાન ખેંચનારી નાજનીનના બાકસ તરફ પગલાં લંબાવ્યાં. ધીરેથી મેં દરવાજો ઠોકયો, જે ખોલનાર એક સફેદ બુઝરગીભરી દહાડીવાલો માતબર દેખાવનો ડ્રેંચમેન હતો.

"આવો સાહેબ, કંઇ ખાહેશ?" તે બુઢા શહસે માનથી મને પુછ્યું. હું કંઇક ગુંચવાઇ ગયો, પણ પેલી જવાન બાનુ તુરત વચે પડી.

"હું એવણને પીછાણું છું, એવણે મારી મુસાફરી દરમ્યાન મને ઘણી મદદ કરી હતી. હું તમને જોઇને ઘણી ખુશી છું. કાઊંટ રીચલ્યુ,–એવણ મી૦ વોકર" તેણીએ અમારી ઓલખ કરાવી.

કાઊંટના કહેવાથી મેં તેઓના બાકસમાં જગ્યા લીધી. મારી ઘણી અજાયબી વચે જયારેબી કાંઇ હસવાનો ભાગ નાટક તખ્તા ઉપર રજુ થતો, ત્યારે તે બાનુ મોઢે રૂમાલ દાબી દેતી. તેણી એકબી વેળા મોઢે હસી નહી, જે ખરેજ હેરત ઉપજાવનારૂં હતું. ઘણાંઓની નજર અમો તરફ ખેંચાયલી હતી, દરેક મને જોઇ મુછમાં હસતા હતા, તેમાં દુરથી મારા દોસ્તની બેહેન એનડરીની આંખોમાંનો રમુજનો પ્રકાશ મને ખુલ્લો દીસતો હતો. હું પેહેલાં તો જરા વીચારમાં પડયો, પણ પછી હું બીલકુલ બેદરકાર બની પેલી નાજનીન સાથે વાતે વળગ્યો. મેં તેણીનું નામ યા મકાન જાણવા માટે ઘણી તરેહની યત્ન કીધી, પણ પેલી બાનુ તો મને અજબ ઉડાવતી.

એક અઠવાડયાં પછી જયારે હું મારાં હોટલમાં બેઠો હતો, ત્યારે મારો રફીક આરથર મારા ઓરડામાં ચાલી આવ્યો.

થોડીક હમારી વાતચીતમાં મેં તેને જણાવ્યું કે મારાં માબાપ પણ થોડા વખતમાં ફ્રાન્સ ખાતે આવનાર હતાં.

"તુંને કાંઇ પુછું શીલીપ? પેલી તે દહાડાની ઓરકેસ્ત્રામાં બેહેલી સુંદર બાનું કીયાં મકાનમાં રહે છે તે તું જાણે છે?" મેં પુછ્યું.

"હા, રીચલ્યુ કેસ્ટલમાં" મારા દોસ્તે મુછમાં હસતાં કહયું.

"ઠીક, પણ આમ ટકોરથી હસવાનું કાંઇ કારણ?" મેં જરા તપી આવતાં પુછયું.

"અરે, કંઇબી નહી આરચી, એ તું શું ગણે પડે છે? મકુ જે જરા–તું સંભાલજે." અને અહીં તેણે હસવાનું દાબવાની જબરી તજવીજ કીધી.

"એ કમબખ્ત હસતો કાંય હશે? તે દહાડેબી બધાં મને જોઇને એમજ હસતાં હતાં; કંઇ સમજ પડે? એ તમો ગુંગણા ફ્રેંચમેનો કાંઈ ઘેલા તો નથી બની ગયાની કે કોઇ પરદેશીનાં મોંહ ઉપર હસી અપમાન આપવાને અચકાતા નથી?"

"પણ જયારે તે પરદેશી પોતાની આંખો આંધળી રાખી આટો બાફયો જાય ત્યારે હમો હસતા રમતા ને મોજીલા ફ્રેંચમેનોનો શું વાંક?" શીલીપે બચાવમાં ધડપુછડાં વગરનું હાંકયું.

"તે શું?" મેં ગુસ્સો બાજુ મેલતાં પુછ્યું.

"કંઇબી નહી; પણ પેલાં જવાન બાનુંથી ચોંકેલા ને ચેતેલા રહેજો; પણ ખચીત, જો દોસ્ત તારી ઓલખ તો કાંઉટ રીચલ્યુ સાથે થએલી છે; એકાદ વખત તેના મેહેલમાં તેને મુલાકાત કેમ નથી આપતો? બુઢો બડો મેહેમાનદારી કરનારો છે." થોડી બીજી કેટલીક વાતચીત પછી શીલીપ રજા લઈ ઉઠયો, કે હુંબી મારી ટોપી લઇ બહાર પડયો. ખુદરતીજ મારાં પગલાં રીચલ્યુ કેસ્ટલ તરફ વધ્યાં. બાગમાં દાખલ થતાં મને પેલા બુઝરગ કાઊંટ મળ્યા.

"કેમ છો કાઊંટ રીચલ્યુ? તબીયત તો ખુશ?" મેં વાત છેડી.

"મુબારક તમારાં પગલાં, આવો સાહેબ,–આવો અંદર મી૦ વૉકર" અને કાઊંટ મને પોતાના બાગમાં ખેંચી લઇ ગયા. મારા તરફ ટગર ટગર ટીકયા પછી તે બુઢાનો ચેહેરો મને ફીકો પડી ગયલો લાગ્યો.

"હું માફ માગુછું મોંસ્યો–અરે–સાહેબ તમે ફ્રેંચમેન નથી છતાં તમારો ચેહેરો ફ્રેંચમેન જેવો લાગે છે."

"ફ્રેંચમેન જેવો!" હું હસતાં બોલ્યો. "મારો જન્મ ઈંગ્લંડમાં થયો હતો અને આ પેહેલ્લીજ વેળા મેં ફ્રાન્સની ભુમી ઉપર મારો પગ મેલ્યો છે."

"અજબ જેવું" કાઊંટ બોલ્યા. "ઘણું અજબ જેવું, તમારો ચેહેરો મને ઘણો ઓલખમાં આવે છે; પણ અંદર આવો દોસ્ત, તમે ઘણા હાકી ગયલા લાગોછ, એક કપ કોફી લેશો?"

હું મુંગે મોહડે અંદર ગયો. તે મેહેલની રચનાનો શું ખ્યાલ આપું? તે ઉપરથીજ તે કાઊંટની મોહોટાઇ જણાઇ આવતી હતી. મારી નજર ચોપાસ ઉતાવળે પેલી જવાન બાનુંની શોધમાં ફરતી હતી. પણ તે આખા મેહેલના કાંઇબી ભાગમાંનાં મેં જોયલાં દીવાનખાનામાંથી તેણી મને મલી નહી. અંતે મેં સેહેજ પુછવાની હીમત કીધી.

"તમો સાથ રહેનાર પેલાં જવાન બાનું બહાર ગયાં હશે? માફ કરજો કાઊંટ રીચલ્યુ, હું તેવણનું નામ જાણતો નથી, કદાચ તેવણ તમારાં બેટી હશે?—"

"બેટી?" કાઊંટે અજાએબીના સાદથી મને પુછ્યું.

"હું માફ માગુંછ કાઉંટ સાહેબ, કદાચ તમારી નબીરી–"

"હાહાહાહા" કાઉંટ ખડખડ હસી પડયો. મોંસ્યો, તેણી તો મારી ઘણીયાણી કાંઉંટેસ રીચલ્યુ છે."

મને ગોળી વાગી હોય તેમ હું ચમકયો. મારો ચેહેરો ફીકો બની ગયો, અને મારૂં મગજ ગુસ્સાથી તપી આવ્યું. "જુઠું છે સાહેબ, તમો જેવા તેણીના બપાવાની ઉમર લાયકના તેણીને પરણીજ કેમ શકયા." હું દીવાના માફક બખાલ્યો "તેણીની ફરેસ્તા જેવી ખુબસુરતી તમો જેવાને જોડાવા લાયકની નથી."

મારા આ ઉછળતાં જીગરના જોસ્સાભરયા શબ્દોથી કાઉંટ તો ગુસ્સામાં આવી ઉભો થયો. "મોંસ્યો, આવા બેઅદબી ભરયા શબ્દોના સ્વાદનો બદલો તમને આ મારી રીવોલવર ચખાડશે." અને તેણે પાસે પડેલી એક બંદુક ઉઠાવી.

"તમારા સેવકને પણ તમોએ તૈયાર જાણવો." હું તુરત મારી પીસટોલ મારા પેહેરવેશમાંથી ખેંચી કહાડતાં બોલ્યો.

"જવાન, તું ઘણો ઉછાછળો છે." કાઉંટ નરમ સાદે બોલ્યા. "વગર વીચારે તું શું કરવા ધસે છે તેનો તુંને કાંઈ ખ્યાલ છે? એકબારગી તું તારો જાન નહી ખોહશે તો મારો જાન લેવાથી જવાનીમાં તું એક ખુનીનો કાળો કલંક ધરાવતો થશે. કંઈ વીચાર છે? આવી છુટ્ટસેણ ઝપાઝપી કરવાને તૈયાર થયો છે, અને તેબી કોણ માટે? એક નકામી, ફાશીનની રીશીયારીમાં ફસેલી ઓરત—"

"સંભાળો સાહેબ, તેણીને માટે બોલાતા સખત શબ્દ હું સાંખી શકીશ નહીં. તમો હીચકારા છો, અને મારેથી ડરી તમે છટકવાનું બહાણું—"

કાઉંટના ગુસ્સાની અંહી હદ થઇ. તેણે ગુસ્સાથી પોતાની પીસ્ટલનો ઘોડો ચહડાવ્યો; હુંબી તૈયારજ હતો. હમો વચ્ચે એક–બે–ત્રણ બોલાનાર હતા. મેં વગર ધ્રુજવે બોલવા માંડયું–"એક–બે–ત્રણ–" અચાનક પાછળથી કોઇના ભારી હાથે મારા હાથમાંથી પીસટોલ ખેંચી લીધી. મેં ફરીને પાછલ જોયું, ત્યાં અજાયબીથી આંખો ફાડી. હમો તરફ ટગર ટગર જોતા મારા બાવા ઉભા હતા. કાઉંટ રીચલ્યુ હમારી નજદીક આવ્યા, પણ જેવી તેમની નજર મારા બાવાજી ઉપર પડી કે તેવણે એક મોટી ચીસ સાથ પોકારયું:

"જેક!"

"હા બાવાજી, તમારો દીકરો જેક" મારા પીતાએ, તે બુઝરગ કાઉંટના હાથ માનથી ઝાલતાં કહયું. "તમોથી લાંબો વખત તુલીક વીખુટો પડનાર હું તમારો દીકરો જેક છું: મને માફી બખ્ખશો, બાવાજી, જે ઉછાછળાં કામ માટે મને તમે તમારાં ઘરમાંથી દુર કીધો હતો, તે કામ માટે હું ખોદાના હુકમથી આજલગી સેહેજબી પસ્તાયો નથી, તેથી તો હું આજ તુલીક સુખી હતો, પણ એક બુઝરગ પીદરના આશીરવાદો મેળવવા હું પાછો મારી જન્મભુમી ઉપર ફરયો છું."

મારા પીતાને આવું બોલતાં, અને કાઉંટને તેમની સાથ વાહાલથી ભેટતાં જોઈ હું તો દંગજ થઈ ગયો; પણ થોડા વખતમાં મને નીચલો ખુલાસો મલ્યો.

મારા બાવા જેક કાઉંટ રીચલ્યુના એકપુરા બેટા થતા હતા. જવાનીમાં તેવણે ફ્રાન્સમાં મુસાફરી ખાતર આવેલી એક જવાન ઈંગ્રેજ બાનું સાથ લગન કરવા તેમનાં કાઉંટ પીતા પાસ પરવાનગી માગી, પણ તેમના માતબર બાવાને તો પોતાના બેટા અને ભતીજના કાઉંટ માટે ઘણા મોટા મોટા વીચારો હતા, જેથી તેવણે આ માંગણી તુચ્છકારી કહાડી. મારા બાવા પોતાના વીચારને મક્કમ વળગી રહી તે ઈંગ્રેજ બાનું–એટલે મારાં માતા–ને પરણ્યા. કાંઉટ રીચલ્યુએ આ જબરી નાશીપાસી અને તેવણની ધારવામાં આવતી નામોશીથી ઉશકેરાઈ જઈ પોતાના વારસ બેટાને પોતાનાં મકાન તેમજ વારસા અને વાહાલથી દુર કીધો. આથી મારા બાવાએ દલગીરીથી ફ્રાન્સ છોડી ઇગ્લંડમાં પોતાનું મકાન કરયું. તેવણ કોઇ દીવસેબી પોતાના ઉમરાવ પીદરનું નામ લેતા નહી, જેવણે તેવણને આવો જબરો ગેરઇનસાફ કરયો હતો. હું એક અમારી ખેતાબના બપાવાનો નબીરો અને જાતે એક ફ્રેંચમેન હતો તેથી બીલકુલ આજ તુલીક અજાણ્યો રહયો હતો. મારા બાવા તેવણના કહયા પ્રમાણે આજેજ ફ્રાન્સ'થી આવ્યા હતા, અને મને મારા હોટલમાં ન જોઇ, છુપા એકદમ એકલા પોતાના પીતાને મલવા "રીચલ્યુ મેનર"માં આવી ચહડયા, જયાં તેઓએ એક એકથી અજાણ્યા બપાવા દીકરાની સગાઇ ધરાવતા અમે બન્નેને છુટ્ટસેણ ઝપાઝપી માટે તૈયાર ઉભેલા જોઇ, કાંઇબી ઉછાછલું કામ કરતાં અમોને એજગેબી બચાવ્યા હતા. અરે! ત્યારે પણ મારાં પેલાં જવાન બપાઇજી? મેં તેવણ બાબે સવાલ કરયો.

"બપાઇ? નહી આરચી, મારાં મા તો બીચારાં હું નાનો હતો ત્યારેજ મરણ પામ્યાં." મારા બાવા બોલ્યા, "પણ કદાચ મારા કાઊંટ બાવાજી પોતાના મેહેલમાં બીજાં કાઊંટેસને લાવ્યા હશે."

"હા, આવો મારાં ફરજંદો, અને તમો તેણીને મલશો."

મારા બાપનો હાથ વાહાલથી ઝાલી રાખી મારા બપાવા આગળ વધ્યા. પીકચર ગેલેરી ઉપર ટંગાપલી અમારા વડવાઓની સબી ધ્યાનથી જોતાં જોતા હું તેમની પાછળ એક બંધ બારણું નજદીક તેઓ સાથ આવી થોભ્યો. તે ઓરડાની બારીનો જાડો પદડો ખસાડી મારા કાઊંટ બપાવાએ અમને માંહે જોવાને ઇશારત કરી.

અંદર એક સોફા કોચ ઉપર એક પંચાવન ને ૬૦ ની વચ્ચેની બુઝરગ બાઈ પાકેલા સફેદ બાળો, અને કરચળી વળેલાં વાંકાં આંગ સાથની બેઠી હતી. તેણીનું હાલનું બોખું, રીકું મોહડું એક વેળા ઘણી ખુબસુરતી ધરાવનારું હોય તેમ દીસતું હતું.

"આ મારાં બીજાં ધણીયાણી, કાઊંટેસ રીચલ્યુ." મારા બપાવા તે બુઝરગ બાઇને જોઈ ધીરેથી બોલ્યા.

"પણ ત્યારે પેલાં જવાન ખુબસુરત બાનું કયાં છે? તેવણ કોણ છે? આ એવણ મારા બાવાનાં સાવકાં મા, અને મારાં સાવકાં બપાઇ કાઊંટેસ રીચલ્યુ છે, તો તે સુંદરી તમો સાથ શું સગાઈ ધરાવે છે મોટા બાવા?" મેં ધીરે સાદેજ પુછયું.

"તું જો તો ખરો આરચી, પછી મને પુછજે; એક અડધો કલાક અહીંજ તમો ચુપકીદીમાં ઉભા રહેવો." કાઊંટ બોલવાનું પુરું કરી રહે તે આગમજ તે ઓરડા માહેલા પડદાની પાછલથી એક નાની પેટી સાથ એક જવાન દાસી દાખલ થઈ.

"જેનેટ, તુંને કેટલી વાર?" પેલાં બુજરગ બાઈ યાને કાઊંટેસ રીચલ્યુએ પોતાની દાસીને કહયું.

"કાઊંટેસ મારાં, હું માફ માગુંછ; માલીનો હાથ લચકાઇ જવાથી આજે રાસ્પબેરી ચુંટવા બાગમાં તેણે મને રોકી હતી" દાસીએ બચાવમાં કહયું.

"હં, પણ કાઊંટ કયાં છે?"

"કોઇ મુલાકાતે આવ્યું છે તેમની સાથ રોકાયલા છે."

"કોણ? મર્દ, કે ઓરત?" ઇતેજારીથી કાઉંટેસે પુછ્યું.

"બે મર્દો"

"ઠીક ત્યારે, તેઓની અંહી આવવાની કાંઇ ધાસ્તી નહી. તોબી બે કલાક પછી મારશીયોનેસ ડ-સેવન મારી મુલાકાતે આવનાર છે, એટલે મારે તૈયાર થવું જોઇયે. આહ! જેનેટ, મારો આવો મરધીખાઉ જેવો મુરદાલ ચેહેરો આ સામી આરસીમાં જોતાંજ મારો જીવ બળીને ખાખ થઇ જાય છે. ચાલ છોકરી, ઉતાવળી થા, મારો આ બેડોળ ચેહેરો ફેરવી નાખ." કાઊંટેસ ચુપ થયાં કે દાસીએ પેટી ખોલી માંહેથી એક કાળા ચળકતા લાંબા મરોડદાર ચોટલા સાથની એક બાલની તોપી કાઢી કાઊંટેસનાં બુઢાં માથાં ઉપર સરખી ગોઠવી, જેથી તેણીના સફેદ પીસટાં જેટલા બાલો સેહેજમાં ઢંકાઇ ગયા, અને તેને બદલે ૧૭ વરસની છોડી જેવા ચળકતા કાળા બાલ ધરાવનારૂં માથું દીસવા લાગ્યું. વળી પેટીમાં હાથ નાખી દાસીએ માંહેથી આખા બત્રીશ દાંતની એક બનાવતી બત્રીશી ખેંચી કાઢી કાઊંટેસનાં બોખાં મોઢાંના ખાડામાં બરાબર જગ્યે ઉભી કરી નાખી કે જોઇ લેવો તે બુઢી ચીમરાયલી હડપચીનો ઉભો ટેક! ત્યારપછી અમારી વધતી અને વધતી અજાયબી વચે તે બોખું થઇ ગયલાં શરીર ઉપર 'સ્ટેસ' સાથના પોષાકો ઉપર પોષાકો તે દાસીએ પેહેરાવવા માંડયા, જેથી તે વાંકું બદન સીધું ટટાર થયું, એટલુંજ નહી પણ તે મુરદાલ શરીરે બફેણાની બરણી જેવો બહારથી દેખાવ પકડયો. હવે મોઢાંની બહારની ખુબસુરતી ઉપર પેલી ચપળ અને વફાદાર દાસીના હાથ ચપક ચપક ચાલવા લાગ્યા. આહ! તોબાહ! પેલી ફેશીનમાં ફસેલી, ખુબસુરતીને માટે આબરૂ ખોહનારી ડોસી બેલાશક હજામના હાથમાં જેમ મુંડી આપી હોય તેમ બેદારકર બેસી રહી. દબ્બી પછી દબ્બીઓ તરેહવાર રંગ અને પાઉડર સાથની નાની પીછીઓ સહીત પેટીમાંથી બહાર પડવા લાગી. એક નાની શીશીમાંની થોડી લાલ પ્રવાહી એક સોટી ઉપર લઈ જેનેટે ઝપાટામાં કાઊંટેસના ફીક્કા ખડબચડા હોઠો ઉપર ઘસી કાઢી, કે જોઇ લેવો તે હોઠોની લાલાશ! ભલાં મખ્ખાઈ દાઉમબી પાણી ભરે!! અરે છટ! બદખશાનનાં બેમુલાં લાલનેબી બાજુ બેસાડે!!! કાઊંટેસના ચીમડાયલા ગાલ ઉપર રંગ અને પાઉડરના લેપડાએ જગા લેતાંજે ઘણીક જવાન બાનુઓંની અદેખાઇ ખેંચે તેવા તેણીના રોખશારા ગોલાબી થઇ નીકળ્યા. આટલાથીજ આ કાવત્રાંબાજ ખુબસુરતી કાંઇ અટકી નહી. રેશમ જેવી પાતળી નાજુક સલીઓ કાળા રંગમાં બુડારેલી ધીરે ધીરે કાઊંટેસનાં સફેદ પાપણ અને ભવાંઓ ઉપર ફરી રહી, કે પછી કોઇ કવીનું ધ્યાન ખેંચાઇ રહે તેવો તે આંખ્યોએ બહાર પકડયો. ઉંચી એડીનાં બુટ અને જવાહેરોમાં પોતાનું આંગ જડી લઇ પેલાં કાઉંટેસ બાઇ હાથમાં નાજુક પંખો લઇ ધીમે કદમે ચાલતાં (ખરૂં કહીએ તો તેવણથી ઉતાવળમાં ચલાતુંજ ન હતુ) આરસીના તખ્તા આગળ જઇ ઉભાં. ઓહ! તે પળના મારા દીલના ગુસ્સાનો હું મારા વાંચનારાઓને શું ખ્યાલ આપું? જે સુંદરી મેં આગગાડીમાં જોઇ, તેણીના જેવી ખુબસુરત બીજી કોઈ ન હશે એમ માન્યું હતું, તેમજ નાટકશાળામાં તેણીને જોવા પછી મારા દોસ્ત આરથરને પુછી ખાસ તેણીનું મકાન જાણી લઇ "રીચસ્યુ કાસ્ટલ" તરફ આવી તેણીને ખાતર મારા બપાવા સાથ જીવલેણ લડાઇમાં વકીલ ઉતરયો, તેણી કોણ? અંતે જાહેર થયું તેમ, ફેશીનમાં મરી રહેલી, ખુબસુરતી માટે આબરૂ ખોહનારી, એક ૬૦ વરસની બેવકુફ બદસુરત બુઢીયા, અને તેબી અફસોસ! મારી સાવકી બપાઇ! મને ચક્કર આવી ગયા, અને જો મારા બાવા મને ધરી લેતે નહી તો હું જરૂર જમીનદોસ્ત થતે.

મારા બપાવાએ પાછલથી જણાવ્યા પ્રમાણે તેવણે એક ખુબસુરત જવાન બાનુંને પોતાના મેહેલમાં કાઉંટેસ તરીકે રાજ કરવાને લાવવા વીચારયું, અને તેથી આ બહારની અખુદરતી ખુબસુરતી ધરાવનાર, જવાન દેખાતી બાનુંને તેવણ પરણી લાવ્યા. પાછલથી તેવણે આ પોતાની ભુલ જોઈ, પણ શું કરે? નાચાર! તેણીને ઓલખનારાં લોકો છડેચોક તેણીનાં મોંહ ઉપર હસતાં. આટલાં ઉપરથી મને તુરત મારા દોસ્તના ટકોરભરેલાં હસવાનો અર્થ સમજ પડયો.

મારા બપાવાએ પોતાની આગલી નાકદર ચાલ માટે ઘણા પસ્તાઈ મારાં માતાજી તે તેમનાં વહુની માફી ચાહી, તેમને પાછા તેમનાં હકદાર મકાન "રીચસ્યુ કેસ્ટલ"માં લીધાં.

વરસો વહી ગયાં છે. હાલ હું પોતે કાઉંટ આરચીબોલ્ડ રીચસ્યુનો ખેતાબ ધરાઉં છું, અને મારા દોસ્ત ફીલીપની હસમુખી બેહેન એનડરીએ મારી માનવંત કાઊંટેસ બની મને દુનિયામાં ખરો સુખી કીધો છે. પણ એ મારી સવીત્રી ધણીયાણી હમારાં નાનાં બચ્ચાંઓની વચ્ચે બેસી જયારે ત્યારે પેલી નાટકશાળામાંની સુંદરી!! તરફનાં મારાં હેતની યાદ આપી મને પજવે છે.

જરબાનું કાવસજી દાવર.

---

**એક બાનું ડાકટરનાં લગન**—લંડનનો એક સોલીસીટર એક બાનું ડાકટર સાથે હમણાંજ પરણ્યો છે. તેઓનાં લગન દેવોનશીયરનાં પ્રગણામાં કરવામાં આવ્યાં હતાં. વરરાજાને લગન પછી તરતજ લંડન મોકલવામાં આવ્યા, અને કન્યાએ પોતાના ધંધાની ફરજો ઉપર તરતજ જવાની બેહોંસ કીધી, કે જે ફરજો આવા એક વગર અગત્યના બનાવ માટે મુલતવી રાખવાનું તેણીએ વાજબી ધારયું નહીં.

# ઘર બાંધવાનું.



જે ઘર બાંધવા વીશે અત્રે બોલ્યે છીયે તેને ચુના, મટોડાં યા ઇંટ સાથે કશું કામ નથી. તે એક જુદીજ જાતનું બાંધકામ છે, કે જેમાં દરેક ડાહી સ્ત્રી રોકાયલી રહે છે.

એક ખરેખરૂં ઘર અને ઘર કે જેમાં વસનારાં તેને ફક્ત ખાવા અને સુવાની એક જગા તરીકે ગણે છે, તે બે વચ્ચે ઘણો ફેર છે; તેટલોજ તફાવત એક અને બીજાં ઘર વચ્ચેનો પણ છે.

એક ઘરમાં વસનારાંઓની નેકી યા બદીની અસર તેના ઉંબરપર દાખલ થતાંજ આપણી પર થાય છે. જે ઘરમાં દાખલ થતાં નીયમ, સફાઈ અને સુખ જોવામાં આવે છે તેમાં વસનારાંઓ વીશે આપણાં દીલમાં કેવી અસર થાય છે? જ્યારે જ્યાં દરરોજ ગંદાપણું અને અનીયમીતપણું જણાય છે તેમાં વસનારાં વીશે આપણને કેવા વીચાર આવે છે?

હાલના દીવસોમાં જીંદગી ઘણી ગુચવણ ભરી છે, અને એક નાનાંમાં નાનાં ઘરની જરૂરીયાતો પણ ઘણી હોય છે તેથી ખરાં દીલથી કામ કરનારાંઓને પણ જેવું તેવું કરી પુરૂં કરવાની લાલચ થાય છે. એક વચલે વાંધેના ઘરની માતાની જીંદગી સૌથી કઠણ, સૌથી હાકવી નાખનારી, અને મન અને તન પર સૌથી વધુ બોજો નાખનારી છે. તેણી કે જેણી દશ રૂપીઆનું કામ પાંચ રૂપીઆમાં કરવા ફાંફાં મારે છે, તેને ગરીબાઇનો ફટકો ખચીતજ ઘણાં જોરથી લાગે છે. વધારે નીચલા વર્ગના લોકો જેઓ આજે ખાય છે અને આવતી કાલે અડધાં ભુખાં યા તદન ભુખાં રહેવું પડે છે, તેઓની ગરીબાઇ દયાને ઓછી લાયક છે. તેઓને કાંઇ પોતાના દરજ્જાનો વીચાર કરવો પડતો નથી. તેઓને પોતાની હાલતને અનુસરતો પોશાક પેહરવો પડતો નથી, તેઓને પોતાનાં છોકરાંઓને કેળવી બહાર પાડવાં પડતાં નથી, તેઓ પોતાનીજ મેલે કેળવાય છે અને પોતાનીજ મેલે દુ-નિયામાં બહાર પડે છે. પેહલાં જણાવેલા એક વચલે વાં-ધેના ધંધાદારી પુરૂષની ધણીયાંણીને ચોકસ રકમમાંથી એક આબરૂદાર ઘરનો ખરચ ચલાવવો પડે છે, ઘરમાંના દરેક ઓરડા સફાઇથી રાખવા પડે છે, છોકરાંઓને એશકી નહી તો સફાઇદાર કપડાંમાં ફેરવવું પડે છે અને એ સિવાય સંખ્યાબંધ પરચુટણ જરૂરની ચીજો પુરી પાડવી જોઇયે છે.

આએ જાતનાં હજારો ઘરો આપણા દેશમાં ડહાપણ અને અક્કલથી બંધાવાં જોઇએ છે. એવાં ઘરની ડહાપણવાલી સ્ત્રીઓ મન અને તનની દરેક શકતી કામે લગાડી હીમતથી કામ કરે છે, અને પોતાનાં સઘળાં ગૌવતને કામે લગાડે છે.

આવી મેહનતમાં વરસો ગુજારયા પછી તે ધીરજવાળી ઘર બાંધનારીની પીઠ વાંકી વળી જાય છે; ઘરનાં કામકા-જમાં તેના સુંદર હાથો ફેરવાઇને ખભરાયલા અને સખત બને છે, રોંજ ખરચની ગણત્રી કરતાં ચીંતાથી ચેહરા અને ભવાંપર કરચલી વળે છે, જ્યારે બબરચીખાનાની ગરમીથી તેણીની નાજુક ચામડીનો રંગ કાળાશ મારે છે, તેમાં કાં-ઇબી અજબ થવાનું છે?

જે આંખો વધારે ઊંડાણમાં બારીકીથી જોઇ શકતી નથી, તેઓને ઉપલી હારની નીશાનીઓ બહારથી દીસે છે; પણ જેઓ આ નીમકહલાલ ઘરનાં પરીણામો જોય છે તેઓને તે સારાં લક્ષણની ખાતરીપુર્વક આરસીમાંથી દેખાઈ આવે છે.

તેજ જીવ સુખી છે, જેને વરસો સુધી કીધેલી મેહનતપર જોતાં માલમ પડે છે કે જે ઘર ઈંટો વડી ધીમે ધીમે અને મક્કમપણાંથી બાંધવા માંડયું હતું તે બરાબર અને નીમ-કહલાલીથી બંધાઇ ચુકું છે અને તેમાં ઉછરેલાંઓને વાહાલું અને માનીતું થઇ પડયું છે. ત્યારે જોકે પાયાથી તે ટોચ સુધી તે ઘર દરેક રીતે મજબુત, સંગીન અને ખરેખરૂં રોણકદાર હોવા છતાં કોઇ પારકાની આંખોએ તેની બાં-ધણી નાની અને દમ વગરની જેવી લાગતી હોય તો શું થયું!

ખરાબ બનાવેલી ઈંટ અથવા તો બેદરકારીથી કીધેલું કામ ટુકડે ટુકડા થઈ જશે નહી તેથી પણ વધારે જો શરૂઆત સારી કરવામાં આવી હશે પણ તેને ચલાવવાની રીત ખોટી હશે તો છેલ્લે નાશ પામેલાં ખંડીયેર સિવાય બીજું કાંઇજ રહેશે નહી.

તેણીની જીંદગીનાં ઘણાં ઉદયોગી વરસોમાં ઘણીએક સ્ત્રીને મનને ખીલવી શકાય તેવાં વાંચણનો શોખ ચાલુ રાખવાનું ઘણુંજ મુશકેળ થઇ પડે છે; બધા ભોગોમાં આ ભોગ સૌથી મોટો છતાં તેણીને થોડો વખત તેમ કરવુંજ પડે છે.

જે અભ્યાસ જુવાનીમાં તેણીને ખુશાલી થઈ પડતી હતી, તેને બદલે ઘરને લગતી સઘલી ચીજોનો અભ્યાસ જે કાંઈ ઓછી અગતનો નથી, તે તેણીએ કરવો જોઇએ. ઘર, કુટુંબ, તનદરોસ્તી અને પોતાની આસપાસની સઘળી ચીજોને કેમ સુંદર બનાવવી અને ઉંચી સપાટીપર મુકવી, તે શીખવામાં ધ્યાન રોકવું જોઇએ. આથી જોકે દુનિયામાં ચાલતાં બીજાં કામકાજોમાં કાળજી રાખી શકાશે નહી, તો પણ જ્યારે ફુરસદનો વખત આવશે—કે જે જરૂરજ આવવાનો—ત્યારે મનની શકતી કાંઈ ઓછી થવાની નથી, અને બીજી ચીજો માટેની કાળજી અને ભુખ વધારે વધશે.

જે માણસ તેના ધંધામાં ફાવવા માગતો હોય તે એકી વેળાએ ઘણા ધંધા સાથે કરશે નહી. પણ એકને ખીલવવા માટે સઘળું મન અને શકતી રોકશે તો છેલ્લે તે સંપુ-રણ બનાવશે.

તેજ પ્રમાણે એક ડહાપણવાલી સ્ત્રી પણ કરે છે. તેણી-નાં ઘરના કાયદા કાનુનો પર બરાબર ધ્યાન આપવાથી તે-ણી તેમાંની રાણી, વજીર, દોસ્ત અને વીસ્વાસુ મિત્ર ગ-ણાશે. જેઓને માટે તેણી મેહનત કરે છે તેઓ સાથે જ્યાં સુધી તેણી ન તુટે તેવી સાંકળથી બંધાશે નહી અથવા તેઓનો પ્યાર અને વીશ્વાસ મેળવશે નહી, ત્યાં સુધી તેણી-નાં કામોની વખાણ તેણી સંપુરણ ગણશે નહી.

કેઇ ચીજ એક પુરૂષ, જુવાન્યા અને બાળકનું "ઘર" બનાવે છે? ખચીતજ ભીતો, ઓરડા અને તેમાંનો સર સામન નહી.

તે ઘરમાંનો એક નરમાસવાલો જીવ, જે દરેકનાં દુઃખમાં ભાગ લેતો હતો અને દરેકની કદર પીછાંણતો હતો તેને કહાડી લેવો અને પછી સઘલી ચીજ જીવ વીનાની અને થંડી ધુળ મીસાલ લાગશે.

ખોરશેદ.



# કાતરની બનાવટ.



પેહલી નજરે જોતાં આપણને એમ લાગતું નથી કે એક કાતર બનાવવા માટે ૭ માણસો કામે લગાડવાની જરૂરીયાત છે; અથવા ખરી રીતે કહીયે તો, પાંચ પુરૂષો અને એક સ્ત્રી મળી એક કાતર બનાવે છે; પણ એમજ છે; અને શેફીલ્ડનાં તથા બીજાં સંખ્યાબંધ કારખાનાંઓમાંથી હજારો કાતરો જુદા જુદા કારીગરોના હાથમાં થઇને અંતે જે ચલકતી અને ઉપયોગી ચીજ આપણે દરરોજ આપણી આસપાસ જોઇયે છે, તે બને છે.

શેફીલ્ડના એક કારખાનાવાલાની મેહેરબાનીથી એક લખનાર કાતરની બનાવટ શરૂઆતથી તે છેડા સુધી જોવા પછી તેનું વર્ણન હેઠલ પ્રમાણે આપે છે.

શેફીલ્ડ લોહડાં તથા અજાયબીઓથી ભરેલું એક શેહર છે. અનજાણાઓ તેને ફક્ત કારખાનાંઓથી ભરેલી જગાજ વિચારે છે, પણ ત્યાંથી બાહેર પડતી ચીજોનો વિચાર કર્યે તો માલમ પડે છે કે, જેટલાં જોઇયે એટલાં કારખાનાં હજુ સુધી ત્યાં ચાલુ નથી. નાના નાના ભાગો કરીને, ફક્ત થોડાંક મોટાં સિવાય, સઘળાં કારખાનાંવાલાઓ પોતાનાં કામો બાહેરના કારીગરોને વેંહચી આપે છે. આથી દરેક જણ પોતાનું કામ પોતાનાં ઘરમાં કરવાને શકતીવાન થાય છે, અને તેનાં પરિણામમાં ત્યાંના મોહલ્લાઓ અને રસ્તાઓ ઉપરથી પસાર થતાં સંચાના અવાજો ચાલુ આપણા કાનો ઉપર પડે છે.

એકસરખાં ઘરોવાલા લાંબા મોહલ્લાનાં એક નાનાં ઘરમાં તે લેખનારને લઈ જવામાં આવ્યો હતો. પછવાડેના ચોકની ત્રણ બાજુએ આ કામ કરવા માટેના ઓરડાઓ આવેલા હતા. ભોંયતળ્યે એ ઓરડાઓમાં ભઠ્ઠીઓ મુકેલી હતી. એને મઠાળે બીજા બે ઓરડા હતા, જ્યાં લુહારોના હાથમાં થઇને કાતરો લઈ જવામાં આવતી હતી.

ઘડવાની રીત.—જુદી જુદી લંબાઈ પોહળાઇના ઘણા-એક લોહડાંના સળીયાઓમાંથી એક સાંકડો લઇને જ્યાં સુધી તેનો છેડો લાલ તપી આવે ત્યાં સુધી ભઠ્ઠીમાં નાખ્યો. ત્યાર પછી એક પથરના કડકા ઉપર ત્રણ એરણો મુકેલી હતી ત્યાં લઇ ગયો, જેઓમાંની એક તદન સપાટ, બીજી એક ખાંચાવાલી અને ત્રીજી ત્રણ ખાંચાવાલી હતી. તે ઢગઢગતાં લોહડાંને પેહલે એક, પછી બીજી, એમ ત્રણે એરણો ઉપર પોતાની હથોડી વડે અતી ચાલાકીથી થોકીને થોડીક પળમાં હાથા વગરની કાતરનો જાડો આકાર તેણે બનાવ્યો. આ પ્રમાણે ફરીથી કરવાથી કાતરનું બીજું પાનું ઉભું થયું, જે બંનેની ઉપર નંબરો પાડવામાં આવ્યાં હતાં, કે જેનું કારણ હવે પછી જણાશે. હાથાને માટે બંને પાનાંના ભઠ્ઠીમાં નહીં નાખવામાં આવેલા છેડાઓ બીજી ત્રણ એરણો ઉપર મુકી બનાવવામાં આવતા હતા. હવે તેને સખત કરવા માટે રંગના ડાઘ પડેલાં, છુટાં પાનાંઓને આખી રાત કોલસાની સગડીમાં મુકવામાં આવતાં હતાં. અને આ પ્રમાણે ગરમી આપવા પછી તેમને ધીમે ધીમે ઠંડાં પાડવામાં આવતાં હતાં, કે જેથી ધાતુની સ્થીતિસ્થાપકતા પણ ઓછી થતી હતી. આ જગોએ થોડાક વખત માટે લુહારનું કામ પુરૂં થતું, અને કાતરોને બીજી ગતી આપવા માટે લઈ જવામાં આવતી.

કાનસે ઘસવું.—બીજા માણસનાં હથીયારોમાં કાનસોની એક હાર અને પદાર્થને મજબુત પકડી રાખવા માટે એક સંચો માલમ પડતાં હતાં. એક સાધારણ જાતની કાતર માટે આ માણસનું કામ ઘણું સાદું હોય છે, કારણકે ફક્ત હાથાઓનેજ કાનસે ઘસવામાં આવે છે અને પાનાઓને તો એક પથર ઉપરજ સાફ કરવામાં આવે છે; પણ સારી જાતની, અને ખાસ કરીને ભરતકામોને માટે વપરાતી કાતરોના હાથા તેમજ પાનાં પણ ઘસવામાં આવે છે. કેટલાક કાનસ ઘસનારાઓ અસાધારણ કાબેલ્યત ધરાવતા હોય છે.

ઘસનારાઓની મરજી મુજબ ઘસવા પછી બંને પાનાને ફરીથી લુહાર આગળ લઇ જવામાં આવે છે, કે જે કાંઇ ભેદ ભરી રીતે ઠોકી ઠાકીને તેનું આગલું બેડોળપણું દુર કરી વધારે સારો આકાર કરી આપે છે.

નાકાં પાડવાં અને સખત કરવી.—નાકાં પાડવાનું કામ કારખાનાની બાહેર કરવામાં આવે છે. આ એક ખાસ શાખા છે, અને દરરોજ તેઓ જુદાં જુદાં કારખાનાવાળાઓની કાતરોમાં નાકાં પાડવા સીવાય બીજું કશું કરતા નથી. નંબર પ્રમાણે બે પાનાઓને તેના હવે પછી આપવામાં આવનારા ઘાટ પ્રમાણે એકેકની પાસે ધરીને પેલા મજબુત પકડી રાખવાનાં સંચામાં મુકવામાં આવે છે, અને પછી એક લોહડાંના સ્ક્રુથી એકજ વખતમાં બંને પાનાંઓમાં નાકું પાડવામાં આવે છે. ફક્ત સારી જાતની કાતરોનેજ સ્ક્રુ મારી એકઠી કરવામાં આવે છે; વધારે હલકી જાતની કાતરોને લોહડાંની ખીલીથી જડી લેવામાં આવે છે.

હવે સખત કરવા માટે ચાલાક અને અનુભવી માણસની જરૂરીયાત છે, કારણકે કાતર બનાવવાનો સઘળો આધાર તેનીજ ઉપર છે. રાતી તપાવવા પછી કાતરને—જે હજી સુધી બે જુદાં જુદાં પાનાંમાંજ હોય છે—તેને ઠંડાં પાણીમાં ધીમેથી ડુબાડવામાં આવે છે. આ કામને સખત કરવાની ક્રીયા કહે છે. જો ધાતુને ધીમે ધીમે નહી પણ

ઘણી ઝડપથી પાણીમાં નાખવામાં આવે છે તો તે જલદીથી ભાગી જાય એવી થઇ જાય છે, અને તેટલા માટે કશા ઉપયોગમાં આવી શકતી નથી. જુદી જુદી જાતનાં લોહડાંઓને જુદી જુદી વધતી ઓછી ગરમી આપવાની જરૂર છે, માટે આ કામ માટે બીનઅનુભવી માણસ રખાઈ શકાતો નથી.

પાણીમાંથી કાતર કહાડીને આ કામ કરનાર એક સગડી આગળ તેને ધરીને ઉભો રહયો. એકાએક તે લોહડાંનો રંગ બદલાવા લાગ્યો; પેહલાં પીળો, પછી રાતો અને પછી બ્લુ રંગ, એમ ધીમે ધીમે રંગ બદલાતાં તે સમજતો હતો કે બરોબર ગરમી તેને પુગાડવામાં આવી છે કે નહી. જો ગરમી ઘણી હોય છે તો લોહડાંના કકડે કકડા થઇ જાય છે, અને જો થોડી હોય છે તો તેનું પરીણામબી એવુંજ આવે છે.

ધાર કહાડવી.—ધાર કહાડવાની જગોએ ઘણો ખુશનુમાં દેખાવ આપણી નજરે પડે છે. ત્યાં કેટલાએક જુદા જુદાં કદના ધાર કહાડવાના પથરો ચાલુ કામ કરતા દીસે છે. તે શખ્સ કાતરોને ઝડપથી ફરતાં યંત્રો ઉપર ફેરવે છે, ત્યારે સુનેરી ચીણગારીઓનું ઝાપતું વરસાદની માફક તેના આંગળાંઓ આગળથી ઉડે છે. કાનસથી ઘસવાથી પડેલા ડાઘો કાહડી નાખવા માટે આ યંત્રની સાથ એક નાનો પથર પાણી લગાડવા વગર વાપરવામાં આવે છે. આ ડાઘો કહાડી નાખવા પછીજ ખરૂં ધાર કહાડવાનું કામ શરૂ કર્યામાં આવે છે. તે માટે એક વધારે મોટું ચક્કર વારંવાર પાણીથી ભીંજવી ઉપયોગમાં લેવામાં આવે છે. હવે તે ધાર કહાડનારનાં આંગળાંઓ ઘણી ઝડપથી ફરીથી વારા ફરતી છેડા અને અંદરની બાજુ ઉપર ફેરવે છે કે ચલકતી ચીણગારીઓનું ઝાપતું વરસવા માંડે છે. તે જેમ જેમ કામ કરતો જતો હતો, તેમ તેમ પાણી અને પથરની રેતીની કાંઇ પીળી મેળવણી ધીમે ધીમે તેના ચેહેરા અને કપડાંઓ ઉપર ઘર કરતી હતી. છેલ્લે તે ચીણગારીઓનાં અજવાળામાં એક સોનાથી મઢેલાં માણસની માફક દીસવા લાગો હતો. આ દેખાવ ઘણો અજાયબ જેવો, તેમજ ઘણો સુંદર લાગતો હતો, પણ આપણે આ દેખાવ જોવા હવે વધુ વાર થોભી શકતાં નથી, કારણકે કાતરની છેલ્લી બનાવટ જે સ્ત્રાઓનાં કામમાં આવે છે, તે જોવા જવું જોઇયે.

સમારવું—શણગારવું.—આ કારણ માટે પેહલાં હાથાને કાનસે ઘસવા પછી એક સંચાને જોડેલા પોલાદના કડકા વતી ઓપવામાં આવે છે. આથી તેઓ ધીમે ધીમે ચળકતી થાય છે. બરોબર ઓપ આપવા પછી બીજા ધણીને બંને પાનાં હવે એકઠાં ગોઠવવા માટે આપે છે. ઓપવાનું કામ ઘણું હલકું છે, અને તે માટે નાજુક હાથોની જરૂર હોવાથી સ્ત્રીઓજ આ કામ કરે છે.

આ પછી કાતરની સંપુર્ણ બનાવટ માટે જેવી હાલતમાં આપણે જોઇયે છે, તેમ મુકી, બનાવનારનાં નામે છાપ મારી ઇસ્કોરૂ પોઇ મજબુત બંધ કરી લીધામાં [illegible] છે. જોનારને હવે ખરી કાતર બનેલી લાગે છે, [illegible]હારથી દીસે આથી કાપવાની કોશેપ કરે તો માલમ પ[illegible] મારવામાં તેની ભુલ છે. તે ધણીને કે તેના નોકરને સંતોષ પમાડે એવી કરવા માટે તો હજુ કરવાનું બાકી છે. પેહલાં તો ધીમેથી હથોડી વડે ઠોકીને કાતરને સીધી કરવામાં આવે છે, પછી ઇસ્કોરૂ ઉપરનું નંબર અને લુહારે પાડેલું નંબર સાથે મેલવી પેલાં કાતરનાં પાનાંઓને ફરીથી ધાર ચઢાવવા માટે ચામડાંથી ઢાંકેલાં લાકડાનાં કે શીસાનાં ચક્કર ઉપર ફેરવી ફરીથી તેની ઉપરના સઘળા ડાઘો કહાડી નાખવા માટે ઓપ ચઢાવનારી સ્ત્રીઓને સોંપવામાં આવે છે. તેઓ સઘળું કહાડી નાખ્યા પછી તેને થોડાક કલાક ચુનામાં મુકી નરમ કપડાં વતી સાફ કરી દુનિયાના જુદા જુદા મુલકોમાં મોકલવામાં આવે છે. આ કારખાનાઓમાં કામ કરતા માણસોની પોતાનાં કામની કાળજી અને હસમુખો દેખાવ આપણું ઘણું ધ્યાન ખેંચે છે. તેઓ પુરતું સ્વતંત્રપણું, અને ઘટતી મગરૂરી રાખી દરેક પોતપોતાનું કામ ઘણી સફાઇથી કરે છે.

આ ઓગણીશમી સદીમાં શોધ કરનારાઓએ બીજી ચીજો માફક કાતરનેબી તહરેવાર ઉપયોગમાં આવી શકે એવી બનાવવામાં કશું બાકી રાખ્યું નથી. ચોક્કસ કારણોને માટે ચોક્કસ કાતરો બનાવવામાં આવી છે. બતન હોલ કરવાની, ફુલ કાપવાની, દરાખના માંડવામાંથી દરાખ કહાડવાની, બાનુંઓના પોશાક વેતરવાની, બતીના કાકરા કાપવાની ઇત્યાદી, જાત જાતની કાતરો આવે છે; પણ બાલ કાપવાની કાતર, કે જેમાં બાલ હોરવાનો એક નીપ્યો પણ જોડેલો હોય છે, તેની નવીજ શોધ કરવામાં આવી છે. બીજી એક ઘણીજ જાણવા લાયક કાતર છે, જે જુદી જુદી નવ જાતનું કામ બજાવી શકે છે. જયારે તેને પેહલી ઉઘાડવામાં આવે છે, ત્યારે સાધારણ કાતરનું કામ તે બજાવે છે, પછી હાથાની પછવાડેથી ઉઘાડતા ફુલો અને સીગાર કાપવામાં આવે છે; બીજું ઉઘાડતાં બતીના કાકરા માટે વપારાય છે, બંધ કીધાથી તે ત્રણ ઇંચનું માપ થાય છે; વળી તે કાગજ કાપવાની છરી, રેલવેની ગાડીની કુંચી અને સ્ક્રૂ ઊઘાડવામાં પણ કામ લાગે છે.

તેના મુળ ઘાટમાં આટલી બધી મેળવણીઓ થવા છતાંબી તે પોતાનું અસલ રૂપ કદી છોડતી નથી. ઉપર લખેલાં સીવાય જયારે નાસ્તાની ટેબલ ઉપર બાફેલાં ઈંડાંનું કોટલું કહાડવામાં આવે છે ત્યારે પણ તેનું રૂપ તો અસલજ હોય છે. તોબી એવું કહેવામાં આવ્યું છે કે હમણા એક અતી કાબેલ શોધકર્તાએ એક એવી જાતની કાતર બનાવવાનું "પેટંટ" લીધું છે, કે જે કદાચ હમણાંની કાતરની બનાવટમાં મોટા ફેરફાર કરી મેળશે. તેની ફતેહ માટે હજી સુધી બોલી શકાતું નથી, કારણકે તે રીત ઇંગલંડમાં પણ કોઇને ખબર નથી.

RUBY.

---

**નીચલાં પુસ્તકની પોંહચ માન સહીત સ્વીકારયે છીએ:—**

**નિબંધઃ—જરથોસ્તી ધર્મનું પુરાતનપણું: તેની ખરી ખુબી અને તેની બીજા ધર્મો ઉપર થયલી અસર, લખનાર જેહાંગીર હોરમજજી પંથકી.**

આ "સ્ત્રી મિત્ર" મુંબઇ, કોટમાં, નાં ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" પ્રાઇવેટ પરેસમાં પોતાને નાટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

## જાહેર ખબરો.

✥ અકટોબર ૧૮૯૫ ✥

પુસ્તક ૭ મું.] [અંક ૮મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

✥ છપનારાં—પારસી બાનુઓ. ✥

મુંબઈ:
કયસરે હિન્દ ઑઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આંગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

# સ્ત્રી મિત્ર.

## સાંકળ્યું—અકટોબર ૧૮૯૫

સફે.







# સ્ત્રી મિત્ર.



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. અક્ટોબર ૧૮૯૫. અંક ૮મો.



## સુનાને મુળની વાર્તા

### પ્રકરણ ૪૧ મું.

**કાસ્ટલ હીલમાં થતી નાતાલની તૈયારી.**





ડાંક અઠવાડયાં લીલીએ ફીકર અને ચીંતામાં ગુજાર્યાં. આ ટુક અઠવાડયાંમાં તેણીને ફ્રેંક ડીસપર્ડ તથા જોન રીડલ તરફથી કાગળો મળ્યાં હતાં; અને તેઓ બંને લાર્ડ વેલ્સલીની ફોજમાં દાખલ થયા હતા. જોને પોતાનાં કાગળમાં ઘણીએક જાણવા જોગ બીના લખી હતી; અને હવા ફેરબદલ થયાથી તેની તનદરોસ્તી સુધરતી ચાલી છે, એમ, લખ્યું હતું; અને જે ખુશ ખબર સાંભળી લીલી બહુજ આનંદ પામી. તેણે લખ્યું હતું કે "નવા દેશ, તેની રીતભાત, અને ત્યાંની સુંદરતા, તથા નવા મીત્રોથી હું અહીં તદન સુખચેનમાં છું." તેઓની છાવણી હાલ 'ડંગોલા'માં હતી; અને આ દેશની થોડીક બીના પણ લીલીને જણાવી હતી. જોનનું આ કાગળ ઘણુંજ મનોરંજક હતું.

આપણે હવે ફ્રેંક ડીસપર્ડનાં કાગળમાં લખેલી બીના વાંચીશું. તેણે પોતાની હમેશની ઢપ પ્રમાણે ટુકમાં લખ્યું હતું, અને જે નીચે મુજબનું હતું:

"પ્યારી લીલી, અમો ડંગોલા સહીસલામત આવી પુગા છઇએ, અને હવે વેહેલા કોર્ટી ઉપડી જઇશું. હું ધારૂં છું કે અમો લડાઇમાં ફતેહ પામીશું" આ સીવાય થોડી બીજી ખબર લખી આ કાગળ પુરૂં કરયું હતું.

ત્રીજું કાગળ તેણીની જુની સહી મીસીસ બૉલર્સ તરફથી મળ્યું હતું; જેમાં નીચે મુજબની મીનતજારી કરીને લખ્યું હતું:

"હું ખરૂં કહું છું, મારી પ્યારી લીલી, કેમકે હવે આ મારાં ઘરમાં રહેવું ગમતું નથી. તારા સીવાય અહીં મને બહુજ બેચેની અને ઉદાસી લાગે છે. જો તું લખે તો તારે ત્યાં હું મારા નાતાલના દીવસો ગુજારીશ. મારી પ્યારી, શું તું મને તેડી નહી લે? હું હવે તારી દરએક વાતમાં આડી આવીશ નહી; અને આપણે ફરી મળી સુખથી દહાડા ગુજારીશું. મને ખબર છે કે તારી સાસુને હું પસંદ નથી, પણ તું જાણે છે કે મીસીસ રીડલ કરતાં હું તારી જુની સહી થાઉં છું; અને તેઓનું બોલવું કબુલ કરી મને વીસારી મેલતી ના! મને ભાઇ ફ્રાંકનું કાગલ મળ્યું છે, જેમાં તે લખે છે કે લડાઇ શરૂ થઈ ચુકી છે. હું મારાં ખરાં અંતઃકરણથી ઇછું છું કે તેઓ "માહદી"ને હરાવી વહેલા ઘર આવે. હું કાસ્ટલ હીલમાં આવવાને ઇંતેજાર છું; અને તું મને જલદી તેડી લેશે એવી આશા રાખી આ કાગલ ખતમ કરૂં છું. હું અંહી તદન ઉજડ જગ્યામાં મિત્રો વિના એખલી છું.

લા૦ હું છું, મારી વહાલી લીલ, તારી વફાદાર સહી બેલા."

આ કાગળ વાંચીને લીલી ખરેખર મીસીસ બૉલર્સ માટે દુઃખી થઇ, અને તેણીની કીધેલી માંગણી પાછી ફેરવી નહી. જયારે લીલી પર તેણીનું કાગળ આવ્યું હતું, તે વેળા મીસીસ રીડલ તેણીને ત્યાંજ બેઠી હતી; અને મીસીસ બૉલર્સના આવવાની ખબર સાંભળી તેણી બોલી:

"લીલી, હું તેણીને પસંદ કરતી નથી; અને મને પક્કો ભરોસો છે કે, તેણી કોઇ ને કોઇ દીવસ તારી મમતાનો બદલો અવફાદારીમાં વાળશે"

"મીસીસ રીડલ, તેણીની પાસે બીજું કોઈ માણસ નથી, અને વળી તેણી મારે ત્યાં આવે તેમાં મને કશો ગેરફાયદો થનાર નથી."

લીલી તેણીની જુની સહીને જોવા ઘણીજ ખુશી થતી હતી. લીલીએ તેણીની સાસુનું કહયું ન માની મીસીસ બૉલર્સને કાગળ લખ્યું, ને તેણીને બોલાવી.

તેણીને કાગળ પોહોંચતાંજ તેણી તરતજ કાસ્ટલ હીલમાં આવી લાગી. તેણીએ આવતાંજ લીલીને અતિ વાહાલથી કોટી કીધી, અને ચુંબીઓ લીધી.

નાતાલને મહીનો બાકી રહેવાને લીધે કાસ્ટલ હીલ બહુજ ટેસ્ટથી શણગારવામાં આવ્યો હતો; અને જયારે મીસીસ બૉલર્સે આ અતી સુંદર મેહેલને વધારે દીપનો જોયો, ત્યારે તેણીની ખુશીનો પારજ રહયો નહી.

"મારી પ્યારી દીકરી, કાસ્ટલ હીલમાં શણગારેલી સર્વે ચીજો તારી છે!" તેણી આજુબાજુ જોતાં બોલી. "જો આ વેળા તારા પીતાજી જીવતા હતે તો તુને આવા સુંદર મેહેલની ધણીયાણી જોઇ તેવણ કેટલા ખુશ થતે?"

પણ લીલીએ આનો કશો જવાબ આપ્યો નહીં. તેણીના બાપની યાદથી તેણીની આંખમાં પાણી આવી ગયાં. આ જોઇ મીસીસ બૉલર્સ બીજી વાતો કરવા લાગી. તેઓ ફ્રૅંકની વાત કરતાં હતાં, તેટલામાં મીસીસ બૉલર્સ એકદમ બોલી ઉઠી.

"લીલી, તારા કાકાજીએ પોતાનો વારસો ફ્રૅંકને કેમ આપ્યો નહીં?"

"મીસીસ બૉલર્સ, હું માબાપ યા ભાઇ બેહેન વિનાની છું, અને આ દુનિયામાં મારૂં કોઇબી સગું નથી, એમ ધારી મારા કાકાજીએ મને પોતાની દીકરી ગણીને વારસો આપ્યો."

"પણ લીલી, મેં એમ સાંભળ્યું છે કે તું ફ્રૅંક સાથે પરણવાની છે?" તેણી થોડો વખત વીચાર કીધા બાદ બોલી.

"નહીં, નહીં, તદન ખોટી વાત છે, ફ્રૅંકને તો હું મારા મોટા ભાઇ ગણું છું. મીસીસ બૉલર્સ, હું દલગીર છું કે લોકોને મોહડેની ખોટી અફ્વા સાંભળી તમો ખરી માનોછો!"

"પણ દીકરી, તું ફ્રૅંક સાથે પરણે તો તેમાં કશું અડચણ જેવું નથી." મીસીસ બૉલર્સે કહયું. "ફ્રૅંક મારી આગળ તારી બહુ બહુ તારીફ કરતા હતા, અને મને કહેતા કે "હુ એણીને મારી બેહેન મીસાલ ચાહું.છું."

તે આખો દહાડો તેણીએ કાસ્ટલ હીલમાં લીલી સાથે હરીખુશીથી ગુજાર્યો. બીજે દીવસે સહવારે લીલીએ મીસીસ બૉલર્સને કહયું, "ચાલો, હું તમને મી૦ જોન રીડલને ઘર લઈ જાઉ!"

"હું ધારૂં છું કે તેમનુ ઘર કંઈ જોવા લાયકનું તો ન હશે. તેઓ ઘણાજ ગરીબ છે, અને મરનાર મીસીસ ફ્રેઅરે જોનને પોતાનો વારસો આપ્યો, તે અગાઉ તો તેઓની હાલત બહુજ માઠી હતી."

"નહી, એકદમ તેવું તો નહોતુંજ. મીસીસ બૉલર્સ, તે ઘર કેવા પ્રકારનું છે, તે તમો થોડાજ વખતમાં જોશો."

હવે તેઓ બંને જોનનાં ઘર તરફ જવા નીકળ્યાં; અને થોડાજ વખતમાં ત્યાં જઈ પુગ્યાં, જે ઘર જોઈ મીસીસ બૉલર્સની અચરતીનો પાર રહયો નહીં.

"હું ધારતી હતી તે કરતાં તો આ ઘર બહુજ સુંદર છે; મને તો ફ્રૅંકે કહયું કે એ લોકો ઘણાંજ ગરીબ છે, અને તે પરથી હું એમજ સહમજી કે તેઓની રહેવાનીબી નાની ઝુંપડીજ હશે."

"હા! હું તે કબુલ કરૂં છું; તેઓ કંઈ ઘણા માતબર નથી, પણ એઓની ઈસ્ટેટ એટલી છે કે, આજ બસો વરસ થયાં એઓની પેહેડી બેસીને સુખથી ખાય છે. જોન વીશે બુરૂં બોલવાની ફ્રૅંકને ઘણી ખરાબ ટેવ છે."

"મારી દીકરી, ફ્રૅંકે કહયું તે ખરંજ હશે!"

"મીસીસ બૉલર્સ," તેણી ગુસ્સાથી ડોળા કાઢી બોલી, "જો તમો મારી સાથની તમારી દોસ્તી વધારવા માંગતાં હોવો તો મેહેરબાની કરી જોન વીશે હમેશાં માનથી બોલો. તમો જાણો છો કે હું તેની સાથે પરણવાની છું? અને હવે પછી તેમના વીશે કોઇએ વિરૂધ બોલવું નહીં."

"લીલી, મારી ભુલ થઈ, મને માફ કર." હવે પાછી તેણીની સુધ ઠેકાણે આવી કે લીલીને છેડવાથી ફાયદો થનાર નથી.

આ પછી થોડાજ વખતમાં મીસીસ રીડલ દીવાનખાનામાં આવી લાગી. લીલીને ત્યાં આવેલાં પરોણાંને તેણી પોતાની સાથે લાવેલી જોઈ મીસીસ રીડલ બહુજ ખુશ થઇ; અને મનમાં જાણે કંઈ અભાવ ન હોય તેમ ખુલ્લાં મનથી વાતો કરવા લાગી.

પોતાનાં સુંદર દીવાનખાનામાં તેણી આજે વધારે ખુબસુરત દીસ્તી હતી; અને ડીલફોર્ડ હૉલમાં કોઇબી ઠેકાણે ગરીબાઈ દીસ્તી નહોતી. તેઓનાં કુટુંબની આવી સુખી હાલત જોઇ મીસીસ બૉલર્સ વધારે અચરત થવા લાગી:

ઘર તરફ જતાં મીસીસ બૉલર્સ લીલીને કહેવા લાગી. "મી૦ જોન આવી સારી હાલતમાં હોવા છતાં તેણે ન્યુસપેપર છાપવાનું કામ શા માટે હાથમાં લીધું હશે?"

"તમો જાણો છો તેમ માણુસે હમેશાં વખત જોઇને વાત કરવી જોઇએ, અને કહેવત છે 'તેમ પગ જોઇને પાંથરણું તાણવું જોઇએ!' તેના બાપનું ઘણુંજ કરજ થયું હતું; અને તેમાંથી છુટો થવા તેણે ખરી મેહેનતે પૈસો કમાવા ધાર્યું. મી૦ જોનીએ ખોદાપરજ વીશ્વાસ રાખ્યો છે, અને તેણેજ તેઓપર મેહેરબાની કરી."

"દીકરી લીલી, હું તારા છેલ્લા બોલોનો અર્થ સમજી શકતી નથી." તેણીએ પુછયું.

"ત્યારે હું તમને સમજાઉ છું. મીસીસ ફ્રેઅરે જોનની સ્થીતી વીશે કોઇને મોહડેથી સાંભળ્યું, અને તેણીને જોનની દયા આવી, તેથી તેણીએ તેને દીકરો કરી, પોતાની મીલકત આપી; અને તે મળ્યાથી જોને પોતાના બાપનું કરજ થોડાં ઘણાં માણુસોને આપી હાલ તો છુટકારો કર્યો છે." લીલી આ બોલો બહુજ ભાર દઇને બોલી.

"આહા! કેવો સમજુ છોકરો? હું ઇચ્છું છું કે મને પણ એક એવો દીકરો હતે? હું નહીં ધારતી હતી કે તારૂં સાસર્યું કુટુંબ એટલું સુખી હશે. પણ મેં જોનની બેહેનો મીસ એથ તથા લુસીને જોઈ નહીં."

"તેઓ બંને જરુી બહાર ફરવા ગઈ હશે." લીલીએ ઉત્તર વાળ્યો. તેણીના કહેવા પ્રમાણે તેણીના આખા જન્મારામાં કોઈ દીવસે ડીલફોર્ડ હોલ અને કાસ્ટલ હીલ જેવાં મકાનો જોયાં નહોતાં. તેણી લેફટનંટ સાથે નાનપણમાં પરણી હતી, અને તેણીનો ધણી બહુ ખર્ચાલુ હોવાને લીધે તેણે કોઈ પણ ઠેકાણે સારાં ઘર બાંધ્યાં નહોતાં. પણ આ પછી મીસીસ બૉલર્સ લીલીને ત્યાંજ રહીં, અને

લીલી એકલી હોવાને લીધે તેણીને પણ મીસીસ બૉલર્સની સંગત ઘણીજ ગમી. નાતાલને થોડાક દહાડા હતા, તે અગાઉ લીલીને એક કાગજ મી૰ રેકટર તરફથી મળ્યો, જેમાં તેણે થોડા દીવસ કાસ્ટલ હીલમાં આવી રહેવાની માંગણી કરી હતી. તે હાલ પોતાનાં સગાં સાથે સ્કોટલંડમાં રહેતો હતો. તેની કાસ્ટલ હીલમાં આવવાની મરજી જાણી લીલી પણ ખુશ થઈ; અને તેને કાગજ લખીને કાસ્ટલ હીલમાં આવી નાતાલના સુખી દીવસ ગુજારવાને લખ્યું.

નાતાલના દીવસ ગુજારવા લીલીને ત્યાં ઘણાંએક પરોણાં આવનાર હતાં. જોનનું કુટુંબ, રેવરંડ જાસપર વીનસંટ, તથા રેકટર અને મીસીસ બૉલર્સ, એ સર્વે તેણીને ત્યાંજ રહેનાર હતાં.

આ આવનાર ગ્રહસ્થ સાથે હું મારા વાંચનારને ઓલખ કરાઉં છું. મી૰ રેકટર લીલીને ઘણી નાની ઉમરથી ઓલખતો હતો, અને તેઓ વચ્ચે ઘરસમાન દોસ્તી બાઝી હતી. મી૰ રેકટરની ઉમર હાલ પાંસઠ વરસની હતી અને તેનો ધંધો પાદરીનો હતો. તેની બાયડી યા છોકરાં ન હતાં, કેમકે તે કદી પણ પરણ્યો ન હતો અથવા પરણવાનો વીચાર પણ કીધો ન હતો. તેનો સ્વભાવ ઘણોજ મમતાળુ હતો, પણ કોઇબી માણસને કમાર્ગે જતાં જોઈ તેનો મીજાસ ઠેકાણે રહેતો નહી.

મી૰ રેકટરનું કાગજ લીલીને મળ્યું તેને બીજે દીવસે સાંજે રેવરંડ જાસપર વીનસંટ આવી લાગ્યો. આ વેળા મીસીસ બૉલર્સે બહુજ ઉંચો પોશાક પેહેરયો હતો. તેણીએ પેહેરેલો ડ્રેસ સફેદ સાટીનનો હતો, અને તેપર કાલી મોતીની લેસ ટાંકી હતી. આ પોશાકમાં તેણી વધારે દીપતી હતી. પણ એથી વધારે શોભાવનારૂં બીજું કંઈ તેણીએ પેહેરયું હતું. તે કાંઈ હીરા યા મોતીના દાગીના ન હતા, પણ લીલીના બાગમાંનાં ગોલાબનાં ફુલો હતાં, જે તેણીએ માથાંના ચોટલામાં તથા છાતીપર ટાંકયાં હતાં પણ લીલીએ તેણીની માફક રેશમી યા સાટીનનાં કપડાં પેહેરેલાં ન હતાં. તેણી હમેશાં સાદાઇ પસંદ કરતી, અને આજેબી સાદાંજ પણ સોજાં કપડાંમાં તેણી દીસતી હતી. બીજા શુકરવારે મીસીસ રીડલ તથા તેણીની બંને છોકરીઓબી આવી લાગી. તેઓ સઘળાં ભેગાં મળયા બાદ એક દહાડે મીસીસ રીડલે તેઓ બધાંને લીલી સાથે પોતાનાં ઘરમાં ખાવાને તેડયાં અને આખો દહાડો ડીલફોર્ડમાં સુખથી ગુજારી રાત્રે પાછાં કાસ્ટલ હીલમાં લીલીને ત્યાં આવ્યાં. મીસીસ રીડલને સર્વ કોઈ ઘણીજ ગરીબ સમજતાં, પણ તેણીને ત્યાં થયલાં ખાનાંનો દમામ જોઇ સઘળાંઓ અજબ થવા લાગાં.

આખરે નાતાલનો દહાડો આવ્યો, અને તે દીવસે લીલીએ પોતાનાં બીજાં પાડોશીઓને પણ તેડું કીધું હતું, અને કાસ્ટલ હીલમાં આજે બહુજ ધમાલ મચી રહી હતી. કોઈ ગાતું, કોઇ વજાડતું તો કોઇ બગીચામાં ફરતું દીસતું. તેણીના સુંદર બગીચાથી તે મેહેલનાં મહાળાં સુધી રોશની કરવામાં આવી હતી, અને વાજાંનો ઝીણો મધુર અવાજ સંભળાતો. તેઓ સર્વે ખાનાની ટેબલ પર બેઠાં, અને આ પાદશાહી ટેબલનાં મુખ્ય સ્થાન પર લીલીએ જગ્યા લીધી. મીસીસ બૉલર્સની પાસે મી૰ રેકટર બેઠેલો હતો, તેને કાંઇ દુઃખની વાત યાદ આવી હોય તેમ મોટેથી તેણે નીસાસો નાખ્યો. તેનો અવાજ કોઇએ નહી પણ મીસીસ બૉલર્સે સાંભળ્યો.

"મી૰ રેકટર, બેઅદબી તો માફ છે, પણ નાતાલ જેવે સારે દહાડે આ કેવો શોકાતુર નીસાસો નાખ્યો તેનું કારણ કાંઇ હોવું જોઇએ !" તેણી બોલી.

આ સાંભળી પેહેલે તો તેણે હસવામાં કાઢી નાખ્યું, પણ પછી બોલ્યોઃ

"મેં નીસાસો નાખ્યો તેનું કારણ હું તમને સમજાવુંછું. જેમ જેમ માણસ બુઢું થતું જાય છે, તેમ તેમ તેને નાનપણમાં ગુમાવેલો ફોકટનો વખત યાદ આવી મોટો પશ્ચાતાપ થાય છે."

"પણ મારા ધારવા મુજબ તમે તમારો વખત સારાંજ કામમાં રોકયો છે" તેણી કાંઇક અનકાથી બોલી. પણ તેઓની વચ્ચે લીલી પોતાનામાં મોટો ફેર જોતી; ગયે વરસે જેટલી સુખી તેણી પોતાને ધારતી હતી, તેટલી સુખી તેણી હાલ પોતાને ગણતી નહી.

ગઇ નાતાલ તેણીએ પોતાના બાપ તોલના કાકા અને ભાઇ ફ્રેંક સાથે ગુજારી હતી, (અને આજ ટેબલ કે જેપર હાલ તેણીએ મુખ્ય સ્થાને જગ્યા લીધી હતી) તે જગાપર ગયે વરસે તેણીનો કાકો બેઠો હતો, અને કાકાના જમણા હાથ પર તેણી અને ડાબા હાથપર ફ્રેંક બેઠેલાં હતાં. આ તેણીને યાદ આવતાંજ તેણીનાં સુખી અંતઃકરણમાં દલગીરી ભેલાઇ. તેણી વીચાર કરતી કે "આજે હું મારા બધા મિત્રો સાથે બેઠી છેઉં, અને આવતું વરસ કોણ જાણે કેવું આવશે." એમ તેણીને વીચાર કરતી જોઇ મીસીસ રીડલ કાનમાં લાગી બોલી !

"શું તું આપણા જોન વીશે વીચાર કરે છે ?" તેણી દયાની લાગણીથી બોલી.

"હા, તેમજ ખરૂં." લીલી બોલી.

"અને હું ધારૂંછું કે મારો દીકરો આપણને યાદ કરતો હશે, આજે આખો દહાડો થયો તે મારી નજરથી દુર થયો નથી; મારો પ્યારો, મારો વાહાલો દીકરો આ વખતે આજે અંહી હતે તો તેને જોઇ મારૂં જીગર કેટલું હરખાતે ?" મીસીસ રીડલ બોલી.

"મીસીસ રીડલ, તેનું અંતઃકરણ આપણી સનમુખ છે, અને તેનો સુંદર ચેહેરો આપણી આગળજ ઉભેલો છે એમ સહમજો." લીલી તેણીની દલગીરીમાં ભાગ લઇ બોલી.

## પ્રકરણ ૪૨ મું.

### કોર્ટીમાં ગુજારેલો નાતાલનો દહાડો.

જે વેળા કાસ્ટલ હીલમાંની બે બાનુંઓ જોનને ખરાં જીગરથી યાદ કરતી હતી, તે વેળા જોનનું મન ખી ઘર તરફ ભમતું હતું. હવા પાણી ફેરફાર થયાથી તથા નાઇલ નદીના દેખાવથી તેની તંદરોસ્તી થોડી થોડી સુધરતી ચાલી હતી. નાતાલને દીવસે સહવારે જોન જલદી ઉઠીને દેવળમાં ગયો, અને ત્યાંથી આવીને સહવારની થતી અતી રમણ્ય "પરેડ" જોવા ગયો.

ખરેખર, આજની "પરેડ"નો દેખાવ કોઈ રડતાને હસાવે એવો હતો. "પરેડ" થઈ રહયા બાદ જોન ફ્રેંકને મળ્યો. તેને જોતાંજ ફ્રેંક થોભી ગયો, અને શેકહેંડ માટે પોતાનો હાથ લંબાવ્યો.

"કેમ મી૦ જોન, તમો અંહી આવ્યા બાદ તમારી તબીએત કેમ ચાલે છે?"

"હાલ તો ઠીક છે," જોને ઉત્તર વાળ્યો.

"તે વીશે સાંભળી હું ખુશ છેઊં, પણ ઘર તરફથી કંઈ સમાચાર મલ્યા કે?" ફ્રેંક પોતાની તલવારનાં ફુમટાં સાથે રમત કરતાં બોલ્યો.

"હા, આજેજ મને બે કાગજો મળ્યાં છે, એક મીસ લીલી તરફથી અને બીજું મીસીસ બૉલર્સ તરફથી મલ્યાં છે, તેઓ બંનેએ તમુને દુવા લખી છે."

જોન પર લીલીનું કાગજ આવ્યું ને મારી પર તેણીએ કેમ લખ્યું નહી; આ વીચાર કરતાં તે ગુસ્સાથી લાલ બન્યો. આ ખબર જોનને મોઢેથી સાંભળી તેને અદેખાઈ લાગી. તેણે પોતાના હોઠો ફરડયા અને જોનને સલામ કરી એકદમ ચાલતો થયો. ફ્રેંક પાધરો પોતાના તંબુમાં ઉજળા હોઠો અને ચીરડાઉ સ્વભાવ સાથે ગયો. થોડો વખત વીચાર કીધા બાદ, તે મન સાથ બોલવા લાગો, "મને જોનની એટલી અદેખાઈ કરવી ન જોઇએ. આવાં સંકટમાંથી હું અથવા એ બેમાંથી એક પણ પાછા ઘેર જઈ શકશું નહીં." આ દુઃખ ભર્યા ખ્યાલથી તેણે પોતાના હાથોથી મોહુ ઢાંકયું અને એકદમ ખુરસીપર તુટી પડયો. થોડો વખત તેણે એકાંતમાં ગુજારયો, તેટલાં તેનો ચાકર જેક આવ્યો, તેણે પુછયું:

"સાહેબ, કંઈ જોઇએ છેં?"

"જેક, બીજા અડધા કલાક પછી આવજે, તુંને કાંઈ કહેવું છે."

"વારૂં સાહેબ, જેમ આપનો હુકમ." અને તે ત્યાંથી જતો રહયો ને ફરી ફ્રેંક એકલો પડયો.

આ પછી તેણે પોતાનાં મનને ધીમે ધીમે શાંત કીધું. તે આખો દહાડો પસાર થયો અને સાંજ પડી. તેણે સોલજરો સાથે ફરેવા જવાનો વીચાર કર્યો અને તેઓ બધા સાથે ગાયણના મેળાવડામાં ગયા.

તેઓ સાથે જોન પણ ગયો હતો, તેણે ફ્રેંક ડીસપડને મુખ્ય આફીસરની પાછલ બેઠેલો જોયો.

ફરી એક વાર તેઓ બંનેની નજર એક થઈ; ફ્રેંકે પોતાના હાથની આંગળી કાન આગળ ધરી હતી; અને ગાયણ સાંભળવામાં મશગુલ થયો હતો. જોકે તે ગાયણ સાંભળવામાં બહુજ ગુંટાયો હતો, તો પણ ખરૂં પુછતાં તેનું સઘળું ધ્યાન જોન તરફ હતું. જ્યારે ગાયણ પુરૂં થયું, ત્યારે ફ્રેંક સોલજરોની ટોળીમાં જઈ ઉભો, જ્યાં સોલજરોમાં કોઈ ખુબ મજાહથી હસતા, તો કોઇ પોતાની (ચરૂટ) સલગાવતા તો કેટલાએક ગાયણોની વખાણ કરતા. આ વેળા જોન એખલો તેઓ પાછળ ઉભેલો હતો અને તેઓ વચ્ચે થતી વાત તે આબાદ સાંભળતો. તેઓમાંના ઘણાએકે એમ મત આપ્યું કે આજના જેવો ગાયણનો મેળાવડો નવાં વરસને દહાડે થવો જોઇએ, અને તેઓનું બોલવું મુખ્ય આફીસરે કબુલ કરી નવાં વરસપરબી મેલાવડો કરવાનો નક્કી ઠરાવ કીધો, અને બધા પોતપોતાના તંબુમાં જવા નીકલ્યા અને તેઓ સાથે જોનેબી ચાલવા માંડયું. તેટલાંમાં કોઇનો મધુર, નાજુક અવાજ તેણે સાંભળ્યો, જે જોનને તેડતો હતો.

"જોન! જોન!"

આ શબ્દો તેની પાસેની ટોળીમાંથી સંભળાતા હતા, આ શબ્દ સાંભળી તેણે આગળ પાછળ ફરીને જોયું; પણ સોલજરોની ટોળી સીવાય કશું દીસ્યું નહીં.

તેણે પાછો કાન દઇને સાંભળ્યું, અને સર્વે સોલજરોનાં મોઢાં સામે આમથી તેમ જોયું, એટલામાં ફરી પેલાજ સ્વરે કોઈ બોલ્યું; "જોન! જોન!"

તે આવતો અવાજ સ્પષ્ટ સાંભળતો, પણ કઈ તરફથી, તે કોણ બોલે છે તે સમજી શકતો નહી. જોને કેટલાકોને પુછયું કે "તમોએ મને હમણા બોલાવ્યો હતો," પણ કોઇએ પ્રતીઉત્તર આપ્યો નહીં; થોડો વખત રહીને એક સોલજર જોન પાસે આવ્યો, અને બોલ્યો:

"સાહેબ, તમો શું પુછો છો?"

"તમારી ટોળીમાંથી મને કોઇએ તેડયો, અને તે અવાજ મેં એકથી વધુ વખત આબાદ સાંભળ્યો."

"સાહેબ, મને ખબર નથી, ને મેં સાંભળ્યું પણ નથી." એમ બોલી પેલો સોલજર ત્યાંથી પોતાની ટોળીમાં ગયો. જોન પેલી ટોળીમાંથી છુટો પડી પોતે એખલો ઉભો રહયો, અને બાકીના પોતાને વગેસગે થયા.

આ વેળા રાતના આઠ વાગાનો અમલ થવા આવ્યો હતો, અને જોન તેજ જગ્યા પર ગુપચુપ ઉભો રહયો; તે દુઃખથી અને ડરથી અંધારાંમાં આંખો ફાડી જોવા લાગ્યો. આવાં ઉજડ મેદાનમાં, અને વળી પરદેશમાં શું, એબીનો આત્મા ભમતો હતો? તે મન સાથ બોલવા લાગ્યો, 'આજે સાંભળેલો અવાજ હજારો વળા એબીનાં મુખમાંથી ધીમા અને મધુર સ્વરે સાંભળ્યો હતો,' અને જોનની ખાત્રી

થઇ કે તે અવાજ કોઇનો નહી પણ એમીનો આત્માજ હોવો જોઇએ. તે વધુ ત્યાં થોભ્યો નહી અને એક દુઃખની હાય મારી ત્યાંથી ચાલતો થયો.

આ પછી પાંચ દહાડામાં એટલે ડીસેમબરની ત્રીશમીએ બીજી લડાઇને માટે "જનરલ સર હરબર્ટની" ફોજ ઉપડી. (જ્યારે વાંચનારે જાણવું જોઇએ કે આજ ફોજમાં જોન અને ફ્રેંક ડીસપર્ડ હતા). તારીખ ત્રીશમીની સહવારે તે ફોજે "ગોકડલ વેલ્સ" તરફ કુચ કીધી.

જે પેહેલી લડાઇ થઇ તેમાં કેટલાએક લડવૈયાઓએ દબાઇ ચંપાઇને થંડી જમીન અને બરફનાં ચોસલાં હેઠે પોતાનો સદાનો વાસો સગાં વાહાલાંથી અને દેશ પરદેશથી દુર કીધો હતો. જ્યારે તેઓ પોતાનાં ઘર અને કુટુંબથી વેગળા પડયા, ત્યારે તેઓના સ્વપ્નામાં પણ વીચાર ન હતો કે બીજા પાંચ દીવસમાં તેઓ કપાઇ જશે. કેવી ઉમદા આશાઓથી તેઓ પોતાનાં વાહાલાં અને દોસ્ત આશનાઓથી છુટા પડયા હતા, તેનો ખ્યાલ અમો અમારાં વાંચનાર પર સોંપ્યે છીયે.

બીજે દીવસે બપોરે તે ફોજ "એબુકાનાં રણ"માં પુગી, પણ પાણીની તંગીને લીધે તેઓ તેજ વેળા પાછા એકદમ "ગોકડલ વેલ્સ" જવા નીકલ્યા, જ્યારે ત્રીજે દીવસે સહવાર પડતાં તેઓ ધારેલી જગ્યા પર જઇ પુગા. ગરીબ બીચારાં માણસો અને જનાવરો તરસથી અધમુવાં બની ગયાં હતાં; અને જ્યારે તેઓ ગોકડલ વેલ્સ ગયા, ત્યારે તેઓનું પહેલું કામ સર્વેને પાણી પાઇ તરસ છીપાવવાનું હતું. ગોકડલ વેલ્સનાં જંગલમાંનાં સુક્કાં અને ખડકી ઝાડપાન વીનાનાં રણ સીવાય ત્યાં કશું દીસ્તું ન હતું, કે જ્યારે જનાવર અને જંગલી માણસની જુજ વસ્તી ત્યાં દેખાતી હતી. આ જગા એવી હતી કે એક કઠણ દીલના માણસને પણ હબતાવી મારે! ત્યારે શું વાંચનાર એમ નહી જાણશે, કે હાલ જોન પણ તેવીજ સ્થીતીમાં હતો?

તે પોતે નાનપણથી દુઃખી હતો, અને હાલબી તેના જીવને કંઇી વાતનું સુખ ન હતું. તેનું અંતઃકરણ ફીકર અને ડરથી ધુજતું હતું. હવે તે લાંબો વીચાર કરવા લાગ્યો, અને આવાં ભયંકર જંગલ કે જ્યાં ત્રણ ત્રણ દહાડા પાણીનું ટીપું મળે નહી, એવા સંકટમાંથી તે પાછો ઘર જઇ શકશે નહી, એમ ધારીને મી૰ લોરન્સને (જેને મારાં વાંચનાર સારી રીતે ઓળખી ચુકયાં છે) તથા લીલીને છેલ્લી સલામનાં કાગળ લખ્યાં.

આટલું છતાં તેણે પોતાનું કામ તજી દીધું ન હતું. દર એક ગામની રીતભાત, ત્યાંના દેખાવ, તથા હાલત દરરોજ બહાર પડતાં ન્યુસમાં લખતો. તેણે હીંમત ધરી અને જે થાય તે સહન કરવાનો નીશ્ચય કર્યો. ફોજના સોલજરો જેમ જેમ શુરપર ચઢતા ગયા, તેમ તેમ તેને પણ જોર આવતું ગયું. તા૰ ૧૨ મી જાન્યુઆરી ૧૮૮૪ માં જનરલ સ્ટુઅર્ટ પોતાની ફોજ સાથે ઉત્તર તરફના પાહાડોપર ચઢવા લાગ્યો. આ વેળા "ગોકડલ વેલ્સ" ના કુ ઠંડાં પાણીથી ભરપુર હતા.

હવે લડાઇ શરૂ થવાને બે કલાક રહયા, એટલા અ માં સોલજરો પોતાના ઓલખીતાઓને ભેટવા લાગ્યા. બ કલાક પછી આ બેહોળાં જંગલમાં કેટલા જીવની હાની થનાર હશે! તે વીશે ચીંતા કરી, જનરલના છેલ્લા હોકમથી તેઓ તૈયાર થયા અને બીજા હોકમને માન આપી તે આખી ફોજ ગુંઠણીએ પડી, અને તે સર્વે શકિતવાનની ટુંક બંદગી કરી તરસ્યા ઘોડાઓને તથા ઊંટોને પાણી પાઈ લીધું. સોલજરોનાં ટોળાંઓ તથા ઘોડેસ્વારો તતરબંધ હોસ્યારીથી લડવા ઉભા. આ દેખાવ જોન એક બાજુ ઉભો રહી દયાની લાગણીથી જોતો ઉભો, પણ એટલામાં તેની નજર ફ્રેંક પર પડી, જે એક શુરા મરદ તરીકે પોતાના જેવાજ બહાદુર ઘોડાપર બેઠો હતો. ટોળાં પછાડી ટોળાંબંધ સોલજરોએ ચાલવા માંડયું અને ફ્રેંકની નજર જોન પર પડી ત્યારે તેણે હસીને સલામ કીધી. તે ફોજ જોનથી થોડેક દુર જઇ ઉભી. આખું મેદાન લડનારા સોલજરોથી ભરપુર દીસતું, અને આ જીવતા જીવડાઓ મનમાં કેટલીક ચીંતાથી તૈયાર થઇ ઉભેલા દીસતા. બારમી ને તેરમીના બે દહાડા તો હાર જીતમાં સારી રીતે પસાર થયા, અને ચઉદમીએ જનરલ સ્ટુઅર્ટ કરનલને પાછા નાઈલ જવાનો વીચાર કીધો, અને તેઓ સાથે જોનને પણ લીધો. ગોકડલમાં તેની આ છેલ્લી રાત્ર હતી એમ ધારી તે રાતે નવ વાગે ખડકી પહાડપર ફરવા નીકળયો. તે થોડો વખત એક મોટા પથરપર બેઠો; આ વેળા પવન બહુ સુસવાટ સાથે ફુંકતો હતો; જે પથરપર તે બેઠો હતો તેની પાસેની બાજુથી કોઈ સફેદ ફરેસ્તા રૂપનું માણસ જોરબંધ પસાર થતું હોય એમ તેને દીસ્યું. તે દેખાવ તેણે ધુજતી છાતીએ ધ્યાન દઇને જોયો. અને તેને કાને કોઇનો ધીમો અવાજ સંભળાયો. "જોન! જોન!" આ બોલો તેણે બે ત્રણ વેળા સાંભળ્યા; આ બોલો કોઈ રડતાં ધીમા સાદે બોલતું હોય એમ સંભળાયા, અને જોને ઉઠીને આજુબાજુ જોયું, પણ કશું દીસ્યું નહીં; સર્વે શાંત હતું. પણ જોન ત્યાંથી ખીસ્યો નહી, તેણે થોડો વખત સુધી પેલાજ પથર તરફ ટીકીને જોયું, પણ કોઈ દીસ્યું નહીં. એટલામાં તેને કાને લશકરનું બ્યુગલ સંભળાયું કે તરતજ તે પોતાના તંબુ તરફ ઉતાવળથી ચાલવા લાગો. એ અરસામાં તેને એક સોલજર મળ્યો, જેની સાથે જોનને તરતનીજ ઓલખાણ થઈ હતી, અને તેબી લશકર તરફ જતો હતો એટલે બંને જણા વાતો કરતા ચાલ્યા.

"મી૰ જોન, તમો જાણતા તો હશો, કે આપણે કાલે અંહીથી કુચ કરનાર છીયે, અને હું ધારૂં છું કે સામેવાલાઓ આપણને આપણું નસીબ સારી રીતે અજમાવવા દેશે?"

"એમાં બીહીવા જેવું કશું નથી, આખર ને અવલ તો આપણે મરવુંજ છે; મારા ધારવા મુજબ આપણે નાઇલ સહીસલામત જઈ પોહોંચીશું નહીં. આપણામાંથી કેટલાકો

## પ્રકરણ ૪૨ મું.

### કોર્ટીમાં ગુજારેલો નાતાલનો દહાડો.

જે વેળા કાસ્ટલ હીલમાંની બે બાનુંઓ જોનને ખરાં જીગરથી યાદ કરતી હતી, તે વેળા જોનનું મનબી ઘર તરફ ભમતું હતું. હવા પાણી ફેરફાર થયાથી તથા નાઇલ નદીના દેખાવથી તેની તંદરોસ્તી થોડી થોડી સુધરતી ચાલી હતી. નાતાલને દીવસે સહવારે જોન જલદી ઉઠીને દેવળમાં ગયો, અને ત્યાંથી આવીને સહવારની થતી અતી રમણ્ય "પરેડ" જોવા ગયો.

ખરેખર, આજની "પરેડ"નો દેખાવ કોઈ રડતાને હસાવે એવો હતો. "પરેડ" થઈ રહયા બાદ જોન ફ્રૅકને મલ્યો. તેને જોતાંજ ફ્રૅક થોભી ગયો, અને શેકહેંડ માટે પોતાનો હાથ લંબાવ્યો.

"કેમ મી॰ જોન, તમો અંહી આવ્યા બાદ તમારી તબીએત કેમ ચાલે છે?"

"હાલ તો ઠીક છે," જોને ઉત્તર વાલ્યો.

"તે વીશે સાંભળી હું ખુશ છેઊં, પણ ઘર તરફથી કંઈ સમાચાર મલ્યા કે?" ફ્રૅક પોતાની તલવારનાં ફુમટાં સાથે રમત કરતાં બોલ્યો.

"હા, આજેજ મને બે કાગજો મળ્યાં છે, એક મીસ લીલી તરફથી અને બીજું મીસીસ બૉલર્સ તરફથી મલ્યાં છે, તેઓ બંનેએ તમુને દુવા લખી છે."

જોન પર લીલીનું કાગજ આવ્યું ને મારી પર તેણીએ કેમ લખ્યું નહી; આ વીચાર કરતાં તે ગુસ્સાથી લાલ બન્યો. આ ખબર જોનને મોઢેથી સાંભળી તેને અદેખાઈ લાગી. તેણે પોતાના હોઠો કરડયા અને જોનને સલામ કરી એકદમ ચાલતો થયો. ફ્રૅક પાધરો પોતાના તંબુમાં ઉજળા હોઠો અને ચીરડાઉ સ્વભાવ સાથે ગયો. થોડો વખત વીચાર કીધા બાદ, તે મન સાથ બોલવા લાગો, "મને જોનની એટલી અદેખાઈ કરવી ન જોઇએ. આવાં સંકટમાંથી હું અથવા એ બેમાંથી એક પણ પાછા ઘેર જઈ શકશું નહીં." આ દુ:ખ ભર્યા ખ્યાલથી તેણે પોતાના હાથોથી મોઢું ઢાંકયું અને એકદમ ખુરસીપર તુટી પડયો. થોડો વખત તેણે એકાંતમાં ગુજારયો, તેટલાં તેનો ચાકર જેક આવ્યો, તેણે પુછ્યું:

"સાહેબ, કંઈ જોઇએ છે?"

"જેક, બીજા અડધા કલાક પછી આવજે, તુંને કાંઈ કહેવું છે."

"વારૂં સાહેબ, જેમ આપનો હુકમ." અને તે ત્યાંથી જતો રહયો ને ફરી ફ્રૅક એકલો પડયો.

આ પછી તેણે પોતાનાં મનને ધીમે ધીમે શાંત કીધું. તે આખો દહાડો પસાર થયો અને સાંજ પડી. તેણે સોલજરો સાથે ફરેવા જવાનો વીચાર કર્યો અને તેઓ બધા સાથે ગાયણના મેલાવડામાં ગયા.

તેઓ સાથે જોન પણ ગયો હતો, તેણે ફ્રૅક ડીસપડેને મુખ્ય આફીસરની પાછલ બેઠેલો જોયો.

ફરી એક વાર તેઓ બંનેની નજર એક થઈ; ફ્રૅકે પોતાના હાથની આંગળી કાન આગળ ધરી હતી; અને ગાયણ સાંભળવામાં મશગુલ થયો હતો. જોકે તે ગાયણ સાંભળવામાં બહુજ ગુંટાયો હતો, તો પણ ખરૂં પુછતાં તેનું સઘળું ધ્યાન જોન તરફ હતું. જયારે ગાયણ પુરૂં થયું, ત્યારે ફ્રૅક સોલજરોની ટોળીમાં જઈ ઉભો, જયાં સોલજરોમાં કોઈ ખુબ મજાહથી હસતા, તો કોઇ પોતાની (ચરૂટ) સલગાવતા તો કેટલાએક ગાયણોની વખાણ કરતા. આ વેળા જોન એખલો તેઓ પાછળ ઉભેલો હતો અને તેઓ વચ્ચે થતી વાત તે આબાદ સાંભળતો. તેઓમાંના ઘણાએકે એમ મત આપ્યું કે આજના જેવો ગાયણનો મેલાવડો નવાં વરસને દહાડે થવો જોઇએ, અને તેઓનું બોલવું મુખ્ય આફીસરે કબુલ કરી નવાં વરસપરબી મેલાવડો કરવાનો નક્કી ઠરાવ કીધો, અને બધા પોતપોતાના તંબુમાં જવા નીકલ્યા અને તેઓ સાથે જોનબી ચાલવા માંડયું. તેટલાંમાં કોઇનો મધુર, નાજુક અવાજ તેણે સાંભળ્યો, જે જોનને તેડતો હતો.

"જોન! જોન!"

આ શબ્દો તેની પાસેની ટોળીમાંથી સંભળાતા હતા, આ શબ્દ સાંભળી તેણે આગળ પાછળ ફરીને જોયું; પણ સોલજરોની ટોળી સીવાય કશું દીસ્યું નહીં.

તેણે પાછો કાન દઇને સાંભળ્યું, અને સર્વ સોલજરોનાં મોઢાં સાંમે આમથી તેમ જોયું, એટલામાં ફરી પેલાજ સ્વરે કોઈ બોલ્યું; "જોન! જોન!"

તે આવતો અવાજ સ્પષ્ટ સાંભળતો, પણ કઈ તરફથી, ને કોણ બોલે છે તે સમજી શકતો નહી. જોને કેટલાકોને પુછ્યું કે "તમોએ મને હમણા બોલાવ્યો હતો," પણ કોઇએ પ્રતીઉત્તર આપ્યો નહીં; થોડો વખત રહીને એક સોલજર જોન પાસે આવ્યો, અને બોલ્યો:

"સાહેબ, તમો શું પુછો છો?"

"તમારી ટોળીમાંથી મને કોઇએ તેડયો, અને તે અવાજ મેં એકથી વધુ વખત આબાદ સાંભળ્યો."

"સાહેબ, મને ખબર નથી, ને મેં સાંભળ્યું પણ નથી." એમ બોલી પેલો સોલજર ત્યાંથી પોતાની ટોળીમાં ગયો. જોન પેલી ટોળીમાંથી છુટો પડી પોતે એખલો ઉભો રહયો, અને બાકીના પોતાને વગેસગે થયા.

આ વેળા રાતના આઠ વાગાનો અમલ થવા આવ્યો હતો, અને જોન તેજ જગ્યા પર ગુપચુપ ઉભો રહયો; તે દુ:ખથી અને ડરથી અંધારાંમાં આંખ્યો ફાડી જોવા લાગ્યો. આવાં ઉજડ મેદાનમાં, અને વળી પરદેશમાં શું, એમીનો આત્મા ભમતો હતો? તે મન સાથ બોલવા લાગ્યો, 'આજે સાંભળેલો અવાજ હજારો વેળા એમીનાં મુખમાંથી ધીમા અને મધુર સ્વરે સાંભળ્યો હતો,' અને જોનની ખાત્રી

ઇ કે તે અવાજ કોઇનો નહી પણ એમીનો આત્માજ હો જોઇએ. તે વધુ ત્યાં થોભ્યો નહી અને એક દુઃખ-દાય મારી ત્યાંથી ચાલતો થયો.

પછી પાંચ દહાડામાં એટલે ડીસેમબરની ત્રીશમીએ લડાઇને માટે "જનરલ સર હરબર્ટની" ફોજ ઉપડી. (જ્યારે વાંચનારે જાણવું જોઇએ કે આજ ફોજમાં જોન અને ફ્રેંક ડીસપર્ડ હતા). તારીખ ત્રીશમીની સહવારે તે ફોજે "ગોકડલ વેલ્સ" તરફ કુચ કીધી.

જે પેહેલી લડાઇ થઇ તેમાં કેટલાએક લડવૈયાઓએ દબાઇ ચંપાઇને થંડી જમીન અને બરફનાં ચોસલાં હેઠે પોતાનો સદાનો વાસો સગાં વાહાલાંથી અને દેશ પરદેશથી દુર કીધો હતો. જ્યારે તેઓ પોતાનાં ઘર અને કુટુંબથી વેગળા પડયા, ત્યારે તેઓના સ્વપ્નામાં પણ વીચાર ન હતો કે બીજા પાંચ દીવસમાં તેઓ કપાઇ જશે. કેવી ઉમદા આશાઓથી તેઓ પોતાનાં વાહાલાં અને દોસ્ત આશનાઓથી છુટા પડયા હતા, તેનો ખ્યાલ અમો અમારાં વાંચનાર પર સોંપ્યે છીયે.

બીજે દીવસે બપોરે તે ફોજ "બેયુડાનાં રણ"માં પુગી, પણ પાણીની તંગીને લીધે તેઓ તેજ વેળા પાછા એકદમ "ગોકડલ વેલ્સ" જવા નીકલ્યા, જ્યારે ત્રીજે દીવસે સહવાર પડતાં તેઓ ધારેલી જગ્યા પર જઇ પુગા. ગરીબ બીચારાં માણસો અને જનાવરો તરસથી અધમુવાં બની ગયાં હતાં; અને જ્યારે તેઓ ગોકડલ વેલ્સ ગયા, ત્યારે તેઓનું પહેલું કામ સર્વેને પાણી પાઇ તરશ છીપાવવાનું હતું. ગોકડલ વેલ્સનાં જંગલમાંનાં સુકાં અને ખડકી ઝાડપાન વીનાનાં રણ સીવાય ત્યાં કશું દીસ્તું ન હતું, કે જ્યારે જનાવર અને જંગલી માણસની જીુજ વસ્તી ત્યાં દેખાતી હતી. આ જગા એવી હતી કે એક કઠણ દીલના માણસને પણ હબતાવી મારે! ત્યારે શું વાંચનાર એમ નહી જાણશે, કે હાલ જોન પણ તેવીજ સ્થીતીમાં હતો?

તે પોતે નાનપણથી દુઃખી હતો, અને હાલબી તેના જીવને કંશી વાતનું સુખ ન હતું. તેનું અંતઃકરણ ફીકર અને ડરથી ધ્રુજતું હતું. હવે તે લાંબો વીચાર કરવા લાગ્યો, અને આવાં ભયંકર જંગલ કે જ્યાં ત્રણ ત્રણ દહાડા પાણીનું ટીપું મળે નહી, એવા સંકટમાંથી તે પાછો ઘર જઇ શકશે નહી, એમ ધારીને મીο લૉરન્સને (જેને મારાં વાંચનાર સારી રીતે ઓલખી ચુક્યાં છે) તથા લીલીને છેલ્લી સલામનાં કાગળ લખ્યાં.

આટલું છતાં તેણે પોતાનું કામ તજી દીધું ન હતું. દર એક ગામની રીતભાત, ત્યાંના દેખાવ, તથા હાલત દરરોજ બહાર પડતાં ન્યુસમાં લખતો. તેણે હીંમત ધરી અને જે થાય તે સહન કરવાનો નીશ્ચય કર્યો. ફોજના સોલજરો જેમ જેમ શુરપર ચડતા ગયા, તેમ તેમ તેને પણ જોર આવતું ગયું. તાο ૧૨ મી જાન્યુઆરી ૧૮૮૪ માં જનરલ સ્ટુઅર્ટ પોતાની ફોજ સાથે ઉત્તર તરફના પાહાડોપર ચડવા લાગ્યો. આ વેળા "ગોકડલ વેલ્સ" ના કુવાઓ નીર્મળ ઠંડાં પાણીથી ભરપુર હતા.

હવે લડાઇ શરૂ થવાને બે કલાક રહયા, એટલા અરસામાં સોલજરો પોતાના ઓલખીતાઓને ભેટવા લાગ્યા. બે કલાક પછી આ ઓહોળાં જંગલમાં કેટલા જીવની હાની થનાર હશે! તે વીશે ચીંતા કરી, જનરલના છેલા હોકમથી તેઓ તૈયાર થયા અને બીજા હોકમને માન આપી તે આખી ફોજ ગુંઠણીએ પડી, અને તે સર્વે શકિતવાનની ટુંક બંદગી કરી તરસ્યા ઘોડાઓને તથા ઊંટોને પાણી પાઈ લીધું. સોલજરોનાં ટોળાંઓ તથા ઘોડેસ્વારો તતરબંધ હોસ્યારીથી લડવા ઉભા. આ દેખાવ જોન એક બાજુ ઉભો રહી દયાની લાગણીથી જોતો ઉભો, પણ એટલામાં તેની નજર ફ્રેંક પર પડી, જે એક શુરા મરદ તરીકે પોતાના જેવાજ બહાદુર ઘોડાપર બેઠો હતો. ટોળાં પછાડી ટોળાંબંધ સોલજરોએ ચાલવા માંડયું અને ફ્રેંકની નજર જોન પર પડી ત્યારે તેણે હસીને સલામ કીધી. તે ફોજ જોનથી થોડેક દુર જઇ ઉભી. આખું મેદાન લડનારા સોલજરોથી ભરપુર દીસતું, અને આ જીવતા જીવડાઓ મનમાં કેટલીક ચીંતાથી તૈયાર થઇ ઉભેલા દીસતા. બારમી ને તેરમીના બે દહાડા તો હાર જીતમાં સારી રીતે પસાર થયા, અને ચઉદમીએ જનરલ સ્ટુઅર્ટ કરનલે પાછા નાઇલ જવાનો વીચાર કીધો, અને તેઓ સાથે જોનને પણ લીધો. ગોકડલમાં તેની આ છેલી રાત્ર હતી એમ ધારી તે રાતે નવ વાગે ખડકી પહાડપર ફરવા નીકળયો. તે થોડો વખત એક મોટા પથરપર બેઠો; આ વેળા પવન બહુ સુસવાટ સાથે ફુંકતો હતો; જે પથરપર તે બેઠો હતો તેની પાસેની બાજુથી કોઈ સફેદ ફરેસ્તા રૂપનું માણસ જોરબંધ પસાર થતું હોય એમ તેને દીસ્યું. તે દેખાવ તેણે ધ્રુજતી છાતીએ ધ્યાન દઇને જોયો. અને તેને કાને કોઇને ધીમો અવાજ સભળાયો. "જોન! જોન!" આ બોલો તેણે બે ત્રણ વેળા સાંભળ્યા; આ બોલો કોઈ રડતાં ધીમા સાદે બોલતું હોય એમ સંભળાયા, અને જોને ઉઠીને આજુબાજુ જોયું, પણ કશું દીસ્યું નહીં; સર્વે શાંત હતું. પણ જોન ત્યાંથી ખીસ્યો નહી, તેણે થોડો વખત સુધી પેલાજ પથર તરફ ટીકીને જોયું, પણ કોઈ દીસ્યું નહીં. એટલામાં તેને કાને લશકરનું બ્યુગલ સંભળાયું કે તરતજ તે પોતાના તંબુ તરફ ઉતાવળથી ચાલવા લાગો. એ અરસામાં તેને એક સોલજર મલ્યો, જેની સાથે જોનને તરતનીજ ઓલખાણ થઈ હતી, અને તેઓ લશકર તરફ જતો હતો એટલે બંને જણા વાતો કરતા સાલ્યા.

"મીο જોન, તમો જાણુતા તો હશો, કે આપણે કાલે અંહીથી કુચ કરનાર છીયે, અને હું ધારૂં છું કે સામેવાલાઓ આપણુને આપણું નસીબ સારી રીતે અજમાવવા દેશે?"

"એમાં બીહીત્રા જેતું કશું નથી, આખર ને અવલ તો આપણે મરવુંજ છે; મારા ધારવા મુજબ આપણે [illegible]ની છ- સહીસલામત જઈ પોહોંચીશું નહીં. આપણો [illegible] સંભવ રહે છે.

પોતાનાં હાડકાં આ અફાટ જંગલમાંજ મુકશે." જોન કંઇક ચીંતાથી બોલ્યો. "નહીં, નહીં, એ બધી ખોટી વાત છે, પેલાઓ આપણુને શું કરી શકશે? હીમત ધરવી જોઇએ." આ પ્રમાણે તે સોલજર બોલતો હતો તેવામાં તેઓ પોતાના તંબુઓ આગળ આવી પુગા. બીજા પાંચ દીવસમાં ઉપલું બોલનાર સોલજરને છાતીમાં ગોળી લાગી ભારી જખમ થયો, અને તે બીચારો પાછો સાજો થઈ પોતાનાં વાહાલાંઓને મલી શક્યો નહીં. છાતીમાં જખમ થયા બાદ ફક્ત બેજ કલાકમાં તે આ ફાની દુનિયામાંથી કુચ કરી ગયો. તેને સાંજ પડતો મેલી ફોજ આગળ ચાલતી થઈ.

## પ્રકરણ ૪૩ મું.

### એથની માંદગી.

જોન અને તેની સાથની ફોજને સાંજ પડતી મેલી આપણે હવે કાસ્ટલ હીલ અને ડીલફોર્ડ તરફ નજર કરશું. જ્યારે જોન પોતાની ફોજ સાથે નાહસ ભાગ કરતો, ત્યારે જોનની મા અને બેહેનો શું કરતી તેનો હેવાલ હું થોડીક લાઇનમાં જણાવીશ. હાલ જાન્યુઆરી માસ હતો. મીસીસ રીડલ પોતાનાં સુંદર દીવાનખાનામાં એક સોફાપર કાંઇ વીચાર કરતી બેઠી હતી, અને તેણીની બાજુમાં એથ એક નાનાં સ્ટુલપર બેસી એક નાના કુત્રા સાથે કંઇક રમત કરતી હતી, અને તેણીની સામેની બાજુમાં આવેલાં પીયાનાપર બેસી લુસી નાજુક સરોદથી કાંઈ ગાયણ ગાતી હતી. એટલામાં બહારથી કોઇનાં આવતાં પગલાં સંભળાયાં, અને થોડા વખતમાં મી૰ રેકટર દીવાનખાનામાં દાખલ થયો, તેને જોતાંજ આ મા દીકરીઓએ છાજતો આવકાર દઇ સૌ પોતાની જગ્યાપર બેઠાં. મી૰ રેકટર કાંઈ કામસર આવ્યો હતો. મીસીસ રીડલની રજા લઇ મીસ એથ અને લુસીને એક દહાડા ખાતર કાસ્ટલ હીલમાં લીલીએ તેડાવી હતી. મી૰ રેકટર થોડીક વાતો કીધા બાદ બોલ્યો:

"મીસીસ રીડલ, તમારી બંને દીકરીઓને મીસ લીલીએ પોતાને ત્યાં તેડી છે, અને જો તમારી રજા હોય તો હું તેઓને મારી સાથે લઇ જાઉં."

"એ વીશે હું મીસ લીલીનો મોટો આભાર માનું છું." આ સાંભળતાં એથ કુદકો મારી ઉભી થઇને પોતાની માનાં ગળામાં હાથ નાખી બોલી, "મા, હમુને જવા દેવો, આજ ઘણા દીવસ થયાં હું લીલીને મળી નથી."

"મીરા દીકરા, તમે ભલે જાવો; પણ તમારા ગયાથી લીલીને બહુજ તસ્દી પડે છે; લીલી તમારી બેહેન છે, પણ તમારે તેણીને ત્યાં જઇ તેણીને ઘડી ઘડી કંટાળો આપવો ન જોઇએ.

તે "હમો તો સાંજે પાછાં આવશું." એથ અને જરા સારાં બેહલવા જતાં બોલ્યાં; એટલાંમાં મીસીસ રીસાથે ગાયણની ખાડી તૈયાર કરાવીને તેઓ ત્રણે જણાં કાસ્ટલ હીલ તરફ ગયાં. તે આખો દહાડો તેઓ વચ્ચે ખુશીથી પસાર થયો અને તે બંને છોકરીઓ સાંજના ડીલફોર્ડ પાછી આવી. મીસીસ બૉલર્સ હજી લીલી સાથેજ કાસ્ટલ હીલમાં રહેતી હતી. બીજી સહવારે લીલીને ખબર પડી કે રાતથી એથ તાવથી હેરાન છે અને ગળાંપર સોજો ચઢયો છે. એ ખબર મીસીસ રીડલે ડીલફોર્ડથી કહેવડાવી હતી. આ ખબર સાંભળી લીલી મીસીસ બૉલર્સને કહેવા બગીચામાં દોડતી ગઇ.

મીસીસ બૉલર્સ ધભરાયલે અવાજે બોલી, "શું એથનું ગળું સુજ્યું છે, ત્યારે કદાચ એ દરદ ઉડતું તો ન હોય?" આ બોલવાનો લીલીએ કશો ઉત્તર વાળ્યો નહી. તેણી એથ માટે અતીસ્ય દલગીર થઇ, અને ડીલફોર્ડમાં જઇને મળવાનો એકદમ વીચાર કર્યો, પણ મીસીસ બૉલર્સે તેણીને જતાં અટકાવી, અને ન જવાને બહુજ કાળાવાળા કરવા લાગી.

"મારી વાહાલી, આ દરદ એવું તો ઉડતું છે કે, રખેને કાલે તું પણ એનો ભોગ થઇ પડે!" પણ મીસીસ બૉલર્સનું તેણીએ કશું સાંભલ્યું નહી, તેણી એથને જોવાને ડીલફોર્ડ એકદમ ગઇ. જ્યારે તેણી ત્યાં ગઇ હતી, ત્યારે ડાકટર મોરટન પણ ત્યાંજ હતો. ડાકટરને પુછતાં લીલીને માલમ પડયું કે એ દરદ બહુજ ઉડતું અને ખરાબ હતું, કેમકે તેણીનાં ગળાંનું દરદ ડીપથેરીયા હતું, અને લુસીને તેણીની આગળ જવાને સખત મનાઇ કરી. મી૰ રેકટર મીસીસ રીડલને એક દીકરા પેઠે કામ આવ્યો, અને મીસીસ રીડલને એક દીવસે કહયું કે, "મીસીસ રીડલ, તમારો દીકરો તો બહાર ગામ છે, માટે હું તમને કહુંછું કે, મને તમારો દીકરો ગણો." બીજે દીવસે ગરીબ સુંદર એથમાં કશો ફેરફાર જણાયો નહી. ડાકટર મોરટન કહેવા લાગ્યો કે તે કેસ બહુજ ભય ભરેલો હતો. આ ખબર લીલીને કહેવા માટે કાસ્ટલ હીલ આવ્યો, જે ખબર તેણીએ ફીકે ચેહેરે અને ધ્રુજતાં સાંભળી.

"મેં આજે એક તાર કરીને મી૰ રીચર્ડ ડાકટરને એડીનબરાથી તેડાવ્યો છે. અરે, મીસ લીલી, તેણીનું દુઃખ કોઇથી સાંખી શકાતું નથી. તેણીનો જીવ અંદરથી ગુંગળાયા કરે છે, અને બીલકુલ બોલી શકતી નથી."

આ સાંભળી લીલીનું માયાળુ અંતઃકરણ પીગળ્યું અને તેણી નાનાં બચ્ચાં પેરે રડવા લાગી.

"મી૰ રેકટર, હું મીસીસ બૉલર્સનું સાંભળી પાછી જોવા આવી નહોતી, પણ હવે હું તેણીનું વધુ બોલવું સાંભળીશ નહીં, હું તમારી સાથે આવું છું;" તેઓ બંને જણ ડીલફોર્ડ તરફ જવા ગાડીમાં બેઠાં. જ્યારે તેઓ ડીલફર્ડ આવ્યાં, ત્યારે મીસીસ રીડલને અતીસ્ય દુઃખી હાલતમાં લીલીએ જોઇ, પણ મીસીસ રીડલે લીલીને એથ પાસે જવા દીધી નહીં.

"મારી વાહાલી, તું ત્યાં જશે તો મારો દીકરો જોન શું કહેશે, અને વળી તેણીનું દુઃખ એવું છે કે તું જોઇ શકશે નહીં. ડાકટરો કહે છે કે તેણી અતીસ્ય ભયભીત હાલતમાં

છે. મારી વાહાલી, તેં ત્યાં જવું ન જોઇએ. તેણી ઘણીજ સખત બીમારીમાં છે!" એમ બોલતાં મીસીસ રીડલે રડતાં પોતાના હાથો લીલીને ગળે વીંટાળ્યા.

આખરે લીલીને એથને મળવાની તક મળી નહી અને ભારી અંતઃકરણથી એથને સારી જોવાની આશાથી કાસ્ટલ હીલ તરફ ફરી, જ્યારે મીૢ રેકટર મીૢ રીચર્ડને લેવા રેલવે સ્ટેશનપર ગયો. જ્યારે લીલીને પુછતાં મીસીસ બૉલર્સને માલમ પડયું કે તેણી એથને જોવા ગઇ હતી, ત્યારે પોતાની જગ્યાપરથી એકદમ ચીચ્યારી પાડીને બોલી:

"લીલી, તું ગાંડી તો થઇ નથી? શું તું જાણતી નથી કે તેણીને કેવું ભયભર્યું દરદ થયું છે. તે ઘેરમાં ગયાથી કેટલો ગેરફાયદો છે, તે વાતથી તું શું અંજાણી છે?"

"મીસીસ બૉલર્સ, એટલોબધો અહંકાર કરવો ન જોઇએ. તમો જાણો છો કે દરએક માણસ પછવાડે દુઃખ સુખ તો લાગુ પડયું છે; આપણે જો આજે એણીને જોવા ન જઇએ તો, કદાચ આપણે એવી હાલતમાં આવ્યે ત્યારે આપણને જોવા કોણ આવે? તમો ફ્રેંકની હાલત જાણતાં નથી!" આ સઘળું લીલી બહુજ ગંભીરપણે બોલી. આ સાંભળી મીસીસ બૉલર્સની આંખમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં. "ઓ! લીલી, મીૢ ફ્રેંકની વાતની મને યાદ આપના! તું થોડુંજ જાણે છે કે તે મારા વાહાલા ભાઇને સદા સુખી જોવાને હું એટલી ઇંતેજાર છું કે તેઓની હાલત હું રાત્ર દીવસ યાદ કરૂં છું, પણ શું કરૂં! હમણા પણ તેઓપર કોણ જાણે શું વધન વીટતાં હશે!" તેણી જ્યારે બોલતી હતી ત્યારે તેણીનાં આંસુઓ પોતાનો માર્ગ લેતાં હતાં. "મીસીસ બૉલર્સ તેઓ વીશે રાત દહાડો આપણે ઇશ્વર પાસે દુવા માંગવી કે તેઓપર તેનો છાંયો સદા રહે;" લીલી નરમાસથી બોલી.

આખો જાનેવારી મહીનો ઇંગલંડનાં દરએક કુટુંબમાં ચીંતાથી અને એકાંતમાં પસાર થતો; લડાઇમાં ગયલા સોલજરોની બાયડીઓ પોતાના પતીને પાછા આવેલા જોવા ઇંતેજાર હતી, અને નાહાનાં બચ્ચાંઓ પોતાના બાપનો પ્યાર મેલવવાને સુખી થશે અથવા નહીં તેની ચીંતા કરતાં. લડાઇના સારા સમાચાર સાંભળવા સર્વ ચીંતાતુર દીસતાં, અને પોતાનાં વાહાલાં વીશે ફીકર કરતાં; કેટલાંએક કુટુંબો તેઓનાં સગાનાં મરણની ખબરણી સાંભળી ચુકયાં હતાં. પણ લીલીએ કોઇ રીતે ચીંતા કીધી નહી; તેણી બોલતી કે "જેમ તે ઇશ્વરનું ચાહ્યું હશે તેમ થશે, આપણી ફીકરથીં કાંઇબી થનાર નથી," અને હમેશાં આશાવંત રીતે બોલતી. તેણીને જોન વીશે કાંઇબી ફીકર ન હતી, કેમકે તે કાંઈ લડવઈયા સીપાહી દાખલ ગયો ન હતો; તેણીને ફીકર ફ્રેંકની હતી, જે તેણીનો આખી દુનિયામાં એકલો સગો હતો. તેણીને ખબર હતી કે "સર હરબર્ટ સ્ટુઅર્ટની ફોજ ઘણીજ થોડી છે, અને સામેવાળા આરબની ફોજ મોટી છે. તેણીને ફ્રેંકના છેલ્લા બોલો યાદ આવતા અને તે યાદ કરી તે બહુજ દલગીર થતી. તેણીને જોનનું છેલ્લું કાગજ કૉર્ટીથી મળ્યું હતું અને તે કાગજે તેણીને ચીંતામાં નાખી; લીલીને ફ્રેંકની ફીકર તો હતીજ, પણ વળી એથની ભયભીત માંદગીએ તેણીની દલગીરીમાં ઉમેરો કીધો. એથની માંદગી દીવસે ને દીવસે વધારે વધતી જતી; તેણીની માંદગી વીશે તેણીનાં તથા લીલીનાં ઘરમાં બહુજ ઉદાસી પંથરાઇ. તેણી લીલીને ત્યાં ગઈ તેને બીજેજ દીવસે આવી સખ્ત માંદગી ભોગવશે એવું કોઇના ખ્યાલમાં પણ નહોતું. મીૢ રેકટરણી તેણીને વીશે ઇંતેજાર હતો. એક દીવસે તેણે મીસીસ રીડલ પાસે રજા લઈ તેણીને જોવા માગ્યું.

"મીસીસ રીડલ, મારે વીશે તમોએ કશી ફીકર કરવી નહીં; હું તેણીથી બહુજ મોટી ઉમરમાં આવ્યો છું અને મરી જાઊં તો કશી ફીકર નથી. વળી હું એક પાદરી છું, મને તેણીને થોડાક દીલાસાના શબ્દો કહેવાના છે, માટે જુવો મીસીસ રીડલ, મને જવા દેઓ, હું તેણીને જોઇ સુખી થઇશ."

"પણ શું તમે તેણીને જોવા તેણીની માંદગીથી ડરતા નથી!" મીસીસ રીડલે રડતાં પુછ્યું.

"નહીં, નહીં, હું જરા પણ ડરતો નથી." આ સાંભળી મીસીસ રીડલ પોતાની દીકરીને પુછવા ગઇ. થોડાજ વખતમાં મીૢ રેકટર પેલા ઓરડામાં જઈ પુગો અને એથે પોતાનો નાનો ગરમ હાથ તેના હાથમાં આપ્યો. હવે તેણીએ અતી ધીમા, નહીં સંભળાય એવા અવાજે બોલવા માંડયું, "મને માફ કરો! મારી પાસે બેસીને ઇશ્વર પાસ પ્રાર્થના કરો કે—હું—હું જીવું." તરતજ મીૢ રેકટર ગુંઠણીએ પડયો અને મોટેથી પ્રાર્થના કરવા લાગ્યો, પણ તેનેથી તેમ થઇ શકયું નહીં; તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. આ જોઇ એથ સમજી ગઈ, અને કહ્યું, "કં—કંઈ નહીં મીૢ રેકટર તમા—તમારી પ્રાર્થના મનમાં કરો!"

આ સાંભળી મીૢ રેકટર હવે મનમાં બોલવા લાગ્યો; અને છેલ્લા થોડા અતીશય રસ ઉપજાવનારા મધુર શબ્દો મોટેથી બોલ્યો, જે સાંભળી એથના ફીક્કા પડી ગયલા ગાલોપરથી મોતી પેરે આંસુઓ ટપકવા લાગ્યાં, અને બોલી:

"મીૢ રેકટર તમો—તમો એક લાયકીવાળા ગ્રહસ્થ છો; અને જો—જો હું આ માંદગીમાંથી ફરી સાજી નહીં થાઉં, અને જો—જો હું મરી જાઊં, તો તમો એમજ જાણજો કે તમોએ મને સુખી કરી છે."

આથી વધુ તેણી બોલી શકી નહીં, તેણી બોલતાં થાકી ગઈ; અને મીૢ રેકટર વધુ વખત તેણીની આગળ થોભી શકયો નહીં. થોડો વખત પછી તે દીવાનખાનામાં આવ્યો.

[ સાંધણ છે ]

ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.

---

**ભલી ચાલ ચલણનાં બનવા માટે** નેક અને ઉત્તમ ગુણો ધરાવનાર માણસો સાથે વેહેવાર રાખવો ઘણું અગતનું છે. દાખલાની અસર ઘણી મોટી છે; આપણે નકલ કરનાર પ્રાણી છઇયે, અને જેઓ સાથે આપણો ઘણાં ભેલાતાં હોઇએ તેઓના જેવી ટેવ અને સ્વભાવ આપણો પણ બનવાનો ઘણો સંભવ રહે છે.



# સ્ત્રીની મિત્રાચારી.

## પ્રકરણ ૯ મું.

**એક ઓલખાણ—નિયમની મરજી ઉપર ફતેહ.**



વાં લેડી આઇદા અને તેણીની સાથી પાસેના ઓરડામાં દાખલ થયાં, કે જ્યાંથી બૉલ રૂમમાં જવાતું હતું, તેવામાં એક જુવાન શખ્સ અથવા ખરૂં કહીયે તો જુવાન છોકરો, કારણકે તેનો ઉઘાડો કૉલર અને ખુલ્લું વાસ્કુટ તેને વધારે ઉંચો ખેતાબ આપવા ના પાડતું હતું. પણ જેનું સોહામણું કદ અને વખાણવા લાયક સુંદર ચેહરો તેને ઘણો ખેંચાણ કરનારો બનાવતો હતો, તે ઉતાવળેથી ધસી આવ્યો.

"ફ્રેન્ક!" લેડી આઇદા ઘણી અજાએબીથી બોલી ઉઠી, "તું ક્યાંથી ઉતરી પડીયોછ? હું તુને આજે અંહી જોઇને ઘણી ખુશી થઇ છું."

"તમે બાનું મને ઘણું માન આપોછો," તેણે ઘણી છટાથી નમીને જવાબ દીધો: "હું ફક્ત એક કલાક થયાં આવી પુગો, અને સઘળાં હોટલમાં લેડી આઇદા વીલીયરસના બૉલ માટે ઘણી ગડબડ થતી જોઇ તારી અને લેડી મેલફર્ડ સાથની જુની ઓલખાણને બાહને તેડાં વગર આવવાની મેં હીમત કરી છે, તે મને માફ કરશો કેની?"

"માફ કીધું, અને તું ભલે આવ્યો, ફ્રેન્ક. તારા બાવા કયાં છે?"

"હજુ પેરીસમાંજ. પણ હમણાં ખુશાલ ઇસ્તરની મોહસમ ચાલે છે, માટે મેં કસમ લીધા કે હું ઇંગલંડમાં મારા દોસ્તોની મુલાકાત લેવા ભટકવા ઉપડું. થોડાંક ફાંફાં માર્યા પછી મેં મારી મતલબ પાર પાડી, અને મને માલમ પડયું કે મારા ઘણા ખરા મિત્રો ડેવનશાયરમાં હતાં, માટે હુબી અંહી આવ્યો છું."

"તું એવે શુભ વખતે આવ્યો છે માટે હમે ઘેવડાં ખુશી છીયે. ફ્લોરન્સ, તું આ મારા મિત્રને આવતા કવોડ્રીલમાં તારો હાથ આપવાની મેહરબાની કરશે? પણ હું ભુલી ગઇ કે તમો એક બીજાને ઓલખતાં નથી—મીસ લેસ્લી, મી૰ ફ્રાન્સીસ હાવર્ડ. એજ રીતભાતનો કાયદો છે,—નહી વારૂ? મીસ લેસ્લીની મેહરબાનીના બદલામાં તેણીને અનપસંદ થવાનું તારેથી બને, તેટલું કરજે."

તે જુવાન શખ્સ ખુશાલીથી હસ્યો, કારણકે ખરૂં કહીયે તો આ ઓલખાણ થવાથી કાંઇ તે થોડો ખુશી થયો ન હતો. જે સઘળો વખત તે લેડી આઇદા સાથ વાત કરતો હતો, ત્યારે ફ્લોરન્સ તરફ વખાણની આંખો તીકેલી હતી.

"લેડી મેલફર્ડ," ફ્લોરન્સે ધીમેથી પુછયું. "હું તેણીને પેહલી મલશ નહી તો ખોટું તો ન દીસે?"

"હું તેણીને કેહવશ. મારાં માસીને હમણાં મળવા કરતાં કવોડ્રીલમાં જગા મેળવવી વધુ સેહલી પડશે. ફ્રેન્ક, જ્યારે તમારો 'ડાન્સ' પુરો થાય ત્યારે ફ્લોરન્સને મારી આગળ લાવજે."

"તમો બાનુંને હું કેમ શોધીશ? સઘળા સુધરેલા જુવાનોને સઘળા કવોડ્રીલો માટે તારા હાથની માંગણી કરતા જોઈ શકે?"

"નહી, બેવકુફ છોકરા, આજે હું એક ગંભીર છોકરી તરીકે રહેનાર છું. આજે રાત્રે હું મુદલ ભાગ લેનાર નથી."

"ડાન્સમાં ભાગ નથી લેવાનાં!" બંને જણાં એટલાં તો અજાયબ થઇને બોલ્યાં કે લેડી આઇદાની ખુશીનો પાર રહયો નહીં.

"મારાં જુવાન મીત્રો, તેમજ છે. હવે તમે બંને જણ જાવો. મારી મરજી એક દરીયામાંના ખડકની મીસાલે છે, જે કદીબી હીલવાની નથી."

ફ્લોરન્સ લેસ્લીની નહીં ધારેલી હાજરીથી થતી અસર થોડોક વખત તપાસ્તી લેડી આઇદા ઉભી રહી. તેણી ખુશી હતી કે પેલાં પૈસાથી ચરી ગયલાં ઓકલેન્ડનાં કુટુંબવાલાં હાજર હતાં, કે જેઓએ ફ્લોરન્સને લગતી સઘળી બીના જોઈ હતી અને સાંભળી હતી.

"તેં સાંભળ્યું કે?" મીસ મરાયાએ મીસ એલીઝાબેઠના કાનમાં કહયું: "ખરેખર, ખેતાબ ધરાવનારી બાનુંઓ જલદીથી ખુશી થઈ જાય છે, કોણે એમ ધાર્યું હતું કે ગરીબ પણ મગરૂર ફ્લોરન્સ એટલી બધી માનીતી થશે?"

"એની સાંકરી તથા ક્રોસ કેવા સુંદર છે," મીસ એલીઝાબેઠે જવાબ દીધો. "હું નહી ધારતી હતી કે એટલીબી કીમતી ચીજ એની પાસે હશે. પણ એનો ડ્રેસ! પણ આવા મોટા બૉલમાં ફક્ત સફેદ મજલીનના ડ્રેસમાં કોઇ આવે એવું સાંભળ્યું હતું? પણ અલબતાં ગરીબ બીચારી, તેણી કાંઇ વધારે સારૂં મેળવી શકે નહી." અને તેણી ઘણા સંતોષથી પોતાના કેરબાને રંગના સાટીનના ડ્રેસ તરફ જોવા લાગી. એક નહીં સમાવી શકાય એવું હસતું લેડી આઇદાના હોઠો ઉપર પ્રગટી નીકળયું, જ્યારે તેણીએ સાંભળ્યું કે તેઓ તેણીનાજ તેસ્તની હસી કરતાં હતાં, અને જ્યારે તેણી તેઓ આગળથી પસાર થઇ ત્યારે મુશકેલીએ તેણી પોતાની હમેશની સભ્યતા પ્રમાણે તેમનાં આતુર બોલવાનો જવાબ દઇ શકી.

તેઓબી કેટલાંક એવાં હતાં કે જેઓ ફ્લોરન્સને જોઇને ખરેખર ખુશી હતાં, અને જે પ્રીત તેણીએ મેળવી હતી

તે વગર અદેખાઇએ જોઇ શકતાં હતાં. એમીલી મેલફર્દની પોતાની સહીને મલવાથી ઉત્પન્ન થતી ખુશાલી, અને હાલના જુવાન છોકરાઓને તેણી આગલ હસ્તે મુખડે હાથ લંબાવી આવતા અને તેણી સાથ દાન્સ કરતા જોઇ લેડી આઇદાના બૉલમાં તેડવાથી ઉપજેલી ખુશાળી અને ફત્તેહ જોઇ કેટલાકોની નાખુશીનો પારજ ન હતો, કારણકે ફ્લોરન્સનેબી તેડવામાં આવી હતી. અફસોસ! માણુસાઇ સ્વભાવ એવોજ હોય છે.

"તમે મારી સાથે આવશો, મી૰ લેસ્લી? મારી પાસે એક સુંદર ફુલ છે, તે હું તમોને બતાવવા માંગું છું." તે ગ્રહસ્થ તેણીના માસા અને બીજા ગ્રહસ્થો સાથે વાત કરતો હતો, ત્યાં જઈ તેણીએ તેને પુછ્યું.

"મોટી ખુશી સાથે, તેણીને પોતાનો હાથ આપતાં તે બોલ્યો," પણ ફુલોની જગા તો સામી ઓરડુએ છે.

"હા, તેમ છે તો ખરૂં, સાહેબ, પણ હમણાં કાંઇ તમારા ફુલો ઉપરના પ્યારને હું ખુશી કરવા જતી નથી, પણ કદાચ એક સુંદર કન્યાનાં માથામાં ખોસેલું એક સફેદ કેમેલીયા તેને રાજી કરે. જે ફુલને માટે હું કહું છું તેણે હમણાંજ ફ્રેદરીકનો હાથ ધર્યો છે. તમો તેણીને ઓલખો છો કે? યા હું ઓલખાણ કરાવું?"

"ફ્લોરન્સ!" તે ખુશી થયલો પીતા એવા તો અવાજે બોલી ઉઠયો, કે લેડી આઇદાએ પોતાનાં સઘળાં પરોપકારી કામોનો બદલો મલેલો સમજયો.

"અને કેવી સુખી તેણી દીસે છે? તમો બાનુએ કંઇ જાદુ વાપરયું છે!"

"હું તમોને ફ્લોરન્સ પાછી આપું, ત્યાં સુધી થોભો. હમણાં હું તમોને કાંઈ કહેવાની નથી, અને તેણીનેબી તમારી સાથ બોલવાની રજા આપનાર નથી. તમે ધાર્યુ તે કરતાં વધારે મારૂં બળ છે એમ તમારી ખાતરી થઈ એટલે બસ; ફ્લોરન્સ, તુને તારા બાવાને ફકત મળવાનીજ હું રજા આપુ છું;" તેણીએ હસીને ફ્લોરન્સ જેણી પોતાના બાપને જોઈ, ફ્રેદરીક મેલફર્દ અને ફ્રાન્ક હાવર્દ સાથ આવતી હતી, તેણીને કહયું.

"આઇદા, તુને મીસ લેસ્લી સાથ શું કામ છે? જો તું દાન્સમાં મુદલ ભાગ લેવાની નહીં હોય તો તેમ કર, પણ ખોદાને ખાતર તેણીને ના અટકાવ. પણ અંહી આ કંટાળા ભરેલો ફ્રાન્ક તેણીને મને સોંપતો નથી. અને તેણીબી કહે છે કે જ્યાં સુધી મારો માએ સાથ મળશે, નહી ત્યાં સુધી મારી સાથે નાચનાર નથી."

"વારૂં, હું તુને વચન આપુંછું કે ઘણો વાર હું એણીને રોકીશ નહીં. હમણાં તો તું કોઇ બીજી બાનું આગલ જા અને આવેતા દાન્સ પછી આવજે. સારાં નસીબે હમણાં "વૉલસ" ચાલશે; અને તેમાં ફ્લોરન્સ ભાગ લેનાર નથી, માટે તું સેહેલથી જઈ શકશે."

"વારૂં, ત્યારે હવે પછીનો—યાદ રાખજો મીસ લેસ્લી?" ફ્લોરન્સે હસીને કબુલ રાખ્યું.

"અને મેલફર્દ તથા એના ભાઇની પછી હું ફરીથી આવું?" જુવાન હાવર્દે આતુરતાથી પુછ્યું.

"હું ધારૂં છું કે તે માટે હું કબુલ થઈ ચુકી છું."

"તે પછીનો?"

ફ્લોરન્સે હા કહયાથી તે નમીને ચાલી ગયો.

"તારી પાસે આટલા બધા છે તોબી ફ્રાન્કની સાથ તું બે વખત નાચવાને કબુલ થઇ છે. તું અજાએબ જેવી છોકરી છે, ફ્લોરન્સ. એમીલી તારા 'તેસ્ત'ને માટે કાંઇ સારૂં બોલશે નહીં." લેડી આઇદાએ હસીને કહયું.

"અરે, તેવણ એવા તો દીલખુશ વાત કરનાર છે! વળી પેરીસ અને ઇટલી—વાહલાં ઇટલી માટે એટલું બધું જાણે છે. અને "દાન્સ" કરવાનું એટલું તો ખુશ લાગે છે કે મારા સાથીઓ માટે હું થોડીજ દરકાર રાખું છું; જોકે જયારે તમારા મશીયાઇઓ અને મી૰ હાવર્દ જેવા મનપસંદ સાથીઓ સાથે તે વધારે આનંદી લાગે છે.

"હું તારી તર્કશકતીને વખાણું છું. એનાથી બેવડી ઉમરનાં કેટલાંકો કરતાં એ વધારે વાત કરવાને લાયક છે. એનો પીતા લોર્ડ ગ્લેનવીલ એક અજાએબ જેવો સખત હૈડાંનો માણસ છે, અને હું વારંવાર ફ્રાંકની સંસારી જંજાલો માટે તેની દયા ખાઉંછું, પણ એ સઘળું છતાંબી તેનું ખુશાલ દીલ તેને સુખી રાખે છે. લેડી મેલફર્દ તેણીને ઘણાં હેતથી ભેટી અને તેણીની માતાની તબીયત વિષે કેટલાક સવાલો પુછયા; જેના જવાબ દેવામાં તેણી એટલી મશગુલ થઇ હતી, કે કેટલાંક મગરૂર પરોણાંઓની તેણી તરફ તીખી રહેલી નજર જેમ તેઓ ધારતાં હતાં તેમ તેણીને ગભરાવી શકી નહીં. વળી લેડી એદજમીયરના સખી ઉમદા ચેહરાએ તેણીને આપેલી હુલટથી જે વાતચીત તેણી ચલાવતી હતી, તેમાંથી ઉઠવાનું, ફ્રેદરીક મેલફર્દના આવવાથી તેણીને પસંદ પડયું નહી.

"ત્યારે તું શું મેરીનો દાખલો નથી પકડવાની કે આઇદા?" એક પછી એક સઘલા શખ્સોને તેણીએ ના નો જવાબ આપી કહાડયા ત્યારે લોર્ડ એદજમીયર કહેવા લાગો; મારાં ભાષણનું સઘલું જોર, મેરીની સમજાવત, લેડી એદજમીયરની તકરારો, તારા માસાના ટીકાઓ, તારા મશીયાઇઓની કાકલુદી, તારાં માસીનો ગુસ્સો, એ સઘળું ફોકટમાં ગયું છે. મારાં લાંબાં લીસ્ત તરફ તું હસે છે. આઇદા, હું એદમંદ ઉપર કેવો હેવાલ લખી મોકલશ? હવે તારૂં હસ્તું જતું રહયું છે. ગોયા તેનું નામ સઘળી ખુશાલી દાબી દે છે. તે નહીં સમજી શકાએ એવો ભેદ છે."

"શું તેનું નામ મારૂં નહીં નાચવાનું કારણ સમજાવતું નથી?" લેડી આઇદા એવા તો ધીમા અને ધ્રુજતે અવાજે બોલી કે જોકે લોર્ડ એદજમીયરે તેનો મશકરીમાં જવાબ વાળ્યો, તોબી તેણીનો નાજુક હાથ પોતાના હાથમાં લઇને ખરી દીલસોજી બતાવી.

"ખચીતજ, હું નહીં સમજી શકતો, કારણકે એદમંદ પોતે નાચમાં જોડાતો નહીં તેથી તારી સુશોભીત દીલચાલ તપાસવાને તે ઘણું ચાહતો હતો."

"અને જ્યારે હું દરનેક વગર અર્થની બોલીઓ એકઠા થયલા જુવાન્યાઓથી સાંભળું, દરેક જણની નજર મારી તરફ ખેંચાયલી રહે, કારણકે અલબતાં લેડી આઇદા વીલીયરસ તરીકે હું તેમનું ધ્યાન ખેંચી નાચમાં ભાગ લઇ શકવાની આશા રાખતીજ નથી—તે આ વેળા કેવો માંદો ચાલતો હશે, કેવો એકાંતમાં દલગીરીમાં પડેલો હશે, અભ્યાસ તરફના પ્યાર છતાં મારો અને મારોજ વિચાર કરતો હશે, અને તેની પોતાની થવાનો મારો સખુન યાદ કરતો હશે. આ વેળાએ લોકોની નજર અને વખાણ ખેંચી રાખવામાં શું હું મારા બોલો પાળતી ગણાઉં? અરે લોર્ડ એદજમીયર, હું દાન્સમાં મુદલ ભાગ લેતી નથી તે શું સારે અજાએબ જેવું છે?" તેણી દાબી રાખેલા જુસ્સા સાથે બોલી, અને તેણીની લાગણીમાં તે એકમત થયો. પણ તુરતજ શાંત પડીને ખુશ અવાજે તેણીએ કહ્યું. "તમે મને પુછશો કે આ લાગણીઓ સાથે મેં શું કરવા બૉલ આપ્યો? કારણકે એમીલીને હું ના પાડી આપ મતલબી થવા ઇચ્છતી ન હતી, અને જેઓ મારી ચાલુ આગતા સ્વાગતા કરવા ઇચ્છતાં હતાં, તેમને કાંઇક બદલો આપવાની જરૂર હતી."

"તું ઘણાં ડહાપણથી વર્તી છે, મારી વાહલી આઇદા. કોઇને ગુસ્સે કરવા કરતાં તેમનું મન મનાવવામાં આપણી મરજીનો ભોગ વીક આપ્યાથી આપણું દીલ ખુશ રહે છે. તેં ઘણાંઓને રાજી કર્યાં છે, ઘણાંઓની મગરૂરીને થંડી પાડી છે, ઘણાંઓનાં દીલમાં ખુશાલ લાગણીઓ મુકી છે."

"હું બીહું છું કે મેં કેટલાંકોને દલગીરખી કીધાં છે," લેડી આઇદા વચ્ચે બોલી ઉઠી.

"કદાચ હોયખી; પણ એવો કયો બૉલ થયો છે કે જેના જોખમો દરેક જણ ઇજા વગર પસાર કરે. તોબી મને તો લાગે છે કે આપણી લંડનની ભેગી મલેલી મંડળીના કરતાં અંહી વધુ સુખનો ભાગ રહેલો છે. જો ચેહરા ઉપરથી સચાઇ માલમ પડતી હોય, તો મારી ખાતરી છે કે અંહી એક ચોકસ ઘણી ખરેખર તદન સુખીજ છે; મીસ લેસ્લી તરફ જો."

એક ખુશાલ ટોળાંમાં ફ્લોરન્સ ઉભી રહીને સાંભળતી હતી, અને કોઇ કોઇ વાર એમીલી મેલફર્દ અને તેણીના સાથીની વાતમાં એવી તો ઉલટથી ભાગ લેતી હતી કે તેણીની તરફ કોઇનુંબી ધ્યાન ખેંચાયા વિના રહે નહી. લાર્ડ એદજમીયરે લેડી આઇદાની નજર તેણી ઉપર પાડી તેજ વખતે શ્વાસનો એક ખેંચાણ કરનારો "વોલ્સ" શરૂ થયો અને તુરતજ કેટલાંક જોડાંઓ તૈયાર થયાં.

"ચાલ, ફ્લોરન્સ, ફકત એકજ ફેરો ખાઇ જા, આલફ્રેડ ઉપર દયા કર. એ કાંઇ અંજાણ્યો નથી." એમીલી પોતાના સાથી સાથે જવા આગમજ કહેતી ગઇ. તેણીના જવા પછી તેણીનો ભાઇ તુરતજ આવ્યો.

"ખરેખર તમે આએ "વોલ્સ"માં આવવુંજ જોઇયે. નાચના ખરેખરા શોખીન સાથે વોલ્સ કરવાથી ઘણી મજાહ લાગે છે. તમે કહોછો કે તમે તેને ચાહોછો, અને તોબી "વોલ્સ" કરતાં નથી ત્યારે તો તમે જાણતાંજ નથી કે "દાન્સ" તે શું છે. ગમે તો એમીલીને પુછો—ગમે તો લેડી મેરીને પુછો."

"શું તેણી મજબુત મનની રહેશે?" લોર્ડ એદજમીયરે પોતાની સાથીને ધીમેથી પુછ્યું.

એમીલીનું કહેવું કે તેણી જે સઘળાં કરતાં હતાં તે નહી કરવામાં હસવા જેવી વર્તણુક ચલાવતી હતી, તેણેબી ફ્લોરન્સ ઉપર કાંઈ અસર કરી નહી.

"તું મારા કરતાંબી વધુ સારી રીતે "વોલ્સ" કરી શકે છે, ફ્લોરન્સ" તેણીએ આગળ ચલાવ્યું.

ત્યારે તો કાંઇ નહી કરી શકતાં એમબી બાંહનું નથી. મીસ લેસ્લી, જો તમે થાકી ગયાં હોવો તોબી શું મ્યુઝીક ખેંચાણ કરનારું નથી?"

"ખરેખર તે છે, અને મને મુદલ થાક લાગતી નથી. પણ તમો મને માફ કરો. હું અંહી હમણાં કદીબી "વાલ્સ" કરવાની નથી."

"પણ કાંય, ફ્લોરન્સ? હું તુંને ખાતરી આપુંછું કે હવે તો એ એક સાધારણ "દાન્સ" થયો છે, અને તેમાં કશું નુકશાન નથી." લેડી મેરી વચ્ચે બોલી ઉઠી. પણ ફ્લોરન્સે મજબુત મને પોતાનું બોલવું પાળ્યું, જોકે આલફ્રેડ મેલફર્ડ બોલ્યો કે તે તેણીને શીક્ષા કરવા એકલી મુકી જતો રહેશે અને લેડી આઇડા આગળ લઇ જશે નહી."

"તું એવું કંઇ કરશે નહી, આલફ્રેડ. ફ્લોરન્સ મારે હવાલે છે, અને તેણીને માટે હું આવીછું," લેડી આઇદા આગલ આવતાં બોલી, અને ફ્લોરન્સ તેણીના હાથને એવા તો એક છુટકારાના દમ સાથ મજબુત વલગી રહી કે આલફ્રેડને ઘણું હસવું આવ્યું.

"જો આઇદા તમોને ટેકો આપે છે, મીસ ફ્લોરન્સ, તો હું રજા લેઉંછું." એમ કહી જુવાન મેલફર્ડ કોઈ બીજા સાથી સાથે જોડાવા ગયો.

"તમારી ફતેહ માટે હું તમોને મુબારકબાદી આપુંછું, મીસ લેસ્લી. જો નાલાયકાતને લીધે નામરજી હતે, તો તમે કાંઇબી ફતેહ મેલવેલી કહેવાતે નહી, પણ જ્યારે ધોરણ મરજી ઉપર ફતેહ મેલવે, ત્યારે "વાલ્સ" જેવી નજીવી ચીજમાંબી હું માન સમજુંછું." લોર્ડ એદજમીયરે હસીને કહ્યું.

'તેણે કેમ તેણીનો ખરો વિચાર પારખ્યો હશે તે માટે અજાયબ થતી શરમાઇને તેણીએ પુછીયું,' "તમે "વાલ્સ" કરો છો કે લેડી આઇદા?"

"ઘણી વાર નહી. જ્યારે હા પાડવા વીના ચાલેજ નહીં ત્યારેજ મેં કીધો હશે. પણ હું કાંઇ તેની ઘણી શોખીન

નથી. તે આપણને તદ્દન ઉશકેરી નાખનાર અને ગર્ક કરી નાખનાર હોવાથી ઘણી ખરી ઈંગ્રેજ સ્ત્રીઓને પસંદ નથી, અને તારા તે માટેના ગમે એવા શોખ છતાં તું ના પાડવામાં તદ્દન વાજબી હતી, ફ્લોરન્સ. એમીલીના તો સઘળા ઠરાવો હવામાં પીગળી ગયા છે. પણ હું ખુશી છું કે તું તેણીના કરતાં વધુ મજબુત મનની છે."

તેણીની મીત્રની પ્રસંશા મેળવવાથી ફ્લોરન્સ તદ્દન સંતોષ પામી હતી.

આ બૉલની સઘલી ખુશાલી માટે લખવું અશકત છે. ફકત આટલુંજ કહેવું પુરતું છે કે ત્યાં એકઠાં થયલાં ઘણાંઓને સંપુર્ણ ખુશાલી મળી હતી. કાંઇબી ચીજ અધુરી રહેલી હતી નહીં. લેડી આઇદાએ એક ચલકતા તારાની માફક પોતાની યાદ સઘળાં હાજર રહેલાંઓમાં પોતાની પરોણાગતથી મુકી હતી. "જેમને તેણી ફરીથી મલશે નહીં તેમની તરફના એવા સુનેરી વિચારો શું ખપના?" કોઇ ટીકાકાર કદાચ પુછશે. કામના તો કાંઇજ નહીં, પણ જ્યાં દરેક માયા અને દીલસોજીનાં કામો નોંધાય છે, ત્યાં તો ખરેખર ખપનાજ છે.

પણ ખુશાલી કમનસીબે લાંબો વખત સુધી ચાલતી નથી. કોઇબી સાંકળ—પછી તે સુનાની, મોતીની કે ફુલોની હોય, પણ તે વખતની હઠીલી પાંખોને બાંધી શકતી નથી; અને તેના માર્ગમાં વધુ વાર ભટકવા ફરમાવી શકતી નથી. તે બેડીને ધીક્કારથી લાત મારી તે આગલ ધસે છે, અને ખરેખર જે તેના પગ તલે નહીંજ કચડાય તે ઘણીજ ચલકતી ખુશાલી હોવી જોઇયે. જમીન ઉપર સહવારની બ્લુ રોશનીએ હકુમત મેલવવાનાં ફાંફાં માર્યાં ત્યારેજ આ ખુશાલ દેખાવ બંધ પડયો, ગાડીઓની હારની હાર દરવાજામાંથી જવા લાગી, કે જેમનામાંનો મોટો ભાગ અફસોસ સાથ ઇચ્છતો હતો કે વખત હજુ ચાલુ રહેતે. અંતે ગાડીઓની હાર પુરી થઇ અને લોર્ડ મેલફર્ડનું કુટુંબ અને તેમનાં ઘરમાં રહેનાર પરોણાંજ ફકત સેન્ટ જોન્સમાં રહયાં.

(સાંધણ છે.) RUBY.

---

એક ઘણું ચકમ પણ હીમતનું કામ કરવાની એક ફ્રેંચમેને શરત બકી છે, જે તે થોડા વખતમાં પુરી કરનાર છે. મેં૦ વાયસ મસકી, જેવણ પેરીસની ફેશનેબલ સોસાયટીમાં જાણીતા થયલા ગ્રહસ્થ છે, તેવણે પેરીસથી અમેરીકા ઘોડા ઉપર જવાની ઘણીએક શરતો બકી છે. જો કે એ કામ નહી બની શકે તેવું લાગે છે, તે છતાં તેવણ કહે છે કે તે મુશકેલ નથી. તેવણ સાઇબીરીયા પસાર કરી છેક બેહરીંગ સ્ટ્રેટ, જે સાઇબીરીયાને અમેરીકાથી જુદું પાડેય, તેના છેક સાંકડા રસ્તા સુધી ઘોડાઉપર જશે, અને ત્યાર પછી બરફની ઉપરથી ઘોડેસ્વાર થઇ જશે. તેવણ કહે છે કે કોઇ સાથીને પોતાની સાથે લઇ જવાને તેવણ ઘણા ખુશ થશે.

---

**તમારાં પોતાનાં** દીલને "ના" પાડવું એના જેવું બહાદુર કામ બીજું કોઇ નથી.



## ઝાડપાન અને તેમનો વધારો.

### પ્રકરણ ૧૩ મું.

**કાંજી અથવા લાહી જેવા પદાર્થ.**



કાંજી અથવા ઘઊંનાં દુધ જેવો પદાર્થ જેને ઇંગ્રેજીમાં (સ્ટાર્ચ) કહે છે, તે બધી જાતનાં ઝાડમાં હોય છે. ઝાડમાં એ પદાર્થ નાની નાની કોઠળીઓમાં એકઠો થઈ રહે છે ને ઝાડનાં પોષણ માટે કામ આવે છે. ઝાડનાં બીયાંમાં, અને અનાજના દાણા જેવા કે વટેણા, વાલ, પાપરીના દાણામાં, પટેટામાં, આરારોટનાં ઝાડનાં મુળમાં, સાબુ ચોખાનાં લાકડાંમાં, ગાજર અને બીટમાં એ ઘણું સરખું હોય છે.

એ પદાર્થ (સ્ટાર્ચ) નો આકાર ઝીણા ઝીણા દાણા જેવો હોય છે, ને તે પારદર્શક હોવા સાથ આપણી નજરે નહીં દેખાય એવો બારીક હોય છે. સુક્ષ્મ દર્શક યંત્રમાંથી જોતાં જુદી જુદી જાતના સ્ટાર્ચના દાણા જુદા જુદા આકારના માલમ પડે છે. એનાં કદ ને આકારથી તે કઈ જાતનાં ઝાડનો છે તે માલમ પડી આવે છે. એ દાણા પોતે એક એક કોઠળી હોય છે, ને એ કોઠળીમાં એ પદાર્થ રહેલો હોય છે. જ્યારે તેને ગરમ પાણીમાં નાખે છે ત્યારે તે કોઠળીઓ ફુલીને પછી ફાટે છે ને તેમાંથી ચીવટ પદાર્થ બાહેર નીકળે છે; એજ કારણને લીધે તે એક વાર પીગળ્યા પછી પાછો પોતાના આગળા (દાણાના) આકારમાં આવી શકતો નથી, કેમકે એની કોઠળીઓ પીગળતી વખતે ફાટી જાય છે.

એ કાંજી જેવો પદાર્થ ધોબીઓને ઘણો કામનો છે. એ કાંજીનો સફેદ ભુકો અથવા લાંબો લાકડી જેવો એ ભુકાનો બનાવેલો પદાર્થ બજારમાં વેચાય છે. એ લાકડીને આપણે ચમટીએ ભચડયે તો તે ભાંગી જાય છે ને તે ભુકી આપણી આંગળીઓને ભભરી લાગે છે. પાણી કરતાં એ ભારી છે, ને થંડાં પાણીમાં, કે દારૂમાં એ પીગળતો નથી પણ ઉપર કહ્યું તેમ ગરમ પાણીમાં નાખ્યાથી પીગળીને કાંજી જેવો થાય છે ને તે ધોબીઓને કપડાં કકરાં કરવા માટે કામ આવે છે.

ઠંડાં દુધ કે પાણીમાં એ દોહવીને ચુલા ઉપર ઉકળવા મુકયે તો તે ઉકળીને પછી બંધાઇ જઇ પુડીંગ જેવું બને છે.

જે સ્ટાર્ચ ખાધામાં આવે છે તેમાં આરારોટ, તાપીઓકા, સાબુ ચોખા અને કાર્ન ફ્લાવર મુખ્ય છે.

આરારોટ—એ બે ત્રણ જાતનાં આરારોટનાં ઝાડમાંથી નીકળે છે. એ રોપા અમેરીકા ખંડમાં ઘણા થાય છે, પણ બીજા ગરમ દેશમાંથી એને ઉગાડે છે. વેસ્ટ ઈંડયા, આયરલંડ ને વીનસેન્ટના ટાપુમાં આરારોટ ઘણો થાય છે. આરારોટના ઝાડનાં મુળમાં જાદાં કોટલાંવાળા સફેદ મોટા ગાંઠ થાય છે અને તેમાંથી સ્ટાર્ચ નીકળે છે. એ ગાંઠમાં સ્ટાર્ચના ઝીણા ઝીણા દાણા પુષ્કળ રહેલા હોય છે. એ ગાંઠને ખમણ્યા અગાઉ તેની ઉપરથી ચામડી છોલી કાઢે છે, કેમકે એ ચાંમડીમાં રાજનનો ભાગ આવે છે, ને તે જો અંદર આવે તો તેથી આરારોટનો રંગ ને વાસ બીગડે છે.

બ્રેઝીળ નામનો આરારોટ કેસેવા અને મોનીઓક નામના રોપામાંથી નીકળે છે. એ ગરમ દેશમાં થાય છે; જ્યારે એના મોટા દાણા કરે છે ત્યારે તેને તાપીઓકા કહે છે.

બ્રીટીશ આરારોટ પટેટામાંથી બનાવે છે. સાબુચોખા સાગુ નામનાં ઝાડનાં થડમાંથી નીકળે છે. જ્યારે એ ઝાડ પુખ્ત થાય છે ત્યારે તેનાં થડને કાપે છે, અને તેમાંથી નરમ ચીકણો પદાર્થ નીકળે છે તેને પાણીમાં પીગળાવીને પાછો ઝીણા કપડાં વટે ગાળી કાઢે છે કે અંદર કંઇ લાકડાંના શાખા કે કચરો ભેળાયલો હોય તે નીકળી જાય. પછી તેમાંનું પાણી સુકાવા મુકે છે. જયારે પાણી સુકાઇ રહે છે અને એ નરમ હોય છે ત્યારે તેને ચાળણીમાં નાખી તેના આંધરાંમાંથી બાહેર કાઢે છે એટળે તે દાણા જેવો આકાર પકડે છે. એ દાણાને આપણે સાબુચોખા કહીએ છીએ. એનો મોટો વેપાર ચાલે છે. ઈંગ્લાંડમાં દર વરસે સીંગાપોરથી ૩ લાખ રતલ સાબુચોખા આવે છે. કપડાં વણતી વખતે તેને કકરું કરવા જે ખળ ભરે છે તે ખળનાં કામમાંબી સાબુચોખા વપરાય છે.

કાર્ન ફ્લાવર મકાઇમાંથી થાય છે. મકાઇના દાણાને પહેલાં પાણીમાં ભીજવી રાખે છે ને પછી જયારે તે ફુળી આવે છે ત્યારે તેને પાણીમાંજ ચોળી નાખે છે ને પછી તે ચોળેલાં પાણી સાથે ચાળણીમાં નાખી બધું ગાળી કાઢે છે, એટલે પાણીમાં બધો કસ ઓગળી દુધ જેવું બાહેર આવે છે ને કુચો ચાળણીમાં રહી જાએ છે. પછી તે પાણીને એ કામ માટે ખાસ બનાવેલી ટાંકીમાં નાખી ઠરવા દે છે એટલે મકાઇનો જે કસ પાણીમાં ઓગળ્યો હતો તે બધો નીચે ઠરી બેસે છે, પછી ઉપરથી નીતરું પાણી કાઢી નાખે છે ને નીચેના ઠરાને પાછો બીજાં પાણીમાં ડોહળીને તે પાણીબી ડેરવીને કાઢી નાખે છે, એટલે તે તદન સાફ થઇ જાએ છે. પછી તેને ધીમી ગરમી આપી સુકાવા દેય છે. સુકાયા પછી એ સ્ટાર્ચ તૈયાર થાય છે.

સ્ટાર્ચ ઘણું ખરું ઘઊં, ચોખા અને પટેટામાંથી બનાવે છે.

પટેટા સ્ટાર્ચ—પટેટામાંથી સ્ટાર્ચ બનાવવાનો જર્મની, હોલાન્ડ, રશીઆ, અને અમેરીકામાં મોટો ધંધો ચાલે છે. જ્યારે પટેટામાં રોગ ફેલાય છે ત્યારે આ દેશના પટેટામાં તે ઘણો ફાટી નીકળે છે. પણ વળી અજબ જેવું છે કે એવા રોગીષ્ટ પટેટામાંથીબી સારા પટેટાના જેવોજ સ્વચ્છ ને તેટળાજ જથ્થામાં સ્ટાર્ચ નીકળે છે.

પટેટાનો સ્ટાર્ચ કાઢવા માટે પેહેલાં તેને ધોઇને સાફ કરે છે, પછી તેને સાંચાથી છાળ છોળી કાઢી ચાળણીમાં મુકે છે ને સાંચા વડેજ તે પટેટાની ઉપર ચાળણીમાં ધીમી ધારે પાણી રેડે છે. જ્યાં સુધી પટેટાનો માવો સફેદ દુધ જેવો દેખાય છે ત્યાં સુધી એ પ્રમાણે પાણીની ધાર રેડયાજ કરે છે. એમ કીધાથી પટેટા ધોવાઇને સ્વચ્છ બને છે. પછી એ કામ માટે રાખેલાં પીપ કે ટાંકીઓમાં તેને નાખે છે ને જેમ મકાઇના સ્ટાર્ચમાં કીધું તેમ તેને ધોઈ ધોઇને પાણી ઠેરવી કાઢી નાખે છે. પછી છેલ્લે તેને ધીમી ગરમીથી સુકવી નાખે છે. પટેટામાં આસરે ૨૦ ટકા સ્ટાર્ચ ને ૭૬ ટકા પાણી રહેલું હોય છે.

ઘઊંનું દુધ—ચોખાનો સ્ટાર્ચ ઇંગ્લંડમાં ઘઊંને ચોખામાંથી કાઢે છે. તેઓ થોડોક આટો લઇને તેને ઝીણાં કપડાંના કોઠળામાં નાખી, તે કોઠળાને પાણીનાં વાસણમાં મુકીને તે કોઠળામાં હાથ ઘાળીને ચોળે છે, એટલે આટામાંનો કસ પાણીમાં નીકળી આવે છે. પછી તે પાણીને ઠરવા દઇને ઉપરથી કાઢી નાખે છે ને નીચે રહેલા ઠરાને સુકાીને કામમાં લે છે. ઘઉં અને ચોખામાં અરધાથી વધારે ભાગ સ્ટાર્ચ હોય છે. પણ વળી એમાં ગ્લુટન નામે ચીકટ પદાર્થ ઘણો રહેલો છે. ૧૨ થી ૨૦ ટકા જેટલો એ ભાગ એમાં હોય છે. પેહેલાં એ ચીકટ પદાર્થને સ્ટાર્ચમાંથી ધોઇ ધોઇને કાઢતા હતા, પણ હવે તો એ કાઢવા માટે એક બીજી રીત શોધી કાઢી છે. પેહેલાં અનાજના દાણાને, તે પછી આટાને લઇને થોડાક કોસ્ટીક સોદાનાં પાણીમાં ભીજવી મુકે છે, પછી તેને હલાવે છે એટલે તેમાંથી શાખાવાલી વસ્તુ જુદી પડે છે, તે નીચે બેસી જાય છે. એટલે ઉપરથી દુધ જેવું સ્ટાર્ચવાળું પાણી કાઢી લે છે, ને પછી તેને ઠેરવીને ઉપરથી પાણી કાઢી લે છે, ને સુકવી નાખે છે. સ્ટાર્ચ સુકવે છે ને પેલાં પાણીમાં ગ્લુટન હોય છે તે કાઢી નાખવા તથા તેમાંથી •સોદાની અસર દુર કરવા તેમાં થોડોક ગંધકનો તેજાબ નાખે છે, એટલે તેમાંથી ગ્લુટન છુટી પડે છે, તે ઢોરોને ખવડાવે છે.

ચાયોળેટ નામે પાઉડર સુગંધી સ્ટાર્ચ છે. ભઠ્ઠીપર સાધારણ ગરમીથી સુકવેલો સ્ટાર્ચ પાણીમાં પીગળે છે, ને તેનો એક જાતનો ગુંદર થાએ છે, તેને ઈંગ્રેજીમાં બ્રીટીશ ગુંદર કહે છે.

ડેક્ષત્રીન નામે ગુંદર ઉંચા બાવળના ગુંદરને બદલે વપરાય છે, ને તે જુદી જુદી જાતનાં કામમાં આવે છે. કાગજ ચોંટાડવામાં, સુતરાઉ કાપડમાં ખળ ભરવામાં, છાપવાનાં કપડાંપર ચોપડવામાં, રંગને થટ કરવા, ચીઠીઓ ચોંટાડવા, ટીકીટો વળગાવવા વીગેરેમાં વપરાય છે. S.



# સલાવતખાનના પહાડ તરફની સેહેલગાહ.



અહમદનગરની પુર્વે સલાવતખાનનો પહાડ જે "સલાવતખાનસ ટુમ્બ"ને નામે ઓળખાય છે, તે આવેલો છે. આ પહાડની ઉપર એક ગોળ ગુંબજ સાથનો નક્કર પથરનો ત્રણ માળનો મેહેલ ઉભો કરેલો છે, જેની ઉપલી અગાસી નીચે ઉભાં રહી જોનારને ગોયા આસમાનસે અઠડી ઉભી હોય તેવી લાગે છે; તે અગાસી ઉપરથી આખું અહમદનગર એક નાનાં ચકરડાં સમાનનું દીસે છે. અસલ અહમદનગરમાં રાજકરતી રાણી ચાંદબીના ભત્રીજા સલાવતખાને આ મેહેલ બાંધેલો કહેવાય છે, જે જવાન મોહોમેદન રાજા પછીથી એ શેહેર સરકારને તાબે થયું છે.

ડીસેમબર મહીનાની એક શીતળ બામદાદમાં હમારૂં નાનું કુટુંબ ટાંગાઓમાં (અત્રે મારે જણાવવું જોઇયે કે અહમદનગરમાં ટાંગા સિવાય બીજી જાતની ભાડુતી ગાડીઓ જવલેજ જોવામાં આવે છે) સ્વાર થઈ, સલાવતખાનના પહાડની મુલાકાતે નીકળ્યું. ક્રીસ્ટમસનું ટાંકણું હોવાથી દેવલોમાંનો ઘંટ પોતાનો પવીત્ર તીણો સરોદ ઘણો દુર તુલીક ફેંકતો હતો. ઇંગ્રેજોનાં ટોળેટોળાં આખાં "સદર" સુધી મળ્યા કીધાં. પણ ત્યાર પછી લીલોતરીભરયાં જંગલોમાં છુટા છવાયા મજુરો સિવાય કશી પણ બીજી વસતી દેખાઈ નહી. મેઘરાજાની મેહેરથી ખેતરોમાં લીલાં ઘાસો, શુકણુ તુલીકનાં ઉગી નીકળ્યાં હતાં, જેનો શોભાયમાન દેખાવ. ખરેજ આંખને ટાઢક આપનારો હતો. ટાંગાનો ખખડાટ માથું ફાડી નાખનારો હતો. તેમાં ટટુઓની તંદરોસ્તીનું, પુછવુંજ શું ! ! પાંસળાંનાં એકેએક હાડકાં છુટાં નજરે આવતાં, અને પેટમાં તો ગજનો ખાડો છતાં ચાલવે તો પાણીના રેળા સમાન હતાં. હમારાંમાંનાં એક બુજરગ બાનું, હમારી પાછલથી આવતા બેહેનોના ટાંગાને જોડેલા ઘોડાના ટેંટીયાલ ટાંટીયાઓની ખુબ મશકરી કરી હમને હસાવતાં હતાં. એમની રમુજી સંગતથી હમને રસતો કાપવો ભારી પડયો નહી. પણ એ તે રસતો ! સત્તરસો વખત હમારાં દોદરાં થએલાં આંગને આંચકા લાગ્યા, અને પંદરસો વખત હમને રસતે ઢેકાં ઢરીયાં આગળથી ગાડીઓમાંથી ઉતરી પડવું પડયું, કે જયારે હમારા પટાવાલાની મદદથી ગાડીઓને ઉંચકી સીધી સડક ઉપર મુકવામાં આવતી. અંતે આવી હાડમારીઓ ખમતાં ત્રણેક કલાકે અગીયાર માઇલનો રસ્તો કાપી હમારી ગાડીઓ તે બુલંદ પહાડની ટળેટીએ આવી પોહોંચી.

આહા ! તે દેખાવ ! આ નબળી કલમ, તે કુદરતની નાદર ખુબસુરતીનો કેમ બરાબર ચીતાર ચીતારી શકે ! જયાં નજર પોંહચતી ત્યાં લીલાં લેહેર હતું. એક તરફ ભીંગાર નદીનાં પાણી છલછલ વહે છે, બીજી બાજુ સલાવતખાનનો પહાડ પોતાના રાજવંશી મેહેલને માથે ઉંચકી આસમાનસે જઈ મલવાની તૈયારી કરતો ઉભેલો છે, જયારે ચો તરફ મોટાં ખીલતાં આબો હવાનાં ખેતરો આવેલાં છે. પહેલી નજર પહાડ ઉપર ફેંકતાંજ હમારામાંનાં બે ઉમરે પુગેલાં બાનુઓએ નીરાશીથી એકમેક તરફ જોઈ ડાકું હલાવ્યું.

"આપણથી કાંઇ ચહડાશે નહી."

"આપણોબી ફેરો ફોકટ" તેવણને ટેકો મલ્યો, અને ખચ્ચીત તેમજ થયું. ટાંગાવાલાઓને મોંહ માંગ્યું દામ આપવાને કબુલ્યા છતાં પણ કોઇએબી પોતાના ઘોડાનો જાન જોખમમાં નાખી પહાડ ઉપર ગાડી લઇ જવાને કબુલ્યું નહી, એટલે અંતે નાશીપાસ થઇ અમોએજ પહાડનો ઢલાણ રસ્તો પકડયો. ત્યાંના ઘણાક આદમીઓએ અમારાં સારાં માટે અમને ચહડતાં અટકાવવા બાબે ચેતાવ્યાં, પણ આટલે દુરથી આવા આવા આંચકાઓ ખમી આવ્યાં, તે શું આમ ખાલી મગજે પાછાં ફરવા ! કેટલી એક મુસીબતે અમો અંતે પહાડની ટોંચે કીલ્લાના દરવાજા નજદીક આવી ઉભાં. મારી નજર પહેલાં નીચે બેઠેલાં મારાં મુરબીઓ તરફ ફરી, જેઓ હમારૂં ધ્યાન ખેંચવા સફેદ રૂમાલ ઉડારતાં હતાં. અંતે કીલ્લાનું બુલંદ બારણું ખુલ્યું. શરૂઆતમાં એક નાનો બાગ અને ફુવારો આવે છે, પછી થોડીક સીડી ઉતરી ગોયા ભોંયરાંમાં જતાં હોઇયે તેમ જમીનમાં ઉતરવું પડે છે, જયાં તે કમનસીબ રાજા સલાવતખાન અને તેની રાણીઓની સંગેમરમરની બનાવેલી કબરો આવેલી છે. એ રાજાનાં મોહોત માટેની નીચલી દંતકથા કહેવામાં આવે છે:

૧૮—નાં સાલમાં, એ રાજા અહમદનગર ઉપર રાજ કરતો હતો. તેની પાસ એક "આરસપહાન" હીરો હતો. એ હીરા માટે એવું કહેવાય છે કે તે મરઘીનાં માથાંમાંથી નીકલે છે. જો મરઘી બાર વરસ જીવવા પાંમે તો તે મરઘા મીસાલ "કુકરે કુક"ની બાંગ દે છે અને ત્યારે તેનાં મરણ પછી તેનાં મસતકમાંથી આ આબદાર, રંગે કંઇક પીળો ચમકતો "આરસપહાન" નીકળે છે. આ હીરામાં એવી ખુબી હતી કે તે લોઢાંને લાગતાંજ સોનામાં ફેરવાતું. હવે સરકારને આ વાતની ખબર થતાં તેણે તે હીરો મેળવવાને પગલાં ભરયાં અને સરકારના હાથમાંથી બચવા આ મુસલમાન રાજાએ જમીનોમાંથી નહાસવાના માઇલોના માઇલ દુર રસ્તા કોતરાવ્યા, અને તેમાં વરસોનાં વરસો સુધી નીભે તેટલો ખોરાક ભરાવી પોતાનાં લશકર સાથ છુપાઇ બેઠો. તે ભોંયરાંના રસતાઓ હજી સુધી જેવાને તેવા છે. "સલાવતખાનના પહાડ"થી "ફરાબાગ"

સુધી, "ફરાબાગ" થી "બેહેસ્ત બાગ" સુધી અને ત્યાંથી "ડુંગર ગામ" જેને અંગ્રેજો "Happy Valley" ને નામે ઓળખે છે, ત્યાં તુલીક લંબાયલા છે. વરસોના વરસો પછીથી જમીનો ખોદતાં મજુરોને હાથ તે ભોંયરાંમાંના સાંતેલા અનાજોના કોઠલા આવ્યા હતા. આ લખનારે ફકટ ત્રણ વરસની વાત ઉપર "કીલ્લા" (આ "કીલ્લા"માંજ જામનગરના મરહુમ રાજાનો વડો દીવાનો બેટો કાલુબા કેદ થયલો છે) ની દેવાલમાંથી મળી આવેલો મોટો ગોળનો ઢેલો જોયો હતો, જે વખતના લાંબા અરસાથી બીલકુલ કાલો કીચલ સમાનનો થઇ ગયો હતો.

કેટલોક વખત આમ નહાસ ભાગમાં રહી સલાવતખાન સરકારના હાથમાંથી બચી ગયો, પણ અંતે તે એક અભાગ્યે દીવસે પોતાના કીલ્લા (સલાવતખાનના પહાડ)માં સપડાયો. છેલે બચવાના ઉપાયો નહી જોઇ તે માહોમેદન રાજાએ એક ઝેરનો પ્યાલો તૈયાર કરાવી પોતાની પહેલી પરણેતર રાણીને તે પોતા સાથ પીવાને ફરમાવ્યું, પણ તે જવાન રાણીને આમ જીંદગી ખોહવા ભાવી નહી. તેણીએ ના પાડવાથી સલાવતખાને તેણી ઉપર ધીક્કાર ફેંકી પોતે પ્યાલો ઉઠાવ્યો, પણ તેને અટકાવી તેની બીજી નાની રાણીએ પોતાના ખાવીંદના હાથમાંથી લઈ પોતાને હોઠે લગાડયો. તેની સાથ સલાવતખાને પણ તે નાશકારક પીણું પુરૂં કરી તે પ્યાલો નીચે મેલ્યો કે તેના એક વફાદાર કુતરાએ પોતાના ધણી પાછલ મરવાના નીમકહલાલી ભરયા વીચારે તે પ્યાલો પોતાની પાટલી જીભે ચાટી નાખ્યો. સલાવતખાનની બાદશાહી રગોમાં જ્યારે તે કાતેલ ઝેર પોતાની ભયાનક અસરનાં જીવ લેણુ બલતાં ઉભાં કરતું હતું, ત્યારે તે પોતાના વફાદાર આદમીઓ તરફ ફરી તેઓને કસમ નાખી બોલ્યો:

"મારા વફાદાર સીપાહો, આ પહાડનાં ભોંયરાંમાં મારી ઘોર કરી મારી નજદીકમાં આ મારી નાની વફાદાર રાણીની કબરનો સ્થંભ ઉભો કરજો, અને મારા બીજા હાથ ઉપર આ મારા નીમકહલાલ કુતરાને જગા આપી, આ મારી પહેલી પરણેતરને મારા પગોની નીચે ચુનાની કબરનું એણીને લાયકનું માન આપજો."

ત્યાર પછી તેણે સરકારનાં દેખતાં પેલો આરસપહાનનો કીંમતી પથરો પડોશની નદીમાં ઝોંકાવી દીધો. ઘણી ઘણીથી શોધો કીધી, પણ આજ સુધી તે કીંમતી નંગનો પત્તો મલ્યો નથી. તે ગળી ગયલાં પાણીઓએ જોકે પોતાનાં પેટાંમાં તે બીન હરીફ હીરાને ધરાવવાની સાબેતીઓ આપી છે, તોબી સરકારને આજ વેર જશ મલ્યો નથી. તે સાબેતીઓ એ કે, મોટા હાથીઓને ગળે લોહડાંની સાંકળ બાંધી, તેઓને નદીમાં હીરાની શોધે ઉતારયા હતા. તેઓ અલબત આરસપાનને લઇને તો નહી, પણ તેની હસ્તીના પુરાવા દાખલ પોતાની સાંકળોને કોઈ કોઈ ઠેકાણેથી સોનાની બનાવી બહાર નીકલ્યા, જે ઉપરથી અનુમાન થતું કે તે છુપાઈ બેઠેલો હીરો અલબત સાંકળી સાથ અડેલો હોવો જોઇયે.

કબરોનાં ભોંયરાંમાં ઘણું અંધારૂં હતું, પણ બત્તી સળગાવી હમને સર્વે દેખાડવામાં આવ્યું. તે ઓરડામાં એક ધીમો શબ્દબી બોલતાં તો તેનો કાન ફાડી નાખનારો પડઘા તે બંધ્યાર બાંધણીમાં ધમધમી નીકલતો. આફરીનની નજરથી સલાવતખાન રાજાની કબર જોઈ, વફાદારીના ગુણ વખાણતી એક ચશમ તેની પડોશમાં ઉભી કીધેલી રાણીની ઘોર ઉપર ફેંકી અને નીમકહલાલીના નમુના ઉપર શાબાસી બતાવતી આંખોએ તે કુતરાની નાની કબર જોઇ, મેં નાશીપાસી અને દલગીર ચેહેરે પેલી દુર બાંધેલી ચુનાની કબર તરફ નીહાળ્યું.

ત્યાંથી બહાર નીકળી હમો "કીલ્લા" અંદર ગયાં. પેહેલે માળેની પથરની પોહોળી અગાસી ઉપરથી નીચ્ચે જોતાં મારાં બુઝરગ વાહાલાંઓ ચલીવાં જેટલાં દીસવા લાગ્યાં. બીજે માળેથી સેહેજ કંઈ તેમની બેઠકનું ભાણ આવ્યું, પણ ત્રીજી અગાસીએથી તો નીચ્ચેના ગાડી ઘોડા કે માનવી આદમીની સેહેજબી નીશાન જણાઈ નહી. દરેક માળ ઉપર એકજ ઓરડો, અને ફરતી ગ્યાલરી છે, પણ તેને પાળ ન હોવાથી ઘણી ભયાનક દીસે છે.

હમે હવે પાછાં નીચ્ચે ઉતરયાં. ચહડવા કરતાં તો ઠીક લાગ્યું, પણ હમારામાંનાં કેટલાકોને પગે ગોટલાં ભરાયાં. આવી વેળાએ મારાં બપાઇજીએ સમયસુચકતા વાપરી 'કોલોનવૉટર'ની બાટલી ટીફીન બાસ્કીટમાં સાથે રાખી લીધી હતી, તે ઠીક કામ લાગી. જ્યારે હમોએ ઉપરના જોવા જોગ બનાવોનું બયાન તેઓ આગળ કીધું, ત્યારે ઉપર ચહડવાની તેઓને નવેસરથી લાલચ થઈ, તેમાં નવાઈ નહી. પણ જવાયજ કેમ? મારાં બપાઇજી કહે તેમ પહાડ ચહડવો તે કાંઇ બાઇ મનીખનું કામ છે!!

ખાણાને ઇનસાફ આપવા બાદ હમો ખેતરમાં ફરવા નીકલ્યાં. હમારી નજદીકથી શેરડીઓનાં ગાડાં પસાર થતાં હતાં. એક બાજુએ કેળાંનું વન લાગ્યું હતુ; ત્યાં તો સરવે સસ્તું સુકાલ હતું. હમારા પટાવાલાએ ધમ દઇને પૈસો ખરચ્યો તો તેને ગણત્રી વગરના શેરડીના સાંઠા, અને દજનબંધ કેળાં મલ્યાં! સાંજે હમો ઘર જવા નીકલ્યાં. હમો હમારા સાથ એક સુંદર સંગેમરમરના રંગનો કોરીનો પથરો નવાઇ તરીકે ઘરે લાવ્યાં, જેને હમોએ "સલાવત ખાનસ સ્ટોન"નું નામ આપી હમારી લખવાની ટેબલ ઉપર 'પેપર વેટ' તરીકે હજુ સુધી જાલવી રાખ્યો છે.

હેસપીરીયા.

---

**આળસાઈ** એ મોટાં લોકોની મોટાઇની નીશાની છે, તન અને મનની ખરાબી છે, તુમાખીની દાસી છે, નીરૂમ અને કાયદાની સાવકી મા છે, સઘલી નુકશાનીની મુખ્ય કર્તા છે, સેહતાનને આરામ લેવાનો તકીઓ છે, ફકત દલગીરીજ નહી, પણ બીજાં ઘણાં દરદોનું મોટું કારણ છે, કારણ મગજ કુદરતી રીતે ઉદ્યોગી રહે છે, અને જો તે કોઇ પ્રમાણીક કામમાં રોકાયલું રહેતું નથી તો પછી કાંઇ નુકશાની અથવા તો ઉદાસીમાં ગરક થાય છે.



# ગોલાબની કાપણી.



ઈંગ્લાંડમાં આ "ફુલોની રાણી" નો મોટો જથો આખું વર્ષ થાય છે, જે તોરાઓમાં અને ફુલોના શણગારમાં વાપરવામાં આવે છે. ફ્રાન્સ, બલગેરીયા અને હિન્દુસ્તાનમાં ગોલાબની કાપણીનો વખત ઘણો ખુશાલ ગણાય છે. બાલકન્સ અને સ્રેડના ગોરાની વચ્ચે તર્કીશ ગામડાંઓનો સમાસ થયલો છે, ત્યાં ગોલાબની કાપણી માલેકને અને ગાલનારને દર વર્ષે ૧૧૩૦૦૦ થી ૧૩૬૦૦૦ પૌંડ સુધીની આવક આપે છે. ગોલાબને એકઠાં કરવાનો વખત વર્ષમાં સૌથી વધુ ખુશનુમા ગણાય છે. મે મહીનાની અધવચથી નજદીક એક મહીના સુધી જુવાન્યાઓ પોતાનાં સફેદ બરફ જેવાં ખમીસ અને ખોંહે વગરની ભપકાદાર પેતીઓમાં અને જુવાન છોકરીઓ પોતાનાં માથાં ઉપર સુંદર રૂમાલો વીટાળીને દવથી ભીનાએલા ગુલાબો ઝાડો ઉપરથી તોડી લેવા પરોઢીયાંમાંજ એકઠાં થાય છે, કારણકે દહાડાના વધવા સાથ ફુલો પોતાનો પમરાત ખોહે છે. અને ખેડુતો સહવારના નવ વાગા સુધીમાં પોતાના ગોલાબો ઉતરાવી લે છે, માટે ભટકવાનો તેમને મુદલ વખત મળતો નથી. તે ઉદ્યોગી જુવાન્યાઓને તેમની મેહનતના બદલામાં તેમની જુવાન સહીઓ ખીલતી ગોલાબની કળીઓ ભેટ કરે છે. નાના કાળી આંખોવાલાં બાળકો અહીંથી તંહી ફુલોની તોપલીઓ મોટાં વાસણમાં ખાલી કરતાં દોડે છે, અને જઇફ સ્ત્રીઓ ગોલાબની જાતો જુદી પાડતી પાડતી ગપાતા ચલાવે છે.

બલગેરીયામાં ગોલાબનાં અત્તર માટે તેની કાપણી કરવાનો ઉદ્યોગ ઘણા ખરા ખેડુતો કરે છે. તેઓ પોતાની સ્ત્રીઓ અને કુટુંબની મદદ સાથ જમીનના ટુકડાઓ ઉપર આ ફુલો ઉગાડે છે, કાપણી કરે છે, અને ઘણા ખરાંઓ તો પોતેજ ખુશબોઇદાર અત્તર બનાવી ખરીદનારાઓને વેચે છે.

ગોલાબને ઘણા જોરસાથી ચાહનારાઓ કહે છે કે, ઈંગ્લાંડમાં સંપુર્ણ ગોલાબનાં ફુલો પેદા કરવા માટે હમેશની સંભાળની જરૂરીયાત છે. તડકાંવાલા દક્ષીણના મુલકોમાં તેને ત્રણ વર્ષનું થતાં સુધી ખીલવા દેવામાં આવતું નથી અને સાત વર્ષે પછી તેને તદન કાપી નાખવામાં આવે છે. દર ત્રણ ત્રણ મહીને ગોલાબની રોપણી કરેલી જમીન ઉપર કોદાલીથી ખોદવું જોઇયે.

સાબરીયાના રાતા દેમાસ્કના રંગના ગોલાબની જાત ઉપર બલગેરીયાનો ખેડુત વધુ સંભાળ લે છે, પણ હમણાંનો ગોલાબ અસલના જેવો મખમલી રાતો રંગ ધરાવતો નથી. જોકે તેની કળી રાતી હોય છે, તોબી તર્કીનો રાતો ગુલાબ ખીલ્યા પછી ગોલાબી બને છે.

બલગેરીયામાં ગોલાબની વાવણી દક્ષીણ તરફ ઢલતી કથીમાં આવે છે કે જેથી શીયાળાના ઠંડા પવનથી ઝાડોને થોડું રક્ષણ મળી શકે છે. ઝાડોની પાસે પાસે વાવણી કરી હારેદાર રોપવામાં આવે છે, અને કાપણી કરતી વખતે તોડનારાંઓની સગવડને માટે દરેક હાર પછવાડે છ છ ફીટની જગા રાખવામાં આવે છે. થોડે થોડે કટકે ભાગો છુટા પાડવા માટે સફેદ ગોલાબની હાર રોપે છે; વળી રસ્તા ઉપરથી પસાર થનારાંઓના હાથો વધુ કીમતી રાતા ગોલાબો તોડવા માટે લલચાય નહી એટલા સારૂ પેહલી હાર સફેદ ગોલાબની રોપવામાં આવે છે. ગોલાબની કાપણી કરવાનું કામ તેની આજુબાજુના દેખાવો જોતાં બાહેરથી જોકે મનમોહન દીસે છે, તોબી તેની કડવાસ ભરી બાજુ પણ છે; જોકે ધીમે ધીમે તેમનાં આંગળાંઓ એવાં તો સખત થઇ જાય છે કે ફુલોની દાંખલીઓના ઝીણા કાંતા પણ તેમને લાગતા નથી.

ગોલાબનું તર્કીશ અત્તર ગાલવાથી બને છે. આ મતલબને સારૂ એક પડારેકું ત્રાંબાનું યંત્ર બનાવવામાં આવ્યું છે. ગરમી આપવાને માટે લાકડાંના એક બાજુથી સલગાવેલા ટુકડા તે યંત્રમાં નાખવામાં આવે છે અને જ્યારે ગાલવાની ગતી નરમ પડે છે ત્યારેજ તે કહાડી નાખવામાં આવે છે. ગોલાબનો લીલો ભાગ અત્તરથી જુદીજ જાતનું તેલ આપે છે, તોબી જેવી હાલતમાં ગોલાબને તોડવામાં આવ્યા હોય તેમના તેમજ યંત્રમાં નાખવામાં આવે છે, અને લીલો ભાગ જોકે અત્તરને બગાડે છે તોબી તે કહાડી નાખવાની કોઈ મેહનત લેતું નથી. જે ગોલાબોને તોડયા પછી ચોવીશ કલાક સુધી મુકી રાખવામાં આવે છે, તેઓ પોતાની ઘણી ખુશબો ખોહે છે અને તેમનામાંથી ઉપજતું અત્તર પણ હલકી જાતનું નીકળે છે, તોબી યંત્ર ખાલી થામ ત્યાં સુધી તેમનો જથો પડી રહે છે.

ગાલવાની ભઠીઓના મોટા માલેકો તર્કીમાં સંભાળથી તે માટે ઝુપડાં બાંધે છે; અને ખેડુતો કાપણીને વખતે કામ લાગે ત્યારે કામ ચલાઉ ઝુપડાંઓ કોઈ નેહર કે પાણીના ઝરા આગળ ઉભાં કરે છે. કેટલીક જગાએ એવે વખતે મીલવાલાઓ પોતે મોટાં છાપડાંઓ મારી ગાલવાની મોસમમાં ખેડુતોને ભાડે આપે છે.

વારંવાર એવું બને છે કે ગોલાબને ઉધારનાર ખેડુત પાસે પાણી યા તે મેળવવા માટે પૈસા હોતા નથી, ત્યારે ગોલાબો ઉતારવા અગાઉથી તેઓ પોતાનો સઘળો પાક વેપારીઓને વેચે છે. તેઓ દરેક પોતાના માણસોને ગામે ગામના ખેડુતો પાસે મોકલી સાટાં કરાવે છે. કોઇબી પોતે પોતાનું અત્તર શેહરમાં વેચવા જતું નથી, તે વેપારી આવીને લઈ જાય ત્યાં સુધી થોભે છે, તેટલાં પોતાના પડોશીઓ

સાથે તેની કીમત નકી કરે છે. કેટલીક વખતે વેપારીના એજન્ટો કોઈ ચોકસ ગામડાંમાંનુંજ અત્તર લેવાને આતુર હોય છે, તો હરીફાઇને લીધે ભાવ વધી જાય, માટે કોઇ સાથે ભાગમાં લેવાની તૈયાર રહે છે. આ ખુશબોઇદાર પદાર્થ માટેની કીમત તેની ચોખ્ખાઇ ઉપર આધાર રાખે છે.

ખેડુતોની દરેક શીશીમાંનું અત્તર વેપારીઓની એક કમીટી તપાસે છે, અને તેને 'થરમોમીતર'માં જોઇને ૧૪°, ૧૫° કે ૧૬° પ્રમાણે ભાવ આંકે છે. ગોલાબનું અત્તર ચોખું હોય છે ત્યારે તેની કીમત એક આઊંસ પછવાડે પચીશથી ત્રીશ શીલીંગ થાય છે, પણ તર્કીશ અત્તરમાં ભેલસેલ ઘણી કરવામાં આવે છે. રાતા ગોલાબમાં સફેદ ગોલાબની પાતરીઓ છુટે હાથે તેઓ ભેળે છે અને યંત્રમાં તેમની ઉપર જીરેનીયમનું તેલ છાંટે છે. વળી આ મતલબ માટે આદુનું તેલ પણ ભેલવામાં આવે છે.

ફ્રાન્સના દક્ષીણ ભાગમાંથી કહાડવામાં આવતું અત્તર તર્કીના કરતાં વધુ લીલા રંગનું હોય છે. ત્યાં વરાળથી ચાલતું યંત્ર વાપરવામાં આવે છે, અને જોકે જથામાં થોડું મળે છે, પણ સારી જાતનું નીવડે છે. કહે છે કે પડોશમાં થતાં નારંગીનાં ઝાડો ઉપરથી એક ચોકસ જાતની ખુશબો મધમાખો ગોલાબની કળીઓ ઉપર લઇ જાય છે. ઈંગ્લાંડની રૂતુમાં થઇ શકે તે કરતાં અહીં વધુ સારૂં અત્તર બનતું હોવાથી ત્યાં વેપારને સર ગોલાબ ઘણોજ થોડો વપરાય છે, તોબી "સરે" માં દવથી ભીનાએલાં ગોલાબી ગોલાબો જુવાન સ્ત્રીઓ અને છોકરીઓને તોડતાં જોવાનો દેખાવ ઘણો સુંદર છે. જુનની આખેરીમાં અને જુલાઈની શરૂઆતમાં ગોલાબનો પાક ફતેહમંદ નીવડે છે, અને દર સહવારના તાજાં તોડેલાં ગોલાબોનો જથો ને જથો લંડનના દુકાનદારો ઉપર મોકલવામાં આવે છે. શેહેરમાં આવી પુગતાંજ કોઠળાઓ ખાલી કરવામાં આવે છે, અને ગોલાબોને છુટા પાડી ઠંડી જગામાં ભોંય ઉપર મુકે છે, નહીતો સાથે પડી રહેવાથી બે ત્રણ કલાકમાં તેઓ કરમાઇ જાય છે. પણ ગોલાબનું ખરૂં વતન તો ઈરાંન છે; ત્યાંજ પહેલ વેહલાં ગોલાબનું અત્તર બનાવવામાં આવ્યું હતું; આપણને કહેવામાં આવ્યું છે કે નોરદજીહાંન નામે શાહની માતાએ પોતાના બેટાનાં માનમાં સને ૧૬૧૨ માં એક જીયાફત આપી હતી. ગોલાબનાં પાણીથી ભરેલી એક નેહેર ઉપર તરતી બોટમાં તેણી બેઠી હતી ત્યારે કાંઈ લીલના જેવી ચીજને પોતાની બોટ સાથે વલગતી જોઇ, તેણીએ બેદરકારીથી તે માટે પોતાનો હાથ લંબાવ્યો. પણ તેની ખુશનુમા સોરમ જોઇ અજાયબ થઇ ગઈ. તે ગોલાબની પાતરીઓની લીલ હતી, કે જે નાળાંમાંથી ગરમીના જોરે ગળાતાં ગોલાબનાં અત્તરનાં ટીપાંઓથી ભીનાયલી હતી. હમણાં શીરાઝના ગોલાબો મલતા નથી, જોકે સતરમી સદી સુધી તો તેમની તારીફ ક્યામાં આવતી હતી.

તોબી પુર્વે તરફ ઘણી સરસાઇ ભરી ખુશબોના ગોલાબો મળી આવે છે. હિન્દુસ્તાનમાં ગાઝીપુર શેહેરમાં ઇરાનની અસલની વાત મુઆફેક હજુ સુધી અત્તર બનાવે છે. ગોલાબનાં પાણીને બે વખત ગાલીને એક ઉઘાડા વાસણમાં રાતની વખતે થંડા ઝરામાં ખુલ્લું મુકવામાં આવે છે. સહવારનાં સપાટી ઉપર અતરના બારીક ડાઘો પડેલા દીઠામાં આવે છે. આ અતર ઘેરા લીલા રંગનું અને સખત હોય છે. તેને પ્રવાહી હાલતમાં લાવવા માટે ઉકળતાં પાણીની ગરમી કરતાંબી વધુની જરૂર પડે છે. એક આંઉસ અત્તર મેલવવા માટે પાંચસોથી છસો પૌન્ડ ગોલાબનાં પાતરાં જોઇએ છે. વેપારની અંદર હિન્દુસ્તાનનાં અત્તરમાં સુખડનાં ઝાડમાંની ભેલસેલ કરવામાં આવે છે. ફુલોની મોહસમમાં આલ્પસની પાસેના મુલકમાં દોઢસો ટન ગોલાબો ભેગા કરવામાં આવે છે. આ મુલકમાં પણ તેની હારની હારો રોપવામાં આવે છે. સાતમે વર્ષે ઝાડોને ખોદી કહાડી કોઇ બીજેજ રોપી તેમને ઠેકાણે એક વર્ષ સુધી ઉગાડવામાં આવે છે. એક એકર જમીન ઉપર સાતથી દશ હજાર ગોલાબનાં ઝાડો રોપાય છે, અને જેઓમાંથી નજદીક ચાર હજાર પૌન્ડ ફુલો મલી આવે છે. વર્ષે દહાડે ત્યાંથી નજદીક છત્રીશ લાખ છેતાલીશ હજાર પૌન્ડ પેદાશ થાય છે.

તર્કીની માફક અંહી પણ ગોલાબની ખેતી કરવાનો ઉદ્યોગ ગામડાંના ખેડુતોમાં ચાલુ છે, કે જેઓ પોતાનો માલ શેહેરના વેપારીઓને વેચે છે. ગોલાબને એકઠા કરવાનું કામ સ્ત્રીઓજ કરે છે. આપણે ઇચ્છીયે છીયે કે આપણી તરફથી લાયક જગો ઉપર ગોલાબનાં ખેતરો કરવામાં આવે, અને આ ખુશબોઇદાર ફુલની ખેતી એક જરૂરનો ઉદ્યોગ થઈ પડે.

RUBY.

---

ન્યુ બ્રાઈટનમાં હમણાજ ત્રણ મોતો નીપજ્યાં છે, જે કેટલાંક કારણોને લીધે નોંધી લેવા જોગ છે. મી૦ રીચર્ડ ઓવન કુલબર્ન નામનો એક શખસ શનીવાર તા૦ ૨૩ મીએ ૮૩ વરસની ઉમરે મરણ પામ્યો, અને તે પછીના બુધવારે તેને દાટવામાં આવ્યો. બરેસ્પતવારે તેનો ભાઈ મી૦ એડવર્ડ કુલબર્ન ૮૫ વરસની ઉમરે આએ જેહાન છોડી ગયો; અને ત્યાર પછીના શનીવારે ત્રીજો ભાઈ મી૦ વીલયમ રસટન કુલબર્ન ૮૬ વરસની ઉમરે મરણ પામયો.

---

એવું કહે છે કે મી૦ ગલાડસટનને ઉંઘ વગરની રાત કેવી હોય તેનો ફકત એકજ વખત અનુભવ મલ્યો છે, અને તેનું કારણ ઘણું અજબ જેવું છે. એક દીવસે બપોરે એક મોટું ઝાડ કાપવાનું કામ તેવણે નજદીક પુરૂં કીધું, અને બીજાણે ગયા પછી રાતે એક જબરૂં તોફાન થઇ આવ્યું, જેથી તે ઝાડ સહવાર સુધીમાં રખેને ઉખેડાઇ જાય એવી બીકરથી તેવણ આખી રાત મુદલ સુતા નહી હતા.

---

સુધારો ઘણું કરે છે, પણ ઉતેજન તેથીબી વધારે કરે છે; ટપકા પછી મલતું ઉતેજન વરસાદનાં ઝાપટાં પછી સુરજના તડકા જેવું છે.



# ફેશીનના ફાંટાના ફાયદા.



લંડનનાં એક અતિ કંગાળ ગીચ વસ્તીવાળાં મકાનના એક કંગાળ ઉપલા મજલાના ઓરડામાં એક નીચા ખાટલા ઉપર એક જુવાન સ્ત્રી ગરીબાઇ અને ભુખમરાથી તવાઇને વગર દર્દે મરવા સુતી હતી; તેણીનું નામ હેલન રોબર્ટ હતું. તેણીનો એક કાકો હતો, જે પણ સંસારે બહુ ગરીબ હતો. તેને ત્યાં હેલન હમણાં પોતાનાં બે બાળકોને લઇને આવી રહી હતી. તેણીનો ખાવીંદ ગરીબાઈ ન ખમાવાથી કંટાળીને કાંઈ ન મળતું જોઇ કાલીફોરન્યા જતી એક ટોળી સાથ સોનાની ખાણ શોધવા ઉપડી ગયો હતો.

હેલન ઉદ્યોગી અને મેહનતુ હતી, આખો દીવસ કાંઇનું કાંઇ કરી પોતાનાં બાળકોનું ગુજરાણ ચલાવતી, પણ અંતે હાકથી તે બીચારી નાચાર થઇ ગઇ અને કમાણી ઘટી જતાં ભુખમરો પડવા લાગ્યો.

"તોમ કાકા," તેણી બોલી. "મને એક વિચાર સુજે છે, જેથી આપણને ઘણા નહીં ને થોડાથી પૈસા મલશે, જેથી મારાં વાહાલાં બાળકો થંડીથી અકડતાં અને ભુખમરાથી મરતાં બંચશે."

"એ પૈસા મેળવવાનો શું વિચાર છે દીકરી?"

"તે એજ કે આ મારા બાલ કાપી લઇ બજારમાં જઇ વેચી આવો; એથી ઘણા પૈસા ઉપજશે. અરે! મને બાલ વગર ઘોરમાં પણ સુવા જવા ગમતું નથી." એમ બોલી તેણી ખાટલા ઉપરથી ઉઠીને બેઠી. તે ઓરડો નાનો અને સરદ હતો.

હેલનની સામે તેણીનાં બાળકો મીની અને હેરી બેઠાં હતાં. તેઓનાં આંગમાં ફાટાં તુટાં વસ્ત્ર હતાં; ઓરડામાં થંડી બહુ હતી, પણ સગડીને ગરમી આપતી કરવાને માંહે પુરતા કોલસાના પૈસા તેઓ પાસ હતા નહીં. ત્યાં એક ધીમી બતી બળતી; તે કાંઇ કાકડાની યા ભભુકદાર તેલની ન હોતી. એ તો બળીને વધેલા મીણબતીના ટુકડા રસ્તેથી તોમ કાકા વીણી લાવ્યા હતા, તેમાંથી એક ટુકડો સળગાવી મુકેલો. તોમને પણ બહુ દીવસ થયા કાંઇ કામ મળતું નહીં. મીણબતીના ઝાંખા ઉજાશથી જોતાં તે ઓરડો એટલો કંગાળ દીસ્તો કે ત્યાં થોભવાથી જો દુનિયાનું સુખ મળતું હોય તોપણ કોઇ ત્યાં એક પળભી ઉભું રહેવા ઇચ્છે નહી.

"શું મારી હેલન?" તોમે અજાયબી બતાવી. "આ તારા સુંદર બાલ હું કાપીજ કેમ શકું?"

"મને કાતર આપો કાકાજી" એમ કહી હેલને ઠરાવથી ઉઠી બાલ ખોલી મુકયા, જેથી રેશમ જેવી નર્મ દોઢ ગજ લાંબી લાંબી લટો ખાટલી ઉપર પસરી રહી. "મેં એ કાપવાનો ઠરાવજ કર્યો છે. હું મરૂં તે આગમજ મારાં બચ્ચાંઓને સુખથી રહેલાં જોવા ઇચ્છું."

આ સાંભળી તોમ કાકા કાતર લેવા ઉઠયા. કાતર એક ઘરમાં હતી ખરી, પણ તે થોડાજ દીવસ થયા બચ્ચાંઓને પાંઉ અપાવવા સારૂ તોમે વેચી નાખી હતી, જેથી તે ઘરવાલી પાસે દોડયો.

તેની ઘરવાલી દોસી મખીચુસ કંજુસ કાગડી હતી તેણીનો જીવનો દોસ્ત દારૂ હતો. હમણાંભી દારૂની ખુમારીમાં ઝુંકતી બેઠી હતી.

"કાતર" તેણી તોમના પુછવાથી ઝબકી ઉઠી બોલી. નારે બા, કાતર બાતર આપણા પાસ નથી. મારાં ભાડાંના પૈસા મને હજુ મલ્યા નથી ને તુને કાતર કોણ આપી બેસે. વેચી બેચી નાખે તો હું કાંહાં જાઉં? મારી ભમાઇની યાદદાસ્ત એક છે તેભી જતી રહે. અરે મારાં ભાડાંના પૈસા લાવ, લાવ! લાવ!! નહી તો કાલે ને કાલે ઘર બહાર કહડાવશ; મારા પૈસા, પૈસા, મને ઠંડી વાય છે તે દારૂ પીવા જોઇયે છે લાવ." એમ કહી ડોસી તો તોમનાં ફાટાં બદયાનને વળગી રહી.

"પણ ડોસી મા, અમે પ્રમાણીક છીયે, ભુખથી અમે મરયે છીયે. કાંઈ કામ ધંધો મલતો નથી, પાસે પૈસાભી નથી. મને કામ મળશે તો તમારા પૈસા તેને તેજ દહાડે ચુકતા કરી આપીશ." તોમે જોયું કે એ કયાં પીડા વલગી, તેથી બોલ્યો. ડોસી કાંઇ કાતર આપે નહી એવું જણાતાં તોમ એક પડોસી પાસે માંગી લાવ્યો અને ઘણીજ આનાકાની સાથે હેલનના સુશોભીત બાલ કાપવા માંડયા. ગુજરાણનું સાંધણ ફકત આ બાલ રહયા હતા. બાકીનું બધું વેચી નાખ્યું હતું.

ઘેરા સોનેરી રંગના લાંબા નર્મ બાલની તે સુવાળી ઢગલી રૂમાલમાં બાંધી તોમે બજાર તરફ પગલાં ભર્યાં.

લંડનના ધોરી રસ્તા ઉપર આવેલી એક મોટી ભપકાદાર ઇંગ્રેજની દુકાનનું પાટયું વાંચી તોમ ઉપર ચહડયો; તે દુકાનમાં બાલ ખરીદ થતા તેમજ વેચાતા હતા.

"સાહેબ, થોડાક લાંબા બાલ ખરીદશો?" તેણે દુકાનદારને અરજ કરતા અવાજે પુછયું.

"જોઇયે કેવા છે?"

તોમે પોટલી ટેબલ ઉપર મેલી ગાંઠ છોડયા અને હેલનના વખાણવા લાયક ચલકતા બાલની ઢગલી જોઇ દુકાનદારની નજર ચલી રહી, તોપણ ખરીદનાર જેવો તુચ્છ દેખાવ કરી મોંહ ચઢાવી તે બોલ્યો—"

"કોઇ મુડદાંના તો નથીની?"

"નારે સાહેબ."

"વારૂં એ કેમ વેચશો?" એમ પુછી તે ઇંગ્રેજ બાલની એક લટ લઈ રેશમ મીસાલ તે આંગળાં ઉપર લપેટી જોતો ઉભો.

"ગરીબને જે આપશો તે લઇશું"

"સો રૂપયા લેશો?" દુકાનદારે પુછ્યું.

"સો રૂપયા?" આ રકમ તોમને વાજબી લાગી, તોય તેણે સાંભલ્યું હતું કે આજ કાલ બાલની કીંમત મોટે ઘરની બાનુંઓ ઘણી આપે છે, જેથી તે જરા ભારી થયો અને રૂમાલના છેડા અમથા અમથા એકઠા કરવા માંડયા.

"કેમ? સો નહી કે? આટલી કીંમત તમને કોઇજ નહી આપશે. વારૂ દોઢસો લેવો."

"વાહા! એટલા વખતમાં સો ઉપરથી દોઢસો થયા તો જરા વારમાં બસોભી થશે, એમ વીચારી ભારી થઇ તોમે પોટલી બાંધી ઉતરવા માંડયું. હમણા પછવાડેથી દુકાનદાર "બસો લેવો સાહેબ" એમ કહેશે એમ વાત જોતો જોતો તોમ સીડી ઉતરયો એટલાં ધમ ધમ કરતી એક મોટે ઘરની ગાડી આવી તે દુકાન આગળ ઉભી. અંદરથી એક સુંદર જવાન છોકરી ઉતરી દુકાનમાં દાખલ થઈ.

હવે તોમની કોણ દાદ લે? એથી તે બચારો બાજુ થઈ ચાલી ગયો.

દુકાનમાં પેલી બાનુ શું લેતી તે જોઇયે?

દુકાનદારે કમરમાંથી વાંકો વળી નમન કરી તે બાઇને અંદર આવકાર દીધો.

"શું ફરમાસ? મારાં ભલાં બાઈ?"

પેલી તરૂણીએ ટોપી ઉતારી નાખી જણાવ્યું:—

"બાલ!"

કાચની સલંગ કબાટો તરેહવાર જાતના બાલથી ભરેલી ત્યાં ઉભી હતી; હુકમ મળતાંજ ઝપાઝપ ગોઠવેલા બાલના નાના નાના ઢગલાઓ તેણીને બતાવવામાં આવ્યા; પચાશેક માથાંના બાલ તપાસી રહી અંતે તેણી કંટાળીને બોલી:

"ના, ના, મારાં માથાંને રંગના બાલ તમારે ત્યાં નથી. આજ ઘણા દીવસ થયા હું એવા બાલ શોધુંછું, પણ તે મને મલતા નહીં, અને કાલેજ મારે ડચેસ ડેસમંડને ત્યાંના બૉલમાં જવું છે. અરે! હું આ ઉંદરની પુછડી જેવા મારા નાના બાલ સાથ ત્યાં કેમ જઈ શકીશ? સાહેબ, આજને આજ જો તમે મને મારાં માથાંના બાલને મલતા નરમ લાંબા બાલ થોડાક મેલવી આપો તો હું તમને પાંચ હજાર રૂપ્યા આપીશ."

દુકાનદારનેં તોમ કાકાની પોટલી યાદ આવી, જેથી હરખાઈ ગયો.

"બાઈ, તમારા બાલ જેવા બાલ હું આજને આજ જરૂર તમને પોહોંચતા કરીશ. તે મારા દીઠામાં છે."

"બહુ સારૂં, ત્યારે આ મારા નામનો કાર્ડ લેવો; એ ઠેકાણે મોકલાવજો ને તરત પૈસા આપ્યામાં આવશે. હુકમ આપી તેણી ઉપડી ગઈ.

તુરત દુકાનદારે તોમની શોધ કરી મુકી. તેનાં મનમાં કે તેની પાસના બાલ સસ્તામાં પડાવી લઈ મોંઘી કીંમતે આ ઘરાકને આપવા.

એણી ગમ તોમને વીચાર સુજ્યાથી તે મોહલ્લાને છેડે ગાડી જાય તેટલાં તે ઉપર પાછળથી ચહડી બેઠો.

એક ઘણીજ મોટી અતી ભપકાદાર ઇમારત આવતાં ગાડી થોભી, તેણી ઉતરી અંદર ગઈ. ઘોડાવાલા પાસેથી તોમે ખબર મેળવી તેમ તેણી લોર્ડ માનબીની લાડકી એકપુરી બેટી લેડી ફલેરીસ હતી, તેણીને બાલ જોઇતા હતા. એ જાણતાં તોમ અંદર ગયો.

"તમારા પાસ શું બાલ વેચવાના છે?" તેણીએ આતુરતાથી પુછ્યું.

"હા બાઈ સાહેબ."

"બતાવો."

તોમે પોતલી ખોલી.

ઝડપમાં એક લડ લઈ તે સરખાવવા તેણી આરસી નજદીક દોડી.

"જોની, લ્યુસ, આ મારા બાલને મલતા છે કે?"

"હા, તદન જાણે કુદરતીજ, મારાં લેડી. એ બાલ તમે ખોટા પેહેરયા છે એમ કોઇપણ જાણુશે નહીં." તેણીની દાસી લ્યુસી બોલી."

"શુકરાના, ટોમ મનસે બબડયો."

"મને આ મનપસંદ બાલ લાવી આપવા માટે હું તમારો જેટલો ઉપકાર માનું એટલો થોડો છે. એના હું તમને પાંચ હજાર આપું છું અને ઇનામના બે હજાર." લેડી ફલેરીસ બોલી.

તોમ આ રકમ સાંભળી—જે વેળા પાસે દમડી ન હોય તે વેળા એકાએક સાત હજાર મળવાનું સાંભળી—હરખથી દીગમુઢ બની ગયો.

આ ફીશયારીખોર છોકરીને પૈસાની કમી ન હતી. તે વેળા ફાશીનમાં બાલના મોટા અંબોડા ઘણા વખણાતા, જેથી દરેક જણ જુદા તોબી બાલ વલગાડી ફાશીનમાં પેહલું આવવાનું કરતાં, તેમાં મોટો ફાયદો ગરીબોનું કલ્યાણ થવામાં હતો.

ગરીબ હેલનનું ખચીત આ ફાશીનખોરી છોકરીથી કલ્યાણ થયું. સાત હજારમાંથી એક સુખવાસી કોટેજ ભાડે લઇ તેઓ રહયાં. હેલનને પુરતું ખાવા પીવાનું મલવાથી તેણી ટટાર થઈ. આજ સુધી હેલનના ભરથાર રોબર્ટનું શું થયું તે જણાયું ન હતું. હવે હેલને પૈસા ખર્ચી ખબર કહાડી તો માલુમ પડયું કે તેને ત્યાં પણ કાંઈ કામ મલ્યું નહીં, જેથી પાછા ફરવાને તેના પાસ પૈસા ન હતા. આથી હેલને ખર્ચ મોકલી રોબર્ટને તેડાવ્યો. ભુખે મરતું કુટુંબ સંતોષી થયું. રોબર્ટને નોકરી મળી. તોમ કાકા તેઓ સાથેજ વસે છે.

મોહેરબાનું કાવસજી દાવર.



## ૧૮૫૭ ના બળવાની એક વાર્તા.



“ઈસાબેલ, એ ચેડો છોકરો હજુ સુવા નહી જતો કે?” મીસીસ એલવીને નબળા અવાજે પુછયું.

“હું નહી ધારતી” તે છોકરીએ ખુશાલ અવાજે જવાબ આપ્યો, “હું ધારૂં છું કે એને હોકમ માનતાં શીખવા માટે એનાં વાહલાં મોટાંમાએ આગળ ઈંગ્લંડ મોકલી દેવો જોઇએ.”

“એ શું કરે છે?” તેની નરમ ખવાસની માતાએ પુછયું.

“એ તો બધાં માણસો જે એને ઘરમાં ઉંચકી લઇ જવા આવ્યાં છે, તેની સામે થાય છે. હું એક મીનીટમાં જઇને એને લાઉં છું.”

“એને કાબુમાં રાખવાનું જો ફકત મારામાં જોર હોય” મીસીસ એલવીન નીસાસો નાખી બોલ્યાં, “ઇસાબેલ, મને તારી કેવી અદેખાઇ લાગે છે!”

“અરે, હું તો કશાંથી દબાઈ શકું નહી તેવી છું. ગરમીનીબી મને દરકાર નથી, અને માસ્તર ચારલીને જો સોટીનો માર જોઇતો હશે તો તેથી તેને મળશે.”

આમ બોલી તેણી બહાર ઓટલાપર દોડી ગઈ. અંદરખાનેથી તો તેણી પોતાના નાના ભાઇનાં આ બહાદુરીભર્યાં કામ માટે મળકાતી હતી, કે જે ઘણો ખરો તેના બાપે શીખવ્યું હતું તેમ મુકીઓ ચહડાવી લડતો હતો. ત્યાં તે બેઠો હતો, તેના સુનેરી બાલનાં સુંદર ઝુલફાં તેનાં ખભાં પર પડતાં હતાં, ઉશકેરણીથી તેની આંખો ચળકતી હતી; ચાર વરસના એક ચાલાક નાના બ્રીટનનું તે જોવા લાયક ચીત્ર હતું.

“ચલાવ!” તે ખડખડ હસીને બોલ્યો, અને જેવો એક ગરીબ હિન્દુ તેને લેવા માટે વાંકો વલ્યો, કે તેને એક લાટ મારી ગબડાવી મુકયો.

“શાબાશ!” કેપટન એલવીન જેવણ ઝડપથી ત્યાં આવતા હતા, તેવણ તેને જોઇને બોલ્યા, અને ચારલી ઉપર જોઇ બોલ્યો—

“પપા, મેં જરાકજ લાટ મારી, હવે હું લાટ કદી નહી મારીશ.”

“ખરેખર, એણે જબરદસ્ત ફટકો લગાવ્યો હતો હં!” કેપટન સાથે એક ડાકટર આવ્યા હતા તેવણ બોલ્યા.

“એ હવે ઘણોજ તોફાની થતો જાય છે” ઇસાબેલે સખત દેખાવાની કોશેશ કરી કહયું. “મને લાગે છે કે એને ફટકાવવો પડશે.”

ઇસાબેલ, જેણી તે બચ્ચાં પર અતીસ્ય હેત રાખતી હતી, તેણી વારંવાર તેને શીક્ષા કરવા માટે સખત બોલોમાં બોલતી સંભળાતી હતી, પણ તે નાનો લાડકો પોતાની બેહન બેલના હાથથી લાડ સિવાય બીજું કાંઇબી મેળવતો ન હોવાથી પોતાની મસ્તી તેણે ચાલુ રાખી હતી.

ચારલીને બીછાને લઇ ગયા પછી થોડો વાર ત્યાં ચુપકીદી પંથરાઇ, અને ડાકટર પ્રીચરડ ચુપચુપ બેસી તે ઉદ્યોગી છોકરી જેણી કાંઇ મજલીનના કટકા પર ઝડપથી ટાંકા મારતી હતી, તેણીને તપાસ્તો હતો.

“મને અજબ લાગે છે” તેણે કહયું “કે તમારી તેમજ તમારી હસમુખી સહીપર રૂતુની અસર કયારે થશે અને—”

“ત્યારે શું અમે આખો દીવસ પડી રહી વાર્તાની ચોપડીઓ વાંચ્યા કર્યે કે,” એક ખુશાલ અવાજ વચમાં બોલી ઉઠયો, અને એક ખુબસુરત જુવાન છોકરી ઓટલા પરથી ઉતાવળે પગલે અંદર આવી, “અરે એમ તો કદી કદીબી નહી થાય! અમે ઠેરાવ કીધો છે કે અમારી પર રૂતુની અસર કદીબી થવા દેવી નહી.”

“ઠીક,” તેણે કહયું, “પણ અંહીની જંગલની તાવ એવી તો ખરાબ છે કે જબરી અંગ્રેજની છોકરીઓ પણ તેના પંજામાં સપડાઇ જાય છે.”

“તમારી માફક,” ઇસાબેલે તેનાં લેવાઈ ગયલાં શરીર તરફ જોઇને કહયું, “પણ તેની સામે નહી થવાના કરતાં તો બેહેતર કે હિન્દુસ્તાનમાં પગજ નહી મુકવો.”

“હું ઇચ્છું છું કે દરેક અંગ્રેજ સ્ત્રી આ દેશમાંથી સલામત બહાર જાય,” ડાકટર ધીમે અવાજે બડબડયા પછી કેપટનની ચેતવણી આપનારી નજર જોઈ બેચેનીમાં ચુપ રહયા.

“કેપટન, આજે મારા બાવાનું કાગજ આવ્યું છે,” એલીસ ખુશીથી બોલી. “તેવણ હમણાં ઘણી મજાહ કરે છે. નાના સાહેબ તેવણની ઘણી ખીદમત કરે છે, અને મારાં માએને તો હગલાબંધ ભેરો આપી છે. તે કાંઈ ઘણો ભપકાદાર મેલાવડો કરવાનો છે. તમુને ગમે તો હું કાગજ વાંચી બતાઉં.”

“બીજી વખતે વાહાલી છોકરી,” કપટાને કહયું.

“હમણાં મને કાંઇ કામ છે. પ્રીચરડ, એમ આવો તો, મને કાંઈ કહેવું છે.”

બેઉ શખ્શો ત્યાંથી ચાલી ગયા અને છોકરીઓ એકલી પડવાથી સીવતાં સીવતાં ખુશીથી પટપટારો કરતી હતી, અને ઈંગ્લંડની સ્કુલમાં શીખેલાં ગીતો ગાતી હતી.

તેઓ બંને ખુશાલ દીલની રમુજી છોકરીઓ હતી. પોતાનાં માબાપથી થોડીવખત છુટાં પડવાનાં દુઃખ સિવાય તેઓએ જીંદગીમાં બીજું કાંઇ પણ દુઃખ યા દલગીરી જોઇ ન હતી! અને હવે તેઓની નીશાળની કેળવણી પુરી થવાથી તેઓ પોતાનાં વાહલાં માતપીતા સાથે હિન્દુસ્થાનમાં રેહેવાને આવ્યાં હતાં, અને તેથી સુખ અને ખુશાલીમાં તેઓનાં દીલ ઉભાઇ જતાં હતાં.

કેપટન એલવીન આ વેળાએ આઉદનાં પરગણાંમાં આવેલાં એક નાનાં લશકરી મથકમાં હતો. તેની પશ્ચીમે પંજાબ આવેલું હતું. તે અને આઉદ બંને મુલકોમાં ચાર લાખ માણસોનું લશકર રાખવામાં આવ્યું હતું. આ સીપાહીઓ જેઓને અંગ્રેજી લશકરને કીમતી મદદ તરીકે ધારવામાં આવતા હતા, તેઓને હથીઆર, કપડાં અને ખાવાનું પુરૂં પોહચાવામાં આવતું હતું, અને બરાબર કવાયદ આપવામાં આવતી હતી.

તે વેળા ત્યાં કેટલાંક દુરઅંદેશ લોકો હતાં, જેઓ કેટલીક નીશાનીઓ પરથી જાણતાં હતાં કે હિન્દુસ્તાન એક મોટા બખેડાની અણીપર હતું. પણ તેઓખી દીલ્લીના રાજા અને નાના સાહેબની ભલી ઇચ્છાઓપર આધાર રાખી આશા રાખતા હતા કે ખુનરેજી વીના સઘળું સમાધાન થશે.

જ્યારે તે ખુશાલ દીલની છોકરીઓ ઉદ્યોગમાં પોતાનો વખત ગુજારતી હતી, ત્યારે કપટાન અને ડાકટર પ્રીચરડ કાંઇ ઘણી ઉંડાણ વાતચીતમાં રોકાયલા હતા.

"જોકે સઘળું ચુપ દીસે છે તોબી બધે તેજ વાત પથરાયલી છે," કપટાને કહયું, "એ ખુમ બહાર કેમ આવી તે હું તમુને કહી શકતો નથી. હું એટલું જાણુંછું કે તે અંહીઆં છે, અને જ્યાં સુધી મારાં બઇરી છોકરાં નાઈનીતાલમાં સલામત જઇ પુગે નહી, ત્યાં સુધી મને કદી ચેન પડવાનું નથી."

"નાઇનીતાલ—શું કામ કલકતા નહી મોકલતા ?"

"હા, પણ તમે ભુલી જાવોછો કે વરસાદની રતુ નજદીક આવેલી હોવાથી એક રસ્તો ગંગા નદીમાં રેલ આવવાથી જલદીથી બંધ થઈ જશે. નહી, કલકતા તો બની શકેજ નહી."

"કદાચ ફકત ખુમાખી હોય," ડાકટર પ્રીચરડે કહયું, "જુવોની દરેક ચીજ કેવી ચુપ લાગે છે, તોબી હું જો તમારી જગાએ હોવું તો કરનલને પુછીને થોડો વખત રજા લઈ બઇરાં છોકરાંઓ માટેની ગોઠવણ કરૂં."

"પણ ખરાબી એ છે કે તે તો હઠ લઇને બેઠો છે કે એ ખુમને માનવી નહી," કેપટન એલવીને કહયું. "દીલ્લીના રાજાની નીમકહલાલી પર તેને ઘણોજ વીશ્વાસ છે."

"મને તો મુદલબી નથી," ડાકટરે જવાબ આપ્યો. "પણ ચાલો, આપણે જઇને કરનલને મલ્યે, તમારાં ધણીઆણીની તંદરોસ્તી નાઇનીતાલ એકાએક ઉપડી જવા માટે સારૂં બાહણું છે, અને અલબત તેવણની સાથે છોકરીઓનેબી જવું જોઇયે."

ઝઝકલું થયા પછી ડાકટર ઓટલાપર ધીમે પગલે આમ તેમ ફેરા ખાવા લાગ્યા; કોઈ વેળાએ અંદર બેઠેલી જુવાન છોકરીઓનો ખુશાલ પટપટારો સાંભળવાને થોભતા તો કોઈ વેળા તે ગામડું જે આજ રાતનાં શાંત અને સ્થીર દેખાતું હતું, તે તરફ તીકીને જોતા ઉભા રહેતા.

ઓટલાપરથી મોહલાનો દેખાવ સારીપેઠે દેખાતો હતો; પાણી ભરનારા તેઓના બોજા સમેત જતાં માલમ પડતા હતા, ગરીબ હિન્દુઓ ઝાડોની છાંયા હેઠળ બેસી આરામ લેતા હતા; સાંજની વેળાએ દરેક ચીજ શાંત અને સુલેહ સંપજવાલી દીસ્તી હતી.

એક પીપલાનું ઝાડ ઓટલાની બાજુએ ઉગેલું હતું, તેનાં સુંદર પીલાં પાતરાં પવનની લેહરીમાં ખખડાટ કરતાં હતાં; હમણાં તે કાંઈ સેંકડો આગ્યા કીડાઓથી ઝલકતું બની રહયું હતું. પણ ગામડાંની પેલીમેર એક જંગલ આવેલું હતું. હાલની ચુપકીદીમાં એક ભયંકાર ચીસનો અવાજ સંભળાય છે—

"વાઘો !" એલીસ કમકમીને બોલી ઉઠી, "મને વીચારથી નહી આવી શકતો કે કોઇબી માણસ જંગલમાં જવાની હીમત કેમ કરી શકતું હશે. પેલી વખત આપણે નાઇનીતાલ ગયાં હતા તે તુને યાદ છે ? તુ જાણે છે કેની, ત્યાં જવાનો રસ્તો જંગલમાંથી છે અને હું તો ધાસ્તીથીજ અધમુઈ થઇ ગઈ હતી."

"અરે, તારા કરતાં તો હું વધારે બીધી હતી," ઇસાબેલે કહયું, "ગમે તે થાય પણ જંગલી હેવાનો અથવા સાંપની સામે થવાની હું કદીબી હીમત કરી શકીશ નહી."

આવતા કલાકમાં શું થશે તેના વીચારથી ડાકટર કમકમ્યા. અરે ! તેવણ કેવું ઇચ્છતા હતા કે તેઓની આ વાતચીત ફેરવી નાખે, પણ તેવણના હોઠો સુકાઈ ગયા હતા, અને શું બોલવું તેનો કાંઇજ વીચાર કરી શકયા નહી.

"અરે તું તો હીચકારી છે, તું તો લોહીબી જોઇને બેસુધ થઈ જાય છે," એલીસે તુચ્છકારથી કહયું.

તેઓ આ વાત કરતાં હતાં તેટલાં કેપટન એલવીન બારીએથી બોલ્યા, "ઇસાબેલ, એલીસ, હવે અંદર આવવાનો વખત થયો છે."

છોકરીઓ તુરત તાબે થઇ ઉઠી અને તેઓની સીવવાનું મુકવાની બાસકીટો લઈ અંદર ગઇ. તેઓ પોતાનાં વાહલાં ઈંગલંડમાં જે રૂઢી પ્રમાણે ચાલતાં હતાં તેજ મુજબ બનતી તજવીજથી હિન્દુસ્તાનમાં પણ ચાલતાં હતાં, અને ઉદ્યોગી છોકરીઓની માફક પોતાનું સીવવા સાંધવાનું રાતનાં પણ લઇને બેસતાં હતાં.

તેટલા વખતમાં કેપટન એલવીન એકાએક નાઇનીતાલ નાહસી જવાની જરૂરીઆત માટે પોતાની ધણીઆણીને ધીરજથી ચેતાવી તૈયાર રાખતા હતા; તેણીના હાથમાં તેણીનું વીશ દીવસનું નાનું બાળક પકડેલું હતું, અને તેણીનો ધણી આજ રાતના એકાએક ત્યાંથી ઉપડી જવા માટેનાં ઉપર તપકેનાં કારણો બતાવતો હતો તેમાં કેટલી સચ્ચાઇ સમાયલી હતી તે શોધી કહાડવાને ફોકટમાં પોતાનું ભેજું રોકતી હતી.

"બાવાજી !" ઇસાબેલ બોલી, "જો અમારી સાથે આવીને ગીત ગાવો !"

તેવણ ઓરડામાંથી ઝડપથી ચાલી ગયા "મારી દીકરી, આજે નહી."

એલીસ પ્યાનાપર એક "લ્યુન" વજાડતી હતી અને ઇસાબેલ તેની સાથે ગાતી હતી. શું તે બીહામણી વાત હમણા તેઓને કહી તેઓની ખુશાલીનો ભંગ કરે?

એકદમ વજાડવાનું બંધ પડયું.

"તે શું હતું? હું ધારૂંછું કે મેં કોઇને ઘુરવાનો જેવો અવાજ સાંભળ્યો" એલીસ બોલી.

બારીનું ફરકું હીલ્યું અને એક હાથ ગુપચુપ ઇસારત કરતો અંદર આવ્યો. છોકરીઓ બુમ યા ચીચારી પાડે તે આગમજ—

"ચુપ!" કેપટને ધાસ્તીભર્યા અવાજે કહયું. "ઇસાબેલ, તારી માએનો વીચાર કર!"

ડાકટર પ્રીચરડ એટલાપર ગયા. તેવણુ કાંઇ ધીમે અવાજે બોલતા સંભળાતા હતા, તેટલામાં કેપટન તેવણુ આગળ જઇ લાગ્યા. બંને મલી કંઇ ભારી ચીજ ઘસડીને અંદર ઓરડામાં લાવ્યા; ત્યાર પછી ફરીથી પેહલેના જેવો અવાજ આવ્યો અને એક મોટી દલગીરી ભરી ચીચીઆરી સંભળાઇ.

"છોકરીઓ" તેઓની માતા નરમાસથી બોલી: "મારી આગળ કાંઈ ગીત ગાવો તો."

અંદરના ઓરડામાં કાંઈ ઘણી ભયંકર ચીજ બનતી હોવી જોઇએ અને તે તેઓની આજારી માતાને જણાવવી ન જોઇએ, એવા વીચારથી ઇસાબેલ પ્યાનાપર બેઠી અને સાફ મધુર અવાજે એલીસની સાથે ગાવાનું શરૂ કીધું. તે છોકરીઓની આસપાસની હવામાં જાણે શાંતી ફેલાઇ હોય તેમ લાગતું હતું. તેઓ છેલ્લા મધુર શબ્દો બંધ કરતાં હતાં, તેટલાં કેપટન એલવીનનું ડોકું ઓરડામાં જણાયું.

"મારી દીકરી, આગળ ચલાવ, હું તુંને થોબવા કહું ત્યાં સુધી ગાયા કર." તેવણુ બોલ્યા અને જરા પણ થોભ્યા વીના છોકરીઓએ એક પછી એક ગીતો ગાવા કીધાં. કાંઇ ન ધારેલી ધાસ્તીઓ આસપાસ ભમતી હતી એવી લાગણી તેઓનાં દીલને ધ્રુજાવતી હતી. જે ચીજને તેઓ અંદર ઘસડી લૈઆવ્યા હતા તે એલીસના બાપનો નીમકહલાલ નોકર હતો. જે ચીજ બજાવવા તેનું ઉમદા જીગર બળતું હતું તે બજાવતાં મોહતનાં મોહડામાં સપડાઇ ગયો હતો. તે દુઃખી માણસને એલીસ તે વેળાએ જોતે તો પીછાણી પણ નહી શકતે. ખરૂં કહીયે તો તેનો દેખાવજ તે બીનઅનુભવી છોકરીઓની આંખોને જોવા લાયક ન હતો.

જલદીથી કેપટન એલવીન ઓરડામાં આવ્યા અને છોકરીઓને પોતા આગળ આવવાની ઇસારત કીધી. જાણે કે તેવણુ જે કહેવા માંગતા હતા તે બોલવાનુંબી અશક્ત હોય, તેમ એક પળવાર તેવણુ તેઓને તીકવા લાગ્યા.

"છોકરાંઓ, કાંઇ ન ધારેલી ચીજ બની છે; જોકે તે બનશે એમ તો હું જાણતો હતો, પણ એટલી જલદી બનવાની આશા નહી હતી. સીપાઇઓ આખા દેશમાં હુમલો કરવા ઉઠયા છે, મીરતની જેલ પણ ભાગી છે, થગ લોકો વીખરાઇ ગયા છે અને દીલ્હીમાં—"

"દીલ્હીમાં!" એલીસ હાંફતી હાંફતી બોલી, તેણીએ પોતાના બેઉ હાથોમાં કેપટનનો હાથ પકડયો. "દીલ્હી—ત્યાં તો મારા બાવા અને માએ છે. નાના સાહેબ—"

"ઠગારો નીવડયો છે; તેનાં-પરોણાંઓ તેણે માંડેલાં છટકાંમાં સપડાયાં છે. અંગ્રેજી એલચીબી, બધાં-બધાં—"

"કેપટન, માણસો બોટી થાય છે," ડાકટર પ્રીચરડ ધીમેથી બોલ્યા.

"આપણે માટે હવે એક ઇલાજ રહયો છે," કેપટને કહયું. "આપણુને તે બનાવની ખબરથી અંજાણ્યા રાખ્યા છે, મારાં બચ્ચાં" એલીસ તરફ ફરીને તેવણુ બોલ્યા, "એ ખબર તારો નીમકહલાલ નોકર "પેત" લાવ્યો હતો."

"પેત! શું તે નાહસી ગયો અને મારા બાવાજીને મરવા દીધા?" એલીસ જુસ્સાથી બોલી.

"પેતને મુવેલાંઓના ઢગલામાં નાખ્યો હતો. તેને ઘણી ખરાબ રીતે મારવામાં આવ્યો હતો, જ્યાંથી તે ઘસડાતો ઘસડાતો અંહી આવી લાગ્યો છે. તે ભાગ્યે એક કલાકબી જીવે," કેપટન બોલ્યા. "જો આપણે બચશું તો આપણી જીંદગી માટે હંમેશ સુધીનાં તેનાં આભારી રહીશું, કારણકે જો થોડા કલાક મોડું થતે તો આપણને બચવાની તક મલતે. નહી."

"અંહીબી કાંઇ હુલકની ધાસ્તી છે કે?" ઇસાબેલ બોલી.

"તેમાં કાંઇજ શક નથી, કરનલબી હમણાં તે જોય છે, મને તેવણુ તરફથી હોકમ મલ્યો છે કે યુરોપીયન લશકરને એકદમ નાઇનીતાલ લઈ જવું, માણસો બોટી થાય છે."

"એ તો કાંઇ ભયંકાર, ભયંકાર સ્વપના જેવું લાગે છે." એલીસ બોલી; "મારેથી તો માનીબી શકાતું નહી. કેપટન એલવીન, જો ખરેખર કહો, તમે મશકેરી તો નહી કરતા હોવો—"

"મારાં વાહલાં બચ્ચાં"—કેપટનની આંખોમાં આંસુઓ આવી ગયાં—"મારે અંહીઆ દરવાજા આગળ અંધારામાં બોટી થતાં લોકોની ટોલકી સાથે જવું જોઇએ," તેણે કહયું. "આપણી હીલચાલ એટલી તો ગુપચુપ છે કે આપણાં નાહસવા માટે દેશી લત્તાઓપર કાંઇબી શક ઉશકેરાયો નથી. કરનલ એક કલાક પછી તેવણુની ટોલકીની સાથે તમુનેબી લઇ જવાની કબુલાત આપે છે. મારી છોકરીઓ, જતી વેળાના મારા છેલ્લા બોલો હીમ્મત ધરી સાંભલશો?"

ખેંચાતી આંખો સાથે તેઓએ તેવણુ તરફ તીકીને જોયું. તેવણે એક બાકસમાંથી બે નાની બંદુકો કહાડી, અને બેઉને અકેકી આપી.

"મેં જોયું છે કે જયારથી તમો હિન્દુસ્તાન આવ્યાંછો ત્યારથી આ હથીઆરથી માહીતગાર થયાંછો." તેવણુ બોલ્યા; "એક પુરૂષની માફક તમે તે વાપરી શકોછો. બેઉ જણ અકેકી લેવો અને મને કબુલાત આપો—" જાણે કે હવે પછી બોલવાના શબ્દોએ તેવણુને ગુંગળાવી નાખ્યા હોય તેમ તેવણુ થોભ્યા. "જો કોઇબી વેળાએ તમોં સીપા-

હીઓના હાથમાં આવો, તો મને કબુલાત આપો કે તમે પેહલાં તમારી સાથનાં કોઇખી નીરાધાર સ્ત્રીઓ અને છોકરાંઓને એ વડે મારી નાંખો અને પછી તમે પોતે મરી જાવો. મને કબુલાત આપો!"

"અમે કબુલ છઇએ," તેઓ તે બંદુકો લઇ પોતાના પોશાકમાં સંતાડતાં બોલ્યાં, અને તેવણનાં મોહડાં તરફથી જરા વાર પણ પોતાની આંખો ખીસાડી નહી.

"નાના ચારલીનેબી તમારી સાથે લઇ જજો. કરનલ તેનેબી પોતાની સંભાળ હેઠલ રાખશે." કેપટને કહયું. "હવે સાહેબજી, ખોદા મારાં વાહલાં બચ્ચાઓની સંભાળ લે." તેવણ આમ બબડીને પોતાની ધણીવાણીની પાલખી બરાબર છે કે નહી તે જોવાને અંધારાંમાં બહાર ગયા.

જાણે સ્વપ્નો જોતાં હોય તે મીસાલ છોકરીઓએ તે આજારી માતા અને તેનાં નાનાં બાળકને છેલ્લી સલામ કીધી. ત્યાર પછી માણસોએ પાલખીમાંના તે કીમતી ખજાનાને લઇ અંધારાંમાં ચાલવા માંડયું અને ચુપચુપ તેઓની પુઠે લોકોની લાંબી હાર જંગલ તરફ ગઇ.

"કરનલ એક કલાકમાં અંહીયાં આવશે," ડાકટર પ્રીચર્ડ બોલ્યા, "તમે તમારૂં કાંઇ લેવાનું હોય—તમારી જણસ વગેરે—તે એકઠું કરી મુકો તો ઠીક."

"અમે નાના ચારલીને કપડાં પેહરાવી તૈયાર કરીયે કે? એ તો ભર ઉંઘમાં હોય છે ત્યારે ઉઠાડતાં ઘણો વાર લાગે છે."

"જેમ ગમે તેમ કરો, પણ ઘણી હરસેથી વાત કરજો. જો તમારામાંનું એક જણ પ્યાનો વજાડવા હમેશ માફક બેસી જવે તો ઘણું સારૂં, કે તેથી આપણે નાહસી જવા વીશે કોઇને શક પડે નહી—"

"હા, હું વજાડવા બેસું છું," એલીસ બોલી, કે જેની આંખો ઝનુનથી બળતી હતી અને ગાલો આતશ માફક લાલ થઇ આવ્યા હતા. તેણી પ્યાના તરફ ગઇ અને ઘણાં જોશમાં "ગેલપસ, વેલત્ઝીસ, કવોડરીલ્સ" વગેરે મ્યુઝીક વજાડવા લાગી. ઇસાબેલ જયાં સુધી જીવી ત્યાં સુધી આ ધાસ્તી ભર્યા કલાકની યાદ વગર આવી જાતનાં મ્યુઝીક સાંભળી શકતી ન હતી. તે કલાક તેઓ સઘળાંને મનસે ઘણોજ ડરામણો હતો. ડાકટર પ્રીચરડ તે મોહતે કાંઠે આવેલા નોકરને સજીવન કરવા બનતું કરતા હતા; હજુ બી તેવણ આશા રાખતા હતા કે તેને જેમ તેમ હુશીઆર બનાવી પોતા સાથે નાઇનીતાલ લઇ જવો. જરા જરા વારે તેવણ બારી આગળ જઇ ધાસ્તીથી ડોકયું બહાર કહાડી તે શાહા બીહામણી રાતનાં અંધારાંમાં તીકતા હતા. તે શાંત રાતની ચુપકીદી દીલમાં ધ્રુજરાં ઉત્પંત કરતી હતી. તે કાંઇ આવતાં તોફાનની આગાહી આપતી હતી. થોડા વારમાં આકાશમાં વાદળાં ભરાઇ આવ્યાં. પીપલનાં ઝાડની ડાંખલીઓ શું પવનથી હીલતી હતી? ફરીથી એક વાર તેવણને ધાસ્તી લાગી. અંધારાંમાં શું ચીજ હતી, જે તેવણ જોઇ શકતા ન હતા?

ફરીથી બહાર ડોકાવી જોતાં કોઇના ચેહરા જેવું તેવણને લાગ્યું. તેની ખુનખાર આંખો એક પળ વાર તેવણનાં મોહડાંની સામે આવી ચમકવા લાગી; બીજીજ પળે તે ગુમ થઈ ગઈ. શું તે કાંઇ ખ્યાલ હશે? ઓટલાપર ઉગવડતી બધી બારીઓની આસપાસ તેવણ ફરી વળ્યા અને તેઓ મજબુત બંધ છે કે નહી તે તપાસી જોયું. તેવણની બરોબર કોઇ ચોરના જેવાં છુપાં પગલાં બહાર ચાલતાં હતાં. એક વાર તે એક પગલું આગળ હઠયો અને ફરીથી તેનો ચેહરો જણાયો, પણ બીજીજ પળે પાછો અંધારામાં ગુમ થયો.

ડાકટર પ્રીચરડ પાછા તે છોકરીઓ આગળ અંદર ગયા; એક પળવાર પેલા મરતનોલ નોકર તરફ નજર ફેંકતાં જોયું કે તે તદન બેસુધ હતો. એલીસ હજી પીયાના પર હતી, અને ઇસાબેલે ધીમે ધીમે આમ તેમ ફેરા ખાઇ પોતાના નાના ભાઇને ઉઠાડી તૈયાર કીધો હતો.

"ડાકટર પ્રીચરડ," એલીસ ઓરડામાંથી બોલી, "કલાક તો કયારનો થઇ ગયો."

"કરનલનું શું થયું હશે," તેવણ બડબડયા, "મારે જઈને જોવું જોઇએ." તેવણ ઓટલાપર થઇ ધીમેથી બાહાર નીકલ્યા. તેવણને લાગ્યું કે દેશીઓના મોહલા તરફ કાંઇ ગડબડ જેવું હતું. તેવણ છુપાછુપ આગળ ચાલ્યા, પણ તેટલાં તો બંગલામાંથી ધાસ્તીની ચીચીયારીઓ સંભળાવાથી તેવણ પાછા ફરયા. લાંબી માંદગીથી નબળાઇ થઇ જવાથી, તેવણના ધ્રુજતા પગો મુશકેળીએ તેવણને તે તરફ લઈ જઇ શકયા. તેવણના સ્વાધીનમાં સોંપેલાં બચ્ચાંઓ માટે તેવણ ધાસ્તીથી એટલા તો દબાઇ ગયા હતા કે તેનું વર્ણન કરવું મુશકેળ છે. પણ ઘરમાં દાખલ થાય તેટલાં તો ત્યાં સઘલું પાછું ચુપ થઇ ગયું હતું.

"ઇસાબેલ! એલીસ," તેવણે ધાસ્તીથી દેવાના મીસાલ બુમ પાડી.

કોઇએ જવાબ આપ્યો નહી, પણ પેલો નોકર "પેત" જેને તેવણ બેસુદ્ધીમાં મુકી ગયા હતા તે કયાં હતો? એક ઓરડામાંથી ચારલીનો અવાજ સાંભળતાં તેવણ તે તરફ ધસ્યા. ત્યાં જમીનપર એક "થગ" પડેલો હતો, તેનું માથું ચીરાઇ ગયું હતું, અને "પેત" તે બચ્ચાંનાં ખીછાનાં આગળ મરતનોલ પડેલો હતો. તેની મોટી નીમકહલાલ આંખો કાળાવાલા કરતી ડાકટર તરફ જોવા લાગી.

મોત તેના હોઠોને બીડીં નાખે તે આગમજ તેને કાંઈ કહેવાનું હતું.

"તેઓ કયાં છે?" આજારી માણસો શું કહેવા માંગે છે તે સમુજવાની શકતીથી તેવણે એકદમ સમજી જઇ પુછયું, "તેં તેઓને બચાવ્યાં છે, અને સંતાવા કહયું છે, પણ કયાં?"

"જંગલમાં" ધ્રુજતા હોઠોમાંથી ઉપલો જવાબ નીકલ્યો, અને જેવો તેનો બાહદુર જીવ આ દુનિયામાંથી પસાર થઇ ગયો કે તેની આંખોમાં હસવું જણાયું. ડાકટર ત્યાં એકલાજ હતા.

તેવણુ ધ્રુજતે પગલે બંગલામાંથી બહાર નીકળ્યા; પોતાની સઘળી શક્તીઓને કાબુમાં રાખવાને બનતું કીધા છતાં તેવણુને એકદમ ટાઢ ચહડી આવી, અને ત્યાંથી ૧૦૦ વાર દુર તેવણુ બેસુધ થઇ નીચે પડયા. અંહીયાં પરોઢયાંમાં એક હિન્દુ સ્ત્રીએ તેવણુને જોયા, કે જેને એક વેળાએ તેવણે કાંઇ મદદ કીધી હતી. જે ઘાતકી કામ ત્યાં ચાલતું હતું, તેનેથી તેણી વાકેફ હતી; કરનલ અને તેનાં ઘરમાંનાંઓ પર પણ શું આવી પડયું હતું, તેપણ તેણી જાણુતી હતી. તેણીએ ડાકટરને એક ઝાડીમાં ઘસડી લઇ જઇ હુશીયાર થાય ત્યાં સુધી ત્યાં સંતાડયા. તે વેળાએ દીવસ ઉગ્યો હતો. પણ ઇસાબેલ અને એલીસ, તેઓ કયાં હતાં ?

ઇસાબેલ અને એલીસ તે નાના મ.નીતા ભાઇ સાથે આવી શીહા રાતનાં ડરામણાં અંધારાંમાં કયાં હતાં ?

એક કલાક આગમજ તેણી બોલી હતી કે "જંગલી હેવાનો અને સાંપની સામે થવાને કોઇબી ચીજ મને હીમત આપી શકે નહી," અને તો પણ આવી ભયાનક ધાસ્તીની વેળાએ તેણીજ જંગલમાં પેહેલાં આગળ ચાલી બીજાંઓને રસ્તો બતાવતી હતી. તેણીએ પોતાના મજબુત હાથમાં ચારલીને પકડયો હતો, અને જંગલમાં આવી પુગે ત્યાં સુધી હરણુની ઝડપે તેને લઇને દોડી પછી ઉભી રહી, પછી એલીસે તે નાનાં બાળકને ચુપચુપ લઇ ચાલવા માંડયું.

નાઇનીતાલ તરફનો રસ્તો બનેને માલમ હતો, પણ આજ રાતના શોધવા જતાં તેઓ તે ચુકયાં અને બીજેજ રસ્તે નીકળી ગયાં. પણ તોબી આ સંજોગે તેઓને બચાવ્યાં, કારણકે નાઇનીતાલનો રસ્તો જલદીથી દુશમનોએ ઘેરી નાખ્યો હતો અને ગમે એવી ઝડપ વાપરવા છતાં, છોકરીઓ તે રસ્તે જતે તો દુશમનના હાથોમાં સપડાઈ જતે.

જંગલમાં ગરમી પુશકળ હતી, અને અંતે તે છોકરીઓને ઉભું રહેવાની ફરજ પડી. તેઓ આમ તેમ જોવા અને સાંભળવા લાગી. શું તેઓની પુઠે કોઇ આવતું હતું ? જો તેમ હોય તો તેઓને કદીબી માલમ નહી પડશે, ફકત અવાજ તો ઝાડનાં પાતરાં ખખડવાનો આવતો હતો.

"આગળ અને આગળ ચાલો ! તે ભલો ઇશ્વર આપણી સંભાળ લેશે" પોતાની ધાસ્તી દાબી દઈ ગુંગળાતા અવાજે હરસે બોલી "હવે ચારલીને મારા હાથમાં આપ."

"જો આપણે ફકત બરાબર રસ્તેજ જતાં હોઇએ તો કેવું સારૂં," એલીસ બોલી. "જલદીથી ઉજરડું પડશે, પણ રસ્તો ખુલ્લો દીસે છે." અને આવી રીતે તેઓ આગળ અને આગળ ચાલ્યાં. દરેક પગલું તેઓને નાઇનીતાલના રસ્તાથી દુર લઇ જતું હતું.

ઉજરડું થવા પછી ચારલીએ નીચે ઉતરી ચાલવાની બોંહસ કીધી. તેઓને ત્યારેજ માલમ પડયું કે પેલા કરપીણુ ચગે તેના હાથ અને પોંહચાને કાપ્યો હતો, અને તેને ઘણું લોહી ગયું હતું. કાપો કાંઇ ઘણાં ઉંડા ન હતા અને છોકરીઓએ પોતાનાં કપડાં ફાડી તે પર પાંટા બાંધ્યા. તે બચ્ચું મરદાનગીભરી હીમત અને મગરૂરીથી આ સઘલું તપાસતુ ઉભું હતું અને ફરયાદનો એક શબ્દ પણ તેનાં મોહમાંથી નીકળ્યો નહી. ત્યાર પછી તેણે પોતાની નાની ટોપી કપાળ સુધી નીચે ખેંચી અને ઉઘાવળાં નાનાં પગલાંએ છોકરીઓની આગળ ચાલવા લાગ્યો, જાણે પોતે પુરૂષ હોવાથી તેઓને સંભાલતો હોય તેમ. કોઈ કોઈ વાર તેઓ તરફ ફરીને બોલતો, "બેહેન બેલ જુવોની, હું કેવો ગરમ થઇ આવ્યોછું " અને તેના ગાલપર ટપકતાં પસીનાનાં ટીપાં બતાવતો.

થાકી જવાથી કોઇ વેળા તેઓને એકદમ ઉભું રહી જવું પડતું. આવી વેળાએ છોકરીઓ બેસ્તી અને પોતાની વચમાં ચારલીને બેસાડતી. જો કોઇ અવાજથી તેઓને ધાસ્તી પડતી કે કોઇ તેઓની પુઠે આવે છે, તો તેઓ પોતાની બંદુકો બહાર કહાડતાં અને ઇસાબેલ પોતાની બંદુક તેના નાના ભાઇનાં માથાં તરફ ધરીને બેસ્તી. તેણીને જો મરવું પડે તો પોતાના બાપને આપેલી કબુલાત પાળીનેજ મરે; તેણી કદીબી પોતાના નીરાધાર વાહલા ભાઇને તે કરપીણોના હાથમાં પડવા દેશે નહી. તે છોકરો કે જેને એક સીપાઇ તરીકેની લાગણીમાં ઉધારવામાં આવ્યો હતો, તે પોતાની સામે બંદુક તાકેલી જોઇને જરાબી ડરતો ન હતો અથવા તો દુશમનોનો પણ તેને ડર ન હતો; પણ આસાએસની વેળાએ પોતાની પોહળી ટોપી વડે બેઠો બેઠો પંખો ખાતો હતો. કલાકોના કલાકો સુધી તે છોકરીઓએ આગળ અને આગળ ચાલ્યા કીધું. શું હમણાં તેઓને જંગલી હેવાનો અને સાંપનો ડર લાગતો ન હતો ? ઘણું અજબ જેવું છે કે રસ્તાપર ગુંછલું વળી પડેલા સાંપોથી તેઓ મુદલ ડરતાં ન હતાં, જાણે કે ખોદા તરફનો ફરેસ્તો તેઓ આગળથી ચાલી જતો હોય અને કહેતો હોય કે "મારેથી બીહો ના" તેમ લાગતું હતું.

અંતે રાત પડી. તેઓ ભુખ અને તરસથી નાતવાન થઇ ગયાં હતાં. શું હજી બીજીબી રાત તેઓને જંગલમાં કહાડવી પડશે ?

એકદમ તેઓ એક ગલી આગળ આવી પુગાં, જયાં એક હિન્દુ જમીન ખેડતો હતો અને હલ ખેંચનારા બલદને હિન્દી રીત મુજબ પુછડીએથી પકડી ચલાવતો હતો. એક પળવારમાં તેઓ તેની બાજુએ જઇ ઉભાં. એલીસ જેણી હિન્દુસ્તાની ઘણું સાફ બોલતી હતી, તેણીએ તેઓનો સઘળો હેવાલ એવી તો દયાવંત રીતે કહી સંભળાવ્યો કે તે હિન્દુ દયાથી રડવા લાગ્યો. તેણે ચારલીને પોતાના હાથમાં લીધો અને એક બાંબુનાં ઝુપડાં તરફ લઈ ગયો, કે જયાં તેની બાયડી સાંજનું ખાનું પકાવતી હતી. તેણે તેણીને ધીમે અવાજે કાંઇ થોડાક બોલો કહયા, જે સાંભળી તેણીએ તેઓને માયાથી આવકાર દીધો અને ચારલી તરફ ઘણી ગંભીરાઇથી જોયું.

પંથરાઈ ચુક્યો. જનરલ સ્ટુઅર્ટે આ પ્રમાણે ફોજનો બચાવ કરવાનો સારો ઠેરાવ કરી સોલ્જરોને ઘટ્ટ ઝાડી વચ્ચે સંતાઈ રહેવા કહ્યું; સર્વે કોઈ હથ્યારબંધ દીસતાં.

રાત્ર શીહા અંધારી હતી, અને મધ્ય રાત્ર થવા આવી કે સામેવાળાઓના તોપોના તેમજ બ્યુગલ ફુંકવાના અવાજ સંભળાયા. હવે લડાઈ શરૂ કરવાનું બ્યુગલ બ્રીટીશ ફોજ તરફથી થયું, અને તરતજ બધા એકઠા થયા. આ વખત ઘણોજ ગંભીર દીસતો, આવા અફાટ જંગલમાં જયાં જોઇયે ત્યાં માણસો ખીચોખીચ ભરેલાં દીસતાં, અને જોનનું જીગર આથી વધુ ધ્રુજતું હતું. તેને આખા દીવસની હાક લાગી હતી; પણ લડાઇની વેળા તેને નવું જોર આવ્યું હોય, અને ઇશ્વર તરફથી છુપી હીંમત તેને મળી હોય, તેમ તે પણ સર્વેની લગોલગ જઈ ઉભો.

તોપોના અવાજો, તથા મરતાં માણસોની ચીસો જોનના કાંનને ફાડી નાખતી હતી. એકથી વધુ વખત સામેની ફોજે રાત્રમાં સ્વારી કરી, અને અજવાળું થતાં સૌ પોતાની સંતાવાની જગ્યામાં નાહસી ગયા. સર સ્ટુઅર્ટની ફોજ પણ પોતાની છાવણી તરફ આવી લાગી.

સહવારનું ઝઝકળું પડતાંજ આખાં મેદાનમાં આરબ લોકનાં મુડદાં દીસ્યાં, અને તેઓનાં ખુલ્લાં તથા જબરાં માથાં સુરજના તડકાથી ચળકાટ મારતાં હતાં.

આ લડાઇ થયા બાદ અગ્યાર વાગે બપોરે જનરલ સ્ટુઅર્ટે નીશ્ચય કર્યો કે સર્વે સોલજરોએ ફોજની ટુકડીએ જવું; એમ કરવાનું કારણ આબુકેલાથી આરબોને નહસાડવાનું હતું. તે ફોજની ટુકડી તરફ જોન પણ સાથેજ ગયો. ફોજના સોલજરો ધીમે ધીમે ચાલવા લાગ્યા. આ દેખાવ ઘણોજ ત્રાસદાયક દીસતો. ડાબી અને જમણી બાજુએ તોપોની ગોળીઓ આવતી, અને ઘણું કરીને લશકરની પાછલી હારને ઘણુંજ જોખમ ભરેલું હતું. તેઓ થોડા આગળ વધ્યા કે દશ અથવા બાર હજાર આરબ લોકો સામે થવા એકઠા થયા. લડાઇ રાતના દશ વાગતે શરૂ થઇ, અને જખમી થયલા માણસોને બાજુ રાખવા કોઇએ દરકાર કરી નહીં. તેઓ જીવનું જોખમ ન ગણકારતાં બહુજ શુરથી લડવા લાગ્યા. આ વેળા જોન તેઓની વચમાં ઉભો હતો, તે સ્થંભ ઉભો રહી લડાઇનો દેખાવ નીહાળતો હતો. તેની પાસે ફક્ત એક નાની બંદુક સિવાય બીજું કંઇ પણ હથ્યાર નહોતું; પણ તેણે એક મુવેલા સોલજરની બંદુકની સંગીન ઉપાડી લીધી; અને થોડા વખતમાં તે પોતે પણ લડવા તૈયાર થયો. આરબ લોકો આમથી તેમ એક હવાનાં તોફાન મીસાલ અંગપર ધસી આવતા. તેઓના હાથમાં અણીદાર ભાળાઓ તથા ખુલી તલવારો દીસતી હતી. સોલજરોની બંદુકોથી, અને તેઓના અણીદાર ભાલાઓથી કેટલાએક માણસોના જીવ ગયા, અને પાછલી સોલજરોની હાર તદન તુટી પડી. તે હારમાંના ઘણાક જખમી થયા, અને એ રીતે એક હાર તદન નાબુદ થઇ ગઇ. આ હાર મધે જનરલ સ્ટુઅર્ટ પણ હતો, અને તેના ઘોડાને બહુજ જખમ થયાથી તે મરી ગયો; તેને પોતાને પણ આરબની ફોજ તરફથી જખમ થયો હતો, તોપણ તે શુરા મર્દે હીંમત હારી નહીં, અને કેમે પણ કરી પાછો હઠયો નહીં. જખમી થયલા માણસો સાથે જોનને પણ આરામ લેવા બાજુ ઉભો કર્યો. તે નજર આજુબાજુ ફેરવી જોતો, અને મુવેલા માણસોનાં લોહી નદી મીસાલ વહેતાં દીસતાં. તે જખમી માણસોમાં, એક જુવાન સોલજર બહુજ કકળાટ કરતો હતો, તે જોઇ જોનને દયા આવી; તે તેની પાસે ગયો, અને તેને પાણી અથવા શું જોઇતું હતું, તે પુછ્યું. લડાઇના ઘોંઘાટમાં, તથા બંદુકોના કાન ફાડી નાખનારા શોરમાં તેણે કોઇનો અવાજ સાંભળ્યો, અને તે મોટેથી કકળાટ કરી જોનને તેડતો હતો.

"જોન! જોન! મને બંચાવ!"

આ અવાજ જોનની છાતીમાં એક તરવારના ઘા મીસાલ લાગ્યો. તેણે થોડો વખત કાન દઇને સાંભળ્યું, કે તે અવાજ કઈ તરફથી આવતો હતો, અને તેની ખાત્રી થઈ કે તે બુમ પાડનાર સોલજર જોનના પગ પાસેજ પડયો હતો. તે જુવાન છોકરાનો પોશાક કોઇ અમલદારના નોકર જેવો હતો, અને એક નાની તરવાર કમરમાં ખોસેલી હતી. તેનાં માથાંમાં જખમ થયો હતો, અને બીજો ઘા મારવા પાસે એક આરબ ઉભો હતો. જોને પેલા સોલજરની પાસેથી હથ્યાર લઈ પેલા આરબને ગળાંમાંથી કાપી નાખ્યો અને બીજા હાથે પેલા જુવાન છોકરાંને આવી કઢંગી અવસ્થામાંથી બાજુ લઈ ગયો.

દશ મીનીટ બાદ આરબની ફોજ અને બ્રીટીશ ફોજ એકમેક થઈ ગઈ, અને તેઓની ફોજમાંનાં ઘણાંક માણસો મરણ પામ્યાથી તેઓએ સલાહનું કાગજ (રોલ) બ્રીટીશ ફોજને આપ્યું, અને આરબ ફોજ નાહસી ગઈ.

જનરલ સ્ટુઅર્ટે પણ આસાએસ લેવા ધાર્યું. આરબ લોક હાર્યાં તેની ખુશાલીમાં સર્વે જય જય (હુરા) કરી આનંદથી પોકારો પાડવા લાગ્યા.

આ અરસામાં પેલો જુવાન સોલજર ધ્રુજતો એક બાજુ બેઠો હતો, કે જેનો જીવ જોને બચાવ્યો હતો. તે છોકરાએ જોનને પોતાની પાસેજ રહેવા કહયું હતું. જોને પોતાની બહાદુરીથી તે જુવાનનો જીવ બચાવ્યો હતો, અને તે કોણ હતો તે જોવાને જોનને આ સારી તક મળી હતી. તે જુવાન છોકરાની મોટી ભુરી આંખો ભયથી ઉઘાડી દીસ્તી; અને તેનો ચેહેરો જોતાંજ જોન બહુજ અજબ થવા લાગ્યો. તે શું જોતો હતો, તેનું તેને ભાન રહયું નહીં; તે છોકરાંનો નાજુક ચેહેરો સુરજના તાપથી શામળો થઈ ગયો હતો, અને તેનાં માથાંપરના ઝીણા ઝીણા બાલ કાપી નાખેલા દીસતા હતા. વળી તેની રેશમ જેવી નાંની નાની મુછ, એ સર્વેને જોન ટીકી ટીકીને જોતો. તેનાં માથાંમાં લાગેલા જખમમાંથી લોહી અતીસ્ય વહેતું હતું, અને તે

તેવણુ ધ્રુજતે પગલે જંગલામાંથી બહાર નીકલ્યા; પોતાની સઘળી શકતીઓને કાબુમાં રાખવાને બનતું કીધા છતાં તેવણુને એકદમ ટાઢ ચહડી આવી, અને ત્યાંથી ૧૦૦ વાર દુર તેવણુ બેસુધ થઇ નીચે પડયા. અંહીયાં પરોઢયામાં એક હિન્દુ સ્ત્રીએ તેવણુને જોયા, કે જેને એક વેળાએ તેવણે કાંઇ મદદ કીધી હતી. જે ઘાતકી કામ ત્યાં ચાલતું હતું, તેનેથી તેણી વાકેફ હતી; કરનલ અને તેનાં ઘરમાંનાંઓ પર પણ શું આવી પડયું હતું, તેપણ તેણી જાણતી હતી. તેણીએ ડાકટરને એક ઝાડીમાં ઘસડી લઇ જઇ હુશીયાર થાય ત્યાં સુધી ત્યાં સંતાડયા. તે વેળાએ દીવસ ઉગ્યો હતો. પણ ઇસાબેલ અને એલીસ, તેઓ કયાં હતાં?

ઇસાબેલ અને એલીસ તે નાના મ.નીતા ભાઇ સાથે આવી બીહા રાતનાં ડરામણાં અંધારામાં કયાં હતાં?

એક કલાક આગમજ તેણી બોલી હતી કે "જંગલી હેવાનો અને સાંપની સામે થવાને કોઇબી ચીજ મને હીમત આપી શકે નહી," અને તો પણ આવી ભયાનક ઘાસ્તીની વેળાએ તેણીજ જંગલમાં પેહલાં આગળ ચાલી બીજાઓને રસ્તો બતાવતી હતી. તેણીએ પોતાના મજબુત હાથમાં ચારલીને પકડયો હતો, અને જંગલમાં આવી પુગે ત્યાં સુધી હરણુની ઝડપે તેને લઇને દોડી પછી ઉભી રહી, પછી એલીસે તે નાનાં બાળકને ગુપચુપ લઇ ચાલવા આંડયું.

નાઇનીતાલ તરફનો રસ્તો બનેને માલમ હતો, પણ આજ રાતના શોધવા જતાં તેઓ તે ચુકયાં અને બીજેજ રસ્તે નીકળી ગયાં. પણ તોબી આ સંજોગે તેઓને બચાવ્યાં, કારણકે નાઇનીતાલનો રસ્તો જલદીથી દુશમનોએ ઘેરી નાખ્યો હતો અને ગમે એવી ઝડપ વાપરવા છતાં, છોકરીઓ તે રસ્તે જતે તો દુશમનના હાથોમાં સપડાઈ જતે.

જંગલમાં ગરમી પુશકળ હતી, અને અંતે તે છોકરીઓને ઉભું રહેવાની ફરજ પડી. તેઓ આમ તેમ જોવા અને સાંભળવા લાગી. શું તેઓની પુઠે કોઇ આવતું હતું? જો તેમ હોય તો તેઓને કદીબી માલમ નહી પડશે, ફકત અવાજ તો ઝાડનાં પાતરાં ખખડવાનો આવતો હતો.

"આગળ અને આગળ ચાલો! તે ભલો ઇશ્વર આપણી સંભાળ લેશે" પોતાની ધાસ્તી દાબી દઈ ગુંગળાતા અવાજે હરસે બોલી "હવે ચારલીને મારા હાથમાં આપ."

"જો આપણે ફકત બરાબર રસ્તેજ જતાં હોઇએ તો કેવું સારૂં," એલીસ બોલી. "જલદીથી ઉજરડું પડશે, પણ રસ્તો ખુલ્લો દીસે છે." અને આવી રીતે તેઓ આગળ અને આગળ ચાલ્યાં. દરેક પગલું તેઓને નાઇનીતાલના રસ્તાથી દુર લઇ જતું હતું.

ઉજરડું થવા પછી ચારલીએ નીચે ઉતરી ચાલવાની ઓહસ કીધી. તેઓને ત્યારેજ માલમ પડયું કે પેલા કરપીણુ ઘગે તેના હાથ અને પોંહચાને કાપ્યો હતો, અને તેને ઘણું લોહી ગયું હતું. કાપો કાંઇ ઘણાં ઉંડા ન હતા અને છોકરીઓએ પોતાનાં કપડાં ફાડી તે પર પાંટા બાંધ્યા. તે બચ્ચું મરદાનગીભરી હીમત અને મગરૂરીથી આ સઘલું તપાસતુ ઉભું હતું અને ફરયાદનો એક શબ્દ પણ તેનાં મોહમાંથી નીકલ્યો નહી. ત્યાર પછી તેણે પોતાની નાની તોપી કપાળ સુધી નીચે ખેંચી અને ઉઘાવળાં નાનાં પગલાંએ છોકરીઓની આગળ ચાલવા લાગ્યો, જાણે પોતે પુરૂષ હોવાથી તેઓને સંભાલતો હોય તેમ. કોઈ કોઈ વાર તેઓ તરફ ફરીને બોલતો, "બેહેન બેલ જુવોની, હું કેવો ગરમ થઇ આવ્યોછું" અને તેના ગાલપર ટપકતાં પસીનાનાં ટીપાં બતાવતો.

થાકી જવાથી કોઇ વેળા તેઓને એકદમ ઉભું રહી જતું પડતું. આવી વેળાએ છોકરીઓ બેસ્તી અને પોતાની વચમાં ચારલીને બેસાડતી. જો કોઇ અવાજથી તેઓને ઘાસ્તી પડતી કે કોઇ તેઓની પુઠે આવે છે, તો તેઓ પોતાની બંદુકો બહાર કહાડતાં અને ઇસાબેલ પોતાની બંદુક તેના નાના ભાઇનાં માથાં તરફ ધરીને બેસ્તી. તેણીને જો મરવું પડે તો પોતાના બાપને આપેલી કબુલાત પાળીનેજ મરે; તેણી કદીબી પોતાના નીરાધાર વાહલા ભાઇને તે કરપીણોના હાથમાં પડવા દેશે નહી. તે છોકરો કે જેને એક સીપાઇ તરીકેની લાગણીમાં ઉધારવામાં આવ્યો હતો, તે પોતાની સામે બંદુક તાકેલી જોઇને જરાબી ડરતો ન હતો અથવા તો દુશમનોનો પણ તેને ડર ન હતો; પણ આસાએસની વેળાએ પોતાની પોહળી તોપી વડે બેઠો બેઠો પંખો ખાતો હતો. કલાકોના કલાકો સુધી તે છોકરીઓએ આગળ અને આગળ ચાલ્યા કીધું. શું હમણાં તેઓને જંગલી હેવાનો અને સાંપનો ડર લાગતો ન હતો? ઘણું અજબ જેવું છે કે રસ્તાપર ગુંછલું વળી પડેલા સાંપોથી તેઓ મુદલ ડરતાં ન હતાં, જાણે કે ખોદા તરફનો ફરેસ્તો તેઓ આગળથી ચાલી જતો હોય અને કહેતો હોય કે "મારેથી બીહો ના" તેમ લાગતું હતું.

અંતે રાત પડી. તેઓ ભુખ અને તરસથી નાતવાન થઇ ગયાં હતાં. શું હજી બીજીબી રાત તેઓને જંગલમાં કહાડવી પડશે?

એકદમ તેઓ એક ગલી આગળ આવી પુગાં, જયાં એક હિન્દુ જમીન ખેડતો હતો અને હલ ખેંચનારા બલદને હિન્દી રીત મુજબ પુછડીએથી પકડી ચલાવતો હતો. એક પળવારમાં તેઓ તેની બાજુએ જઇ ઉભાં. એલીસ જેણી હિન્દુસ્તાની ઘણું સાફ બોલતી હતી, તેણીએ તેઓનો સઘળો હેવાલ એવી તો દયાવંત રીતે કહી સંભળાવ્યો કે તે હિન્દુ દયાથી રડવા લાગ્યો. તેણે ચારલીને પોતાના હાથમાં લીધો અને એક બાંબુનાં ઝુપડાં તરફ લઈ ગયો, કે જયાં તેની બાયડી સાંજનું ખાનું પકાવતી હતી. તેણે તેણીને ધીમે અવાજે કાંઇ થોડાક બોલો કહયા, જે સાંભળી તેણીએ તેઓને માયાથી આવકાર દીધો અને ચારલી તરફ ઘણી ગંભીરાઇથી જોયું.

તે ડાહી સ્ત્રીને ચેહરો જોઇ ઇસાબેલે ચીંતાથી કહ્યું, "એ ઘણો થાકી ગયો છે." તે બાપડો એટલો તો થાકી ગયો હતો કે ખાઇ પણ શકયો નહી અને પોતાનું માથું ઇસાબેલના ખોલાપર નાખી ભર ઊંઘમાં પડયો. તે બુઢી સ્ત્રીએ નરમાસથી તેના હાથપરના ઘાનો મલમપટો કીધો સારે પણ તે ઉઠયો નહી.

"પણ આવો," તે હિન્દુ બોલ્યો, "તમે આરામ લેવો તેટલાં હું તમુને સંતાડી શકશ."

જંગલની પેલી મેર એક ટેકડીના રસ્તા પર ખડકોની વચમાં એક નાનો ગુફા હતો. "ગમે એટલાં થાકી જવા છતાં તમોને એટલું દુર ચાલવું જોઇશે." તે બોલ્યો. સાર પછી તેઓને સંતાવાની જગા બતાવી તે પોતાનાં ઝુપડાંમાં પાછો ગયો અને તે બાપડાંઓ મરતતોલ થાકી ગયલાં હોવાથી જલદીથી ભર ઊંઘમાં પડયાં. તેઓએ સાંભળ્યું ન હતું, તેઓ જાણતાં ન હતાં કે સીપાઇઓ તેઓની પુઠે લાગ્યા હતા, આખું જંગલ શોધ્યું હતું, અને છેલ્લે પેલા હિન્દુનાં ઝુપડાં આગળ આવી પુગતાં તેને શાંતીથી સાં બેઠેલો જોઇ તે તરફ તેઓ આવ્યાંજ ન હશે એવું ધારી સાંથી ગામડાં તરફ પાછા ફરયા.

મધરાતનાં તે ભલા બુઢા ચોકીદારે તે બંદીવાનોને (છોકરાંઓને) જગાડયાં અને કહ્યું કે તેઓએ સાંથી ઉપડી જવું જોઇએ. તે તેઓને માટે એક તોપલી ભરી ખોરાક લાવ્યો હતો અને એક બેડોળ જેવું ફાણુસ તેના હાથમાં હતું. અસંત દયાવંત ચેહરે તેણે તે ઉંઘરેતાં બાળકને પોતાના હાથમાં લીધું અને કહ્યું કે એક બે માઇલ જયાં લગણ તેનેથી હીમત થઇ શકશે સાં લગણ તે તેઓ સાથે આવશે; પણ પરોડયામાં તો તેને તેનાં કામપર જવું જોઇએ. તેણે તે બાપડી છોકરીઓને કહ્યું નહી કે ઘાતકી દુશમનો તેઓની પુઠે આવ્યા હતા, અને તેઓના દુશમનોને કશો શક ન ઉપજે એજ કારણથી તેને વખતસર પાછું ફરવું જોઇએ.

છોકરીઓ પોતે કેવી હાલતમાં હતાં તેની ધાસ્તી વચ્ચે ગુફામાંથી બહાર નીકળી અને તેઓના બોમ્બાની પુઠે અંધારાંમાં ઠોકડ ખાતી આગળ ચાલી. તે જાણતો હતો કે નાઇનીતાલ જઇ પુગવા માટે તેઓ માટે એકજ તક હતી અને તે પાહડોની કઠણમાંથી જવાનો એકજ રસ્તો હતો, જે દેશીઓ સિવાય બીજા કોઇને ખબર ન હતો અને જયાં તેઓના દુશમનો મલવાની પણ ઘણીજ થોડી આશા હતી. તેણે મોટાં ઝાડોના છાયા હેઠલથી ચાલતાં ચાલતાં એલીસને તે રસ્તાની ઇધાણી હિન્દુસ્તાનીમાં આપી, અને અંતે જયાં સુધી પોતાથી જવાઇ શકાયું સાં સુધી તેઓને મુકી તે ઉંઘતાં બાળકને જગાડી સાંથી ચાલતો થયો. તે નાનાં બચ્ચાંએ તેના હાથો તેના માયાળુ ઊંચકનારનાં ગળી આસપાસ વીટાલ્યા હતા, જેને તે છોડવતાં અલબત રડતું આવ્યું. પણ તેઓનેજ ખાતર તેને તેઓને છોડવા પડયાં, અને નાઇનીતાલમાં જો જઇ પુગશે તો તેઓ દુશમનોથી બચશે એવું કેટલુંક સમજાવી, ધીરજ અને હીમત આપી તેઓથી છુટો પડયો.

તેઓના રખેવાલનાં જવા પછી તે નાની ટોળકી હાંફતી હાંફતી આગળ દોડી. કેટલેક ઠેકાણે રસ્તો ધોવાઇ જવાથી તે પસાર કરવો બહુ મુશકેલ થઈ પડતો હતો. પણ હીમત રાખી સાંથી પણ ચાલ્યાં. તે હીમતવાન છોકરીઓનું દીલ હવે ધ્રુજવા લાગ્યું. ઘણીજ ખરાબ જગાપરથી તે નાનાં બાળકને બંને છોકરીઓ મલી ઉંચકતી હતી. ઘણી મુશકેલીએ તે તેઓને તેમ કરવા દેતો હતો, અને જોકે તેના નબળા પગોમાં હવે જોર ન હતું અને વારંવાર તે ઠોકડ ખાઇ પડતો હતો તથા ખડકો વચ્ચે હાથ પગ ચીરતો હતો, તો પણ આટલાં નાનાં બાળકમાં એટલી તો હીમત હતી કે આવાં દુઃખ વચ્ચે દયા ઉશકેરવા ખાતર પણ ફરયાદનો એક શબ્દથી તે બોલ્યો નહી.

[ સાંધણુ છે. ] ખોરશેદ.

---

**દશમી સદીમાં** કોઇબી સ્ત્રીને બુરખો નાખ્યા વીના દેવલમાં જવા દેવામાં આવતી ન હતી. તેઓનો ચેહરો મુદલ દીસે નહી એવી રીતે બુરખાથી મોહડું ઢાંકવામાં આવતું હતું, કે જેથી બઇરાંની ખુબસુરતીના દેખાવથી પુરૂષોની બંદગી અને વીચારમાં ખલલ પડે નહી. એક ફ્રેન્ચ ધર્મગુરૂથી આ પેહેલ નીકલેલી જણાવવામાં આવે છે. જયારે તે એક જુવાન શખસ હતો સારે એક એવા તો હમદા ખુબસુરત ચેહરાની નાની છોકરી તેણે જોઇ કે જોકે તે તેણી કરતાં ઘણાં વરસ નાનો હતો તે છતાં તેણી સાથે પ્યારમાં પડયો, કારણકે તેણીનો સુંદર ચેહરો એક બાનું કે જેની સાથે તે અદરાયો હતો પણ જેણી મરણ પામી હતી તેને મલતો આવતો હતો. હવે તે પુરૂષ થોડુંક પછી ધર્મગુરૂ થયો અને પવીત્રપણાં માટે વખણાવા લાગ્યો. ઘણાં વરસો વહી ગયાં પણ એક દીવસે જેવો તે વાયજ કરવા ઉભો કે તેણે તેજ બન્યું કે જે હમણાં એક જુવાન સ્ત્રી થઇ હતી, તેને લોકોની ઠઠમાં બેઠેલી જોઇ અને તે દેખાવે તેનીપર એટલી તો અસર કીધી કે તે મુદલ વાયજ કરી શકયો નહી અને તેથી સાર પછી બધી સ્ત્રીઓને દેવલમાં આવતી વેલાએ બુરખો નાખવાનો હોકમ થયો.

---

**મીસીસ જુલીઆ વોર્ડ હાવ!** જીવતી સ્ત્રી કવીઓમાં સૌથી બુઢી છે. તેણી ૭૫) વરસની છે પણ કવચીતજ ૫૦) વરસના જેટલી લાગે છે. તેણીએ ૬૦) વરસ થયાં કવીતાઓ લખી છે. તેણીની ૭૦) મી વરસગાંઠને દીવસે ઓલીવર વેનડેલ હોમ્સે તેણી માટે કહ્યું હતું કે "આજે તેણી ૭૦) વરસ જુવાન લાગે છે."

---

"તું કેમ ચાલે છે તેની સંભાળ રાખજે, તારા ગરીબ ભાઇનાં પગલાં તારા પગોથી કચડાય નહી તેની સંભાળ રાખજે."—ડાન્ટ.

---

નીચલાં પુસ્તકની પોંહચ માન સહીત સ્વીકારયે છાયે:—
ઘોરપડેની ડાયરી, ૧૮૯૬ ના સાલની, શ્રી શ્રીવાજી છત્રપતીની તસ્વીર સાથનાં પંચાંગ સાથે.

આ "સ્ત્રી મિત્ર" મુંબઇ, કોટમાં, ના૦ ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" આર્ટઇનજીન પરેસમાં પોતાને વાહે ફરામજી કાવસજી મેહેતાએ છાપું છે.

મુંબઇ, મંધરાસ તથા સીલોનના નામદાર ગવરનરોના આસરા હેઠળ.

# ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપનીના

## સીવવાના સાંચા.

અમારા સાંચા ચાલવામાં સેહેલા તથા ઝડપવાળા હોવાને લીધે લોકોમાં એટલાતો પ્રખ્યાત થયા છે કે હાલ લોકો નકલી માલ બનાવવા લાગ્યા છે ને "સીંગર," સીંગર સીસ્તમ, "ઇમ્પ્રુવ્ડ સીંગર" કરી વેચે છે અને તેથી એવા હલકા ને બહારના દેખાવના નકલી માલ પર અંજાઈ જતા ના, કારણકે સંઘળું ચલકે છે તે સોનું હોતું નથી ને જે પહેલાં સોંઘા તે પાછળથી મોંઘા પડે છે.

દરેક સંચાપર અમારો છાપ તથા આખું નામ "ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની" કરી હોય છે.



અમારી હીંદુસ્તાનમા ૮૦ દુકાનો છે ને દરેક જણ ગમે તેવો ગરીબ હોય તોપણ તેને લેવા બની શકે તેમ હપતેથી પણ આપવામાં આવે છે.

સોય, દોરો, તેલ પુરની વગેરે હમેશાં સ્ટોકમાં રાખવામાં આવે છે ને બાનુઓને શીખવવાને માટે માણસ ઘેર મોકળવામાં આવે છે. સીંગરના સાંચામાં અમારો વી. એસ. નામનો સાંચો કુટુંબોને લાયકનો, ચાલવામાં સેહલો તથા હાલની નવી શોધ મુજબની અજાયબતનો છે. સીગરનો દરેક માલ અમારીજ દુકાને મળે છે.

## ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની

નંબર ૫, દેવલનો મોહલો, મુંબઈ.

નવેમબર ૧૮૯૫

પુસ્તક ૭ મું.] [અંક ૯મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સર્વે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ ઑઈલ એન્જીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ, પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉ રૂ ૩;
પોસ્ટેજ ૬ આના.

...ના આસરા હેઠળ.

# ❧ સ્ત્રી મિત્ર. ❧

## ⊰ સાંકળ્યું—નવેમબર ૧૮૯૫ ⊱







# સ્ત્રી મિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. નવેમબર ૧૮૯૫. અંક ૯મો.





## પ્રકરણ ૪૪ મું.

**મરણ પામેલી એમી જીવતી જાગતી જોનને લડાઈનાં મેદાનમાં પાછી મળે છે!**




આપણે આગળ વાંચી ગયાં તેમ જનરલ સ્ટુઅર્ટ તા૦ ૧૪ મી જાનેવારીએ નાઇલ જોવા ઉપડયો, અને જોન પણ તેઓ સાથે ગયો. ગૉકડલથી ઉપડયા બાદ તેઓને રસ્તામાં ઘણીએક મુસીબતો વેઠવી પડી: તડકું અતીસ્ય પડતું હોવાને લીધે ઊંટો દહાડામાં ડજનેક વખત બેસી જાય, અને તેઓને ઉઠાડવાને બહુજ મેહેનત પડતી. જોનની માંદગીમાં ઘણોજ ફેરફાર થયો હતો. એક દીવસે બપોરે ખાનું લેવાનો હોકમ ફોજ તરફથી થયો, અને તે લેવાને જોન ઉતરનાર હતો, એટલાંમાં તે પોતાના નાના અરબી ઘોડાપરથી બેસુદ્ધીમાં તુટી પડયો. જયારે તે સુદ્ધીમાં આવ્યો, ત્યારે તેની પાસે કેટલાએક લશકરી અમલદારોને ઉભેલા જોયા, જેઓ વચ્ચે ફ્રૅંક ડીસપર્ડ પણ હતો. જોનને સુદ્ધીમાં લાવવાને ડાકટરે ઘણાએક ઉપાયો કર્યા હતા અને તે હુશીઆર થયા બાદ તેને ઉભો કરવાને ડાકટરે પોતાની બનતી મેહેનત કરી હતી, અને ફ્રૅંક જોનની પાસે જઇ તેને રમુજ પમાડવા થોડાક બોલો બોલ્યો.

"જોન, તમો ઘોડાપરથી પડી ગયા?"

જોન ધીમેથી હસીને બોલ્યો: "તડકું ઘણુંજ સખત પડે છે, અને મને જરા ચક્કર આવી ગયા, બીજું કાંઈ નથી."

ફ્રૅંક પોતાની ભુરી આંખો જોન તરફ રાખી બોલ્યો: "જોન, તમો ઘણાજ અશક્ત થઇ ગયાછો," અને તે પોતાનાં શરીર તરફ જોઇ મન સાથે પટપટયો: "હું કેવો ખોદાના હોકમથી મજબુત છું? લડાઇમાં આવ્યા બાદ મને કાંઈ થયું નથી, અને હું પુરણ તંદરોસ્ત છું. મારા ધારવા પ્રમાણે જોન ફરી ઇંગલંડ જઇ શકશે નહીં, કેમકે તે બહુજ અશક્ત થઈ ગયો છે."

તે ફરી ઇંગલંડ જઇ શકશે નહીં એ ખ્યાલથીજ તેનું અંતઃકરણ ખુશાલીથી ઉછલી રહયું. જોનની પાસે પડેલી સગડી આગલ બેસતાં ફ્રૅંક બોલ્યો:

"આપણ જયારે આવાં રુણમાં કકળાટ કરતા પડેલા છૈએ ત્યારે કાસ્ટલ હીલમાંનાં માણસો શું કરતાં હશે."

"ખરેખર એ કેવડો મોટો તફાવત છે;" જોને ઉત્તર વાળ્યો."

"મી૦ જોન, હું ધારું છું કે તમો ફરી ડીલફોર્ડ જવા ઇચ્છતા તો હશો."

"મી૦ ડીસપર્ડ, મેં એવું કદી ઇચ્છયું નથી;" કેમકે ફ્રૅંકનાં બોલવાની ઢબ જોન સમજી ગયો કે તે મશ્કરી કરતો હતો.

"નહી, નહી, તમારી એમ બોલવામાં મોટી ભુલ છે. અહીંના કરતાં તે જગા હજાર દરજજે સારી ને સુખદાયક છે અને વળી તમો જોવાને વધુ મોહ પમાડનારી છે."

એવી એની થોડી જોનની મશકરી કરી, તેને સુખ આપવાને બદલે વધારે બેચેનીમાં નાખી ચાલી ગયો.

જોને ધાર્યું કે આ વખત ખાનગી તકરાર કરવાનો નથી, અને ફ્રૅંક જે બોલ્યો તે સૌ સહન કર્યું.

જોન સાથે ફ્રૅંકનો મેલાપ તારીખ ૧૫મી ગુરવારે થયો હતો, અને ૧૬મી ને શુક્રવારે બ્રીટીશ ફોજે આબુકેલાથી થોડે દુર છાવણી કરી. બપોરના બાર વાગતે આરબની ફોજે સ્વારી કરી; અને તેઓનાં અણીદાર હથ્યારે કેટલાક સોલજરોનું ખુન કર્યું; કેટલાકો દુરથી લડાઈ કરવા લાગ્યા; અને સાંજ પડતાં જનરલ સ્ટુઅર્ટે શત્રુઓની છાવણી તપાસી લીધા બાદ એવો ઠરાવ કર્યો કે, કરનલને તથા થોડાક સોલજરોને આખી રાત્ર હથ્યારબંધ પોહોરો કરવા રાખવા! સુર્ય અસ્ત પામ્યો, અને રાત્રનો પડદો જયાં ત્યાં

પંથરાઈ સુકયો. જનરલ સ્ટુઅર્ટે આ પ્રમાણે ફોજનો બચાવ કરવાનો સારો ઠેરાવ કરી સોલજરોને ઘટ્ટ ઝાડી વચ્ચે સંતાઈ રહેવા કહ્યું; સર્વે કોઈ હથ્યારબંધ દીસતાં.

રાત્ર શીહા અંધારી હતી, અને મધ્ય રાત્ર થવા આવી કે સામેવાળાઓના તોપોના તેમજ બ્યુગલ ફુંકવાના અવાજ સંભળાયા. હવે લડાઈ શરૂ કરવાનું બ્યુગલ બ્રીટીશ ફોજ તરફથી થયું, અને તરતજ બધા એકઠા થયા. આ વખત ઘણોજ ગંભીર દીસતો, આવા અફાટ જંગલમાં જયાં જોઇયે ત્યાં માણસો ખીચોખીચ ભરેલાં દીસતાં, અને જોનનું જીગર આથી વધુ ધ્રુજતું હતું. તેને આખા દીવસની હાક લાગી હતી; પણ લડાઇની વેળા તેને નવું જોર આવ્યું હોય, અને ઇશ્વર તરફથી છુપી હીંમત તેને મળી હોય, તેમ તે પણ સર્વેની લગોલગ જઈ ઉભો.

તોપોના અવાજો, તથા મરતાં માણસોની ચીસો જોનના કાનને ફાડી નાખતી હતી. એકથી વધુ વખત સામેની ફોજે રાત્રમાં સ્વારી કરી, અને અજવાળું થતાં સૌ પોતાની સંતાવાની જગ્યામાં નાહસી ગયા. સર સ્ટુઅર્ટની ફોજ પણ પોતાની છાવણી તરફ આવી લાગી.

સહવારનું ઝઝકળું પડતાંજ આખાં મેદાનમાં આરબ લોકનાં મુડદાં દીસ્યાં, અને તેઓનાં ખુલ્લાં તથા જબરાં માથાં સુરજના તડકાથી ચળકાટ મારતાં હતાં.

આ લડાઇ થયા બાદ અગ્યાર વાગે બપોરે જનરલ સ્ટુઅર્ટે નીશ્ચય કર્યો કે સર્વે સોલજરોએ ફોજની ટુકડીએ જવું; એમ કરવાનું કારણ આબુકેલાથી આરબોને નહસાડવાનું હતું. તે ફોજની ટુકડી તરફ જોન પણ સાથેજ ગયો. ફોજના સોલજરો ધીમે ધીમે ચાલવા લાગ્યા. આ દેખાવ ઘણોજ ત્રાસદાયક દીસતો. ડાબી અને જમણી બાજુએ તોપોની ગોળીઓ આવતી, અને ઘણું કરીને લશકરની પાછલી હારને ઘણુંજ જોખમ ભરેલું હતું. તેઓ થોડા આગળ વધ્યા કે દશ અથવા બાર હજાર આરબ લોકો સામે થવા એકઠા થયા. લડાઇ રાતના દશ વાગતે શરૂ થઇ, અને જખમી થયલા માણસોને બાજુ રાખવા કોઇએ દરકાર કરી નહીં. તેઓ જીવનું જોખમ ન ગણકારતાં બહુજ શુરથી લડવા લાગ્યા. આ વેળા જોન તેઓની વચમાં ઉભો હતો, તે સ્થંભ ઉભો રહી લડાઇનો દેખાવ નીહાળતો હતો. તેની પાસે ફક્ત એક નાની બંદુક સિવાય બીજું કંઇ પણ હથ્યાર નહોતું; પણ તેણે એક મુવેલા સોલજરની બંદુકની સંગીન ઉપાડી લીધી; અને થોડા વખતનાં તે પોતે પણ લડવા તૈયાર થયો. આરબ લોકો આમથી તેમ એક હવાનાં તોફાન મીસાલ અંગપર ધસી આવતા. તેઓના હાથમાં અણીદાર ભાળાઓ તથા ખુલ્લી તલવારો દીસતી હતી. સોલજરોની બંદુકોથી, અને તેઓના અણીદાર ભાલાઓથી કેટલાએક માણસોના જીવ ગયા, અને પાછલી સોલજરોની હાર તદન તુટી પડી. તે હારમાંના ઘણાક જખમી થયા, અને એ રીતે એક હાર તદન નાબુદ થઇ ગઇ. આ હાર મધે જનરલ સ્ટુઅર્ટ પણ હતો, અને તેના ઘોડાને બહુજ જખમ થયાથી તે મરી ગયો; તેને પોતાને પણ આરબની ફોજ તરફથી જખમ થયો હતો, તોપણ તે શુરા મર્દે હીંમત હારી નહીં, અને કેમે પણ કરી પાછો હઠયો નહીં. જખમી થયલા માણસો સાથે જોનને પણ આરામ લેવા બાજુ ઉભો કર્યો. તે નજર આજુબાજુ ફેરવી જોતો, અને મુવેલા માણસોનાં લોહી નદી મીસાલ વહેતાં દીસતાં. તે જખમી માણસોમાં, એક જુવાન સોલજર બહુજ કકળાટ કરતો હતો, તે જોઇ જોનને દયા આવી; તે તેની પાસે ગયો, અને તેને પાણી અથવા શું જોઇતું હતું, તે પુછયું. લડાઇના ઘોંઘાટમાં, તથા બંદુકોના કાન ફાડી નાખનારા શોરમાં તેણે કોઇનો અવાજ સાંભળ્યો, અને તે મોટેથી કકળાટ કરી જોનને તેડતો હતો.

"જોન! જોન! મને બંચાવ!"

આ અવાજ જોનની છાતીમાં એક તરવારના ઘા મીસાલ લાગ્યો. તેણે થોડો વખત કાન દઇને સાંભળ્યું, કે તે અવાજ કઈ તરફથી આવતો હતો, અને તેની ખાત્રી થઈ કે તે બુમ પાડનાર સોલજર જોનના પગ પાસેજ પડયો હતો. તે જુવાન છોકરાનો પોશાક કોઇ અમલદારના નોકર જેવો હતો, અને એક નાની તરવાર કમરમાં ખોસેલી હતી. તેનાં માથાંમાં જખમ થયો હતો, અને બીજો ઘા મારવા પાસે એક આરબ ઉભો હતો. જોને પેલા સોલજરની પાસેથી હથ્યાર લઈ પેલા આરબને ગળાંમાંથી કાપી નાખ્યો અને બીજા હાથે પેલા જુવાન છોકરાંને આવી કફોડી અવસ્થામાંથી બાજુ લઈ ગયો.

દશ મીનીટ બાદ આરબની ફોજ અને બ્રીટીશ ફોજ એકમેક થઈ ગઈ, અને તેઓની ફોજમાંનાં ઘણાંક માણસો મરણ પામ્યાથી તેઓએ સલાહનું કાગજ (રોલ) બ્રીટીશ ફોજને આપ્યું, અને આરબ ફોજ નાહસી ગઈ.

જનરલ સ્ટુઅર્ટે પણ આસાએસ લેવા ધાર્યું. આરબ લોક હાર્યા તેની ખુશાલીમાં સર્વે જય જય (હુરા) કરી આનંદથી પોકારો પાડવા લાગ્યા.

આ અરસામાં પેલો જુવાન સોલજર ધ્રુજતો એક બાજુ બેઠો હતો, કે જેનો જીવ જોને બચાવ્યો હતો. તે છોકરાએ જોનને પોતાની પાસેજ રહેવા કહયું હતું. જોને પોતાની બહાદુરીથી તે જુવાનનો જીવ બચાવ્યો હતો, અને તે કોણ હતો તે જોવાને જોનને આ સારી તક મળી હતી. તે જુવાન છોકરાની મોટી ભુરી આંખો ભયથી ઉઘાડી દીસ્તી; અને તેનો ચેહેરો જોતાંજ જોન બહુજ અજબ થવા લાગ્યો. તે શું જોતો હતો, તેનું તેને ભાન રહયું નહી; તે છોકરીનો નાજુક ચેહેરો સુરજના તાપથી શામળો થઈ ગયો હતો, અને તેનાં માથાંપરના ઝીણા ઝીણા બાલ કાપી નાખેલા દીસતા હતા. વળી તેની રેશમ જેવી નાની નાની મુછ, એ સર્વેને જોન ટીકી ટીકીને જોતો. તેનાં માથાંમાં લાગેલા જખમમાંથી લોહી અતીશ્ય વહેતું હતું, અને તે

બંધ કરવા જોને તેનું માથું હાથમાં લીધું, અને તે પર થંડું પાણી રેડવા લાગ્યો. એટલામાં તે જુવાન સોલજર હુશીયાર થયો, અને જોનને જોઈ બોલવા લાગ્યો:

"શું જોન, તમો મને ઓળખતા નથી?"

"તું કોણ છે, હું તુને ઓળખતો નથી," જોન બોલ્યો, "તું કોણ છે; ખુદાને ખાતર મને જલદી જણાવ!"

"હું–હું એમી છું; મેજર ડીસપર્ડે મને બચાવી છે, અને તમને ડરાવવા ખાતર મને આટલાં વરસ સુધી સંતાડી રાખી હતી. અરે! અરે! જોની મને માફ કરો, અને મને તમારા હાથમાં મરવા દો!"

આટલું બોલી તેણી ફરીથી બીકથી ધ્રુજવા લાગી.

"શું તું ખરેખર એમી છે? નહીં, નહીં, એ વાત હું કદી કબુલ કરીશ નહીં, એમી તો આજ ઘણું થયું મરણ પામી છે!"

"જોની, તેણે મને બચાવી છે–મને જીવવવાને કશો આધાર નહોતો, પણ મેજર ડીસપર્ડે મને વહેતાં પાણીમાંથી બહાર ખેંચી કાઢી, અને આજ બે વરસ થયાં હું કાસ્ટલ હીલના તબેલામાં, બેન અને મેજર ફ્રેંક ડીસપર્ડના આશ્રા હેઠળ હતી."

પણ ગરીબ બીચારી એમી આથી વધુ બોલી શકી નહીં; તેણીનાં માથાંમાં ભારી જખમ થયો હતો, અને તેમાંથી લોહી પુશકળ વેહેતું હતું. તેણી આટલું બોલી બેસુદ્ધ થઈ ગઇ. જોને હજી કોઈને પણ તેણીના વિષે જણાવ્યું નહીં; અને પોતે તેણીની વેઠ કરવા પડયો, અને ધાર્યું કે તેણી થોડાજ વખતમાં મરી જશે.

## પ્રકરણ ૪૫ મું.

### આગળો પ્યાર.

બીજે દીવસે સાંજે ફોજની સાથે તેણીને આશુકેલા વેલ્સમાં લઇ ગયા, પણ જોન સિવાય કોઇ જાણતું નહોતું, કે તેણી એક ઓરત છે. જોને તેણીની બનતી મહેનત લીધી, અને રાત દાહડો ઉભે પગે તેણીની ચાકરી કરવા લાગ્યો. હજી એમી બેસુદ્ધીમાંજ પડી હતી; એટલામાં એક નોકરને તેડી રેજીમેંટના ડાકટરપર જોને ચીઠી લખીને તરત તેડાવ્યો.

આ ડાકટર સાથે જોનને થોડાજ દહાડાની ઓળખાણ થઇ હતી, અને તે ડાકટર જલદીથી ત્યાં આવી પુગો. "મી૰ જોન રીડલ, આ જુવાન છોકરા ખાતર તમોએ તમારી જીંદગી અતી જોખમમાં નાખી હતી. ખરું કે?" ડાકટર વેસ્ટર્ને બોલ્યો, જેનો દેખાવ દયાળુ દીસતો હતો.

"મી૰ જોન, તમો એને બરાબર સુવાડો, એને બરાબર તપાસી જોવો જોઇએ, પણ હું ધારું છું કે હવે વધારે વખત જીવવાનો નથી!"

તેણે એમીના કોટનાં બટન કાઢયાં, અને તેણીની દુધ જેવી સફેદ છાતીપરથી ખમીસ એક બાજુ કર્યું, અને ટુક વખતમાં તેણે તેણીની ગુપ્ત વાત જાણી લીધી.

ડાકટર તેણીનાં બટન કાઢતાંજ જોન તરફ ફરીને બોલવા લાગ્યો; જોન ડાકટરની પછવાડે ઉભો હતો.

"આ તો કોઈ જુવાન છોકરી છે?"

"ડાકટર, મેં પણ હમણાજ જાણ્યું, તેણીને હું ઘણા લાંબા વખતથી ઓળખું છું; પણ તેણી લડાઇમાં આવી છે એમ હું બીલકુલ જાણતો નહોતો. મી૰ વેસ્ટર્ન, મહેરબાની કરી એણીની એ વાત મારે ખાતર તદન ખાનગીજ રાખજો." જોને કહયું.

"ગરીબ બીચારીને બહુજ ભારી જખમ થયો છે; મી૰ જોન, અંહી જુવો;" તેણે જોનને દેખાડતાં કહયું. "બંદુકની ગોળી તેણીનાં ખભાંમાં લાગી છે, અને આંખ આમળ વાગ્યું છે." ડાકટર પોતાના ઉપાય અજમાવતાં બોલ્યો, "તેણીની મુછપરથી તેણી છોકરી છે એમ કોઈ પણ સમજી શકે નહીં! ઘણીજ ચતુર છોકરી જણાય છે."

"ડાકટર, તેણી જીવશે કે?" જોન ભારી અવાજે બોલ્યો.

"મારા પ્યારા મીત્ર, હું તે વીશે તુને ખાત્રી કેમ આપું? તેણી પોતાને ઘરે હતે તો કદાચ જીવતે, પણ આવી કોમળ નાર પર શું દુઃખ પડયું હશે કે તેણીએ પોતાનું ઘર તજયું?"

"ત્યારે શું વાહાલી એમી, તું આખરે મરીજ જશે?" જોને તેણીનો નાનો બરફ સરખો હાથ ઉંચકતાં કહયું.

હવે તેણી ધીમે ધીમે સુદ્ધીમાં આવતી ચાલી; અને પોતાની સુંદર મોટી આંખો ઉઘાડી જોન તરફ જોયું.

"મી૰ વેસ્ટર્ન, મેહેરબાની કરી તેણીની ખોટી મુછને મોં પરથી કાઢી નાખો." જોન બોલ્યો, અને ફરી એમી પોતાની સદાની ખુબસુરતીમાં અસલ જેવીજ દીસી.

"મી૰ જોન, તેણી બહુજ ખુબસુરત છે." તે એમી આગળ વાંકો વળી બોલ્યો.

"મારી દીકરી, હાલ તુને શું થાય છે તે મને કહે! અને તારાં મનને શાંત કર, શા માટે ઘભરાય છે?"

"સાહેબ હું–હું હવે વધુ જીવવા માંગતી નથી." તેણી ધીમે અવાજે બોલી, અને જોન તરફ ફરીને કહેવા લાગી:

"જોન, હું મરું ત્યાં સુધી તમો મારી આગળથી ખસતા ના!"

"એમી, હું કદી જઇશ નહીં; હું તુને વચન આપું છું કે હું તુને હવે વીહલી મુકીશ નહીં."

"ત્યારે આખરે હું સુખથી મરીશ." તેણી થોડું હસતું મોં કરી બોલી.

"અરે મારી એમી! મારી વાહાલી એમી, તું તારે હાથે સંકટમાં શા માટે પડી?"

ડાકટરે પોતાના નોકરને તેડીને પોતાનાં કામને લગતો થોડોક સામાન મંગાવ્યો, અને એમીને વાગેલા ઘાપર મ-

લમના પ્લાસ્ટર કરી લગાડીને થોડો વખત રહી તે તંબુ તરફ જવાને તૈયાર થયો; અને જતી વખતે બોલ્યો, "મી૦ જોન, તમને કંઇ પણ મારૂં કામ પડે તો સુખેથી મને બોલાવજો, હું ખુશીથી આવીશ."

આ પછી તે ગયો ને જોન એમીનાં બીછાનાં આગળ ઉભો રહી, તેણી જલદી પાછી પુર્ણ તંદરોસતી ભોગવે એવી દુવા ચાહતો હતો; જોન પાસે આ વેળા કાંઇ ગરમ બીછાનાં યા કપડાં ન હતાં, ને ડાકટરે એમીને ગરમ એ-સમાં લપેટવા સખ્ત હોકમ કીધો હતો. જોનનાં જે કાંઈ ગરમ કપડાં હતાં તે સર્વે છાવણી તરફજ રહયાં હતાં; એટલે જોને કોઇ બીજા પાસેથી થોડા દહાડા ખાતર ગરમ બંડુસ (Blanket) માંગી લીધું, ને તે તેણીના જખમપર લપેટયો, અને તેણી ફરી ઉંઘમાં પડી.

લડાઇમાં કેટલા જણા કપાઈ ગયા છે, અને કેટલાને જખમ થયા છે, તેનો બંદોબસ્ત કરવા જનરલ સ્ટુઅર્ટે ફ્રેંક ડીસપર્ડને મોકલ્યો; તેણે તે કામ ઘણીજ સંભાળથી કીધું, અને સર્વને તપાસતો હતો તેવામાં તેની નજર જોનપર પડી. તેને જોતાંજ ફ્રેંકને હસવું આવ્યું, તેથી તેણે મોહું ફેરવી નાખ્યું. તે એમીને જોવા વાંકો વલ્યો, અને તેણીને રમુજ પમાડવા મશકરીની ઢબે બોલવા માંડયું.

"આખરે તમો બંને જણાં લડાઇનાં મેદાનમાં પાછાં મળયાં કે?"

એમીએ ફ્રેંકનો અવાજ ઓળખ્યો, ને તેણીએ આંખો ઉઘાડી તેની સામું જોયું.

"મી૦ ફ્રેંક, મેં જોનને બધી વાતથી વાકેફ કીધો છે. હવે તે બધું જાણે છે; અને તમોએ મને આટલાં વર્ષ કયાં રાખી હતી તે વીશે મેં જોનને સમજ પાડી છે."

"આ તેણીનું બોલવું સાંભળી ફ્રેંક મોટે મોટે હસવા લાગો. ખરેખર! શું એણે બધું જાણ્યું?" અને તે જોન તરફ ફરયો, જેનો ચેહેરો ગુસ્સાથી સફેદ બન્યો હતો.

"મેજર ડીસપર્ડ, હું તમુને એમ પુછું, કે એમ દગલબાજીથી મને ઠગાવવાની તમારી મતલબ શું?"

"મારી મતલબ, હા! તે હું તમુને સેહેલાઇથી કહીશ, તે કહેવામાં મને કંઇ અડચણ નથી; ને તે શોધી કાઢવાનું ઘણું કઠણ નથી. મી૦ જોન, મારી મતલબ એટલી છે કે, તમુને મારી પીત્રાઇ બેહેન લીલીથી છુટા પાડવા."

"મેજર ડીસપર્ડ, તમો જેવા સારા ગ્રહસ્થને એવું કરવું શોભે નહીં," જોન કઠોર રીતે બોલ્યો. "જો હું એમ જાણતે કે એમી જીવતી છે, તો આજ કેટલું થયું તેણીને મેં મારી મોહોરદાર કીધી હતે. હું તેણીનાં મરણની ખબર સાંભળ્યા બાદ એક દીવસેબી સુખથી બેઠો નથી, તેણી હજી આ દુનિયામાં જીવતી છે, એમ જો હું સાંભળતે તો તેણીને ફરી ભેટવા હું મારો પ્રાણ આપતે; અને તમોએ તેણીને આટલાં વર્ષ સુધી એકાંતમાં રાખી, એ તમો જેવાને એક હીનપસ્તીભર્યું છે."

"શું જોન, તમો એ ખરેખરૂં બોલો છો?" તેણી પોતાનો હાથ જમીનપર ટેકી, જેમ તેમ બીછાનાપરથી માથું ઉચકતાં બોલી.

"એમી, એ તદન ખરૂં છે," જોન ગંભીરાઇથી અને ઉદારતીથી બોલ્યો. "એમી, મારાં માએ પણ મને છેતરયો—હું જયારે માંદો હતો ત્યારે તેણીએ મને કહયું કે તું જીવતી છે—અને હું જયારે તંદરોસ્ત થયો—ત્યારે મેં મારી પેહેલી ફરજ બજાવવા એક ચીઠ્ઠી તારી પર લખી, તારી સાથનાં લગનની માંગણી કીધી હતી."

"ઓ જોન, મને માફ કર, હું હવે વધુ જીવી તમારી મેહેરબાનીનો બદલો વાળી શકતી નથી."

તેણી પોતાના હાથો વડે મોહું ઢાંકી રડવા લાગી; તેણીને વધારે દલગીર કરવી નહી, એમ ધારી જોને તેણીને પટાવી લીધી.

"એમી, તું ચેરી ના થા; તું શું કરવા રડે છે!" જોન સભ્યતાથી બોલ્યો. "પણ એમી, તેં મને ફસાવ્યો છે, એમાં તેં ઘણુંજ નીર્દયપણું વાપરયું છે."

તેણી રડતાં બોલવા લાગી:

"મેજર ડીસપર્ડે મને ડુબતાં બચાવી હતી; અને જેમ તેણે હોકમ કર્યો, તેમ હું તેના હોકમને તાબે થઈ."

આ બે વરસમાં ફ્રેંકે મને એક બેહેન દાખલ રાખી ને મને કશી વાતે દુઃખ દીધું નથી. જોન, તમો આવી દયા મારીપર રાખશો એમ મેં કદીબી ધારયું ન હતું."

આ સઘળો વખત મેજર ડીસપર્ડ તેઓ આગળ ન હતો. પણ જયારે તેણે જોયું કે તેઓની વાત પુરી થઇ રહી છે, ત્યારે તે પાછો એમી આગળ આવ્યો.

ફ્રેંકે લડાઇમાં ઘણીજ ફતેહ મેળવી હતી, તે ઘણી સરસ રીતે અને બાહાદુરીથી લડતો હતો, અને તેની બાહાદુરીથી જનરલ સ્ટુઅર્ટે ખુશી થઇને તેને બહુજ સાબાશી તથા માન આપ્યું હતું. ફ્રેંકને ફકત બે ઠેકાણે જરા જરા જખમ થયો હતો.

જે દીવસે એમીને ભારી જખમ થયો તે દીવસે ફ્રેંકને સ્ટાફ ઓફીસરનું કામ સોંપવામાં આવ્યું હતું; અને ગરીબ એમીને તેના નોકર દાખલ જયાં તે જતો ત્યાં સાથેજ ભટકવું પડતું હતું.

જયારે તે ફરીથી એમીનાં બીછાનાં આગળ આવ્યો, ત્યારે તેને જોતાંજ જોન એમીના બીછાના આગળથી ઉઠી ઉભો થયો, ને તેઓ ત્રણે વચે નીચે મુજબ વાતો થઈ: "સાહેબ? તમો જાણોછો તેમ બ્રીટીશ, લડાઈ તો હવે જરા બંધ પડી છે, એટલે હવે આપણે બંને જણાએ આપણી લડાઇ શરૂ કરવી જોઇએ," ફ્રેંક જોનને કહેવા લાગો.

"તમો એવી રીતે મારી સાથે વરતાછો કે કોઇબી માણસ તમુને દરગુજર અથવા માફ કરશે નહી, પણ આપણું વેર પુરૂં પાડવાનો આ વખત નથી, આપણે હાલ વેહેતાં લોહીમાં પડેલા છીયે."

"મેજર ડીસપર્ડ, હવે આપણાબી હાલ એક બે દીવસમાં એવાજ થશે! (તેણે મુવેલા સોલજરો તરફ આંગળી કરી દેખાડતાં કહયુ.) પણ ડ્રેક, હું તમારી પાસે કંઈ મદદ માગું છું. અને તે એ કે, જો કદાચ હું આ લડાઇમાં કપાઇને મરી જાવું તો તમો આ નીર્દોષ અબલાની સંભાળ લેશો કે?" જોન બોલ્યો.

"તમારે એ વીશે વીનંતી કરવી ન જોઇએ; અલબતાં તેણીની સંભાળ હું જરૂર લઇશ, અને હાલ પણ તેણીની સંભાળ ખાતરજ હું અંહી આવ્યો છું; અને ધારૂં છું કે તેણીના વાંક વીશે તમોએ અત્યાર અગાઉ તેણીને માફી બક્ષી હશે?"

"પણ ડ્રેક, હું તદન અંજાણ્યો છેઉં કે એમાં તેણીનો વાંક છે યા તમારો?"

"મારી મતલબ એટલીજ હતી કે તમુને દરએક રીતે હરકત કરી ચીરડવવા; મારી બેહેન લીલી સાથની તમારી દોસ્તી તોડવી; આટલાં વરસ તેણી મારા હોકમને તાબે થઇ તેનું કારણ કે મેં તેણીને તમારી સાથે ફરી મેળવી આપવાનું વચન આપ્યું હતું." ડ્રેક બોલ્યો.

"ત્યારે શું? તમો તમારી સાથે એમીને વૉરગેન્હ લાવ્યા હતા?" જોને પુછ્યું.

"અલબત! હું તેણીને હમેશાં મારી સાથેજ રાખતો; અને વૉરગેન્હ આવ્યો હતો ત્યારે પણ તેણી મારી સાથેજ હતી. તેણીને મેં મરદના પોશાકમાં મીસીસ બૉલર્સને ત્યાંજ રાખી હતી; અને એમ કરી હું વેર લેતો હતો; સાંભળ્યું મીં જોન?"

"ડ્રેક, એક માણુસને ઘટે નહી એવો નીર્દય કીનો તમોએ મારીપર લીધો છે." જોન બહુજ સખ્ત રીતે બોલ્યો.

"તમોએ લીલી સાથનાં મારાં દરએક સુખનો નાશ કીધો છે, તમોએ મને દુઃખી કરી નવી જંજાળમાં નાખ્યો છે. પણ મેજર ડીસપર્ડ, તમોએ કીધેલી રમત વીશે હું અદેખાઈ કરતો નથી, કેમકે મારે હાથે તમુને કશી ઇજા યા દુઃખ થયું નથી."

"શું ધારે હાથે મને દુઃખ થયું નથી?" ડ્રેક બહુજ ગુસ્સાથી મોટે મોટે બોલવા લાગ્યો, "જેણીને હું સુખી કરનાર હતો, તેણીને તેં મારા હાથમાંથી છીનવી લીધી, અને મારી લીલીનાં ઘરમાં તારો પગ મુકવાને તુને કશો હક ન હતો! તેં આ ગરીબ છોકરીનો નાશ કીધો છે. (તે એમીને દેખાડતાં બોલ્યો) અને મારી પીત્રાઇ બેહેનના પૈસાપર હવે તું ટાંપતો ફરે છે. એ તારો કેવડો મોટો વાંક છે!"

"મારૂં કીધું હું ભોગવી ચુકો છેઉં; અને તે દુઃખો મેં કેવી રીતે ખમ્યાં, તેનો જાણનાર ખોદા સિવાય કોઇ નથી; પણ મારી ભુલનો બદલો હું જલદીથી વાળી આપતે. જો તમો મને જરાબી ઇસારો કરતે કે તેણી જીવતી છે, તો આટલી બધી વાત વધતે નહી." જોન બોલ્યો.

"નહી જોન! હવે હું કદી તમારા બોલવા પર વીશ્વાસ રાખીશ નહી. જાનેવારીની સાંજે મેં જ્યારે તેણીને કાસ્ટલ હીલ પુલ નીચે ડુબતી જોઈ, ત્યારે મેં ધાર્યું કે મારો કીનો લેવાનો વખત આ સેહેલો છે; અને તારી વાતો યાદ આવી, અને વેહેતાં પાણીમાંથી મેં તેણીને તરત બહાર એંચી કહાડી."

"ત્યારે શું! તમો તેણીને કાસ્ટલ હીલમાં લઇ ગયા કે?" જોને પુછ્યું.

"તેણીને પેહેલે બોટ હાઉસમાં હું લઇ ગયો; અને ત્યાર બાદ કાસ્ટલ હીલનાં માણુસો વગેસગે થયાં ત્યારે હું અને એમી કાસ્ટલ હીલના તબેલામાં ગયાં. અને એમીને તબેલામાંજ રાખી. મેં તેણીને પાણીમાંથી બહાર કાડી હતી ત્યારે તેણી અધમુવી જેવી થઈ ગઇ હતી. મેં અને મારા ઘોડાવાલા બેને તેણીને સાવધ કરવા આખી રાત બહુજ મેહેનત લીધી. તેણી જ્યારે હોશીયારીમાં આવી ત્યારે તેણી સુરખ છોડી ફરી ડુબવા તૈયાર થઇ, અને મેં તેણીને બચાવી તે વીશે મને ઠપકા દેવા લાગી. મેં તેણીને ઘણીજ સમજાવીને કહયું, કે જો તું ડાહી થા?"

"કેમ ખરૂં કે, એમી?" ડ્રેક તેણીની આગળ વાંકો વળી બોલ્યો.

"તે વાતની મને યાદ દેવડાવો ના" એમી નીચી નજરે બોલી.

"પણ એમી, હું ખુશી છું કે મારે હાથે તુને આટલાં વરસમાં જરાબી ઇજા થઇ નથી. મીં જોન, જ્યારે તેણીએ સાંભળ્યું કે તમો લડાઇમાં જાવો છો, ત્યારે તેણી પોતાની ખુશીથી મારી સાથે અંહી આવી. ખરેખર તેણીએ ઘણીજ વફાદારી વાપરી છે." ડ્રેક બોલ્યો.

"મેજર ડીસપર્ડ, તમો તેણીને અંહી લાવ્યા તે વીશે તમારો હું અતીસ્ય આભારી છું."

"એક વફાદાર અને વીશ્વાસુ નોકર દાખલ તેણીએ મારી નોકરી બજાવી છે. ગરીબ બીચારી એમી!"

"તુંને અંહી પડેલી જોઈ હું અતીસ્ય દુઃખી છું, અને ખરાં અંતઃકરણથી ઇચ્છું છું કે તું વેહેલી સારી થાય, અને જેમ મેં તુંને વર્ષ સુધી સુખમાં રાખી તેમ હવે પછી તારો જોનબી તુંને રાખે." ડ્રેક દલગીરીથી છુટો પડતાં બોલ્યો.

"મેજર ડીસપર્ડ, જોને મને કબુલાત આપી છે કે તે હવે પછી મારી સંભાળ લેશે." તેણી બોલી.

"પણ ડ્રેક, હું તમારો આભાર કદી ભુલીશ નહી, તેનો બદલો વાળવા હું તદન અશક્ત છું; અને હવે પછી હું જોન સાથેજ રહીશ."

આ સાંભળી ડ્રેકે તેણીનો હાથ શેકહેંડ માટે લીધો, અને બોલ્યો:

"એમી, હું તુંને આ છેલી સલામ કરૂં છું." અને જોન તરફ કરી બોલ્યો "સાહેબ; હું તેણીને તમારે સ્વાધીન કરૂં છું; અને આપણી બેની લડાઇનો નીકાલ હવે જલદીથી કરીશ," એમ બોલી તે બંનેની અજાયબી વચ્ચે ડ્રેક ચાલતો થયો.

ફ્રૅંક ગયા બાદ થોડો વખત રહી એમી બોલવા લાગીઃ

"જોન, ફ્રૅંકે જે તમારી આગળ વાત કીધી છે, તે તદન ખરી છે; તે મારી સાથે હમેશાં ઘણોજ દયાળુ રહેતો–પણ–અરે–હું કેવું ઇચ્છું છું કે તેણુ મને મરવા દીધા હતે તો હું ફરી તમુને સંતાપમાં નાખતે નહી."

"નહી, નહી, વાહાલી એમી, તારાં મરણુની ખબર હવે હું સાંભળવા રાજી નથી; હવે મારે ખાતર તું જીવી મને સુખી કર." એમ બોલતાં જોને તેણીનાં કપાળપરના બાલ સીધા કીધા.

"પણ એમી, તારા લાંબા ભુરા સુંદર બાલ કયાં છે?" જોને પુછયું.

આ સાંભળી તેણી ધીમે ધીમે હસતાં બોલી, કેમકે મોટેથી હસવા યા બોલવા તેણીનામાં તદનં શકતી ન હતી.

"તે બાલ મેં આજ બે વરસ થયાં કાપી નાખ્યા છે, અને તેની નાની ટોપી કરી મારી પાસે રાખી છે." તેણી બોલી.

આ તેણીનું બોલવું સાંભળી જોનને વૅરગ્રેવ્હમાં લીલીને ત્યાંની ચંદ્રની રોશનીવાલી રાત્ર યાદ આવી, જયાં જોને એમીને આબેહુબ છુટા બાલો સાથે ઉભેલી દીઠી હતી, કે જે બાલ ચંદ્રની રોશનીમાં ચાંદી મીસાલ ચળકતા હતા.

## પ્રકરણ ૪૬ મું.

### મેજર ડીસપર્ડની એમી સાથની છેલી મુલાકાત.

જયારે આલુકેલાથી બ્રીટીશ ફતેહની ખબર ઈંગલંડનાં અઠવાડીક વર્તમાન પત્રોમાં બાહેર પડી, ત્યારે કાસ્ટલ હીલ-માંનાં માણુસોપર ભય અને ઈંતેજારીએ ગલબો કર્યો જયારે મુવેલા તથા જખમી થયલા સોલજરો, કેપટન, કરનલ અને મેજરની ટીપમાં ઈંગલંડની વસ્તીએ નામ વાંચ્યાં, ત્યારે કેટલીક સ્ત્રીઓ પોતાના ભરથારનાં મોતની ખબર સાંભળી અતીશ્ય વિલાપ કરતી જણાતી હતી, અને પોતાના ધ્રુજતા હાથમાં પત્ર પકડી ફરી ફરીને વાંચતી, કે રખેને આ ખબર ખોટી હોય! જયારે કેટલીક પોતાના ધણીઓની જખમી થયલી હાલત વાંચીને ઇશ્વર પાસે યારી માંગતી, અને જયારે બચ્ચાંઓ પોતાની માતાઓનાં મોં સામું દઘાઇને જોઇ ચીસો પાડી રડતાં હતાં.

વર્તમાન પત્રોની નોંધ જોવામાં આપણે લીલીને સૌથી પેહેલાં ગુંટાયલી જોઇશું. ખબર વાંચતજ તેણી મીસીસ બૉલર્સની સુવાની ઓરડી (બેડરૂમ) તરફ ધસી ગઇ, જયાં તેણી એક કુશાદે નરમ ગાદીની ખુરસીપર બેસીને ફ્રૅંચ નૉવલ વાંચતી હતી.

"મીસીસ બૉલર્સ, લડાઇની ખબર તમોએ સાંભળી?" લીલી વગર વીચારે બોલી ઉઠી. "ખરેખર, આ વખતની લડાઇ બહુજ ભયાનક થઇ છે."

આ સાંભળતાંજ મીસીસ બૉલર્સ એક ચીસ સમેત એકદમ ઉછાળો મારી ઉભી થઈ, અને તેણીના હાથમાંથી પીળાં પુઠાંની પેલી ચોપડી પડી ગઇ.

"લડાઇની ખબર!" તેણી ફરીથી તેજ બોલો બોલી; અને આ બોલતાં તેણી તદન ફીક્કી પડી ગઇ. "લીલી, તેં શું વાંચ્યું, ભાઇ ફ્રૅંક કેમ છે?"

ફ્રૅંકને જરા જખમ થયા છે,–પણ કંઇ ભય જેવું નથી; મીસીસ બૉલર્સ, એટલી બધી દેહેશત ખાવો ના! પણ–અને–પણ બીજા કોઇનું નામ નથી."

આ "બીજો કોઇ" જોન હતો. તેણી હમેશાં જોન અને ફ્રૅંકનું નામ બહુ સંભાળથી જોતી હતી. ઘણાક શુર મરદોએ પોતાનું સદાનું રહેઠાણુ પહાડોની ખડકાળ જમીન પર કર્યું હતું; તેઓની વીધવાઓની રડાપીત સાંભળી લીલી અતીશ્ય દલગીર થતી; અને વીચાર કરતી કે 'રખેને એવો વખત મારીપર આવે!' તેમજ આરબ લોકના કુટુંબમાં પણ હતું. બ્રીટીશ ફોજ કરતાં આરબની ફોજ વધારે કપાઈ ગઈ હતી. જયારે લીલી મીસીસ બૉલર્સ પાસે બેસી વાંચવા લાગી, ત્યારે તેણીની આંખોમાંથી પણ આંસુઓ પડવા લાગ્યાં. તેણીએ લીલીના હાથમાંથી ન્યુસપેપર ઝુંટાવી લીધું, અને મુવેલાં માણુસોની ટીપ ફરી ફરીને વાંચવા લાગી; અને તેમાં જોકે તેણીના બીજા મીત્રો પણ હતા, તોબી તેણીએ તેઓની દરકાર કરી નહીં. ફ્રૅંકને એક નજીવો જખમ થયો હતો, તોપણુ તેણીના મનથી તે એક મોટો હતો. તેણી ફ્રૅંકને સદાના એક ખરા ભાઇ તરીકેના પ્યારથી ચાહતી હતી. અફસોસ! બીચારી મીસીસ બૉલર્સ!! તેણીનું કોઇ સગું નહોતું, અને જયારે તેણીએ ફ્રૅંકને પોતાનો એક ખરો ભાઇજ કરી લીધો, ત્યારે વળી આં નવી મોહોકાણુ તેણીને આવી નડી, અને તેનું સુખ જોવાને પણ તેણી ભાગ્યશાળી નથી, એવું વાંચનાર આગળ જોશે. તેનું નામ વાંચતાં તેણીની આંખોમાંથી આંસુઓનો વરસાદ વરસ્તો હતો અને કહેતી "વાહાલા, સદાના વાહાલા ભાઈ ફ્રૅંક, તું શું અહીં પાછો નહીં આવી શકે? શું તું તારી કમનસીબ બેહેનને ફરી નહીં મળી શકે?"

લીલીને પણ કંઇ ઓછું દુઃખ લાગતું નહોતું; પણ મીસીસ બૉલર્સની દેવાની જેવી હાલત જોઇ તેણી વધારે ધભરાઇ, અને ત્યાંથી ઉઠી તેણીને સમજાવવા લાગી; પણ મીસીસ બૉલર્સ પાછી રડતાં બોલી.

"લીલી, તેના જખમની વાત મારેથી સંભળાઈ શકાતી નથી, જો–કશું ફ્રૅંકને થશે તો હું પણ તેનીજ પછવાડે મરી જઇશ, પછી—મારેથી રહેવાશે નહીં."

આ કાન ફાડી નાખનારા બોલો લીલીએ અતી દલગીરીથી સાંભળ્યા, અને હજી પણ મીસીસ બૉલર્સ કંઇ બોલવા જતી હતી, તેટલામાં લીલી પોતાના ઓરડામાં ગઈ, અને આંસુઓની ધાર ખેરવીને, પછી જાણે કંઇ યાદ આવયું હોય તેમ ગુંહણીએ પડી, અને ઇશ્વર પાસે ફ્રૅંકને સહાય થવાને એક ટુંક બંદગી કરી.

પણ આ પછીના કેટલાક દીવસો કાસ્ટલ હીલમાં બહુજ દુઃખદાયક પસાર થયા. હવે જનરલ સ્ટુઅર્ટની ફોજ આલુ-

કેલાથી નાઈલ જવા ઉપડી. તે ફોજ બહુજ બેજાર થયલી, તો પણ જય પામેલી હતી.

બીજા હાથપર ગરીબ બીચારી એથ અતીશય દુઃખથી પીડાતી પડી હતી. તેણીનું દુઃખ તથા સંભાળ લેતાં મીસીસ રીડલ ઘણીજ લેવાઇ ગઈ હતી, તો પણ તેણી પોતાનાં વાહાલાં ફરજંદ વીશે બહુજ આતુર દીસતી. આ સઘળી બીના લીલી મી૦ રેકટર તરફથી સાંભળતી હતી; જે દરરોજ એથની તંદરોસ્તીના સારા સમાચાર પુછવા, તથા મીસીસ રીડલને મદદ કરવા જતો હતો.

હવે લીલીથી વધુ વાર તામોશ થઈ શકયું નહી, અને તેણીએ મીસીસ રીડલનાં દુઃખમાં ભાગ લેવાને તથા જેટલી પોતાથી એથની બરદાસ્ત થાય તેટલી કરવાને પક્કો ઠેરાવ કીધો.

આ લીલીનું કરવું ખુદરતી હતું, ખુદરતી રીતેજ તેણીની સંભાળ, માયા, તથા ધાસ્તી એથ તરફ ખેંચાતી હતી, અને આ ખુદરતી ભેદે તેણીને એથ પાસે જવાને માટે ઉશકેરી. તેણીએ આ પોતાનું મત મી૦ રેકટરને દરશાવ્યું, જયારે તેણીની આંખ્યો એહેસાનથી ખીલી નીકળી.

"પણ મીસ ચૅામ્સ, તમે ઘણાં આગળ જતાં ના! તમારા આવવાની ખબર સાંભળી એથ બહુજ ખુશ થશે."

અને લીલી તરતજ ડીલફોર્ડમાં જઈ પોંહતી.

ખરેખર લીલીને જોઇ એથ બહુજ સંતોશ પામી તે નીર્દોશ અબળા તેણીને જોઇ હસી પડી, અને પોતાના ખોખરા અવાજે પોતાના ભાઇ જોનની ખબર પુછી. લીલીને જોનની કશી ખબર મલી ન હતી, તો પણ આ બોલ સાંભળતાંજ તેણીની જોન તરફની ધાસ્તી વધારે વધી, પણ તે દરદીના ઓરડામાં કોઇબી રીતે તેણીએ ફીકર બતલાવી નહી, અને તેણીને રીઝવવા હરએક ઉપાયો યોજવા લાગી.

પણ લીલીની ફ્રૅંક તથા જોન તરફની ધાસ્તી વધુ અને વધુ વધી ગઇ, કેમકે ગામમાં ઘણીએક તરેહની વાતો તે ફોજ માટે થતી હતી, અને લીલીનાં દુઃખમાં બીજાંઓ ધાસ્તી આપી વધારો કરતાં જતાં હતાં. કોઇ કહેતું કે 'સર જનેરલ સ્ટુઅર્ટની ફોજ ગુમ થઇ ગઇ છે, બીજા કહેતાં કે નાઇલ નદીપરથી આગબોટ પસાર થતાં ભાગી ગઇ છે, અને આખી ફોજ ડુબી ગઈ' વગેરે, વગેરે.

જાનેવારીની ૨૯મી તારીખ સુધી તેણીને જનરલ સર સ્ટુઅર્ટની ફોજની કશી ખબર મલી નહી, પણ તારીખ ૩૦ મી જાનેવારીએ મી૦ રેકટર પોતાના હાથમાં તેઓની ખબરનું ન્યુસ લઇને કાસ્ટલ હીલમાં લીલીને ત્યાં આવ્યો, અને આ વેળા તેનો ચેહેરો તદન ફીક્કો દીસતો હતો.

તા૦ ૨૯મી જાનેવારીએ બપોરના બાર વાગતાં સ્ટુઅર્ટની ફોજપર તેઓના શત્રુએ હુમલો કીધો, જેમાં શુરો જનરલ સ્ટુઅર્ટ પોતે બહુંજ મરણતોલ જખમી થયો. સાંજ પડતાં તેજ દીવસે હજારો સોલજરોમાં કોઇ જખમી, તો કેટલાંએક મુવેલાં મેદાનમાં પડયાં હતાં, અને તે નીરદય શત્રુઓ ગજબ કરતા મુવેલા સોલજરોપર ઘોડા કુદાવતા જતા. જનરલ સર સ્ટુઅર્ટ પોતે જખમી થયલો એક બાજુ પડયો પડયો શત્રુઓનો આ દેખાવ જોતો હતો, તેના હજારો મુવેલા સોલજરો, અને હજારો જખમી થયલાંઓને જોઇ તથા તેઓનો કકળાટ સાંભળી બહુજ દુઃખી થતો હતો.

મી૦ રેકટરે આ વાત ખેંચાતી જબાને લીલીને કહી, અને જેવી લીલીએ એ વાત સાંભળી, કે તરતજ તેણીના ચેહેરાનું નુર ઉડી ગયું, અને ફીક્કે ચેહેરે એક ખુરસીપર બેસી ગઇ, અને તેને પુછવા લાગી.

"મી૦ રેકટર, મારે વીશે તમો કંઇ ચીંતા કરો ના; જે ખરૂં હોય તે મને કહો, શું જોનને કશું—" પણ મી૦ રેકટરે તેણીને વધુ બોલતાં અટકાવી. "મીસ લીલી, તેઓનું નામ અંહી આપ્યું નથી." મી૦ રેકટરે બહુજ માયાથી કહયું, "પણ મને કહેવાને દલગીરી પેદા થાય છે કે તમારા પીત્રાઇ—મેજર ડીસપર્ડ અતીસ્ય ઘાયલ થયા છે."
આ સાંભળી લીલી રડવા લાગી, અને બોલી: "અરે! વાહલા ભાઇ ફ્રૅંક, મારા વાહાલા ભાઈ, શું તું ફરી કાસ્ટલ હીલમાં આવનાર નથી?" અને તેણીને ફ્રૅંકના છેલ્લા બોલો યાદ આવ્યા.

"તેણે મને આગળથીજ કહયું હતું કે હું ફરી કાસ્ટલ હીલમાં આવવા પામીશ નહી!"

"નહી, નહી, મીસ ચૅામ્સ, તમારે હીમત હારવી નહી, ફ્રૅંકને તો સેહેજ જખમ થયલો છે. તમો મારી સાથે કાસ્ટલ હીલમાં પાછા ચાલો, કેમકે મીસીસ બૉલર્સ ઘણુંજ માંદાં છે." મી૦ રેકટર સભ્યતાથી બોલ્યો.

"શું! તેઓએ ફ્રૅંક વીશે સાંભળ્યું?"

"હં? હું દલગીર છું કે મેંજ એમને ભુલમાં કહી દીધું." રેકટરે કહયું.

"આ દુનિયામાં પ્રીતી અજબ ચીજ છે, અને તમો જાણો છો તેમ તેણી ફ્રૅંકને પોતાના ભાઈ દાખલ ગણતી," એમ બોલી તેણી રડી પડી.

"પણ મી૦ રેકટર, જરા થોભો, હું તમારી સાથેજ કાસ્ટલ હીલમાં આવું છું." થોડા વખતમાં તેઓ ઘર જઇ પોંહતાં.

[ સાંધણ છે ] ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.

---

એક જુવાન સ્ત્રી જેણીનું નામ એલ. એલ. નોક્ષ છે અને મોનતાનામાં બેરીસ્ટરનો ધંધો કરે છે, તેણીએ હમણા એક અજબ જેવી જીત મેળવી છે. કોઈ ખાણ ખોદનારી કંપનીઓ વચ્ચે બે વરસો થયાં એક લાંબો કજીઓ ચાલતો હતો જેમાં બંને બાજુ પુષકળ ખરચ અને ચીંતામાં પડી હતી. મીસ નોક્ષની સલાહ લેવામાં આવતાં તેણીએ કાંઈ એવી સલાહ આપી કે જે બંને બાજુએ તુરતજ કબુલ કીધી અને કજીઆનો સમાધાનીથી છેડો આવ્યો. તે હુશયાર બાનુંને તેણીની ફી માટે ૧૦,૦૦૦ ડાલર મળ્યા.



# ૧૮૫૭ ના બળવાની એક વાર્તા.

"બેહેન બેલ—કાંઈ નહી, હું આવું છું હં: હું બરાબર છેઉં." જ્યારે તેઓ તેને મદદ કરવાની કોશેશ કરતાં ત્યારે તે હીમતથી બોલતો. પણ દીન ઉગતાં તે છોકરીઓએ જોયું કે ઘણી દુઃખભરી રીતે તે બાળક લંગડાતું હતું. તેઓએ તેના પગો જોયા તો તે પર ઘણી ખરાબ રીતે છામરા પડ્યા હતા અને લોહી નીકળતું હતું; તે બાપડું બાળક દરેક પગલું મહા દુઃખથી ઊંચકતું હોવું જોઇયે. આ પેહેલીજ વાર તે બંને છોકરીઓએ રડવા માંડયું, અને પોતાના નરમ મજલીનના પોશાકો ફાડી તેના પગ પર પાટા બાંધ્યા. ત્યાર પછી તેને પટાવી પેલી તોપલીમાંથી થોડો ખોરાક ખવાડ્યો.

"કાંઇ નહી, મેહેરબાની થઈ, પણ મને ભુખ નથી લાગી." તે પોતાનાં દુઃખ વચ્ચે હસીને તેઓની પટામણીનો જવાબ આપતો. પણ તેઓને દુઃખી કરવાના કરતાં તેના હોઠ આગળ ધરેલો થોડો ખોરાક ગળવાની ઘણી તજવીજ કીધી, પણ ફોકટ—તેનું ગળું તરસથી સુકું થઈ જઈ આતસથી હોય તેમ બળી જતું હતું.

તેને આસાએસ આપવા તેઓ થોભ્યાં નહી. જો તેનેથી ચાલી શકાય નહી તો તેઓએ તેને ઊંચકીને લઇ જવો જોઇએ, પણ તેમ તો તે કરવા દેતો ન હતો, અને બનતું કરી તેઓની આગળ આગળ લંગડાતો ચાલતો હતો; વળી જો પાછલ પડી જતો તો હમેશાં તેનો જવાબ હાજર હતો—

"હું આવુંછ હં—બરાબર છેઉં, બેહન બેલ."

"તું ધારે છે કે આપણે કદીબી ત્યાં જઇ પુગશું ?" ઇસાબેલે પુછ્યું. "હું નહી ધારતી કે હવે મારેથી વધારે હાક ખમાય—અને ચારલી—"

છોકરીઓએ પછવાડે ફરી તેની તરફ જોયું—તેના ફીક્કા ચેહરા, તેની ઝાંખી આંખો અને તેની આસપાસ પડેલાં કાળાં ચકરડાં તરફ જોયું, અને કાંઇ પણ બોલવાની હીમત કીધી નહી.

જેમ જેમ દીવસ વધતો ગયો તેમ તેમ ન ખમાય તેવો તાપ પડતો ગયો. ઝાડનાં પાતરાંઓ ઝુલાઇ પડતાં હતાં, કારણ કે એક મોટાં તોફાનની આગમજ જેવી ગરમી પડે છે તેવી તે ગરમી હતી. ટેકડીઓ પર ગગડાટના મોટા અવાજો થતા હતા. વળી આ બયાનક કલાકોની ધાસ્તી પક્ષીઓની ચીચારી અને જંગલનાં હેવાનોની બુમોથી વધતી હતી. એલીસ, જેને અસલથીજ તોફાનની ઘણી ધાસ્તી હતી, તેણી ટેકડીની અણીપર શાંતીથી ઉભી રહી કાળી રાતનાં ટેકડીપરથી ધસડાઇ આવતાં તોફાની વાદળાંઓને નીહાળતી હતી.

"ચાલ," ઇસાબેલ બોલી, "આપણને છાંયો લેવા પણ થોભવાની હીમત થઈ શકતી નથી. દુશમનો આપણી પુઠે આવશે, જંગલમાંનાં જંગલી હેવાનો બહાર આવશે, અને ગગડાટ સાથનું તોફાન જલદીથી આપણને પકડશે. ઓ ખોદા, અમારો મદદગાર થજે! આપણે કદીબી નાઇની-તાલ જઈ પુગશું કે?"

"ચાલ ચારલી! વાહલા નાના દીકરા, આપણને આગળ ચાલવુંજ જોઇએ" એલીસ માયાથી પતાવીને બોલી.

તે હીમતવાન બચ્ચાંએ ઉઠવાની કોશેશ કીધી, ફરીથી એક વાર તજવીજ કીધી, પણ ફોકટ. તેનું માથું ફરતું હતું અને તેની આંખે અંધારાં આવતાં હતાં. ફોકટમાં તે પોતાની ઝાંખી આંખોને કપડાં વતી લુછતો હતો.

"નહી ચલાતું, બેહેન બેલ," અંતે ઘણી તજવીજ કરવા છતાં નહી ઉઠી શકાયાથી તે બોલ્યો.

"કદાચ એ કાંઈ ખાઈ શકે તો ઉઠાય." તે વાહલાં બાળક આગળ ગુંઠણ મંડીએ બેસીને એલીસ બોલી. તેઓના કહેવાથી તેણે ખાવાની ફરીથી કોશેશ કીધી, અને તેઓના ચીંતાતુર ચેહરા તરફ જોઈ હસીને ખુશ અવાજે બોલ્યો. "હું હવે તદન સારીકાની છેઉં." તેણે તેઓને પોતાને ઉચકવા દીધો નહી. તે ચાલવા માંગતો હતો, અને ખડકવાલા રસ્તા પર થોડાં પગલાં હીમતથી ભરયાં. ત્યાર પછી તે ઘભરાઈ ગયો હોય તેમ દેખાયો. આસપાસ જોયું અને છોકરીઓ તરફ ફરી હસ્યો, અને પોતાના હાથો લાંબા કીધા. ઇસાબેલ જેવી તેને પકડવા ગઈ કે ઘણાં જોરથી તે નીચે પડયો. તેણીએ તેને જમીનપર સુવાડયો, કે જયાં તે હાથ પગ હીલવી શક્યો નહી, અથવા તો હીલવવા છતાં જવાબ દીધો નહી. જાણે ભર ઉંઘમાં પડયો હોય તેમ લાગતો હતો.

"એ ઘણો થાકી ગયો છે," એલીસ ડચકાં ખાવા લાગી અને તેના હાથો મસળીને ગરમ કરવા માંડયા. "ચાલ, આપણે એને ઊંઘાયલોજ ઊંચકી જઇએ. મારી ખાત્રી છે કે એકબી બીજું પગલું એનાથી ભરી શકાશે નહી."

ઇસાબેલ ઉઠી ઉભી થઇ, પણ ચારલીનો બોજો, તેનેથી ઊંચકાઇ શકાયો નહી, અને હાકથી તેણીના હાથ પગ એટલા તો ધ્રુજવા લાગ્યા કે મુશકેલીએ તેણી પગલું ભરી શકી.

તોફાન હીમાલય પર્વતપર શરૂ થયું હતું; પેહલાં તો પવન જોરમાં ફુકવા લાગ્યો, તેના સુસવાટ અને ગાજવીજથી જંગલ ગાજી રહયું. પછી કરાં અને વરસાદ જોશબંધ પડવા લાગ્યો.

ઇસાબેલે તેણીના નાના ભાઇને પોતાનાં કપડાંમાં વીટાલ્યો, પણ તેના સુંદર સોનેરી બાલનાં ગુછલાં પાણીથી ભીંજાઈ ગયાં હતાં. અત્યંત ગરમીને બદલે ઠંડો પવન ફુકવા લાગ્યો, જેથી તે ગરીબ છોકરીઓ તેઓનાં પાતળાં કપડાંમાં ધ્રુજવા લાગી; પણ ચારલીપર આ ફેરફારની કાંઇજ અસર થઇ નહી. તે હીલ્યા ચીલ્યા વીના પડી રહયો,

અને ઇસાબેલે એલીસને કાલાવાલા કીધા કે તેણીનાં દીલપરનું કાંઇ કપડું કહાડી તેને ઓઢાડે, કારણ તે ઘણો ઘણોજ થંડો થઇ ગયો હતો.

તેઓ ઘસડાતાં ઘસડાતાં રસ્તાપર ગયાં. તેઓનું દીલ ઠાક અને ધાસ્તીથી તદન સુન મારી ગયું હતું. ત્યાર પછી અસંત ધાસ્તી વચ્ચે તેઓએ કોઇનાં પુઠે આવતાં પગલાંનો અવાજ સાંભલ્યો. તેઓ પોતાની બંદુકો બહાર કહાડે યા નાહસવાનો વીચાર કરે તે આગમજ તો તેઓને ઘેરી લેવામાં આવ્યાં. એક પળ વાર સુધી તેઓ એટલાં તો અંધારાંમાં પડયાં કે તેઓએ માન્યું કે તેઓ દુશમેનોના હાથમાં આવી પડયાં હતાં; પણ એક પળ વારજ, અને પછી ઇસાબેલ તેના વાહલા ભાઇને પોતાની છાતી સાથે વળગાવેલો લઇ "અરે બાવાજી, અરે બાવાજી!" કરી બુમ પાડતી જમીનપર પડી.

તે ખરેખર કેપટન એલવીન તેવણુનાં લશકરની ટુકડી સાથે હતા; અને આવી ભયાનક ધાસ્તીમાં પોતાનાં વાહલાંઓને સલામત જોઈ તેવણુ એક પણ શબ્દ ઓચરી શકયા નહી.

"ચારલી કયાં છે, એને મને આપ," તેવણે કહયું, અને એલીસે તેની સઘળી હીમતભરી વર્તણુકનો હેવાલ કહયો.

"પણ અંતે તેનેથી ચાલી શકાયું નહી અને મને તેને ઉચકીને ચાલવો પડયો. તે એટલો તો ભર ઊંઘમાં પડયો છે કે એકબી વખત જાગ્યો નથી, અને ઘણોજ થંડો થઈ ગયો છે; ગરીબ બીચારો! અમે એને ગરમ રાખવા ઘણું કીધું, પણ અમારાં પોતાનાંજ કપડાં એટલાં તો પતળાં છે."

"મને એને જોવા દે," ડાકટર પ્રીચરડ જેવણુ પણ તેઓ વચ્ચે હતા, તેવણુ બહાર નીકળી આવી બોલ્યા, "એલવીન તું ખીસ."

તેવણે તેનાં સુનેરી બાલનાં ગુચ્છાં જેણે તે બાળકના ફીક્કા-ચેહરાને અરધો ઢાંકી નાખ્યો હતો, તે ખીસાડયાં; ત્યાર પછી તેવણુ ઉભા થયા અને તે સીપાઇઓ તરફ નજર કીધી, કે જેઓ તે બાળક જે તેઓની રીજમીટની મગરૂરી હતી, તેની આસપાસ એકઠા થયા હતા. તેઓમાં એકબી જણુની આંખો આંસુ વીનાની ન હતી, કારણ કે હવે તેઓએ સઘળું જાણ્યું. ઇસાબેલના હાથમાં પેહલેથીજ તે બાળકને થંભ પડેલું જોઇને તેઓને લાગ્યું હતું કે જે બચ્ચું આવી રીતે ઊંઘમાં પડયું હતું, તે હવે કદીબી ફરીથી ઉઠનાર નથી.

"દોસ્તો, તે પોતાની ફરજ બજાવતાં મરણ પામ્યું છે!" તે સીપાઇઓના દયાવંત ચેહરા તરફથી જોઇ કેપટન એલવીન હીમતથી બોલ્યા, ત્યાર પછી તેવણુ રડી પડયા, અને વાંકા વળી તે ગરીબ નાનાં ઊંઘતાં બાળકને પોતાના હાથમાં લઇ નાઇનીતાળમાં તેની છેલ્લી આરામગાહની જગાએ લઈ ગયા. અફસોસ! તે ૧૮૫૭ નાં ભયંકર વરસમાં ઘણાક તુટેલાં દીલના બાપોમાંના એક તેવણુ હતા.

ખોરશેદ.



# સ્ત્રીની મિત્રાચારી.

## પ્રકરણ ૧૦ મું.

### જુદાઈ-વાદળું એકઠું થાય છે-એક યાદ રાખવા લાયક ગુણ.




હયા માણુસોની કેહેવત "નજીવી ચીજોથી માણુસની જીંદગી ભરાય છે" તે યાદ રાખીને કદાચ હમે આપણી વાર્તાના પેહલા ભાગ આગળ ઘણો લાંબો વખત સુધી થોભ્યાં છીયે; એવી આશામાં કે, હમારાં વાંચનારાંઓને આપણી વાર્તાની જુવાન નાયકાની ખાશીયત માટે તર્ક કરવાને બની આવે, કે જેણી પુર જુવાનીમાં આવે તે અગાઉ તો જુદા જુદા દેખાવોમાં રજુ થનાર છે.

ફ્લોરન્સ જાણુતી હતી કે તેણીનું સંપુર્ણ સુખ ઘેરાયા વિના રહેનાર નથી, અને તેણીએ પોતાનો ખુદ રતી બીન સ્વાર્થી સ્વભાવ આગળ પાડી પોતાના દલગીરીના જુસ્સાને શાંત પાડવાની તજવીજ કરી. બે મહીનામાં લોર્ડ મેલફર્ડનું કુટુંબ 'સેન્ત જોન્સ' છોડી જનાર હતાં, જે જોકે દુઃખ ભરેલું હતું, તોબી લેડી આઇદા વીલીયરસની લોર્ડ એદજમીયરનાં કુટુંબ સાથની એપ્રેલમાં થનારી રવાનગી સાથ તે બીસાદમાં ન હતું.

"યાદ રાખજે, ફ્લોરન્સ, જો કદીબી તુંને મારી ગરજ પડે, જો મારી મીત્રાચારી કે સત્તાની અગત્ય તુંને લાગે, તો કાંઇબી વાંધા વિના મારી ઉપર લખજે," લેડી આઇદા છુટી પડતી વખતે એવાં તો ખરાં દીલથી કહી ગઇ હતી કે ફ્લોરન્સ તે કદીબી ભુલી ગઈ ન હતી. "તું ઘણી જુવાન છે, પણ તારા જેવી માતા સાથે વસવાથી તારા ગુણો બદલાશે નહીં, અને જો ફ્લોરન્સ લેસ્લીને હું છોડી જાઉંછુ, તેણીનેજ જો હું પાછી મળીશ, તો વિશ્વાસ રાખજે કે લોકો ગમે એટલું કાંય નહીં બોલે કે આપણી ચઢતી ઉતરતી પદ્વી આપણાં વચ્ચે નહીં પસાર થાય એવો માર્ગ મુકે છે, તોબી તું તો મને હમણુંના જેવીજ જોશે."

ફ્લોરન્સે હસવાની કોશેશ કીધી, પણ સઘળું ફોકટ.

લેડી આઇદા ગઈ હતી—અરે! શું કામ? શું મજાહ? કેટલો વખત સુધી કેવું દલગીરી ભર્યું અને એકાંત લાગતું હતું! પણ તેણીનું સુખ હવે શરૂ થયું હતું, અને જોકે

જ્યારે ફ્લોરન્સે તેણીની તરફથી થોડીક લાઇનો મેળવી, કે જેમાં લખ્યું હતું કે તેણી ઈંગલંડ છોડીને થોડાંક અઠવાડીયાંમાં ઇટલી જનાર હતી, ત્યારે તેમની વચે આવેલો દરીયો અને માઇલો સુધીની જમીને તેણીનાં દીલ ઉપર બોજો મુકયો હતો; તોબી જેને લેડી આઇદા ઘણાં વાહલથી ચાહતી હતી, તેની સાથે તેણી ખરેખર સુખી થશે એ ખ્યાલ ખરેખર તેણીને ખુશી કરતો હતો.

એમીલી મેલફર્ડ તેણી ઉપર વારંવાર કાગળો લખતી હતી, તે ઉપરથી તેમની દરીયાઈ સફર અને તેનો ખુશાલ છેડો, વળી લોર્ડ સેન્ત મોરનાં તેણી સાથનાં લગ્ન અને રોમની પડોશમાં એક સુંદર બંગલામાં થોડાંક વર્ષો લાગત વસવાનો તેમનો નક્કી ઠેરાવ, એ સઘળું તેણીએ જાણ્યું હતું.

લેડી આઇદાએ દેવનશાયર છોડવા પછી ફ્લોરન્સ લેસ્લીની સંસારી જીંદગીમાં થયલા કેટલાક ફેરફારો અત્રે કહેવા જોઇયે. હમે કહી ગયાં છીયે કે મી૦ લેસ્લી કાંઈ તવંગર ન હતો. ખરૂં જોતાં તો તેનું ખાનદાન અને પદ્ધી તરફ નજર કરતાં તે ગરીબ હતો.

લેડી આઇદા દેવનશાયર આવી તેની થોડાક માસ આગમજ, એક લાંબો વખત સુધી પડી રહેલા કોર્ટના કજ્યા તરફ મી૦ લેસ્લીના એક મિત્રે તેનું ધ્યાન ખેંચ્યું હતું, કે જે મી૦ લેસ્લીના બપાવાએ એક મીલકતનો કબજો લેવા માંડયો હતો, કે જે માટે એવું ધારવામાં આવતું હતું કે કોઈ ઉભા થયલા વારસ અને તેના વકીલના દાવપેચને લીધે તેમને મળી શકી ન હતી. પેહલું મંડાણ કીધા પછી વીલીયમ લેસ્લી મરણ પામ્યો હતો. તેનો દીકરો પોતાની આવક ઉપર સંતોષી રહી પોતાના દીકરાને ઘણી નહીં તોબી થોડીક દોલત આપી મરણ પામ્યો હતો. હાલનો મી૦ લેસ્લી ધંધામાં એટલો નશીબવંત નહીં નીવડયો હતો, માટે પોતાની બાયડીની ઇચ્છાને વશ થઈ વાલ્ટર મોટો થાય અને લંડનમાં રહેવાની ફરજ પડે તેટલાં કરકસરથી પોતાનું ગુજરાન કરવાને તેઓ દેવનશાયરમાં આવી રહયાં હતાં.

તેણે પોતાના બાપને એક મીલકત માટે બોલતાં સાંભળ્યો હતો, કે જે તેમની થવી જોઇતી હતી. પણ આપણી વાર્તાની શરૂઆતની થોડા વખત આગમજજ તેણે તે વાત ઉપર ધ્યાન આપ્યું હતું.

તે મીલકત હવે ફરીથી નધણીયાતી થઈ પડી હતી, માટે મી૦ લેસ્લીના ઘણાએક જુના મીત્રોએ તેનો દાવો રજુ કરવાને ભલામણ કરી. પોતાનાં બાળકોના લાભ અર્થે આ જોખમમાં પડવાનું તેણે વાજબી ધારી આ કામ માથે ઉઠાવવાને ધારાના હીમાયતીની મદદ લીધી. મીસીસ લેસ્લીએ તેને આ દાવાથી હાથ ઉઠાવવાને ફોકટમાં અરજ કરી. પેહલા કજ્યાનાં કાગળો વાંચવાથી તેણીની ખાતરી થઈ હતી કે તેમનો દાવો પુરવાર કરવાની મજબુત સાબેતીઓ નહીં હતી. આ કજ્યો ચલાવવા માટે જોઇતા ખરચની તેણીએ તેને યાદ આપી, તેણીએ પોતાની ચાલતી હાલત ઉપર સંતોષ પકડવા તેને આજીજી કરી. તેમને ફક્ત થોડાંક વર્ષો કરકસર કરવાનીજ જરૂર હતી; અને ત્યાર પછી તેમની દીકરીઓ અને વાલ્ટર માટે પુરતું રહેશે, એવું એવું ઘણું કહયું; પણ વચે પડનારાંઓની ખોટી ઉલટને ખાતર તેણે તેણીનાં મતને સ્વીકાર્યું નહી. તે પોતાની દીકરીઓ કરતાં વાલ્ટરને ખાતર પૈસાદાર થવા માંગતો હતો, કે જેથી તેની કાબેલ્યત ઢંકાઈ રહે નહીં. મીસીસ લેસ્લીએ તે પણ યાદ દેવાડયું કે એમ કરવાથી વાલ્ટરના લાભો કદાચ કચડાઇ જવાનો વધુ સંભવ હતો. પણ મી૦ લેસ્લીને હારવાનો તો સ્વપ્નેબી ખ્યાલ હતોજ નહીં. તે પોતાના દાવા માટે એટલો મુશતાક હતો કે તેણીની સઘળી ફીકરોને તેણે હસી કહાડી.

આપણી વાર્તાની સમજ આપવા માટે આટલું લખ્યા પછી આપણી વાર્તાની નાયકાની જીંદગીમાં થોડાંક વધુ વર્ષ મુકી તેણી તરફ નજર કર્યે.

સતર વર્ષની વયે ઉમદા સદગુણોવાળી બનવાનું જે વચન તેણીએ આપ્યું હતું તેમાં પાછળ પડે એવી ચાલચલણુ ફ્લોરન્સ લેસ્લીમાં હતી નહીં. લેડી આઇદાની દીલ ખેંચનારી વર્તણુક અને સદગુણોએ તેણીનાં મનમાં મજબુત ઘર કર્યું હતું. તે હમેશાં તેણીની નજર આગળ ખુલ્લાં હતાં, કે જેથી તેણી નીતિનું જોર મેળવતી જતી હતી, અને દેખાઇતી નાની દીસતી પણ પછવાડેથી મોટાં પરિણામો લાવનારી બાબદમાં પોતાનાં મનને મારતી હતી.

સતર વર્ષમાં કદાચજ એક છોકરીની ચાલચલણનો મજબુત પાયો નખાયો હોય છે. તે જીંદગીની હજુ તો પેહલી શરૂઆત છે; શક્તિ, લાગણી અને સંપુર્ણ સુખની પીછાંણ હજુ તો હમણાંજ કરવા લાગયાં હોય છે. આપણાં પોતાનાં મગજનીજ માફક દરેક ચીજ આપણને ચળકતી, હેતવંતી અને નીર્દોષ દીસે છે, માણુસોમાં તેમજ કુદરતના બહારમાં પણ 'પ્યાર' અને પ્યારજ દમ લેતો જણાય છે. આપણે કદાચ પાપ અને દુઃખો સાંભળતાં હોઇયે, પણ તેઓ ઘણી દુરની ચીજો જેવાં લાગે છે, કે જેમને આપણી સાથ કશો સંબંધ હોતો નથી. કેટલાંકો બાળપણને જીંદગીને સૌથી સુખી વખત ધારે છે; પણ અરે! જુવાની તો ખરેખરજ છે.

બાળપણ તો ફક્ત સ્વપ્નો છે, પછવાડેથી ઉગનારાં ફુલોની શરૂઆત છે, અને તે ફુલો પોતે નથી. તે વસંત રૂતુમાં દાખલ થવાનો ઉંબર છે, પણ વસંત રૂતુ પોતે નથી. નહીં! વસંત રૂતુ જુવાનીની માફક સુર્યની રોશનીમાં ઝડપ કરતી આવી પુગે છે—જાદુઈ શકતીથી નજીવાં બીયાંને મધમધતાં ફુલોમાં લાવી મેલે છે—એક પળનાં હસવાને અંતઃકરણની ઊંડી ખુશાલીમાં ફેરવી નાખે છે, ચળકતી જીંદગીની નહીં કરમાય એવી કીર્તિ, સજાગર થયલી, સુંદર જીંદગી!

પણ જેમ તે નીર્દોષ ખુશાલીની મોહસમ છે, તેમજ સારો નરસો છાપ પડવાનોબી આજ વખત છે. પ્રીતિનો હાથ કહે તેમ મીણુની માફક દીલ અને મન આજ વખતે વળે છે, અને તેઓ ખરાં સુખી છે, જેઓ તેમની ઉપર ભલી અસર કરનારાં સાથેજ પેહલી મીત્રાચારી બાંધે છે.

આસ્તે આસ્તે ફ્લોરન્સની વર્તણુક સારી અને સારીજ થતી ચાલી, તેણીની મન શકતીનો વધારો થતો ચાલ્યો, અને તરૂણ વયમાં તેણીનો મસ્તાંન અને ખુશાલ સ્વભાવ જોકે સેહજ નરમ પડયો હતો, તોબી ધર્મે ઉપરનો ખરો જુસ્સો, સચ્ચાઇ, નીયમીત રીત, અને દુઃખ ખમવાની અતી ઉંડાણુ શકતી જેઓ તેણીને સમજી શકતાં હેય તેમને વીશ વર્ષેની વયે તો આગળનાં કરતાંબી વધુ પ્યારને લાયકની દીસે. પણ એમીલી મેલફર્દનું કહેવું ખરૂં હતું કે, તેણીના આ ઉંડા પવિત્ર વિચારો તેણીને સઘળાંથી અલગ રાખતા હતા, તેણી કોઇ એવાંને મળી ન હતી કે જેની આગળ પોતાનું દીલ ખુલ્લું કરી શકે, માટે તેણીનાં પોતાનાંજ મંડળમાં ફ્લોરન્સ લેસ્લીની ખરી પીછાણ થતી હતી.

તોબી એક જણ એવું હતું કે જેણી જોકે સખત સ્વભાવની હતી, તોબી અજાએબ જેવું છે કે આપણી નાયકાની ખરી કદર ખુજતી હતી. તેણી મી૰ લેસ્લીની એક દુરની સગી નામે મીસીસ રીવરસ હતી, કે જેની સાથની ઓળખાણ લાંબો વખત થયાં ચાલી હતી, પણ લેડી આયદાના ગયા પછી તેમની વચ્ચે વધુ ધાડો સંબંધ ચાલતો હતો. ઠગાઇ અને જુઠાંએ આ બાનુંના હેતવંતા સ્વભાવને તદન બદલી નાખ્યો હતો. આગળ સઘળાં ઉપર તેણી વિશ્વાસ રાખતી હતી, હવે કોઇ ઉપર તેણીને વિશ્વાસ હતો નહી; પણ તોબી એક જુવાંન છોકરીને તેણીએ કરી લીધી હતી, અને એવું ધારવામાં આવતું હતું કે તેણીને સઘળી દોલત આપવામાં આવનાર હતી. આ માબાપ વગરની છોકરીનું નામ પણ ફ્લોરા લેસ્લી હતું, કે જે તેણીનું ફ્લોરન્સના જેવું એક સરખું નામ વારંવાર ગુંચવાડો ખવાડતું હતું..

મીસીસ રીવરસનું રહેઠાંણુ વીનચેસ્તરની નજદીકમાં હતું, અને સાં ફ્લોરન્સને વારંવાર ફ્લોરાનાં સાથી તરીકે રહેવાનું તેડું આવતું હતું; પણ તેણીએ ઘણું જલદીથી શોધી કહાડયું કે ફ્લોરા અને તેણી કોઈ વાતમાં એકમત હતાં નહીં; પણ મીસીસ રીવરસની તરફ તેણી એટલીતો તાબેદાર અને માનભરી વર્તણુક ચલાવતી હતી કે આગળ જો તેણીએ ઠગાઇથી ખતા ખાધી ન હતે તો મગરરી અને થંડાં દીલને ફ્લોરન્સથી દુરજ રાખતે. જોકે તેણીની નજર આગળજ ફ્લોરા લેસ્લી પોતાના ખરાબ સ્વભાવ અને બીજાનું મન હરી લેવાની શકતીની ગેરહાજરીની ફરયાદ કરવાનું ડોળ ઘાલી પોતાની ભુલો સુધારવાની પ્રયત્ન કરવાની ખોટી કોશેષ કરતી, પોતાની આગળ થઈ ગયલાંઓથી તદન ઉલટીજ રીતે તેણીને ઠગતી હતી. ફ્લોરન્સે તે ઝડપથી શોધી કહાડયું અને તેણી તરફ ધીક્કારની નજરે જોવા લાગી. પણ તેણીના હોઠો મીસીસ રીવરસને આ ઠગાઇની કેમ ચેતવણી આપી શકે? તેણીના ઉપર આધાર રાખી વસ્તી એક માબાપ વગરની છોકરી માટે તેણીના કાનમાં કેમ ઝેર ભેળે? તેણી કદીબી એવું હલકું કામ કરવાને તૈયાર થઇ નહીં; પણ વારંવાર પોતાની મરજીનો, અને પોતાની માનીતી ફરજોનો ભોગ વટીક આપી, પોતાનાં સાદાં દીલની માયા મીસીસ રીવરસ તરફ બતાવવા વુદલેન્દસમાં આવની હતી.

## પ્રકરણ ૧૧ સું.

### ફ્લોરન્સના હાથની માંગણી, તેણીના બાપનું મોતનું બીછાનું.

અમે કદાચ ઘટતે ઠેકાણે કહેવું જોઇતું હતું કે પોતાના કજયા ઉપર દેખરેખ રાખવાની મી૰ લેસ્લીની ઇચ્છા હોવાને લીધે તેને પોતાનું દેવનશાયરનું નાનું સુંદર ઘર છોડીને લંડનમાં રહેવું પડયું હતું. આથી તેમની ઘરની જીંદગીમાંની ઘણી રમુજ અને ઘણી ખુશાલી ઓછી થઇ હતી, અને જોકે તેનું કુટુંબ બની શકતી કરકસરથી હજીબી વસ્તું હતું, તોપણ તેનો ખરચ તો વધ્યોજ જતો હતો; પણ તેને તદન ભરૂસો હતો કે ભવિષ્યમાં તેને દોલત મળવાનીજ હતી. વળી ગામડાંની માફક શેહરમાં કાંઇ વગર પૈસે નિર્દોષ, તંદરોસ્તીમાં વધારો કરનારી, ખરી મજાહ મેળવી શકાતી નથી. જોકે જેમની નજરમાં પૈસા કુચ બીસાદમાં ન હોય તેમને માટે આ મોટાં શેહરમાં તનને તથા મનને ખીલવવાનાં ઘણાંએક સાંધણો છે.

મીસીસ લેસ્લીની નબળી દેહને લીધે દેવનશાયરમાં પણ તેઓ ઘણું બહાર ફરતાં હતાં નહી. લંડનમાં તો તેથીબી ઓછું તેઓ ફરતાં હતાં, કારણકે આ મોટાં શેહરમાં જોકે લોકો ખીચોખીચ ઘરોમાં વસે છે, તોબી ઘણી વાર વરસો સુધી એક બીજા તેમનાં નામ સિવાય બીજું કશું વધુ જાણતાં નથી, માટે જોકે એક વસ્તીવાલા મોહલ્લામાં લેસ્લીનું કુટુંબ રહેતું હતું, તોપણ તેઓ ઘણી એકાંતવાસ જીંદગી ગુજારતાં હતાં. વળી મી૰ અને મીસીસ લેસ્લી બંને મા બાપનાં એકપુરાંજ બાળકો હોવાથી તેમનું કોઇ અતલગનું સગું ન હતું.

આ સઘળું જોતાં આપણને અજાયબી લાગતી નથી કે ફ્લોરન્સ લેસ્લીને ગામડાંની ખુશાલી અને છુટાપણા સાથ સરખાવતાં લંડનની જીંદગી એક બંદીખાનાં જેવી લાગતી હતી. પણ તોબી તેણી સુખી હતી, કારણકે તેણીનાં હેત પ્રીતને માટે તેણીનાં પોતાનાં માત પીતા અને ભાઇ બેહન પુરતાં હતાં. તેણીનું પોતાનું ખીલતું મગજ, એક પક્ષીના જેવી મીનીની ખુશાલી, અને વાલટરના ઊંચા સદગુણો સાથ તેની નબળી તનદરૅસ્તી માટેની તેણીની ઈંતેજારીથી તેમના તરફની તેણીની પ્રીતિનો ગાંઠ વધુ અને વધુ મજ-

ખુત થતો હતો. વળી લેડી આઇદાની યાદ અને એમીલી મેલફ્ર્ડનાં બે વરસ સુધી ચાલુ રહેલાં કાગળોથી ફ્લોરન્સના સાદા સ્વભાવનો હર્ષ વધતો જતો હતો, જોકે તેણીને કેટલીક વખત અજાયબી લાગતી હતી કે મેલફ્ર્ડનાં કુટુંબે ત્રણ મહીના શેહેરમાં ગુજાર્યા છતાં એમીલી મેલફ્ર્ડે આગળની માફક પોતાનો અતલગનો વેહવાર ચાલુ રાખવા માટે કાંઇ કીધું હતું નહી, કે તેણીને એકબી વખત મળવા પણ આવી હતી નહી; પણ પહેલાં થોડાં વર્ષો સુધી તો તેણી પોતે એટલી તો સુખી હતી કે તેઓએ તેણીને ત્યાગ કરી હતી એવો કશોબી ખ્યાલ તેણીનાં મનમાં આવ્યો હતો નહી. તેણીને તેમની માયા મેહરબાંનીની હાલ કાંઇ ખાસ જરૂર હતી નહી, માટે તેણીને કાંઇ ખોટ લાગતી હતી નહી. અફ્સોસ! ગરજની વખતે જયારે આપણે દલગીરીમાં હોઇયે ત્યારેજ દયા માયાની ગેરહાજરી આપણને બીજાંઓની ગફ્લતી અને બેદરકારપણાંથી વાકેફ કરે છે.

આ પ્રમાણે બે ત્રણ વર્ષો પસાર થયાં, પણ મી० લેસ્લીનો કજયો તો કશોબી સંતોષકારક નીવેડો લાવવા વિના ખરચો વધારતો ગયો, કે જે તે છેલે ફતેહ મેળવવાની આશામાં ખુશીથી કરતોજ ગયો, અને તે આશામાં તેનો જુવાન દીકરો પણ ભાગ લેતો હતો.

વાલટર કાંઇ બીજા જુવાનોની માફક પૈસાને ફકત પોતાની મોજ મજાહ પુરી પાડવાનાં સાંધણ તરીકે જોતોજ ન હતો. કમનસીબે તેણે પોતાની માતાની નબળી દેહ વારસામાં લીધી હતી, માટે પંદર વર્ષ પછી ઘણો સીક પડી જવાથી છોકરાઓને લાયકની સઘળી મજાહનો શોખ જતો રહયો હતો, અને ફકત મનની શકતીથી મહાન શખસ થવાની તેની સૌથી મોટી ઇચ્છા હતી. તે નાનપણથીજ ઘણી ચાલાકી ધરાવતો હતો, પણ સારો થવા પછી કવિતા, ચીત્રકળા અને કોતરકામ તરફ તેનો એટલો તો શોખ વધ્યો કે તેનો આગળો છોકરવાદી સ્વભાવ તદન બદલાઇ ગયો હતો.

તેણે પોતાની સઘળી શકતી પોતાના અભ્યાસ તરફ લગાડી. તે એટલી તો સેહલાઇથી સઘળું સમજી શકતો હતો કે બીજાંઓ બીહતાં હતાં કે તેની નબળી દેહને આથી વધુ નુકસાન પુગશે. મીસીસ લેસ્લીનું ચીંતાતુર હૈયું વારંવાર ધ્રુજતું હતું, પણ તે તેના ખામી વગરના સ્વભાવ, તેનું વિશ્વાસ રાખતું હૈયું અને ધર્મ ઉપરના તેના અતીયંત ભરોસા માટે હતું. તોબી કેઈ માતા, જે તેણીની માફક પોતાના છોકરામાં સારા ગુણોનો વધારો થતો જોય, તે તેનામા બીજું ઇચ્છી શકે? તે છુપી ધાસ્તી કેમ વર્ણવી શકાય કે ખોદાએ તેને ફકત થોડોજ વખત આ પૃથ્વી ઉપર વાપરવા માટે આપ્યો હતો?

લેડી આઇદા જયારે ફ્લોરન્સ સાથ ઘણા સંબંધમાં આવી હતી, ત્યારે વાલટર લંડનની એક સ્કુલમાં જતો હતો, પણ તે ત્યાં કદીબી સુખી રહી શકયો હતો નહી. કદાચ ત્યાંની ઘેરાયલી હવા તેને માફક આવી નહી હોય યા કદાચ નિયમીત લેસનની રીત તેનાં વિચારવંત મનને કંટાળો ઉપજાવતી હોય; પણ તેની ધાસ્તીભરી માંદગી પછી તે ઘરમાંજ માસ્તરોની થોડીક મદદ સાથ અભ્યાસ કરતો હતો. સતર વર્ષની ઉમરે ઉત્તર તરફની હવાની તેને માટે ભલામણ થવાથી મી० લેસ્લીએ વેસ્ત મોરલેન્દમાં એક પાદરીને ત્યાં તેને મોકલ્યો હતો, અને ત્યાંજ તેની જીંદગીએ ગોયા નવું સ્વરૂપ લીધું હતું, કારણકે કવિતા અને ચિત્રકળા તરફની તેની વળાણ અંહી ઉગી નીકળી હતી. દોલત તરફની તેની સઘળી ઇન્તેજારીબી હવે જતી રહી હતી, કારણકે તે ખાતરીથી માનતો હતો કે તેની શકતીઓથી તે પોતે એક મહાન શખ્સ થઇ જશે. અફ્સોસ! ગરીબ છોકરો, તેને ખબર ન હતી કે હુશીયાર પુરૂષોનાં સુખને માટે સ્વતંત્રપણું કેટલું બધું વધુ જરૂરનું છે.

ફ્લોરન્સે જયારે વીશમું વરસ પુરૂં કર્યું ત્યારે તેણીની મોટી અજાયબી વચ્ચે એક અતી આબરૂદાર જુવાન શખ્સે તેણીના બાપ પાસે તેણી સાથ પરણવાની માગણી કરી હતી, કે જેને તેણી કોઈ કોઈ વખત 'ઉદલેન્દસ'માં જતી, ત્યારે મલતી હતી. જુવાન સેદલીની માંગણીની તરફેણમાં મી० લેસ્લી કાંઇ અજાયબ જેવી ઉલટથી ભલામણ કરતો હતો, માટે તેણીને ઘણી આજીજી અને ઘણી મજબુતાઇથી તેને ના નો જવાબ કહેવડાવા માટે જરૂર પડી હતી.

તેણે કહયું કે તેણી જાણતી નહી હતી કે એક આબરૂદાર કુટુંબમાં લગ્નના ગાંઠથી જોડાવાની તેણીને કેટલી બધી અગત્ય હતી; એક દલીલ, કે જે તેણી મુદલ સમજી શકતી ન હતી. ખરૂં હતું કે જો તેઓ કજયો હારે તો જે આવકની તેઓ આશામાં હતાં તે નિષ્ફળ થતે, પણ ત્યારે તો તેણીનાં કુટુંબની ગરીબાઇમાં ભાગ લેવાથી શું તેણી પાછલ હટે? એ વખતે તો તેણી તેમને માટે મેહનત કરવા અહીંજ રહે, તેમની સુંદર બચ્ચાં જેવી મીનીને ઘેરમાંજ રાખવાની શું ગરજ ન હતી? જેને તેણી ચાહવા, માન આપવા અને તાબે રહેવાનું વચન આપે, તેને તેણી ચાહયા વગર કેમ પરણી શકે? નહી, નહી, ફકત દુનિયાનું ખાલી સુખ મેળવવા માટે તેણી હા કહી શકે નહી. મી० લેસ્લીએ જણાવ્યું કે ફકત દુનિયાના સાધારણ રેવાજને ખાતરજ તે તેણીને પરણાવવા ઇચ્છતો ન હતો; પણ આટલું બોલતાંજ તે અટકી ગયો. કાંઇ અજાયબ જાતની લાગણી તેણીનાં માતપીતાનાં મોહ ઉપર પ્રગટી નીકળેલી જોઇ ધાસ્તીથી બીહીને પોતાની માતાનાં ગળાં આસપાસ હાથો વીંટાળી તેણી બોલી ઉઠી—

"જો તમારૂં સુખ, તમારા લાભો, મારાં વાહાલાં માતપીતા, આ લગ્નમાં કોઇબી રીતે સમાયલાં હોય, તો ફકત મને કહો, હું આ ભોગ આપવાની કોશેષ કરીશ; ફકત મને કહો, મને ઠગતાં ના. મારા તમારા ધારવા પ્રમાણેના લાભ ઉપરાંત શું તમોને એમાં કાંઇ લાગતું વળગતું છે? મને ખરૂં

કહો, સઘળું ખરૂંજ, ભેદભર્યાં બોલવાથી મને ધ્રુજાવો ના, જો તમારૂં સુખ એમાં હોય તો મને તેમ કહો."

"ફ્લોરન્સ, મારી દીકરી ! તારેજ ખાતર હું એમ બોલ્યો હતો," તેણીના બાપે કહયું. મીસીસ લેસ્લી કશું બોલી શકી નહી, તેણીએ પોતાની રડતી છોકરીને પોતાનાં પાસાંમાં લીધી, "હું તુંને ખાતરી આપુછું કે ફક્ત તારોજ લાભ અને તારાંજ સુખને માટે મેં વિચાર્યું હતું, કે જેવું સુખ હમેં તુંને આપવાને શકતીવાન થતાં નથી."

"પણ મને બીજાઓ કરતાં એવી ચીજોની વધુ ગરજ શા માટે હોય ? તમારાં ઘરથી, તમારાં નામથી શું કરવા મને દુર કરવા માગોછો ? "

તે એક સાદો સવાલ હતો, પણ તેના જવાબમાં તે ગોયા પોતાને અથવા પોતાની ધણીયાંણીને કહેતો હોય તેમ ઘણા જુસ્સાથી ફ્લોરન્સને પોતાની પાસે લઇ બોલી ઉઠયો—

"તું ખરી છે, મારી વાહાલી છોકરી ! તદન, તદન ખરી. કાય, ખરેખર, મારાં નામ અને ઘરથી તુંને દુર કરૂં ? નહીં—નહીં—જયાં સુધી તું હમારા કરતાં વધુ કોઇને ચાહશે નહીં, ત્યાં સુધી તું એ નામ કદી બદલશે નહી. ફ્લોરન્સ, લાડકી ! તારા બાપને માફ કર. હું એ માટે ઘણોજ આતુર થયો હતો; પણ મારી દીકરી, તે સઘળું તારેજ ખાતર હતું."

એમ કહી તે જલદીથી તેણીને મુકીને ઓરડાની બહાર ગયો. ફ્લોરન્સ આ સઘળાંથી કાંઇ નહીં સમજાય એવી બીકથી ધ્રુજતી હતી, માટે તેણીની માતાએ તેણીને થંડી પાડી સમજાવી કે હમણાં તેણીના બાપને ઉશકેરાવાનું એક ખાસ કારણ હતું. ફ્લોરન્સ તેણીની માતાની છાતી ઉપર માથું મુકી રડી પડી; અને જયારે તે બંને માત પીતા મળ્યાં ત્યારે મી૦ લેસ્લી પાછો શાંત થયો હતો.

"શું તેણી કાંઇ શક લાવે છે ? શું મેં તેણીની હમેશની શાંતીનો બંગ કર્યો છે? મેરી—મેરી ! હું તારી માફક મારી જબાંને કાબુમાં કેમ રાખી શકતો નથી ? " જયારે તેઓ એકલાં પડયાં ત્યારે મીસીસ લેસ્લીને તેણીના ધણીએ કહયું.

"સૌથી વાહાલા એદવર્ડ, તમો તેણી ધારે તે કરતાંબી વધુ હેત તેણી ઉપર રાખોછો. આ સિવાય બીજો કશોબી શકનો વિચાર તેણીમાં આવ્યો નથી. પણ અરે ! આપણી મધુર છોકરીની શાંતીને ખાતર ફરીથી તેણીને પરણવાનું ફરમાવતા ના. મને તો લાગે છે કે બીજાંના પ્યારથી અલગ રાખીનેજ ખોદા તેણીની શાંતીનો બંચાવ કરે છે. ખરી સચાઇ કહયા વિના હું કેમ બીજાને આપી શકું ? તમોને એમ લાગતું નથી, માટે તમો માનોછો કે આપણી સાથ વસવા કરતાં પરણવાથી તેણી વધુ સલામત રહી શકશે. પણ અરે મારા ધણી, તમે ફરીથી એવી કાકલુદી કરતા ના. સઘળાંને જોનાર ખોદા આપણી આસપાસ છે; માટે આપણે માનવું જોઇયે કે તેણીનાં મધુર નિર્દોષપણાંની તે સાહેબ સંભાળ લે છે, અને બીજાંના પ્યારથી અલગ રાખીને ધાસ્તી અને કંગાળયતમાંથી તેણીને દુર રાખે છે, કે જે માટે હું વિચારથી કરી શકતી નથી."

મી૦ લેસ્લીની ખાતરી થયલી લાગી, પણ તેણે પોતાની ધણીયાંણીની સલાહ પ્રમાણે ચાલવા અગાઉ તો બે મહીનામાં થોડા વખતની ભય ભરેલી માંદગીમાં પડી પોતાનો પ્રાણ ખોહયો હતો. સઘળાં મોતોમાં એકાએક નીપજતું મોત જીવતાંઓ માટે ઘણુંજ દુઃખી કરનારૂં અને ભયભર્યું છે. ફક્ત એક અઠવાડયાં આગમજ જે માણસોને આપણે હસ્તા ચેહેરાનાં જોયાં હોય તેને આપણને કશીબી મેહનત આપવા વગર સદાનાં જુદાં પડતાં જોવાં તે વખતની આપણી દુઃખી લાગણી માટે કોણ બોલી શકે ?

મીસીસ લેસ્લી અને તેણીનાં છોકરાંઓનેબી આવીજ લાગણી થતી હતી. તેમને ધાસ્તી રાખવાનો કે આશા રાખવાનો કાંઇબી વખત મળ્યો હતોજ નહી, અને ઘણે લાંબે વખતે તેમને આ ખરૂં લાગયું હતું કે જેને તેઓ અત્યંત ચાહતાં હતાં તે ખરેખર હમેશનો તેમને છોડી ગયો હતો. મીસીસ લેસ્લીનાં દુઃખની હદ તો ખોદા સિવાય બીજું કોઇ જાણતું નહીં હતું. તેણીની ચાલુ માંદગીમાં વગર ફરયાદ કરવેની તેણીની ધીરજ વખતે તેની એક સ્ત્રીને લાયકની તેની તરફની નાજુકાઇ ભરેલી સંભાળથી તેણીની પ્રીતીનો ગાંઠ સાધારણ કરતાં ઘણો વધુ મજબુત હતો, માટે આ એકાએક આવી પડેલાં મનનાં દુઃખે તેણીની રોગી દેહ ઉપર ફતેહ મેળવી હતી. તેનાં મોતનાં બીછાણાં આગળ હાજર રહેવા તેણીએ પોતાનો કાચ છોડયો હતો, તેના તકીયા આગળથી દહાડો અને રાત તેણી ખસી ન હતી. ફક્ત વાલ્ટરની ઉપર આ અચણુચ આવી પડેલો ઘા માઠી અસર કરે નહી તે માટેજ તેણી તેને મળવા ઉઠી હતી; વળી ફક્ત તેણીના સુખદુઃખના સાથીને ખોહવાનુંજ તેણીને દુઃખ ન હતું. એક સ્ત્રીનાં સઘળાં જીગરનો ઉપકાર અને પ્રીત ખેંચનારો એક ભેદ ભરેલો મજબુત ગાંઠ તેઓ વચ્ચે હતો. તેમનાં લગ્નની જીંદગીનાં પેહલાં વર્ષમાં તેણે તેણીની એક ગંભીર માંગણી કબુલ રાખી હતી, જે કદાચ એદવર્ડ લેસ્લી સિવાય બીજો કોઇ કબુલ રાખને નહી, અને વળી ત્યાર પછી કદીબી તે માટે તેણે દલગીરી બતાવી હતી નહી, અને હવે તે ભયભરેલો ભેદ તેણી સિવાય બીજું કોઇ જાણતું ન હતું, માટે તે ભારી બોજો, તેણીના ભરથારની ખોટથી ઉપજતાં દુઃખમાં અત્યંત વધારો કરતો હતો.

જે પળે પોતાના દીકરાને મળવા માટે મીસીસ લેસ્લી પોતાના ધણીના તકયા આગળથી ઉઠી હતી, તે વખતે ફ્લોરન્સ તેનાં બીછાણાં આગળ એકલી ઉભી હતી. તેની આંખો બંધ કરેલી હતી, અને મોતનો દેવ પોતાના રંગ સાથ તેનાં મોંહ ઉપર પ્રગટી નીકળ્યો હતો, અને તે ગરીબ બીચારી છોકરી રડતી રડતી તેની તરફ વાંકી વળી ઉભી હતી. તેણીનાં આંસુઓ તેનાં દીલ ઉપર તપકતાં હતાં, માટે તેણે પોતાની આંખો ઉંઘાડી અને તેણીને પોતા આગળ ખેંચ-

વાની કોશીષ કરી. તેણી તુરતજ તેની આગળ આવી તેના ગાલો ઉપર ચુમીઓ લેવા લાગી; તે ભાગા તુટા વાક્યોમાં બબડવા લાગ્યો:—

"ફ્લોરન્સ, મારી દીકરી! મારી એમુલ દીકરી! સુખી—તુંને સુખી કરે. તું ખરેખર મારીજ દીકરી છે. બીની કાંઇ વધારે વહાલી નથી. ચાહજે—તારી માયને ચાહજે, વહાલી, તેણીની સંભાળ લેજે. તેણી તરફ તારા ઉપકારનું એક મોટું કારણ છે. ફ્લોરન્સ—વહાલી—સુખી રહે—"

અને હવે તેનો અવાજ હાંફથી એટલો તો નબળો પડી ગયો હતો કે મુદલ સમજાઈ શકાતું હતું નહીં. ફરીથી અને ફરીથી ફ્લોરન્સને તેજ બોલો સમજાવા લાગ્યા. તે નબળા અવાજ અને મોતના દેખાવે તેણીને ગભરાવી નાંખી, જોયા ભુતની માફક પછીની જીંદગીમાં તેણીને તે દેખાવ યાદ આવવા લાગ્યો. પણ ગરીબ બીચારી છોકરીને બાપના પ્યાર સિવાય બીજું કશું ભેદભર્યું લાગ્યું નહીં. તેણીને લાગ્યું કે બીજી સુધરેલી માતાઓ સાથ સરખાવતાં તેણીની હમેશની માંદી માતાની કેળવણી માટે તેણીને ખરેખર વધુ ઉપકારી થવાનું કારણજ હતું; પછી તેણીએ પોતાના ગુજરેલા પીતાની લાશ આગળ ગુંહણમંડીએ પડી મજબુત સોગંદ લીધા કે જીંદગીમાં તેણીની પહેલી ફરજ પોતાની માતા તરફ તેણી અદા લાવશે. એમ કીધા પછીજ તેણીના બાપના મરતી વખતના છેલા સખુનોનો બોજો તેણીના કોમળ જીવ ઉપરથી ઓછો થયો.

(સાંધણ છે.) RUBY.

## હિંમતનો બદલો.



"ડીપનોઝ" ટાપુના કિનારા ઉપર તોફાન બહુ સખ્ત હતું, રાતના કાળા ઘમઘોર વખતે તુફાનના સુસ્વાતા, દરયાનાં પાણીના મોજાઓને જુસ્સાદાર બનાવવાને પોતાથી બનતી તજવીજ કરતા. કિનારા ઉપરની દરેક ચીજ તણાઇને ધોવાઈ ગઈ હતી.—દરયો પોતે કાનનાં બહેર ફાડી નાખનારા ગંજાવર અવાજ કરી તુફાનથી કંટાળ્યો હોય તેમ ઉદલપાઠલમાં હતો.

તેવા ભયંકાર સમયે ડીપનોઝ ઉપર વસ્તાં ગરીબ, મેહેનતુ માછીમાર લોકો એકેએક પોતાનું ઝુંપડું છોડી સાદા પોશાકમાં ફીકરથી ધ્રુજતાં, થંડીથી ઠરતાં, પોતાના જાતભાઈઓનું આવા ખુદરતના ઘાતકી હીંગામમાં શું થાય છે તે જોવા આસપાસ ગભરાટની નજર ફેંકતાં સમુદ્રને કીનારે આવી ઉભાં. તોફાને પોતાનું જોર સેહજ નરમ કર્યું હતું, પણ સમુદ્રના ઉછાળાનો ઘોંઘાટ જેવો ને તેવો હતો.

નાનાં બાળકથી ને મોટાં ઘરડાં વડાંઓ પણ તે ખડબચ્યા રસ્તા ઉપર [illegible]રે ઉભાં હતાં.

શેહેરમાં વસ્તી, સારા ઊંચા રેશમી ઝાલરના ડ્રેસ કરનારી ઘણીએક ફેશનેબલ ઓરતો કરતાં આ સાદા સખત ડ્રેસવાલી ગરીબ માછીમારણોનું હૈયું નરમ અને પરસપર મદદ કરવાને ઉલટમંદ હતું.

"ઓ આ ઘાતકી દરયો! આ નાશકારક તુફાન; આ ખુદરતનો કેહેર! આવાજ તોફાની હિંગામમાં મારા હીરા જેવા દીકરાઓ તણાઈ ગયા. ઓ ખોદા, આ વખ્તે, જે કોઈ પાણી ઉપર હોય તે ઉપર મેહેર કરજે." એક ગરીબ માછીમાર વર્ગની બુઢી સ્ત્રી પોતાના વાળનાં સફેદ ટુંકાં ઝુલ્ફાં પવનથી વીખરાતાં અટકાવતી ઉપર્લું બોલતી ખોદાને યાદ કરતી ઉભી હતી. તેણીની આંખમાંથી નવધાર આંસુ વહેતાં હતાં.

"મા, મારી મા, ખોદાએ આપેલું પાછું લીધું, એમાં ગમ કરવો વાજબી નથી. જેઓ ગુજર્યા છે તેઓ જીવતાં કરતાં સુખી છે, એ એક મોટામાં મોટો દીલાસો છતાં તું વારેઘડીએ ખોદાના કાયદાથી કાંય નારાજ થાય છે?" તે ઘરડી સ્ત્રીને દીલાસો દેવા તેણીનો દીકરો બોલ્યો.

"જોન; મારી ઘડપણની લાકડી, મારી આંખોનાં નુર; આ ઘાતકી દરયો જેમ મારા એક, બે, ને છ જીગર જાન કરતાં વહાલા બેટાઓને ગળી ગયો છે, તેમ એક દહાડે તુંને પણ છીનવી ન જાય તેની સાબેતી શી?"

"હું તને છોડીને કદી દરયે જનાર નથી, મા."

"અરે! જયારે મારા પાંચ બેટાઓ સાથનું વહાણ ડુબી ગયું અને તેમાં તેઓ ડુબી ગયાની ખબર આવી ત્યારે હું તે મારા બેટાઓ માટે ગમ કરતી બેસતી ત્યારે તારો છોભાઈ રેન મને હરરોજ એમજ કહેતો કે તે મને છોડીને કદી દરયે જશે નહીં. અને પછી એક વર્ષે તે ગયો, અને તેનું પણ વહાણ ભાગી ગયું." તે ગરીબ બુઢીએ અફસોસ કીધો.

"પણ મા, તે વખ્તે આપણું ગરીબ હતાં, ગુજરાતનું સાંધણ આપણા જોડે કશું હતું નહીં, જેથી તેને જવાની ફરજ પડી. કમાવા ખાતરજ તે વહાણે ગયો, અને આવાંજ એક તોફાને તેનો જાન લીધો. ઓ બેરેહમ દરયાવ! તું હમારાં કેટલાં વહાલાંઓને ગળી ગયો છે;" એમ કહી તેણીનો દીકરો જોન જયાં પુરષો ટોળું વળી ઉભા હતા ત્યાં ગયો.

વીજળીના વારંવાર થતા ચમકારાને લીધે કિનારા ઉપરથી દરયાવમાં શું થતું તે જણાતું હતું, અંધકારભરેલાં કાળાં વાદળાંઓને ખસાડી તે કિનારા ઉપર ઉભેલાં આતુર લોકોને દરયો બરોબર દેખાય એવા વિચારથી માહતાબે પોતાનું મુખ હલવે બહાર કહાડયું. તેના શીલા ઉજાશથી દરયામાં શું થતું તે જોઈ વલવાની માછીમારોએ ઉતાવળ કરી મુકી.

"અરે ખોદા; અફસોસ! અફસોસ! એક મોટું વહાણ ભર દરયે ઝોકા ખાય છે; ઓ! તેની ઉપરના જીવડાઓને તુરત બંચાવવા જોઇયે." એક જણ બોલ્યો.

"હા, હા, એક વહાણ છે ખરું, પણ તે ભાંગેલું દીસે છે. તે ઉપર કોઇ નજર આવતું નથી. તે ઉપરનાં સઘળાંઓ મરણ પામ્યાં હશે."

"જુવો, જુવો, વહાણ ઉપર એક ઓળો દીસે છે. એ કોઈ શખ્સ છે, અને મદદને માટે આપણી તરફ હાથ હીલવે છે, એને માટે આપણને મદદ મોકલવી જોઇયે." જોન બોલ્યો.

"આવા ભયંકાર વખતે જાણી જોઈ દરયા ઉપર જવું? ના, ના, એવી બેવકુફાઇ કોઇએ કરવી નહી."

આવા શબ્દો ઘણાઓએ કહ્યા, પણ જોને કોઈનું માન્યું નહીં. દરયાના ઉછાળા જોઈ તે હટયો નહીં, યા પોતાના જાનની ધાસતી કરી પેલા અજાણાને વહાણ ઉપર ડુબતો મુકયો નહીં. કોઈ તેના સાથ આવવા ના કહે તો તેણે એકલું જવા ચાહયું. તેને તેમ કરતો જોઇ તેની ઘરડી માની દયા કરી પાંચ જણાઓ તેની સાથ જવા તૈયાર થયા. દેખઇતાં ઉઘડેલાં મોતનાં ડાચાંમાં તેઓ જવા તૈયાર થયા.

"આપણ બંચીશું તો તેને સલામત લાવીશું, નહીં તો મરવું જીવવું તે સાહેબને હાથ છે." જોને તૈયારી કરતાં કહ્યું.

"એ શું સંભળાય છે, જોન!" એ વખતે જોનની માય ફીકરથી ઉજળી મારી જઈ જોન સામે આવી પુછવા પડી.

"શું માય?"

"આ બધાં શું બોલે છે! એ બધાં કહે છે તે ખરું કે? તું કયાં જાય છે?"

"હું તે ડુબતાં માણસને બચાવવા જાઊં છું, માય, એ ખરું છે, એથી ખોદા રાજી થશે, તું પણ રાજી થઇ જશે."

"ઓ! એ તું શું બોલે છે? એ તું શું બોલે છે! હું મરી જવશ; હા, મરી જવશ, તુંને દરયા ઉપર પગ મુકતાં જોઇને હું મરી જવશ. અરે દીકરા, મારા ઉપર દયા કર. તું મારી જધઈનો આધાર છે, તું મને વહાલો છે; દરયામાં ડુબી જનારા સાથ આપણને કાંઈ લાગતું વલગતું નથી. તે છે ને તેનું નસીબ છે."

"મા, મા, એમ ના બોલો. એક ખોદાના બંદાને મરતો બંચાવવા તારો દીકરો જાય એ શું તને નથી પસંદ? જેમ તુંને હું વહાલો છું, તેમ તેને પણ કોઈ વહાલું હશે, તે પણ કોઇનો વહાલો હશે, તેનીબી મા તેના વાસ્તે ટવળતી હશે. હું હમણાં આવું છું, મા, ફીકર ના રાખ.

તેણીને બીજી ઓરતોની સંભાળમાં સોંપી જોન ઉછળતા મોજાઓ ઉપર ચાર સાથીઓ સાથ સ્વાર થયો. કાંઠે ઉભેલાં લોકોએ, આ જોખમભરી સફર તેઓને સફળ ઇચ્છી. બોટને મોજાઓ ઉછળી ઉછળી પાછળ હટાવવાનું કરતા, પણ તે ઉપરના ખલાસીઓ મકમ હાથે તેને હંકારી જતા.

બોટ જેમ જેમ તે ભાગેલાં વહાણ નજદીક જંતી તેમ તેમ તે ઉપરનો પેલો શખ્સ આશાથી જોઇ તેને પુગવાનું કરતો. એક ઘડીમાં તે બોટ વહાણને લગોલગ જઈ લાગતી, તો પછી તરતજ મોજાઓ તેને ઉછળી ઘણે વાર દુર લઇ જઇ પછાડતા. પણ તેઓએ આશા અને મેહેનત છોડી નહી.

"અરરર! હવે કાંઇજ આશા નથી, બોટ પાણીમાં ઉંધી ચટી થાય છે, વહાણની નજદીક તેનાથી થવાતું નથી." કીનારા ઉપર આતુર આંખે જોતા ઉભેલાઓ માંહેલો એક બોલ્યો. "અફસોસ. આજે આપણુ માંહેલા સરવેથી બહાદુર શખસો પાણીમાં જઇ સુવાના."

એ પછી જરા વારમાં એક જણ પુકારી ઉઠયો.

"ઓહો! જુવો, જુવો, બોટ નજદીક છે, વહાણુમાંના શખસને તેઓએ બોટમાં લેવાનું કીધું છે. ઓહો! એમજ, એમજ, હં! વાહ! વાહ!! હુરરા! હુરરા! તેને બોટમાં લીધો. જોને તેને બોટમાં લીધો."

સર્વેએ એકી ટગરે જોઈ ખુશાલીના પોકાર ઉપર પોકારો ઉઠાવ્યા, એટલામાં એક બહુજ મોટો, કાંઈ ખરી જીગરની લાગણીથી ઉઠેલો ખુશીનો પોકાર દરયા ઉપરથી આવતાં કિનારા ઉપરનાં લોકો હેરત થયાં. એવો તે કોણેક હશે કે જેને બંચાવી લાવતાં તેઓ એટલા હરખમાં આવી ગયા છે!

હજીબી તેઓ કાંઈ બચેલા કહેવાય નહીં. હજી જીવે જાનની લડાઈ હઠીલા મજબુત ઉછળતા મોજાઓ વડે લડવાની હતી. ઘણી જેહમત પછી તેઓ કિનારે આવ્યા; એક ખોદાના બંદાને બચાવી લાવ્યા.

જોનના ગયા પછી તેની મા બેહોશ થઈ પડી હતી, તેણી હમણાં હોશમાં આવી તે વખ્તે જોને બોટમાં ઉભો થઈ પુકાર્યું.

"મા, વહાલી મા, જો, હું કોણને લાવ્યો છું તે જો. એ જીવે છે. એ મારો ભાઈ ડેન છે. ગયે વર્ષે આપણ એને ડુબી મુવેલો ધારતાં હતાં તે એ છે."

જોનનું આ બોલવું સાંભળી જે ખુશાલીની ચીસ તેઓને સંભળાઇ હતી તેનું કારણ હવે તેઓને માલમ પડયું. તે ગરીબ માછીમારો તરફથી આ ખુશાલી સાંભળતાંજ ખુશીના પોકારોથી કિનારો ગાજી રહયો. બામદાદનો વખત હતો. આકાશ ઉપર સેહજ અજવાળું જણાતું.

પોતાના દીકરાનાં મુખથી આ વાત સાંભળી જોનની મા હરખથી બાવરી બની ગઈ. સઉ કોઈ એટલા હરખમાં આવી ગયાં હતાં કે તેઓએ તે દીવસ ખરી ખુશીથી પાલ્યો. પોતાનાં નાનકડાં ગામમાં એક ઘર જે હમેશાં ગમગીન રહેતું, ત્યાં ખુશાલી થઈ તે જોઈ તે સંપીલાં લોકોએ ખોદાનો પાડ માન્યો. મોટાં શેહેરની માલેતુજાર લોકોની એકલપેટાઈ ત્યાં હતી નહીં.

જોનના ભાઈ ડેનને લોકો ઉંચકીને ઝુંપડીમાં લઇ ગયા. તે થાકથી લાઇલાજ થયો હતો. જોનનાં ગમે એટલાં ના કહેવા છતાં લોકો તેને પણ બહાદુર જવાનનું નામ આપી ઝુંપડીમાં ઉઠાવીને લઈ ગયાં. જોનને તેની હિંમતનો બદલો મળ્યો. તેનો ભાઈ ડુબ્યો ન હતો, પણ તેનું વહાણ ભાંગ્યું ત્યારે કોઈ ઉજડ ટાપુ ઉપર ઘસડાઈ ગયો હતો, જયાંથી તેને આ વહાણ ઉપાડી લાવતું હતું.

મેહેરબાનું કાવસજી દાવર.

# ઝાડપાન અને તેમનો વધારો.

## પ્રકરણ ૧૪ મું.

### તેલ.




રએક જાતનાં ઝાડમાં કાંઇમાં ઘણું તો કાંઇમાં થોડું તેલ રહે છે, અને તે તેલ એક વાતે મળતું આવે છે. તે એ કે, દરએક જાતનાં તેલ બળી શકે છે, અને તે બળ્યા પછી તેમાંનું કશું (નક્કર પદાર્થ જેવું કે રાખ) પાછળ રહેતું નથી.

તેઓમાં ઘણું કરીને હાઇડ્રોજન અને કારબન હોય છે. તેથી હાઇડ્રોજન હવામાંનાં ઓક્ષીજન સાથે મળીને તેનું પાણી થઇ જાય છે, અને કારબનની કારબોનીક એસીડ થાય છે.

પાણીને ૨૧૨ ડીગ્રી ફેરનાઇટ ગરમી લગાડવાથી તેનો બાફ થાય છે. પણ તેલનો બાફ કરવા માટે તેને પાણી કરતાં ઘણી વધારે ગરમી આપવી પડે છે; જેમકે નારંગીની છાલનું તેલ ૩૪૫ ડીગ્રી ફેરનાઇટ અને લવંગનાં તેલને ૪૮૦ ડીગ્રી (ફેરનાઇટ) ગરમી લગાડયે ત્યારે તેનો બાફ થાય છે. બીજાં ઘણીક જાતનાં તેલને ઉઘાડાં વાસણમાં રાખીને ગરમી આપી શકાતી નથી; કેમકે તેમ કરતાં ગમે એટલી ગરમી આપ્યે તોબી તેનો બાફ થતો નથી, પણ તેમાંની જુદી જુદી વસ્તુઓ છુટી પડી હવામાં મળી જાય છે, ને તેનો ખરાબ વાસ નીકળે છે. એ પ્રમાણે તે તેલમાંની વસ્તુઓ જુદી પડી જવાથી તેનો બાફ થતો નથી ને તેથી તે તેલનો તેજાબ નીકળી શકતો નથી. એવાં તેલને ઇંગ્રેજીમાં (ફીક્ષ્ડ ઓઇલ) કહે છે. હવે જે તેલનો બાફ થઇ શકે છે એટલે જેમાંથી વસ્તુઓ જુદી પડી જતી નથી પણ તેને ગરમ કરવાથી બાફ થાય છે, ને જો તે બાફને એક વાસણમાં બંધ કરી રાખ્યો હોય તો તે ઠંડો પડવાથી પાછું તેનું તેલ થાય છે, તેવાં તેલને ઇંગ્રેજીમાં (વોલેટાઇલ ઓઇલ) કહે છે. કોપરેલ, ઓલીવનું તેલ, અલસીનું તેલ, એરંડયું, એને ફીક્ષ્ડ ઓઇલ કહે છે; ને લવંગ, ફુદનો, લીંબુ, અને ટરપેનટાઇનનાં તેલને વોલેટાઇલ ઓઇલ કહે છે.

હવે આ બેમાંથી તેલ કઇ જાતનું છે તે જો પારખવું હોય તો તે એક સોજ્ઞં બ્લોટીંગ પેપરના કટકા ઉપર તે તેલનું એક ટીપું મુકીને તેને જરા દીવા પર ધરવું ને ધીમે ધીમે તે તેલ સુકાઇ જવા દેવું. સુકાયા પછી જો તે બ્લોટીંગ પર ડાઘ નહીં માલમ પડે તો જાણવું કે એ તેલ વોલેટાઇલ છે, ને જો ટીપાંવાળી જગાએ ચીકણો જેવો ડાઘ બેસી ગયલો લાગે તો જાણવું કે તેલ ફીક્ષ્ડ ઓઇલ છે.

વનસ્પતીમાંથી નીકળેલાં બધી જાતનાં તેલો ઘણું કરીને સાધારણ ગરમીવાળા મુલકમાં પ્રવાહી હાલતમાં રહે છે, પણ ઠંડા દેશોમાં કેટલીક જાતનાં તેલ ઠંડીથી બંધાઇ જાય છે. એ તેલો વિલાયત જેવા ઠંડા મુલકમાં બંધાઇ જાય છે. તેલ પાણી કરતાં હલકું હોય છે અને તે ઇઠર, ટરપેનટાઇન અને સોબાણનાં તેલમાં પીગળી જાય છે, તેથી એ પીગળાવનારાં તેલને કપડાં પરના તેલના ડાઘ કાઢી નાખવાનાં કામમાં વાપરે છે. ડાઘવાળાં કાગજ કે કપડાં ઉપર એ તેલ લગાડવાથી તે પરનો ડાઘ નીકળી જઇ કાગજ કે કપડું આગળના જેવું સાફ થાય છે.

વનસ્પતીમાંથી નીકળતાં તેલ ઝાડના જુદા જુદા ભાગમાંથી નીકળે છે, પણ ઘણુંખરાં ફળ ને બીયાંમાંથી નીકળે છે. ઓલીવનું તેલ તેનાં માવાદાર ફળમાંથી નીકળે છે. અલસીનું, રૂનું, ખસખસનું તેલ ને એરંડયું બીયાંમાંથી નીકળે છે. કોપરેલ અને બીજાં કોટલાંવાળાં ફળનું તેલ તે ફળના માવાદાર ગરમાંથી નીકળે છે. એ તેલ તે માવાને ગરમ કરીને અથવા એમજ દાબીને કાઢે છે; ને કોઇ વખતે અંદર પીગળાવનારી વસ્તુ નાંખે છે. જે તેલ ઘાણીમાં પીલીને કાઢે છે, તેને ઇંગ્રેજીમાં કોલ્ડ દ્રોન અથવા વરજીન ઓઇલ કરીને કહે છે.

કોટલાંવાળાં ફળ કે બીયાંમાંથી તેને ગરમ કરીને તેલ કાઢે છે ત્યારે પેહેલાં તેને ભાંજીને ભુકો કરે છે કે પછી તે સેહેલાઇથી દબાય ને જલદી તેલ નીકળે. પણ એ તેલ કાંઇ સ્વચ્છ હોતું નથી. તે વળી ૧૭૫ ડીગ્રી (ફેરનાઇટ)થી વધારે ગરમ થઇ શકતું નથી, તેથી તેમાં (બાઇસલફાઇડ ઓફ કારબાન) નામની પીગળાવનારી વસ્તુ તેના ભુકામાં નાંખીને તેને બીંજવી રાખે છે; પછી એ મેળવણીને ગરમ કરે છે, એટલે ૧૧૫ ડીગ્રી (ફેરનાઇટ) જેટલું ગરમ થતાં તેમાંથી બાઇસલફાઇડ ઓફ કારબન હવાઇ રૂપમાં આવી સપાટી ઉપરથી બાફના આકારમાં બાહેર નીકળી જાય છે. પછી તે તેલમાં પાણીનો બાફ જોરથી મોકલે છે કે તેથી ગંધકનો વાસ સઘળો નીકળી જાય છે. પછી તે તેલને સ્વચ્છ કરવા બીજી કેટલીક રીતો વાપરે છે. તેમાંની આ એક ઘણી સેહલી છે:—ગરમ તેલમાં આશરે બે કે ત્રણ ટકા જેટલો કોસ્ટીક સોડા નાંખે છે, એટલે તે તેલની અંદરના તમામ કચરા સાથે મળી જઈ તેનો મેળ થાય છે ને તે સપાટી પર તરી આવે છે. તેને કફ કહે છે; તે કાઢી નાખવાથી તેલમાંનો કચરો નીકળી જઇ તેલ સ્વચ્છ થાય છે.

ફીક્ષ્ડ તેલને હવામાં ઊઘાડાં રાખ્યાં હોય તો કેટલાંક બંધાઇને નક્કર થઇ જાય ને કેટલાંક પ્રવાહી હાલતમાંજ રહે છે. એ તેલો જુદાં જુદાં કામમાં આવે છે. સાંચાના ભાગ લીસા કરવા માટે જે તેલ વપરાય છે, તે તેલ સુકાઇ નહીં જાય એવું જોઇયે છે. તેમ વળી વારનીશ કે રંગની મેળવણીમાં જે તેલ વપરાય છે તે સુકાઈ જાય એવું જોઇયે છે.

અલસીનું, ખસખસનું, ને ગાંજાનુ તેલ સુકાંઇને બંધાઈ જાય છે, ને ઓલીવનું તેલ ને એરંડયું બંધાઇ નહીં જાય એવાં હોય છે.

અલસીનું તેલ સણનાં ઝાડનાં બીયાંમાંથી નીકળે છે. એનો રંગ ખુલ્લો પીળો ને વાસ અજબ જેવો હોય છે. એનામાં જલદી સુકાઈ જવાની ખાસ્યત રહેલી છે, અને જ્યારે તેમાં થોડુંક સીંદુર અથવા (બ્લેક ઓકસાઇડ ઓફ મેનગેનીસ) નાંખીને ગરમ કરે છે, ત્યારે તો ઘણુંજ જલદી સુકાઇ જાય છે; તેથી તેને લાકડાં પર ચોપડવાના રંગની અંદર મેળવણી કરવામાં ઘણું વાપરે છે. જો તેને થોડોક વખત ઉકાળ્યા કીધું હોય તો તે કાળા રંગનું ને તાર બંધાય એવું ચીકણું થાય છે. એને કોલસાના ભુકા સાથ મેળવીને છાપવાની શાહી બનાવે છે. સણનાં ઝાડ અથવા અલસીની પેદાયશ બંગાળામાં અને રશ્યામાં ઘણી થાય છે. દર વરસ ત્યાંથી આઠ કરોડનો માલ બાહેર જાય છે. S.



# પ્રેમની પરીક્ષા.




ઈંગલંડની પુર્વે એક હવાવાલાં ગામડાંમાં "રેટલ–સ્નેક" નામે એક સુખવાસી સ્વચ્છ હવાવાલી ટેકડી આવેલી છે, જ્યાંની તંદરોસ્ત આબોહવાનો ગરમીને ટાંકણે લાભ લેવાને શેહેરીઓ ચુકતાં ન હતાં. આ ટેકડીની બાજુમાં મી૦ હીટનનો રમણીય "આરન કોટેજ" આવેલો છે. ત્યાંના લીલોતરીભર્યા બાગમાં આજે તે ગ્રહસ્થનાં સુંદર નાનાં બાળકો રમત કરી રહયાં છે. મી૦ હીટનને બે દીકરી અને એક દીકરો હતો. વડી છોકરી હૅલન નવની, બીજી લુસી સાતની, જ્યારે મી૦ હીટનનો વારસ ખુચો આરચીબોલ્ડ માત્ર પાંચ વરસની કુમળી વયનો હતો. આરચીને જન્મ આપ્યા પછી મીસીસ હીટન આ જોહાન છોડી ગયલી હોવાથી, તે અદોર ઉમરના બાપ ઉપર આ ત્રણ બાળકોની સામટી દેખરેખ આવી પડી હતી. આજે મી૦ હીટન કાંઇ કામસર ઈંગલંડ ગયલા હોવાથી તેમનાં બાળકો એકલાંજ બહાર બાગમાં ફરવા નીકલ્યાં હતાં. હૅલન અને લુસી બાગ વટાવી "રેટલ-સ્નેક"ની ટેકડી તરફ જઇ બેઠાં કે તેઓની પાછલ નાના આરચીનો હાથ પકડી, એક જવાન બાનું તેઓ તરફ ચાલતી આવી. તે જવાન સુંદરી આ ઉજડ જંગલની એક અપસરા સમાન દીસતી હતી. તેણીના બુરા બાલોનો મરોડદાર અંબોરો, ઊંચી સફેદ ગરદન અને ગુલાબના ટુકડા જેવો ચેહેરો, એ સર્વે ઘણું ધ્યાન ખેંચવા જોગ હતું.

"છોકરાંઓ તમે ફરો, જોજો આરચીને ઘણું દોડાવતાં ના, હું અંહી બેઠી બેઠી તમારા પપા ઉપર કાગજ લખુંછ. સંભાલજો ચેડાં થતાં ના," તેણીએ હલવેથી કહયું.

"મીસ વાયોલેટ, તમે પપા ઉપર જરૂર લખજો, કે મારા માટે એક મોટી 'ડૉલ' લાવે." હૅલન બોલી.

"ઠીક છે," વાયોલેટ જે તે જવાન નારનું દીલખુશ નામ હતું, તેણીએ પાસેની ટેકડી ઉપર જગયા લઇ, ગજવાંમાંથી સુખડપેન અને કાગજ બહાર કહાડયું. થોડો વખત ત્યાં તમામ શાંતીમાં પસાર થયો. બાળકોની રમતની ચીસ અને નાનાં ટપસ ટપસ દોડતાં પગલાંના અવાજ સિવાય ત્યાં બીજી કશી ગડબડ હતી નહીં. અંતે લખવાનું પુરું કરી વાયોલેટે એક રસીક વાર્તાની ચોપડી બહાર કહાડી તેનાં પાનાં ઉડલાવવા માંડયાં. એકાએક તેણીને સામેની ઝાડીમાંથી ઘોડાનાં પગલાં આવતાં સંભળાયાં. ચોપડી નજર આગળથી બાજુ કરી, તેણીએ સામું જોયું. દુરથી એક કાળો ઘોડો જોશબંધ દોડતો તેઓ તરફ આવતો હતો. તેનો સ્વાર કાલા લશકરી પણ હથયારથી ઝકઝકી થયલા પોશાકમાં હતો. માથાં ઉપર સફેદ મોહટાં પીછની કાંઇક વાંકી મેલેલી ટોપી સીવાય તેના પેહેરવેશમાં બીજી કશીબી સફેદી જણાતી ન હતી. તેનાં હાથમાં એક મોટી સમશેર હતી, જેને તે ગોપા દુશમનોની સામે લડવા જતો હોય તેમ, ગોળ આસપાસ ચમકાવ્યે જતો હતો. તેનો ચેહેરો દમામદાર, કાળી મોટી પણ નરમ મુછ, અને તારાજેવી ચમકતી તેની ચશમો હતી. આગળ અને આગળ તે કદાવર ઘોડાની પીઠ ઉપર બેઠેલો એક બહાદુર તન, જોરેમંદ બાજુ અને ધ્યાન ખેંચી રહે તેવી ખુબસુરતી ધરાવનાર તે જવાન આવતો ગયો.

વાયોલેટ સ્થંભ જેવી હાલને આ બહાદુર શુરવીરની સમશેરનો ચલકાટ નીહાળતી બેસી રહી, જેનો ઓળો એક પળે દીસી, બીજી પળે ઝાડીઓની ઘટા વચ્ચે ગુમ થઇ જતો હતો. એકાએક તે સપેહસાલારની નજર પેલાં રમતાં બાળકો તરફ ફરી કે તેણે પોતાનો ઘોડો થોભાવ્યો. હૅલન અને લુસી તેને જોતાંજ ખુશાલીની ચીશો પાડતાં તેની પાસ દોડી ગયાં.

"કરનલ ડેનબર્ગ તમે કેમ છેાે, ઓ અંહી પપા હતે તો તમને જોઇ કેવા ખુશ થતે," હૅલન તે જવાનની તલવારનાં ફુંમટાંઓ ખેંચતી બોલી કરનલ ડેનબર્ગે વાંકા વલી તે બંને બાલકીઓને કીસ લીધી.

"આવો કરનલ તમે ઘણા થાકી ગયા છો, અમારી ચાહનોબી વખત થયો છે." લુસીએ ડાહી ડોરી વાતોથી તે સપેહસાલરને ચાહનું નોતરૂ દીધું. "અમારી કારભારણ મીસીસ વીલીસ તો તમને પીછાણેછ, પણ મીસ વાયોલેટ સાથ હૅલન તમારી ઓલખાણ કરાવશે."

આ પેહેલીજ વેળા તે જવાનની નજર વાયોલેટ તરફ ફરી.

"આ બાનું કોણ?" તેણે પોતાનાં મરદાનગી ભરયા અવાજે પુછયું.

"મીસ વાયોલેટ, ઓણુ મને શીખવવા રહયાં છે," હૅલને ખુલાસો કરી તેને વાયોલેટ નજદીક લઇ જવા ચાહયું.

"મીસ વાયોલેટ, એવણ અમારા પપાના ફ્રેંડ કરનલ ડેનબર્ગ છે," હૅલન બોલી. વાયોલેટે ઉઠી નમન કીધું, અને ડેનબર્ગે માનથી ટોપી હાથમાં લીધી.

"મી૦ હીટનની ગેરહાજરીમાંબી તેમનાં પહરોણા "આરન કોટેજ"માં મુબારક છે," તે સુંદરીએ પોતાનાં મીઠા અવાજે કહયું.

"બાનું તમારી મેહેરબાની થઇ, હું બચીન ઘણો થાકી ગયો છે અને મારા દોસ્ત હીટનને ત્યાંનું ચાહનું કપ મને તદન આરામ આપશે," ડેનબર્ગ હસ્તે ચેહરે બોલ્યો. ત્યાર પછી વાયોલેટ આ જવાન પહરોણાને માટે ચેતવણી આપવા કારભારણ મીસીસ વીલીસ કને ઘર તરફ દોડી ગઇ, જ્યારે ડેનબર્ગ

ઉપર ટેકવાએલો હતો. રેટલસ્નેકની ટેકડીના કાલા પડછાયાએ તેઓ ઉપર અંધકારનો પડદો પાંથરયો હતો.

"રેજીમેંટમાં જોડાવા આગમજ, હું તમને મલવા આવ્યો છે. પણ મારે તમને કાંઇ કહેવું છે. તમે મને બેઅદબ તો માનશો નહીં? વાયોલટ તમે મારાં ધણીયાણી થશો?"

આ સવાલ ઘણો અચીતો હતો, પણ કર્નલ ડેનબર્ગ આજે મક્કમ મન કરી આવેલો લાગતો હતો. વાયોલેટ ધીમે સાદે બોલી:

"તમારા આ અંચીતાં સવાલથી હું અજાયબું. શું તમો મારા જેવી એક નીરાધાર ગરીબ છોડી ખાતર બેરોનેટની પદવી અને ઉમરાવી મેહેલ, દૌલત સર્વે તજશો?"

"હા, હા, વાયોલેટ તારો બખ્તાવર હાથ મેલવવા હું એક બારગી રાજયબી છોડું?" ઘણા ઉશકેરાયલા સાદે થીયોડોરે કહયું. "જો તમો એક મધ્યમ કમાણીવાળા કર્નલની બાનું થવાને રાજી—"

અંહી વાયોલેટે ધીરેથી તે જવાનનાં હાથમાં પોતાની પાસનું એક સુગંધી ગેલાબનું ફુલ મેલીયું. એ તેની માંગણી કબુલવાનો મુંગો જવાબ હતો.

થીયોડોર ખુશાલીથી ધુજવા પડયો. તે કાંઇબી બોલે તે આગમજ પેલી સુંદરી પોતાની આંગલી દુર ટેકવી બોલી, "થીયોડોર, તમને પેલા ઉંચા મીનારાની બુલંદ બાંધણી દીસે છે?"

"હા, હા" "ઍપલબી મેંનર"ને નામે એ મકાન ઓલખાએ છે."

"એની ઉપજ તમે શું ધારોછ?" તે જવાન નારે સવાલો ચાલુ રાખ્યા.

"વીસ લાખની કહેવાયછ." થીયોડોર આ વીચીત્ર સવાલથી હેરત થઈ બોલ્યો.

ત્યારે ધારો કે આ "ઍપલબી મેનર"ની એકલી દેયાત વારસ અને માલેક હું છું," વાયોલેટે ખુલાસો કીધો. "તમારા કાકા સર ડેનબર્ગની ખાહેશ પ્રમાણે તમે એક ડલ્લાવાલી જવાન નારને જીતી શકયાછ. આજ પછી એ મેહેલ તમારો પોતાનો છે."

કર્નલ થીયોડોર ડેનબર્ગની અજાયબી કોણ ચીતારે? હેરત અને ખુશાલીથી તે બે પલવેર દંગ થઇ ગયો.

"પણ, ત્યારે મને છેતરવામાં કેમ આવ્યો? મીં૦ હીટનને ત્યાં તમે બચ્ચાં શીખવવા કેમ આવ્યાં?—"

મીં૦ હીટન મારા મરહુમ પીતાના દીલોજાન ફ્રેંડ થતાં હતા, તેમજ મારા ધર્મ બાપબી. મારા બાવાના મરણ પછી, હું મીં૦ હીટનના આશરામાં આવી વસી, કારણ મને એકલીને ત્યાં સોહેવાયું નહીં, તેમજ વળી હું મારી રાજીખુશીથી આ મા વિનાનાં બાલકોને શીક્ષણ આપતી. હેલનનાં બોલવા ઉપરથી તમે પોતેજ મને પેહેલાં એક માસ્તર માની, આથી મેં મીં૦ હીટન ઉપરબી લખી આ નાહનો ભરમ જાલવી રાખવાને વીનવ્યા. કારણ મને ડર હતો કે લોકો મારા તરફ જોવા કરતાં મારા પૈસા તરફ વધુ નજર—"

"હું સમજીયો, હા વાયોલેટ, તમે પ્રેમની પરીક્ષા કરતાં હતાં." ડેનબર્ગને હવે બધી સમજ પડી.

સેહેજ વારમાં મીં૦ હીટનબી આ વાતથી વાકેફ થયા. તે વફાદાર જવાનના સાચ્ચાં હેતને વખાણી, તેવણે ખુશીથી વાયોલેટનો હાથ થીયોડોરનાં હાથમાં મેલ્યો.

"ડેનબર્ગ કેસલ"માંજ તેઓનાં લગન થયાં, અને પોતાના કાકાનાં વીલ પ્રમાણેનો મોહટો વારસો મેલવી કરનલ ડેનબર્ગ આજે સર થીયોડોર ડેનબર્ગ થવા પામ્યો છે.

**જરબાનું કાવસજી દાવર.**

## કેલવેલું મગજ અને તેમાંથી છોકરીઓને શું ફાયદો થાય છે?



કેળવણી દરેક ચીજમાં તમારી કાલજી વધારે છે; હુન્નરમાં, તવારીખમાં, વિદ્યામાં, મુસાફરીમાં, દોસ્તો, નોકરો અને દરેક માણસ સાથનાં તમારા સંબંધમાં. અને આ ચીજોમાંની કાલજીજ એક માણસમાં બીજાંઓનું દીલ રીઝવનાર કદી નાબુદ ન થાય તેવા ગુણ ઉતપંત કરે છે. એક તદનજ અભણ બઇરી સાથે કોણ રહી શકે? એક અઠવાડયામાં તેણી કંટાલાથી સામા માણસનું મોહત નીપજાવે. ઘણી બાજુએ અને વધારે અને વધારે બાબદોમાં લીધેલી કાળજી મગજને ખીલવે છે અને ચંચલ બનાવે છે; તેવાં મગજનાં ફલો મંડળીમાં સારી અસર કરે છે અને સારો ખોરાક થઇ પડે છે, જ્યારે વગર કેલવેલું મગજ તે ધરાવનારમાં થોડા ઘણાં સારા ગુણો હોવા છતાં તેનાં દોસ્તો, મીત્રો અને કુટુંબીઓમાં ફકત ગપસપ લાવે છે અને તેઓને કંટાલા ભરેલું થઈ પડે છે. ખરેખરી છુટથી આપેલી કેળવણી સારાં પરીણામો લાવે છે. અભણ મગજનાં ખોટા ખ્યાલોને દાબી નાખવામાં કેળવણી કાંઇક ભાગ બજાવે છે. સઘલી જાતની ભારે અને નહી દુર કરી શકાય તેવી મુશકેલીઓમાંની સૌથી મોટી અને સુધારવાની કાંઇપણ આશા વીનાની મુશકેલી તે એક તદનજ અભણ અને સાંકડાં મગજની સ્ત્રીનાં ભેજાંમાંનો વગર વીચારે બાંધી દીધેલો ભુલ ભર્યો ખ્યાલ છે. તે એક સંગીન દેવાલ મીસાળ છે, જે સઘલા સુધારાને આગળ વધતાં અટકાવે છે તકરાર, સત્તા, સાબેતી, અનુભવ તેની આગલ કાંઇજ કરી શકતાં નથી. યાદ રાખજો કે આ દુનિયાંમાં વધારેખરાબી, ખરાબ ખવાસ અને બદી કરતાં આવી જાતનાં અભણ ભેજાંનાં ભુલ ભર્યા ખ્યાલોથી વધારે થાય છે.

એક પલવાર વીચાર કરો કે ખીલવેલાં મગજની થોડીક બાનુંઓ જે મંડળીમાં આપણે ફરતાં હોઇએ તેને કેટલી ખુશનુંમાં કેટલી જીવવાળી બનાવે છે? એવી સ્ત્રીઓ દુન્યામાં વધારે હોય તો તેઓ કેટલું વધારે કરી શકે?

દરેક જાતનાં કામને સુધારવા તેમજ આગળ વધારવા, કોઈ ભલી ઈચ્છા, આતુરતા યા પૈસા જોઇતા નથી પણ તેમાં સારી અક્કલ, ખીલવેલી હુશીયારી અને કેળવેલું મગજ જોઇયે છે.

બીજું, દુનિયામાં ભલાં કામ કરવા માટે બોહલી અને મજબુત દયાની જરૂર છે. બોહલી એટલા માટે કે જુદી જુદી જાતનાં ગુણો તેમાં સમાઈ શકે છે; મજબુત એટલા માટે કે નાહની નીષ્ફળતા અને ઠપકા ખમી શકે છે. હવે બીજા માટેની દાઝ ધરાવા માટેનું પેહલું પગલું સમજણ છે; સમજ કેળવણીથી આવે છે કેળવણી આપણાં દીલમાંની દયાને વધારે છે અને મજબુત કરે છે; તે આપણાં મગજમાંનાં અભણ ખ્યાલો દુર કરે છે, અને એવી રીતે આપણી શકતીને બેવડી કરે છે એટલુંજ નહીં પણ જીંદગીનાં બોહલાં કામો માટે આપણને લાયક બનાવે છે.

સાંકડાં અને અભણ વીચારોને દુર ન કરી શકે તેવાં મગજ વીશે આપણે ઉપર બોલી ગયાં છઇએ. એક બીજી જાતનું સાંકડું મગજ આવે છે, જે અજ્ઞાનપણાંનું પરીણામ નથી, પણ ચોકસ ખ્યાલી વીચારો ભેજામાં પેવસ કરી તેને બોહસથી વલગી રેહવાની ખોટી ટેવ છે. તમારી સઘળી શકતીથી આ ટેવની સામે થજો. તમામ વગર કેળવાયલાં લોકોમાં એવી ટેવ હોય છે કે કોઈ ચોકસ બાબદનો એક ભાગ સાંભળી તેને આખી બીનાં સાથે શું સંબંધ છે તેનો વીચાર કીધા વિનાં તે વીશે ખોટો યા ખરો ખ્યાલ બાંધી દેવો. તેવા ખ્યાલો વધુ અને વધુ બાંધવાથી મગજનું સાંકડાપણું વધે છે; કેળવણી—છુટથી આપેલી કેળવણી અને ઘણાં ચંચલ મગજનાં માણસો સાથનો સંબંધ-એજ એને સુધારવાનો ઇલાજ છે. દરેક બાબદમાં બીજાઓની ખરી મતલબ શું છે તે સમજવાની કોશેશ કરજો. એમ ના સમજતા કે તમે અને તમારા જેવાંજ થોડા બીજાઓ સચ્ચાઈ અને ડહાપણ સમજે છે. ઘણી જાતનાં લોકોની દુનિયા બનેલી છે. અને જો તમુને દુનિયાને સમજવી હોય અને મદદ કરવી હોય તો તે બધી જાતનાં લોકોને તમુને સમજવાં જોઇએ.

આપણે એક મોટી દુનિયામાં વસીએ છીએ કે જેમાં ઘણી જાતનાં ફેરફારો હમેશાં થાય છે. તેમાં કેલવાયલાં મગજ, સાફ માથું અને આતુર દીલની જેટલી જરૂર છે તેટલી બીજી કશાંની નથી; તેમાં એક સ્ત્રી જે ભાગ બજાવે છે તે કાંઇ નાહનો સુનો નથી. આ દુન્યામાં થઇ ગયલા માહન પુરૂષોએ પોતે જે કાર્યો બજાવ્યાં હતાં તે ઉમદા સ્ત્રીઓ કે જેઓએ માતા, બેહનો અને ધણીયાણીઓ તરીકે તેઓની જીંદગીમાં ભાગ બજાવ્યો હતો, તેઓની જાદુઇ અસરનાં પરીણામનાં ફળ હતાં એવું તેઓ જણાવી ગયા છે. કોઇબી પુરૂષ આ દુનિયામાં માથે ઉઠાવલાં ગંભીર કામમાં તેનાં ઘરમાંની સ્ત્રીઓની મદદથી ફાવે છે, યા નીષ્ફલ થાય છે. ખરી હીમત બતાવાને અશકત, સચ્ચાઇનો ઇનકાર કરનારી, કોઇપણ ભલાં કામમાં કાલજી ન લેનારી, સખી અને ઉમદા નેમથી કૌમ બજાવાને અશક્ત—જેણી દુનિયામાં ફક્ત પોતાનાજ ભલાં માટે જીવે છે—તેવી સ્ત્રીની હલકી અને દીલ દુઃખવનારી અસર થોડાજ પુરૂષો ખમી શકે છે. આવી સ્ત્રીઓ ફક્ત પોતા માટે કશું કરતી નથી, એટલુંજ નહી પણ તેઓ ધીમે ધીમે તેઓનાં દોસ્તો, ભાઇઓ, અથવા તો ધણીઓની લાગણી સુન કરી મેલે છે. આવી સ્ત્રીઓ ઊંઘમાં પડેલી સ્ત્રીઓનાં જેવી છે. કેળવણી તેઓને તે ઊંઘમાંથી જગાડશે, અને ભયંકાર દુઃખમોંથી બચાવશે.

આપણે સઘલાં ઇચ્છીએ છીએ કે સ્ત્રીઓને ઊંચી કેળવણી મલે અને તોપણ શું કેટલીક ઘણી ઊંચી કેળવણી લીધા વીનાંની પણ ખરી કેળવાયલી સ્ત્રીઓ નથી, કે જેઓને આપણે વખાણની નજરથી જોઇએ છીએ? આપણે કાંઇ સાંકડા મગજની અધુરી કેળવણીથી છળકાઈ ગયલી સ્ત્રીઓ માટે બોલતા નથી. કેળવણી સારી છે, પણ સંપુરણ મનનુ સાબુતપણું વધારે સારૂં છે. સ્ત્રીઓના સૌથી ઉત્તમ ગુણોમાં મનનું સાબુતપણું સૌથી ઉત્તમ ગુણ છે. પુરૂષોમાં અને મુખ્ય કરી માહ બુદ્ધીવાન પુરૂષોમાં મનનાં સાબુતપણાંની ખામી માફ થઇ શકે, અને તેવીજ બુદ્ધીવાન સ્ત્રીઓમાં તે ખામી લગાર નાખુશીથી આપણે માફ કરી શકીએ, પણ સાધારણ લોકોમાં તો મુદ્દલેજ નહી. કેળવણી મનનાં સાબુતપણાંને મદદ કરે છે તે જે જીંદગી આપણે આ દુનિયામાં ગુજારીએ છીએ તેને ઊંચી સપાટીપર લાવવાને મદદ કરે છે.

હવે કેળવાયલી છોકરીઓ અને સ્ત્રીઓએ આ દુન્યાની મજાહ ભોગવવા માટે કેવી વલાણ અખસાર કરવી જોઇએ તે વીશે બે બોલ બોલીશું. જીંદગીનો મોટો ભાગ મજાહથી બનેલો છે અને બનવો જોઇએ; સઘળી કેળવાયલી સ્ત્રીઓની મજાહ બીજાઓને મજાહ આપવાથી મલતી મજાહ મેલવવામાં સમાયલી છે. મજાહ આપવા જજો, પણ મેળવવા ના જતાં. એજ નીયમ કાંઇબી નજીવી ચીજને મજાહમાં ફેરવી નાખશે. એવી રીતની જીંદગી ગુજારો કે સાદામાં સાદી ચીજ તમુને ખુશી કરયા વીના રહે નહી. જો તમારૂં ઘરબાર, છોકરાં બચ્ચાં, રમત ગમત, અને જીંદગીનાં રોજનાં બનાવો, સુંદર દેખાવો અને માણસાઈ સુખો ચેહરાઓ તમુને ખુશી કરવાને નીષ્ફળ થાય, તો તમે પોતાને કાંઇ ખરેખર યાને ખ્યાલી મગજને જોરમાં ઉસકેરે તેવા વીચારોમાં લપેટતાં હશો અને સાદી મજાહ માટેની ખુદરતી તંદરોસ્ત ભુખને બગાડતાં હશો. કેળવાયલી સ્ત્રીઓ માટેની ધાસ્તીઓમાંની આ એક છે, પણ તે ધાસ્તી છે કારણકે તેઓને ખામી ભરી કેળવણી મલેલી હોય છે, તેઓને એકજ બાજુની એટલે કે ચોપડીનીજ કેળવણી મલી હોય છે, બીજી અને વધારે મોટી બાજુની બોહલી માણસાઈ દાઝની કેળવણી તેઓને મલેલી હોતી નથી. ઉપલાં કહેવાનો સાર એ નીકલે છે કે કેળવેલું મગજ સારૂં છે પણ કેળવેલી દાઝ વધારે સારી છે. લૉર્ડ કારલાઇલને જયારે એક બાનું માટે કહેવામાં આવ્યું હતું, કે તેણી સાદી અને સાધારણ છે ત્યારે તેણે તેણી માટે થોડીક કવીતાની લીટીઓ લખી હતી જેનો સાર નીચે મુજબ છે:—

"તમે કહોછો કે તેણી સાદી છે, પણ જયારે હું તેણીનાં ભવાંપર બીજાઓ માટેના વીચારો લખેલા જોઉછું, ત્યારે હું તેણીને કદી પણ તેમ કહેવા દેવશ નહી. તેણીની આંખો, હું કબુલ કરૂંછું કે સુંદર નથી, તેણીનું નાખ ઘટમારૂં નથી, પણ તેણીના મોહડાંપર બીજાઓની મજાહ માટેનું હસવું અને બીજાઓનાં દુઃખ માટેની દલગીરી છે, તેમજ ઝડપથી તેણી કાંઇપણ ખામી જોઇ શકેછે. વધારે ઝડપથી

તેને સુધારે છે, તેથી પણ વધારે ઝડપથી કાંઇપણ ઇજા દુઃખ યા નુકશાની ભુલી જાય છે. માંદગીના બીછાનાં આગળ તેણીના શબ્દો સાંભલો, તેણીની ધીરજવંત રીત જુવો, તેણીનો દરેક શબ્દ તે બોલનારની વખાણ કહી આપે છે. પવીત્રાઇ, સચ્ચાઇ અને પ્યાર એ શું સાધારણ ચીજો છે? કુશળ, ખુબસુરત, દેખાવડી તેણી કદાચ ન હોય, પણ જ્યાં સુધી ફ્રેસ્તાઓની વચમાં છે ત્યાં સુધી તે તેણીને સાધારણ કહેવાઇ શકાય નહી."

આ પરથી એટલું યાદ રાખજો કે દયા, નરમાસપણું, મારી, પવીત્રાઇ, સચ્ચાઈ અને પ્યાર એ સઘળા ગુણોને ખીલવજો; અને પછી જો તમુને બીજા વધારે ગુણોની બક્ષેશ મલી ન હશે તોબી "જ્યાં સુધી તમે ફ્રેસ્તાઓની વચ્ચે છેઓ ત્યાં સુધી તમે સાધારણ કહેવાઇ શકશો નહી."

પીરોજા.

# ગોલાબનાં પાતરાંના આશીરવાદ.




ડનનાં એક જુનાં ઘરના ઓરડામાં એક ગરીબ બાયડી થાકેલી હોવા છતાં પોતાનાં કામપર બેઠી હતી. તેણીનો વર માંદગીનાં બીછાનાંપર આંખો મીચીને થંભ પડેલો હતો. તે ઓરડામાં એક બીજુ આદમી એક ખુબસુરત નાહનો ત્રણ વરસનો છોકરો હતો. તે પોતાની માય આગળ દોડી જઇને રડતો બોલ્યો—"મા, મને ઘણી ભુખ લાગી છે."

તે ગરીબ માએને આથી અતીશય દુઃખ લાગવા છતાં તેણી ધીરજથી બોલી.

"કાંઇ નહી વાહલા આરચી, માય તારે વાસ્તે હમણાં કાંઈ લાવશે, તેટલાં તું આએ માએનો નાહનો બાકસ લઇને રમ."

ત્યાર પછી એક કબાટનાં ખાનાં આગળ જઇને તેણી એક અસલી ઢપનો નકશીનો ડાબડો લઈ આવી, જે બચ્ચાંને લાયકનાં ખજાનાથી ભરેલો હતો. આટલી બધી તેઓની ગરીબાઇમાં પણ તેને જાલવી રાખવામાં આવ્યો હતો. પોતાના દીકરાને એક ઉંચી ખુરસીપર બેસાડી તેની આગળ તે ડાબડો મુકયો એવી આશામાં કે તેણી તેને માટે કાંઇ ખાવાનું લાવે, તેટલાં તે રમતમાં રોકાઇ પોતાની ભુખનો ખ્યાલ ભુલી જાય; ત્યાર પછી તેણી પાછી પોતાનું કંટાલાભર્યું કામ લઇ બેઠી. તેણી જાણતી હતી કે તેમાંથી તેણીને ઘણુંજ થોડું મલવાનું હતું, તોપણ તે તેણીએ પુરૂં કરવું જોઇએ નહી તો તેણીનાં વાહલાંઓ મરણ પામે.

થોડી વાર તદન સુપકીદી પંથરાઇ. તે બીછાને પડેલા માણસનો ધીમો દમ લેવાનો અવાજ અને તેની બાયડીની સોય ચાલવાનો ઝીણો અવાજ સંભળાતો હતો તેટલાં, એક બાળકનો સાદ બોલતાં સંભળાયો, "જુવો માયજી કેવું મજાનું, મજાનું!"

તે જુવાન માતાએ તે બચ્ચાંનાં આંગલાંમાં એક ચલકતો રીકો પકડેલો જોયો. તે ખરેખર રીકો હતો કે નહી તે જોવાને તેણીએ પાછી તે તરફ નજર ફીરી, પણ તેટલાંમાં તેણીને ચક્કર આવી આંખે અંધારાં આવ્યાં, અને જો તેજ પલે એક શખસ બારણું ઉઘાડી અંદર આવ્યો ન હતે તો તેણી તુટી પડતે. તે આસરે ૫૦) વરસની ઉમરનો માયાળુ દીલનો, ચપલ, હુશીઆર આંખોવાલો મહરથ હતો.

એક પલમાં તે તેઓની હાલત સમજી ગયો, અને ઉતાવળે પગલે તેણી તરફ દોડી જઈ તેણીનાં તુટી પડતાં શરીરને પકડી લઇ તેણીને કોચપર સુવાડી, અને એક ગલાસ ભરી વાઇન જે તેણીનાં ધણી માટે આગળજ મુકયો હતો તે તેણીનાં મોંહ આગળ ધરી બોલ્યો, "પી જા, મારાં બચ્ચાં." તેણી એકદમ તેને તાબે થઇ, કારણ તે જુવાન બાનું જોકે હુશીઆર મગજ અને ખમવાની શકતી ઘણી મજબુત ધરાવની હતી, તોપણ એક બચ્ચાં જેવી સાદી અને નીરદોષ હતી.

તે મહરથ કે જે એક ડાકટર હતો. તેણે જેવું જોયું કે તેણી થોડી હુશીઆર થઇ હતી તેવોજ તે ઓરડામાંથી બાહેર ગયો અને હાંક મારી, "મીસીસ ડનડાસ!" તુરતજ તેને જવાબ મળ્યો "હા સાહેબ!" આ મીસીસ ડનડાસ તેઓની ઘરવાલી હતી અને જયારેબી ડાકટર આવતા ત્યારે હમેશાં નજદીક રેહતી હતી.

"મેહરબાની કરી મારે ઘેર કોઇને દોડાવો અને મીસ જેસીને કેહવડાવો કે રાંધેલી મરઘીનું પીલું અને બીજી ખોરાકની કાંઇબી ચીજ હાથમાં આવે તે લઇને એકદમ અહીઆં આવે."

ત્યાર પછી તે ઓરડામાં પાછો ફરયો અને આ જુવાન જોડાંએ જે કાંઈ ખમ્યું હતું તેનો દલગીરીથી વીચાર કરતો અને જેસીની રાહ જોતો બારીએ ઉભો. તે પોતે પૈસાવાલો અને માયાળુ દીલનો હતો. તે ધારતો હતો કે તેઓ ગરીબ હતાં, પણ તેઓની ખરેખરી હાલતનો તેને હમણાંજ ખ્યાલ આવ્યો હતો. તે તેઓને કેઇ રીતે મદદ કરવી તેનો વીચાર કરતો હતો, પણ કાંઇ સેહલ રસ્તો સુઝતો ન હતો. તે જુવાન બાનુના શરમાળ અને મોભાભર્યાં દેખાવપરથી તે વાત તેણી આગળ છેડવા ઘણી મુશકેલ લાગતી હતી. વળી તેણીનાં ધણીને માટે જયારે ડાકટર આવતા ત્યારે તેને સાજો કરવા માટે શું કરવું અને કયા ઉપાયો લેવા ઘટારત હતા તે જાણવાને તેણી એટલી તો કાલજી અને ઇચ્છા બતાવતી હતી કે તે વેળાએ તે ચાલાક અનુભવી ડાકટરની આંખો પણ ઠગાતી હતી અને તેણીનાં દેખાવપરથી તે સમજતો કે તે સઘળું બજાવાને તેણી શકતીવાન હતી. બીજુ એકે તેણીનાં ધણીને, કશી પણ ચીજની તંગી પડવા દેતી નહીં. ફ્રુટ, વાઇન વગેરે બીજી જેબી ચીજો તેને આપવી જોઇએ. તે તેની આગળ મુકવામાં આવતી. ખરૂં કહીએ તો છેલ્લા થોડા દીવસ થયાજ તેઓની તંગીમાં વધારો થયો હતો, કારણકે આ હેતવંતી ધણીઆણી અને માતાએ સારા દીવસોમાં સંભાળથી સંગરેલા થોડા પૈસા તેમજ તેણીની રાત દીવસની મેહનતથી મેલવેલું થોડું નાણું આટલા દીવસની માંદગીમાં પુરૂં થઇ ગયું હતું. હવે તે જુવાન માતાનું તવાઇ જતું આંગ, તથા તે નાહનાં બાળકનો કરમાયલો ફીકો ચેહરો જોઇ તેઓને કેટલું દુઃખ સોસવું પડતું હશે, તેનો વીચાર કરતાં તે માયાળુ, સાચ્ચા દીલના ખુજરેગ મહરથનું જીગર જલતું હતું.

પણ આવા વીચારો લાંબો વખત કરવાને તેને વખત મલ્યો નહી; જલદીથી એક હસમુખો છોકરવંત સાદ નરમ

અંવાજે પુછતાં સંભળાયો—"બાવાજી હું અંદર આઉ ?" જેવા તેવણ તેણીને બોલાવા બારણાં તરફ ગયા, કે તે છોકરી જેણે તેણીનાં બાપને મોહડેથી તેવણનાં આ ઘરાકો માટે આટલું બધું સાંભળ્યું હતું અને જેઓને મદદ કરવાને તેણી તલપી રહી હતી તેણે તેવણ તરફ હેતવંતી આભારી નજરથી જોયું.

થોડી પળમાં એક સોજુ ભોજન તૈયાર કરવામાં આવ્યું. જેસીને ખુદરતી લાગ્યું કે તે માતાની પેહલી કાળજી તેણીનાં બચ્ચાં માટેની હતી. તેથી તેને ટેબલપર બેસાડી તેની આગળ હલકું દુધનું બનાવેલું પુડીંગ મુક્યું કે જે તેણીએ પોતે બનાવ્યું હતું. તેણીને હમેશાં થોડી પળની ચેતવણીમાં કાંઇ ને કાંઇ તૈયાર કરવા ગમતું હતું, કેમકે એકદમ કાંઇ ને કાંઈ મંગાવવાની તેણીનાં બાપની ટેવ તેણીને ખબર હતી.

પણ તે નાહનાં બાળકે ગમે એટલું ભુખ્યું હોવા છતાં ખાવા માંડ્યું નહી; તેને મક્કમ દેખાવથી પોતાનું માથું ફેરવ્યું, અને તે લલચાવનારાં પુડીંગ તરફ નહી જેવાનો ઠરાવ કીધો. પછી શરમાલ ચેહેરે જાણે કાંઈ કેહેવા માગતો હોય તેમ જેસી તરફ જોયું.

એક પલસુધી તેણી ગુંચવાયા કીધી, પણ પછી એકદમ તેણીને કાંઇ વીચાર આવ્યો. તેણી વાંકી વલી અને થોડાક સાદા બોલોમાં પરમેશ્વરનો આભાર માન્યો અને તે ભોજનપર તેનાં આશીરવાદ માગ્યા. હવે તે બચ્ચાંએ પોતાની બલુ આંખો સંતોષથી ઊંચકી અને જલદીથી હાથમાં ચમચો પકડ્યો; ત્યાર પછી તેને છોડી તે છોકરી તે માતાને જમવા માટે સમજાવા ગઈ, જ્યારે તેનો બાપ તે બાનુંનાં વરની સારવાર કરતો હતો અને સંતોષી આંખોથી પોતાની દીકરીનું કામ તપાસતો હતો.

પેહલાં તો તેણીને લાગ્યું કે તેણીની સઘળી મેહનત વ્યર્થ જશે, પણ નાજુકાઇ અને કલાથી અને ખુશનુમાં ચીજોની વાતો કરીને તેણી તે બાનુંને થોડું ઘણું ખવાડવામાં ફાવી.

ડાક્ટર મેલીઓર ત્યાર પછી તે બાનું આગળ આવીને બોલ્યા—"મારી દીકરી તમે હજુ કાંઇ જમ્યાં નથી, પણ કાંઇ નહી, ચાહેનાં વખત સુધી હું તમુને જેસીની સંભાલ હેઠલ મુકી જાઊંછું. થોડાવાર આસાએશ લેજો અને ત્યાર પછી તમારાં પેલા ખજાનાનાં દાબડામાં જોજો. તેમાંનાં મીઠાં સુગંધવાલા ગોલાબનાં પાતરાંઓની વચમાં મેં ઘણાંક સીક્કાઓ જોયા છે. પણ હમણાં તેને જોતાં ના, પેહલાં થોડો વીર આરામ લેજો અને ચાહ પીધા પછી હું આવીને તમારી સાથે વાત કરીશ"

ઘરમાંથી જતાં જતાં તેવણ ઘરવાલીને થોડાં તાજાં ઇંડાં બાફીને ચાહ સાથે ઉપર લઈ જવા કહી ગયા.

તેટલો વખત મીસીસ ફેરફીલ્ડ એક સંતોષી નીરાંત ઊંઘમાં પડી હતી; લાંબી લાંબી રાતોના ઉજાગરા અને ભવીષ માટેની ચીંતાથી તેણી તદનજ થાકી ગઇ હતી, પણ હવે પોતાને માથેથી થોડો બોજો હલકો થયલો તથા પોતાનાં ધણી અને બચ્ચાંની સંભાલ એક માયાવંતા હાથથી લેવાયલી જોઇ તેણી નીરાંતે ઉંઘમાં પડી હતી, જેમાંથી થોડા કલાકો પછી તેણી જાગરત થઈ.

કાંઇ ખુશનુમાં બનાવની ખુશાલીમાં હોય તેમ હસતે ચેહરે તેણીએ આંખો ઉઘાડી, અને જેસીને આરચી સાથે રમતાં જોઈ. તે બાળક, બચ્ચાંનાં જેવી ખુશાલીથી તેણી કાંઇ વાતો કરતી હતી, તે સાંભલી હસતો હતો. તેણીનાં ધણી તરફ ફરતાં જાણે કોઈ ફરેસ્તાઓએ આવતી ખુશાલીની આગાહી તેનાં કાનમાં કહી હોય, તેમ આશા અને ખુશાલીથી તેનો ચેહરો ચમકતો જોયો.

ચાહ તૈયાર કરી સફાઇથી ટેબલપર મુકવામાં આવી. પણ તે લેવા આગમજ જેસીને લાગ્યું કે તેણીની સહી તે દાબડો પેહલાં જોવા માગશે, તેથી જ્યારે તેણીની ભુરી આંખો તેણી તરફ હસતી જોઇ, ત્યારે તેણી ઉઠી તે દાબડો તેણી આગળ લઇ ગઇ, પછી પાછી આરચી આગલ આવી બેઠી.

સંભાલથી ઘણી માનભરી યાદ સાથે તે જુવાન બાનુંએ તેમાનાં સુકાં પાતરાં બાહેર કાહડ્યાં અને તેમાંથી એક પછી એક સીક્કાઓ બાહેર પડ્યા. છેલ્લે તલીએ પડેલું એક પરબીડું તેણીને હાથ લાગ્યું. ધીરેથી તે બાહેર કાહાડી તેણીએ નીચલા બોલો વાંચ્યા—"જરૂરની વેલાએ મારી વાહલી દીકરીને કામ લાગે માટે પરમેશ્વરનાં સ્વાધીનમાં સોંપી જાઉંછું !" મીસીસ ફેરફીલ્ડને તેણીની વાહલી માતા જેણીનાં મોંહમાંથી કોઈપણ દીવસે એક સખત બોલ નીકળ્યો ન હતો, જેણીએ દુઃખ યા સુખમાં હમેશાં તે માયાળુ ઇશ્વરનાં નામને માનથી યાદ કરી તેનીપર વિશ્વાસ રાખવાને તેણીને શીખવ્યું હતું અને તેનીજ સંભાલમાં તેણીને સોંપી ગઈ હતી તેની યાદ આવતાં આંખોમાં આંસુઓ આવી ગયાં.

તેણીનાં બચપણમાં એકાંત ગામડાંના નાહના સુંદર ઓરડાની ડ્રેસીંગ ટેબલપર તે દાબડો હમેશાં પડેલો રેહતો હતો. તે વેળાએ તેણીને જ્યારેબી બાગમાં જાય ત્યારે અકેકો ખીલતો ગોલાબ લાવી પોતાની ટેબલપર મુકવાની ટેવ હતી, પછી જ્યારે તે સુકાવા આવે કે તેનાં પાતરાં તોડી, આ ઉંડા જુની ઢપનો દાબડો, જેમાં તેણીની બચપણની સઘલી દોલત રેહતી હતી, તેમાં નાખતી હતી. તેણીની માતા જ્યારે રાતની ચુમી લેવા તેણીનાં બીછાનાં આગળ આવતી, ત્યારે વારંવાર અકેકો સીક્કો અંદર નાખી જતી. તે બાળકને ખબર પણ ન હતી કે તેમાં કેટલા સીક્કા એકઠા થયા હતા. જોકે તેણી જાણતી હતી કે તેમાં તેણીનો ખજાનો ભરેલો હતો તોપણ કોઇ દીવસે તેને બાહેર કાહડતી ન હતી, સીવાય થોડાં ગોલાબનાં પાતરાં કોઇ કોઈ વેળા કાહડી તેનો મીઠો સોહરમ લઈ પાછાં અંદર મુકતી. તેણી સુખી સંતોષી જીંદગી ગુજારતી હતી. શીખવામાં, ઘરની આસપાસનાં જંગલોમાં ભટકવામાં અને પોતાની માતાને મદદ કરવામાં તેણીનો સઘળો વીચાર અને વખત રોકાયલો રેહતો.

તેણીનાં લગનની એક રાત આગમજ તેણીની માતા તેણીનાં ઓરડામાં ગઈ હતી અને સંભાળથી તે દાબરામાંનાં પાતરાંઓ ખસેડી એક પરબીડું તેને તલીએ મુક્યું હતું, અને ત્યાંજ એક નાની બંદગી કીધી કે પરમેશ્વર તેને ત્યાં જાલવી રાખે અને ભવીષમાં તેનાં વાહલાં બચ્ચાંને જરૂર પડે તો તેની જાણમાં લાવે. લગન પછીની તેણીની છેલ્લી શીખામણ એ હતી કે, "મારી વાહલી દીકરી, આ દાબડાને જાલવી રાખજે અને હમેશાં તારી પાસે રેહવા દેજે. હું જાણું છું કે તે દેખાવમાં ભપકાભર્યો નથી, પણ તેનીપરનું કોતરકામ ઘણું સુંદર છે, એ મારાં માતાએ મને ભેટ આપ્યો હતો. તેવણ તેને ઘણો કીમતી ગણતાં હતાં, કારણકે તેવણનાં લગનપર તેવણનાં વરે તે ભેટ

આપ્યો હતો." તેનાં જવાબમાં તેવણની દીકરી બોલી, "અરે, વાહલાં માયજી હું શું કદીબી તેની દરકાર નહી કરવાનું મન કરશ! તમે આપેલી ફેટલી બધી ચીજો મેં એમાં એકઠી કીધેલી છે, અને તમારે હાથનાં તોડેલાં ગોલાબો પણ તેમાં છે. નહી વાહલાં માયજી, જરાકબી ચીંતા રાખો નાં. તમારી અને મારાં મમઈજીની ભેટ હું કદીબી ભુલી જવશ નહી," અને તેણીએ પોતાનો બોલ નીમકહલાલીથી પાલ્યો હતો. તેણી હમેશાં તેને પોતાના સુવાનાં ઓરડામાં રાખતી હતી, જોકે તેમાં શું દોલત હતી તેનો તેણીને થોડોજ ખ્યાલ હતો.

પણ હવે જયારે તેણીએ તે પરબીડું ઉપેડયું અને સેંકડો પાઉન્ડની નોટો અંદરથી નીકલી, ત્યારે પેહલાં તો આભારી હૈડાંથી તેણીએ તે કીરતારનો ઉપકાર માન્યો, અને પોતાની વાહલી માતાની કાલજીનો વીચાર કીધો.

તુરતજ ડાકટર અંદર આવ્યા.

"કેમ મીસીસ ફેરફીલ્ડ," આવતાંને વાર તેવણ બોલ્યા, "તમારા વરની ચોપડીની વાત આટલો વખત છુપી રાખવા માટે હું ધારૂં છું કે મને તમુને ઠપકો આપવો જોઇએ."

તેણીએ અજાયબીથી તેવણ તરફ જોઇને પુછયું, "તમે કેમ તે વીશે જાણ્યું?"

પણ તેવણે હસીને પોતાનું માથું ધુણાવ્યું અને જેરી તરફ ફરીને બોલ્યા, "વાહલી દીકરી, બુચાને આપણે ઘેર લઇ જા, આજની સાંજ ઘણી ખુશનુમાં છે અને તેને તાજી હવાની જરૂર છે. તેના ફીક્કા ગાલોને આપણે ગોલાબી બનાવવા જોઇએ, એને બાગમાં સારી પેઠે દોડાવજે." એ પછી તેવણ મીસીસ ફેરફીલ્ડ તરફ ફરીને બોલ્યા, "હવે મને તમારી સાથે વાત કરવી છે, મને એ ચોપડીનાં બધાં કાગજો આપો. તેણી અજાયબ થતી ઉઠી અને તેવણને તે લાવી આપ્યાં. તેવણ તે ઉપર ટપકેથી જોતાં વારંવાર બોલતા, ઘણું સારૂં! ઘણુંજ મજેનું! વાહ વાહ! આપણે એ છપાવા મોકલશું. આ નોટો જોઊં, એમાંથી ૬૦) પોં૦ મને આપો તો હું એ છપાવવા લઇ જાઊં છું અને એનાં પ્રુફનાં કાગજો તમારીપર સુધારવા મોકલશ." તેણીએ તેવણ તરફ હેસાનની નજરથી જોયું. "હવે જુવાન બાનું હું તમુને હોકમ કરૂં તેમ તમારે ચાલવું જોઇશે. તમુને જલદીથી સાજા થવું જોઇશે, કારણકે થોડા વખતમાં તમુને બધો સામન પેક કરાવો જોઇએ," તેણીનાં સવાલ પુછતા ચેહરાને તેવણે કાંઇજ ખોલાસો આપ્યો નહી, પણ તેણીને ફકત કપડાં પેહરી તયાર થવાને ફરમાવ્યું.

"પણ ડાકટર મેલીઓર," અંતે તેણી બોલી, "હું મારા વરને તો છોડી જવશ નહી!"

"હું તે જોવશ," તેવણે ખુશાલ દીલથી જવાબ આપ્યો. "મીસીસ ડનડાસ ઘણી સારી માવજત કરનારી અને ખબરદાર ઘણી ભલી સ્ત્રી છે. તમારી ધીરજપર હવે હું વધારે દખાણ કરશ નહી, તમે હમણાં તો મારા ઘેર તરફ જાવો અને ત્યાંથી તમારા દીકરાને લઈ આવો. મારા બાગમાં એક ફેરો મારતાં આવજો, પણ થોભો હું પુછતાં ભુલી ગયો તમે લંડન આવ્યાં તે આગમજ કયાં રેહતાં હતાં?"

તેણીએ કાર્નવોલમાં આવેલાં એક દુરનાં ગામનું નામ દીધું.

"તે ઘણીજ સુંદર જગા છે. મારા બુઢા દોસ્ત ડાકટર બરબીજ ત્યાં રહે છે," તેવણ બોલ્યા. તેવણને હમણાં એક જુવાન ગ્રહસ્થ માટેની ઘણાં વરસની વાત યાદ આવતી હતી કે જયારે તે હુશયાર ભેજાનો જુવાન્યો, ઓકસફર્ડમાંથી જઇ કાર્નવોલનાં એક ગામડાંમાં રહયો હતો અને ત્યાં એકાંત વાસમાં નાડીના ધબકારાનાં નીયમો સંબંધી વિદ્યાનો અભ્યાસ કરતો હતો. જો તે જવાન ઇચ્છતે તો લંડનનાં રસાયણ શાસ્ત્રીઓમાં માનવંત ઓધો અત્યાર સુધીમાં ધરાવતે. હમણાં તેવણે જાણ્યું કે આ જુવાન્યો તેવણનું ઘરાક હતું, પણ તે વેળાએ કાંઈ બોલ્યા નહી. એક પલવાર થોભીને કહ્યું "હું મારા દોસ્તને મલવા વારંવાર જાઊં છું."

ફકત એટલુંજ તેવણ બોલ્યા, પણ તેવણ પોતાના મનમાં સઘલી ગોઠવણ કરતા હતા; તેવણ પોતાનાં જુનાં દોસ્તને લખીને તેઓને પોતાનાં જુના ઘરમાં પાછા મોકલવા ધારતા હતા અને તેટલામાં પેલી ચોપડી છપાવાની ગોઠવણ કરતા હતા.

જોન ફેરફીલ્ડ પોતાના રસાલા તથા કેટલાંક અસલી લખાણોની નોંધો બ્રીટીશ મ્યુઝીયમમાં વાંચવાની મતલબથી તેમજ પોતાની ચોપડી છપાવાને અર્થે લંડનમાં આવ્યા હતા, પણ તેમાં તેવણ ફાવ્યા નહી. ઘણાંઓએ તે માટે ઉંચું મત આપ્યું હતું પણ કહયું હતું કે તેમાંથી કાંઇ કમાણી થવાની નથી. આ નાસીપાસી તેવણને પુશકલ લાગી હતી તે સાથે ભવીષ્યની ચીંતાએ તેવણનાં થાકેલાં મગજપર અસર કીધી અને તેનું પરીણામ એ આવ્યું કે તેવણ બીછાને પડયા. અને હવે બંને ધણી ધણીઆણીને લાગ્યું કે તેઓનું ગામડેનું વાહલું ઘર જે એક નીમકહલાલ નોકરને તેઓ સોંપી આવ્યાં હતાં, તે છોડી દેવું પડશે.

પણ ડાકટર તો બીજુજ ધારતા હતા. તેવણની ચોપડી છાપી શકે એવા એકુ છાપનારને તેવણે શોધી કાહડયો. તે જાણતો હતો કે ડાકટર મેલીઓર જેવા માણસની ભલામણથી છાપેલી ચોપડી જલદીથી પ્રસીદ્ધતા પામશે તેથી તેણે તે કામ ખુશીથી ઉપાડી લીધું

આવી રીતે આ ધુંધી ડાકટર કે જેનાં ઓક્ષફર્ડ તથા લંડનમાં પુશકલ ભણેલા મીત્રો હતા, તેઓની મેહનતથી તે ચોપડી જલદીથી એક મોટી ફતેહ થઇ પડી. ઘણાંક જાણીતા લખનારાઓએ આ વખણાયલા અધીપતીનું નામ જાણવાની ખાહેશ બતાવી અને બીજી રસાયન શાસ્ત્રની બાબદોપર રેસાલા લખવાની માંગણી કીધી.

આ પછી તે એકાંત કાર્નવોલનાં ગામડાંમાંથી ઘણીએક નવી ચોપડીઓ નીકળી, જેણે હજારો લોકોનાં ભેજાંપર નવું અજવાળું પાડયું.

પણ મી૦ ફેરફીલ્ડ અને તેણીની ધણીઆણી તે અતીઅંત તંગીનો વખત ભુલ્યાં નહી અને તે ઇશ્વર જેણે તેઓ માટે તે દોલત સાચવી રાખી અને તેઓનાં નાનાં બચ્ચાંની મારફતે તેની છુપી જગાએથી જોઇતી વખતે ખુલ્લી કીધી હતી તેનો આભાર કદી પણ વીસરયાં નહી. તેઓ તેને ગોલાબનાં પાતરાંના આશીરવાદ તરીકે હમેશાં માનથી યાદ કરતાં હતાં.

ખોરશેદ.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈ, કોટમાં, ના૦ ૭૦, હારનબી રોડમાં "કયસરે હિન્દ" ઓઈલ ઇનજીન પરેસમાં પોતાને વાસ્તે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

# જાહેર ખબરો.

❧ ડીસેમબર ૧૮૯૫ ❧

પુસ્તક ૭ મું.] [અંક ૧૦મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી
થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

❖ લખનારાં—પારસી બાનુઓ. ❖

મુંબઈ:
કૈસરે હિન્દ ઑઈલ એનજીન પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આંગ ઉપર રૂ.૩;
પોસ્ટેજ ૧ આનો.

# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળ્યું—ડીસેમબર ૧૮૯૫







# સ્ત્રી મિત્ર.



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૭મું. ડીસેમબર ૧૮૯૫. અંક ૧૦મો.



## સુનાને મુળની વાર્તા.

### પ્રકરણ ૪૭ મું.

#### એમીની ખાસીયત.



પણ હવે આપણે જોન રીડલ, અને પેલી કમનસીબ દુઃખી છોકરી એમી તરફ ફરીશું, જેઓને આપણે આશુકેલી વેસ્સમાં મુકી ગયાં હતાં.

લડાઇ થઈ તે દીવસે બપોરે તેણીને જોન એક તંબુમાં લઇ ગયો, જ્યાં તેણી અધમુઇ હાલતમાં હતી, પણ સાંજ પડતાં તેણી જરા સાજી થઇ; તેણીને માટે એક જુનો તંબુ જોને ઠોકાવી સઘળી રીતનો બંદોબસ્ત કર્યો હતો. હજી ડાકટર વેસટને તેણીની વાત છુપી રાખી હતી, અને કોઇને જોનપર લક્ષ આપવાને વખત નહતો. જનરલ સ્ટુઅર્ટ પોતાની ફોજ સાથ કુચ કરવાની તૈયારીમાંજ હતો; કેટલાંકોને તો અરધો કલાક થાક ખાવાની ફુરસદ પણ નહી હતી, તેથી એમી અને જોનપર કોઇનીબી નજર દોડતી નહીં. આખી રાત જોન એમીની પાસે બેસી રેહેતો; તેણી દરેક પલે બહુજ જોરથી દુઃખની ચીચ્યારી પાડતી હતી, જે તે સાંભળતો, અને વીચાર કરતો હતો કે, આ દુઃખ ભરી કાહણીનું શું સેવટ આવશે.

ત્યારે શું તે લીલી કે જેણીએ તેના અતી સંકટના વખતમાં વારંવાર મદદ કરી હતી, તેણીને ગેર ઇનસાફ કરવા માંગતો હતો? પણ તેનો બદલો જોન કેવી રીતે વાલી આપશે તે આપણે થોડાજ વખતમાં જોઇશું.

હાલ એક હાથપર જયારે આપણે જોનને એમી આગળ બેઠેલો જોઇએ છીએ, ત્યારે બીજા હાથપર લીલી ખરાબ સ્વભા-

એથી ચોંકી ઉઠી છે, અને તેજ પલે તેણી "ઇશ્વર જોનને સાહય થાય," એવી દુવા ચાહે છે. સવાર પડતાંજ એમી ઉઠી, અને પોતાની આંખો ઊઘાડીને જોતાંજ તેણીએ જોયું કે, જોન પોતાના હાથ મોહપર ઢાંકીને તેણીની પાસે બેઠો હતો.

"જોની, શું તમો આખી રાત સુતા નથી? મારે માટે તમોએ તમારા જીવને એટલી બધી તસદી આપવી ન જોઇએ."

"એમી, તેં મને માફ કર્યો, તેના બદલામાં જે હું કરૂં તે થોડુંજ છે; પણ એમી, હાલ તું કેમ છે?"

"મારી તબીયત રાત કરતાં હાલ જરા ઠીક છે, પણ થયલા જખમમાં બહુજ દુઃખારો થાય છે."

પણ તેણીને કાંઇ એકદમ યાદ આવ્યું હોય તેમ, તેણી પોતાની બેહેન તથા બાપની ખબર પુછવા લાગી.

"તમને ખબર તો હશે કે મારા વાહાલા બાવાજી હાલ કેમ છે?"

"અરે! એમી, તેવણની તું જો ખબર સાંભળશે, તો તું વધારે દુઃખી થયા વિના રેહશે નહી; જે દાહાડેથી તું એમના ઘરમાંથી ગઇ છે, તે દીવસથી તારા બાપે એક પણ વખત પોતાનું કામ કર્યું નથી, યા કોઇ દીવસે હસ્યો પણ નથી, તેમજ કોઇની સાથે પુરી પાધરી વાતો કરી નથી."

"ખરેખર જોન, તેવણનો મારીપરનો વહાલ કંઈ અજબ છે. અરે મારા પીતાજી, હું તમને ફરી કયારે મલીશ—પણ હવે હું જીવવા પામીશ નહી;—મારી ખાત્રી છે કે હું હવે તમને જોવા પામીશ નહી; અરે જોન, હું મારા બાપને કદી પણ વીસરીશ નહી. જયારેથી તેવણ મને યાદ આવે છે, ત્યારે તેઓની યાદ મારા જીગરમાં કોત્રી રાખું છું. મેં મારો ગરીબ બાપને અતીશે દુઃખી કીધા છે, અને મારા વાહલા પીતાજી શું તમો મને માફી નહી બખશસો? પણ તમે મને માફી બખશી કે નહીં, એ હું કેમ સમજી શકશ." આટલું બોલીને તેણીએ હાથોથી પોતાનું મોહું ઢાંકી દીધું અને મોટે મોટે રડવા લાગી.

"એમી, જો તું એમ રડશે તો તારો જીવ વધારે બગડશે. એમી, મારૂં માનીને મુંગી મુંગી સુઈ જા," જોન તેણીને પટાવતાં બોલ્યો.

"અરે જોન! હું મુંગી સુઈ શકતી નથી; હવે આ દુન્યામાં મારી જીંદગીના થોડાજ દીવસ બાકી છે, અને મારેથી જેટલો ખુલાસો તમારી આગળ થાય તેટલો કરવા હું ઇચ્છું છું. જો એક વેળા આ પ્રાણ જતો રહયો, તો પછી મુંગું પડી રહેવાનું તો છેજ, પણ જોન, હું તમારી પાસે કાંઈ માંગી લેવું છું; અને તે એ કે જો હું આ મારી માંદગીમાંથી ઉઠું—તો—મને—" પણ તેણી આગળ બોલતાં અચકી. તેણીને વધુ બોલવાને જાણે કોઇએ અટકાવી હોય તેમ એકદમ મુંગી રહી ગઈ. પણ થોડો વખત રહી ફરી બોલવા લાગી.

"જોન! હું બોલતાં શા સારૂ મુંગી રહી તેનું કારણ તમો સમજો છો? એટલાંજ વાસ્તે કે હું હવે આ માંદગીમાંથી કદીબી ઉઠવા પામીશ નહી."

"એગી, તારા આવા શબ્દોથી મારૂં દીલ બહુજ દુઃખાય છે; જો તું મને સુખી કરવા માગતી હોય, તો તારી છેલ્લી ઘડીએ તું તારા મુખમાંથી એટલુંજ બોલ, કે તેં મને મારી ભુલ વીશે માફી બખશી છે; અને હું તારી પાસે એટલુંજ માગું છું."

"જોન, તમોએ મને સુખી કીધી છે; મારી અંતની ઘડીએ તમોએ મારી પુરતી ચાકરી કરી છે, અને જો હું કદાચ મારે ઘર જઈ મારા બાપને મલવા પામીશ, તો હું કહી નહી શકતી કે તમારી આવી માયાનો બદલો હું શી રીતે વાલીશ; જોન મને હવે જીવવા ગમે છે; કોઇ ખાતર નહી તો મારા પ્યારા પીતાજી ખાતર હું જીવવા માગું છું."

આટલું બોલી તેણી ઘણી થાકી ગઇ; તેણીનું શરીર પાછું તપી આવ્યું અને વધુ બોલવાની તેણીમાં શકતી રહી નહી, જેથી તરતજ તેણી આંખ્યો મીચી ઉંઘમાં પડી. આ વેળા જોન તેણીનાં બીછાનાંની પાસેજ બેઠો હતો, એટલાંમાં તંબુ બહાર કોઇના પગલાંનો આવાજ સંભળાયો. જોન ઉઠી ઉભો થયો અને બહાર ડોકાવીને જોયું; બંનેની નજર એક થતાંજ ફ્રેંકે જોનને સલામ કીધી. તેઓ બંને જણાં તંબુમાં એમીનાં બીછાનાં આગળ આવી બેઠા.

"મી० જોન! અમો અંહીથી એક કલાકમાં ઉપડી જનાર છીયે; અને એ ટુંક વખતમાં હું ગરીબ એમીની ખબર લેવા આવ્યો છું."

"મી० ફ્રેંક, તે વીશે હું તમારો ઉપકાર માનું છું;" ધારવા મુજબ એમી આગળ કરતાં હાલ જરા સારીપખે છે," જોન કાંઇક ઉદાસીથી બોલ્યો.

"ત્યારે શું તમો તેણીની બરદાસ્ત લેવા અહીંજ રહો છો?" ફ્રેંકે પુછ્યું.

"હા! મારો એવોજ વીચાર છે." જોને ઉતર વાળ્યો. પણ મેજર ડીસ્પર્ડનો બોલવાનો સાદ સાંભળી એમી તરતજ ઉંઘમાંથી બેદાર થઈ, અને ફ્રેંક તરફ જોવા લાગી. તેણીને જાગૃત થયલી જોઇ, તે તેણીની સાથે મમતાથી વાતો કરવા લાગો.

"એમી! હાલ તું કેમ છે."

"મારી તબીયત દીનપર દીન સુધરતી જાય છે, તેણી હસતું મોહ્ કરી બોલવા લાગી. "પણ મેજર ડીસ્પર્ડ, હું તમને કાંઈ ખુશખબર કહું છું; જો હું જીવશ તો જોન મારી સાથેજ પરણશે."

"એમી એ તારૂં બોલવું સાંભળી હું ખુશ છું, અને તું હવે જલદીથી સારી થઈ જા."

"હું જલદી સારી થવા પ્રયત્ન કરૂંછુ," તેણી બોલી. પણ આ વેળા જોન ત્યાં નહતો. તે તંબુની બાહાર જઈ ઉભો હતો, અને જોનને બાહાર ઉભેલો જોઈ ફ્રેંક તેની તરફ ગયો.

"હું ધારૂં છું કે એમાં બધી મુર્ખાઈ છે," ફ્રેંક તંબુને ટેકી બોલવા લાગો.

"મેજર ડીસપર્ડ, તમો જે કેહેવા માગોછો તે બરાબર ખુલે ખુલ્લું કહો," જોન ધીમેથી બોલ્યો.

"પેલી ગરીબ છોડી સાથના તમારા લગ્ન વીશે હું કહુંછું. મારા ધારવા મુજબ તમો એમ બોલીને તેણીની છેલી ઘડીએ તેણીને દીલાસો દેવોછો."

"નહી તેમ નથી, હું તો ખરેખર ખાતરીથી કહુંછું, કે જો એમી જીવશે તો, હું તેણીને મારી પરણેતર કરીશ," જોન મક્કમપણે બોલ્યો.

જોનનું આમ બોલવું સાંભળી ફ્રેંકનો ચેહેરો સફેદ બન્યો; તેના હોથો ધુજવા લાગ્યા; તે જોનની લગોલગ જઇ ઉભો અને બરાડ મારી બોલવા લાગો.

"ત્યારે મારી બેહેન લીલીનું તું શું કરવા માગે છે?"

"મેં તેણીની વાત કાહડી નથી, હું તેણીનું નામ તમારી પાસે લઈ શકતો નથી," જોન ધુજતા અવાજે બોલ્યો.

"જેમ તમો તેણીની વાત કરી શકતા નથી, તેમ હું તેણીની વાત જરૂરને જરૂર જાણવા માગુંછું. તમો મારી બેહેન લીલીને શું લખવા માગોછો? તમો એમી સાથે નવેસરથી ફરી વચનથી બંધાયા એમ લખશો?" ફ્રેંક મોટે સ્વરે બોલ્યો.

"મેજર ડીસ્પર્ડ! હું લીલીપર શું લખીશ, એમ પુછવાને તમુને કશો હક નથી," જોન હીમત ધરી બોલ્યો, "મારી મરજીમાં આવશે તે હું લખશ. હું તેણીને ખરી વાતથી વાકેફ કરશ, અને એગી જીવતી છે એમ જાણી તે દયાળુ ખવાસની બાનું વધારે ખુશ થશે," ફ્રેંક બોલ્યો.

"ત્યારે હું પોતે તેણીને એક લંબાણ કાગજ લખીશ," ફ્રેંક બોલ્યો.

"મેજર ડીસ્પર્ડ, તમારી મરજીમાં આવે તેમ કરો, પણ એમ લખજો કે એમીને તમેજ આટલાં વરસ સંતાડી રાખી હતી અને તેણીને એમ ખાનગી રીતે રાખવાની તમારી મતલબ અમુને દુઃખી કરવાની હતી. અને ખરેખર હું તમુને કહુંછું કે તમે અમુને દુઃખી કીધાં છે. અમારી આશાનો ભંગ તમારેથીજ થયો છે; મેજર ડીસ્પર્ડ, તમોએ પોતે સંકટ ખમી મારી જીંદગી રદ કીધી છે."

"જોન, મેં કદીબી ધાર્યું હતું નહી કે તમે ફરી એમીનેજ પરણુશો; કેમકે તેણીની ધાસ્તી ભરી બીમારીથી તમો મને બીલકુલ દુ:ખી દેખાયા નહી; પણ હવે હું સમજ્યો કે તેમાં મારી ભુલ હતી. ચાલો! જે બનનાર હતી તે બની. મી૦ જોન, હવે આ આપણી છેલીજ મુલાકાત છે અને જો હું કપાઇને મરી જાઉં, તો મારી પીત્રાઇ બેહેનને કેહેજો કે—"

ફ્રેંક બોલતો અટકયાથી જોન બોલ્યો.

"હું લીલીને શું કહું તે મને કહો."

પણ મેજર ડીસ્પર્ડને તે વખત સુજ્યું નહી કે તેણીને શું કેહવડાવે અને તે બોલ ત્યાંજ પડતો મેલી ફ્રેંક જવાની ઉતાવળ કરવા લાગો.

"મી૦ જોન, હવે મને જવા દેવો. જોન, સાહેબજી!"

આટલું બોલી તે ઉતાવલે પગલે છાવણી તરફ ગયો; તેજ દીવસે બપોરે જનરલ સ્ટુઅર્ટની ફોજ 'ગુબા' તરફ ઉપડી ગઇ. બીજે દીવસે જોને સાંભલ્યું કે મેજર ડીસ્પર્ડને બહુજ કારી જખમ થયો હતો, અને તે બેહાલ બેસુદ્ધીમાં પડયો હતો. આ ખબરથી જોન બેવડો દુ:ખી થયો. જોકે ફ્રેંક હમેશાં તેને સતાવતો આવ્યો હતો, તોબી જોન હમેશાં કહેતો કે 'સંકટની વખતે શત્રુનેબી મદદ કરવી જોઇએ.' પણ આપણુ જોઇ ગયાં ને જાણી ચુકાં તેમ ફ્રેંક તેનો કાંઈ કટતો શત્રુ ન હતો, જેથી તેને આવી સ્થીતીમાં પડેલો જોઇ જોન બેવડો દુ:ખી થયો.

ફ્રેંકને તેજ દીવસે સાંજે નાઇલ (જયાં જોન એમી સાથે હતો) લાવવામાં આવ્યો.

## પ્રકરણ ૪૮ મું.

### જોનનું કાગજ.

મેજર ડીસ્પર્ડને હાલ તુરત પડતો મેલી આપણે હવે કાસ્ટલ હીલ તરફ ફરીશું.

જયારે લીલી કાસ્ટલ હીલ આવી પુગી, ત્યારે તેણીએ મીસીસ બૉલર્સને એક ઘેલાં માણસ માફક ચીચીયારીઓ પાડતી દીઠી. તેણી નીચેથી ઉપર અને સુવાના ઓરડામાં દોરતી ફરતી, અને જયારે તેણીએ લીલીને જોઈ ત્યારે મોટેથી ચીસ પાડી રડી પડી.

"લીલી તેં ફ્રેંકની ખબર સાંભળી કે? ઓ હવે હું તેને જોવાં પામીશ નહી."

"નહી મીસીસ બૉલર્સ, તમો એમ વધારે ધાંધાટ કરી મને વધારે દુ:ખી કરો છો; તમો જાણો છો, હવે મારું સગું અંહી કોઇજ નથી, તમારાં કરતાં ફ્રેંક વીશે મને વધારે ધાસ્તી છે, અને તમો સમજુ થઈ હીમત હારો છો. મારો પીત્રાઈ ભાઈ તો હજી જીવતો છે અને જો ખોદાનું ચાહાતું હશે, તો તે ફરી આપણુને આવી મળશે," એમ બોલી તેણીએ મીસીસ બૉલર્સને મુગી રાખી. પણ તે બંને જણીઓને દીનપર દીન વધારે બેચેની લાગવા માંડી. લીલીનો આખો દીવસ વીચારમાંજ પસાર થતો. તેણીનું દુ:ખ અને સંતાપ ફ્રેંક વીશેજ હતું, અને બીજી ગમ મીસીસ રીડલ પોતાના દીકરા જોન વીશે વધારે ચીંતા કરતી. આ બંને ઘરમાં ઉદાસી સીવાય બીજું કાંઈજ ન હતું; લીલીએ ઉપરાસાપરી ઘણાંએક તારો કીધા, પણ ફ્રેંક વીશે કશી ખબર સંભળાઈ નહી.

બે ચાર દીવસ બાદ તેઓએ ન્યુસમાં વાંચ્યું, કે મેજર ડીસ્પર્ડને ઘણીજ ભયભીત હાલતમાં નાઇલ લાવવામાં આવ્યો હતો અને મી૦ જોન આબુકેલી વેલ્સમાં એખલો હતો. આ ઉપલી ખબર તેની માએ તથા લીલીએ ફરી ફરીને વાંચી. બીજે દીવસે સવારે મીસ લીલીને જોન તરફથી એક કાગજ મલ્યું, જેમાં આબુકેલી વેલ્સની તારીખ હતી; તે કાગજ વાંચી તેણી બહુજ દલગીર થઈ, અને ઘુંટણુ મંડીએ પડી હાથો વડે મોહું ઢાંકી, સોફાપર માથું નાખી ત્યાંજ પડી રહી.

આબુકેલી વેલ્સની તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૮૨.

"મારી વાહાલી લીલી,

હું આશા રાખું છું કે, તું આ કાગજ વાંચ્યાથી કંટાળો લઇ, અથવા ગુસ્સે થઇ મુજ કમનસીબને એકદમ નીવારી મેળશે નહી, એવું હું ખરાં અંત:કરણથી ઇચ્છું છું.

લીલી, હું આવી એકાંત અને શાંત જગ્યામાં બેસી જે બાબતસર તારીપર લખવા વીચાર કરૂં છું, અને જે વાત હું ધારૂં છું કે તું કવચીતજ કબુલ કરશે, તે વાત તદન ખરી છે, અને જયારે તારી પર આ કાગન લખું છું, ત્યારે હું એક ફીકા અને સુકાયલા ચેહેરાની છોકરીને મારી પાસે સુતેલી જોઉં છું, અને તું નહી માનશે, પણ તે અબલા એમી ઓબ્રાયન છે, જેણીને મેં આજ સુધી મુવેલી ધારી હતી.

આ સર્વે વાતો મને એક સ્વપ્ના મીસાલ લાગે છે. તે લડાઇનો આખો હેવાલ વાંચ્યો હશે એમાં કશો શક નથી, અને તેથી આ ખુનખાર લડાઇનો વધુ હેવાલ લખી હું તારો કીમતી વખત ગુમાવવા માંગતો નથી.

જયારે બ્રીટીશ ફોજ આરબ લોકપર હુમલો કરવા તુટી પડી, ત્યારે હું પણ મારા બચાવને ખાતર લડવા તૈયાર થયો, અને જયારે અમે જખમી માણસોનાં ટોળાં આગળથી પસાર થયાં, (જેઓ લીલાં ઘાસપર લોહી વેહેતાં પડયાં હતાં) ત્યારે મેં કોઇની ચીચ્યારી સાંભળી, જે મારૂં નામ લઈ દયાવંત અવાજે મદદ માંગતું હતું. લીલી, આ સાંભળી મેં વાંકું વળીને જોયું, અને મને માલમ પડયું કે તે એક જુવાન છોકરો હતો. હું તેની આગળ ગયો કે તેણે ચીચ્યારી પાડીને બચાવ માટે કહયું. તેની પાસે ઉભેલા એક આરબને મેં મારી નાખ્યો, જે આ છોકરાને પોતાનું ખંજર ભોકવાની તૈયારીમાં હતો.

થોડાજ વખતમાં હું તે જુવાન છોકરાને એકબાજુ લઇ ગયો, જે કોઇજ નહી પણ એમી ઓબ્રાયન હતી. જે દીવસે એમી ડુબી ગઇ, તેજ દીવસે સાંજે ફ્રેંક ડીસ્પર્ડ કાસ્ટલ હીલના પુલ પાસે ઉભો રહી પાણીનાં મોજાઓને જોતો હતો, જયારે તેણે કાસ્ટલ હીલનાં પુલની કમાન નીચે કોઇને તણાઈ જતાં દીઠું. લીલી, તું જાણે છે તેમ તારો પીત્રાઈ ફ્રેંક હમેશાનો બાહાદુર હોવાને લીધે, તેણે એકદમ પાણીમાં ડુબકી મારી અને એમીને

કીનારે લાવ્યો. હવે એટલામાં તારો ધરડો કાયમેન બેન આવી લાગ્યો, અને તે તરતજ તેની મદદે આવ્યો. તેઓ તેણીને નદી કીનારે આવેલી નાહવાની ઓરડીમાં (બાથ હાઉસ)માં લઇ ગયાં (અને જ્યારે બેને તબેલામાંનાં સઘળાં માણસોને દુર કીધાં) જ્યાંથી તેણીને કાસ્ટલ હીલનાં તબેલામાં લઈ જવામાં આવી, અને તે દીવસથી તેણી એક છોકરા નોકર તરીકે તારા તબેલામાં રહી હતી.

જ્યારે ફ્રૅંક તુંને મલવા વૉરમેન્ઢ આવ્યો હતો, ત્યારે તેણીને પોતા સાથે લાવ્યો હતો, અને રાતના સફેદ કપડાં પેહેરાવીને મને બીહધરાવવા જ્યાં આપણ જતાં ત્યાં તે મોકલતો હતો. લીલી, તુંને યાદ હશે કે હું એક વેળા વૉરમેન્ઢમાં રાતની વખતે બીધો પણ હતો. વળી તું જાણે છે તેમ તેણે મીસીસ બૉલર્સને પોતાની બેહેન બનાવીને, તેણીને ત્યાં એમીને રાખી સઘળી વાતથી જાહેર કીધી.

જે દીવસે રાત્રે હું થેમસ નદીને કીનારે બેસુદ્ધીમાં પડયો હતો, ત્યારે પણ તેણીજ ત્યાં હતી, અને વળી હું લડાઇમાં આવ્યા બાદ ઘણી વેળા એવો બનાવ બન્યો હતો. પણ આણુકેલી વેલ્સમાં પોતાની ધારતી ભરી બીમારી વેળા તેણીએ સર્વ પોતાને મોહોડે કબુલ કર્યું છે.

તેણીને એક ભારી જખમ છાતીપર થયલો છે, પણ અહીં તેણી નવી નવી આશાઓથી ભરપુર રીતે સુતેલી છે, અને ઇચ્છે છે કે તેણી વેહેલી સારી થાય. લીલી હું શું લખું ? અને શું બોલી શકું ?

મારે આ છોકરી કે જેણીની જીંદગી હાલ એક દોરાના જેવી બારીક હાલતમાં છે, તેને ઈનસાફ આપવો જોઇએ, અને જે ઇનસાફ મેં ઘણાં વરસ અગાઉ આપ્યો હતો.

તુંને—સૌથી ઉમદા, કુળવંત અને ભલી અબળાને હું શું લખી શકું ?

લીલી, ઇશ્વરે તુંને સઘળી વાતનું સુખ બક્ષયું છે, પણ આ કમનસીબ છોકરીને મારા શીવાય બીજાં કોણની આસા હોય ? તેણીને સર્વ સુખ આપવાને હું પ્રયત્ન કરીશ. લીલી, તું મને ધીકારી કાઢતી ના; લીલી, મારી વાહાલી, હું તુંને ફરી આવીને મલીશ; અને તું મને તારા ભેલા સુખદાયક બોલોથી માફ કરજે. આજથી હું તારો એક સદાનો વફાદાર મીત્ર તરીકે રહીશ.

હવે આ કાગજમાં વધુ લખી તુંને વધારે દુઃખી કરવા માગતો નથી.

આશા છે કે તું પુર્ણ તંદરોસ્તીમાં હશે. ઘરમાં મારી મા અને બેહેનોને મારી દુવા કેહેજે.

લા૦ હું છું લીલી, તુંને મલવાને ઇંતેજાર

**જોન રીડલ.**

**તાજે કલમ**—એમી લખાવે છે કે તું તેણીનાં બાપને તથા વડી બેહેનને કેહેજે કે તેણી જીવતી છે.

**જો. રી.**

આ કાગજ પુરૂં વાંચી, લીલી ગુઠણ મંડીએ પડી તે સર્વ શકતીમાન ઇશ્વર પાસે ટુંક બંદગી કરી, કે તે ફીરતાર તેણીને સાહય થાય. આ પછી તેણી તે જગ્યાપર કયાં વેર પડી રહી તેની તેણીને ભાણ રહી નહી.

હજી પણ તેણી સાંજ હતી, એટલામાં કોઇએ તેણીનાં સુવાના ઓરડાનું બારણું ઠોકયું; અને તેણીએ તરતજ મીસીસ રીડલને અંદર લીધી, જેણીનો ચેહેરો ઘભરાટથી ફીકો દીસતો હતો. લીલીનો ઉદાસ ચેહેરો જોઇ તેણી બોલી.

"શું જોનનાં કાંઇ માઠા સમાચાર છે ? તે–તે–મરી ગયો ? "

"નહી તેમ નથી," લીલી નીચી નજરે બોલી.

"ત્યારે શું છે ? મી૦ રેકટરે મને કહયું કે તુંને એક કાગજ આણુકેલી વેલ્સથી મળયું છે અને ઘણો વખત થયો તું ઓરડામાંથી બાહાર નીકળીબી નથી, એટલે મેં અટકલ બાંધી કે જોનનાં કાંઇ માઠા સમાચાર હશે; હવે જે ખરૂં હોય તે મને જલદી કહી દે, હું વધુ વખત થોભી શકતી નથી."

"નહી, તેવણુને કશું થયું નથી, પણ પેલી છોકરી જોનને લડાઇમાં મલી છે, જેણીને સર્વ કોઈ આટલો વખત મુવેલી ધારતું હતું."

"શું એમી–" મીસીસ રીડલે ચીચ્યારી પાડીને પોતાના બંને હાથો લીલીનાં ગલે આસપાસ વીટાળીને બોલી. "ત્યારે તે મારાં મનથી તો મુવેલા બરાબરજ છે ! હું ઇચ્છું છું, કે તે મરીજ ગયો હતે, કે ફરી એનું મોહું હું જોવા પામતે નહી ? " મીસીસ રીડલનું આમ બોલવું સાંભળી લીલી ઘણીજ દુઃખી થઈ.

"પણ આટલું છતાં એમ કરવું, તેઓ–શું રાસ્ત ધારે છે ?" લીલી બોલી.

"હવે પછી હું તેની સાથે બોલીશ નહી, અથવા ફરી હું કદી તેનું મોહુ જોઇશ નહી; લીલી, મને મારા દીકરાને લીધે શરમાતવું પડે છે–આવી રીતે તે એક આબરૂદાર છોકરી સાથે વર્તે, એ હું જોઈ શકતી નથી. તેં આ ખબર મને કહી તેની અગાઉ જો તું મને કેહેતે, કે તે રણમાં મુવેલો પડયો છે, તો હું વધારે ખુશ થતે; પણ આવું હું કેમ સાંભળી શકું."

તેણી જોનને શ્રાપ દેવા લાગી, અને જયારે જોન વીશે મી૦ રેકટરે વાત કાહડી, ત્યારે તેણીએ તેનું નામ લેવા સારૂ ના પાડી. જયારે તેણી લીલીને ત્યાંથી પોતાની દીકરી એથની પાસે ગઈ, ત્યારે તેણીનો ગુસ્સાભેર રડમશ ચેહેરો જોઈ એથે જોન વીશે પુછયું.

"માયજી, શું જોની મરી ગયો ?"

"મારા મનથી તો તે મુવેલોજ ગણાય," તેણીએ જવાબ આપ્યો, અને પેલી ગરીબ છોકરી પોતાના ભાઈ વીષે વધુ ખબર મેળવી શકી નહી, પણ થોડાજ વખતમાં મી૦ રેકટરે તેણીને જોનની ખબરથી વાકેફ કીધી. આ વાતચીત પછી લીલીએ જઇને પોતાનું મોહુ ધોયું, કપડાં બદલ્યાં, અને કાંઈ બન્યુંજ નહી હોય તેમ ફરવા લાગી, જે જોઈ મીસીસ બૉલર્સ તથા મી૦ રેકટર બહુજ અજબ થયાં.

## પ્રકરણ ૪૯ મું.

### ડોરોથીએ શું કહયું ?

જેનનું કાગજ આવ્યાને બે દીવસ પસાર થયા બાદ, લીલી થોંટેલી ફાર્મમાં ડોરોથીને તેણીની બેહનની ખબર આપવા ગઇ. મારા વાંચનારને ખબર હશે, કે જેનનો બાપ મી૦ રીડલ મરી ગયો, તેજ દીવસે લીલીને ડોરોથી સાથે પહેલી ઓળખાણ થઇ હતી, જે પછી હમેશાં તેઓ મળતાં હતાં.

લીલીને જોતાંજ તેણીએ પોતાના પરોણાને હસતે ચેહરે આવકાર દીધો, અને તેણીને દીવાનખાનામાં લઇ ગઇ, જ્યાં ગરીબ એમીને આપણે પહેલ વેહલી બેઠેલી દીઠી હતી.

"મીસ થોમસ, તમો માંદાં છો ? તમો કેટલાં સુકાયલાં દીસો છો ?" ડોરોથીએ પુછયું.

"હું પુરૂં તંદરોસ્તીમાં છેવું," લીલીએ હસ્તે ચેહરે કહયું, "પણ હાલમાં મને બહુજ દુઃખ ખમવું પડે છે."

"અરે હા ! હું વીસરી ગઇ, તમારા પીત્રાઇ ભાઇ વીષે જાણીને હું ખરેજ દલગીરછું, અને ઇચ્છુંછું, કે તેઓ પોતાનાં વહાલાંને ફરી સાજી હાલતમાં આવી મળે."

"મીસ ઓબ્રાયન, હું પણ એવુંજ ઇચ્છુંછું. પણ મારે તમને કાંઇ કહેવું છે, જે સાંભળી તમો બહુજ અજબ થશો એમાં નવાઇ નથી; હું તે વાત કેમ શરૂ કરૂં તેની મને ખબર પડતી નથી; પણ તમારી બેહન—"

"શું એમી વીષે છે ?" ડોરોથીએ ઇંતેજારીથી પુછયું.

"હા ! તમો જાણોછો તેમ આપણું બધાં તેણીને મુવેલી ધારતાં હતાં, પણ તેમ નથી. જે દીવસે તેણી ડુબી ગઇ, તેજ દીવસે મારા પીત્રાઇએ તેણીને બચાવી છે, અને—"

"ત્યારે શું તેણી જીવતી છે," ડોરોથીએ પુછયું.

"હા, મારા પીત્રાઇએ તેણીને બચાવી તેજ દીવસે સાંજથી તેણીને એક છોકરા તરીકે કાસ્ટલ હીલના તબેલામાં રાખી હતી, અને ત્યાર પછી તેણી તબેલામાંજ રહી હતી."

"ત્યારે તેણી તેઓ સાથે કેમ ગઇ ?" ડોરોથીએ ગુસ્સો બતલાવીને પુછયું. "તેણીએ પોતાનાં કુળને, તથા કુટુંબને એબ લગાડી છે. મીસ થોમસ, શું એ વાત ખરી છે ? કોણ કહે છે કે તેણી જીવતી છે—હું આ વાત માની શકતી નથી."

"મી૦ જેન રીડલે મને લખયું છે," લીલીએ ધીમે આવાજે કહયું. "તમારી બેહેન, મેજર ડીસ્પર્ડ સાથે લડાઇમાં એક નોકર દાખલ ગઇ હતી, અને આખુકેલી વેલસની લડાઇમાં તેણી જખમી થયલી નીચે પડી હતી, જ્યાં મી૦ જેને તેણીને બચાવી છે."

"હું ધારૂંછું, કે એમ કરવા અગાઉ તેણીની વીચાર શકતી ગુમ થઈ ગઇ હશે. મીસ થોમસ, મી૦ જેન વીષેની તેણીની મુર્ખાઈ માટે હું તેણીને માફ કરી શકશ, પણ એક બીજા માણસની ચાકરડી તરીકે રહેલી હું તેણીને કેમ જોઇ શકું ? આ અગાઉ જો તેણી મુઇ હતે, તો બેહેતર ?"

"મીસ ઓબ્રાયન, તેણીને તમો શા માટે ગેર ઇનસાફ કરોછો: તેણી એક ચાકરડી દાખલ ફકત મી૦ જેન માટેજ ગઈ હતી, પણ હવે સઘળું સારૂંજ થશે, કેમકે—"

આટલું બોલી લીલી વધુ બોલી શકી નહી; પણ ધાર્યું કે મીસ ઓબ્રાયન હવે સઘળું પામી ગઈ હશે.

"હું—હું—તમારૂં કેહેવું સમજી શકતી નથી," ડોરોથી થોડો વખત વીચાર કરીને બોલી.

"મી૦ જેને મને લખયું છે, કે એમીને એક બહુ ભારી જખમ છાતીપર થયો છે, અને જો તેણી જીવશે, તો તેવણ તેણી સાથેજ પરણવાના છે."

"શું તેણીની સાથે તેઓ પરણવાના છે ?" તેણી બહુજ અજાયબીમાં બોલી.

"એક રીતે એ વીષે હું દુઃખી છું; મીસ ઓબ્રાયન, હું રજા લઊંછું." લીલીએ કહયું.

આમ સાંભળી, ડોરોથીએ "શેકહેંડ" માટે હાથ લંબાવયો, અને ગાડી સુધી તેણીને મુકવા ગઇ.

તેણી ગયા બાદ, ડોરોથી થોડો વખત ત્યાંજ ઉભી રહી, પણ થોડોક વખત પછી તેણી પોતાના બાપને આ ખુશ વધાઈ કેહેવા ગઇ. તે એક લાંબી ઇઝીચેર પર બેઠો હતો, જ્યાં તેણી તરતજ દોડી ગઈ અને પોતાના બાપના ખાંભાં પર હાથ મુકીને કહયું, "બાવાજી હું તમને કાંઈ ખબર આપવા માગુછું, ઘણીજ ખુશ ખબર છે."

"હવે હું તારી ખબરોની કશી દરકાર કરતો નથી," તે બહુજ દુઃખથી બોલ્યો. "વળી કોઇ મુર્ખના લગ્ન હશે ? બીજું શું—"

"બાવાજી, તમો દીવાનખાનામાં આવો, ત્યાં હું તમને કહીશ," ડોરોથી બોલી.

"હું તો આવતો નથી—શું ખબર છે તે મને હઇયાંજ કહે ?" તે ઘરડો બરાડ મારી બોલ્યો.

"મને ખાતરી છે બાવાજી, કે તમને આ ખબરથી વધુ કરાર થશે," ડોરોથી ધ્રુજતાં બોલી.

"મને કરાર વલશે ? નહી, હવે હું કોઇબી વાતથી સુખી થનાર નથી, મારૂં સુખ તો આજ બે વરસ થયાં લુટાઈ ગયું છે," આમ બોલી તેણે એક મોટેથી નીસાસો નાખ્યો.

તેણીએ જેમ તેમ પટાવીને પોતાના બાપને ખુરસીપરથી ઉઠાડયો, અને દીવાનખાનામાં લઇ જતાં જતાં બોલી, "હમણાં મીસ થોમસ આપણે ત્યાં આવ્યાં હતાં,—અને તેઓ આપણી એમી વીશે કાંઈ ખબર લાવ્યાં છે."

"મારી એમીની ખબર ? દીકરા, મને જલદી કહે તે શું છે ?"

"બાવાજી, એમી જીવતી છે, તેણીને ડુબી જતાં મેજર ડીસ્પર્ડે બચાવી છે. મી૦ જેન રીડલે પોતે મીસ થોમસપર લખયું છે, કે હવે તે એમી સાથેજ પરણશે, અને બાવાજી, એમી જેન રીડલની મોહોરદાર થઇ ડીલફોર્ડમાં આવશે."

આ શબ્દો તેણી બહુજ મગરૂરીથી તથા ખુશાલીથી ઉછળતી છાતીએ બોલી, અને તેજ શબ્દો તેણીના બાપે ખુશકીની એક ધીમી ચીચ્યારી સાથ સાંભળ્યા.

"આહા! કેવી ખુશાલી, બે વરસની લાંબી જુદાઇ પછી આખરે હું મારી દીકરીને ભેટી, મારા ઉકલતાં જીગરને શાંત કરીશ."

આ પછી, તે બુઢો પોતાની દીકરીનાં ખભાંપર હાથ મેલતાં કાંઇ ધીમેથી બોલ્યો, જે શબ્દો ડોરોથીએ આબાદ સાંભળ્યા. "મારી નાની દીકરીપર તું સદા નીગેહબાન રહેજે, અને તેણીને સલામત ઘેર પોંહચાડી તેણીનાં ઘરડા બાપ સાથે ફરી મેલવજે. જો તેણી જોનને પરણ્યા વગર આવતે, તોપણ તેણી મને પહેલેનાંજ જેટી વહાલી લાગતે. બસ તેણીજ મને જોઇએ છે—તેણીના સુંદર ચેહેરા તરફ હું કયારે જોઇશ, અને તેણીની ભુરી આંખ્યોમાંથી વેહેતાં પાણીને તથા તેણીના ગોલાબી ગાલોને કયારે ચુમીઓ લઇશ? હું તેણીની હાલત વીષે સાંભલવા નહી માંગીશ, અથવા તેણીની આબરૂ વીષે મને કશી દરકાર નથી, પણ ફકત તેણીજ મને જોઇએ છે, તેણી હતી તેથી મારૂં જીવતર હતું. અને ફરી તેણી પોતાનાં દુઃખી બાપને કયારે સુખી કરશે?"

"વારૂં બાવાજી, શુક્ર કરો, કે તેજ ઇશ્વરે તમારી ઉમેદો બર આણી છે," ઉદ્યોગી ડોરોથી બોલી. "હવે આપણાં ઘરને સાફ કરી ચુનો ધોરાવવો જોઇએ; મારા ધારવા મુજબ તેણીના સુવાના ઓરડાની સાદરી નવી બીછાવવી જોઇશે, અને ખાવાના ઓરડાના પડદા ઉપર ખુલ્લો બલુ રંગ લગડાવવો જોઇએ."

"ડોરોથી, મારા દીકરા, હું તુંને એમ પુછું, કે શું તેણી તારા ઘરના પડદા તથા સાદરી જોવા આવે છે કે? નહી! નહી! તેણી તો પોતાના બાપને પહેલે ભેટશે, અને તેના આસીરવાદ લેશે, જે પછીજ બીજી વાતો કરશે," આમ બોલી તે ખુશી અંતઃકરણે ઓરડામાંથી બહાર ગયો.

---

## પ્રકરણ ૫૦ મું.

### મેજર ડીસપર્ડની છેલ્લી ઘડી.

જયારે એમીનો બાપ મી૦ ઓબ્રાયન દર એક પળે તેણીને મલવાની ઉમેદોથી હરખાતો હતો, અને જયારે મીસ ડોરોથી નવા પડદા કરવાની, તથા સાદરીઓ નવી નખાવવાની તૈયારી કરતી હતી, ત્યારે એમી ઓબ્રાયન શું કરતી હતી, તે આપણુ હવે જોઇએ. તેણી હજી જખમથી પીડાતી તથા અશકત હાલતમાં આબુકેલી વેલ્સમાં પડી હતી. હજી જોન તેણી સાથેજ રહેતો હતો; જેમ જેમ દીવસો એકાંત અને ઉદાસીમાં પસાર થતા, તેમ તેમ તેની એમી વીષેની ફીકર વધની જતી હતી.

વાંચનાર વીસરી ગઈ નહી હશે, કે જે દીવસે જોન પોતાના નાના ઘોડાપરથી અચબુચ પડી ગયો, તે દીવસે મેજર ડીસપર્ડનું બોલવું શું હતું? તે મન સાથ વીચાર કરતો હતો કે "જોન હવે ફરી ડીલફોડ જવા પામશે નહી." પણ આ બોલો બોલતી વખતે તેને ખ્યાલબી નહી હતો, કે જોનની અગાઉ તે પોતેજ આ ફાની દુન્યાને છેલ્લી સલામ કરશે. તે હમણાં તેવીજ સ્થીતીમાં હતો, કેમકે તેની હાલત સુધરવાને બદલે દીનપર દીન વધારે બગડતી જતી હતી.

જોનની હાલની હાલતબી ચીતારવા જોગ છે. માદાં માણુસની વેઠ કરતાં તે ઘણોજ કંટાળી ગયો હતો, અને પોતાની ઉમદા ઉમેદોમાં આ મોટો તફાવત જોતો હતો, તોપણ તે ધીરજથી સઘળું સહન કરતો હતો. જેમ જેમ દીવસો પસાર થતા ગયા, તેમ તેમ એમીને આરામ થતો ગયો; તેણીને થયલા ઘા રૂજાવા આવ્યા હતા, અને જોનની ખરી બરદાસ્તથી તેણી તંદરોસ્ત દીસવા લાગી.

એક દીવસે સવારે જોનને લીલી તરફથી એક ટુંક કાગજ મલ્યું, જે વાંચવાથી તેને થોડો સંતોષ થયો. એ ટુંક પત્ર નીચે મુજબ હતોઃ—

"રાી૦ જોન,

મને તમારૂં કાગજ મલ્યું છે. જયારે તમો લડાઇમાં જવા નીકલ્યા, ત્યારે મેં તમુને કહયું હતું કે હું રાત દીવસ તમો વીષે બંદગી કરી દુવા માંગીશ, અને તે મારા બોલો તમુને યાદ હશે? હવે એમજ સમજો, કે મારી ભલી દુવા તમુને મદદે આવી છે, અને હું ખરાં જીગરથી ઇચ્છુંછું, કે તે કીરતાર તમુને સારા કામ કરવા બુદ્ધી આપે.

લા૦ લીલી થોમસ."

લીલીનાં કાગજનો આ ટુંક અર્થ જોન તરત સમજી ગયો. આ ઉમદા ખવાસના બાનુંએ કોઇ પણ જાતની બકબક કીધા વગર પોતાની ખુશી જણાવી હતી, અને પોતાના બહારના દેખાવ પરથી એવું જણાવ્યું, કે તેણી કોઇબી રીતે દલગીર હતી નહી.

આ અરસામાં જોને સાંભળ્યું, કે બ્રીટીશ ફોજ 'ગુબી' જવા નાઇલથી નીકળી ચુકી છે, અને તે આબુકેલી વેલ્સને રસ્તે જનાર છે. આ ખબર સાંભળી એમીને તે ફોજ સાથે લઇ જવાનો પક્કો ઠેરાવ કીધો, અને તે વીષે જોને ડાકટરનું મત લીધું. ડાકટરે એમીને તંદરોસ્ત થતી જોઈ ખુશીથી બ્રીટીશ ફોજ સાથે 'ગુબી' લઇ જવાને પરવાનગી આપી.

બ્રીટીશ ફોજ આબુકેલીથી જતી હતી, તે સાથે એમીને લઇ જોન પણ ગયો. ફોજને રસ્તામાં કોઇબી રીતની હરકત પોંહોંચી નહીં; અને તે ચુપકીદી પકડી આગળ વધતી ગઈ, જે પછી પહાડની હાર આગળ આવી પુગી. આ પાહાડ નીચે નાઇલ નદી પુર જોશમાં વહેતી હતી, અને સુરજની રોશણીથી તે ઘણીજ ચળકતી હતી. આ નદીને જોઇ એમીએ એક ધીમી ખુશીથી ચીચીયારી પાડી. તેણી એમ સમજી કે તેણી પોતાનાં ઘર નજદીક આવી પુગી છે, અને શત્રુઓથી તથા સર્વ સંકટમાંથી તેણી હવે વેહેલી છુટી થશે. પણ અફસોસ, એમાં તેણીની ભુલ હતી.

તેણી આખે રસ્તે કોઇનો નહીં, પણ જલદી ઘર જઇ પોતાના બાપ તથા બેહેનને મળી, વાતો કરી, પોતાની છાતીને ખુલ્લી કરવાને વિચાર કરતી હતી.

તેઓ ફોજ સાથે એક દીવસે સવારે સુખી આવી પોહોંતાં, અને એમીને એક નાની પાલખીમાંથી બહાર કાઢી એક ખાલી તંબુમાં સુવાડવામાં આવી. જોને તેણીને સારી હાલતમાં જોઇ, પોતે પાસેના તંબુમાં પડેલા જખમીઓની ખબર લેવા ગયો. તે જતો હતો એટલામાં તેની નજર ડાકટર વેસ્ટર્ન પર પડી, અને થોડો વખત જોને તેની સાથે વાતો કીધી. ડાકટર વેસ્ટર્ને એમીની ખબર પુછી, અને તેણી હાલ સારી પથે છે, એમ સાંભળી ખુશી થયો. "પણ મેજર ડીસપર્ડ હાલ કેમ છે?" જોને ડાકટરને પુછ્યું.

"કોણ મેજર ડીસપર્ડ?" તે થોડો વખત વિચાર કરીને બોલ્યો. "હા હું તેને ઓલખું છું, ગરીબ બીચારો પોતાની છેલ્લી ઘડીમાં પડયો છે; હું આ લોકોની ખબર લેવા આવ્યો, ત્યારે તે મરણનાં છેલાં તરફડયાં મારતો હતો."

ડાકટરનું આ મુજબનું બોલવું સાંભળી, જોન એકદમ ચોંકયો; આવા મજબુત ને સારા માણસના આવા હાલ?

"હું તેને જોવા માગું છું. ડાકટર વેસ્ટર્ન, હું તેને તથા તેનાં કુટુંબને ઘણી સારી રીતે ઓલખું છું," જોને કહ્યું.

"ત્યારે તમો મારી સાથે આવો—પણ તે તમુને ઓલખશે નહીં, એમ હું ખાત્રીથી કહું છું!" આ પ્રમાણે બોલી, તેઓ એક તંબુમાં ગયા, કે જે તંબુના દરએક ભાગ બંધ હતા. ફ્રાંક ડીસપર્ડની આ છેલી ઘડી હતી. તે ઘણીજ મુશકેલીએ શ્વાસ લેતો હતો. તેની આંખ્યો તદન સફેદ અને ઊઘાડી દીસતી હતી, અને તેનાં માથાં આગળ એક સોલજર બેઠો હતો. ડાકટર વેસ્ટર્ન અને જોન તંબુમાં ગયા અને તેઓને જોતાંજ પેલા સોલજરે ડાકટર સાથે થોડી વાતો કીધી.

"સાહેબ,-હવે એની અંતની ઘડી નજદીક આવી ચુકી છે," પેલો સોલજર બોલ્યો.

ડાકટર તેની છાતીનો ધપકારો સાંભળવા વાંકો વળ્યો, અને મેજર ડીસપર્ડની નાડી તપાસીને તે બાજુ જઇ ઉભો. જોન વધુ વખત આ દેખાવ દુર ઉભો રહી જોઇ શકયો નહી, જેથી તે ફ્રેંકનાં પગ પાસે જઇ ઉભો, અને ફ્રેંક ડીસપર્ડની મરતી વખતની છેલ્લી નજર તેનીપર પડતાંજ તેણે જોનને તરતજ ઓળખયો. આ વેળા તે જોન પાસે માફી માગી પોતાથી થયલા ગુનાહની તોજેશ કરતો હતો એવું તેના દેખાવપરથી દેખાતું, પણ તે મોઢેથી બોલી શકતો નહી. તે બોલવા જતો, પણ તેનો અવાજ નીકળતો નહી, તોપણ તેણે ઘણી મુશકેલીએ પોતાનો હાથ છાતીએ લગાડયો, અને છાતીપર સંતાડેલી વસ્તુ એસારતથી દેખાડી, જે શું હતી તે મારા વાંચનારને ખબર હશે.

"મેજર ડીસપર્ડ, આ તમારી છેલ્લી ઘડીએ આપણુ વચેની સઘળી અદાવતનો અંત લાવવો જોઇએ—મને કહો, કે હું તમારા વાસ્તે શું કરૂં—જો તમો કેહતા હોવો, તો લીલીપર તાર કરી તમારી ખબર આપું."

જોને ઉપલા બોલો ઘણી મેહનતે ભારી છાતીએ પુરા કીધા. ફરી ફ્રેંકે બોલવાને પ્રયત્ન કીધો, પણ તે બોલી શકયો નહી; તેણે એસારતથી જોનને પાસે બોલાવ્યો, જોન તેની આગળ જઇ વાંકો વળ્યો, અને તેના છેલા બોલો સાંભળવા આતુરતાથી તેની ભની ટીકવા લાગ્યો. ડીસપર્ડે જોનનો હાથ પોતાના હાથમાં લીધો, અને તકીયાપરથી માથું ઉંચુ કરી "લીલી" કરીને બોલ્યો; પણ તરતજ એક આંચકા સમેત તે પાછો પછાડાઈ પડયો. થોડા વખતમાં ફ્રેંકે એક છેલો નીસાસો નાખી પોતાનો પ્રાણ તે સાહેબને હવાલે કર્યો.

"સાહેબ, હવે બધું થઇ ચુકું" તે સોલજરે ફ્રેંકનું માથું સીધું તકીયાપર મુકતાં કહયું. "તેની છાતીપર એક ચીથરું રાખેલું છે, જે તેણે મને છેલ્લી ઘડી સુધી કાહડવા દીધું નહી. થોભો, હું તમને તે દેખાડું છું," આમ બોલી પેલા સોલજરે ફ્રેંકના કોટના બટન કાહડયાં, અને એક લોહીથી ખરડાયલો નાનો રૂમાલ જે બંદુકની ગોલીથી ચીઠડે ચીઠડાં થઈ ગયો હતો તે તેણે દેખાડયો. તે રૂમાલના ભરતકામપરથી, તથા તેપર લીલીનું નામ લાલ દોરાનું હોવાને લીધે, જોને લીલીનો રૂમાલ તરતજ ઓળખ્યો. જ્યારે તે કાસ્ટલ હીલનાં માણસોને છેલ્લી સલામ કરવા ગયો, ત્યારે તે લીલી પાસેથી લીધો હશે એમ તેણે ધારયું.

"આ રૂમાલ તેની સાથેજ દાટવો જોઇએ," જોન પોતાની આંખો લુછતાં બોલ્યો.

આ પ્રમાણે ગરીબ બીચારા ફ્રેંકે પોતાનું સદાનું રેહેઠાંણુ આવાં જંગલમાં કીધું, અને પોતાની પીત્રાઈ બેહેનને સગાં વાહાલાં વિનાની મુકી આ જેહાનથી કુચ કરી ગયો.

## પ્રકરણ ૫૧ મું-છેલું.

સુખી આવ્યા બાદ, એમીએ થોડા દીવસ સુખાકારીમાં પસાર કીધા; દર પળે તેણી ઘર જવાની જોનને ઉતાવલ કરતી, અને બાપ તથા બેહેનને મળવાને તેણી ઇંતેજારી દેખાડતી, પણ એક દીવસે બનાવ એવો બનયો, કે તેણીને એકાએક તાવ આવ્યા બાદ તેણી અતીશે નાતવાન થઇ, તોપણ ઘર જવાની આશા રાખી અતીશય ખુશ થતી. તેણીને તાવ આવી તેને બીજે દીવસે જનરલ બુલરે સુખીથી ઉપડી જવાનો હોકમ કીધો, અને ફરી બ્રીટીશ ફોજે જંગલો વચેથી ચાલવા માંડયું. જખમી થયલાં માણસો વીધે આ પ્રવાસ ખરેખર ઘણોજ કંટાળા ભરેલો હતો.

પેહેલે દીવસે ગરીબ બીચારી એમીને ઘણું ખમવું પડયું, અને તેણીએ તે આખો દીવસ રડીને પસાર કીધો. પણ આ બધો વખત જોન તેણીની પાસે રહી તેણીની બરદાસ્ત લેતો; અને તેણી ઘણીજ ખરાબ હાલતમાં છે એમ સમજી, તે તેણીની આગળથી ખસ્યો નહીં.

આખરે ઘણીજ મુશકેલીએ તેઓ આબુકેલી વેલ્સ આવી પુગાં. તેઓને રસ્તામાં શત્રુ તરફથી કશી ઇજા થઈ નહીં, પણ ધુળમાંથી ચાલતાં તથા તડકું અતિષ્ય હોવાને લીધે તેઓ ઘણાંજ થાકી ગયાં હતાં. એમી વીષે સર્વ કોઇ ધાસતી બતલાવવા લાગ્યું. અને તેણી પણ ઘણીજ .દીન પર દીન કમજોર દીસવા લાગી. તેણી તાવની બેભાનીમાં મોટે મોટે બડબડ કરતી અને મનમાં ધારતી કે તેણી ઘર જઇ પુગી છે. પણ એટલાંમાં એક નવી બીજી આફત જાગી; આરબ લોકોએ બ્રીટીશ ફોજ પર ફરી હુમલો કીધો, અને પાહાડની ઉપર દરએક ભાગમાં તે લોકો દીસવા લાગા. તેઓનું એમ કરવાનું કારણ એટલુંજ કે બહારગામથી આવતો પત્રવ્હેવાર બંધ કરવો, જેથી કોણ હાર્યું ને કોણ જીત્યું તેની ખબર પારકાં દેશમાં પડે નહીં. પણ જનરલ બુલરે વધુ વખત તેઓને ફાવવા દીધા નહીં, અને તેઓને ત્યાંથી જલદીથી નસાડયા. પણ હજી એમી તાવથી બળતી જોનની પાસે પડેલી હતી, જે તેણીની પાસે બેસી લીલાં ખેતરોમાં થતો ઘોંઘાટ તથા પાહાડો પર થતી તોપોની ગર્જણાં સાંભળતો હતો.

ફેબ્રુઆરીની તેવીસમી તારીખે તેઓ આબુકેલી વેલ્સથી ઉપડયાં, અને છપણ માઇલની લાંબી મુસાફરી પુરી કીધા બાદ તેઓ ગોકડલ આવી પુગાં. વાંચનાર વીસરી ગયાં નહીં હશે, કે ગોકડલ વેલ્સમાં બહાદુર જનરલ સ્ટુઅર્ટને દાટવામાં આવ્યો હતો; અને તે શુરાની યાદગારી રાખવા તેની કબરની આસપાસ સોલજરોએ પથરાની બીત બાંધી લીધી હતી.

પણ આ એકાંત જગ્યામાં તેને પોતે એખલાએ આરામ લીધી હતી નહીં. ઘણાએક યુરોપિયન અમલદારો આ ઠેકાણે પોતાની સદાની ઉંઘમાં પડયા હતા. એક દીવસે સાંજે જ્યારે સુર્યનાં ઝાખાં પડતાં કીરણો ઝાડો તથા પાંદડાં પર પંથરાઇ રહ્યાં હતાં, ત્યારે ઘણાએક સોલજરો પોતાના એકાદ સાથીને સદાની નીંદમાં સુવાડવા લઇ જતા દીસતા હતા.

રાતે પોતાનો દેખાવ દીધો, અને તંબુ આસપાસ તથા જંગલમાં સર્વ ઠેકાણે અંધારૂં પંઠરાઇ ચુકયું હતું; જોન હજી પોતાની એમીની પાસે બેસી તેણીને મોહડેથી તેણીનાં છેલા શબ્દો ધ્યાન દઇને સાંભળતો. આ કંટાલાભરેલી લાંબી મુસાફરીનો આખરે છેડો આવ્યો. જ્યારે ગોકડલમાં ફોજ આવી પુગી, ત્યારે એમી જીવતી હતી, પણ તેણી ઘણીજ ખરાબ હાલતમાં હતી; તેણી બે દીવસ સુધી બેસુધ્ધિમાં પડી રહી—તો જોકે મરવાની થોડો વખત અગાઉ તેણી સુધ્ધિમાં આવી, અને જોનને તેણીની પાસે બેઠેલો જોઇ હસીને વાતો કરવા લાગી.

"જોન, હું હાલ કેવી સારી હાલતમાં છું, તમો મારે વીષે કશી ચીંતા કરો ના. તમોએ મને સદાની સુખી કીધી છે. જોન, હું તમારા આભારનો બદલો શી રીતે વાળી આપીશ—જોન મને માફ કરજો—જો હું જીવતે, તો હું મારી પર થયલા તમારા આભારનો બદલો વાળી આપ્યા વગર રહેતે નહીં, પણ હવે બહુ અસુરૂં થયું છે."

આ તેણીનું બોલવું સાંભળી જોનનું હૈડું ભરાઇ આવ્યું, અને તેને રડતો જોઇ તેણીએ પોતાના શક્તિ વિનાના હાથો લાંબા કીધા.

"મારે ઘર જઈ મારા વહાલા પીતાજીને તથા મારી બેહેનને કહેજો, કે તમે પોતે મને સુખી કીધી છે,—અને એટલું કહેજો કે મારી છેલ્લી ઘડીએ મેં મારા વહાલા પીતાજીને ખરા જીગરથી યાદ કીધા હતા—પણ એટલું બોલવાથી તેણી ઘણીજ થાકી ગઈ અને વધુ બોલી શકી નહીં.

"અરે! એમી, મને માફ કર, અને તારા છેલા બોલોથી સંભલાવ, કે તેં મને માફ કીધો છે," જોન બોલ્યો.

"હવે માફ કરવા જેવું કશું રહ્યું નથી—વહાલા જોન, હું ધારૂં છું, કે હું સદાની ઉંઘમાં ચાઈ જાવું છું. મારી છેલ્લી ઘડીએ તમો મારી પાસેજ છે, એવું જોઈ હું મારો પ્રાણ ખુશીથી તે કીરતારને હવાલે કરૂં છું—જોન, છેલ્લી સલામ—ખોદા તમારો નીઘેબાન થાવો." અને પોતાનો હાથ જોનના હાથમાં આપી તેણીએ આંખ્યો ઢાંકી, અને હસ્તે ચેહેરે તેણી ઉંઘી ગઈ, જે ઉંઘમાંથી તેણી ફરી કદી જાગી ઉઠી નહી; જોને ડાક્ટરને બોલાવયો, અને તેણે આવી કહયું, કે તેણીએ પોતાનો પ્રાણ તે ઇશ્વરને સ્વાધીન કીધો હતો.

જોને આ આખી રાત તેણીની પાસે બેસી ઘણુંજ વીલાપમાં પસાર કીધી, અને જેમ જેમ મોડી રાત થતી ગઇ, તેમ તેમ જોને તેણીના સુંદર ચેહેરાપર થતો ફેરફાર જોયો. સવાર પડતાંજ તેણીને ભુમીદાહ કરવામાં આવી.

આ વેળાનો જોનનો દેખાવ કેવો હશે, તેનું વર્ણન નહી કરતાં તેનો વીચાર કરવાનું હું મારા વાંચનારની મુનસફી પર સોપું છું.

એમીના મરણની ખબર ડોરોથીએ સાંભળી, ત્યારે તેણી ઘણી દુઃખી થઇ, પણ પોતાના બાપને આ ખબર કેહવી કે નહી તે વીષે મનમાં વીચાર કરવા લાગી. જ્યારે એમીના જીવવાની ખબર તેણીના બાપે સાંભળી હતી, ત્યારે તેની ખુશીનો પાર રહયો નહોતો. દરરોજનાં બાહાર પડતાં વર્તમાન પત્રોમાં બ્રીટીશ ફોજની આવવાની ખબર વાંચતો; અને આખો દીવસ ખુશાલીમાં પસાર કરતો. પણ તે ખુશી વધુ વખત ટકી શકી નહી. એમીના મરણની ખબર જોને ડોરોથીપર લખી હતી, અને જયારે તેણીને આ કાગજ મળ્યું, ત્યારે તેણી માલ પર જઈ પોતાના ઓરડાનું બારણું બંધ કરી ઘોળયાપર માથું નાખી રડવા લાગી.

તેણી હજી ત્યાંજ હતી, એટલાંમાં પોતાના બાપના આવતાં પગલાં સંભળાયાં. તે ઉતાવળે પગલે ઉપલે માલે તેણીના ઓરડા તરફ આવ્યો, જે પછી તેણીને પુછવા લાગો. "ડોરોથી મને નીચે કોઇએ કહયું, કે તુંને એક કાગજ

એમી તરફથી મળ્યું છે, તેણી કયે દાહાડે આપણે સાં આવશે?" આમ બોલતાં તેણે ડોરોથીના સુવાના ઓરડાનું બારણું ઊઘાડયું. બારણું ઊઘડતાંજ તેણી ઘોલીયાપરથી એકદમ ઉઠી ઉભી થઇ, પણ તેણીનો રડતો ચેહેરો જોઈ તે તરતજ તેણીની તરફ ધસીયો.

"શું મારી એમીનાં કાંઈ માઠા સમાચાર તેં સાંભળ્યા છે?" આનો ઉત્તર ડોરોથીએ વાળ્યો નહી, પણ ડચકાં ખાઈ રડવા લાગી.

"તેણી કયાં છે?" આખરે તે ઘરડો ગોટેથી બરાડ મારી બોલ્યો; ડોરોથી મુગે મોઢે પોતાનાં બાપનાં ખભાંપર હાથ મુકી બોલી.

"તેણી–તેણી સદાની શાંત ઊંઘમાં પડી છે, અને બાવાજી મારી અરજ છે, કે તમોએ તેણી વીષે વધુ ગમ કરવો નહી–હવે આપણે એમજ ધારવું જોઇયે, કે તેણી શાંતીથી મરણ પામી છે–અને તેણી સુખી થઈ છે."

પણ તેણીના ઘરડા બાપને કોઇબી રીતે કરાર વળ્યો નહીં. તે ઘરડો વારંવાર માથું કુટતો અને કેહેતો કે "ઓ ખોદા હવે મને તું તારી દરગાહમાં જલદી તેડી લે, કે મારી દીકરીને આ જેહાનમાં તો નહી પણ પેલી જેહાનમાં મલું, હવે મને જીવવું નથી." આ પ્રમાણે તે ઘરડાની ધારેલી મોટી મોટી આશાનો ભંગ થયો. પણ તેને સાંજ પડતો મેલી આપણે આપણી વાર્તા આગળ ચલાવીશું.

ફ્રેંકનાં મરણની ખબરથી કાસ્ટલ હીલમાંના માણસો તથા લીલી હજી ઘણુંજ ગંભીર દીસ્તાં હતાં, તેટલાં એમીની આ બીજી માઠી ખબર તેઓને પોંહોંચી.

મીસીસ બૉલર્સ ઘણાંક દીવસો સુધી ઓરડામાંજ બેસી રેહેતી, અને લીલી સીવાય તેણી બીજા કોઇને મળતી નહી. તો જોકે થોડા દીવસો પસાર થયા બાદ તેણીએ ઓરડામાંથી બહાર નીકળી મનને સમાધાન કરી ફ્રેંકની યાદ તજી દીધી.

પણ બીચારી ગરીબ લીલીના મનનું સમાધાન થયું ન હતું. તેણીને આ દુન્યામાં કશી વાતની કમી ન હતી, પણ સગાવાહલાં વિના તેણી પોતાને ઘણીજ કમનસીબ ગણતી હતી. વાંચનાર જાણે છે તેમ ફ્રેંક સીવાય આ દુનિયામાં તેણીનું કોઇબી સગું ન હતું, અને જયારે તે પણ આ દુનિયામાંથી પોતાનો વાસો ઉઠાવી ગયો, ત્યારે તેણીનાં દુઃખનો પાર રહયો નહી; તેણી કોઇને સાં જતી આવતી નહી, પણ પોતાનું દુઃખ વીસરાવા આખો દીવસ ચોપડીઓમાં પોતાનું ધ્યાન રોકાયલું રાખતી.

એક દીવસે તેણી એકલી બેસી કાંઇ ઊંડો વીચાર કરતી હતી, તેટલાંમાં મીસીસ બૉલર્સ સાં આવી લાગી, અને થોડીક પરપુછ કીધા બાદ એથની ખબર પુછવા લાગી.

"લીલી, મીસ એથની શી ખબર છે?"

"મારા સાંભળવામાં આવ્યું છે, કે તેણી હાલ જરા વેલ છે; અને કાલેજ માલ ઉપરથી નીચે ઉતરી છે."

"તેણી હાલ સારી તંદરોસ્તી ભોગવે છે, તે સાંભળી હું ખુશીછું," મીસ બૉલર્સ બોલી.

જયારે આપણે તે બંને જણીઓને વાતો કરતી જોઇયે છીયે, ત્યારે એથ શું કરે છે તે હવે આપણે તપાસીશું. એથ હોલમાંના એક સોફાપર સુતી હતી, તેણીનો ચેહરો સુકાઈ ગયલો તથા ઘણી અશકત દીસતી હતી, અને તેણીની પાસે એક ખુરસીપર રેકટર બેસી કાંઇ સારી વાર્તાની ચોપડી વાંચતો હતો.

તેણીની મા મીસીસ રીડલ આ વેળા કાસ્ટલ હીલમાં જવાની તૈયારી કરતી હતી. તેણીનું કાસ્ટલ હીલમાં જવાનું કારણ એટલુંજ કે જયારે તેણીએ સાંભળ્યું કે એમી જીવતી છે, ત્યારે તેણીને એક મોટો કારી જખમ લાગ્યો હતો; પણ હાલ જયારે તેણી મરી ગઈ, ત્યારે તેણી અત્યંત ખુશ છે અને લીલીને સાં ગઇ.

જે દીવસે એમી મરી ગઇ, તેજ દીવસે મીસીસ રીડલે પોતાની દીકરી એથને મી૦ રેકટર સાથે અદરાવી હતી.

તેણી કાસ્ટલ હીલમાં પોહોંચી, સારે તેણીએ જોયું કે લીલીની આંખો રડતાં સુજી ગઈ હતી. આ દયાળુ દીલની બાનુંને જેટલું પીત્રાઇ ભાઇનું દુઃખ લાગ્યું, તેટલુંજ અથવા તેથી વધુ તેણીને એમી વીષે લાગ્યું હતું. એમી જોકે તેણીનાં સુખને આડે આવનાર હતી, તોબી તેણીએ તેણીનાં મરણની કદીબી આશા રાખી હતી નહીં.

"લીલી, તેં સાંભળ્યું કે? પેલી છોકરી તો મરી ગઈ છે." મીસીસ રીડલ ઉતાવલથી હાંફતાં હાંફતાં બોલી.

"હા, મેં તે ખબર સાંભળી છે!" લીલીએ દલગીરીથી ઉત્તર વાળ્યો.

"હું એ વીષે તે સાહેબની આભારીછું—ખરેખર ઘણીજ ઉપકારીછું, પણ લીલી, તું મારા જોનને માફ કરશે કે?"

"મને આજે તેવણનું કાગજ મળ્યું છે, અને તેમાં તેવણે ઘર આવવાની ખબર આપી છે," લીલીએ કહયું.

પણ તેણીએ જોનનું કાગજ તેની માને દેખાડયું નહીં, કે જેમાં જોને અતી ગંભીર ને દલગીરી ભર્યા બોલો લખ્યા હતા.

"મીસીસ રીડલ, અમો વચે કોઈ જાતનું વેર છેજ નહી; અને હવે હું ખાતરીથી ધારૂંછું, કે અમારાં સુખ વચે કોઇ આડે આવશે નહી, અને આપણે સર્વે સુખથી જીંદગી ગુજારશું."

[ સમાપ્ત ] ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.

**જરમનીમાં** એક વીચીત્ર જાતની સ્ત્રી વસે છે, જેણીનું નામ જોહાના વાત એમબ્રોસીઅસ છે. તેણી જોકે એક કવી છે, છતાં પોતાનું ગુજરાન કરી શકતી નથી. તેણી સવારના પોહરથી સાંજના મોડે સુધી કામ કરે છે, દાતરડાં વડી ઘાસ કાપે છે, ગાયો દોહે છે, માખણ બનાવે છે વગેરે. તેણીનાં નાનાં ઘરનું દરેક કામ પોતાને હાથે બજાવે છે. તેણીની કવીતાએ જરમનીમાં ઘણું ધ્યાન ખેંચ્યું છે. અજાએબી એ છે કે તેણી તે લખવા માટે વખત કેમ મેલવી શકે છે. તેણી એકતાલીસ વરસની ઉમરની છે, અને રશીયાની હદની નજદીક આવેલા પ્રશીઆનાં પુર્વે ભાગમાં એક નાનાં ગામડાંમાં રહે છે.



# સ્ત્રીની મિત્રાચારી.

## પ્રકરણ ૧૨ મું.

### માતા તરફનો પ્યાર-વાલ્ટર ધંધો શોધે છે-શકતી અને વગવસીલો.




લેસ્લીનાં અચીંતાં આવી પડેલાં મોતે અલબતાં તેનાં સંસારી મામલાને ગુંચવણમાં નાખી મેલ્યો હતો. કજીયાની ફતેહ ઉપર આધાર રાખીને તેણે પોતાનું વસીયતનામું કીધું ન હતું, અને પોતાની લાંબા વખતની સારી તંદોરસ્તી ઉપર ભરૂસો રાખીને યા પેલી હજી સુધી હાથ પણ ન લગાડેલી મીલકતને કેવી રીતે વેંહચી લેવી, તે મારેબી કંઈ અરજ કરી ન હતી; આથી તેનાં સઘળાં કાગળને વાંચવાનું મીસીસ લેસ્લીએ પોતાને માથે લીધું. તેણીને ચમકાવનારૂં કરજ કાંઈ માલમ પડયું નહીં હતું, પણ જેમ તેણી લાંબો વખત થયાં ધારતી હતી, તેમ કજીયાને ખાતર તથા મોટા ખરચોએ તેની આવક ઘણી ઘટાડી નાખી હતી. પાછું હવે તે કજીયો પાછો ખેંચી લેવાનું ઘણું મુશકેલ હતું, કારણ કે મીસીસ લેસ્લી જોકે પોતે તેમ ઈચ્છતી હતી, તોય હવે તેણીનાં હંમેશનાં દુર થયલા ભરથાર અને તેણીનાં જીવતાં વાહલાંઓનાં લાભ સાથે તે મોટે ભાગે જોડાયલો હોવાથી તેણીએ આ વાજબી ધાર્યું હતું નહીં.

વાલટરની નાજુક દેહ ઉપર તેણીએ ઘણી ખરાબ અસર થયલી જોઇ હતી, પણ જયારે જે સઘળું રહયું હતું, તે પોતાનાં બાળકોને સરખે હીસ્સે વેંહચી આપવાનો ઠરાવ જાહેર કર્યો, ત્યારે તેણે તુરતજ જણાવ્યું, કે એક માનવંતી માતાને તે તેમજ તેની બેહનો કદીબી આ પ્રમાણે કરવા દેશે નહી. તેઓ તેણીને આસરે પડેલાં રેહવાને હજુર વધારે પ્રસંદ કરે. આ ઉપરથી મીસીસ લેસ્લીને તેમને તાબે રેહવાની ફરજ પડી, પણ તેણીનાં છોકરાંઓની બીજી ધારણાંનો તો તેણીને કશો ખ્યાલજ ન હતો, કે વાલતર અને ફલોરન્સે જયાં સુધી તે સઘળું રેન્ટનાં એક ધારા જાણનાર મીત્રની મદદથી તેણીનાં નામ ઉપર કરાવ્યું નહી, ત્યાં સુધી સુખથી ઊંઘાયાં પણ ન હતાં. આ કીધા પછીજ બંનેનાં જીવને ધીરજ આવી, પણ વાલટરને હજી લાગતું હતું કે તેનું કામ પુરૂં થયું ન હતું.

મી० લેસ્લીનાં મરણ પછી ૭ અઠવાડયાં વીતા બાદ એક સાંજે મીસીસ લેસ્લી અને વાલટર એકલાં બેઠાં હતાં. તેનું માનીતું કામ તેની પાસ પડેલું હતું, પણ તેનું માથું આસ્તે આસ્તે તેનાં હાથો ઉપર પડવા લાગયું, ઘણી મીનીટો પસાર થઈ, અને તોએ તેણે તે ઉચકયું નહી.

"વાલટર, મારા દીકરા!"

"માયજી!" તેણે એકદમ પોતાની માતા પાસ આવીને દચકાં ખાવા માંડયું.

"મારા દીકરા, ખોદાની મરજી થઈ તો તે સાહેબે તારા પીતાને તેડી લીધો, અને આપણે એકદમ દલગીરીને શરણ થઇ તેની સામે થવું નહી જોઇયે. હું જાણું છું, કે તે તારો કેટલો મદદગાર હતો, મારા દીકરા—આપણાં સઘળાંનો—પણ—"

"માયજી, હું ફક્ત મારા બાપનાં મોતનોજ ગમ કરતો નથી, અરે, માયજી, માયજી, હું એક પાપી નબલો છોકરો છું,—હું જાણું છું, કે શું ખરૂં છે, પણ તે કરવાનું મારામાં જોર નથી."

"કોણનાંમાં જોર છે, મારા દીકરા? મેહનત અને બંદગી કરવા સિવાય તે કોણને મળે છે?

"હા, બંદગીમાં તેમજ મેહનતમાં, પણ ત્યાંજ હું હારી ખાઉછું. મેં બંદગી કરી, તે માટે માગણી કરી છે, પણ તે કામ કરવાની મેહનત મેં લીધી નથી, પણ માયજી, મારા ઉપર ભરૂસો રાખો, હવે તો હું લઇશ."

"પણ તું શું કરશે, મારા વાલટર? હું જાણું છું, કે આપણે કુદરતી જે દુઃખ ખમીયે છીયે, તે કરતાંબી વધારે તુંને લાગે છે; જો હું તારૂં દુઃખ મટાડી શકું નહીં, તોબી મને તેમાં ભાગ લેવા દે, કે જેથી તેનો બોજો ઓછો થાય; માટે મને કહે, મારા દીકરા."

એક પલ થોભયા પછી વાલટરે પોતાનાં સઘલા ચીતાતુર વિચારો પોતાની માતાનાં જીગરમાં ખાલી કર્યા, અને પુરૂં કીધા પછી તેણે પોતાની માતાનો વિચાર જાણવા તેણીનાં મોહ ઉપર જોયું, તો જેમ તે ધારતો હતો તેમજ તેણીનો વિચાર પણ દીસયો.

"તમો મારી સાથે મળતાં થાવોછો, કજીયો પુરો થાય ત્યાં સુધી ભવિષ્યનાં વિચારને મુલતવી રાખવા માગતાં નથી?"

"આપણી હાલની હાલતમાં હું બીજું વિચારી શકતી નથી, પણ તોબી શું તું તારી મરજી માફકનો ધંધો ન મેળવી શકે? શું તારી ઇચ્છાને તેમજ તારા બાપની અંતની ઘડી સુધીની તારા માટેની કાલજીને આગળ વધવા દેવી ન જોઇયે?"

"માયજી, હું તમોને કહીશ. હું જાણું છું, કે ઘણાંઓ મને હવાઈ વિચારો બાંધનારો કહેશે, પણ મારી અંતઃકરણની ઇચ્છા છે કે ચીતારાની પીછી યા સાહીતની કલમે આ દુન્યામાં કીર્તિ મેળવવી. હું મારા મુલકમાં એક શીખાઉ છોકરા તરીકે બાહર પડવા ઇચ્છતો નથી; નહીં હું

ટીકાનાં કુટકા ખમી શકું નહીં. કલમ કે પીછીમાં બાહોશીની નિશાન રહેવીજ જોઇયે. લોકોનું બોલવું 'તે વખતે શીખશે,' એ હું સાંભળવા માંગતો નથી. તે અગાઉ હું સારા માસ્તરો પાસે શીખવા માગું છું, અને પછીજ બાહેર પડવા ઇચ્છું છું, કે જેથી મારૂં જીવેલું ફોકટ નહીં ગણાય." તે પોતાની માતાની દયાળુ આંખ્યોમાં આંસુઓ જોઈ એકદમ બોલતાં અટકયો. "પણ એમાં તમામ મુર્ખાઈ છે, માયજી, મારાં સૌથી વાહલાં માયજી, તમારો વાલ્ટર પોતાનાં બાપને અને તમોને સાચોજ નીવડશે. મારી બેહેનો, જયારે તેમનો ભાઈ જીવે છે, ત્યારે પોતાના બાપની ગરજ સારવતો મને જોશે."

"પણ મારા વાલ્ટર, જેમ મનની લાગણી તેમજ શરીરની નબળાઈ પણ તુંને કરવા ધારેલાં કામ માટે નાલાયક ઠેડવે છે."

"નહીં, માયજી, જયારે શરીરની તનદરોસ્તી મનની મેહનતમાં તકી રહે છે, ત્યારે શું તે ખાલી મેહનતમાં નહીં જવાબ દેશે? મારે માટે બીહો નાં! મેં મારી છાતી ખોલી કીધાથી હવે હું વધારે સુખી રહીશ. અને જયારે મારી ફરજ બજા લાવીને તમારી અને મારી બેહનોની જરૂરીયાતો પુરી પડેલી જોવશ, ત્યારેજ હું તદન સુખી બનશ."

પણ વાલ્ટરનાં ખરાં સુખને માટે કમનસીબે જે મિત્રોની તેણે સલાહ લીધી હતી, તેઓ તેની ઉંચી મનશક્તીને ઉત્તેજન આપે તેવા નહી હતા. તેઓને પોતાને નાનપણથીજ ફકત પૈસા એકઠાજ કરવામાં મોટી જીંદગીની નેમ સચવાયલી છે એવું શીખવવામાં આવેલું હોવાથી મી૦ લેસ્લીની પણ તેઓ હસી કરતા હતા. એવા લોકોમાં વાલ્ટરને જોઇતું ઉત્તેજન આપવાની સમજ હતીજ નહીં, માટે જયારે તેણે કાંઈ ધંધો શોધવાની ઇચ્છા બતાવી, ત્યારે તેઓ એવું કહીને તેને મુબારકબાદી આપવા લાગ્યા, કે અંતે તે સમજ્યો હતો અને પોતાના મુર્ખાઈ ભરેલા વિચારો છોડી દીધા હતા. ગરીબ બીચારો વાલ્ટર આવી બોલી સાંભળી દુઃખથી પાછો ફરતો હતો, કારણકે હવે તેની ખાતરી થઈ હતી કે તેને સમજી શકે એવો કોઈ તેનો મિત્ર હતો નહીં. તેને લાગ્યું કે જો તેની જગ્યાએ બીજો વગવસીલાવાલો હતે, તો ઘણાં જણાં તેને મદદ કરવા નીકળી પડતે. તેને હજુર તો શીખવાનું હતું, કે ફકત વગવસીલાથી નિરાળી ભુમી ઉપરજ કુદરતી કાબેલીયાત ફતેહ મેળવતી, જયારે બીજે ઠેકાણે તેની હુશીયારીની કોઈ દરકાર કરતું હતું નહીં.

જયારે તેનાં મિત્રો તેને માટે કાંઈ સારી જેવી ચાકરી શોધતા હતા, ત્યારે વાલ્ટરનાં વાંચવામાં લંડનનાં એક કોતરકામ કરનારને ત્યાંની ઉમેદવારી માટેની જાહેર ખબર વાંચવામાં આવી જયાં તે તુરતજ ગયો, પણ તેને ઘણો થંડો આવકાર મળ્યો હતો.

"એટલા બધા તો ઉમેદવારો ત્યાં આવ્યા હતા," મી૦ માકહેમે કહયું; "કે જયાં સુધી ઉમેદવારો સર્ટીફીકેટ લાવે નહીં, ત્યાં સુધી તેમને ધ્યાન આપવાનો વખત હતો નહીં."

"એવી કાંઇબી શરત જાહેર ખબરમાં આપવામાં આવી હતી નહીં," વાલ્ટરે જવાબ દીધો, અને કેટલીક મગરૂબીથી તેણે ઉમેર્યું, કે "જો હું એમ જાણતે તો કદીબી આવતે નહીં; મેં તો એમ ધાર્યું હતું, કે ફકત આ કામ માટેની આવડ અને હુશીયારીનીજ જરૂર હતી.

"આવડ! અલબતાં તે સર્ટીફીકેટ ઉપરથી માલમ પડશે, તોય હું તમારા નમુનાં તપાસીશ."

વાલ્ટરે પોતે જે પુછ્યું તેનાં સાદા અને સાચા જવાબો મળ્યા પછી પોતાનાં નમુનાં તેની આગળ મુકયા. આ કોતરકામ કરનાર તવંગર શખ્શે તુરતજ જોયું, કે એ સર્વમાં અતીયંત કાબેલીયત પ્રગટી નીકળતી હતી. પણ તે દુનિયા જોઈ વળેલો હતો, માટે તેની એકદમ વખાણ કરવાને તેણે દરૂસ્ત ધાર્યું નહી.

"ઘણું સારૂં છે," તેણે કહયું, આપણે સાદુ કર્યે તો પછી નકી થાય. જરૂરની રકમ આપવાને અને મારે ત્યાં ઉમેદવાર તરીકે રાખવાને તમારા મીત્રો શકતીવાન હશે?"

વાલ્ટરનાં ગાલો ઉપર રતાશ ચહડી આવ્યો, જોકે તેણે શાંતીથી કેહવાની કોશેષ કરી. તે બોલ્યો કે, એમ કાંઇ હતુંજ નહીં. તે એક વીધવા બાનુંનો છોકરો હતો, માટે તે મેહનત કરવાને આંચકો કરશે નહી, પણ મી૦ માકહેમને જે રકમ જોઇતી હતી તે આપવાને તે અશકત હતો, તેણે આશા રાખી હતી, કે આ હુન્નર તરફનો તેનો શોખ અને તેની શકતી—

આટલું બોલી તે મુગો રહયો, કારણકે તેનાં સાંભલનારનો ચેહરો લોઢાં જેવો સખત થયો હતો, તેણે સભ્યતાથી જવાબ દીધો—

"હું જે માગતો હતો, તે આપીને બીજા ઘણાંએક ઉમેદવારો આવે છે, માટે તમારી ઉમેદવારી હું નાકબુલ રાખુ છું. હું દલગીર છું, કે જાહેર ખબરમાં રકમ લઇને રાખવા માટે લખ્યું હતું. તે છતાં નકામી તમોએ તસ્દી લીધી છે." ઉપલું કહ્યા પછી તેણે બીજું કામ હતું એવું કારણ જણાવી વાલ્ટરને પાછો વાળ્યો.

વાલ્ટર મગરૂબીથી આ સખ્ત હૈડાંનાં માણસને નમીને ચાલી ગયો.

"કદાચ મારાંમાં હું ધારૂં છું તેવી શકતી નહી હશે, નહીં તો તે મને કેહતે," એમ વિચારતો તે ગીચ વસ્તીવાળા મોહલ્લામાંથી એકલો પસાર થઈ ગયો. તેણે ફરીથી પોતાનાં એક મિત્રની મદદ માગી, પણ તેની પાસે કાંઇ બીજુંજ કેહવાનું હતું. તેણે સાંભળ્યું હતું કે એક 'ઇસ્ટ ઇન્ડીયા હાઉસ' સાથ જોડાયલાં મોટાં ખાતાંને એશીયાની તેમજ યુરોપની કેટલીક ભાષાઓ જાણનાર શખ્શ જોઇતો હતો, જેને તેઓ દર વર્ષે પચાસથી બસો પૌંડ સુધી આપવાને રાજી હતાં, વાલ્ટર આ માટે યોગય ઘણો છે એવી તેના મિત્રની ખાતરી થવાથી તેણે આ ધંધા માટે બાહેર પડવા વાલ્ટરને સમજાવ્યું; આથી તે તુરતજ ઉપલાં ખાતાંને

મળ્યો, અને પોતાની લાયકાત માટે ખાતરી આપી જેણે વાલટરને તુરતજ કબુલ રાખ્યો; અને જયારે તે ઘર ભણી પોતાનાં હાંકેલાં પગળાં લઇ ગયો, ત્યારે સઘળું નક્કી થઇ ગયું હતું.

## પ્રકરણ ૧૩ મું.

નજરથી દુર તે કદરથી દુર—વુડલેન્ડસ.
જુદાં પડતી વખતનાં યાદ રાખેલા શબ્દો—ફ્લોરા.

આ ઘણું અજાયબ જેવું અને દુઃખભરેલું છે કે કોઇબી આફત આપણી લાગણીઓનું મોત લાવવાને બદલે તેને સજીવણ કરે છે. પોતાની આગળી શાંત અને ખુશાલ જીંદગીમાં ફ્લોરન્સનાં સાથીઓ તેણીને એક પછી એક છોડી ગયાં છતાં, તેણીને કદીબી એકાંત લાગ્યું હતું નહીં, પણ હમણાં ગોયા સઘળાંની પ્રીતિ તેણી ઉપરથી ઉઠી ગઈ હોય, એવી લાગણી તેણીને થવા લાગી. જેઓ તેણીની તરફ એકબી વખત માયાળુ થયાં હોય તેમને ફ્લોરન્સ કદીબી ભુલી જતી ન હતી. માટે એમીલીએ બે વર્ષ સુધી કાગજ પત્રનો વેહવાર રાખી તેણીને પોતાની મિત્ર ગણેલી હોવા છતાં આ દુઃખનાં વખતમાં તેણીને યાદ રાખી નહીં, તેનું આ કોમળ હૈડાંની છોકરીને ઘણું લાગતું હતું. ત્રીજે વર્ષથી એમીલીનાં કાગજો ઘણે લાંબે વખતે આવતાં હતાં, અને જોકે હમેશાં તેણી પોતા માટેજ લખતી હતી, તોય બીજાંની છાની વાતોમાં આપણને જાણકાર રાખવાથી એક જાતની ખુશાલી અને મગરૂબી આપણાં દીલમાં પેવશ થાય છે. પણ ફ્લોરન્સનાં છેલ્લાં કાગજનો જવાબ ચાર મહીને થોડીક બેદરકારીથી લખેલી લીટીઓમાં મળેલો હોવાથી તેણીએ ફરીથી પોતાની આ કહેવાતી સહી ઉપર લખ્યું ન હતું. એ બાદ થોડાજ વખતમાં મી૦ લેસ્લીનું મરણ નીપજયું હતું. તે દુઃખને થોડાક દાહડા પસાર થયા હતા અને તેણી એમીલી તરફનાં કાગજની વાત જોતી હતી. મી૦ લેસ્લીનું મોત સઘળાં ન્યુસપેપરોમાં છપાયું હતું, તોય પોતાના હમેશનાં વિશ્વાસુ સ્વભાવને લીધે ફ્લોરન્સ માનતી ન હતી, કે એમીલી આ દુઃખને વખતે તેણીને ભુલી જાય.- પણ તેણીની આશા ફોકટની હતી. સોસાયટીને લગતાં ન્યુસપેપરોમાં તેણીએ વાંચ્યું હતું, કે મેલફર્ડનું આખું કુટુંબ લંડનમાં હતું; કદાચ એમીલી જાતે તેણીને દીલાસો દેવા ફુરસદે આવવાની હશે, એવો વિચારબી તેણીને આવ્યો, પણ ફોકટ. નહી એક કાગજ આવ્યું, કે નહીં તેણી મળવા આવી.

લેડી આઇદાની ઉપર ફ્લોરન્સ નીયમીત કાગજો લખતી નહીં હતી. તેણી દીલગિરીનાં વખતમાં હતી તે કરતાંબી વધુ [illegible] તેણીને ખુશાલીનાં વખતમાં લેડી આઇદા તેણીથી વધુ [illegible] પડતી, હસવા લાગી, તોએ એમીલીનાં કાગજોનાં લેડી આઇદા પ્રીતિનાં સંદેસા મોકલતી હતી, ત્યારે તેનાં જવાબમાં તેણી માત્ર કોઈ કોઈ વાર લખવાની હીંમત કરતી હતી. પણ હવે તો તેણીને તેટલુંબી મળતું ન હતું, કારણ કે ફકત એમીલી મેલફર્ડથીજ તેણી કાંઈ સાંભળી શકતી હતી.

પારકાંઓની આપણી તરફની વધતી પ્રીતિ આપણાંમાં સારા ગુણો થશે એવી કલ્પના સાથ આપણને હરખાવે છે. જયારે પ્રીતિના ઘટવા સાથ તે સદગુણોબી ઓછા થયલા દીસે છે; અને આપણાં પોતા તરફનાં માનમાં ઘટાડો કરે છે. એવી જખમી થયલી આપણી લાગણીને પાછી અસલ સ્થીતિમાં આવતાં ઘણો વખત લાગે છે. અરે! આપણ માણસજાતનું સુખ એક બીજાં સાથ ઘણું જોડાયલું છે, કે એક બીજાં તરફ દયાનો જુસ્સો જો જીંદગીનો મૂળ પાયો હોય, તો કેટલી બધી કંગાલયતનો આ દુનિયામાં ઘટાડો થાય, કેટલી બધી દલગીરીને શાંત પાડી શકાય!

ફ્લોરન્સની એવી હાલત જોઈ, મીસીસ લેસ્લીએ અંતે તેણીને સમજાવી અને મીસીસ રીવરનું વુડલેન્ડસ આવવાનું તેડું તેણી પાસ કબુલ રખાવ્યું. તેણીનું મગજ આ વખતે ઘણી અચોકસ હાલતમાં હતું. તેણીનો પોતાના બાઈ તરફનો પ્યાર અસંત હતો; તેની ઊંચી લાગણીઓ, તેનો કવી જીવ, અને તેની લથડતી દેહ એ સર્વએ તેની તરફનાં પ્યારનો ગાંઠ ઘણોજ મજબુત બાંધ્યો હતો.

લેડી આઇદાનાં જુદાં પડતી વખતનાં શબ્દો—"જો તુને મારી કદીબી ગરજ પડે, અથવા જો તું ધારે કે મારી મીત્રાચારી કે લાગવગ તુંને કદાચ કામનાં થઇ પડે, તો કશીબી આનાકાની વગર મને લખજે," એ તેણીને વારંવાર યાદ આવવા લાગા. તેણીનો વગ વાલટરને મદદ કરવા કામ લાગશે, અને શું તે માટે તેણી ઉપર તેબી નહીં લખી શકે?

વુડલેન્ડસમાંબી તેણીને આ વિચાર આવવા લાગો. હજી કાંઇ ઘણું મોડું થયું હતું નહીં, કારણકે તેની હાલની ચાકરી ઉપર કાંઇબી મુદત ઠરાવેલી નહીં હતી. જો લેડી આઇદા તેણી તરફ પ્રીતિથી વર્તી ન હતે, તો ફ્લોરન્સ કાંઇબી આનાકાની વગર તેણી ઉપર લખતે, 'પણ' રખેને તેણી ઘણાંની આશા રાખે છે, એવો ખ્યાલ તેણીની તવંગર મિત્રનાં મનમાં આવે, એ વિચારથી તેણી બીહવા લાગી. પણ વળી વાલટરનો સુંદર દલગીરી ભર્યો ચેહરો તેણીની આગળ આવી ઉભો. તેણે જયારે દીલગિરી ભર્યા ચેહરા સાથે તેઓને કહયું હતું, કે તેણે એક ચાકરી મેળવેલી હતી, ત્યારનો તેનો દેખાવ તેણીને યાદ આવ્યો, અને આ વિચારે તેણીને હીમત આપી. આ કામ કાંઇ સેહલું ન હતું, કારણકે તેણી પોતાની લાગણીઓને તાબામાં રાખવા માંગતી હતી. તેણીએ લેડી આઇદા ઉપર આખરે એક કાગજ લખવાનો વિચાર કીધો. અને તે કાગજમાં પોતાની બાઇની ચાલાકી અને વર્તણુંકની તારીફમાં થોડાક શબ્દો લખી લેડી આઇદાને તેણીનાં છુટાં પડતી વખતનાં

બોલોની યાદ આપી હતી. એ ઉપરાંત બીજું જે કાંઇ ઘટતું લખવાનું હતું, તે લખી કાગજ બંધ કર્યું હતું. આ કાગજ જો લેડી આઇદાને મળ્યું હતે, તો ખરેખર ગરીબ બીચારા વાલટરનાં દુઃખનો છેડો આવતે, પણ તે માટે આપણને હવે પછી માલમ પડશે.

આપણે આગળ મીસીસ રીવર અને વુડલેન્ડસનાં હેવાલ સાથે ફ્લોરા લેસ્લીને માટે જાણી ગયાં છીયે, જેનું ફ્લોરન્સ લેસ્લીને મલતું નામ ભવિષ્યમાં આપણી વાર્તાની નાયકને ઘણું દુઃખ આપનારું થઇ પડયું હતું. તેણીની ઠગારી ચાલને આપણી ફ્લોરન્સ બહુ ધીક્કારતી હતી. મીસીસ રીવર પોતે તો એકાંત જીંદગી ગુજારતી હતી, પણ ફ્લોરા લેસ્લીને તેણી મંડળીમાં ફરવા દેતી હતી, જેથી ત્યાં તેણી કેવી રીતે વર્તતી હતી, તેની મીસીસ રીવરને કશી ખબર પડતી ન હતી. પણ એવું બનયું કે અતી વખોડવા લાયક બનાવ, જેમાં ફ્લોરા લેસ્લીનો મોટો ભાગ હતો તેની ખબર વુડલેન્ડસની શેઠાણીને મળી. આ વખતે ફ્લોરન્સ ત્યાં રહેલી હતી, પણ પોતાનાં પીતાનાં શોકને લીધે તેણી બાહર જતી હતી નહી. મીસીસ રીવર કદીબી ઘભરાટ મચાવતી હતી નહી; તેણીએ જે જરૂરનું હતું તે સઘળું શાંતીથી પુછી લીધું. તેણીનો દુનિયા તરફનો આગળો અવિશ્વાશ પાછો ઉભો થયો. ફ્લોરા કેહવા લાગી કે તેણીની મતલબ કાંઈ ખોટું કરવાની ન હતી; અને કદાચ તેણી આ માનતે, પણ કમનસીબે ફ્લોરાની વર્તણુક માટે તેણીએ ફ્લોરન્સને પુછવાનો ઠરાવ કર્યો, કે તેણી જયારે આગળ ફરતી હતી, ત્યારે ફ્લોરાની વર્તણુક શક ભરેલી હતી કે નહી. ગરીબ બીચારી ફ્લોરન્સ, તેણી શું કરે? પણ મીસીસ રીવરને તેણીએ આંસુઓથી ભરેલી આંખ્યો સાથ તેણીને કશુંબી નહીં પુછવાને અરજ કરી. તેણીની પાસે કોઇની નીંદા ન કરાવાને માંગણી કરી, પણ ફોકટ. તેણી વધુ હઠીલી થઈ અને સઘળું જાણવા માંગયું, અને વળી તેણી એટલી તો સખતાઈથી બોલવા લાગી, કે ફ્લોરન્સની ખાતરી થઈ કે છુપાવવા કરતાં સાચુ બોલવામાંજ ફ્લોરાને વધુ ફાયદો હતો. અંતે તેણીને સઘળું કેહવાની ફરજ પડી, અને પરિણામ એવું આવ્યું, કે જયાં તુલીક લોકો તેણીની આ ચાલ ભુલી ન જાય, ત્યાં તુલીક તેણીને મંડળીમાં મોકલતી બંધ કીધી.

બાહેરનાં દેખાવમાં તો ફ્લોરા ઘણી નમ્ર અને તાબેદાર હોવાનું ડોળ રાખી કેહતી, કે મીસીસ રીવર વાજબી હતી, અને અલબતાં ફ્લોરન્સનો એમાં કાંઇ વાંક હતો નહી. ફ્લોરન્સને કશોબી ખ્યાલ નહતો, કે આ માટે ફ્લોરા પોતાનાં મનમાં વેર રાખતી હતી. તેણીનું મન સઘળું લેડી આઇદા ઉપર લખવા ધારેલાં પોતાનાં કાગજમાં હતું, માટે આ બનાવની તેણીએ કશી પરવા કીધી નહીં હતી. પોતાની આગળી મુલાકાત વેળા તેણી આ ઉમરાવ મિત્ર માટે ઘણી વાર બોલી હતી. તેણીની સઘળી વખાણો મીસીસ રીવર ઘણી દલગીરીથી સાંભળતી હતી, તોપણ ફ્લોરન્સનાં વિશ્વાસમાં કાંઇ એવી ખુબસુરતી હતી, કે તેને મુર્ખાઇનું નામ આપી તેણીને દીલગિર કરવા રાજી ન હતી. પણ આ વેળા તેણીએ જોયું હતું કે ફ્લોરન્સ વધુ વિચારવંત બનતી જતી હતી. એવું બનયું કે એક વેળા તેણી વાલટર માટે વાત કરતી હતી, ત્યારે તેને લાયકનું કામ મેલવી અપાવવાની તેણીની આતુરતા જોઇ મીસીસ રીવરે ટીકા કરવાની ટક લીધી—

"હું ધારૂંછું, કે લેડી આઇદા સેન્ટમોર તેણીનાં ભરથારનાં વગથી તુંને મદદ કરી શકશે. શું કરવા તેણી ઉપર નહીં લખતી?"

ફ્લોરન્સે જવાબ દીધો, કે એમ કરવાનો તેણીનો વિચારજ હતો, અને તેણી ઘણી ખુશી થઇ હતી કે મીસીસ રીવર પણ તેવીજ સલ્લાહ આપતી હતી.

"સલ્લાહ, મારી વાહલી છોકરી, એમ ના ધારની કે હું સલ્લાહ આપુંછું, કારણકે હું માનુંછું, કે દુનિયાનાં બીજાં લોકોની માફક લેડી આઇદાણી સાબેત કરી આપે છે, કે નજરથી દુર હોય, તે કદરથીબી દુર હોય છે; અને ફ્લોરન્સ લેસ્લી ગોયા હોયજ નહીં."

ફ્લોરન્સે કાંઇ જવાબ દીધો નહીં.

"તું એમ ધારતી નથી. ઘણું દયા ભરેલું છે કે આ તારૂં સ્વપ્નું લાંબો વખત ચાલશે નહીં."

"હું ઘણાંની આશા રાખતી નથી, માટે કદાચ તે ચાલુજ રેહશે મારી અને લેડી આઇદા વચેનો તફાવત હું સારી પેઠે જાણુંછું, અને દુનિયાનાં કાયદા પ્રમાણે હું તેણીની સાથ અતલગનાં સંબંધમાં આવી શકતી નથી, પણ તેણીનાં કરતાં હલકી પદવીની હોવા માટે હું કાંઇ શરમાતી નથી."

"અને તોય તું તેણીને ચાહે છે? શું આવતા વખતને માટે તું હાથે કરીને દીલગિરી એકઠી કરતી નથી.?"

"નહી, કારણકે તેણીનાં જેવી ઉમદા ખવાસની નાર ઉપર આધાર રાખવામાં એક જાતની મજાહ છે. હું તેણીની સારી વર્તણુંક પુરતી રીતે જાણુંછું. જે જે સંદેસા મેં તેણીની તરફથી મેલવયા છે, તે ઉપરથી મારી પુરી ખાતરી છે કે તેણી મારે માટે કાળજી રાખે છે, અને હું એટલીતો થોડાંની આશા રાખુંછું, કે મારો પ્ય.. ચાલુજ રેહશે."

મીસીસ રીવરે પોતાનાં હાંથો વતી આંખ. ઢાંકી અને થોડાક વાર સુધી કાંઇ બોલી નહીં.

"અને કેટલો વખત થયો તેં તેણીની તરફથી સાંભળ્યું નથી," તેણીએ એકદમ પુછયું.

"એક વર્ષ થઈ ગયું."

"ત્યારે વાલટર માટે લખવાની તુંને હીમતજ કેમ આવે છે."

"કારણકે હું ખાતરીથી માનુંછું, કે જો મારા ભાઇને તેણી મદદ નહીં આપી શકશે, તોય મારા બાપનાં મોતનાં ગમમાં મને કાંઈ નહી તો દીલાસો દેશે."

"અને ધાર, કે તારાં કાગજનો તુંને જવાબ નહીં મળે તો? શું તેથી તું તેણીનો વિચાર કદી કરશે?"

"મારૂં કાગજ કદાચ તેણીને નહીંબી પુગે," તેણીએ લડતે અવાજે જવાબ આપ્યો.

"મુર્ખ છોકરી, જો તું તેણીનું બરોબર સરનામું લખીને ટપાલમાં મોકલે, તો તેણીને નહીં કેમ પુગે? જો તેણી તુંને મદદ કરે તો તેણીને ગમે એટલી ચાહવાની હું છુટ મેલુંછું, પણ જો કાંઇ જવાબ નહીં આવે, તો મારા અનુભવ ઉપર ભરસો રાખ, અને ખાતરી રાખજે, કે ગમે એવીબી મજબુત મિત્રાચારી એક કે બે વર્ષમાં તો થંડી પડી જાય."

તેણી આટલું બોલીને ઓરડો છોડી ગઇ, અને ફ્લોરન્સે પોતાનું કામ બાજુ મૂકી દીધું. તેણી પોતાનાં બંને હાથો જોડીને બોલવા લાગી—

"જો હું આશા નહીં રાખું—ભરસો નહીં રાખું—તો કાંય લખું? શું કરવા આ દીલગિરી માથે હોરી લેઉં, કે આવી ભલી, ઉમરાવ ખવાસની બાનું હવે મારે માટે કાંઈ દરકાર રાખતી નથી? પણ જો ખરેખર કાંઇ જવાબ નહીં આવે, તો જેઓ મારે માટે કશો વિચાર કરતાં નથી, તેમને હું કદીબી ચાહુ નહીં."

પણ તેણીનાં મોહડાનાં દેખાવે તેણીનાં શબ્દોને ખોટા પાડયા, અને ફ્લોરા લેસ્લી હવે પોતાનું વેર લેવાનો વખત આવ્યો છે તે જાણી, ફતેહની ખુમારીમાં ખુશી થતી ચાલી, કે જે વેર લેવા માટે તેણીએ કશાબી જોખમમાં પડવાને આનાકાની કરી નહીં.

(સાધણ છે.) RUBY.

## ઝાડપાન અને તેમનો વધારો.

### પ્રકરણ ૧૫ મું.

#### તેલ.



ખસખસ, ગાંજો, સુરજમુખી ફુલ, અને રૂનાં બીયાંમાંથી જે તેલ નીકળે છે, તે તેલબી અળસીનાં તેલની માફક રંગની મેળવણી વીગેરેના ઉપ્યોગમાં આવે છે. પણ સુરજમુખી ફુલ અને રૂનાં બીયાંમાંથી નીકળતું તેલ અળસીનાં તેલની માફક જલદી સુકાઈ જતું નથી. સુરજમુખીનું તેલ ઓલીવનાં તેલની માફક ખાધામાં આવે છે. એ તેલ રશીયા, હિન્દુસ્તાન, ચીન વીગરે મુલકોમાં બનાવવામાં આવે છે. એ ઉંચી જાતનો સાબુ બનાવવાની મેળવણીમાં વાપરવામાં આવે છે. જ્યારે મરઘાં બટકાંને ફરબે કરવા માટે તેઓને એનાં બીયાં ખવરાવવામાં આવે છે. કોબીની જાતનાં ઝાડનાં બીયાંમાંથી જે તેલ નીકળે છે તેને (રેપ ઓઇલ) અને (કોલઝા ઓઇલ) કહે છે, જે બાળવામાં આવે છે.

ઓલીવ તેલ—ઓલીવનાં ઝાડો ભુમધ્ય સમુદ્રને કીનારે આવેલા મુલકોમાં પુષ્કળ થાય છે. જંગલી ઓલીવનાં ઝાડનાં ફળ કાંઈ ઘણું સારાં હોતાં નથી, પણ ઇટલી, સ્પેન અને ફ્રાંન્સની દક્ષિણે એને ખાસ જતનથી ઉગાડે છે, જેથી તેનું તેલ ઘણું સારૂં નીકળે છે. એનો દેશાવરમાં બહુ ઉપ્યોગ થાય છે. એનાં સાધારણ ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઊંચા થાય છે અને હંમેશ લીલાં રહે છે, પણ ખાસ ઉગાડેલાં ઝાડને હમેશાં ઉપર ઉપરથી છાંટી નાંખવામાં આવે છે, જેથી તે એટલાં ઊંચાં થતાં નથી.

ઓલીવનાં ફળનો આકાર તેમજ કદ સાધારણ બોર જેવું હોય છે. એ ફળ કાચાં હોય ત્યારે તેનો રંગ જરા પીળાસ પર બહુ કે લીલો હોય છે, અને પાકે છે ત્યારે જાંબુરો કે કાળો થાય છે. એનાં પાકાં ફળનો ભુકો કરીને પછી ઘાણીમાં પીલીને તેનું તેલ કાઢવામાં આવે છે. તેથી તેને ઉપર કહયું તેમ (વરજીન ઓઇલ) કહે છે. એવું તેલ કાઢતાં જે નીચે દરો રહે છે, તેને પાછો ઉકાળીને તેનું ફરીથી તેલ કાઢવામાં આવે છે. એ હલકું તેલ સાબુ બનાવવામાં વાપરવામાં આવે છે. સ્પેન, ગ્રીસ અને એશીયા માઇનોરમાં હજી સુધી એનાં પાકાં ફળ ઝાડપરથી પાડવા માટે ઝાડ પકડીને હીલવવાનો ચાલ છે. એમ કરવાથી એવું તેલ સારૂં નીકળતું નથી.

અસલનાં વખતથીજ ઓલીવને માટે લોકોને સારૂં માન છે. આગળા વખતના ગ્રીક અને રોમન લોકો ફતેહની નિશાન દાખલ ઓલીવનું તાજ પેહેરતા હતા, તથા એના હાર કરીને તે ગળાંમાંબી પેહેરતા હતા. હજુર લોકો એને સુખની નિશાની તરીકે ગણે છે.

ઓલીવનું તેલ સ્વાદમાં ફીકું, વાસ વગરનું અને ખુલ્લા લીલા કે પીળા રંગનું હોય છે. એ બળી શકે છે અને જલદી ખોરૂં થઈ જાય છે. ઇંગ્લંડમાં ખોરાકની વસ્તુઓ બનાવવામાં એ કોઈ વખતે વપરાસમાં લેવામાં આવે છે. પણ ઇટલી ને સ્પેનમાં તો એને મલાઈને માખણની માફક ખાય છે. વળી ઓલીવનાં કાચાં ફળો તોડી તે વડે મોહું સમારવામાં આવે છે, તો કોઇક એનું અથાણું બનાવીને ખાય છે. ગ્રીસ, સ્પેન અને તરકીમાં દર વરસે એની કરોડો રૂપ્યાની પેદાયશ થાય છે.

એરંડયું—એરંડયું ચીકણું હોય છે તે તો આપણે બધાં જાણ્યે છીયે; એ તેલને જ્યારે સાફ કરે છે, ત્યારે તે નીતરૂં દેખાય છે અને તેનો ઝાઝો વાસ આવતો નથી. એવાં સાફ કીધેલાં એરંડયાંને આપણે વેલાતી એરંડયું કહીયે છીયે. એનો સ્વાદ ઘણો ખરાબ લાગે છે. એવું તેલ બીયાંમાંથી નીકળે છે. એ બીયાંને ઘાણીમાં પીલીને તેનું તેલ કાઢે છે. એનાં ઝાડ હિન્દુસ્તાનમાં ઘણાં થાય છે અને ત્યાંથી એવું તેલ દેશાવર જાય છે. હિન્દુસ્તાનનાં દેશોમાં એરંડયાંનાં ઝાડો પેહેલાંજ વરસમાં ૨૦ ફીટ જેટલાં ઊંચાં થાય છે, પણ બીજા થંડા દેશોમાં જ્યાં એને ઉગાડે છે, ત્યાં એ પાંચ કે છ ફીટથી વધુ ઊંચા થતાં નથી. એરંડયું

દવાનાં કામમાંબી વપરાય છે; એરંડયાંનો જુલાબ સર્વેને જાણીતો અને સાથે અણગમતો છે. એ બાળવાનાં કામમાં ઘણુંજ વપરાય છે. અગાઉ જ્યારે ગ્યાસતું તેલ આપણાં દેશમાં જાણીતું થયલું નહીં હતું, ત્યારે બધે ઘેરેઘેર એરંડયાંનાં દીવા લોકો બાલતાં હતાં. હજીબી ઘણાંકો ખસુસ કરીને બુઢાં આદમીઓ એજ દીવા પસંદ કરે છે. કેમકે એ દીવા ખુલ્લા બળી શકે છે અને ગ્યાસના તેલની માફક ખુલ્લું રહેવાથી સલગી ઉઠવાની કશી ધાસ્તી એમાં રહેતી નથી.

વેલેટાઇલ ઓઇલ ઘણું ખરું વાસવાળું તેલ હોય છે. એ તેલ ઝાડનાં પાતરાં કે ફુલમાંથી નીકળે છે. ફુલ કે પાતરાંને ઉકાળીને અથવા બીજી કેટલીક રીતે એ તેલ કાઢે છે. જેનું તેલ હોય તેનો તેવો વાસ આવે છે, કેટલાંક સુગંધી તેલ બીયાંમાંથીબી નીકળે છે. વળી લીંબુ કે નારંગીની છાલને આપણે હાથમાં પકડીને દાબ્યે છીયે, તો તેમાંથી જે ટીપાં ભરાઈ આવીને છાંટા ઉડે છે તે તેનું તેલ છે. એ જાતનાં તેલ નીતરાં કાચ જેવાં, પાણી કરતાં હલકાં, ને સ્વાદમાં તીખાં લાગે છે. એ તેલ ઈથિર, દારૂ, અને બીજાં જમીનમાંથી નીકળતાં તેલમાં પીગળી જાય છે. એને બાળ્યે છીયે, ત્યારે ધુમાડો થઇને બળે છે. એને હાથ લગાડવાથી હાથ ચીકણો થતો નથી, તેમજ કપડાંપર છાંટયું હોય, તો કપડાંપરથી દાઘ પડી જતો નથી. એનો બાફ કરવો હોય તો એને ઘણીજ ગરમી આપવી પડે છે, પણ પાણીમાં મળેલું હોય તો જલદીથી ઉકળીને તેનો બાફ થઈ જાય છે.

વેલેટાઇલ તેલ દવાનાં કામમાં અને સુગંધ માટે કપડાંપર છાંટવા માટે વપરાય છે. એ જાતનાં તેલમાં તરપેનટાઇનનું તેલ સર્વેને જાણીતું ને ઘણું ઉપયોગી છે. કાગદી લીંબુની છાલમાંથી જે તેલ નીકળે છે, તેને (ઓઇલ ઓફ બર્ગમોટ) કહે છે. દાંણાંમાંથી નીકળે છે તેને કેરોતું તેલ કહે છે. લવંગનું તેલ એનાં ફુલની બંધ કળીમાંથી કાઢે છે. એ વીગેરે તેલ લીંબુનું, જાયફળનું, વીગેરે છે.

તેલ કાઢી લીધા પછી ખાંડ, ગુંદર, સ્ટાર્ચ, ઈંડાની સફેદી જેવો પદાર્થ વીગેરેની ભેગી મેળવણીનો જે ઠરો નીચે ઠરી રહે છે, તેને ખોળ કરીને કહે છે. તે ઢોરને ખવરાવવા માટે વપરાય છે.
S.

**સ્ત્રીઓમાં હુશીયારી**—નીચલા વર્ગોમાં પુરૂષોકરતાં સ્ત્રીઓનાં ભેજાં વધારે ચપલ હોય છે. એક જાણીતા તબીબ કહે છે કે જ્યારે એક મજુર અને તેની બાઇડી મારી સલાહ લેવા આવતાં, ત્યારે સૌથી સ્પષ્ટ અને ચોકસ હકીકત હમેશાં તે સ્ત્રી તરફથી તેને મળતી હતી. તે પુરૂષનું ભેજું આ કારણ માટે ઘણુંજ ધીમેથી ચાલતું હતું. આ કાંઇ એક અસાધારણ તબીબી અનુભવ નથી. પેરીસનાં વકીલોએ પણ એવું શોધી કાઢેલું જણાય છે, કે સ્ત્રીઓ હમેશાં વધારે સારી રીતે ખોલાસો કરે છે. એક ફ્રેન્ચ લખનારનાં કેહવા મુજબ તેઓ હમેશાં કામદાર વર્ગનાં પોતાના ઘરાકોને કહે છે કે "તમારી બાઇડીને મારી આગળ મોકલો."



# ભલાઇનો બદલો.



કોટના ગીચ પારસી લત્તાની ભોઇવાડની સાંકડી શેરીમાં એક ગરીબ પારસી કુટુંબ વસ્તું હતું. જ્યાં સુધી બન્યું ત્યાં સુધી તો ઘરનો માલેક એટલે કુટુંબનો વડો કામ ઉપર જઇને મહીને દહાડે પચીસ ત્રીસ રૂપ્યાનો નજીવો પગાર કમાઇ લાવતો, તેમાંથી તેની બાયડી સુનાંબાઇ ઘરનો ખર્ચ ચલાવતી અને પોતે આખો દહાડો સીવી સાંધી કમાણી કરી રાખતી.

બે મહીના થયા સુનાંબાઇનો વર આદરજી બીમાર હોવાથી કામ ઉપર જઇ શકયો હતો નહીં; છુપી તાવથી તેના હાથ પગ ગળાઇ ગયા હતા, અને પગાર કપાવાની બીકથી માંદો છતાં તે કામે જતો અને તેમ કરવા જતાં દવાદારૂ વગર તે છેક માંદો થઇ ગયો. આદરજીની દવા દારૂમાં તેની બાયડીએ થોડું ઘણું બચાવી સંઘર્યું હતું તે પણ ખર્ચાઇ ગયું. થોડો ઘણો સામાન પણ વેચાવા લાગ્યો. તેઓ ઘણાં ગરીબહાલ હતાં; છતાં સ્વભાવે શાંત અને સાફ દીલનાં માયાળુ લોકો તેઓ હતાં. જે દહાડા જતા તેના તેઓ સુગરાના કરતાં; અને ફંડમાંથી પૈસા મેળવવાને હજી તેઓ પોતાનો હક સમજતાં ન હતાં.

"આએ ભરેલું ઝભલું હું આપી આઉંછું, આદરજી, એ એલચીદાનાની આલીબાઇનું છે. એના પૈસામાંથી દુધ, આટો કાંઇ લેતી આવીશ. આજે ઘરમાં ખાવાની એક સલીબી નથી," સુનાંબાઇએ ઝભલું બાંધી જતાં જતાં કહયું.

સાંજનો વખત હતો, ઓરડામાંની હજી બત્તી સલગાવી નહીં હતી. તે ઓરડો એટલો કંગાળ દીસ્તો, કે સાજો માણસબી તેમાં જરા વખત ઉભો રહે તો માંદો પડી જાય.

"વ્હેલાં આવજે, છોકરાંઓને માળ ઉપર મોકલતાં જજે," આદરજીએ કહ્યું.

એલચીદાનાની આલીબાઇએ ઝભલાંની ઉત્તમ ભરત જોઈ જે પહયું હતું તે સુનાંબાઇને આપ્યું. ભરતનાં ચાર રૂપ્યા મળ્યા હતા તે લઈ, તેણી હવે ખરીદી કરી વહેલી ઘર જવા નીકળી.

"જે વળી મને મારાં માયજી પાસે લઈ જાવો. હં ! હં ! મારાં મમા કયાં છે ?" એમ બોલતું એક પારસીનું નાનું બાળક તેણીની ઘસાઈ ગયલી સાડી સાથ મજબુત વળગ્યું.

આ બાળકને રડતાં જોઈ તેણીને માયા આવી. કોઇની બાળકી ભુલી પડી હશે એવું વીચારીને તેણીને ઘર પોંહચાડી

આવવાને તૈયાર થઇ. ઘરમાં તેણીનાં બાળકો રોટલી માટે ટળવળતાં હશે તેમજ આદરજીને સારૂં કાંજી જોઇશે તેનો વિચાર કરવા વગર સુનાંએ તે નાનાં બાળકને પુછયું,

"દીકરી તું કયાં રહે છે? તારાં માયજી કયાં છે? મને કહે હું મુકી આઉં."

"હં! હં! હં! મારાં મમા, મારાં કેવાં મજેહનાં બુટ, હં! હં!" તે બાળકીએ રડતાં ભાગુંતુટું કહયું.

તેણી ત્રણથી ચાર વર્ષની દીસ્તી હતી. તેણીનાં આંગમાં એક ફાટુંતુટું અતી કંગાલ સુતરાઉ મેલું કુરતું હતું; નાના પગો તો ખુલ્લાજ હતા. તેણી તોતરૂં બોબરૂં બોલતી હતી. દેખાવે તે, કોઇ સુનાં કરતાંબી વધુ કંગાલ લોકોનું બચ્ચું હતું; હીનભાગ્યે તે બાળકી પોતાનાં ઘરની કાંઇબી નીશાણી આપી શકે તેમ ન હતું, જેથી ભલી સુનાંએ દયા કરી તેણીને પોતાને ત્યાં લઈ જવા ચાહયું.'

"માયજી, આએ કોણ? સુનાં એ પોરી કોણની?" આદરજીએ તથા તેણીનાં બચ્ચાંઓએ તે છોકરીને જોઈ પુછયું.

"કોઇની ભુલી પડેલી છોકરી છે. એને રડતી ટળવળતી બાહર મુકી આવવાનો મારો વિચાર થયો નહીં. બચારૂં પશુ બચ્ચું રડતું ઉભુંહતું. એ આપણાં કરતાંબી કોઇ ગરીબનું બચ્ચું દીસે છે. આદરજી, આપણને હાંસલ જેવું કાંઇ નથી. સવારે એનાં માબાપને શોધી કાહડી પોંહચાડશું તો દુવા લાગશે, અને તે ગરીબોની દુવાથી મરૂં દાદારજી તમુને સાજા કરીને મારાં બચ્ચાંઓને પાછાં રોટલી દેખાડશે," સંતોષી સુનાં બોલી.

તેઓ ફકત એકજ ઓરડો વાપરતાં હતાં, જેમાં સુવાનું ખાવાનું અને સુંલોખી હતો.

સુનાંએ ઉતાવલમાં દુધની કાંજી બનાવી આદરજીને આપી અને રોટલી બનાવી ઈંડાનાં પોળા કરી બચ્ચાંઓ સાથે ખોદાના સુકરાનાં કરી પોતે જમી અને પેલાં નાનાં બચ્ચાંનેબી જમાડી પોતાનાં છોકરાંઓની પાસે સુવાડી દીધું. તે બુચીએ ખાવા અને સુવા પેહલાં ભેપુરૂં તાણી કહયું, "મને અહીં નહીં ગમતું, મને મારાં મમા પાસે લઇ જાવો. નહીં, અહીં નહીં." સુનાંએ તે પશુ બાળકજ હતું, એટલે જેમ તેમ પતાવીને સુવાડી દીધું.

આજ કાલ સુનાંનાં ભરવા સીવવા ઉપર ઘરનો ખર્ચ ચાલતો. સુનાં તે બાળકીને લઇ રોજ બહાર જતી, કે તેણીને ઓળખી તેણીનાં માતપીતા તેણીને તેડી લઇ જાય. ઘણાંઓને પુછતાં તેણીનાં માબાપનો પત્તો લાગ્યો નહીં.

ચાર પાંચ દીવસ વહી ગયા. એક દીવસ સુનાં તે બચ્ચાંને પાંખડીએ વલગાડી દેવલનાં મોહલ્લામાં પટેલને ત્યાં સીવવાનું આપવા જતી હતી, તેટલાં એક મોટી દુકાન ઉપર એક પારસીને ઉભેલા જોઇ બુચીએ પુકાર્યું,

"કાકા, કાકા,"

તે પારસીએ ઝટ પાછળ ફરી જોયું અને એકજ કુદકે દોડી આવી તેણીને ઉપાડી લીધી.

"બાઇ, આ બુચીને કયાં લઇ જતાં હતાં?" તેણે સુનાંને પુંછયું. "એ અમારી શેઠાંણીની એક પુરી બુચી છે; એને વાસ્તે મારાં બાઇએ ઘણી જાહેર ખબરો છપાવી છે, અને મોટાં ઇનામો પણ આપવા કાહાડયાં છે. એનાં આંગ ઉપરનાં કપડાંનું શું થયું?"

બુચી તેણીને કેવી હાલતમાં મળી હતી તે સુનાંએ મજકુર પારસીને જણાવ્યું. આ ઉપરથી તે પારસીએ બોંહોંસ કરી તેણીને તથા બુચીને લઈ ગાડીમાં બેસી હંકારવા કહયું.

"મને ઇનામની આશા નથી. તમે બુચીનાં માબાંપને ઓળખોછ તો તેઓને સોંપજોજી. બુચીએ તમુને ઓળખીને કાકા, કાકા, કીધું છે તે ઉપરથી સાફ જણાય છે કે એ તમુને ઓળખે છે," સુનાંએ કહયું. પણ તે પારસી જીદ કરી તેણીને પોતાને ત્યાં લઈ ગયો. એક ભપકાદાર બંગલા આગળ ગાડી આવી પોંહોંચી. તેઓ ઉતર્યાં.

"મારાં બાઇ પાસે અંદર આવોજી," તેણે કહયું.

એક સુંદર આરાસ્તે કીધેલાં દીવાનખાનાંમાં તેઓ ગયાં. તે ઓરડામાં એક સુંદર જવાન બાનું દયકાં ખાતી બેઠી હતી, તેણી પગલાં સાંભળી આતુર ચેહરે દોડી આવી, પોતાની બુચીને જોઇ તેણીને અતિઘણાં વ્હાલથી ભેટી પડી.

"મારી એગી, મારાં વ્હાલ," તે માતાએ તરેહવાર લાડકા શબ્દોથી બુચીને વધાવી લીધી.

"બેસોની માય, બેસોની?" તેણીએ તે પછી સુનાંને કહયું. "કુંવરજી બુચી કયાંથી મળી?" તેણીએ પુછયું.

"જી, બાઈ, હું દેવલનાં મોહલ્લામાં એક મોટા ઘડંયાળીની દુકાને ઉભો ઉભો આપણી બુચી રમતી હતી તે ઘડયાળ જોતો હતો; તેટલાં મને બુચીનો અવાજ આવ્યો અને મેં આ બાઇ સાથ તેણીને ઉભેલી જોઇ. તે ઘડયાળીને પુછતાં જણાયું કે કોઇ ફીરંગીએ તે ઘડયાળ તેને બે દહાડા થયા વેચ્યું હતું. એ ઉપરથી લાગે છે બાઇ કે તમે આપણાં છાકટા બટલરને કાહડી મુકયો, તેજ આ બુચીને બહાર ઘડયાળ સાથે રમતાં જોઇ ઉચકી ગયલો અને પછી એનાં આંગ ઉપરથી બધું કાહાડી લઈ, બચારાં બચ્ચાંને એખલું રખડતું કીધેલું; અને તેવા હાલે આ બાઇ એને જોઇ ઘર લઇ ગઇ હતી," કુંવરજીએ કહયું.

એ પછી સુનાંની બધી હકીકત તે પૈસાવાલી બાઇએ પુછી લીધી, અને તેણીને બહુ બોંહોંસ કરી હાથોહાથ ઈનામનાં રૂપ્યાની થેલી આપી મોકલી. પોતાના ખાસ ડાકટરને આદરજી સારૂ તેણીએ મોકલ્યો અને જયારે તે સદંતર સાજો થયો, ત્યારે તે ભલી બાઇએ પોતાની ઉપર થયલાં હેશાંનનાં બદલામાં તેને પોતાનાં ખાવીંદની મીલમાં મોટે પગારે રાખ્યો.

એ રીતે ગરીબ સુનાંને તેણીએ એક રવડતાં બચ્ચાં ઉપર કીધેલી ભલાઇનો બદલો મળ્યો.

ગરીબનું રવડતું બચ્ચું છે, એમ તેનાં કુરતાં ઉપરથી જોઇ સુનાં ચાલી જવા ચાહતે, તો આજે તેણીં આવો સુખી દહાડો જોતે નહીં. જે કામથી ખોદા રાજી થાય તેનો સારોજ છેડો આવે છે.

મેહેરબાનું કાવસજી દાવર.



# બેંકની ચોરી અને ડાબે હાથે ખુન.



મેહેરબાન વાંચનાર, હું એક આબરૂદાર વેપારીની આફીસમાં બુકકીપરનાં ઓધા ઉપર હતો. મારો સીનોર ઘણો માયાળુ અને મલતાવડા સ્વભાવનો શખ્સ હતો; તેને મારાં કુટુંબ સાથ પણ સારી પીછાણુ હતી. હું મારૂં કામ ઘણીજ સંભાળથી અને પ્રમાણીકપણે બજાવ્યો જતો, જેનાં બદલામાં મારો સીનોર મારી વારંવાર તારીફ કરી, મને ઉત્તેજણુ આપતો. પણ એમનું એમ હમેશાં ચાલ્યું નહી. મેં અચબુચ મારા વડાના ચેહેરા ઉપર કાંઇ ફેરફારો થતા જોયા; મારી તારીફ કરવી હવે તેવને એકદમ મુકી દીધી, અને મારી તરફ હને તેવણુ જતા આવતા શકથી જોવા લ.ગયા. આ ફેરફારો મેં મારી ઘણી દલગીરી વચે જોયા, પણ તેનો કાંઇબી અર્થ હું ઉપજાવી શકયો નહી.

એક દહાડે હું મારા ઓરડામાં ટેબલ નજદીક લખવા બેઠો હતો, તેટલાં તે કાગેજ ઉપર ઓળો પડયો. મેં પાછલ ફરી જોયું, તો ત્યાં મારો સીનોર મારી તરફ દલગીરીની આંખોથી જોતો ઉભો હતો. મેં ઝટ ઉઠી નમન કરી તેવણુને ખુરસી આપી.

"રેનોલ્ડ, બેસ, મને તારી સાથ કાંઇ વાત કરવી છે," તેવણુ બોલ્યા. તેવણુનાં સુખનને માન આપી હું બેઠો.

"તારા બાપ મારા ફ્રેંડ હતા, અને મરનાર સાથ મને ઘણી સારી પીછાણુ હોવાથીજ તેવણુ તરફની દોસ્તીને ખાતર મેં તેમનાં દીકરાને બુકકીપર જેવો મોટો ને જોખમ ભર્યા ઓધો આપ્યો. હું આજ તુલીક મારી ખુશાલી વચે જોતો હતો, કે તે આબરૂદાર બાપનો જવાન દીકરો પ્રમાણીકપણે પોતાનું કામ બજાવ્યો જતો હતો. પણ હવે હું ઘણી દીલગીરી સાથ જોતું છું, કે તેમ રહયું નથી."

મારા વડા મી૦ ડેવીડસનનાં આવા શબ્દો સાંભળી હું તો દીગમુઢ બની ગયો. ઘણે વારે મને બોલવાની શુદ્ધ આવી. આ બધો વખત મી૦ ડેવીડસન મારીગમ ટીકી ટીકીને જોતા હતા.

"સાહેબ, તમો જરા ખુલાસાથી બોલવાની મેહેરબાની કરશો ? હું કાંઇજ સમજી શકતો નથી," મેં નરમીથી કહયું.

"ઠીક ત્યારે સાંભલ, તેં આપણી બેંકનાં ચોપડાઓમાં ગયા શનીવારે દોઢસો ફ્રાંક જમે ખાતે લખીને તેટલાં રોકડાં નાણું મારાં ખાનગી ખાનામાં મેલ્યાં, જેની ચાવી એક તારી પાસ અને બીજી મારા કને રહે છે. હવે તેજ ખાનામાંથી મેં નાણું ગણ્યાં, તો પચાસ ફ્રાંક ઓછા છે. અને માત્ર ત્યાં સોજ ફ્રાંક બાકી છે. ત્યારે તે ગયાં કયાં ? ખાનગી ઓરડામાં તું અને હું સિવાય બીજું કોણ દાખલ થાય છે ? કોઈ કાલો કુતરોબી નહી. વળી પરમ દહાડે તેં ચોપડાઓમાં રોકડા મળેલા બસો ડોલર જમે કીધા છે. તે છતાં મને મારાં ખાનામાંથી કાલે માત્ર પોણાસો ડાલર મળ્યા છે. તું એક આબરૂદાર બાઇનું ફરજંદ છે, અને તારી ઉપર હું એકદમ શક લાવવા પણ માંગતો નથી–તેમ કરવા હું રાજી નથી. પણ ત્યારે એમ ઝપોઝપ નાણું ગુમ કેમ થઇ જાય છે, ને પૈસાને પાંખ કેમ આવી છે તેનો ભેદબી સમજાતો નથી. વળી તે સાથે હું તારાંમાંબી કાંઇ ફેરફાર જોઉં છું. મેં સાંભળ્યું છે, રેનોલ્ડ, કે તેં "ઓરંજ ગ્રોવ"વાળું મકાન ખરીદયું છે ?"

"ખરૂં છે સાહેબ, પણ તમો જો એમ કહેવા માંગતા હોવો, કે તે બેંકનાં ચોરાયલાં નાણાંથી ખરીદવામાં આવ્યો છે, તો તેમાં તમારી ભુલ છે. તે પૈસા મારાં ગરીબ વીધવા માતાનાં છે. મારી કમાણી ઉપર ઘર ખરચ ચાલતો હોવાથી તેવણુની ટુંક રકમ વ્યાજે વધી, અને તેથી તેવને પેહેલાં તે રકમ એક મકાન ખરીદવામાં રોકી દીધી. ખાતરી કરવી હોય તો સાહેબ, જરૂર લાગતા વલગતાઓમાં બોલ કરો."

"શાંત થા છોકરા, આટલો ઉશકેરા ના," મારાં ખભાં ઉપર હાથ મેલી મી૦ ડેવીડસન બોલ્યા, "હું તારી ઉપર એકદમ શક મેલતો નથી, પણ ત્યારે તું એની સાથે સાથે શોધ કરવી ઘટે છે."

"હું તે માટે તૈયાર છું," આટલું બોલી હું તુરત ઉઠી ઉભો થયો. "એક અઠવાડયાંની મને મેહેતલ આપો. કાલે ફેરીયર–હેરલની કંપનીમાંથી ત્રણસો ડાલર આવવાનાં છે અને હું હવે તે બાબે સાહુચેતી રાખીશ. તમારી સાંમેજ તે નાણું ગણી ગાંઠીને ખાનામાં મેલી, મારી પાસની ચાવીબી તમનેજ સોંપી દેવશ. પણ એક વાત હાલ ધ્યાનમાં રાખજો, સાહેબ, તે એ કે આ વાત બહાર જાય નહીં. હાલ તરત આપણે વગર ગડબડે ઓફીસનું કામ ચાલવા દઇએ તો સારૂં."

"ઠીક છે." મારા સીનોર તે કહીને ઓરડો છોડી ગયા. અને હું મારી કલમ બાજુ મેલી ચોપડો દુર ખસેડી, ખુરસી ઉપર અઢેલાઈ વિચારમાં પડયો. અંતે અડધા કલાક પછી ઉઠયો; બેંકનાં નાણું ઉચાપત કરી જનાર ચોર બહારનો કે ઓફીસનો હતો, તે મારે કોઇબી રીતે જાણવું કે ખોલી કહાડવું જોઇએ.

બીજે દીને ફેરીયર–હેરલની કંપનીએ ત્રણસો ડાલર જે અમારી પેહેડીનાં ઉઘરાણી લેવામાં આવ્યા હતા, તે મોકલાવી આપ્યા. મેં તે મી૦ ડેવીડસનની રૂબરૂમાં ગણી તેમની ઓફીસનાં ખાનગી ખાનાંમાં મેલી મારા પાસની ચાવી તેમને હવાલે કીધી. સાહુચેતીથી નાણું ગણી જોયા પછી

મી૦ ડેવીડસન કુંચી લઇ ચાલી ગયા. સાંજે ઘર જતી વેળા મેં કોઈ નહી જોય તેમ તે ઓરડાનાં બારણાંનાં કડાં ઉપર થોડો લાલ રંગ લગાડી બાકીનો થોડો તે ઓરડાની અધવચમાં આવેલી એક સળીયા વગરની બારીને લગાડયો. આટલું કરી હું ઘરે ગયો.

બીજા દહાડાની હું ઈંતેજારીથી રાહ જોતો બેઠો. અંતે બીજી સવારે હું ચીંતાતુર હાલતમાં ઓફીસે ગયો, સાં મેં નીચલી શોધ કીધી. શરૂઆતમાં દરવાજો ખોલતાં મેં અડગરાનાં કડાં તરફ જોયું, તો તે ઉપરનો લાલ રંગ જેવો ને તેવો સલામત એમનો એમ પડી રહયો હતો. તે પાક્કા સાહુકારે પોતાની પધરામણી સાં નહી આણી હશે, એવા ખ્યાલમાં હું ઓરડામાં દાખલ થયો પણ ખાનું તમામ ખોલ્લું જોયું અને મારા ખોદા! વળી તેણી તમામ ખાલી! માંહે એક દમડીણી ન મળે. મારી ચીસથી પડોશનાં ઓરડામાંથી મી૦ ડેવીડસન દોડી આવ્યા.

"કેમ?" તેવને સવાલ કીધો. "હું તમારીજ વાત જોતો હતો, કે તમો આવો તો આપણે સાથે ખાનું ખોળીએ. અરે પણ આ શું—"

"ખાનું તો ખાલી!" મેં પુરું કીધું.

બે પલ તેવણ દંગ જેવી હાલતમાં ઉભા રહી ગયા પછી મારી નજદીક આવી મારો હાથ ઝાલી તેવણ બોલ્યા, "રેનોલ્ડ, તારા ઉપર હું શક લાવવા માટે શરમીંદગો છું. અરે પણ આ ખરા ચોરની શોધ હવે તુરત થવી જોઇયે. કોઇ—"

"થોભો, થોભો, આ શું? મી૦ દેવીડસન, હીસાબનો ચોપડો આપણે ખાનામાંજ મેલ્યો હતો, તેને આ લાલ ડાઘ લાગયા છે, તે તમને દીસે છે?"

"હા, હા, પણ તે ઉપરથી શું સમજીયે?" સીનોરે પુછયું. "એ લાલ ડાઘ શાના હશે?" હું તુરત બારી નજદીક ગયો. બારીનાં ચપટીયાં ઉપર જે લાલ પ્રવાહી મેં લગાડયો હતો તે ઉપર કોઇનાં આંગળાં પડયાં હતાં, પણ અજાયબીની વાત તો એજ કે બારી પકડીને અંદર ચહડી આવનારનાં એકજ હાથનાં પાંચ આંગળાંનો આકાર સાં પડયો હતો. તે આંગળાંનાં આકાર અને પંજા ઉપર મેં મારો હાથ ગોઠવી જોયો, તો તે ડાબો હાથ માલમ પડયો. હું હવે ચોપડા તરફ ગયો. તે ઉપર પડેલો લાલ ડાઘ તે અંગોઠાનો આકાર હતો, અને મારી અજાયબી વચે મેં તે અંગોઠાને તેનાં આકાર ઉપરથી ડાબા હાથનાં તરીકે પીછાણ્યો. આ બધો વખત મી૦ ડેવીડસન ચુપચુપ મોંઢે મને તપાસતો બેસી રહયો હતો. હું હવે તેવણ તરફ ફરયો.

"નાણાં ચોરી જનાર એક બહારનો શખ્સ છે, નહી કે આ આફીસનો. તે એટલાં ઉપરથી સીદ્ધ થશે, કે જો તે આફીસનોજ હોતે, તો બારણાં વાટેથી આવતે, પણ આતો બારીએથી આવ્યો છે—"

"પણ તમે તે કેમ જાણયું?" તેવને મને પુછયું.

"મેં થોડો લાલ રંગ અંદરનાં બારણાંનાં અડગરાને, તેમજ આ બહારની બારીને લગાડયો હતો. બારણાંનો રંગ જેવોને તેવો છેડીયા વગરનો છે, જયારે બારીનાં ચપટીયાં ઉપરનાં રંગપર આદમીનાં ડાબા હાથની આખી હથેલી આંગળાં સહીત પડેલી છે. વળી ચોપડોબી ખોલી જોવામાં આવ્યો છે. અને સાંબી જે આંગળાં પડયાં છે, તે ડાબાજ હોવાથી આટલું સીદ્ધ થાય છે, કે તે ચોરી કરનાર શખ્સનો જમણો હાથ હતો નહી. આ એક ડાબા હાથનો ચોર છે."

હેરત ભરી આંખો સાથ મારા સીનોરે આ બધુ સાંભળ્યું. "રેનલ્ડ હું તારો ઉપકાર કદી ભુલીશ નહી, તારી આ શોધો ઘણી કીમતી છે. હું હમણાં માણસ દોડાવી સ્કોટલંડ યાર્ડમાં તાર કરાવી એક બાહોશ ડીટેકટીવને બોલાવી મંગાઉછું."

અને ઘસારાબંધ તેવણ તે ઓરડો છોડી ગયા.

એક અઠવાડયું વહી ગયું. એક દહાડે હું દુર એકાંત જંગલમાં ફરવા નીકળ્યો. મારા હાથમાં શીકારની બંદુક હતી, અને મારી આંખો અને કાનો શેકારની શોધમાં આમ તેમ ફરી આતુર બનયા હતા. તેવામાં અચબુચ મારે કાને કોઇનો કલાપીટ કરતો આવાજ આવ્યો. મેં ધ્યાન દઈ સાંભળ્યું, તો તે એક સ્ત્રીનો નાજુક આવાજ હતો. હું તુરત ઝાડીઓમાંથી રસતો કરી, તે આવતા દુઃખી આવાજ તરફ ગયો. અત્રે લીલાં ઘાસની ઉપર સોલથી સતર વરસની એક જવાન છોડી કાંસતાં કુમલાયલા ચેહેરા સાથ બેઠી હતી. તેણીનાં ભુરા વાળોનાં રીબીન વગરનાં જથ્થા અને સાદા પોશાક ઉપરથી તેણીની ગરીબી જણાઈ આવતી હતી. તેણીનો એક હાથ પગની ગુંટણી ઉપર મેળાયલો હતો. તેણી ઘણી દયા ઉપજાવવા જોગ અવાજે દુઃખથી કાંસતી હતી.

"શું છે બાઈ?" મેં નરમીથી પુછયું.

તેણી મને જોતાંજ ચમકી.

"ઓ સાહેબ, મારા પગને ઘણી સખત ઇજા થઈ છે. હું બીહું છું કે મારી ગુંટણી છુંદાઈ ગઈ છે."

"પણ તે કેમ થયું?"

"હું સપરચન તોડવા ઝાડ ઉપર ચહડી, અને હાથ છટકવાથી ગબડી પડી. ઓહો! રે! અરે!"

"હું તમને મદદ કરશ, તમે કયાં રહો છો?"

"અંહીથી થોડેક છેટે, સાહેબ, હું અંહી મારા બાવાને માટે ગુસબેરી ચુંટવા આવી હતી, પણ આ પાકાં સપરચનોએ મને લલચાવી. ઓહો! હાય!"

"પણ, હું ધારું છું કે તમે મારા હાથનો ટેકો લઈ ચાલશો તો તમારેથી ચલાઈ શકાશે, જરા અજમાવી જોવો," મેં હાથ લાંબો કરતાં કહયું.

તેણીએ મારા તરફ ઉપકારની નજરે જોઈ મારો હાથ લીધો. મેં તેણીને હલવે ઉઠાડી ઉભી કીધી. પેહલે તેણીએ તે અપકાયલો પગ હેઠે મેલવાની હીમત કીધી નહી, પણ પછી

ધીરેથી મુકતાંજ તેણીનાં મુખમાંથી એક દુઃખની ચીસ નીકળી પડી. અંતે મારા હાથ ઉપર અઢેલી, લંગડાંતાં લંગડાંતાં, અમો ચાલ્યાં.

"સાહેબ, તમને મારા ખાતર કેટલી તકલીફ પડે છે," તેણી ફરીથી એક ઉપકારની નજરે મારા તરફ જોતાં બોલી. મેં તેણીને ટુંકમાં જણાવ્યું કે મને કશી તકલીફ જેવું ન હતું. એ તો માત્ર એક ઈનશાન જાતની ફરજ હતી. થોડે વારે મેં તેણીને પુછ્યું.

"તમો તમારા બાવાની સાથ એકલાં રહો છો?"

"હા સાહેબ."

"અને તેવણ પોતાનાં ગુજરાણ સારૂં શું ધંધો કરે છે?" મેં સવાલ પુછવાનું જારી રાખ્યું.

"અફસોસ! કંઈજ નહી. તેવણ કામ કરવાને તો શું, પણ ચાલ હાલ કરવાનેબી તદન અશકત છે."

"તેવણને શું છે?"

"લકવો. આજ ઘણાં વરસો થયાં તેવણ તેથી બીમાર છે. કોઈ વેળા તો મને મારે હાથે તેવણને જમાડવા પડે છે. ગરીબ બીચારા મારા પપા, તેવણ પોતાનું દુઃખ ઘણું સબુરીથી ખમે છે."

અંતે અમો ઝુપડાં આગળ આવી પુગાં.

"આ અમારૂં ઝુપડું છે, તમે અંદર આવશો સાહેબ, તો મારા બાવા ઘણાં ખુશી થશે. તમારો ઉપકાર—"

"ઉપકાર જેવું કાંઇજ નથી. હું ખુશીથી આવશ," આટલું કહી હું તે છોકરી સાથ તેનાં મકાનમાં ગયો. આગળનાંજ ઓરડામાં એક પૈડાંની ગાડીમાં એક મધ્યમ વયનો શખસ સખત લાકડાં જેવો થઇને પડયો હતો. તેનું આંગ જરાબી હાલતું ન હતું. પોતાની બેટીને લંગડાતી જોતાંજ તેણે ફીકરથી પુછ્યું.

"મારી લાડકી તારા પગને શું થયું?"

"કંઇજ નંહી પપા, કંઈ ઘણું નથી, સેહેજ વાગું છે. પણ આ ભલા જવાન જો મને મદદ કરવાને નહી આવતે, તો હું અત્યાર સુધી જંગલમાંજ પડી રહેતે."

હવે તે શખ્સે પોતાની લીલી આંખો ઉપકારની ઢપે મારા તરફ ફેરવી. મેં નમન કીધું. એ પછી તેઓએ મને ત્યાં તેઓ સાથ ખાણું લેવાનું નોતરૂં કીધું, જે મેં કબુલ્યું. પેલી જવાન છોડી ગરમ પાણીએ પોતાની જોખમાયલી ઘુંટણી ધોવા લંગડાતી લંગડાતી બીજા ઓરડામાં ચાલી ગઈ. અને અમો બંને એકલા પડયા. તે બુઢાની વાત ઉપરથી જણાયું કે તે ૭ વરસ થયાં, તદન નાકૌવત થઈ પડયો હતો, જયારે તેનો એકલો આધાર તેની આ સબુરીવંત ડાહી છોકરીમાં હતો. બહારનાં જંગલમાંથી મને જંગલી પક્ષીઓનાં કલો-બકોરનો સાદ આવ્યો, કે હું ઉઠી ઉભો થયો.

"સાહેબ, તમને કાંઇ અડચણ નહી હોય, તો આ મારી બંદુક જે ખાલી છે તે અંહી રહેવા દેશો? હું હમણાં જરા આ ટેકડી ઉપર આવી ઉતરેલાં પક્ષીઓની લડાઇ જોઇ પાછો ફરશ."

તે લકવાના બીમારે મને મારી મરજી મુઆફક કરવા કહેવાથી હું બહાર નીકળ્યો.

હું અત્રે પક્ષીઓની પુઠે દોડયો. ટેકડી પછી ટેકડીઓ કુદાવી મેં તેઓને હંફાવી ઉડારીયાં; એઓમાનું એક સુંદર પક્ષી, એક ઊંચા ઝાડ ઉપર ઉડી ગયું. ત્યાં તેનો માળો હશે, એમ ધારી મેં તે ઝાડની ડાલી પકડી ઉપર ચહડવા માંડયું. ઝાડ ઉપરથી ચોપાસનો દેખાવ ઘણો રળીયામણો લાગતો હતો. ફરતી ફરતી મારી આંખ્યો પેલા દરદી બુઢાનાં ઝુપડાંમાંનાં એક ઓરડામાં આવેલી કાચની બારી તરફ દોડી, ત્યાં મેં શું જોયું? અજાયબીથી હું સ્તબ્ધ બની ગયો! ઘભરાટથી હું અવાચક થઇ ગયો! ગુસ્સાએ મને ઘેલો કીધો! જયારે ખુશાલીથી હું ખીલી નીકળ્યો! તે ઓરડાની અધવચે પેલીજ છોડી જે એક મીનીટ આગમજ—અરે—હં—ઉંઉંઉંનાં કાંસતા કરાંજતા દયાજનક ટુકારા કરી લંગડાતી હતી, તેણી કમરે હાથ ટેકવી અહીંથી તંહી અને તંહીથી અંહી ખુશાલીમાં ડેન્સ કરતી ઉભી હતી. અને તેણીની બાજુમાં તેનો બાપ, પેલો ૭ વરસથી લકવાથી અકડી ગયલો ડોસો, જેનાંમાં ઉઠી ઉભું થવાનું જોર ન હતું, તેને વાઘ જેવી ફલાંગે ચાલતો આવી, કબાટ ખોલી માહેથી મોહટું એક લોઢાંનું ડીંગેલું કહાડી પોતાનાં ઢીલાં પેહેરણમાં છુપાવ્યું.

એ તે અજાયબી હતી! લોઢાનાં ડીંગેલાંએ મને ઘભરાટથી બાવરો બનાવ્યો, જયારે મને એક દુકતીથી છેતરાયલો જાણી હું ગુસ્સાથી ઘેલો બન્યો. પણ ત્યારે ખુશાલી શાની હતી? મારાં ભલાં વાંચનાર, ખુશાલી એકે તે દગાખોર બુઢા દેખાતા શખ્સનો જમણો હાથ કપાઇ ગયલો હતો, અને તેને ડાબે હાથેજ કબાટ ખોલી ડીંગેલું કહાડયું હતું. તે ડાબે હાથનાં ચોરને પકડી પાડવાની તે ખુશાલી હતી.

હું ગુપચુપ ઉતરી શાંત ચેહેરો કરી, થોડો વાર બહાર ફરી ઝુપડાંમાં ગયો. અલબત દરદી બીચારો ખુરસી ઉપર લાઇલાજ થઈ પડયો હતો!! જયારે પેલી ઠગારી દુકતી ઓ! અરે! હંહં! કરતી ઘુંટણી દાબતી બેઠી હતી.

મેં ગુપચુપ જઈ બારીની પાસે જગ્યા લીધી. મેં બારીકીથી ચોરના પેહેરવેશ તરફ જોઇને જાણી લીધું હતું, કે ડીંગેલું ડાબા હાથ તરફજ છુપાવી રાખવામાં આવ્યું હતું.

અમારી વચ્ચેની ચુપકીદી પેલી છોડીએ તોડી.

"અરે જોવો તો પેલું કેવું વીકાળ વીચીત્ર પ્રાણી."

"હું જાણતો હતો, કે તેઓ તરફ પીઠ કરી હું તે જોવા ઉભો થવશ, તો તુરત પેલાનાં ડીંગેલાનો ભોગ થઇ પડશ. આથી હિંમત પકડી ઉઠયો અને બારીની બહાર નજર ફેંકવાનું ડોલ ઘાલી, મેં તુરત મારાં પેહેરણમાંથી ૭ બારની રીવોલવર ખેંચી કહાડી. પછી મેં પાછળ ફરી

ઝપાટામાં તે ઢોંગી દુકડીને કમરમાંથી ઉંચકી સામે પટકી દીધી. અને વીજળીક ઝડકપે તે આદમી તરફ ફર્યો. આ વેળા પેલો એકદસ્ત ઉભો થયો હતો. અને પેલું ડીગોલું અડધું ગુમાવ્યું હતું.

"નાખી દે, એ ઓ કંગાલ!" હું મારી રીવોલવરનું થંડું માથું તેનાં કપાળ તરફ ટીકવી બોલ્યો. "નાખી દે, નહી તો તારો જાન લઇશ. હું તુંને ઓળખું છું!"

પેલો દગાબાજ દેવ ધાસ્તીથી પાછલ હટયો. તેનાં હાથમાંથી ડીગોલું સરી પડયું, તેને માથાંથી તે પગ સુધી ધુજતો જોઇ પેલી નાની વન્તરી બીહીને બીજે બારણેથી ઝુપડાંની બહાર નીકળી નહાઠી.

"અરે એ તો ફકત એક મશકરી હતી, ભલા જવાન," પેલા પક્કા ચોર અને ખુનીએ જેમ તેમ હસ્તો કરવાની તજવીજ કરતાં કહયું.

"હું જાણું છું, હું સારી રવેશે સમજું છું, એ ફરેબી," મેં કહયું. "હુંબી મશકરીજ કરવા માગું છું, ચાલ ભોંય ઉપર ઉંધો પડ."

"પ-પણ શા માટે?"

"હું તારા હાથ પગ સીકડવા માગું છું. કારણ હું જો બહાર નીકળીશ, તો તું મને પાછળથી વીંધી નાખવા ચુકશે નહી."

"નહી, નહી, મારી પાસ બંદુક નથી."

"ચુપ રહે એ ફરેબી એકદસ્ત, તારા ઉપર કોણ વિશ્વાસ લાવે? ઠગારા," એમ કહી, મેં જબરીથી તેને ભોંયે પાડી તેનાં હાથ પગ સીકડી લીધા. તેને ભોંયેજ પડેલો રાખી હું પેલી મક્કારે દુકતીની શોધમાં નીકળ્યો. જંગલનાં છેડા આગળથી તેણી મને મળી આવી. મેં તુરતજ તેણીને પકડી એક ઓરડામાં બંધ કીધી. મારૂં કામ આમ સાહુચેતીથી કરી મેં તુરત શેહેર તરફનો રસ્તો લીધો. ઉતાવળમાં મેં મી૦ ડેવીડસન આગળ મારા ઉપર વીટેલી કહાણી કહી સંભળાવી. અને પછી તેવણ તેમજ ડીટેકટીવ અને બીજાં થોડાં માણસ સાથ હું તે ઝુપડાં આગળ પાછળ આવ્યો. પેલા પાપીએ બચવાનાં ફાફાંમાં અંહી તંહી પછાડ કરેલી લાગતી હતી. પેલી છોકરીનેબી એ ત્રણ જણ તેણીનાં ઓરડામાંથી ખેંચી લાવ્યા.

મી૦ ડેવીડસને તે દગાબાજને જોતાંજ તુરત પોતાનાં એક આગળા નીમકહરામ નોકર તરીકે ઓળખ્યો. આ ઉપરથી તો મારી ખાતરી થતી ગઈ.

"મી૦ ડેવીડસન, એ કોઈ દહાડો તમારી આફીસનાં ખાનગી ઓરડામાં જતો હતો?" મેં પુછયું.

"હા ઘણી વેળા," જવાબ મળ્યો.

"અરે આ શું એનો એક હાથ તો ગેપ છે. જમણો હાથ કપાઇ ગયલો છે," ડીટેકટીવે વાંકો વળી તેનાં બદનની શોધ ચલાવી. તે ખુની ચોરના દાબા હાથ ઉપર હજુર તે લાલ રંગ અનામત હતો. વળી વધુ ખોલ કરતાં, તેનાં અંદરનાં પેહેરણમાંથી એક ચાવી મળી આવી, જે મી૦ ડેવીડસનનાં ખાનગી ખાનાને મલતીજ હતી. આટલા પુરાવા પુરતા હતા. ડીટેકટીવે વધુ ખોલ તેનાં ઘરમાં ચલાવી અને મી૦ ડેવીડસનનાં ચોરાયલાં નાણાંનો ગોટો હીસ્સો તેમને લાવી આપ્યો.

પેલા એકદસ્તની તપાસ થઇ, અને મારૂં ખુન કરી લુટવાની તજવીજ માટે તેને બાર વરસનાં સખત કેદખાનાંની સજા મળી હતી. કારણ જો હું અકસમાતીક તેની પાપી હીલચાલોની માહીતગીરી ન મેલવતે, તો તે શીતુરી ચોર પોતાનાં ડાબા હાથે મારૂં ખુન કરતે. પેલી જવાન ઢોંગી છોકરીને વર્કહાઉસમાં મેહેનત કરવા મોકલી દેવામાં આવી. મારા સીનોરે મારી દસ વખત માફી માગી, મને મોટા પગારની નોકરી આપી પાછલથી મને બેંકનો મેનેજર બનાવ્યો. જયારે પેલાં પાછાં મળેલાં લુટાયલાં નાણામાં સો ડાલર ઉમેરી તેવને તે ડીટેકટીવને બક્ષીસ આપ્યા.

જરખાતું કાવસજી ડાક્તર.

---

**સીનોરા ડી કુઝીનો,** જેણી ચીલીના મુલકમાં એક વીધવા છે, તેણી દુનિયામાં સૌથી તાલેવંત સ્ત્રી ગણાય છે. તેણી ચાર કરોડ પાંડની દોલત ધરાવે છે. ચીલીમાં આવેલી તેણીની મીલકતો જોવા લાયક છે અને તેઓનો ભપકો વર્ણવી ન શકાય તેવો છે. તેણી ઉમ્મરે પચાસથી સાઠક વરસ સુધીની, કદે ઉંચી, સામલા દેખાવની અને હજી ઘણી ખુબસુરત છે. તેણીને આ ગંજાવર દોલત તેણીના પીતા, ભાઇ અને ધણી તરફથી મળી હતી, જેઓ સર્વે પોતાની સઘળી દોલત તેણીને સ્વાધીન કરી મરણ પામ્યાં હતાં. એ દોલતમાંનો મોટો ભાગ તેણીના પીતા તરફનો હતો, જે ચીલી અને પીરૂમાં આવેલી ત્રાંબાની સઘળી મોટી ખાણોનો ધણી હતો. આખાં યુરોપખંડમાં વપરાતાં ત્રાંબાનો પોનો ભાગ ઉપલા રાખશનું ત્રાંબુ હતું. આ વીધવાની સંખ્યાબંધ મીલકતોમાંની એક વાલપારેસો નામના શેહરથી આસરે બસો માઇલને અંતરે દરીએ કીનારે આવેલું તેર હજાર માણસોની વસ્તીવાળું એક ફળદ્રુપ શેહર છે, જેમાંનું દરેક ઘર, દરેક મીલ અને જમીનનો દરેક કટકો આ વીધવાને સ્વાધીન છે,' અને તેમાં વસનારા દરેક જણ ગુજરાન માટે તેણીનો આધારરાખે છે. સેનતીઆગોના શેહરમાં આવેલું તેણીનું રહેઠાણ સંગેમરમરનો એક મોટો મેહલ છે, તેને બાંધવાનો એકંદર ખરચ કેટલો થયો હશે તેનો ખ્યાલ એટલાં પરથી આવી શકશે, કે ફકત તેના બાહેરના દરવાજાનો ખરચ પચાસ હજાર પાંડનો થયો છે. તેમાં સૌથી સુંદરમાં સુંદર હુન્નરમંદી અને કારીગરીના નમુના જોવામાં આવે છે. તેણીમાં કામ કરવાની શકતી ઘણી અજબ જેવી છે. તેણી પોતાની મીલકતો, કારખાનાં અને ખાણોમાં થતાં કામકાજનો રોજીંદો હેવાલ મંગાવી તપાસે છે અને એ રીતે સઘળી બાજુએ પોતે તકેદારી રાખે છે.

---

આપણે હંમેશાં એક બીજાંને ગેરઇનસાફ કરીએ છીએ અને ઘટે તે કરતાં વધારે સારૂં યા નરસું એક બીજાં માટે બોલીએ છીએ, કારણકે આપણે ફકત છુટા છાયા બોલો અને કામો સાંભલીએ છીએ અને જોઇએ છીએ. આપણે એક બીજાંનો ખવાસ જોતાં નથી.